શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસપ્રણિત

# હરિવંશ

અથવા

## ઉત્તર મહાભારત

ભાગ ૨ જો

## વિષ્ણુ પર્વ

# HARIVAMSHA

OR

# Uttar Mahâbhârat

OF

**Krishna Dwaipayana Vedavyasa**

Translated into
**Gujarati Prose** by
AMBALAL BULAKHIRAM JANI, B. A.

Vol II—Vishnu Parva


Printed, bound and sold at the
"GUJARATI" PRINTING PRESS
Sassoon Buildings, Circle, Fort, Bombay.

A. D. 1925

ॐ

तत्सत्परमात्मने नमः

શ્રીકૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસ વિરચિત

# શ્રી હરિવંશ

અથવા

## ઉત્તર મહાભારત


(સંસ્કૃતમાંથી ગુજરાતી ભાષાંતરકર્તા)

અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.


### ગ્રંથ ૨ જો—વિષ્ણુ પર્વ


મુદ્રક, પ્રકાશક અને વિક્રેતા

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ—મુંબઈ.

વિ. સં. ૧૯૮૧ ઈ. સ. ૧૯૨૫

# શ્રી હરિવંશ અથવા ઉત્તર મહાભારત

## અનુક્રમણિકા

### વિષ્ણુ પર્વ

વિષ્ણુ પર્વ
સમાપ્ત

श्रीकृष्णद्वैपायन विरचित

# श्री हरिवंश

## विष्णु पर्व

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

॥ श्रीः ॥

શ્રી સદ્‌ગુરવે પરમાત્મને નમ:

# શ્રી હરિવંશ

## વિષ્ણુ પર્વ

### અધ્યાય ૧ લો

### નારદનું આગમન અને કંસને તેના વધની ચેતવણી

શ્લોક:—नारायणं नमस्कृत्य नरञ्चैव नरोत्तमम् ।

देवीं सरस्वतीञ्चैव ततो जयमुदीरयेत् ॥

નારાયણ નરને અને નરોમાં ઉત્તમ એવા પરમાત્માને, તેમજ આ ત્રણ તત્ત્વોનું યથાર્થ જ્ઞાન કરાવનારી દેવી સરસ્વતીને નમસ્કાર કરીને જય એટલે મહાભારત ગ્રંથનો આરંભ કરાય છે.[1]

वैशम्पायन उवाच—

ज्ञात्वा विष्णुं क्षितिगतं भागांश्च त्रिदिवौकसा ॥ १ ॥

विनाशशंसी कंसस्य नारदो मथुरां ययौ ॥ २ ॥

વૈશંપાયન કહે છે:—હે જનમેજય! પૃથ્વી ઉપર વિષ્ણુભગવાન્ અવતાર લેવાને ઉતર્યાંની તથા દેવતાઓએ પોતાના અંશોને યોગ્ય સ્થાને પ્રકટાવ્યાની વાત જાણ્યા પછી, કંસને તેના થનારા વિનાશના સમાચાર કહેવાની ઇચ્છાથી નારદમુનિ મથુરાંપુરી ગયા.[1] નારદે સ્વર્ગમાંથી ભૂમિ ઉપર સત્વર ઉતરી આવી, મથુરાં નગરીના ઉપવનમાં મુકામ કર્યો; અને (પોતાના આવ્યાના સમાચાર કહેવાને) ઉગ્ર-સેનના પુત્ર કંસ પાસે એક દૂતને પાઠવ્યો.[2] એ દૂતે કંસને તેની પાસે જઈ નારદમુનિએ પાસેના ઉપવનમાં મુકામ કર્યાંના સમાચાર જણાવ્યા. નારદના આવ્યાના સમાચાર સાંભળી, કમલ જેવાં વિશાલ લોચનવાળો અસુર કંસ ઉતાવળે પગલે મથુરાંપુરીમાંથી એ ઉપવન તરફ ચાલી નીકળ્યો. ત્યાં તેણે પાપથી નિર્મળ થયેલા, પ્રશંસાને પાત્ર, પોતાના અતિથિ, દેવર્ષિ નારદને જોયા.[3-4] ઉપવનમાં આવતાં જ નારદમુનિનું સ્વરૂપ અગ્નિના જેવું ઉજ્જ્વળ અને તેજસ્વી દેખાવા લાગ્યું, અને તેમના શરીરની કાન્તિ સૂર્યના જેવી ઝળહળી રહી. આવા સ્વરૂપવાળા નારદ મુનિ દૃષ્ટિએ પડતાંવેત જ કંસે તેમને સ્તુતિ-વચનો કહ્યાં. પછી તેણે યથાવિધિ તેમની પૂજા કરી,[5] અને તેમની આગળ અગ્નિ સમાન ચળકતું સુવર્ણનું આસન મૂકાવ્યું. એટલે ઇન્દ્રના સખા નારદમુનિ એ આસન ઉપર બેઠા.[6] તે પછી તેમણે ઉગ્રસેનના પુત્ર, પરમ કોપસ્વરૂપ કંસને આ પ્રમાણે વચનો કહ્યાં:—

"હે વીર કંસ! શાસ્ત્રમાં કહેલી વિધિ અનુસાર પૂજાના યોગ્ય ઉપચારોથી તેં મારી પૂજા કરી છે,[૭] તેથી પ્રસન્ન થઈને હું આજે જે તારા હિતનું વચન કહું છું, તે તું સાંભળ. આ વચનો તું તારા હૃદયમાં ધારણ કરી રાખજે. બ્રહ્મલોક આદિ મુખ્ય મુખ્ય અનેક દિવ્ય લોકોમાં હું વિચર્યો. પછી હે કંસ! મેં ઇન્દ્રનું નંદન વન જોયું; ત્યાંથી કુબેરનાં ચિત્રરથ વનમાં ગયો, અને તે પછી, હે તાત! સૂર્યના પ્રિય સખા વિપુલ મેરુ પર્વત ઉપર હું આવી પહોંચ્યો.[૮-૯] પછી માર્ગે જતાં જતાં મેં દેવતાઓની સાથે સર્વ તીર્થો અને નદીઓમાં સ્નાન કર્યું અને સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ, એમ ત્રણે લોકમાં વહેતી ત્રણ પ્રવાહોવાળી, સ્મરણ માત્રથી જ સર્વ જીવોનાં પાપોને બાળનારી, પવિત્ર ગંગા નદી મેં જોઈ, અને યથાસ્થિત ક્રમ પ્રમાણે ગંગાનાં સર્વ દિવ્ય તીર્થોમાં મેં સ્નાન કર્યું.[૧૦-૧૧] તે પછી મેં બ્રહ્મર્ષિગણોથી સેવાયલું, દેવ તથા ગંધર્વોના મધુર સંગીતના નાદથી અને અપ્સરાઓના નૃત્યથી ગાજી ઉઠેલું બ્રહ્મસદન જોયું.[૧૨]

આ પ્રમાણે વિચરતાં વિચરતાં, હું એક સમયે મેરુ પર્વતના ઉચ્ચ શિખર ઉપર ભરાયલા દેવોના સમાજ (બ્રહ્મસભા)માં આવ્યો. તે વેળા નાદ કરતી વીણા મેં હાથમાં લીધી હતી.[૧૩] આ બ્રહ્મસભામાં મેં પિતામહ બ્રહ્મદેવ સાથે નાના પ્રકારના શ્વેત (પ્રકાશમાન) મુકૂટોને ધારણ કરનારા, નાના પ્રકારનાં રત્નોથી શણ-ગારાયલા, અને દિવ્ય આસનો ઉપર બેઠેલા દેવોને જોયા.[૧૪] તે સભામાં તારો અને તારા અનુયાયીઓનો અતિશય દારુણ વધ કેમ કરવો, તેના ઉપાયો વિષે તે સર્વ દેવો જે વિચાર ચલાવતા હતા, તે સંબંધી વિગત આ રીતે મારા સાંભળવામાં આવી:-[૧૫]

હે કંસ! મથુરામાં વસતી તારી નાની બહેન (કાકાની છોકરી) દેવકીનો જે આઠમો ગર્ભ થશે, તે તારો કાળ (મૃત્યુ આણનારો) થશે.[૧૬] દેવોના સર્વસ્વરૂપ, સ્વર્ગના આધારરૂપ (દેવોને મોક્ષ વા સ્વર્ગ દેનારો), અને વેદોના પરમરહસ્યરૂપ વિષ્ણુ (દેવકીના આઠમા ગર્ભરૂપે અવ-તરી) તારો કાળ થશે.[૧૭] તે પર(સર્વોત્કૃષ્ટ)થી સર્વોત્કૃષ્ટ છે, છતાં તે અપર પણ છે; તે દેવોમાં સ્વયંભૂ છે. તેટલા માટે તેનું મહાન્, અદ્ભુત અને દિવ્ય વૃત્તાંત હું તને કહું છું.[૧૮] જેનું મૃત્યુ આવા વિષ્ણુને હાથ થાય, એ જીવ ખરેખર પ્રશંસાને પાત્ર છે. હે કંસ! તારું મૃત્યુ આ પ્રમાણે થવાનું છે, એ નિશ્ચિત જ છે. માટે મારું આ વચન તું સ્મરણમાં રાખ. હે કંસ! જ્યાંસૂધી શ્વાસ છે ત્યાં સૂધી આશા છે, માટે દેવકીના બધાએ ગર્ભોનું નિકંદન કરી શકાય એમ હોય ત્યાંસૂધી હવે તારે તેમને મારવાનો યત્ન અવશ્ય કરવો જોઇએ.[૧૯] તારા ઉપર મારી આટલી બધી પ્રીતિ હોવાથી જ હું તારી પાસે આ સમાચાર કહેવાને આવ્યો છું. તું યથેચ્છ સર્વ ઇચ્છાઓને પૂરી પાડનારા સુખવિલાસ ભોગવી લે. તારું કલ્યાણ થાઓ! હે કંસ! હવે હું મારે યોગ્ય સ્થાને જાઉં છું."[૨૦]

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! આ પ્રમાણે કંસને (દેવકીના ગર્ભોથી) સાવધાન રહેવાનાં વચનો કહીને નારદમુનિ ત્યાંથી સીધાર્યા. તે પછી તેમનાં વચનો ઉપર કંસ વિચાર કરવા લાગ્યો, અને દાંત દેખાય એવી રીતે લાંબા સમય સૂધી અટ્ટાટ્ટ હાસ્ય કર્યું[૨૧] પછી તેણે પોતાની આગળ ઉભેલા સેવકોને હસીને આ પ્રમાણે સૂચના આપી:-

"હે સેવકો! સર્વે દેવોમાં એ નારદ ખરેખર હાસ્યને પાત્ર છે, કારણ કે તેનામાં બુદ્ધિની નિપુણતા જરા ઓછી છે.[૨૨] (દેવો તેને જેમ બનાવે છે, તેમ તે ઓછી સમજથી બની જાય છે.) હું કાં તો આસને બેઠેલો હોઉં, એટલે કે સાવધ હોઉં કે કાં તો સુતો હોઉં, અગર કાં તો મદિરા આદિથી ગાફેલ હોઉં, છતાં પણ ઇન્દ્ર સહિત દેવો પણ મને ભય આપવાને શક્તિમાન્ નથી; અર્થાત્ હું ગમે તેવી સ્થિતિમાં સાવધ કે અસાવધ હોઉં, તોપણ તેઓ મને ડરાવી શકે એમ છે જ નહીં.[૨૩] હું કે જે મારા આ બે વિશાળ બાહુથી આ સમગ્ર ધરાને હલમલાવી મૂકું છું, તેને આ મનુષ્ય લોકમાં એવો તે કિયો પુરુષ છે કે, જે ક્ષોભ પણ પમાડવાનું સાહસ ખેડી શકે?[૨૪] (છતાં હવે વિશેષ સાવધ રહેવા માટે હું એવી પ્રતિજ્ઞા કરું છું કે,) આજના દિવસથી દેવોને અનુસરનારા મનુષ્ય, પશુ, પક્ષી આદિ કોઈ પણ જીવસમૂહોનું ભારે નિકં-દન હું કરી નાંખીશ.[૨૫] હે સેવકો! તમે જાઓ અને હયના રૂપવાળો કેશી, પ્રલંબ, ધેનુક, અરિષ્ટ, વૃષભ, પૂતના, કાલિય આદિ દાનવોને મારી આ આજ્ઞા સંભ-ળાવો કે, તમારે તમારી ઇચ્છા મુજબ ફાવે,તે સ્વરૂપ ધારણ કરીને સ્વચ્છંદપણે સમગ્ર પૃથ્વી ઉપર આથડવું, અને જે કોઈ જીવ અમારા પક્ષની નિંદા કરતા હોય, તે સર્વનો સત્વર નાશ કરવો;[૨૬-૨૭] વળી જે જે દેહધારી જીવો ગર્ભમાં હોય, તે સર્વની પણ ગતિ (હિલચાલ) ઉપર પણ તમારે ચાંપતી દેખરેખ રાખવી; કારણ કે, નારદે અમને સ્ત્રીઓના ગર્ભોમાં આવેલા બાળકોથી ભય થવાનો છે, એમ કહ્યું છે.[૨૮] હે ભૃત્યો! મારા જેવા નાથ(રક્ષક)ને આશ્રયે તમે રહેલા છો, એટલે તમને દેવો તરફથી પણ બીલકુલ ભય નડવાનો નથી; માટે તમારે સર્વ ચિંતારૂપી તાપને દૂર કરી, સ્વચ્છંદપણે નિર્ભયતાથી પૃથ્વી ઉપર વિહાર કરવો, અને મારી આજ્ઞા પ્રમાણે જીવોનું નિકં-

દન વાળવું.[૨૯] નારદ સદા માંહોમાંહે વિગ્રહ કરાવવાને ઉત્સુક છે, અને સર્વમાં ભેદ પડાવવો, એ જ એનું કર્તવ્ય છે. આ લોકમાં ગાઢ સ્નેહવાળા પુરુષોમાં પણ ભેદ પડાવે ત્યારે જ તેને ખરેખરો આનંદ મળે છે.[૩૦] પરસ્પર લઢાવી મારવાનું કાર્ય કરતો ચંચલ નારદ સતત સર્વ લોકોમાં આથડ્યાં કરે છે, અને હરેક ઉપાયે શ્રેષ્ઠ રાજાઓમાં પણ વૈર ઉત્પન્ન કરાવે છે."[૩૧]

આ પ્રમાણે માત્ર વાણીનો જ ફાવે તેવો લવલવારો કરી, ખરી રીતે બળતા હૃદયે કંસે પોતાના ભુવનમાં પ્રવેશ કર્યો.[૩૨]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो 'नारदनुं आगमन अने कंसने चेतवणी' ए नामनो प्रथम अध्याय संपूर्ण

---

## અધ્યાય ૨ જો

## પૃથ્વીનો ભાર ઉતારવા પ્રભુનું ઉત્થાન અને યોગનિદ્રાને પ્રબોધ

वैशंपायन उवाच–

सोऽज्ञापयत संरब्धस्सचिवानात्मनो हितान् ।
यत्ता भवत सर्वे वै देवक्या गर्भकृंतने ॥ १ ॥

વૈશંપાયન કહે છે:–હે જનમેજય! પછી આ પ્રમાણે ક્રોધે ભરાયલા કંસે પોતાનું હિત સમજનારા પ્રધાનોને એવી આજ્ઞા કરી કે, "તમારે સર્વેએ દેવકીના સર્વે ગર્ભોનું નિકંદન કરવા સારૂ સદા તત્પર રહેવું.[૧] જે અનર્થના સંબંધમાં આપણને ભય નિપજવાનો સંશય પડતો હોય, તે અનર્થનો નાશ આપણે અગાઉથી જડમૂળથી જ કરવો જોઇએ; તેથી દેવકીના સર્વે ગર્ભોને પ્રથમ-જન્મે, તેવા જ તમારે હણી નાંખવા.[૨] આપણે દેવકીને ઘરમાં ઉત્તમ પ્રકારના રક્ષણમાં તો રાખેલી છે, પણ હવેથી તેના અંતઃપુરના રક્ષકો છૂપી રીતે તેની સર્વે હિલચાલની તપાસ રાખે, એવી વ્યવસ્થા કરો. તેને આપણા ઉપર વિશ્વાસ બેસે, એવી રીતે ભલે તેને અન્ય સમયે પોતાના અંતઃપુરમાં પોતાની ઇચ્છા અનુસાર વર્તવા દેજો; પરંતુ તે ગર્ભવતી થાય તે સમયે તો તેની હરેક હિલચાલ ઉપર બારીક નજર રાખતા રહેજો.[૩] મારી સ્ત્રીઓ તેના ઋતુસ્રાવ પછીના મહિના આદિની ગણત્રી કરશે, અને પરિણામે તેના ગર્ભને પૂરા દશ મહીના થશે ત્યારે તે પછી જે કંઈ કરવાનું બાકી રહેશે, તે અમે કરી લઇશું.[૪] તે સમય દરમ્યાન મારા હિતમાં તત્પર રહેનારા કંચુકીઓ અને સ્ત્રીઓએ પણ વસુદેવની હિલચાલની તીક્ષ્ણ દેખરેખ રાત્રિ અને દિવસ લેશમાત્ર પણ અસાવધ રહ્યા સિવાય રાખતાં રહેવું, અને તેમ કરવાનું ગુપ્ત કારણ તેને જણાવવું નહીં.[૫] (જેથી તે ગર્ભને રક્ષકોને હાથે હણાતો અટકાવવાને બીજે ઠેકાણે લઈ જવાની પેરવી ન કરે, અને આપણા ઉપાયો નિષ્ફળ કરી ન શકે.) આ પ્રકારે મનુષ્યોએ કરવો જોઇતો હરેક યત્ન મનુષ્યોવડે જ સફળતાથી સાધી શકાય છે. દૈવના કાર્યને પણ મારા જેવા પુરુષો કેવા કેવા ઉપાયોની યોજનાથી ઉંધા વાળી નાંખે છે, તે તમે ધ્યાનમાં રાખો.[૬] યથાર્થપણે યોજાયલા મંત્રસમૂહોથી તેમ જ યોગ્ય રીતે વપરાતાં ઔષધોથી, અને યત્નપૂર્વક તથા અનુકૂળપણે કરાયલાં કાર્યોથી વિપરીત દૈવને પણ અનુકૂળ કરી શકાય છે."[૭]

વૈશંપાયન કહે છે:–હે જનમેજય! આ પ્રમાણે કંસ દેવકીના સર્વે ગર્ભોનું નિકંદન કરવાને ઘોર પ્રયત્નો કરવા લાગ્યો, અને નારદમુનિની પાસેથી પોતાના મૃત્યુના સાંભળેલા કારણ સંબંધમાં ભય પામી, યોગ્ય ઉપાયો તોજવાને પ્રધાનો સાથે વિચાર ચલાવવા મંડ્યો.[૮] કંસના આવા ઉત્પાતરૂપ પ્રયત્નો ધ્યાનમાં આવતાં જ વીર્યવાન્ વિષ્ણુ અંતર્ધાન થયા, અને તેના સામા ઉપાયો યોજવાને પોતે છેવટે આવો વિચાર કર્યો:–"ભોજવંશી કંસ દેવકીના સાતે ગર્ભોને હણશે, અને મારે પોતાને તેના આઠમા ગર્ભ રૂપે અવતરવું જોઇશે."[૯-૧૦] આમ વિચાર કરતાં કરતાં, પરમાત્મા વિષ્ણુનું મન ઠેઠ પાતાલ લોકમાં પહોંચી ગયું. તે વેળા પાતાળમાં જે સ્થળે જળના ગર્ભમાં નાશ્વાસ, હંસ, સુવિક્રાથ, દમન, રિપુમર્દન અને ક્રોધહંતા એ નામના ષડ્ગર્ભની સંજ્ઞાથી વિખ્યાત થયલા દાનવો સૂઈ રહ્યા હતા, તે સ્થળે જઈ ઠર્યું.[૧૧] દાનવપતિ કાલનેમિના આ છએ પુત્રો પરાક્રમશીલ, પ્રચંડ શરીરવાળા, તેજસ્વી અને અમૃતનું પ્રાશન કરનારા દેવોથી પણ યુદ્ધમાં અનુપમ અને અજિત હતા.[૧૨] હે તાત જનમેજય! એ દૈત્યોએ પૂર્વે પોતાના પિતામહ હિરણ્યકશિપુનો ત્યાગ કરી, લોકપિતામહ બ્રહ્માની ઉપાસના કરી હતી.[૧૩] આ ષડ્ગર્ભ દાનવોએ જટા વધારીને તીવ્ર તપ આદર્યું, એટલે બ્રહ્મા તેમની ઉપર પ્રસન્ન થયા અને તેમને દાન માગવા કહ્યું:–[૧૪]

બ્રહ્માએ કહ્યું કે, "હે દાનવોમાં ઉત્તમ ષડ્ગર્ભો! હું તમારા આવા તપથી અતિશય પ્રસન્ન થયો છું. તમારી જે મનઃકામના હોય, તે મને કહો; હું તે પૂર્ણ કરીશ."[૧૫]

એટલે એક જ સમાન હેતુવાળા તે સર્વ ષડ્ગર્ભ દૈત્યોએ બ્રહ્મા પાસે આવું વરદાન માગ્યું:–"હે ભગવન્ બ્રહ્મા! જો તમે અમારા ઉપર ખરેખર પ્રસન્ન થયા જ હો, તો અમને વિશ્વમાં જે કંઈ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ હોય, એવું વરદાન આપો. હે ભગવન્! તેથી દેવતાઓ, મોટા મોટા ઉરગો, અને શાપરૂપી નિયત આયુધોવાળા

પરમ ઋષિઓને હાથે અમે કદી હણાઇએ નહીં, એવા અવધ્ય પણ થઇએ.[૧૬-૧૭] હે ભગવન્! જો તમે અમને વરદાન આપતા હો, તો યક્ષ, ગંધર્વ, સિદ્ધ, ચારણ અને મનુષ્યોને હાથે પણ અમારો વધ થઈ શકે નહીં, એવું વરદાન આપો."[૧૮]

એટલે તેમના તપથી અતિ પ્રસન્ન થયેલા બ્રહ્મદેવે તેમને કહ્યું કે, "તથાસ્તુ, જે તમે માગ્યું છે, તે પ્રમાણે તમને સર્વ મળશે."[૧૯] આ પ્રમાણે ષડ્ગર્ભાને વરદાન આપી, સ્વયંભૂ બ્રહ્મા દિવ્ય લોકમાં પાછા સીધાર્યા. તે પછી હિરણ્યકશિપુએ ( બ્રહ્માની તેઓએ ઉપાસના કીધાથી ) ક્રોધથી પોતાના પૌત્ર ષડ્ગર્ભોને આવું શાપવચન કહ્યું કે, "હે પૌત્રો! મને છોડીને તમે કમલમાંથી જન્મેલા બ્રહ્મા પાસેથી વરદાન મેળવ્યું, તેથી તમે મારા શત્રુઓ થયા છો, અને મેં તમારા ઉપરનો મારો સ્નેહ ઉતારી નાંખ્યો છે, અને હવેથી હું તમારો ત્યાગ કરું છું.[૨૦-૨૧] સાંપ્રત વરદાનથી તમારા પિતા બનેલા જે બ્રહ્માએ તમને ષડ્ગર્ભની મોટી ઉપમા આપી છે, તે જ તમો સર્વનો ગર્ભમાંથી જેમ જેમ નીકળતા જશો, તેમ તેમ તે તે વેળાએ તમારો વધ કરાવશે.[૨૨] હે ષડ્ગર્ભરૂપ, મહાન્ અસુરો! તમે છએ જણા દેવકીના ગર્ભમાં અવતરશો, અને તમે તેના ગભમાંથી બહાર નીકળશો, તેવા જ તમારો સંહાર કંસ કરશે."[૨૩]

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! આવી કફોડી સ્થિતિમાં આવી પડેલા, ષડ્ગર્ભ અસુરો, હિરણ્યકશિપુના શાપથી પોતાની ઇષ્ટ ગતિ અટકી પડતાં જળના ગર્ભરૂપી ગૃહમાં ઘોરતા પડ્યા રહ્યા હતા. તે સ્થાને પાતાળમાં વિષ્ણુ આવી પહોંચ્યા.[૨૪] ત્યાં જળમાં સુરક્ષિત વસેલા, અને જાણે ગર્ભાવસ્થામાં જ હોય તેમ નચિંત પડી રહેલા, સર્વે ષડ્ગર્ભ દાનવોને તેમણે કાળરૂપ નિદ્રાના પાશમાં સપડાયલા જોયા.[૨૫] વિષ્ણુએ પછી સ્વપ્નાવસ્થાનો અનુભવ કરતા એ ષડ્ગર્ભોના દેહમાં પ્રવેશ કર્યો, તેમના જીવાત્માને દેહ બહાર ખેંચી કાઢ્યા, અને તેમને કાલનિદ્રાને સ્વાધીન કરી દીધા.[૨૬] તેમ કરતાં સત્યરૂપી પરાક્રમવાળા વિષ્ણુએ નિદ્રાને આવી આજ્ઞા કરીઃ–

"હે નિદ્રા! તું મારી આજ્ઞાથી દેવકીના અંતઃપુરની પડોસમાં રહે.[૨૭] ષડ્ગર્ભના નામથી ઓળખાતા આ ઉત્તમ દાનવોના જીવાત્માઓને તારી સાથે લઈ જા અને ક્રમે ક્રમે એ છએ ષડ્ગર્ભોને દેવકીના ગર્ભાશયમાં સ્થાપન કરજે.[૨૮] એટલે આ છ જણા દેવકીના ગર્ભમાં ક્રમે ક્રમે જન્મશે અને તેઓ યમના ધામમાં પહોંચી જશે. આમ થતાં કંસનો સઘળો શ્રમ નિષ્ફળ* જશે, અને દેવકીનો (વાંઝીયાપણું ટાળવાનો) શ્રમ સફળ થશે.[૨૯] હે નિદ્રા! તારા કાર્ય માટે હું તારા ઉપર, મારા પ્રભાવને યોગ્ય કૃપા દર્શાવીશ, અને સંસારમાં તને એવી સમર્થ બનાવીશ, કે જેથી, હે મહામાયા! તું સર્વ જગતની દેવી થશે.[૩૦] દેવકીનો જે સાતમો ગર્ભ થનાર છે, તે મારો સૌમ્ય અંશ છે અને મારાથી પહેલો જન્મનાર છે; તેથી તે સાત માસનો થાય ત્યારે તારે તેને ત્યાંથી ઉપાડી રોહિણીના ગર્ભમાં મૂકી દેવો.[૩૧] આ પ્રમાણે દેવકીના ગર્ભાશયમાંથી રોહિણીના ગર્ભાશયમાં સંકર્ષણ (ફેરબદલી) થવાથી તે ગર્ભ યુવાવસ્થામાં સંકર્ષણના નામથી ઓળખાશે. એ મારો મોટો ભાઈ શીતલ કીરણવાળા ચન્દ્રના જેવો સૌમ્ય થશે.[૩૨] પછી ભયથી દેવકીનો સાતમો ગર્ભ પડી ગયો છે, એવો વિચાર કંસને આવશે. (પણ રોહિણીના ગર્ભાશયમાં તેની ફેરબદલી થઈ છે, એવી આશંકા તેને થશે નહીં.) પછી હું દેવકીના ગર્ભાશયમાં આઠમા ગર્ભ તરીકે જઈ રહીશ, ત્યારે કંસ વધુ સાવધ થવાનો દરેક પ્રયત્ન કરશે.[૩૩] જગતમાં વિખ્યાત થયેલી અને ગોપકુલની વૃદ્ધિ કરનારી, નંદગોપની ભાર્યા યશોદા નામે વૃન્દાવનમાં વસે છે; તેના ગર્ભાશયમાં અમારા કુલના નવમા ગર્ભરૂપે તારે અવતરવાનું છે. હે યોગનિદ્રા! પ્રભુ તારું કલ્યાણ કરો! તારો જન્મ (શ્રાવણ માસના) કૃષ્ણપક્ષની નવમીને† દિવસે (મધ્યરાત્રીએ) થશે.[૩૪-૩૫] હું પણ અષ્ટમીને દિવસે અભિજિત્ નામના યોગમાં,‡ રાત્રિ જ્યારે પૂર યુવાવસ્થામાં હશે ત્યારે મધ્યરાત્રિએ સુખરૂપ દેવકીના ગર્ભાશયમાંથી બહાર આવીશ.[૩૬]

આ પ્રમાણે આપણે બન્નેય ગર્ભમાં બરોબર આઠ માસ રહી એકી વખતે જન્મ લઇશું; પછી કંસના વિનાશ માટે§ આપણી ફેરબદલી થશે, ત્યારે હું યશોદાની પાસે આવીશ, અને, હે દેવી! તારે દેવકીની પાસે રહેવાનું થશે. આપણ બન્નેનો ગર્ભમાંથી જન્મ થતી વેળાએ તેમ જ આપણી ફેરબદલી થતાં સુધી કંસ મોહ

* અહીં એ કહેવાનો આશય છે કે, આ ષડ્ગર્ભો તો શાપથી જ મુએલા છે, એટલે કંસ તો આ મરી ચૂકેલા દાનવોને મારશે; અને આ રીતે જીવવાને સરજાયલા જીવોને પોતાનું મોત અટકાવવાના હેતુથી હણવાનો તેનો આશય નિષ્ફળ જશે.

† યોગનિદ્રાના જન્મ સમયે એવો યોગ હતો કે, આઠમના અંતમાં કૃષ્ણનો જન્મ થતાં તરત જ નોમ બેઠી અને યોગનિદ્રા જન્મી.

‡ રાત્રિ સોળ ઘડી વીત્યા પછી જે આઠમું મુહૂર્ત આવે છે, તેને અભિજિત યોગ કહે છે.

§ અત્રે બંગાળી પાઠ કંસસ્ય પ્રાશને છે તેનો અર્થ કંસને શિક્ષા કરવાને માટે એવો થાય છે; મુંબઈના મતમાં વસ્તુ કંસસ્ય નાશમે કંસના વિનાશ માટે, એ પાઠ છે.

પામશે; અર્થાત્ તેને તે દરમ્યાન આ ઘટનાની કાંઈ જ ખબર પડશે નહીં.[૩૭-૩૮] દેવકીથી તારો જન્મ થયાની વાત સાંભળી કંસ ત્યાં આવશે, અને પછી તે તને પગ ઝાલીને શિલા ઉપર પટકશે; અને જ્યારે તે શિલા ઉપર પટકવા તને હાથમાંથી છોડશે, ત્યારે તું છટકી જઈ ગગનમાં પહોંચી, ત્યાં શાશ્વત સ્થાન પામીશ.[૩૯] હે દેવી! તારા દેહની કાન્તિ મારા જેવી કૃષ્ણ વર્ણવાળી થશે અને તારું મુખ સંકર્ષણના જેવું સૌમ્ય થશે; અંતરિક્ષમાં પહોંચતાં તારા બે હાથ મારા હાથ જેવા વિશાળ થશે.[૪૦] તે સમયે તેં ત્રણ શિખાવાળું ત્રિશૂળ, સોનાની મૂઠવાળું ખડ્ગ, મધુથી પૂર્ણ પાત્ર, અને અત્યંત નિર્મળ કમલ હાથમાં ધારણ કર્યું હશે. પછી તેં તરત જ તારે અંગે ગળીના રંગનો રેશમી ઘાઘરો તથા પીળા રંગની રેશમી સાડી ધારણ કરી હશે. તે વેળા ચંદ્રનાં કિરણોના પ્રકાશની પેઠે ચળકતો હાર તારી છાતીએ વિરાજતો હશે. તું બે કાને દિવ્ય કુંડલોથી શણગરાઈ હશે. કાન્તિમાં ચંદ્રની સ્પર્ધા કરતા મુખથી તું પ્રકાશતી હશે. રત્નો જડેલા ચિત્ર-વિચિત્ર તેજવાળા મુકુટથી અને કેશબંધથી તું શોભી રહી હશે. સર્પ સમાન મહાન્ ભયંકર દેખાતા હાથથી તું દશે દિશાઓને તેજથી શોભાવતી હશે. તારા અગ્ર ભાગમાં મોરનાં પિછાંના જેવી ઉંચી ધ્વજા વિરાજતી હશે. મોરનાં પીછાંના અતિશય ઝળહળતા બાજુબંધ અને કડાંથી તું પ્રકાશીશ. ઘોર ભૂતગણો તારી આસપાસ વિંટળાઈ વળેલાં હશે. આવી સ્થિતિમાં તું મારી આજ્ઞાઓને અનુસરી, કૌમાર અવસ્થા ધારણ કરીને અંતરિક્ષમાં જઈ પહોંચીશ.[૪૧-૪૬] ત્યાં પહોંચતાં વેંત જ હજાર આંખ-વાળો ઇન્દ્ર, દેવોની સાથે મળીને મેં દર્શાવેલી કર્મવિધિ અનુસાર તને દિવ્ય અભિષેક કરશે અને શક્તિ તરીકે તારી યોજના સ્વર્ગમાં કરશે.[૪૭] વળી ઇન્દ્ર પોતે બહેન તરીકે તારો સ્વીકાર કરશે. તે પછી તું કુશિક મુનિના કુળમાં કૌશિકીના નામથી અવતરીશ.[૪૮] પછી પર્વતોમાં શ્રેષ્ઠ એવો વિંધ્યાચલ પર્વત તને પોતાના અંગમાં શાશ્વત સ્થાન આપશે, અર્થાત્ નદી* બનાવશે; અને એ રીતે તું હજારો સ્થાનોને ફલદ્રુપ કરી પૃથ્વીને શોભાવશે.[૪૯]

હે દેવી! ત્રણે લોકમાં વિચરવાની શક્તિવાળી તું મારું આ કાર્ય સાધ, અને મૃત્યુલોકમાં જે કોઈ તારી અર્ચના કરશે, તેના ઉપર તું પ્રસન્ન થઇશ, અને તારી પાસે જે વસ્તુની યાચના કરશે, તેનું ફળ તું અવશ્ય તેને આપી શકીશ. હે મહાભાગ્યશાળી! તું વરદાન આપનારી અને ઇચ્છાનુસાર રૂપ ધરનારી થઇશ, અને મન માને ત્યાં વિહાર કરી શકીશ.[૫૦] તું મનમાં મારું સ્મરણ કરવાથી, પૃથ્વી ઉપર વિંધ્યાચલના પ્રદેશમાં વિચરનારા બે શુંભ અને નિશુંભ નામના દાનવોનો વિનાશ તેમના અનુયાયીઓ સાથે કરી શકીશ.[૫૧] સુરા અને માંસનો બલિ તને પ્રિય હોવાથી, પ્રાણીઓ તારી યાત્રાએ આવશે અને આશ્વિનની શુક્લપક્ષની નવમીને દિવસે પશુનો બલિ આપીને તારી પૂજા કરશે.[૫૨] જે મનુષ્યો મારા પ્રભાવને જાણનારા છે, તેઓ તને પ્રણામ કરશે, અને તેમને પુત્ર કે ધન, કોઈ પણ વસ્તુ તારી પાસેથી મેળવવી, એ દુર્લભ થશે નહીં.[૫૩] જંગલોમાં ફસી પડેલા, મહા અર્ણવમાં ડુબકીઓ ખાનારા, અને દસ્યુ (ચોર લુંટારા) લોકથી ઘેરાયલા મનુષ્યોનું પરમ શરણસ્થાન તું થઈ પડીશ.[૫૪] (તું પોતે સિદ્ધિ છે, શ્રી, ધૃતિ, કીર્તિ, લજ્જા, વિદ્યા, પૂજ્યવૃત્તિ, આશ્રય-રૂપ, સંધ્યા, રાત્રિ, પ્રજા, નિદ્રા, તેમજ કાલરાત્રિ છે.) હે કલ્યાણી દેવી! આ શુભ સ્તવનથી ભક્તિભાવપૂર્વક જેઓ તારું સ્તવન કરશે, તેમનો હું નાશ કરીશ નહીં, તેમ તેમનો નાશ મારે હાથે પણ થશે નહીં.[૫૫]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो "पृथ्वीनो भार उतारवा प्रभुनुं उत्थान अने योगनिद्राने प्रबोध" ए नामनो बीजो अध्याय संपूर्ण

---

## અધ્યાય ૩ જો
## આર્યાદેવીનું સ્તવન

वैशंपायन उवाच—

आर्यास्तवं प्रवक्ष्यामि यथोक्तमृषिभिः पुरा ।
नारायणीं नमस्यामि देवीं त्रिभुवनेश्वरीम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય! પૂર્વે ઋષિઓએ આર્યાનું સ્તવન જે ગાયલું છે, તે જ હું એમનું એમ હવે તને કહું છું. આ સ્તવન ગાતાં હું ત્રણે ભુવનની અધિષ્ઠાત્રી દેવીને નમન કરું છું.[૧]

त्वं हि सिद्धिर्धृतिः कीर्तिः श्रीर्विद्या सन्नतिर्मतिः ।
संध्या रात्रिः प्रभा निद्रा कालरात्रिस्तथैव च ॥ २ ॥
आर्या कात्यायनी देवी कौशिकी ब्रह्मचारिणी ।
जननी सिद्धसेनस्य उग्रचारी महाबला ॥ ३ ॥
जया च विजया चैव पुष्टिस्तुष्टिः क्षमा दया ।
ज्येष्ठा यमस्य भगिनी नीलकौशेयवासिनी ॥ ४ ॥
बहुरूपा विरूपा च अनेकविधिरूपिणी ।
विरूपाक्षी विशालाक्षी भक्तानां परिरक्षिणी ॥ ५ ॥

હે દેવી! તું જ પોતે સિદ્ધિ તેમ જ મુક્તિ સ્વરૂપ છે, ધૃતિ (જીવનને ટકાવનારી) છે. તું પોતે જ કીર્તિ, શ્રી* (લક્ષ્મી), વિદ્યા તેમ જ સન્નતિ (પૂજ્ય વૃત્તિ) અને મતિ

* મૈથિલી નહીં, હાલની વિંધ્યમિત્રી.

* બંગાળીમાં શ્રીઃ ને બદલે હ્રિઃ=લજ્જા પાઠ છે.

છે. તું જ સંધ્યા, રાત્રિ, પ્રભા, નિદ્રા, તેમજ કાલરાત્રિ છે.[૨] તું આર્યા, કાત્યાયની, કૌશિકી (વિશ્વામિત્રની પુત્રી) અને બ્રહ્મચર્ય આચરનારી દેવી છે. તું સિદ્ધસેન કાર્તિકસ્વામીની જનની પાર્વતી છે. તું ઉગ્ર કર્મ કરનારી અને મહાબળવાળી દેવી છે.[૩] તું પોતે જ જયા, વિજયા, પુષ્ટિ, તુષ્ટિ, ક્ષમા અને દયા છે. તું યમની જ્યેષ્ઠ ભગિની છે. તું ગળીના રંગની રેશમી સાડી પહેરનારી દેવી છે.[૪] તું બહુરૂપને ધારણ કરનારી તેમ જ વિરૂપ-રૂપહીન પણ છે. તું અનેક પ્રકારનાં રૂપથી વિચરનારી છે. તું બેડોળ આંખોવાળી તેમ જ વિશાળ આંખોવાળી છે, તથા તું ભક્તોનું સર્વ પ્રકારે રક્ષણ કરવાવાળી છે.[૫]

पर्वताग्रेषु घोरेषु नदीषु च गुहासु च ।
वासस्तव महादेवि वनेषूपवनेषु च ॥ ६ ॥
शबरैर्बर्बरैश्चैव पुलिंदैश्च सुपूजिता ।
मयूरपिच्छध्वजिनी लोकान् क्रमसि सर्वशः ॥ ७ ॥
कुक्कुटैश्छागलैर्मेषैः सिंहैर्व्याघ्रैः समाकुला ।
घंटानिनादबहुला विंध्यवासिन्यभिश्रुता ॥ ८ ॥

હે મહાદેવી! પર્વતોનાં ઘોર અગ્ર શિખરો ઉપર, નદીઓમાં, ગુફાઓમાં, વનોમાં અને ઉપવનોમાં તારો નિવાસ છે.[૬] શબર, બર્બર, અને પુલિંદ એ જાતિના લોકો તારું સારી રીતે પૂજનઅર્ચન કરે છે. મોરનાં પિછાંની ધ્વજાવાળી તું સર્વ રીતે સર્વ લોકોમાં વિચરે છે.[૭] તું સદા વિંધ્ય પર્વત ઉપર નિવાસ કરે છે, એમ કહેવાય છે; ત્યાં કુકડાં, બકરાં, ઘેટાં, સિંહ અને વ્યાઘ્રો તારી આસપાસ વિંટળાઈ વળે છે. તારી આગળ ઘંટાઓના વિશેષ નાદ ગાજી રહે છે.[૮]

त्रिशूलीपट्टिशधरा सूर्यचंद्रपताकिनी ।
नवमी कृष्णपक्षस्य शुक्लस्यैकादशी तथा ॥ ९ ॥
भगिनी बलदेवस्य रजनी कलहप्रिया ।
आवासः सर्वभूतानां निष्ठा त्वं परमा गतिः ॥ १० ॥
नंदगोपसुता चैव देवानां विजयावहा ।
चीरवासास्तु वासाश्च रौद्री संध्याचरी निशा ॥ ११ ॥
प्रकीर्णकेशी मृत्युश्च सुरामांसबलिप्रिया ।
लक्ष्मीरलक्ष्मीरूपेण दानवानां वधाय च ॥ १२ ॥

તું ત્રિશૂલ અને પટ્ટિશ(તીક્ષ્ણ ભાલો)ને ધારણ કરે છે, અને સૂર્ય તથા ચંદ્ર તારી ધ્વજાએ વિરાજે છે. કૃષ્ણ પક્ષની નવમી અને શુક્લ પક્ષની એકાદશી એ તારી તિથિઓ ગણાય છે.[૯] તું બળદેવની ભગિની છે. તું રાત્રિ છે. તું કલહને ચાહનારી છે. તું સર્વ ભૂતોનું નિવાસસ્થાન છે. સર્વને મૃત્યુ, તેમ જ પરમ ગતિ (મુક્તિ) દેનારી પણ તું જ છે.[૧૦] તું ગોવાળીઆ નંદની પુત્રી છે. દેવોને વિજય અપાવનારી પણ તું જ છે.* તું ચિથરીયાં વલ્કલ તેમ જ શ્રેષ્ઠ વસ્ત્રોને ધારણ કરે છે. તું રૌદ્ર (ભયંકર) સ્વરૂપવાળી, સંધ્યાકાળે વિચરનારી અને રાત્રિસ્વરૂપ છે.[૧૧] તું છૂટે વાળે ફરે છે, તું કાળરૂપ છે, અને સુરા તથા માંસનો બલિ તને પ્રિય છે. તું લક્ષ્મી છે, અને દાનવોના વધને માટે તું અલક્ષ્મી(મૃત્યુ)નું રૂપ પણ ધારણ કરે છે.[૧૨]

सावित्री चासि वेदानांमाताभूतगणेषु च ।
कन्यानां ब्रह्मचर्यत्वं सौभाग्यं प्रमदासु च ॥ १३ ॥
अंतर्वेदी च यज्ञानामृत्विजां चैव दक्षिणा ।
कर्षुकाणां च सीतेति भूतानां धरणीति च ॥ १४ ॥
सिद्धिः सांयात्रिकाणां तु वेला त्वं सागरस्य च ।
यक्षाणां प्रथमा यक्षी नागानां सुरसेति च ॥ १५ ॥
ब्रह्मवादीत्ययो दीक्षा शोभा च परमा तथा ।
ज्योतिषां त्वं प्रभा देवि नक्षत्राणां च रोहिणी ॥ १६ ॥

તું વેદોની સાવિત્રી (ગાયત્રી) છે, અને ભૂત (પ્રાણી) માત્રની માતા છે.† તું કન્યાઓનું બ્રહ્મચર્ય છે, અને આનંદશીલ તરુણ સ્ત્રીઓનું સૌભાગ્ય છે.‡[૧૩] તું યજ્ઞોની અંતર્વેદી છે, અને ઋત્વિજોની દક્ષિણારૂપ છે. તું કૃષિકારોની સીતા (હળરૂપ) છે, અને ભૂત પ્રાણીમાત્રને ધારણ કરનારી ધરણી છે.[૧૪] તું વહાણે ચઢીને વ્યાપાર કરનારાઓની§ સિદ્ધિ છે, અને સાગરના કાંઠારૂપ‖ છે. યક્ષોમાં તું પ્રથમ યક્ષી (કુબેરની માતા) છે, અને નાગોમાં સુરસા (વાસુકિની માતા) છે.[૧૫] તું બ્રહ્મવાદી છે. તું પોતે જ યજ્ઞની દીક્ષા છે, અને તું જ પરમ શોભા છે. હે દેવી! તું આકાશના પ્રકાશમાન જ્યોતિર્ગણોની પ્રભા છે. તું નક્ષત્રોમાં (ચંદ્રની પ્રિય પત્ની) રોહિણી છે.[૧૬]

राजद्वारेषु तीर्थेषु नदीनां संगमेषु च ।
पूर्णा च पूर्णिमा चंद्रे त्वं बुद्धिरंबिका शुचिः ॥ १७ ॥
सरस्वती च वाल्मीके स्मृतिर्द्वैपायने तथा ।

---

* અત્રે બંગાળીમાં 'दैवांत्वमपराजिता' એવો પાઠ છે–'તું કોઈથી જિતાય નહીં એવી દેવી છું–' એવો તેનો અર્થ છે.

† મુંબઈની પ્રતિમાં सावित्रि चापि देवानामार्यामंत्रगणेषु च–તું દેવોની સાવિત્રી અને મંત્રગણોની આર્યા છે, એવો પાઠ છે. પણ બંગાળી પ્રતનો सावित्री चासि वेदानां माता भूतगणस्य च–વેદોની સાવિત્રી અને ભૂતગણની માતા છે, એ પાઠ વધારે ઉપયુક્ત લાગે છે. કારણ કે વેદમાં સાવિત્રીરૂપે દેવીનું વર્ણન મળે છે.

‡ આ અર્ધ શ્લોક બંગાળી પ્રતમાં ૧૬ મા શ્લોક પછી છે.

§ મુંબઈની પ્રતમાં 'यात्रिकाणां યાત્રાળુઓની' એ પાઠ છે. મન્મથનાથ દત્તની તેમ જ મરાઠી પ્રતિમાં सांयात्रिकाणां એ પાઠ છે. પછીના પદમાં સાગરના કાંઠાની ઉપમા દેવીને અપાયલી હોવાથી તે વિશેષ યોગ્ય લાગે છે, માટે અત્રે તે અર્થ લીધેલો છે.

‖ મુંબઈની પ્રતમાં माता भूतगणस्य च એ પાઠ છે. પણ શ્લોક ૧૨ મામાં તે પાઠ લીધેલો હોવાથી અત્રે તેની પુનરુક્તિ થાય, તેથી वेला त्वं सागरस्य च એ બંગાળી પાઠ લીધેલો છે.

ऋषीणां धर्मबुद्धिस्तु देवानां मानसी तथा ॥
सुरा देवी तु भूतेषु स्तूयसे त्वं स्वकर्मभिः ॥ १८ ॥
इंद्रस्य चारुदृष्टिस्त्वं सहस्रनयनेति च ।
तापसानां च देवी त्वमरणी चाग्निहोत्रिणाम् ॥ १९ ॥
क्षुधा च सर्वभूतानां तृप्तिस्त्वं दैवतेषु च ।
स्वाहा तुष्टिर्धृतिर्मेधा वसूनां त्वं वसूमती ॥ २० ॥

તું રાજદ્વારોમાં, તીર્થોમાં, અને નદીઓના સંગમોમાં પૂર્ણ શ્રી(શોભા)રૂપ છે. તું ચન્દ્રની પૂર્ણ કળારૂપ પૂર્ણિમા છે. (તું ગજચર્મધારિણી દેવી કહેવાય છે.) તું પોતે જ બુદ્ધિ છે, અને શુદ્ધ અંબિકા પણ છે.[૧૭] તું (આદિ કવિ) વાલ્મીકિની સરસ્વતી* અને કૃષ્ણદ્વૈપાયન વ્યાસની સ્મૃતિ† છે. તું ઋષિઓની ધર્મબુદ્ધિ છે; તું દેવોની સત્ય સંકલ્પાત્મક માનસી શક્તિ છે. તું પ્રાણીઓની સુરા (મદિરા) દેવી છે, અને સ્વકર્મોથી તારી સ્તુતિ થાય છે.[૧૮] ઇન્દ્રની મોહક દૃષ્ટિ છે, તેમ તારે હજાર આંખ છે. તું તપસ્વીઓની તપોમયી દેવી છે અને અગ્નિહોત્રીઓની જાણે અરણી‡ છે.[૧૯] તું સર્વ ભૂતોની ક્ષુધા છે. તું દૈવતવાળા મનુષ્યોની તૃપ્તિ, સ્વાહા, તુષ્ટિ, ધૃતિ અને મેધા (બુદ્ધિ) છે. તું જ વસુઓની માતા વસુમતિ છે.[૨૦]

आशा त्वं मानुषाणां च पुष्टिश्च कृतकर्मणाम् ।
दिशश्च विदिशश्चैव तथा ह्यग्निशिखा प्रभा ॥ २१ ॥
शकुनी पूतना त्वं च रेवती च सुदारुणा ।
निद्रापि सर्वभूतानां मोहिनी क्षत्रिया तथा ॥ २२ ॥
विद्यानां ब्रह्मविद्या त्वं त्वमोंकारो वषट् तथा ।
नारीणां पार्वतीं च त्वा पौराणीमृषयो विदुः ॥ २३ ॥
अरुंधती च साध्वीनां प्रजापतिवचो यथा ।
यथार्थनामभिर्दिव्यैरिंद्राणी चेति विश्रुता ॥ २४ ॥

તું ઉદ્યોગી મનુષ્યોની આશા છે, અને કર્મ કરનારાઓને પોષણ આપનારી પુષ્ટિ છે. તું પોતે જ દિશા, વિદિશા (ઉલટી દિશા), અગ્નિની શિખા, પ્રભા, શકુની, પૂતના (બાલકોને સતાવનારી), દારુણ રૂપવાળી રેવતી, સર્વ ભૂતોની નિદ્રા દેવી, અને ક્ષત્રિયોને મોહ પમાડનારી દેવી છો.[૨૧-૨૨] તું સર્વ વિદ્યાઓમાં બ્રહ્મવિદ્યા છે, તથા તું જ ઓંકાર અને સ્વાહાકાર (વષટ્) પણ છે. તું નારીઓમાં પ્રાચીનમાં પ્રાચીન નારી પાર્વતી છે, એમ ઋષિઓ જાણે છે.[૨૩] પ્રજાપતિની વાણી જણાવે છે તેમ તું સાધ્વી સ્ત્રીઓમાં અરુંધતી છે; (વિખવાદ કરનારાઓની ભેદરૂપી દેવી તું છે.) અનેક દિવ્ય યથાર્થ નામોવડે, લોકવિખ્યાત થયેલી દેવી ઇન્દ્રાણી તું જ છે.[૧૪]

त्वया व्याप्तमिदं सर्वं जगत्स्थावरजंगमम् ।
संग्रामेषु च सर्वेषु अग्निप्रज्वलितेषु च ॥
नदीतीरेषु चौरेषु कांतारेषु भयेषु च ॥ २५ ॥
प्रवासे राजबंधे च शत्रूणां च प्रमर्दने ।
प्राणात्ययेषु सर्वेषु त्वं हि रक्षा न संशयः ॥ २६ ॥
त्वयि मे हृदयं देवि त्वयि चित्तं मनस्त्वयि ।
रक्ष मां सर्वपापेभ्यः प्रसादं कर्तुमर्हसि ॥ २७ ॥

આ સર્વ સ્થાવર અને જંગમ જગત તારાથી જ વ્યાપેલાં છે. સર્વ રણસંગ્રામોમાં, અગ્નિના પ્રજળતા દાહોમાં, નદીનાં તીરો ઉપર, ચોરોની આંટીઘુંટીમાં, જંગલોમાં, સર્વ પ્રકારના ભયના પ્રસંગોમાં, પ્રવાસમાં, રાજાના કારાગારમાં, શત્રુઓને સજ્જડ કચડી નાંખવાના પ્રસંગમાં, અને પ્રાણ જોખમમાં હોય એવા સર્વે પ્રસંગોમાં ભક્તોનું રક્ષણ કરનારી દેવી તું એક જ છે, એમાં કંઈ પણ સંશય નથી.[૨૫-૨૬] હે દેવી! તારામાં મારું હૃદય છે, તારામાં મારું ચિત્ત છે, અને તારામાં જ સર્વથા મારું મન છે. માટે, હે દેવી! મારું રક્ષણ સર્વ પાપોમાંથી કર. હે દેવી! તારે મારી ઉપર કૃપા કરવી ઘટે છે.[૨૭]

इमं यः सुस्तवं दिव्यमिति व्यासप्रकल्पितम् ।
यः पठेत्प्रातरुत्थाय शुचिः प्रयतमानसः ॥ २८ ॥
त्रिभिर्मासैः कांक्षितं च फलं वै संप्रयच्छति ।
षड्भिर्मासैर्वरिष्ठं तु वरमेकं प्रयच्छति ॥ २९ ॥
अर्चिता तु त्रिभिर्मासैर्दिव्यं चक्षुः प्रयच्छति ।
संवत्सरेण सिद्धिं तु यथाकामं प्रयच्छति ॥ ३० ॥
सत्यं ब्रह्म च दिव्यं च द्वैपायनवचो यथा ।
नृणां बंधं वधं घोरं पुत्रनाशं धनक्षयम् ॥ ३१ ॥

જે મનુષ્ય પ્રાતઃકાળે ઉઠી, શુદ્ધ મનથી પવિત્ર થઈને, વ્યાસે બનાવેલા આ દિવ્ય આર્યાસ્તોત્રનો પાઠ કરશે,[૨૮] તેને દેવી ત્રણ માસમાં ઇચ્છેલું ફળ સંપૂર્ણપણે આપશે, અને છ માસમાં એક શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વરદાન આપશે.[૨૯] વળી ત્રણ માસ પર્યંત જે ભક્ત આર્યાદેવીની પૂજા કરશે, તેને તે દિવ્ય ચક્ષુ આપશે, અને એક સંવત્સર સુધી જો તે દેવીની પૂજા કર્યા કરશે, તો તે તેને તેની ઇચ્છા અનુસાર સંપૂર્ણ સિદ્ધિ આપશે.[૩૦] દ્વૈપાયન વ્યાસે કહ્યું છે તેમ, હે દેવિ! તું દિવ્ય સત્ય અને બ્રહ્મ છે. તારી પૂજા કરવાથી મનુષ્યોના બંધ, ઘોર વધ, પુત્રનાશ, ધનક્ષય, વ્યાધિ, મૃત્યુ, ભય, એ સર્વ શમી જશે.[૩૧]

પછી, હે જનમેજય! શ્રીકૃષ્ણે નિદ્રાદેવીને કહ્યું કે,

* વાલ્મીકિ મૂળ અજ્ઞાન અને અભણ હતા પણ તેમને સરસ્વતી પ્રસન્ન થવાથી તેઓ રામાયણ લખી શક્યા હતા, એ વાત સુપ્રસિદ્ધ છે.

† દ્વૈપાયન વ્યાસને વેદ અને અઢાર પુરાણો કંઠાગ્ર હતાં, એ વાત સુપ્રસિદ્ધ છે. ‡ દેવતા પાડવાના લાકડાના કકડા અરણી કહેવાય છે.

"હે મહાભાગ્યશાળી! હે ઇચ્છારૂપ રૂપ ધરનારી દેવી! તું જગતને વરદાન આપનારી થશે. કંસને મોહ પમાડીને તું એકલી જ જગતને ભોગવશે.[૩૨] હું પોતે મારી વૃત્તિને ગોવાળીઆની પેઠે ગાયોમાં સંક્રાન્ત કરીશ, અને મારી પોતાની વૃદ્ધિને માટે કંસનો ગોવાળીઓ બનીશ."[૩૩] આ પ્રમાણે પ્રભુ નિદ્રાદેવીને આજ્ઞા કરીને અંતર્ધાન થઈ ગયા, અને નિદ્રા પણ તેમને નમસ્કાર કરી, 'ભલે એમ થાઓ' એમ દૃઢ નિશ્ચયથી બોલી.[૩૪]

જે મનુષ્ય આર્યાદેવીના આ સ્તોત્રનો પાઠ કરશે અથવા તો વારંવાર તેનું શ્રવણ કરશે, તેને સર્વ અર્થોની સિદ્ધિ પ્રાપ્ત થશે, એમાં કંઈ પણ સંશય* નથી.[૩૫]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'आर्यादेवीनुं स्तवन' ए नामनो त्रीजो अध्याय संपूर्ण

---

## અધ્યાય ૪ થો.

### કૃષ્ણજન્મ અને કંસની નિરાશા

वैशंपायन उवाच—

> कृते गर्भविधाने तु देवकी देवतोपमा ।
>
> जग्राह सप्त तान् गर्भान् यथावत्समुदाहृतान् ॥१॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! (ગયા અધ્યાયમાં) ઉપર જણાવ્યા પ્રમાણે શ્રીવિષ્ણુએ યોગનિદ્રાદ્વારા દેવકીના ગર્ભોની ઉત્પત્તિ સંબંધી વ્યવસ્થા કર્યા પછી, દેવતા સમાન સુંદર દેવકીએ પૂર્વે કહેલા છ ષડ્ગર્ભ દાનવો અને સાતમા બળરામ એમ ક્રમસર સાત ગર્ભોને ધારણ કર્યા.[૧] સંકેત પ્રમાણે ષડ્ગર્ભો જેવા ક્રમવાર દેવકીના ગર્ભાશયમાંથી બહાર નિસરતા હતા, તેવા જ તેમને કંસ શિલા ઉપર પટકી પટકીને મારી નાંખતો હતો. પછી યોગ્ય સમય આવ્યો, એટલે દેવકીના ઉદરમાંથી તેના સાતમા ગર્ભને યોગનિદ્રાએ રોહિણીના ગર્ભમાં સંક્રાન્ત કર્યો.[૨] તે વેળા અર્ધ રાત્રિ થઈ હતી; તે સમયે રોહિણી એકાએક ગાઢ નિદ્રામાં સપડાઈ ધરણી ઉપર ઢળી પડી; અને પોતે રજસ્વલા થઈ છે, પોતાના ગર્ભાશયમાંથી ગર્ભ હેઠો સરી પડ્યો છે, તથા તેને બદલે એક બીજો (દેવકીનો) ગર્ભ પોતે ધારણ કર્યો છે, એવી ઘટના તેણે સ્વપ્નમાં જોઈ; પરંતુ જાગૃત થતાં તેણે પોતાના પડેલા ધારેલા ગર્ભને જોયો નહીં. એટલે તે મુહૂર્ત (બે ઘડી) માત્ર દુઃખી થઈ.[૩-૪] તે સમયે અંધકારવાળી રાત્રિએ તેને દુઃખી થયલી જોઈને તેનું મન શાંત કરવા યોગનિદ્રાએ કહ્યું કે, "હે રોહિણી! તું ચંદ્રની માનીતી રોહિણીના જેવી બુદ્ધિમાન્ વસુદેવની પ્રિયા રોહિણી છે.[૫] (તારે શોક ધરવાનું કાંઈ કારણ નથી.) મેં દેવકીના ગર્ભાશયમાં મૂકાયલા (તારા પતિના) ગર્ભને આકર્ષી લઈને તારા ગર્ભાશયમાં સ્થાપન કર્યો છે. હે કલ્યાણિની! તેથી તને (હવે થોડા સમયમાં) સંકર્ષણ નામનો પુત્ર થશે."[૬]

આ પ્રમાણે સત્વર પુત્રપ્રાપ્તિ થવાની આશા પડતાં રોહિણીએ લજ્જાથી લગાર નીચું મુખ કર્યું, અને તે પ્રસન્ન થઈ. પછી ચંદ્રની તેજસ્વી રોહિણીની પેઠે તેણે પોતાના ભુવનમાં પ્રવેશ કર્યો.[૭]

આ પાસ, દેવકીનો સાતમો ગર્ભ સરી પડ્યો છે, એવી ખબર કંસના ચોકસાઈ રાખનારા દૂતોને પડી, તેટલામાં તો જે (પોતાનું મૃત્યુ અટકાવવાના) હેતુથી કંસે દેવકીના સાતે ગર્ભોનો સંહાર વાળ્યો હતો, તે હેતુને જ તોડી પાડનારો આઠમો ગર્ભ તે ક્યારનીયે ધારણ કરી ચૂકી હતી.[૮] અને તે જાણી કંસના મંત્રીઓ આ આઠમા ગર્ભનું પ્રયત્નપૂર્વક સાવધાનતાથી રક્ષણ કરવા લાગ્યા. સાંપ્રત ગર્ભવાસમાં હરિ પોતે જ પોતાની ઇચ્છાથી વસતા હતા.[૯] તે જ દિવસે નંદ ગોવાળની પત્ની યશોદાએ પણ, વિષ્ણુના શરીરથી ઉત્પન્ન થયેલી અને વિષ્ણુની આજ્ઞાને અમલમાં આણનારી યોગનિદ્રાને પોતાના ગર્ભાશયમાં ધારણ કરી.[૧૦] ગર્ભને પ્રસવવાનો સમય (નવ કે દશ મહીના) પૂરો થયો નહીં, એવામાં આઠમે જ માસે એકાએક દેવકી અને યશોદાએ બન્નેએ એક જ સમયે પોતપોતાનો ગર્ભ પ્રસવ્યો.[૧૧] જે રાત્રિએ વિષ્ણુકુળને ઉદ્ધાર કરનાર શ્રીકૃષ્ણે જન્મ લીધો, તે જ રાત્રિએ યશોદાએ પણ યોગનિદ્રા (કન્યા)ને જન્મ આપ્યો.[૧૨] નંદ ગોપની ભાર્યા યશોદા અને વસુદેવની પત્ની દેવકી એક જ સમયે ગર્ભવતી થઈ હતી.[૧૩] શ્રાવણની કૃષ્ણ પક્ષની આઠમની શુભ શકુનવતી અર્ધ રાત્રિએ અભિજિત્ મુહૂર્તમાં પ્રથમ દેવકીએ વિષ્ણુને જન્મ આપ્યો, અને તે પછી (તરત જ નવમી થતાં) યશોદાએ પુત્રી પ્રસવી.[૧૪]

જનાર્દનનો જન્મ થતાં વેંતજ સાગરો પૂર્ણ રીતે ખળભળી ઉઠયા, ધરણીને ટકાવનાર પર્વતો પણ ચલાયમાન થયા, અને શાંત થયેલા અગ્નિઓ પણ પ્રજ્વળવા લાગ્યા;[૧૫] જનાર્દનનો જન્મ થતાં કલ્યાણકારી પવનો વાવા મંડ્યા; ઉડતી રજ (ધૂળ) શાંત પડી, અને આકાશના તેજસ્વી ગ્રહાદિઓ પ્રકાશી રહ્યા.[૧૬] અવ્યક્ત, શાશ્વત, સૂક્ષ્મ હરિ, નારાયણ પ્રભુ શ્રી જનાર્દનનો જન્મ થયો, તે સમયે અભિજિત્ નામનું નક્ષત્ર હતું, અને જયન્તી નામની રાત્રિ હતી, અને વિજય નામનું મુહૂર્ત હતું.[૧૭]

* આ છેલ્લો શ્લોક કાશીની તથા બંગાળી પ્રતિઓમાં નથી.

ભગવાન્ પ્રભુએ જન્મ થતાં વેંત જ નયનોના યોગથી સમસ્ત જગતના લોકને મોહમાં પાડી દીધા; અર્થાત્ કંસ અને તેના રક્ષકો કૃષ્ણનો જન્મ થયાની વાત કળી શક્યા જ નહીં. અંતરિક્ષમાં દેવોનાં દુંદુભિ અનાહત (આપોઆપ વગર ઠોકયે વાગે એવાં) વાગ્યાં.[૧૮] તે વેળા દેવોના પ્રભુ ઇન્દ્રે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ વરસાવી, અને ગંધર્વો તથા અપ્સરાઓ સાથે મહર્ષિઓ મંગલયુક્ત વાણીથી મધુસૂદનની સ્તુતિ ગાવા લાગ્યા. સારાંશ હૃષીકેશનો જન્મ થયો, તે સમયે સમસ્ત જગત્ અત્યંત હર્ષઘેલું બની ગયું.[૧૯-૨૦] દેવોની સાથે ઇન્દ્ર પણ મધુસૂદનની સ્તુતિ કરવા લાગ્યો. આવા યોગમાં રાત્રિએ વસુદેવે શ્રીવત્સના ચિહ્નવાળા તથા બીજાં દિવ્ય ચિહ્નથી યુક્ત અધોક્ષજ(વિષ્ણુ)ને પોતાના પુત્રરૂપે અવતરેલા જોયા, તેથી તેણે તેમને કહ્યું કે, "હે પ્રભુ! હવે આપ આપનું આ અલૌકિક રૂપ સમેટી લ્યો; કારણ કે, હે દેવ! કંસ આપના જન્મની વાત જાણી જશે, એવો મને તેનો મોટો ભય રહે છે; તેથી જ મારે આપને આટલું કહેવું પડે છે. હે કમલ જેવાં નેત્રવાળા! તમારા જ્યેષ્ઠ બંધુઓ અને મારા સાતે પુત્રોને તેણે હણ્યા છે."[૨૧-૨૩]

વૈશમ્પાયન કહે છેઃ-હે જનમેજય! અચ્યુત ભગવાને વસુદેવનાં આવાં વચનો સાંભળીને પોતાનું દિવ્ય રૂપ સમેટી લીધું, અને 'મને હમણાં ને હમણાં નંદગોપને ઘેર લઈ જાઓ,' એવી વિનતિ પોતાના પિતા વસુદેવને કરી.[૨૪] તરત જ પુત્રવત્સલ વસુદેવે પણ ઝટપટ આ બાળકને ઉપાડ્યો, અને રાતોરાત ગુપ્તપણે યશોદાના ઘરમાં પ્રવેશ કર્યો.[૨૫] ત્યાં જઈ યશોદા કંઈ જ જાણે નહિ એમ, તેમણે આ બાળકને તેની સોડમાં મૂક્યો અને તેની તરતની જન્મેલી છોકરીને ત્યાંથી ઉપાડી આણી, દેવકીની પથારીમાં મૂકી દીધી.[૨૬] આ પ્રમાણે બન્ને ગર્ભોની અદલીબદલી કર્યા પછી, પોતાનો હેતુ પૂર્ણ કરનારા વસુદેવ દેવકીના પ્રસૂતિગૃહમાંથી, જાણે ભયથી હાંફળાફાંફળા બન્યા હોય, તેમ આકળવિકળ થતા બહાર નીકળ્યા.[૨૭] પછી આનકદુંદુભિ* વસુદેવે ઉગ્રસેનના પુત્ર કંસને દેવકીની ઉત્તમ રૂપવાળી કન્યાના જન્મ સંબંધી સમાચાર નિવેદન કર્યા.[૨૮]

આ સમાચાર સાંભળતાં વેંત જ એકદમ ઝટપટ વેગથી પરાક્રમી કંસે ત્વરાવાળા રક્ષકોની સાથે વસુદેવના મંદિરના દ્વારમાં પ્રવેશ કર્યો.[૨૯] ત્યાં દ્વારમાં જ પગ મૂકતાં તેણે, 'કોનો જન્મ થયો છે,' 'શું અવતર્યું છે?' એવો ઉતાવળથી પ્રશ્ન પૂછ્યો, અને તેના ઉત્તરની વાટ પણ ન જોતાં તે, 'એ બાળક એકદમ મારે સ્વાધીન કરો,' એમ કડકાઈથી બોલ્યો.[૩૦] તેના આ વચનથી દેવકીના ભવનની સર્વે સ્ત્રીઓએ હાહાકાર મચાવી મૂક્યો. દીનવદને, અશ્રુથી પૂર્ણ આંખોથી અને ગળગળી વાણીથી દેવકી કંસને લળી લળી યાચના કરતી બોલી, કે, "હે ભાઈ! પુત્રીનો જન્મ થયો છે. હે સમર્થ કંસ! તેં મારા સુંદર, શોભાવાળા સાતે પુત્રોને હણ્યા છે.[૩૧-૩૨] તે જ રીતે આ છોકરીને પણ હું તો ક્યારનીયે તારે હાથે હણાયલી જ જોઉં છું, પરંતુ તને યોગ્ય લાગે તો તેની તરફ દયાની દૃષ્ટિ કર."

કંસ તે છોકરીને જોઈ આનંદમાં આવી જઈ ખેંચવા તત્પર થયો;[૩૩] તેણે દેવકીની આવી દીન વાણી સાંભળી જ નહીં; પણ એ છોકરીને પોતાની આગળ પડેલી જોઇને તેને હર્ષભેર ખેંચવા તત્પર થયલો મંદ બુદ્ધિવાળો કંસ બોલ્યો કે, 'જ્યારથી આ છોકરી જન્મી છે, ત્યારથી જ તે હણાઈ ચૂકેલી જ છે.' એટલે તરત જ, પૃથ્વીના જેટલા જ ગૌરવવાળી, ગર્ભાવસ્થાના ક્લેશથી પીડાયલી, તેમ જ ગર્ભાશયમાંના પાણી આદિ મલિન પ્રવાહીથી ભીંજાયલા વાળ અને શરીરવાળી છોકરીને તેની આગળ ભોંય ઉપર મૂકવામાં આવી. કઠોર કંસે પણ નિર્દયપણે તેને પગથી ઝાલી, માથા ઉપર ચારે કોર ચકરચકર ફેરવી, અને તિરસ્કારભર્યાં વચનો બોલી એકદમ શિલા ઉપર પટકવા તેને ઉછાળી. જો કે કંસે તો તેને શિલા ઉપર અફાળી, છતાં લગાર પણ કચરાયા વિના તે આકાશમાં ઝટ ઉડી ગઈ.[૩૪-૩૬]

તેણે અંતરિક્ષમાં જતાં જતાં ગર્ભાવસ્થામાં ધારણ કરેલા નાના માનવ શરીરનો ત્યાગ કર્યો, અને એકદમ વાળ છૂટા કરી દિવ્ય ગંધનો લેપ તથા દિવ્ય હાર ધારણ કર્યો, અને કંસનો તુચ્છકાર કરતી આકાશમાં ચાલી ગઈ.[૩૭] દિવ્ય હારવડે તેનાં સર્વે અંગો શોભતાં હતાં અને મુકુટથી તેનું મસ્તક ઉજ્જ્વલ પ્રકાશતું હતું. આ પ્રમાણે આ કન્યા દિવ્ય દેહવાળી બની ગઈ. હજી દેવો તેની નિત્ય સ્તુતિ કરે છે.[૩૮] તેણે નીલ પીતાંબર પહેર્યું હતું; હાથીનાં કુંભસ્થળ સરખાં તેનાં સ્તન મોટાં અને ગોળ હતાં; તેના થાપા રથના ચક્ર સરખા વિસ્તીર્ણ હતા; તેનું મુખ ચન્દ્રના સરખું ગોળ અને આલ્હાદક હતું; તેને ચાર હાથ હતા;[૩૯] વિજળીના જેવી તેની કાંતિ વિશેષ ઝળહળતી હતી; તેની આંખો પ્રભાતના બાલસૂર્યના જેવી તેજસ્વી અને લાલ હતી; તેનો અવાજ મેઘના જેવો ગંભીર અને ભરાવદાર હતો; અને તેનો વર્ણ વાદળાંથી છવાયલી સંધ્યા જેવો નીળો કાળો હતો.[૪૦] ગાઢ અંધકારથી છવાયલી, અને

* વસુદેવ જન્મ્યા ત્યારે આકાશમાં દુંદુભિ આપોઆપ વાગ્યાં હતાં, તેથી તેમનું નામ આનકદુંદુભિ પડ્યું હતું.

ભૂતોનાં ટોળાંથી હલમલી રહેલી રાત્રીએ તે નાચતી હસતી, અને વિપરીત રીતે ઉંચે ચઢી પ્રકાશતી હતી.[૪૧] આકાશમાં જઈ, આ રૌદ્ર (ભયંકર) સ્વરૂપવાળી કન્યા-(દેવી)એ ઉત્તમ મદિરાનું પાન કર્યું. પછી ક્રોધે ભરાઈ અટ્ટાટ હાસ્ય કરતાં તે કંસને આવાં વચનો કહેવા લાગી:-[૪૨]

"હે કંસ! તેં તારા પોતાના જ નાશને માટે મને એકદમ ઉંચે ઉછાળી, પથ્થર ઉપર અફાળી, મારો વધ કરવા ઇચ્છા ધરી.[૪૩] તેટલા માટે તારા અંતકાલે શત્રુ જ્યારે તને ખેંચી હેઠો પટકશે ત્યારે હું મારા હાથથી તારા દેહને ફાડી ઉનું ઉનું લોહી પીઇશ."[૪૪]

આ પ્રમાણે ભયંકર વાણી બોલીને તે કન્યા પોતાની ઇચ્છામાં આવેલા માર્ગે ભૂતગણોની સાથે દેવોનું સ્થાન ગણાતા આકાશમાં સંચરવા લાગી.[૪૫] વૃષ્ણિઓના સમૂહોથી પૂજાતી આ કન્યા આકાશમાં વૃદ્ધિ પામી. પ્રજાપતિના અંશથી પૂર્વે નિર્માણ થયેલી, આ દેવી યોગકન્યા કેશવના રક્ષણને અર્થે પાછી ભૂલોક ઉપર અવતરી હતી, એમ જાણવું. એ દેવના દેવ ઇન્દ્રની આજ્ઞા અનુસાર* દેવો એ દેવીનું પુત્રની પેઠે પાલન કરે છે.[૪૬-૪૭] જેણે દેવની પેઠે દિવ્ય શરીર ધારણ કરીને કૃષ્ણનું સંરક્ષણ કર્યું, તે દેવીની પૂજા યાદવરૂપે અવતરેલા સર્વે દેવો નિત્ય કરે છે.[૪૮]

તે કન્યા આમ સ્વર્ગમાં છટકી ચાલી ગઈ, એટલે કંસને તે પોતાના કાળરૂપ જણાઈ, અને (પોતાના સર્વે પ્રયત્નો નિષ્ફળ જવાથી) લજ્જા પામી, એકાંતમાં તે દેવકીને નીચે પ્રમાણે કહેવા લાગ્યો:-[૪૯]

કંસ કહે છે:-હે બહેન દેવકી! મૃત્યુના મુખમાંથી બચવાના આ બધા યત્નો મેં કર્યાં, અને તે કારણે મેં તારા સર્વે ગર્ભોને હણ્યા. તેમ છતાંયે, હે દેવકી! મૃત્યુ તો બીજી રીતે મારી સામે ઉપસ્થિત થયું છે.[૫૦] મેં મારે હાથે મારાં સગાંને હણ્યાં; આ નિષ્ઠુર પ્રયત્ન મેં, મારો જીવ ઉગારવાનો આ સિવાય બીજો કોઈ ઉપાય નહીં સૂઝવાથી નિરાશાથી જ કર્યો હતો; છતાં મારા આવા પુરુષપ્રયત્નથી પણ હું મારા દૈવનું ઉલ્લંઘન કરી શકયો નહીં, અર્થાત્ દૈવે તો પોતે પોતાની (મારા મૃત્યુરૂપી) ઘટના ઘડી છે.[૫૧] હે દેવકી! તું હવે તારા ગર્ભોના મરણથી થતી ચિંતાને દૂર કર અને પુત્રના વિયોગથી થતો સંતાપ કાઢી નાંખ. ખરેખર તેમનો કાળ વિપરીત આવ્યાથી જ તેમના મરણનું નિમિત્તકારણ હું થયો.[૫૨] વાસ્તવિક રીતે કાળ જ મનુષ્યોનો શત્રુ છે, કાળ જ મનુષ્યોનું પરિણામ ઘડે છે, કાળ જ મનુષ્યોના મનમાં વિકાર ઉત્પન્ન કરાવે છે, કાળ જ સર્વ વસ્તુમાત્રને તેના અંતે પહોંચાડે છે, અને મારા જેવા તો માત્ર આવા કામમાં (તેની પ્રેરણાથી) નિમિત્ત થાય છે.[૫૩] હે દેવકી! ઉપદ્રવો (દુઃખો) મનુષ્યોને ભાગ્યે તેમના કર્મ અનુસાર અવશ્ય આવે છે જ; પરંતુ આ એક દુઃખદાયક વાત છે કે, તે દુઃખનું કારણ હું પોતે જ છું, એમ પ્રત્યેક મનુષ્ય માની લે છે.[૫૪] આથી, હે દેવકી! તારા પુત્રોના મરણની ચિંતા તારે કરવી ઘટતી નથી; માટે શોકથી વિલાપ કરવો છોડી દે. સામાન્ય રીતે મનુષ્યોની ઉત્પત્તિ આવા જ પ્રકાર-ની હોય છે; કારણ કે કાળની ગતિ કે સ્થિતિ કેવી થશે, તેની ચોક્કસ ખબર કોઇને પડતી નથી.[૫૫] હે દેવકી! મેં તારું જે કંઈ અપકૃત્ય કર્યું છે, તે સર્વે મારા સ્મરણમાં છે (મને તેનો પશ્ચાત્તાપ થાય છે), માટે તું મારા ઉપરનો સમૂળો રોષ કાઢી નાંખ. હું પુત્રની પેઠે તારા પગમાં મારું આ માથું મૂકું છું, અને કરેલા દોષની ક્ષમા માગું છું."[૫૬]

આ પ્રમાણે કંસ દીન વચન કહેવા લાગ્યો, એટલે અશ્રુથી પૂર્ણ આંખોથી, દીનમુખ કરી, પતિ(વસુદેવ)ના તરફ જોતી જોતી, અને માતાની પેઠે 'વત્સ! ઉઠ, ઉઠ,' એમ બોલતી દેવકી તેને નીચે પ્રમાણે કહેવા લાગી:-[૫૭]

દેવકી કહે છે:-હે કંસ! કાળનું રૂપ ધારણ કરીને તેં મારી નજર આગળ જ મારા સર્વે ગર્ભોને હણ્યા છે. હે પુત્ર! તું તો માત્ર તેમના મૃત્યુનું નિમિત્તકારણ જ છે, મૂળ કારણ તો કૃતાન્ત કાળ જ છે.[૫૮] હે કંસ! તું મારા પગમાં માથું મૂકે છે અને તારાં પોતાનાં કર્મોને વખોડે છે; એટલે મારે તારી નમ્રતાથી મારા ગર્ભોના સંહારનું કષ્ટ શાંતપણે સહન કરવું જ જોઇશે.[૫૯] (તેમ હે કંસ! તું કાંઈ કેવળ ખોટું પણ કહેતો નથી.) જન્મ સાથે નિશ્ચિત થયેલું મૃત્યુ ગર્ભમાં જ મનુષ્યની સાથે પ્રવેશ કરે છે, અને તેની બાલ્ય અવસ્થા જોઇને પણ તેનાથી પાછું હઠતું નથી; મનુષ્યની યુવાવસ્થાનો પણ તે વિચાર કરતું નથી; એ અવસ્થામાં પણ મનુષ્ય મૃત્યુને વશ છે, અને વૃદ્ધાવસ્થામાં તો તે સર્વથા મરેલા જેવો જ છે.[૬૦] આ સમસ્ત જગત્ સર્વે અવ-સ્થાઓમાં કાળને જ વશ છે, અને તારા જેવા તેમાં માત્ર નિમિત્ત થાય છે. ગર્ભાશયમાં બાળક સજીવન થયું હોતું નથી ત્યાં સુધી વાયુ જેમ અદૃશ્ય રહે છે, તેમ તેનો જીવ અદૃશ્ય રહે છે (એટલે કાળ તેની ઉપર દૃષ્ટિ રાખતો નથી), પરંતુ જન્મ પામ્યા પછી તે ગર્ભ વખતે જન્મ્યો હોય,છતાં નહીં જન્મ્યા જેવો થઈ જાય છે (અર્થાત્ મરી જાય છે), અને વિધાતા તેને પોતાને યોગ્ય લાગતા

* મરાઠી પ્રતમાં 'वसुदेवाज्ञया–વસુદેવની આજ્ઞાથી' એ પાઠ છે; અને 'देवदेवाज्ञया ઇન્દ્રની આજ્ઞાથી' એ પાઠ અન્ય પ્રતોમાં છે અને તે વિશેષ સંગત હોવાથી અહીં સ્વીકાર્યો છે.

સ્થાને લઈ જાય છે. તેટલા માટે, હે પુત્ર! તું જા, અને સ્વસ્થ થા. મારા પુત્રોના મૃત્યુનું કારણ હું છું, એમ તારે માનવું નહીં; અર્થાત્ તેમનું ભાવી જ એવું ટૂંકું હતું.[૧૧-૧૨] મૃત્યુ જીવને પહેલાં યોગ્ય સ્થાને ઉપાડી લઈ જાય છે, તે પછી તેનું કોઈ પણ નિમિત્ત કારણ શોધી કઢાય છે અને તે લાગુ પડાય છે; ખરી રીતે માતાના ગર્ભમાં જીવ હોય છે, તે સમયથી હેતુસંસ્કાર, જન્મજન્માંતરનાં કર્મ, કાલધર્મ, માતા-પિતાનાં સેવનપાન આદિ લૌકિક કર્મો અને અનાચાર, જાતિદોષ આદિ સર્વ અનેક કારણોના સંયોગ પ્રાણીના મૃત્યુનું નિમિત્ત થાય છે."[૧૩-૧૪]

દેવકીનું આવું વચન સાંભળી, કંસ પોતાના ભવન તરફ ચાલી ગયો, અને બળતે હૃદયે તેમાં પ્રવેશ કર્યો. પોતાનો પ્રયત્ન આમ માર્યો જવાથી દીન બનીને તે અતિશય ઉદાસ થયો.[૧૫]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'कृष्णनो जन्म अने कंसनी निराशा'ए नामनो चोथो अध्याय संपूर्ण

## અધ્યાય ૫ મો

### નંદનો વ્રજમાં નિવાસ અને વ્રજવર્ણન

वैशंपायन उवाच–

प्रागेव वसुदेवस्तु व्रजे शुश्राव रोहिणीम् ।
प्रजातां पुत्रमेवाग्रे चंद्रात्कांततराननम् ।।

વૈશંપાયન કહે છે:–હે જનમેજય! રોહિણીએ વ્રજમાં ચંદ્રથી પણ વિશેષ મનોહર મુખવાળા પુત્ર(બલરામ)ને જન્મ આપ્યાની વાત, દેવકીએ મથુરાં કૃષ્ણને જન્મ આપ્યો, તે અગાઉ પહેલેથી જ વસુદેવે સાંભળી હતી.[૧] તેથી તેમણે ઉતાવળથી નંદગોપની* પાસે જઈને તેને બલરામ અને કૃષ્ણના સંરક્ષણ વિષે નીચે પ્રમાણે શુભ વચનો કહ્યાં:–

વસુદેવ કહે છે:–હે નંદ! તું આ તારી યશોદા સાથે એકદમ વ્રજ(ગોકુલ)માં પાછો સીધાવ. હે તાત! ત્યાં જઈ તારે આ બે બાલકોને જાતકર્માદિ સંસ્કાર કરીને સુખપૂર્વક ઉછેરી મોટા કરવાના છે.[૨-૩] વ્રજમાં રોહિણીથી ઉત્પન્ન થયલા મારા બાલક પુત્ર(બલરામ)નું તારે પૂરી રીતે રક્ષણ કરવું. એ જ પુત્રથી હું ભવિષ્યમાં પિતૃ-ઋણમાંથી મુક્ત થવાને યોગ્ય પુત્રવાળો પિતા ગણાઈશ.[૪] જો કે એ મારો એકનો એક જ પુત્ર છે, છતાં હું (પરવશ પડ્યાથી) તેનું મુખ જોઈ શકતો નથી. જો કે હું વિદ્વાન્ ડાહ્યો છું, છતાં પણ મારું ડહાપણ, મારી વિદ્વત્તા આમ ભાગ્યના બલાત્કારથી જતાં રહે છે.[૫] 'મારા પુત્રનો વધ થશે,' એવો મને કઠોર, દયાહીન કંસનો ભય રહે છે. તેટલા માટે, હે નંદ! તારા પોતાના પુત્રની પેઠે તું મારા રોહિણીના પુત્રનું રક્ષણ કરજે. જેમ પરમ તત્ત્વની શોધ કરનાર પુરુષ સાવધાનતાથી તત્ત્વમાં જીવ રાખે છે, તેમ મારા છોકરાનો દ્રોહ કોઈ પણ કરી ન શકે, એમ સાવધાનતાથી તું વર્તજે, અર્થાત્ એવો દ્રોહ કરવા આવનારનું તત્ત્વ (યથાર્થ સ્વરૂપ) તરત જ વર્તજે અને તેનાથી સાવધાન રહેજે; કારણ કે જગતમાં નાનાં બાલકોને એ જ અવસ્થામાં અનેક પ્રકારનાં વિઘ્નો અનેક તરફથી ત્રાસ આપનારાં થઈ પડે છે.[૬-૭] મારો રોહિણીનો પુત્ર એ મોટો ભાઈ છે, અને તેનો નાનો ભાઈ તે તારો આ પુત્ર છે, માટે બન્નેનું સંરક્ષણ તારે ઉત્તમ પ્રકારે કરવાનું છે. એ બન્નેનાં નામ પણ એક જ અર્થવાળાં છે.† તે બન્ને ઉપર તું સુખપૂર્વક સૂક્ષ્મ દૃષ્ટિ રાખતો રહેજે.[૮] એ બન્ને સમાન વયના હોવાથી ઉછરીને મોટા થતાં વ્રજભૂમિમાં દીપી નીકળે, એમ, હે નંદ ગોપ! તું તેમનું પાલન પોષણ કરજે.[૯] બાલપણમાં પ્રત્યેક મનુષ્ય સ્વેચ્છા પ્રમાણે વિહાર કરે છે; વળી પ્રત્યેક મનુષ્ય બાળપણમાં જ નાના પ્રકારના મોહમાં પડી જાય છે, અને બાળપણમાં જ સર્વે સૌથી વિશેષ સ્વેચ્છાવિહારી, તોફાની અને ક્રોધી બની જાય છે; માટે, હે નંદ! તેમનું બાળપણ બરાબર સાચવવાનો પૂરતો પ્રયત્ન કરતો રહેજે.[૧૦] વૃંદાવનમાં તો તું કદી પણ તારી ગાયોનો નેસડો કરતો નહીં. કારણ કે ત્યાં વસતા પાપકર્મ કરનારા કેશી દાનવથી ભય રાખવા જેવું ઘણું છે.[૧૧] વિંછી, સાપ, કીટ, કીડીઓ, પક્ષીઓ, નેસડાની ગાયો, અને વાછડાંઓ વગેરેથી પણ આ બે બાળકોનું સંરક્ષણ તારે કરવાનું છે.[૧૨] હે નંદગોપ! હવે રાત્રિ પડી ચૂકી છે. માટે તું શીઘ્રગતિવાળા વાહને ચઢીને ત્વરાથી વ્રજ તરફ સીધાવ. આ પક્ષીઓ તારી જમણી બાજુએ કીલકીલ કરતાં તને જવાના શુભ શુકન આપતાં હોય, એમ જણાય છે."[૧૩]

આ પ્રમાણે મહાત્મા વસુદેવની પાસેથી એ બન્ને બાળકોને ઉછેરવા અને સંભાળવા સંબંધી આ રહસ્ય જાણી લઈને, નંદે હર્ષભેર યશોદાની સાથે વાહન ઉપર સ્વારી કરી.[૧૪] મહા બુદ્ધિવાળા નંદે ખભે ઉપાડીને જવાય એવી ઝોળીમાં કુમળી પથારીપર કુમાર કૃષ્ણને

* શ્રીમદ્ ભાગવત ઉપરથી જણાય છે, કે કંસના કરનું ભરણું ભરવાને નંદ સહકુટુંબ મથુરાં આવ્યા હતા, તે વેળા તેમને વસુદેવે કેદમાંથી છૂટા થતાં બલરામ અને કૃષ્ણનું સંરક્ષણ કરવા સંબંધી નીચે જણાવેલી સલાહ આપી હતી.

† રોહિણીના પુત્ર (બલરામ)નું નામ 'સંકર્ષણ' અને દેવકીના પુત્રનું નામ 'કૃષ્ણ,' એ બન્ને કૃષ્ ધાતુથી નિષ્પન્ન થયલાં છે, અને ચિત્તનું આકર્ષણ કરનારા, એ તેમનો અર્થ છે.

સંભાળથી મૂકી સુવાડ્યો.[૧૫] પછી તેણે યમુનાના તીર ઉપરના, પુષ્કળ પાણીવાળા તેમ જ શીતલ પવન વાય એવા એકાંત માર્ગે સ્વારી આગળ ચલાવી.[૧૬] આમ જતાં જતાં ગોવર્ધન પર્વતની તળેટીમાં આવેલો અને યમુનાના કાંઠે સુઘટિત રીતે વસાયલો, રમ્ય પ્રદેશ વ્રજ (ગોકુલ) તેની નજરે પડ્યો. આ વ્રજમાં શીત પવન યથેચ્છ સંચાર કરી રહ્યો હતો.[૧૭] તે અનેક જાતનાં પશુઓના વિવિધ અવાજોથી ગાજતો હતો, તેમ જ તરેહતરેહની લતા, વેલીઓ અને મોટાં મોટાં વૃક્ષોથી રમણીય દીસતો હતો. તે ઠેકઠેકાણે બેઠેલી, ઘાસ ચરતી અને પુષ્કળ દૂધ દેતી ગાયોથી પુષ્કળ શોભતો હતો.[૧૮] તે પ્રદેશ સપાટ વિસ્તારવાળો હોવાથી તેમાં ગાયો છૂટથી હરીફરી શકતી, અને તીર્થો તથા જલાશયો પણ એકસરખી સપાટ ભૂમિ ઉપર આવેલાં હતાં, તેથી ગાયો આદિ જાનવરો અને માણસો તેનો સારી રીતે લાભ લઈ શકતાં હતાં. આખલાઓની ખુંધોના તથા શીંગડાંના ઘસારાથી ઝાડોની છાલ ઉતરેલી હતી.[૧૯] માંસની પછવાડે પછવાડે ફરનારાં ગીધ, રાની બીલાડાઓ, બગલા આદિ હિંસક પ્રાણીઓ અને શિયાલ, દીપડા, સિંહ આદિ મેદ અને માંસનો જ આહાર કરનારાં દાઢવાળાં પશુઓ તે પ્રદેશમાં પુષ્કળ વસતાં હતાં.[૨૦] વાઘની બરાડોથી તો તે પુષ્કળ ગાજી રહ્યો હતો. વળી તેમાં વિવિધ જાતિનાં પક્ષીઓ પણ વસતાં હતાં. પુષ્કળ લીલાછમ જેવા ઘાસથી અને સ્વાદિષ્ઠ વૃક્ષોનાં ફલથી વ્રજભૂમિ મનોહર લાગતી હતી.[૨૧] ગાયોના અને વાછડાંઓના આંગરવાથી સર્વ પાસથી ગાજી ઉઠેલી અને ગોપનારીઓનાં ટોળાંના સંચારથી ગોવાળિયાઓની વ્રજભૂમિ રમ્ય દીસતી હતી.[૨૨] તેમાં પુષ્કળ ગાડાં અવરજવર કરી શકે એવા પહોળા રસ્તા હતા. વળી એ માર્ગો કાંટાવાળા હતા, અને તેની બન્ને બાજુઓ ઉપર મોટાં મોટાં જંગલી ઝાડો તૂટી પડેલાં હતાં.[૨૩]

આ સમગ્ર વ્રજપ્રદેશમાં વાછરડાંઓને બાંધવાને માટે ઠામઠામ લાકડાના દાંડા રોપેલા હતા, અને દોરડાંના બંધથી તે શોભી રહ્યા હતા. વળી એ બધી ભૂમિ છાણાંના થરથી તેમ જ છાણના લીંપણથી છવાયલી દીસતી હતી; ત્યાંની ઝુંપડીઓ અને મઠો સાહડીઓથી ઢંકાયલા હતા.[૨૪] તેમાં ક્ષેમ(કલ્યાણ)નાં સાધનો પુષ્કળ હતાં અર્થાત્ ઉદ્યોગી ગોપવીરોથી તે છલબલતું હતું; ત્યાંના પુષ્કળ લોકો હૃષ્ટપુષ્ટ અને સુખી દીસતા હતા. ત્યાં દોહવાના વાંસ નેતરાંથી ફરતા હોવાને લીધે ગરરગરર અવાજ નીકળતો હતો.[૨૫] તેની જમીન છાશ ઢોળાવાથી મલિન અને તેની માટી દહીંની છાંટથી ભીની ભીની થઈ હતી; વળી દહીં વલોવતી ગોપીઓનાં કંકણોના મધુર સ્વરથી એ સમસ્ત પ્રદેશ હલમલી રહ્યો હતો.[૨૬] વળી વાળનાં ઝુલફાંવાળા અને છોગાંવાળા બાળ ગોવાળોનાં રમતગમતનાં સ્થાન પણ ત્યાં ચારે કોર પુષ્કળ હતાં. ગાયોના વાડાઓના ઝાંપા આગળથી બંધ કરેલા હતા, અને તેમાં ગાયો રહેતી હતી.[૨૭] ત્યાં તૈયાર થતા ઘીની સોડમવાળો પવન વાતો હતો. આવું વ્રજ નીળાં અને પીળાં અંબર પહેરનારી તરુણીઓથી શોભી રહ્યું હતું.[૨૮] ત્યાં વનનાં પુષ્પોના અલંકારો કાને પહેરનારી, કાંચળીથી સ્તનના અર્ધ ઉપલા ભાગને ઢાંકનારી, અને માથે ઘીના ઘડા લઈને ફરનારી પુષ્કળ ગોપકન્યાઓ જણાતી હતી.[૨૯] વળી યમુના નદી ઉપરના તીરને માર્ગે પાણીનાં માટ ઉંચકીને ચાલતી ગોપકન્યાઓથી આ ભૂમિ મનોહર દીસતી હતી.

આ રીતે ગોવાળીઆઓથી ગાજી રહેલા વ્રજગામમાં હર્ષભેર નંદે પ્રવેશ કર્યો.[૩૦] ઘરડા ગોવાળીઆઓ અને ઘરડી સ્ત્રીઓએ ગાડા ઉપરથી ઉતરતાં જ તેમનો આદરસત્કાર કર્યો. પછી નંદે સુખરૂપ આશ્રય આપનારા પોતાના ગૃહમાં આનંદથી પ્રવેશ કર્યો.[૩૧] તે ગૃહમાં વસુદેવે સુખરૂપ પહોંચાડેલી રોહિણી રહેતી હતી. ત્યાં પ્રભાતના બાલસૂર્યના જેવી કાંતિવાળા પુરુષોત્તમ કૃષ્ણને નંદે સુરક્ષિત રીતે મૂકયા.[૩૨]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'नंदनो व्रजमां निवास अने व्रजवर्णन' ए नामनो अध्याय ५ मो समाप्त

## અધ્યાય ૬ ઠ્ઠો

### શકટનો ભંગ અને પૂતનાનો વધ

वैशम्पायन उवाच—

तत्र तस्यासतः कालः सुमहानत्यवर्तत
गोव्रजे नन्दगोपस्य बल्लवत्वं प्रकुर्वतः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! આ પ્રમાણે નંદગોપની વ્રજભૂમિમાં ગોવાળિયાનું રૂપ ધારણ કરીને ગુપ્ત રીતે કૃષ્ણ રહેતા હતા, તેને ઘણો લાંબો કાળ વીતી ગયો.[૧] યોગ્ય સમય પછી આ બે બાળકો કૃષ્ણ અને બલરામને નામકરણ સંસ્કાર કરવામાં આવ્યા, અને તેઓ સુખથી ઉછરવા લાગ્યા. મોટાનું નામ સંકર્ષણ અને નાનાનું નામ કૃષ્ણ પાડ્યું હતું.[૨] સાગરના મધ્યે જેમ મેઘ નિત્ય વૃદ્ધિ પામે છે, તેમ ગાયોના ટોળામાં દેહ ધારણ કરનાર હરિ, મેઘના જેવા કૃષ્ણ વર્ણવાળા કૃષ્ણનો અવતાર ધારણ કરી મોટા થયા.[૩]

પછી બનવાજોગ હતું તેમ એક દિવસ યશોદા ગાડાની હેઠળ પોતાના પુત્ર કૃષ્ણને સુતેલો રહેવા દઇને પ્રાતઃસ્નાનાદિ કર્મ કરવાની ઉત્કંઠાથી* યમુના નદી ઉપર ગઈ.[૪] તેટલામાં કૃષ્ણે જાગીને બાળચેષ્ટા કરતાં કરતાં હાથપગ અફાળવા માંડ્યા, અને પગ ઉંચા કરી કરીને મધુર સ્વરે રોવાનું શરુ કર્યું.[૫] પછી તેણે એક જ પગની ઠેસથી પોતાની ઉપરના ગાડાને ઉથલાવી પાડ્યું, અને ધાવવાને આતુર થઈ, ઉંધા પડી રોવા માંડ્યું.[૬] તે દરમ્યાન, દૂધથી ભરેલાં આવલાંવાળી ગાય જેમ પોતાના બાંધેલા વાછરડા તરફ હડબડ દોડે તેમ, નાહીને સ્તનમાંથી નીકળતા દૂધથી ભીંજાયલી યશોદા ત્યાં ઉતાવળી ઉતાવળી ચાલતી આવી પહોંચી.[૭] આવતાં વેંત જ, જો કે વાયુનો ઝપાટો ત્યાં જરા વાયો ન હતો (કે કોઈ અકસ્માત્ પણ થયો જણાયો ન હતો) છતાં, યશોદાએ જે ગાડાની હેઠળ કૃષ્ણ સૂતા હતા, તે ગાડાને આખે ઉથલાઈ પડેલું જોયું, એટલે 'હા, હા' કરતાં તેણે એકદમ ઝટપટ પોતાના છોકરાને હાથમાં ઉપાડી લીધો.[૮] આ ગાડું શી રીતે ઉથલાઈ પડ્યું હતું, તેનું ખરું રહસ્ય પણ તે જાણી શકી નહીં. 'મારા છોકરાનું કલ્યાણ થાઓ,' એમ બોલતી બોલતી તે પ્રીતિ અને ભયના આવેશમાં આવી પશ્ચાત્તાપ કરતી કહેવા લાગી કે, "હે પુત્ર! હું તને ગાડા તળે એકલો સૂતો મૂકી સ્નાન કરવા ગઈ, તે દરમ્યાન અણુચિંતવ્યું અકસ્માતથી ગાડું ઉથલઈ પડ્યું, એ વાત તારો પિતા જાણશે, ત્યારે મારી ઉપર અતિશય ક્રોધે ભરાઈ મને શું કહેશે?[૧૦] હે પુત્ર! મારે અત્યારમાં સ્નાન કર્યા વિના એવું તે શું વહી જવાનું હતું? મારું સ્નાન ખરેખર અપશુકનિયાળ થયું. વળી મારે નદીએ નાહવા જવાનું પણ પ્રયોજન શું હતું? હું નાહીને પાછી ફરું છું તો તારા ઉપરનું ગાડું ઉથલઈ પડેલું અને તને ઉંધો પડેલો હું જોઉં છું."[૧૧]

યશોદા આમ આક્રંદ કરતી હતી, તે દરમ્યાન ભગવાં વસ્ત્ર† ધારણ કરી વનચર નંદગોપ ગાયોની સાથે વાડા સમીપ આવી પહોંચ્યા.[૧૨] ત્યાં તેમણે જેનાં પૈડાંની ધરી છૂટી પડી ગઈ હતી, જેની ધુસરીનો અગ્ર ભાગ અને ઘટા ભાંગી ગયલાં હતાં, તથા જેની ધુંસરી, પૈડાંના દાંડા, નાભી અને આરા પણ છિન્નભિન્ન થયા હતા એવું ગાડું ઉથલઈ પડેલું જોયું.[૧૩] આથી એકદમ ભયભીત થઈ, અશ્રુપૂર્ણ આંખોથી "મારો છોકરો સારો હશે?" "મારા છોકરાને કાંઈ ઈજા તો થઈ નહીં હોય?" એમ વારંવાર મન સાથે બોલતા તેઓ એકદમ ઘેર દોડતા આવ્યા,[૧૪] અને પોતાના પુત્રને યશોદાના ખોળામાં ધાવતો જોઈ, સ્વસ્થ થઈ બોલ્યા કે, "બળદોની કાંઈ મારામારી તો થઈ નથી, છતાં મારું ગાડું આમ કોણે ઉથલાવી પાડ્યું?"[૧૫]

નંદનો આ પ્રશ્ન સાંભળતાં યશોદાએ ભયથી થરથરી ગળીગળી થઇને ઉત્તર આપ્યો કે, "આ ગાડું કોણે અને શી રીતે ઉથલાવી પાડયું તેની મને તમારા કરતાં કંઈ વિશેષ માહિતી નથી.[૧૬] હે સૌમ્ય પતિ! હું તો વસ્ત્ર ધોવાને નદીએ ગઈ હતી અને ત્યાંથી પાછી ફરી ત્યારે મેં તો એ ગાડાને ભોંય ઉપર ઉથલઈ પડેલું જોયું."[૧૭]

તેઓ બન્ને આ પ્રમાણે વાતો કરતાં હતાં, એટલામાં ગોપબાલકો તેમની પાસે એમ બોલતાં આવ્યાં કે, "આ બાલકે જ પોતાના આ પગના એક જ પ્રહારથી એ ગાડાંને ઉંધું પાડી નાંખ્યું.[૧૮] અકસ્માતપણે અમે ત્યાં તે સમયે ભેગાં થઈ ગયાં, અને અમે તે જાતે જોયું." નંદ ગોપ પણ આ બાલકોને મોંઢેથી આ વાત સાંભળી અત્યંત વિસ્મય પામ્યો.[૧૯] "આ ચમત્કાર કેમ થયો?" એનો મનમાં વિચાર કરતા તેઓ સર્વે હર્ષઘેલા તેમ જ ભયભીત થયા, પરંતુ માનુષી બુદ્ધિવાળા અન્ય ગોપને કૃષ્ણના ચમત્કારમાં બિલકુલ વિશ્વાસ બેઠો નહીં.[૨૦] 'તથાપિ આ તો એક આશ્ચર્યકારક થયું જ છે,' એમ વિસ્મયથી ફાટી નજરે જોઇને તે સર્વેએ ગાડાનાં પૈડાં બાંધ્યાં અને તેને પાછું સમું કરી દીધું.[૨૧]‡

વૈશમ્પાયન કહે છેઃ–હે જનમેજય! આ ચમત્કાર થયાને કેટલોક સમય વીત્યા બાદ, પક્ષીનું રૂપ ધારણ કરીને, ભોજવંશી કંસ રાજાની ધાત્રી, લોકમાં સર્વત્ર વિખ્યાત થયેલી પૂતના વ્રજભૂમિમાં એકાએક આવી ચઢી.[૨૨] બગલાનું રૂપ ધારણ કરનારી એ પૂતના ઘોર અને પ્રાણીઓને ભય ઉપજાવનારી હતી. ક્રોધથી પોતાની બે પાંખો ફફડાવતી ફફડાવતી તે મધ્ય રાત્રે વ્રજભૂમિમાં આવી.[૨૩] પછી મધ્યરાત્રિએ આ પૂતનાએ સ્ત્રીનું રૂપ ધારણ કરી લીધું, અને વારંવાર વાઘના જેવી ગંભીર બરાડો મારતી અને દૂધના ભારથી પીડાતાં સ્તનમાંથી દૂધની છોળો ઉરાડતી, કોઈ ન જાણે એમ, પેલા

* મુંબઈની પ્રતમાં 'પુત્રગૃદ્ધિની=પુત્રવત્સલા' એ પાઠ છે. પરંતુ યશોદા શા માટે યમુના ગઈ, એ જાણવાની અપેક્ષા આ શ્લોકમાં ખાસ હોવાથી અને શ્લોક દશમામાં યમુના નદીએ જવાનું તેનું કંઈ પ્રયોજન દર્શાવેલું હોવાથી, તેને સંભવ કાશીની પુરાણી પ્રતનો 'કર્મગૃદ્ધિની' એ પાઠ અહીં લીધો છે.

† ભગવાં વસ્ત્ર કેવળ સંન્યાસીઓ જ પહેરે છે, એમ નથી; પણ કેટલાક વેરાગી (સંસારી) લોકો પણ પહેરે છે.

‡ પ્રસંગ નવો શરુ થવાથી કાશીની, બંગાળાની તથા હિંદી પ્રતિઓમાં અહીંથી નવો અધ્યાય શરુ થાય છે. મુંબઈની તથા મરાઠી પ્રતમાં અધ્યાય ચાલુ જ છે, એટલે એ ક્રમ ચાલુ રાખ્યો છે.

ગાડાના પૈડા પાસે આવી સુઈ ગઈ, અને રાત્રે ત્યાં આગળ સુતેલા કૃષ્ણના મોંમાં પોતાના સ્તનની દીટડી ઘાલી.[૨૪-૨૫] કૃષ્ણ તેના સ્તનને ધાવ્યા, અને તેનું દૂધ ચુસવાની સાથે તેના પ્રાણને પણ તેમણે ચુસી લીધા. વળી એથી તેનું સ્તન પણ છૂટું પડી ગયું અને પક્ષીના રૂપવાળી પૂતના એકદમ ભોંયે પછડાઈ.[૨૬] તેની પછાડના અવાજથી નંદગોપ અને ગોવાળીઆઓ તથા અતિશય આકળવિકળ થયેલી માતા યશોદા, એ સર્વ ભયથી ત્રાસ પામતાં જાગી ઉઠ્યાં.[૨૭] તેમણે ચેતનરહિત, છૂટા પડેલા સ્તનવાળી, અને જાણે વજ્રથી જ હણાયલી હોય, એવી પૂતનાને ભોંય ઉપર પડેલી જોઈ.[૨૮]

આવી વિચિત્ર ઘટના જોઈને, 'આ શું છે?' 'આ કર્મ કોણે કર્યું?' એમ બોલતા બોલતા, ભયથી પૂર્ણ ત્રાસેલા ગોવાળીઆ નંદગોપને આગળ કરી, આ મરણ પામેલી પૂતનાના દેહની આસપાસ ફરી વળ્યા.[૨૯] તેમણે તેના મૃત્યુનું કારણ જાણવા ઘણુંયે મથન કર્યું, તે છતાં તેઓ આ ચમત્કાર શાથી બન્યો, તેનું કારણ કોઈ પણ રીતે કળી શક્યા નહીં, અને 'આશ્ચર્ય! આશ્ચર્ય!' એમ બોલતા, તેઓ પોતપોતાને ઘેર ચાલી ગયા.[૩૦] તેઓ સર્વે આમ વિસ્મય પામીને પોતપોતાને ઘેર ગયા પછી, સંભ્રમથી રહિત થઈ, નંદગોપ યશોદાને પૂછવા લાગ્યા કે, "આ શું બન્યું? આ શી રીતે બન્યું? તેનું કારણ હું કળી શકતો નથી. અને આ જોઈ અતિશય વિસ્મય થાય છે. શું આ પુત્રના શિર ઉપર હજી બીજો તીવ્ર ભય ઝઝુમે છે? હું તો ભય પામી ગયો છું."[૩૧-૩૨] યશોદાએ પણ ભયથી કહ્યું કે, "હે આર્ય! આ કેમ બન્યું, તે હું પણ કળી શકતી નથી. હું બાળકની સાથે જ સુઈ ગઈ હતી, તે આ પૂતનાની પછાડનો અવાજ થયો ત્યારે જ જાગી ઉઠી."[૩૩]

યશોદાએ પણ આ ચમત્કાર વિષે પોતે કંઈ નહીં જાણવાનો આવો ઉત્તર આપ્યાથી, પોતાના બાંધવો સાથે નંદગોપ પણ વિસ્મય પામ્યો, અને તેમને લાગ્યું કે, 'હવે આવા ઉગ્ર ભય કંસ રાજા તરફથી થવા લાગ્યા છે.'[૩૪]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो "शकटनो भंग अने पूतनानो वध" ए नामनो छठ्ठो अध्याय संपूर्ण

---

## અધ્યાય ૭ મો

### કૃષ્ણનું ઉખળ સાથે બંધન અને યમલઅર્જુન વૃક્ષોનો ભંગ

वैशंपायन उवाच–

काले गच्छति तौ सौम्यौ दारकौ कृतनामकौ ।
कृष्णसंकर्षणौ चोभौ रिङ्गिणौ समपद्यताम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! જેમ જેમ સમય વીતતો ગયો, તેમ તેમ નામકરણસંસ્કાર પામેલા કૃષ્ણ અને સંકર્ષણ નામના બન્ને સૌમ્ય (સુંદર) બાળકો ઘુંટણથી રીખતાં શીખ્યા.[૧] તે બન્ને (વિષ્ણુના) પરસ્પર અંતર્હિત અંશોવાળા હતા, તેથી બાલ્યાવસ્થામાંથી જ એકતાને પામ્યા હતા, અર્થાત્ ભિન્ન દેહવાળા હોવા છતાં બન્ને એક હૃદયના હોય, તેમ વર્તતા હતા. કારણ કે વાસ્તવિક રીતે તે બન્ને એક જ મૂર્તિ નારાયણના અંશો હતા. તે બન્ને કાન્તિમાં ઉગતા ચંદ્ર અને બાલ સૂર્યના જેવા વર્ચસ્વવાળા દીસતા હતા; તેઓ રૂપે મનોહર હતા; ખરી રીતે એક જ મૂર્તિરૂપ હોઇને તેઓ અભિન્ન હોય, તેમ જ જન્મપરંપરાથી મુક્ત હતા. તેઓ એક જ શય્યા ઉપર પોઢનારા, એક જ જાતનાં વસ્ત્રાદિ પહેરનારા, અને ખાવું, પીવું બેસવું, ઉઠવું વગેરે એક જ ધાટીની બાળચેષ્ટા કરતા હતા. આવી સ્થિતિમાં તે બન્ને બાળકો એક જ પ્રકારે વૃદ્ધિ પામવા લાગ્યા.[૨-૩] (દુષ્ટાત્માઓનો નાશ કરવાના) એક કાર્યની ઘટના માટે તેમણે અવતાર લીધો હતો; જાણે એક જ દેહવાળા આત્માએ બે જૂદાં જૂદાં શરીર ધારણ કર્યાં હોય, એમ દીસતું હતું. તે બન્ને એક કાર્ય સાધવાના ઉદ્દેશવાળા અને મહા પરાક્રમશીલ હતા; તેઓ એક જ* માતાપિતાના ઉદરથી જન્મ પામેલા હતા. તેઓ લોકોમાં એકસરખી રીતે પ્રમાણ ગણાતા હતા (અથવા એકસરખા પ્રમાણનાં અવયવોવાળા હતા); તેઓએ પાપીઓનો વિનાશ કરી દેવોનાં યજ્ઞદાનાદિકના નિર્વાહનો સિદ્ધાંત મૃત્યુલોકમાં પ્રવર્તાવવા મનુષ્યદેહ ધારણ કર્યો હતો.

આમ સર્વ જગતનું રક્ષણ કરનારા (ગોપાલ) આ બે બાલકો ગોપકુળમાં ગોપાલના છોકરા તરીકે વ્રજભૂમિમાં ગુપ્તપણે રહેતા હતા.[૪-૫] પરસ્પર સાથે રહીને ક્રીડાઓ ખેલતાં તેઓ ઘણા શોભતા હતા; તેઓ આકાશમાં અન્યોન્યનાં કિરણોને ગ્રસનારા ચંદ્ર અને સૂર્યની† પેઠે અન્યોન્યના તેજને ઢાંકી દેતા હતા; સાપની

---

* આગળ કહેવાઈ ગયું છે કે, સાત મહીના બલરામે દેવકીના ગર્ભાશયમાં વીતાવ્યા પછી યોગમાયાએ વસુદેવની બીજી પત્ની રોહિણીના ગર્ભાશયમાં તેને સંક્રાન્ત કર્યો હતો.

† આનો આ આશય છેઃ-પૂર્ણિમાની રાત્રિની પૂર્વે ચૌદશના સૂર્યનો અસ્ત થાય છે, તે વેળા સંધ્યાકાલનો સમય થયો હોય છે અને તેનાં કિરણો વિલય પામતાં દીસે છે; તે જ પળે ચંદ્રનો ઉદય થાય છે અને તેનાં કિરણો સૂર્યનાં કિરણ સાથે મળી જાય છે. એ જ પ્રમાણે પૂર્ણિમાનો ચંદ્ર પ્રતિપદાને દિવસે સવારે અસ્ત પામવા માંડે છે. તે વેળા તેનાં કિરણો ઉદય પામતા સૂર્યનાં કિરણો સાથે મળી જાય છે. આ પ્રકારના અન્યોન્યનાં કિરણોની મિલાવટના વ્યતિરેકનું અવલોકન ખરેખર ચાતુર્યપૂર્ણ અને મનોહારી રીતે કવિએ આલેખ્યું છે.

કૃષ્ણ જેવા તે બન્નેના હાથ ઇધરઉધર ફરી વળતા હતા. હાથીનાં મદમત્ત થયેલાં બચ્ચાંની પેઠે ધૂળથી ખરડાયલાં અંગોવાળા આ બે બાળકો આનંદ કરતા હતા.[૬-૭] કોઈ સમયે તેઓ રાખ ચોળેલાં શરીરથી તો કોઈ સમયે છાણ ચોપડેલાં શરીરથી અહીંથી તહીં દોડધામ કરતા હતા. આવી સ્થિતિમાં આ બે બાળકો જાણે બીજા અગ્નિકુમાર કાર્તિકસ્વામી હોય એવા દીસતા હતા.[૮] તેઓ બન્ને કેટલીક વખત ઘુંટણીએ ચાલતા તો કેટલીક વખત વાછડાંની ગૌશાળામાં માથાના વાળમાં છાણ ભરતા ત્યારે તેઓ ઔર શોભી રહેતા.[૯] કેટલીક વખત વ્રજનાં માણસોને દહીંમાખણની ચોરીથી રંજાડી, પાછળથી જાણે કંઈ બન્યું જ ન હોય, તેમ ખડખડ હસતાં તેઓ શોભાથી વિશેષ વહાલા લાગતા. આ બે બાળકો પોતાની લીલાઓથી કોઈ કોઈ સમયે પિતા(નંદ)ને આનંદ આપતા હતા.[૧૦] ચંદ્રના જેવા મુખવાળા આ બે સુકુમાર બાળકો અત્યંત રમણીય દીસતા હતા; કુતૂહલથી પ્રેરાઈ કોઇની મજાક કરવામાં તેમને આનંદ આવતો; છોગાં સથરવથર થવાથી તેમની આંખો આકુળવ્યાકુળ થતી ત્યારે તેઓ વિશેષ શોભી રહેતા હતા.[૧૧] આ બે બાળકો રમતગમતમાં અતિશય તલ્લીન થતા અને અતિશય તોફાની બની આખા વ્રજમાં ઘૂમતા ત્યારે નંદગોપ પણ તેમને તેમ કરતાં અટકાવી શકતો નહીં.[૧૨]

એક દિવસે એમ બન્યું કે, યશોદા કમલ જેવી આંખોવાળા કૃષ્ણ ઉપર તેની મસ્તીથી અતિશય ક્રોધે ભરાઈ, અને તેને એક ગાડા આગળ ખેંચી આણ્યો. પછી તેણે વારંવાર ઠપકાનાં વચનો કહેતાં કહેતાં કૃષ્ણને પેટે દોરી વીંટાળી અને એક ખાણીઆ સાથે બાંધ્યો. પછી "હવે જો છૂટાય તો છૂટો થઇને ચાલ્યો જા," એમ કહીને યશોદા તો પોતાનું કામ કરવા ચાલી ગઈ.[૧૩-૧૪] કૃષ્ણને આવું વચન કહી યશોદા કામમાં રોકાઈ, તેવામાં કૃષ્ણ ખાણીઆને ઘસડતા ઘસડતા આંગણાંમાંથી બહાર નીકળ્યા, અને ત્યાંથી અનેક પ્રકારની બાળચેષ્ટાઓ કરતા વ્રજના લોકને ઘણા જ વિસ્મયથી અંકિત કરતા ચાલ્યા જ ગયા.[૧૫] આમ ખાણીઆને ખેંચતાં ખેંચતાં આંગણામાંથી બહાર નીકળેલા કૃષ્ણ ઠેઠ વનમાં સીધાર્યા, અને જ્યાં યમલ અને અર્જુન નામનાં બે પુરાણા વૃક્ષો હતાં ત્યાં આવી પહોંચ્યા, અને એ બે વૃક્ષોની વચ્ચે થઇને પસાર થવાના હેતુથી ખાણીઆને ખેંચવા લાગ્યા.[૧૬] તે આમ ખાણીઆને ખેંચતા હતા, તેવામાં તે તિરછો પડી ગયો અને એ બે વૃક્ષોની ભીડમાં ભરાઈ ગયો. છતાં તે જોરથી ખાણીઓ ખેંચ્યા જ ગયા, અને એ રીતે તેની અડફટમાં આવેલાં તે બન્ને વૃક્ષોને મૂળમાંથી જ ઉખેડી નાંખ્યાં.[૧૭] અતિશય વેગથી ખાણીઓ બાળક કૃષ્ણે ખેંચ્યો, તેથી મૂળ અને ડાળીઓ સાથે યમલ અને અર્જુન એ બે વૃક્ષો તૂટી પડ્યાં. પછી ગોવાળીઆઓને પોતાનું દિવ્ય પરાક્રમ દાખવવા કૃષ્ણ તે બન્ને વૃક્ષોની વચ્ચે ઉભા રહીને ખડખડ હસવા મંડ્યા. તેના પ્રભાવથી ખાણીઆને બાંધેલી રસી વિશેષ દૃઢ થઈ હતી, અર્થાત્ બન્ને સુદૃઢ ઝાડો વચ્ચે તે રસીથી ખાણીઆને વેગથી ખેંચ્યા છતાં પણ તૂટી ન હતી.[૧૮-૧૯] યમુનાના તીરના માર્ગ ઉપર વિચરતી ગોપીઓએ બાળક કૃષ્ણને એ બન્ને પડેલાં વૃક્ષો વચ્ચે હસતા હસતા ઉભેલા જોયા. એટલે રોતી અને વિસ્મય પામતી, એ અંગનાઓ કૃષ્ણની ચેષ્ટા કહેવા તેમની માતા યશોદા પાસે દોડતી ગઈ.[૨૦] એ અંગનાઓએ ત્યાં જઈ બેબાકળા મુખથી યશોદાને કહ્યું કે, "હે યશોદા! જરા આમ આવ તો ખરી. લગાર અમારી સાથે ઉતાવળી ચાલ. અરે કેમ તું બેબાકળી બની ગઈ? તું કેમ અમારી સાથે આવવામાં વાર લગાડે છે?[૨૧] જો તો ખરી કે, વ્રજમાં આવેલાં, કલ્પવૃક્ષની પેઠે આપણી કામનાને સફળ કરનારાં પેલાં યમલ અને અર્જુન નામનાં જે બે વૃક્ષો હતાં, તે બન્ને મોટાં વૃક્ષો તારા પુત્ર કૃષ્ણના શરીર ઉપર તૂટી પડ્યાં છે.[૨૨] છતાંયે એ બે વૃક્ષોની વચ્ચે ઉભો રહ્યો રહ્યો પેટે મજબૂત દોરી બાંધેલો, તારો બાળક પુત્ર કૃષ્ણ ખડખડ હસ્યાં જ કરે છે.[૨૩] હે મૂઢ! હે દુર્બુદ્ધિ! હે પોતાને શાણી માનનારી યશોદા! તું ઉઠ, અને ત્યાં ઝટપટ અમારી સાથે ચાલ. ખરેખર તારો પુત્ર મૃત્યુના મુખમાંથી જ જીવતો નીકળ્યો છે, એમ માનજે. અરે તું ચાલ, અને તારા પુત્રને વેળાસર ઘેર લઈ આવ."[૨૪]

ગોપાંગનાઓએ કહેલા આવા સમાચારથી યશોદા બીની, આભી થઈ એકદમ સફાળી ઉઠી, અને હાહાકાર મચાવતી જે સ્થાને તે બન્ને વૃક્ષો સમૂળાં પડ્યાં હતાં ત્યાં આવી પહોંચી.[૨૫] ત્યાં તેણે બે વૃક્ષોની વચ્ચે, પેટે દોરી બાંધેલા અને ખાણીઆને જોરથી ખેંચતા, પોતાના પુત્ર કૃષ્ણને નિહાળ્યો.[૨૬] (આ સમાચાર વ્રજગામમાં ચારેકોર ફેલાતાં) ત્યાં વૃદ્ધ તેમ જ યુવાન ગોપગોપીઓ સાથે સમગ્ર વ્રજના લોક તે સ્થાને બનેલો આ મોટો અદ્ભુત બનાવ જોવાને એકઠા થઈ ગયા.[૨૭] પછી વનમાં વિચરનારા આ સર્વ ગોવાળીઆઓ અને ગોવાલણીઓ પોતપોતાને સૂઝે, તેવા તર્કવિતર્કો કરતાં આપસઆપસમાં આમ બોલવા લાગ્યાઃ—

"અરેરે! જાણે આ આપણા નેસડાનાં દેવાલય હોય, એવાં આ બે પવિત્ર વૃક્ષોને કોણે પાડી નાંખ્યાં?[૨૮]

વાયુનો વંટોળ તો વાયો નથી કે કંઈ વર્ષાદનાં જોસબંધ ઝાપટાં પણ પડ્યાં નથી કે કાંઈ વિજળી આકાશમાંથી પડીયે નથી કે કાંઈ હાથીઓનું દ્વંદ્વ યુદ્ધ પણ અહીં થયું નથી, છતાં આ વૃક્ષો કોના પ્રયત્નથી, શાથી પડીને ભાંગી ગયાં હશે?[૨૯] અહો! ઉખડેલાં મૂળવાળાં આ બે વૃક્ષો શોભા વિનાનાં થઈ ગયાં છે. વર્ષાદ વરસી રહ્યા પછીનાં વાદળાં જેમ આકાશમાં નિસ્તેજ દેખાય છે, તેમ ભોંય ઉપર પડેલાં આ બે વૃક્ષો કરમાયાં દીસે છે. આ બે ઝાડોને લીધે જ આપણા બે નવા નેસડા રચાયા છે; આ બન્ને વૃક્ષો આપણા નેસડાનું નિત્ય કલ્યાણ કરનારાં છે.[૩૦] હે નંદ ગોપ! આ બે ઝાડ આવી તોફાનને વશ યુક્ત સ્થિતિમાં આવી પડ્યાં છે, છતાં એ તારા ઉપર પ્રસન્ન હોય એમ જણાય છે; કારણ કે તે બન્ને પ્રચંડ વૃક્ષો કોઈ અકસ્માતથી ભોંય ઉપર મૂળ સાથે ઉથલઈ પડ્યાં, છતાં તેમણે તારા પુત્રને તો આબાદ ઉગારી લીધો છે.[૩૧] અત્યાર સૂધીમાં આ સાથે આપણા નેસડામાં ત્રીજો ઉત્પાત થયો છે. અણુચિંતવ્યું ગાડું ભાંગી ગયું, એ પહેલો ઉત્પાત; પછી અજબ રીતે પૂતનાનો નાશ થયો એ બીજો, અને આ વૃક્ષો એકાએક પડી ગયાં એ ત્રીજો, એમ ત્રણ ઉત્પાત થયા છે.[૩૨] તેટલા માટે હવે આપણે આવા ઉત્પાતભર્યાં સ્થાનકમાં નેસડો બાંધીને રહેવું, એ યોગ્ય નથી. અહીં અવરનવર ઉત્પાતો થતા જોવામાં આવે છે, તેથી હવે આપણે અહીં રહેવું, એ સારું નથી."[૩૩]

આ પ્રકારે ગોવાળગોવાલણીઓ બોલતાં હતાં, તેટલામાં નંદ ગોપે ઝટપટ ભાંગેલાં વૃક્ષો વચ્ચે જઈને પોતાના પુત્ર કૃષ્ણને ખાણીએથી છોડ્યો, અને ખોળે બેસાડી, જાણે તે મૃત્યુના મુખમાંથી જ પાછો હાથ આવ્યો હોય, તેમ કમલ જેવી આંખવાળા કૃષ્ણને વારંવાર લાંબા સમય સૂધી ટીકીટીકીને જોવા લાગ્યા, અને તેમ જોવા છતાં પણ તેમને કાંઈ તૃપ્તિ વળી નહીં. પછી ખાંણીઆ સાથે કૃષ્ણને બાંધવા માટે નંદ ગોપે યશોદાને ઠપકો આપ્યો, અને કૃષ્ણને લઈને પોતાને ઘેર ગયા. સર્વે ગોવાળીઆઓ પણ વ્રજમાં પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.[૩૪-૩૫] કૃષ્ણ પણ, દામન્(રસી)નું બંધન ઉદરે (પેટે) બંધાયાથી, દામોદરને નામે ઓળખાવા લાગ્યા, અને વ્રજમાં ગોપીઓ પણ તેમને દામોદરના નામથી બોલાવવા લાગી.[૩૬] હે ભરતશ્રેષ્ઠ જનમેજય! કૃષ્ણ વ્રજના નેસડામાં વસતાં બાલપણુમાં આવી અનેક આશ્ચર્યકારક ચેષ્ટાઓ કરતા જ રહ્યા.[૩૭]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'कृष्णनुं उखल साथे बंधन अने यमल-अर्जुन वृक्षोनो भंग' ए नामनो सातमो अध्याय संपूर्ण

## અધ્યાય ૮ મો

### શ્રીકૃષ્ણની બાલચેષ્ટાઓ અને વરૂઓનું દર્શન

वैशम्पायन उवाच—

एवं तौ बाल्यमुत्तीर्णौ कृष्णसंकर्षणावुभौ ।
तस्मिन्नेव व्रजस्थाने सप्तवर्षौ बभूवतुः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! આ પ્રમાણે આવી આવી બાળચેષ્ટાઓથી કૃષ્ણ અને સંકર્ષણ બન્નેએ એ જ વ્રજસ્થાનમાં બાલ્યાવસ્થા પસાર કરી, અને તેમાં તેમની સાત વર્ષની ઉમર વીતી ગઈ.[૧] તે બન્ને નીલાં અને પીળાં અંબરો પહેરતા હતા; અને પીળા તેમ જ સફેદ ચંદનનો લેપ કરતા હતા અને માથે છોગાં રાખતા હતા. આમ તે બન્ને રૂપ અને પહેરવેશમાં ખરેખરા વાછરડાંઓના ગોવાળીઆ બન્યા હતા.[૨] તે બન્ને મનોહર બાળકો ગાયો ચરાવવા વનમાં જતા હતા ત્યારે કાનને આનંદ આપનારો, તુંબડાનો એકતારો વગાડતા, અને જાણે ત્રણ ફેણવાળા પન્નગો હોય તેમ શોભી રહેતા હતા.[૩] તે બન્ને મોરનાં પીછાંનાં કુંડળો કાનમાં ઘાલતા અને પીછાંના બાજુબંધ હાથે બાંધતા. લીલાંછમ પાંદડાંના ગુચ્છાના મુકૂટ માથે પહેરતા અને વનમાલાનાં પુષ્પોના હાર તેમના ખભા ઉપર લટકી રહેતા, ત્યારે તે બન્ને જાણે વૃક્ષના કુણગામાંથી ફૂટેલા નાના નાના છોડ હોય એવા દીસતા હતા.[૪] તે બન્ને કોક સમયે કમલ પુષ્પના મુકૂટ માથે મૂકતા, તો કોઇક સમયે દોરડીને જનોઈ કરી પહેરતા, અને દોરી બાંધેલા તુંબડા સરખા શીકાને એક હાથે ઝાલી ગોવાળીઆઓની વેણુ બીજે હાથે વજાડતા હતા.[૫] કોઇક કોઇક સમયે તે બન્ને અન્યોઅન્ય સાથે બાળખેલ કરતા અને ખડખડ હસતા હતા; તે બન્ને કવચિત્ પાંદડાંની પથારીમાં સાથે સુતા અને નિદ્રાથી તેમની આંખો પણ મીંચાઈ જતી.[૬] આ પ્રમાણે તે બંને સાથે સાથે ક્રીડા કરતા, વાછરડાંનું પાલન કરતા, મહા વનને શોભાવતા, અને નાનાં ટટ્ટુઓની પેઠે ચંચળ બની, અતિશય જ્યાં ત્યાં દોડાદોડી કરતા હતા.[૭]

આ પ્રમાણે ક્રીડા કરતાં કરતાં, એક દિવસે સૌંદર્યયુક્ત દામોદરે સંકર્ષણને નીચે પ્રમાણે કહ્યુંઃ

કૃષ્ણ કહે છેઃ-"હે આર્ય! આ વનમાં આપણે હવે ગોવાળીઆઓની સાથે ક્રીડા કરી, વિશેષ આનંદ મહાણી શકીએ એમ લાગતું નથી.[૮] આ સઘળું હવે આપણે મન વાસી થઈ ગયું છે; આપણે આ વનની ભોગવવા જેવી સઘળી મજાહ ભોગવી લીધી છે, એટલે તેનો મોહ રહ્યો નથી. વળી આ અરણ્યનાં ઘાસ અને લાકડાં ઘણાં જ કમી થઈ ગયાં છે, કારણ કે ગોવાળીઆઓએ

તેનાં સર્વે ઝાડબીડ ઉખેડી નાંખ્યાં છે.૯ થોડા સમય ઉપર જે ઉદ્યાનો અને વન આપણુને વૃક્ષ આદિથી ઘીચ ભરપૂર જણાતાં હતાં, તે સર્વે હવે આજે આકાશની પેઠે એકદમ ઉંચેથી તે નીચે સુધી ખાલીખમ જણાય છે.૧૦ જે અક્ષય શોભાવાળાં વૃક્ષો ગાયોના વાડામાં હતાં અને વાડ તથા બંધથી જે વૃક્ષોનું રક્ષણ થતું હતું, તે પણ ગવાણુના અગ્નિના તાપથી બળી ખખ જેવાં થઈ ગયાં છે.૧૧ લાકડાં અને ઘાસ જે પહેલાં આપણને નેસડામાં પાસેથી જ મળી આવતાં હતાં, તેની શોધ કરવા આપણે હવે દૂર દૂર આવેલા પ્રદેશોમાં ભટકવું પડે છે.૧૨ વળી, હે આર્ય! આ અરણ્યમાં પાણી પણ ઘણું ઘટયું છે; લતાઓ અને છોડવાઓ પણ કમી થયા છે; આશ્રયનાં સ્થાન જતાં રહ્યાં છે; હવે આપણે વિશ્રામ લેવાની જગાઓ પણ શોધવી પડે છે; આમ ઝાડો આદિ વિરલ થવાથી આ અરણ્ય આપણને હવે ભયંકર લાગે છે.૧૩ પૂરતી સંભાળ નહીં લેવાયાથી વૃક્ષો સુકાઈ ગયાં છે, એટલે પક્ષીઓ પણ તેમને છોડી ચાલ્યાં ગયાં છે; અને આ મોટા ગામડાના લોકોએ પોતાને નકામાં જણાયલાં ઝાડને ઉખેડી નાંખ્યાં છે.૧૪ અથાણાં કે મશાલા વગરનું ભોજન જેમ સ્વાદિષ્ઠ લાગતું નથી, તેમ આ ગામ પણ હવે આવી આવી સૌ મજાહો જતી રહેવાથી આપણને આનંદ નહીં આપનારું, રસકસ વિનાનું, નિવાસના પ્રયોજન વિનાનું, પવન વિનાનું, કીલકીલાટ કરતાં પક્ષીઓ વિનાનું શૂન્ય જ થઈ ગયેલું જણાય છે.૧૫

"હવે તો અહીં વનમાં ઉગતાં શાક અને લાકડાંનાં વેચાણ થાય છે તેથી તથા ઘાસના ભારાઓનો ઠેકઠેકાણે સંગ્રહ કરાય છે, તેથી આ ગામડું જાણે બીજું નગર બની ગયું હોય એમ દીસે છે.૧૬ પર્વતોનું ભૂષણ નેસડો છે, નેસડાનું ભૂષણ વન છે, વનનું ભૂષણ ગાયો છે, અને ગાયો એ આપણને પરમ આનંદ આપનારાં પ્રાણી છે.૧૭ તેટલા માટે જ્યાં તાજું ઘાસ અને લીલીછમ ઘટાવાળાં વૃક્ષો મળી આવે એમ હોય, તેવા વનમાં આપણે જવું જોઇએ. ગાયો પણ કોઈએ ખાઇને એઠેલું ન હોય એવું તાજું ઘાસ ખાવાને ઇચ્છે છે.૧૮ તેટલા માટે આપણે વ્રજવાસીઓએ આ અરણ્ય છોડીને તાજા ઘાસવાળા બીજા વનમાં સીધારવું જોઇએ; પરંતુ જેઓ દ્વારબંધવાળાં ઘર અને ફરતી વાડોવાળાં ખેતરો ધરાવતા હોય, એવા ધનવાન્ લોકે આ ગામ છોડી જવાની જરૂર નથી. પણ જેમ હંસ, સારસ આદિ સમૂહબંધ વસતાં પક્ષીઓએ એક જ સ્થળે વસી રહેવું, એ યોગ્ય નથી, તેમ ટોળામાં વસતા નેસડાવાસી લોકોએ પણ એકને એક જ સ્થળે ઠરીઠામ રહેવું ન જોઇએ.૧૯ ગાયના છાણ અને મૂતરથી લદબદ થવાથી ઘાસ ક્ષારવાળું અને રસકસ વગરનું થઈ જાય છે. આથી એવું ઘાસ ગાયો ખાતી નથી, તેમ એવું ઘાસ મિષ્ટ દૂધને માટે પણ સારું પુષ્ટિકારક નથી.*૨૦ તેથી લગભગ સપાટ હોય, અને ગાડાં સુખેથી ફરી શકે એવું રમણીય અને નવનવીન ઝાડબીડથી ઉભરાતું હોય, એવા ગહન વનમાં ગાયોની સાથે આપણે ઝટપટ ચાલી જવું જોઇએ; હે ભાઈ! એવા વનમાં આપણા આ નેસડાને આપણે ઉપાડી જવો જોઇએ.૨૧

"હે બલરામ! એમ સાંભળવામાં છે કે, યમુનાને તીરે વૃંદાવન નામનું વન છે; તે રમણીય છે; તેમ ગાયો અને ગોવાળોને સર્વ પ્રકારની તૃપ્તિ પમાડે એવું અને પુષ્કળ લીલાછમ ઘાસથી છવાયલું છે. ત્યાં ઘટાવાળાં વૃક્ષો, સ્વાદિષ્ઠ ફળો તથા મીઠું જળ પુષ્કળ છે; ત્યાં તમરાં આદિ જીવજંતુઓ કે કાંટાઝાંખરાં નથી; તે લગભગ કદંબ વૃક્ષોથી ભરપૂર છે; ટૂંકમાં ઉત્તમ વનને યોગ્ય સર્વે લક્ષણો એ વનમાં છે.૨૨-૨૩ એ વૃંદાવનમાં આનંદજનક તેમજ શીતલ પવન વાય છે; વૃંદાવન સર્વે ઋતુઓમાં નિવાસ કરવા યોગ્ય સુંદર, અને સગવડવાળું સ્થાન છે. ત્યાં ગોપીઓ સુખેથી હરીફરી શકે એમ છે. ટૂંકમાં વૃંદાવન એવું તો મનોહર શોભાવાળું છે કે, જાણે તે બીજું કુબેરનું ચિત્રવન જ હોય એમ લાગે છે.૨૪ વળી ગોવર્ધન નામનો મોટો પર્વત આ વૃંદાવનથી ઘણો દૂર નથી; લાંબાં અને ઉંચાં શિખરવાળો એ ગોવર્ધન પર્વત ઇન્દ્રના નન્દન વનમાંના મંદર પર્વત સમાન પ્રકાશે છે.૨૫ આ ગોવર્ધન પર્વતની મધ્યમાં આવેલો, મોટી મોટી શાખા વડવાઇઓવાળો, યોજન જેટલો ઉંચો ભાંડીર નામનો વડ, આકાશની અંદર જેમ નીલો મેઘ શોભે છે તેમ, અત્યંત શોભી રહ્યો છે.૨૬ જેમ નદીઓમાં ઉત્તમ નદી નલિની નન્દનવનમાં વિસ્તરેલી છે, તેમ આ વૃંદાવનની મધ્યે કાલિંદી નામની ઉત્તમ નદી પણ આવેલી છે. તે વૃંદાવનની વચ્ચે એવી તો સુંદર રીતે પથરાયલી છે કે, જાણે સુંદર સ્ત્રીના માથાનો સેંથો હોય, તેવી રમણીય દીસે છે.૨૭

"હે આર્ય! તેથી ચાલો આપણે એ વૃંદાવન જોઇએ. ત્યાં ગોવર્ધન પર્વત, ભાંડીર નામનો વડ, વનસ્પતિઓ, અને મનોહર કાલિન્દી નદી જોઇએ, અને એ વનપ્રદેશમાં સુખ તેમ જ આનંદથી આપણે વિચરીએ.૨૮ એ વૃંદાવનમાં આપણે આપણો નેસડો બાંધીએ,

* હાલમાં સ્વચ્છ દૂધનો સવાલ ચર્ચાય છે, પણ કૃષ્ણના આ શબ્દોથી સ્પષ્ટ થાય છે કે, દૂધની સ્વચ્છતાનું જ્ઞાન ગોવાળિયાઓ સમજતા હતા.

અને વનને યોગ્ય લક્ષણોથી રહિત થયેલા આ ગોકુળ-વનને છોડી જઈએ. હે આર્ય! તારું કલ્યાણ થાઓ. ચાલો ત્યારે હવે આપણે આ ગોકુળ છોડવાનું કંઈક અવનવું કારણ ઉત્પન્ન કરીએ, અને ગોવાળીઆઓને ભયભીત કરીએ, અર્થાત્ કોઈ નિમિત્તે તેમના મનમાં એવો ભય ઉપજાવીએ, કે જેથી તેઓ આ વન છોડવાને તૈયાર થાય."[૨૯]

આ પ્રમાણે બુદ્ધિમાન્ વાસુદેવે ગોકુલ છોડવાનો અને વૃંદાવનમાં જઈ વસવાનો હેતુ બલરામને જણાવી દીધો. તે પછી એવો તે કીયો ભય ઉપજાવવો, એનો વિચાર શ્રીકૃષ્ણ કરતા હતા, તેવામાં અચાનક તેમના માથાના વાળમાંથી લોહી, માંસ અને ચરબી ઉપર જીવનારાં, ભયંકર ઘોર સેંકડો વરુઓ ઉત્પન્ન થવા માંડ્યાં, અને ટપોટપ ગોકુળમાં સર્વ દિશાઓમાં યથેચ્છ રીતે દોડવા લાગ્યાં.[૩૦-૩૧] આમ વ્રજને ઉજ્જડ કરવાના હેતુથી અનેક વરુઓ તેમના વાળમાંથી બહાર નીકળતાં જ ગયાં; એ વરુઓને ગાયો, વાછરડાં, મનુષ્યો, ગોવાળો અને ગોવાળણીઓ ઉપર સ્વેચ્છાથી કુદી પડતાં જોઇને આખા વ્રજમાં ભારે ત્રાસ વર્તી રહ્યો. શ્રીવત્સમણિનાં ચિન્હોવાળાં, કાળાં મોઢાંવાળાં, અને ગોવાળીઆઓના ભયને વધારનારાં સેંકડો વરુઓ પાંચ પાંચ, દશ દશ, વીશ વીશ, ત્રીશ ત્રીશ અને સોસોનાં ટોળાંમાં જ શ્રી-કૃષ્ણનાં અનેક અવયવોમાંથી નીકળતાં જ ચાલ્યાં.

તે વરુઓ વાછરડાંને ખાવા લાગ્યાં, ગોકુળના લોકને ત્રાસ આપવા મંડ્યાં, અને રાત્રે બાળકોને પણ ઉપાડી જવા લાગ્યાં, એમ તેઓ આખા વ્રજને હરેક રીતે ઉજ્જડ કરવા મંડી પડ્યાં. આથી ગોવાળોને માટે વનમાં જવું તેમ જ ગાયોનું રક્ષણ કરવું, એ કામ અશક્ય થઈ પડ્યું.[૩૨-૩૬] તેમ વનમાંથી કંઈ પણ લાવવા જવાનું કે કોઈ કાળે નદી તરીને સામે પાર જવાનું પણ તદ્દન અશક્ય થઈ પડ્યું. એટલે ભયથી ત્રાસતા, મનમાં ચિંતા અને ઉદ્વેગ ધરતા, કંઈ પણ હરીફરી શકાય નહીં, કે કોઇનું રક્ષણ મેળવી શકે નહીં એવી લાચાર સ્થિતિમાં આવેલા તે સર્વે ગોકુળવાસી લોકો એ વનમાં જ ગોંધાઈ રહેવા લાગ્યા.[૩૭] આ પ્રમાણે વાઘના જેટલાં જ ભયંકર પરાક્રમવાળાં વરુઓના ત્રાસથી વ્રજના લોક ગતિહીન થઈ ગયા અને એક જ સ્થાનમાં સમૂહ બાંધી રહેવા લાગ્યાં.[૩૮]

इतिश्री महाभारतमा खिलहरिवंशमां विष्णुपर्वनो 'श्रीकृष्णनी बालचेष्टाओ अने वरुओनुं दर्शन' ए नामनो ८ मो अध्याय संपूर्ण

## અધ્યાય ૯ મો

### વૃંદાવનમાં પ્રયાણ અને નિવાસ

वैशंपायन उवाच—

एवं वृकांश्च तान्दृष्ट्वा वर्धमानान्दुरासदान् ।
सस्त्रीपुमान्स घोषो वै समस्तोऽमंत्रयत्तदा ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય ! આ પ્રમાણે વ્રજથી દૂર હઠાવી કે કબજામાં લાવી ન શકાય એવાં ભયંકર વરુઓની સંખ્યા વધતી જ જતી જોઇને, સ્ત્રીપુરુષો સાથે આખું ગોકુળ ગામ 'હવે શું કરવું,' તે સંબંધી (નીચે પ્રમાણે) વિચાર કરવા લાગ્યું:-[૧] "આપણે હવે આ સ્થાનમાં રહેવું નહીં જોઇએ, ચાલો આપણે કોઈ અન્ય મોટું વન શોધી ત્યાં જઇએ, કે જેથી ત્યાં આપણે સુખ અને શાંતિથી રહી શકીએ, અને આપણી ગાયો પણ સુખથી રહી શકે.[૨] ચાલો, ત્યારે આજે જ આપણે ગાયોનાં ધેન સાથે એવા કોઈ સ્થાનકે જઇએ. બીજે સ્થળે જવું જ છે, તો પછી નકામો વિલંબ શા માટે કરવો ? હજી પણ વરુઓએ આપણો અતિ ભયંકર કચ્ચરઘાણ વાળ્યો નથી, તેટલામાં વ્રજ માંહેલા આપણે સર્વ લોક અહીંથી ચાલી નીકળીએ.[૩] ધૂમાડાના અને રતુમડા વર્ણનાં શરીરવાળાં, વિકરાળ દાઢવાળાં, તીણા નખવાળાં અને કાળાં મોઢાંવાળાં વરુઓ રાત્રિએ ભયંકર અવાજ કરી મૂકે છે, તેથી આપણે ભયથી થરરથરર થરકીએ છીએ.[૪] ઘેરેઘેર એવી રડા-પીટ અને બૂમરાણ ચાલી રહી છે કે, આ વરુઓએ મારા પુત્રને, મારા ભાઇને, મારી ગાયને, મારા વાછરડાને મારી નાંખ્યું."[૫]

આ પ્રમાણે ઘેરેઘેર થતી રડાપીટથી તથા ગાયોની દુઃખની ચીચીયારીઓથી સંતાપ પામતા, વ્રજમાંથી ઉચાળા ભરવાની ઇચ્છાથી ગોકુળ ગામના ઘરડાઓ એક સ્થળે એકઠા થયા.[૬] પછી એ સમૂહમાં વ્રજના લોકે પોતાના નિવાસ માટે તથા ગાયોના કલ્યાણની ખાતર વૃંદાવન જવાનો વિચાર કર્યો છે, અને તે સર્વે એવા નિશ્ચયપર આવેલા છે, એમ જાણીને નંદ ગોપે તેમને બૃહસ્પતિની પેઠે આવું ભારેખમ વચન કહ્યું,[૭-૮] "આપણે આજે જ વૃંદાવનમાં જવું જ જોઇએ, એવો નિશ્ચય જો તમે સર્વેએ કરી નાંખ્યો હોય, તો પછી વિના વિલંબે વ્રજવાસીઓએ ઝટપટ તે સારુ તૈયાર થઈ જવું, એવી દાંડી પીટાવી દ્યો."[૯]

નંદગોપે આવું વચન કહ્યું, એટલે તરત જ સામાન્ય લોકોએ વ્રજ ગામમાં પડો વજડાવ્યો કે, "ગાયોને તરત તૈયાર કરી દ્યો, ગાડાં જોડી દ્યો, વાછડાંનાં ટોળાં એકઠાં કરો, અને ગાડાં ઉપર સરસામાન ભરી દ્યો,

અને આ સ્થાનકમાંથી વૃંદાવનમાં નિવાસ કરવાને ઝટપટ ચાલી નીકળો."[૧૦-૧૧]

નંદગોપનું આવું શુભેચ્છક વચન સાંભળી, વૃંદાવન એકદમ જવાને આતુર થયેલા સર્વે વ્રજવાસીઓ પોતપોતાની સર્વ સામગ્રી સજ્જ કરી તૈયાર થઈ ગયા.[૧૨] અને તે સમયે વ્રજમાં આવો મોટો કોલાહલ મચી રહ્યો કે, "ચાલો, ઉઠો, આપણે ચાલવા માંડીએ, હવે તે શું બાકી રહી ગયું છે? ઝટપટ ગાડાં જોડી દ્યો."[૧૩] પછી ગાડાંની હારની હાર ગામની બહાર નીકળવાથી, વાઘની બરાડોથી ગાજતા મોટા વન જેવું અને ગર્જના કરતા મોટા સમુદ્ર જેવું, તે ગોકુળ ગામ દેખાતું હતું.[૧૪] માથે ગાગરની ગોઠવેલી ઉતરડ લઈને વ્રજમાંથી ચાલતી ગોપીઓ, જાણે આકાશમાંથી તારાની પંક્તિ બહાર નીકળતી હોય, તેમ શોભી રહી હતી.[૧૫] નીલાં, પીળાં તથા અક્કડ સ્તનોની દીટડીઓથી ઉપસેલાં વસ્ત્રો ધારણ કરીને માર્ગે પડતી ગોપીઓની હારે ઇન્દ્રના મેઘધનુષ્યની શોભા ધારણ કરી હતી.[૧૬] શરીર ઉપર લટકતાં દોરડાં અને રસીઓના ભારા લઈને માર્ગે ચાલતા કેટલાક ગોવાળીઆઓ, વેલા અને પાંદડાંવાળાં વૃક્ષો જેવા દેખાતા હતા.[૧૭] પવનના ઝપાટાથી ઉંચેનીચે ઉછળતી અને હલમલી રહેલી હોડીઓથી સમુદ્ર જેમ શોભી રહે, તેમ ચમકભેર ચાલી નીકળતાં ગાડાંની હારની હારથી, વ્રજ ગામ શોભી રહ્યું હતું.[૧૮] સર્વેના ગયા પછી, પદાર્થો આદિ સાધનો જતાં રહેલાં હોવાથી, એકલા કાગડાઓના સમૂહથી જ વ્યાપેલું વ્રજ ગામ એક ક્ષણમાં ઉજ્જડ અર્થાત્ શૂન્ય થઈ રહ્યું.[૧૯]

આમ વ્રજમાંથી નીકળેલો ગોવાળીઆઓનો સંઘ ધીરે ધીરે વૃંદાવન જઈ પહોંચ્યો, અને ત્યાં તેમણે એક આંખના પલકારા માત્રમાં ગાયોના સુખકર નિવાસને અને પોતાના હિતકર રહેઠાણને યોગ્ય આ વિશાળ ભૂમિ ઉપર મોટા મોટા નેસડા બાંધી દીધા.[૨૦] રસ્તા ઉપર ગોઠવાઈ ગયલાં ગાડાંવાળું, અર્ધચંદ્રના જેવા આકારમાં વસેલું વૃંદાવન પહોળાઈમાં એક યોજન અને લંબાઈમાં બે યોજન હતું.[૨૧] વિશેષ દૃઢ થયેલાં કાંટાઝાંખરાંઓથી તથા કાંટાળાં ઝાડોથી તથા ખાઈઓમાં ઉગેલાં ઝાડોની ઉંચીઉંચી શાખાઓથી આ વૃંદાવનનું રક્ષણ ચારે કોરથી સારી રીતે થયેલું હતું.[૨૨]

આ વૃંદાવનમાં કેટલાક ગોવાળો ચારે કોર દહીં વલોવવાના વાંસ ઉભા કરવા લાગ્યા, તો કેટલાક એવા ઉભા કરેલા વાંસને બાંધેલાં નેતરાંથી લસરકી લેવા મંડી પડ્યા, તો કેટલાક દહીં વલોવવાનું કામ પૂરું થયાથી એ વાંસને ભરી મૂકેલી ગાગરોના પાણીથી ધોવા લાગ્યા. આવી ક્રિયાઓથી આ વૃન્દાવન ઘણું જ શોભી રહ્યું હતું.[૨૩] કેટલાક ગોવાળો ગાયોને બાંધવાને મેખો રોપવા મંડ્યા, તો કેટલાક એ મેખોને રાશોની મજબૂત ગાંઠ બાંધવા લાગ્યા, કેટલાકે થાંભલાઓ રોપી દીધા, કેટલાકે ગાડાંને ફેરવી ઉભાં કર્યાં;[૨૪] કેટલાકે ખોવાઈ ન જાય તે માટે દહીં વલોવવાના વાંસની ટોંચે નેતરાં બાંધી દીધાં; કેટલાકે છાપરાં છાવા સારુ તાડછાં એકઠાં કર્યાં, અને ઘાસનાં ઝુપડાં બાંધી દીધાં;[૨૫] કેટલાકે વૃક્ષોની શાખામાં અહીંતહીં પક્ષીઓને રહેવા માટે સોઈ કરી દીધી; કેટલાક ગાયોને બાંધવાનાં સ્થાનકો ઝાડી ઝપેટી સાફ કરવા લાગ્યા, તો કેટલાક ખાંડવાને માટે ભોંય ખોદીને ખાંણીઆ દાટવા મંડી પડ્યા; કેટલાકે પશ્ચિમ દિશા તરફનાં મુખવાળાં રસોડાં તૈયાર કર્યાં, તો કેટલાકે તાપ પણ લગાડવો શરુ કરી દીધો,* કેટલાકે આરામ લેવાને ખાટલાઓ ઢાળ્યા અને કપડાં અને ચર્મપત્રો તે ઉપર પાથરી દીધાં;[૨૬-૨૭] કેટલીક ગોપીઓ માથે પાણીની ગાગરો આણવા લાગી, તો કેટલીક વનની જ સુંદરતા નીહાળી નીહાળીને જોવા મંડી પડી; કેટલીક ગોપીઓ તો ચારેકોર ઝાડની ડાળીઓ ભાંગવા અને પાંદડાં ચુંટવા રોકાઈ;[૨૮] વળી કેટલાક યુવાન્ અને વૃદ્ધ ગોવાળીઆઓ ઝાડ અને કાઠમાળ કાપવા માટે હાથમાં કોવાડી ફેરવવા લાગ્યા.

સંક્ષેપમાં આવા પ્રકારની અનેક પ્રવૃત્તિઓથી વનજંગલવાળું આ વૃન્દાવન અધિક શોભી રહ્યું હતું. આમ સ્વાદિષ્ઠ મૂળ, ફળ, અને પુષ્કળ પાણીવાળું વૃન્દાવનનું આ નવું રહેઠાણ રમ્ય બની ગયું.[૨૯-૩૦] કામદુઘા જેવી ગોવાળોની ગાયો પણ આ નવાનિવાસના સુખથી પુષ્કળ મનમાન્યું દૂધ દેતી હતી. ત્યાં સર્વ જાતનાં પક્ષીઓના કીલકીલ અવાજ સંભળાતા હતા. એકંદરે વૃન્દાવન દેવોના નંદનવનની ઉપમાને પાત્ર થયું હતું. આવા વૃન્દાવનમાં સુખથી નિવાસ કરવાને વ્રજવાસીઓ આવ્યા હતા.[૩૧] વનમાં વિચરનારા, અને ગાયોનું હિત કરવાની ઇચ્છાવાળા શ્રીકૃષ્ણે આ સમગ્ર વૃન્દાવન ઉપર પ્રથમથી જ કલ્યાણકારી મનથી મીઠી નજર નાંખી હતી.[૩૨] અહીં ગોવાળોને વસતાં આકરા તાપવાળી ગ્રીષ્મ ઋતુનો છેવટનો મહીનો વિનાઉપદ્રવે પસાર થયો, અને તેના પાછલા ભાગમાં ઇંદ્રે વર્ષાદ વરસાવ્યો, એટલે ઘાસ અઢળક વધ્યું.[૩૩]

---

* પશ્ચિમ દિશા તરફ રસોડાનું મુખ રાખવાનું કારણ એ કે દક્ષિણ-પશ્ચિમમાંથી વાયુ વાય તે ઉત્તર દિશામાં ધૂમાડો લઈ જાય અને શિયાળામાં ઉત્તર તરફનો પવન વાય તે રસોડામાં આવે નહિ અને અગ્નિને ઠારી નહિ નાંખે.

સારાંશ કે, જ્યાં લોકના કલ્યાણને માટે મધુસૂદન વસતા હતા એવા વૃન્દાવનમાં વાછરડાં, ગાયો, તથા સર્વે મનુષ્યો લગાર પણ દુઃખથી સીઝાતાં ન હતાં.[૩૪] હે જનમેજય! આમ શ્રીકૃષ્ણે નક્કી કરેલા નિવાસ-સ્થાનમાં એ ગાયો, ગોવાળીઆઓ, યુવાન્ સંકર્ષણ બલરામ આદિ સહચરો સુખથી રહેવા લાગ્યા.[૩૫]

इति श्री महाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'वृंदावनमां प्रयाण अने निवास' ए नामनो ९ मो अध्याय संपूर्ण

---

## અધ્યાય ૧૦ મો

### વર્ષાઋતુનું વર્ણન

वैशंपायन उवाच—

तौ वृंदावनं प्राप्तौ वसुदेवसुतावुभौ ।
चेरतुर्वत्सयूथानि चारयंतौ सुरूपिणौ ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! આ પ્રમાણે વૃન્દાવનમાં નિવાસ માટે આવ્યા પછી, વસુદેવના સુંદર રૂપવાળા બન્ને પુત્રો બલરામ અને કૃષ્ણ વાછડાંનાં ટોળાંને ચરાવતા ક્રીડા કરવા લાગ્યા.[૧] ગોવાળી-આઓની સાથે ખેલતાં, અને યમુના નદીમાં સ્નાનાદિ ક્રીડા કરતાં તે બન્ને ભાઈઓએ ઉનાળાનો બધો સમય આ વૃન્દાવનમાં સુખથી ગાળ્યો.[૨] તે પછી મનુષ્યોના મનમાં કામવાસનાને જાગૃત કરનારી વર્ષાઋતુ આવી પહોંચી; એટલે ઇન્દ્રના મેઘધનુષ્યથી અંકાયલા મોટા મોટા મેઘો પુષ્કળ વર્ષવા મંડ્યા,[૩] સૂર્યનાં દર્શન થતાં બંધ થયાં, અને નવા ઘાસથી છવાયલી ભોંય પણ દેખાતી બંધ થઈ. નવાં પાણી વરસાવતા મોટા મેઘ વાયુથી જ્યાં ત્યાં હીલી રહેલી સપાટીવાળી ભૂમિ જાણે યુવા-વસ્થામાં આવી હોય, તેમ શોભી રહી. વાદળાંની વૃષ્ટિથી ઉકળાટનો નાશ થયો, અને પાણીથી ભૂમિ તૃપ્ત થઈ.[૪-૫] વર્ષાદનાં નવાં પાણીથી સિંચાયલાં, શક્ર-ગોપ નામનાં રાતાં જંતુઓથી ઉભરાતાં વન, દવના અગ્નિ અને ધૂમાડાનો નાશ થવાથી વિશેષ શોભી રહ્યાં.[૬] આ વર્ષાઋતુમાં કળા કરતા મોરોનો રમણીય નૃત્યવ્યાપાર ચાલી રહ્યો, અને તીવ્ર મધુર ટહુકો કરતી, મદઘેલી કોયલો મધુરા ટુહુકાર કરવાનું પોતાનુ કાર્ય કરી રહી.[૭] અભિનવ વર્ષાઋતુમાં, યુવાવસ્થાએ પહોંચેલી અને ભ્રમરોને મધુરૂપી ખોરાક પૂરો પાડનારી, કદંબરૂપી મનહર સ્ત્રીઓનાં શરીર નવા મેઘોનાં પટલોથી અત્યંત પ્રકાશી રહ્યાં હતાં.[૮] કદંબ વૃક્ષોથી સમગ્ર વૃન્દાવન સુગંધી બની રહ્યું હતું, અને કુટજ વૃક્ષનાં પુષ્પોના બહારથી વન જાણે હસતું હોય એમ ખીલી રહ્યું હતું. સૂર્યનાં પ્રખર કીરણોથી વિશેષ તપી ઉઠેલા અને દવાગ્નિથી ઉકળી ઉઠેલા, પરંતુ હવે વાદળાંમાંથી વર્ષેલા પાણીથી ભીંજાયલા પર્વતો જાણે આનંદથી વરાળોરૂપી શ્વાસોશ્વાસ કાઢતા હોય, તેમ દેખાતું હતું. (વાદળાંથી તેનો ઉકળાટ શાંત પડ્યો હતો) ચોમાસાના મોટા ઝંઝાવાત પતાકાઓ પ્રમાણે ફર-ફરી રહ્યા હતા, અને પ્રચંડ મેઘો મોટા મહેલોનો ભાસ આપી રહ્યા હતા. આવી શોભાથી ઇન્દ્રનું નગર-(આકાશ) એક મોટા રાજનગર સમાન વિરાજતું હતું.[૯-૧૦] કોઇક કોઇક સ્થળે કદંબ વૃક્ષનાં પુષ્પો વિકસ્યાથી વન હસી રહ્યું હતું; તો કોઇક કોઇક સ્થળે છત્રકો(કુતરાની ટોપી)રૂપી આભરણથી શણ-ગરાયલું દીસતું હતું, તો કોઇક સ્થળે અશોક વૃક્ષથી પ્રફુલ્લ જણાતું વિશેષ પ્રકાશતું દેખાતું હતું.[૧૧] ઇન્દ્રના વર્ષાદથી સિંચાયલો, પવનના પ્રવાહે પ્રસારેલો, ઉકળેલી પૃથ્વીમાંથી નીકળતો મીઠો સુગંધ સુંઘવાથી લોકો અને પ્રાણીઓનાં મન કામવાસનાથી ખળભળી રહ્યાં.[૧૨] મદમત્ત થયેલા ભમરાના 'ગુંગું'ભર્યા ગુંજારવથી, દેડકા-ના 'ડ્રૌં ડ્રૌં' અવાજથી, અને મયૂરોના નવનવીન કેકા-રવથી વસુંધરા છવાઈ રહી હતી.[૧૩] વાંકાચૂકા પરંતુ ઘણા જ જોસબંધ વહેતા પ્રવાહોને લીધે, મોટાં મોટાં વમળોવાળી અને વર્ષાદથી મોટો વેગ ધારણ કરી રહેલી નીચાણમાં વહેતી નદીઓ કાંઠાને તોડી તે ઉપરનાં વૃક્ષોને તાણી લઈ જઇને પોતપોતાના પટ વિસ્તારી રહી હતી.[૧૪] અસ્ખલિત ચાલુ જોશથી વર્ષાદ વર્ષવાથી ચેષ્ટા વિનાનાં બનેલાં, ચોંટી ગયેલાં પીછાંની પાંખોવાળાં પક્ષીઓ જાણે થાકી ગયાં હોય, તેમ વૃક્ષોની શાખા-ઓને છોડીને અન્ય કોઈ સ્થળે જઈ શકતાં ન હતાં.[૧૫] પાણીથી ભરપૂર ગંભીર ગડગડાટ કરનારા અને ગંભીર વિસ્તારવાળા, અવરનવર વર્ષતા અને ગાજી ઉઠતા નવા મેઘોના પેટામાં સૂર્ય જાણે ડૂબી ગયો હોય, તેમ દીસતું હતું.[૧૬] પૃથ્વી ઉપર જ્યાંત્યાં વૃક્ષો ઉખડી ગયાં હતાં, જ્યાંત્યાં પાણીનાં વહેળીઆં ઉભરાઈ જતાં હતાં અને જ્યાંત્યાં અવરજવરનો માર્ગ પણ શોધવો પડે, એવી મુશ્કેલીભરી સ્થિતિમાં એ ભૂમિ આવી પડી હતી; વળી પૃથ્વીએ જાણે લીલાંછમ ઘાસનો ઓઢણો ઓઢયો હોય તેમ અવર્ણનીય શોભા ધારણ કરી હતી.[૧૭] વૃક્ષોથી ભરપૂર પર્વતોનાં શિખરો જાણે વજ્રના પ્રહારથી ઘાયલ થઈ કપાયાં હોય, તેમ જળના પ્રવાહથી મૂળમાંથી ખોદાઇને નીચે પડતાં હતાં.[૧૮] મેઘના પડતા ધોધ-માર વર્ષાદથી, પર્વતોમાંથી નિરંતર વહેતાં ઝરણાંથી તેમ જ એ ઝરણાંના નીચે વહેતા પ્રવાહોથી જંગલો પાણીથી ભરપૂર ભરાઈ ગયાં હતાં.[૧૯] અતિવૃષ્ટિથી ઉંચી સુંઢ કરી રહેલા, મેઘની ગર્જનાને અનુસરીને

પોતે પણ અવરનવર ગર્જના કરનારા વનચારી હાથીઓ જાણે સાક્ષાત્ મેઘો પૃથ્વી ઉપર જ ઉતરી આવ્યા હોય તેમ, કાળા દીસતા હતા.[૨૦]

આ પ્રમાણે વર્ષા ઋતુની રમણીય પ્રવૃત્તિ ચાલી રહેલી જોઈ તથા જળથી ભરેલા મેઘો નિહાળી આનંદથી પ્રફુલ્લ થયલા શ્રીકૃષ્ણને રોહિણીના પુત્ર બલરામે એકાંતમાં આમ કહ્યું કેઃ—[૨૧]

"હે કૃષ્ણ! આકાશમાં આ કાળા મેઘો તું જો તો ખરો. અહાહા! આ કાળા મેઘો જાણે ધોળા બગલાની હારોથી કેવા શોભી રહેલા છે! મેઘો જાણે તારા શરીરનો કાળો વર્ણ ચોરી જઈ આકાશમાં ચઢી ગયા હોય એમ દીસે છે.[૨૨] હે કૃષ્ણ! આ સમય તારી નિદ્રાનો છે. આકાશે તારા શરીરનું રૂપ ધારણ કર્યું છે. તું જેમ ગુહ્ય રીતે આ ચાતુર્માસમાં દર વર્ષે અજ્ઞાત સ્થળે વસે છે,* તેમ ચંદ્ર પણ અજ્ઞાત વાસનો સ્વીકાર કરતો હોય એમ જણાય છે.[૨૩] હેલીને લીધે નીલા મેઘોના આડંબરથી છવાઈ ગયલું આકાશ નીલાં કમળ જેવું શ્યામ દીસે છે, અને તેની પ્રભા નીલાં કમળની પાંદડીની શોભા ધારી રહી જણાય છે.[૨૪] હે કૃષ્ણ! જો તો ખરો કે કાળાં, એકએક સાથે સંકળાયલાં, અને પાણીથી ભરપૂર વાદળાં પોતાનાં ઉંચાં શિખરોએ છવાયાથી ગોવર્ધન પર્વત એવો તો રમણીય લાગે છે, કે તે ખરેખર ગૌ(ગાયો)નું વર્ધન (પાલન) કરનારજ હોય, એમ ભાસે છે.[૨૫] સચરાચર વર્ષેલા પાણીથી મદમત્ત થયલા આ કાળા ભમરાઓ આનંદમગ્ન થઇને ગુંજારવ કરતા, વનોમાં ઉડતા પ્રકાશી રહ્યા છે.[૨૬] હે હજાર પાંખડીવાળા કમળ જેવી આંખવાળા કૃષ્ણ! જલથી પૂરેપૂરા બહારમાં આવેલું લીલુંછમ, કોમળ ઘાસ જાણે પૃથ્વીને ઢાંકી દેવાને મથી રહ્યું હોય એમ જણાય છે.[૨૭] મેઘ વર્ષવાને સમયે ઝરતાં પાણીવાળા પર્વતો, વનો અને ખેડેલાં ખેતરો, એ ત્રણેની શોભા એટલી બધી એકસરખી થઈ રહી છે, કે તે કોઈ કોઇથી પણ ઉણી જણાતી નથી કે ચઢી જતીયે નથી.[૨૮] હે દામોદર! શીઘ્ર ગતિવાળા તેમ જ શુદ્ધ અવાજ કાઢનારા વાયુથી ધક્કેલાતા, પ્રેમળ પ્રવાસીઓને ગૃહ પ્રતિ જવાને આતુર બનાવતા, ગંભીર ઘર્ઘર ઘોષ કરતા આ મેઘો પ્રગલ્ભતા ધરી રહ્યા છે, અર્થાત્ લજ્જાહીન થઇ ગયા છે.[૨૯] હે હરિ! હે વિક્રમ! આ તારું મધ્યમ† (બીજા) પદનું સ્થાન આકાશ ઇન્દ્રના બાણ અને પ્રત્યંચા વિનાના સુરંગિત મેઘધનુષ્યથી શોભી રહ્યું છે.[૩૦] આ નભસ‡ (શ્રાવણ) માસમાં મેઘોથી જેનાં ઉષ્ણ કિરણો ઠંડાં થયાં છે, એવો નભશ્ચક્ષુ (આકાશના નેત્રરૂપ) સૂર્ય નભ (આકાશતલ)માં દેખાતો નથી; તેમ મેઘથી જેનાં કિરણો નિસ્તેજ થઈ ગયાં છે, એવો ચંદ્ર પણ જાણે કિરણો વિનાનો જ થઈ ગયો હોય તેમ દીસે છે.[૩૧] લગાર પણ ખમ્યા વિના સતત ઝાપટાં વરસાવતા તેમ જ સમુદ્રના ઓઘની પેઠે ખળભળી રહેલા અને ચારે કોર વિસ્તરેલા મેઘોએ આકાશ અને પૃથ્વીનો સંસર્ગ ગાઢ એકતારરૂપ કરી નાંખ્યો હોય, એમ દીસે છે.[૩૨] અતિ વૃષ્ટિથી ઉત્પન્ન થયલો, નીપ, કદંબ અને અર્જુન વૃક્ષનાં ફૂલોના ગંધોથી ભરેલો, કલકલ અવાજ કરતો, અને પ્રાણીઓની કામવાસનાને ઉદ્દીપ્ત કરતો વાયુ પૃથ્વી ઉપર જોસબંધ વાઈ રહ્યો છે.[૩૩] ઝડીભેર ભારે વર્ષાદ વરસાવનારા અને લાંબા વિસ્તારવાળા, મોટા મેઘવાળું આકાશ જાણે એક અગાધ અને નિઃસીમ સાગરરૂપ જ બની ગયું હોય, એમ દેખાય છે.[૩૪] ધારા(ઝાપટાં)રૂપી નિર્મલ તેજસ્વી નારાચ અસ્ત્ર, વિદ્યુતરૂપી કવચ, અને મેઘધનુષ્યરૂપી ધનુષ્ય ધારણ કરી, જાણે યુદ્ધને માટે સજ્જ થઈ ઉભું રહ્યું હોય, તેમ આકાશ દીસે છે.[૩૫] હે સુંદર મુખવાળા કૃષ્ણ! પર્વતોનાં શિખરો, વનોનાં ઉંચાં સ્થાનો અને વૃક્ષોની ટોચો ઠામઠામ મેઘોથી ઢંકાયલી દીસે છે.[૩૬] જલથી ભરેલા મેઘોરૂપી કાળા હાથીઓનાં ટોળાંથી તથા ઘર્ઘર ઘોષ કરતા મેઘોથી ગગન જાણે રંગમાં અને રૂપમાં સાગરની હરીફાઈ કરી રહ્યું હોય, એમ જણાય છે.[૩૭] સમુદ્રના ખળભળાટને ઉત્પન્ન કરતા, લીલાછમ ઘાસને કંપાવતા, પાણીનાં બિન્દુઓથી ભરેલા, મહાન્ કર્કશ, શીતલ પવનો જલબિન્દુઓ સાથે ઉદ્દામપણે વાઈ રહ્યા છે.[૩૮] દિવસે સૂર્ય વાદળામાં ડુબી ગયેલો હોવાથી આકાશમાં દેખાતો નથી તેથી, તેમ રાત્રિએ પણ ચંદ્ર જાણે સુઈ ગયો હોય તેમ અદૃશ્ય રહેતો હોવાથી, અને સાથે સાથે વર્ષાદની ઝડીઓ તડામાર પડવાથી દશે દિશાઓ ઓળખાતી જ નથી.[૩૯] વાયુથી ભરેલા ચામડાંના કોથળાઓ જેવા દેખાતા મેઘોથી આકાશ ચારે કોર ચેતનવાળું થયું છે. આવી સ્થિતિ હોવાથી લોકો અતિ રમણીય રાત્રિ છે કે કંટાળો આપતો દિવસ છે, એનો કંઈ પણ વિવેક (ભેદ) કરી શકતા નથી.[૪૦] હે કૃષ્ણ! જુઓ ઉષ્ણતારૂપી દોષ વિનાનું,

* (શયની) અષાઢ સુદ ૧૧થી દેવ શયન કરે છે તે (બોધિની) કાર્તિક સુદ ૧૧ એ જાગે છે. આ સમય દરમ્યાન ભગવાન્ અજ્ઞાત વાસનું સેવન પાતાળમાં કરે છે, એવી લોકમાન્યતા છે.

† વામન અવતારમાં પ્રભુએ સાડાત્રણ પગલાંથી વિશ્વને છાઈ નાંખ્યું, ત્યારે અંતરિક્ષમાં તેમણે બીજો પગ મૂક્યો હતો, એનું સૂચન અહીં કરેલું છે.

‡ નભસ (શ્રાવણ) મહીનો કહેવાય અને તેની આંખ ગણાતો (નભશ્ચક્ષુ) સૂર્ય લગભગ અદૃશ્ય રહે, એ આશ્ચર્યકારક છે, એમ કહેવાનો અહીં આશય છે.

મેઘના જલથી શોભતું વૃંદાવન ગંધર્વોના ચૈત્રરથ વનની પેઠે શોભી રહ્યું છે."[41]

શ્રીકૃષ્ણના મોટા ભાઈ બલવાન્ બલરામ આ પ્રમાણે વર્ષાઋતુના સર્વે ગુણો વર્ણવીને વ્રજમાં પાછા ગયા.[42] આમ એકબીજા સાથે રમતગમત કરતા, કૃષ્ણ અને સંકર્ષણ બન્ને તે સમયમાં જ્ઞાતિજન ગોવાળો સાથે હરતાફરતા આખું મોટું વન ખુંદી વળ્યા.[43]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'वर्षा ऋतुनुं वर्णन' ए नामनो १० मो अध्याय संपूर्ण

## અધ્યાય ૧૧ મો

### વન અને યમુનાનું વર્ણન તથા કાલિય નાગનું વૃત્તાંત

वैशंपायन उवाच—

कदाचित्तु तदा कृष्णो विना संकर्षणेन वै ।
चचार तद्वनं सर्वं कामरूपी वराननः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! ઘણુંખરું બન્ને ભાઈ વનમાં સાથે જતા, પરંતુ કેટલીક વખત ઇચ્છા અનુસાર રૂપ ધરનાર, ઉત્તમ મુખવાળા શ્રી કૃષ્ણ સંકર્ષણને સાથે લીધા વિના પણ આખું વન ખુંદી વળતા.[1] શ્યામ વર્ણવાળા કૃષ્ણ માથે છોગાં હોવાથી સુંદર શોભાવાળા દીસતા હતા. તેનાં નેત્ર કમળ જેવાં વિશાળ હતાં; તેણે છાતી ઉપર શ્રીવત્સ મણિ ધારણ કરેલો હોવાથી, તે જાણે મૃગના લાંછનવાળો ચંદ્ર હોય તેમ શોભતા હતા.[2] કાંડાં ઉપર કડાં ધારણ કરેલાં હોવાથી તે ખીલતા કમળના જેવા તેજસ્વી દેખાતા હતા; અને તેના મદભેર હરફર કરતા પગ સુકુમાર તેમ જ તાંબા જેવા લાલચોળ દીસતા હતા.[3] મનુષ્યોને આનંદ આપનારાં, કમલનાં કેશરના જેવી શોભાવાળાં, પીળાં બે સૂક્ષ્મ પીતાંબરો (એક વસ્ત્ર અને બીજું ઉપવસ્ત્ર) ધારણ કરેલાં હોવાથી તે સંધ્યાકાળથી સંયુક્ત વાદળની પેઠે શોભતા હતા.[4] વાછરડાંની વ્યવસ્થામાં ગુંથાયલા, તથા દંડ, રજ્જુ આદિ બાળચેષ્ટાની સામગ્રીઓથી ક્રીડામાં મગ્ન થયલા તેના બે હાથ સુંદર મરોડદાર હતા, અને દેવો તે હાથની સદા પૂજા કરતા હતા.[5] તેની બાલ્યાવસ્થામાં પ્રકાશતા અને મનહર હોઠવાળું, ભૂરા કાળા કમલ (પુંડરિક) સમાન સુંદર અને સુગંધિત મુખ વિશેષ પ્રકાશતું હતું.[6] છૂટા મુકેલા વાળથી તેનું મુખકમલ, ભમરાની હારોથી યુક્ત કમલ શોભે તેમ શોભી રહ્યું હતું.[7] આકાશમાં જેમ નક્ષત્રોની હાર શોભી રહે છે તેમ અર્જુન, કદંબ, અને નીપ વૃક્ષોનાં ખીલતાં પુષ્પો અને અંકુરોની માલા તેના માથા ઉપર શોભી રહેતી હતી.[8] કંઠે આવી રહેલી એવી જ માલાથી વીર શ્રીકૃષ્ણ જાણે વર્ષાકાલના શ્યામ મેઘવાળો મૂર્તિમાન્ ભાદ્રપદ માસ હોય તેવા દીસતા હતા.[9] કંઠમાંના સૂત્રમાં બાંધેલું નિર્મલ પદક પવનથી કિંચિત્ હાલતું ત્યારે મોરપિચ્છની પેઠે શોભી રહેતું હતું.[10]

આવી શોભાથી યુક્ત થઈને વનમાં ફરતા ફરતા શ્રીકૃષ્ણ કવચિત્ ગાયન ગાતા, તો કવચિત્ ક્રીડા કરતા દોડતા, તો કવચિત્ પોતાની મેળે મધુર ગુંજારવ કરતા, તો કવચિત્ કાનને આનંદ આપનારી પણવ (ઢોલક) બજાવતા હતા.[11] કવચિત્ વનમાં જઈ ઉછરતા કૃષ્ણ, ગાયોને પૂર્ણ પ્રસન્ન કરવાની ખાતર, અતિ મધુર અને કામવાસનાને ઉદ્દીપ્ત કરનારી, ગોવાળીઆઓની વેણુ (પાવો) પણ બજાવતા હતા.[12] મેઘના જેવા શ્યામ, પ્રકાશમાન, શ્રીમાન્, પ્રભુ, ગોકુલમાં સંચરનારા, કૃષ્ણ રમણીય અને ચિત્રવિચિત્ર શોભાઓવાળાં વનમાં ક્રીડા કરતા હતા.[13] એ વન કામવાસનાને ઉદ્દીપ્ત કરે એવા મયૂરના કલરવથી ગર્જતું હતું; મેઘની ગર્જનાના પડઘાથી તેની ગુફાઓ ચારે કોર નાદમય થઈ રહેતી હતી.[14] એ વનના અવરજવરના માર્ગો લીલાછમ ઘાસથી છવાયલા હતા. એ વન ભમરાઓરૂપી આભૂષણોથી દીપતું હતું; કેળનાં વૃક્ષો, નવા અંકુરો, તાજાં પત્રો અને અભિનવ પુષ્પોથી સુંદર દીસતું હતું; તેમ જ વહેતાં નવા પાણીનાં ઝરણાંથી મનને આલ્હાદ આપતું હતું.[15] એ વન સ્ત્રીઓની પેઠે નિત્યનિત્ય કામથી તપેલા મનુષ્યોના શ્વાસ સમાન કેશરોના નવનવા ગંધોને વારંવાર ઉશ્વાસરૂપે બહાર કાઢતું હતું.[16] આવા સૌમ્ય, સુખકર વનમાં વૃક્ષો સાથે અથડાતા, નવા પવનની લહેરો ભોગવતા શ્રીકૃષ્ણ હર્ષ, આનંદ મેળવતા હતા.[17]

એક સમયે તે વનમાં ગાયોની સાથે ભમતાં ભમતાં કૃષ્ણે વિશાળ, ઉંચો, અને શાખાવાળાં વૃક્ષોમાં ઉત્તમ એવો એક વડ જોયો.[18] પાંદડાંના ભારે સમૂહોથી ઘટ્ટ દેખાતા આ વૃક્ષનો આકાર, જાણે પૃથ્વી ઉપર મેઘ આવી રહ્યો હોય તેવો દીસતો હતો. ઠેઠ ગગનને અડકે એવા ઉંચા વિસ્તારવાળો આ વટવૃક્ષ પ્રચંડ પર્વત હોય તેવો જણાતો હતો.*[19] નીલા તેમ ચિત્ર વિચિત્ર વર્ણવાળા મયૂરો તથા અનેક પક્ષીઓ તેના ઉપર રહેતાં હતાં, અને ટેટા, અંકુરો તથા તેની ટોચ ઉપર છવાયલા મેઘોથી તે ઇન્દ્રના મેઘધનુષ્ય સમાન શોભતો હતો.[20] તેની શાખા અને ડાળીઓની ઘટાએ ભુવનના જેવો આકાર કરી મૂક્યો હતો, અને લતાઓ તથા પુષ્પોથી તે સારી રીતે શણગરાયલો હતો. તેની વિશાળ વડવાઈ-

* અત્રે पवनाभोगधारिणं પવનને ભોગનું સાધન પુરું પાડનારો એવો બંગાળી પાઠ છે.

એ નીચે લટકતી હતી, અને તે પવન તથા મેઘના આશ્રયરૂપ હતો.[૨૧] એ પ્રદેશમાં અન્ય સર્વ વૃક્ષોનું અધિપતિપણું કરતો હોય, એમ તે વૃક્ષ શોભતો હતો. જાણે તેણે પૂર્વે કોઈ શુભ કર્મો કર્યાં હોય તેમ તે વર્ષાદના અટકાવથી તથા તાપના શમનથી સર્વ લોકને રક્ષણ આપતો હતો.[૨૨] પર્વતના જેવા શોભતા આ વૃક્ષનું નામ ભાંડીર હતું. આ વૃક્ષ જોઈને તેમાં નિવાસ કરવાનો પ્રભુ શ્રીકૃષ્ણે વિચાર કર્યો.[૨૩] પૂર્વે પોતે જેમ સ્વર્ગમાં ક્રીડા કરતા હતા, તેમ આ વૃક્ષની ઘટામાં પોતાની વયનાં વાછડાના પાલક બાળકો સાથે આખો દિવસ શ્રીકૃષ્ણ રમવા લાગ્યા.[૨૪]

હે નિષ્પાપ જનમેજય! આ પ્રમાણે ભાંડીર વૃક્ષની ઘટામાં રહીને નિત્ય ક્રીડા કરતા શ્રીકૃષ્ણને જોઈને ઘણાએક ગોવાળીઆઓ બીજાં ક્રીડાઓનાં અનેક સાધનોથી ત્યાં જ આખો દિવસ રમવા રોકાતા હતા.[૨૫] ત્યાં મનમાં હર્ષિત થયલા કેટલાએક ગોવાળીઆઓ સંગીત ચલાવતા હતા, ત્યારે બીજા કેટલાક સ્નેહપ્રિય ગોવાળીઆઓ કૃષ્ણને ઉદ્દેશીને ગાયન ગાતા હતા.[૨૬] તેઓ આમ ગાયન ગાતા હતા, ત્યારે ત્યાં જ કોઇક કોઇક સમયે શ્રીકૃષ્ણ પણ તેમાં પણવ આદિ વાજીંત્રોની સાથે વેણુ અને તંબુરો બજાવી સૂર પૂરતા હતા.[૨૭]

એક સમયે ગાયો ઉપર આખલાની પેઠે નજર રાખતા શ્રીકૃષ્ણ ગાયો ચરાવતા ચરાવતા વૃક્ષો અને લતાઓરૂપી અલંકારો ધારણ કરનારી યમુના નદીના તીર ઉપર જઈ પહોંચ્યા.[૨૮] યમુના નદી તરંગરૂપી કટાક્ષોથી કુટીલ દીસતી હતી, અને જલને અડકીને આવતી પવનની લહેરોથી સ્પર્શસુખનો અનુભવ કરાવતી હતી. કમલોના સમૂહોથી છવાયલી, આવી યમુના નદીને શ્રીકૃષ્ણે જોઈ.[૨૯] તેનાં તીર્થો સારાં હતાં; તેનું જલ મધુર અને સ્વાદિષ્ટ હતું. તેમાં ઉંડા ધ્હોકળા (ધરા) ઘણા હતા. તે વેગથી વહેતી હતી. જલબિંદુઓથી ભીના વાયુઓના જોરભર્યાં વેગ તેના કાંઠાનાં ઝાડોને નમાવી દેતા હતા.[૩૦] તે હંસ અને કારંડવ પક્ષીઓના રવથી ગાજતી હતી, તથા સારસોના કીલકીલાટના પડઘા પાડતી હતી. હમેશાં જોડકામાં ફરનારાં ચક્રવાક આદિ પક્ષીઓનાં જોડાં તેને કાંઠે વસતાં જણાતાં હતાં.[૩૧] માછલાં વિગેરે જલમાં રહેનારાં પ્રાણીઓથી તે છવાઈ રહી હતી, અને પાણીમાં હોવા જોઇતા શીતળતા, નિર્મળતા આદિ સર્વ ગુણોથી અલંકૃત થઈ હતી. જલમાં ઉત્પન્ન થતાં કમલ આદિ પુષ્પોથી તે ચિત્રવિચિત્ર દેખાતી હતી, તથા જળમાં થતા શેવાળ આદિ પદાર્થોથી તેનું પાણી લીલાશ મારતું જણાતું હતું.[૩૨] વિસ્તરેલો પ્રવાહ એ તેનાં ચરણ હતાં, પહોળા ઘાટીલા કાંઠા એ તેના થાપા હતા; વમળો એ તેની ગંભીર (ઉંડી) નાભિને સ્થાને હતાં; કમલોરૂપી નાભી ઉપરના વાળથી તે પ્રસન્ન દેખાતી હતી;[૩૩] કિનારાની વચ્ચેના જલની કૃશતા એ તેનું આછા ભરાવાવાળા પેટ હતું;* તેને તરંગરૂપી મનોહર ત્રિવલી હતી; ફીણ એ તેનાં ખીલતા દાંત હતા;† હંસ એ તેનું હાસ્ય હતું અને તેથી તે પ્રસન્ન દેખાતી હતી;[૩૪] મનોહર રતુમડાં કમલ એ તેના સુંદર હોઠ હતા; જલમાં થતાં પુષ્પોરૂપી વાંકી ભ્રૂકુટીવાળી તેની આંખ હતી; લાંબો ધ્હોકળો એ તેનું લલાટ હતું; શેવાલરૂપી તેના માથાના મનોહર વાળ હતા;[૩૫] ચક્રવાકનાં મિથુન એ તેનાં સ્તન હતાં; તીરનો વિસ્તૃત પહોળો પ્રદેશ એ તેનું મોઢું હતું; લાંબો પ્રવાહ એ તેના લાંબા હાથ હતા; તટની ઉભય બાજુઓ એ તેના કાન હતા;[૩૬] કારંડવ પક્ષીઓ એ તેના કાનનાં કુંડલ હતાં; શોભાપૂર્ણ કમલ એ તેની આંખો હતી; તટ ઉપર ઉગેલાં વૃક્ષોરૂપી આભૂષણોથી તે શણગારાયલી હતી; શ્વેત મત્સ્યો એ તેની નિર્મલ મેખલા હતી;[૩૭] પાણી ઉપરની વિશાળ શેવાળ એ તેનું રેશમી વસ્ત્ર હતું; સુંદર સ્વર કાઢનારાં સારસ પક્ષી એ તેનાં નુપૂર હતાં; કાશપુષ્પોરૂપી ઉપવસ્ત્ર તેણે ધારણ કર્યું હતું; હંસરૂપી છુંદણાં તેણે છુંદાવ્યાં હતાં;[૩૮] ભયંકર મગરો એ તેના શરીરે લગાડવાના અળતા આદિ રંગ હતા; કાચબાનાં ચિહ્નથી તે શોભતી હતી; હિંસક પ્રાણીઓને પાણી પીવાનું સ્થળ એ તેના માથાનો ચુડામણિ હતો; મનુષ્યો એ તેનાં ઘટ્ટ સ્તન હતાં;[૩૯] હિંસક પ્રાણીઓથી તેનું જલ ઉચ્છિષ્ટ થયું હતું; તેના તીર ઉપર અનેક આશ્રમો આવી રહ્યા હતા; સમુદ્રની પટ્ટરાણી, આવાં આવાં માનવ અવયવોરૂપ ગુણો અને લક્ષણોથી યુક્ત થયલી, મનોહર યમુનાને શ્રીકૃષ્ણે ચારે કોરથી નિહાળી.[૪૦]

શ્રીકૃષ્ણ, આવી વિપુલ યમુના નદીને શોભાવતા તેના તીર ઉપર ફરવા લાગ્યા. ફરતાં ફરતાં આ શ્રેષ્ઠ નદી ઉપર એક ઉત્તમ ધ્હોકળો‡ તેમની નજરે પડ્યો.[૪૧] આ ધ્હોકળાનો વિસ્તાર એક યોજન લાંબો હતો, અને દેવતાઓ પણ તેને મુશ્કેલીથી તરી શકે, એમ હતું. તે અતિશય ઉંડો હતો, તેનું જળ ખળભળતું ન હતું અર્થાત્ શાંત હતું, અને તે સાગરની પેઠે કંપરહિત હતો.[૪૨] જલમાં ઉત્પન્ન થતાં સર્વે જળચર પ્રાણીઓ, ચોપગાં જનાવરો, અને પાણી ઉપર ઉડતાં જળકુકડી, બગલા આદિ પ્રાણીઓ પણ આ ધરાને

---

* કાશીની પ્રતિમાં तटच्छेदोत्तरीयाणां-બન્ને તટ વચ્ચેનો પ્રદેશ એ તેનું ઉત્તરીય વસ્ત્ર હતું એ, પાઠ છે. † મું પ્ર. માં 'प्रहसवदनां હસતું વદન હતું, એ પાઠ છે. ‡ ધરો.

છોડીને અન્ય જલસ્થાને જતાં રહ્યાં હતાં. આ અગાધ પાણીથી ભરપૂર ધ્હોકળો મેઘથી ઢંકાયલા આકાશ જેવો ગંભીર દેખાતો હતો.૪૩ તેના કાંઠા ઉપર મોટી મુશ્કેલીથી લોકો હરીફરી શકે એમ હતું, કારણ કે ત્યાં સાપનાં મોટાં મોટાં વિશાળ દર હતાં. વિષને પ્રકટાવનારા સર્પોના ફુંફાડાથી ઉત્પન્ન થયલા અગ્નિના ધૂમાડાથી તે ધ્હોકળો ચારે કોર છવાઈ રહ્યો હતો.૪૪ એથી પશુઓ તેના જલ કે સ્થલનો બીલકુલ ઉપભોગ કરી શકતાં ન હતાં તેમ જલ પીવાને તૃષાતુર થયલા લોક પણ તેનું પાણી સુખેથી પી શકતા ન હતા, (ત્રિકાલસ્નાન કરવાની ઇચ્છાવાળા દેવો પણ તેનો ઉપયોગ કરી શકતા ન હતા) અને પિતૃઓને ત્રણ અંજલિ આપવાની ઇચ્છાવાળા સત્પુરુષોએ પણ તેનો ઉપભોગ કરવો છોડી દીધો હતો.૪૫ એટલું જ નહીં પણ એ ધ્હોકળાના ઉપલા આકાશમાં પણ પક્ષીઓ ઉડી શકતાં ન હતાં. આ ધ્હોકળાના તીર ઉપરના જે ઘાસમાં તેના પાણીનાં ટીપાં પડતાં તે ઘાસ તેજથી બળતા અગ્નિ જેવુ દેખાતું હતું.૪૬ તેની ચારે કોરના ફરતા યોજનના વિસ્તાર ઉપર દેવો પણ મોટી મુશ્કેલીથી ફરી શકતા હતા. તેના ઘોર વિષરૂપી અગ્નિના ઉદ્ગારથી ત્યાંનાં વૃક્ષો પણ બળી ખાખ થઈ જતાં હતાં.૪૭ વ્યાધિ આદિ કોઈ પણ ઉપદ્રવ વિનાના વ્રજની ઉત્તરે આવેલો આ વૃંદાવન પ્રદેશથી દોઢેક ગાઉ દૂર આવા વિશાળ પણ ભયંકર ધ્હોકળાને જોઈને તે સંબંધમાં આ પ્રમાણે શ્રીકૃષ્ણ વિચારવા લાગ્યા:-૪૮

"આ અગાધ અને ચળકી ઉઠતો મોટો ધ્હોકળો કોનો હશે? આ ધ્હોકળામાં નીલાંજનના ઢગલા જેવો કાળો મેશ, મહાભયંકર, સર્પોનો પતિ સાક્ષાત્ કાલિય નાગ પોતે જ વસે છે. સર્પોને ખાનારા, પક્ષીઓના રાજા ગરુડના ભયથી પૂર્વે જેને મેં સમુદ્રનો નિવાસ છોડાવીને આ પ્રદેશમાં વસાવ્યો છે, તે કાલિય નાગે સાગરને મળતી આ યમુના નદીના જળને દૂષિત (ઝેરવાળું) કર્યું છે.૪૯-૫૧ સર્પોના આ નાયકના ભયથી કોઈ પણ લોક યમુનાના આ પ્રદેશમાં વસી શકતા નથી. તેથી જ આ વન જ્યાં ત્યાં ઘરડાઈ ગયલા ઘાસવાળું અને અતિશય દારુણ સ્વરૂપવાળું થયું છે.૫૨ વડ વગેરે વૃક્ષોવાળું વિવિધ લતાઓવાળાં વૃક્ષોથી ભરપૂર આ ઘોર વન સર્પરાજ કાલિય નાગના હિતકારી મંત્રીઓથી રક્ષાયલું છે.૫૩ આકાશની પેઠે કોઈ પ્રાણીથી પણ નહીં વસાયલા નિર્જન અને વિષવાળા અન્નની પેઠે કોઈનો પણ સ્પર્શ નહીં થયલા એવા આ વનની રક્ષા આ કાલિય નાગનું હિત સાધનારા મંત્રીઓ નિત્ય સર્વ પાસથી પુરતી રીતે કરે છે.૫૪ શેવાળથી મલિન થયલાં વૃક્ષો, છોડવાઓ, અને લતાઓથી છવાયલા તે ધ્હોકળાના એ કિનારા ઉપર અવરજવરની એ પગથીઓ દીસે છે.૫૫

મારે આ સર્પરાજ કાલિયનો નિગ્રહ અવશ્ય કરવો જોઇએ, કે જેથી આ યમુના નદીનું પાણી સુખકર થાય, અને તેના ઉપરનો નિવાસ લોકનું કલ્યાણ કરનારો થઈ શકે.૫૬ મારે આ નાગનું એવી રીતે દમન કરવું જોઇએ, કે જેથી વ્રજના લોક આ નદીનો ઉપભોગ લઈ શકે, તેના સર્વ તીર પ્રદેશમાં સુખથી હરીફરી શકે, અને તેના કાંઠા તેમજ સઘળા ઘાટનો આશ્રય સુખથી લઈ શકે.૫૭ આવી રીતની અનુકૂળતાઓ લોકને કરી આપવા માટે જ તેમ જ કાલિય નાગ જેવા અવળે માર્ગે ચઢેલા, દુરાત્માઓનો નિગ્રહ કરવાને માટે આ વ્રજમાં મેં ગોવાળીઆનો જન્મ લીધો છે, અને તેટલા જ માટે તેમની સાથે મેં અહીં નિવાસ કર્યો છે.૫૮ તેથી બાળચેષ્ટા કરતાં કરતાં આ કદંબ વૃક્ષ ઉપર ચઢી, આ ઘોર ધ્હોકળામાં ઝંપલાવી, કાલિય નાગને પકડી હું તેનું દમન કરીશ. આ પ્રકારનું મારે હાથે થયલું પરાક્રમ લોકમાં ખ્યાતિને પામશે."૫૯-૬૦

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'वन अने यमुनानुं वर्णन तथा कालिय नागनुं वृत्तांत' ए नामनो ११ मो अध्याय संपूर्ण

## અધ્યાય ૧૨ મો

### કાલિય નાગનું દમન

वैशंपायन उवाच—

सोपसृत्य नदीतीरं बद्ध्वा परिकरं दृढम् ।
आरोहच्चपलः कृष्णः कदंबशिखरं मुदा ॥ १ ॥

વૈશંપાયન કહે છે:-હે જનમેજય! આ પ્રમાણે કાલિય નાગને દમવાનો વિચાર કર્યા પછી, યમુના નદીને તીરે જઈ પહોંચી, મજબુત કાછડો ભીડી, ચપલ, શ્રીકૃષ્ણ હર્ષભેર કદંબવૃક્ષની ટોચે ચઢી ગયા.૧ પછી મેઘના જેવી શ્યામ આકૃતિવાળા, કમલનયન શ્રીકૃષ્ણ કદંબની ડાળી ઝાલી લટકી પડ્યા, અને મોટો અવાજ કરી, એ ધ્હોકળામાં એકદમ પડતું નાંખ્યું.૨ શ્રીકૃષ્ણે યમુનાના આ ધ્હોકળામાં આ પ્રમાણે પડતું નાંખ્યું, એટલે તે ઘણો જ ખળભળી ઉઠ્યો, અને ભેદાયલા મેઘની પેઠે તેનું જલ વેગથી ચારે કોર ઉછળ્યું અને તટ ઉપર પ્રસરી રહ્યું.૩ તે સાથે કૃષ્ણના હોકારા સાથના કુદકાથી કાલિય નાગનું મોટું ભુવન પણ ખળભળી રહ્યું, અને એ સર્પરાજે રોષથી અતિ આકુળવ્યાકુળ અને લાલચોળ આંખો કરીને, 'શું થયું' તે જોવાને જલની

બહાર ડોકિયું કાઢ્યું.[૪] એટલે મેઘના સમૂહો જેવો કાળો દેખાતો, ક્રોધે ભરાયલો અને તેથી લાલચોળ આંખોવાળો સર્પોનો પતિ કાલિય નાગ કૃષ્ણની નજરે ચઢ્યો. આ કાલિય નાગને પાંચ મોઢાં હતાં; અને તેમાંથી નીકળતા વિષમય શ્વાસોચ્છ્વાસ અગ્નિની પેઠે દાહ લગાડનારા હતા; તેની જીભ નિરંતર હાલ્યાં જ કરતી હતી; તેને વિશાળ અને ભયંકર પાંચ માથાં (ફેણો) હતાં.[૫-૬] આ કાલિય નાગ અગ્નિના જેવા વર્ચસ્વવાળી પાંચ ફેણના વિસ્તારથી આખા ધ્હોકળા-ને ઢાંકી દઈ, રોષથી ફુંફવાડા મારવા મંડી પડ્યો, અને તેજથી સર્વને બાળતો હોય તેવો દેખાયો.[૭] તેના ક્રોધરૂપી અગ્નિથી ધ્હોકળાનું સઘળું પાણી જાણે ઉકળતું હોય તેમ ખદખદવા લાગ્યું, અને યમુના નદી પણ જાણે ભયભીત થઈ હોય તેમ ઉલટા પ્રવાહમાં વહેવા લાગી.[૮] ધ્હોકળામાં પડેલા અને બાળચેષ્ટાથી ક્રીડા કરતા શ્રીકૃષ્ણને જોઈને, કાલિય નાગનાં ક્રોધાગ્નિથી ભરેલાં પાંચ મોંઢાંમાંથી પવન ફુંકારાભેર નીકળવા લાગ્યો.[૯] આ પ્રમાણે સર્પોના શ્રેષ્ઠ નાયકનાં મુખો-માંથી જ્વાળાઓ અને ધૂમાડા સહિત પવન એકસરખો નીકળતો જ ચાલ્યો. આમ ક્રોધાગ્નિ ઉત્પન્ન કરીને તેણે ધ્હોકળાની પાસેના તીર ઉપર ઉગેલાં સઘળાંયે વૃક્ષોને, યુગના અંત સમયના અગ્નિની પેઠે, એક જ ક્ષણમાં રાખરાખ કરી નાંખ્યાં. કાલિય નાગની સાથે તેના પુત્રો, સ્ત્રીઓ, નોકરો, અને અન્ય અનુયાયી મોટા મોટા સર્પો પણ પોતપોતાનાં મોંઢાંમાંથી વિષથી ઉત્પન્ન થયલા અગ્નિને વેગભેર કાઢવા લાગ્યાં. એટલે તે સર્વ ઉત્તમ અને અમિત ઓજસ્વી સર્પોના મુખ-માંથી ધૂમાડા સહિત અગ્નિ અસ્ખલિતપણે નિકળ-તો જ ચાલ્યો.[૧૦-૧૨]

પછી તે સર્વે સર્પોએ આસપાસ પોતાની ફેણોરૂપી બંધનથી કૃષ્ણને આંતરી લીધા. આથી હાથ અને પગ ચેષ્ટાથી રહિત થવાથી અચળ પર્વતની પેઠે કૃષ્ણ આ નાગપાશના બંધનમાં સ્થિર ઉભા રહ્યા.[૧૩] જેમાંથી નીકળેલા વિષના ઉદ્ગારોથી ધ્હોકળાનું પાણી બગડ્યું હતું એવા તીક્ષ્ણ દાંતથી, એ ઉત્તમ સર્પોએ કૃષ્ણને દંશ દેવા માંડ્યા, તથાપિ વીર્યવાન્ કૃષ્ણ તેમના દંશથી મરણ પામ્યા નહીં.[૧૪] તે દરમ્યાન (ધ્હોકળામાં કૃષ્ણના પડવાથી અને કાલિય આદિ નાગોના ફુફાડાથી) ભય પામેલા સર્વે ગોવાળીઆઓ રોતા રોતા, વ્રજમાં જઈ પહોંચ્યા, અને તેમણે આક્રંદથી ગળગળી થયલી વાણીથી લોકને આ પ્રમાણે સમાચાર કહ્યા:-[૧૫]

ગોવાળીઆ બોલ્યા:-"અરેરે! આ મોહને વશ થયલા, પેલા કૃષ્ણે કાલિય નાગના ધ્હોકળામાં એકદમ ઝંપલાવ્યું ત્યાં તો સર્પોનો રાજા કાલિય સપરિવાર તેનું ભક્ષણ કરવા મંડી પડ્યો છે, માટે તમે ત્યાં વિના વિલંબે ઝટપટ ચાલો.[૧૬] એકદમ ત્વરાથી નંદ ગોપ અને તેના અનુયાયીઓને એમ જણાવી દ્યો, કે આ તારા કૃષ્ણને સાપ મોટા ધ્હોકળામાં ઉંડે ખેંચી જાય છે."[૧૭]

હે જનમેજય! વજ્રના ઘા જેવું, ગોવાળોનું આવું ત્રાસદાયક વચન સાંભળીને નંદ ગોપ અતિશય દુઃખી થયો, અને લથડતે પગે ધ્હોકળાઓમાં શ્રેષ્ઠ કાલિયના ધરાને કાંઠે આવી પહોંચ્યો.[૧૮] વ્રજનાં તમામ બાલકો, યુવતીઓ, અને વૃદ્ધો તથા યુવાન સંકર્ષણ પણ સર્પોના પતિ કાલિય નાગના રહેઠાણવાળા આ ધ્હોકળા પાસે આવી લાગ્યા.[૧૯] ત્યાં નંદ ગોપ આદિ સર્વે ગોવાળી-આઓની આંખો આંસુથી ઉભરાવા લાગી, અને ધ્હોક-ળાના કાંઠા ઉપર ઉભા રહીને તેમણે સર્વેએ એકસરખો હાહાકાર મચાવી મૂકયો.[૨૦] (પોતે મોટા હાજર હોવા છતાં બાલકને બચાવી શકતા નથી એ વિચારથી) તે સર્વે લજ્જા પામવા લાગ્યા, આશ્ચર્યચકિત થયા અને વારંવાર શોકથી દુઃખી થવા લાગ્યા. તેમાં કેટલાક 'હે પુત્ર!' એમ બોલતા હતા, તો કેટલાક 'હાય! હાય! અમને ધિક્કાર છે' એમ આક્રંદ કરતા હતા.[૨૧] કેટલાક 'હાય! હાય! અમે જીવતાં જ મુઆ જેવા થઈ ગયા,' એમ બોલતા દુઃખથી અતિશય પીડાવાથી રોતા હતા. 'હે યશોદા! તારું તો અરેરે! સર્વસ્વ હણાઈ ગયું,' એમ યશો-દાને કહેતી સ્ત્રીઓ પણ મોટે સાદે આક્રંદ કરતી હતી.[૨૨] વળી તે સર્વે બોલતી હતી કે-

"હે યશોદા! સર્પરાજ કાલિયની ફેણામાં સપડા-યલા તથા ધૈર્યથી લગાર હાલતા અને જાણે મરી ગયો હોય તેમ અહીંતહીં ખેંચાતા, (અમૃતની ઇચ્છાવાળા દેવો અને અસુરોએ વાસુકી સર્પરૂપી નેતરાંથી સમુદ્ર-મંથન કર્યું તે વેળા અમૃત જેમ વલોવાયું હતું, તેમ સર્પપાશથી ઘોળાતા) તારા પ્રિય પુત્રને તું આમ કેમ જોઈ શકે છે? તેથી, હે યશોદા! તારું હૃદય ખરેખર વજ્રનું જ બનેલું હોય એમ દીસે છે. હે યશોદા! પુત્રને આ દુઃખી સ્થિતિમાં જોઈને તારું હૃદય કેમ ચીરાઈ ભેદાઈ જતું નથી?[૨૩-૨૪] અરેરે! ધ્હોકળાની સમીપમાં પુત્રના મુખની સામે જ દૃષ્ટિ રાખીને જાણે ચેતનરહિત થઈ ગયો હોય તેમ દુઃખી નંદ ગોપને ઉભેલો જોવાનું અમારે નસીબે આવ્યું છે![૨૫] અમે પોતે પણ સર્પનું રહેઠાણ બનેલા આ ધ્હોકળામાં જ યશોદાની પછવાડે પછવાડે ચાલતાં તેની સાથે તેમાં પડીશું (અને અમારો પ્રાણ કૃષ્ણને અર્પણ કરીશું), પણ દામોદર વિના તો અમે કદી વ્રજ પાછાં જનાર જ નથી.[૨૬] કારણ, શું સૂર્ય વિના દિવસની કાંઈ

શોભા હોય ખરી? શું ચંદ્રમા વિનાની રાત્રિ શોભે ખરી? શું આખલા વિનાનું ગાયોનું ધેન દીપે ખરું? તેમ કૃષ્ણ વિનાનું વ્રજ અમને કેવું શૂન્ય લાગે?[૨૭] તેથી હણાયલા વાછડાવાળી ગાયોના જેવી લાચાર સ્થિતિવાળા અમે ગોવાળીઆ કૃષ્ણના વિના વ્રજમાં પાછા જનારા જ નથી."[૨૮]

આ પ્રકારનાં તે સર્વ વ્રજવાસીઓના વિલાપનાં વચનો તથા નંદ ગોપનો કરુણ વિલાપ અને યશોદાનું મનોવેધક રુદન સાંભળી, સર્વ દેહધારી જીવોની એકતાને જાણનારા, એક જ દેહવાળા છતાં કાર્યપરત્વે બે ભિન્ન શરીરોમાં રહેનારા સંકર્ષણ (બલરામ) અવિનાશી કૃષ્ણ ઉપર તેમની આવી લાંબી બાળચેષ્ટાથી વિશેષ ક્રોધે ભરાયા, અને તેને સંબોધી કહ્યું, કે "હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મહાબાહુ કૃષ્ણ! હે ગોવાળોના આનંદમાં વૃદ્ધિ કરનાર કૃષ્ણ! વિષરૂપી આયુધવાળા આ સર્પરાજનું દમન હવે તું ઝટપટ કર.[૨૯-૩૦] હે વિભુ! હે તાત! આ સર્વ આપણા બાંધવો તને મનુષ્ય દેહધારી સમજે છે, અને તેથી માનવ બુદ્ધિવાળાં તે સર્વે તને સર્પના પાશમાં મરવાને સપડાયલો જોઈ અત્યંત કરુણા ઉપજે એવો શોક કરે છે."[૩૧]

રોહિણીના પુત્ર બલરામે સંજ્ઞાથી કહેલું આ વચન સાંભળી, કૃષ્ણે પરાક્રમ દાખવી, અને ઘેરી વળેલા નાગોની ફેણોઓનું બંધન તોડવા બન્ને બાહુ અફાળ્યા,[૩૨] અને જલની બહાર આવેલી, સર્પરાજ કાલિયની ફેણ ઉપર એકદમ બન્ને પગ મુકી, તે ઉપર ચઢી જ ગયા. પછી કૃષ્ણે પોતાના હાથથી તેનું માથું પકડ્યું અને ખુબ હચમચાવ્યું.[૩૩] પછી મનોહર કડાં અને બાજુબંધ ધારણ કરનારા, કૃષ્ણ કાલિય નાગના વચલા મોટા માથા ઉપર સહસા ચઢી ગયા, અને તે ઉપર ઉભા રહીને જ નાચવા ખુંદવા મંડ્યા.[૩૪] આ પ્રમાણે કૃષ્ણથી દબાઈ જતો અને થાકી ગયલા માથાવાળો ભયભીત થયલો કાલિય નાગ લોહીલુહાણ થયલાં મુખોથી નીચે પ્રમાણે બોલ્યો:-[૩૫]

કાલિય નાગ કહે છે:-"હે કૃષ્ણ! તારું ખરું સ્વરૂપ નહીં સમજાયાથી જ મેં મારો આ ઉગ્ર ક્રોધ તને દાખવ્યો છે. હું હવે પૂરેપૂરો હણાઈ ગયો છું; મારું સઘળું વિષ પણ હણાઈ ગયું છે, અને, હે સુંદર મુખવાળા કૃષ્ણ! હું સર્વથા જ તારે વશ થયો છું.[૩૬] તેથી મને તું આજ્ઞા કર કે, મારે મારા બાંધવો, સ્ત્રીઓ અને છોકરાં સાથે હવે શું કરવાનું છે? મારે હવે કોની સેવા ઉઠાવવાની છે? અમને સર્વને, હે કૃષ્ણ! જીવિત દાન આપ, (અમે સર્વ તારે શરણે આવ્યાં છીએ)."[૩૭]

આમ દીન વચન બોલતા, પાંચ મુખવાળા કાલિય નાગને સર્પશત્રુ(ગરુડ)ને ધ્વજામાં ધારણ કરનારા, ભગવાન્ શ્રીકૃષ્ણે પાંચે મસ્તકોથી નમી પડેલો જોયો. એટલે જાણે પોતે બીલકુલ ક્રોધે ભરાયા ન હોય તેમ, તેણે સર્પોના પતિ કાલિયને આ પ્રમાણે ઉત્તર આપ્યો:-[૩૮] "હે કાલિય! હવે તને હું આ યમુના નદીના જલમાં તો રહેવાનું સ્થાન આપવાનો નથી જ. માટે, હે સર્પ! તારી સ્ત્રીઓ અને બાંધવો સાથે તું સમુદ્રના જલમાં ચાલ્યો જા.[૩૯] જો હવેથી આ સ્થાનમાં અથવા તો યમુનાના જલમાં પણ તારો કોઈ અનુયાયી ફરીથી મારી નજરે પડશે, તો પછી ગમે તો તે તારો સેવક હશે અથવા પુત્ર હશે તોપણ હું તેનો એકદમ વધ કરીશ.[૪૦] આ યમુના નદીનું પાણી સર્વને સુખકર થાય તેટલા માટે, હે સર્પ! તું હવે તારી મેળે મહાન્ સમુદ્રમાં ચાલ્યો જા. જો હવે તું અહીં રહીશ તો તારો અંત આવે, એવી મોટી આપત્તિ તારે શિરે આવી પડશે.[૪૧] હે સર્પ! તારાં માથાં ઉપર મારા પગનાં ચિહ્નો જોઈને સર્પોનો શત્રુ ગરુડ પણ સાગરમાં તારા ઉપર પ્રહાર કરી શકશે નહીં."[૪૨]

એટલે તરત જ, માથા ઉપર શ્રીકૃષ્ણનાં ચરણોનાં ચિહ્નો લઇને, સર્પોમાં ઉત્તમ કાલિય નાગ ગોવાળીઆઓના દેખતાં જ એ ઘ્હોકળામાંથી છૂપાતો છૂપાતો નદીમાર્ગે પરભાર્યો સમુદ્રમાં ચાલ્યો ગયો.[૪૩] આ પ્રમાણે હાર ખાઇને કાલિય સર્પ સમુદ્રમાં ગયો. તે પછી તરીને નદીતીરે શ્રીકૃષ્ણ આવી ઉભા; એટલે સર્વે ગોવાળીઆઓએ આશ્ચર્યચકિત થઇને તેમની પ્રદક્ષિણા કરી અને લાગલા જ સ્તુતિ કરવા મંડી પડ્યા.[૪૪] તે સર્વે વનચરોએ ઘણા જ પ્રસન્ન થઈ, નંદગોપને કહ્યું કે:-

"હે નંદ! તું ધન્ય ભાગ્યશાળી છે. ખરેખર તારા ઉપર પ્રભુનો અનુગ્રહ થયલો છે કે, જેથી તને આવો અવતારી પુત્ર પ્રાપ્ત થયો છે.[૪૫] હે પાપરહિત નંદ! આજથી જ ગોવાળીઆઓપર અને ગાયોના નેસડા ઉપર કોઈ આપત્તિઓ આવે તો તે સમયે અમે સર્વે લાંબી આંખોવાળા પ્રભુ શ્રીકૃષ્ણનું જ શરણ લઇશું.[૪૬] મુનિઓ જેનું સેવન કરે છે એવી આ યમુના નદીનું જલ હવેથી નિર્મળ અને આપણ સર્વેને સુખકર થયું છે, અને તેના તીરે આપણી ગાયો તેમ જ આપણે સદા સુખથી વિચરી શકીશું.[૪૭] ખરેખર, આપણે વનચર (જંગલી) જ છીએ, એ આજે સ્પષ્ટ જણાઈ આવ્યું છે; કારણ કે, ભારેલા અગ્નિની પેઠે આપણા વ્રજમાં લાંબા સમયથી ગુપ્તપણે રહેતા આ કૃષ્ણ આવા 'મહદ્ભૂત' (વિષ્ણુ) છે, એ આપણે અદ્યાપિ પર્યંત કળી શક્યા નહીં."[૪૮]

આ પ્રમાણે વિસ્મય પામેલાં તે સર્વે ગોવાળીઆ-

ઓનાં ટોળાં અવિનાશી કૃષ્ણની સ્તુતિ કરતાં કરતાં દેવો જેમ કુબેરના ચૈત્રરથ વનમાં પ્રવેશ કરે, તેમ વૃંદાવનમાં પાછાં સીધાર્યાં.[૪૯]

**इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'कालिय नागनुं दमन' ए नामनो १२ मो अध्याय संपूर्ण**

---

## અધ્યાય ૧૩ મો

### ખર ધેનુક અસુરનો વધ

**वैशंपायन उवाच—**

दमिते सर्पराजे तु कृष्णेन यमुनाह्रदे ।
तमेव चेरतुर्देशं सहितौ रामकेशवौ ॥ १ ॥

વૈશંપાયન કહે છે:–હે જનમેજય! સર્પરાજ કાલિય નાગનું યમુનાના ધ્રોકળામાં કૃષ્ણે આ પ્રમાણે દમન કર્યા પછી, રામ અને કેશવ બન્ને સાથે સાથે તે પ્રદેશમાં વિહાર કરતા અને વિચરતા હતા.[૧] સાથે જ વિચરનારા, વસુદેવના આ બન્ને પુત્રો એક સમયે ગાયોનાં ધેનો સાથે રમ્ય ગોવર્ધન પર્વત સમીપ આવી પહોંચ્યા.[૨] ત્યાં ગોવર્ધન પર્વતની ઉત્તરે તેમ જ યમુના નદીને તીરે આવેલું એક રમ્ય અને મોટું તાલવન તે બન્ને વીર બંધુઓની દૃષ્ટિએ પડ્યું.[૩] જ્યાંત્યાં તાલનાં પાંદડાં પથરાયેલાં હતાં એવા આ રમણીય તાલવનમાં પરમ પ્રસન્ન થઈ, વાછડાંની પેઠે ઉદ્ધત બની, રમત ગમત કરતા તે બન્ને બંધુઓ સ્વચ્છંદપણે ઘૂમવા લાગ્યા.[૪] આ તાલવનનો પ્રદેશ સદા શાંત અને સપાટ, ઢેફાં અને પથરા વિનાનો, લગભગ દર્ભથી પથરાયલો, વિશેષ વિશાળ અને કાળી મટોડીવાળો હતો.[૫] વિશાળ તેમ જ ઉંચા ઉંચા થડવાળાં, કાળી પડી ગયલી પેરઇઓવાળાં, અને દરેક શાખાના અગ્રમાં લાગેલાં તાડ ફળવાળાં, તથા જાણે ઉંચી ઉંચી સુંઢો કરીને હાથીઓ મ્હાલતા હોય એવી શોભાવાળાં, અનેક તાડવૃક્ષોથી આ તાલવન વિરાજતું હતું.[૬] આવા રમણીય તાલવનમાં આવતાં વક્તાઓમાં શ્રેષ્ઠ દામોદરે બલરામને આવું વચન કહ્યું કેઃ–

"હે આર્ય! પાકાં તાડફલોથી આ વનપ્રદેશ કેવો મઘમઘાટ મારી રહ્યો છે! ચાલો ત્યારે આપણે હવે બન્ને મળીને ઝડપથી પડે એવી કોઈ ક્રિયાથી, સ્વાદિષ્ટ, સુગંધી, શ્યામ અને રસભર્યાં પાકાં તાડફલ હેઠાં પાડીએ.[૭-૮] જો તેનો ગંધ આટલો બધો મધુર અને નાસિકા ઇંદ્રિયને તૃપ્તિ પમાડે એવો છે, તો તે ફલનો સ્વાદ અવશ્ય અમૃતના જેવો જ મીઠો હોવો જોઇએ, એમ મને લાગે છે."[૯]

દામોદર કૃષ્ણનું આવું વચન સાંભળી રોહિણીના પુત્ર સંકર્ષણે, જાણે હસતા હોય તેવું મુખ કરી, તાડવૃક્ષોને હચમચાવી મૂક્યાં એટલે પાકાં તાડફલો પડાપડ પડવા માંડ્યાં.[૧૦] સાર(તત્ત્વ)વાળા પદાર્થોનું બનેલું આ તાલવન મનુષ્યોથી વસી નહીં શકાય તેમ હરીફરી નહીં શકાય એવું, ઉજ્જડ અને નિર્જન તેમ જ પુરુષોને ખાઈ જનારા ધામ જેવું જંગલ થઈ પડ્યું હતું.[૧૧] કારણ કે ગધેડાનું રૂપ ધારણ કરી, ગધેડાનાં મોટાં ટોળાંઓથી વિંટળાયલો, ધેનુક નામનો એક ભયંકર દૈત્ય આ વનમાં વસતો હતો.[૧૨] આ અતિશય દુષ્ટ બુદ્ધિવાળો ગધેડો ધેનુક અસુર મનુષ્યો, પક્ષીઓ અને પ્રાણીઓનાં ટોળાંને માર્ગે જતાં ત્રાસ આપતો હતો, અને તે રીતે આ તાલવનનું રક્ષણ કરતો હતો.[૧૩] આ ધેનુક અસુર બલદેવના હચમચાટથી તાડફલ પડવાથી અને તેથી તાડનો ખડખડાટ થતાં જે ગર્જના કરતો અવાજ નીકળ્યો તે સાંભળી અતિશય ક્રોધે ભરાયો, અને જેમ મદમત્ત હાથી તડતડ અવાજ સહન કરી ન શકે તેમ તે પણ તાડવૃક્ષોનો ખડખડાટ સહન કરી શક્યો નહીં.[૧૪] આથી અતિશય ક્રોધે ભરાયલો, ગર્વથી યાળ અને મુખને હલાવતો, મોઢેથી ભુંકતો, સ્તબ્ધ આંખો કરી ઝડપથી હોઠ ફફડાવતો, જાણે ખરીઓથી પૃથ્વીને ભેદી નાંખતો હોય તેમ ચાલતો, પુંછડું ઉંચું કરી ભક્ષ મળ્યું હોય તેમ હર્ષઘેલો થઈ જઈ, અને યમની પેઠે મોઢું વિકાસી, તાડના ખડખડાટને અનુસરી, જે સ્થળે રોહિણીનો પુત્ર બલરામ ઉભો હતો ત્યાં તેના ઉપર જાણે કુદી જ પડતો હોય તેમ ધેનુકાસુર તલપી આવેલો દેખાયો.[૧૫-૧૬] ધ્વજાના આકારની પેઠે શોભતા અવિનાશી, રોહિણીના પુત્ર બલરામને તાડવૃક્ષોની નીચે ઉભા રહેલા જોઇને, દાંતરૂપી આયુધવાળા એ દુષ્ટ ધેનુક અસુરે તેને ઝડપથી બચકું ભર્યું.[૧૭] પછી તરત જ મોઢું ફેરવી પાછલા બન્ને પગો ઉછાળી, આયુધ વિનાના બલરામને એ દૈત્યોના પતિ ધેનુકે છાતીમાં સજ્જડ લાત લગાવી.[૧૮] પરંતુ બલરામે પણ તે જ ક્ષણે એ દૈત્યરૂપી ગધેડાને તેના ઉછળેલા બે પાછલા પગથી જ સજ્જડ પકડ્યો અને ઉંચક્યો. પછી તેમણે તેને માથા તથા ખભાની આસપાસ ચક્કર ભમરડી ખવડાવીને ઉછાળ્યો અને તાડવૃક્ષોની ટોંચ ઉપર ફેંક્યો.[૧૯] આથી તેની જાંઘ, કેડ અને ડોક પૂરેપૂરાં ભાગી ગયાં, તેની પુઠનાં અવયવોનો ચૂરો થઈ ગયો અને તદ્દન બેડોળ બની તે દુષ્ટ ગધેડો ધેનુક તાડફલોની સાથે પૃથ્વીતલ ઉપર ધબાક લઇને પડ્યો.[૨૦] પછી તે ગધેડાને પ્રાણ વિનાનો થયલો તથા તેની શોભાને હણાયલી જોઇને બલરામે તેની જાતિના બીજા અનુચર ગધેડાઓની પણ

એવી જ દશા કરી, અને તે સર્વેને ઘાસના ઢગલા ઉપર ફેંકયા.[૨૧] આમ મરણ પામેલા ગધેડાઓનાં શરીરોથી, તથા પડેલાં પાકાં ફળોથી તે ભૂમિ જાણે વાદળાંથી છવાયલું શરદ્ઋતુનું આકાશ હોય તેમ શોભવા લાગી.[૨૨]

આ પ્રમાણે સર્વ પરિવાર સાથે ગર્દભ ધેનુકાસુર હણાતાં આ વન વિશે રમણીય તાલવન વિશેષ શોભી રહ્યું.[૨૩] શુભ અને ઉત્તમ તાલવન ભય વિનાનું અને ખુલ્લી રીતે જોવા લાયક શોભાવાળું થયું, એટલે ગાયો તેમાં સુખેથી વિચરવા લાગી.[૨૪] તે પછી વનમાં વિચરનારા સર્વ ગોવાળીઆઓ પણ શોક, ભય અને શ્રમથી રહિત થઈ, તે વનમાં આનંદધ્વનિ કરવા લાગ્યા.[૨૫] ગાયોને આ વનમાં ચારે કોર સુખથી હરતી ફરતી જોઈ, ઉત્તમ હાથીના જેવા પરાક્રમી તે બન્ને ભાઈઓ બલરામ અને કૃષ્ણ ઝાડનાં પાંદડાંની પથારી કરી તે ઉપર યથેચ્છ રીતે સુઈ ગયા.[૨૬]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'खर धेनुक असुरनो वध' ए नामनो १३ मो अध्याय संपूर्ण

## અધ્યાય ૧૪ મો

### શિશુ ચાર્યા અને પ્રલંબ રાક્ષસનો વધ

वैशंपायन उवाच—

अथ तौ जातहर्षौ तु वसुदेवसुतावुभौ ।
तत्तालवनमुत्सृज्य भूयो भांडीरमागतौ ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! આ બનાવ બન્યાને કેટલોક કાળ વીત્યા પછી વસુદેવના હર્ષ પામેલા બન્ને પુત્રો તે તાલવનને છોડી ગયા અને પાછા ભાંડીર નામના વડ સમીપ રમતગમત કરવા લાગ્યા.[૧] તે બન્ને ત્યાં, ઘણા પરિવારમાં વૃદ્ધિ પામેલી ગાયોનાં શુભ ધેનોને ચરાવતા હતા અને ઉગેલાં પુષ્કળ ઋદ્ધિદાયક ધાન્ય વનોમાં જોતા હતા.[૨] ત્યાં તે બન્ને પરમ તપસ્વી ભાઈઓ થાપોટથી બાહુને અફાળતા, ગાયનની ધૂન મચાવતા, વૃક્ષોને ઓથે લપાયલાને શોધતા, અને વાછડાં સાથે ગાયોને તેમનાં નામથી બોલાવતા હતા.[૩] શુભ લક્ષણવાળા જણાતા તે બન્ને ભાઈઓ ખભા ઉપર અન્નનાં શિકાં લટકાવી ચાલતા; અને વનમાલા ધારણ કર્યાથી જાણે તરતનાં ઉગેલાં શિંગડાંવાળા વાછડા હોય તેવા દીસતા અને વાછડાપેરે મદમત્તપણે રમતા હતા.[૪] સુવર્ણાંજનના ચૂર્ણના રંગનાં અને ઝલકમાં એકસરખાં પીતાંબર પહેરેલાં હોવાથી, તે બન્ને ભાઈઓ ઇંદ્રના ધનુષ્યથી યુક્ત શુક્લ અને કૃષ્ણ વર્ણના બે મેઘ હોય તેમ શોભતા હતા.[૫] દર્ભના અગ્ર ભાગના અને ફૂલના, મનોહર શૃંગારો કાનમાં પહેરી, વનવાસીઓનાં કપડાં ધારણ કરી, તે બન્ને ભાઈઓ વનના માર્ગો ખુંદી વળતા હતા.[૬] કેટલીક વખતે ગોવર્ધન પર્વત ઉપર તો કેટલીક વખત તેની તળેટીમાં, અને કેટલીક વખત વનમાં તે બન્ને અજિત ભાઈઓ અનુચરો સાથે લોકપ્રસિદ્ધ ક્રીડાઓ કરતા હતા.[૭] દેવોથી પૂજાતા તે બન્ને આ પ્રમાણે મનુષ્યદેહના અંગની દીક્ષાનો નિર્વાહ કરતા, અને ગોવાળીઆની જાતિને અને ગુણને યોગ્ય ક્રીડાઓ કરતા વનમાં વિચરતા હતા.[૮]

એક સમયે આવી રીતે બાલકોને યોગ્ય ક્રીડાઓ કરતા કરતા* તે બન્ને ભાઈઓ વૃક્ષોમાં ઉત્તમ અને મોટી મોટી શાખાઓવાળા ભાંડીર વૃક્ષની ઘટામાં આવી પહોંચ્યા.[૯] ત્યાં તે બન્ને યુદ્ધની કળાઓમાં નિપુણ હોઇને ગલ્લોલો છોડવાની તથા પથ્થરા ફેંકવાની, એમ વિવિધ જાતની રમતો રમીને કસરત કરતા હતા.[૧૦] સિંહ સમાન પરાક્રમી બન્ને ભાઈઓ હર્ષના આવેશમાં ગોવાળીઆઓની સાથે વિવિધ પ્રકારની યુદ્ધકળાઓ ખેલતા ઇચ્છા અનુસાર છૂટથી તે પ્રદેશમાં વિચરતા હતા.[૧૧] તે બન્ને જણ આમ રમતા હતા, તેવામાં તેમને ઓહીયાં કરી જવાની ઇચ્છાવાળો, અસુરોનો નેતા પ્રલંબ રાક્ષસ કૃષ્ણ અને બલરામ સાથે લઢવાનું કાંઈ ને કાંઈ મિષ શોધતો ત્યાં આવી પહોંચ્યો.[૧૨] તેણે તેમને છેતરવાને ગોવાળીઆનો વેશ ધારણ કર્યો હતો અને વનનાં પુષ્પોથી શણગારાયો હતો. પછી તે હાસ્યથી તેમ ક્રીડાઓથી બન્ને વીર ભાઈઓને પોતાના ફાંદામાં ફસાવવા તથા લલચાવવા લાગ્યો.[૧૩] દાનવોનો નેતા પ્રલંબ રાક્ષસ માનુષદેહ ધારણ કરી, પોતે કૃત્રિમ મનુષ્ય હોવા છતાં શંકારહિત થઈને તેમના ટોળામાં ભેળાઈ ગયો.[૧૪] સર્વે ભોળા ગોવાળીઆઓ પણ દેવોના વૈરી પ્રલંબને પોતાનો બાંધવ ગોવાળીઓ છે એમ ધારીને તેની સાથે નિશ્ચિંતપણે ક્રીડા ખેલવા મંડ્યા.[૧૫] કાંઈ પણ મિષ શોધવાની ઇચ્છાવાળા, ગોવાળીઆ થયેલા પ્રલંબે કૃષ્ણ અને રોહિણીના પુત્ર બળરામ ઉપર ભયંકર દૃષ્ટિ નાંખી,[૧૬] અને અદ્ભુત પરાક્રમ કરનારા કૃષ્ણને પોતાનાથી વિશેષ અસહ્ય સમજીને દાનવોના નાયક પ્રલંબે બળરામનો વધ કરવાનો વિચાર કર્યો.[૧૭]

દરમ્યાન હરિએ "હરણની દોડ" એ નામની એક બાલક્રીડા ( રમત) શરુ કરાવી; સર્વે ગોવાળો બબ્બેનાં

* મુંબઇની પ્રતિમાં तौ तु भांडीरमाश्रित्य बालक्रीडानुवर्तिनौ–ભાંડીર વૃક્ષને આશ્રયે તે બન્ને ક્રીડા કરતા હતા, એ પાઠ છે; અહીં કાશી અને બંગાળાની પ્રતિઓનો પાઠ तौ तु भांडीरमुचिते काले क्रीडानुवर्तिनौ લીધો છે.

જોડકાં બાંધી, હાથે હાથ ભેરવી, સાથે લાગા એકી વખતે હરણની પેઠે ફાળ ભરતા કૂદવા મંડ્યા.[૧૮] એક ગોવાળીઆના છોકરા શ્રીદામ સાથે જોડકું બાંધી કૃષ્ણ કૂદવા લાગ્યા, અને, હે નિષ્પાપ જનમેજય! (ગોવાળનો વેશ ધરનાર) પ્રલંબ રાક્ષસની સાથે જોડકું બાંધી બળરામે કૂદવું શરુ કર્યું.[૧૯] આ પ્રમાણે બીજા ગોવાળીઆઓ પણ પોતપોતાના જોડીઆ સાથે જોડકું બાંધી કૂદવા લાગ્યા; આમ પરાક્રમવાળા ચપળ ગોવાળો પોતપોતાના અન્ય પ્રતિસ્પર્ધિને હરાવતા ફાળ ઉપર ફાળ ભરવા મંડી પડ્યા.[૨૦] આ ફાળભરી "હરિણની દોડ"માં કૃષ્ણે શ્રીદામને જિત્યો અને બળરામે પ્રલંબને હરાવ્યો. શ્રીકૃષ્ણના પક્ષના ગોવાળીઆઓએ તેમના સામા પક્ષના ગોવાળીઆઓને હરાવ્યા.[૨૧] એટલે શરત પ્રમાણે હારેલા ગોવાળીઆઓ પોતાના જિતેલા જોડીઆને પોતાની ખાંધે બેસાડી, હર્ષભેર ઝડપથી દોડતા, ભાંડીર વૃક્ષ સમીપ આવવાની નક્કી કરેલી મર્યાદાએ પાછા આવી પહોંચ્યા.[૨૨]

પછી ત્યાંથી જિતેલા પ્રતિસ્પર્ધીને ઉચકીને પાછા આવવાની રમતમાં પ્રલંબ દાનવે એકદમ ત્વરાથી સંકર્ષણને ખાંધે ઉંચક્યો, અને ચન્દ્રને લઇને વાદળું દોડે તેમ વિરુદ્ધ દિશાએ વેગભેર દોડી ગયો.[૨૩] પરંતુ તેનાથી બુદ્ધિમાન્, રોહિણીપુત્ર બળરામનો ભાર સહન થઈ શક્યો નહીં, એટલે આકળાવિકળ થયેલા, અતિ વિશાળ કાયાવાળા રાક્ષસે, ઇન્દ્રથી ઘેરાયલા વાદળાની પેઠે, અતિશય વિસ્તારમાં શરીર વધાર્યું.[૨૪] પછી દાનવોના નાયક પ્રલંબે ભાંડીર વડ જેટલું ઉંચું અને દગ્ધ અંજનના (કાળકૂટ) ગિરિના જેવા તેજવાળું પોતાનું શરીર બળરામને દેખાડ્યું.[૨૫] પાંચ ગુચ્છાવાળા અને સૂર્યના જેવી પ્રભાવાળા મુકુટથી તે દૈત્ય સૂર્યથી ઘેરાયલા મેઘની પેઠે પ્રકાશવા લાગ્યો.[૨૬] તેનું મોઢું મોટું હતું; તેની ડોક મોટી હતી અને તે કાળસ્વરૂપ યમરાજાની બરોબરી કરે એવો અતિશય પ્રચંડ હતો. તેનું સ્વરૂપ ઘણું જ ભયંકર હતું, ગાડાંનાં પૈડાં જેવી તેની આંખો વિશાળ હતી, અને તે પગના પ્રહારથી ધરણીને પણ ધ્રૂજાવતો હતો.[૨૭] તેણે પુષ્પોના હાર અને ગુચ્છાનાં લાંબાં લાંબાં આભૂષણો ધારણ કર્યાં હતાં, અને અતિશય લાંબું અંબર પહેર્યું હતું. આવી શોભા અને વેશવાળો શૂરવીર પ્રલંબ રાક્ષસ વૃષ્ટિ વરસાવતા મેઘની પેઠે બળરામ સાથે જ વેગભેર આગળ ને આગળ ચાલવા લાગ્યો.[૨૮] જેમ પ્રલયકાળનો મહાસાગર જળપ્રલયમાં સપડાયલા સમસ્ત લોકને ઘસડી જાય છે, તેમ મહાન્ અસુર પ્રલંબ રોહિણીના પુત્ર બળરામને ઉપાડી વેગથી ચાલ્યો ગયો.[૨૯] જેમ આકાશમાં પ્રલયકાળથી ઘસડાતો ચન્દ્રમા શોભે, તેમ તે વેળા દોડતા પ્રલંબે ઉપાડી લીધેલા બળરામ શોભતા હતા.[૩૦] આવી સ્થિતિમાં સંકર્ષણને પોતાનો દેહ જોખમમાં આવી પડ્યાનો સંદેહ થયો, અને (પોતાના જોડીઆ તરીકે દુષ્ટ રાક્ષસને પસંદ કર્યાની ભૂલ સમજાઈ એટલે) દૈત્યના ખભા ઉપર રહ્યાં રહ્યાં તેણે કૃષ્ણને નીચેનું વચન કહ્યું:—[૩૧]

બલરામ કહે છેઃ—"હે કૃષ્ણ! પર્વતની ઉંચી ટોચ જેવો, પ્રચંડ શરીરવાળો આ રાક્ષસ પોતાનો માનવ દેહ ધારણ કરી, પોતાની મોટી માયા દેખાડીને મને ત્વરાથી ઉપાડી લઈ જાય છે.[૩૨] તો હવે આવા દુષ્ટ ચિત્તવાળા પ્રલંબ રાક્ષસને મારે કેવી રીતે શિક્ષા આપવી? કારણ કે તે શક્તિથી વિશેષ છકી ગયો છે, અને મદાંધતાથી તેનો પ્રભાવ પણ બમણો થયો છે."[૩૩]

આ વચન સાંભળી, બળરામના મૂળ (વિષ્ણુના અર્ધા અંશનું) સ્વરૂપનું બળ તેમ જ ચારિત્રને સારી રીતે જાણનારા કૃષ્ણે લગાર હસીને તેને સામભાવનાં અને હર્ષ ઉત્પન્ન કરાવનારાં વચનો (નીચે પ્રમાણે) કહ્યાં:—[૩૪]

"અહો! બલરામ! તે તારા માનવ રૂપનો ભાવ અત્યારે ખરેખર સ્પષ્ટ રીતે ભજવી બતાવ્યો છે. કારણ, ખરી રીતે તો તું પોતે જગતના દેવ(વિષ્ણુ)ના પદને પહોંચેલો તેમ જ ગુહ્ય તત્ત્વથી પણ અતિ ગુહ્ય તત્ત્વના રહસ્યનો પાર પામેલો છે; (છતાં પ્રલંબ રાક્ષસને ઘટતી શિક્ષા કરતો નથી!)[૩૫] હે બળરામ! લોકો(સૃષ્ટિઓ)ના પ્રલયસમયે નારાયણનું જે સ્વરૂપ તું ધારણ કરે છે, તે સ્વરૂપનું સ્મરણ કર; વિશ્વના સંહાર સમયે સમુદ્રો એકાકાર થતાં તું જે સ્વરૂપ ધરે છે, તે સ્વરૂપનો તારા આ માનવ દેહથી પ્રત્યક્ષ અનુભવ કર.[૩૬] તું પોતે મૂળ નારાયણ સ્વરૂપ હોવાથી, તારી ઇચ્છાથી ઉત્પન્ન થયેલા અને પરાક્રમો કરનારા, પુરાતન દેવોની, બ્રહ્મદેવની અને જલની આદ્ય સૃષ્ટિ કેવી રીતે થઈ હતી, તેનું તું પાછું સ્મરણ કર.[૩૭] આકાશ એ તારું માથું છે, જલ એ તારી મૂર્તિ (શરીર) છે, પૃથ્વી એ તારી ક્ષમા છે, અગ્નિ એ તારું મુખ છે, લોકનું જીવન વાયુ એ તારો ઉચ્છ્વાસ છે; તારા મનથી જ આ સર્વ સૃષ્ટિ ઉત્પન્ન થયેલી છે.[૩૮] હે બળરામ! તારું મૂળ સ્વરૂપ વિચારી જો. એ સ્વરૂપ અનુસાર તારે હજારો મોઢાં છે, હજારો અંગ છે, હજારો પગ તેમ જ આંખો છે. તારે કમળના જેવી હજારો નાભિ છે, અને હજારો કિરણોને તું ટકાવી રહ્યો છે. તું સર્વ શત્રુનો નાશકર્તા છે.[૩૯] લોકમાં તું જેટલું ઉત્પન્ન કરી વ્યક્ત કરે છે, તેટલું જ દેવો જુએ છે. તે વિશ્વના રહસ્ય સંબંધમાં જે પૂર્વે કહેલું નથી, તેનો પાર

પામવાને અન્ય કયી વ્યક્તિ યોગ્ય વા સમર્થ છે?[૪૦] આ લોકમાં જે કંઈ જાણવા યોગ્ય છે તે સર્વે તેં યથાસ્થિત કહી દીધેલું જ છે, અને તું એકલો જ જે કંઈ જાણે છે તે જાણવાને દેવો પણ સમર્થ નથી જ.[૪૧] તારા આત્મામાંથી પોતાની મેળે ઉત્પન્ન થયેલું તારું શરીર (સૂત્રાત્મા) સ્વર્ગવાસી દેવો પણ આકાશમાં રહ્યા છતાં જોઈ શકતા નથી, પરંતુ કલ્પનાથી બંધાયલું તારું જે કૃત્રિમ રૂપ છે તેની જ તેઓ પૂજા–અર્ચા કરે છે.[૪૨] દેવો પણ તારો અંત (પાર) જાણી શકયા નથી, તેથી જ તું અનંત કહેવાય છે. તું એકલો જ સૂક્ષ્મ તત્ત્વથી પણ અતિશય સૂક્ષ્મ છે, તું એકલો જ મહાન્ છે, અને સૂક્ષ્મ અંશવાળાઓ પણ તારા રૂપને કળી શકતા નથી.[૪૩] તું શેષ નાગનું સ્વરૂપ હોવાથી તારા જ આધારે જગત્ ટકી રહેલું છે. આ સનાતન સૃષ્ટિ પણ તારામાં જ સ્થિતિ કરી રહેલી છે, અને પ્રાણીઓની યોનિરૂપ (ઉત્પત્તિસ્થાન) આ પૃથ્વી અચલ હોઇને સમસ્ત જગતને ટકાવે છે.[૪૪] ચાર મહાસાગરો તારાથી જ ઉત્પન્ન થયલા છે, તેં જ ચાર વર્ણોના વિભાગો કરેલા છે, ચાર યુગોનો તું જ અધિષ્ઠાતા છે, અને લોકોના ચાર પ્રકારના યજ્ઞોમાં અપાતા હવિને તું જ આરોગે છે.[૪૫] લોકોનો હું ઈશ્વર છું, તેમ જ તું પણ છે, અને વાસ્તવિક રીતે આપણ બન્નેનું સ્વરૂપ એક જ છે, પરંતુ જગતના હિતને માટે બે શરીરોમાં આપણે બન્ને વહેંચાઈ ગયા છીએ.[૪૬] હું પોતે શાશ્વત (સનાતન) કૃષ્ણ (વિષ્ણુ) છું, અને તું પુરાતન શેષ છે. તું શેષસ્વરૂપ હોવા છતાં પણ લોકોનો સનાતન દેવ છે. આપણે બન્ને એ ભિન્ન દેહમાત્રથી આ જગતને બે રીતે ધારણ કરીએ છીએ [૪૭] (આપણ બન્નેમાં ભિન્નભાવ છે જ નહીં.) હું એ તું જ છે, અને તું એ હું જ છું. તુંયે સનાતન છે, આપણે બન્નેય મહા બળવાન્ અને એક જ દેહવાન્ હોવા છતાં, લોકહિતને માટે બે ભિન્ન દેહ ધારણ કર્યાં છે.*[૪૮] માટે તું મૂઢ મનુષ્યની પેઠે શામાટે તેની ખાંધે સ્વસ્થ બેસી રહ્યો છે? ઇન્દ્રના વજ્રના જેવી, પ્રાણ હરનારી તારી મુઠી આ દેવોના શત્રુ પ્રલંબના માથામાં માર, અને આ દાનવના પ્રાણ હરી લે."[૪૯]

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! આ પ્રમાણે શ્રીકૃષ્ણે બળરામને તેના મૂળ સ્વરૂપના પુરાતન ઈતિહાસનું (અને સાંપ્રત અવતારના હેતુનું) સ્મરણ કરાવ્યું, એટલે ત્રણે લોકના અંતરભાગમાં પ્રવેશ કરી શકે એવા સામર્થ્યથી બળરામ પરિપૂર્ણ થયા. પછી અતિશય મજબૂત, વજ્રની પેઠે, પ્રાણ હરનારી મુઠી વાળીને મોટી પ્રચંડ ભુજાવાળા બળરામે દુષ્ટ આચરણવાળા પ્રલંબ દાનવના માથામાં જોરથી મારી અને તેને હણ્યો.[૫૦–૫૧] તેની મુઠીના જોરથી તેનું કાચલાં (ખોપરી) વિનાનું થયલું માથું તેના દેહમાં જ સરર ઉંડું ઉતરી પડ્યું, તેની ઘુંટણો તૂટી પડી, અને દાનવોનો નાયક પ્રલંબ પ્રાણરહિત થઈને પૃથ્વી ઉપર સૂતો.[૫૨] એટલે પૃથ્વી ઉપર મરણ પામી, લાંબાછટ પડેલા પ્રલંબનો દેહ,આકાશમાં છિન્નભિન્ન થયેલા મેઘની પેઠે શોભી રહ્યાં.[૫૩] તેનું માથું ચૂરેચૂરા થઈ ગયું હતું, તેથી તેના દેહમાંથી લોહીની છોળો ઉડી રહી, અને તે અતિશય લાલ ધાતુ (ગૈરિક)વાળા પર્વતના શિખરમાંથી છૂટતા પાણીના રંગીન ઝરા જેવી શોભી રહી હતી.[૫૪]

આ પ્રમાણે પ્રલંબને પૂરેપૂરો હણી, પોતાનું બલ સમેટી લઈ, રોહિણીના પ્રતાપી પુત્ર બળરામે શ્રીકૃષ્ણને ભેટી કરી.[૫૫] તેના આવા પરાક્રમથી દૈત્ય પ્રલંબ હણાતાં શ્રીકૃષ્ણે, ગોવાળીઆઓએ અને આકાશમાં રહેલા દેવોએ મહા બળવાન્ બળરામને ઘણા જ પ્રસન્ન થઈ જયનાં આશિર્વચનો કહ્યાં.[૫૬] તે જ વેળાએ દેવોએ ઉચ્ચારેલી, શરીર વિનાની આકાશ વાણી થઈ કે, "અથાક કર્મ કરીને આ બાલક બળરામે બલ (સામર્થ્ય)થી આ દૈત્યને હણ્યો છે"[૫૭] આકાશમાં રહી દેવોએ તેનું નામ બલદેવ છે એમ કહ્યું; દેવો પણ જેને હણી શકે નહીં, એવો પ્રલંબ દૈત્ય તેને હાથે હણાયાથી તે દિવસથી લોકો બળદેવના બળથી જાણીતા થયા.[૫૮–૫૯]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'शिशुचर्या अने प्रलंब दैत्यनो वध' ए नामनो १४ मो अध्याय संपूर्ण

---

## અધ્યાય ૧૫ મો

### ઇન્દ્રના ઉત્સવના હેતુ સંબંધી કૃષ્ણનો પ્રશ્ન

वैशंपायन उवाच—

तयोः प्रवृत्तयोरेवं कृष्णस्य च बलस्य च ।
वने विचरतोर्मासौ व्यतियातौ स्म वार्षिकौ ॥१॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! આ પ્રમાણે વિવિધ બાલચેષ્ટાઓમાં પ્રવૃત્ત થયલા, બલરામ અને કૃષ્ણ એ બન્નેએ વનમાં વિચરતાં અને વિહાર કરતાં, વર્ષા ઋતુના બે માસ વ્યતીત કર્યા.[૧] તે પછી તે બે વીરભાઇઓ ગોકુલમાં પાછા ગયા, ત્યારે તેમણે લોકવાદી એમ સાંભળ્યું કે, ઇન્દ્રને પ્રસન્ન કરવાનો ઉત્સવ સમીપ આવ્યો છે, અને ઉત્સવની લાલસાવાળા ગોવાળો

* ૪૬ મા અને ૪૮ મા શ્લોકમાં પુનરુક્તિ થાય છે.

તે ઉજવવા તત્પર થયા છે.[૨] એટલે કૃષ્ણે ભારે કુતૂહલ દાખવી, તેમને આવું વચન પૂછ્યું, કે "જેને માટે તમે આટલા બધા હર્ષમાં આવી ગયા છો, તે ઇન્દ્ર-મહોત્સવ ઉજવવાનું કારણ શું છે, તે મને કહો."[૩] એટલે તેમનામાં જે એક સૌથી વૃદ્ધ ગોવાળીઓ હતો તેણે કૃષ્ણને આવો ઉત્તર આપ્યો:–

"હે તાત કૃષ્ણ! શા માટે ઇન્દ્રની ધ્વજાની પૂજા અમે કરીએ છીએ તેનું કારણ તું સાંભળ.[૪] હે શત્રુઓના નાશક કૃષ્ણ! ઇન્દ્ર દેવોનો ઈશ્વર છે, તેમ જ મેઘોનો પણ સ્વામી છે. હે કૃષ્ણ! એવા લોકનાથને પ્રસન્ન કરવા સારુ અમારી કુલપરંપરાથી ઉતરી આવેલો આ ઉત્સવ અમે ઉજવીએ છીએ.[૫] ઇન્દ્ર જ મેઘોને વર્ષવાની પ્રેરણા કરે છે; ઇન્દ્રનાં જ આયુધોથી મેઘોને શણગારાયલા આપણે જોઇએ છીએ. તેની જ આજ્ઞામાં વર્તીને નૂતન જલ-વૃષ્ટિથી તેઓ તૃણ, ધાન્ય આદિ ઉત્પન્ન કરે છે.[૬] અનેક જણ જેની સ્તુતિ કરે છે એવો પુરંદર ( ઇન્દ્ર ) મેઘોને જલથી પુષ્ટ કરે છે, અને એ ભગવાન્ અતિશય પ્રસન્ન થાય છે ત્યારે અખિલ જગતને જલવૃષ્ટિથી પ્રસન્ન કરે છે.[૭] તેણે વૃષ્ટિથી ઉત્પન્ન કરેલા તૃણ, ધાન્ય આદિથી આપણે તેમ જ અન્ય સર્વ માનવો પણ નિર્વાહ ચલાવીએ છીએ. આ કારણથી જ આવો મહોત્સવ ઉજવીને આપણે દેવોને તૃપ્ત કરીએ છીએ.[૮] ઇન્દ્રદેવ આ પૃથ્વી-લોક ઉપર વર્ષાદ વરસાવે છે, તેથી તૃણ, ધાન્ય આદિ વિશેષ વૃદ્ધિ પામે છે, અને જલથી પૃથિવી તૃપ્ત થતાં જાણે સમસ્ત જગત્ અમૃતથી યુક્ત થયું હોય તેમ જણાય છે;[૯] તેમ થતાં સંતતિથી વૃદ્ધિ પામેલી, આપણી આ ગાયો તાજાં, લીલા ઘાસથી પોષણ પામી આપણ-ને પુષ્કળ દૂધ આપે છે તેમ જ વાછડાવાછડીઓ સહિત ગાયો તથા આખલા પોતે પણ સુખી થાય છે.[૧૦] જ્યાં જ્યાં વૃષ્ટિ વર્ષાવતા મેઘો જોવામાં આવે છે ત્યાં ત્યાં ધાન્ય અને ઘાસ વિનાની ભૂમિ જણાતી જ નથી, તેમ ત્યાં ભૂખમરાથી પીડાતા માણસો પણ નજરે પડતા નથી, અર્થાત્ એવાં સ્થળોએ દુકાળ પડતો જણાતો નથી.[૧૧]

"સૂર્યનાં દિવ્ય અને જલથી ભરપૂર કિરણોરૂપી ગાયોને ઇન્દ્ર દુહે છે, અને એ દોહન વેળા મેઘોના સમૂહોએ ઝીલેલા પવિત્ર અને નવાં તાજાં જલરૂપી દૂધને તે યોગ્ય કાલે વર્ષાદરૂપે પૃથ્વી ઉપર વર્ષાવે છે.*[૧૨] મેઘોના સમૂહો એકમેક સાથે અથડાય છે અને ભારે વેગથી ઘૂમાય છે ત્યારે વાયુનો સંચાર થતાં ભારે ગર્જના થાય છે; તે વેળા મેઘ ગાજે છે, એમ લોકો જાણે છે.[૧૩] ઇન્દ્રે જ ગતિમાં મૂકેલા, અને વાયુના વેગથી ધકેલાતા મેઘો, પર્વતોને ભેદી નાંખનારા વજ્રના આઘાતના જેવા ઘોર અવાજથી ગાજતા સંભળાય છે.[૧૪] જેમ પોતાની ઇચ્છા અનુસાર ગતિ કરનારા અનેક ભૂત-ગણો દ્વારા મહાદેવ પોતાનું કાર્ય સાધે છે, તેમ ઇન્દ્ર પણ વજ્રની પેઠે કચ્ચરઘાણ કાઢનારા, આકાશમાં સ્થિતિ કરી રહેલા, અને ઇચ્છા અનુસાર ગતિ કરનારા અનેક મેઘો દ્વારા પૃથિવી ઉપર જલ વર્ષાવે છે.[૧૫] કોઇક સમયે હેલીના વખતમાં અંધકાર પાથરનારા, તો કોઇક સમયે છિન્નભિન્ન થયલા અબરખના પટની પેઠે શોભનારા, તો કોઇક સમયે કાળા અંજનના પર્વતોના જેવા આકારવાળા, તો કોઇક સમયે ઠંડાં જલ વર્ષાવનારા અને આકાશમાં સ્થિતિ કરનારા, ભિન્નભિન્ન સ્વરૂપ-વાળા મેઘોથી દેવોનો અધિપતિ ઇન્દ્ર વિશ્વને શોભાવે છે, અને જલકણરૂપી મોતીની શોભાવાળા મેઘથી આકાશને છાઈ નાંખે છે.[૧૬-૧૭] આ પ્રમાણે જલ વર્ષાવનારો ઇન્દ્ર, સૂર્યનાં કિરણોરૂપી ગાયોને દોહી, સર્વ ભૂતમાત્રના કલ્યાણને માટે પૃથિવી ઉપર જલ-રૂપી દૂધનો વર્ષાદ વરસાવે છે.[૧૮] હે કૃષ્ણ! જેથી કરીને ઇન્દ્રની આ ધાન્યાદિક નીપજાવનારી વર્ષાઋતુ વિશેષ અને પૂજાને પાત્ર થઈ છે, તે કારણસર સર્વે રાજાઓ વર્ષાઋતુમાં આનંદથી યજ્ઞો કરીને દેવોના ઈશ ઇન્દ્રની પૂજા કરે છે, અને આપણે તથા અન્ય માણસો પણ તેમ જ કરીએ છીએ."[૧૯]

* આનો એ ભાવાર્થ છે કે, સૂર્ય ભૂમિ અને સમુદ્રમાંથી પોતાના કિરણોથી જે જલશોષી લે છે તેના મેઘો બંધાય છે, અને ઇન્દ્ર એ મેઘોને પૃથ્વી ઉપર વરસાવે છે.

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'इन्द्रना उत्सवना हेतु संबंधी कृष्णनो प्रश्न' ए नामनो १५ मो अध्याय संपूर्ण

---

## અધ્યાય ૧૬ મો

### ઇન્દ્ર યજ્ઞ વિરુદ્ધ કૃષ્ણના વિચાર

वैशंपायन उवाच—

गोपवृद्धस्य वचनं श्रुत्वा शक्रपरिग्रहे ।
प्रभावज्ञोऽपि शक्रस्य वाक्यं दामोदरोऽब्रवीत् ॥१॥

વૈશંપાયન કહે છે:–હે જનમેજય! ઇન્દ્રને ઉત્સવથી પ્રસન્ન કરવાના હેતુ સંબંધી જે આવું વચન વૃદ્ધ ગોવા-ળીઆએ કહ્યું તે સાંભળીને, પોતે ઇન્દ્રનો પ્રભાવ જાણતા હતા છતાં, દામોદરે તેને આવું કહ્યું:–[૧]

"( હે ગોવાળ! તેં જે કહ્યું તે ખરું છે, પરંતુ) આપણે તો વનમાં વિચરનાર અને વસનારા, તેમ જ સદા ગાયોના ધન ઉપર જ ગુજારો ચલાવનારા ગોવાળી-

આઓ છીએ, ગાયો એ જ આપણું દૈવત છે, તેમ પર્વતો અને વનો પણ આપણાં દૈવત છે, એમ આપણે જાણવું જોઇએ.[૨] ખેડુતોનું નિર્વાહનું સાધન ખેતી છે; જેમ માલ વેચવાસાટવાના ધંધાર્થીઓનો જીવારો માલના વેચાણ અને સાટા ઉપર છે, તેમ જ જીવારાનું આપણું મોટામાં મોટું સાધન ગાયો જ છે. વૈશ્યવર્ણનો ધર્મ આવો હોઇને તેના અંગના જીવનનિર્વાહના આવા ત્રણ પ્રકાર કહેલા છે.[૩] જે મનુષ્યનું જે જીવનસાધન નિર્માણ થયલું છે, તેનું તે જ સાધન એ પરમ દૈવત છે, એ જ વૃત્તિ તેને પૂજ્ય છે, તેણે એ જ વૃત્તિ સેવવી ઘટે છે, અને એ જ વૃત્તિ તેનું કલ્યાણ સાધનારી થાય છે. જે મનુષ્ય પોતાનું જીવનસાધન છોડી બીજાના શુભ જીવનસાધનનું ફલ ભોગવવા તેનાં કર્મ કરવા મંડી પડે છે, તે મનુષ્યને એક આ લોકમાં તેમ જ બીજો પરલોકમાં એમ બે પ્રકારના અનર્થો સહેવા પડે છે. ખેડાતાં ખેતરો પર્યંત ગામની સીમા પ્રસિદ્ધ હોય છે; એ સીમા પૂરી થતાં વનની પ્રસિદ્ધ સીમા શરુ થાય છે, અને વનની સીમાના અંત આવતાં પર્વતોની સીમા શરુ થાય છે, અને એ જ પર્વતો એ જ આપણુ સર્વનું નિશ્ચિત આશ્રયસ્થાન છે; અર્થાત્ આપણે માટે પૂજા સારુ એ નિર્માણ થયલા છે. આ વનમાંના પર્વતો પણ પોતાની ઇચ્છા અનુસાર રૂપ ધરનારા છે, અને તેઓ ભિન્નભિન્ન રૂપ ધરીને તે દ્વારા પોતપોતાનાં શિખરોમાં પ્રવેશી ક્રીડા કરે છે, એમ આપણા સાંભળવામાં આવેલું છે.[૪-૬] વળી પર્વતો લાંબી ચાળવાળા, અને તીણા પંઝાવાળાં પ્રાણીઓમાં શ્રેષ્ઠ એવા સિંહો અને વાઘોનું રૂપ ધરીને વનને ઉજ્જડ કરનારા લોકોને ત્રાસ આપે છે, અને એ રીતે પોતપોતાનાં વનોનું રક્ષણ સહજ રીતે કરે છે.[૭] વળી જો કદી વનોનાં ઝુંપડામાં રહેનારા ભિલ્લ, ગોવાળ આદિ લોકો વનોને જ રંજાડે છે, તો તેઓ એ દુરાચારી લોકનો, પુરુષોનું માંસ ખાવાના હિંસક કર્મથી, સંહાર વાળે છે.[૮]

બ્રાહ્મણોએ મંત્રોરૂપી દૈવતવાળા યજ્ઞો કરવા જોઇએ, ખેડુતોએ ખેતીરૂપી દૈવત પુરું પાડનારા સીતયજ્ઞો* કરવા જોઇએ, અને આપણે ગોવાળીઆઓએ તો પર્વતોને પ્રસન્ન કરવા સારુ ગિરિયજ્ઞો કરવા જોઇએ; તેથી જ આપણે ગોવાળીઆઓએ તો વનમાં પર્વતનું પૂજન કરવું જોઇએ.[૯] તેટલા માટે, હે ગોવાળીઆઓ! ચાલો આપણે ગિરિયજ્ઞ કરીએ, અને મને ઇન્દ્રોત્સવ કરતાં એ જ વિશેષ રુચે છે. આથી ગિરિયજ્ઞના અંગનું કર્મ આપણે વૃક્ષોની હેઠળના અગર પર્વતના શિખરના સપાટ પ્રદેશ ઉપર સુખેથી કરીએ.[૧૦] ત્યાં આપણે એ યજ્ઞમાં હોમવાનાં પશુઓ મારીને કુંડમંડલાદિનાં શુભ કાર્યો કરીએ, અને તે માટે આપણે સઘળા વ્રજવાસીઓ તૈયારીઓ કરીએ. ચાલો એમાં તે વળી વિચાર કરવા જેવું શું છે?[૧૧] ગળામાં ઘાલેલી શરદૃઋતુનાં ફૂલોની માળાનો સુવાસ લેતી આપણી સર્વે ગાયો આ ઉત્તમ પર્વતની પ્રદક્ષિણા કરશે, અને પછી તેઓ ગોકુળમાં આપણી સાથે પાછી આવશે.[૧૨]

જુઓ આ શરદૃઋતુ ચાલે છે. આ ઋતુ ગાયોને સ્વાદિષ્ટ દૂધ આપે એવા ગુણવાળા જલ અને ઘાસથી વિશેષ આનંદ આપે છે; આ ઋતુ મેઘો જતા રહેલા હોવાથી ભરેલાં જલાશયોથી રમણીય લાગે છે.[૧૩] પ્રિયક* વૃક્ષનાં પુષ્પોથી આ અરણ્ય ગૌર વર્ણવાળું દેખાય છે, અને તેમાં કોઈ કોઈ જગોએ તો બાણાસન (ઝીંટી) વૃક્ષનાં પુષ્પોને લીધે શ્યામ વર્ણની છટા આવે છે. હવે આ અરણ્યનું ઘાસ પાકું થયું લાગે છે, અને તેમાં મોરનો મધુર સ્વર ક્યાંય પણ સંભળાતો નથી.[૧૪] જલથી ખાલી થયલાં, નિર્મલ, બગલા વિનાનાં અને વિજળીના ચમકારાથી રહિત થયલાં વાદળાં જાણે દંતૂશળ વિનાના હાથીઓ હોય તેમ આકાશમાં સ્વચ્છતાથી વૃદ્ધિ પામી રહેલાં દીસે છે.[૧૫] નવા જલને ખેંચી લાવનારા મેઘની ગર્જનાને લીધે અંકુરિત પાંદડાંના ફાલથી ભરચક થયેલાં સર્વે વનો પ્રસન્નતા પ્રાપ્ત કરતાં જણાય છે. (દર વર્ષે નવા જલને ખેંચી લાવનારા મેઘોની વૃષ્ટિથી પૂર્ણ ઉત્કર્ષને પામેલી નદીઓ પ્રસન્ન બનેલી દીસે છે).[૧૬] શ્વેત વર્ણવાળા વાદળરૂપી મુકુટને અને હંસરૂપી ચામર તથા પૂર્ણચંદ્રરૂપી નિર્મળ છત્ર ધારણ કરનારું આકાશ તરતના અભિષેક પામેલા રાજાની પેઠે શોભી રહ્યું છે.[૧૭] વર્ષાઋતુ સમાપ્ત થયલી હોવાથી સર્વે જલાશયો જાણે કૃશ થયાં હોય તેમ દીસે છે; તે હંસોથી જાણે હસી રહ્યાં હોય અને સારસોથી અતિશય ઉત્કૃષ્ટ થયાં હોય તેમ શોભે છે.[૧૮] ચક્રવાકરૂપી સ્તનોવાળી, તીરરૂપી ગોળ થાપાવાળી, અને હંસરૂપી (છુંદણાં, ચિહ્નો આદિ) લક્ષણોથી હાસ્ય કરતી નદીઓરૂપી પત્નીઓ પોતાના પતિ સમુદ્રને મળવાને ધસી રહી હોય એમ દીસે છે.[૧૯] ખીલેલાં કુમુદ પુષ્પોથી પ્રસન્ન દેખાતું જલાશય અને તારાઓથી ચિત્રવિચિત્ર મનહર શોભાવાળું આકાશ રાત્રિએ જાણે એકબીજાને પોતાની પ્રફુલ્લતાનો ગર્વ દાખવી રહ્યાં હોય, એમ જણાય છે.[૨૦] મદથી મત્ત થયલાં ક્રૌંચ પક્ષીઓનાં યુગલોના કલરવથી ગાજી ઉઠતાં, પરિપક્વ કલમ-(ડાંગર)થી પીળાં જણાતાં અને તેથી કરીને તરતનાં

* હળ આદિ ખેતીનાં ઓજારોની પૂજા.

* કદંબ વૃક્ષની એક જાત.

જ વિવાહિત થયલાં (પીઠી ચોળેલાં) રમણરમણીઓની પેઠે શોભી રહેલાં આ વનોમાં મનુષ્યનું મન અત્યંત રમી રહ્યું છે.[૨૧] કમલોવાળાં જલાશયો અને વાવો, ખીલેલાં પુષ્પોવાળાં તળાવો, લીલાંછમ અને પાણીથી ભરેલાં ખેતરો, નદીઓ અને સરોવરો શોભાથી ઝળહળી રહ્યાં છે.[૨૨] લાલચોળ, ધોળાં શ્વેત રંગી, નીલાં તથા અન્ય વિવિધ રંગનાં કમલોથી વર્ષાઋતુનાં પુષ્પોની શોભા વિશેષ અંશે પ્રકાશી રહી છે.[૨૩] મયૂરોએ પોતાની મદમત્ત અવસ્થા છોડી છે, વાયુ મંદમંદ ગતિથી વાય છે, આકાશમાંથી મેઘો પણ જતા રહ્યા છે, અને સમુદ્ર પણ જલથી ટંકોટંક ભરાયો છે.[૨૪] (શરદ્‌ઋતુ આવતાં) વર્ષાઋતુના બદલાવાથી મયૂરોનો સહજ ઉત્સાહ શિથિલ થતાં, અને નૃત્યલીલાનું કાર્ય સમાપ્ત થતાં, તેમનાં પીછાં જ્યાંત્યાં ખરી પડ્યાથી પૃથિવી જાણે બહુ નેત્રવાળી બની હોય, એમ જણાય છે.[૨૫] યમુનાએ પોતે જ ઘસડી આણેલા પંકથી મલિન થયલા કાંઠા ઉપર કાશ પુષ્પોની લતાઓ છવાઈ રહી છે, તેમ જ હંસ તથા સારસ પક્ષીઓએ તે ઉપર નિવાસ કર્યો છે, તેથી યમુના નદીની અત્યંત શોભા ઓર દીપી ઉઠી છે.[૨૬]

કલમી-(ડાંગર)ના તેમ જ અન્ય ધાન્યોના પાકથી રમ્ય દીસતાં ખેતરો અને વનોને અન્નના આહારવાળાં, તેમ જ માછલાં વગેરે જલમાં ઉત્પન્ન થનારા જીવોને ખાનારાં, આકાશમાં વિચરનારાં પ્રાણીઓ મત્ત થઈ કલરવથી ગજાવી રહ્યાં છે.[૨૭] વર્ષાઋતુના આરંભમાં ધાન્યના જે ઉગતા છોડવાઓને મેઘોએ જલથી સિંચ્યા હતા, તે છોડવાઓ હવે કઠિન થઈ ગયા છે, અર્થાત્ પાકા થયા છે.[૨૮] મેઘરૂપ આવરણ(વસ્ત્ર)નો ત્યાગ કરી, શરદ્‌ઋતુના પ્રભાવથી વિશેષ દીપતો આ ચંદ્રમા વિમલ (મેઘરહિત) આકાશમાં હર્ષ પામતો શોભી રહ્યો છે.[૨૯] ગાયો બમણી દુઝણી થઈ છે, આખલાઓ પણ બમણા વધી મદમત્ત બન્યા છે, વનની શોભા પણ બમણી વધી છે, અને ધાન્યથી સુંદર દીસતી પૃથિવીયે બમણા ગુણવાળી થઈ છે.[૩૦] મેઘથી રહિત થયલી, પ્રકાશવાળી આકાશી વ્યક્તિઓ નિર્મલ થઈ છે, કમલ અને કુમુદોવાળાં જલાશયો દીપી રહ્યાં છે, અને મનુષ્યોનાં મન પૂરાં પ્રસન્નતાને પામ્યાં છે.[૩૧] મેઘોના આવરણથી મુક્ત થયલો, તીક્ષ્ણ કિરણવાળો સૂર્ય, પૃથિવીના રસોત્કર્ષી જલને વિશેષ શોષી લેતો, આકાશમાં શરદ્‌ઋતુનું વિશેષ ઉષ્ણ તેજ પ્રવર્તાવી રહ્યો છે.[૩૧] પૃથિવીનું પાલન કરનારા રાજાઓ દિગ્‌વિજયથી પરરાજ્યો જીતવાની લાલસાથી, પોતપોતાનાં સૈન્યોને નીરાજન*વિધિથી વિશેષ ઉત્તેજિત કરીને, અન્યોન્યનાં રાજ્યો તરફ પ્રયાણ કરી રહ્યા છે.[૩૩] બંધુજિવીનાં લાલચોળ પુષ્પોથી સર્વત્ર રાતાં દેખાતાં અને કમલોની હારોવાળાં, (સરોવરોવાળાં) ચિત્રવિચિત્ર સ્વરૂપ ધારણ કરી રહેલાં, રમણીય લાગતાં વનો તરફ આકર્ષાયલાં મન પણ તેમાં જ ઠરી રહે છે.[૩૪] વનને શોભાવનારાં અસન, સપ્તપર્ણ અને કોવિદાર વૃક્ષો પુષ્પોથી ભરચક બની વનોમાં પ્રકાશી રહ્યાં છે.[૩૫] વનોમાં બાણાસન, દંતિવિટપ, પ્રિયક, સ્વર્ણક, અને કેતકીનાં વૃક્ષો ચારે કોર છવાઈ રહ્યાં છે, અને સમર જાતની મૃગલીઓ, ભમરાઓ તથા ધુવડીઓ અહીંતહીં ફરે હરે છે.[૩૬]

ઘેરઘેર દહીં વલોવતાં નીકળતા ગર્ગર ઉદ્‌ગારથી હસતા દેખાતા ગોકુળમાં અને ગાયોના વાડાઓમાં જાણે શરદ્‌ઋતુ વિશેષે કરીને મૂર્તિમંત વેશ્યાનું રૂપ ધારણ કરી ભમતી હોય એમ દીસે છે.[૩૭] ખરેખર દેવોના અગ્રણી ગરુડધ્વજ, દેવ વિષ્ણુ જેઓ વર્ષાકાલમાં સુખથી સુતા હતા તેમને જાગૃત કરવા દેવો હવે મથી રહ્યા છે.[૩૮] હે ગોવાળીઆઓ! વર્ષાઋતુનો અંત આવ્યો છે અને સારી રીતે ધાન્યથી યુક્ત શરદ્‌ઋતુ પ્રાપ્ત થઈ છે; (જ્યાં ત્યાં ઉત્તમ પ્રકારનાં ધાન્ય ઉગી રહ્યાં છે;) આ સામેના ગોવર્ધન પર્વત ઉપર ધોળાં, નીલાં, રાતાં, ચંદ્ર તથા સૂર્યના વર્ણનાં અનેક પક્ષીઓ વિહાર કરી રહ્યાં છે; તેમ જ આ પર્વત પુષ્કળ ફળ, ફૂલ અને પાંદડાંથી ભરચક છે, તેથી ઇન્દ્રના મેઘધનુષ્યતુલ્ય શોભી રહ્યો છે; તે ભુવનના આકારની ઘટાઓવાળાં અને લતાઓથી પરમ શોભાવાળાં વૃક્ષોથી શણગારાયલો હોઇને સુંદર દીસે છે; તેમ જ વિશાળ મૂળીઆંથી તે વાંકો વળી ગયો છે, અને પવનનું તો ક્રીડાસ્થાન થયાથી અત્યંત રમણીય બન્યો છે; આવા ગોવર્ધનગિરિ દેવનું અર્ચન આપણે કરીએ, અને તેમાંયે ખાસ કરીને ગાયોની પૂજા તો આપણે કરવી જ જોઇએ.[૩૯-૪૧]

ચાલો, ત્યારે મોરનાં પીછાંનાં ઘરેણાંથી ગાયોના કાન અને શીંગડાં શણગારો, શરદ્ ઋતુના પુષ્પોના હાર તેમને પહેરાવો અને લટકતી ઘંટાઓ કોટે બાંધો. ચાલો, આપણે આપણા કલ્યાણને માટે ગાયોની પૂજા કરીએ, અને ગિરિયજ્ઞ શરુ કરી દઈ, દેવો જેમ પોતાના નાયક ઇન્દ્રની પૂજા કરે છે, તેમ આપણે પણ

* આશ્વિન માસમાં લશ્કર રણ ચઢવાને તૈયાર થાય તે પહેલાં સૈન્યોના સેનાધિપતિ કે રાજાને સૈનિક અને ધાર્મિક વિધિ કરી, તે દ્વારા સૈન્યની શુદ્ધિ કરવાની હોય છે. આ વિધિ નીરાજન વિધિ કહેવાય છે. આ વેળા પુરોહિત મંત્રોચ્ચારવાળા જલની અંજલિઓ પ્રધાનો, સૈન્યો અને તેમના સર્વ શસ્ત્ર-અસ્ત્રો ઉપર છાંટે છે.

આપણા ગોવર્ધન ગિરિનો યજ્ઞ કરીએ.[૪૨-૪૩] ( આ ગિરિયજ્ઞ કરવાની તમારી ઇચ્છા નહીં હોય તોયે ) હું બળથી પણ તમારી પાસે તે કરાવીશ જ, એમાં તો કંઈ પણ સંશય નથી. માટે, હે ગોવાળિયાઓ ! જો તમારી મારી ઉપર ખરી પ્રીતિ હોય, અને જો આપણે પરસ્પર મિત્રભાવ ધરાવતા હોઇએ, તો તો આપણે સર્વેયે ગાયોની પૂજા શરુ કરી દેવી ઘટે છે; આમાં તમારે સંશય સેવવા કોઈ કારણ નથી. જો આપણા હિતનાં મારાં આ વચનોમાં તમને પ્રીતિ ઉત્પન્ન થતી હોય, તો તમારા પોતાના કલ્યાણને માટે મારા સત્ય વચન અનુસાર, અન્ય કંઈ પણ વિચાર કર્યા વગર, તમે ગિરિયજ્ઞ કરવા મંડી પડો.[૪૪-૪૫]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'गिरियज्ञनो विचार अने शरदृऋतुनुं वर्णन' ए नामनो १६ मो अध्याय संपूर्ण

---

## અધ્યાય ૧૭ મો

### ગોવર્ધન પર્વતનું પૂજન

वैशंपायन उवाच—

दामोदरवचः श्रुत्वा हृष्टास्ते गोषु जीविनः ।
तद्वागमृतमश्नानाः प्रत्यूचुरविशंकया ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય ! દામોદરનું ગિરિયજ્ઞ કરવા સંબંધી આવું વચન સાંભળી, ગાયો ઉપર જીવન ચલાવનારા ગોવાળીઆઓ હર્ષ પામ્યા, અને તેમણે તેનાં વચનરૂપી અમૃતનું પાન કરતાં સર્વ શંકાને કાઢી નાંખી, કૃષ્ણને નીચે પ્રમાણે ઉત્તર આપ્યોઃ-[૧]

"હે બાલક કૃષ્ણ ! મનુષ્યોની વૃદ્ધિ કરનારી અને ગોવાળીઆઓના હર્ષને વધારનારી, આવી તારી મોટી બુદ્ધિ અમને સર્વને આનંદ અને સંતોષ આપે છે,[૨] તું જ અમારું શરણ અને તું જ અમારું પ્રીતિનું સ્થાન છે, તું અમારાં હૃદયના સર્વ ભાવને જાણનારો છે, અને તું અમારું શ્રેષ્ઠ આશ્રયસ્થાન છે, તું ભયમાં અમને અભય આપનારો છે, અને તું જ અમારો મિત્રોથી પણ શ્રેષ્ઠ મિત્ર છે.[૩] હે કૃષ્ણ ! તારાવડે જ આ આપણો નેસડો કુશલ રહ્યો છે, આપણાં ગાયોનાં ધેન પણ આનંદ આનંદમય થયાં છે; સર્વે લોકો જાણે સ્વર્ગમાં જ જઈ રહ્યાં હોય તેમ અમને લાગે છે, અમારા શત્રુઓ પણ શાંત થયલા હોવાથી અમને કોઈ ભય રહ્યો નથી.[૪] જન્મકાલથી જ આરંભીને પૃથિવી ઉપર કરેલાં દુષ્કર અને દિવ્ય એવાં તારાં પરાક્રમોથી* તેમ જ "હું તમારી પાસે બલાત્કારે પણ ગિરિયજ્ઞ કરાવીશ જ," એવાં તારા ગર્વભર્યાં અને બે ઘડી વિચારમાં નાંખી દે એવાં, વચનથી અમારાં સર્વનાં મન વિસ્મયથી ચકિત થયાં છે.[૫] તું તારા સર્વોત્કૃષ્ટ પ્રકારના બલથી, યશથી તેમ જ પરાક્રમથી દેવોમાં જેમ પુરંદર શ્રેષ્ઠ નાયક ગણાય છે, તેમ અમો સર્વ મનુષ્યોમાં તું પણ શ્રેષ્ઠ નાયક છે.[૬] દેદીપ્યમાન તેજસ્વી વ્યક્તિઓમાં સૂર્ય જેમ શ્રેષ્ઠ છે, તેમ તું તારા તીક્ષ્ણ પ્રતાપથી, તેજથી તેમ જ સર્વાંગપરિપૂર્ણ લક્ષણોથી અમો સર્વ મનુષ્યોમાં ઉત્તમ છે.[૭] તું શરીરની કાન્તિથી, શોભાથી, પ્રસન્ન વદનથી તેમ જ મંદમંદ હાસ્યથી, દેવો(નક્ષત્રો)માં જેમ ચન્દ્ર સર્વોત્કૃષ્ટ છે તેમ, મનુષ્યોમાં ઉત્તમ છે.[૮] શરીરમાં, બલમાં, અને બાલ્યાવસ્થાનાં અદ્ભુત ચરિતોમાં માત્ર કાર્તિકેય સ્વામી જ તારી બરોબરી કરી શકે એમ છે, પરંતુ કોઈ પણ મનુષ્ય તો તેમાં તારી બરોબરી કરી શકે એમ છે જ નહીં.[૯] હે પ્રભુ ! જેમ મહાસાગર પોતાનાં તીરોનું ઉલ્લંઘન કરી શકતો નથી તેમ તેં ગિરિયજ્ઞ કરવાને માટે જે વચન કહ્યું તેનું ઉલ્લંઘન કરી શકે એવો સમર્થ કોણ છે ?[૧૦]

હે તાત કૃષ્ણ ! ભલે ઇન્દ્રનો યજ્ઞ પડ્યો રહે; અને ગોવાળીઆઓ તેમ જ ગાયોના કલ્યાણને માટે તેં પ્રવર્તાવવા ધારેલો ગિરિયજ્ઞ આજથી જ ચાલુ થવા દો.[૧૧] "હે ગોવાળો ! દૂધનાં સારાં સારાં સ્વાદિષ્ટ અને સૂક્ષ્મ ભોજનના પદાર્થો તૈયાર કરવા માંડો, અને જલપાનનાં સ્થળોએ શોભતા ઘડા મૂકી દેવડાવો.[૧૨] વિશાળ લાંબા વિસ્તારવાળી હવાડાઓ તથા દ્રોણીઓ† દૂધથી ભરી દો, અને ખાવાના, આરોગવાના, તેમ જ પીવાના જે જે સારા સારા પદાર્થો હોય તે સર્વે તૈયાર કરી સાથે લઈ લ્યો.[૧૩] વળી સાથે સાથે માંસ અને ચોખાની બનાવેલી વાનીઓ પણ લઈ લેજો, અને આપણા આખા નેસડાનું ત્રણ રાત્રિનું દહીંદૂધ ( ન વેચતાં ) સંઘરીને રાખજો.[૧૪] વળી પાડા આદિ જે પશુઓનાં માંસ ખાવાને યોગ્ય હોય તે પશુઓનો વધ કરો. આવી તૈયારીઓ કરીને સર્વે ગોવાળીઆઓના સમૂહો ભેગા મળીને આ ગિરિયજ્ઞ ચાલુ કરી દો."[૧૫]

આ વચનથી હર્ષઘેલું, આનંદનું ધામ બનેલું ગોકુળ ગામ તુરીઓ, પ્રણાદ આદિ મંગલ વાદ્યોના નાદની ગર્જનાથી તેમ જ આખલાઓના ભાંભરવાથી, વાછડાંના 'ઓં ઓં' અવાજથી ગોવાળીઆઓના હર્ષમાં અત્યંત વૃદ્ધિ કરનારું થઈ પડ્યું. ત્યાં તરત જ દહીંના પ્રસ,

---

* મુંબઇની પ્રતિમાં 'जन्मप्रभृति कर्मैतद्देवैरसुकरं भुवि દેવો સહેલાઇથી કરી ન શકે એવાં તેં જન્મથી જ કરેલાં અદ્ભુત કર્મોથી,' આ પાઠ છે. પરંતુ કાશીની અને બંગાળાની પ્રતિમાં जन्मप्रभृति दिव्यैस्ते विक्रान्तैर्भुवि दुष्करैः પાઠ છે, તે ઉપર સ્વીકાર્યો છે. † દ્રોણી= પથ્થર, લાકડું કે પાંદડાનું હોડીના જેવા લાંબા આકારનું, નાહવાધોવાનું પાણી ભરી મૂકવાનું વાસણ.

ઘીના કુંડો અને દૂધની વાવડીઓ ભરચક થઈ ગઈ; જ્યાં ત્યાં માંસના ઢગેઢગ, મસાલાઓના પુષ્કળ જથ્થાઓ, અને જાણે મૂર્તિમાન્ પર્વત જ હોય એમ ભાતના ઢગલાઓ દેખાવા લાગ્યા.*આમ ગોવર્ધનગિરિનો ઉત્સવ પૂરેપૂરી રીતે ચાલુ થઈ ગયો. ગાયોથી આ ઉત્સવ હલમલી રહ્યો, તેમ જ સંતોષ પામેલા ગોવાળીઆ અને મનોહર ગોવાળણીઓથી તે વિશેષ શોભવા લાગ્યો. આ ઉત્સવમાં ખાવાના પદાર્થોના સેંકડો, હજારો ઢગલા ગોઠવાયા, અને યજ્ઞની વેદી સમીપ ચરુ, પુષ્પ, ધૂપ, આદિ સર્વ પૂજાપાત્રીની સામગ્રીઓ ગોઠવાઈ રહી, અને શુભ તિથિ જોઇને તે દિવસે જ ગોવાળીઆઓએ બ્રાહ્મણોની પ્રેરણા પ્રમાણે ગિરિયજ્ઞ ચાલુ કરી દીધો.[૧૬-૨૦]

પછી વિધિ પ્રમાણે ગિરિયજ્ઞ પૂરો થતાં,એ સર્વ ઢગેઢગ, એકઠું કરેલું ઉત્તમ પકવાન્ન, દહીં, દૂધ અને માંસ માયાવી પર્વતનું રૂપ ધારણ કરી,કૃષ્ણ આરોગી ગયા.[૨૧] યજ્ઞ કરાવનારા ઉત્તમ બ્રાહ્મણોને પણ ત્યાં ખાનપાન આદિથી તૃપ્ત કરવામાં આવ્યા. આથી તેઓ સંતુષ્ટ થયા, અને તેમનાં મન સંપૂર્ણ રીતે પ્રસન્ન થયાં. પછી પ્રસન્ન મનથી બ્રાહ્મણોએ સ્વસ્તિવાચન ભણ્યાં, અને આનંદમગ્ન થઈ પોતપોતાને સ્થાનક ચાલ્યા ગયા.[૨૨] કૃષ્ણે માયાથી દિવ્ય રૂપ ધારણ કરી, ત્યાં એકઠું કરેલું સર્વ અન્નાદિક આરોગ્યું, અને (ઉત્સવને અંતે કરવાનું) અવભૃથ સ્નાન કર્યું. પછી તેઓ ઇચ્છાઅનુસાર બધું દૂધ પી ગયા, અને 'હું તમારી ઉપર પ્રસન્ન થયો છું' એવું વચન બોલ્યા અને પ્રસન્નતા દાખવવા ખડખડ હસ્યા.[૨૩] ત્યાં તો ગોવાળીઆઓની દૃષ્ટિ, પર્વતના જેવા વિશાળ રૂપવાળા, દિવ્ય માળા અને દિવ્ય ગંધ ધારણ કરી રહેલા, અને ગોવર્ધન પર્વતના શિખર ઉપર વિરાજેલા, કૃષ્ણ ઉપર પડી, એટલે તેમાંના આગેવાન ગોવાળીઆઓ તેમની સમીપ જઈ પહોંચ્યા.[૨૪] તે વેળા સમર્થ કૃષ્ણે, પોતે ભગવાન્ હોવા છતાં, પોતાના ખરા સ્વરૂપને ગોવાળના વેશમાં છૂપાવીને, ગોવાળીઆઓની સાથે પર્વતરૂપી પોતાના સ્વરૂપને પોતેજ વંદન કર્યું.[૨૫] ઉત્તમ ગિરિ-ઉપર ઉભા રહેલા, ગિરિદેવનું રૂપ ધરનારા કૃષ્ણને જોઇને ગોવાળીઆઓ વિસ્મય પામ્યા, અને સ્તુતિ કરવા લાગ્યા કે, "હે ભગવન્! અમે સર્વે તારે વશ થયલાં દાસ છીએ; માટે અમને જણાવ કે, અમે તારા કિંકરોએ હવે શું કરવાનું છે?"[૨૬]

એટલે પર્વતમાંથી નીકળતી વાણી દ્વારા (ગોવર્ધનરૂપી) કૃષ્ણે તેમને ઉત્તર આપ્યો કે, "હે ગોવાળો! જો તમને તમારી ગાયો ઉપર ખરી મમતા, દયા હોય તો આજથી તમો મારું પૂજન કરજો.[૨૭] હું જ (ગોવર્ધન) તમારો પ્રથમ દેવ છું, હું જ સર્વ કામનાઓને પૂરી પાડનારો, તમારો શુભેચ્છક પણ છું. મારા પ્રભાવથી તમે હજારો સારી ગાયોનો ઉપભોગ પ્રાપ્ત કરો.[૨૮] હું તમારા જેવા મારા ભક્તોનું પ્રત્યેક વનમાં સદા કલ્યાણ કરીશ, અને સ્વર્ગમાં જેમ દેવો સાથે ક્રીડા કરું છું તેમ અહીં હું તમારી સાથે આનંદથી રમીશ.[૨૯] નંદ ગોપ આદિ જે વિખ્યાત ગોવાળો મારા ભક્ત છે, તેમને હું પ્રસન્ન થઇને પુષ્કળ ધન આપું છું.[૩૦] હવે વાછડાંઓ સાથે તમારી સઘળી ગાયોને સત્વર મારી ચારે કોર પ્રદક્ષિણા કરાવો. તેઓ મારી પ્રદક્ષિણા કરશે ત્યારે જ મારી તમારી ઉપરની પ્રીતિ ખરી ઉચ્ચ સ્થિતિએ પહોંચશે, એમાં તો કંઈ પણ સંશય નથી."[૩૧]

ગિરિદેવે આવું વચન કહ્યું, એટલે ગાયોનાં ટોળેટોળાં તરત જ ગોવર્ધન ગિરિની પ્રદક્ષિણા કરવાને નીકળી પડ્યાં, અને આખલાઓ સાથે પર્વતની આસપાસ ફરવા મંડ્યાં.[૩૨] પુષ્પોના ગુચ્છાઓના મુકુટથી શણગરાયલી, પગે પુષ્પોના ગુચ્છાઓનાં કડાંથી તેમ જ શીંગડાંએ બાંધેલાં પુષ્પોનાં આભૂષણોથી શોભી રહેલી, સેંકડો અને હજારો ગાયો હર્ષભેર ગોવર્ધન પર્વતની આસપાસ વેગથી દોડવા મંડી પડી.[૩૩] ગોવાળીઆઓ તેમને હાંકતા તથા કાબૂમાં રાખતા તેમની પછવાડે ચાલવા લાગ્યા; તેમણે શરીરનાં અંગો ઉપર વિવિધ જાતના રંગોના લેપ લગાડ્યા હતા; તેમણે રાતાં, પીળાં અને કાળાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં.[૩૪] આ અદ્ભુત સમૂહમાં ગોવાળો મોરનાં પીછાંનાં કડાં અને બાજુબંધોથી, મોરનાં પીછાંનાં રેસાના સારી રીતે વણેલા, વાળ બાંધવાના બંધોથી અને તેમ જ હાથમાં પકડેલી ગાયોને હાંકવાની ડાંગોથી વિશેષ શોભી રહ્યા હતા.[૩૫] તે વેળા કેટલાક ગોવાળો આખલા ઉપર ચઢી બેઠા હતા તો કેટલાક હર્ષમાં આવી નાચતા ચાલતા હતા.[૩૬] બીજા કેટલાક ગોવાળો ઉતાવળથી હિંડી મોખરે પહોંચી, ગાયોને કાબુમાં રાખી, યોગ્ય દિશાએ વાળતા હતા.

આ પ્રમાણે ગાયો ગોવર્ધનગિરિની પ્રદક્ષિણા કરી રહી, એટલે યોગ્ય ક્રમમાં ઉત્સવ સમાપ્ત થયો,[૩૭] અને તરત જ કૃષ્ણનું પર્વતમય સ્વરૂપ અંતર્ધાન થઈ ગયું, અને કૃષ્ણ ગોવાળોની સાથે ગોકુળમાં પાછા આવ્યા.[૩૮] આ ગિરિયજ્ઞમાં જે અદ્ભુત ઘટના કૃષ્ણે

* કાર્તિક સુદ ૧ ને દિવસે વૈષ્ણવ મંદિરોમાં અન્નકૂટ કરતાં ભાતનો મોટો ઢગલો કરે છે, તે ગોવર્ધનોત્સવના ચિહ્નરૂપ છે.

ઘડી હતી તેથી બાળકથી માંડી વૃદ્ધ પર્યંત સર્વે ગોવાળો વિસ્મયથી ચકિત જ થઈ ગયા, અને મધુસૂદનની સ્તુતિ કરવા લાગ્યા.[૩૯]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'गोवर्धन-गिरिनो उत्सव' ए नामनो १७ मो अध्याय संपूर्ण

---

## અધ્યાય ૧૮ મો

### ગોવર્ધનનું ઉદ્ધરણ અને ગોવાળોનું સંરક્ષણ

वैशंपायन उवाच—

महे प्रतिहते शक्रः सक्रोधस्त्रिदशेश्वरः ।
सांवर्तकं नाम गणं तोयदानामथाब्रवीन ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય ! પોતાની પ્રસન્નતા અર્થે થતો યજ્ઞ આમ અટકી ગયાથી, દેવોના ઈશ્વર ઇન્દ્ર એ ગોવાળો ઉપર અતિશય ક્રોધે ભરાયો, અને તેણે મેઘોના સાંવર્તક નામના ગણને બોલાવી આ પ્રમાણે કહ્યું કેઃ–

"હે મેઘોમાં ઉત્તમ સાંવર્તકો ! મારું કહેવું ધ્યાનથી સાંભળો. જો તમે મારા જ હો, તો તમારે રાજભક્તિને અર્થે કરીને મારું પ્રિય કાર્ય કરવું જોઇએ.[૧-૨] આ પેલા વૃંદાવનમાં વસતા, દામોદર(કૃષ્ણ)ને શરણે રહેલા, પેલા નંદ ગોપ આદિ ગોવાળીઆઓ મારા ઉત્સવ પ્રતિ વિશેષ દ્વેષ ધરાવતા થયા છે.[૩] માટે જે તેમનું જીવન-નિર્વાહનું મોટામાં મોટું અને ખરું સાધન ગણાય છે, અને જેને લીધેજ તેમનું ગોવાળપણું ટકી રહેલું મનાય છે, એ ગાયોને એકસરખાં વર્ષાદનાં ઝાપટાં અને પવનના ઝપાટાથી સાત સાત રાત્રિ સૂધી અતિશય પીડા પમાડો.[૪] હું પોતે પણ તે સ્થળે ઐરાવત ઉપર બેસીને જઇશ, અને વિજળીના ઝબકારા સાથે વજ્રના આઘાત જેવાં દારુણ જલ, વૃષ્ટિ અને વંટોળીઆઓને એકદમ છૂટાં મુકી દઇશ.[૫] તેમ તમે પોતે પણ જે પ્રચંડ વર્ષાદ વર્ષાવશો, અને વાયુ પણ જે ઝપાટા દેશે, તેથી એ વ્રજના લોકો અને ગાયોનો સંહાર વળી જશે, અને તેમને ભૂમિ ઉપર પડી પોતાનું જીવન ત્યજી દેવું પડશે."[૬]

કૃષ્ણે પોતાનો ઉત્સવ અટકાવ્યો તેથી સમર્થ ઇન્દ્રે આ પ્રમાણે સર્વ જલધર મેઘોને આજ્ઞા કરી.[૭] આમ આજ્ઞા મળતાં વેંત જ ઘોર ગર્જના કરનારા, ભય ફેલાવનારા, કાળા કૂટ અને પર્વત જેવા દેખાતા પ્રચંડ મેઘોએ સર્વે પાસથી આકાશને છાઈ નાંખ્યું.[૮] તરત જ વિજળીના ચમકારાને ઉત્પન્ન કરનારા, અને મેઘ-ધનુષ્યથી શણગારાયેલા, મેઘોએ આકાશમાં અંધકારને વિસ્તારી દીધો.[૯] તે વેળા ગગનમાં, પ્રતિસ્પર્ધિ સામે યુદ્ધ કરતા હાથીઓ ઘૂમે તેમ કેટલાક ઉત્તમ મેઘો ઘૂમી રહ્યા, તો કેટલાક જાણે મઘર હોય તેમ ચમકવા લાગ્યા, અને કેટલાક જાણે સાપ જ હોય તેમ સરર વિચરી રહ્યા.[૧૦] આમ એકએક સાથે ગાઢ રીતે સંકળાયલા હજારો હાથીઓના સમુદાયો હોય તેવા દીસતા સર્વે મેઘોએ આકાશતલને છાઈ નાંખ્યું, અને પુષ્કળ અંધકારવાળો તેમ જ હેલીવાળો દિવસ કરી મૂકયો.[૧૧] તે જ પળે એકાએક મેઘો સર્વત્ર મનુષ્યના હાથ જેવી, હાથીની સુંઢ જેવી, અને વાંસ જેવી, લાંબી લાંબી અને એકસરખા મોટા આકારવાળી મૂસળ-ધારાઓ વર્ષાવા મંડ્યા.[૧૨] આ ભારે અંધકારમય દિવસે જાણે આકાશમાં આવી રહેલો, અગાધ બાંધેલી મર્યાદા વટાવી ગયલો, અને હાલવાચાલવાની ક્રિયાને અટકાવતો સમુદ્ર હોય તેવો ભાસ મનુષ્યોને થઈ રહ્યો.[૧૩] આમ પર્વતના જેવા મોટા આકારવાળા મેઘો આકાશ-માં ચારે કોર ગર્જના કરી રહ્યા, તેથી પક્ષીઓ ઉડતાં અટકી પડ્યાં, અને હરિણ આદિ પશુઓ પણ આમ તેમ દોડાદોડ કરતાં બંધ થયાં.[૧૪] સૂર્ય અને ચંદ્રના પ્રકાશનો જે સમયે નાશ થાય છે એવા પ્રલય કાળના મેઘો જેવા દારુણ મેઘોએ અતિવૃષ્ટિ નિરંતર ચલાવ્યાં જ રાખી, તેથી લોકોનાં શરીરો પણ રૂપરંગ વિનાનાં થઈ ગયાં.[૧૫] મેઘોના ઓઘોથી હણાયલા તેજવાળું, અદૃશ્ય થયલા ગ્રહો અને તારાઓવાળું, તથા સૂર્ય અને ચંદ્રનાં કિરણોથી વિહોણું આકાશ અતિશય નિસ્તેજ જણાવા લાગ્યું.[૧૬] મેઘોએ અસ્ખલિતપણે સતત જળ વર્ષાવવું ચાલુ રાખ્યાથી ભૂમિ જાણે સર્વત્ર જલમયી જ થઈ હોય તેમ દેખાવા લાગી.[૧૭] ત્યાં મયૂરો મોટેથી કેકા કરતા ગાજી રહ્યા, અને અન્ય પક્ષીઓના કલરવો નહીં જ જેવા થઈ ગયા. નદીઓ અને નાળાંઓ ઉભરાઈ ગયાં, અને કાંઠે ઉગેલાં ઝાડો તેના પ્રવાહમાં તણાવા લાગ્યાં.[૧૮] મેઘની ગર્જનાથી અને વર્ષાદની મૂસળ-ધારાથી જાણે તિરસ્કારને પામ્યાં હોય તેમ ઘાસ અને ઝાડો થરથર કંપવા લાગ્યાં.[૧૯]

આવી સ્થિતિ થતાં, ભયથી દુઃખી થયલા ગોવાળોના સમૂહો બોલવા લાગ્યા કે, પૃથિવી અને સમુદ્ર એકાકાર થવા માંડ્યાં છે, અને લોકનો અંત આવવાનો પ્રલયનો સમય પાસે આવી લાગ્યો છે, એમ દેખાય છે.[૨૦] વર્ષાદની ધૂમ ઝડીના ઉત્પાતથી ગાયો અતિશય આકુળવ્યાકુળ થઈ અને ભોં ભોં અવાજ કરતી રોવા લાગી, તથા થાંભલાની પેઠે સ્તબ્ધ બની હાલતીચાલતી બંધ થઈ ગઈ.[૨૧] તેમનાં શરીર પાણી પાણી થઈ ગયાં, તેમની જાંઘો તથા પગ ઠંડીથી ગંઠાઈ ગયાં, અને તેમનાં મોઢાં તથા ખરીઓ ગતિ વિનાનાં થયાં, શરીર ઉપરના

વાળ ટટાર થઈ ગયા, અને તેમની કુંખો તથા બાવલાં ચીમળાઈ ગયાં.૨૨ થાકીને કેટલીક ગાયોએ તો પ્રાણ પણ છોડ્યા, કેટલીક ગાયો મૃતઃપ્રાય થઈ લગભગ અચેત બની ગઈ, અને કેટલીક ગાયો ઝાપટાંની ઠંડકથી ધ્રુજતી વાછડાં સાથે ભોંય ઉપર ટપોટપ પડવા મંડી.૨૩ આહાર નહીં મળ્યાથી ઉંડાં પેશી ગયલાં પેટવાળી કેટલીક ગાયો વાછડાંને પખમાં ઘાલી ઉભી જ રહી, અને કેટલીક તો જાંઘો ભરાઈ જવાથી ઉંધે મોંઢે હેઠી પડી ગઈ.૨૪ આમ વર્ષાદથી મારમાર થઈ ગયલી દુઃખી ગાયો અને વાછડાંઓ દામોદર (કૃષ્ણ) તરફ ફરી, ઉંચાં મુખ કરી રહી, અને તેને જાણે આતુર અને દીન વદનથી, "અમારું રક્ષણ કરો, અમારું રક્ષણ કરો" એમ કહેતી હોય તેવો દેખાવ થઈ રહ્યો.૨૫

આમ એકાએક અંધકારમય વર્ષાદની ભારે હેલીથી ગાયોને આવી રીતે સખ્ત હાડમારી ભોગવતી જોઈ, તથા ગોવાળોને મરણને શરણ થયા જેવા દેખી, કૃષ્ણ ઇન્દ્ર ઉપર સંપૂર્ણ રીતે ક્રોધે ભરાયા.૨૬ પછી, પ્રિય વચન બોલનારા કૃષ્ણે કોપના આવેશમાં વિચાર કર્યો, અને પોતાના મન સાથે વાત કરતા હોય તેમ બોલ્યા કે, "મને આ આપત્તિનો નાશ કરવાનો ઉપાય સૂઝ્યો છે.૨૭ અત્યારે જ હું આ ઉંચો કરી ન શકાય એવા ગોવર્ધન પર્વતને જંગલ અને વન સાથે ઉંચો ઉખેડી, તેના પેટાની અંદર, વર્ષાદથી ગાયો અને ગોવાળોનું સંરક્ષણ થઈ શકે એવું એક સ્થાન રચું છું.૨૮ આ પર્વતના શિખરને હું ઉંચું કરું છું, અને પૃથિવીમાં જાણે બીજું ઘર હોય તેમ તેના પેટામાં એક નિવાસસ્થાન હમણાં જ બનાવું છું, એટલે તેનાથી ગોવાળો સાથે ગાયોનું પણ સંરક્ષણ થશે, અને તેઓ સર્વે અવશ્ય પૂરેપૂરી રીતે મારે વશ થશે."૨૯

આ પ્રમાણે મન સાથે વિચાર કરી, સત્યરૂપી પરાક્રમવાળા કૃષ્ણ એ ગોવર્ધન પર્વતની સમીપ ગયા, અને પોતાના બે બાહુનું બળ દાખવ્યું.૩૦ જાણે પોતે જ બીજા પર્વત જેવા પ્રચંડ હોય તેમ કૃષ્ણે બે હાથથી મેઘોથી છવાયલા ગોવર્ધન પર્વતને ઉખેડ્યો, અને તેના ઉંચકાયલા શિખરને ડાબા હાથથી ટેકવી રાખ્યું.* આથી ઘર જેવો બનેલો ગોવર્ધન પર્વત, ઘરના છાપરા પેઠે, ઓજસ્વી જણાવા લાગ્યો.૩૧ ભૂમિ ઉપરથી ઉખેડાતાં તે પર્વતના શિખર ઉપરની શિલાઓ વિશેષ શિથિલ થઈ ગઈ, અને ગરગર પડવા લાગી, તથા ઝાડો પણ ધ્રુજતાં હેઠળ પડ્યાં.૩૨ આમ ચક્કરભમરડી ખાતાં શિખરોથી, મૂળમાંથી ઉખેડાતાં ઝાડોથી, તથા ઉંચે જતી અને કંપતી ટોચોથી ગોવર્ધન પર્વત જોકે (અગમ) ગતિ રહિત હતો છતાં (કૃષ્ણના પ્રભાવથી) પક્ષીની પેઠે (અગમ) આકાશમાં જવાની ગતિ તેને મળી હોય એમ જણાયું.૩૩ તેની સર્વે બાજુઓએ વહેતા ધોધથી અને તેની ઉપર મેઘોના ઉપરાછાપરી છવાયલા સમૂહોથી, છૂટી પડેલી શિલાઓના ઢગવાળો ગોવર્ધન પર્વત ચલાયમાન થયો હોય તેમ ડગમગવા લાગ્યો.૩૪ પર્વતના પેટામાં આશ્રય મળેલો હોવાથી ગોવાળોને, વાયુના વંટોળીઆ ગાજી રહ્યા હતા, મેઘો વરસી રહ્યા હતા, અને શિખરોની શિલાઓને ગબડાવી રહ્યા હતા છતાં તેનું કંઈ પણ ભાન કે સમજણ ન હતી.૩૫ શિખરોને વળગી રહેલા કાળામેશ મેઘો જલના ધોધ સાથે એકરૂપ થઈ જવાથી ગોવર્ધન પર્વત જાણે કળા કરતો મોર હોય તેમ શોભતો હતો.૩૬ આવા ચમત્કારથી વિદ્યાધરો, ઉરગો, ગંધર્વો અને અપ્સરાઓ સર્વ પાસથી એવી વાણી બોલવા લાગ્યાં કે, "અહો! આ પર્વતને પાંખો આવી છે, તેથી જ પંખી પેરે તે આમ આકાશમાં સંચાર કરવા લાગ્યો છે."૩૭

આમ હજારો થરવાળો ગોવર્ધન પર્વત પૃથ્વીતલ ઉપરથી ઉંચકાયો એટલે તેમાંથી પીળી રાતી ધોળી ધાતુઓનાં વહેણ ખરરખરર વહેવા લાગ્યાં.૩૮ મેઘો ધોધમાર વર્ષ્યાથી તેનાં કેટલાંક શિખરો સખળડખળ થઈ ગયાં, તો કેટલાંક શિખરો અર્ધોઅર્ધ કપાઈ હેઠળ પડ્યાં.૩૯ આમ પર્વતને કંપ થવાથી શાખાવાળાં ઝાડો પણ ડગમગવા લાગ્યાં, અને ભૂમિ ઉપર ચારે કોર નાના પ્રકારનાં પુષ્પોના ઢગેઢગ વેરાઈ રહ્યા.૪૦ પોહોળી અને મોટી ફેણવાળા અને સાથીઆના આકારે વળેલા હોવાથી અર્ધ અંગે શોભતા, સર્પોના અધિપતિઓ ક્રોધે ભરાઇ દરમાંથી બહાર નિસરી પડ્યા, અને પક્ષીઓ પણ આકાશમાં ચારે કોર ફેરફુંદડી ફરવા લાગ્યાં.૪૧ આકાશમાં આમ ફેરફુંદડી ફરતાં પક્ષીઓનાં ટોળાં વર્ષાદથી તેમ જ ભયથી અત્યંત દુઃખ પામ્યાં, અને વારંવાર ફડફડ ઉંચે ઉડાઉડ કરતાં છતાં લાચારીથી પાછાં ટપોટપ નીચે મોંઢે આકાશમાંથી હેઠળ પડતાં.૪૨ જાણે જલ ભરેલા મેઘો હોય તેમ ક્રોધી બનેલા સિંહો, વલોણાનાં વાંસની પેઠે ગર્જર અવાજ કરી ગાજી રહ્યા, અને વાઘો પણ બરાડા નાંખવા મંડ્યા.૪૩

ધોધમાર વૃષ્ટિના પડવાથી, વિષમ શિખરો સરખાં થવાથી, અને સપાટ શિખરો અત્યંત દુર્ગમ થઈ જવાથી કેવળ બદલાઈ ગયલા રૂપવાળો ગોવર્ધન પર્વત જાણે

* અહીં એમ કહેવાનો ભાવાર્થ એ છે કે, પર્વત ઉંચો કરાયો [illegible] તેમાં પડેલા મોટા પોલાણમાં ગોવાળોને રહેવાનું સ્થાન કૃષ્ણે કરી આપ્યું; અને પોલાણ પડેલું શિખર અખંડ ઉંચકાયલું રહે તે માટે કૃષ્ણે ડાબે હાથે તેને ઉંચું ટેકવી રાખ્યું.

તદ્દન નવો કોઈ બીજો જ પર્વત હોય તેવો દેખાવા લાગ્યો.[૪૪] અતિ વૃષ્ટિથી અને મેઘોથી ઢંકાયલાં શિખરોથી, તેનું રૂપ એવું બની ગયું કે જાણે તે રુદ્રે આકાશમાં સ્તબ્ધ કરેલો, બીજો ત્રિપુર દાનવ જ હોય તેવો દેખાયો.[૪૫] કૃષ્ણના બાહુરૂપી દંડથી ઉંચકાયલો ગોવર્ધન પર્વત જાણે નીલાં વાદળાંના થરથી છવાયલું અતિશય મોટું છત્ર હોય તેમ તે સમયે શોભી રહ્યો.[૪૬] જાણે મેઘોને લીધે સ્વપ્નમાં પડ્યો હોય તેમ, અને જાણે ગુફારૂપી પોતાનું મુખ કૃષ્ણના બાહુરૂપી ઉશિકા ઉપર મુકીને ગોવર્ધનગિરિ આકાશમાં સૂતો હોય એવો ભાસ થઈ રહ્યો.[૪૭] પક્ષીઓના કલરવથી વિહીન થયલાં વૃક્ષોવાળો અને મયૂરની કળાના નાદ વિનાનાં વનોવાળાં પોતાનાં શિખરોથી ઢંકાયલો ગોવર્ધનગિરિ, જાણે નિરાશ્રય અર્થાત્ પ્રાણીઓના નિવાસ વિનાનો હોય તેવો દીસવા લાગ્યો.[૪૮] અસ્તવ્યસ્ત થયલી, અક્કરભમરડી ફરતી અને થરથર કંપતી ટોચોથી તે પર્વતનાં શિખરો અને વનોને જાણે તાવ આવ્યો હોય તેવો દેખાવ થઈ રહ્યો.[૪૯] ઇન્દ્રની આજ્ઞાથી ત્વરા પામેલા, પવનથી ધક્કેલાતા, અને પર્વતની ટોચે વળગેલા મેઘો અખંડ અને અખૂટ જલ વર્ષાવ્યાં જ ગયા.[૫૦] કૃષ્ણના હાથની આંગળીનાં ટેરવાંથી ટકી રહેલો અને મેઘોથી ઢંકાયલો ગોવર્ધન પર્વત જાણે કોઈ રાજાથી પીડાતો અને રથનાં ચક્રોથી ખુંદાતો દેશ હોય તેવો દેખાવા લાગ્યો.[૫૧] જેમ કોઈ મહાન્ સમૃદ્ધ પ્રદેશ(પુરી)ની આસપાસ નાનાં ગામ વિંટળાઈ વળે છે, તેમ મેઘોના સમૂહો ગોવર્ધન પર્વતની આસપાસ વિંટળાઈ વળેલા દેખાતા હતા.[૫૨]

આ પ્રમાણે હસતાં હસતાં, આંગળીનાં ટેરવાં ઉપર તે પર્વતને ટકાવી રાખી તથા તોળીને ગોવાળોના રક્ષક કૃષ્ણ બ્રહ્માની પેઠે ઉભા રહ્યા, અને તેમને કહ્યું કે:-[૫૩]

"હે ગોવાળો! દેવોથી પણ કળી નહીં શકાય એવું, એક નિવાસસ્થાન, દિવ્ય અને લૌકિક સાધનોથી મેં આ ગોવર્ધન પર્વતમાં તમારે માટે તૈયાર કર્યું છે, અને તે પવનના ઝપાટાસપાટા લાગે નહીં એવું, ગાયોને આશ્રય કરવાનું સારું સ્થાન છે.[૫૪] માટે તમે સર્વ એકદમ ઝટપટ આ નિવાસની અંદર શાંતિથી રહેવા માટે ગાયોનાં ટોળાંને દાખલ કરો, અને તમે પોતે પણ પવનના ઝપાટાસપાટા લાગે નહીં એવા આ સુરક્ષિત સ્થાનમાં જેમ તમને સુખચેન પડે, ઉત્તમ લાગે, ટોળાંનો બરોબર સમાસ થાય, તથા યથાસ્થિત રહેવાય, તેવી રીતે નિવાસ કરો,[૫૫] અને તમારી સગવડ પ્રમાણે આ પ્રદેશના માંહોમાંહે વિભાગ કરી લ્યો. મેં આમ વર્ષાદથી તમારું રક્ષણ કર્યું છે, અને પર્વતને ઉખેડીને આ મોટું નિવાસસ્થાન તૈયાર બનાવ્યું છે.[૫૬] આ સ્થાન લંબાઈમાં પાંચ કોશ છે, અને એક કોશ પહોળો તેનો વિસ્તાર છે, અને તે ત્રણે લોકનું રક્ષણ કરવાને માટે પૂરતું છે, તો પછી તે નિઃસંદેહ વ્રજના લોકનું સંરક્ષણ કરી શકશે જ."[૫૭]

કૃષ્ણ આવું વચન કહી રહ્યા એટલે બહારની મેઘગર્જનાની સાથે જ, પર્વતની અંદર ગોવાળોનો કલબલાટ અને ગાયોનો ભોં ભોં અવાજનો ભારે ઘોંઘાટ મચી રહ્યો.[૫૮] અને ગાયો તથા ગોવાળોનાં ટોળેટોળાંએ પર્વતની વિશાળ વિસ્તારવાળી ઉંડી ગુફામાં પ્રવેશ કર્યો.[૫૯] અને કૃષ્ણે પર્વતના આગલા ભાગમાં પર્વત સમાન ઉંચા થાંભલાની પેઠે ઉભા રહી, એક હાથે પ્રિય અતિથિ સમાન પર્વતને ટેકવી રાખ્યો.[૬૦]

આ પ્રમાણે પર્વતમાં બનાવેલા ઘરમાં વર્ષાદથી ત્રાસેલા સર્વ વ્રજવાસીઓ પોતાનાં ગાડાં, વાસણકુસણ વિગેરે સર્વ સંપત્તિ સાથે દાખલ થયાં.[૬૧] આમ સમર્થ ઇન્દ્ર, કૃષ્ણનું વ્રજના લોકનું સંરક્ષણ કરવાનું, દેવોને પણ હરાવે એવું આવું અદ્ભુત કર્મ જોઈ, વ્રજવાસીઓને પીડા પમાડવાની પ્રતિજ્ઞા મિથ્યા થતી અવલોકી, મેઘોને વરસતા અટકાવ્યા.[૬૨] સાત સાત રાત્રિ સૂધી સતત ધોધમાર વર્ષાદથી પૃથિવીના આનંદને હરી લીધા પછી, વૃત્રને હણનાર ઇન્દ્ર મેઘોથી વિંટળાઈ, પૃથ્વીલોક છોડી, ઉત્તમ સ્વર્ગ તરફ પાછો ચાલી નીકળ્યો.[૬૩] એટલે સાત સાત રાત્રિનો વૃષ્ટિ આદિના સંતાપ દૂર થતાં તથા ઇન્દ્રના પ્રયત્ન નિષ્ફલ થતાં, આકાશ મેઘરહિત, વિમલ થયું, અને પ્રકાશવાળો સૂર્ય પાછો આકાશમાં પ્રકાશ્યો અને દિવસે દેખા દીધી.[૬૪] ગાયો પણ થાક ભૂલી જઈ, જે માર્ગે તે પર્વત સમીપ આવી હતી, તે જ માર્ગે પાછી દોડતી ગોકુલ ગામમાં પોતપોતાને સ્થાનકે આવી વસી.[૬૫] પછી સમર્થ, વરદાયી કૃષ્ણે પણ ઉત્તમ ગોવર્ધન પર્વતને તેની પ્રથમની સ્થિતિએ પાછો મૂકી દીધો, અને લોકના કલ્યાણને માટે પોતાના સ્થાનમાં પ્રીતિથી નિવાસ કર્યો.[૬૬]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'गोवर्धननुं उद्धरण अने गोवाळोनुं संरक्षण' ए नामनो १८ मो अध्याय संपूर्ण

---

## અધ્યાય ૧૯ મો

### ઇન્દ્રે કૃષ્ણસ્તુતિ અને ગોવિન્દનો અભિષેક

वैशंपायन उवाच—

धृतं गोवर्धनं दृष्ट्वा परित्रातं च गोकुलं ।
कृष्णस्य दर्शनं शक्रो रोचयामास विस्मितः ॥ १ ॥

વૈશંપાયન કહે છે:—હે જનમેજય! કૃષ્ણે આમ

ગોવર્ધન પર્વતને ઉંચો ધારણ કરી રાખ્યો તથા ગોકુલના લોકનું સંરક્ષણ કર્યું તે જોઈને, ઇન્દ્ર વિસ્મય પામ્યો, અને શ્રીકૃષ્ણનું દર્શન કરવાની રુચિ તેને થઈ.[૧] એટલે વર્ષી ગયલા મેઘના જેવા શુભ્ર આકારવાળા, મદમત્ત અને ઝરતા મદથી ભીંજાયલા શરીરવાળા ઐરાવત હાથી ઉપર બેસી ઇન્દ્ર પૃથિવીતલ ઉપર આવી ચઢયો.[૨] ત્યાં અસંખ્ય જનોથી સ્તુતિ કરાતા પુરંદરે ગોવર્ધન પર્વતની શિલા ઉપર બેઠેલા, અદ્ભુત કર્મ કરનારા કૃષ્ણને જોયા.* અત્યંત તેજથી ઝળહળ પ્રકાશતા, અવિનાશી, ગોવાળનો વેષ ધારણ કરનાર, બાલક વિષ્ણુને તે સ્થળે જોઈને ઇન્દ્ર અતિશય પ્રસન્ન થયો.[૪] જલ ભરેલા મેઘના જેવા ઘનશ્યામ અને શ્રીવત્સમણિને ધારણ કરનારા કૃષ્ણને, સંતોષથી આંખ ઠરે ત્યાં સૂધી, ઇન્દ્ર પોતાનાં સર્વે નેત્રોથી ટગર ટગર જોઈ રહ્યો.[૫] મૃત્યુલોકમાં દેવ સમાન વિરાજતા અને અત્યંત શોભાથી યુક્ત કૃષ્ણને ગોવર્ધન પર્વતની શિલા ઉપર અંગ પસારીને બેઠેલા જોઈને ઇન્દ્ર મનમાં લજવાઈ ગયો.[૬] ત્યાં સુખેથી બેઠેલા કૃષ્ણના માથા ઉપર સર્પોનું ભક્ષણ કરનાર, અને પક્ષીઓનો નાયક ગરુડ અંતર્હિત રહીને બે પાંખો પસારી છાયા કરી રહ્યો હતો.[૭] બલ નામના દૈત્યને હણનાર ઇન્દ્ર ઐરાવત હાથી ઉપરથી હેઠો ઉતરીને લૌકિક વ્યવહારમાં નિમગ્ન થયલા અને વનમાં એકાંતમાં રમવા આવેલા શ્રીકૃષ્ણની સમીપ ગયો.[૮] આમ તેની પાસે ગયલો, દિવ્ય પુષ્પોની માળા અને દિવ્ય ગંધનો લેપ ધારણ કરનાર, હાથમાં વજ્ર ઉપાડનાર, દેવોનો સમર્થ રાજા ઇન્દ્ર વિશેષ પ્રકાશમાન જણાતો હતો.[૯] સૂર્યના જેવો તેજસ્વી અને વિદ્યુત્‌ની પેઠે ચમકતા મુકુટથી તથા બે દિવ્ય કુંડલોથી તેનું મુખ સતત શોભી રહ્યું હતું.[૧૦] પાંચ મોટા ગુચ્છાઓવાળા લટકતા હારથી તેની છાતી વિરાજી રહી હતી. હજાર પાંદડીવાળા કમળના જેવી સુંદર કાંતિવાળી, તેના શરીરને શોભાવનારી, અને ઇચ્છાનુસાર રૂપ ધરનારી હજાર આંખોથી ઇન્દ્ર કૃષ્ણને ટીકી ટીકીને જોઈ રહ્યો હતો.[૧૧] પછી, દેવોને આજ્ઞા આપવાને જેવો સ્વર પોતે કાઢતો હતો તેવા મેઘની ગર્જના જેવા ઘર્ઘર ઘોષવાળા, દિવ્ય અને મધુર સ્વરથી ઇન્દ્રે કૃષ્ણને (નીચે પ્રમાણે) કહ્યું કેઃ–[૧૨]

"હે કૃષ્ણ! હે મહાબાહુ કૃષ્ણ! હે પોતાના જાતિભાઈ અને ગોવાળોના આનંદમાં વૃદ્ધિ કરનાર કૃષ્ણ! તેં ગાયો ઉપરની તારી પ્રીતિથી પ્રેરાઈને આ અતિશય દિવ્ય કર્મ કરેલું છે.[૧૩] મેં યુગને અંતે પ્રલયકાળે સૃષ્ટિને અવળસવળ કરી નાંખે એવા મેઘોને નિર્મર્યાદ રીતે છૂટા મુકી દીધા, ત્યારે તેં તારી ગાયોનું સારી રીતે રક્ષણ કર્યું છે. તારાં આ કૃત્યથી હું તારી ઉપર સંપૂર્ણ પ્રસન્ન થયો છું.[૧૪] તારા પોતાના જ યોગબળથી તેં આ ઉત્તમ પર્વત ગોવર્ધનને અંતરિક્ષમાં અદ્ધર ઉંચકી રાખ્યો, અને તેમાં નિવાસનું સ્થાન બનાવ્યું; આવા તારા કૃત્યથી કોણ વિસ્મય પામ્યા વિના રહેશે?[૧૫] હે કૃષ્ણ! તેં મારી પ્રસન્નતા માટે કરાતા યજ્ઞનો અટકાવ કર્યો, તેથી મેં ગોવાળો અને ગાયો ઉપર અતિશય ક્રોધે ભરાઈને, સાત સાત દિવસ અને રાત્રિ સૂધી નિરંતર અતિવૃષ્ટિ ચલાવી.[૧૬] વળી તે વેળા હું પોતે પણ હાજર હતો, છતાં મનેય લેખામાં ન લેતાં તેં, દેવો અને દાનવોના સમૂહો પણ જેને અટકાવી શકે નહીં એવી, અતિ વિકટ મેઘવૃષ્ટિનો અટકાવ તારી શક્તિથી કર્યો.[૧૭] ખરેખર, હે કૃષ્ણ! તેં માનવ દેહ ધારણ કર્યો છે, તેથી તું મને અતિશય પ્રિય થઈ પડ્યો છે; કારણ કે મારી ઉપર ક્રોધે ભરાવા છતાં તું તારી સમગ્ર વૈષ્ણવી શક્તિને ગુપ્ત રાખી રહ્યો છે, એ જ તારી મહત્તા વ્યક્ત કરે છે.[૧૮] હે કૃષ્ણ! પોતાના જ (વૈષ્ણવ)* તેજથી યુક્ત થઈ, માનવ દેહ ધારણ કરી, તું હવે દેવતાઓનું શાશ્વત કાર્ય સાધી ચૂકયો છે, એમ હું ધારું છું.[૧૯] તું પોતે દેવતાઓનો નેતા છે, તથા તેમનાં સર્વ કાર્યનું અંકુશ તારા જ હાથમાં છે; તેથી તેમનું સર્વ કાર્ય પરિપૂર્ણ રીતે સફળ થશે, અને તેમાંનું કંઈ પણ સધાયા વિનાનું રહેશે નહીં.[૨૦] તું જ એક લોકોનો અને દેવોનો સનાતન રક્ષક છે (તેમ જ ત્રૈલોક્યના રક્ષણની ચિંતા તને છે), તારા સિવાય તેમના રક્ષણની ધુરાને ઉપાડે એવો સમર્થ બીજો કોઈ હોય, એમ મને જણાતું જ નથી.[૨૧] હે ગરુડવાહન કૃષ્ણ! જેમ કીચડમાં કળી ગયલા† ગાડાને બહાર કાઢવા ઉત્તમ (હૃષ્ટપુષ્ટ) બળદ જોડવામાં આવે છે, તેમ તું ગરુડવાહન દુઃખના દરિયામાં ડુબતા દેવોનો ઉદ્ધાર કરનારો છે.[૨૨] હે કૃષ્ણ! જેમ સર્વ ધાતુઓની માટી શોધાતાં તેમાંથી સોનું નીકળે છે, તે જ પ્રમાણે તારા શરીરમાં અંતર્હિત રહેલા આ સમસ્ત જગતનું નિર્માણ થયલું છે, એવું બ્રહ્મદેવનું વચન યથાર્થ છે.[૨૩] સર્વ સૃષ્ટિમાં સ્વયંભૂ શ્રેષ્ઠ, ભગવાન્ બ્રહ્મદેવ શ્રેષ્ઠ છે, પરંતુ જેમ એક લંગડો માણસ ત્વરાથી દોડનારા માણસને પકડી શકતો નથી, તેમ તે પણ તને બુદ્ધિમાં કે યશમાં‡

* वैवस्वततेजसा । સૂર્યના તેજથી–એવો મુંબઈની પ્રતનો પાઠ છે, પરંતુ કાશી તથા બંગાળાની પ્રતમાં चैव स्वतेजसा । એ પાઠ વિશેષ ગૌરવવાળો હોવાથી અહીં સ્વીકાર્યો છે.

† મુંબઈની પ્રતમાં ग्रावे धुरि ધુરાના અગ્ર ભાગે, એવો પાઠ છે, પણ ચોથા પાદમાં દેવતાઓને मग्नानां (દુઃખમાં ડુબેલા) એ વિશેષણ યોજેલું છે તેથી અત્રે પણ मग्नधूरि (કળી ગયેલું) એવો કાશી અને બંગાળાનો પાઠ લેવો એ વિશેષ યોગ્ય છે.

‡ મુંબઈની પ્રતમાં यशसाને બદલે वयसा–વયથી એ પાઠ છે.

પહોંચી વળવાને સમર્થ નથી.[૨૪] જેમ સર્વે સ્થાવર પદાર્થોમાં હિમાચલ પર્વત શ્રેષ્ઠ છે, જેમ સર્વે જળવાળા પ્રદેશોમાં સમુદ્ર શ્રેષ્ઠ છે, જેમ સર્વે પક્ષીઓમાં ગરુડ શ્રેષ્ઠ છે તેમ, હે કૃષ્ણ! તું પણ દેવોમાં શ્રેષ્ઠ છે.[૨૫] પૃથ્વીની નીચે જલ છે; જલની હેઠળ પાતાલ લોક છે; આ પાતાલ લોકના ટેકા ઉપર પર્વતો રહેલા છે, અને એ પર્વતોની ઉપર આ પૃથિવી રહેલી છે, અને પૃથ્વી ઉપર માનવલોક વસેલો છે.[૨૬] માનવ લોકથી ઉંચે અંતરિક્ષ લોક છે, અને તેમાં આકાશમાં સંચરનારાં પક્ષીઓ ફરે છે. અંતરિક્ષ લોકની ઉપર સ્વર્ગ લોકનું દ્વાર ગણાતા, પ્રકાશમાન સૂર્યનો લોક આવી રહેલો છે.[૨૭] સૂર્ય લોકની ઉપર, માત્ર વિમાનથી જ જઈ શકાય એવો મહાન્ દેવલોક છે; હે કૃષ્ણ! એ દેવલોકમાં દેવોના અધિષ્ઠાતા તરીકે ઇન્દ્રના રાજ્યપદે મારી યોજના થયલી છે.[૨૮] સ્વર્ગ લોકની ઉપર બ્રહ્મર્ષિઓના સમૂહોથી સેવાયલો બ્રહ્મલોક છે; આ લોકમાં જવાની શક્તિ અને ગતિ સોમ, તેજસ્વી આકાશી વ્યક્તિઓ (તારા આદિ) અને મહાત્માઓ જ ધરાવે છે.[૨૯] એ બ્રહ્મલોકની ઉપર ગોલોક છે. એ મહાન્ લોક મહાકાશમાં સર્વ લોકોથી ઉંચે સર્વત્ર પ્રસરેલો છે; સાધ્યો તેનું રક્ષણ કરે છે અર્થાત્ તેમાં રહે છે.[૩૦] હે કૃષ્ણ! તેનાથી પણ ઉપર ઉપરના અવકાશમાં તારી તપોમયી ગતિ છે, અર્થાત્ તારું તપોમય સામર્થ્ય તે પર્યંત પ્રવર્તેલું છે. પિતામહ બ્રહ્માને તે સંબંધી હકીગત અમે પૂછીએ છીએ, પરંતુ તેઓ એ રહસ્યને જાણતા નથી, એમ જણાય છે.[૩૧]

"સર્વ પ્રકારનાં કર્મો કરવાને અર્થે કર્મશીલ વ્યક્તિઓનું ક્ષેત્ર પૃથિવી છે, અને પૃથ્વીલોકની હેઠળ દુષ્ટ કર્મો કરનારાઓથી વસાયલો ભયંકર નાગલોક છે.[૩૨] વાયુના જેવી જેમની ચંચળ વૃત્તિ હોય છે તેવા ગતિવાળા લોકોનો પ્રદેશ આકાશ છે, તથા પુણ્યશાળી કર્મ કરનારાઓ અને શમદમથી સમૃદ્ધ થયલાઓને નિવાસ અર્થે સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે.[૩૩] બ્રહ્મ અને તપમાં નિરત થયલાઓને માટે સર્વોત્તમ ગતિ આપનારો બ્રહ્મલોક નિર્માણ થયલો છે, અને ગાયોની જ આરાધના કરનારાઓને માટે ગોલોક છે; પરંતુ આ ગતિ અતિશય દુર્ઘટ અને દુષ્પ્રાપ્ય છે.[૩૪]

"હે કૃષ્ણ! આવા ગોલોકની વ્યક્તિઓ તારી સાથે પૃથ્વી ઉપર ઉતરી આવી છે, અને તે ગાયોને મારા (અતિવૃષ્ટિરૂપી) કૃત્યથી દુઃખી થતી જોઇને, હે વીર કૃષ્ણ! તેં કુશળ અને ધૈર્યવાને તેમને નડતા સઘળા ઉપદ્રવોને હણ્યા છે, અને તેમને દુઃખમાંથી મુક્ત કરી છે.[૩૫] તેથી, હે મહાભાગ્યશાળી કૃષ્ણ! બ્રહ્માની અને (ગોલોકની) ગાયોની આજ્ઞાથી પ્રેરાઇને તથા તારા પોતાના ગૌરવથી આકર્ષાઇને હું તારી સમીપ આવ્યો છું.[૩૬] હે કૃષ્ણ! હું ભૂત(પ્રાણી) માત્રનો સ્વામી છું, દેવોનો રાજા અને પુરંદર છું. અદિતિના ગર્ભથી હું તારા પહેલાં જન્મેલો હોવાથી તારો મોટો ભાઈ છું.[૩૭]* મેં અભિમાનથી પર્જન્યની વૃષ્ટિરૂપી મારું સામર્થ્ય તને દેખાડ્યું† તે માટે, હે વિભો! તારે એ સર્વની અને ક્ષમા આપવી ઘટે છે.[૩૮] હે કૃષ્ણ! તારે તારા સૌમ્ય તેજથી એવું ક્ષમાશીલ મન રાખવું જોઇએ. હે હાથીના જેવા પરાક્રમી કૃષ્ણ! ગાયો અને બ્રહ્મદેવનું વચન હું તને કહું છું તે તું સાંભળ.[૩૯] ભગવાન્ બ્રહ્મદેવ તથા આકાશમાં વસતી ગાયોએ દિવ્ય લોકમાંથી તને કહાવ્યું છે, કે, હે દેવ! તારાં સંરક્ષણાદિ દિવ્ય અલૌકિક કર્મોથી અમે તારી ઉપર સંતુષ્ટ થયાં છીએ. તેં જાતે ગાયો અને આ મહાન્ ગોલોકનું આવી અલૌકિક રીતિએ રક્ષણ કરેલું છે; તેથી અમે અને આખલાઓ વાછડાવાછડીઓ ઉત્પત્તિથી અમારી વૃદ્ધિ કરીશું.[૪૦–૪૧] અને ઇચ્છા અનુસાર ગતિવાળાં અમે ધાન્યાદિની સમૃદ્ધિવડે, ખેડુતોને ભારદોરી બળદોથી, દેવોને પવિત્ર હવિથી અને ગોમય(ખાતર આદિ)ને પ્રવર્તાવી શ્રી (સંપત્તિ) દેવીને તૃપ્તિ પમાડીશું.[૪૨] તેટલા માટે, હે કૃષ્ણ! તું અમારો ગુરુ છે. હે મહાબલવાન્! તું જ અમને જીવન અર્પનાર છું. હે પ્રભુ! આજની ઘડીથી તું અમારો (ઇન્દ્ર) થા.[૪૩]

"હે કૃષ્ણ! તેટલા માટે દિવ્ય ગંગાના જલથી ભરેલા, સુવર્ણના આ ઘડાઓને હું મારા હાથથી તારે શિરે નમાવું છું, અને તે વડે તું આજે ગોલોકના રાજ્યપદે અભિષિક્ત થા.[૪૪] હું પોતે દેવોનો ઇન્દ્ર છું, અને તને ગાયોનું ઇન્દ્રપદ મળ્યું છે, ‡ ભૂમિ ઉપર લોકો 'ગોવિંદ'ના નામથી તારી સ્તુતિ કરશે.[૪૫] મારા ઉપરીના સ્થાને તને ગાયોએ ઇન્દ્ર અને ઈશ્વર તરીકે સ્થાપ્યો છે, તેથી, હે કૃષ્ણ! સ્વર્ગમાં દેવતાઓ તારી 'ઉપેન્દ્ર'‡ના નામથી સ્તુતિ કરશે.[૪૬] વર્ષમાં જે ચાર મહિનાઓ મારી પૂજા માટે નિર્માણ કરાયલા છે, તેનો અર્ધો પાછલો ભાગ જે શરદ્ ઋતુને નામે ઓળખાય છે, તે ભાગના બે મહિના તારી પૂજા અર્થે હું તને સોંપી દઉં છું.[૪૭] આજથી પહેલા બે મહિના મારી પૂજાને

* વિષ્ણુએ વામન અવતારમાં, કશ્યપ પિતાથી અદિતિથી ઇન્દ્રની પછી જન્મ લીધો હતો, તેથી તે ઉપેન્દ્ર કહેવાય છે. આ વાતનું અહીં સૂચન છે. † મુંબઇની અને કાશીની પ્રતિમાં ઉપર સ્વીકારેલો સ્વતેજસ્તેજસા ચૈવ એ પાઠ છે; પરંતુ બંગાળી પ્રતમાં તેજસ્તેજસ્વિનશ્ચૈવ તને તેજસ્વીને મેં વૃષ્ટિરૂપી મારું તેજ એટલે સામર્થ્ય દાખવ્યું, એ પાઠ છે. ‡ ઉપ=ઇન્દ્ર ઇન્દ્રનો ઉપરી.

માટે છે, એમ મનુષ્યો જાણશે, અને તે બે માસ પૂરા થતાં મારી ધ્વજા* ચઢશે, અને તારી પૂજા ચાલુ થશે. મારો પૂજાસમય સમાપ્ત થવાથી મારા મેઘને લીધે મદમત્ત થયલા મયૂરોનો મદ તથા તેમની કેકાવાણી ન્યૂન થઈ જશે, તથા મારા સમયમાં વિહાર કરનારાં અને મેઘ સમયે નાદ કરનારાં અન્ય પ્રાણીઓની વાણી અલ્પ થઈ જશે, અને મદરહિત થયાથી તે સર્વે શાન્તિ પામશે.[૪૮-૪૯] અગસ્ત્યનો તારો ચાતક પક્ષીને વિચરવાની દક્ષિણ દિશા તરફ વિચરશે,† અને હજારો કિરણોવાળો સૂર્ય પોતાના તેજથી લોકને તપાવશે.[૫૦] એટલે તે પછી શરદ્ ઋતુ ચાલુ થવાથી મયૂરો મૌન ભજશે, ચાતક આદિ પક્ષીઓની પાણી માટેની યાચના ચાલુ થશે, દેડકાઓના ડ્રૌં ડ્રૌં અવાજ બંધ થશે, નદીઓના કિનારાઓ હંસ, સારસ આદિ પક્ષીઓની વસ્તીથી શોભશે, મદમત્ત થયલાં ક્રૌંચ પક્ષીઓના કલરવ ગાજી ઉઠશે, અને સાંઢ માતેલા થશે,[૫૧-૫૨] હર્ષમાં આવી ગયલી ગાયો પુષ્કળ દુધ આપશે, અને જગતને પાણી પુરું પાડ્યા પછી, મેઘો આકાશમાંથી જતા રહેશે,[૫૩] આકાશ શસ્ત્રની ધાર જેવાં નિર્મળ થશે, અને હંસો તેમાં ઇધરઉધર સુખેથી વિચરશે, સરોવર વાવ આદિ જળાશયોમાં કમળો ઉગશે; વાવો, સરોવરો, અને તળાવોનાં પાણી નિર્મળ અને રમણીય થશે, તથા કાળી માટીવાળાં ખેતરોમાં કલમ ( ડાંગર ) પાકવાથી તેનાં કણસલાં વાંકાં નમેલાં દીસશે,[૫૪-૫૫] નદીઓનાં પાણી તેમના મધ્ય ભાગમાં વહેતાં થશે,‡ અને ગામના સીમાડાઓ ધાન્યથી મુનિઓને પણ મનોહર લાગે એવા શોભાવાળા થશે.[૫૬] વર્ષાઋતુ સમાપ્ત થયાથી, વિશાળ રાજ્યપ્રદેશોવાળી પૃથિવી મનોહર થશે, અને માર્ગોની બાજુઓ શોભાવાળી થશે, તથા વૃક્ષોને ફુલફલાદિ આવી લાગશે; તેમ જ પ્રદેશોમાં શેરડી§ પુષ્કળ ફાલી રહેશે, અને યજ્ઞયાગાદિક ચાલુ થશે.[૫૭]

"હે કૃષ્ણ! આ પ્રમાણે પુણ્ય વાત શરદ્ ઋતુ પ્રવર્તશે, અને તું શયનમાંથી જાગૃત થઈશ.‖ ત્યારે આ સમસ્ત લોકમાં તેમ જ સ્વર્ગ લોકમાં લાકડીઓ ઉપર ધજા લટકાવીને મનુષ્યો તથા દેવો તારી ઉપેન્દ્ર તરીકે અને મારી મહેન્દ્ર તરીકે પૂજા કરશે.[૫૮-૫૯] મહેન્દ્ર અને ઉપેન્દ્ર એ બન્નેના નામથી ચાલતાં વ્રત તથા ઉત્સવમાં જે મનુષ્યો અમ બન્નેને પ્રણામ કરશે, તેમને કોઈ પણ સંકટ દેખા દેશે જ નહીં."[૬૦]

આ પ્રમાણે કૃષ્ણને આશીર્વચનો કહ્યા પછી, યોગને જાણનાર ઇન્દ્રે દિવ્ય ગંગાજલથી ભરેલા ઘડાઓ હાથમાં લઈને ગોવિંદને ગોલોકના ઇન્દ્રપદનો અભિષેક કર્યો.[૬૧] કૃષ્ણને ઇન્દ્રના હસ્તે આમ અભિષેક થયલો જોઈને, સ્વર્ગ લોકની ગાયો પોતાના નેતા ગોવાળો સાથે અંતરિક્ષમાં તે સ્થળે આવી પહોંચી, અને અવિનાશી કૃષ્ણ ઉપર આંચળ દ્વારા દુધની ધારાઓનો મેઘ વર્ષાવી તેને સ્નાન કરાવ્યું.[૬૨] વળી આકાશમાં અમૃતથી યુક્ત મેઘોએ પણ કૃષ્ણ ઉપર અભિષેક કર્યો, અને પૃથ્વી ઉપર ચારે કોર જલધારા વર્ષાવી.[૬૩] વળી સર્વે વનસ્પતિઓમાંથી ચન્દ્રના જેવાં તેજસ્વી જલનાં બિન્દુએ કૃષ્ણના શિરે ટપક્યાં, તથા આકાશમાં દેવોનાં દુંદુભી ગડગડ્યાં અને પુષ્પવૃષ્ટિ થઈ રહી.[૬૪] મંત્રપરાયણ મુનિઓ યુક્ત વેદવાણીથી કૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા, અને જાણે પૃથ્વીએ ક્ષિરસાગરનું સ્વરૂપ ધારણ કર્યું હોય એમ દેખાયું.[૬૫] સમુદ્રો પણ પ્રસન્નતાથી ગંભીર થયા, અને જગતનું કલ્યાણ સધાય એવી રીતે વાયુઓ વાવા લાગ્યા. પોતપોતાને માર્ગે પડી ગયલા સૂર્ય અને નક્ષત્રયુક્ત ચંદ્રમા પણ વિશેષ પ્રકાશ્યા.[૬૬] અતિવૃષ્ટિ આદિ સંતાપો અને ઉત્પાતોની શાંતિ થઈ ગઈ, અને રાજાઓ પરસ્પર વૈરરહિત થઈ રાજ્યરચનામાં ગુંથાયા. વૃક્ષો ચિત્રવિચિત્ર રંગી કુંપળો અને પાંદડાથી તથા પુષ્પોથી ભરચક થયાં.[૬૭] હાથીઓનાં કુંભસ્થળોમાંથી મદ ઝરવા લાગ્યા, અને વનમાં હરિણો સંતોષથી દોડાદોડી કરવા મંડ્યાં. પર્વતો પોતાનાં ગાત્રો ઉપર ઉગેલાં વૃક્ષો અને ધાતુઓના પ્રવાહથી શણગરાયલા હોય તેમ દીપી રહ્યા.[૬૮] આમ સ્વર્ગલોકની પેઠે અમૃતના અલૌકિક રસથી જાણે તૃપ્ત થયો હોય તેમ આ મનુષ્યલોક સંતુષ્ટ થયો, કારણકે કૃષ્ણના અભિષેકમાં સ્વર્ગલોકનો દિવ્ય રસ વર્ષી રહ્યો હતો.[૬૯]

---

* વ્રત પૂરું થતાં સમાપ્તિનાં ચિન્હ તરીકે ધ્વજા ચઢાવવાની પ્રચલિત રૂઢિ છે. આસો સુદ પ્રતિપદાને દિવસે ઇન્દ્રની ધ્વજા ચઢે છે.

† કાશીની અને બંગાળાની પ્રતિમાં ઉપર સ્વીકારેલો, અર્થસંગતિવાળો આ પાઠ છેઃ-

त्रिशंकुचरितामाशामगस्त्यो विचरिष्यति ।

પરંતુ મુંબઈની પ્રતિમાં આ પાઠ છેઃ-

त्रिशंकुमस्तिचरितामाशा च विचरिष्यति. ... आदित्यः

ત્રિશંકુ રાજા અને અગસ્ત્ય મુનિ જે દિશામાં વિચર્યા હતા તે દક્ષિણ દિશામાં સૂર્ય વિચરશે. આ યોગ્ય લાગતું નથી; કારણ કે ચાતુર્માસ પછી સૂર્ય દક્ષિણાયનથી વિચરતો, મકર સંક્રાન્તિ ઉપર ઉત્તરાયનમાં પ્રવેશે છે; એટલે તે દક્ષિણમાં વિચરશે, એમ કહેવું એ સંગત નથી. વળી સૂર્ય ઉત્તરાયનનો થતાં તેની ગરમી વધવા માંડે છે, એ સુવિદિત છે, અને આજ શ્લોકના પાછલા અર્ધપાદનું 'तापयन् स्वतेजसा' એ વચન પણ અનુકૂલ છે.

‡ ચોમાસાનાં પૂર જતાં રહેવાથી કાંઠાનાં પાણી ઉતરી જાય, એટલે નદીનો પ્રવાહ વચમાં જ ચાલે.

§ હરિવંશ લખાયો તે સમયે ખાંડનો ઉદ્યોગ સારો ચાલતો હશે એમ જણાય છે, કારણ કે શેરડીથી પ્રદેશો ઉભરાઈ જતા એમ ખાસ લેખક સૂચવે છે.

‖ કાર્તિક સુદી દેવઊઠી એકાદશી.

આ પ્રમાણે ગાયોથી અભિષેક કરાયલા, સ્વર્ગની અવિનાશી દિવ્ય માલા અને અંબર ધારણ કરેલા ગોવિંદને દેવોના દેવ ઇન્દ્રે પુનઃ આવું વચન કહ્યું:-[૭૦]

"હે કૃષ્ણ! ગાયોના ઉપરિ પદે તને સ્થાપવાનું દિવ્ય ગાયોએ મને સોંપેલું આ પહેલું કર્તવ્ય પતી ગયું; હવે તારી પાસે અહીં આવવાનું મારું બીજું કારણ તને હું કહું છું, તે તું સાંભળ.[૭૧] ઘોડાઓમાં અધમ એવા કેશીનો અને મદથી છકી ગયલા અરિષ્ટનો તથા કંસનો એકદમ સંહાર કર, અને પછી, હે કૃષ્ણ! રાજાનો રાજ્યવૈભવ તું ભોગવ.[૭૨] તારા બાપની બેહેન કુંતિથી મારા અંશ દ્વારા હું અર્જુનરૂપે પ્રકટ થયો છું. એ અર્જુનનું રક્ષણ કરવું એ તારું કર્તવ્ય છે, માટે તેનું સન્માન કરીને તારે તેને મિત્ર બનાવવો ઘટે છે.[૭૩] તારા અનુગ્રહને પાત્ર થયલો અર્જુન તારા ચરિતને અનુસરશે, અને તારે વશ રહી તારી ઇચ્છા અનુસાર વર્તી પુષ્કળ યશ મેળવશે.[૭૪] તે ભારતવંશમાં ઉત્તમમાં ઉત્તમ ધનુર્ધર અને તારો સમોવડીઓ થશે, પણ તારી સહાય વિના તે ખીલશે નહીં, અર્થાત્ તેનાં કૃત્ય દીપી ઉઠશે નહીં.[૭૫] પુરુષોમાં ઉત્તમ એવા તારી ઉપર જ સમસ્ત મહાભારતના યુદ્ધના વિજયનો આધાર રહેવાનો છે, અને તું તથા અર્જુન એ બન્નેના સંયોગથી રાજાઓનાં મૃત્યુ થશે.[૭૬] હે કૃષ્ણ! હે દેવોના દેવ! મેં ઋષિઓની વચમાં એવી પ્રતિજ્ઞા કરી છે કે, કુંતિને વિષે કૌરવ કુળનો નેતા અર્જુન નામનો જે પુત્ર મેં ઉત્પન્ન કર્યો છે; તે અસ્રવિદ્યાના પારનો જાણકાર થશે અને ધનુષ્ય ખેંચવામાં સર્વથી શ્રેષ્ઠ નીવડશે, અને શસ્ત્રથી યુદ્ધ કરનારા અનેક રાજાઓ તેની કુમકે આવશે.[૭૭-૭૮] રણસંગ્રામમાં ઘુમી રહેનારા રાજાઓની બનેલી એક અક્ષોહિણી સેનાને, ક્ષાત્રધર્મમાં સદા તત્પર રહેનારો, એકલો અર્જુન જ મૃત્યુ પમાડશે.[૭૯] તેના અસ્રના માર્ગમાં તું કે દેવો સિવાય અન્ય કોઈ રાજાઓ આવી શકશે નહીં, અને તેમ ધનુષ્ય ખેંચવાની ચપળતામાં પણ બરોબરી કરી શકશે નહીં.[૮૦] રણસંગ્રામોમાં અર્જુન તારો બંધુ તથા સહાયક થશે, અને, હે ગોવિંદ! મારી ખાતર તારે તેને અધ્યાત્મ વિદ્યા શિખવવી.*[૮૧] જેમ તું મારી ઉપર કૃપાની દૃષ્ટિ રાખે છે, તેમ જ તારે તેની ઉપર પણ કૃપાદૃષ્ટિ રાખ્યાં કરવી, અને નિત્ય તેને માન આપવું. લોકો તેમ જ અર્જુન સંબંધી વાસ્તવ જ્ઞાન તું એકલો જ ધરાવે છે.[૮૨] મોટામોટા રણસંગ્રામોમાં તારે તેનું નિત્ય સારી રીતે રક્ષણ કરવાનું છે, અને જ્યાં સૂધી તારાથી તેનું સંરક્ષણ થતું રહેશે ત્યાં સૂધી મૃત્યુનું જોર તેના ઉપર ચાલી શકશે નહીં.[૮૩] હે કૃષ્ણ! અર્જુન તે હું જ છું, અને તે તારા આત્મા સમાન જ છે, એમ મનથી માની લેજે. જેમ હું નિત્ય નિરંતર તારો આત્મા છું, તેમ જ અર્જુન પણ તારો આત્મા છે.[૮૪] પૂર્વે તેં તારા બળથી, હાથથી, અને ત્રણ પગલાંથી આ લોકોને જીતી લીધા છે, અને હું જન્મના ક્રમ પ્રમાણે તારો મોટો ભાઈ હોવાથી મને તેં તેનો તથા દેવોનો રાજા બનાવ્યો છે.[૮૫] હે કૃષ્ણ! તું સત્યમય છે, અને સત્ય તને પ્રિય છે, અને સત્ય એ જ તારું પરાક્રમ છે, એમ હું તારા વિષે જાણું છું. તું દેવોની સાથે સત્યથી બંધાયલો છે, સત્યથી તને પ્રસન્ન કરી દેવો તારી સાથે પૃથ્વી ઉપર, શત્રુઓનો નાશ કરવાના કાર્યમાં સામેલ થવાના છે.[૮૬] તેથી, હે કૃષ્ણ! અર્જુન નામનો મારો પુત્ર જે તારા બાપની, બેહેન કુંતાનો પુત્ર થાય છે તે પૂર્વે† જેમ તારો સહચારી હતો, તેમ આ અવતારમાં પણ લોકમાં તારો સહચારી બનો અને મિત્ર થાઓ.[૮૭] હે કૃષ્ણ! જેમ બળદ ધુરાને ખાંધે રાખે છે, તે પ્રમાણે તે ગમે તો પોતાના રાજ્યપ્રદેશમાં યુદ્ધ કરતો હોય, અગર ઘરમાં હોય તો પણ તારે કાળજીથી સદા રણને અગ્ર ભાગે તેની સાથે જ રહેવું.[૮૮] ભવિષ્યના હેતુનો જાણકાર એવો તું કંસનો વધ કરીશ, તે પછી થોડા સમયમાં રાજા રાજાઓ વચ્ચે ભારે રણસંગ્રામ મચી રહેશે.[૮૯] એ રણસંગ્રામમાં મનુષ્યોમાં પરાક્રમી અને માનવ કર્મને પણ વટાવી જાય એવા શૂરા રાજાઓમાં તારે અર્જુનને વિજયનો ભાગી બનાવવો, અને તેને અમર કીર્તિ અપાવવી.[૯૦] હે કૃષ્ણ! જો હું અને દેવો તારા હોઇએ, અને, હે અચ્યુત! તને જો સત્ય પ્રિય હોય તો, તને મેં આજે કહેલું છે, તે સર્વ તારે કરવું જ ઘટે છે."[૯૧]

એટલે 'ગોવિંદ' પદને પામેલા કૃષ્ણે ઇન્દ્રનું આવું વચન સાંભળી, મનમાં અતિ પ્રસન્ન થઈ, તેને આ પ્રમાણે વળતો ઉત્તર આપ્યો:-

"હે શચીના પતિ ઇન્દ્ર! તારા દર્શનથી હું પ્રસન્ન થયો છું. તેં જે કંઈ મને આજે કહ્યું છે, તેમાંથી કિંચિત્ પણ કર્યા વગરનું રહી જશે નહીં.[૯૨-૯૩] હું તારા હૃદયનો ભાવ સમજું છું, અને તારા અંશે અર્જુન રૂપે જન્મ લીધાની ઘટના પણ જાણું છું. મહાત્મા પાંડુ સાથે મારા પિતા વસુદેવની બેહેન કુંતિને પરણાવેલી છે, તે પણ હું જાણું છું.[૯૪] તેમ જ ધર્મરાજથી રાજકુમાર યુધિષ્ઠિર કુંતિને વિષે ઉત્પન્ન થયા છે, તે હું જાણું છું; તેમ વાયુથી ઉત્પન્ન થયલા ભીમસેનના જન્મથી

* અહીં મહાભારતના રણસંગ્રામમાં કૃષ્ણે અર્જુનને શ્રીમદ્ભગવદ્ ગીતાનો બોધ કર્યાના કારણનું સૂચન કર્યું જણાય છે.

† નરનારાયણની જોડી હતી એ જે કહેવાય છે, તે આશય અત્રે દર્શાવેલો છે.

પણ વાકેફ છું.[૯૫] અશ્વિનીકુમારોથી જન્મેલા માદ્રિને વિષે ઉત્પન્ન થયલા બે જોડીઆ પુત્ર સહદેવ અને નકુલના જન્મ સંબંધી હકીકત પણ હું સારી રીતે જાણું છું.[૯૬] સૂર્યથી મારા પિતાની બેહેન કુંતિને વિષે કન્યાવસ્થામાં પ્રથમ જન્મેલા, અને પાછળથી સૂતપુત્ર તરિકે ઓળખાતા કાનીન* પુત્ર કર્ણના જન્મ સંબંધી વિગત પણ હું જાણું છું.[૯૭] તે જ પ્રમાણે યુદ્ધને માટે આતુર થયલા, ધૃતરાષ્ટ્રના સર્વે પુત્રો પણ મારી જાણમાં છે. વિજળીના નિપાત જેવા જ્વલંત શાપથી પાંડુ રાજા મરણ પામ્યાની વાતથી હું વાકેફ છું.[૯૮] હે ઇન્દ્ર! તેટલા માટે તું સુખેથી સ્વર્ગલોકમાં પાછો જા. મારી સન્મુખ અર્જુનનો કોઈ પણ શત્રુ તેની ઉપર વિજય મેળવી શકશે જ નહીં.[૯૯] કેવળ અર્જુનની ખાતર જ યુદ્ધમાં આ સર્વે પાંડવોને હું અક્ષત રાખીશ, અને યુદ્ધ સમાપ્ત થતાં તેમને કુશળ અવસ્થામાં કુંતિને પાછા સોંપીશ.[૧૦૦] હે ઇન્દ્ર! તારા સ્નેહથી બંધાયલો હું, તારો પુત્ર અર્જુન જે જે મને કહેશે, તે તે સર્વ સેવકની પેઠે કરીશ."[૧૦૧]

સત્યવચની અને પ્રસન્ન થયલા કૃષ્ણનું આવું સાક્ષાત્ પ્રિય વચન સાંભળીને સ્વર્ગલોકનો અધિપતિ ઇન્દ્ર પોતાને સ્થાને દિવ્યલોકમાં ચાલ્યો ગયો.[૧૦૨]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'इन्द्रनी कृष्णने स्तुति अने गोविंदाभिषेक ' ए नामनो १९ मो अध्याय संपूर्ण

## અધ્યાય ૨૦ મો.

### હલ્લિષ-ક્રીડા વર્ણન

वैशंपायन उवाच—

> गते शक्रे ततः कृष्णो पूज्यमानो व्रजालयैः ।
> गोवर्धनधरः श्रीमान्विवेश व्रजमेव ह ॥ १ ॥

વૈશંપાયન કહે છે:-તે પછી, હે જનમેજય! ઇન્દ્ર સ્વર્ગમાં પાછો ગયો એટલે શ્રીમાન્ ગોવર્ધનધારી કૃષ્ણની પૂજા વ્રજવાસી ગોવાળોએ કરી, અને પછી તેણે વ્રજ-(ગોકુળ)માં પ્રવેશ કર્યો.[૧] પછી વૃદ્ધ ગોવાળો, જ્ઞાતિજનો અને તેની જ સાથે ખાનારાપીનારા સમોવડિયાઓ તેને અભિનંદનનાં વચન કહેવા લાગ્યા.

ગોવાળો કહે છે:-"હે ગોવિંદ! તારી નીતિરીતિથી,† અને તારા અદ્ભુત વર્તનથી અમારા ઉપર તેં અનુગ્રહ કર્યો છે, અને એ અમારાં ધન્ય ભાગ્ય છે.[૨] હે ગોવિંદ! હે દેવ સમાન પરાક્રમી કૃષ્ણ! કેવળ તારી કૃપાથી જ ગાયો અતિશય વર્ષાદના ભયને વટાવી ગઈ, અને અમે પણ ભારે ભયમાંથી મુક્ત થયા.[૩] હે ગાયોના પાલક! માનવો કરી ન શકે એવાં જે અદ્ભુત કર્મો તેં કર્યાં તે અમે જોયાં, અને, હે કૃષ્ણ! આ ગોવર્ધન પર્વતને ધારણ કરવાથી અમે તારું ખરું દૈવત જાણી શકયા.[૪] હે મહા બલવાન્! રુદ્રોમાં, મરુતોમાં કે વસુઓમાંથી તું કિયો દેવ છે? શા હેતુથી વસુદેવના પુત્ર તરીકે તેં અહીં પૃથ્વી ઉપર જન્મ લીધો છે?‡[૫] હે કૃષ્ણ! અમારી મધ્યે તારી બાલ્યાવસ્થા વીતેલી છે, અમારી મધ્યે તેં સામર્થ્ય પ્રાપ્ત કર્યું છે, અને અમારા જેવા પામર જનોમાં તારો જન્મ થયલો છે, એ જોકે લોકદૃષ્ટિએ હલકું ગણાય છે, છતાં તેં દિવ્ય અલૌકિક ચેષ્ટાઓ દાખવી છે, તેથી તારા (જન્મના હેતુ) સંબંધમાં અમારાં મન શંકાશીલ થયાં છે.[૬] તું અમારા જેવા ગોવાળના લોકમાં, હલકો ગણાતો વેષ ધારણ કરીને અમારી સાથે લૌકિક ક્રીડા કરે છે તેનો શો હેતુ છે? તું તો ખરેખર એક લોકપાલની પદવીને યોગ્ય છે, છતાં ગાયોનું રક્ષણ કરવા (પામર) ગોવાળ બનવાનું તારે શું પ્રયોજન?[૭] હે કૃષ્ણ! શું તું દેવ છે? દાનવ છે? અથવા તો ગંધર્વ કે યક્ષ છે? અમારા ગોવાળબંધુ રૂપે તું જન્મ્યો છે, તેથી તું ગમે તે હો તોપણ, અમે તને નમસ્કાર

---

* કન્યાવસ્થામાં કુંતિ હતી ત્યારે જન્મેલો માટે કાનીન (કન્યામાં ઉત્પન્ન થયલો તે કાનીન).

† અહીં तव नयने એ પદ છે; તેનો અર્થ એક ટીકાકાર 'તારા ઉપદેશથી' કરે છે.

‡ અહીં 'किमर्थं च वसुदेवः पिता तव' એ વચન છે. નંદગોવાળ અને જશોદાએ કૃષ્ણને પોતાનો જ અને નહીં કે વસુદેવનો, પુત્ર જાણીને ઉછેર્યો હતા. ગોવાળો પણ કૃષ્ણને નંદનો પુત્ર સમજતા હતા, છતાં તેઓ અહીં કૃષ્ણને કહે છે કે 'શા હેતુથી તારો પિતા વસુદેવ થયો છે.' ગોવાળો શાથી તેને ચોક્કસપણે વસુદેવનો પુત્ર કહે છે, એવી શંકા થાય એમ છે. વળી આ શંકા સબળ થવાનાં આ કારણો છે:-(૧) પ્રસ્તુત વિષ્ણુ પર્વના અધ્યાય ૫ માના શ્લોક ૨-૫ માં વસુદેવે નંદને બે પુત્રોની સંભાળ રાખવાની ચેતવણી આપતાં કૃષ્ણ પોતાનો પુત્ર છે એમ સ્પષ્ટ કહ્યું નથી, અને નંદ કૃષ્ણને પોતાનો પુત્ર સમજે, એમ તેને મોઘમ કહ્યા કીધા છે; (૨) અહીં નીચે છઠ્ઠા શ્લોકમાં ગોવાળો કૃષ્ણને કહે છે કે, तव जन्म चास्मासु गर्हितम्, અમારા જેવાં પામર જનોમા તારો જન્મ થયો છે, એ લોકમાં હલકું ગણાય એવું છે. આ વચન પણ એ જ સૂચવે છે કે, ગોવાળો કૃષ્ણને વસુદેવનો પુત્ર માનતા હતા; (૩) વળી શ્લોક ૯ મામાં अस्माकं बांधवो जातो योऽसि सोऽसि नमोऽस्तु ते। મારા બાંધવ રૂપે જન્મ્યો છું; (૪) તેમજ આ પ્રસંગ પછીના વર્ણનથી પણ નંદગોવાળ કૃષ્ણને પોતાનો જ પુત્ર માનતો જણાય છે; અને (૫) શ્રીકૃષ્ણને ગોવાળોએ તેના જન્મ હેતુ સંબંધી કરેલી શંકાના ઉત્તરમાં ૧૧-૧૨ મા શ્લોકમાં તે કહે છે કે 'મારો જન્મહેતુ યોગ્ય કાળે પ્રકટ થશે ત્યારે તમે ખરો વૃત્તાંત જાણશો; ત્યાં સુધી થોભો;' અર્થાત્ તે પણ વસુદેવથી પોતાનો જન્મ થયાની વાત વિષે સર્વેને શંકાશીલ રાખે છે. આ ૫ કારણોથી વસુદેવનો પુત્ર કૃષ્ણ હોવાનો ચોક્કસ નિશ્ચય ગોવાળોનો નહીં હોવાનું સમજાય છે. તો શાથી તેઓ અહીં ચોક્કસ મત ઉચ્ચારે છે, તે સમજાતું નથી.

કરીએ છીએ.૯ ગમે તે અગમ્ય કારણને લીધે ઈશ્વરેચ્છાથી અહિંયાં અમારી મધ્યે તું વસતો હઇશ તોપણ અમે તો તારા અનુચરો છીએ, અને અમે સર્વે રક્ષણ અર્થે તારે શરણે પડ્યા છીએ.”૮

વૈશંપાયન કહે છેઃ-ગોવાળોનાં આવાં અભિનંદનનાં વચન સાંભળીને કમલના પત્ર જેવી આંખવાળા કૃષ્ણે લગાર હસીને પોતાની સમક્ષ હાજર થયલા પોતાના સર્વે જ્ઞાતિજન ગોવાળોને ઉત્તર આપ્યો કે, “હે ગોપબંધુઓ! તમે સર્વે મને અદ્‌ભુત પરાક્રમવાળો સમજો છો, પરંતુ તમારે મારા વિષે એવી કલ્પના કરવી જોઇએ નહીં, હું તો તમારો જાતિભાઈ, બંધુ છું.૧૦-૧૧ પરંતુ જો તમારે મારા જન્મ સંબંધી ખરું વૃત્તાંત અવશ્ય સાંભળવું જ હોય તો તો જરા ધીરજ ધરો, અને તે માટે તમે સર્વે થોડો સમય થોભો. જરૂરજોગ થોડો સમય વીત્યા બાદ, ખરેખર મારા જન્મના હેતુ સંબંધી હકીકત તમારા સાંભળવામાં આવશે, તેમ જ તે પછી તમે મને મારા સત્ય રૂપમાં જોઈ શકશો.૧૨ જો હું તમારી પ્રશંસાને પાત્ર ગણાયલો હોઉં, જો તમારા મનથી હું તમારો દેવતુલ્ય પ્રભાવવાળો બાંધવ હોઉં, અને જો મારો આટલો અનુગ્રહ તમારી ઉપર છે, તો પછી મારા જન્મના હેતુ વિષે વિશેષ હકીકત હાલ ઉતાવળે જાણવાની તમારે શી અપેક્ષા છે?”૧૩

વસુદેવના પુત્ર કૃષ્ણે આવાં વચન કહ્યાં એટલે સર્વે ગોવાળોએ મૌન ધારણ કર્યું, અને તેઓ મુંગે મોંઢે જૂદી જૂદી દિશાઓમાં પોતપોતાનું કાર્ય કરવા ચાલ્યા ગયા.૧૪

આ પ્રસંગ પછી થોડેક સમયે શરદ્ ઋતુ આવી. શરદ્ ઋતુમાં ખીલેલી ચંદ્રિકાવાળી એક રાત્રિએ રમણીયતાના યૌવને પહોંચેલા વનને નિહાળતાં, શરદ્ ઋતુની રમણીય અને મનોહર રાત્રિએ અનેક ક્રીડાઓ ખેલવાની વૃત્તિ શ્રીકૃષ્ણને થઈ.૧૫ આથી શરદ્ ઋતુમાં કોઇક સમયે ઘાસ અને છાંણના ચઢેલા લેપથી શોભતા, વ્રજના મોટા મહોલ્લાઓમાં પરાક્રમી કૃષ્ણ, મદમત્ત થયલા આખલાઓ વચ્ચે સાઠમારી ચલાવવાની યોજના કરતા,૧૬ તો કોઇક સમયે બળથી છકી ગયલા ગોવાળોને એક એક સાથે દ્વંદ્વયુદ્ધ (કુસ્તી) કરાવતા, અને કેટલીક વખત વનમાં સમર્થ વીર કૃષ્ણ મગરની પેઠે ગાયો અને બળદોને પકડવાની રમત રમતા.૧૭

વળી (કાલ, વય, સ્થિતિ આદિ)ને જાણનારા* કૃષ્ણ પોતાની કિશોર અવસ્થા (અને ઉચિત વર્તનની છૂટ)નો વિચાર કરીને કોઇક સમયે રાત્રે ગોવાળોની યુવતીઓ અને કન્યાઓને આંતરીને તેમની સાથે વિનોદ કરતા.૧૮† જાણે સાક્ષાત્ ચન્દ્ર પૃથ્વી ઉપર ઉતરી આવ્યો હોય તેમ શોભતા મનોહર કૃષ્ણના રમણીય વદનને નિરખી મનોહર ગોવાળણીઓ રાત્રિએ આંખનાં કટાક્ષોથી તેમના સૌન્દર્યનું પાન કરતી.૧૯ સુંદર વસ્ત્રો પહેરનારા કૃષ્ણ હળદરના જેવાં પીળાં રેશમી અંબરો ધારણ કીધાથી શરીરે વિશેષ રમણીય દીસતા.૨૦ હાથે બાંધેલા બાહુભૂષણોના બંધથી તથા ધારણ કરેલી ચિત્રવિચિત્ર વનમાલાઓથી શોભતા ગોવિંદ ગોપકન્યાઓના સમૂહને શોભાવતા હતા.૨૧ ગોકુળ ગામમાં તેજસ્વી કૃષ્ણનું અદ્‌ભુત ચરિત જોઈ ગોવાળોની કન્યાઓ તેમને દામોદરના‡ નામથી બોલાવતી હતી.૨૨ તે સર્વે ઉત્તમ અંગવાળી સ્ત્રીઓ કૃષ્ણ ઉપર વારંવાર ચંચળ કટાક્ષો નાંખીને તથા વદનથી નીરખી નીરખીને, સ્તનથી ઉત્તુંગ થયલી છાતી સાથે કૃષ્ણને દૃઢ આલિંગનથી દબાવતી હતી.૨૩ તેના પ્રતિના પ્રેમમાં લુબ્ધ થયલી, ગોપાંગનાઓ તેમના પિતા,§ ભાઇઓ અને માતાઓએ (કૃષ્ણ પાસે નહીં જવાને) વાર્યા છતાં પણ રાત્રે કૃષ્ણને ઢુંઢવાને બહાર નીકળી પડતી.૨૪ અને તે સર્વે ગોપકન્યાઓ બબ્બે બબ્બેનાં જોડકાં|| જોડી, તથા મંડળ બાંધી કૃષ્ણનું મનહર ચરિત ગાતી અને ફરતી ફરતી રમતી હતી.૨૫

* અહીં कालविद् એ વિશેષણ શ્રીકૃષ્ણને માટે યોજાયલું છે. વળી कैशोरकं मानयानः કિશોર-એટલે દશથી પંદર વર્ષની (कैशोरं तु पंचदशं) અવસ્થા અને તેને યોગ્ય વર્તન સંબંધી છૂટનો વિચાર કરનારા” એ વિશેષણ કૃષ્ણને લાગુ કર્યું છે. આ બે વિશેષણોની સંગતિથી ગોપ યુવતીઓ અને કન્યાઓ સાથેનો કૃષ્ણનો વિનોદ કામવિકારથી રહિત, કિશોર અવસ્થાને સહજ અને શાસ્ત્રસંગત હતો, એમ સૂચવવાનો આશય જણાય છે. ઉપનયન પૂર્વે કિશોર અવસ્થામાં અજાણપણે કે એ વયને કુદરતી એવા ઉદ્ધતપણાથી થયલા કેટલાક આચારની કેટલીક છૂટ શાસ્ત્રે આપેલી છે. ગૌતમનું વચન છે કે, प्रागुपनयनात्कामचारवादभक्षाः। ઉપનયન પૂર્વે કામચાર-(યથેચ્છ આચાર), કામવાદ (યથેચ્છ બોલવું) અને કામભક્ષ (યથેચ્છ ખાવું) એ ઉપવીત નહીં પામેલા કુમારના ક્ષમ્ય ધર્મ છે; કારણ ઉપનયનસંસ્કાર વેળા કુમારને પ્રાયશ્ચિત્તાદિથી આ સર્વે યથેચ્છ વર્તનના પાપથી મુક્તિ મળે છે. આ વચનનો હેતુ આવા યથેચ્છ વર્તનની કરવા છૂટ સર્વને આપવાનો નથી; પરંતુ જો કદાચિત્ એવું વર્તન જનોઈ લીધા પહેલાં થઈ ગયું હોય કે આવેશથી કરાઈ ગયું હોય તો તેમાંથી એવા કર્તાને મુક્તિ આપવાનું સૂચન કરી, આપદ્ધર્મ જણાવે છે. † અહીં संकाल्य...ताभिः मुमोद ह, એ વચન છે. ‡ દામન્ એટલે દોરીથી અર્થાત્ પ્રેમપાશથી બાંધી લેનારા. § पितृभिःને બદલે કેટલીક પ્રતિઓમાં पतिभिः એવો પણ પાઠ જોવામાં આવે છે.

|| કૃષ્ણની ગોપીઓ સાથેની રાસક્રીડાનું આ વર્ણન છે. હરિવંશમાં તેને हल्लीसक क्रीडम् એ નામ આપેલું છે. તેનો અર્થ કોષમાં एकस्य पुंसो बहुभिः क्रीडनं नृत्यबंधने એ છે. વળી કોષકાર નૃત્યબંધનું વર્ણન આવું આપે છેઃ-મધ્યે એક પહોળો, ગોળ, એક વેંતજ ઉંચો ચંકુ ભોંયમાં દાટવો. પછી તેની આસપાસ એક એકને હાથથી પકડીને ચક્કર ફરવું. રાસક્રીડાની પ્રચલિત રીતિ એવી જણાય છે કે, એક કૃષ્ણ અને એક ગોપી એવી કલ્પના કરીને

આમ રાસમંડળમાં ફરતી સર્વે તરુણ અને ઉત્તમ સુંદર અંગવાળી સ્ત્રીઓ પોતે જ જાણે કૃષ્ણ હોય તેમ તેની લીલાઓનું અનુકરણ કરતી, કૃષ્ણની ઉપર કટાક્ષો ફેંકતી, અને કૃષ્ણની ગતિ(ચાલવાની છટાનું)ને જ અનુસરતી હતી.[૨૬]

વળી કોઇક સમયે વ્રજની કેટલીક વનિતાઓ વનમાં જઈ હાથવતી તાલ વજાડતી અને કૂજન કરતી (મીઠે સ્વરે ગાતી), તો કેટલીક કૃષ્ણનું જ ચરિત પોતે નાટકરૂપે આચરતી અહીંતહીં વિચરતી હતી.[૨૭] આ સર્વે વ્રજની વનિતાઓ કૃષ્ણના નૃત્યનું, કૃષ્ણના ગીતનું, વિલાસમાં કરાતા કૃષ્ણના હાસ્યનું અને કૃષ્ણના દૃષ્ટિપાતનું, હર્ષઘેલી બનીને અનુકરણ કરતી અને ખેલતી હતી.[૨૮] ઉત્તમ અંગવાળી તે સ્ત્રીઓ કૃષ્ણ પ્રતિના ઉભરાતા પ્રેમભાવથી પ્રેરાઈ, મધુર મધુર ગાયનો ગાતી હતી, અને દામોદર-પરાયણ થઇને તે સર્વે સુખેથી વ્રજમાં કૃષ્ણ સાથે ઘુમતી હતી.[૨૯] જેમ મદમત્ત થયેલા હાથીને વિંટળાઇને તેની સાથે ક્રીડા કરતી હાથિણીઓ ફરે, તેમ ધૂળ અને છાણથી લપેડાયલાં અંગોવાળી તે ગોપલલનાઓ કૃષ્ણની પાછળ પાછળ ફરતી હતી.[૩૦] હરિણના જેવી ચંચળ આંખવાળી અન્ય ગોવાળવનિતાઓ હસતે મુખે હૃદયના પ્રેમભાવથી પ્રફુલ્લ થયલાં નેત્રોથી કૃષ્ણને જ નીરખી રહેતી હતી છતાંયે ધરાતી નહોતી.[૩૧] આમ કૃષ્ણના પ્રેમપાન માટે તૃષાતુર બનેલી યુવતિ ગોપકન્યકાઓ ક્રીડારસની લાલસાથી પ્રેરાઈ, ક્રીડારસમાં જ નિમગ્ન થઈ, અખંડ રાત્રિ કૃષ્ણના કમળ સરખા સુંદર મુખના દર્શનરૂપી અમૃતનું પાન પીધાં જ કરતી હતી.[૩૨] દામોદર જ્યારે અમુક અમુક ગોપલલનાને નામપૂર્વક 'હા–''હા–' વચનથી હાંક મારતા ત્યારે હર્ષઘેલી બનેલી ઉત્તમ અંગવાળી તે તે સ્ત્રીઓ તેના મુખમાંથી નીકળતી વાણીને અત્યંત આતુરતાથી વધાવી લેતી હતી.[૩૩] તે ગોપવનિતાઓના સેંથી પાડેલા વાળની લટો ક્રીડાખેલને લીધે અસ્તવ્યસ્ત થઈ જતી, અને તેમનાં સ્તનની દીટડી ઉપર સુંદરતાથી વિખરાઈ જતી હતી.[૩૪]

આ પ્રમાણે શરદ્‌ઋતુની, ચન્દ્રથી શોભતી, રાત્રિઓમાં ગોપીઓનાં મંડળોમાં શોભતા સુખી કૃષ્ણ હર્ષથી આનંદ મહાલતા હતા.[૩૫]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'हल्लिषक (रास) क्रीडानुं वर्णन' ए नामनो २०मो अध्याय संपूर्ण

## અધ્યાય ૨૧ મો

### વૃષભરૂપી અરિષ્ટ દાનવનો વધ

वैशंपायन उवाच—

> प्रदोषार्धे कदाचित्तु कृष्णे रतिपरायणे ।
> त्रासयन्समदो गोष्ठमरिष्टः प्रत्यदृश्यत ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! આ પ્રમાણે વ્રજમાં બાલક્રીડામાં કૃષ્ણ કાલ વીતાવતા હતા તેવામાં એક સમયે સંધ્યાકાળનો સમય અડધો વીત્યો હતો અને રમવામાં કૃષ્ણ પૂરેપૂરા મગ્ન થયા હતા, તે વેળા અરિષ્ટ નામનો મદમાતો એક દાનવ આખલાના વેશમાં ગાયોના નેસડામાં સર્વને ત્રાસ આપતો સર્વની નજરે ચઢયો.[૧] તે શરીરે હોલવેલા અંગારા (કોયલા) અને વાદળા જેવો કાળોમેંશ હતો; તેનાં શીંગડાં તીણાં હતાં, અને સૂર્યની પેઠે તેની આંખો ચળકચળક થતી હતી; તેના આગલા પગની ખરી પણ અસ્રા જેવી તીણી ધારવાળી હતી, અને તે જાણે બીજો કાળ(યમ) હોય તેવો ઉગ્ર દેખાતો હતો.[૨] તે જિહ્વાથી જાણે ઘસી નાંખતો હોય તેમ વારંવાર પોતાનો ઓઠ ચાટયાં કરતો હતો; ગર્વથી તે પોતાની પુંછડી નિરંતર હલાવતો હતો; અને તેના ખભા કઠિન હતા.[૩] તેની ખુંધ એટલી બધી ઉંચી અને કઠણ હતી કે, તે ઝાટકાથી મોટા મહેલ વિગેરેને પણ પાડી નાંખતી હતી; તેના અતિ વિશાળ શરીરને લીધે કોઈ તેને હઠાવી શકે નહીં એવો તે સુદૃઢ હતો; તેનું શરીર મુતર અને છાણથી લપેડાયલું હતું. તે દાનવ ગાયોને અતિશય સતાવતો હતો.[૪] તેની કેડ મોટી હતી; તેનું મોઢું જાડું વિશાળ હતું; તેની ઘુંટણ દૃઢ હતી અને તેનું પેટ મોટું હતું. તેના ગળા નીચે લટકતી લોબડીના ઝોકથી તેનાં

બબ્બેનાં જોડકાં બાંધી, એ જોડકાં એક મંડલના આકારમાં ગોઠવી, મધ્યમાં શ્રી કૃષ્ણ વેણુ વજાડે અને આખું મંડળ ગાનતાન સાથે ગોળ કુડાળામાં ફરે. રાસવર્ણનનો પ્રચલિત શ્લોક દરેક ગોપી સાથે જોડકું બાંધવામાં કૃષ્ણની પોતાની (કાલ્પનિક) જીવંત મૂર્ત્તિ ખડી હોવાનું અને પોતે મંડળની મધ્યે ઉભા રહી વેણુ વગાડતા હોવાનું આમ જણાવે છેઃ–

> अंगनामंगनामंतरे माधवो माधवं माधवं चान्तरे चांगना ।
> इत्थमाकल्पिते मंडले मध्यगः संजगौ वेणुना देवकीनंदनः ॥ १ ॥

પરંતુ હરિવંશમાં પ્રસ્તુત પ્રસંગમાં રાસવર્ણન આટલું સ્ફુટ નથી; તેમ કૃષ્ણ પોતે પ્રત્યેક ગોપી સાથે ખડા રહેતા અને મંડળ મધ્યે વેણુ વજાડતા, એમ પણ જણાવેલું નથી, પરંતુ તે મંડળ મધ્યે કૃષ્ણ હોવાનું, અને ગોપીઓ કૃષ્ણની હિંડવાની છટા અને કૃષ્ણની લીલાનું અનુકરણ કરતી હોવાનું, તથા મધ્યે રહેલા કૃષ્ણ ઉપર કટાક્ષો ફેંકતી હોવાનું વર્ણવેલું છે. અર્થાત્ એક એક ગોપીની સાથે કૃષ્ણનું રૂપ લઈ બીજી ગોપી મંડળ બાંધી રાસ ખેલતી, એમ સમન્વય છે. શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના પૂર્વાર્દ્ધના ૨૮ થી ૩૩ રાસપંચાધ્યાયીને નામે પ્રચલિત પાંચ અધ્યાયમા રાસક્રીડા હરિવંશના કરતાં વિશેષ રસિક અને ભાવભરી રીતે વર્ણવેલી છે, પરંતુ એ રાસપંચાધ્યાયી એ ત્રણ અતિ પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓમાં મળતી નથી તેથી કેટલાકોનું એવું મંતવ્ય છે કે તે પાછળથી રચાયલી છે.

શીંગડાં હાલતાં અને તેની ગતિ પણ વાંકી ચૂકી થઈ જતી હતી.[૫] ગાયો ઉપર ચઢી જવામાં તે ચપલ હતો. ઝાડો સાથે ટક્કર ભીડ્યાથી તેના મોંઢા ઉપર ચાઠાં પડ્યાં હતાં, અને જેની તેની સાથે યુદ્ધ કરવા માટે તે શીંગડાં સજ્જ કરી રાખતો; તેમ દુશ્મનાઇવાળા આખલાને મારી નાંખતો ત્યારે જ જંપતો હતો.[૬]

આવો, આખલાનું રૂપ ધરનારો, અરિષ્ટ નામનો દૈત્ય ભયંકર આકૃતિથી ગાયોને પીડા પમાડવા લાગ્યો અને ચરાઓમાં ચપળતાથી સ્વચ્છંદપણે ઘૂમવા મંડ્યો.[૭] મદાંધ થયલો, આ અરિષ્ટ આખલો ગાયો સાથે યથેચ્છ ગમન કરી તેમના ગર્ભ અકાળે પાડવા લાગ્યો, ઋતુ પ્રાપ્ત નહીં થયલી વાછડીઓ સાથે પણ ગમન કરવા મંડ્યો, તેમ જ તરત જ વાછડાંને જન્મ આપનારી ગાયો સાથે બગાસાં ખાતો ખાતો ચપળતાથી સંયોગ કરવા લાગ્યો.[૮] દુર્મદ થઇને શીંગડાંરૂપી આયુદ્ધવાળો ભયંકર દાનવ ગાયોને પ્રહાર કરવા લાગ્યો, તથા આખલાઓ સાથે યુદ્ધ કરવામાં જ આનંદ મહાણવા લાગ્યો.[૯] આ પ્રમાણે રંજાડ કરવામાં કેટલોક સમય વીતાવ્યા બાદ વૈવસ્વત (યમરાજા)નો પ્રેર્યો બલથી અંધ થયલો અરિષ્ટ ઉછળતો ઉછળતો કેશવની સમીપ આવી પહોંચ્યો.[૧૦] મદથી ઉત્કટ થયલો તે દાનવ નેસડાને આખલા તથા નાનાં નાનાં વાછડાં વિનાનો કરી મૂકીને ગાયોને પણ પ્રહાર કરતો અતિશય ઝડપથી ઘેરવા લાગ્યો.[૧૧] પછી મૃત્યુનો પ્રેર્યો મેઘની પેઠે ઇન્દ્રના વજ્રના આઘાત જેવી ગર્જના કરતો, તે દુષ્ટાત્મા મહાન્ અસુર અરિષ્ટ કૃષ્ણની સમીપ રક્ષણ માટે ગયલી ગાયોને પણ અતિશય ત્રાસ આપવા મંડ્યો. એટલે કૃષ્ણે પણ જાંઘ ઉપર થાબડ મારી, તાળી વજાડી, અને સિંહનાદથી (મોટી કાયાવાળા, ગર્જના કરતા અને પોતાની સમીપ દોડી આવતા)* આ આખલાને મોહ પમાડ્યો.[૧૨-૧૩] પછી ગોવિંદે વૃષભરૂપી અરિષ્ટ દૈત્યની સન્મુખ દોટ મૂકી. કૃષ્ણને પોતાની પાસે આવતા જોઇને હર્ષથી પુંછડી હલાવતો અને આંખો પહોળી કરતો, તેની જાંઘની થાબડ તથા તાલીનાદથી વિશેષ ક્રોધે ભરાતો, અને યુદ્ધ માટે આતુર થતો તે દૈત્ય ગર્જના કરવા મંડી પડ્યો, અને તેના ઉપર કૂદી પડવા તત્પર થયો. એટલે દુરાચારી વૃષભાસુર અરિષ્ટને પોતાની ઉપર કૂદી પડતો જોતાં કૃષ્ણ અચલ પર્વતની પેઠે પોતાના સ્થાનથી ચળ્યા જ નહીં.[૧૪-૧૫] અરિષ્ટે કૃષ્ણની કેડ ઉપર નજર ઠેરવી, કૂદકો તાકયો, અને માથું ઊંચું કર્યું, અને તેને મારી નાંખવાની આકાંક્ષાથી તે ઝટપટ તેની ઉપર ઉછળી પડ્યો.[૧૬] કાળા અંજન જેવા શોભતા, અને પોતે જ જાણે બીજા આખલા હોય એવા પરાક્રમી કૃષ્ણે કૂદી પડતા, દુર્ધર* અરિષ્ટ વૃષભને સામે મોંઢે જ તેના ઓઢથી પકડ્યો.[૧૭] પછી આખલાની સાથે આખલો ભીડ દે તેમ કૃષ્ણે પણ સામી ટક્કર ભીડી તેને સજ્જડ પકડી રાખ્યો, એટલે તેના મોંઢા તથા નાકમાંથી સડસડાટ અવાજ કરતું ફીણ નિસરવા લાગ્યું.[૧૮] જેમ વર્ષા ઋતુમાં એક મેઘ સાથે બીજો મેઘ અથડાઈ પડે, તેમ કૃષ્ણ અને વૃષભાસુર અરિષ્ટ બન્ને એક એકના અંગ ઉપર ધસી ગયા, અને સામસામી ટક્કર ભીડવામચી પડ્યા.[૧૯] પરંતુ કૃષ્ણે તત્કાલ અરિષ્ટનાં બલ અને ગર્વને હણ્યાં, તથા તેનાં બે શીંગડાંની વચ્ચમાં પગ મૂક્યો, અને જાણે પાણીમાં બોળેલું વસ્ત્ર હોય તેમ, પરસેવાથી તરબોળ થયલા તેના ગળા-(લોબડી)ને અતિશય રોળીચોળી નાંખ્યું,[૨૦] પછી કૃષ્ણે તેનું ડાબું શીંગડું જ ખેંચી કાઢ્યું, અને જાણે તે યમદંડ હોય તેમ તેનાથી જ તેના મુખ ઉપર જ અતિશય સખ્ત પ્રહાર કર્યા.[૨૧] જાણે મેઘમાંથી જલની ધારા વર્ષતી હોય તેમ, ભાગી ગયલા શીંગડાવાળો, મરડાયલા મોંઢાવાળો, ચૂરેચૂરો થયલી ખાંધવાળો, વૃષભાસુર અરિષ્ટ મુખ વાટે લોહી ઓકવા લાગ્યો, અને પૃથિવી ઉપર પડી મરણ પામ્યો.[૨૨]

આમ મદાંધ થયલા વૃષભાસુર અરિષ્ટને ગોવિંદના હાથથી હણાયલો જોઈ, સર્વ ભૂતો તેના કર્મની "બહુ સારું કર્યું, સારું કર્યું" એવા શબ્દોથી પ્રશંસા કરવા લાગ્યાં.[૨૩] રમણીય ચન્દ્રવાળી, પહેલા પોહોરની રાત્રિએ વૃષભ અરિષ્ટને હણ્યા પછી, કમલના જેવી શોભતી આંખોવાળા ઉપેન્દ્ર (કૃષ્ણે) પાછો ગોપલલનાઓ સાથે રાસ ખેલ્યો.[૨૪] જેમ દેવો ઇન્દ્રની ઉપાસના કરે, તેમ તે સર્વે ગોવાળો પણ કમલલોચન કૃષ્ણની ઉપાસના કરવા મંડી પડ્યા.[૨૫]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो
"वृषभ अरिष्ट दानवनो वध" ए नामनो
२१ मो अध्याय संपूर्ण

## અધ્યાય ૨૨ મો

### કૃષ્ણને કંસનું અક્રૂર સાથે મથુરાં આવવાનું નિમંત્રણ

वैशंपायन उवाच—

कृष्णं व्रजगतं श्रुत्वा वर्धमानमिवानलम्।
उद्वेगमगमत् कंसः शङ्कमानस्ततो भयम्॥

વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય! વ્રજમાં ગયલા

* समायान्तं महाकायं नर्दमानमहावृषं એ પંક્તિ મુંબઈની પ્રતમાં નથી. પણ કાશીની તથા બંગાલની પ્રતમાં હોવાથી અત્રે લીધેલી છે.

* ન હઠાવી શકાય એવો.

કૃષ્ણ અગ્નિની પેઠે વૃદ્ધિ પામ્યાં જાય છે, એમ સાંભળી, કંસને ઉદ્વેગ થયો, અને એ કૃષ્ણથી પોતાને શિરે કોઇક કાલે પણ ભય ઝઝુમે છે, એવી શંકા તેને થવા માંડી.[1] કારણ કે એ જ કૃષ્ણે પૂતનાનો વધ કર્યો હતો, કાલિય નાગનો પરાજય કરી તેને યમુના છોડાવી હતી, ધેનુકાસુરને મરણને શરણ કર્યો હતો તેમ જ પ્રલંબ રાક્ષસને હણ્યો તથા ગોવર્ધન પર્વતને હાથથી ઉંચો ટેકવી રાખ્યો હતો, વળી તેણે ઉત્સવ ઉજવવાની ઇન્દ્રની આજ્ઞાને નિષ્ફળ કરી, ઇર્ષા થાય એવાં અનેરાં અદ્ભુત કર્મોવડે ગાયોનું રક્ષણ કીધું હતું, મોટી ખુંધવાળા વૃષભાસુર અરિષ્ટનો સંહાર કર્યો હતો અને આ સર્વથી ગોવાળો હર્ષઘેલા બની ગયા હતા. આ પ્રકારની અનેક ઘટનાઓ કૃષ્ણને હાથે બનેલી જોઇને કંસ કૃષ્ણ દ્વારા પોતાનો વિનાશ સમીપ આવેલો જોવા લાગ્યો, અને મોટો ભય નિકટમાં જ ખડો થવાનો છે, એમ તેને જણાયું.[૨-૪] વળી કૃષ્ણે બાલ્યાવસ્થામાં યમલ અને અર્જુન એ બે વૃક્ષો ઉખેડી નાંખ્યાં હતાં, તથા ગાડું (શકટાસુર) ઉથલાવી પાડ્યું હતું. આમ પોતાના શત્રુઓ એક એક પછી વધવા માંડ્યા છતાં, પાર પામી ન શકાય એવાં અદ્ભુત કર્મો કૃષ્ણ કર્યાં જતા હતા, તે સાંભળી જાણે પોતાની ઉપર અરિષ્ટ (સંતાપ) આવી પડ્યું જ હોય તેમ મથુરાંનો ધણી કંસ માનવા લાગ્યો. આથી જાણે મન આદિ ઇંદ્રિયોથી રહિત તેનો આત્મા થઈ ગયો હોય તેમ લગભગ પ્રાણ વિનાની મૂર્તિ જેવો જ તે ફીકોફચ થવા માંડ્યો.[૫-૬]

આમ ફીકરમાં પડ્યાથી ઉગ્ર આજ્ઞાવાળા મથુરાના અધિપતિ કંસે, એક ઘોર શુનકાર મધ્યરાત્રિએ, પોતાના જ્ઞાતિજનો અને પિતા ઉગ્રસેનને સભામાં બોલાવી મંગાવ્યા.[૭] દેવ જેવા વસુદેવ, યાદવ કંક, સત્યક, કંકનો નાનો ભાઈ દારુક, ભોજ, વૈતરણ, મહા બળવાન્ વિકદ્રુ, ભયશંખ, ધર્મનો જાણકાર અને પુષ્કળ લક્ષ્મીવાળો વિપૃથુ, દાનના દાતાઓનો નેતા બભ્રુ (અક્રૂર), કૃતવર્મા, અતિશય તેજવાળો અને કોઇથી પણ ક્ષોભ પામે નહીં એવો ભૂરિશ્રવસૂ રાજા, આદિ સર્વ શાણા યાદવોને સભામાં તેડાવી મંગાવ્યા, અને મથુરાંપતિ ઉગ્રસેનના પુત્ર કંસે તેમને પરિસ્થિતિ આ પ્રમાણે સમજાવી:-

કંસ કહે છે:-"હે યાદવ નેતાઓ! હું જે તમને કહું છું તે તમે સર્વ સાવધાનતાથી સાંભળો.[૮-૧૧] તમે સર્વે ઉપસ્થિત થતાં કાર્યો કેમ કરવાં તેની રીતિને જાણનારા છો, તથા વેદો ઉપર સારી નિષ્ઠા ધરાવનારા છો. ન્યાય, આચાર અને નીતિરીતિ દર્શાવવામાં કુશળ, અને ધર્મ, અર્થ તથા કામ એ ત્રિવર્ગ(પુરુષાર્થ)ના પ્રવર્તાવનારા છો.[૧૨] તમે પોતપોતાનાં કર્તવ્યો કરવામાં એવા તો નિપુણ છો કે આ લોકમાં જ્ઞાની દેવોની ઉપમાને પાત્ર છો; તેમ તમે પોતે મહત્વનું કાર્ય આચરવાનું હોય ત્યારે પર્વતની પેઠે સ્થિર રહેવાવાળા અને અડગ છો.[૧૩] તમે સર્વે દંભ વૃત્તિવાળા નથી, અને શાસ્ત્રની આજ્ઞા અનુસાર નિવાસ તથા અભ્યાસ કરી વિદ્યાઓ સંપાદન કરેલી છે, તેથી તમે સર્વે રાજમંત્રને ધારણ કરી શકો એવા દક્ષ તથા ધનુષ્યવિદ્યામાં પારંગત છો.[૧૪] તમે લોકોમાં યશના પ્રકાશક દીવા જેવા છો, અને વેદનાં રહસ્યો અન્યને સમજાવવાની ઇચ્છાવાળા છો. સ્વાભાવિક રીતેજ તમે આશ્રમવાસીઓના ધર્મોના જાણકાર પણ છો, અને તમે વર્ણોના ક્રમનો પાર કળી ગયલા છો.[૧૫] તમે સદાચારોના નિયમોને પ્રવર્તાવનારા હોવાથી આચાર અને રાજ્યનીતિને દર્શાવનારા સ્મૃતિકારોમાં આગેવાન છો. તમે પારકાનાં રાજ્યોને ભેદનારા અને શરણે આવેલાનું રક્ષણ કરનારા છો.[૧૬] આ પ્રમાણે લેશમાત્ર પણ કલંકિત નહીં થયલાં ચરિતવાળા અને ઓજસ્વી વાર્તાલાપ કરનારાઓમાં અનુપમ એવા તમો સર્વને હાથે સ્વર્ગલોક પણ પોતાને અનુગ્રહ કરાયલો માને, તો પછી પૃથિવીની તો વાત જ શી કરવી?[૧૭] તમારાં આચરણ ઋષિઓના જેવાં લોકહિતકર છે; તમારો પ્રભાવ મરુતોના જેવો ઓજસ્વી છે; તમારો ક્રોધ રુદ્રોના જેવો ભયંકર છે, અને અગ્નિના જેવી તમારી તેજસ્વી પ્રભા છે.[૧૮] જેમ પર્વતોથી આ પૃથિવી ટકી રહેલી છે, તેમ પડું પડું થઈ રહેલું અતિ મોટું યાદવનું રાજ્યકુલ પણ તમારા જેવા સુવિખ્યાત કીર્તિવાળા વીરોથી જ ટકી રહી શક્યું છે.[૧૯]

"હે યાદવ વીરો! આ પ્રમાણે મારા ચિત્તને અનુકૂળ આવે એવી રીતે તમે સર્વે સારી રીતે મારા રાજ્યકાર્યમાં યોજાયલા છો, છતાં મારે માથે વધતો જે ભય, જે અનર્થ ઝઝુમી રહ્યો છે તેની આટલી બધી ઉપેક્ષા તમે કેમ કરી શકો છો?[૨૦] આ પેલા વ્રજ ગામમાં કૃષ્ણ નામનો નંદગોપનો છોકરો વિખ્યાત થયો છે. તે દિવસે દિવસે સમુદ્રની ભરતીની પેઠે વૃદ્ધિ પામતો જ જાય છે, અને તે આપણા કુલને મૂલથી જ ઉખેડી નાંખશે.[૨૧] સારા કર્તવ્યદક્ષ સચિવો વિનાનો હું થઈ ગયો હોવાથી મારું હૃદય શૂન્ય થયું છે; મારે વિશ્વાસુ ગુપ્ત દૂતોરૂપી ચક્ષુઓ નહીં હોવાથી હું આંધળોભીત થયો છું, તેથી જ નંદગોપનો એ છોકરો કૃષ્ણ પોતાના ઘરમાં અત્યાર સૂધી સુરક્ષિતપણે રહી શક્યો છે.[૨૨] મારી બેદરકારીથી, વધતા જતા વ્યાધિની પેઠે, પાણીથી ભરતી પામતા સમુદ્રની પેઠે, અને ગ્રીષ્મ ઋતુની અંતમાં ગર્જતા મેઘની પેઠે તે દુરાત્મા કૃષ્ણ મારો શત્રુ

નિરંતર વૃદ્ધિ પામતો જ જાય છે.[૨૩] નંદગોપના ઘરમાં જન્મેલા અને એક એકથી ચઢતાં અદ્દ્ભુત કર્મ કરનારા એ છોકરાની શક્તિનું તત્ત્વ, તેને વશમાં લાવવાનો ઉપાય, તેનાં પરાક્રમનો તાગ ( છેડો ) કે કંઈ પણ હું કળી શકતો નથી.[૨૪] તે છોકરું કેવી રીતે ઉત્પન્ન થયું છે? પંચ મહાભૂતમાંના કીયા એક ખાસ મહાભૂતથી તે ઉત્પન્ન થયું છે? તે શું કોઈ દેવથી ઉત્પન્ન થયલું છોકરું છે? કે છે કોણ? તે હું કળી શકતો જ નથી. માત્ર, દેવોથી પણ કરી શકાય નહીં એવાં અને મનુષ્યોથી અશકય એવાં તેનાં અદ્દ્ભુત કર્મોથી જ હું તેના જન્મ સંબંધી આવું અનુમાન કરી શકું છું.[૨૫]

"એ છોકરો બાલપણમાં ચત્તો સુતાં સુતાં, સ્તનપાન કરવાની ઇચ્છાથી, પક્ષીના રૂપમાં ફરતી, અને કોઇથી પણ હઠાવી શકાય નહીં એવી પૂતનાને પ્રાણ સાથે ચુસીજ ગયો![૨૬] યમુનાના ધરામાં જે કાલિય નાગ રહેતો હતો તેને એણે દમ્યો, અને તે રસાતલમાં રહેતો હતો છતાં તેને એક ક્ષણમાં ધરામાંથી નસાડી મૂકયો![૨૭] અને નંદગોપનો એ છોકરો નાગપાશનું બંધન છેદી પાછો જલની બહાર આવ્યો! વળી તેણે તાલ વૃક્ષની ટોચ સૂધી ધેનુકાસુરને ઉછાળ્યો, અને તેનું જીવન હરી (પ્રાણ) લઇને નીચે ભૂમિ ઉપર ધબ પછાડ્યો.[૨૮] વળી જે પ્રલંબ દાનવને દેવો પણ યુદ્ધમાં પરાજય પમાડવાને શક્તિમાન્ થતા ન હતા, તેને પણ જાણે તે કોઈ સામાન્ય પ્રાણી હોય તેમ માત્ર એક જ મુઠ્ઠીથી તેણે પ્રાણ વિનાનો કરી નાંખ્યો!*[૨૯] તેણે ઇંદ્રનો ઉત્સવ ઉજવાતો અટકાવ્યો તથા તેના ક્રોધના પરિણામમાં થયલી અતિવૃષ્ટિથી ગાયોનું રક્ષણ કર્યું, અને ગોવર્ધન પર્વતને ઊંચો કરી તેમાં તેમના નિવાસની સોઈ કરી આપી.[૩૦] વળી તેણે વ્રજમાં બળવાન્ વૃષભાસુર અરિષ્ટને શીંગડા વિનાનો કરી મારી નાંખ્યો. આમ ખરી રીતે તો તે છોકરો બાલક નથી, છતાં બાલપણુ ધારણ કરીને બાલચેષ્ટાઓ કરતો હોય તેમ આ બધું કરે છે.[૩૧] ગોકુળમાં રહેતા એ છોકરાનાં કર્મોની ઘટના જ એવી અદ્દ્ભુત છે, કે ખચિત જ તેનાથી મારે અને કેશીને શિરે મરણનો ભય સમીપ ઝઝુમે છે, એમ મને જણાય છે.[૩૨] ખરેખર મારા આગલા જન્મમાં† પણ એ મારો કાળ (મૃત્યુરૂપ) હતો, તેથી આ જન્મમાં પણ તે મારી સાથે યુદ્ધ કરવાની આકાંક્ષાથી મારી આંખ આગળ અહીં ખડો થયો હોય તેમ મને દીસે છે.[૩૩] કયાં અમંગલવાળો ગોવાળીયાનો દેહ! કયાં મૃત્યુના યોગથી દુર્બલ થયલો માનવ દેહ! અને કયાં મારા રાજ્યપ્રદેશ વ્રજમાં દૈવી પ્રભાવથી ખેલાતી આ સર્વ બાલચેષ્ટાઓ![૩૪] અહો! અહો! ખરેખર સ્મશાનમાં જેમ અગ્નિ વસે છે, તેમ ત્યાં વ્રજમાં જાણે કોઈ દેવ આ નાના નીચ માનવ શરીરમાં પોતાના આત્માને આમ ગુપ્ત રાખીને આવી આવી બાલચેષ્ટા કરતો હશે, એમ મને તો જણાય છે.[૩૫]

"પૂર્વે દેવોનું હિત સાધવાને કારણે વિષ્ણુએ (વામન અવતારમાં) વામનરૂપ ધારણ કરી, આ પૃથિવીને ટકાવી હતી, એમ સાંભળવામાં છે.[૩૬] વળી એ પ્રભાવશાલી વિષ્ણુએ ( નરસિંહ અવતારમાં ), કેસરી( સિંહ)નું રૂપ ધરીને દાનવોના પિતામહ હિરણ્યકશિપુને હણ્યો હતો.[૩૭] વળી શ્વેત પર્વતના શિખર ઉપર, કળી ન શકાય એવું રૂપ ધરીને રુદ્રરૂપી વિષ્ણુએ પૂર્વે ત્રિપુર‡ નગરવાસી દૈત્યોને દળી નાંખ્યા હતા.[૩૮] વળી એ જ વિષ્ણુએ દેવોના ગુરુ અંગિરસ બૃહસ્પતિના પુત્ર કચ

* ચૌદમા અધ્યાયમાં બળદેવે પ્રલંબને હણ્યાનું કહેવાયુ છે, છતાં કંસ અહીં કૃષ્ણે તેને માર્યાનું કહે છે, તે કદાચિત્ કૃષ્ણનાં અદ્દ્ભુત કર્મોની ગણુના વધારે દેખાડવા એમ બોલ્યો હશે.

† હરિવંશ પર્વના અધ્યાય ૪૮ મા વર્ણવેલા તારકાસુર રણસંગ્રામમાં દાનવોનો પતિ કાલનેમી યવન વિષ્ણુને હાથે હણાયો અને પછી કંસરૂપે મૃત્યુ લોકમાં અવતર્યો, એમ જે કહેવાયું છે, તેનું આ સૂચન છે.

‡ અહીં સૂચવેલો કથાપ્રસંગ આ પ્રમાણે છેઃ પૂર્વે દેવ અને દાનવો વચ્ચે દીર્ઘ કાલ પર્યંત દેવાસુર સંગ્રામ ચાલ્યો અને દાનવોનો તેમાં પરાજય થયો. પછી મય નામના અસુરે પોતાના બે મિત્ર તારક અને વિદ્યુન્માલિ સાથે ઘણા લાંબા સમય સૂધી તપ આદર્યું અને બ્રહ્મદેવને પ્રસન્ન કરી એવું વરદાન મેળવ્યું કે, સો સો યોજનને અંતરે, દેવોથી અભેદ્ય એવા ત્રણ પુર અમે તૈયાર કરાવીએ અને કદાચિત્ કોઈ કારણથી મહાદેવના બાણથી તેમાંના કોઈ એક પુરનો નાશ થાય તો પણ તે પછીનાં બાકી રહેલાં બે પુરનો નાશ કદી થાય નહીં. બ્રહ્મદેવે પ્રસન્ન થઇને કહ્યું કે, તથાસ્તુ. તે પછી મયે પુષ્ય નક્ષત્રનો યોગ આવ્યો ત્યારે લોઢું, રૂપું, અને સોનું એકઠું કરી તેનાથી એક એકની આસપાસ ફરી વળતાં ત્રણ પુરો રચાવ્યાં અને તેનું અધિપતિપણું ક્રમ પ્રમાણે તારકાસુર, વિદ્યુન્માલી અને પોતે લીધું. આ ઉપરાંત આ ત્રણ પુરોની આસપાસ બીજાં કેટલાંક નગરો પણ તેણે વસાવ્યાં, અને ત્યાં દાનવોને રહેવાને માટે વ્યવસ્થા કરી આપી, અને પોતે સૌથી અંદરના દિવ્ય પુરમાં રહ્યો. મયે આવી વ્યવસ્થા કર્યા પછી સર્વે દાનવોને એવી આજ્ઞા કરી કે, તમારે કોઇએ આજથી દેવોના માર્ગમાં જવું નહીં, અને ઉન્મત્તપણાથી આચારહીન થવું નહીં, અને ઈશ્વરોપાસનાનો અનાદર કરવો નહીં. કેટલાક સમય સૂધી તે સર્વે આ નિયમને વળગી રહ્યા અને ત્યાં સુધી તેઓ સ્વસ્થ થયા. પરંતુ દુર્દૈવથી ધીરેધીરે એ નિયમ તેમણે તોડવા માંડ્યો. આવી ધર્મ વિચ્છેદની અનુકૂળ સ્થિતિ આવી એટલે સર્વે દેવો બ્રહ્માને સાથે લઇને મહાદેવની સન્મુખ ગયા, અને અસુરોનું આચરણ તેમને નિવેદન કર્યું. તે પછી મહાદેવે પૃથિવી ઉપર એક અદ્દ્ભુત રથની રચના કરી; બ્રહ્મદેવને તેના સારથી બનાવ્યા, અન્ય દેવોને તેમને યોગ્ય સ્થાનોએ યોજ્યા અને ધનુષ્ય ઉપર વિષ્ણુની યોજના કરી, એક બાણ તૈયાર કર્યું, પછી પુષ્ય નક્ષત્રનો યોગ આવતાં મહાદેવે એ ત્રણે પુરોનો નાશ કર્યો, અને દેવોએ અન્ય અસુરોને હણ્યા. માત્ર મય અસુર પરમ નિયમશાલી અને ઈશ્વરોપાસક હતો, એટલે તે જ બચી શક્યો.

દ્વારા, ભૃગુપુત્ર શુક્રાચાર્યને કોઈ પણ દેવને સંજીવની વિદ્યા નહીં શીખવવાની તેની પ્રતિજ્ઞાથી ચળાવ્યો, અને તેને દાર્દુરી માયા* શીખવાડી, અને ઇન્દ્રે કચના વૈર બદલ દાનવોનો વિનાશ અનાવૃષ્ટિથી કર્યો. (અર્થાત્ કચ અને ઇન્દ્રરૂપે વિષ્ણુએ જ આ સર્વે ઘટના ઘડી.)૩૯ એ અનંત, સનાતન, સહસ્રશીર્ષ, અને અવિકારી દેવ વિષ્ણુએ (વારાહ અવતારમાં) વારાહ રૂપ ધરીને પૃથિવીને સમુદ્રમાંથી દાઢવતી ઉંચે ઉંચકી કાઢી હતી.૪૦ પૂર્વે (કચ્છપ અવતારમાં) અમૃતને માટે દેવો અને દૈત્યો એકઠા થયા, ત્યારે સમુદ્રમંથન કરતાં વિષ્ણુએ કાચબાનું રૂપ ધરીને મંદાર પર્વતને પીઠ ઉપર ધારણ કર્યો હતો, એમ સાંભળવામાં છે; અને જ્યારે સમુદ્રમાંથી અમૃત નીકળ્યું, ત્યારે એ વિષ્ણુએ મોહિની રૂપ ધારણ કર્યું અને દેવોને અમૃત પાયું હતું અને તેથી દેવો તથા દાનવો વચ્ચે અતિશય ઘોર સંગ્રામ ચાલ્યો હતો.૪૧-૪૨ પૂર્વે બલિના યજ્ઞમાં એ જ વિષ્ણુએ નિંદાપાત્ર† વામન રૂપ ધારણ કરી ત્રણ પગલાં ભરી સ્વર્ગ સાથે ત્રણે લોક બલિ પાસેથી ખુંચવી લીધા હતા.૪૩ વળી પૂર્વે (રામાવતારમાં) દશરથ રાજાના ઘરમાં, પોતાના તેજના ચાર‡ વિભાગ કરીને,

* દાર્દુરી માયા એટલે અન્ય ઋતુઓમાં અદૃશ્ય થયેલો દર્દુર દેડકો, જેમ વર્ષાઋતુ આવતાં પુનઃ સજીવન થાય છે, તેમ જેથી, મરણ પામેલો મનુષ્ય વા અસુર પાછો સજીવન થાય, એવી માયા; અર્થાત્ સંજીવની વિદ્યા. દૈત્યોના ગુરુ શુક્રાચાર્યને આ વિદ્યા સિદ્ધ હતી. અહીં શ્લોકમાં કહેલી વાત સવિસ્તર નીચે પ્રમાણે છે:-

વૈવસ્વત મન્વંતરમાં અંગિરાના પુત્ર, દેવોના ગુરુ બૃહસ્પતિને કચ નામનો એક પુત્ર હતો. ઇન્દ્રની ઇચ્છાથી બૃહસ્પતિએ, વૃષપર્વા નામના દાનવપતિની પાસે રહેતા દૈત્યોના ગુરુ શુક્રાચાર્ય પાસેથી મૃતસંજીવની વિદ્યા શિખવાને કચને મોકલ્યો. કચ તેથી શુક્રાચાર્ય પાસે આવ્યો. પ્રથમ શુક્રે તેને પ્રશ્ન કર્યો, કે તું કોણ છે? ત્યારે કચે ઉત્તર આપ્યો કે, હું બૃહસ્પતિનો પુત્ર કચ છું અને ગુરુ તરીકે આપની પાસેથી સર્વે વિદ્યાઓ સંપાદન કરવાને તમારી પાસે આવ્યો છુ. શુક્રે કહ્યુ કે, હું અને બૃહસ્પતિ કંઈ ભિન્ન નથી, તેથી અહીં ભલે તુ સ્વસ્થ થઇને રહે, અને વિદ્યા સંપાદન કર. તે પછી કચે ત્યાં રહીને નિષ્કપટ બુદ્ધિથી આચાર્યની સેવા ઉઠાવવા માંડી. તે તેમની ગાયોની શુશ્રૂષા કરતો, ફલ, પુષ્પ, દર્ભ આદિ આણી હાજર કરતો, અને આચાર્યના સુતા પછી સુતો આચાર્ય હાંક મારીને પાઠ શીખવાને બોલાવતા, ત્યારે જતો, પણ તે સિવાય કદી પણ તે પોતાની મેળે પાઠ શીખવવાની માગણી તેમને કરતો નહીં. આ પ્રમાણે તેણે શુક્ર અને તેની પુત્રી દેવયાનીની અપૂર્વ પ્રીતિ સંપાદન કરી, અને દેવયાની તેને પોતાના પ્રાણસમાન ગણવા લાગી. દેવગુરુ બૃહસ્પતિનો પુત્ર કચ શુક્રાચાર્ય સમીપ મૃતસંજીવન વિદ્યા સંપાદન કરવાને અર્થે આવ્યો છે, એમ દૈત્યોના કળવામાં આવવાથી અને તેને એ વિદ્યા મેળવતો અટકાવવાની ઇચ્છાથી તેમણે તેનો વિનાશ કરવાના અનેક ઘાટ ઘડવા માંડ્યા. એક દિવસે અરણ્યમાં તેનો બોરકૂટો કાઢવા સારુ, તેઓ ગુપ્તપણે તેના માર્ગની પ્રતીક્ષા કરવા લાગ્યા. એક સમયે એવો લાગ આવી મળતાં વિના વિલંબે તેઓએ તેને પકડ્યો, અને તેના શરીરના ટુકડેટુકડા કરી, તે સર્વે વહેંચી લઈ પોતપોતાને ઘેર ગયા. તે દિવસે સૂર્ય અસ્ત થતાં કચ ઘેર આવ્યો નહીં, ત્યારે દેવયાનીએ તેના સંબંધી ખબર કાઢવાની પોતાના પિતા શુક્રને આજીજી કરી. પછી તેમણે અંતર્દૃષ્ટિથી જોયું તો જણાયું, કે દૈત્યોએ તેને મારી નાંખ્યો છે. એટલે મૃતસંજીવન મંત્રનો જાપ જપીને, 'તું સજીવન થા' એવું વચન બોલતાંજ કચ પાછો અરણ્યમાં સજીવન થયો. સજીવન થતાં તેને જણાયું, કે રાત પડી ગઈ છે, એટલે ત્વરાથી આશ્રમે આવી પહોંચ્યો, અને આચાર્ય તથા દેવયાનીને વંદન કરીને ઉભો રહ્યો. કચ ઘેર આવ્યા પછી શુક્રે તેને પૂછ્યું, કે આજ તું મોડો કેમ આવ્યો? ત્યારે તેણે દૈત્યોએ તેની ઉપર વીતાડેલા સઘળા બનાવની વાત કહી દીધી. તે સાંભળીને આચાર્યે તેને કહ્યું કે, તારે હવે અરણ્યમાં ઘણે દૂર કદી પણ જવું નહીં; કંઈ કારણસર જવું પડે તો તારે સત્વર ત્યાંથી પાછા ફરવું. પછી કચ તે સલાહ પ્રમાણે વર્તવા લાગ્યો. પરંતુ એક દિવસ કામ પડતાં અરણ્યમાં તે પાછો ગયો. દૈત્યોએ તેને ત્યાં પાછો આવેલો જોઇને વિચાર્યું કે, શુક્રે તેને સજીવન કર્યો છે, એમાં કંઈ સંશય નથી. તેમણે પછી એવો વિચાર કર્યો કે, તેના અંગના ટુકડા આપણે આપણી પાસે રાખ્યા હતા, તેથી તે પુનઃ સજીવન થઈ શક્યો, પણ હવે આપણે તેના અંગના ટુકડા વરુ વિગેરે હિંસક પ્રાણીઓને ખવરાવી દઇશું એટલે તે પુનઃ સજીવન થઈ શકશે જ નહીં. તે પછી તેમણે લાગ જોઇ તેને મારી નાંખ્યો અને તેના શરીરના ટુકડા વરુઓને ખવડાવ્યા. કચ પાછો આવ્યો નહિ ત્યારે દેવયાનીની આજીજીથી શુક્રે સમાધિથી જોયું અને સંજીવન વિદ્યાથી કચને શુક્રે પુનઃ સજીવન કર્યો. દૈત્યો તેને પુનઃ સજીવન થયલો જોઇને અતિશય ક્રોધે ભરાયા, અને તેને સમય સાધીને ત્રીજી વાર મારી બાળી નાંખ્યો અને તેની રાખ દારુમાં મેળવી શુક્રનેજ પાઈ દીધી. એટલે તેમને હવે ખાત્રી થઈ, કે શુક્રના મુઆ વિના તે જીવતો થાય નહીં તેથી હવે તે પુનઃ સજીવન થઈ શકશે જ નહીં.

પાછો સંધ્યાકાલે કચને ઘેર નહીં આવેલો જોઇને દેવયાનીએ તેની ખબર કાઢવાની શુક્રને વિનતિ કરતાં, તપાસ કરી, તેમણે દેવયાનીને જણાવ્યું કે, દૈત્યોએ તેને મારી નાંખ્યો છે. દેવયાનીએ તેને પુનઃ સજીવન કરવાનો આગ્રહ કર્યો, ત્યારે તેમણે દિવ્ય દૃષ્ટિથી જોઇને કહ્યું કે, 'આજે કચને સજીવન કરવો, એ અશક્ય છે, કારણ કે તે મારા ઉદરમાં જ સમાયલો છે, તેથી હું મરુ તો જ તે સજીવન થઈ શકે એમ છે. માટે જો તને કચ જોઇતો જ હોય તો હું રહી શકીશ નહીં' પછી દેવયાનીએ બુદ્ધિપૂર્વક વિચાર કરી કહ્યું કે, 'તમે બન્ને જીવતા રહો, એવી એવી યુક્તિ છે. પ્રથમ તમે સજીવન મંત્ર જપી તમારા ઉદર માંહેલા કચને એ વિદ્યા શીખવાડો. પછી તે તમારું ઉદર ફોડીને બહાર આવશે અને તમને એ વિદ્યાથી પુનઃ જીવતા કરશે.' શુક્રે તેમ કર્યું, અને બન્ને જીવતા રહ્યા. હવે શુક્રને લાગ્યું કે, કચને ઘરમાં રાખવો એ નિર્ભય નથી, એટલે તેને તેના પિતા પાસે જવાની આજ્ઞા કરી દેવયાનીએ તેને પોતાને પરણીને સાથે લઈ જવાનો આગ્રહ કર્યો, ત્યારે કચે જણાવ્યુ કે, આપણે સહોદર થયા છીએ એટલે પરણી શકીએ નહીં. દેવયાનીએ તેથી ગુસ્સે થઇને કચને શ્રાપ આપ્યો કે, તારી વિદ્યા નષ્ટ થશે ત્યારે કચે તેને સામો શ્રાપ દીધો કે, તને કોઈ બ્રાહ્મણ પરણશે નહીં. આ પ્રમાણે સંજીવન વિદ્યા શીખી તે દેવલોકમાં પાછો આવ્યો.

† મુંબઇની પ્રતિમાં નંદનીયં-સુંદર એ પાઠ છે, પણ શત્રુ પોતાના પ્રતિસ્પર્ધિને આવું વિશેષ લગાડે એ સંગત નથી, તેથી કાશીની અને બંગાળી પ્રતનો નિંદનીયં પાઠ અહીં લીધો છે.

‡ રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન, એ ચારે વિષ્ણુના અંશ હતા, એ વાતનું આ સૂચન છે.

એ જ વિષ્ણુએ રામરૂપે અવતાર લીધો, અને રાવણનો નાશ કર્યો હતો.[૪૪]

"આ પ્રમાણે એ વિષ્ણુએ દેવોનાં હિતનો હેતુ સાધવાને માટે છળકપટથી તે તે રૂપ લીધાં, અને દેવોનું કાર્ય સાધવા સાથે પોતાનું (દાનવોને હણવાનું) કાર્ય પણ સાધ્યું.[૪૫] તેટલા માટે ખરેખર, આ છોકરો વિષ્ણુ કે ઇન્દ્ર કે મરુતોના પતિ લાગે છે. મારો વધ કરવાની ઇચ્છાથી જ તે આ લોકમાં આવ્યો છે, એમ નારદે મને અગાઉ કહ્યું હતું.[૪૬] આથી આ કાર્યમાં વસુદેવનો ભાગ હશે, એવી શંકા તેને માટે મારા મનમાં થાય છે. એની વિશેષ સૂક્ષ્મ બુદ્ધિને લીધે જ આપણે આવી ભયભીત સ્થિતિમાં આવી પડ્યા છીએ.[૪૭] અગાઉ મને ખટ્વાંગ વનમાં નારદ મળ્યા ત્યારે તે બ્રાહ્મણે મને બીજી વાર પણ કૃષ્ણથી સાવધ રહેવા આ પ્રમાણે કહ્યું હતું:[૪૮]

"હે કંસ! તેં દેવકીના છેલ્લા આઠમા ગર્ભને હણવાને માટે જે મોટો પ્રયત્ન કર્યો, તે પ્રયત્નને તે જ રાત્રિએ વસુદેવે નિષ્ફળ કર્યો છે.[૪૯] હે કંસ! તેં તે રાત્રિએ જે છોકરીને પથ્થર ઉપર પટકી હતી, તે તો ખરી રીતે યશોદાની છોકરી હતી, અને આ કૃષ્ણ તો વસુદેવથી ઉત્પન્ન થયલો (દેવકીનો) પુત્ર છે, એમ જાણજે.[૫૦] તારો સંહાર કરાવવાની ખાતર જ તે રાત્રિએ મિત્રના રૂપમાં શત્રુ થઇને વસુદેવે એ બે ગર્ભોની અરસપરસ બદલી કરી નાંખી હતી.[૫૧] યશોદાની એ છોકરીએ, પર્વતોમાં ઉત્તમ એવા વિન્ધ્યાચળ ઉપર વિચરનારા, શુંભ અને નિશુંભ નામના બે દાનવોને હણ્યા, તેથી તે પર્વત ઉપર દેવી તરીકે તેનો અભિષેક થયો છે. તે વરદાનને આપવાવાળી છે, અને ભૂતોનાં ટોળાં તેની સેવા કરે છે, તથા મોટાં મોટાં પશુઓનાં બલિદાનોથી પ્રસન્ન થતી, એ દેવીની ઉપાસના ઘોર દસ્યુ લોક કરી રહ્યા છે.[૫૨-૫૩] પાસે મદ્ય અને લોહિથી ભરેલા બે ઘડાઓથી તે શોભે છે; તે મોરનાં પીછાંના બાહુબંધ વિગેરે આભૂષણો ધારણ કરે છે.[૫૪] એ દેવી પોતાની શક્તિ અને તેજથી વિંધ્યાચળના વનમાં પોતાનું મંદિર બનાવી તેમાં વસે છે. વિંધ્યાચળમાં આવેલું એ સ્થાન હર્ષઘેલા કુકડાઓના કુકુ અવાજથી તથા મદમાતેલા કાગડાઓના કાકા શબ્દોથી ગાજી રહેલું છે. તે હરિણોનાં ટોળાંથી અને છૂટથી ઉડી રહેલાં પક્ષીઓથી સંપૂર્ણ છે. વળી સિંહ, વ્યાઘ્ર અને વરાહોની ગર્જનાઓના પડઘાઓ તે વનમાં પડી રહેલા છે. મોટી મોટી ગંભીર ઘટાવાળાં વૃક્ષોથી તે ભરપૂર છે, અને તેની સઘળી બાજુઓએ જંગલો આવેલાં છે. એ દેવીનું મંદિર સોનાનાં પાત્રો, સોનાના હાથાવાળાં ચમરો અને આરસાઓથી શોભી રહ્યું છે, અને તેમાં દેવોની તુરીઓના નાદ તથા તેના સેંકડો પડઘાઓ પડી રહેલા છે. શત્રુઓને ત્રાસ આપનારી તે દેવી મનને નિત્ય આનંદ આપનારા મંદિરમાં પરમ પ્રસન્ન થઇને વસે છે, અને દેવો પણ તેની પૂજા કરે છે."[૫૫-૫૯]

કંસ કહે છેઃ-"હે યાદવનેતાઓ! વળી નારદે મને આ જ પ્રસંગે કહ્યું હતું, કે, 'આ જે કૃષ્ણ નંદગોપના છોકરા તરીકે ઓળખાય છે; તેને હાથે મોટાં અદ્ભુત કર્મોની ઘટના થવાની છે; અને વસુદેવથી ઉત્પન્ન થયલો તે બીજો જ વસુદેવ અર્થાત્ વસુદેવના જેવો જ સામર્થ્યવાળો નીવડશે.[૬૦] હે કંસ! તારો એજ બંધુ (કૃષ્ણ) તારો સહજ કાળ થશે.'

"હે યાદવનેતાઓ! આમ એ (કૃષ્ણ) આ વસુદેવનો પુત્ર બળવાન્ વાસુદેવ છે. ધર્મશાસ્ત્ર અનુસાર કુલના બંધન પ્રમાણે તે મારો બાંધવ છે. પરંતુ વાસ્તવિક રીતે તો તે મારો કાલ આણનાર શત્રુ છે.[૬૧] જેમ માંસ ભક્ષણ કરવાને આતુર થયલો કાગડો પહેલાં તો જેનું માંસ તેને ખાવાનું હોય છે તેના માથા ઉપર પગ મૂકીને બેસે છે, અને પછી ચાંચથી તેની બે આંખો ફોડી ખાય છે;[૬૨] તેજ પ્રમાણે પુત્રવાળો આપણો આ જ્ઞાતિબાંધવ વસુદેવ મારે આશ્રયે રહીને, મારું અન્ન ખાવા છતાંયે મારા જ મૂલને જડમૂળથી ઉખેડે છે.[૬૩] નાનાં બાલકોની હત્યાના પાપમાંથી, તેમ જ ગાયના અને સ્ત્રીના વધના પાપમાંથી પણ મનુષ્યને પ્રાયશ્ચિત્તની શુદ્ધિથી મુક્તિ મળે છે, પરંતુ કૃતઘ્ન (લૂણહરામ) મનુષ્યને અને તેમાંયે વિશેષે કરીને જે પોતાના બાંધવને છેહ દે છે તેને તો કોઈ પ્રાયશ્ચિત્તથી મુક્તિ મળતી જ નથી.[૬૪] જે કૃતઘ્ન મનુષ્ય (કપટથી સ્વાર્થ સાધવા) બહારથી મીઠાં મીઠાં વચનો દ્વારા પ્રીતિ (સ્નેહ) દાખવે છે અને જે પરિણામે તો ભયંકર નીવડે છે, તે મનુષ્ય તેનાં કૃત્યોથી આખરે ટુંક સમયમાં પતિત જનને યોગ્ય ગતિને પામે છે જ.[૬૫] પાપરહિત મનુષ્ય પ્રતિ હૃદયમાં જે મનુષ્ય પાપબુદ્ધિને સેવે છે, તેને નરકમાં વાસ કરાવે એવા ભયંકર માર્ગે જવું પડે છે.[૬૬]

"હે વસુદેવ! શું તારા જેવાએ બંધુભાવ ટકાવવાની ઇચ્છાથી, સદાચારના નિયમો અને સદ્ગુણોના આચરણ પ્રમાણે મને કે જે હું તારો સ્વજન છું તેને તારો પ્રિયપાત્ર ગણવો જોઇએ, કે તારે તારા એ છોકરાને મારા કરતાં વિશેષ પ્રિયપાત્ર માનવો જોઇએ, તે મને કહે![૬૭] જેમ મહાવનમાં હાથીઓના કલહમાં ઝાડપાનનો ખોડો નીકળી જાય છે, અને યુદ્ધ પતી જતાં, તે હાથીઓ જ ભેગા મળીને એ ઝાડપાનને પોતાનો ખોરાક બનાવે

છે;[૬૮] તે જ પ્રમાણે બાંધવો વચ્ચે પણ ભેદ પડાવવાનો સમય ઉભો થતાં જે મનુષ્ય વચ્ચે પડવાની ઇચ્છાવાળો હોય છે, તે સ્વજન હોય કે પરજન હોય તો પણ તે તો વચ્ચે અટવાઈ જાય છે, અને તેનો તો ઘાટ ઘડાઈ જ જાય છે. અર્થાત્ મારા અને કૃષ્ણ વચ્ચેના કલહમાં અમારામાંથી એક યા બન્નેનો વિનાશ તો થવાનો હશે ત્યારે થશે, પરંતુ તારો તો વિનાશ અવશ્ય થશે જ.[૬૯] મેં પોતે અજાણતાં મારા વિનાશને માટે તારા જેવા કાળને પોષણ આપ્યું; અને પરિણામે, હે વસુદેવ! તું જ આ કુલ સાથે અતિશય વિરોધ ઉભો કરે છે.[૭૦] તું અસહિષ્ણુ ને ક્રોધી છે, તું વૈર બુદ્ધિવાળો છે, તું સદા પાપબુદ્ધિવાળો તેમ જ શઠ છે; તેથી, હે મૂઢ! યદુકુલને આવી શોચનીય સ્થિતિમાં મૂકવાનું જે કાર્ય તારે હાથે થયું છે, તે યોગ્ય જ છે.[૭૧] હે વસુદેવ! મેં તને વૃદ્ધ તરીકે આગળ કર્યો તે સર્વેય વૃથા નીવડ્યું; કારણ કે માથે પળીયાં આવ્યાં તેથી તથા સો વર્ષ થયાં તેથી કાંઈ મનુષ્ય ખરેખર વૃદ્ધ થતો નથી, પરંતુ જે મનુષ્યની બુદ્ધિ પરિપકવ (શાણી) થયલી હોય છે, તે જ મનુષ્ય ખરેખરો વૃદ્ધ મનાય છે.[૭૨–૭૩] હે વસુદેવ! તું કઠોર આચરણવાળો છે, પરંતુ તારી બુદ્ધિ બહુ લાંબો વિચાર કરે એવી નથી, તેમ તું બહુશ્રુત પણ નથી; માત્ર શરદ્ ઋતુના મેઘની પેઠે તું કેવળ વયમાં જ ઘરડો થયો છે.[૭૪] હે વૃથા બુદ્ધિવાળા વસુદેવ! કેમ તું એમ સારી રીતે સમજે છે કે, કંસ હણાશે તો મારો છોકરો મથુરાંનું પાલન કરનારો (રાજા) થશે?[૭૫] પરંતુ જેની આશા છિન્ન થઈ ગઈ છે એવો તું વૃથા વૃદ્ધ થયો છે, (તેં સમય ફોકટ ગુમાવ્યો છે,) તેમ તેં એ વ્યર્થ વિચાર કરેલો છે; કારણ મારી સામે થવાને જે ઉભો રહે તે જીવવાની ઇચ્છાવાળો હોઈ શકે જ નહીં.[૭૬] મારા જેવા તારી ઉપર વિશ્વાસ રાખનારને તું દુષ્ટ ચિત્તવાળો પ્રહાર કરવાને તત્પર થયો છે, પરંતુ તારા બન્ને છોકરાઓના દેખતાં જ તે જ ઘા હું તારી ઉપર પાછો વાળીશ.[૭૭] મેં આજ સૂધી કદી પણ પૂર્વે વૃદ્ધ મનુષ્યનો, બ્રાહ્મણનો, કે સ્ત્રીનો વધ કર્યો નથી, તેમ કરનાર પણ નથી; અને વિશેષે કરીને હું પોતે મારા બાંધવનો તો વધ કરનાર જ નથી.[૭૮] તું અહીં જન્મ્યો ત્યારથી જ આટલો મોટો થયો છે; મારા પિતા ઉગ્રસેને તને નાનપણથી ઉછેરી મોટો કર્યો છે; અને મારા બાપની બેનનો તું ધણી છે, તેથી યદુઓનો તું પહેલો પૂજ્ય ગુરુ છે.[૭૯] ચક્રવર્તી રાજાઓમાં ભારે વિખ્યાતિને પામેલા મોટામાં મોટા કુલમાં તું જન્મેલો છે, અને ધર્મબુદ્ધિવાળા, સાધુ અને મહાન્ યાદવો વૃદ્ધ તરીકે તારી પૂજા કરે છે.[૮૦] પરંતુ તારું યાદવોના યૂથના નેતાનું આવા પ્રકારનું નિંદાપાત્ર આચરણ થવાથી, અમે સર્વે સજ્જનોમાં હાંસીને પાત્ર થયા છીએ; માટે હે વસુદેવ! કહે કે, હવે અમારે શું કરવું?[૮૧] હે વસુદેવ! તારી આ દુર્નીતિથી મારો વધ કિંવા જય થાય તો પણ તેની હવે મને મોટી કીમત રહી નથી. કારણ તારા આ દુષ્કૃત્યથી સજ્જનોના સમૂહમાં મોઢું સંતાડવું પડે, એવી સ્થિતિમાં યાદવો મૂકાશે.[૮૨] યુદ્ધમાં તેં મારા વધના ઉપાયનું મિથ્યા ચિંતન કરીને, આવું અવિશ્વાસને પાત્ર કર્મ કર્યું છે, અને તે સાથે યાદવોને પણ નિંદાને પાત્ર બનાવ્યા છે.[૮૩] મારી અને કૃષ્ણની વચ્ચે કદી પણ શમે નહીં એવું વૈર ઉત્પન્ન થયું છે, તેથી અમારામાંથી એકનો પણ નાશ થશે નહીં ત્યાં સૂધી યાદવો તો શાંતિ પામવાના જ નથી.[૮૪]

"માટે, હે દાનપતિ અક્રૂર! તું વિના વિલંબે મારી આજ્ઞાથી વ્રજમાં જા, અને તે બન્નેને અહીંયાં લઈ આવ. મને કર ભરનારા નંદગોપ અને અન્ય ગોવાળોને પણ તેમની સાથે જ લેતો આવજે.[૮૫] તારે ત્યાં જઇને નંદગોપને કહેવું કે, 'વાર્ષિક કર લઇને ગોવાળોની સાથે આ મથુરા નગર પ્રતિ તારે સત્વર આવવું; કંસ, તેના સેવકો અને પુરોહિત, વસુદેવના એ બે છોકરાઓને જોવાને આતુર છે.[૮૬–૮૭] તે બન્ને છોકરાઓ યુદ્ધકલાના જાણકાર છે, અને સમયને અનુસરીને મલ્લના અખાડામાં દ્વંદ્વ યુદ્ધ કરવામાં સાવધાન અને કુશલ પણ છે; તે બન્ને દૃઢ અને સુંદર આકૃતિવાળા, તેમ જ કસરતમાં પણ લાંબા સમયથી પલોટાયલા છે, એમ સાંભળ્યું છે.[૮૮] મલ્લયુદ્ધ માટે અમારા પણ બે મલ્લો મુષ્ટિક અને ચાણૂર જાણે ઉત્સવ હોય તેમ તેમની સાથે કુસ્તી કરવાને સજ્જ થયલા છે; તે બન્નેની સાથે એ બે દ્વંદ્વયુદ્ધકલાકુશલ છોકરાઓ કુસ્તી કરશે.[૮૯] દેવની ઉપમાને લાયક એ બે છોકરા, મારા પિતાની બેન(દેવકી)ના પુત્રો છે, તેઓ વ્રજમાં વસે છે, અને વૃંદાવન અરણ્યમાં ગાયો ચારે છે, તેથી મારે તેમની અવશ્ય ખબર રાખવી જ જોઇએ.'[૯૦] માટે, હે અક્રૂર! તું વ્રજમાં જા, અને વ્રજવાસીઓને કહે કે, સુખી રાજા કંસ ધનુર્મખ નામનો યજ્ઞ કરાવે છે.[૯૧] યજ્ઞ માટે નિમંત્રણથી બોલાવેલા લોકની ઉત્તમ અને અખંડિત વ્યવસ્થા થઈ શકે, તે માટે આ મથુરાની પાસેના વનમાં તમારે આવીને રહેવું, અને તમારે તમારી સાથે ગોરસનાં તમારાં સઘળાંયે સાધન આણવાં; જેથી છાશ, દહીં, દૂધ અને ઘી મહેમાનોને તેમની ઇચ્છા પ્રમાણે આપી શકાય; તેમ જ દૂધના પદાર્થો બનાવવાને પૂરતું દૂધ પણ મળી શકે.[૯૨–૯૩]

"હે અક્રૂર! મારી આજ્ઞાથી તું ત્યાં જા, અને તે બન્નેને અહીં સત્વર લઈ આવ. કારણ કૃષ્ણ અને સંકર્ષણને જોવાની મને ઘણી જ ઉત્કંઠા થઈ છે.[૯૪] તેઓ અહીં આવશે ત્યારે જ મને પરમ સંતોષ થશે, અને એ બે મહાન્ પરાક્રમી બાલકોને જોયા પછી તેમનું જે રીતે હિત સધાશે તેમ હું કરીશ.[૯૫] જો કદી મારી ઠહાવેલી આજ્ઞા સાંભળીને તે બન્ને અહીં આવવાની તને ના પાડે તો પછી યોગ્ય સમયમાં હું અહીં તે બન્નેને મારી સન્મુખ પરાણે પણ પકડી મંગાવીશ.[૯૬] હે અક્રૂર! બાલકો સાથેના વર્તાવમાં તેમને પહેલાં તો મીઠા શબ્દોથી સમજાવવા, એ નીતિનો પહેલો નિયમ છે; તેથી મધુર શબ્દોથી એ બન્ને મંદ બુદ્ધિવાળા છોકરાઓને સમજાવીને તું જાતે અહીં સત્વર લઈ આવ.[૯૭] હે દૃઢપણે વ્રત આચરનારા અક્રૂર! જો તને વસુદેવે મારી વિરુદ્ધ ફોડ્યો ન હોય તો તું મારું આટલું પરમ દુર્લભ પ્રિય કાર્ય કર.[૯૮] અને, હે તાત! એ બન્ને અહીં આવે એમ કર."

આ પ્રમાણે કઠોર વચનોથી કંસે નિંદા અને અપમાન કર્યા છતાં, વસુ સમાન વસુદેવે સમુદ્રની પેઠે ગંભીરતા અને ધીરતા ધારણ કરી, અને કંપરહિત સ્થિર ઊભા રહ્યા.[૯૯] ટૂંકી બુદ્ધિવાળા કંસનાં આવાં વાક્બાણોનો પ્રહાર ખમી રહેલા વસુદેવે હૃદયમાં ક્ષમા ધારણ કરી, અને તેનો કંઈ પણ ઉત્તર વાળ્યો જ નહીં.[૧૦૦] જે લોકોએ વસુદેવને આમ અનેક રીતે અપમાન પામતો જોયો, તે સર્વ નીચું મુખ કરીને ધીમા સ્વરથી અનેક વાર 'ધિક્ ધિક્' શબ્દો બોલ્યા.[૧૦૧] મહા તેજસ્વી અક્રૂર દિવ્ય ચક્ષુથી કંસના સર્વ ભવિષ્યને જાણતો હતો, તેથી જેમ તૃષાતુર પ્રાણી પાણી દેખીને પ્રસન્ન થાય તેમ તેને આ આજ્ઞાથી આનંદ થયો.[૧૦૨] એટલે દાનપતિ અક્રૂર પોતે જાતે, કમલલોચન કૃષ્ણને જોવાને પ્રસન્ન થતો થતો, તે જ મુહૂર્તમાં મથુરાંમાંથી બહાર નીકળ્યો.[૧૦૩]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'कृष्णने कंसनुं अक्रूर साथे मथुरां आववानुं निमंत्रण' ए नामनो २२ मो अध्याय संपूर्ण

---

## અધ્યાય ૨૩ મો

### અંધક યાદવની કંસને શિખામણ

वैशंपायन उवाच–

क्षिप्तं यदुवृषं दृष्ट्वा सर्वे ते यदुपुंगवाः ।
निपीड्य श्रवणान्हस्तैर्मेनिरे तं गतायुषम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! યદુવંશી વસુદેવને આ પ્રમાણે અપમાન પામેલા* જોઈને સર્વે યાદવ આગેવાનોએ હાથથી કાન બંધ કરી દીધા, અને વસુદેવનું આયુષ્ય હવે પૂરું થઈ ચૂક્યું એમ ધારવા લાગ્યા.[૧] પરંતુ વક્તાઓમાં શ્રેષ્ઠ અંધકે† લેશ માત્ર પણ ઉદ્વિગ્ન થયા વિના, ધૈર્યથી ઓજસ્વી વચનો કંસને ભરસભામાં નીચે પ્રમાણે કહ્યાં:–[૨]

"હે પુત્ર! તેં આવાં વચન બોલીને વાણીનો આ જે પરિશ્રમ કર્યો છે તે મહાન્ પુરુષોને માટે પ્રશંસાપાત્ર નથી જ, પણ ઉલટો અયોગ્ય છે, અને તેમાંયે તે બાંધવોને ઉદ્દેશીને કરાયલો હોવાથી વિશેષે કરીને સજ્જનો તેને નિંદાપાત્ર ગણે છે.[૩] હે વીર! જો તને યાદવકુલમાં જન્મ્યા બદલ શરમ આવતી જ હોય તો તો હું જે કહું છું તે તું સાંભળ. યાદવો તને કંઈ, તારી ઇચ્છા વિરુદ્ધ, બલાત્કારે યાદવ ઠરવા માગતા નથી.[૪] હે પુત્ર! તું તારી જાતને અમો યાદવોના શાસનકર્તા રાજા માને છે, પરંતુ તારી એ પદવીથી તો અમે વૃષ્ણિઓ લોકમાં નિંદાને પાત્ર ઠર્યા છીએ, અને ઇક્ષ્વાકુ વંશમાંનો દુષ્ટ રાજા અસમંજસ્‡ પાછો અમારા યાદવ વંશનો ઉચ્છેદ કરવા તારી દ્વારા યદુકુલમાં ઉત્પન્ન થયો છે, એમ અમને જણાય છે.[૫] હે કંસ! તું ભોજ, યાદવ કિંવા કંસ કે ગમે તે નામધારી હો; તેમ, હે તાત! જન્મયોગથી પ્રાપ્ત થયલા વાળ તારા માથા ઉપર એમ ને એમ રહેવા જટા વધાર અથવા તો તે મુંડાવી નાંખ;[૬] અર્થાત્ તું ગમે તે નામ ધારણ કર કે યાદવોના લાક્ષણિક વેશથી ગમે તેવો નિરાળો વેશ ધારણ કર, છતાં તું યાદવ જ રહેવાનો; અને તારા જેવા, અમારા યાદવ કુલને લાંછન લગાડનાર, દુષ્ટ નીતિવાળા પુત્રને જન્મ આપવા માટે આ ઉગ્રસેનને તો કલંક લાગી જ ચૂક્યું છે, અને તેથી તેની સ્થિતિ તો ખરેખર શોચ્ય કરવા યોગ્ય થઈ પડી છે.[૭] હે તાત! શાણા મનુષ્યો પોતાના ગુણોની

---

*મુંબઇની પ્રતિમા ક્ષિપ્ર–ઉતાવળિયો એ પાઠ છે; અને તેને આધારે આ શ્લોકનો એવો અર્થ છે કે, "યાદવોનો શ્રેષ્ઠ (નેતા) પુરુષ કંસને આમ ઉતાવળિયો થયલો જોઇને, તે સર્વે યાદવ આગેવાનો હાથથી કાનને બંધ કરી, કંસનું આયુષ્ય હવે પૂરું થયું, એમ માનવા લાગ્યા." પરંતુ ગયા અધ્યાયમાં વસુદેવની નિંદા કંસે કરી, એટલે મોટાની નિંદા સુજ્ઞે ન સાંભળવી એ ન્યાયે યાદવ આગેવાનો કાન બંધ કરે એ વિશેષ યોગ્ય છે, અને કંસ જેવો સમર્થ અને ક્રૂર રાજા જેની નિંદા કરે તેનું આવી જ બન્યું, એમ તેઓ માને, એ વિશેષ યોગ્ય છે. વળી આ અધ્યાયમાં અંધક કંસને વસુદેવની નિંદા કર્યા માટે ઠપકો આપે છે; આથી બંગાળાની અને કાશીની પ્રતિનો ક્ષિપ્તં–અપમાન કરાયલો અને વસુદેવને ઉદ્દેશીને યોજાયલો પાઠ વિશેષ સંગત છે. † કેટલાક એને કંસના પિતા ઉગ્રસેનનો દાદો કહે છે; તેનું બીજું નામ કંક હતું. ‡ આ રાજા પ્રજાપીડક તરીકે વિખ્યાત હતો.

આમ આપવડાઈ હાંકતા નથી; કારણ જો બીજાને મુખેથી આપણા ગુણો વદાય છે તો જ તે વેદના રહસ્ય પ્રમાણે સફળ ગણાય છે.૮ હે કંસ! તારા જેવા કુલનો નાશ આણનારા, મૂઢ છોકરાએ, જે યાદવોના ઉપર તું રાજ્ય ચલાવે છે તેમના યદુવંશને જગતના રાજાઓમાં નિંદાને પાત્ર બનાવ્યો છે.૯ 'મેં જે કહ્યું છે તે યોગ્ય છે,' એમ મનથી વિચારીને તેં જે આ અધમ વચનો (વસુદેવ માટે) અહીં ઉચ્ચાર્યાં, તેથી તારું કાર્ય તો સધાયું નથી, પરંતુ ઉલટું તેથી તેદ્વારા તેં તારું ખરું પોત પ્રકટ કર્યું છે.૧૦ જેમ બ્રાહ્મણના વધને કોઈ સારું કૃત્ય કહે નહીં તેમ મહાન્ પુરુષોમાં પણ સંમાન્ય એવા, નિરભિમાની, ગુરુજનની નિંદાને પણ કોણ સારી માને છે?૧૧ હે તાત! અગ્નિની* પેઠે, વૃદ્ધજનો માન્ય અને પૂજાવાને યોગ્ય છે, કારણ કે તેમનો ક્રોધ યોગબલથી અન્ય લોકને પામેલા લોકોને પણ બાળવાને સમર્થ છે.૧૨ હે તાત! જલમાં માછલું જેમ પોતાનો માર્ગ શોધી કાઢે છે તેમ જેમનું મન સતત ઉન્નત છે એવા શાણા, વિદ્વાન્ અને સંયમી પુરુષે આ સંસારમાં સૂક્ષ્મપણે ધર્મનો માર્ગ શોધી તે માર્ગે જ વિચરવું ઘટે છે.૧૩ પરંતુ તું તો જેમ મંત્રોચ્ચાર વિના કેવળ નાંખેલી આહુતિઓ અગ્નિને પીડા પમાડનારી નીવડે છે, તેમ ગર્વથી, બીજાનાં અંતઃકરણને શારનારી, તારી વાણીવડે અગ્નિ સમાન પૂજ્ય વૃદ્ધોને સંતાપે છે.૧૪

"વસુદેવે (તું કળી ન શકે એમ) પોતાના પુત્રનું રક્ષણ કર્યું, માટે તું તેને આવાં હલકાં વચનો કહે છે, પરંતુ તારો આ પ્રલાપ મિથ્યા અને ધિક્કારને પાત્ર છે, અને તેથી જ તેની નિંદા હું કરું છું.૧૫ પુત્ર કદી ભયંકર નીવડે તોયે પિતા કદી પણ તેની તરફ ભયંકર થઈ શકતો નથી, પરંતુ પુત્રને માટે તો પિતા અનેક આપત્તિઓ અને કષ્ટો પામે છે તથા સહે પણ છે.૧૬ જો કદી (તું કહે છે તેમ) વસુદેવે પોતાના બાલક પુત્રને સંતાડ્યો હોય, અને તેના એ કામને તું નહીં કરવા યોગ્ય અને કૃતઘ્ન માનતો જ હઉં, તો પછી તું તારા પિતા ઉગ્રસેનને જ પૂછી જો કે, તેનું જ એવું કોઈ કાર્ય અયોગ્ય ગણાય ખરું?૧૭ વસુદેવને હલકાં વચનો કહેવામાં તેમ જ તે દ્વારા યદુવંશની નિંદા કરવામાં તેં યાદવપુત્રોના વૈરથી ઉત્પન્ન થયલું વિષ સંપાદન કર્યું છે.૧૮ કદી વસુદેવે પુત્રને ઉગારવાને નહીં કરવા જેવું અયુક્ત કાર્ય કર્યું, તો મારો એ પ્રશ્ન છે કે તારા પિતા ઉગ્રસેને તને બાલપણમાં મારી નાંખ્યો નહીં, એ અયુક્ત કાર્ય ખરું કે નહીં?૧૯ પુત્ર પિતૃઓને પુત્ નામના નરકમાંથી તારે છે, તેટલા માટે જ ધર્મના જાણકાર પુરુષો તેને પુત્ર કહે છે.૨૦ કૃષ્ણ અને સંકર્ષણ જન્મ્યા તે ક્ષણથી જ તું તેમની તરફ વૈર ધરાવતો આવ્યો છું, (એટલે તું પહેલો અપરાધી છે) અને તેઓ પણ તને એવો જ હાડવૈરી સમજે છે.૨૧ ભર સભામાં આમ વસુદેવને મહેણાં ટોણાં મારીને તથા વાસુદેવનો કોપ વહોરી લઈને તેં સર્વ યાદવોનાં અંતઃકરણ તારી વિરુદ્ધ ઉશ્કેરી મૂકયાં છે.૨૨ વસુદેવની આમ વિશેષ નિંદા કરવાથી કૃષ્ણ તારો દ્વેષ કરનારો શત્રુ થયો છે, અને આવાં જ અશુભ નિમિત્તો તારે શિરે ઝઝુમતા ભવિષ્યના ભયનું સૂચન કરે છે.૨૩

"રાત્રિના પાછલા ભાગમાં આવતાં સ્વપ્નમાં લોકને સર્પોનું અશુભ દર્શન થયું છે તે આ મથુરા નગરીને માથે વૈધવ્ય આવવાનું છે, (અર્થાત્ તેનો રાજા તું મરણ પામવાનો છે,) એનાં ચિહ્નો સૂચવે છે, એવું અમે અનુમાન કરીએ છીએ.૨૪ વળી તું જરા આકાશ તરફ દૃષ્ટિ કર. આ ઘોર ગ્રહ રાહુ ચિત્રા નક્ષત્રમાં રહીને આકાશમાં કિરણોથી સ્વાતિ† નક્ષત્રને ઉલ્લેખે (ભેદે) છે, અને તે જ પ્રમાણે ભયંકર દર્શનવાળો પાપગ્રહ અંગારક (મંગળ) વક્ર ગતિથી (તેની સાથે સંયુક્ત થતો) ચિત્રા નક્ષત્રમાંથી પસાર થાય છે.૨૫‡ વળી પશ્ચિમ દિશામાં સંધ્યા બુધને લીધે ઘોર તેજથી વ્યાપેલી છે, તેમ સૂર્યના માર્ગને શુક્ર વટાવી ગયો છે.§૨૬ વળી ધૂમકેતુની પૂંછડીએ ભેદેલા ભરણી આદિ તેર નક્ષત્રો ચન્દ્રને અનુસરતાં નથી.૨૭|| પૂર્વ દિશાની સંધ્યા રવિમંડલના

---

* બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો અગ્નિહોત્રનું વ્રત લેતા અને વંશપરંપરા પૂર્વજોના અગ્નિને સતત જાળવતા તેનું આ સૂચન છે. પારસીઓ પણ અગ્નિપૂજક છે; અને તે આર્યો અને પારસીઓનું પૂર્ણ સામ્ય દાખવે છે.

† આ નક્ષત્ર પંદરમું છે, અને તે એકતારું છે. પૌરાણિક કથા સ્વાતિને સૂર્યની એક પત્ની કહે છે.

‡ ટીકાકાર આનો ભાવાર્થ આ રીતે સમજાવે છે:—કંસની જન્મપત્રિકાના સર્વતોભદ્ર ચક્રમાં, તેના જન્મનક્ષત્ર મૃગશિરથી દશમા ચિત્રા નક્ષત્રમાં રાહુ રહેલો છે, અને તે જ સ્થાનમાં બીજો પાપ ગ્રહ મંગળ વક્ર ગતિથી આવ્યો છે. તે બન્ને આમ કર્મનક્ષત્ર ચિત્રામાં વ્યાપતાં તેના જન્મનક્ષત્ર મૃગશિરનો વધ થાય છે, તેથી આ યોગ અનિષ્ટ કરનારો છે. માટે અંધક કંસને કહે છે કે, હે કંસ! તારો જીવન ટકાવવાનો સઘળો પ્રયત્ન હવે નિષ્ફળ થશે, અને તારો દેહ અવશ્ય વિનાશ પામશે. § આનો આ ભાવાર્થ છે:—પશ્ચિમમાં બુધ ઉગે તો તે રાજ્ય ભંગ કરે; તેથી તારા પણ રાજ્યનો નાશ થશે. વળી શુક્રે સૂર્યનું ઉલ્લંઘન કર્યાથી શુક્ર અને સૂર્ય વચ્ચે અંતર પડવા લાગ્યું છે; અને બુધ, શુક્ર તથા સૂર્યનું અત્યંત પૃથક્ દર્શન ભારે નાશ કરનારું નીવડે છે; આથી કંસનો નાશ સમીપ હોવાનું જણાય છે. || કંસના કર્મનક્ષત્ર ચિત્રામાં રાહુ છે; અને ચિત્રા અને તેના પહેલાં બાર એમ મળી કુલ તેર નક્ષત્ર જીવનપક્ષનાં હોવા છતાં પાપગ્રહ ધૂમકેતુના વેધથી મૃત્યુપક્ષ ઢળ્યાં; એટલે ચંદ્ર આ શુભ નક્ષત્રોવાળા ભાગમાં હોવા છતાંયે રાહુને લીધે એ તેર નક્ષત્રો સાથે ભેળાઈ ઉત્તમ ફળ આપી શકતો નથી; આ સ્થિતિ આમ કંસના જીવની વિરુદ્ધ જાય છે.

પરિઘ(તિરકસ દંડ)થી ગ્રસ્ત થવાને લીધે પોતાના તેજથી સૂર્યનો બાધ (અવરોધ) કરે છે. પશુ અને પક્ષીઓ ચિત્રવિચિત્ર શબ્દો ઉચ્ચારતાં ઉલટી દિશામાં વિચરે છે.[૨૮] જાણે અંગારા વર્ષાવતા હોય એવા નિશ્વાસ નાંખતાં ઘોર શિયાળવાં સવારે તેમ જ સાંજે બન્ને વખતે સ્મશાનમાંથી બહાર નીકળી, અતિશય પોકાર કરતાં કરતાં આ નગરને વીંટળાઈ વળે છે.[૨૯] તેમ ભયંકર અવાજ સાથે ઉલ્કાઓ (તારાકણો) પૃથિવીતલ ઉપર ખરે છે, અને અકાલે અકસ્માત્ પર્વતોનાં શિખરો ડોલે છે, અને પૃથિવી કંપે છે.[૩૦] હમણાં રાહુએ સૂર્યને ઘેર્યો છે, તેથી દિવસ એ રાત્રિ જેવો જ અંધકારવાળો થઈ ગયો છે. ધૂમાડાના ઉત્પાતોથી દિશાઓ વ્યાપી ગઈ છે, અને વિજળીના સૂકા (ચોમાસા વિનાના) ચમકારા ચમકી રહ્યા છે.[૩૧] વળી વિજળીના ચમકારા સાથે મેઘો ગર્જના કરતા કરતા લોહીનો વર્ષાદ વર્ષાવે છે, દેવોની પ્રતિમાઓ પોતાનાં સ્થાનકોથી ચળી છે, અને પક્ષીઓ વૃક્ષો છોડી જતાં રહે છે.[૩૨]

"ટુંકમાં, રાજાના વિનાશને માટે ભવિષ્ય ભાખનારા જોશીઓ જે જે અશુભ નિમિત્તો જણાવે છે, તે સર્વે નિમિત્તો હવે એકઠાં થયલાં અમે જોઇએ છીએ.[૩૩] તું પોતે પણ સ્વજનો અને સગાંનો દ્વેષ કરે છું, અને રાજાએ પાળવા યોગ્ય ધર્મોથી વિરુદ્ધપણે વર્તે છું. કંઈ પણ નિમિત્ત વિના તું ક્રોધી બને છું, તેથી તારે શિરે ભય હવે નજીકમાં જ ઝઝુમી રહ્યો છે.[૩૪] હે દુર્બુદ્ધિ! વસુ જેવા અને દેવતુલ્ય વસુદેવને મૂઢ બની જઈ તું મ્હેણાં ટોણાં મારે છે, તેથી તારા આત્માને કયાંથી શાંતિ મળવાની છે?[૩૫] તું અમારા વંશનું અકલ્યાણ કરનારો છું, તેથી તારી ઉપરનો અમારો સ્નેહ અમે આજથી જ ખેંચી લઇએ છીએ, અને હવેથી અમે તારી ઉપાસના (સેવાચાકરી) કરીશું જ નહીં.[૩૬] અમારામાં એ દાનપતિ અક્રૂર જ ખરેખર અહોભાગ્ય છે; કારણ કે, તે વૃન્દાવનમાં વસતા, કમલ જેવી વિશાલ આંખવાળા, અને ક્લેશનો વિનાશ કરનારા કૃષ્ણને જોવા પામશે.[૩૭] તારાં કૃત્યોને લીધે યાદવોનો આ વંશ જે જડમૂળથી ઉખડી ગયા જેવો થયો છે, તે વંશને કૃષ્ણ જ્ઞાતિબંધુઓને એકઠા કરીને પાછો એકત્ર કરશે.[૩૮] તારી ઇચ્છામાં આવે તેમ બોલ્યાં જ કર; આ બુદ્ધિમાન વસુદેવે તને એ સર્વની ક્ષમા આપેલી જ છે. કારણ કાલને જ ખરી સ્થિતિનું પુરેપુરું જ્ઞાન છે.[૩૯] માટે હે કંસ! (જો તું તારું શુભ હજીએ વાંચ્છતો હોય તો તો) વસુદેવને સાથે લઈને તું કૃષ્ણના નિવાસ ગોકુળમાં જા, અને તેની સાથે સંધિ કરી આવ; મને આ માર્ગ વિશેષ સારો લાગે છે."[૪૦]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'अंधक यादवनी कंसने शिखामण' ए नामनो २३ मो अध्याय संपूर्ण

---

## અધ્યાય ૨૪ મો

### દાનવ કેશીનો વિનાશ અને નારદનો સંદેશ

वैशंपायन उवाच—

> अंधकस्य वचः श्रुत्वा कंसः संरक्तलोचनः ।
> न किंचिदब्रवीत्क्रोधाद्विवेश स्वं निकेतनम् ।।१।।

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! અંધકનું આવું વચન સાંભળી, ક્રોધથી કંસની આંખો લાલચોળ થઈ ગઈ, અને તેના આવેશમાં ને આવેશમાં કંઈ પણ બોલ્યો જ નહીં, અને પોતાના મ્હેલમાં ચાલ્યો ગયો.[૧] તેમ શ્રુતિ આદિ ધર્મશાસ્ત્રના જાણકાર તે સર્વે યાદવો પણ કંસના સંકલ્પો જાણી લઈ,* તેનું અનિષ્ટ ભવિષ્ય ભાખતા, પોતપોતાને ઘેર પાછા ચાલ્યા ગયા.[૨] પોતાને જે આજ્ઞા મળી હતી, તે પ્રમાણે વર્તી, કૃષ્ણના દર્શનની લાલસાવાળો અક્રૂર મનના જેવી શીઘ્ર ગતિવાળા રથ ઉપર બેસી ત્યાંથી વૃંદાવન જવા ચાલી નીકળ્યો.[૩] આ પાસ ભવિષ્યમાં નીપજનારાં શુભ નિમિત્તો કૃષ્ણનાં અવયવો ઉપર દેખાયાં, અને તે પિતાતુલ્ય બાંધવ અક્રૂર સાથેના સમાગમનું સૂચન કરવા લાગ્યાં.[૪]

અક્રૂરને વૃંદાવન મોકલતાં પહેલાં, મથુરાના રાજા કંસે ઉપેંદ્ર(કૃષ્ણ)નો વિનાશ કરવા વૃંદાવન જવાનું કહેવાને કેશી દાનવ પાસે એક દૂતને મોકલ્યો હતો.[૫] મનુષ્યોને સંતાપ પમાડનારો કેશી એ દૂતના મુખથી કંસની આજ્ઞા સાંભળી વૃંદાવન ગયો; અને ત્યાં જઈ કોઇથી હઠે નહીં એવો તે દૈત્ય ગોપાળોને હરેક રીતે પીડવા લાગ્યો.[૬] તેણે ઘોડાનું રૂપ ધારણ કર્યું હતું; એ ક્રોધી, નિરંકુશ અને દુષ્ટ પરાક્રમવાળો દૈત્ય કેશી મનુષ્યોનું માંસ ખાતો ખાતો ભારે નિકંદન ચલાવી રહ્યો.[૭] એ ઉચ્છૃંખલ, મદોન્મત્ત, અને સ્વેચ્છાપૂર્વક વર્તનારો, દાનવ કેશી ગોવાળો તેમ જ ગાયોને હણીને તેમના માંસના આહાર કરવા મંડ્યો.[૮] વૃંદાવનમાં જ્યાં જ્યાં એ દુષ્ટાત્મા કેશી ઘોડાના રૂપમાં વિચરતો, ત્યાં ત્યાં વનનો તે તે ભાગ સ્મશાન જેવો ઉજ્જડ

---

* અહીં મુંબઈ આદિ પ્રતોનો किंसंकल्पाः (પોતાના સંકલ્પો-નિશ્ચયો અફળ ગયેલા) એ પાઠ ન લેતાં બંગાળી પ્રતનો विदित-संकल्पाः પાઠ લીધો છે.

થઈ રહેતો, અને મનુષ્યોનાં માંસ હાડકાંથી છવાઈ જતો.૯ તે ખરીઓથી પૃથ્વીને ખોદી નાંખવા મંડ્યો, વેગથી ભટકાઈને ઝાડો ઉખેડી નાંખવા લાગ્યો, હણહણાટથી વાયુની હરીફાઈ કરવા મંડ્યો, અને ફાળોથી આકાશમાં કૂદકારા મારવા લાગ્યો.૧૦ ચાળને કંપાવતો, ભયંકર, અતિશય ઉન્મત્ત અને ગર્વિષ્ઠ થયલો તે વનચર, દુષ્ટ અશ્વ કેશી કંસના જેવું જ લોકનિકંદનનું કાર્ય કરવા લાગ્યો.૧૧ એ ઘોર કર્મ કરનારા દાનવ અશ્વે અનેક ગોવાળોને હણીને તે સમગ્ર વનને શૂન્યકાર કરી મૂકયું.૧૨ તે દુષ્ટ આચરણવાળા દૈત્યથી ભ્રષ્ટ થયલા એ મહા વન વૃંદાવનમાં વન ઉપર જીવનનિર્વાહ ચલાવનારાં મનુષ્યો કે ગોધનો પણ રહી શકયાં નહીં.૧૩ ગોપશત્રુ કંસને આશ્રયે રહેલા તે દૈત્યે મદથી ઉન્મત્ત વર્તન આચરી, તથા નિરંકુશપણે મનુષ્યોનું માંસ ખાઈને, વનના માર્ગોને પ્રાણીઓના અવરજવર વિનાના કરી દીધા.૧૪

આમ લોકસંહાર વાળનારો તે દૈત્ય કેશી, એક સમયે કાલનો પ્રેર્યો, મનુષ્યોના શબ્દોને અનુસરતો, ઉશ્કેરાઈને ગોવાળોના નેસડાની પાસે આવી પહોંચ્યો.૧૫ તેને ત્યાં આવતો જોતાં વેંત જ ગોવાળો તથા ગોવાળણીઓ બાળકો સાથે રક્ષણ માટે દોડવા મંડ્યાં, અને જગતના નાથ કૃષ્ણનું નામ પોકારતાં તેને આશ્રયે આવી રહ્યાં.૧૬ તેમનાં રુદનથી તેમ જ ગોવાળોના આક્રંદથી કૃષ્ણ ક્ષોભ પામ્યા, અને તેમને અભય આપી પોતે કેશી દાનવની સન્મુખ દોડ્યા.૧૭ અશ્વરૂપધારી કેશી પણ ગરદન ઉંચી કરી, તથા દાઢ અને આંખને ક્રોધથી ચકચકિત કરી, હણહણાટ કરતો અને વેગથી ઉંચે ઉછળતો ઉછળતો ગોવિંદની સમીપ આવી પહોંચ્યો.૧૮ આમ અશ્વદેહધારી કેશી દાનવને પોતાની ઉપર કૂદી પડતો જોઈ, જેમ મેઘ ચંદ્ર ઉપર ધસી આવે તેમ તેના ઉપર ગોવિંદ પણ ધસ્યા.૧૯ કેશીની સન્મુખ કૃષ્ણને ધસતા જોઈ તેમના હિતૈષી, મનુષ્યબુદ્ધિવાળા, ગોવાળો કૃષ્ણને નીચે પ્રમાણે કહેવા લાગ્યા:–૨૦

“હે કૃષ્ણ! હે તાત! તું બાલક છે, અને આ પાપી અશ્વ કોઈથી પણ હઠે નહીં એવો અજિત છે, તેથી તારે એ અધમ સાથે અવિચારીપણે એવું સાહસ ખેડવું ઘટતું નથી.૨૧ હે તાત! તે કંસની સાથે જ જન્મેલો છે, અને તેના હિત માટે જ બહાર વિચરનારો તેનો (બીજો જ) પ્રાણ (જીવ) છે. ઉત્તમ અશ્વોમાં પણ તે ઉત્તમ છે, અને યુદ્ધમાં એ દાનવની બરોબરી કરી શકે એવો અન્ય કોઈ નથી.૨૨ અશ્વોમાં મહા બળવાન્ એ દાનવ સર્વ ભૂત પ્રાણીને ત્રાસ આપનારો છે, પાપકર્મીઓમાં એક્કો અને સૌથી ચઢીયાતો છે, તથા સર્વ પ્રાણીઓથી પણ વશ કરી શકાય નહીં એવો છે.”૨૩

ગોવાળોનું આવું શિખામણનું વચન સાંભળતાં છતાં, શત્રુનો સંહાર કરનારા મધુસૂદને (કૃષ્ણે) કેશી સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો.૨૪ પછી તે એટલામાં તો ડાબા જમણી ગોળ આકારમાં ફેરા ફરતો, ક્રોધથી ઉશ્કેરાયલો કેશી, બે પગની લાતોથી વૃક્ષો ઉખેડવા મંડ્યો.૨૫ તે વેળા તેના મુખ ઉપરથી, લાંબી સટા ઉપરથી, પુષ્કળ વાળવાળા ખભા તેમ જ લલાટ ઉપરથી વાદળના તરંગ જેવાં શોભતાં, ક્રોધથી ઉત્પન્ન થયલાં, પરસેવાનાં બિન્દુઓ સરર સરર સરવા લાગ્યાં.૨૬ જેમ શિયાળામાં ચંદ્રમા આકાશમાંથી ઝાકળ વરસાવે તેમ, તેના મુખમાંથી ફીણવાળું અને (ખરીઓથી ઉડી રહેલી) ધૂળનાં રજકણોથી મલિન થયલું પાણી નીકળવા માંડ્યું.૨૭ હે ભારત! હણહણાટના ઉદ્ગાર સાથે મોઢામાંથી નીકળતા ફીણવાળા પાણીના ફૂંકારાથી કેશીએ કમલનયન ગોવિંદને ભીંજવ્યા.૨૮ તેની ખરીઓથી ઉછળેલી અને તેના ફીણથી પલળેલી, જાણે જેઠીમધના લાકડાનું ચૂર્ણ હોય તેવી, પીળાશ મારતી ધૂળથી કૃષ્ણના માથાના વાળ પીળાશવાળા દેખાવા લાગ્યા.૨૯

આવી રીતે લડવાની તૈયારી કરી રહેલો કેશી, દોડતો અને ફાળો ભરતો, ખરીઓથી પૃથિવીને ખોદતો, તેમ જ દાંત કડકડાવતો કૃષ્ણના ઉપર એકાએક કૂદી પડ્યો.૩૦ એટલે ઘોડાઓમાં ઉત્તમ એવા કેશી અને કૃષ્ણ વચ્ચે દ્વંદ્વયુદ્ધ મચ્યું. તરત કેશીએ લાગ જોઈ, આગલા બે પગથી કૃષ્ણની છાતીમાં લાત મારી,૩૧ અને એટલેથી નહીં અટકતાં તે બળવાન્ દાનવ અમિત ઓજસ્વી કૃષ્ણના પડખામાં વારંવાર ઉછળી ઉછળી ખરીઓનો પ્રહાર ક્રૂરપણે કરવા લાગ્યો.૩૨ પછી ભયંકર મુખથી અને તીક્ષ્ણ દાંતરૂપી આયુધથી, ક્રોધી બનેલા અશ્વ કેશીએ કૃષ્ણના બાહુને ખભા આગળ બચકું ભર્યું.૩૩ આમ કૃષ્ણ સાથે લડતો, લાંબી સટાવાળો દાનવ, જાણે આકાશમાં મેઘ સાથે બાથ ભીડતો સૂર્ય હોય તેમ શોભતો હતો.૩૪ પછી ક્રોધથી બમણા થયલા પરાક્રમવાળો, બલવાન, અશ્વ કેશી વાસુદેવની છાતી સાથે પોતાની છાતી ભટકાવવાને વેગથી તેની ઉપર દોડી આવ્યો.૩૫ પણ એટલામાં તો તરત જ અમિત પરાક્રમવાળા બળવાન કૃષ્ણે પણ ક્રોધી બની પોતાના બાહુ પસારીને તે મદાંધ થયલા દાનવ કેશીને મુખથી પકડ્યો.૩૬ આથી કેશી કૃષ્ણના હાથને ખાઈ જવાને, તેને ભાંગી ચૂરો કરવાને અશક્ત થઈ પડ્યો; અને તેના દાંત જડમૂળથી ઉખેડાયા તેથી તે ફીણ સાથે લોહી ઓકવા મંડ્યો.૩૭ તેના ચીરાઈ છૂટા પાડેલા ઓઠ અને બે જડબાંથી તે દાનવ

હણાયો, તથા તેની આંખો કુરૂપી થઈ અને સર્વ સાંધા તૂટી ગયાથી તે નીકળી પડી.[૩૮] તેના ઓઠ તોડી પાડ્યાથી તથા આંખ નીકળી પડ્યાથી તેનાં અંગમાંથી લોહી વહેવા માંડ્યું, અને તરત જ તેના કાન પણ ઉખડી જતાં કેશી ચેતનરહિત થયો, અને ચક્રની પેઠે ગોળ ગોળ આંટા મારવા લાગ્યો.[૩૯] તે પગથી વારંવાર કૂદવા મંડ્યો અને મૂત્ર તથા લાદ કાઢવા લાગ્યો. થાકના પરસેવાથી તેના શરીરના વાળ ભીંજાયા, અને તેના પગ પણ હાલવા ચાલવાને અશક્ત થઈ ગયા.[૪૦] કેશીના મોંઢાને લાગેલો કૃષ્ણનો બાહુ જાણે ગ્રીષ્મ ઋતુને અંતે અર્ધચંદ્રનાં કિરણોથી વિંટાયલો મેઘ હોય તેમ શોભતો હતો.[૪૧] તેમ કૃષ્ણની સાથે દ્વંદ્વયુદ્ધ કરતો કેશી પણ ગાત્ર નરમ થવાથી જાણે પ્રભાતમાં થાકથી મેરુપર્વતને આશ્રયે રહેલો ચંદ્ર હોય તેમ શોભતો હતો.[૪૨] કૃષ્ણના હાથથી તોડી પડાયલા, કેશીના દાંત, શરદ્ઋતુમાં જળથી ખાલી થયલા ધોળા મેઘનાં અવયવો હોય તેમ તેના મુખમાંથી ભોંય ઉપર ખરી પડ્યા.[૪૩]

કેશી દાનવ આ પ્રમાણે અતિશય થાકી ગયો, એટલે શત્રુને થકવી નાંખે એવું કર્મ કરનારા,* કૃષ્ણે પોતાના હાથ લાંબા કર્યા, અને બળથી તેના શરીરનાં બે ચીરાડિયાં કરવા માંડ્યાં.[૪૪] યુદ્ધમાં કૃષ્ણે આ પ્રમાણે તેના શરીરને ચીરવા માંડ્યું એટલે કુરૂપ થયલા મોંઢાવાળો દાનવ વ્યથા પામતો, મોટી મોટી ચીસો પાડવા લાગ્યો.[૪૫] અંગો છિન્નભિન્ન થઈ છૂટાં પડવાથી જમીન ઉપર રોળાતા કેશીના મુખમાંથી લોહી વહેવા માંડ્યું, અને અર્ધું અંગ કપાયાથી અતિશય વિરૂપવાન થયલો તે શિખર વિનાના અચલ પર્વત સમાન દેખાયો.[૪૬] કૃષ્ણના હાથથી ચિરાયલા મોંઢાવાળો તે મહાભયંકર અસુર કેશી, બે ફડચાડિયાં થયલા હાથીની પેઠે હણાઈને ભોંય ઉપર પડ્યો.[૪૭] કૃષ્ણના હાથથી ચિરાયલા દેહવાળો કેશી પિનાકીએ (મહાદેવે) અતિશય ભયંકર રીતે હણેલા પશુની પેઠે શોભી રહ્યો.[૪૮] બે પગ, અડધી પુંઠ, અડધું પુછડું, એક આંખ, એક કાન અને એક નાક, એ રીતે વહેંચાઈ ગયલાં અંગોવાળા કેશીના દેહનાં બે ફડચાડિયાં છૂટાં છૂટાં ભૂમિ ઉપર રોળાતાં હતાં.[૪૯]

કેશીના જડબાથી ઘવાયલો, કૃષ્ણનો હાથ અરણ્યમાં ગજેંદ્રના દંતુશળથી છોલાયલા વૃદ્ધ સાલ વૃક્ષની પેઠે શોભતો હતો.[૫૦] યુદ્ધમાં આ પ્રમાણે કેશી દાનવને હણી તથા તેના દેહના બે ભાગ કરી, કમલપત્ર જેવી આંખોવાળા કૃષ્ણ તેજ સ્થાને ઉભા ઉભા હસવા લાગ્યા.[૫૧] એટલે સર્વે ગોવાળો અને ગોવાળણીઓ કેશીને હણાયલો જોઈને, આમ વિઘ્નનો નાશ થવાથી તેમ જ સંતાપ દૂર થવાથી હર્ષઘેલાં થઈ ગયાં.[૫૨] અને તે સર્વ પોતપોતાની ઉમ્મર અને પ્રતિષ્ઠાને યથાયોગ્ય અનુસરીને પ્રિય વચનોથી દામોદરની પૂજા કરવા તેમ જ નીચે પ્રમાણે અભિનંદન આપવા લાગ્યાં.[૫૩]

ગોવાળો બોલ્યા કેઃ–"હે તાત કૃષ્ણ! તેં આ જ આ અદ્‌ભુત કર્મ કર્યું છે; લોકને કાંટાની પેઠે સાલતા આ પીડાકારી દાનવને તેં હણ્યો છે. હે કૃષ્ણ! આ દૈત્ય હયનું રૂપ ધારણ કરીને ભૂમિ ઉપર ફરતો ફરતો અહીં આવ્યો હતો.[૫૪] હે તાત! અશ્વરૂપી આ પાપી દાનવ કેશીને હણીને તેં વૃંદાવનને ભયથી મુક્ત તથા મનુષ્ય, પશુ અને પક્ષીઓને માટે સુખે વસવા યોગ્ય કરી દીધું છે.[૫૫] આ દુરાત્માએ આપણા અનેક ગોવાળોને તેમ જ વાછડાં ઉપર સ્નેહવાળી આપણી પુષ્કળ ગાયોને હણી છે; તેણે કંઈ આ એક જ પ્રદેશ રંજાડ્યો છે, એમ નથી, પણ બીજા પ્રદેશોની પણ આવી જ સ્થિતિ કરી છે.[૫૬] ખરેખર પાપકર્મી આ દૈત્ય જગતનો પ્રલય કરવાને તત્પર થયો હતો, અને માનવ લોકને મનુષ્ય વિનાનો કરી, સ્વેચ્છાપૂર્વક વર્તવાની ઇચ્છા ધરાવતો હતો.[૫૭] દેવોના સમૂહમાંથી પણ જીવવાની ઇચ્છાવાળો કોઈ પણ દેવ તેની સન્મુખ ઉભો રહેવાને સમર્થ ન હતો, તો પછી પૃથિવીતલ ઉપર તો એવો કીયો મનુષ્ય હોઈ શકે કે જે એની સાથે બાથ ભીડવા તત્પર થાય?"[૫૮]

આ પ્રમાણે ગોવાળો કૃષ્ણને અભિનંદન આપતા હતા તેટલામાં આકાશમાં વિચરનારા વિપ્ર નારદ મુનિ અંતર્હિત રહીને આ પ્રમાણે બોલ્યાઃ–"હે વિષ્ણુ! હે દેવેશ! હે કૃષ્ણ! હે કૃષ્ણ! હું તારી ઉપર પ્રસન્ન થયો છું." પછી નારદે કૃષ્ણને અભિનંદન આપતાં કહ્યું કે,

"હે કૃષ્ણ! કેશીને હણીને તેં આજે આ જે દુષ્કર કૃત્ય કર્યું છે, તેવું મનુષ્યોમાં કેવલ તું જ એકલો કરી શકે એમ છે, અને સ્વર્ગમાં મહાદેવ જ તેવું કરી શકે.[૫૯–૬૦] હે તાત! તારામાં જ મારો અંતરાત્મા ઠરેલો હોવાથી, યુદ્ધથી ઉત્સુક બનીને આ દાનવ અશ્વ કેશી સાથે ચાલતી તારી લડાઈ જોવાને સ્વર્ગમાંથી હું અહીં આવ્યો હતો.[૬૧] મેં જાતે પૂતના આદિ રાક્ષસોના વધનાં તારાં કૃત્યો જોયાં છે, અને, હે ગોવિંદ! તારા આ કૃત્યથી તો હું પરમ પ્રસન્ન થયો છું.[૬૨] આ દુષ્ટ ચિત્તવાળા, ઘોર શરીર ધારણ કરનારા, અશ્વદેહધારી કેશીથી બલ નામના દાનવને હણનાર મહેન્દ્ર

---

* અહીં આક્લિષ્ટકર્મણા પાઠ લીધો છે; પરંતુ અક્લિષ્ટકર્મણા થાક ન લાગે એવું (સહેલાઈથી) કર્મ કરનારા એવો બીજો પાઠ પણ છે.

પણ ભયભીત થતો હતો.[૧૩] તેના શરીરનાં તેં લાંબી પેશઈ જેવા હાથથી બે ફાડચાં કરી નાંખ્યાં છે; તેના વિનાશ માટે આ પ્રકારનું મૃત્યુ વિશ્વરૂપી યોનિવાળા બ્રહ્માએ નિર્માણ કર્યું હતું.[૧૪] તેં કેશીને હણ્યો છે, તેટલા માટે તું (હવેનું) આ શાસન સાંભળ:-

"તું હવેથી લોકમાં કેશવના* નામથી વિખ્યાત થઇશ.[૧૫] આ લોકમાં તારું કલ્યાણ થાઓ. હવે હું અહીંથી ઝડપથી જઇશ. તારે હવે જે અન્ય કૃત્યો કરવાનાં બાકી રહેલાં છે, તે અલ્પ સમયમાં કરવાને તું સમર્થ છે.[૧૬] તેં આજે અન્ય કાર્યો માથે લીધાં છે તેમાં સહાય કરવાને તારા બલનો આશ્રય કરીને રહેલા દેવો જાણે મનુષ્યો હોય તેમ તારી લીલાનું અનુકરણ કરી રહ્યા છે.[૧૭] ભારતના યુદ્ધરૂપી સમુદ્રને ખળભળવાનો સમય હવે સમીપ આવતો જાય છે, અને સ્વર્ગે સીધારનારા રાજાઓનો હાથોહાથ યુદ્ધ ચાલવાનો સમય પણ આવી પહોંચ્યો છે.[૧૮] એ રાજાઓને માટે, વિમાનોમાં ચઢીને ઉંચે સ્વર્ગમાં જવાના માર્ગો શોધી સાફ કરવામાં આવે છે, અને ઇન્દ્રલોકમાં તેમને રહેવાને માટે પૃથક્ પૃથક્ સ્થાનોની વહેંચણી પણ ચાલી રહી છે.[૧૯] હે કેશવ! ઉગ્રસેનનો પુત્ર કંસ (તારે હાથે) શાન્તિ (મરણ) પામશે. એટલે તે પછી તું યોગ્ય રાજ્યપદ પ્રાપ્ત કરીશ; અને ત્યાર પછી થોડા જ સમયમાં પૃથિવીપતિ રાજાઓ વચ્ચે એક ભારે યુદ્ધ સર્વત્ર જાગશે.[૭૦] તું અપ્રતિમ (અલૌકિક) કર્મ (સામર્થ્ય) કરનારો હોવાથી પાંડવો તારો આશ્રય લેશે, અને રાજાઓમાં ભેદ પડવાનો સમય ઉભો થશે ત્યારે તું એમનો જ પક્ષ પકડીશ.[૭૧] તું રાજ્યાસને બેસીશ, એટલે એ રાજાઓની સર્વોત્કૃષ્ટ રાજ્યશ્રી તારા પ્રભાવથી તેમનો ત્યાગ કરી દેશે, એમાં કંઈ પણ સંશય નથી."[૭૨]

"હે કૃષ્ણ! હે જગત્પતિ! આકાશમાં વસતા દેવોનો આ સંદેશો જો કે શ્રુતિઓમાં પૂર્વે અંકિત થયો છે, તો પણ હું આજે પ્રકટ કરું છું તેથી તે જગતમાં ખ્યાતિને પામશે.[૭૩] હે કૃષ્ણ! મેં અત્યારેજ તારું અલૌકિક સામર્થ્ય જોયું છે; તેમ, હે પ્રભુ! મેં તને પણ (તારા ખરા સ્વરૂપમાં) સાક્ષાત્ જોયો છે. કંસ જ્યારે હણાશે ત્યારે હું પાછો તારી પાસે આવીશ; એટલે અત્યારે તો હું મારે સ્થાનકે જાઉં છું."[૭૪]

આ પ્રમાણે કૃષ્ણને સંદેશો કહીને નારદમુનિ આકાશમાં ચાલ્યા ગયા. દેવના સંગીતની યોનિ(ઉત્પન્ન કરનાર)-રૂપ નારદનું આવું વચન સાંભળી, 'તથાસ્તુ' કહીને કૃષ્ણ પણ પાછા ગોવાળોની પાસે આવ્યા; અને સર્વે ગોવાળોએ કૃષ્ણને લઇને પાછો વૃંદાવનમાં પ્રવેશ કર્યો.[૭૫-૭૬]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'दानव केशीनो विनाश अने नारदनो संदेश' ए नामनो २४ मो अध्याय संपूर्ण

## અધ્યાય ૨૫ મો

### વૃંદાવનમાં અક્રૂરનું ગમન અને માનસિક સ્તુતિ

वैशंपायन उवाच—

अथास्तं गच्छति तदा मंदरश्मौ दिवाकरे।
संध्यारक्ततले व्योम्नि शशांके पांडुमण्डले ॥ १ ॥

વૈશંપાયન કહે છે:-હે જનમેજય! (આ પાસ કૃષ્ણ પાસે જવાની આજ્ઞા મળતાં, દાનપતિ અક્રૂર મથુરાથી ચાલી નીકળ્યા.) મંદ કિરણોવાળો સૂર્ય અસ્ત પામતો હતો તે સમયે સત્વર (સંધ્યાકાળે) તેમણે વ્રજમાં પ્રવેશ કર્યો. તે સમયે આકાશ સંધ્યાકાળને લીધે રતાશ મારતું હતું; અને ચન્દ્રનું બિંબ કિંચિત્ ફીકું પીળાશ પડતું દીસતું હતું.[૧] પક્ષીઓ પોતપોતાના માળામાં પેશી ગયાં હતાં; અગ્નિહોત્રીઓએ હોમ સારુ પોતાનો અગ્નિ પ્રકટાવ્યો હતો; સર્વે દિશાઓ સર્વ પાસથી લગાર લગાર અંધકારથી છવાતી હતી.[૨] ગામડાંના વતનીઓનાં બાલકો સુવાની તૈયારી કરતાં હતાં; શિયાળવાં આરડતાં હતાં, માંસ ખાવાને આતુર થયલાં, રાત્રિમાં વિચરનારાં હિંસક પ્રાણીઓ હર્ષમાં આવતાં હતાં.[૩] શક્રગોપ (લાલ રંગી) જંતુઓ તાપથી નિવૃત્તિ મળવાને લીધે આનંદી થતાં હતાં; વિદ્યાર્થીઓનું વેદનું અધ્યયન બંધ થયું હતું; અને સંધ્યામય ગુફામાં દિનકરે પૂરેપૂરી રીતે પ્રવેશ કર્યો હતો.[૪] ગૃહમેધ યજ્ઞ કરનારા ગૃહસ્થીઓને અગ્નિહોત્ર સારુ જોઇતું દુધ ઉકાળવાની વેળા થઈ હતી; વાનપ્રસ્થીઓ નીવાર આદિ વનનાં ધાન્યોને મંત્રોચ્ચારપૂર્વક અગ્નિમાં હોમતા હતા.[૫] દિવસે ચરવા ગયલી ગાયો વ્રજમાં પાછી ફરી હતી, અને તેમને દોહવાનું કામ ચાલતું હતું; તે વેળા પોતાનાં વાછડાં પાછાં ખીલે બંધાઈ જવાથી (તેમની ઉપરની પ્રીતિને લીધે) ગાયો વારંવાર એકસરખી રીતે ભાંગરતી હતી.[૬] ગોવાળો ખીલે બાંધવાની રસી ઉકેલતાં ઉકેલતાં ગાયોને તેમનાં નામ દઈ દઇને બોલાવતા હતા, તથા ગીત લલકારતાં તેમને બાંધતા હતા.[૭] વળી લાકડાંના ભારા ઉંચકવાથી વળી ગયલી ખાંધવાળા ગોવાળો છાણાંના ઘોર(ભૂકા)ને સર્વ પાસ સળગાવી રહ્યા હતા.[૮] મંદ કિરણવાળો લગાર લગાર ઉગેલો ચંદ્ર પ્રકાશવા મંડ્યો હતો; તેમ દિવસ જતો રહેવાથી રાત્રિ પણ લગાર

* આનું કેશિનં વંતિ વિભક્તિ કેશીને હણનારો તે 'કેશવ' એ તાત્પર્ય છે.

લગાર છવાઈ રહી હતી.[૯] દિવસનો અંત આવવાથી અને રાત્રિની શરુઆત થવાથી તેમ જ સૂર્યનું તેજ જતું રહેલું હોવાથી સૌમ્ય તેજવાળો ચંદ્રમા ક્ષિતિજમાં આવતો હતો. [ (અથવા) બીજે દિવસે આવનારા મૃગશીર્ષ નક્ષત્રની સમીપ ચન્દ્ર આવતો હતો.* ][૧૦] તે કાળે અગ્નિહોત્રોના હવનો ચાલી રહ્યા હતા. અગ્નિ તથા સોમની સંધિવાળો, રાત્રિનો પહેલો કાળ જગતમાં પ્રવર્તતો હતો. અથવા ભોક્તૃ (અગ્નિ) અને ભોગ્ય( ચન્દ્ર )ના સંબંધવાળું અખિલ જગત્ રાત્રિના પહેલા પહોરનો અનુભવ લેતું હતું.[૧૧] પશ્ચિમ દિશા તરફ અગ્નિની પેઠે પ્રદીપ્ત થયલું અને પૂર્વ દિશા તરફ લાલ કમલ જેવું શોભતું આકાશ જાણે પ્રજળી રહેલો પર્વત હોય તેવું દેખાતું હતું, અને તેમાં તારાઓનાં ઝુમખાં થોડા થોડા ચમકારા મારતાં હતાં.[૧૨] આવે સમયે ઘર તરફ પહોંચી જવાની ઇચ્છાવાળા, દૂરથી આવતા પ્રવાસીઓના આવવાનો સમય થયો છે, એમ સૂચવનારાં પક્ષીઓ વ્રજમાં આવવા લાગ્યાં. તેમની જ સાથે, રથમાં બેઠીને અક્રૂર પણ વ્રજમાં ત્વરાથી આવી પહોંચ્યા.[૧૩]

ગામમાં પેસતાં વેંત જ અક્રૂરે કેશવ અને રોહિણીના પુત્ર બલરામની સ્થિતિ સંબંધી તેમ જ નંદગોપના મંદિરની ભાળ સંબંધી લોકને અનેક પ્રકારે ઉપરાચાપરી પ્રશ્નો પૂછ્યા.[૧૪] પછી તેમની ભાળ મળતાં, દેવ વસુની ઉપમાને યોગ્ય, મહાબળવાન્ અક્રૂર નંદ ગોપના ગૃહ પાસે આવ્યા, અને રથમાંથી હેઠળ ઉતરી તેમાં પ્રવેશ કર્યો.[૧૫] બારણામાં પેસતાં વેંત જ, તેણે હર્ષપૂર્ણ પ્રફુલ્લ મુખથી અને આનંદનાં અશ્રુથી પૂર્ણ આંખથી, જાણે વાછડાં સાથે આખલો ઉભો હોય, તેમ ગાયોના દોહવાની જગ્યાએ વાછડાંના ટોળા મધ્યે કૃષ્ણને ઉભેલા જોયા. પછી હર્ષના ઉભરાથી ગદ્ગદ થયલી વાણીથી એ ધર્માત્મા અક્રૂરે હાંક મારી કે, "હે કૃષ્ણ! હે તાત! અહીં આવ." જાણે કલ્પને અંતે સૃષ્ટિના સંહાર પછી, વડના પાંદડા ઉપર છતો સૂતેલો બટુ હોય તેવા દીસતા, અને જાણે વામન અવતારના ત્રણ લોકને છાઈ નાંખનારા વામનજી હોય તેવી શોભાવાળા, કૃષ્ણને થોડીક ખીલેલી પૌગંડ અવસ્થાએ પહોંચી ચૂકેલા જોઈને, અક્રૂરે પોતાના મન સાથે તેમની પ્રશંસા (નીચે પ્રમાણે) કરવા માંડીઃ–

"આ એ જ કમલ જેવી આંખવાળો અને સિંહ તથા વાઘના જેવો પરાક્રમી કૃષ્ણ છે.[૧૬–૧૯] તેની શ્યામ કાન્તિ જળથી સંપૂર્ણ મેઘની પેઠે શોભે છે, અને પર્વત સમાન તેની પ્રચંડ અને શ્રેષ્ઠ આકૃતિ છે. રણસંગ્રામોમાં કોઇથી પણ ભેદાય નહીં એવી, શ્રીવત્સ મણિવાળી છાતીપરથી તે પરખાઈ આવે છે; તથા શત્રુઓનું મૃત્યુ આણવા માટે કુશળ એવા બે હાથથી તે સારી રીતે શોભી રહ્યો છે.[૨૦] તે ઉપનિષદોમાં (રહસ્યરૂપે) વર્ણવેલો મૂર્તિમાન પુરુષ છે, અને જગતમાં સર્વથી પ્રથમ પૂજાવાને પાત્ર છે; તે ગોવાળના વેષમાં સાક્ષાત્ વિષ્ણુ છે, અને ભક્તનાં દર્શન માત્રથી જ તેનાં રોમાંચ ખડાં થઈ જાય છે, એવો ભક્તવત્સલ છે.[૨૧] મુકુટ એ જ જેનું લાક્ષણિક ચિહ્ન છે, અને છત્રનું વર્ચસ્વ (તેજ) જેની આસપાસ વ્યાપેલું છે, એવા મસ્તકથી તથા ઉત્તમ કુંડલોને યોગ્ય બે કાનથી તે શોભી રહ્યો છે.[૨૨] હાર ધારણ કરવાને યોગ્ય, માંસથી ભરેલી, અને પ્રમાણસર પહોળી છાતીથી, તથા ભરાવદાર ઘાટીલા અને લાંબા બે હાથથી તે ઘણો શોભે છે.[૨૩] હજારો સ્ત્રીઓ જેની સેવામાં ખડી રહે છે, અને જે કામદેવને પણ નચાવે છે, એવા આ કૃષ્ણે, શરીર ઉપર પીળું પીતાંબર ધારણ કર્યું છે; તે ખરેખર સનાતન વિષ્ણુ ભગવાન્ છે, એમાં કાંઈ સંશય નથી.[૨૪] જેમણે ત્રણે લોકને છાઈ નાંખ્યા હતા,† તથા ધરણી જેમને આશ્રયે રહેલી હતી,‡ એવા બે પગથી શત્રુને દમનારો, આ કૃષ્ણ ભૂમિ ઉપર સ્થિતિ કરી રહ્યો છે.[૨૫] એનો મનહર, જમણો હાથ ચક્ર ધારણ કરવાને યોગ્ય જણાય છે, તથા એનો ડાબો હાથ પણ ગદા ઉપાડવાને આતુર હોય, એમ દેખાય છે.[૨૬] લોકકલ્યાણને માટે આ પોતાના પ્રથમ§ પાદથી પૃથ્વી ઉપર અવતર્યો છે, અને આજે દેવોની ધુરાને ધારણ કરતો શોભી રહ્યો છે.[૨૭]

"ભવિષ્ય જાણવામાં કુશલ પુરુષોએ આનું ભવિષ્ય જોઇને કહેલું છે, કે આ ગોપાલ (કૃષ્ણ) ક્ષીણ થયલા યાદવ વંશનો વિસ્તાર વધારશે.[૨૮] તેમ આના તેજના પ્રભાવથી યાદવોની સંખ્યા સેંકડો અને હજારોની થશે, અને જેમ ભરતીના પ્રવાહોથી સમુદ્રનું પૂર વધે છે, તેમ તેઓ યાદવ વંશની ભરતી કરશે.[૨૯] જેમાંથી પરસ્પર શત્રુવટ ધરાવનારા સામંતો મરણ પામશે, એવું આ સમસ્ત સનાતન જગત્ આના શાસનમાં પ્રવર્તશે, અને કૃતયુગની પેઠે સુખથી વૃદ્ધિ પામશે.[૩૦] આ કૃષ્ણ જગતને પોતાને વશ સ્થાપી, વસુધા ઉપર

* અધ્યાય ૨૩માં અંધકે કંસના મૃત્યુયોગ સંબંધી કહેતાં કંસના જન્મનક્ષત્ર મૃગશીર્ષની સમીપ ચન્દ્ર આવવાનું અને રાહુ, મંગળ અને (ધૂમ)કેતુ એ ત્રણ પાપગ્રહો ચિત્રા નક્ષત્રમાં વ્યાપ્યાથી તેનો વેધ થતો હોવાથી સર્વતોભદ્ર ચક્ર વેધાતું હોવાનું જે જણાવ્યું હતું, તેને અનુલક્ષીને આવો બીજો અર્થ પણ થઇ શકે.

† વામન અવતારમાં બલિના યજ્ઞમાં વિષ્ણુએ સાડા ત્રણ પગલાં ભર્યાં હતાં. ‡ પ્રલયને અંતે બ્રહ્મરૂપે પગના અગ્ર ભાગથી પૃથ્વીને ભગવાને ટેકવી રાખી હતી, એ વાત પુરાણોમાં સુપ્રસિદ્ધ છે. § બ્રહ્મનાં સૂક્ષ્મશાસ્ત્રમાં ચાર પાદ મનાય છેઃ ૧ વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, અને તુરીય. આમાં પ્રથમ પાદ વિશ્વ એ સગુણ બ્રહ્મ છે.

વસી, પોતે જાતે રાજા નહીં બન્યા છતાં સર્વ રાજાઓનો ઉપરી ચક્રવર્તી થશે.[૩૧] ખરેખર, આ સમર્થ દેવે જેમ પૂર્વે ત્રણ ડગલાં પૃથ્વીથી જગતને જીતી લઈ, સ્વર્ગમાં પુરંદર(ઇન્દ્ર)ને દેવોનો રાજા બનાવ્યો હતો, તેમ ત્રણ ડગલાંથી પુનઃ પૂર્વે જીતી લીધેલી આ પૃથ્વી ઉપર રાજા ઉગ્રસેનને રાજ્યપદે સ્થાપશે, એમાં કંઈ પણ સંશય નથી.[૩૨-૩૩] લોકમાં શમ કામ આદિ અન્યોન્ય વિરોધી ગુણોના ઉદ્ભવેલા વેરના પાર (અંત) રૂપ આ કૃષ્ણ છે; (અર્થાત્ તેના પ્રભાવથી સુખદુઃખ, શમ કામ આદિ દ્વંદ્વોનો નાશ થનાર છે.) પ્રશ્ન ઉપનિષદોમાં* અનેક (છ) પ્રશ્નોથી આ પુરુષ(વિષ્ણુરૂપે કૃષ્ણ)નું વર્ણન કરેલું છે. વેદવેત્તા બ્રાહ્મણોએ પણ આ જ પુરાણ પુરુષની સ્તુતિ ગાયેલી છે. (અથવા પુરાણોમાં જેની સ્તુતિ ગવાયલી છે, એવો આ પુરુષ છે.)[૩૪] (લોકહિત માટે) મનુષ્યજીવન ગાળવાની બુદ્ધિ તેને થયલી છે, તેથી આ કેશવ સર્વ લોકમાં અત્યંત ઇષ્ટ અને આદરને પાત્ર થશે જ.[૩૫] હું આજે યથાવિધિ આના દેહની માનસિક પૂજા કરીશ, અને મનમાં મંત્રોચ્ચારથી આના વિષ્ણુત્વનું અર્ચન કરીશ.[૩૬] આના જન્મ સંબંધી વાસ્તવિક સંકેતનું જ્ઞાન અકલિત છે, તથા મનુષ્યોમાં તેના અલૌકિક અવતારોનો હેતુ અગમ્ય છે, એમ હું જાણું છું તેમ જ અન્ય દિવ્ય ચક્ષુઓવાળા પુરુષો પણ જાણે છે."[૩૭]

આમ મનમાં કૃષ્ણની અને તેની શક્તિની સ્તુતિ કરીને અક્રૂરે મન સાથે વિચાર કર્યો કે, "આજે રાત્રે હું પોતાના આત્માના યથાર્થ સ્વરૂપને જાણનારા, આ કૃષ્ણ સાથે ભવિષ્યની ઘટના વિષે ગુપ્ત મંત્ર ચલાવીશ, અને જો તેનો વિચાર મથુરાં આવવાનો થશે તો ગોવાળોને લઇને તેની સાથે હું મથુરા જઇશ."[૩૮]

આ પ્રમાણે હેતુપૂર્ણ કારણોથી વિચાર કરી કૃષ્ણને અનેક પ્રકારે નિહાળી, અક્રૂરે કૃષ્ણની સાથે નંદગોપે (અક્રૂરના મિલાપ માટે) બોલાવેલી સભામાં પ્રવેશ કર્યો.[૩૯]

**इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'वृंदावनमां अक्रूरनुं गमन अने मानसिक स्तुति' ए नामनो २५ मो अध्याय संपूर्ण**

## અધ્યાય ૨૬ મો
## વ્રજવાસીઓની તૈયારી અને અક્રૂરનું નાગલોકમાં ગમન

**वैशंपायन उवाच–**

स नंदगोपस्य गृहं प्रविष्टः सहकेशवः ।
गोपवृद्धान्समानीय प्रोवाचामितदक्षिणः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! પછી અમાપ દક્ષિણા આપનારા અક્રૂરે કૃષ્ણની સાથે નંદગોપના ઘરમાં પ્રવેશ કર્યો, અને વૃદ્ધ ગોવાળોને બોલાવરાવ્યા, અને તેમના દેખતાં જ બલરામ સાથે કૃષ્ણને આ પ્રમાણે પ્રીતિપૂર્વક વચન કહ્યું:—

"હે તાત કૃષ્ણ! આપણે આવતી કાલે સુખભોગ માટે મથુરા જવાનું છે.[૧-૨] કંસની આજ્ઞાથી, તેને યોગ્ય પ્રકારે આપવાનો વાર્ષિક કર સાથે લઇને, પોતાનાં બાળબચ્ચાં અને પરિવાર સાથે સર્વ વ્રજવાસીઓ અને ગોવાળોને પણ ત્યાં આવવાનું છે.[૩] ત્યાં કંસનો સમૃદ્ધિથી ભરપૂર એક મોટો ધનુર્યજ્ઞ થવાનો છે, તમે તે સમૃદ્ધ યજ્ઞ જુઓ, અને ત્યાંનાં તમારાં સગાંવહાલાંને મળો.[૪] તમે બન્ને ત્યાં સતત દુઃખ ભોગવતા, (અન્ય) પુત્રોનો કંસે વધ કીધાથી કષ્ટ પામતા, તમારા દીન પિતા વસુદેવને† આજે મળી શકશો.[૫] અશુભ બુદ્ધિવાળો કંસ તેને સતત પીડ્યાં કરે છે, અને ઉત્તર અવસ્થા હોવાથી તે શરીરે શોષાઈ ગયો છે, (હાડ ચામડાં દીસે છે), તેને હવે ઘડપણ હાખવવા માંડ્યું છે, અને દુઃખોથી શિથિલ થયો છે.[૬] કંસના ભયથી ત્રાસેલો તે તમો બન્નેની ગેરહાજરીને લીધે તમને મળવાને રાત્રિદિવસ અંતરમાં ચિંતાતુર બની બળ્યાં કરે છે.[૭] હે ગોવિંદ! તું ત્યાં હણાયલા તેજવાળી, દુઃખથી સીઝતી, પુત્રોના નહીં ધાવવાથી ચોળાયા વિનાનાં સ્તનવાળી, દેવી જેવી દેવકીને જોઇશ.[૮] તે પુત્રોના મરણના શોકથી શોષાઈ જાય છે, તને જોવાને અતિશય આતુર બનેલી છે, વિયોગ અને શોકથી બળીઝળી બની ગઈ છે, અને વાછડાના વિયોગવાળી ગાય જેવી તેની દશા દીન થઈ છે.[૯] રાહુથી ઘેરાયલા ચન્દ્રની પેઠે (પુત્ર શોકથી) તેના મુખચન્દ્રનો પ્રકાશ ઘટી ગયો છે, તેની આંખો ઉંડી ગયલી છે, તે દીન થઈ છે, અને નિત્ય મલિન વસ્ત્રો પહેરે છે.[૧૦] તે નિત્ય તારા દર્શન માટે તલપે છે, અને ત્યાં તારા આવવાની રાહ આતુરતાથી જુવે છે; તારા વિના શોકને લીધે એ

---

* પ્રશ્નોપનિષદના છ પ્રશ્નો જોવા વિચારથી આ રહસ્ય સમજાશે.

† અહીં અક્રૂર આ વાત સ્પષ્ટ કરે છે કે, કૃષ્ણ વસુદેવના પુત્ર છે. ગોવાળો અને નંદ તેથી આશ્ચર્ય પામતા જણાતા નથી; જો કે પૂર્વે નંદ આદિ આ રહસ્યથી અજાણ હોવાનું અનુમાન થાય એમ છે. પરંતુ શ્રીમદ્ભાગવતમાં સ્પષ્ટતાથી વર્ણવ્યું છે તેમ કંસના મરણ પછી નંદ, કૃષ્ણને પોતાનો પુત્ર હોવાનું જણાવી, વૃંદાવન આવવા સમજાવતો નથી. તેમ અધ્યાય ૪૬ માં બળરામ ગોકુળ પાછા જાય છે ત્યારે પણ નંદ આ વાત કાઢતો નથી.

તપસ્વિની દેવકી સીઝાય છે.[૧૧] તે તારાથી બાળપણમાં જ છૂટી પડેલી હોવાથી તેને તારા કાલા કાલા પ્રલાપોનો અનુભવ (સુખ) મળ્યો નથી. અને હે વિભુ! તે ચન્દ્રના જેવા વર્ચસ્વવાળા તારા કાન્તિવાળા મુખના રૂપથી અજાણ છે.[૧૨] હે તાત! જો તારા જેવા પુત્રને ઉત્પન્ન કર્યા છતાં, તારી માતા દેવકી આમ દુ:ખથી તપે, તો પછી પુત્ર મળ્યાનો તેને શો લાભ થયો? તેના કરતાં તો તે વાંઝણી રહી હત તો એ વિશેષ સારું હતું.[૧૩] પુત્ર વિનાની સ્ત્રીઓને તો માત્ર એક જ (પુત્ર નહીં થવાના) પ્રકારનો શોક હોય છે. પરંતુ પુત્રવાળી સ્ત્રી તો પુત્ર ઉત્પન્ન કરવાનો હેતુ અફલ જવાથી સદા તપે છે, અને તેની એવી પ્રજાને પણ ધિક્કાર છે. આવા વિચારથી દેવકી દુ:ખ પામે છે.[૧૪] જેનો તારા જેવો પુત્ર ગુણોમાં અપ્રતિમ અને ઇન્દ્ર જેવો છે, અને અન્ય લોકોને તેમનાં સંકટ નિવારી અભયદાન દેનારો છે, તેની માતા આમ દુ:ખ પામવાને યોગ્ય નથી.[૧૫] તારાં વૃદ્ધ માતપિતા શત્રુ(કંસ)નાં ચાકર બન્યાં છે, અને અશુભ બુદ્ધિવાળો કંસ તેમને તારા સંબંધમાં નિત્ય મ્હેણાંટોણાં મારે છે.[૧૬] હે કૃષ્ણ! જો તું દેવકીને તને પુત્રરૂપે ધારણ કરનારી માતા અને પૃથિવીની પેઠે માનને પાત્ર ગણતો હોઉં, તો એ શોકસાગરમાં ડુબેલીને તારે હવે સત્વર બહાર કાઢવી જોઇએ છે.[૧૭] હે કૃષ્ણ! પુત્ર ઉપર પ્રીતિ ધરનારા, સુખભોગને પાત્ર, વૃદ્ધ વસુદેવને તારા ત્યાં જવાથી પુત્રનો સંયોગ થશે, અને એ રીતે તું તારો પુત્રધર્મ પણ બજાવી શકીશ.[૧૮] જેમ તેં અતિશય દુરાચારી કાલિય નાગને યમુનાના ધરામાં દમ્યો, તેં પૃથ્વીને ધારણ કરનારાએ જેમ ગોવર્ધન પર્વતને મૂળમાંથી ઉખેડ્યો, તેં જેમ ગર્વથી મદાંધ થયલા અરિષ્ટ દાનવનો સંહાર કર્યો, તેં જેમ બીજાં પ્રાણીઓના પ્રાણને હરી લેનારા, દુષ્ટાત્મા કેશીને હણી નાંખ્યો, તેમ તેવા જ પ્રયત્નથી, દુ:ખી થયલાં તારાં વૃદ્ધ માતપિતાને દુ:ખમાંથી તારવાથી તું કેવી યથાર્થ રીતિએ પુત્રધર્મ પ્રાપ્ત કરી શકીશ, તેનો કોઈ વિચાર, હે કૃષ્ણ! તારે કરવો જોઇએ છે.[૧૯-૨૧] જે યાદવનાયકોએ કંસની સભામાં તારા પિતાને મ્હેણાંટોણાં સાંભળતો પ્રત્યક્ષ જોયો હતો, તે સર્વે અતિશય દુ:ખી થયા છે, અને આંસુથી તેમની આંખો ભરાઈ ગઈ છે.[૨૨] હે કૃષ્ણ! કંસને પરવશ પડેલી તારી માતા દેવકી પોતાના ગર્ભો હણાઈ જવાને લીધે અનેક પ્રકારનાં દુ:ખો અનાથની પેરે સહે છે.[૨૩] માતાપિતાથી ઉત્પન્ન થયલા સર્વે પુત્રોએ ધર્મશાસ્ત્રોમાં કહેવાયલા ધર્મ પ્રમાણે યોગ્ય રીતે તેમનું ઋણ અદા કરવું જોઇએ.[૨૪] હે પાપરહિત કૃષ્ણ! તેથી જો તું તારાં માતાપિતા ઉપર આટલો અનુગ્રહ કરીશ તો તેઓ પોતાનો સર્વ શોક તજશે, અને તારો પુત્રધર્મ પણ સફલ થશે."[૨૫]

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! અક્રૂરે કહેલા વૃત્તાંતથી સર્વ રહસ્ય કૃષ્ણના જાણ્યામાં આવ્યું, છતાં એ તેજસ્વીને કાંઈ ક્રોધ ન ચઢયો, અને અમિત પરાક્રમવાળા અક્રૂરને માત્ર એટલું જ કહ્યું કે, "ભલે ત્યારે હું તમારી સાથે આવીશ."[૨૬] પછી ત્યાં એકઠા મળેલા નંદગોપ આદિ ગોવાળીઆઓ અક્રૂરનુ વચન સાંભળી, કંસની આજ્ઞાથી મથુરા જવાની હિલચાલ કરવા મંડી પડ્યા.[૨૭]* ત્યાં જવાને માટે સર્વે વ્રજવાસીઓ સજ્જ થયા, અને વૃદ્ધ ગોવાળોએ તો સાથે લેવાની સર્વ સામગ્રી લઈને પ્રથમ પ્રયાણ કરવા માંડયું.[૨૮] તે સર્વે ગોવાળોના આગેવાનોએ પોતપોતાની શક્તિ અનુસાર, અને ગાયોના ધેનના પ્રમાણમાં ગાયો, દુધ, ઘી, અને દહીં, તેમ જ બળદો અને ભેંસો વગેરે સામગ્રીઓ ઉપહાર માટે તૈયાર કરી, અને કંસના કર ભરવાને મથુરાં જવા સજ્જ થયા.[૨૯-૩૦]

રાત્રે કૃષ્ણ અને બલરામે જાગતાં અક્રૂર સાથે વિવિધ વાર્તાલાપો કર્યા, અને એ રીતે જ ત્રણે જણની રાત્રિ પસાર થઈ.[૩૧] પછી નિર્મળ પ્રભાત થતાં, પક્ષીઓનાં કીલકીલાટ થવા માંડ્યા, અને રાત્રિનો ક્ષય થતાં ચંદ્રમાનાં કિરણો સમેટાઇ ગયાં.[૩૨] આકાશ મંડળમાં અરુણની પ્રભા છવાઈ; સૂર્યના પ્રકાશથી તેજસ્વી તારાઓ વિરલ થતા જણાયા, પ્રાત:કાળના ઝાકળનાં ટીપાંથી પૃથિવીતલ ભીનું થયું.[૩૩] તારાઓ આકારક્ષીણ થવાથી તેજહીન થયા, અને જાણે આકાશમાં સૂઈ જતા હોય તેવો દેખાવ થઈ રહ્યો. રાત્રિ અંતર્ધાન થઈ ગઈ અને સૂર્યનો ઉદય થયો.[૩૪] ઠંડાં કિરણવાળો ચંદ્રમા તેજથી હણાઈ શાંતિને પામ્યો. આમ એક(ચન્દ્ર)ના રૂપનો નાશ થતાં બીજા(સૂર્ય)ના રૂપની વૃદ્ધિ થઈ;[૩૫] વ્રજ ભૂમિના ચક્ર ઉપર ગાયોનાં ટોળાં ફરી વળ્યાં; અને વલોવવાને માટે ભરેલી દહીંની ગોળીઓ ગરગર અવાજથી ગાજી રહી;[૩૬] (ગાયો ચરવા જતી હોવાથી) નાનાં નાનાં વાછરડાં રસીથી ખીલે બંધાયાં; અને વ્રજ ગામની શેરીઓ અને રસ્તાઓ સર્વ પાસથી ગોવાળોથી ઉભરાઇ રહ્યા.[૩૭]

આવા પ્રભાત સમયે ગાડાં ઉપર મોટાં મોટાં

---

* અત્રે એમ લાગે છે કે અક્રૂરે કેટલીક વાત કૃષ્ણને ગુપ્ત કહેલી હોવી જોઇએ, અને ગોવાળિયાઓને તો માત્ર કર ભરવાને કંસની દરબારમાં કૃષ્ણ સાથે આવવાની આજ્ઞા જ કરી હોવી જોઇએ. નહીં તો ગોપો કૃષ્ણ નંદનો નહિ પણ વસુદેવનો પુત્ર છે એમ જાણ્યા વિના રહે નહિ, અને તેઓ એમ પણ જાણે કે હવે કૃષ્ણ મથુરાંથી ગોકુળ-વૃન્દાવન પાછા આવશે નહિ.

માટલાં ચઢાવીને અને પોતે તે ઉપર ચઢી બેસીને ઝડપથી બળદને હાંકતા ગોવાળો વ્રજમાંથી મથુરાં ચાલી નીકળ્યા.[૩૮] અમાપ દક્ષિણા આપનારો અક્રૂર, કૃષ્ણ અને બલરામ એ ત્રણે જણે એક જ રથમાં બેસી પ્રયાણ કર્યું, તે વેળા તેઓ ત્રણ લોકના પતિ હોય તેવા દેખાતા હતા.[૩૯] યમુનાના તીરે તેઓ પહોંચ્યા, એટલે અક્રૂરે કૃષ્ણને કહ્યું કે,

"અહીં થોભ, રથનું રક્ષણ કર; અને યત્નપૂર્વક ઘોડાઓની સંભાળ રાખજે.[૪૦] રથ ઉપરના વાસણમાંથી તેમને જવ ખવડાવજે, અને ક્ષણભર પૂરેપૂરી ચોકસાઇથી તેમની ઉપર નજર રાખતો રહેજે.[૪૧] તે દરમ્યાન યમુનાના આ ધરામાં જઈ, હું સર્વ લોકના પ્રભુ, અને સર્પોના પતિ અનંત નાગને દિવ્ય, ભાગવત* મંત્રોથી સંતુષ્ટ કરી આવું છું.[૪૨] ત્યાં જઈ, સર્વ લોકનું કલ્યાણ કરનાર, શોભાવાળા માથાને સ્વસ્તિકના† આકારમાં રાખનારા, ફેણવાળા, હજાર માથાંવાળા અને નીલું વસ્ત્ર ધારણ કરનારા એ ગુહ્ય ભાગવત દેવ, અનંત નાગને હું પ્રણામ કરીશ, એટલે એ ધર્મદેવના મુખમાંથી જે વિષ નીકળશે, તે સર્વ અમૃતતુલ્ય થયું હશે, અને દેવોએ જેમ અમૃતનું પાન કર્યું હતું, તેમ તેની એ પ્રસાદીનું પાન હું કરીશ.[૪૩–૪૪] સ્વસ્તિક ચિહ્નવાળા, કલ્યાણમય એ દેવને બે જીભોવડે શોભાયુક્ત થયેલો જોઇને સર્પોની શાંતિને માટે ત્યાં તેમની સઘળી મંડળી ભેગી થશે.[૪૫] (હું એ મંડળી જોવા ઇચ્છું છું; તેથી) હું આ ઉત્તમ ધરામાંથી સર્પોના પતિ અનંત પાસેથી પાછો ફરું નહીં, ત્યાં સૂધી તમે બન્ને સાથે રહીને અહીં મારી રાહ જોવા માટે થોભજો."[૪૬]

એટલે કૃષ્ણે હર્ષ પામી અક્રૂરને ઉત્તર આપ્યો કે, "હે ધર્મિષ્ઠ! ભલે તમે ત્યાં જાઓ, પરંતુ સત્વર પાછા આવજો. અમે બે તમારા વિના ખરેખર સાવધાનતાથી અહીં થોભવાને સમર્થ નથી."[૪૭]

તે પછી તરત જ અમાપ દક્ષિણા આપનારા અક્રૂરે યમુનાના ધરામાં ડૂબકી મારી, અને રસાતલમાં આ મૃત્યુલોકના જેવો જ વસેલો નાગલોક જોયો.[૪૮] તે લોકની મધ્યે તેણે નાગોના પતિ અનંતને જોયો. તેને હજાર મોંઢાં હતાં; તાડ જેવું ઊંચું સોનાનું છત્ર તેને માથે વિરાજતું હતું; તેના હાથમાં હળ અને પેટને આશ્રયે મુસળ હતું;[૪૯] તેણે ગળીના રંગનું પીતાંબર પહેર્યું હતું; તેના શરીરનો રંગ ધોળો ભૂખરો હતો, અને એવા જ રંગનું તેનું આસન પણ હતું; કાને કુંડળ પહેરેલાં હતાં; કમલની કળી જેવી, મદથી ઘેરાયલી તેની આંખો હતી;[૫૦] તે બે ઉત્તમ સ્વસ્તિકોથી શોભતો અને પૃથ્વીને ધારણ કરતો પોતાના જ તેજસ્વી શરીર(પુંછડી)ના બનાવેલા આસન ઉપર સુખથી બેઠો હતો;[૫૧] તેનું માથું લગાર ડાબી બાજુએ નમ્યું હતું; સોનાના છોગાવાળા મુકૂટથી તેની શોભા વધી હતી; તેની છાતી સોનાના વર્ણનાં કમળોની માળાથી ઢંકાઈ હતી;[૫૨] તેના અંગ ઉપર રક્ત ચંદનનો લેપ હતો; તે શત્રુને દમનારો હતો; તેના હાથ લાંબા હતા; જેમની નાભિમાંથી કમલ ફૂટ્યું છે એવા વિષ્ણુના જેવા કાળા તેજની જ્વાળાઓથી તે પ્રકાશતો હતો; નાગોના આવા સમર્થ નાથ, સર્વવ્યાપી અને પ્રલય સમયના અર્ણવમય જગતના અધિપતિ અનંતને અક્રૂરે વાસુકિ આદિ ઉત્તમ સર્પોથી પૂજાતો જોયો.[૫૩–૫૪] કંબલ અને અશ્વતર નામના બે નાગ ધર્માસન ઉપર બેઠેલા એ સમર્થ નાગદેવ અનંતને ચમર ઢાળતા હતા.[૫૫] તેની પાસે ઉભેલો સર્પોનો પતિ વાસુકિ પણ શોભતો હતો, અને કર્કોટક આદિ અન્ય સર્વ સચિવો તેની આસપાસ વિંટળાઈ વળ્યા હતા.[૫૬] રાજા અનંતે સમુદ્રના પાણીથી સ્નાન કર્યું હતું, છતાં તેને દિવ્ય કમળોથી ઢંકાયલા મોંઢાવાળા, દિવ્ય અને સુવર્ણના ઘડાઓથી તે સર્વ પાછા અભિષેકથી સ્નાન કરાવતા હતા.[૫૭] ત્યાં અક્રૂરે તેના ઉત્સંગ ઉપર મેઘ જેવા શ્યામ, શ્રીવત્સ મણિને છાતીએ ધારણ કરનારા, પીતાંબરધારી વિષ્ણુને સુખચેનથી બેઠેલા જોયા.[૫૮] તેની જ સમીપ જાણે સંકર્ષણ જ હોય એવા, ચંદ્રના જેવી જ કાંતિવાળા, બીજા સમર્થ દિવ્ય દેવને આસન વિના તેની પાસે બેઠેલા જોયા.[૫૯] અને આ ચમત્કાર નિહાળતાં અક્રૂરને કૃષ્ણના રૂપમાં વિષ્ણુનું ભાન થયું, અને તેને કૃષ્ણ સમજી તેની સાથે બોલવાનો પ્રયત્ન કર્યો, પરંતુ વિષ્ણુએ તેને ત્યાં જ પોતાના તેજના પ્રભાવથી બોલતો અટકાવ્યો.[૬૦]

સર્પોના અધિકારી, વૈષ્ણવ પ્રભુ અનંતનો અને વિષ્ણુનો આ પ્રમાણે અનુભવ લઇને, અમાપ દક્ષિણા આપનારો અક્રૂર વિસ્મય પામતો પાછો પાણીમાંથી બહાર આવ્યો.[૬૧] ત્યાં તેણે બળરામ અને કેશવને અદ્ભુત રૂપ ધારણ કરીને, એકએકના સામું જોતા રથ ઉપર બેઠેલા જોયા.[૬૨] આવો દેખાવ જોઈ ભ્રાંતિ થવાથી તેણે પાછી કુતૂહલથી પાણીમાં ડૂબકી મારી, અને જ્યાં નીલું પીતાંબર પહેરનારા, શુભ્ર મુખવાળા અનંત દેવની પૂજા થતી હતી, ત્યાં તે અક્રૂરે સહસ્ર ફેણાવાળા નાગરાજના ખોળામાં તે જ પ્રમાણે બેઠેલા સમર્થ કૃષ્ણને પૂજાતા જોયા.[૬૩–૬૪] એટલે પાછું નાગરાજના મંત્રનો જપ કરતાં અક્રૂરે જળમાંથી સહસા ડોકીયું બહાર કાઢ્યું, અને તે જ માર્ગે પાછો રથ સમીપ ગયો.[૬૫] અક્રૂરને આમ આશ્ચર્યચકિત થઈ

* વૈષ્ણવ મતને અનુસરતા. † સાથીઓ.

આવતો જોઈ, પ્રસન્ન થયલા કૃષ્ણે તેને કહ્યું કે, "હે અક્રૂર! વૈડૂર્યમય ધરામાં તેં કેવો નાગલોક જોયો?[૧૬] તેમાં તેં અનુરાગને લીધે ઘણો સમય વીતાવ્યો. મને લાગે છે કે, તેં કંઈ આશ્ચર્યચકિત કરે એવું જોયું છે, કારણ તારું હૃદય ધબકારા મારતું જણાય છે."[૧૭]

એટલે અક્રૂરે કૃષ્ણને ઉત્તર આપ્યો કે, 'હે કૃષ્ણ! તારા વિના સ્થાવર અને જંગમ લોકમાં કીયો આશ્ચર્યચકિત કરનાર ચમત્કાર બને એમ છે?[૧૮] હે કૃષ્ણ! એ નાગલોકમાં ભૂમિ ઉપર જે દુર્લભ છે, એવો દૃશ્ય મેં જોયો છે, પણ આશ્ચર્ય એ છે કે, ત્યાં જોયલું તેનું તેજ સ્વરૂપ હું પાછું અહીં પણ જોઉં છું, અને તેના આનંદનો અનુભવ લઉં છું.[૧૯] અન્ય લોકોમાં જે રૂપ આશ્ચર્યકારક છે, તેજ (તારા) અદ્ભુત રૂપ સાથે મારો સંબંધ બંધાયો છે: હે કૃષ્ણ! તેથી હું આથી વધુ આશ્ચર્યકારક અન્ય કંઈ પણ જોવા માગતો નથી.[૨૦] હે પ્રભુ! હવે ચાલો; આ અંધકારનો નાશ કરનાર સૂર્ય અસ્ત પામે, તે પહેલાં આપણે કંસ રાજાની મથુરાંપુરી જઈ પહોંચીએ."[૨૧]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे 'व्रजवासीओनी तैयारी अने अक्रूरनुं नागलोकमां गमन' ए नामनो अध्याय २६ मो समाप्त

## અધ્યાય ૨૭ મો

### કંસના ધનુર્યજ્ઞમાં કૃષ્ણનાં અદ્ભુત પરાક્રમો

वैशंपायन उवाच—

स तु युक्त्वा रथवरमारुह्यामितदक्षिणः ।
कृष्णेन सार्द्धं मंप्रायात्तथा संकर्षणेन* च ॥ १ ॥

વૈશંપાયન કહે છે:-હે જનમેજય! તે પછી અમાપ દક્ષિણા આપનારા અક્રૂરે ઉત્તમ રથને ઘોડા જોડ્યા અને તે ઉપર બેસી કૃષ્ણ તથા સંકર્ષણની સાથે મથુરાં તરફ ચાલી નીકળ્યો.[૧] આમ પ્રયાણ કરતાં તેઓ કંસથી રક્ષાયલી મથુરાં પુરી સમીપ આવી પહોંચ્યા, અને અસ્ત થતા સૂર્યથી રાતી થયલી સંધ્યાને સમયે તેમણે તે રમ્ય નગરીમાં પ્રવેશ કર્યો.[૨] પછી બુદ્ધિમાન અક્રૂર, પ્રથમ સૂર્ય જેવા વર્ચસ્વી તે બન્ને વીર બંધુઓ કૃષ્ણ અને સંકર્ષણને પોતાના ઘરમાં લઈ ગયો; અને એ ઉત્તમ વર્ણવાળા બે બાળકોને, ભય પામેલા દાનવપતિએ (અક્રૂરે) આ પ્રમાણે કહ્યું:-"હે તાત! જો વસુદેવ-(તમારા પિતા)ના ગૃહમાં જવાની તમારી ઇચ્છા હોય તો તે હમણાં તજી દેજો.[૩-૪] કારણ તમારા બન્નેની ખાતર તો કંસ એ વૃદ્ધ વસુદેવને હમેશાં મેહેણાં ટોણાં મારે છે અને રાત્રિ દિવસ સખ્ત શબ્દોથી તેનો તિરસ્કાર કરે છે. તેથી તમારે બન્નેએ હાલ અહીં રહેવું.[૫] તેટલા માટે તમારે તમારા પિતાને ઉત્તમ સુખ થાય એવું કામ કરવું જોઇએ કે, જે હિતકર કાર્યથી તેમને સંતોષ મળે."[૬]

તેનું આ વચન સાંભળી કૃષ્ણે તેને કહ્યું કે, "હે ધર્મિષ્ઠ અક્રૂર! જો તને એમ લાગતું હોય (કે અમે તારા ગૃહમાં રહ્યાથી તારી ઉપર પણ કંસ વહેમ લઈ જશે) તો, હે વીર! હે સાધુ! અમે કોને ત્યાંથી આવ્યા, તે કોઈ ન કળી શકે એવી રીતે રાજમાર્ગે ઉપર થઇને કંસને જ ઘેર પરભાર્યા જઇએ."[૭]

વૈશંપાયન કહે છે:-(અક્રૂરને આ વિચાર ગમ્યો; પછી મનથી અવિનાશી કૃષ્ણને નમસ્કાર કરી, અંતરમાં પ્રસન્ન થતો થતો સૌના આવ્યાના સમાચાર કહેવા કંસની સમીપ તે ગયો.)† અક્રૂરની સંમતિ મળતાં તે બે વીર યુવાનો કૃષ્ણ અને બલરામ, જાણે બંધનમાંથી છૂટા થયેલા અને યુદ્ધને માટે આતુર બનેલા હાથીઓ હોય તેમ, ઉતાવળા ઉતાવળા રાજનગર જોતા જોતા રાજમહેલ તરફ ચાલી નીકળ્યા.[૮] એટલામાં તેમણે વસ્ત્રોના રંગને શોભાવનારા રજક (રંગારા)ને માર્ગે જતો જોયો; એટલે તેની પાસે તેમણે સુંદર મનહર કપડાંની માગણી કરી.[૯] ત્યારે એ રજકે તેમને કહ્યું કે, "અરે વનચરો! તમે અહીં ક્યાંથી આવો છો? મૂર્ખની પેઠે તમે નિર્ભય થઇને રાજાનાં વસ્ત્રોની માંગણી કરતાં વિચાર પણ કરતા નથી?[૧૦] વિવિધ દેશોમાં તૈયાર થયેલાં અને તેની ઇચ્છાને આતુર કરનારાં આ કપડાં કંસનાં છે; આ કપડાંને હું અનેક રીતે ખાસ ધ્યાનપૂર્વક રંગથી શોભાવું છું.[૧૧] તમે બન્ને કીયા વનમાં જન્મ્યા છો? તમે પશુઓના સમાગમમાં ઉછર્યા છો; કારણ જો તેમ ન હોય તો તમને આવાં ઉત્તમ રંગીન કપડાં જોઇને તે લેવાનું મન થાય નહીં.[૧૨] અહો! તમે મૂર્ખો તથા સામાન્ય જ્ઞાન વિનાના છો તેથી જ, અહીં આવતાં તમને આવાં કપડાં માગવાની ઇચ્છા થઈ, તેથી મને તો એમ લાગે છે, કે તમારું જીવિત હવે આવી રહ્યું છે."[૧૩]

એટલે, પોતાને માથે અનિષ્ટ આવેલું હોવાથી આવાં ઝેરી વચનો કાઢનારા, અલ્પબુદ્ધિવાળા રંગરેજ ઉપર કૃષ્ણ કોપ્યા.[૧૪] અને તેણે વજ્ર જેવી પ્રબળ પ્રહાર કરનારી થાપટ તે રંગરેજના માથા ઉપર મારી, એટલે તેનું માથું ધડથી છૂટું પડી ગયું, અને તે પ્રાણ ખોઇને ભોંય ઉપર પડ્યો.[૧૫] એ રંગરેજને આમ એકાએક મરણ પામેલો જોઇને તેની સ્ત્રીઓ માથાના વાળ

* અહીં બંગાળી અને કાશીની પ્રતિનો પાઠ છે.

† આ શ્લોક બંગાળી, કાશીની તથા દક્ષિણની પ્રતિમાં નથી અને મુંબઇની પ્રતિમાં પણ તેને ક્ષેપક ગણેલો છે. પરંતુ મન્મથનાથ દત્તની પ્રતિમાં તેને તેમ ગણેલો નથી.

પીંખતી અને શોકથી કળકળાટ કરી મૂકતી, ઝડપથી કંસના રાજ્યમહાલયે જઈ પહોંચી.[૧૬]

દરમ્યાન તે બન્ને ભાઇઓ પેલા રંગરેજની પાસેનાં સારાં વસ્ત્રો પહેરી લઈ પુષ્પની માળા મેળવવા, ગંધથી આકર્ષાયલા હાથીની પેઠે, માળીઓના મહોલ્લામાં ગયા.[૧૭] તે મહોલ્લામાં પ્રિય વચન બોલનારો, સુરૂપવાન્, લક્ષ્મીવાન્, અને પુષ્કળ માળાઓ વેચનારો ગુણક નામનો માળી હતો.[૧૮] તે માળીને લગાર પણ કચવાટ વિના, મધુર અને આશાભરી વાણીથી તે જ સમયે કૃષ્ણે કહ્યું કે, "હે માળી! અમને માળા આપ."[૧૯] ગુણક માળી બન્ને સુંદર ભાઇઓને જોતાં જ તેમની ઉપર પ્રસન્ન થયો, અને તેમને પુષ્કળ માળાઓ અર્પણ કરતાં બોલ્યો કે, "આ સર્વ તમારું જ છે."[૨૦] કૃષ્ણ તેનાં આ વચનથી મનમાં પ્રસન્ન થયા, અને તે ગુણકને વરદાન આપ્યું કે, "હે સૌમ્ય! મારાથી ઉત્પન્ન થયેલી લક્ષ્મીના ઓઘેઓઘ તને પ્રાપ્ત થશે."[૨૧] એટલે તે માળી આવું વરદાન પામી, શાંતિથી નીચું માથું કરી કૃષ્ણને પગે પડ્યો, અને તે વરદાન માથે ચઢાવ્યું.[૨૨] પુષ્પમાળા ઉપર જીવનનો નિર્વાહ કરનાર એ માળીએ, 'આ બન્ને યક્ષો છે' એમ ધાર્યું; અને તેથી તે અતિશય ભયભીત થયો, એટલે એક પણ વળતો ઉત્તર આપી શકયો નહીં.[૨૩]

પછી માળીવાડામાંથી વસુદેવના એ પુત્ર રાજમાર્ગ ઉપર ચાલી નીકળ્યા, અને તેમણે ચંદનગંધનું પાત્ર લઇને જતી કુબ્જાને જોઈ.[૨૪] તરત તેને કૃષ્ણે પૂછ્યું કે, "હે કમલપત્ર જેવી આંખોવાળી કુબ્જા! આ ચંદનનો લેપ તું કોને માટે લઈ જાય છે, તે મને ઝટ કહી દે?"[૨૫] એટલે વિજળીની પેઠે વાંકી વાંકી હીંડતી કુબ્જા કૃષ્ણની સામે ફરી અને હસી, તથા મેઘ જેવા ગંભીર અને કમલ સમાન આંખવાળા કૃષ્ણને ઉત્તર આપ્યો કે, "હું આ ચંદન રાજા કંસના સ્નાનગૃહમાં લઈ જાઉં છું, તારે તે જોઇતું હોય તો તું લઈ લે. હું અહીં ઉભી છું ત્યાં આવ, અને લે. તારું કલ્યાણ થાઓ. તું મારા હૃદયને પ્રિય લાગે છે.[૨૬-૨૭] હે સૌમ્ય! તું ક્યાંથી આવે છે? તું મને શું ઓળખતો નથી? હું મહારાજ કંસની ગંધાદિનો લેપ પૂરો પાડનારી દાસી છું.[૨૮] (હે કમલ જેવી આંખવાળા! હે સુંદર મુખવાળા વીર! તને જોઇને મને આશ્ચર્ય થાય છે.*) એટલે વાંકી વળી ઉભેલી અને હસતી કુબ્જાને કૃષ્ણે સામું કહ્યું કે, "હે કુબ્જા! અમારાં ગાત્રોને શોભાવે એવો આ લેપ તું જ આવીને જાતે અમને આપ.[૨૯] હે સુંદર મુખવાળી! અમે દેશે દેશના અતિથિ (ફરનારા) મલ્લ છીએ. આ રાજ્યમાં જે મહાન્ દિવ્ય અને સમૃદ્ધિથી ભરપૂર ધનુર્યજ્ઞ થવાનો છે, તે જોવાને અમે અહીં આવ્યા છીએ."[૩૦] ત્યારે કુબ્જાએ કૃષ્ણને વળતો ઉત્તર આપ્યો કે, "હે વીર! તને જોયો ત્યાંથી જ તારું દર્શન મને પ્રિય થયું છે. માટે રાજાને યોગ્ય એવો આ લેપ તું લે."[૩૧]

પછી કુબ્જાએ આપેલા ચંદનના લેપથી તે બન્નેનાં ગાત્રો વિશેષ શોભવા લાગ્યાં, અને યમુના તીરે વિચરતા અને કાદવથી લપેડાયલાં અંગવાળા આખલા હોય તેવા દેખાયા.[૩૨] તે પછી ચેષ્ટાના વિવિધ પ્રકારને જાણનારા કૃષ્ણે જમણા હાથની બે આંગળીઓ કુબ્જાની કેડના ઉપર આવેલા હાડકા ઉપર ધીરેધીરે ફેરવી.[૩૩] તેમ કરવાથી તેનું એ ઉપસેલું હાડકું અંદર પેસી ગયું, અને શુદ્ધ હાસ્યવાળી, સુંદર અને ઉપસેલાં સ્તનવાળી કુબ્જા સીધીસટ્ટ લતાની પેઠે ટટાર થઈ ગઈ અને ખડખડ હસી પડી.[૩૪] પછી પ્રેમમદથી મત્ત થયેલી કુબ્જાએ પ્રણામ કરી કૃષ્ણને કહ્યું કે, "હે કાંત! મેં તને અહીં રોકેલો છે, છતાં તું મને મૂકીને ક્યાં જાય છે? ઉભો રહે અને મને અંગીકાર કર."[૩૫] એટલે તે બન્ને અવિકારી બલરામ અને કૃષ્ણ પરસ્પર હાથમાં તાલી આપી ખડખડ હસવા લાગ્યા, અને તેમણે પૂર્વે કુબ્જાના ગુણો સાંભળેલા હતા, તેથી એકબીજાના સામું ટગર ટગર જોઈ રહ્યા.[૩૬] પછી કામથી પીડાતી કુબ્જાને કૃષ્ણે હસીને ત્યાંથી વિદાય કરી, અને કુબ્જા પાસેથી છૂટેલા તે બન્ને જણ રાજસભા તરફ ચાલી નિકળ્યા.[૩૭]

તે પછી આજ પર્યંત ગોકુળમાં ઉછરેલા, ગોવાળના વેષથી વિશેષ શોભતા, અને હૃદયનો આશય મુખ ઉપર ન જણાય, એમ ભાવ છૂપાવી ચેષ્ટા કરનારા તે બન્નેએ તે રાજ્યમહાલયમાં પ્રવેશ કર્યો.[૩૮] અને ત્યાંથી જાણે હિમાલયના વનમાં ઉછરેલા અને મદથી ઉન્મત્ત થયેલા સિંહો હોય તેમ એ બે બાળકો, તેમનું આગમન કોઈ કળી શકે નહીં એવી ખુબીથી, ધનુષ્યશાળામાં ગયા.[૩૯] ત્યાં કંસના વર્તમાન ધનુર્યજ્ઞ નિમિત્તે પ્રસિદ્ધિને પામેલું મહાન્ ધનુષ્ય જોવાની ઇચ્છાથી એ બે વીર બાળકોએ આયુધાગારના રક્ષકને આવો પ્રશ્ન કર્યો;[૪૦] "હે કંસનાં ધનુષ્યોના રક્ષક! અમારું કહેવું તું સાંભળ. હે સૌમ્ય! જે ધનુષ્યને નિમિત્તે આ સાંપ્રત ધનુર્યજ્ઞ આરંભાયલો છે, તે ધનુષ્ય કયાં છે?[૪૧] જો તારી મરજીમાં આવે તો કંસનું એ સુપ્રસિદ્ધ ધનુષ્ય તું અમને બતાવ." એટલે એ રક્ષકે થાંભલા જેવું દેખાતું એક મોટું ધનુષ્ય તે બન્નેને દેખાડ્યું.[૪૨] તરત વીર્યશાલી કૃષ્ણે, ઇંદ્ર

* આ શ્લોક દ. પ્ર, બં. પ્ર તથા હિન્દી પ્રતમાં નથી. મુંબઇની પ્રતમાં તેને ક્ષેપક ગણેલો છે. મન્મથનાથ દત્તની પ્રતમાં તે છે.

આદિ દેવોથી પણ ભાગી શકાય નહીં એટલું જ નહીં પણ જેની પણછ પણ ચઢાવી શકાય નહીં એવું એ પ્રચંડ ધનુષ્ય હાથમાં લીધું અને તોળી જોયું.[૪૩] પછી કમલ-દલ જેવી સુંદર આંખવાળા કૃષ્ણે, અંતરમાં પ્રસન્ન થઈને દૈત્યોથી પૂજાયલા તે ધનુષ્યને બે હાથથી સ્વેચ્છા અનુસાર તોળીને તેની પણછ ચઢાવી, અને અનેક વાર તેની પ્રત્યંચા ખેંચી જોરથી વાંકું વાળ્યું. એટલે આમ વાંકું વળાયાથી, ધનુર્યજ્ઞ માટે નિર્માણ થયેલાં, સર્પના આકારનાં તે સુપ્રસિદ્ધ ધનુષ્યના વચમાંથી જ બે કડકા થઈ ગયા. અતિશય પરાક્રમી અને ઘણા જ વેગવાળા કૃષ્ણ આ પ્રકારે તે ધનુષ્યને ભાંગીને યુવાન્ સંકર્ષણની સાથે ધનુષ્યશાળામાંથી બહાર નીકળ્યા.[૪૪–૪૬] ધનુષ્યનો ભંગ થતાં જ અવાજથી વાયુ ગાજી ઉઠ્યો, અને અંતઃપુર તથા સર્વ દિશાઓ તેના પડઘાથી ધમધમી રહ્યાં.[૪૭]

પછી લગભગ ગોવાળ જેવા દેખાતા તે બન્ને ભાઈઓ આયુધગૃહમાંથી બહાર નીકળ્યા, એટલે મનમાં ગભરાતો અને ત્રાસ પામતો તે સ્થાનનો રક્ષક વેગથી કંસની પાસે દોડતો જઈ પહોંચ્યો.[૪૮] અને જાણે ચંચલ દૃષ્ટિવાળો કાગડો ભયથી શ્વાસોચ્છ્વાસ ભરતો હોય,તેમ તે રક્ષકે એકે શ્વાસે રાજા કંસને કહ્યું કે, "હે રાજન્! આ સમયે પ્રલય કાળની પેઠે જગતને ગભરાટમાં નાંખી દે, એવો જે આશ્ચર્યકારક એક બનાવ ધનુષ્યગૃહમાં હમણાં જ બન્યો છે, તે સંબંધી મારી વિનંતિ આપ જરા સાંભળો, માથે વધારેલી પુષ્કળ શિખાવાળા, જેમને કોઈની સાથે પણ સરખાવી ન શકાય એવા, પીળા અને ધોળા ચંદનના લેપથી શોભતા, ઇચ્છા અનુસાર રૂપ ધરનારા, દેવોના પુત્ર જેવા પરાક્રમી, અગ્નિ જેવા જાજ્વલ્યમાન બે મનુષ્યો, કોઈ કળી શકે નહીં એવી રીતે, તમારા અંતઃપુરમાં દાખલ થયા. એકે નીલું અને બીજાએ પીળું અંબર પહેર્યું હતું. મનહર વસ્ત્રો અને માળાઓ ધારણ કરનારા, સૌમ્ય અને જાણે આકાશમાંથી ઉતરી આવેલા હોય એવા દેખાતા તે બન્ને વીરોને મેં સ્પષ્ટ રીતે ધનુષ્યગૃહમાં ઉભેલા જોયા.[૪૯–૫૨] તે બન્નેમાંના, કમલ જેવી આંખવાળા, શ્યામ પીતાંબર અને સુંદર પુષ્પ-માળા ધારણ કરનારા એક જણે, દેવતાઓથી પણ મહા મુશ્કેલીએ ઉપાડી શકાય એવું, પેલું આપણું ઉત્તમ ધનુષ્ય બળથી ઉપાડ્યું.[૫૩] તે બાળકે, એ મોટા અને જાણે લોઢાનું એક યંત્ર હોય તેવા, દૃઢ ધનુષ્યની પણછ વેગથી ચઢાવી, અને રમત કરતાં કરતાં તેને વાંકું વાળ્યું.[૫૪] બાણ વિનાના તે ધનુષ્યને પરાક્રમી હાથવાળા તે પુરુષે અતિશય ખેંચ્યું, એટલે તેના મુષ્ટિ-પ્રદેશ(મધ્ય ભાગ)માંથી કડાક અવાજ સાથે બે કડકા થઈ ગયા.[૫૫] તેના અવાજથી પૃથિવી ચલાયમાન થઈ, અને સૂર્ય પણ દેખાતો બંધ થયો. એ ધનુષ્યનો ભંગ થતાં તેના અવાજથી આકાશ પણ જાણે ભમતું હોય એવો ભાસ થઈ રહ્યો.[૫૬] આવું મોટું અદ્ભુત કર્મ જોઈને હું તો પરમ વિસ્મય પામ્યો, અને હે શત્રુઓને ભય આપનાર રાજા કંસ! ભયથી હું તમને એ વર્તમાન કહેવાને અહીં આવ્યો છું. હે મહારાજ! એ અતિ પરાક્રમી બે જણા કોણ છે, તે હું જાણતો નથી.[૫૭] તેમાંનો એક કૈલાસ પર્વતના જેવો શુભ્ર વર્ણનો અને બીજો અંજન પર્વતના જેવો શ્યામ વર્ણનો હતો, અને શ્યામ વર્ણનાએ જ, હાથી જેમ થાંભલાને ભાંગી નાંખે તેમ, એ ઉત્તમ ધનુષ્યના કડકા કરી નાંખ્યા અને અમિત પરાક્રમવાળો એ પુરુષ પોતાના જોડિયાની સાથે પવન જેવી શીઘ્ર ગતિથી ધનુષ્યશાળામાંથી ચાલ્યો ગયો. હે નૃપ! આમ એ ધનુષ્યને ભાંગીને તે પુરુષ જતો રહ્યો છે. તે કોણ છે, તે હું જાણતો નથી."[૫૮–૫૯]

ધનુષ્યનો ભંગ થયાનું વૃત્તાંત આ પ્રમાણે એ આયુધ-ગૃહના રક્ષક પાસેથી વિસ્તારપૂર્વક કંસે સાંભળ્યું, અને તેને ત્યાંથી વિદાય કર્યો. પછી આ વૃત્તાંતનો વિચાર કરતો કંસ પોતાના ઉત્તમ રાજ્યમહાલયમાં પેઠો.[૬૦]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे 'कंसना धनुर्यज्ञमां कृष्णनां पराक्रम' ए नामनो अध्याय २७ मो समाप्त

## અધ્યાય ૨૮ મો

### મલ્લયુદ્ધની તૈયારી અને કંસના જન્મની કથા

वैशंपायन उवाच—

स चिंतयित्वा धनुषो भंगं भोजविवर्धनः ।
बभूव विमना राजाऽचिंतयन्भृशदुःखितः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય! પછી ભોજવંશની વૃદ્ધિ કરનાર રાજા કંસ રાજ્યમહાલયમાં સીધાવ્યો; પરંતુ ધનુષ્યના ભંગના વૃત્તાંતનો વિચાર કરતાં તે શૂન્ય મનવાળો બની ગયો, અને તેના જ વિચારથી અતિશય ચિંતાતુર અને દુઃખી થવા માંડ્યો.[૧] તેના મનમાં આ જ વિચાર ઘોળાયાં કરતો હતો કે, "મારું મોટું સૈન્ય હતું, છતાં તેની અવગણના કરી, તેમનાં દેખતાં જ વિના ભયે તે વીર બાળકે એ મોટા ધનુષ્યને ભાંગી નાંખ્યું અને ત્યાંથી ચાલ્યો ગયો, એ કેવું અજુગતું થયું?[૨] જે બાળકને જન્મતાં જ હણવા ખાતર લોકમાં નિન્દાપાત્ર થયલું (બાલહત્યાઓનું) દારુણ કર્મ મેં કર્યું,

અને આપની બ્હેનના છએ પરાક્રમી પુત્રોને મેં હણ્યા.[૩] (પરંતુ મારવા ધારેલો બાળક તો અદ્યાપિ જીવતો રહેવા પામ્યો છે.) ખરેખર પુરુષપ્રયત્નથી પણ દૈવનું ઉલ્લંઘન કરવા કોઈએ સમર્થ નથી. ખરેખર નારદના કહેલા વચન પ્રમાણે મારા મૃત્યુની ઘટના હવે સમીપ ઉભી થયલી જણાય છે."[૪]

આ પ્રમાણે વિચાર કરતો રાજા કંસ પોતાના ઉત્તમ રાજ્યમહાલયમાંથી બહાર નીકળ્યો, અને પ્રેક્ષકોની બેઠકોની ચઢઉતર રચના જોવાને ધનુર્યજ્ઞની રંગભૂમિમાં સત્વર સીધાર્યો.[૫] ત્યાં રાજાઓમાં ઉત્તમ કંસે શિલ્પશાસ્ત્રીઓએ વ્યવસ્થાની સર્વે સામગ્રીઓથી તૈયાર કરેલું પ્રેક્ષકગૃહ જોયું.-તે દૃઢ બંધનોથી બાંધેલી ઓળબંધ ચઢઉતરવાળી બેઠકોથી ભરપૂર હતું.[૬] તેમાં જૂદા જૂદા ઉત્તમ સોઈવાળા કોઠાઓ હતા. બહારની બાજુએ ચારે કોર આગળ પડતી (છાપરાની) પાંખોથી તે શોભતું હતું. મધ્યે મધ્યે એકસરખા છ ઉંચા થાંભલાઓવાળા કોઠાઓથી તે ગૃહ સારી રીતે શણગારાયલું દીસતું હતું.[૭] તેની સર્વ બાજુએથી ભીતમાંથી મજબૂત લાકડાની ખીલીઓ બહાર નીકળેલી હતી. આમ આ પ્રેક્ષકગૃહ ઉંચું, પૂરતું લાંબું, પહોળું, સારી વ્યવસ્થાવાળું હતું, અને તેમાં સરખે અંતરે, બેસવાના, ઉંચે ચઢવાની સોઈવાળા માંચડાઓ ઉત્તમ રીતે ગોઠવેલા હતા. વચ્ચે વચ્ચે રાજકુલના લોકને વાસ્તે યોગ્ય આસનો મૂકેલાં હતાં; અવરજવરના અને ચઢઉતરના માર્ગ વચ્ચે વચ્ચે રાખેલા હતા. કોઠાઓમાં વેદીઓ કરી હતી; અને એકંદર અસંખ્ય માણસોને માટે જોવાની સોઈ પૂરી પાડે એવું યોગ્ય એ પ્રેક્ષકગૃહ હતું.[૮-૯]

આવી વિવિધ શોભાથી યુક્ત રંગભૂમિ જોઈને બુદ્ધિમાન્ કંસે પોતાના રક્ષકને આજ્ઞા કરી કે, "કાલે આ રંગભૂમિના રસ્તાઓ, તેની આજુબાજુના ભાગો, છતો, તથા આ ઉત્તરની બેઠકોવાળા માંચડાઓને ચિત્રોથી, પુષ્પની માળાઓથી, ધ્વજાપતાકાઓથી, સુગંધીવાળા પદાર્થોથી, અને પ્રસિદ્ધ પુરુષોનાં પુતળાંથી શણગારજો અને સારાં પાથરણાં તેપર પાથરજો.[૧૦-૧૧] અને મલ્લના અખાડાની અંદર ખૂટે નહીં એવો, છાણાંના ભૂકાનો ઢગલો* કરાવજો.[૧૨] વચ્ચે વચ્ચે ઘંટાઓ અને તોરણો બાંધીને આ પ્રેક્ષકાગાર સ્થાનની શોભામાં વધારો કરજો; વળી એ મંદિરમાં પ્રસંગને યોગ્ય ખાવાના પદાર્થો પણ મૂકાવજો; અમુક અમુક યોગ્ય અંતરે પાણીથી ભરેલા, સોનાના ઉત્તમ ઘડાઓ રીતસર ગોઠવાવજો; અને એ ઘડાઓની પાસે ખાવાના પદાર્થો તથા કષાય (વિવિધ રસ) મૂકાવજો. વળી મલ્લયુદ્ધના નિયમો જાણનારા પુરુષોને તેમ જ નગરજનોના આગેવાનોને થનારા દ્વંદ્વયુદ્ધના પ્રસંગે હાજર રહેવાનાં નિમંત્રણ પણ મોકલાવજો.[૧૩-૧૪] તેમ આપણા મલ્લોને પણ આવવાની આજ્ઞા ફરમાવજો, અને સર્વ પ્રેક્ષક લોકને મારી આજ્ઞા જણાવજો, અને આ સમારંભ માટે ઉત્તમ પ્રકારની શોભાવાળી બેઠકો સર્વ સામગ્રીઓથી તૈયાર કરાવજો."[૧૫]

આ પ્રમાણે જનસમૂહને જોવા, બેસવા અને આવવાની ઉત્તમ ગોઠવણ સંબંધી તૈયારીઓ કરવાની આજ્ઞા કરીને કંસ એ રંગભૂમિમાંથી બહાર નીકળ્યો, અને પોતાના રાજ્યમહાલયમાં ચાલ્યો ગયો.[૧૬] પછી ત્યાં જઈને, તેણે કળી ન શકાય એવા મહાબળવાળા બે મલ્લ ચાણૂર અને મુષ્ટિકને પોતાની પાસે બોલાવી મંગાવ્યા.[૧૭] તે બે મહાપરાક્રમી, બલસંપન્ન, વિશાળ બાહુવાળા મલ્લો કંસની આજ્ઞા માથે ચઢાવી, હર્ષ પામતા રાજદ્વારે આવી પહોંચ્યા.[૧૮] જગતમાં સુપ્રસિદ્ધ થયેલા તે બે મલ્લને સમીપ આવેલા જોઈને રાજા કંસે તેમને આવું ગંભીર અર્થવાળું માર્મિક વચન (નીચે પ્રમાણે) કહ્યું;-[૧૯]

"હે ચાણૂર અને મુષ્ટિક! તમે બન્ને મારા સર્વત્ર વિખ્યાત થયેલા મલ્લ છો; તમે વીર પુરુષોમાં ઉત્કર્ષ માટે મેળવેલાં પદક આદિ ચિહ્નોથી ઉચ્ચ પદે ચઢેલા છો; બધે તમારું યથાયોગ્ય રીતે સન્માન થાય છે, તેમ તમે પણ વિશેષે કરીને સત્કારને પાત્ર છો.[૨૦] તેથી તમારો મેં કરેલો સત્કાર તથા તમારા હિતનાં સારાં કાર્યો જો તમને સ્મરણમાં હોય, તો તમારે બન્નેએ તમારા તેજ-(બલ)ના પ્રભાવથી મારું આ એક મોટું કાર્ય કરવું ઘટે છે.[૨૧] આ પેલા સંકર્ષણ અને કૃષ્ણ નામના બે જંગલવાસી ગોવાળીઆઓ મારા ગોકુળ ગામમાં ઉછરેલા છે, અને જાતે બાળક હોવા છતાં શ્રમ તેમને લગાર પણ જિતી શકતો નથી, અર્થાત્ તેઓ ગમે તેવું મોટું પરાક્રમ વિના શ્રમે કરે છે. તે બન્ને રંગભૂમિમાં દ્વંદ્વયુદ્ધ કરવા ઉતરે ત્યારે તેમને તમારે મલ્લકુસ્તી શરુ થતાં વેંત જ વિના વિલંબે મારી નાંખવા, અને તેમને હણવામાં તમારે લગાર પણ સંશય ધરવો નહીં.[૨૨-૨૩] એ બન્ને બાળકો છે, છતાં અતિશય ચપલ છે, પણ તેમને કોઈ જાતનું મલ્લકુસ્તીનું શિક્ષણ મળેલું નથી જ, એમ સમજી તેમના વધ માટે લેશ પણ બેદરકાર રહેશો જ નહીં, પણ તેમનો નાશ કરવાનો પ્રયત્ન હરેક રીતે કરજો.[૨૪] મલ્લયુદ્ધમાં રંગભૂમિમાં તે બન્ને ગોવાળોનો નાશ થાય, તો જ સાંપ્રત કાળમાં તેમ જ ભવિષ્યમાં પણ મારું કલ્યાણ થાય એમ છે."[૨૫]

રાજા કંસનાં આવાં સ્નેહયુક્ત વચન સાંભળીને હૃદયમાં પ્રસન્ન થયેલા ચાણૂર અને મુષ્ટિક નામના તે બે મલ્લે તેને ખાત્રી આપતાં કહ્યું:-[૨૬] "હે રાજન્!

* મલ્લોને પરસેવો થાય તો તે લોહોવા માટે.

જો એ બે તુચ્છ ગોવાળો અખાડામાં અમારી સન્મુખ ખડા થયા તો તરત જ એ બે બિચારાઓ મરી ગયા જ, અને પ્રેતરૂપ થઈ ગયેલા જ સમજજો.[૨૭] ક્રોધથી લાલચોળ થયેલા એવા અમારી સામે જો કાળપાશમાં સપડાયલા એ બે જંગલીઓ મલ્લયુદ્ધ કરવાને રંગભૂમિમાં આવશે, તો અમે તેમને મારી જ નાંખીશું."[૨૮] આ પ્રમાણે ઝેરીલી વાણી બોલતા તે બે બળવાન મલ્લો કંસ રાજાની આજ્ઞા લઇને પોતાને ઘેર ગયા.[૨૯]

તે પછી કંસે હાથીખાનાના ઉપરી મહામાત્ર(મહાવત)ને બોલાવી આજ્ઞા આપી કે, "બળવાન્, મદથી ચંચલ થયલા આંખવાળા, ચપલ, મનુષ્યને જોઇને જ ક્રોધે ભરાતા, મદ ઝરવાથી ઉત્કૃષ્ટ થયલાં ગંડસ્થલવાળા, ભયંકર અને શત્રુઓના હાથી ઉપર રોષથી ધસનારા મારા કુવલયાપીડ હાથીને રંગસભાના દ્વારમાં જ તારે ઉભો રાખવો.[૩૦-૩૧] અને વસુદેવના પેલા બે જંગલી પરાક્રમી પુત્રો ત્યાં આવે કે તરત જ તેઓ આયુષ્ય વિનાના થઈ જાય, એવી રીતે તારે એ હાથીને ઉશ્કેરીને તેમની ઉપર જ પૂરપાટ છોડી મૂકવો.[૩૨] ગાય ચરાવી ખાનારા એ બે ઉન્મત્ત બાળકોને મારા ઉત્તમ હાથી કુવલયાપીડની મદદથી તારે હાથે રંગભૂમિના દ્વારમાં હણાયલા હું જોઇશ ત્યારે જ મને અતિ આનંદ થશે.[૩૩] પછી એ બન્નેને ત્યાં ભૂમિ ઉપર મુઆ પડેલા જોતાં જ, પોતાના બંધુઓ સાથે વસુદેવ આમ (ભવિષ્યમાં બંધનમાંથી છૂટવાની) આશા જડમૂળથી જ જતી રહેતાં, કેવળ નિરાધાર થઇને પોતાની સ્ત્રી દેવકી સાથે (તત્કાળ) મરણ પામશે.[૩૪] વળી મારા જે કેટલાક મૂર્ખા યાદવોને કૃષ્ણનો નાદ લાગ્યો છે, તેઓ સર્વ પણ કૃષ્ણને આમ મરણ પામેલો જોતાં જ આશાનું મૂળ છેદાયાથી નાશ પામશે.[૩૫] તે બન્નેને મારા ઉત્તમ કુવલયાપીડ હાથી પાસે મરાવી, અથવા તો મારા મલ્લો પાસે હણાવી, અને તેમ નહીં થાય તો હું જાતે જ તેમનો વધ કરી, મથુરાંપુરીને આવા યાદવો વિનાની કરી, નિષ્કંટકપણે સુખોપભોગ ભોગવીશ.[૩૬] મારો પિતા ઉગ્રસેન (એ કૃષ્ણના નાદવાળો) યાદવોના કુલ (ટોળાં)નો આગેવાન હોવાથી મેં તેનો પૂરેપૂરો ત્યાગ કરેલો જ છે અને બાકીના જે કોઈ યાદવો કૃષ્ણના પક્ષમાં રહેલા છે, તેમને પણ મેં તજી દીધા છે.[૩૭] કારણ, પુત્ર ઉત્પન્ન કરવાની ઇચ્છાથી જ કાંઈ ઉગ્રસેને માનુષી, અલ્પ બળવાળા વીર્યથી મને ઉત્પન્ન કરેલો નથી; અર્થાત્ તેનાથી હું ઉત્પન્ન થયેલો નથી, એટલે હું કાંઈ યાદવ નથી, એમ નારદ મુનિએ મને કહેલું છે."[૩૮]

એટલે મહામાત્રે કંસને આવો પ્રશ્ન કર્યો:–"હે રાજન્! દેવર્ષિ નારદે તમને તમારા જન્મ સંબંધી પૂર્વે શું કહ્યું હતું? હે શત્રુને દમનાર કંસ! એ આશ્ચર્યવાળી કથા તો હું પહેલી જ વાર તારે મોઢેથી જ સાંભળું છું.[૩૯] તારા પિતા ઉગ્રસેન સિવાય તું અન્ય કોણથી શી રીતે ઉત્પન્ન થયો? હે રાજન્! જે નિંદાયુક્ત* કાર્ય અન્ય સામાન્ય જનની સ્ત્રી કરે નહીં, એવું કર્મ તારી માએ શી રીતે કર્યું? તે વિષે વિસ્તારપૂર્વક વૃત્તાંત સાંભળવાની મારી ઇચ્છા છે. મને આ તો એક કૌતુક સરખું લાગે છે."[૪૦-૪૧]

એટલે કંસ બોલ્યો:–મહર્ષિ, સમર્થ, વિપ્ર નારદે મને મારા જન્મ વિષે એ વૃત્તાંત જેવી રીતે કહ્યું હતું, તે પ્રમાણે સાંભળવાનું મન તને છે તો હું તને તે પૂરેપૂરું કહું છું.[૪૨] એક સમયે ઇન્દ્રના ભુવનમાંથી ઇન્દ્રનો મિત્ર નારદ મુનિ મારી પાસે આવ્યો હતો. તેણે ચન્દ્રમાનાં કિરણો જેવું ધોળું વસ્ત્ર પહેર્યું હતું અને માથે જટા ધારણ કરી હતી.[૪૩] તેણે કાળા મૃગનું ઉપવસ્ત્ર ઓઢેલું હતું; ખભે સુવર્ણના વર્ણનું જનોઈ, તથા હાથમાં દંડ અને કમંડલુ ધારણ કરેલાં હતાં, અને તે જાણે બીજો પ્રજાપતિ હોય એવો દેખાતો હતો.[૪૪] આવો, ચારે વેદોનું ગાન કરનાર, વિદ્વાન્, ગંધર્વ વેદનો જાણકાર, દેવર્ષિ, બ્રહ્મલોકમાં વિચરનાર, અવિનાશી, નારદ મારી પાસે આવ્યો.[૪૫] એ ઋષિને મારી સન્મુખ આવતો જોઈ, સામા જઈ, મેં તેની યથાવિધિ પૂજા કરી, અને મંદિરમાં તેને પ્રવેશ કરાવ્યો. પછી પાદ્ય તથા અર્ઘ્યથી તેનો સત્કાર કરી, એક આસન આપી બેસાડ્યો.[૪૬] બાદ સુખેથી બેઠા પછી નારદમુનિએ મને કુશળતાના સમાચાર પૂછ્યા, અને મારા સત્કારથી મનમાં પ્રસન્ન થઇને પવિત્ર આત્માવાળા એ દેવર્ષિએ મને નીચે પ્રમાણે કહ્યું:–[૪૭]

* શ્લોક ૩૮ થી શ્લોક ૧૧૮ સુધીનો, કંસની દુર્મિલ દાનવથી ઉત્પત્તિનો ભાગ કંઇક નવાઈ જેવો જણાય છે. એક મહાવત કંસને તેની માતાનું પરપુરુષથી પુત્ર ઉત્પન્ન કરવાનું કાર્ય તેની સન્મુખ નિંદ્ય હોવાનું કહેવાની ધૃષ્ટતા કરે, અને કંસ તે કર્મને નિંદ્ય ન ગણી, અભિમાન સાથે તેનો વૃત્તાંત મહાવત જેવા ક્ષુદ્ર સેવકને કહે, એ વિસ્મયકારક છે. પ્રસ્તુત વિષ્ણુપર્વના પહેલા અધ્યાયના આરંભમાં જ નારદ મુનિ કંસને દેવકીના ગર્ભોથી સાવધ રહેવાની અને તેમને જન્મતાં વેંત જ મારી નાંખવાની ચેતવણી કંસને આપે છે. કંસ એ ચેતવણીને ખુલ્લી રીતે સેવકો સમક્ષ હસી કાઢે છે, અને નારદને ચસકેલો જણાવે છે. તે પ્રસંગે વસુદેવ અને દેવકી તેનાં સગાં નથી, કારણ તેની ઉત્પત્તિ ઉગ્રસેનથી નથી, માટે સગાંને મારવામાં કાંઈ વાંધો નથી, એવો સબળ મુદ્દો કંસને નારદ કહેતા નથી. (જે મુદ્દો અહીં ૫૪ મા શ્લોકમાં કહેવાયો છે.) પરંતુ અહીં ફરીથી નારદ સાથે પૂર્વે પોતાને વાત થયાનો પ્રસંગ રસ્તે જતો ઉભો કરી, એક મહાવત આગળ કંસને મુખે પોતાની માતાના નિંદ્ય કર્મનો ખુલાસો કરાવ્યામાં આવ્યો છે.

"નારદ બોલ્યાઃ-'હે વીર કંસ! શાસ્ત્રમાં ઉપદેશેલા વિધિ પ્રમાણે તેં મારી પૂજા કરી છે, તેથી પ્રસન્ન થઇને હું આ એક વચન કહું છું તે તું સાંભળ, અને તેનો સ્વીકાર કર.[૪૮] હું એક સમયે સુવર્ણમય મેરુ પર્વત ઉપરના, દેવોના મંદિરમાં જઈ ચઢયો. ત્યાં મેરુ પર્વતના શિખર ઉપર દેવોની સભા મળી હતી, તેમાં અકસ્માત્ થયો.[૪૯] એ સભામાં તારા અનુચરો સાથે તારો પણ વધ કરવાનો અતિ દારુણ ઉપાય શો છે, તે વિષે દેવોને વિચાર કરતા મેં સાંભળ્યા.[૫૦] ત્યાં મેં એમ પણ સાંભળ્યું કે, સર્વ લોકના નમસ્કારથી પૂજાતા, વિષ્ણુ જે પૃથ્વી ઉપર દેવકીના આઠમા ગર્ભરૂપે અવતરશે તે, હે કંસ! તારો મૃત્યુરૂપ કાળ થશે.[૫૧] એ વિષ્ણુરૂપ કૃષ્ણ દેવોનું સર્વસ્વ છે અને તે સ્વર્ગ લોકની ગતિરૂપ છે, અર્થાત્ તેના આશ્રય વિના સ્વર્ગલોકમાં જઈ શકાતું નથી. તે દેવોના પરમ રહસ્યરૂપ છે, અને તે જ તારો કાળ થશે.[૫૨] તેથી, હે કંસ! દેવકીના બધાયે ગર્ભોનો નાશ કરવાને તારે યત્ન કરવો ઘટે છે. દુર્બળ અને સગો શત્રુરૂપ હોય તો તેની લેશ પણ ઉપેક્ષા કરવી ઘટતી જ નથી.[૫૩] તેમ આ મહાબળવાન્ ઉગ્રસેન પણ કાંઈ તારો (ઉત્પન્ન કરનારો) પિતા નથી, અર્થાત્ તેણે તને ઉત્પન્ન કીધેલો ન હોવાથી તેનાં સગાં (દેવકી આદિ) તે તારાં સગાં ગણાય નહીં. તારો ખરો ઉત્પાદક પિતા તો સૌભ નગરનો પ્રચંડ તેજસ્વી દાનવપતિ દુર્મિલ છે.'[૫૪]

"નારદનું આવું વચન સાંભળી હું લગાર ક્રોધે ભરાયો; અને મેં તેને ફરીથી એવો સામો પ્રશ્ન કર્યો કે, 'હે બ્રહ્મન્! એ દુર્મિલ દાનવે મારી માતા સાથે કેવી રીતે સમાગમ કર્યો હતો તે, હે વિપ્ર! મને કહે. હે તપોધન! તે સર્વ વૃત્તાંત હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું.'[૫૫-૫૬]

"એટલે નારદ બોલ્યાઃ-'હે રાજન્! હું તને એ દાનવ દુર્મિલનો તારી માતા સાથે કેવી રીતે સંવાદ અને સમાગમ થયો, તે સંબંધી સત્ય વૃત્તાંત ખુશીથી કહું છું, તે તું સાંભળ.[૫૭] એક દિવસ તારી માતા રજસ્વલા હતી; તે વેળા તે (સૃષ્ટિસૌન્દર્ય જોવાનું) કૌતુક થયાથી સખીઓ સાથે સુયામુન નામનો પર્વત જોવાને ગઈ.[૫૮] ત્યાં તે એ પર્વતનાં રમણીય અને મનહર ઝાડોવાળાં શિખરો, ગુફાઓ અને નદીઓનાં મૂળના કાંઠાઓ ઉપર હરતી ફરતી હતી.[૫૯] એટલામાં ત્યાં તેણે એકાએક કાનને સુખ આપનારી, અને કામવિકારને જગાડનારી, કિન્નરોના ગાયનના જેવી મધુર અને પડઘા પડી રહેલી વાણી સાંભળી.[૬૦] વળી મોરની કળા અને પક્ષીઓનો મધુર કીલકીલાટ વારંવાર સાંભળવાથી તેનામાં સ્ત્રીમાં વિશેષે રહેલી સ્વાભાવિક* કામવાસના જાગૃત થઈ.[૬૧] તે અરસામાં પુષ્પોના ગંધથી સમૃદ્ધ થયેલો, મન્મથને જાગૃત કરનારો અને હૃદયને આનંદ આપનારો વાયુ વૃક્ષોની સુંદર હારમાંથી વાવા મંડ્યો.[૬૨] વળી સતત જળવૃષ્ટિથી સ્તબ્ધ થયેલાં, અને તે કારણે ભ્રમરોરૂપી આભૂષણોથી છવાયલાં, કદંબ વૃક્ષો વાયુથી હીલી રહેવાને લીધે વિશેષ સુગંધ પ્રસારતાં હતાં.[૬૩] વાયુ વાવાથી મદનને જાગૃત કરનારાં કેસર વૃક્ષો પુષ્પોનો વર્ષાદ ભૂમિ ઉપર વરસાવતાં હતાં, અને પુષ્પરૂપી કાંટા ધારણ કરનારાં નીપ વૃક્ષો મદનદીપની પેઠે પ્રેમકિરણો ફેંકતાં દીસતાં હતાં.[૬૪] તાજા લીલા ઘાસથી છવાયલી અને રાતાં શક્રગોપ જંતુઓથી વિશેષ શોભી રહેલી, પૃથ્વીએ જાણે ભર યુવાવસ્થામાં આવેલી ઋતુમતી વનિતા હોય, તેવું રૂપ ધારણ કર્યું હતું.[૬૫]

"આવા કામાવેશને અનુકૂલ સમયે, ભાવી દૈવયોગથી સૌભના રાજા શ્રીમાન્ દુર્મિલ દાનવપતિને વિધાતાએ તે જ સ્થળે આણ્યો.[૬૬] સુયામુન પર્વતનું સૌન્દર્ય જોવાની ઇચ્છાથી તે પણ અકસ્માત્ તે જ સ્થળે પ્રાતઃકાલના બાલ સૂર્યના જેવા તેજસ્વી અને ઇચ્છા અનુસાર શીઘ્ર ગતિ કરનારા રથમાં બેસી, ઝડપથી આવી પહોંચ્યો.[૬૭] મનના કરતાં પણ વધારે ઝડપવાળી ગતિથી ઇચ્છામાં આવે ત્યાં જવાની શક્તિવાળો તે દાનવ દુર્મિલ આકાશ માર્ગે એ ઉત્તમ પર્વત ઉપર રથમાં આવી ચઢયો, અને તે સ્થળે ઉત્તમ રથમાંથી હેઠો ઉતર્યો.[૬૮] શત્રુઓને પીડા કરનારો, પોતાનો રથ પર્વત ઉપરના ઉપવનમાં મૂકી સારથિ સાથે, તે સુયામુનના શિખર ઉપર વિચરવા લાગ્યો.[૬૯] ત્યાં તેમણે જાણે બીજું ઇન્દ્રનું નંદન વન હોય એવા, સર્વ ઋતુઓના ગુણથી સંપન્ન વનમાં આવેલાં અનેક ઉદ્યાનો અને ઉપવનો જોયાં.[૭૦] પર્વતનાં શિખરો ઉપર, ગુફાઓમાં અને નદીઓનાં મૂળના પ્રદેશોમાં તે બન્ને ફરવા મંડ્યા. તેમ કરતાં તેમણે નાના પ્રકારની ધાતુઓનાં વહેણથી રંગાયલાં, અનેક, અતિ ઉંચાં શિખરો જોયાં.[૭૧] તે શિખરો નાના પ્રકારનાં રત્નોથી ચિત્રવિચિત્ર રંગના સુવર્ણના ઢગલા જેવાં શોભતાં હતાં. તે વિવિધ જાતનાં પુષ્પોના ગંધથી સમૃદ્ધ થયાં હતાં, તથા અનેક જાતનાં પ્રાણીઓનાં ટોળાંથી યુક્ત હતાં.[૭૨] તે શિખરો પક્ષીઓના કલરવથી ગાજી ઉઠતાં હતાં, તથા જાતજાતનાં પુષ્પો તથા ફલોવાળાં વૃક્ષોથી ભરપૂર હતાં. તે ઉપર વિવિધ પ્રકારની ઔષધિઓ ઉગેલી હતી, અને ઋષિ, સિદ્ધ આદિ તેનાં અનેક સ્થળોનો

* સ્ત્રીમાં આઠ ગણો કામ રહેલો છે, એ સ્મૃતિવચનનો ઉદ્દેશ અહીં કરાયલો છે.

આશ્રય કરી રહ્યા હતા.[૭૩] ત્યાં વિદ્યાધરો, કિંપુરુષો, ઋક્ષો (રીંછ), વાનરો, રાક્ષસો, સિંહો, વ્યાઘ્રો, વરાહો, પાડાઓ, શરભો, શશલાંઓ, સ્મરો, ચમરો અને ન્યુકુ જાતનાં હરણો, હાથીઓ, યક્ષો આદિ બહુ વિવિધ જાતનાં ભૂતો અને પ્રાણીઓ એ ઉત્તમ પર્વત ઉપર ફરતાં તેમણે જોયાં.[૭૪-૭૫]

"આ રીતનું સૌન્દર્ય જોતાં જોતાં વિચરતા રાજા દુર્મિલની દૃષ્ટિએ, દૂર સખીઓ સાથે ક્રીડા કરતી, પુષ્પો વીણતી, દેવની પુત્રીની ઉપમાને યોગ્ય રાણી (તારી માતા) નજરે પડી.[૭૬] સારા ઘાટદાર શ્રોણિ(કુલા)-વાળી, સખીઓથી વીંટલાયલી, અને અહીંતહીં ફરતી તારી માતાને સૌભના રાજાએ દૂરથી જોતાં જ પોતાના સારથિને આવો પ્રશ્ન કર્યો:–[૭૭]

'હે સારથિ! વનમાં વિચરનારી, હરણના બચ્ચા જેવી ચપલ આંખવાળી, રૂપ, ઉદારતા આદિ ગુણોવાળી, અને જાણે કામદેવની પત્ની રતિ હોય એવી મનોહર આ વનિતા (પ્રેમ ઉત્પન્ન કરનારી સ્ત્રી) કોની છે?[૭૮] શું તે અનેક જણ જેની સ્તુતિ કરે છે એવા ઇન્દ્રની પત્ની શચી તો નહીં હોય? અથવા અપ્સરા તિલોત્તમા તો નહીં હોય? કે નારાયણની ઉરૂને ભેદીને નીકળેલી, ઉત્તમ વર્ણવાળી, પ્રેમાળ સ્ત્રીઓમાં રત્નરૂપ, ઇલાના પુત્ર પુરૂરવાની વહાલી, દેવી ઉર્વશી અપ્સરા તો નહીં હોય?[૭૯] મંદાર પર્વતને વલોવવાનો દંડ બનાવીને અમૃત મેળવવા સારુ દેવો અને દૈત્યોના સમૂહોએ ક્ષીર સમુદ્રનું મન્થન કર્યું હતું, એમ અમે સાંભળ્યું છે.[૮૦] એ મન્થનથી અમૃત નીકળ્યા પછી લોકનું કલ્યાણ કરનારી અને નારાયણના ખોળામાં રમણ કરનારી જે ઉત્તમ અંગવાળી શ્રી દેવી લક્ષ્મી ક્ષિરસમુદ્રમાંથી (ચૌદ રત્નો સાથે) ઉત્પન્ન થઈ હતી, તે તો આ શું નહીં હોય?[૮૧] જેમ ગળીના રંગનાં વાદળામાં ફરતી, ઝબકારા મારતી વિજળી પ્રકાશ આપે છે, તેમ પ્રેમાળ સ્ત્રીઓનાં ટોળામાં આવેલી આ સુંદરીનું રૂપ વનને ઉજ્જ્વલ કરે છે.[૮૨] આ વનિતા અતિશય સુકુમાર અંગવાળી દેખાય છે અને પૂર્ણિમાંના ચન્દ્રની પેઠે તેનું પ્રફુલ્લ સુંદર મુખ પ્રકાશે છે. કેવળ અનિંદ્ય (બરોબર ઘાટીલાં અને લક્ષણવાળાં) અંગવાળી આ વનિતાનું રૂપ જોઈને હું તો ખરે ભાન જ ભૂલ્યો છું, અને મારી ઇન્દ્રિયો આકુલવ્યાકુલ થઈ છે.[૮૩] હું તો કેવળ કામને જ વશ થઈ ગયો છું, અને મારું મન જાણે ચગડોળે ચઢ્યું હોય તેમ વિહ્વળ થયું છે. વળી પુષ્પોરૂપી આયુધોવાળો કામદેવ પોતાનાં તીક્ષ્ણ બાણોથી મારાં અંગોને ક્રૂરપણે ભેદી નાંખે છે.[૮૪] વળી પાંચ પુષ્પરૂપી બાણોવાળો કામદેવ મારા હૃદયને ભેદીને, નિર્દયપણે મારા મનને બાળતો જાય છે. જેમ ઘી હોમવાથી અગ્નિ વિશેષ પ્રજળે છે તેમ આ સુંદરીનું મધુરું દર્શન મારા હૃદયમાં પ્રજળતા અગ્નિને વિશેષ ઉત્તેજિત કરે છે. (તો, હે સારથિ! તું કહે કે એના સમાગમથી) મારા કામાગ્નિને શમાવવા માટે કેવા ઉપાય આપણે યોજવા જોઈશે?[૮૫] કીયા ઉપાયોથી મદમત્ત હંસની ગતિથી ચાલનારી આ સુંદરી મારું સેવન કરે?'

"આ પ્રમાણે તે દાનવ દુર્મિલ તારી માતાને વશ કરવાના ઉપાયોનો બહુ બહુ વિચાર કરવા લાગ્યો, પણ તેને કોઈ ઉપાય જડ્યો નહીં (અને તેની ધીરજ પણ રહી નહીં).[૮૬] એટલે તેણે સારથિને કહ્યું કે, 'હે નિષ્પાપ સૂત! તું એક મુહૂર્ત ભર અહીં જ ઉભો રહેજે; તે કોની પ્રિય પત્ની છે, તે જાણવાને તે સ્થળે હું જાઉં છું.[૮૭] હું અહીં પાછો ન આવું ત્યાં સૂધી તું મારી રાહ જોતો અહીં જ થોભજે.' તેનું આવું વચન સાંભળીને સારથિએ, 'ભલે હું તમારી આજ્ઞા પ્રમાણે કરીશ' એવો ઉત્તર આપ્યો.[૮૮]

"આ પ્રમાણે સારથિને સૂચના આપી, દાનવોના પતિ દુર્મિલે તે દેવી પાસે તે સ્થાને જવાનો વિચાર કર્યો. પરંતુ ત્યાં જતાં પહેલાં, (તે કોણ છે એ જાણવા ખાતર) એ બળવાન્ દાનવે વાયુસ્નાન* કર્યું, અને ધ્યાન ધરી તેનું ચિંતવન કરવા લાગ્યો.[૮૯] આમ એક મુહૂર્ત સૂધી માત્ર ધ્યાન ધરતાં જ અંતર્જ્ઞાનના બળથી, એ સુંદરી ઉગ્રસેનની પત્ની છે, એમ કળતાં તે હર્ષમાં આવી ગયો.[૯૦] પછી તેણે પોતાના રૂપનું પરિવર્તન કરી, ઉગ્રસેનનું રૂપ ધારણ કર્યું; અને એ મોટા હાથવાળો, દાનવોનો ઈશ્વર હસતો હસતો તેની પાસે ગયો.[૯૧] પછી એ અમાપ પરાક્રમવાળા દાનવે ઉગ્રસેનના રૂપમાં જ તારી માતાને ધીરે ધીરે હસતાં હસતાં પકડી, તેની સાથે સમાગમ કર્યો.[૯૨] (કામવાસનાને જાગૃત કરનારા સૃષ્ટિ-સૌન્દર્યથી) કામાતુર હૃદયવાળી તારી માએ પતિભાવથી એ દાનવની સાથે સમાગમ કર્યો તો ખરો, પરંતુ સમાગમ વેળા તેના વિશેષ ગૌરવનો અનુભવ થતાં તે ઉગ્રસેન ન હોવા વિષે તેને શંકા થઈ.[૯૩] એટલે ભય પામી તે સફાળી ઉભી થઈ, અને તેને આ વચનો કહ્યાં:–

'હે અધમ! ખરેખર તું મારો પતિ નથી જ. માટે

* શાસ્ત્રમાં ધ્યાન આદિ ક્રિયા કરતાં પહેલાં સ્નાનાદિથી શુદ્ધ થવાનું જણાવેલું છે; અને જ્યારે એકાએક કોઈ અગત્યના કાર્ય માટે ધ્યાન આદિ ધરવાનું હોય, અને તે સમયે જલ પાસે ન હોય કે જલથી સ્નાન કરવા જેટલો પૂરતો સમય ન હોય તો વાયુસ્નાન પણ કરીને શુદ્ધ થયા પછી એ ક્રિયા કરવી, એવો આપદ્ધર્મ ઠરાવેલો છે.

મને કહે કે, મને આમ મલિન કરનાર, વિકારી આચારવાળો તું કોણ છે?[૯૪] હે નીચ! તેં મારા પતિનું રૂપ ધરી, આવું નીચમાં નીચ કર્મ કરી, મારા આ એકપતિત્વ વ્રતનો ભંગ કર્યો છે.[૯૫] મેં તેના કુલને કલંક લગાડયું છે, એમ જાણીને મારા ક્રોધી બાંધવો મને કુલટાને હવે શું કહેશે? તેમ જ મારા પતિના પક્ષવાળાઓનો ત્યાગ પામતાં હું નિંદાતી સંસારમાં ક્યાં જઇને રહીશ?[૯૬] ઇંદ્રિયો જેના વિનાશરૂપ છે એવા, ઇંદ્રિયોથી બહેંકેલા, અધમ કુલવાળા, અવિશ્વાસને પાત્ર, અને આમ (છેતરીને) પારકાની સ્ત્રીના પાતિવ્રત્યને તોડનાર તને અતિશય ધિક્કાર છે.[૯૭]

"આ પ્રમાણે તારી મા, એ દુર્મિલને ઠપકો આપતી હતી, એટલે ક્રોધથી ઉશ્કેરાયલા એ દાનવે તેને કહ્યું કેઃ–

"હે સુંદરી! હું સૌભનો રાજા પ્રચંડ તેજવાળો દુર્મિલ છું.[૯૮] હે પોતાને પંડિત માનનારી! હે મૂઢ સુંદરી! તું મૃત્યુને વશ, નીચ મનુષ્યપતિનો આશ્રય કરીને રહેલી છે; તો પછી શા માટે તું રોષે ભરાઇને મને આમ ઠપકો આપે છે? હે સ્ત્રી! નામનો મિથ્યા ગર્વ ધારણ કરનારી સુંદરી! સ્વપ્નમાં થતા વ્યભિચારની પેઠે (અર્થાત્ જાણીબુઝીને નહીં કરેલા) અને આવા અમાનુષ (મારા જેવા દિવ્ય પુરુષ સાથેના) વ્યભિચારથી સ્ત્રીઓ કંઈ ભ્રષ્ટ થતી નથી. સ્ત્રીઓની બુદ્ધિ કાંઈ (નિયત) સ્થિર હોતી નથી; અને વિશેષે કરીને માનવ સ્ત્રીઓની બુદ્ધિ તો સ્થિર હોતી જ નથી.[૯૯] ૧૦૦* વળી ઘણી સ્ત્રીઓએ વ્યભિચારદ્વારા પોતાના પાતિવ્રત્યનું ઉલ્લંઘન કરીને નિશ્ચલ પરાક્રમવાળા દેવો જેવા પુત્રોને ઉત્પન્ન કર્યા છે, એમ સાંભળવામાં આવેલું છે.[૧૦૧] તું જ સ્ત્રીલોકમાં અતિશય પતિવ્રતપણાનો ધર્મ પાળનારી દીસે છે! તેથી જ મને શુદ્ધ કરાતા કેશની† પેઠે પાપ રહિત થનારાને નાહક ઝાટકી નાંખી, તું તારા મનમાં આવે તેટલું બકી જાય છે.[૧૦૨] પરંતુ હે મદથી છકેલી સ્ત્રી! તું મને '**कस्त्वं**' તું કોનો, એવો સામો પ્રશ્ન કરે છે, તેટલા માટે તને કંસ નામનો પુત્ર થશે, અને તે શત્રુઓનો નાશ કરનારો નીવડશે."[૧૦૩]

એટલે દુર્મિલના આવા વરદાનની નિંદા કરીને, ફરીથી ક્રોધે ભરાયલી, દુઃખી થતી તારી માતાએ આવું ઉછૃંખલ વચન બોલનાર એ દાનવને કહ્યું કેઃ–

"હે અતિશય દુષ્ટ કર્મ કરનાર! તારાં આ આચરણને ધિક્કાર છે; તું સર્વેય સ્ત્રીઓને એકસરખી ગણી તેમની નિંદા કરે છે. પરંતુ હે દુષ્ટ! જેમ સંસારમાં કેટલીક સ્ત્રીઓ નીચ કર્મ કરવાવાળી છે, તેમ કેટલીક સ્ત્રીઓ પતિવ્રત પણ પાળે છે.[૧૦૪–૧૦૫] અરુંધતી આદિ એક પતિવાળી સતી સ્ત્રીઓ હતી, એમ સાંભળેલું છે અને હે દાનવકુળમાં અધમ! એવી પતિવ્રતા સતીઓનાં પુણ્યથી જ સર્વ પ્રજા અને સર્વ લોકો ટકી રહેલા છે.[૧૦૬] તું મને તારાથી મારા પાતિવ્રત્યનો નાશ કરાવનાર જે પુત્ર થવાનું વરદાન આપે છે, તે પુત્રની મારે મન ઝાઝી કીમત નથી. માટે હું આ જે વચન કહું છું તે તું સાંભળઃ–[૧૦૭] હે નીચ! મારા પતિના વંશમાં એક અવિનાશી પુરુષ (કૃષ્ણ) અવતરવાનો છે, તે તારો તથા તારા આપેલા પુત્રનો કાળ આણનારો થશે."[૧૦૮]

આવું શાપવચન સાંભળીને, દુર્મિલ દાનવ, જેની ગતિ અટકાવી શકાય એમ ન હતું, એવા પોતાના જ ઉત્તમ દિવ્ય રથમાં બેસી, આકાશમાર્ગે પાછો ચાલ્યો ગયો.[૧૦૯] અને તે ને તે જ દિવસે, દીન થયલી તારી માતા પણ મથુરાં પુરી પાછી ગઈ."

હે મહામાત્ર! મને આ વાત કહીને, તપના પ્રભાવથી જાજ્વલ્યમાન અને સાક્ષાત્ અગ્નિની પેઠે દીપતા મુનિઓમાં ઉત્તમ ભગવાન્ નારદ વીણા વગાડતા અને સપ્ત સ્વર તથા તાન સાથે ગાયન ગાતા ગાતા બ્રહ્મલોકમાં બ્રહ્મદેવની પાસે ગયા. તેટલા માટે, હે મહામાત્ર! મારું કહેલું આ વચન તું સાંભળઃ–[૧૧૦–૧૧૨] ત્રણે લોકમાં થતી ઘટનાઓ સંબંધી જ્ઞાન ધરાવનાર, બુદ્ધિમાન્ નારદે આ (મારા જન્મ સંબંધી) સત્ય વૃત્તાંત કહેલું છે, કારણ કે હું આ પૃથ્વી ઉપર બલમાં, વીર્યમાં, મદમાં, રાજ્યનીતિમાં, પ્રભાવમાં, શૌર્યમાં, તેજમાં, પરાક્રમમાં, સત્યમાં અને દાનમાં અનુપમ જ છું, અને તેમાં કોઈ પણ મનુષ્ય મારી બરોબરી કરે એવો છે જ નહીં.‡[૧૧૩–૧૧૪] મારામાં એ સર્વ ગુણો છે, એમ જાણવાથી જ નારદના આ વચનમાં હું શ્રદ્ધા રાખું છું. હે હાથિના પાલક! તેથી હું ઉગ્રસેનનો ક્ષેત્રજ§ પુત્ર છું.[૧૧૫] મારાં માતા અને પિતા

---

* આનો એ ભાવાર્થ છે, કે સ્ત્રીઓનું મન ચંચલ છે, અને તેમની બુદ્ધિ પુરુષને વશ છે. તો તેઓ પણ માનવ છે, પણ અત્રે માનવ નહીં એવા પુરુષ સાથે બુદ્ધિપૂર્વક નહીં કરવામાં આવેલો સમાગમ જાણી જોઇને મનુષ્ય સાથે કરેલા વ્યભિચાર જેવો દુષિત નથી.

† આના આધારમાં ચાર્વાક મતનું વચન છે કે, यानि कानि च पापानि केशानाश्रित्य तिष्ठति–જે કાંઈ પાપ હોય તે માથાના વાળને આશ્રયે રહે છે. અર્થાત્ વાળ શુદ્ધ કરતાં તે સાથે પાપ પણ ધોવાઈ જાય છે. આવા અનીતિમય ચાર્વાકી વચનને આધારે દુર્મિલ અહીં એવી ખોટી દલીલ કરે છે કે, આ પાપ હું ધોઈ નાંખીશ, એટલે હું તો શુદ્ધ છું.

‡ કહેવાનો એ આશય છે કે, મારો કોઈ મનુષ્ય ન હોવાથી મારી ઉત્પત્તિ મનુષ્યથી નહીં પણ અનુપમ શક્તિવાળાથી દેવો કે દાનવ આદિથી થવી ઘટે છે.

§ તેના ક્ષેત્ર–સ્ત્રીથી પરપુરુષના બીજદ્વારા ઉત્પન્ન થયેલો.

બન્નેએ મારો પૂરેપૂરો ત્યાગ કર્યો છે; છતાં મેં મારા સામર્થ્યથી આ (રાજ્યપદ) યોગ્યતા મેળવી છે. મારાં માતપિતા તથા વિશેષે કરીને મારા યાદવ બાંધવો મારો વિશેષે દ્વેષ કરે છે.[૧૧૬] તેથી તેમની નજર આગળ જ, મારા કુવલયાપીડ હાથી પાસે એ બન્ને નીચ ગોવાળો(કૃષ્ણ અને સંકર્ષણ)નો ઘાણ કઢાવી, પછી કૃષ્ણના પક્ષ કરનારા, એ સર્વે યાદવોનો પણ નાશ હું કરીશ.[૧૧૭] તેટલા માટે, હે મહામાત્ર! તું હસ્તીશાલામાં જા, અને અંકુશ, પ્રાસ, તોમર, આદિ આયુધોથી સજ્જ થઈ, કુવલયાપીડ હાથી ઉપર ચઢી બેસ; અને રંગસભાના દ્વારમાં સ્થિર થઈ ઉભો રહે, તેમાં તારે કાંઈ વિલંબ કરવો નહીં.[૧૧૮]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे 'मल्ल-युद्धनी तैयारीओ अने कंसना जन्मनी कथा' ए नामनो अध्याय २८ मो संपूर्ण

## અધ્યાય ૨૯ મો

### રંગમંડપનું વર્ણન અને કુવલયાપીડનો વધ

वैशंपायन उवाच—

तस्मिन्नहनिनिर्वृत्ते द्वितीये समुपस्थिते ।
आपूर्यत महारंग. पौरैर्युद्धदिदृक्षुभिः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! આ રીતે તે દિવસ વીતી જતાં, બીજો દિવસ થયો, એટલે એ મોટો રંગમંડપ મલ્લયુદ્ધ જોવાને આતુર બનેલા નગરવાસીઓથી ચિકાર ભરાઈ ગયો.[૧] ચિત્રોથી શણગારેલા આઠ ખૂણિયા થાંભલાઓના ટેકાઓ ઉપર તેની રચના થઈ હતી; તેમાં આગળાવાળાં બારણાં અને નિસરણીઓની યોજના કરાઈ હતી; તેમાં અર્ધચંદ્રના આકારની બારીઓ હતી. બેસવા માટે શય્યા જેવાં અત્યંત મૃદુ આસનોથી શણગારેલા માંચડાઓથી તે શોભતો હતો; આવો રંગમંડપ, પૂર્વ તરફનાં મુખ રાખી ગોઠવેલા, આછા આછા તંતુઓવાળી જાળીવાળા સુંદર પડદાથી શોભતા, લટકાવેલી પુષ્પમાળાઓ અને કુલગુંથણીઓથી શણગારેલા શરદ્ ઋતુનાં વાદળાંની પેઠે વિરાજતા, અને યુદ્ધને માટે સજ્જ થયેલા મલ્લો તથા પ્રેક્ષકોથી વિશેષ શોભતા, બેઠકોના કોઠાઓ જાણે તે મેઘોના સમૂહથી છવાયેલો સમુદ્ર હોય તેમ શોભી રહ્યો હતો.[૨–૪] અનેક કારીગર વર્ગો* અને લોકસમૂહોના† માંચડાવાળા કોઠાઓ, તેમના કસબની અને ધંધાના અંગની ચીજોવાળી ધ્વજાઓથી અલગ અલગ દેખાઈ આવતા હતા, અને તે અચળ પર્વત જેવા દીસતા હતા.[૫] વળી સુવર્ણના અલંકારોથી ચિત્રવિચિત્ર દેખાતા તથા રત્નોનાં કિરણોથી ઝળહળતાં અંતઃપુરમાં રહેનારી સ્ત્રીઓનાં આસનવાળા કોઠાઓ અનેક રીતે વિરાજી રહ્યા હતા.[૬] રત્નોથી ખચિત થયલાં, નીચલા ભાગમાં સુંદર જાળીના પડદાવાળાં તથા ઉપલા ભાગમાં ઘુમટ અને ધ્વજાપતાકાવાળાં એ પ્રેક્ષાગારો (બેઠકોના કોઠાઓ) જાણે તે આકાશમાં પાંખવાળા પર્વતો હોય, તેમ પ્રકાશી રહ્યાં હતાં.[૭] એ પ્રેક્ષાગારોમાં (ફેરવાતાં) ચામરોની હારોના ઝગઝગાટથી, પ્રકાશથી, અલંકારોના છુમ છુમ મંજુલ અવાજથી અને ભિન્ન ભિન્ન પ્રકારની વાણીથી ચિત્રવિચિત્ર વિલાસો ચાલી રહ્યા હતા.[૮] વળી ગણિકાઓને માટે અલગ રાખેલા માંચડા સુંદર વસ્ત્રોનાં પાથરણાંથી તથા પ્રેક્ષકોને લોભાવનારી આગેવાન વેશ્યાઓથી વિમાન જેવા ઓજસ્વી દેખાતા હતા.[૯]

આવી શોભાવાળા એ રંગમંડપમાં સુવર્ણમય પલંગો, ઉત્તમ શિષ્ટલોકને યોગ્ય આસનો, તરેહ તરેહની ચટાઈઓ, તથા અન્ય ખાસ પાથરણાંઓ બીછાવેલાં હતાં, અને પુષ્પોના ગુચ્છાઓ લટકાવેલા હતા.[૧૦] તેમાં મદ્યથી ભરેલ સુવર્ણના ઘડાઓથી પાનસ્થળો શોભી રહ્યાં હતાં, તથા તે સ્થળોમાં દાંતથી દબાવી ચુસવાનાં ફળો, તથા વિવિધ જાતની ચંગેરીઓ (શરબતો તથા પીવાના રસ)નાં પાનની વ્યવસ્થા થઈ હતી.[૧૧] તેમાં (ઉપર વર્ણવ્યા તે ઉપરાંત) લાકડાના બંધવાળા બીજા પણ બહુ માંચડાઓ ગોઠવેલા હતા અને તે સેંકડો હજારો તરેહનાં પાથરણાંથી શોભતા હતા.[૧૨] વળી કેટલીક, સુંદર અને સૂક્ષ્મ જાળીઓ દ્વારા જોઈ શકાય એવી સોઈવાળી, મેડીવાળી, સ્ત્રીઓ માટે બનાવેલી ઉત્તમ બેઠકો આકાશમાં જાણે રાજહંસ પક્ષીઓ આવી રહ્યાં હોય, એવી દીસતી હતી.[૧૩]

આવી શોભાવાળી સર્વ બેઠકોના આગલા ભાગમાં સુંદર ઉત્તમ શોભાવાળો, મેરુ પર્વતના શિખરના જેવી પ્રભાવાળો, સુવર્ણનાં પત્ર જડેલા થાંભલાવાળો, નાના પ્રકારનાં ચિત્રોથી શોભતો, પુષ્પમાળાઓ અને દામણીઓથી શણગારેલો અને રાજાના આસનને યોગ્ય સર્વ ચિન્હોવાળો, કંસનો રાજમંડપ અધિક શોભાથી શોભી રહ્યો હતો.[૧૪]

આમ નાના પ્રકારના અનેક લોકોથી ભરપૂર અને તેમના કલબલાટથી ગાજી ઉઠેલો રંગમંડપ, કંપતો

* અહીં શ્રેણીનાં પદ છે; શ્રેણીનો અર્થ ટીકાકાર આવો કરે છેઃ– અનેક જાતિના પણ એકજ કસબ કરનાર કારીગરવર્ગ. અહીં "શ્રેણી"નું બહુવચનનું પદ હોવાથી તેનો અર્થ એવા અનેક કારીગરવર્ગો, એ છે.

† અહીં ગણાનાં પદ છે; ટીકાકાર ગણનો આવો અર્થ કરે છેઃ–એક જ જાતિના લોકનો સમૂહ; એટલે "ગણો"નો અર્થ એવા અનેક સમૂહો, એ છે.

સમુદ્ર હોય તેમ, ખળભળી ઉઠેલો દીસતો હતો.[૧૫] મલ્લકુસ્તીનો યોગ્ય સમય થતાં, "અહીં સભા દ્વાર મધ્યે કુવલયાપીડ હાથીને ઉભો રાખ," એવી આજ્ઞા માહવતને આપી, રાજા કંસ પોતાના મંડપમાં આવી બેઠો.[૧૬–૧૭] તેણે શ્વેત વસ્ત્રો ધારણ કર્યાં હતાં; શ્વેત ચામર તેના ઉપર ઢોળાતાં હતાં, અને તેણે શ્વેત મુકુટ માથે મૂક્યો હતો, તેથી તે શ્વેત વાદળથી યુક્ત ચંદ્રમા હોય તેવો શોભતો હતો.[૧૮] ત્યાં સુખચેનથી સિંહાસન ઉપર બેઠેલા બુદ્ધિમાન્ કંસનું અનુપમ રૂપ જોઇને નગરવાસીઓએ વિજયની આશિષ ઉચ્ચારી.[૧૯]

તે પછી, ચમકતાં વસ્ત્રો પહેરી શણગારાયલા બળવાન્ મલ્લોએ રંગમંડપમાં પ્રવેશ કર્યો, અને તેના ક્રમવાર ત્રણ કોઠાઓ વટાવીને તેઓ અખાડામાં દાખલ થયા.[૨૦] તે પછી તૂરીઓના નાદ થતા હતા તે વચ્ચે, મોટો સિંહનાદ કરતા, બાહુ ઉપર હાથને થાપોટતા, વસુદેવના બે પુત્રો કૃષ્ણ અને બલરામ હર્ષ પામતા રંગમંડપના દ્વાર સમીપ આવી પહોંચ્યા.[૨૧] તેમણે સુંદર વસ્ત્ર ધારણ કરેલાં હતાં; તેઓ દેવોનાં વંદનથી શોભતા હતા; તેમણે ચોટલીનું ગુંછળું ઉચું વાળીને તે ઉપર ફૂલની માળા વીંટાળી હતી; અને હાથ એ જ તેમનાં શસ્ત્ર હતાં; તે બન્ને જાણે યમ હોય તેવા દેખાતા હતા; આગળા જેવા બન્ને બાહુદંડ ઉપર હાથથી થાપોટ મારતા હતા.*[૨૨] તે બન્ને ઉત્તમ મુખવાળા વીરો જેવા રંગમંડપ સમીપ આવતા હતા, તેવા જ તેમને અગાઉથી અતિશય ઉશ્કેરેલા મદાંધ હાથી કુવલયાપીડે એકદમ અટકાવ્યા.[૨૩] પછી વારંવાર તેમના ઉપર દોડાવવામાં આવતા એ દુષ્ટાત્મા હાથીએ, સુંઢને કુંડળના આકારમાં ગોળ વાળીને તેના ઝપાટાથી બલરામ તથા કેશવને મારી નાંખવાનો પ્રયત્ન કર્યો.[૨૪] એટલે હાથીથી આ પ્રમાણે ત્રાસ પામતા કૃષ્ણ હસ્યા, અને દુરાત્મા કંસની (બન્ને ભાઇઓને મારવાની) દુષ્ટ ધારણાની નિંદા કરતાં બોલ્યાં કે, "અમને આ હાથીદ્વારા મરાવવાની ઇચ્છા રાખનારો આ કંસ ખરેખર વિવસ્વાનના પુત્ર યમના ધામમાં જવાની સત્વર તૈયારી કરી રહ્યો જણાય છે."[૨૫–૨૬]

આવું વચન તે બોલતા હતા, તેટલામાં તો મેઘની પેઠે ગર્જના કરતો તે હાથી તેની સમીપ આવી પહોંચ્યો. એટલે તરત જ એકાએક સમર્થ ગોવિંદે કુદકો મારી (તેને ચીઢવવા) તાળી પાડી.[૨૭] પછી તેની સન્મુખ આવી બાહુ ઉપર થાપટ અફાળી સિંહની પેઠે ગર્જના કરી, પાણી પાણી થઈ ગયલી તેની સુંઢ પોતાની છાતી ઉપર ઝીલી લીધી.[૨૮] અને એક વાર (સુંઢ ઉપર ચઢી જઈ) તેનાં બે દંતુશળ વચ્ચેથી, તો બીજી વાર (સુંઢની ઝાપટ સાથે હેઠા પડી) પગ વચ્ચેથી, એમ અવરનવર તેના શરીર ઉપરથી તેમ જ નીચેથી પસાર થઇને, પવન જેમ મેઘને કાયર કરે, તેમ તેણે હાથીને આકુળવ્યાકુળ કરી દીધો.[૨૯] વળી તેની સુંઢ ઉપરથી તેમ જ બે દંતુશળોની વચ્ચેથી એકદમ પસાર થઇને, તથા તેના બે પગ વચ્ચેથી સહસા સરર નીસરી જઇને કૃષ્ણ તેની પૂંછડી વારંવાર ખેંચવા તથા તેને ભોંયભેગો કરવા લાગ્યા.[૩૦] આથી વિશાળ કાયાવાળો હાથી કુવલયાપીડ ઘણો જ આકુળવ્યાકુળ થઈ ગયો અને કૃષ્ણને હણવાને અશકત થઈ ગયો. વળી તે ઉપરાંત પોતાનાં ગાત્રો આમ વારંવાર ચુંથાવાથી તે ત્રાસનો માર્યો ત્રાડ પાડવા મંડ્યો,[૩૧] અને આખરે દંતુશળ ભાંગવાથી પીડા પામતો તે હાથી ભોંય ઉપર ઘુંટણીએ પડ્યો અને ઉનાળાની આખરે જેમ મેઘ વર્ષે, તેમ ક્રોધથી મદની સેરો વર્ષાવવા લાગ્યો.[૩૨] પછી કૃષ્ણે પણ તે હાથી સાથે બાળચેષ્ટાઓથી ક્રીડાઓ કરી, અને કંસ ઉપરના દ્વેષથી ચિત્ત પૂર્ણ થતાં તેને મારવાનો વિચાર કર્યો.[૩૩] અંતે તરત જ કૃષ્ણે તેના કુંભસ્થળ ઉપર પગ મૂકી, બે હાથથી તેના દંતુશળને જડમૂળથી ઉખેડી, તેનાથી જ તેને સામો ઝાપટ્યો.[૩૪] વજ્ર જેવાં પોતાનાં જ દંતુશળથી ઉપરાસાપરી નિર્દય પ્રહાર પડવાથી તે હાથી લાદ તથા મૂતર કાઢવા લાગ્યો તથા પીડા પામતો ત્રાડ મારી રહ્યો.[૩૫] કૃષ્ણના પ્રહારથી અંગ જર્જરિત થવાથી દુઃખ પામતા તે હાથીનાં ગંડસ્થળોમાંથી પુષ્કળ વેગથી લોહી વહી જવા માંડ્યું.[૩૬] પછી જેમ ગરુડ પર્વતની ટોંચ ઉપરના દરમાંથી અંદર પેસી જતાં અડધોઅડધ બહાર રહેલા સાપને પુંછડીથી ખેંચે, તેમ બલરામ વેગથી તેને પુંછડીથી ખેંચવા લાગ્યા.[૩૭] કૃષ્ણે પણ તેના જ દંતુશળથી હાથીને પ્રહાર કરતાં તેના ઉદ્ધત મહાવતને એક જ પ્રહારથી મારી નાંખ્યો.[૩૮] આમ સર્વમાં ઉત્તમ એવો, દંતુશળ વિનાનો તે હાથી કુવલયાપીડ દુઃખથી ત્રાડ પાડતો માહવત સાથે વજ્રથી ભેદાયલા અચળ પર્વતની પેઠે ભોંય ઉપર પડી ગયો.[૩૯]

તે પછી રણમાં કઠોર થયલા તે બે ઉત્તમ પુરુષો, બલરામ અને કેશવે સભાદ્વારની કમાનો વિગેરે તોરણનો સામાન ખેંચી કાઢ્યો, અને તેવડે જ એ હાથીના બીજા રક્ષકોને પણ યમના ધામે પહોંચાડ્યા.[૪૦] આમ તે સર્વેનો સંહાર વાળીને તે બન્નેએ રંગમંડપના મધ્ય ભાગમાં પ્રવેશ કર્યો, ત્યારે તેઓ નાસત્ય નામના અશ્વિનીકુમારો જાણે પોતાની ઇચ્છાથી સ્વર્ગમાંથી હેઠળ ઉતરી આવ્યા હોય તેવા દેખાયા.[૪૧] તે સમયે વૃષ્ણિ, અંધક, અને ભોજવંશી યાદવોએ વનમાળા ધારણ

*આ શ્લોક કાશીની, બંગાળાની તથા મન્મથનાથની પ્રતિમાં નથી.

કરેલા બળરામ અને કૃષ્ણને જોયા. તે બન્નેએ હર્ષઘોષથી, બાહુ સાથે થાપટના અફળાટના અવાજથી, સિંહનાદથી તેમ જ તાલીનાદથી તે સર્વને હર્ષ પમાડ્યા.[૪૨] પરંતુ તેથી જેના વિચારો મિથ્યા થયા હતા, એવો ભોજરાજ કંસ તે બન્નેને જોતાં જ તથા, હે ભારત! નગરવાસીઓના હર્ષ અને પ્રેમ નીહાળતાં જ મનમાં શોકથી અતિશય ચીઝાયો.[૪૩]

આ પ્રમાણે ઉત્તમ હાથી કુવલયાપીડને હણીને કમલલોચન કૃષ્ણ, સમુદ્રના જેવી પ્રેક્ષકોરૂપી મોજાંઓથી ખળભળતી દેખાતી સભામાં, પોતાના મોટા ભાઈ બળરામ સાથે આવી પહોંચ્યા.[૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં ખિલહરિવંશમાં વિષ્ણુપર્વવિષે "રંગમંડપનું વર્ણન અને કુવલયાપીડ હાથીનો વધ" એ નામનો ૨૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૦ મો

### મલ્લયુદ્ધ અને કંસનો વધ

વૈશંપાયન ઉવાચ—

> પ્રવિશંતં તુ વેગેન મારુતા વલ્ગિતાંબરમ્ ।
> પૂર્વજં પુરતઃ કૃત્વા કૃષ્ણં કમલલોચનમ્ ॥ ૧ ॥

વૈશંપાયન કહે છે:-હે જનમેજય! પછી પોતાના મોટાભાઈ બળરામને આગળ કરી, વેગથી રંગમંડપમાં પ્રવેશ કરતા, પવનથી હીલતાં વસ્ત્રવાળા, હાથીના દંતુશળથી ઘવાયલા શરીરવાળા, યુદ્ધમાં ઝંપલાવ્યાથી હાથીના મદ અને રુધિરના છાંટાઓથી શોભતા હાથવાળા, સિંહની પેઠે ગર્જના કરતા, મલ્લયુદ્ધ માટે રંગમંડપમાં મેઘની પેઠે સરર સંચરતા, બાહુને અફાળવાથી થતા અવાજવડે વસુંધરાને ધ્રૂજાવતા, કમલ જેવી આંખોવાળા, હાથીના દંતુશળરૂપી આયુધને ઉંચકીને આવતા, દેવકીના પુત્ર કૃષ્ણને ઉગ્રસેનના પુત્ર કંસે નીહાળ્યા, અને અતિશય મ્લાન થયેલા મુખથી ક્રોધ સાથે તેના સામું જોયું.[૧-૪] ખભે હાથીનું દંતુશળ આવી રહેલું હોવાથી, જાણે ચંદ્રના અર્ધ બિંબને અડકેલો, એક શિખરવાળો, પર્વત હોય તેમ કેશવ શોભવા લાગ્યા.[૫] પછી ત્યાં ગોવિંદ સિંહનાદ કરવા મંડ્યા, એટલે એ સઘળો રંગમંડપરૂપી સાગર મનુષ્યોના સમૂહોના જયનાદ અને તેના પડઘાઓથી હલમલી રહેલો જણાયો.[૬]

તે પછી તરત જ ક્રોધથી લાલચોળ થયેલી આંખવાળા, પરમ કોપમય બની ગયેલા કંસે, મહાબળવાન્ અને હરીફને હિકમતથી અંધ કરી નાંખનારા ચાણૂર મલ્લને કૃષ્ણની સાથે મલ્લયુદ્ધ કરવાની આજ્ઞા કરી; અને ક્રોધાવેશથી, કપટી, મહાબળવાન્ અને પર્વત જેવા દેખાતા મુષ્ટિક મલ્લને, 'તું બળરામ સાથે કુસ્તી કર' એવો હુકમ ફરમાવ્યો.[૭-૮] 'તારે ગમે તે યત્ને પણ કૃષ્ણ સાથે યુદ્ધ કરવું અને તેને મારવો જ' એવી કંસની પ્રથમથી જ સંપૂર્ણ આજ્ઞા પોતાને મળી હતી, એટલે તે, ક્રોધે ભરાયલો અને તેથી લાલચોળ થયેલી આંખવાળો, ચાણૂર મલ્લ, જળથી પૂર્ણ મેઘની પેઠે, કૃષ્ણની સાથે મલ્લયુદ્ધ કરવાને તત્પર થયો.[૯-૧૦] સભાને શાંત થવા માટે શત્રુની આજ્ઞા થતાં સર્વજનો મુંગા થયા, કે તરત જ ત્યાં ભેગા થયલા યાદવો એક સામટા નીચેનું વચન બોલી ઉઠયા:-[૧૧]

'પૂર્વ કાળથી બાહુયુદ્ધની યોજના થઈ ત્યારથી તેના એવા કેટલાક નિયમો નક્કી કરાયા છે કે:-બાહુયુદ્ધ રંગભૂમિમાં કરવું, તેની નિરીક્ષા કરનારા અને હારજિતનો નિર્ણય કરનારા પંચ નીમવા; ખીકણુ લોકને આવા પંચમાં ન મૂકવા; મલ્લયુદ્ધ કરનારાઓ તેમ જ પંચને આવા યુદ્ધની ક્રિયા, ચાતુર્ય અને બળનું પૂરેપૂરું જ્ઞાન હોવું જોઇએ; તથા આવું યુદ્ધ શસ્ત્રરહિત હરીફો વચ્ચે થવું જોઇએ.[૧૨] દ્વંદ્વ યુદ્ધ કરનારાઓને કુસ્તી કરતાં ચોક્કસ સમય વીતે એટલે તેમનો શ્રમ જળથી ઉતરાવવો; તે જ પ્રમાણે વચ્ચે વચ્ચે સૂકા છાણના ભૂકાથી પણ સતત શ્રમ ઉતારવાની શુભ ક્રિયા મલ્લોને માટે નિર્માણ થયેલી છે.[૧૩] હરીફ ઉભો હોય તેની સાથે ઉભા રહીને અને ભોંય ઉપર પડેલો હોય તો તેની સાથે ભોંયે પડીને, અર્થાત્ હરીફ જે સ્થિતિમાં હોય તેવી સ્થિતિમાં રહીને સામા હરીફે તેની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવું, એવો નિયમ મલ્લયુદ્ધના ન્યાયી (પંચ) પરીક્ષકોએ ઠરાવેલો છે.[૧૪] રંગમંડપમાં એક દ્વંદ્વ યુદ્ધ કરનાર બાલકનો હરીફ બાલક છે કે નહીં, તેમ જ વૃદ્ધનો હરીફ વૃદ્ધ, મધ્યમ કદવાળાનો મધ્યમ કદવાળો, પાતળા શરીરવાળાનો હરીફ પાતળો, અને બળવાનનો હરીફ બળવાન્ છે કે નહીં, એની ચોક્કસાઈ પણ પોતપોતાના ભાગે આવેલા હરીફ સંબંધમાં પંચે કરી લેવી; અર્થાત્ બન્ને પ્રતિસ્પર્ધીઓ યોગ્ય કક્ષાના છે કે નહીં, તેનો બાહુયુદ્ધમાં નિપુણ પંચે બળ અને ચાતુર્યના પ્રમાણથી પ્રથમ નિર્ણય કરવો જોઇએ. વળી શાણા હરીફે પોતાનો હરીફ ચીત થયા પછી તેને બીલકુલ હાથ લગાડવો નહીં જોઇએ.[૧૫-૧૬] આ પ્રકારના નિયમો દ્વંદ્વ યુદ્ધ માટે નિર્માણ થયેલા છે. પરંતુ સાંપ્રત મલ્લયુદ્ધ આ રંગભૂમિમાં જે બે યોદ્ધાઓ વચ્ચે ચાલવાનું છે તેમાં કૃષ્ણ બાલક છે અને અંધ (ચાણૂર) મોટો છે, તેનો વિચાર શું આપણે કરવો નહીં જોઇએ?'[૧૭]

યાદવો આમ વચ્ચે બોલી ઉઠતાં જ સભામાં કલબલાટ મચી રહ્યો; એટલે તેને સમાવવા ગોવિંદે એકદમ સિંહનાદ કરી, સભા સમક્ષ આ વચન કહ્યું:–[૧૮]

"હું બાલક છું અને અંધ્ર (ચાણૂર) મોટો છે, તેમ શરીરમાં તે પર્વતની ઉપમાને યોગ્ય છે, એ ખરું; પરંતુ આ બાહુયુદ્ધમાં નિપુણ મલ્લ સાથે દ્વંદ્વયુદ્ધ કરવાનું મને વિશેષ રુચે છે.[૧૯] મારી પોતાની તરફથી તો કોઈ પણ રીતે મલ્લયુદ્ધના નિયમનો ભંગ થશે જ નહીં, અને બાહુયુદ્ધ કરનારાઓએ જે નિયમ ઠરાવેલા છે, તેને હું પોતે તો દુષિત કરીશ જ નહીં.[૨૦] છાણાનો ભૂકો અંગ ઉપર ચોળવાનો, પાણીથી શ્રમ ઉતારવાનો, અને ગેરુનો લેપ લગાડવાનો આદિ જે સંપ્રદાયો મલ્લયુદ્ધના અખાડા માટે ઠરાવાયલા છે, તેમ જ સંયમ (સામસામા હરીફને દૂર હઠાડી કાઢવો), સ્થિરતા (સ્થિર સ્તંભની માફક ઉભા રહેવું), શૌર્ય (પરાક્રમ દાખવવું), વ્યાયામ (સ્થિર રહેવા છતાં હાથપગની હિલચાલ ચાલુ રાખવી), સત્ક્રિયા (સામાના મર્મસ્થાનને પ્રહાર ન કરવો કે અડકવું નહીં), અને અધિક બલ એ છ ગુણોથી રંગભૂમિમાં યોધાઓના બલાબલનો અને જયની સિદ્ધિનો નિર્ણય થાય છે, એવો બાહુયુદ્ધમાં નિપુણ પુરુષોનો મત છે.[૨૧-૨૨]

"વળી બાહુયુદ્ધ અંતરના વૈરભાવ વિનાનું (અવૈર) હોવું જોઇએ; (આ સર્વ નિયમો દ્વંદ્વયુદ્ધ માટે નક્કી ઠરાયલા છે), અને તે મને પોતાને સર્વથા માન્ય છે જ, પરંતુ અહીં તો આ મલ્લ (ચાણૂર) (કંસની પ્રેરણાથી મને મારી નાંખવા મારી સાથે) અંતરના વેરભાવથી જ કુસ્તી કરવાને તત્પર થયેલો છે. નિગ્રહમાં એટલે વૈરથી પ્રેરાયલા યુદ્ધમાં અવૈર યુદ્ધના નિયમો બાજુએ મૂકવા જોઇએ, છતાં હું તો મારા કર્મથી (ચાણૂરના વધથી) જગતને સંતોષ આપીશ.[૨૩] આ ચાણૂર નામનો બાહુયુદ્ધ કરનારો મલ્લ કરૂષ (અઘટિત રીતે મલ્લ કુસ્તી માટે જાણીતા) દેશમાં જન્મ્યો છે, તેથી તેના શરીરબલનો અને કર્મચાતુર્યનો તમારે સારી રીતે વિચાર કરવાનો છે.[૨૪] એણે ઘણા મલ્લોને ચીત કર્યા પછી પણ (હારેલા હરીફને પણ હાથ નહીં અડકવાના નિયમનો ભંગ કરી) મારી નાંખેલા છે; રંગભૂમિમાં સામર્થ્ય દાખવવાની ઇચ્છાથી તેણે મલ્લોના દ્વંદ્વયુદ્ધના નિયમને ઘણી વાર દૂષણ દીધું છે.[૨૫]

રણસંગ્રામમાં શસ્ત્રથી લઢનાર યોધાઓના જયની સિદ્ધિ પ્રતિસ્પર્ધીને શસ્ત્રથી વિદારવામાં જ છે, અને રંગમંડપમાં દ્વંદ્વયુદ્ધ કરનારના જયની સિદ્ધિ હરીફ મલ્લને હેઠો પાડી ચીત કરવામાં જ છે.[૨૬] રણમાં વિજય મેળવનાર યોધાની કીર્તિ શાશ્વત* થાય છે, અને જો કે રણમાં તો તેનું મૃત્યુ થાય તોપણ તેને માટે સ્વર્ગનું પદ નિર્માણ થયેલું છે.[૨૭] આ રીતે રણસંગ્રામમાં પ્રતિસ્પર્ધીને હણનારને તેમ જ તેને હાથે હણાનારને અર્થાત્ બન્નેને પણ કીર્તિની સિદ્ધિ થાય છે, અને આ પ્રકારની યુદ્ધમાં પ્રાણનો અંત લાવનારી યાત્રાને મહાન્ પુરુષો માનને પાત્ર ગણે છે.[૨૮] પરંતુ આ દ્વંદ્વયુદ્ધનો માર્ગ તો બલ અને ક્રિયાકૌશલ્ય, એ બન્નેની દૃષ્ટિથી રણસિદ્ધિ કરતાં તદ્દન નિરાળો છે.† કારણ રંગભૂમિમાં મલ્લયુદ્ધમાં હણાયલાને સ્વર્ગ ક્યાંથી મળવાનું હતું? અથવા કુસ્તીબાજને લોકોની પ્રીતિ કે યશ ક્યાં પ્રાપ્ત થનાર છે?[૨૯] પોતાને પંડિત માનનારા, રાજાનો પ્રતાપ દાખવવાને અર્થે મલ્લયુદ્ધ કરનારા જે કોઈ મલ્લો પોતાના દોષથી હણાય છે, તેમના વધનું પાપ તો તેમને એવા યુદ્ધમાં નિયોજનારને જ શિરે ચોંટે છે."[૩૦]

આ પ્રમાણે યાદવો અને કૃષ્ણ વચ્ચે મલ્લયુદ્ધના નિયમો વિષે તથા સાંપ્રત કુસ્તી વિષે બોલાબોલી ચાલતી હતી, તેટલામાં તો જાણે વનમાં મદોન્મત્ત હાથીઓ વઢતા હોય, તેમ ચાણૂર અને કૃષ્ણ વચ્ચે અતિશય ભયંકર અને દારુણ યુદ્ધ શરુ થયું.[૩૧] એકમેકને (દાવપેચથી) પકડવાની અને (તેમાંથી) છટકી જવાની યુક્તિઓથી, બાહુના વિવિધ બંધ બાંધવાની અને તેનું નિવારણ કરવાની પેરવીઓથી તથા છાતીથી એકમેકને ભીડ દઈ પાછો હઠાવવાની, ભોંયે હેઠો પાડવાની અને ઉંચકી એકદમ છોડી દેવાની બાજીથી, તે બન્ને વચ્ચે દ્વંદ્વ મચી રહ્યું, અને જાણે સામસામાં પર્વતનાં બે શિખરો બાઝયાં હોય, એવો દેખાવ ત્યાં થઈ રહ્યો. તેઓ વચ્ચે વચ્ચે અન્યોન્યને હાથની ઝાપટો લગાવતા, મુઠ્ઠીના પ્રહારો મારતા, સામાને તેના પગ વચ્ચે માથું ખોસી ઉથલાવી પાડતા, એકમેકને તુચ્છકારનાં વચન કહેતા, કોણી અને ઘુંટણના વજ્રતુલ્ય સખ્ત પ્રહાર કરતા, કુંખમાં નખોરિયાં ભરતા તથા ભયંકર રીતે છૂટી લાત લગાવતા હતા. વળી તેઓ પથ્થર જેવી ઘુંટણ સામાની ઘુંટણપર જોરથી અફાળતા, અને માથું પણ ટક્કરભેર સામાના માથા સાથે ભટકાવતા હતા. આ રીતે શસ્ત્ર વિનાનું ભયંકર મલ્લયુદ્ધ બાહુબળના ચાતુર્યથી તે બન્ને વચ્ચે મચી રહ્યું.[૩૨-૩૫]

આ પ્રમાણે રંગમંડપમાં ભેગા થયેલા સમાજની સન્નિધિમાં ચાલતા, એ બે શૂરવીરોના બાહુયુદ્ધથી સર્વ જનો પ્રસન્ન થયા, અને હર્ષનો ઉત્કૃષ્ટ અવાજ

---

* સદા અખંડ. † આનો અર્થ એ છે, કે આ યુદ્ધ કેવળ રાજાના કે લોકના વિલાસ અગર તો લોકના મનરંજનને અર્થે કરવામાં આવતું હોવાથી તેમાં હણાયલાને રણમાં મૃત્યુ પામેલા યોદ્ધાની પેઠે નથી સ્વર્ગ મળતું નથી કે વિજયીને શાશ્વત યશ મળતો નથી.

નીકળવા લાગ્યો.[૩૬] માંચડા ઉપરના કેટલાક માણસો "વાહવાહ!" "ધન્ય ધન્ય!" એવાં વચનો બોલવા મંડ્યા. આવા જયના ઉદ્ગારોથી કૃષ્ણના ઉપર જ દૃષ્ટિ કરી રહેલા કંસના મુખ ઉપર પરસેવાનાં બિન્દુઓ છવાઈ રહ્યાં; અને ગુંચવાઈને તેણે ડાબા હાથના અણસારાથી તુરીઓ વાગતી બંધ કરાવી.[૩૭] તેણે આમ તુરીઓ અને મૃદંગોને વાગતી અટકાવી, એટલે (તેને અકળાવવા) તરત જ આકાશમાં આ મલ્લયુદ્ધ જોવા આવેલા દેવોની તુરીઓ અનેક રીતે વાગવા લાગી.[૩૮] તેમ તે સાથે કમલ જેવી સુંદર આંખોવાળા, હૃષીકેશ (કૃષ્ણ) આમ મલ્લયુદ્ધ કરતા હતા તે સમયે, રંગભૂમિમાં (વાગતી બંધ કરાયલી) સર્વ તુરીઓમાંથી અવાજો આપોઆપ નીકળવા લાગ્યા.[૩૯] કૃષ્ણનો વિજય થવાની આકાંક્ષા ધરાવતા દેવો અંતર્ધાન થઈને, ઇચ્છા અનુસાર રૂપ ધરી શકે એવાં વિમાનોમાં વિદ્યાધરોની સાથે તે સ્થળ ઉપર અંતરિક્ષમાં આંટા મારી રહ્યા,[૪૦] અને આકાશમાં ઉભા રહેલા સર્વ સપ્ત ઋષિઓ, "હે કૃષ્ણ! મલ્લનું રૂપ ધરનારા દાનવ ચાણૂરને તું જિત," એવું આશીર્વચન બોલવા લાગ્યા.[૪૧]

દેવકીના પુત્ર કૃષ્ણે લાંબા સમય સુધી ચાણૂર સાથે આવી (ઉપર વર્ણવેલી) રીતે મલ્લયુદ્ધની અનેક ક્રીડાઓ કરી, અને કંસનું મૃત્યુ સમીપ હોવાનું દેવ તથા પ્રેક્ષકોને સૂચવવા, તેનું બળ હરી લીધું.[૪૨] એટલે તરત જ પૃથિવી ચલાયમાન થઈ અને માંચડા પણ હલમલી રહ્યા, અને તે સાથે કંસના મુકુટમાંથી પણ ઉત્તમ મણિ હેઠળ ખરી પડ્યો.[૪૩] તત્કાલ જેનું જીવન છિન્નભિન્ન થઈ ગયું હતું એવા ચાણૂરને કૃષ્ણે બે હાથથી નીચે નમાવ્યો, તેની છાતી ઉપર ઘુંટણનો પ્રહાર કર્યો અને તેના માથા ઉપર એક મુક્કી લગાવી.[૪૪] આથી અશ્રુ તથા રુધિરનો પ્રવાહ વહેવાની સાથે તેની બે આંખો નસોનાં બંધનો સાથે જ બહાર નીકળી પડી, અને સુવર્ણની ઘંટાનાં લોલકની પેઠે તેના ખભા ઉપર લટકી રહી.[૪૫] અને નીકળી પડેલા આંખના ડોળાવાળો ચાણૂર મલ્લ જીવનનો અંત આવતાં પ્રાણથી રહિત થઈને જાણે પર્વતનું શિખર પડ્યું હોય, તેમ રંગભૂમિની મધ્યે પૃથિવી ઉપર પડ્યો. મરણ પામેલા ચાણૂર મલ્લના દેહથી એ મોટી રંગભૂમિ રુંધાઈ ગયલી જણાઈ.[૪૬–૪૭]

આમ બળથી અંધ થયેલો ચાણૂર મલ્લ હણાયો, એટલે એક પાસ રોહિણીના પુત્ર બલરામે રંગભૂમિમાં મુષ્ટિકને પકડ્યો, ત્યારે બીજી પાસ કૃષ્ણે પાછી તોશલક મલ્લ સાથે કુસ્તીની ટક્કર ઝીલી.[૪૮] પહેલે સપાટે જ ક્રોધાવેશમાં ભાન ભૂલેલા અને મૃત્યુને વશ થયેલા તે બે મલ્લોએ રામકૃષ્ણ સાથે સજ્જડ ટક્કર ઝીલી.[૪૯] પ્રલય સમયના પવનના ઝપાટા જેવી ટક્કરોથી વાંકા વળી ગયેલા તે બે મલ્લો રંગભૂમિમાં સિંહનાદ કરવા લાગ્યા. પછી બળવાન્ કૃષ્ણે પર્વતના શિખર જેવા પ્રચંડ તોશલકને ઉંચકી, સો વાર ચક્કરભમરડી ફેરવી ભોંય ઉપર પટકી દીધો.[૫૦] કૃષ્ણના પટકવાથી અંગે જર્જરિત થયલા અને પીડા પામતા એ બળવાન્ મલ્લના મુખમાંથી પુષ્કળ લોહીની છોળો વહેવા લાગી, અને તેણે મરણને શરણ થઈ પ્રાણનો ત્યાગ કર્યો.[૫૧]

બીજી પાસ મહા બળવાન્ અને મહાન્ મલ્લ સંકર્ષણે (બળરામે) અંધમલ્લ સાથે લાંબા સમય સૂધી મલ્લયુદ્ધ કરીને અનેક મંડલાકાર કળાઓનો અનુભવ તેને કરાવ્યો.[૫૨] પછી તેજસ્વી વીર બળરામે જાણે મહાન્ પર્વત ઉપર વજ્રનો પ્રહાર પડ્યો હોય, તેમ વિજળી સાથે ગાજતા મેઘના જેવી સખ્ત એક જ મુક્કી તેના માથા ઉપર લગાવી.[૫૩] એટલે તેનું માથું ધડથી છૂટું પડ્યું, અને આંખના ડોળા નીકળી જવાથી એ મહાન્ મલ્લ મરણ પામીને હેઠે પડ્યો, અને તેથી તેના ધબકારાનો ભારે અવાજ થયો.[૫૪]

આ રીતે અંધો (ચાણૂર તથા મુષ્ટિક) અને તોશલક મલ્લો મરણ પામતાં કૃષ્ણ અને બળરામ બન્નેની આંખો ક્રોધથી લાલચોળ થઈ, અને તેઓએ રંગભૂમિમાં પ્રચંડ સિંહનાદ કર્યો.[૫૫] એટલે મહાન્ મલ્લો ચાણૂર અને મુષ્ટિક મરણ પામવાથી મલ્લ વિનાની થયલી એ રંગભૂમિનો દેખાવ ભયંકર થઈ રહ્યો.[૫૬] ભયથી ધ્રૂજી ઉઠેલાં સર્વ અંગોવાળા, નંદગોપ આદિ જે સર્વે ગોવાળો ત્યાં પ્રેક્ષક તરીકે ઉભા હતા, તે સર્વે સ્તબ્ધ જ થઈ ગયા.[૫૭] બે નેત્રોમાંથી હર્ષના આંસુ સારતી, કંપતી, અને સ્તનમાંથી દૂધની ધારાઓ વહેવરાવતી, દેવકી કૃષ્ણને નિહાળી નિહાળીને જોવા લાગી.[૫૮] કૃષ્ણનાં દર્શનથી નીકળી આવતાં અશ્રુથી આકુળવ્યાકુળ થયેલી આંખોવાળા વસુદેવ સ્નેહથી વૃદ્ધાવસ્થા તજીને જાણે જુવાન બની ગયા હોય તેવું જોમ તેમનામાં આવ્યું.[૫૯] સર્વે ઉત્તમ વેશ્યાઓએ આંખનાં કટાક્ષોરૂપી ગતિવાળા, આંખરૂપી ભમરાથી કૃષ્ણના કમલ મુખ(નાઅમૃત)નું તૃપ્તિ થાય ત્યાં પર્યંત પાન કર્યું.[૬૦]

બીજી પાસ (અકળામણથી, કંસના મુખ ઉપર પરસેવાનાં ટીપાં બાઝી ગયાં અને કૃષ્ણના દર્શનથી ઉશ્કેરાયલી રોષની જ્વાળા તેની બે ભ્રુકુટીના મધ્ય ભાગમાંથી ભભુકી ઉઠી.[૬૧] કેશવ તરફ દાખવેલી કઠિનતારૂપી ધુમાડાથી જણાતા અને ક્રોધથી નીકળતા નિઃશ્વાસરૂપી વાયુથી સતેજ થયેલા, માનસ અગ્નિથી કંસનું હૃદય પ્રજળી રહ્યું.[૬૨] ફડફડી રહેલા હોઠવાળું અને પરસેવાથી તર-

ઓળ થયલા કપાળવાળું, કંસનું મોંઢું લાલચોળ થઈ રહ્યું, અને તેથી ક્રોધથી તેનું શરીર પણ જાણે લાલ સૂર્યબિંબ હોય તેવું દેખાવા લાગ્યું.[૬૩] લાલ સૂર્યનાં કિરણોનો સ્પર્શ થતાં જેમ વૃક્ષનાં પાંદડાં ઉપરનાં ધુમસનાં ટીપાં ખરર ખરી પડવા માંડે છે, તેમ ક્રોધથી લાલચોળ થયેલા તેના મુખ ઉપરથી પરસેવાનાં બિંદુઓ ટપકી રહ્યાં.[૬૪] આવી સ્થિતિને પામેલા કંસે ક્રોધના આવેશમાં આવી, પોતાના અતિઘોર અનેક સેવકોને એવી આજ્ઞા કરી કે, "અરે! કોઈ આ બે વનચર ગોવાળોને રંગમંડપમાંથી ઝટ બહાર કાઢો. જેમનાં દર્શનજ પાપરૂપ છે, એવા આ બે દુષ્કર્મીઓને હું જોવા જ ઇચ્છતો નથી. ગોવાળોમાં મારા રાજ્યમાં પણ રહેવાને એવો કોઈ યોગ્ય નથી.[૬૫–૬૬] દુષ્ટ બુદ્ધિવાળો નંદ ગોવાળ મારા નાશનાં કપટો રચવામાં તત્પર થયેલો છે, તેથી તેને એકદમ લોઢાની સાંકળો અને બેડીઓથી જકડી લ્યો.[૬૭] આ વસુદેવ પણ દુરાચારી છે અને તે નિત્ય મારો દ્વેષ કરનારો છે, તેથી વૃદ્ધોને યોગ્ય નહીં એવી દંડની શિક્ષા તેને આજ ને આજજ કરો.[૬૮] વળી બીજા જે મારા સામાન્ય બુદ્ધિવાળા ગોવાળો દામોદર ઉપર પ્રીતિ ધરાવનારા હોય તેમની ગાયો, ધન વિગેરે જે કંઈ સંપત્તિ તેમની પાસે હોય, તે સઘળું સત્વર ખુંચવી લ્યો."[૬૯]

આ પ્રમાણે કઠોર વચનો બોલતા અને સેવકોને આજ્ઞા ઉપર આજ્ઞા ફરમાવતા કંસ તરફ સત્યરૂપી પરાક્રમવાળા કૃષ્ણે ક્રોધથી ફાટેલી આંખે જોયું.[૭૦] તેણે પોતાના પિતા વસુદેવ અને નંદગોપને કઠોર વચનો કહ્યાં તેથી, તથા જ્ઞાતિબંધુઓના મનની વ્યથા સમજાતાં તેમ જ માતા દેવકીને બેભાન થયેલી નિહાળતાં કેશવ તેની ઉપર અત્યંત ક્રોધે ભરાયા.[૭૧] અને જન્મથી જ પરાક્રમી અચ્યુતે ( કૃષ્ણે ) કંસનો નાશ કરવાને તેના સિંહાસન ઉપર ચઢી જવાની ઇચ્છાથી અખાડાની મધ્યમાંથી સિંહની પેઠે વેગથી બહાર ઉછાળો માર્યો અને આકાશમાં મોટો મેઘ જેમ વાયુથી ધક્કેલાય,તેમ તત્કાળ ક્રોધના આવેગથી તે કંસની સમીપ સજ્જ થઈ ખડા થયા.[૭૨–૭૩] (આ કામ તેણે એટલી ઉતાવળથી કર્યું કે) સર્વ નગરવાસી પ્રેક્ષકોએ તો તેને અખાડામાંથી ઉછળતા જોયા પણ નહીં, પરંતુ તેમણે તો તેને કેવળ કંસની પાસે સજ્જ ઉભેલા જ દીઠા.[૭૪] મૃત્યુથી ચારે પાસથી ઘેરાયલા અને આકુળવ્યાકુળ થયેલા કંસે તો જાણે સમર્થ ગોવિંદ આકાશમાંથી જ પોતાની આંખ સમીપ ઉતરી આવ્યા હોય એમ માન્યું.[૭૫] પછી રંગસભામાં જ કૃષ્ણે પરિઘ જેવો પોતાનો દૃઢ બાહુ લંબાવી કંસને વાળથી સજ્જડ પકડ્યો.[૭૬] અને કૃષ્ણના હાથની ઝપટ વાગવાથી, વજ્રથી શણગારેલો, સુવર્ણનો તેનો મુકુટ માથા ઉપરથી હેઠો પડ્યો.[૭૭] કૃષ્ણે હાથથી ઝુડ ભેરવી તેના વાળ પકડેલા હોવાથી કંસ કેવળ ગતિહીન જ થઈ ગયો ( કેવળ નિરાશ થયો ), અને અતિશય ગભરાટ પામતાં વિકળ બન્યો.[૭૮] કૃષ્ણે વાળ પકડતાં જ જાણે તેનો જીવ નીકળી જ જતો હોય તેમ તે શ્વાસોશ્વાસ કાઢવા લાગ્યો, અને કૃષ્ણનું મોંઢું પણ જોઈ શક્યો નહીં.[૭૯] તેના બન્ને કાન કુંડળ વિનાના થઈ ગયા, છાતી ઉપરનો હાર છિન્નભિન્ન થયો, તેના બેય હાથ (હૈવત જતું રહ્યાથી) લાંબાલચ થયા, અંગો ઉપરના સઘળા શણગારો પણ ખરી પડ્યા, ઓઢેલું વસ્ત્ર સરી ગયું, અને એકાએક તેની ડોક વાંકી વળી ગઈ. આ પ્રમાણે કૃષ્ણના તેજથી કંસ કેવળ અંજાઈ ગયો હતો, છતાં તેણે કેટલોક તરફડાટ કરવા માંડ્યો.[૮૦–૮૧]

પછી કેશવે કંસને સિંહાસન ઉપરથી હેઠો પાડી અખાડાની વચ્ચે ઘસડી આણ્યો, અને જોરથી તેના વાળ ખેંચ્યા, તેથી તે અતિશય કલેશ પામ્યો.[૮૨] કૃષ્ણના હાથથી મહાતેજસ્વી ભોજરાજ કંસ આમ ઘસડાતાં, તેના દેહના ઘસારાથી અખાડાના માર્ગમાં જાણે ખાઈ બની ગઈ હોય, એવો દેખાવ થઈ રહ્યો.*[૮૩] પછી અખાડાના માર્ગમાં, આયુષ્યથી રહિત થયેલા કંસને આમ તેમ ખેંચી તેની સાથે કેટલીક ક્રીડા કરી, અંતે કૃષ્ણે તેના દેહને પાસે જ ઉછેટી દીધો.[૮૪] સુખચેનમાં રહેવાને યોગ્ય તેનો દેહ પૃથિવી ઉપર આમ રોળાયો, અને શૂરવીરને યોગ્ય નહીં એવા વિપરીત મરણયોગથી ધૂળનાં રજકણોમાં રગદોળાયો.[૮૫] બંધ થયલી આંખોવાળું, અને મુકુટ વિનાનું તેનું શ્યામવર્ણું મોઢું, ડુંકમાંથી મોડાયલા અને પત્ર વિનાના કમલની પેઠે શોભા વિનાનું દીસવા લાગ્યું.[૮૬] રણસંગ્રામમાં યુદ્ધ કર્યા વિના મરણ પામેલો તેમ બાણોથી પણ નહીં ઘવાયલો, અને માત્ર કેશ ખેંચાવાથી જ પ્રાણ ખોનારો કંસ, વીર પુરુષને યોગ્ય (સ્વર્ગની) ગતિથી વંચિત થયો.[૮૭] એકાએક તેના જીવનનો છેદ કરનારાં, અને માંસને ચીરીને ઉંડા પેઠેલાં, સઘળાં નખોરિયાં તેના શરીર ઉપર સ્પષ્ટ દીસી રહ્યાં.[૮૮]

કંસને હણ્યાથી, કમલ જેવી આંખવાળા, માર્ગમાંના કાંટાને ઉખેડનારા કૃષ્ણનું તેજ હર્ષથી બમણું વધ્યું; પછી તેણે સત્વર વસુદેવને પગે શિર નમાવ્યું.[૮૯]

* અહીં એમ કહેવાનો આશય છે કે, તેનું શરીર ભારે હોવાથી તથા અખાડો રેતાળ હોવાથી, શરીરના ઘસારાથી રેતની પાળ માર્ગની આસપાસ બે બાજુએ બંધાતી ગઈ અને તેથી વચમાં ખાડો થતો ગયો, એટલે તેનો દેખાવ ખાઈ કે નેહેર જેવો થતો ગયો.

તે પછી યદુનંદને માતાના પગે માથું મૂકયું, અને દેવકીએ સ્તનમાંથી આનંદથી વહેતી દૂધની ધારાઓ-વડે કૃષ્ણને નવાડ્યા.[૯૦] તે પછી પોતાના તેજથી અતિ-શય પ્રકાશતા કૃષ્ણે બીજા સર્વે નાના મોટા યાદવોને તેમની પ્રત્યેકની પદવી, યોગ્યતા અને ઉમ્મર અનુસાર ક્ષેમકુશળ સમાચાર પૂછ્યા.[૯૧]

વળી આ દરમ્યાન બીજી પાસ ધર્માત્મા બળદેવે પણ કંસના ભાઈ તેજસ્વી સુદામાને બળવડે બે હાથથી ભોંય ઉપર પટકયો.[૯૨]

આ પ્રમાણે શત્રુઓને જિતનારા, ક્રોધને વશ કનારા, અને લાંબા સમયથી વ્રજમાં રહેનારા તે બન્ને ભાઈઓનાં હ્રદય આનંદથી ભરપૂર થયાં, અને તેઓ પોતાના પિતા વસુદેવના ગૃહમાં ગયા.[૯૩]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे 'मल्लयुद्ध अने कंसनो वध' ए नामनो अध्याय ३० मो संपूर्ण

---

## અધ્યાય ૩૧ મો

### કંસની સ્ત્રીઓના અને માતાનો વિલાપ

वैशंपायन उवाच–

भर्तारं पतितं दृष्ट्वा क्षीणपुण्यमिव ग्रहम् ।
कंसपत्न्यो हतं कंसं समंतात्पर्यवारयन ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! પુણ્ય ક્ષીણ થતાં જેમ તેજહીન ગ્રહ પૃથ્વી ઉપર પડે છે તેમ પોતાના પતિ કંસને ભૂમિ ઉપર પ્રાણથી રહિત પડેલો જોઈને તેની સ્ત્રીઓ તેના શબની આસપાસ ફરી વળી.[૧] જેમ એક મરેલા હરિણરાજની આસપાસ ફરી વળી તેની હરિણીઓ વિલાપ કરે, તેમ કંસની સ્ત્રીઓ પણ પોતાના પતિને પ્રાણ વિનાનો પૃથિવી ઉપર સુતેલો જોઈને નીચે પ્રમાણે આક્રંદ કરવા લાગીઃ–[૨]

'હે મહાબાહુ! હે વીર પુરુષના ધર્મો પ્રતિ પ્રીતિ ધરાવનાર કંસ! તારા જેવો વીર આમ અચાનક મરણ પામવાથી અમે તારી વીરપત્નીઓ એકાએક નિકટના સગા વિનાની થવાથી હણાઈ છીએ.[૩] હે રાજાઓમાં ઉત્તમ કંસ! તારી આવી છેવટની પામર મરણ અવસ્થા જોઈને અમે તારા બાંધવો અને સગાંઓ સાથે કરુણ સ્વરે વિલાપ કરીએ છીએ.[૪] તું અમારો મહા-બળવાન્ નાથ પંચમહાભૂતને (મરણ) પામ્યો તેથી, હે વિભુ! તારાથી ત્યજાયેલી એવી અમો સર્વેનો આધાર મૂળમાંથી જ છેદાઈ ગયો છે.[૫] અરેરે! અમે જ્યારે કામેચ્છાથી સમાગમની લાલસાવાળી થઈશું, અને અમારી એ લાલસા તૃપ્ત ન થવાથી જ્યારે કોપથી અમારાં અંગ ધ્રુજશે અને લાચારીથી લતાની પેઠે ભૂમિ ઉપર ચેષ્ટા કરતી પડીશું, ત્યારે અમને શયન કરવાના યોગ્ય સ્થળોએ કોણ લઈ જશે?[૬] હે શાંત સુંદર મુખવાળા! જેમ સૂર્ય જળ વિનાના કમળને બાળે, તેમ તારા આ કમળ જેવા રમણીય પણ નિઃશ્વાસ-થી ભરપૂર મુખને પણ તે બાળી રહ્યો છે, એ શું યોગ્ય છે?[૭]* કુંડળ વિનાના શૂન્ય આ તારા બે કાન શોભતા નથી. હે સતત પ્રેમથી કુંડળને ધારણ કરનાર કંસ! અરર! આજ માનભંગ થતાં તે તારા ખભામાં લીન થઈ ગયાં છે.[૮] હે વીર! સૂર્યના જેવી પ્રભાવશાલી અત્યંત શોભાને ધારણ કરનારો અને નાના પ્રકારનાં સર્વ જાતિનાં રત્નોથી વિશેષ શણગારેલો તારો એ નામાંકિત મુકુટ કયાં પડ્યો છે?[૯] હે કંસ! તું તો પર-લોકમાં સીધાવ્યો, એટલે તારા અંતઃપુરને શોભાવ-નારી, દીન બનેલી, તારી આ સ્ત્રીઓએ હવે કેવી રીતે પોતાના બાકીના દિવસ ગાળવા?[૧૦] ખરેખર સાધ્વી સ્ત્રીઓને પોતાના પ્રિય પતિ સાથેના ભોગમાંથી વિખૂટી પાડવી, એ યોગ્ય ગણાતું નથી, તેમ પતિએ પણ તેમનો ત્યાગ કરવો એ યોગ્ય નથી, તો પછી તું આમ અમને વિછૂટાં મૂકીને કયમ પરલોક જતો રહ્યો છે?[૧૧]

અહાહા! ખરેખર કાળ એ જ ખરો મહાન્ શક્તિ-વાળો છે? કારણ કે પ્રલય અને ઉત્પત્તિના ક્રમવાર આ સંસારની ઘટનાને ચલાવનાર એ જ કાળ શત્રુ-ઓના કાળરૂપ એવા તને ઝડપથી અહીંથી ખેંચી લઈ જાય છે.[૧૨] અમે દુઃખ સહેવાને લેશ પણ યોગ્ય નથી, કારણ કે તારી સાથે સુખ ચેનમાં જ અમે ઉછર્યાં છીએ તો, હે નાથ! હવે વિધવા થયાથી તથા દુઃખને આશ્રયે પડ્યાથી અમારે અમારું જીવન કેવી રીતે વીતાવવું?[૧૩] સદાચરણમાં જ લુબ્ધ થયેલી સ્ત્રીઓને પતિ એ જ એક પરમ આશ્રય છે. તું પણ અમારો એવો જ પરમ આશ્રય હતો. પરંતુ અરેરે! તારા કરતાં વિશેષ બળવાન્ કાળે અમારા એ આશ્રયને કાપી નાંખ્યો છે.[૧૪] હવે અમે વૈધવ્યથી ઘેરાઈ જઈ શોકથી મનમાં સંતાપ પામીએ છીએ; અને અમે શોકસાગરમાં ડુબ્યાં છીએ, એટલે હવે રોયા વિના અમારો આરો જ નથી; કારણ તારા વિના અમે કયાં જઈએ?[૧૫] તારી સાથે અમે અમારું બધું જીવન ગાળ્યું છે, તારા જ ખોળામાં ઘણા કાળ સૂધી અનેક પેરે અમે અનેક ક્રીડાઓ પૂરી છે, પરંતુ એક જ ક્ષણમાં અમે તારાથી તદ્દન વિખૂટી પડી ગઈ. ખરેખર મનુષ્યોની ગતિ અનિત્ય† જ છે.[૧૬] અરેરે!

* કહેવાનો આ આશય છે. જ્યાં સુધી કમલની આસપાસ જળ હોય છે ત્યાં સુધી તેને સૂર્યનાં કિરણ પ્રફુલ્લ બનાવે છે, પણ તેની આસપાસનું જલ સૂકાતાં, સૂર્યનાં કિરણ પણ ઉલટાં તેને સૂકવી નાંખે છે. † હમેશાં ઠરીઠામ રહે એવી નથી.

હે માનદ !* તારું મરણ થવાથી ખરેખર અમે પણ મરેલા જેવાં જ થયાં છીએ. (કારણ અમારું સર્વસ્વ હણાઈ ચૂક્યું છે.) અમે બધાંએ કોઈ એક જ પ્રકારનું દુષ્કર્મ કર્યું હશે, તેથી અમને સર્વેને સાથે લાગું આ વિધવાપણું પ્રાપ્ત થયું.[૧૭] અમને ભોગવિલાસ ચાહનારીઓને સ્વર્ગના જેવાં ઉત્તમ સુખોમાં તેં સદા લડાવી છે, અમે સર્વે તારા જ મનોરથને વશ થયાં છીએ. તો પછી તું અમને તજીને ક્યાં જાય છે?[૧૮] હે દેવતુલ્ય રાજા! અમો અનાથનો તું જ નાથ છે. હે પ્રભુ! અમે વિલાપ કરતી ટીટોડીઓ જેવી લાચાર છીએ. હે જગન્નાથ! હે માનદ! તારે અમને આનો વળતો ઉત્તર આપવો જોઇએ.[૧૯]

હે મહાભાગ્યશાળી! આ પ્રમાણે તારી સ્ત્રીઓ દુઃખી થાય, અને બાંધવો શોકમાં ઠંડાગાર થઈ જાય, એવી સ્થિતિમાં તારે તેમને છોડીને જતાં રહેવું, એ અમને તો દારુણ જ જણાય છે.[૨૦] હે કાન્ત! પરલોકમાં ખરેખર અમારાથી પણ વિશેષ સુંદર અને મનોહર સ્ત્રીઓ હશે, જેથી હે વીર! ગૃહમાંના આ સ્ત્રીસમાજને તરછોડીને તું ત્યાં સીધાવ્યો છે![૨૧] હે પુષ્કળ દાનના દેનારા! હે વીર! આ સર્વે ભાર્યાઓને છોડી જવાનું ખરેખર તને શું કારણ મળ્યું છે તે કહે કે, જે કારણના આવેશથી, અમે દુઃખથી કરુણ સ્વરે વિલાપ કરીએ છીએ, છતાં તું જાગતો જ નથી![૨૨] હાય! હાય! દેહ છોડી મનુષ્યોની પરલોક જવાની યાત્રા ઘણી દયાહીન જ છે; તેથી જ પોતાની સ્ત્રીઓનો સમૂળગો ત્યાગ કરી, તેમની લવલેશ અપેક્ષા નહીં રાખતાં, તેમને આ લોકમાંથી ચાલ્યાં જવું પડે છે.[૨૩] ખરેખર, સ્ત્રીઓએ શૂરવીર પતિની પત્ની થવું, તેના કરતાં પતિ કરવો જ નહીં (અર્થાત્ કુંવારા રહેવું) એ વિશેષ સારું છે. કારણ કે શૂરવીરોને તેમની સ્ત્રીઓ કરતાં સ્વર્ગની પરીઓ પણ વિશેષ પ્રિય† હોય છે.[૨૪] અરેરે! તારા જેવા, રણભૂમિને વહાલી ગણનારને અદૃશ્ય કાળે ઝડપથી ખેંચી લઈ જવામાં અમારા સર્વના અંતરાત્મા ઉપર દારુણ પ્રહાર કર્યો છે.[૨૫] તેં રણસંગ્રામમાં જરાસંધના સૈન્યને હણ્યું છે તથા યક્ષોને જિત્યા છે, છતાં હે જગત્પતિ!‡ તું આમ કેવળ એક પામર મનુષ્યને હાથે કેમ માર્યો ગયો?[૨૬] ઇન્દ્રની સાથે તેં સંગ્રામ મચાવ્યો હતો અને બાણો તથા અસ્ત્રોનું યુદ્ધ ચલાવ્યું હતું છતાં રણમાં, અમર્ત્યો-(મરણ નહીં પામનારા દેવો)થી પણ તું જિતાયો ન હતો, તો પછી તું એક પામર મનુષ્યને હાથે આમ કેમ માર્યો ગયો?[૨૭] કોઇથી પણ ક્ષોભ પમાડાય નહીં એવા સાગરને પણ તેં બાણની વૃષ્ટિઓથી વિશેષ ખળભળાવી મૂક્યો હતો. વળી પાશરૂપી આયુધ ધરનાર વરુણને જિતી રત્નો આદિ તેનું સર્વસ્વ હરણ કરી લાવ્યો હતો.[૨૮] વળી ઇન્દ્ર વર્ષાદને મંદ મંદ વરસાવતો હતો, અર્થાત્ જોઇતી વૃષ્ટિ કરતો ન હતો ત્યારે તેં તારા નગરવાસીઓના કલ્યાણને માટે તીક્ષ્ણ બાણોથી મેઘોને જિતી બળાત્કારથી વર્ષાદ વરસાવરાવ્યો હતો.[૨૯] તારા પ્રતાપથી નમી ગયલા સર્વે રાજાઓ તારે વશ વર્તતા હતા અને ઉત્તમ ઉપહારને યોગ્ય રત્નો, વસ્ત્ર, અને ઉપવસ્ત્રો તને પાઠવતા હતા.[૩૦] જો કે આ પ્રમાણે શત્રુઓએ તારું પરાક્રમ જોયું હતું અને તું દેવના જેવો પરાક્રમી હતો, છતાં તારે શિરે, પ્રાણનો અંત લાવનારો આવો ઘોર ભય શી રીતે આવ્યો?[૩૧] હે નાથ! તું અમારો નાથ મરણ પામ્યો, તેથી અમને હવે "વિધવા" (ધવઃધણી વિનાની) શબ્દ લાગુ પડ્યો છે. અતિ ઉન્મત્ત કૃતાંતે (યમે) અમે સાવધાન હતાં છતાં, અમને પાયમાલ કરી નાંખ્યાં છે.[૩૨] હે નાથ! જો તારે અમને વિસારી મૂકીને સ્વર્ગે આમ જવું જ હતું, તો પછી 'હું જાઉં છું' એટલા જ શબ્દો કહેવામાં તને કેટલો પરિશ્રમ પડવાનો હતો?[૩૩] હે નાથ! અમારા ઉપર પ્રસન્ન થા; અમે ભયથી ત્રાસીએ છીએ; અને અમે તારાં ચરણમાં અમારાં માથાં મૂકીએ છીએ; માટે હે મનુષ્યોના રાજા! બહુ થયું; હવે લાંબો પ્રવાસ કરતાં તું અટકી જા અને અહીં પાછો ફર.[૩૪] હે વીર! આજ આમ ઘાસ અને ધૂળમાં પડ્યો પડ્યો તું કેમ સૂઈ રહ્યો છે? આમ ભોંય ઉપર સુવાથી શું તારા શરીરને કંઈ પીડા થતી નથી?[૩૫] જાણે અમે નિદ્રા અવસ્થામાં હોઇએ, તેમ આવો અણચિંતવ્યો અને મરણતોલ પ્રહાર અમારા ઉપર કોણે કર્યો? અને અમને સર્વે નારીઓને અતિશય ઘાતકીપણાથી કોણે હણી નાંખી?[૩૬] પતિના મરણ પછી જે નારીઓને જીવતાં રહી જન્મપર્યંત રુદનને અંતઃકરણમાં શમાવાનું છે, તેઓ ભલે ફાવે તેટલું રડ્યાં કરે, પરંતુ પતિની સાથે જ જવાની આકાંક્ષા અમને હોવાથી અમારે હવે વિશેષ રડવાનું શું કામ છે?"[૩૭]

કંસની સ્ત્રીઓ આ પ્રમાણે વિલાપ કરતી હતી, તેટલામાં તેની માતા દીન બની, થરથર ધ્રૂજતી, "મારો છોકરો ક્યાં ગયો? મારો પુત્ર ક્યાં છે?" એમ બોલતી અતિશય રોતી રોતી ત્યાં આવી પહોંચી.[૩૮] જાણે

* અભિમાની અથવા માન આપનાર. † એવી લોકમાન્યતા છે, કે યુદ્ધભૂમિમાં મરણ પામનાર શૂરવીરને સ્વર્ગની પરી વરે છે. આથી એવો ભાવાર્થ નીકળે છે, કે સ્વર્ગની વિશેષ સુંદર સ્ત્રીઓને વરવાને યોદ્ધાઓ યુદ્ધમાં મરણ પામી આલોકની પોતાની પત્નીઓને છોડી સ્વર્ગે સીધાવે છે. ‡ મુંબઇની પ્રતિમાં જગતીતલે-પૃથ્વીતલ ઉપર એવો પાઠ છે; અહીં કાશીની પ્રતિનો પાઠ જગતીપતે લીધો છે.

નિસ્તેજ ચંદ્ર હોય તેમ પોતાના પુત્રને કાન્તિ વિનાનો હણાયલો જોતાં ચીરાઈ જતા હૃદયથી તે વારંવાર પોતાના શરીરનું પણ ભાન ભૂલી જતી હતી.૩૯ પુત્રને ટીકી ટીકીને વારંવાર જોતી જોતી, 'હાય હું હણાઈ ગઈ' એમ બોલતી બોલતી તે પણ પુત્રવધૂઓની સાથે કરુણ સ્વરે વિલાપ અને રુદન કરવા લાગી.૪૦ પછી પુત્રપ્રેમથી ઘેલી થયલી તે સ્ત્રીએ પોતાના પુત્રનું દીન મુખવાળું માથું પોતાના ખોળામાં લીધું, અને 'હાય મારા લાડકા પુત્ર!' એમ બોલી કરુણ અને દીન શબ્દોથી નીચે પ્રમાણે વિલાપ કરવા લાગી:-૪૧

"હે શૂરવીરોના વ્રત પાલનમાં તત્પર રહેલા પુત્ર! જ્ઞાતિબંધુઓના આનંદમાં વૃદ્ધિ કરનાર! હે વત્સ! તેં અહીંથી ઉઠાંતરી કરવામાં શા માટે આટલી બધી ઉતાવળ કરી?૪૨ હે પુત્ર! તેં કાંઈ કોઈ વ્રતનો નિયમ લીધો નથી, છતાં તું શા માટે આમ લોક સમક્ષ તદ્દન ઉઘાડો સૂઈ ગયો છે? હે વત્સ! તારા જેવા, રાજાનાં લક્ષણથી સંપન્ન પુરુષો આવી રીતે કદી પણ ભોંય ઉપર સુવે જ નહીં.૪૩ પૂર્વે (ત્રેતાયુગમાં) રાક્ષસોના સમાજમાં, બળમાં સર્વથી ચઢીયાતા રાવણે સાધુ પુરુષોએ સારી રીતે માન્ય કરેલો આ એક શ્લોક ગાયો હતો:-૪૪ "હું જે આ પ્રમાણે અતિ ઉજ્જવલ પરાક્રમી અને દેવોનો સંહાર કરનાર છું, તેના ઉપર બાંધવો તરફથી જ નહીં અટકાવી શકાય એવો ઘોર ભય આવી પડશે."૪૫ તે જ પ્રમાણે, જ્ઞાતિબંધુઓમાં મમત્વથી લોભાયલા, મારા બુદ્ધિમાન્ પુત્ર ઉપર તેમની તરફથી જ શરીરનો નાશ કરનારો આવો મોટો ભય આવી પડ્યો."૪૬

પછી તેણે બેભાન થઈને પડેલા પોતાના પતિ વૃદ્ધ ઉગ્રસેન રાજાને, હણાયલા બાળકવાળી હરિણીની પેઠે રોતાં રોતાં કહ્યું કે, "હે રાજન્! હે પવિત્ર આત્માવાળા પતિ! તમે અહીં આવો, અને વજ્રથી તોડી પડાયલો અચળ પર્વત હોય તેવા દીસતા, મનુષ્યોના પ્રભુ, તમારા આ પુત્રને વીર પુરુષને યોગ્ય પથારીમાં સુતેલો નિહાળો.૪૭-૪૮ હે મહારાજ! ચાલો ત્યારે, હવે પ્રેતપણાને પામેલા, અને યમના ધામમાં પુગેલા આપણા આ પુત્રની તેના પરલોકના પ્રયાણને યોગ્ય ઉત્તરક્રિયા કરીએ.૪૯ રાજ્યોનો ઉપભોગ તો વીર પુરુષોએ જ કરવો જોઇએ, અને આપણે પોતે તો આમ હાર ખાઈ ગયાં છીએ, એટલે તમે કૃષ્ણ પાસે જાઓ અને કંસના દેહનો સત્કાર અગ્નિસંસ્કારથી કરવાની તેને વિનંતિ કરો.૫૦ એક પ્રતિસ્પર્દ્ધિ મરતાં વૈરનો અંત આવવો જોઇએ. એટલે તેનો જીવ શાંત થતાં વૈરની પણ શાંતિ થવી જોઇએ. પ્રેત થયલાની ઘટતી ઉત્તરક્રિયા તો અવશ્ય કરવી જ જોઇએ, કારણ મરણ પામેલાના જડ દેહનો તેમાં શો અપરાધ છે?"૫૧

આ પ્રમાણે વચનો પોતાના ભોજવંશી પતિ ઉગ્રસેનને કહી દુઃખથી પીડાતી, પોતાના વાળ પીંખી નાંખતી, પુત્રનું મુખ ફરી ફરી જોતી, તે સ્ત્રી અતિશય કરુણ સ્વરે વિલાપ કરવા મંડી પડી.૫૨ "હે રાજન્! સુખચેનમાં ઉછરેલી તારી આ સ્ત્રીઓ તારા જેવા સારા પતિને પામવા છતાં પણ તેમના મનોરથો આમ હણાઈ જવાથી હવે શું કરશે?૫૩ સરોવરના સુકાતા જળની પેઠે, કૃષ્ણને વશ વર્તનાર, તારા આ વૃદ્ધ પિતાને પણ હું કેવી રીતે જોઈ શકીશ?૫૪ હે પુત્ર! હું તારી જનની છું, તો શામાટે તું મારી સાથે લેશ પણ વાતચિત કરતો નથી? તું કેમ પોતાનાં પ્રિય જનોનો ત્યાગ કરીને સ્વર્ગને લાંબે માર્ગે ચાલી નીકળ્યો છે?૫૫ અહો હે વીર! હું હીણ ભાગ્યવાળી છું, તેથી જ તારા જેવા, મારા રાજ્યનીતિશાસ્ત્રમાં નિપુણ પુત્રને આમ મારાથી છાનોમાનો અનિવાર્ય (પાછો ન હઠાવી શકાય તેવો) કાળ ઉપાડી જાય છે.૫૬ હે કુટુંબોના સમૂહના પાલક! દાન અને માન પામેલાં તથા તારા એવા ગુણોથી સંતોષાયલાં, તારાં નોકરચાકરોનાં ટોળાં રુદન કરી રહ્યાં છે.૫૭ હે મનુષ્યોમાં ઉત્તમ, લાંબા બાહુવાળા, મહા બળવાન્! તું ઉભો થા અને અંતઃપુરનાં તેમ જ મથુરાં નગરીનાં દીન મનુષ્યોનું રક્ષણ કર."૫૮

આ પ્રમાણે અતિશય દુઃખી થતી કંસની સ્ત્રીઓ તથા માતા લાંબા લાંબા આલાપથી વિલાપ કરતી હતી, તેટલામાં સંધ્યાકાળના રંગથી રંગાયલો સૂર્ય અસ્ત થયો.૫૯

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे 'कंसनी स्त्रीओनो अने मातानो विलाप ' ए नामनो अध्याय ३१ मो संपूर्ण

## અધ્યાય ૩૨ મો

### ઉગ્રસેનનો રાજ્યાભિષેક અને કંસનો અગ્નિસંસ્કાર

वैशंपायन उवाच—

उग्रसेनस्तु कृष्णस्य समीपं दुःखितो ययौ ।
पुत्रशोकाभिसंतप्तो विषपीत इव श्वसन् ॥ १ ॥

વૈશંપાયન કહે છે:-હે જનમેજય! પુત્રના શોકથી વિશેષ સંતાપ પામતો, અને જાણે વિષનું પાન કર્યું હોય તેમ શ્વાસોચ્છ્વાસ લેતો, દુઃખથી પીડાતો ઉગ્રસેન કૃષ્ણની સમીપ ગયો.૧ તેણે વસુદેવના ઘરમાં યાદવોથી ચોમેર વીંટળાયલા અને કંસના વધરૂપી મલિન કૃત્યનો પશ્ચાત્તાપથી વિચાર કરતા કૃષ્ણને જોયા.૨ તે સમયે કંસની સ્ત્રીઓના બહુ બહુ કરુણ સ્વરના

વિલાપો સાંભળી, યાદવોની એ સભામાં કૃષ્ણ પોતાની જાતની (આ પ્રમાણે) નિંદા* કરતા હતા:–૩

'અરેરે! મેં અતિશય બાલપણાના મદથી તથા રોષથી દોષને પાત્ર કર્મ કરવાને ઉશ્કેરાઈ, આ કંસનો વધ કર્યો અને તેની હજારો સ્ત્રીઓને વૈધવ્ય આપ્યું છે.૪ અરે! મારે હાથે તેમનો પતિ મરણ પામ્યો, તેથી તેની સ્ત્રીઓએ આ પ્રમાણે કરુણ સ્વરથી રડાપીટ કરી મૂકી છે, અને તેમના આવા વિલાપથી સામાન્ય માણસને પણ ખરેખર કરુણા ઉપજે એમ છે.૫ આ અજ્ઞાની સ્ત્રીઓના માત્ર વિલાપથી જ કૃતાંત(યમ)ને પણ કરુણા ઉપજાવનારો શોક ખરેખર થયા વિના રહે તેમ નથી.૬ સાધુ પુરુષોનો તિરસ્કાર કરનારા અને પાપકર્મોમાં રચીપચી રહેનારા કંસનો વધ મને પૂર્વે જ વિશેષ કલ્યાણકારી જણાતો હતો.૭ ખરેખર, લોકમાં અધમ આચરણ આચરનારા, ઘાતકી, અલ્પ બુદ્ધિવાળા અને વિશેષ ધિક્કારને પામતા મનુષ્યનું ક્લેશરહિત મૃત્યુ જીવન કરતાં પણ વિશેષ કલ્યાણકારી છે.૮ કંસ પાપ કર્મોમાં જ તત્પર હતો, સાધુ પુરુષો પણ તેના ઉપર પ્રીતિ ધરાવતા નહતા, અને તે 'ધિક્કાર'ના ઉદ્ગારથી તિરસ્કાર પામતો હતો; તો પછી તેના જીવનને માટે દયા શી ખાવી?૯ તપશ્ચરણ કરનારાઓનો સ્વર્ગમાં વાસ થાય છે; તેમ પુણ્ય કર્મ કરનારાને પણ એવું ફળ મળે છે. જેણે યશ પ્રાપ્ત કર્યો હોય છે, તેને પણ સ્વર્ગસ્થ પુરુષોની પેઠે જ આલોકમાં પણ સુખ મળે છે.૧૦ જો પ્રજા અત્યંત સુખી હોય, જો તે ધર્મકાર્યમાં તત્પર રહેતી હોય, અને મનુષ્યો ધર્મમાં જ પ્રવૃત્તિ કરી રહ્યા હોય, તો રાજાઓને કદી પણ અનર્થ અને અનીતિનો સ્પર્શ જ થાય નહીં.૧૧ દુષ્ટ વૃત્તિવાળા પુરુષોનો નિગ્રહ કરીને યમ તેમને તેમનાં કર્મોનું યથાયોગ્ય ફળ આપે છે; અને ઇષ્ટ ધર્મકર્મો આદરનારાઓને પરલોકના અંગનાં શુભ ફળ મળે છે.૧૨ દેવો ધર્મપરાયણ મનુષ્યનું અત્યંત રક્ષણ કરે છે, કારણ કે દુષ્કર્મ કરનારા પુષ્કળ લોકો આ જગતમાં સહેલાઈથી મળી આવે છે.૧૩ તેથી હે યાદવો! આવા દુષ્કર્મી કંસને મેં માર્યો, એ મેં સાધુ કર્મ કર્યું છે, એમ તમારે જાણવું જોઈએ; કારણ કે મેં તેનાં નીતિથી વિપરીત કર્મોના મૂલને જ કાપી નાંખ્યું છે.૧૪ તેટલા માટે હે યાદવો! શોકથી પીડાતી આ સર્વ સ્ત્રીઓના ટોળાને તમારે શાંત કરવી જોઈએ; અને મથુરાપુરીના વેપારીઓ તથા નગરજનો, એ સર્વના મનનું સમાધાન પણ તમારે કરવું ઘટે છે.'૧૫

આ પ્રમાણે યાદવોની સભામાં ગોવિંદ બોલતા હતા, તેટલામાં પુત્રના પાપકર્મોથી શંકાશીલ બનેલો ઉગ્રસેન લજ્જાથી નીચું મોઢું કરી, બીજા કેટલાક યાદવોને સાથે લઈને ત્યાં આવી પહોંચ્યો.૧૬ પછી તેણે યાદવોની એ સભામાં કમલના જેવી સુંદર આંખવાળા કૃષ્ણને શોકનાં આંસુથી ગુંગળાતી, દીન અને લજ્જાયુક્ત વાણીથી નીચે પ્રમાણે કહ્યું:–૧૭

"હે કૃષ્ણ! તેં ક્રોધના આવેશમાં મારા પુત્રને મારી નાંખ્યો, અને આમ તેં તારા શત્રુને યમરાજની દક્ષિણ દિશામાં મોકલી દીધો છે. તેં તો તારો ધર્મ બજાવીને જ (તેને માર્યાની) કીર્તિ સંપાદન કરી છે, અને પૃથિવીમાં તારું નામ વિખ્યાત કર્યું છે.૧૮ તેં સજ્જનોમાં તારું સારું માહાત્મ્ય સ્થાપન કર્યું છે, (અર્થાત્ તેં તારા માહાત્મ્યનું ભાન તેમને કરાવ્યું છે) અને શત્રુઓને (પોતાની સ્વસ્થતા વિષે) શંકાશીલ બનાવ્યા છે. તેં યાદવ વંશની પુનઃ દૃઢ સ્થાપના કરી છે, અને આપ્તમિત્રોને તેઓ (તારાં પરાક્રમથી વાજબી રીતે) અભિમાન લઈ શકે, એવી અનુકૂલતા પણ કરી આપી છે.૧૯ સામંત રાજાઓમાં તારો પ્રતાપ પ્રકાશને પામ્યો છે; મિત્રો હવે રાજા તરીકે તારી પ્રીતિ સંપાદન કરવા મથશે, અને રાજાઓ તારો આશ્રય લેશે.૨૦ મંત્રી, સેનાપતિ આદિનું પ્રધાનમંડળ અને પ્રજા હવે તારી આજ્ઞા પ્રમાણે વર્તશે, અને બ્રાહ્મણાદિ દ્વિજાતિ વર્ગો તારી સ્તુતિનાં ગાન ગાશે; વળી સંધિ વિગ્રહ આદિના કામમાં મુખ્ય (ચતુર) ગણાતા મંત્રીઓ તને પ્રણામ કરશે.૨૧ હાથી, ઘોડા, અને રથોથી સંપૂર્ણ, તેમ જ પગપાળા લશ્કરીઓના સમૂહોથી ભરપૂર, અને નાશ પામે નહીં એવું, કંસનું આ ચતુરંગી સૈન્ય, હે કૃષ્ણ! હવે તારા અંકુશમાં લે.૨૨ હે કૃષ્ણ! ધન, ધાન્ય, રત્ન, વસ્ત્ર, ઉપવસ્ત્ર આદિ જે કંઈ સર્વ રાજ્યસમૃદ્ધિ હોય, તેને તારે સ્વાધીન લેવાને તારા અંગનાં માણસોની (તે તે ખાતાના અધિકાર ઉપર) યોજના કરી દે.૨૩ વળી હે કૃષ્ણ! હવે વિગ્રહ (કંસ સાથેનું વૈર) સમાપ્ત થયો છે, અને આવો યોગ આવી પહોંચ્યો છે, એટલે તું દાસદાસીઓ, સોનું, વાહનો આદિ જે કંઈ માલમતા રાજ્યની હોય, તે સર્વ તારે સ્વાધીન કરી લે.૨૪ હે શત્રુઓને સંહારનાર! (તું તેમનો નેતા થતાં) યાદવોની પૃથિવી હવે સ્થિરતાને પામી છે; કારણ કે

* મૂળમાં गर्हमाणं आत्मानं એ પદ છે પરંતુ શ્રીકૃષ્ણના મોંમાં મૂકેલાં નીચેનાં વચનો પોતાની નિંદા કરનારાં નથી. ઉલટું સાતમા શ્લોકથી કૃષ્ણ પોતાના કર્મનો બચાવ કરે છે. પાંચમો અને છઠ્ઠો શ્લોક સંસારવ્યવહારની દૃષ્ટિએ સ્વાભાવિકતા સૂચવે છે. માત્ર ચોથા શ્લોકમાં કૃષ્ણે પોતે ભૂલ કરી હોય તેવા શબ્દો છે. વળી ઉગ્રસેનને જવાબ આપતાં પણ કૃષ્ણ પોતાનો બચાવ કરે છે, તે નિંદા શબ્દથી વિરુદ્ધ જણાય છે.

યદુનંદન! તુંજ હવે જેમ યદુઓનું આશ્રયસ્થાન છે, તેમ તેમને આશ્રય વિનાના (અગતિ) કરવા, એ પણ તારા જ હાથની વાત છે.[૨૫] હે વક્તાઓમાં વીર કૃષ્ણ! દીન બનેલા આ યાદવો તને આ જે વચન કહે છે, તે સાંભળ:–'હે ગોવિંદ! આ અશુભ કર્મ કરનારા અને તારા ક્રોધથી પ્રજળી ગયલા કંસના પ્રેત દેહનો અગ્નિસંસ્કાર તારી કૃપાથી થવો જોઈએ.' આ મરણ પામેલા રાજા કંસની ઉત્તરક્રિયા કર્યા પછી, મારી સ્ત્રી અને પુત્રવધૂઓની સાથે હું વનમાં પશુઓની સાથે નિવાસ કરીશ. પ્રેતનો સંસ્કાર માત્ર કર્યા પછી તેની સાથેનું બાંધવ તરીકેનું કર્મ સમાપ્ત થાય છે.[૨૬–૨૮] હે કૃષ્ણ! એ કર્મ કરવાથી મનુષ્યો આલોકના અંગનાં (મૃત સાથેનાં) સર્વ ઋણથી મુક્ત થાય છે. તેટલા માટે કંસની ચિતા ઉપર ઉત્તરક્રિયાના અંગનો અગ્નિ શાસ્ત્રવિધિપૂર્વક મૂકી તથા માત્ર જળની અંજલિઓ આપી, તેની તરફના આલોકના ઋણમાંથી હું મુક્ત થાઉં, એવો મારો હેતુ છે.[૨૯] હે કૃષ્ણ! મારી તને આટલી આ જ વિનતિ છે, અને તારે મારા ઉપર એટલો સ્નેહ દર્શાવવો ઘટે છે. મને તેની ઉત્તરક્રિયા કરવા દઈને એ દીન રાજાને પરલોકમાં સારી ગતિ પ્રાપ્ત કરવા દે."[૩૦]

ઉગ્રસેનનું આવું વચન સાંભળી, પરમ વિસ્મય પામેલા કૃષ્ણે તેના મનનું સમાધાન કરવાને તેને આવો પ્રત્યુત્તર આપ્યો:–[૩૧] "હે તાત ઉગ્રસેન! તમે આ જે વચન કહ્યું, તે પ્રસ્તુત સમયને યોગ્ય જ છે; તેમ હે રાજાઓના નેતા! તમારા સદાચાર અને કુલાચારને અનુસરી યોગ્ય રીતે કહ્યું છે.[૩૨] જે ભાવીની ગતિને અટકાવી શકાય એમ નથી, તે ભાવીનું કાર્ય (તમારા પુત્રનું મરણ) તો હવે પતી ગયું છે; તો પછી તમે શા માટે આવાં દીન વચન બોલો છો? જો કે કંસ (તેનાં કર્મથી) પ્રેતદશાને પામ્યો છે, તથાપિ તેના દેહને રાજાને યોગ્ય ઉત્તરક્રિયાના સંસ્કારો કરાશે.[૩૩] હે તાત! તમારો જન્મ મોટા યાદવ કુળમાં થયલો છે; તમે સર્વ વેદોના જાણકાર છો, તો પછી તમે આ રહસ્ય કેમ જાણતા નથી કે, ભાવીનું કદી પણ ઉલ્લંઘન કરી શકાતું નથી?[૩૪] હે પૃથિવીપતિ! સ્થાવર અને જંગમ ભૂતપ્રાણી માત્રનું પૂર્વ જન્મમાં કરાયલું કર્મ કાળથીજ પરિપાકને પામે છે. એટલે જે જે કર્મ પ્રાણી આલોકમાં કરે છે, તે તે કર્મનું ફલ તેને કાળે કરીને આલોક કે પરલોકમાં ભોગવવું જ પડે છે.[૩૫] હે તાત! હે નૃપોમાં શ્રેષ્ઠ રાજા! વેદશાસ્ત્રસંપન્ન, ધનવાન્, દાતાર, સુંદર દેહવાળા, બ્રાહ્મણભક્ત, નયશાસ્ત્રસંપન્ન, શુભ નીતિરીતિવાળા, દીન જનો ઉપર અનુગ્રહ કરનારા, (આઠ દિગ્પાલ) લોકપાલના જેવા સમર્થ અને ઇન્દ્રના જેવા પરાક્રમી પૃથિવીપાલક રાજાઓને પણ કાલ યોગ્ય સમયે પરલોકમાં ખેંચી જ જાય છે.[૩૬–૩૭] ધાર્મિક, સર્વ ભાવ(સુખ દુઃખ આદિ તેમ જ પોતાના અને પારકા)ને સમાન ગણનારા, પ્રજાનું પાલન કરવામાં તત્પર, ક્ષત્રિયોનો (દીન જનોની વહારે ચઢવાનો) ધર્મ પાળવામાં સદા ઉદ્યુક્ત, તેમ જ આત્મસંયમશીલ પુરુષો પણ કાળબળથી મૃત્યુ પામેલા છે, તે તમે ક્યાં જાણતા નથી?[૩૮] જ્યારે યોગ્ય સમય આવે છે, ત્યારે કર્મ ભોગવતાં સર્વ દેહધારીઓને પોતાને જ પોતે કરેલાં કર્મો સારાં કે નઠારાં છે, તેનો અનુભવ થાય છે જ.[૩૯] આવી અંતર્હિત (અદૃશ્ય) રહેલી માયા દેવોથી પણ ટળી શકાય એવી નથી; અને તેના યોગથી જ આ સર્વ મનુષ્યો મોહ પામે છે, કારણ આમાં પણ એવો મોહ પામવાનું કારણ કર્મ છે.[૪૦] હે રાજા! પોતાનાં પૂર્વ જન્મનાં કર્મોની પ્રેરણાથી જ કંસ કાળને હાથે મરણ પામ્યો છે. હું કંઈ તેના મૃત્યુનું મૂળ(કારણ) નથી, અર્થાત્ હું તો માત્ર નિમિત્ત હતો; પરંતુ ખરી રીતે તો કાળ અને તેનાં પૂર્વ કર્મ, એ જ તેનાં મરણનાં કારણ છે.[૪૧] હે તાત! સૂર્યમય અને ચંદ્રમય આ સમગ્ર સ્થાવર તેમ જ જંગમ સૃષ્ટિ કાળે કરીને જ નાશ પામે છે અને કાળે કરીને જ પાછી ઉત્પન્ન થાય છે.[૪૨] કારણ સર્વ ભૂતપ્રાણીમાત્રનો અનુગ્રહ (ઉત્પત્તિ) અને નિગ્રહ (લય) કરવાના કામમાં એ જ કાળ નિમગ્ન રહેલો છે. તેથી જ સર્વ ભૂતમાત્ર કાળને વશ થયલાં છે.[૪૩] હે નરાધિપ! પોતાનાં કર્મોવડે જ તારો પુત્ર પ્રજળી ગયલો છે, અને તેનું હું કાંઈ (ઉપાદાન–મૃત્યુ આણનારું) કારણ નથી, પણ કાળ એ જ તેનું ઉપાદાન કારણ છે.[૪૪] અથવા તો તેનું મરણ થવામાં શાસ્ત્ર પ્રમાણે હું નિમિત્ત કારણ થયો હઈશ ખરો, તેમાં કંઈ પણ સંશય નથી; કારણ કે મનુષ્યોનાં કર્મ પ્રમાણે જ તેમને યોગ્ય ગતિએ પહોંચાડનારો કાળ પરાધીન અને અગોચર હોવાથી નિમિત્ત કારણના આશ્રય વિના શું કરી શકે એમ છે?*[૪૫] હે રાજન્! કાળ સર્વથી બળવાન્ છે. તેની ગતિ

* અહીં એમ કહેવાનો આશય છે કે, કાળ સાક્ષાત્ પોતે કંઈ પોતાની ઇચ્છામાં આવે તે ગતિએ ભૂત પ્રાણીને પહોંચાડવા સ્વતંત્ર નથી; પરંતુ માત્ર પ્રત્યેક પ્રાણીને તેનાં કર્મને યોગ્ય ગતિએ પહોંચાડવાં એ જ તેનું કર્મ છે; એટલે તે પ્રાણીનાં કર્મને અધીન થઈ, તે કર્મને અનુસરીને તેને યોગ્ય ગતિ આપે છે; અર્થાત્ આમ કાળ પણ પરાધીન છે. વળી કાળ પોતે અદૃશ્ય હોવાથી દરેકને તેની (દેખાતી) ગતિએ પહોંચાડવામાં તે પ્રત્યક્ષ કારણ થઈ ન પડે, એટલે તે પરોક્ષ હોઇને કોઈ પણ પ્રત્યક્ષ નિમિત્ત કારણની તેને જરૂર પડે છે; આથી જ કોઈ પ્રાણીનું મૃત્યુ આણનાર અન્ય સાક્ષાત્ પ્રાણી તેનું માત્ર કાળે પ્રેરેલું નિમિત્ત કારણ છે. શાસ્ત્ર તો કહે છે કે,

અતિશય નહીં સમજી શકાય એવી અકલિત છે. સર્વમાં સમાન દૃષ્ટિ રાખનારા, અને પરલોક તથા આ લોકના વિશેષ તત્ત્વ( પરમાત્મા )ને જાણનારા પુરુષો જ તેની એવી ગતિ કળી શકે છે.[૪૬] જેથી સર્વે ભૂતમાત્ર કાળની દાઢમાં આવી પડે છે, એ જ તેની ગતિ છે.

પરંતુ (તત્ત્વજ્ઞાનની આ વાતને અલગ રાખીને) હવે હું તમને આ જે વચન કહું છું, તે પ્રમાણે તમે વર્તન કરો.[૪૭] મારે આ રાજ્યનું કંઈ પ્રયોજન નથી, તેમ હું રાજા થવાની આકાંક્ષા ધરાવતો પણ નથી, તેમ રાજ્યપ્રાપ્તિના લોભથી લોભાઇને મેં કંસને માર્યો પણ નથી.[૪૮] પરંતુ લોકના કલ્યાણને માટે તથા ( લોકહિતકર્તા તરીકેની) મારી કીર્તિ સ્થાપવાને અર્થે, આ યાદવ કુલમાં કલંકરૂપ થઈ પડેલા તમારા આ પુત્ર કંસને, મેં તેના અનુયાયીઓ સાથે સમૂલો હણ્યો છે.[૪૯] જેમ એક હાથી વનમાં સ્વેચ્છા પ્રમાણે વિચરે અને વર્તે તેમ હું પોતે તો અગાઉની પેઠે વનમાં વસીશ, અને ગાયોનાં વૃન્દોની મધ્યે ગોવાળોની સાથે, પ્રસન્નતાપૂર્વક રહીશ.[૫૦] હે રાજન્ ! હું મારો આ વિચાર સો વાર શપથ લઇને સત્યતાથી કહું છું, કે "મારે આ રાજ્યપદનું કાંઈ જ પ્રયોજન નથી" અને જે મારો આ વિચાર સર્વને તમે બેલાશક જણાવો, એવી મારી વિનંતિ છે.[૫૧] તમે પોતે જ યાદવોના અગ્રણી અને સમર્થ રાજા થાઓ, એ મારે માન્ય છે; અને હે રાજાઓના ઉત્તમ રાજા ! સ્વરાજ્ય ઉપર તમારો અભિષેક કરાવો અને વિજય સંપાદન કરો.[૫૨] જો તમારે મનને જે પ્રિય હોય તે કરવું જ હોય અને તેમ કરતાં જો તમારા મનને વ્યથા થતી ન હોય, તો તો મેં છોડી દીધેલું આ રાજ્ય તમે સ્વીકારો અને લાંબા સમય સુધી તે ભોગવો."[૫૩]

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય ! યાદવોની સભામાં કૃષ્ણે ઉગ્રસેનને આવું વચન કહ્યું તે સાંભળી, તેણે તેનો કાંઈ પ્રત્યુત્તર વાળ્યો નહીં. પછી લજ્જા પામી મોઢું નીચું કરી રહેલા રાજા ઉગ્રસેનને ધર્મને જાણનારા ગોવિંદે રાજ્યાભિષેક કરવાની યોજના કરી. પછી માથે મુકુટ ધારણ કરનારા, મહા તેજસ્વી, શ્રીમાન્, ઉગ્રસેને કૃષ્ણની યોજના પ્રમાણે કંસના દેહને અગ્નિસંસ્કાર કરવાની તૈયારીઓ કરાવી.[૫૪-૫૫] તે થતાં કૃષ્ણની આજ્ઞાથી સર્વે યાદવોના મુખ્ય મુખ્ય પુરુષો, દેવો જેમ ઇન્દ્રને અનુસરે તેમ, મથુરાપુરીના રાજમાર્ગમાં ઉગ્રસેનની પાછળ પાછળ ચાલ્યા.[૫૬] અને રાત્રિ પસાર થતાં સૂર્ય વિરાજમાન થયો, તે વેળાએ યાદવોના આગેવાનોએ કંસના દેહને અગ્નિસંસ્કાર માટે ઉપાડ્યો.[૫૭] આ ક્રિયા કરતાં શાસ્ત્રમાં દર્શાવેલી વિધિ પ્રમાણે યોગ્ય ક્રમ અનુસાર તેમણે કંસને પાલખીમાં બેસાડ્યો, અને ઉચિત (શુદ્ધિ, પિંડદાનાદિ) સંસ્કાર કર્યા અને યમુના નદીના ઉત્તર કીનારા ઉપર તેને લાવીને યોગ્ય રીતિએ તેને ચિતામાં પધરાવ્યો અને અંતકાલના અગ્નિથી તેનો અગ્નિસંસ્કાર કર્યો.[૫૮-૫૯] વળી તે જ પ્રમાણે તેના ભાઈ, મોટી ભુજાવાળા સુનામાને પણ, કૃષ્ણની સાથે મળીને, યાદવોએ અગ્નિસંસ્કાર કર્યો.[૬૦] વારંવાર 'તેમનાં પ્રેતશરીરોને અક્ષય ધામ મળો' એમ બોલતાં બોલતાં વૃષ્ણિ, અંધક આદિ યાદવોએ જળની અંજલિઓ તેમને આપી.[૬૧] તે પછી કૃષ્ણે અને રાજા ઉગ્રસેને સુવર્ણના દશ કરોડ સિક્કાઓ, ગાયો, રત્નો, વસ્ત્રો, નગર જેવાં મોટાં મોટાં આબાદ ગામો વગેરે કંસને નિમિત્તે બ્રાહ્મણોને દાનમાં આપ્યાં, અને બ્રાહ્મણો પણ વારંવાર "તેમનાં પ્રેતશરીરની મુક્તિ થાઓ" એવાં વચનો બોલ્યા.[૬૨-૬૩*]

આ પ્રમાણે તે બન્ને ભાઇઓને જલની અંજલિઓ આપી, દીન થયલાં મનવાળા યાદવોએ ઉગ્રસેનને આગળ કરીને મથુરાપુરીમાં પાછો પ્રવેશ કર્યો.[૬૪]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे "उग्रसेननो अभिषेक अने कंसनो अग्निसंस्कार" ए नामनो अध्याय ३२ मो संपूर्ण

## અધ્યાય ૩૩ મો

## વિદ્યાપ્રાપ્તિ અને ગુરુપુત્રનો યમસદનમાંથી અવતાર

वैशंपायन उवाच—

स कृष्णस्तत्र बलवान्रौहिणेयेन संगतः ।।
मथुरां यादवाकीर्णां पुरीं तां सुखमावसत् ।।१।।

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય ! (આ પ્રમાણે કંસની ઉત્તરક્રિયા આદિ કીધા પછી) રોહિણીના પુત્ર બલરામની સાથે બળવાન્ કૃષ્ણ યાદવોથી ભરપૂર મથુરા પુરીમાં સુખથી વસવા લાગ્યા.[૧] યૌવનાવસ્થાથી ખીલતા દેહથી અને રાજશ્રીથી પ્રકાશતા વીર કૃષ્ણ જાણે રત્નોની ખાણ હોય તેમ રત્નાકર( સમુદ્ર )ની પેઠે શોભતી મથુરાપુરીમાં વિચરતા હતા.[૨] આ પ્રમાણે

---

स्वकर्मैव नरं हन्ति न शक्ररिपुमृत्यवः ।
नेमं नेभ्यं नवा सभ्यं चौरहत्यावलम्बते ॥

ભાવાર્થ-મનુષ્યનું કર્તવ્ય જ તેને હણે છે, નહિ કે શસ્ત્ર, શત્રુ કે મૃત્યુ. ચોરને દેહાંત શિક્ષા થાય, તેનું પાપ કંઈ તેને ચગદી નાંખનાર હાથીને કે તેના માવતને કે એ શિક્ષા ફરમાવનાર ન્યાયાધીશને લાગતું નથી. (પણ તેનું ચૌરકર્મ જ તેની હત્યાનું કારણ છે).

* આ બે શ્લોકો બંગાળી પ્રતમાં તથા મન્મથનાથ દત્તની પ્રતમાં નથી, પણ કાશીની મરાઠી અને મુંબઇની પ્રતિઓમાં છે.

નિવાસ કરતાં કેટલોક સમય વીત્યા પછી, બળરામ અને કેશવ બન્ને સાથે ધનુર્વેદ શિખવાને અર્થે કાશી પ્રદેશના અવંતિપુરમાં વસતા સાંદીપની ગુરુની સમીપ ગયા. સદાચારથી સારી રીતે શોભતા તે બન્ને જણાએ ગુરુને પોતાનું ગોત્ર (કુલ, શીલ આદિ) અને અભ્યાસનો હેતુ નિવેદન કર્યો.[૩-૪] ગુરુગૃહે વસતાં, નિરભિમાની બળરામ અને જનાર્દન બન્નેએ ગુરુની સેવાચાકરી ઉઠાવી, અને ગુરુએ શિષ્ય તરીકે તેમનો સ્વીકાર કરી, તેમને સમગ્ર ધનુર્વિદ્યા શિખવાડી.[૫] વચન શ્રવણ પડતાંજ તેને (મનમાં) ધારણ કરી લેવાની અદ્ભુત શક્તિવાળા તે બન્ને વીરોએ ચોસઠ દિવસમાં સર્વ (છ) અંગો* સાથે યથાસ્થિત વેદનું અધ્યયન કરી લીધું.[૬] વળી તે સમય દરમ્યાન ગુરુએ તે બન્નેને શસ્ત્રોના પ્રકાર અને યોજના આદિ ધનુર્વેદનાં ચાર† અંગો પણ રહસ્ય સહિત ટૂંક સમયમાંજ શિખવ્યાં.[૭] ગુરુ સાંદીપનિ તે બન્નેની અમાનુષી બુદ્ધિ અને ધારણશક્તિ અતિશય અદ્ભુત જોઇને વિચારમાં પડ્યા, અને સૂર્ય તથા ચન્દ્રમાનું રૂપ લઇને એ પરાક્રમી દેવો પોતાની પાસે (કોઈ નિમિત્તે) આવ્યા હશે, એમ તેણે ધાર્યું.[૮] તેમ પર્વના દિવસોમાં એ બન્ને મહાત્માઓને પૃથિવી ઉપર સાક્ષાત્ ઉતરી આવેલા મહાદેવ અને વિષ્ણુની પૂજા કરતા સાંદીપનિ જોતા હતા.[૯] હે ભારત! અભ્યાસ પૂર્ણ થતાં કૃતકૃત્ય થયલા, કૃષ્ણે બલરામની સંમતિથી ગુરુ સાંદીપનિને કહ્યું, કે "(હે ગુરુ! અમારું અધ્યયન હવે પૂરું થયું છે, એટલે પિતાગૃહે વિદાય થતાં પહેલાં) ગુરુદક્ષિણામાં હું તમને શું આપું?"[૧૦]

તે બન્નેનો પ્રભાવ પોતે (ઉપરના ચમત્કાર) જાણી ગયલા હતા, એટલે હર્ષ પામીને સાંદીપનિ ગુરુએ કૃષ્ણને કહ્યું, કે "હે શિષ્ય! મારો એકનો એક પુત્ર લવણ સમુદ્રમાં મરણ પામ્યો છે, તે મને પાછો આણી આપો, એવી મારી ઇચ્છા છે.[૧૧] મારે એક જ પુત્ર થયો હતો, અને પ્રભાસ તીર્થની યાત્રામાં સ્નાન વેળા સમુદ્રના એક મત્સ્યે તેને મારી નાંખ્યો છે, તેથી તેને તું પાછો લઈ આવ."[૧૨]

એટલે "તથાસ્તુ" કહીને બલરામની અનુમતિ લઈ, કૃષ્ણ પ્રભાસપાટણ જવાને નીકળ્યા, અને સમુદ્રની સમીપ જઈ તેજસ્વી હરિએ તેના જલમાં પ્રવેશ કર્યો.[૧૩] એટલે તરત જ સમુદ્રે પોતે જ એ હાથ જોડીને તેમને દેખા દીધી. તત્કાળ હે ભારત! કૃષ્ણે તેને પ્રશ્ન કર્યો, કે "હે સમુદ્ર! સાંદીપનિ ગુરુનો પુત્ર ક્યાં છે?"[૧૪] ત્યારે સમુદ્રે તેમને પ્રત્યુત્તર આપ્યો, કે "હે માધવ! પેલો મહાન્ દૈત્ય પંચજન માછલાનું રૂપ ધરીને એ બાળકને ઉપાડી ગયો છે." (મારા આ પાણીમાં ખળભળાટ કરી મૂકીને તે એને ઉપાડી ગયો હતો.)‡ હે ભારત! તેનું આવું વચન સાંભળતાં, પુરુષોમાં ઉત્તમ, અવિનાશી કૃષ્ણ પંચજન દૈત્યની પાસે ગયા અને તેને મારી નાંખ્યો, પરંતુ ત્યાં તેમને સાંદીપનિનો પુત્ર હાથ લાગ્યો નહીં.[૧૫-૧૬] પરંતુ જનાર્દનને પંચજનનો વધ કરવાથી તેનો એક ઉત્તમ શંખ મળ્યો. તે શંખ દેવો અને મનુષ્યોમાં પાંચજન્યના નામથી સુપ્રસિદ્ધ છે.[૧૭] પંચજનને ત્યાં ગુરુપુત્ર ન મળ્યો, એટલે પુરુષોત્તમ (કૃષ્ણ) યમના ધામમાં ગયા. તેને જોતાં યમ ગદા ધારણ કરનાર કૃષ્ણની સમીપ આવ્યો અને તેને પગે લાગ્યો.[૧૮] તરત કૃષ્ણે તેને કહ્યું, કે "હે યમ! મારા ગુરુનો પુત્ર મને પાછો આપ." (પરંતુ યમે તેને ગુરુપુત્ર સ્વાધીન ન કર્યો એટલે) તે બન્ને વચ્ચે અતિશય મોટું ભયંકર યુદ્ધ મચ્યું.[૧૯] અને એ ઘોર યુદ્ધમાં અવિનાશી પુરુષોત્તમે વિવસ્વાનના પુત્ર યમને હરાવ્યો અને પોતાના ગુરુના બાલક પુત્રને મેળવ્યો.[૨૦] આમ લાંબા સમયથી નાશ પામેલા તે પુત્રને યમના ધામમાંથી કૃષ્ણ મૃત્યુલોકમાં પાછો લઈ આવ્યા.

આ પ્રમાણે સાંદીપનિના પ્રેતપણાને પામેલા પુત્રને અમિત ઓજસ્વી કૃષ્ણના પ્રસાદથી લાંબા સમયથી પુનઃ મનુષ્યદેહ પ્રાપ્ત થયો. કૃષ્ણનું આવું અશક્ય, કળી ન શકાય એવું, અને અતિશય અદ્ભુત કાર્ય સિદ્ધ થયલું જોઈ, સર્વે ભૂતમાત્ર વિસ્મય પામ્યાં. જગતના પ્રભુ માધવ આમ પાંચજન્ય શંખ, સાંદીપનિ ગુરુનો પુત્ર, અને મોંઘેરાં અનેક રત્નો લઇને પાછા પૃથિવી ઉપર આવ્યા.[૨૧-૨૩] તે પછી વાસવ(ઇન્દ્ર)ના નાના ભાઈ§ કૃષ્ણે યમના સેવક રાક્ષસોની પાસે ઉંચકી અણાવેલાં અનેક મોંઘેરાં રત્નો ગુરુને ચરણે નિવેદન કર્યાં.[૨૪] આવા કૃત્યથી તે બન્ને ભાઇઓ બલરામ અને કૃષ્ણ થોડા જ સમયમાં ગદા અને પરિઘના યુદ્ધમાં તથા સર્વ અસ્ત્રોની

* છ અંગો:- ૧ શિક્ષા–શબ્દોચ્ચારની વિદ્યા, ૨ કલ્પ–કર્મકાંડ, ૩ વ્યાકરણ, ૪ નિરુક્ત–વેદના શબ્દોના ધાતુ આદિ સંબંધી ખુલાસા, ૫ છંદઃશાસ્ત્ર, પિંગલ અને ૬ જ્યોતિષ.

† ચાર અંગો:- ૧ દીક્ષા–શસ્ત્રવિદ્યા શીખતાં પહેલાં પ્રાપ્ત કરવા યોગ્ય ગુણો–શક્તિ આદિની પ્રાપ્તિ; ૨ સંગ્રહ શસ્ત્રઅસ્ત્રાદિના પ્રકાર અને યોજનાના રહસ્યનું જ્ઞાન; ૩ સિદ્ધિ–શસ્ત્ર અસ્ત્રની યોજનામાં ળા, નિપુણતા આદિની પ્રાપ્તિનું જ્ઞાન; ૪ પ્રયોગ–શસ્ત્રઅસ્ત્રો કેમ અને ક્યારે છોડવાં; ૫ સામાંનાં અસ્ત્રોનું વારણ કેમ કરવું, એ સર્વનું જ્ઞાન.

‡ બં. પ્રતિમાં તથા મન્મથનાથ દત્તની પ્રતિમાં આ વચન નથી; પણ કાશીની, મુંબઇની અને મરાઠી પ્રતિમાં છે.

§ વામન અવતારમાં અદિતિને પેટે કશ્યપથી વિષ્ણુનો અવતાર થયો હતો. ઇન્દ્ર અદિતિનો મોટો પુત્ર હોવાથી વિષ્ણુ ઉપેન્દ્ર એટલે ઇન્દ્રનો નાનો ભાઈ કહેવાય છે.

યોજનામાં સર્વ જગતના ધનુર્ધારીઓમાં મુખ્ય પદ પામ્યા.[૨૫] આમ ઉદાર બુદ્ધિવાળા અને પોતાના સ્વરૂપને અનુભવનારા કૃષ્ણે ગુરુ સાંદીપનિને તેમનો, તેના મૂલ સ્વરૂપવાળો ને તેટલી જ મૂળ વયવાળો (અર્થાત્ તે મરી ગયો હતો તે સમયે જે હતો તેવો જ) પુત્ર રત્નોસહિત સોંપી દીધો.[૨૬] લાંબા સમયથી નાશ પામેલો પુત્ર પાછો મળવાથી કાશીપ્રદેશવાસી સાંદીપનિ પ્રસન્ન થયા, અને હે રાજન્! તેમણે બલરામ અને કેશવની પૂજા કરી.[૨૭]

તે પછી ગુરુની વિદાયગીરી લઈ, અસ્ત્રવિદ્યા પ્રાપ્ત કરી રહેલા, વસુદેવના આ બન્ને વીર અને સુવ્રતધારી પુત્રો પાછા મથુરાં આવી પહોંચ્યા.[૨૮] તેમના આવવાના સમાચાર મળતાં ઉગ્રસેન આદિ આબાલવૃદ્ધ સર્વે યાદવો પ્રસન્ન મનથી આ બે યદુનંદનોને આવકાર આપવાને નગર બહાર આવ્યા.[૨૯] પ્રજાજનો, કારીગરો, પ્રધાનો, મંત્રીઓ, પુરોહિતો આદિ સર્વે આબાલવૃદ્ધ લોક નગરથી બહાર નિકળી તેમને તેડવા સામા ગયા.[૩૦] તે વેળા, આનંદ આપનારી તુરીઓ વાગવા માંડી, લોકો જનાર્દનની સ્તુતિ ગાવા લાગ્યા, અને પતાકા તથા હારની માળાઓ તેમ જ તોરણોથી નગરીના મહોલ્લાઓ ચારે કોર પ્રકાશી રહ્યા.[૩૧] જાણે ઇન્દ્રના યજ્ઞોત્સવનો પ્રસંગ હોય તેમ શણગારાયલાં, નગરનાં સઘળાં ઘરો ગોવિંદના આગમનથી હર્ષ અને આનંદમાં આવી ગયાં તથા અતિશય શોભી ઉઠયાં.[૩૨] પ્રસન્ન થયલા ગાયકો રાજમાર્ગોમાં યાદવોને પ્રસન્ન કરે એવી કૃષ્ણની સ્તુતિવાળી તથા આશીર્વાદાત્મક* આ પ્રસિદ્ધ ગાથાઓ ગાવા મંડ્યા.[૩૩] તેમણે લોકને જણાવ્યું, કે "લોકમાં વિખ્યાત થયલા, બે ભાઈ બલરામ અને કેશવ વિદ્યા ભણી પોતાના પુરમાં નિર્ભય થઈને પાછા આવી પહોંચ્યા છે, તેટલા માટે હે સર્વ જનો! તમે પોતપોતાના બાંધવો સાથે મળી આનંદ ઉત્સવ ઉજવો." (આ પ્રકારની દાંડી મથુરામાં તે વેળા પીટાવ્યામાં આવી હતી).[૩૪]

હે રાજન્ જનમેજય! ગોવિંદ આવ્યા ત્યારે મથુરામાં કોઈ પણ મનુષ્ય દીન, મલિન કે ખસેલા ચિત્તવાળો દીસતો હતો જ નહીં.[૩૫]† ગાયો, ઘોડાઓ અને હાથીઓ પણ પ્રસન્ન દેખાયાં અને પક્ષીઓ પણ શુભ વચનો બોલવા લાગ્યાં, અને સર્વે નરનારીઓના સમૂહો મનથી સુખનો અનુભવ કરી રહ્યા.[૩૬] તે વેળા સુખકર પવન વાવા મંડ્યો, અને દશે દિશાઓ મલિનતા વિનાની નિર્મલ થઈ, તથા સર્વે દેવમંદિરોના દેવતાઓ પ્રસન્ન દેખાયા.[૩૭] જનાર્દન મથુરાંપુરી સમીપ આવ્યા ત્યારે પૂર્વે કૃતયુગનાં લોકનાં જે જે લક્ષણો હોવાનું કહેવામાં આવે છે, તે સર્વેય લક્ષણો ત્યાંના લોકોમાં દૃષ્ટિએ પડી રહ્યાં.[૩૮] આવા કલ્યાણકર અને પુણ્યદાયી સમયે શત્રુઓના સંહારક ગોવિંદે ઘોડા જોડેલા રથમાં બેસી, મથુરાં પુરીમાં પ્રવેશ કર્યો.[૩૯]

આ પ્રમાણે શત્રુઓને દમનાર ઉપેન્દ્રે (કૃષ્ણે) ઠાઠથી રમણીય મથુરામાં પ્રવેશ કર્યો ત્યારે, ઇન્દ્રની પાછળ જેમ દેવોના સમૂહો ચાલે તેમ, યાદવોનાં ટોળાં તેમના રથની પાછળ પાછળ હીંડવા લાગ્યાં.[૪૦] પછી તે બે યદુવંશી વીરોએ પ્રસન્ન વદનથી હર્ષ પામી, સૂર્ય અને ચન્દ્ર જેમ અચલ પર્વત ઉપર જાય તેમ, વસુદેવના ભવનમાં પ્રવેશ કર્યો.[૪૧] પછી અતિશય ઉત્તમ તેજ પ્રાપ્ત કરનારા, સૂર્ય તથા ઇન્દ્રના‡ જેવું રૂપ ધરનારા અને ઇચ્છા અનુસાર વિહાર કરનારા તે બન્ને ભાઇઓએ પોતાનાં આયુધો પોતપોતાના મંદિરમાં મૂક્યાં.[૪૨] તે પછી યાદવોમાં ઉત્તમ, વસુદેવના તે બન્ને પુત્રોએ ચિત્રવિચિત્ર પુષ્પો અને ફળોથી નમી રહેલાં વૃક્ષોવાળી વાડીઓમાં વિનોદ મહાણ્યો.[૪૩] વળી એ બે મહાત્મા ભાઇઓ યાદવોની સાથે મળી રૈવત પર્વતના પ્રદેશમાં વિચર્યા તથા વિશેષ ખીલેલાં કમલોવાળી અને કારંડવ પક્ષીઓના કલરવથી ગાજતી, નિર્મલ નદીઓમાં વિહાર કર્યો.

આ પ્રમાણે મૂળ એક સ્વરૂપમાંથી પ્રકટેલા, સુંદર મુખવાળા બન્ને ભાઇઓએ ઉગ્રસેનના અનુચર બની કેટલોક સમય મથુરામાં આનંદમાં ગાળ્યો.[૪૪-૪૫]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे 'विद्यानी प्राप्ति अने गुरुपुत्रनो यमसदनमांथी अवतार' ए नामनो अध्याय ३३ मो संपूर्ण

## અધ્યાય ૩૪ મો

### જરાસંધનો મથુરાં ઉપર ઘેરો

वैशंपायन उवाच--

कस्यचित्त्वथ कालस्य राजा राजगृहेश्वरः ।
शुश्राव निहतं कंसं दुहितृभ्यां महीपतिः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! કંસના મરણ પછી કેટલેક સમયે (મગધના પાટનગર) રાજગૃહના

* અહીં કાશી અને બંગાળાની પ્રતિનો સ્ત્વાશીઃ પ્રથિતાઃ એ પાઠ લીધો છે. મુંબઇની અને મરાઠી પ્રતિમાં तत्राशीःप्रथिताः એ પાઠ છે.

† બંગાળી, કાશીની, અને મન્થનાથની પ્રતિમાં न तत्र कश्चिद्दीनो– આદિ પાઠ છે, અને તે ઉપર લીધો છે, પરંતુ મુંબઇની પ્રતિમાં सतत्र આદિ છે, જેનો અર્થ ઘટતો નથી.

‡ મુંબઇની પ્રતિમાં सुरेन्द्राविबरूपिणौ જાણે બે ઇન્દ્ર હોય એવા રૂપવાળા–એ પાઠ છે. પણ બંગાળાની પ્રતિમાં रवीन्द्राविव० અને કાશીની પ્રતિમાં नरेन्द्राविव० એ પાઠ છે.

પૃથિવીપતિ રાજા જરાસંધે પોતાની બે કન્યાઓના મુખથી કૃષ્ણે તેમના પતિને હણ્યાનો વૃત્તાંત સાંભળ્યો.*[1] એટલે ઘણો લાંબો સમય ન વીતાવતાં, પ્રતાપી જરાસંધે કંસના અપમૃત્યુને વારંવાર સંભારતાં, ક્રોધના આવેશમાં આવી, યાદવોને હણવાને આતુર બની, છ અંગવાળી† મોટી સેના સાથે મથુરાં તરફ કુચ કરી.

હે નૃપ! મગધ દેશના રાજા જરાસંધની એ બે પુત્રીઓનાં નામ અસ્તિ અને પ્રાપ્તિ હતાં. તે બન્ને કલ્યાણરૂપ હતી, અને તેમનાં શ્રોણી (થાપા) અને સ્તન માંસથી ભરાવદાર તથા સુંદર હતાં. બૃહદ્રથના પુત્ર રાજા જરાસંધે તે બન્નેને કંસ સાથે પરણાવી હતી, એટલે તે બન્ને તેની પત્નીઓ હતી.[2] [4] હે રાજન્! પોતાના પિતા આહુક( ઉગ્રસેન )ને બંધનમાં નાંખી, કંસ તે બન્નેની સાથે આનંદ મ્હાણતો હતો. તે જરાસંધના પક્ષનો આશ્રય લઈ તથા યાદવોની અવગણના કરીને શૂરસેનના વંશજ યાદવોનો અધિપતિ શી રીતે થયો, તે વિષે વૃત્તાંત તેં બહુ બહુ રીતે સાંભળેલું છે.[5] પોતાના જ્ઞાતિબંધુઓ(યાદવો)નાં કાર્યો સિદ્ધ કરવાના આશયથી, વસુદેવ ઉગ્રસેનનું હિત સાધવાને સદા તત્પર રહેતો હતો, તેથી તે કંસથી સહન થઈ શક્યું નહીં.[6] દુરાત્મા કંસ હણાયા પછી, બલરામ અને કૃષ્ણનો આશ્રય લઈને વૃષ્ણિ અને અંધક કુલના યાદવોની સહાયતાથી ઉગ્રસેન રાજા થયો.[7]

દરમ્યાન, બળવાન્ રાજા જરાસંધે વીર પુરુષની પત્ની એવી પોતાની બે પુત્રીઓનાં વચનથી ઉશ્કેરાઈ, મથુરાં તરફ પ્રયાણ કર્યું.[8] ક્રોધથી અગ્નિની પેઠે બળતા એ જરાસંધ રાજાએ ધાર્યો હેતુ સિદ્ધ કરવાને સર્વ પ્રકારની સંપૂર્ણ તૈયારી કરી હતી. તેના પ્રતાપથી તેને નમણું આપનારા જે જે રાજાઓ હતા, તથા જે જે મિત્રો, જ્ઞાતિબંધુઓ, સહચારીઓ તથા આપ્ત પુરુષો હતા, તે સર્વેય યુદ્ધના ઉત્સાહથી પ્રેરાયલાં પોતપોતાનાં સૈન્યો સાથે તેની કુમકે આવ્યા.[10] તે સર્વે મોટા ધનુર્ધારીઓ, મહાપરાક્રમી અને જરાસંધનું પ્રિય સાધવાની ઇચ્છાવાળા હતા. કારુષ દેશનો અધિપતિ દંતવક્ત્ર, પરાક્રમી ચેદિરાજ શિશુપાલ, કલિંગ દેશનો અધિપતિ, અને બળવાનોમાં ઉત્તમ પૌંડ્ર, કૈશિકનો રાજા આહૂતિ‡, રાજા ભીષ્મક, મહાન્ સંગ્રામમાં વાસુદેવ અને અર્જુન સામે સ્પર્ધા કરનારો અને ધનુર્ધારીઓમાં મુખ્ય ભીષ્મકનો પુત્ર રુક્મિ, વેણુદારિ, શ્રુતર્વા, ક્રથ, અંશુમાન્, બંગદેશનો અધિપતિ, બલવાન્ અંગરાજ, કોશલ દેશનો રાજા, કાશી રાજા, દશાર્ણ દેશનો અધિપતિ, પરાક્રમી સુખેશ્વર, વિદેહનો અધિપતિ, મદ્રદેશનો બલવાન્ રાજા, ત્રિગર્તનો રાજા, પરાક્રમી શાલ્વ રાજા, મહા બળવાન્ દરદ, યવનોનો અધિપતિ શ્રીમાન્ પરાક્રમી રાજા ભગદત્ત, સૌવીરોનો રાજા શૈબ્ય, બળવાનોમાં ઉત્તમ પાંડ્ય, ગાંધાર દેશનો રાજા સુબલ, મહા બલવાન્ નગ્નજિત, ( કાશ્મીરનો રાજા ગોનર્દ, દરદ લોકનો અધિપતિ), ધૃતરાષ્ટ્રના દુર્યોધન આદિ મહા બલવાન્ પુત્રો, તથા બીજા અન્ય રાજાઓ, તેમજ મહારથી અને બલવાન્ જનાર્દન તરફ ઉંડો દ્વેષ ધરાવનારા બીજા જે રાજાઓ હતા, તે સર્વે જરાસંધની વહારે ચઢ્યા.[11-19] તે સર્વેએ પુષ્કળ જવ તથા બળતણથી ભરપૂર, શૂરસેનના રાજ્યપ્રદેશમાં પ્રવેશ કર્યો અને સૈન્યને આગળ કરી મથુરાંને ચારે કોરથી ઘેરો ઘાલી ત્યાં પડ્યા રહ્યા.[20]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वमां 'जरासंधनो मथुरा उपर घेरो' ए नामनो अध्याय ३४ मो संपूर्ण.

## અધ્યાય ૩૫ મો

## યાદવો અને માગધોનું યુદ્ધ

वैशंपायन उवाच—

मथुरोपवने गत्वा निविष्टांस्तान्नराधिपान् ।

अपश्यन्वृष्णयः सर्वे पुरस्कृत्य जनार्दनम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! મથુરાંના ઉપવન આગળ જઈ પહોંચી, સમગ્ર નગરીને ચારે કોર ઘેરો ઘાલી પડેલા રાજાઓને કૃષ્ણની આગેવાની હેઠળ વૃષ્ણિ લોકે નીરખ્યા.[1] તે સર્વેને જોઈ, મનમાં હર્ષ પામેલા કૃષ્ણે બલરામને આવું વચન કહ્યું:–

"હે બલરામ! દેવતાઓના (ભૂમિનો ભાર ઉતારવાના) કાર્યનો હેતુ સિદ્ધ થવાનો સમય હવે સત્વર સમીપ આવ્યો લાગે છે, એમાં કાંઈ સંશય નથી. કારણ કે તું સામે જો તો ખરો, કે આ જરાસંધ રાજા આપણી અતિશય સમીપ આવ્યો છે. તેના સૈન્યના, પવનના જેટલી શીઘ્ર ગતિવાળા રથોની ધ્વજાઓની ટોચો નજરે પડે

* આ અધ્યાયના આરંભમાં કાશીની, બંગાળાની તથા મન્મથનાથ દત્તની પ્રતિમાં બે શ્લોકો છે, પણ મુંબઇની તથા મરાઠી પ્રતિમાં તે નથી એ બે શ્લોકો તેત્રીસમા અધ્યાયના આરંભમાંના શ્લોકને મળતા છે, એટલે અહીં લીધા નથી તેનો અર્થ આ છેઃ–

આ પ્રમાણે થયા પછી રોહિણીના પુત્ર બલરામની સાથે બળવાન કૃષ્ણ યાદવોથી ભરપૂર મથુરાપુરીમાં સુખથી વસવા લાગ્યા. યૌવનાવસ્થાથી ખીલતા દેહથી, અને રાજ્યશ્રીથી પ્રકાશતા સમર્થ વીર કૃષ્ણે સમુદ્રની પેઠે શોભતી મથુરાપુરીમા વિચરવા માંડ્યું.

† સામાન્ય રીતે સેના ચતુરંગી ગણાય છે પણ અહીં છ અંગવાળી કહી છે. એ છ અંગો આ છેઃ-૧ રથ, ૨ હાથી, ૩ ઘોડા, ૪ પાયદળ, ૫ ધાન્યના વેચનારા, અને ૬ અન્ય દુકાનદારો.

‡ મુંબઇની પ્રતિમાં कौशिकश्च कुटिलः કૌશિકોનો કુટિલ રાજા– એ પાઠ છે.

છે.૨-૩ હે આર્ય! વિજય મેળવવાની ઇચ્છાથી અહીં આવેલા રાજાઓનાં આ ચંદ્રમા જેવાં શુભ્ર, શ્વેત, અને વિશેષ ઉંચાં છત્રો કેવાં વિરાજી રહ્યાં છે![૪] અહાહા! એ રાજાઓના રથોની ઉંચી ટોચે ફડફડતાં અસંખ્ય શ્વેત છત્રોની હારો જાણે આકાશમાં શ્વેત હંસોની હારો સંચરતી હોય, તેમ આપણી સમીપ ધસી આવતી દેખાય છે.[૫] ખરેખર, પૃથિવીપતિ જરાસંધ યુદ્ધનો યોગ્ય સમય સાધીને જ અહીં આવ્યો લાગે છે. કારણ તે આપણા બન્નેનો રણસંગ્રામનો પહેલો જ અતિથિ છે, (અર્થાત્ આપણે ધનુર્વિદ્યા શીખી આવ્યા પછી, યુદ્ધની ભિક્ષા કરનારો પહેલો ભિક્ષુક એ જ છે). અને તે આપણા બલાબલના નિર્ણયના હેતુરૂપ છે.[૬] હે આર્ય! એ મહીપતિ આપણી સમીપ આવ્યો છે; એટલે તેની સાથે યુદ્ધ કેવી રીતે કરવું, તેનો આપણે બન્નેએ મળીને વિચાર કરવો ઘટે છે, અને તે પછી જ તેની સાથે યુદ્ધનો આરંભ કરવો જોઇએ. તેથી ચાલો આપણે તેનું સૈન્ય કેટલું છે અને તૈયારી કેવી છે, તે સંબંધી વિચાર પ્રથમ કરીએ."[૭]

આ પ્રમાણે બલરામને કહીને સ્વસ્થ ચિત્તવાળા તથા સંગ્રામની લાલસાવાળા કૃષ્ણે જરાસંધ સામે બાથ ભીડવાની ઇચ્છાથી દૃષ્ટિપાતથી તેના સૈન્યની સ્થિતિની તપાસ કરી.[૮] પછી યાદવોમાં ઉત્તમ કૃષ્ણ તે સર્વે રાજાઓને જોઇને, મંત્રતંત્રના જાણકારની પેઠે હૃદયમાં સંકલ્પ કરી, પોતે પોતાને જ ઉદ્દેશી આવું વચન બોલ્યા કે, "પૃથિવીપતિને યોગ્ય યુદ્ધમાર્ગનું પાલન કરનારા* આ જે રાજાઓ છે, તે સર્વે શાસ્ત્રોમાં જણાવ્યા પ્રમાણે તેમનાં પૂર્વનાં કર્મોના અનુસાર યોગ્ય કાળે વિનાશ પામવાના છે.[૯] આ ઉત્તમ રાજાઓને મૃત્યુએ પોતાના બલિ (ભોગ) તરીકે પ્રોક્ષણ† કર્યું છે, અને સ્વર્ગમાં જવાની તૈયારી કરી રહેલાં તેમનાં આ શરીરો પણ હોલાવા પહેલાં ઝબુકતા દીવાની જ્યોતિ પેઠે પ્રકાશી રહ્યાં છે, એમ મને લાગે છે.૧૦-૧૧ આ મુખ્ય મુખ્ય રાજાઓનાં સૈન્યોની ભરતીથી પૂરેપૂરી પીડા પામતી, તેમના ભારથી સંપૂર્ણ થાકી ગયેલી પૃથિવી પૂર્વે પોતાનો ભાર હલકો કરાવવાની પ્રાર્થના કરતી બ્રહ્મલોકમાં આવી હતી, તે યોગ્ય જ હતું, એમ મને લાગે છે.[૧૨] આ રાજાઓનાં પ્રચંડ સૈન્યો અને રાજ્યોથી પૃથ્વી નિરંતર ઘેરાયલી જ રહે છે. પરંતુ આ મોટા રાજાઓના ઓઘેઓઘને, સેંકડો રીતિએ વિનાશ થતાં ખરેખર થોડા જ સમયમાં પૃથિવીની સપાટી એવાં મનુષ્યોથી ખાલી થઈ જશે."[૧૩]

વૈશંપાયન કહે છેઃ-પછી મગધ દેશથી ચઢાઈ માટે નીકળેલો, સર્વ પૃથિવીપતિઓનો સમર્થ નેતા, જરાસંધ ક્રોધના આવેશમાં મથુરાં નગરી સમીપ આવી પહોંચ્યો.[૧૪] એ મહા તેજસ્વી રાજાની પુંઠે હજારો રાજાઓના ઓઘેઓઘ અનુસરતા હતા. તેનું ચતુરંગી સૈન્ય સાગર જેટલું વિશાળ અને પ્રચંડ હતું; તેના રથોને લાંબા અને ઉંચા પડછંગ ઘોડા જોડેલા હતા; તે ઉપર સર્વ રીતે સાવધ થઇને સારથિઓ બેઠા હતા, તેમ જ તે રથો રણસંગ્રામને યોગ્ય સર્વ સામગ્રીઓથી સજ્જ હોવા ઉપરાંત ક્વચિત્ પણ જેની ગતિ અટકી પડે નહીં, એવા સુખકર હતા; તેના હાથીઓ, પીઠે સોનાની અંબાડીઓથી અને બે બાજુ લટકતા મોટા મોટા ઘંટોથી, જાણે મેઘ હોય એવા દીસતા હતા; રણકલામાં પારંગત પુરુષોએ તેમને સારી રીતે કેળવેલા હતા, અને તેમને રણમાં કુશળતાથી ચલાવનારા માહવતો દોરતા હતા; તેના ઘોડેસ્વાર સૈન્યના ઘોડાઓ ઉત્તમ થનગન રવાલ ચાલથી ચાલતા તથા કુદકા તેમ જ ફાળો ભરતા હતા, તે મેઘ જેવા દેખાતા હતા, અને તેમની ઉપર કુશલ અસ્વારો સજ્જ થયા હતા; તેના પાયદળ લશ્કરીઓ બળવાનોમાં ઉત્તમ, ખડ્ગ અને ચામડાંની ઢાલો અને કવચોથી સુસજ્જ, ઉંચા કદના, જાણે પર્વતોનું પૂર આવ્યું હોય એવા દેખાતા, અને સાપની પેઠે ઊંચા ઊંચા ઉછળતા, હજારોની સંખ્યામાં હતા. આ પ્રકારે મુખ્ય ચાર અંગવાળાં અને જાણે મેઘો જ હોય તેમ હલમલી રહેલાં સૈન્યો સાથે, બળવાન્ કંસનું વૈર લેવાનું વ્રત ધારણ કરનારો જરાસંધ રાજા મથુરાં સમીપ ધસતો આવતો હતો. મેઘની પેઠે ગર્જતા રથોના ગડગડાટથી, મદ ઝરતા હાથીઓની ગર્જનાથી, ઘોડાઓના હણહણાટથી અને પગવાળા લશ્કરીઓના પ્રચંડ સિંહનાદથી, તેણે મથુરાંપુરીની આસપાસની સર્વે દિશાઓ અને વનોને ગજાવી મૂક્યાં હતાં.૧૫-૨૧ આવી રીતે સજ્જ થયલાં સૈન્યથી રાજા જરાસંધ જાણે ઉછાળા મારતો સાગર હોય, તેવો દેખાતો હતો. રણના હર્ષઘેલા યોધાઓથી હલમલી રહેલું, અને જાંઘ તથા બાહુ સાથે હાથની થાપટ અફાળવાથી થતા અવાજથી તેમ જ પ્રચંડ સિંહનાદથી ગાજી રહેલું, પૃથિવીપતિઓનું એ સૈન્ય જાણે મેઘોનું જ સૈન્ય હોય, તેમ દીસતું હતું. પવનના જેવી શીઘ્ર ગતિવાળા ઘોડાઓથી, તથા આકાશમાં વિચરનારાં પક્ષીઓની પેઠે ઉડાઉડ કરી રહેલા પગપાળા લશ્કરીઓથી તે ભિન્ન રીતે મિશ્રિત

* અહીં पार्थिववर्त्मनि स्थिताः એ ચરણ છે. એક ટીકાકાર એનો આવો અર્થ કરે છેઃ-પૃથ્વી ઉપરના મનુષ્યોને યોગ્ય મૃત્યુના માર્ગમાં આવી રહેલા.

† કોઈ પણ બલિદાન આપતી વખતે પ્રથમ તેને પવિત્ર કરવા માટે પાણીની અંજલિ છાંટવાની રીતિ છે.

થયલું હતું. મદમત્ત હાથીઓ અને ઝડપવાળા રથો-રૂપી મોજાંઓથી હલમલેલું તે સૈન્ય જાણે ઉનાળાની આખરે ( વર્ષાઋતુમાં ) સાગર ઉપર ઉતરી પડતાં વાદળો હોય, એમ સર્વ પાસથી મથુરા ઉપર ધસી આવતું દેખાતું હતું.[૨૨-૨૪]

આવા સૈન્ય સાથે જરાસંધ આદિ એ સર્વ સબલ મહીપતિઓ મથુરા નગરીને ચારે કોરથી વીંટળાઈ, છાવણી નાંખીને ત્યાં જ પડવાની તૈયારીઓ કરી રહ્યા.[૨૫] ત્યાં તંબુઓની છાવણી નાંખીને પડેલું સૈન્ય, જાણે શુકલ પક્ષના અંતનો ( પુનેમે ) પૂર્ણ ચંદ્રથી શોભતો, ભરતીથી હલમલી રહેલો મહાન સમુદ્ર હોય, એવું ખળભળેલું દીસતું હતું.[૨૬] છાવણી નાંખ્યાની રાત પસાર થઈ, એટલે પ્રાતઃકાલે, યુદ્ધની લાલસાવાળા મહીપતિઓ સજ્જ થયા અને મથુરાપુરી ઉપર ચઢાઈ લઈ જવાને તત્પર થઈ રહ્યા.[૨૭] પછી યમુનાને તીરે એકઠા થયેલા અને યુદ્ધકાળની ઉત્કંઠાથી રાહ જોતા તે સર્વ રાજાઓ હુમલાના સંકેત કરવા મંડ્યા.[૨૮] પરંતુ તે વેળા એ સર્વ પૃથિવી-પતિઓના સૈન્યોના તુમુલ નાદ કરતા શોરબકોર જાણે યુગને અંતે પ્રલય કાળના દિશાઓને ભેદી નાંખ-નારા સમુદ્રોની ગર્જના હોય, તેમ સંભળાતા હતા.[૨૯] તેથી આ શોરબકોર અટકાવવા, ધરડા અને માથે પાઘડાં પહેરેલા છડીદાર કંચુકીઓ જરાસંધ રાજાની આજ્ઞાથી "કોઇએ બોલવું નહીં, બોલવું નહીં" એમ પોકારતા ચારે કોર ફરવા મંડ્યા.[૩૦] આવી આજ્ઞા થતાં વેત જ શોરબકોર કરતુ બંધ થયેલું તે સૈન્ય જાણે સુવાથી શાંત થયલા મગરમચ્છોવાળો ગર્જના રહિત સ્તબ્ધ થયલો સમુદ્ર હોય, તેમ સ્તબ્ધ અને ગંભીર દીસી રહ્યું.[૩૧] આ પ્રમાણે જરાસંધની આજ્ઞાથી (યોગ-શાસ્ત્રમાં જણાવ્યું છે તેમ બોલવાની) વૃત્તિનો અટકાવ થતાં તત્કાલ જ, ઘોંઘાટ કરતું તે સૈન્ય સ્તબ્ધ થયું; એટલે મહાન્ સાગર જેવા એ પ્રચંડ સૈન્યસમાજમાં (શાણ પણની મૂર્તિરૂપ) બૃહસ્પતિની પેઠે જરાસંધે નીચે પ્રમાણે સેનાધિપતિઓને આજ્ઞાનાં વચનો કહ્યાં:–[૩૨]

"હે સેનાધિપતિઓ! પૃથિવીપતિઓના આ સઘળાં સંયુક્ત સૈન્યોને હવે સત્વર આગળ વધવા દો, અને આ નગરીને સર્વ પાસથી યોધાઓનાં ટોળાંથી ઘેરી લ્યો.[૩૩] પથ્થરો ફેંકવાનાં યંત્રો, સામી ફેંકવાની સઘળી વસ્તુઓ, અને હથોડીઓ ઝટપટ તૈયાર કરો. વળી ( લશ્કર સહેલાઇથી સામું ધસી શકે તે માટે ) સામેની સર્વ ભૂમિ ખોદી સપાટ કરો, અને તેને પાણીથી તરબોળ કરી દ્યો. ધનુષ, પ્રાસ અને તોમરો સજ્જ કરી હાથમાં ઉંચા પકડી રાખો.[૩૪] ટાંકણાં આદિ ફોડવાનાં તથા કોદાળીઓ આદિ ખોદવાનાં ઓજારોથી એકદમ એ પુરીને સમૂળી ખણી નાંખો. આ માટે યુદ્ધની કળાઓ અને ઉપાયો જાણનારા રાજાઓએ નગરીની સમીપમાં જ પડાવ નાંખી પડવું.[૩૫] જ્યાં-સૂધી હુ ગોવાળનો વેષ ધરનારા, વસુદેવના એ બે પુત્રો સંકર્ષણ અને કૃષ્ણનો સંહાર તીક્ષ્ણ બાણોથી કરું નહીં ત્યાંસૂધી મારી આજ્ઞામાં રહેનારાં સૈન્યોએ આજથી જ આ નગરીને ઘેરો ઘાલેલો જ રાખવો, અને બાણના ઓઘેઓઘથી આકાશ પણ છવાઈ જાય ત્યાંસૂધી બાણનો મારો ચાલુ જ રાખવો.[૩૬–૩૭] આપ મારી આજ્ઞા પ્રમાણે વર્તનારા સર્વ રાજાઓએ મથુરા પુરીના સીમાડામાં જ પડ્યા રહેવું, અને પોતપોતાના તાબામાં સોંપેલાં સ્થળોએથી સત્વર ઉપરાચાપરી હલ્લા કર્યાં જવા.[૩૮] મદ્રરાજ, કલિંગનો અધિપતિ, ચેકિતાન, બાહ્લિક, કાશ્મીરનો રાજા ગોનર્દ, કરૂષોનો અધિપતિ, કિંપુરુષનો રાજા દ્રુમ, અને પર્વતોના પ્રદેશના રાજા અનામય, એટલાએ સત્વર આ નગરીના પશ્ચિમ દ્વાર ઉપર સત્વર હલ્લો લઈ જવો.[૩૯-૪૦] વળી પુરુવંશનો વેણુદારિ, વિદર્ભદેશનો સૌમક, ભોજવંશીઓના રાજા રુક્‌મી, માલવનો રાજા સૂર્યાક્ષ, અવંતીના રાજા વિંદ અને અનુવિંદ, વીર્યશાલી દંતવક્ત્ર, છાગલિ, પુરમિત્ર, મહી-પતિ વિરાટ, કૌશામ્બીનો* રાજા માલવ, શતધન્વા, વિદૂરથ, ત્રિગર્તનો રાજા ભૂરિશ્રવા, બાણ અને પંચનદ એટલા વજ્રના જેવા અભેદ્ય ગૌરવવાળા અને કિલ્લાના ઘેરાનું યુદ્ધ કરવામાં કુશલ રાજાઓએ એકત્ર થઇને આ નગરીના ઉત્તર દ્વારને ઘેરીને તે ઉપર ચઢી જવું.[૪૧-૪૪] ઉલૂક, અંશુમાનનો વીર પુત્ર કેતવ, એકલવ્ય, બૃહત્-ક્ષત્ર, ક્ષત્રધર્મા, જયદ્રથ, ઉત્તમૌજા, શલ્ય, કૌરવ કુલના નેતાઓ અને કૈકયોના અગ્રણીઓ, વિદિશનો વામદેવ, અને સિની દેશનો રાજા સાંકૃતિ, એટલા આપણા રાજાઓએ આ નગરીના પૂર્વ ભાગપર હલ્લો લઈ જવાનું કાર્ય સ્વાધીન રાખવું, અને એમણે પવનના ઝપાટા જેમ વાદળાંને ભેદી નાંખે છે, તેમ ઝટપટ ધસારા ઉપર ધસારા કરીને કિલ્લાને છેદી-ભેદી નાંખવો.[૪૫–૪૭] હુ પોતે, દરદ, અને વીર્યશાલી ચેદિરાજ શિશુપાળ, એ ત્રણે તેજસ્વીપણે તેમ જ સાવધાનતાથી આ નગરીના દક્ષિણ દ્વારને તોડવાનું કામ સંભાળી લઇશું.[૪૮]

"હે સેનાધિપતિઓ! તમે મારી આ સૂચના પ્રમાણે ચારે કોરથી સૈન્યો સાથે એકદમ આ મથુરાપુરીને વીંટ-ળાઈ વળો અને તેને ઘેરી લ્યો, તેમ જ તેની ઉપર વજ્રના

---

* મુંબઇની પ્રતમાં કૌરવ્યો કુરુવંશનો એ પાઠ છે. કાશી આદિ પ્રતિઓમાં કૌશામ્બ્યો એ પાઠ છે.

પ્રહારો જેવો વિષમ અને તુમુલ ભય પડવા દ્યો.[૪૯] જે સૈનિકો ગદાધારી છે તેમણે ગદાઓથી, જેઓ પરિઘ આયુધવાળાઓ છે તેમણે પરિઘોથી, તેમ અન્ય જાતનાં વિવિધ શસ્ત્રઅસ્ત્ર ધારણ કરનારાઓએ તે તે આયુધોથી આ પુરીને ભેદી નાંખવી.[૫૦] ટુંકમાં એટલું જ કે, તમારે સર્વે પૃથિવીપતિઓએ અને સૈનિકોએ વિષમ અને ઉંચી ટેકરીઓથી છવાયલી આ નગરીને ગમે તેમ કરીને પણ, આજે ને આજે સપાટ મેદાન જેવી કરી નાંખવી."[૫૧]

આ પ્રમાણે હુમલાની વ્યવસ્થાનો સંકેત જણાવી, ક્રોધે ભરાયલા જરાસંધ રાજાએ ચાર અંગવાળાં સૈન્યોને વ્યવસ્થાસર વ્યૂહમાં ગોઠવી દીધાં, અને યાદવો સાથે યુદ્ધ કરવાને સર્વે રાજાઓની સાથે મળી નગરીની સામે આગળ ધસ્યો.[૫૨] એટલે તેની સામે ભીડ દેવાને પ્રહાર કરવામાં કુશળ અને સૈન્યને વ્યૂહમાં ગોઠવી લડવા તત્પર થયેલા, કૃષ્ણના પક્ષના, દશાર્હ રાજાઓ પણ તેની સન્મુખ વધ્યા, અને અલ્પ સંખ્યાવાળા યાદવો અને બહુ સંખ્યાવાળા જરાસંધના પક્ષના રાજાઓ વચ્ચે, રથ સાથે રથ અને હાથી સાથે હાથીની ભયંકર અથડાઅથડી કરાવનારૂ દેવાસુર યુદ્ધની ઉપમાને યોગ્ય, દારુણ યુદ્ધ મચી રહ્યું.[૫૩] વસુદેવના બન્ને પુત્રો બલરામ અને કૃષ્ણને મથુરા નગરી બહાર નીકળેલા જોઇને રાજાઓનું અઘળું સૈન્ય ખળભળી ઉઠયું, અને તેમનાં વાહનો ભયભીત થઈ મૂઢ બની ગયાં.[૫૪] રથ ઉપર વિરાજેલા, તેમ જ ક્રોધે ભરાયલા એ બે યાદવ બાંધવો, જાણે સમુદ્રને ખળભળાવનારા બે ઉશ્કેરાયલા મગરો ઘૂમતા હોય તેમ, રણમાં વેગથી ઘૂમી રહ્યા.[૫૫]

આ પ્રમાણે એ બન્ને મહાત્મા વીરો રણસંગ્રામમાં યુદ્ધકાર્યમાં મચી રહ્યા હતા, તેવામાં એકાએક પોતાનાં* પુરાણાં આયુધો ગ્રહણ કરવાની પ્રેરણા તેમના મનમાં ઉભી થઈ.[૫૬] અને એવી પ્રેરણા થતાં વેંત જ, રણસંગ્રામમાં ખળભળાટ મચી રહ્યો હતો, તે દરમ્યાન આકાશમાંથી મોટાં, સુદૃઢ, તેજસ્વી, સર્પના જેવાં, નાશ કરનારાં, દિવ્ય આયુધો હેઠે પડ્યાં.[૫૭] તેમની પુંઠે જ રણમાં રાજાઓ અને સૈનિકોનું માંસ ખાવાને અતિશય આતુર થયેલાં, માંસ ખાનારાં પક્ષીઓનું રૂપ લઇને અન્ય આયુધો રણમાં હેઠાં ઉતર્યાં.[૫૮]† દિવ્ય પુષ્પોની માલાઓ ધારણ કરનારાં એ આયુધોએ આકાશમાંથી પડતાં પડતાં તથા તેજથી ચળકાટ મારતાં, ખેચર પ્રાણીઓમાં ત્રાસ ઉપજાવ્યો.[૫૯] સંવર્તક નામનો હળ, સૌનંદ નામનું મુશલ, ધનુષોમાં સૌથી ઉત્તમ શાર્ઙ્ગ નામનું ધનુષ, કૌમોદકી નામની ગદા, એ ચાર‡ વિષ્ણુનાં પ્રહાર કરવાનાં તેજસ્વી આયુધો, મહાન રણસંગ્રામમાં યુદ્ધ કરતા એ બે યાદવોના હાથમાં ઉતરી આવ્યાં.[૬૦–૬૧] સાત્વતોમાં શ્રેષ્ઠ એવા શ્રીમાન્ બલરામે, ધ્વજાના જેવો ઉંચો, સર્પોના નાયક વાસુકીની પેઠે સરરર સરકનારો, અને દિવ્ય માળાઓથી વિંટાયલો હળ પ્રથમ રણમાં ધારણ કર્યો. તે પછી શત્રુઓના આનંદને હરી લેનારુ તથા મુશલોમાં ઉત્તમ એવું સૌનંદ મુશલ ડાબા હાથમાં ઉપાડયું.[૬૨–૬૩] તે પછી વીર્યશાલી કૃષ્ણે મેઘના જેવી ગર્જના કરનારું અને સર્વ લોકોમાં જોવા યોગ્ય શાર્ઙ્ગ નામનું ધનુષ્ય હાથમાં ગ્રહણ કર્યું.[૬૪] જેમના અવતારનો હેતુ દેવો જાણતા હતા એવા અને કુમુદના જેવી આંખવાળા, શ્રીકૃષ્ણે બીજા હાથમાં કૌમોદકી નામની ગદા ધારણ કરી લીધી.[૬૫]

આવાં પ્રહારનાં દૈવી આયુધો ધારણ કરનાર, અને સાક્ષાત્ વિષ્ણુના બે દેહોની ઉપમાને યોગ્ય, વીર બલરામ અને ગોવિંદ એ શત્રુઓની સામે યુદ્ધ કરવા મંડ્યા.[૬૬] આયુધ ધારણ કરનારા, અન્યોન્યને આશ્રય આપનારા, મોટા અને નાના ભાઇના નામથી ઓળખાતા, બલરામ અને ગોવિંદ નામધારી, વસુદેવના બે વીર પુત્રો શત્રુઓને દબાવતા, ઈશ્વર પ્રમાણે પરાક્રમ દાખવતા, જાણે દેવો હોય તેમ, યુદ્ધમાં ઘૂમી રહ્યા.[૬૭–૬૮] એટલામાં કોપે ભરાયલા વીર બલરામ, સર્પોના રાજા વાસુકીના જેવો સરર ગતિવાળો હળ ઉગામી, જાણે શત્રુઓના અંતક(કાળ) હોય તેમ, રણસંગ્રામમાં સંચરવા લાગ્યા;[૬૯] અને તે વડે મહાત્મા ક્ષત્રિયોનાં વૃંદોને ખેંચી પાડી નાંખ્યાં, અને તેમના રથો, હાથીઓ તથા ઘોડાઓ ઉપર પોતાનો રોષ સફળ કરવા મંડ્યા.[૭૦] જાણે અસલ પર્વતોનું મંથન કરતા હોય તેમ, બલરામે હળથી ખેંચેલા અને મુસલના પ્રહારથી તાડેલા હાથીઓને કચડી નાંખ્યા.[૭૧] આમ રણસંગ્રામમાં બલરામના પ્રહારોથી વીંધાતા ક્ષત્રિય રાજાઓ ભયભીત થઇને જરાસંધની સમીપ શરણને અર્થે પહોંચી ગયા.[૭૨] એટલે ક્ષત્રિયોના ધર્મ યથાર્થ પાળનાર જરાસંધે તેમને કહ્યું કે, "હે રાજાઓ! તમે રણક્ષેત્રમાં ભીરુ અંતઃકરણવાળા થયા છો, તેથી તમારા આવા ક્ષત્રિય આચારને ધિક્કાર

* પોતાના મૂળ વિષ્ણુ અને શેષનાગના સ્વરૂપને યોગ્ય.

† મન્મથનાથ દત્તની પ્રતમાં જ નીચેનો અર્ધ શ્લોક છેઃ- "રાજાઓનું માંસ ખાવાને આતુર થયેલા રાક્ષસો એ આયુધોની પુંઠે પુંઠે આવ્યા."

‡ કૃષ્ણ અને બળરામ એ એક વિષ્ણુનાં બે ભિન્ન સ્વરૂપ ગણાય છે અને આ શ્લોકમાં જણાવેલાં પહેલાં બે આયુધ હળ અને મુશલ બલરામના અને ગદા તથા ધનુષ કૃષ્ણના હાથમાં આવ્યાં, એમ સમજવાનું છે.

છે.[૭૩] સુજ્ઞ પુરુષો એમ કહે છે કે, જો રથ વિનાના થયેલા અને હાર ખાધેલા યોધા સમરાંગણમાંથી પલાયન કરે, તો તેને ભ્રૂણહત્યાના* જેવું અસહ્ય પાપ લાગે છે.[૭૪] તો તમે કોનાથી ભય પામીને આમ રણમાંથી પાછા ફર્યા છો? તમારી આવી ક્ષત્રિય વૃત્તિને ધિક્કાર છે. માટે મારાં વચનથી ઉત્તેજન પામીને તમે સર્વે સત્વર રણભૂમિ તરફ પાછા સીધાવો.[૭૫] અથવા તો તમે અહીં તમારા રથો સાથે પ્રેક્ષકોની પેઠે ઉભા રહો, અને જુઓ કે એટલામાં તો હું રણમાં એ બે ગોવાળોને યમના ધામમાં કેવા મોકલાવી દઉં છું."[૭૬]

તે પછી જરાસંધનાં આવાં વચનોથી ઉશ્કેરાયલા તે સર્વે ક્ષત્રિયો હર્ષ પામી, બાણોની જાળો પ્રસારી અને યુદ્ધ કરવાને પાછા સજ્જ થયા.[૭૭] સોનાની ચમરી આદિ અલંકારવાળા ઘોડાઓ સાથે, મેઘોની પેઠે ગરગર ગર્જના કરતા રથો સાથે, તેમ જ મહાવતોથી દોરાતા, મેઘ જેવા પ્રચંડ હાથીઓ સાથે, રાજાઓ યુદ્ધ કરવા નીકળ્યા. તેમણે શરીરને રક્ષનારાં કવચો ધારણ કર્યાં હતાં; તરવારો અને ખડ્ગોથી સજ્જ હતા; તેમની પતાકાઓ અને ધ્વજાઓ ફરફરતી હતી; પ્રત્યંચા ચઢાવેલાં ધનુષો તેમણે ધારણ કર્યાં હતાં; બાણોનાં ભાથાં અને તોમરોથી સુસજ્જિત હતા; તેમને શિરે છત્ર ધરાયાં હતાં; વાહનોના વાહકો તેમની બરોબર તત્પર હતા; સુંદર ચામરો તેમને શિરે ઢળાતાં હતાં; આવા અનેક રીતે સજ્જ થયેલા મહીપતિઓ રણમાં આવી પહોંચ્યા અને વિશેષ પ્રકાશવા લાગ્યા.[૭૮–૮૦] આવા, ભારે ગદાઓ, ફેંકવાનાં આયુધો અને પદાર્થો, તથા હથોડાઓ સાથે, યોધાઓમાં ઉત્તમ અને યુદ્ધ કરવાને આતુર થયલા રથી યોધાઓએ યુદ્ધમાં ઝંપલાવ્યું.[૮૧]

તેટલા સમયમાં દેવોના આનંદમાં વૃદ્ધિ કરનાર કૃષ્ણ, ઉત્તમ પાંખવાળા ગરુડની ધ્વજાવાળા ઉત્તમ રથમાં બેસી તે સ્થળે આવી પહોંચ્યા, અને તેમણે આઠ બાણોથી જરાસંધને વીંધી નાંખ્યો તથા બીજાં પાંચ તીક્ષ્ણ શરોથી તેના સારથિને ભેદ્યો.[૮૨–૮૩] પછી વીર્યશાળી કૃષ્ણે મથી રહેલા જરાસંધના ઘોડાઓને રણમાં હણ્યા. તેટલામાં મહારથી ચિત્રસેન અને સેનાપતિ કૌશિકે જરાસંધને આમ સંકટમાં સપડાયલો જોઈ, કૃષ્ણને બાણોથી વીંધી નાંખ્યા. પછી યુદ્ધમાં મગ્ન થયેલા બલરામને કૈશિકે ત્રણ બાણથી ભેદ્યા.[૮૪-૮૫] એટલે બલદેવે રણમાં પોતાના ભાલાથી તેના ધનુષના બે કકડા કરી નાંખ્યા, અને વેગથી બાણોની વૃષ્ટિ વરસાવી, અન્ય શત્રુઓને પણ અતિશય પીડ્યા;[૮૬] અને સુવર્ણના ભૂષણવાળા બાહુથી ચારે કોર ઘણા વીરોને પણ ત્રાસ પમાડ્યો. એટલે ઉશ્કેરાયલા ચિત્રસેને તેમને સામાં નવ બાણથી ભેદી નાંખ્યા.[૮૭] પછી કૈશિકે પાંચ અને જરાસંધે પણ સાત બાણોથી તેમને વીંધ્યા. તેથી જનાર્દને તે દરેકને નારાચ જાતિના ત્રણ ત્રણ બાણથી ભેદી નાંખ્યા.[૮૮] વળી વીર્યશાલી બલદેવે પાંચ પાંચ તીક્ષ્ણ બાણોથી ચિત્રસેનના રથના ચૂરેચૂરા કરી નાંખ્યા.[૮૯] પછી તેમણે પોતાના ભાલાથી તેના ધનુષના બે કટકા કરી દીધા. આમ ધનુષ કપાઈ જવાથી તથા રથહીન થવાથી વીર્યવાન્ ચિત્રસેને ગદા ઉપાડી, અતિશય, ઉશ્કેરાઈ, મુસલરૂપી આયુધ ધરનારા બલદેવને હણવાની ઇચ્છાથી તેમની તરફ દોટ મૂકી. તેટલામાં તો મહાબલવાન્ જરાસંધે, ચિત્રસેનનો વધ કરવાને ઇચ્છતા અને તેના ઉપર નારાચ બાણો છોડતા બલરામનું ધનુષ કાપી નાંખ્યું.[૯૦–૯૧] પછી ક્રોધે ભરાયલા મગધ દેશના એ રાજાએ ગદાથી તેમના ઘોડાઓને પણ હણ્યા. વળી આ પ્રમાણે યુદ્ધ કરતાં એ મહાબળવાન્ શૂરવીર રાજા જરાસંધ પણ બલરામના ઉપર ધસી આવ્યો.[૯૨] એટલે મુસલ ઉપાડીને બલરામે પણ જરાસંધ તરફ દોટ મૂકી. આમ પરસ્પર વધ કરવાની ઇચ્છાવાળા આ બે યોધાઓ વચ્ચે યુદ્ધ મચ્યું.[૯૩] આ પ્રમાણે જરાસંધને બલરામ સાથે યુદ્ધ કરવામાં મગ્ન થયેલો જોઈને બીજા રથ ઉપર આરૂઢ થઈ હાથી અને બીજા મુખ્ય યોધાઓના ભારે સૈન્ય સાથે, ચિત્રસેન જરાસંધનું આસપાસથી રક્ષણ કરવા લાગ્યો. તે પછી બન્ને સેનાઓ વચ્ચે ઘોર સંગ્રામ મચી રહ્યો.[૯૪-૯૫]

એ દરમ્યાન મહાન્ સૈન્યથી વીંટળાયલો, મહાબળવાન્ જરાસંધ, બલરામ અને કૃષ્ણ જેમને મોખરે રહેલા હતા એવા ભોજવંશીય યોધાઓ ઉપર એકદમ તૂટી પડ્યો.[૯૬]† ત્યાં જાણે સમુદ્ર વિશેષ ખળભળી ઉઠ્યો હોય, તેમ એ બન્ને સૈન્યોના અન્યોન્ય ઉપરના ઘસારાથી ભારે ભયંકર અવાજ ગાજી ઉઠ્યો.[૯૭] હે રાજન્! બન્ને સૈન્યોમાં વાગતી હજારો વેણુઓ, ભેરીઓ, મૃદંગો અને શંખોમાંથી ભારે ધ્વનિ નીકળી રહ્યો.[૯૮] સર્વ પાસથી થતા સિંહનાદ, ભુજા તથા (થાપટથી) જાંઘ અફાળવાથી નીકળતા ધ્વનિ, પોકારો આદિથી એ આક્રોશ તુમુલ થઈ પડ્યો. ઘોડાની ખરીઓ અને રથની ધરીઓથી ઉછળવાને લીધે ધૂળનો વંટોળીઓ પસરી રહ્યો,[૯૯] અને ત્યાં મહાન્ શસ્ત્રો ધારણ કરનારા, હાથમાં ધનુષો ઉપાડનારા

* ગર્ભમાં રહેલા બાળકની હત્યા.

† ૪૧ મા શ્લોકમાં, રુક્મિને, ભોજવંશીઓનો રાજા કહ્યો છે અને અત્રે યાદવોમાં પણ ભોજવંશી યોધાઓ કહ્યા છે તથી એમ લાગે છે કે ભોજ નામની ઘણી જાતિઓ હોવી જોઇએ.

અને પરસ્પર ધુરકિયાં કરતા શૂરવીરો ખડે પગે ઉભા રહ્યા.[૧૦૦] એટલે હજારો રથીઓ, સારથિઓ, હાથીઓ અને અતિ બળવાન્ (અચલ પર્વત જેવા દીસતા) યોધાઓ ચારે કોર સામાસામી ઉછળી પડ્યા, અને જરાસંધના યોધાઓ વૃષ્ણિઓની સાથે પ્રાણની આશા છોડીને, દારુણ સંગ્રામ મચાવી રહ્યા.[૧૦૧-૨]

હે ભારત! ક્રોધે ભરાયલા શિનિ, અનાધૃષ્ટિ, બભ્રુ, વિપૃથુ અને આહુક, બલરામને મોખરે કરી, સૈન્યનો અર્ધો ભાગ સાથે લઈ, શત્રુના સૈન્યના દક્ષિણ ભાગ ઉપર ટૂટી પડ્યા. હે પ્રભુ! તે ભાગનું રક્ષણ ચેદિરાજ શિશુપાલ, જરાસંધ તથા વાયવ્ય કોણનું રક્ષણ મહાબળવાન્ શલ્વ તથા શાલ્વ આદિ રાજાઓ કરતા હતા. તેઓ પણ જીવવાની આશાનો ત્યાગ કરીને બાણોની વૃષ્ટિ વરસાવવા મંડ્યા.[૧૦૩-૫]

હે રાજેન્દ્ર! ત્યારે બીજી પાસ ક્રોધે ભરાયલા અવગાહ, કંક, પૃથુ, શતદ્યુમ્ન અને વિદૂરથ એ યાદવ નેતાઓએ હૃષિકેશને મોખરે કર્યા, અને સૈન્યનો બીજો ભાગ લઈને ભીષ્મક, મહાત્મા રુકમી, દેવક, મદ્રરાજા, તથા પૂર્વ અને દક્ષિણ પ્રદેશના ગુપ્ત પરાક્રમી અને સૈન્યોવાળા બીજા રાજાઓ જે ભાગનું રક્ષણ કરતા હતા, તે ઉપર ટૂટી પડ્યા. વિજળીના કડાકા જેવો અવાજ કરતાં શક્તિ, ઋષ્ટિ, પ્રાસ, અને બાણોની મુસળધાર વૃષ્ટિ વરસાવતા એ યોધાઓની વચ્ચે પ્રાણની પણ આશા છોડાવનારું એક ભયંકર યુદ્ધ મચી રહ્યું.[૧૦૬-૮] વળી મોટા સૈન્ય સાથે સાત્યકિ, ચિત્રક, શ્યામ, વીર્યવાન્ યુયુધાન, રાજા અધિદેવ, મૃદુર, મહારથી શ્વફલ્ક, સત્રાજિત્ અને પ્રસેને પશ્ચિમ દેશના અને બલમાં ઉત્કૃષ્ટ, મૃદુર, વેણુદારી, ધૃતરાષ્ટ્રના પુત્રો* આદિ બહુ બહુ રાજાઓથી રક્ષાયલા, શત્રુના અર્ધા સૈન્યના વ્યૂહ સાથે રણસંગ્રામ મચાવ્યો.[૧૦૯-૧૧]

**इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'यादवो अने मागधोनुं युद्ध ' ए नामनो अध्याय ३५ मो संपूर्ण**

---

## અધ્યાય ૩૬ મો

## જરાસંધનું પલાયન

**वैशंपायन उवाच—**

**ततो युद्धानि वृष्णीनां बभूवुः सुमहांत्यथ ॥**
**मागधस्य महामात्रैर्नृपैश्चैवानुयायिभिः ॥ १ ॥**

વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય! તે પછી વૃષ્ણિઓ અને મગધ દેશના રાજા જરાસંધના મહાન્ સેનાપતિઓ, અને અનુયાયી રાજાઓની વચ્ચે અતિશય ભારે રણસંગ્રામો મચી રહ્યા.[૧] હે ભરતવંશમાં ઉત્તમ રાજા! રુક્મિ સાથે વાસુદેવનું, ભીષ્મક સાથે આહૂકનું, ક્રથ સાથે વસુદેવનું, કૈશિક સાથે બભ્રુનું, ગદ સાથે ચેદિરાજ શિશુપાલનું, શંકુ સાથે દંતવક્ત્રનું, અને તે જ પ્રમાણે શત્રુ પક્ષના અન્ય વીર મહાત્મા રાજાઓ સાથે વૃષ્ણિવીરોનાં સૈન્યોના સમતોલ સૈનિકોનું દારુણ દ્વંદ્વ યુદ્ધ સત્તાવીસ દિવસ સૂધી ચાલ્યું.[૨-૪] વળી હે નૃપ! હાથીવાળા યોધાઓ હાથીવાળાઓની સાથે, અશ્વ ઉપર આરૂઢ થયેલા યોધાઓ અશ્વવાળાઓની સાથે, પગપાળાઓ પગપાળાની સાથે, રથીઓ રથી સાથે, એમ સમાન વાહનવાળા યોધાઓનાં દ્વંદ્વો એવાં તો મચી રહ્યાં કે, તેઓ એકમેક થઈ ગયા; (અર્થાત્ શત્રુ અને મિત્ર પક્ષના વર્તાઈ શક્યા નહીં.)[૫] જાણે મહેન્દ્ર અને વૃત્રાસુર વચ્ચે યુદ્ધ ચાલી રહ્યું હોય, તેમ બળરામ અને જરાસંધ વચ્ચે અંગનાં રુવાડાં ઉભાં કરે એવું દારુણ દ્વંદ્વ યુદ્ધ મચી રહ્યું.[૬] રુક્મિણીની લાગણીને લક્ષમાં રાખી,† કૃષ્ણે રુક્મિને હણ્યો નહીં, પરંતુ તેનાં પ્રજ્વળતા સૂર્ય જેવાં અને સર્પોના વિષની ઉપમાને યોગ્ય બાણોને પોતાની કુશળતાથી પાછાં હઠાવી કાઢ્યાં. આમ તે બન્નેનાં સૈન્યોના ઓઘેઓઘનો અતિશય ભારે સંહાર વળ્યો.[૭-૮] હે રાજન્! આમ વિનાશ પામતી એ બંને સેનાઓના માંસ અને લોહિનો કીચડ જામી રહ્યો; અને આ રણસંગ્રામમાં યોધાઓની સંખ્યામાં વૃદ્ધિ કરનારાં ધડ વિનાનાં અસંખ્ય‡ શરીરો ચારે કોર ખડાં થઈ ગયાં. રથી બલરામે સર્પના વિષ જેવાં ઝેરી બાણોથી જરાસંધને છાવરી દીધો અને તેની તરફ ધસ્યા, એટલે એ વીર મગધરાજ પણ શીઘ્રગતિવાળા રથમાં વેગ સાથે તેમની તરફ ધસી આવ્યો.[૯-૧૧] આમ અન્યોન્યને વિવિધ પ્રકારનાં અસ્રોથી વારંવાર વીંધતા વીંધતા તે બન્ને વીરો સિંહનાદ કરવા મંડ્યા; પરંતુ આખરે તેમનાં શસ્રો ખૂટી ગયાં, તેઓ રથ વિનાના થયા અને તેમના ઘોડાઓ તથા સારથિ પણ હણાયા.[૧૨] એટલે એ બન્ને પરાક્રમી વીરો, હાથમાં ગદા ઉપાડી અન્યોન્યના તરફ ધસી ગયા, અને તેમણે ભૂમિને કંપાવતાં પોતપોતાની ગદા પ્રહાર માટે

---

* 'પશ્ચિમ દેશના અને બલમાં ઉત્કૃષ્ટ ધૃતરાષ્ટ્રના પુત્રો' (प्रतीच्यैश्च बलोदग्रैर्धार्तराष्ट्रैश्च पालित) એ પાઠ કાશીની, બંગાળાની તથા મન્મથનાથની પ્રતિઓમાં છે, અને મરાઠી તથા મુંબઈની પ્રતિમાં નથી.

† આ વચનથી એવો ભાસ થાય એમ છે કે, કૃષ્ણે રુક્મિણીનું હરણ આ યુદ્ધ પૂર્વે કરેલું હશે. પરંતુ વસ્તુતઃ તેમ નથી. એટલે કૃષ્ણે ભવિષ્યમાં રુક્મિણીહરણના થનારા પ્રસંગ ઉપર લક્ષ રાખીને રુક્મિણીના ભાઈ રુક્મિને જતો કર્યો, એવો આ વચનનો આશય લેવાનો છે.

‡ લાખ મનુષ્યોનો વધ થતાં એક ધડ વિનાનું શરીર ઉભું થાય એવી માન્યતા છે. અહીં અસંખ્ય ધડ ઉભાં થયાં એમ કહેવાનો આશય છે, કે કેટલાં મરાયા તેની પણ ગણત્રી કાઢી શકાય એમ નથી.

ઉગામી.[૧૩] (આ વેળા) તે બન્ને મહાત્માઓ શિખરોવાળા પર્વત જેવા પ્રચંડ દીસતા હતા. આ બે મોટી ભુજાવાળા અને ગદાયુદ્ધમાં વિખ્યાત થયેલા વીરોને ક્રોધે ભરાઈ અન્યોન્ય તરફ ધસી યુદ્ધ કરતા જોઈને અન્ય યોદ્ધાઓનાં યુદ્ધો અટકી પડ્યાં. (અર્થાત્ સર્વે યોદ્ધાઓનું લક્ષ તેમના દ્વંદ્વયુદ્ધમાંજ રોકાયું.)[૧૪] આ બન્ને યોદ્ધાઓ ગદાયુદ્ધમાં પરમ આશ્ચર્યરૂપ હતા, તથા લોકોમાં મહાબલવાન્ તરીકે સુવિખ્યાત હતા. તે બન્ને જાણે મદમત્ત હાથી હોય તેમ રણસંગ્રામમાં એકમેક સાથે યુદ્ધ મચાવી રહ્યા.[૧૫] એટલે ગંધર્વો સાથે દેવો, મહર્ષિઓ સાથે સિદ્ધો, તેમ જ અપ્સરાઓ ચારે કોરથી હજારોની સંખ્યામાં ત્યાં જોવાને આવી પહોચ્યાં.[૧૬] હે રાજન! એ રણભૂમિ આ પ્રમાણે દેવ, યક્ષ, ગંધર્વ અને મહર્ષિઓથી અલંકૃત થવાને લીધે, આકાશ જેમ પ્રકાશમય વ્યક્તિઓના સમૂહોથી શોભે તેમ, વિશેષ ઝળહળી રહી.[૧૭] એટલામાં મહાબળવાન્ જરાસંધ ડાબી બાજુના ચક્રાવો લઈ બલરામ તરફ ધાયો, ત્યારે ત્વરાથી બલરામે જમણી બાજુના ચક્રાવો લીધો અને ઉલટા તેના ઉપર ધસ્યા.[૧૮] તે પછી લઢનારા હાથીઓ જેમ દંતુશળથી અન્યોન્યને પ્રહાર કરે તેમ, ગદાયુદ્ધમા કુશળ આ બે યોદ્ધાઓ સિંહનાદથી દશે દિશાઓ ગર્જાવતા અન્યોન્યને ગદાનો પ્રહાર કરતા હતા.[૧૯] રણમાં જરાસંધના ચરણ ઉપર બલરામની ગદાનો પ્રહાર થતાં જાણે વજ્રના આઘાતથી ચીરાતા પર્વતના જેવો પ્રચંડ ધ્વનિ સંભળાતો.[૨૦] તેથી ઉલટું પવન જેમ વિંધ્યાચલ પર્વતને કંપાવી શકતો નથી, તેમ જરાસંધના હાથમાંથી વિછૂટેલી ગદા ગદાધારીઓમાં શ્રેષ્ઠ બલરામને કિંચિત પણ કંપાવી શકી નહીં.[૨૧] મગધરાજ જરાસંધે પણ પોતાના વીર્યના પ્રભાવને લીધે ધૈર્ય અને મહાન કુશળતાથી બલરામની ગદાના વેગ સહન કરી લીધો, અને તેનું નિવારણ પણ કર્યું.[૨૨] હે શત્રુને દમનાર જનમેજય! આ પ્રમાણે આ રણસંગ્રામમાં આ બે મહાબલવાન્ યોદ્ધાઓ યુદ્ધ કરતા હતા, અને ચિત્રવિચિત્ર પ્રકારના દાવપેચના ચક્રાવાઓ લેઈ રહ્યા હતા.[૨૩]

આ પ્રમાણે દીર્ઘ સમય સૂધી વિવિધ દાવપેચ ખેલતાં તે બન્ને થાકી જતા ત્યારે ઉભા રહેતા, અને મુહૂર્ત સૂધી વિશ્રામ લઈને પાછા અન્યોન્ય ઉપર પ્રહાર કરવા મંડતા.[૨૪] આમ યોદ્ધાઓમાં મુખ્ય, આ બે વીરો એકમેકથી ગાંજ્યા ન જતાં લાંબા સમય સૂધી યુદ્ધ ચલાવ્યે જ ગયા, અને બન્નેમાંથી કોઈ પણ યુદ્ધથી વિમુખ થયો નહીં.[૨૫] પછી, વીર્યશાલી બલરામે ગદાયુદ્ધમાં જરાસંધને વિશેષ પ્રવીણ જોઈને, ક્રોધે ભરાઈ ગદાનો ત્યાગ કર્યો અને ઉત્તમોત્તમ મુસલ ઉપાડયું.[૨૬] મહાન, રણસંગ્રામમાં કોપેલા બલરામના હાથમાં આમ અમોઘ બલ અને ભયંકર દેખાવવાળા મુસલને ઉગામાયલું જોઈને અંતરીક્ષમાંથી, લોકને સાક્ષી કરનારી, મીઠા સ્વરવાળી, દિવ્ય આકાશવાણીએ હલાયુધ બલરામને કહ્યું કે, "હે બલરામ! તારે હાથે કાંઈ મગધરાજનો વધ થવાનો નથી. માટે તેથી તારે શોક કરવો નહીં. તેનું મૃત્યુ કયી રીતે થશે, તે હું જાણું છું તેટલા માટે, હે સાધુ! તું હવે તેની સાથેના યુદ્ધથી વિરમ. થોડા જ સમયમાં જરાસંધ પ્રાણનો ત્યાગ કરશે."[૨૭-૨૯]

જરાસંધ આવી આકાશવાણી સાંભળી મનમાં તરત ખિન્ન થયો, અને હલાયુધ બલરામે પણ તે પછી તેના ઉપર ફરી પ્રહાર કર્યો નહીં.[૩] હે મહારાજ! ગદાયુદ્ધ કરતાં તે બન્ને આમ વિરમ્યા, એટલે વૃષ્ણિઓ અને જરાસંધના પક્ષના રાજાઓએ પણ તેમ કર્યું. એટલે હે મહારાજ! દીર્ઘ કાલ સૂધી વિના પ્રતિબંધે એકબીજાનો સંહાર કરી નાંખનારુ અતિશય દારુણ યુદ્ધ પણ અટકયું.[૩૧] અંતે હાર ખાઈને મહીપતિ જરાસંધ રાજાએ પલાયન કર્યું, અને સૂર્ય અસ્ત પામ્યો, એટલે કૃષ્ણથી સારી રીતે સંરક્ષણ કરાયલા મહાબલવાળા યાદવોએ રાત્રિએ તેની પુંઠ પકડી નહીં. પરંતુ પોતાનો હેતુ સિદ્ધ થવાથી, હર્ષ પામી પોતાનું સૈન્ય સમેટી મથુરાપુરીમાં પ્રવેશ કર્યો, અને તે જ વખતે દિવ્ય આયુધો જેવી રીતે આકાશમાંથી (કૃષ્ણ અને બલરામના હાથમાં) પડ્યાં હતાં, તેવી જ રીતે પાછાં અંતર્ધાન થઈ ગયાં.[૩૨-૩૪] જરાસંધ રાજા પણ ખિન્ન મનવાળો થઈને પોતાની રાજધાની તરફ સીધાવ્યો, અને જે સર્વ રાજાઓ તેની પુંઠે આવ્યા હતા, તેઓ પાતપોતાના રાજ્યમાં ચાલ્યા ગયા.[૩૫]

હે કુરુશ્રેષ્ઠ! જરાસંધ રાજા અતિ બલવાન્ હતો. એટલે જો કે તેના ઉપર આ સમયે વૃષ્ણિઓએ જય મેળવ્યો, તથાપિ તેઓ (વૃષ્ણિઓ) પણ પોતાને કેવળ અજિત માની શકયા નહીં.[૩૬] આવા અઢાર સંગ્રામો જરાસંધ અને યાદવો વચ્ચે ચાલ્યા, પણ મહાબલવાન્ યાદવો તેને રણમાં હણવાને સમર્થ થયા નહીં.[૩૭] કારણ, હે મહા બુદ્ધિમાન! રાજા જરાસંધના હિતને અર્થે જે સેના તેની સાથે આવી હતી, તે વીસ અક્ષોહિણી હતી;[૩૮] અને હે ભરતશ્રેષ્ઠ! હે રાજેન્દ્ર! વૃષ્ણિઓની સંખ્યા અલ્પ હોવાથી બૃહદ્રથના પુત્ર જરાસંધ અને તેની સાથે આવેલા રાજાઓને હાથે તેમને આવી શેહ ખમવી પડતી હતી.[૩૯] છેવટે કૃષ્ણથી રક્ષાયલા યાદવોએ ઉદ્યમ કરીને જ રણમાં મહીપતિ જરાસંધને

હરાવ્યો અને મહારથી વૃષ્ણિવીરો સુખચેનથી વિહાર કરવા મંડ્યા.[૪૦]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'जरासंघनुं पलायन' ए नामनो अध्याय ३६ मो संपूर्ण

## અધ્યાય ૩૭ મો

### વિકદ્રુનું વચન અને યાદવોની ઉત્પત્તિનો વૃત્તાંત

वैशंपायन उवाच—

स कृष्णस्तत्र बलवान्रौहणेयेन संगतः ॥
मथुरां यादवाकीर्णां पुरीं तां सुखमावसत् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! (આ પ્રમાણે યુદ્ધપ્રસંગમાં ઉતરેલા) બલવાન્ કૃષ્ણ રોહિણીના પુત્ર બલરામની સાથે યાદવોથી છવાયલી મથુરાંપુરીમાં સુખથી વસવા લાગ્યા[૧] યૌવનાવસ્થાથી ખીલતા દેહથી અને રાજશ્રીથી પ્રકાશતા સમર્થ વીર કૃષ્ણે સમુદ્રની પેઠે શોભતી આ મથુરાપુરીમાં વિચરવા માંડ્યું[૨]* આમ કેટલોક કાળ વીતતાં પ્રતાપી જરાસંધ રાજાને તેની બે પુત્રીઓએ કંસના વધનું ફરીફરી સ્મરણ કરાવવા માંડ્યું અને યુદ્ધ કરવાને તેને વારંવાર ઉશ્કેર્યા કર્યો.[૩] આ પ્રમાણે થવાથી તે જરાસંધ અને યાદવોની વચ્ચે સત્તર રણસંગ્રામો ચાલ્યા, પરંતુ એ મહારથી યાદવો તેને રણમાં હણવાને સમર્થ થઈ શક્યા નહી.[૪] તે પછી શ્રીમાન્ મગધરાજે ચાર અંગવાળી સેના લઇને ફરીથી યાદવોસાથે અઢારમી વખત સંગ્રામ મચાવવાનો સમારંભ આદર્યો.[૫] પહેલાંની હારોથી લજ્જા પામવાથી ફરીથી કૃષ્ણનો વધ કરવાની ઇચ્છાથી પ્રેરાઈ, બલવાન્, શ્રીમાન્, પાકશાસન(ઇન્દ્ર)સમાન પરાક્રમી રાજગૃહ(મગધ)ના રાજા બૃહદ્રથના પુત્ર જરાસંધે ઘણું મોટું સૈન્યસાધન સજ્જ કર્યું અને રણમાં આવી ચઢ્યો.[૬-૭] આમ મગધરાજને રણમાં પાછો આવેલો જાણીને જરાસંધના ભયથી પીડા પામતા સર્વે યાદવો એકઠા થયા અને હવે શું કરવું, તે સંબંધી વિચાર કરવા લાગ્યા.[૮] તે વેળા નયશાસ્ત્રમાં પારંગત, મહાતેજસ્વી વિકદ્રુએ, રાજા ઉગ્રસેન સાંભળે એમ, કમલપત્ર સમાન વિશાળ આંખવાળા કૃષ્ણને નીચે પ્રમાણે વચનો કહ્યાં :-[૯]

"હે તાત! હે ગોવિંદ! આ યાદવકુલની ઉત્પત્તિનો વૃત્તાંત તું સાંભળ. આ વૃત્તાંત કહેવાનો યોગ્ય સમય આવ્યો છે, એટલે હું તે તને કહું છું અને તે સાંભળ. પછી જો તને મારુ કહેવું યોગ્ય લાગે તો તું તે પ્રમાણે કરજે.[૧૦] પોતાનું આત્મસ્વરૂપ જાણનારા વ્યાસે પૂર્વે મને આ યાદવવંશની ઉત્પત્તિ જેવી રીતે કહી છે, તેવી રીતે તને તે હું (આ પ્રમાણે) સંપૂર્ણ કહું છુંઃ-[૧૧]

"મનુના વંશમાં ઇક્ષ્વાકુથી ઉત્પન્ન થયલો શ્રીમાન્ હર્યશ્વ નામનો રાજા હતો. તે મહેન્દ્રના જેવા પરાક્રમી અને સુવિખ્યાત હતો.[૧૨] મધુ દૈત્યની પુત્રી મધુમતી તેની પ્રાણપ્રિય પત્ની હતી, અને જેમ ઇન્દ્રની સ્ત્રી શચી શોભે તેમ તે શોભતી હતી.[૧૩] તે યુવાવસ્થાના ગુણો(લક્ષણો)થી યુક્ત હતી અને જગતમાં રૂપમાં તેની બરોબરી કરી શકે એમ કોઈ ન હતું. તે રાજાના સર્વે મનોરથ પૂર્ણ કરે એવી હતી, તેથી તેને તે પ્રાણ કરતાં પણ વિશેષ વહાલી હતી.[૧૪] તે દાનવોના પતિના કુલમાં જન્મી હતી;† તેના નિતંબ ઘાટદાર હતા; અને તે ઇચ્છા પ્રમાણે રૂપ ધરતી હતી; એકપતિવ્રતને પાળતી હતી. આકાશમાં વિચરનારી રોહિણી‡ જેમ ચન્દ્રને કામવશ કરે, તેમ એ કામિનીએ ઇક્ષ્વાકુ કુલના અગ્રણી હર્યશ્વને કામાસક્ત કર્યો.[૧૫] હે માધવ! એક સમયે એ વિશ્વાસુ હર્યશ્વને તેના જ્યેષ્ઠ ભાઇએ રાજ્યમાંથી દેશવટો દીધો, તેથી તેણે અયોધ્યાનો પૂરેપૂરો ત્યાગ કર્યો. તે સમયે તેની સાથે પરિવાર અલ્પ હતો. હિત અને સમયને જાણનાર, અને કમલ સમાન આંખવાળો એ હર્યશ્વ પોતાની પ્રિય સ્ત્રી મધુમતી સાથે વનમાં ક્રીડા કરતો હતો.§ એક સમયે રાજ્યમાંથી કાઢી મૂકાયલા પોતાના પતિ હર્યશ્વને કમલના જેવાં લોચનવાળી મધુમતીએ નીચેનું વચન કહ્યું:-[૧૬-૧૮]

'હે નરશ્રેષ્ઠ! આમ આવો, અહીં પધારો, અને ફરી રાજ્ય સંપાદન કરવાની અભિલાષાને તજી દ્યો. હે વીર! ચાલો આપણે બન્નેય મારા પિતા મધુને ઘેર જઇએ.[૧૯] ત્યાં ઇચ્છા અનુસાર ફલ અને પુષ્પ આપનારાં વૃક્ષોવાળું રમ્ય મધુવન છે. એ વનમાં જાણે આપણે સ્વર્ગમાં ગયાં હોઇએ, તેમ ક્રીડાઓ ખેલીશું.[૨૦] હે રાજન્! તમે મારા પિતાના પ્રિયપાત્ર છો, અને મારી માતાને પણ વહાલા છો, તેમ મારા પ્રિય(હિત)ને સાધનારો મારો ભાઈ લવણ પણ તમારી ઉપર વિશેષ પ્રીતિ

* આ બે શ્લોકો તેત્રીસ અને ચોત્રીસમા અધ્યાયના આરંભમા આવેલા છે અને અહીં તેની પુનરુક્તિ છે, પરંતુ આવી પુનરુક્તિ સર્વે પ્રતિઓમાં થયલી છે.

† બે પ્રતમાં આ પાઠ છે:-वनजाक्षी रतिपूरुया ભુરાં કમલ જેવી આંખોવાળી અને રતિકાર્યમાં નિપુણ.

‡ ચંદ્રની પ્રિય પત્ની રોહિણી-નક્ષત્ર

§ અહીં કાશી અને બંગાળાની પ્રતિઓનો પાઠ લીધો છે. મુંબઈની પ્રતિમાં નીચેનો અશુદ્ધ પાઠ છે:-રેમે समत्य कालज्ञः प्रोवाच कमलेक्षणः અહીં પ્રોવાચ શબ્દ નકામો છે; કારણ ખરી રીતે ૧૯ મા શ્લોકથી કમલલોચન રાજા નહીં, પણ મધુમતી વાત કહે છે; એટલે પ્રિયયા શબ્દ જોઇએ અને તે જ રેમે સાથે સંગત થાય છે.

ધરાવે છે.[21] ત્યાં આપણે જાણે આપણી રાજ્યગાદી ઉપર જ હોઇએ તેમ સાથે સાથે રહી, ઇચ્છા પ્રમાણે વિચરી ક્રીડા કરીશું. હે નરશ્રેષ્ઠ! નંદનવનમાં દેવો સીધારે, તેમ આપણે પણ ત્યાં જઇને જાણે અમરા પુરીમાં જ હઇએ તેમ વિહાર કરીશું; માટે ચાલો ત્યાં, તમારું કલ્યાણ થાઓ.[22] હે મહારાજ! આપણ બન્નેનો નિત્ય દ્વેષ કરનારા, રાજ્યમદથી મદાંધ થયલા, તમારા અભિમાની ભાઈને આપણે તજી દઇએ.[23] આવા નિંદાપાત્ર, સેવક સમાન, અને પારકાના આશ્રયને અધીન નિવાસને ધિક્કાર છે. તો હે વીર! ચાલો આપણે બન્ને સાથે મારા પિતાને ગૃહે જઇએ."[24]

"હે કૃષ્ણ! પોતાના મોટા ભાઈ તરફની સારી નિષ્ઠાથી પ્રેરાવાને લીધે (સસરાના બલથી) નાશ કરવાની તેની ઇચ્છા ન હતી, એટલે કામથી પીડાતા એ રાજા હર્યશ્વને પોતાની પત્નીનું આ વચન રુચતું આવ્યું.[25] એટલે કામી પુરુષોમાં સર્વોપરી, હર્યશ્વ રાજા પોતાની કામિની પત્ની સાથે મધુપુર ગયો.[26] ત્યાં દાનવોના પતિ મધુએ સામનીતિથી* તેને આવાં વચન કહ્યાં:–

હે વત્સ હર્યશ્વ! તું ભલે અહીં આવ્યો. તારા દર્શનથી હું પ્રસન્ન થયો છું.[27] હે રાજેન્દ્ર! મધુવન વિના આ મારું જે સર્વ રાજ્ય છે તે હું તને અર્પણ કરુ છું, માટે તેનો સ્વીકાર કરી તું અહીં નિવાસ કરજે.[28] આ વનમાં (મારો પુત્ર) લવણ તને સહાય કરશે અને તારા શત્રુઓનો નિગ્રહ કરવામાં તે તારો સૂત્રધાર થશે.[29] સમુદ્રારૂપી સીમાઓથી શણગારાયલા આ રાજ્યનું તું રક્ષણ કરજે. તે ગાયોથી સમૃદ્ધ છે, શોભાથી યુક્ત છે અને ગોવાળોથી ભરપૂર છે.[30] હે તાત! જો તું અહીં વસીશ, તો આ કિલ્લો પર્વતોમાં આવેલું એક મોટું નગર બની જશે, અને આ રાજ્ય વિશાળ પ્રદેશવાળું અને રાજાઓના નિવાસને યોગ્ય સુરાષ્ટ્ર બનશે.[31] સમુદ્રને તીરે આવેલો આ પ્રદેશ ઉપદ્રવ-(રોગચાળો, દુષ્કાળ વગેરે)થી રહિત થશે અને આ વિશાળ અને મોટું રાજ્ય આનર્તના નામથી ઓળખાશે.[32] હે પૃથ્વીપતિ! આ સર્વ કાલના યોગે કરીને થશે એમ હું માનું છું; તેથી પૃથિવીપતિને યોગ્ય ઉત્તમ વ્રત ધારણ કરીને યોગ્ય સમય પર્યંત તું અહીં રહે.[33] યથાયોગ્ય સમયે તારો વંશ યયાતિથી ઉત્પન્ન થયલા યદુવંશ સાથે સંધાઈ જશે. જો કે તારો વંશ સૂર્યથી નિર્માણ થયલો છે, છતાં તે સોમવંશની એક શાખારૂપ થશે;† અર્થાત્ સૂર્યવંશથી ચ્યુત થઈ તે સોમવંશી થશે.[34] હે તાત! મારો આવો મનોરથ છે કે, આ ઉત્તમ રાજ્યપ્રદેશ તને સોંપવો. તે પછી હું તપ કરવાને અર્થે લવણાલય નામના સાગરમાં જઇશ.[35] હે તાત! તું લવણની સાથે સંયુક્ત થઈને તારા પોતાના વંશની વૃદ્ધિને અર્થે મારા આ અખિલ ઉત્તમ રાજ્ય પ્રદેશનું પાલન કરજે.'[36]

'ભલે તમે લવણસાગરમાં જાઓ' એમ કહી, હર્યશ્વે તે પુરીનો સ્વીકાર કર્યો; અને એ મધુ દૈત્ય તપના નિવાસસ્થાન લવણાલયમાં ગયો.[37] અમર-(દેવ)ની ઉપમાને તુલ્ય, મહાતેજસ્વી, હર્યશ્વે નિવાસને અર્થે, એ દિવ્ય ઉત્તમ ગિરિવરની મધ્યે એક પુરી વસાવી.[38] આ આનર્ત નામનું રાજ્ય થોડા જ સમયમાં અસંખ્ય ગોધનોથી યુક્ત અને સમૃદ્ધ થઈ સુરાષ્ટ્ર (સારું રાજ્ય) બની ગયું.[39] સમુદ્ર કાંઠાવાળા પ્રદેશમાં આ રાજ્ય સમુદ્રતટ અને વનોથી વિશેષ શણગારાયલું હતું. તે વિવિધ ધાન્યનાં ક્ષેત્રોથી પરિપૂર્ણ, ચિત્રવિચિત્ર શોભાવાળું અને કિલ્લા તથા અનેક ગામોથી ભરપૂર હતું.[40] રાજ્યની વૃદ્ધિ કરનાર અને પ્રજાના આનંદને વધારનાર હર્યશ્વ રાજાએ, રાજાને યોગ્ય ધર્મથી તથા યશ મળે એવા ઉપાયોથી આ સમૃદ્ધ પ્રદેશ ઉપર રાજ્ય ચલાવવા માંડયું.[41] એ

* થાપડ થાપડ કરવાની શાંતિની-નીતિ.

† આ રીતે અવાંતર વંશાંતર કેમ થાય, એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉઠે છે. ટીકાકાર નીલકંઠ એ વંશાવલિ અને તેનો ખુલાસો નીચે પ્રમાણે આપે છે:-ચન્દ્રવંશનો યયાતિ, તેનો યદુ, તેનો ક્રોષ્ટુ, તેનો દેવમીઢ, તેનો શૂર, તેનો વસુદેવ અને વસુદેવનો કૃષ્ણ. આ વંશાવલિ અગાઉ હરિવંશ પર્વમાં યયાતિના વંશવર્ણનમાં કહેવાયલી છે. વળી સૂર્યવંશીય હર્યશ્વ, તેનો યદુ, તેનો માધવ, તેનો સાત્વત્, તેનો ભીમ, તેનો અંધક, તેનો રૈવત્, તેનો ઋત્, તેનો વિશ્વગર્ભ, તેનો વસુ, તેનો વસુદેવ અને વસુદેવનો કૃષ્ણ એવી બીજી વંશાવલિ પણ અગાઉ આપેલી છે. હવે પહેલી વંશાવલિ પ્રમાણે વસુદેવ ચન્દ્રવંશીય યદુથી પાંચમો, અને બીજી વંશાવલિ પ્રમાણે સૂર્યવંશીય હર્યશ્વના પુત્ર યદુથી દશમો આવે છે. એક જ ગ્રંથમાં આમ બે જૂદી જૂદી વંશાવલિ હોવાથી 'કલ્પભેદ'ના કારણે આવો ક્રમભેદ છે એવું તેનું સમર્થન થઈ શકશે નહીં. તેથી ટીકાકાર જણાવે છે, કે યદુ જોકે ચન્દ્રવંશીય હતો છતા તે યોગબલથી સૂર્યવંશને પોતાનામાં ખેંચી લાવ્યો. (સમર્થન માટે ૪૪ મા શ્લોકની ટીકા જુઓ.) અર્થાત્ તેણે સૂર્યવંશમાં આવિર્ભાવ પામી ચંદ્રવંશ તથા સૂર્યવંશને બન્નેને એક કર્યા. જેમ બ્રહ્માના માનસ પુત્ર વસિષ્ઠ, કોઈ નિમિત્તથી મિત્રાવરુણથી જન્મ પામ્યા, તેથી કાંઈ તેનું વસિષ્ઠપણું જેમ હણાયું નહીં, તેમ લીલાવશાત્ યદુના સંબંધમાં થયું. વસુદેવના સંબંધમાં પણ આ સિદ્ધાંત લાગુ પડે છે. વળી બીજું એ સમાધાન છે, કે યાદવોમાં દેવતાપણું હતું, એટલે એક જ સમયે બન્ને વંશમાં યદુનો તેમ જ વસુદેવનો અંશ ઉતર્યો. આ સંબંધમાં બે પ્રસિદ્ધ શ્લોક છેઃ–

नामरूपे असत्यज्य यदुर्हर्यश्वतोऽभवत् ।
स्वरूपेण वसुर्नाम शूरोऽभूद्विश्वगर्भतः ॥
यदुद्युम्नयाम्नौ जातौ वंशौ बहु विधाततौ ।
द्विनाम्नि वसुदेवाय पितृतीर्थे च संगतौ ॥

મહાત્મા હર્યશ્વની શુભ રાજ્યનીતિથી તેનું આ રાજ્ય રાજ્યને યોગ્ય ગુણોથી સંપન્ન તથા અન્યથી ચળે નહીં એવું થઈ વિશેષ વૃદ્ધિને પામ્યું.[૪૨] આમ રાજ્ય ચલાવતા અને રાજાના કર્તવ્યથી શોભતા રાજા હર્યશ્વે પોતાનાં આચરણ અને રાજ્યનીતિના પ્રતાપથી પોતાના (સૂર્યવંશીય) કુલને યોગ્ય લક્ષ્મી સંપાદન કરી.[૪૩] પુત્રની કામનાવાળો બુદ્ધિમાન્ હર્યશ્વ પવિત્ર વ્રતો આચરતો હતો,* તે સમયમાં તેને મધુમતીથી યદુ નામનો મહાયશસ્વી પુત્ર ઉત્પન્ન થયો.[૪૪] દુંદુભીના જેવા સૂરવાળો, રાજાનાં લક્ષણોથી સંપન્ન, સ્પર્ધાવાળા શત્રુઓથી અજિત અને મહાતેજસ્વી યદુ વૃદ્ધિ પામ્યો.[૪૫] આ પ્રમાણે હર્યશ્વને, તેના પૂર્વજ વિશેષ મહાયશસ્વી પૂરુ રાજાના જેવો, રાજાનાં લક્ષણોથી પૂજાતો યદુ નામનો પુત્ર થયો.[૪૬] યદુ મહાત્મા હર્યશ્વનો એકનો એક પુત્ર હતો. તે પૃથ્વીનો પતિ પરમ સુંદર, પ્રચંડ તેજસ્વી હતો.[૪૭] કંઈ પણ અલવલ પહોંચ્યા વિના હર્યશ્વે દશ હજાર વર્ષ સૂધી રાજ્ય કર્યું, અને પછી પૃથ્વીમાં રાજધર્મમાં અદ્વિતીય ગણાતો હર્યશ્વ રાજા સ્વર્ગે સીધાવ્યો.[૪૮] એટલે તે પછી પ્રજાએ પરાક્રમી યદુને રાજ્યાભિષેક કર્યો. પિતાનાં મરણ પછી શ્રીમાન્ યદુ ક્રમ અનુસાર સૂર્ય પ્રમાણે ઉદય પામવા લાગ્યો.[૪૯] અને ઇન્દ્રસમાન† યદુ રાજાએ તસ્કરોના ભયમાંથી વિશેષે કરીને શાંતિ પમાડેલી આ પૃથ્વી ઉપર રાજ્ય ચલાવ્યું; એ યદુથી આપણે સર્વે યાદવો ઉત્પન્ન થયા છીએ.[૫૦]

"હે કૃષ્ણ! એ યદુ રાજા એક દિવસે, જાણે તારાઓ સાથે ચન્દ્ર ક્રીડા કરતો હોય તેમ, ગુણોમાં ઉદાર દારાઓની સાથે મહાન્ સમુદ્રમાં જલક્રીડા કરતો હતો.[૫૧] સમુદ્રના જલમાં તરવાની ઇચ્છાથી એ વીર્યશીલ રાજા રમતો હતો, તેટલામાં એકદમ તેને સર્પોના રાજા ધૂમ્રવર્ણે ઘેરી લીધો, અને તેને પોતાની મોટી સર્પનગરીમાં ખેંચી ગયો. એ નગરીના ગૃહોના થાંભલાઓ મણિના બનાવેલા હતા; તેનાં દ્વાર મોતીની માળાઓથી વિશેષ શોભતાં હતાં. ગૃહોનાં આંગણાંઓમાં શુભ્ર શંખલાઓ જડેલા હતા, અને તે રત્નોના ઢગલાથી તથા પ્રવાલ વૃક્ષનાં અંકુરો અને પત્રોથી વિશેષ શોભી રહ્યાં હતાં. સમુદ્રના ઉદરમાં વસનારી, પન્નગોની નારીઓના અનેક સમૂહોથી એ નગરી છવાયલી હતી. ઇન્દ્રના જેવા વર્ચસ્વવાળાં અને સોનાના તેમ જ પીળા વર્ણના સ્વસ્તિકોથી તે પ્રકાશતી હતી.[૫૨–૫૫] ત્યાં જાણે પૃથિવી ઉપર જ બનાવેલું હોય તેવું દેખાતું, આવી શોભાવાળું, વિમલ સમુદ્રમાં આવેલું, સર્પરાજનું નગર રાજેન્દ્ર યદુએ જોયું. પછી તેણે સ્વસ્થ થઈ અગાધ જલમય, અને સર્પની સ્ત્રીઓથી ભરપૂર એ નગરમાં પ્રવેશ કર્યો.[૫૬–૫૭] પછી તેને બેસવાને માટે મણિઓનું બનાવેલું, સારાં કમલપત્રો પાથરેલું, અને કમલના તાંતણાઓના પાથરણાવાળું એક અતિ ઉત્તમ આસન આપવામાં આવ્યું.[૫૮] એવા પરમ પન્નગાસન ઉપર રાજા યદુ બેઠો, એટલે સર્પોના પતિ ધૂમ્રવર્ણે તેને નીચે પ્રમાણે કહ્યું:–[૫૯]

"હે રાજા! આ મહાન્ યાદવ વંશને સ્થાપીને, તેમ જ તારા જેવા તેજસ્વી, પૃથ્વીના રાજાને ઉત્પન્ન કરીને તારો પિતા સ્વર્ગે સીધાવ્યો છે.[૬૦] હે યદુશ્રેષ્ઠ! રાજાઓ-(રૂપીરત્ન)ની ખાણ જેવા આ વંશને તારા પિતાએ જગતના મંગલ (કલ્યાણ) માટે સ્થાપેલો છે, તે તારા નામથી યાદવોનો વંશ કહેવાશે.[૬૧] હે વિભુ! તારા આ વંશમાં દેવો, ઋષિઓ, અને મહાન્ સર્પોના અવિનાશી પુત્રો મનુષ્યયોનીથી ઉત્પન્ન થવાના છે.[૬૨] તેથી હે નૃપશ્રેષ્ઠ! યૌવનાશ્વની બહેનથી‡ ઉત્પન્ન થયલી, સદાચારસંપન્ન, આ મારી પાંચ§ કુંવરીઓને તારા ધર્મના પાલનને અર્થે પ્રાજાપત્ય‖ વિધિથી તું પરણ. વળી તું વરદાનને યોગ્ય છે તેથી હું તને આ એક વરદાન આપું છું:–[૬૩–૬૪] 'તારા વંશમાં ભૌમ, કૌકુર,¶

---

* 'વ્રત આચરતો હતો' એ પદથી એમ સૂચવવાનો આશય છે, કે વ્રતાચરણથી ચંદ્રવંશ અને સૂર્યવંશ બન્નેમાં પોતાના અંશના વિભાગથી યદુ નામનો પુત્ર એક જ પુરુષ જન્મે. અગાઉ બન્ને વંશના જોડાણ સંબંધી જે કહેલું છે, તેની પુષ્ટિમાં આ વચન હોય એમ લાગે છે.

† ઇંદ્રથી યાદવો ઉત્પન્ન થયલા છે.

‡ યૌવનાશ્વ અને હર્યશ્વ બે સગા ભાઈ થાય, અને હર્યશ્વ યદુનો પિતા થાય, એટલે યૌવનાશ્વની બહેનની છોકરી તે યદુની ફોઇની છોકરી (બહેન) થાય. શાસ્ત્રમાં ફોઇની છોકરી સાથેનો વિવાહ સપિંડસંબંધને લીધે નિષિદ્ધ છે, પરંતુ મહારાષ્ટ્ર આદિમાં જેમ મામાની પુત્રીને પરણવાની પ્રથા છે તેમ આ પણ એક સ્થાનિક પ્રથા હોવી જોઇએ.

§ કાશીની પ્રતિમાં સપ્ત પાઠ છે. બંગાળી, મુંબઈ આદિમાં પંચ છે, પણ ૬૫ મા શ્લોકમાં સાત કુટુંબોની પ્રખ્યાતિનું કહેલું હોવાથી સપ્ત પાઠ યોગ્ય છે. પરતુ બાડત્રીશમા અધ્યાયમાં યદુના પુત્રોએ રાજ્યપ્રદેશ વસાવ્યાના કરાયલા ઉલ્લેખોમાં સાત (૭ થી દશ શ્લોકમાં) સાત પુત્રોના કાર્યની નહીં પણ પાંચના કાર્યની સૂચના કરાયલી છે; તેથી સપ્ત પાઠ લીધો નથી.

‖ કંઈ પણ પલ્લું આદિ ન લેતા કેવળ 'તમે બન્ને કુશળ રહો અને સુખે સંસારવ્યવહાર ચલાવવો' એવા આશીર્વાદથી કન્યા આપવાની વિધિ પ્રાજાપત્ય વિધિ કહેવાય છે. મનુસ્મૃતિમાં આમ કહેલું છે:

सहोभौ चरतां धर्ममिति वाचानुभाष्य च ।
कन्याप्रदानमभ्यर्च्य प्राजापत्यो विधिः स्मृतः ॥ अ० ३–३०

¶ માત્ર મન્મથ નાથની પ્ર. મા 'કૌકુરને' બદલે 'શાશ્વત' એવો પાઠ છે.

ભોજ, અંધક, યાદવ, દાશાર્હ, અને વૃષ્ણિ, એ નામનાં સાત કુટુંબો પ્રખ્યાત થશે."[૬૫]

આ પ્રમાણે કહીને, સર્પપતિ ધૂમ્રવર્ણે ઇન્દ્ર સમાન યદુને કન્યાવ્રત પાળનારી (પોતાની) પાંચ કુંવરીઓ જલ લઇ સંકલ્પ કરીને પરણાવી.[૬૬] પછી પ્રસન્ન થયલા પન્નગપતિએ ઉદાર પુરુષની પેઠે, સર્વે કન્યાઓ સાંભળે એમ ક્રમ અનુસાર યદુરાજાને આ વરદાન આપ્યું:-[૬૭] "હે માનદ! આ મારી પાંચ પુત્રીઓ પોતાના પિતા અને માતાના તેજનો શુભ રીતે આશ્રય કરીને સાત પુત્રોને ઉત્પન્ન કરશે.[૬૮] તારા વંશમાં મારા વરદાનથી અનુગ્રહ પામેલા રાજાઓ પાણીની અંદર ચાલવાની શક્તિવાળા તથા યથેચ્છ રૂપ ધરનારા થશે."[૬૯]

આ પ્રમાણે વરદાન સાથે પાંચે કન્યાઓ પ્રાપ્ત કરીને ઉત્તમ યદુરાજા, ચન્દ્રમાની પેઠે, વેગથી પાણી-માંથી બહાર નીકળી આવ્યો.[૭૦] આ પાંચ કન્યાઓની મધ્યે બિરાજેલો યદુરાજા જાણે પાંચ તારાના સમૂહ-વાળા નક્ષત્રથી યુક્ત ચન્દ્રમા હોય તેવો દીસતો હતો.[૭૧] પછી દિવ્ય માલા અને ગંધોના લેપથી શોભી રહેલો ઉત્તમ યદુરાજા વિવાહસમયના વેશ સાથે જ સઘળું અંતઃપુર લેઈ વળ્યો, અને પાવકની ઉપમાને તુલ્ય એ પાંચે સપત્નીઓ(શોકો)ને તેમના પિતાના વિયોગ માટે આશ્વાસન આપી, પરમ પ્રીતિથી યુક્ત થઈ પોતાના પુરમાં સીધાવ્યો.[૭૨-૭૩]

ઇતિ શ્રીમહાભારતમાં ખિલહરિવંશમા વિષ્ણુપર્વવિષે 'વિકદ્રુનું વચન અને યાદવોની ઉત્પત્તિનો વૃત્તાંત' એ નામનો અધ્યાય ૩૭ મો સંપૂર્ણ

## અધ્યાય ૩૮ મો

### યાદવોનો વૃત્તાંત અને વિકદ્રુની વિનતિ

વૈશંપાયન ઉવાચ—

स तासु नागकन्यासु कालेन महता नृपः ॥
जनयामास विक्रान्तान्पंच पुत्रान् कुलोद्वहान् ॥१॥

તદનંતર કેટલોક કાળ વીતતાં યદુરાજાએ એ પાંચ નાગકન્યાઓને વિષે યાદવ કુલને ટકાવનાર મહાબાહુ મુચુકુંદ, પદ્મવર્ણ, સારસ, માધવ અને પૃથિવી પતિ હરિત* એ નામના પાંચ પરાક્રમી પુત્રો ઉત્પન્ન કર્યા.[૧-૨] ભૂમિ ઉપર પાંચ મહાભૂતોની ઉપમાને યોગ્ય પાંચ પુત્રો જોઇને અતુલ પરાક્રમવાળો યદુરાજા પરમ પ્રસન્ન થયો.[૩] ઉમ્મરે પુગતાં તે સર્વે રાજકુમારો જાણે પાંચ પર્વતો હોય તેવા પ્રચંડ દેખાવા લાગ્યા. એક સમયે બલ અને ગર્વથી તેજિત એ પાંચે જણા પિતાની આગળ આવીને બોલ્યા, કે "હે તાત! અમે હવે ઉમ્મરે આવેલા છીએ, તેમ અમારું સામર્થ્ય પણ વિશેષ વધ્યું છે; માટે તમે અમને (અમારા કર્તવ્યની) આજ્ઞા કરો એવી અમારી ઇચ્છા છે. કહો તમારી આજ્ઞાથી અમે શું કરીએ?"[૪-૫] એટલે નૃપતિઓના અગ્રણી યદુએ વ્યાઘ્રના જેવા તેજવાળા એ પાંચે પુત્રોને તેમનું પરાક્રમ જાણવાના કુતૂહલથી કહ્યું કે, "મારા પુત્ર મુચુકુંદે વિંધ્યાચલ અને રુક્ષવાન્† એ બે પર્વતોની વચ્ચે તેમને આશ્રયે પ્રયત્નથી બે ગિરિનગરો વસાવવાં.[૬-૭] વળી સ્વલ્પ કાળમાં મારા પુત્ર પદ્મવર્ણે સહ્યાદ્રિ પર્વતની દક્ષિણ દિશાને આશ્રયે એક નગર વસાવવું.[૮] વળી મારા પુત્ર સારસે સહ્યાદ્રિના પશ્ચિમ ભાગમાં ચંપાનાં વૃક્ષોથી વિશેષ શોભતા મનોહર પ્રદેશમાં એક રમ્ય પુરી વસા-વવી.[૯] તેમ મારા આ પુત્ર મહાબાહુ હરિતે હરિત (હળધરવા, પીળા વર્ણના) સમુદ્રમાં આવેલા સર્પરાજ ધૂમ્રવર્ણના નામના ટાપુનું રક્ષણ કરવું.[૧૦] અને ધર્મના જાણકાર, મારા જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ પુત્ર મહાબાહુ માધવે યૌવરાજ્યપદ ગ્રહણ કરીને પોતાના આ પુરનું રક્ષણ કરવું."‡[૧૧]

આ પ્રમાણે પિતાની આજ્ઞાથી પ્રેરાઈ, ચામર આદિ ઉપકરણો સાથે વિધિપુરઃસર અભિષિક્ત થઈ, રાજ શોભા પ્રાપ્ત કરી, લોકપાલોની ઉપમાને યોગ્ય, આ ચાર ઉત્તમ રાજપુત્રો ક્રમઅનુસાર પોતપોતાનાં નગરો વસાવવા માટે રમ્ય સ્થાનો શોધતા યોગ્ય દિશાઓમાં વિચર્યા.[૧૨-૧૩] નર્મદાના તીરે, વિંધ્યાચલ પર્વતની મધ્યમાં આવેલા, અને દારુણ શિલાઓથી છવાયલા પ્રદેશમાં રાજર્ષિ મુચુકુંદે પોતાનું સ્થાન પસંદ કર્યું.[૧૪] પછી તેણે એ પ્રદેશને સાફ કરાવ્યો, તેમાંથી દુષ્ટ હિંસક પ્રાણીઓને હાંકી કાઢ્યાં, નર્મદા ઉપર સેતુ બંધાવ્યો (નગરની રચના કરી), અને (તેની આસપાસ) અગાધ પાણી સમાવનારી ખાઇઓ પણ ખોદાવી.[૧૫] પછી તેણે એ નગરના જુદા જુદા ભાગોમાં દેવાલયો, વાહનોને જવા આવવાના મોટા મોટા રાજમાર્ગો, માણસોને માટે નાના નાના રસ્તાઓ, ચૌટાં અને ઉપવનો તૈયાર કરાવ્યાં.[૧૬] આ પ્રમાણે એ ઉત્તમ મુચુકુંદ રાજાએ એ પુરીને ઘણા જ થોડા સમયમાં ગાયો, ધન, અને ધાન્યથી સંપૂર્ણ તથા પુષ્પમાળા અને

* કાશીની પ્રતિમાં 'ખનિત્ર' અને 'કરવીર' એ બે નામ વધારે છે.
† વિંધ્યાચલની દક્ષિણે આવેલો પર્વત ‡ કાશીની પ્રતિમાં યદુના સાત પુત્રોનો ઉલ્લેખ હોવા છતાં, તેના બાકીના બે પુત્રો ખનિત્ર અને કરવીરના રાજ્યકાર્યનો કોઈ નિર્દેશ અહીં તેમજ ૩૪ મા શ્લોક પછી કરેલો જણાતો નથી. તેમ ૧૩ મા શ્લોકમાં 'છ' ને બદલે 'ચાર' પુત્ર એ પદ વાપર્યું છે. સંકલના યોગ્ય નથી.

ધ્વજાપતાકાઓથી અલંકૃત કરી,* ઇન્દ્રની અમરાવતી પુરીની પ્રભાને યોગ્ય, તેમ જ અનેક સમૃદ્ધિઓથી ભરપૂર બનાવી દીધી.૧૭ શ્રેષ્ઠ દેવના જેવા પરાક્રમી અને રાજાઓમાં શ્રેષ્ઠ મુચુકુંદે પોતાના તેજથી નિર્માણ કરેલી આ નગરીને શુભ નામ આપ્યું.૧૮ આ નગરી મહાન્ મહાન્ અશ્મો(પથ્થરો)થી છવાયલી, તેમ જ ઋક્ષવાન પર્વતને આશ્રયે બંધાયલી હોવાથી, માહિષ્મતિના નામથી લોકમાં પ્રસિદ્ધિને પામી છે.૧૯ તે પછી ધર્માત્મા, મુચુકુંદ રાજાએ વિંધ્યાચલ અને ઋક્ષવાનની બે શાખા ટેકરીઓની વચ્ચેની તળેટીમાં સેંકડો ઉદ્યાનોથી છવાયલી, સમૃદ્ધ ચૌટાં તથા બજારોથી ભરપૂર અને અમરાવતીના જેવી, પરમ શોભાથી યુક્ત 'પુરિકા' નામની એક બીજી નગરી બનાવી.૨૦-૨૧ તે નગરી ઋક્ષવાન પર્વતની બાજુમાં અને ઉપદ્રવ વિનાના, નર્મદા નદીના તટ ઉપર આવેલી હતી, તેથી મુચુકુંદ રાજાએ તેનું પુરિકા એ નામ આપ્યું.૨૨ પછી દેવોને ભોગવવાને યોગ્ય, આ બે વિપુલ નગરીઓમાં રહી, રાજધર્મમાં નિરત થયલો, એ ધર્માત્મા રાજા મુચુકુંદ તેનું રક્ષણ કરવા લાગ્યો.૨૩

વળી, યદુના બીજા પુત્ર, રાજર્ષિ પદ્મવર્ણે સહ્યાદ્રિ પર્વતના પાછલા ભાગમાં વેણા† નદીનાં વૃક્ષો અને લતાઓથી છવાયલા કાંઠા ઉપર ઉત્તમ નગર સ્થાપ્યું. તે સ્થળે સપાટ પ્રદેશ અલ્પ હોવાનું લક્ષમાં રાખી, તેણે લગભગ સર્વત્ર કિલ્લા અને કોટવાળું સંપૂર્ણ રાજ્ય વસાવ્યું; અને વિશ્વકર્માના જેવી જ નિપુણતાથી પદ્માવત (નામનો) રાજ્યપ્રદેશ અને કરવીર નગર બંધાવ્યું.૨૪-૨૬

(યદુના ત્રીજા પુત્ર) સારસે પણ સર્વ ઋતુઓને અનુકૂળ વૃક્ષોથી ભરપૂર વનવાસીના નામથી પ્રખ્યાત, સમૃદ્ધ અને મોટા પ્રદેશમાં પુષ્કળ મોટાં, ચંપા, અશોક અને બકુલનાં વૃક્ષોથી શોભતું અને તાંબાના રંગની માટીની સપાટીવાળું, રમ્ય અને વિશાળ ક્રૌંચ નગર વસાવ્યું.૨૭-૨૮

(ચોથા પુત્ર) હરિતે પણ સમુદ્રમાં આવેલા, રત્નોના સંચયથી સંપૂર્ણ અને સ્ત્રીઓથી મનોહર એક દ્વીપ (બેટ) ઉપર શુભ રીતે રાજ્ય કરવા માંડ્યું.૨૯ તેના રાજ્યમાં વસતા, મદ્ગુર નામથી વિખ્યાત થયલા મચ્છીમારો સમુદ્રના ઉદરમાં પ્રવેશ કરીને તેમાંથી નિત્ય નિત્ય શંખલાઓનો સંગ્રહ કરતા હતા.૩૦ વળી તેના દાશ જાતિના બીજા મચ્છીમારો પરવાળાં અને અંજનના મણિઓ, તેમ જ પાણીદાર મોતીઓનો સંચય સાવધાનતાપૂર્વક નિત્ય કરતા હતા.૩૧ વળી તેના નિષાદ નામના ઢીમ્મરો મછવાની મદદથી સાવધાન થઈ, સમુદ્રના ઉદરમાં પ્રવેશ કરીને પાણીમાં થતાં રત્નોનો જથ્થો સદા એકઠો કરતા હતા.‡૩૨ તે સર્વ મનુષ્યો નિત્ય માછલાં અને જલચરોના માંસ ઉપર જ નિર્વાહ ચલાવતા હતા, અને એ રત્નદ્વીપના વતનીઓ આ સર્વ રત્નો તેમની પાસેથી ખરીદ કરતા અને એ વ્યાપારીઓ તે સર્વ રત્નાદિ દ્રવ્ય મોટી મોટી નૌકાઓમાં ભરી દૂર દૂરના પ્રદેશોમાં વેચવા જતા હતા. અને (ત્યાંથી આણેલા ધનવડે) તે સર્વે પોતાના રાજા હરિતને, જાણે તે ધનપતિ કુબેર હોય તેમ, પ્રસન્ન કરતા હતા.૩૩-૩૪

આવી રીતે ઇક્ષ્વાકુ વંશમાંથી યદુવંશ નીકળ્યો અને યદુના ચાર પુત્રોથી તે પાછો ચાર વિભાગમાં વહેંચાઈ ગયો.૩૫ પછી એ યદુરાજા યાદવોમાં શ્રેષ્ઠ (અને જ્યેષ્ઠ રાજકુમાર) માધવને પોતાનું રાજ્ય સોંપી, પૃથ્વિ ઉપર દેહનો ત્યાગ કરી સ્વર્ગે સીધાવ્યો.૩૬ રાજા માધવને વીર્યશાલી સત્વત નામનો પુત્ર થયો. રાજા સત્વત સાત્ત્વિક વૃત્તિવાળો અને સર્વગુણસંપન્ન હતો તથા રાજાને યોગ્ય પ્રભાવવાળો હતો.૩૭ સત્વતનો પુત્ર ભીમ મહાન્ રાજા થયો. તેના વંશજો ભૈમના નામથી તેમ જ સત્વતથી ઉત્પન્ન થયલા હોવાથી સાત્વતના નામથી વિખ્યાત થયા, એમ કહેવાય છે.૩૮ રાજા ભીમના રાજ્યસમયમાં રામચન્દ્ર પણ અયોધ્યામાં રાજ્ય કરતા હતા. એ અરસામાં શત્રુઘ્ને લવણ દાનવનો સંહાર કરીને મધુવનને કાપી નાંખ્યું હતું.૩૯ અને સુમિત્રના આનંદમાં વૃદ્ધિ કરનારા, સમર્થ શત્રુઘ્ને એ જ મધુવનને જ સ્થળે આ મથુરા નામની નગરી વસાવી હતી.૪૦ રામ, ભરત અને સુમિત્રાના બે પુત્રો લક્ષ્મણ અને શત્રુઘ્નના અવતારનો અંત આવતાં, આ વૈષ્ણવી પુરીને રાજ્ય સંબંધના§ કારણે ભીમ રાજાએ પ્રથમ સ્વાધીન કરી લીધી, અને પછી તેમાં પોતે જ નિવાસ કર્યો.૪૧-૪૨ તે પછી અયોધ્યામાં (રામનો પુત્ર) કુશ રાજ્ય કરતો હતો અને લવ યુવરાજ પદ ઉપર હતો; તે અરસામાં ભીમનો પુત્ર અંધક આ મથુરા નગરી ઉપર રાજ્ય ચલાવતો હતો.૪૩ અંધકને રૈવત નામનો પુત્ર થયો. રૈવતને પર્વતના રમ્ય શિખર ઉપર પ્રક્ષ નામનો પુત્ર થયો.૪૪

* 'गोभिर्वनेन चान्येन संपूर्णां ध्वजमालिनीं' આ બે પદ કાશીની બંગાળાની તથા મન્મથનાથદત્તની પ્રતિમાં છે; પણ મુંબઇની તથા મરાઠી પ્રતિમાં નથી. † કાશીની પ્રતિમાં 'वेण्णा' પાઠ છે.

‡ આનો ભાવાર્થ એ છે કે, મોટી નૌકા સાથે રાખી, તેની સાથેની નાની નાની હોડીઓવડે તેઓ ભર દરિયાના મધ્ય ભાગમાં છીપલાવી રત્નો વગેરે કાઢતા, અને તે મોટી નૌકામાં એકઠાં કરતા હતા.

§ સાત્વત મધુ દાનવનો દૌહિત્ર હતો, તેથી મધુનો પુત્ર લવણ મરણ પામતાં નિર્વંશ થયલું મધુનું રાજ્ય ભીમે દૌહિત્રના પુત્ર તરીકે વારસાહક્ક તરીકે સ્વાધીન લીધું.

એ પર્વત પણ સાગરની સમીપમાં રૈવતના સમયમાં જ ઉત્પન્ન થયલો હોવાથી તે રૈવત*ના નામથી જગતમાં પ્રસિદ્ધ થયો.૪૫ રૈવતનો પુત્ર રાજા વિશ્વગર્ભ મહા યશસ્વી હતો, અને પૃથિવીમાં સમર્થ મહીપાલ તરીકે સુવિખ્યાત થયો.૪૬ હે કેશવ! પોતાની દિવ્ય રૂપવાળી ત્રણ સ્ત્રીઓથી વિશ્વગર્ભે લોકપાલની ઉપમાને યોગ્ય, ચાર શુભ પુત્રો ઉત્પન્ન કર્યા.૪૭ વસુ, બભ્રુ, સુષેણ અને વીર્યવાન સભાક્ષ નામના આ ચાર યદુવંશના અગ્રણીઓ જાણે અન્ય લોકપાલ જ હોય એમ પૃથિવીમાં પ્રખ્યાત થયા.૪૮ હે કૃષ્ણ! જેમનાથી પ્રજાવાળા પ્રજાપાલકો આલોકમાં ઉત્પન્ન થયા, એવા એ ચાર રાજાઓએ આ યાદવ વંશનો અનેક ગણો વિસ્તાર વધાર્યો.૪૯ વસુએ સમર્થ વસુદેવ નામના પુત્ર અને તે પછી કુંતિભોજ રાજાને સમર્પેલી કુંતિ અને શ્રુતશ્રવા નામની એ તેજસ્વી પુત્રીઓ ઉત્પન્ન કરી.૫૦ તેમાં પૃથિવી ઉપર વિચરનારી, દેવતા જેવી પૂજ્ય કુંતિ પાંડુ રાજાની પટ્ટરાણી (પાંડવોની માતા) થઈ, અને વિશેષ તેજસ્વી શ્રુતશ્રવા ચેદિરાજ દમઘોષની રાણી (શિશુપાલની મા) બની.૫૧

"હે કૃષ્ણ! કૃષ્ણદ્વૈપાયન વ્યાસ પાસેથી મેં આ પ્રમાણે આપણા વંશની ઉત્પત્તિ અને વિસ્તારનું શુભ કીર્તન પૂર્વે સાંભળ્યું હતું.૫૨ હે વંશની વૃદ્ધિ કરનારાઓમાં શ્રેષ્ઠ કૃષ્ણ! સાંપ્રત સમયે આ વંશ નાશ પામવાની અણી ઉપર હતો, એવામાં અમારા કલ્યાણ અને જયને માટે તું સ્વયંભૂ બ્રહ્માની પેઠે પ્રકટી નીકળ્યો છે.૫૩ (તું કંઈ સામાન્ય નગરવાસી નથી તેથી) કેવળ એક નગરવાસી તરીકે તને જરાસંધથી છૂપો રાખવાને અમે સમર્થ નથી. તું દેવોને પણ જે તત્ત્વો ગુહ્ય છે, તેમાં પ્રવીણ અને સર્વજ્ઞ છે, તેમ સર્વની ઉત્પત્તિનું બીજ પણ તું જ છે.૫૪ હે વિભુ! તું જ રાજા જરાસંધ સાથે યુદ્ધ કરવાને પણ સમર્થ છે. યોદ્ધાઓનું વ્રત ગ્રહણ કરનારા અમે સર્વે તારી બુદ્ધિને વશ થયા છીએ.૫૫ રાજા જરાસંધ પણ બલવાન્ છે અને સર્વ રાજાઓને શિરે વિરાજે છે. તેના બલ, સૈન્ય આદિનું માપ કાઢી શકાય એમ નથી, ત્યારે યુદ્ધનાં આપણાં સાધનો તો કૃશ થઈ ગયાં છે.૫૬ એટલે આ નગરી હવે વધારે એક દિવસ પણ શત્રુનો ઘેરો સહેવાને સમર્થ નથી; કારણ કે ધાન્ય અને બળતણનો સંચય કમી થવાથી તે દુર્બળ થયલી છે, તેમ જ કિલ્લાઓથી ચારે કોર રક્ષાયલી નથી.૫૭ વળી તેની આસપાસની પાણીની ખાઈઓ પણ સારી સ્થિતિમાં નથી, તથા મુખ્ય દરવાજાનાં દ્વાર યંત્રસામગ્રીથી વિહીન છે. ઉપરાંત ટકાવ કરવા માટે વિશેષ લાંબા વિસ્તારમાં, નવા કોટ અને બુરજો બાંધવાની જરૂર છે.૫૮ વળી આયુધોના ભંડારો પણ સારી રીતે સુધારવા જેવા છે, અને ઘણીખરી જગ્યાએ તો ઈંટો આદિથી મજબૂત કરવા જેવા પણ છે. કંસ પોતાના બલના પ્રતાપથી આ નગરીનું રક્ષણ કરતો હતો; એટલે તેને ઝાઝા નગરવાસીઓથી તેનું રક્ષણ કરવાની અગત્ય રહેતી નહોતી.૫૯ પરંતુ એકદમ કંસનું બલ પડી ભાગવાથી, તથા આપણા નવા રાજ્યનો ઉદય હમણાં જ થયલો હોવાથી આ નગરી તત્કાળમાં નવો ઘેરો વિશેષ સમય સૂધી સહી શકશે નહીં.૬૦ અને છિન્નભિન્ન થયલું લશ્કર શત્રુ સાથે યુદ્ધ કરતાં વિનાશ પામશે, અને નિઃસંશય રાજ્યનો પ્રજા સાથે અંત આવશે.૬૧ આપણે રાજ્યની ઇચ્છાથી, માંહોમાંહે વિરોધનો લાભ લઈને જે યાદવોને જિત્યા છે, તે સર્વે આપણામાં ભેદ પડે એવી ઇચ્છા રાખે છે. તેથી તને કલ્યાણનો જે ઇષ્ટ માર્ગ લાગે, તે તું હવે શોધી કાઢ.૬૨ જરાસંધના ભયથી પીડાતા અને નાસભાગ કરતા રાજાઓમાં આવા રાજ્યસંભ્રમને લીધે તથા આપણા રાજાના નાશને કારણે આપણે હાંસીને પાત્ર થઇશું.૬૩ હે કેશવ! યાદવોના અંદર અંદરના કલહોને લીધે અમારો નાશ થયો, એમ આ નગરમાં ઘેરામાં સપડાવાથી દુઃખી થતા, આ નગરના લોકો કહેશે.૬૪

હે કૃષ્ણ! તારામાં વિશ્વાસ હોવાથી જ મેં મારો આવો મત તને કહ્યો છે. મેં તો તને આવી વિનતિ કરી છે પણ કંઈ તને ઉપદેશથી ઉશ્કેરવાને આમ કહેલું નથી.૬૫ તું આ સૈન્યનો અધિપતિ છે, અને અમે સર્વ તારી આજ્ઞામાં રહેલા છીએ. તારે લીધે જ આ વિગ્રહ થયલો છે, તેથી તું તારા પોતાના માણસ તરીકે અમારું રક્ષણ કર."૬૬

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे 'यादवोनो वृत्तांत अने विकद्रुनी विनति' ए नामनो अध्याय ३८ मो संपूर्ण

## અધ્યાય ૩૯ મો

## પરશુરામનો કૃષ્ણને મંત્રોપદેશ

वैशंपायन उवाच—

विकद्रोस्तनु वचः श्रुत्वा वसुदेवो महायशाः ॥
परितुष्टेन मनसा वचनं चेदमब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–વિકદ્રુનું આવું વચન સાંભળી, મહાયશસ્વી વસુદેવે સંતુષ્ટ મનથી કૃષ્ણને નીચેનું વચન કહ્યું:–૧

"હે કૃષ્ણ! બુદ્ધિમાન્ વિકદ્રુ, રાજાઓમાં હોવી

* હાલનો ગિરનાર પર્વત.

જોઇએ એવી છ* પ્રકારની રાજ્યનીતિથી યુક્ત એક વક્તા છે, અને રાજાઓના ગુપ્તમંત્રોનાં રહસ્યોનો જાણકાર છે, તેથી તેણે જે વચન કહેલું છે તે સત્ય અને હિતકારક છે.[૨] તેણે જગતનું હિત કરનારા રાજાના સત્ય ધર્મો કહ્યા છે. (તેથી યાદવોનો અગ્રણી વિકદ્રુ જેમ કહે છે તે પ્રમાણે તું વર્ત.)"†

પિતાનું આવું આજ્ઞાવચન તથા મહાત્મા વિકદ્રુની આવી સલાહ સાંભળી, પુરુષોમાં ઉત્તમ કૃષ્ણે એકાગ્ર ચિત્તથી વિચાર કરી તેમને આ ઉત્તમ વચન કહ્યું:–[૩]

"હાલના વૈરનો નિમિત્ત હેતુ, શત્રુનું પરાક્રમ, ન્યાયની યુક્તિ અને શાસ્ત્રે ઉપદેશેલો ઉપાય, એ ક્રમને અનુસરીને તેમ જ વૈરની શાંતિના પરિહાર અર્થે શું કરવું તેના ભાવીનો વિચાર કરી તમે જે વચન કહ્યું તે મેં સાંભળ્યું. હવે તેનો ઉત્તર તમે સાંભળો, અને સાંભળીને તે ઉપર વિચાર કરો. રાજાએ રાજ્યનીતિના દર્શાવેલા ક્રમ અનુસાર શત્રુ રાજા સાથે યથાર્થ વ્યવહાર કરવો જોઇએ.[૪-૫] તેણે સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને સંશ્રય, એવી છ પ્રકારની રાજ્યનીતિનું સદા ચિંતન કરવું જોઇએ.[૬] શાણા રાજાએ પ્રતિપક્ષી બલવાન્ રાજાની સામે કદી ઉભા રહેવું નહીં, પરંતુ સમયને જાણનાર તેણે પ્રતિકુલ સમય જોઇને તેનાથી દૂર હઠી જવું, અને જો પોતે સમર્થ હોય તો જ તેણે સામું યુદ્ધ ઉપાડવું જોઇએ.[૭] (આવી રાજ્યનીતિ છે, અને તે યોગ્ય છે) તેથી જો કે હું શક્તિમાન્ છું, તથાપિ અસમર્થની પેઠે જીવન બચાવવાની ખાતર મારા મોટા ભાઈ બલરામની સાથે આજ ક્ષણે અહીંથી પલાયન કરીશ.[૮] આથી કરીને હું મારા વડા ભાઈની સાથે અક્ષય અને મારા બીજા આત્મા જેવા સહ્યાદ્રિ પર્વતને ઓળંગીને શોભાવાળા, ફળદ્રૂપ દક્ષિણ દેશમાં પ્રવેશ કરીશ.[૯] ત્યાં અમે બન્ને કરવીર નગર તથા રમ્ય ક્રૌંચપુર અને ગોમંત નામનો ઉત્તમ પર્વત જોઇશું.[૧૦] અમને આમ મથુરામાંથી નાસી ગયલા જાણીને, જયથી ફૂલી ગયલો રાજા જરાસંધ આ નગરીમાં પ્રવેશ કરશે પણ નહીં, અને મદમાં ને મદમાં અમારી પાછળ પડશે.[૧૧] તે પછી તે રાજા પોતાના અનુયાયીઓ સાથે સહ્યાચલ પર્વતનાં વનોમાં પ્રવેશ કરશે, અને અમને બન્નેને પકડવાને મથન કરી રહેશે.[૧૨] તેથી અમારી આ યાત્રા યાદવકુલનું શ્રેય કરનારી તથા આ દેશ, આ પુરી અને આ શહેરીઓને સુખદેણ નીવડશે.[૧૩] શત્રુ પલાયન કરી જતાં, રણક્ષેત્રમાં તેનો વિનાશ કર્યા વિના, જયની ઇચ્છાવાળા રાજાઓને કદી જંપ વળતો જ નથી, તેથી તેઓ તેને પકડવા પરરાજ્યોમાં જાય છે."[૧૪]

આ પ્રમાણે (વિકદ્રુ અને વસુદેવને) કહીને પરાક્રમી બલરામ અને કૃષ્ણ, રણકલામાં નિપુણ હોવા છતાં, મનમાં લગાર પણ ક્ષોભ પામ્યા વિના, દક્ષિણ દેશમાં જવાને પંથે પડ્યા.[૧૫] પછી ઇચ્છા અનુસાર રૂપ ધરનારા તે બન્ને જણ સુખચેનથી સેંકડો રાજ્ય પ્રદેશ વટાવતા વટાવતા દક્ષિણ દિશામાં વિચરવા લાગ્યા.[૧૬] પછી રમ્ય સહ્યાચલ પર્વતનાં શિખરો ઉપર થઇને પ્રસન્ન થતા તે બે વીર પુરુષો દક્ષિણ દિશાને ઉદ્દેશીને આગળ માર્ગ કાપતા ચાલ્યા.[૧૭] તેઓ સ્વલ્પ સમયમાં જ સહ્યાચલથી શોભતા અને પોતાના જ વંશના રાજાથી‡ રાજ્ય કરાતા કરવીર નગરમાં આવી પહોંચ્યા.[૧૮]

ત્યાં પહોંચતાં તેઓ વીણા નદીના તીર ઉપર ઉગેલા, શાખાપ્રશાખાઓથી ભરપૂર, ઉત્તમ, વિશાળ અને પુરાણા વડ નીચે આવી ચઢયા. ત્યાં તેમણે તેજોમય, તપના ભંડારરૂપ, ખભા ઉપર ફરશી, માથે જટા, અને શરીર ઉપર વલ્કલ ધારણ કરનારા, અગ્નિની શિખા જેવા ગૌરવર્ણા, તેજમાં સૂર્ય જેવા, ક્ષત્રિયોનો અંત આણનારા, સમુદ્રના જેવા પ્રચંડ શરીરવાળા તેમ જ કોઇથી પણ ક્ષોભ નહીં પામનારા (ગંભીર), ત્રણ (આહવનીય, દક્ષિણ અને ગાર્હપત્ય)પ્રકારના અગ્નિને સેવનારા, સમયસર અગ્નિને આહુતિ આપનારા, ત્રિકાલસ્નાનથી સ્નિગ્ધ શરીરવાળા, અને જાણે દેવોના ગુરુ બૃહસ્પતિ હોય એવા, તેજસ્વી પરશુરામને તે વડની હેઠળ બેઠેલા જોયા. તેઓ ઇચ્છાઅનુસાર દુધ આપનારી, અને હોમને માટે દોહવાને યોગ્ય દુધની અરણી હોય એવી, વાછડી સાથે ઉભેલી શ્વેત ગાયને મહેન્દ્ર ગિરિ સમીપ દોહતા હતા. આવી સ્થિતિમાં બેઠેલા, લગાર પણ નહીં થાકેલા, અવિનાશી, અને જાણે મંદર પર્વત ઉપર રવિ હોય તેમ શોભતા પરશુરામને, તે બન્ને ભાઇઓએ એ વડ હેઠળ બેઠેલા જોયા. બે હાથ જોડીને જાણે સ્થાનયુક્ત અગ્નિ હોય એવા દીસતા, વસુદેવના બન્ને વીર પુત્રોએ તેમના પગમાં યથાવિધિ માથું નમાવ્યું.[૧૯-૨૫] પછી વક્તાઓમાં શ્રેષ્ઠ અને લોકવ્યવહારમાં પારંગત શ્રી કૃષ્ણે મધુર વાણીથી નમ્રપણે શ્રેષ્ઠ ઋષિ પરશુરામને આ વચન કહ્યું:–[૨૬]

"હે ભગવન્! હું તમને ભૃગુવંશમાં ઉત્પન્ન થયલા, જમદગ્નિના પુત્ર, મુનિઓમાં શ્રેષ્ઠ, અને ક્ષત્રિયોનાં કુલોનો અંત આણનાર પરશુરામ તરીકે ઓળખું છું.[૨૭] હે ભાર્ગવ! તમે એક જ બાણના નિવસથી સમુદ્ર-

* સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને આશ્રય.

† આ પાઠ બં. પ્ર. માં તથા મું. પ્ર. નથી.

‡ યદુના બીજા પુત્ર પદ્મવર્ણે આ નગરી વસાવી હતી, એમ છઠ્ઠા અધ્યાયમાં કહેવાયલું છે.

ને ગગભળાવી મૂક્યો હતો, અને એક બાણવડે તમે સુપડાના આકારનું, પાંચસેં ધનુષ્ય* વાર પોહોળું અને પાંચસેં બાણ વાર લાંબુ શૂર્પારક નામનું નગર બનાવ્યું છે. વળી તમે સમુદ્રના તીરનું ઉલ્લંઘન કરીને પશ્ચિમ સાગરના તટ ઉપર સહ્યાદ્રિનાં કૃગાદ્રૂપ તરુકુંડોમાં એક સમૃદ્ધ, મહાન્ દેશ વસાવ્યો છે. તમારા પિતા જમદગ્નિના મરણના સ્મરણથી તમે ફરશીના એક જ ઘાથી સહસ્રાર્જુન(કાર્તવીર્ય)ના હજાર હાથરૂપી વનનો ઉચ્છેદ કર્યો હતો. તમારી ફરશીના ઘાથી તમારા તેજહીન શત્રુ ક્ષત્રિયોનાં શરીરમાંથી ઉછળેલી, ચરબીવાળા લોહીની છોળોથી રાતા કાદવવાળી થયલી આ પૃથ્વી અદ્યાપિ પર્યંત એવી જ રાતી સ્થિતિમાં છે.† પૃથ્વીના પાલક ક્ષત્રિયો ઉપર ક્રોધે ભરાયલા રેણુકાના પુત્ર તરીકે હું તમને જાણું છું.[૩૧] [૩૨] જેમ તમે અહીં આ ફરશીને ધારણ કરી છે, તે જ પ્રમાણે તમે રણમા પણ એને ઉપાડી હતી. હે વિપ્ર! અમે જે કંઈ કહીએ તે તમે સાંભળો, એવી અમારી ઇચ્છા છે.[૩૩] પછી વિના શંકાએ આપ અમારા કથનનો ઉત્તર આપશો.

"હે રામ! યમુનાના તીર ઉપર શોભી રહેલી અમારી મથુરાપુરી છે[૩૪] હે મુનિશ્રેષ્ઠ! અમે બન્ને યાદવો છીએ, અને કદાચ તમારા સાંભળવામાં તે વિષે આવ્યું પણ હશે. વ્રત પાળનારા અને યાદવોમાં શ્રેષ્ઠ વસુદેવ અમારા પિતા થાય છે.[૩૫] અમારો જન્મ થયો ત્યારથી જ કંસના ભયથી અમને એને વ્રજના નેસડાઓમાં રાખવાની વ્યવસ્થા થઈ હતી, અને ત્યાં જ તેના ભયથી (જીવનની શંકામાં ને શંકામા) અમે ઉછર્યા હતા.[૩૬] અમે જ્યારે ઉમરે આવ્યા, ત્યારે મથુરામાં પ્રથમ અમને પ્રવેશ કરાવવામાં આવ્યો, અને ઉચ્છૃંખલ કંસને અમે ભર સભા વચ્ચે પરાક્રમથી હણ્યો.[૩૭] પછી કંસના પિતા-(ઉગ્રસેન)ને જ તેના રાજ્યપાટ ઉપર સ્થાપન કરી અમે પૂર્વની પેઠે જ અમારી ગાયોનાં રક્ષણના વ્યાપાર કરવા માંડ્યા.[૩૮] તેને કેટલોક સમય વીત્યા બાદ, અમારી મથુરાપુરીને ઘેરો ઘાલવાને જરાસંધ સર્વ વ્યવસ્થા સાથે આવ્યો. અમે તેની સાથે અનેક સંગ્રામો કર્યા, અને સિદ્ધિના હેતુ પ્રાપ્ત કરવાનો સમય પણ આવ્યો.[૩૯] પરંતુ હે ધૃતવ્રત! તે પછી અમારા પુરના અને પ્રજાના રક્ષણને અર્થે, અમે કંઈ પણ કરી શકીએ એમ ન હતું, અમે (યુદ્ધના) ઉદ્યોગથી રહિત હતા, તે માટે પુરતાં સૈન્યનાં સાધનો પણ અમારે સંપાદન કરવાનાં હતાં, તથા અમે રથ અને પગવાળા સેનાનીઓ વિનાના હતા, બખતર તેમ જ આયુધો વિનાના થયા હતા તેથી જરાસંધની યુદ્ધની તૈયારીઓના ભયથી અમે બન્ને ભાઇઓ મથુરાપુરીમાંથી બહાર નીકળી ચાલ્યા.[૪૦-૪૧] હે મુનિશ્રેષ્ઠ! ત્યાંથી અમે પરબાર્યા તમારી પાસે આવ્યા છીએ; તો તમારે માત્ર તમારાં યોગ્ય સલાહનાં વચનોથી અમારો સત્કાર કરવો ઘટે છે."[૪૨]

કૃષ્ણનું આવું અનિંદ્ય વચન સાંભળી ભૃગુકુલવંશજ, રેણુકાના પુત્ર, પરશુરામે ધર્મશાસ્ત્ર અનુસાર નીચે પ્રમાણે તેમને પ્રતિવચન કહ્યું:-[૪૩]

"હે પ્રભુ! હે કૃષ્ણ! તમને બન્નેને સલાહ આપવાના હેતુથી જ હું એકલો હમણાં શિષ્યો વિના પશ્ચિમ સમુદ્રના તીર પ્રદેશમાંથી અહીં આવ્યો છું.[૪૪] કમળના સમાન વિશાળા નેત્રવાળા! તમારા વ્રજના નિવાસ સંબંધી હકીકત હું જાણું છું; તેમ તમે કરેલા દાનવોના અને દુરાત્મા કંસના વધ સંબધી વૃત્તાંતની પણ મને ખબર છે.[૪૫] હે પુરુષોત્તમ! હે સુંદર મુખવાળા! તારા તથા તારા ભાઇના જરાસંધ સાથેના સંગ્રામની વાત જાણીને જ તે વિષે (તમારે હવે શું કરવું તેની) સલાહ આપવાને હું અહીં આવેલો છું.[૪૬] હે કૃષ્ણ! તું જગતનો રક્ષક અને અવિનાશી પ્રભુએ, દેવોના કાર્યની સિદ્ધિને અર્થે, બાલક ન હોવા છતાં બાલ્યાવસ્થા ધારણ કરી છે, એ હું જાણું છું.[૪૭] ત્રણે લોકમાં એવું જાણવા જેવું કંઇ પણ નથી કે, જે તારું જાણેલું ન હોય. તેમ છતાં કેવળ ભક્તિભાવથી હું તને મન્ત્રનાં વચન કહીશ.[૪૮] હે ગોવિંદ! તારા પૂર્વજોએ પૂર્વે આ પુર બનાવેલું છે. તેનું નામ કરવીર પુર છે, અને આ રાજ્ય પ્રદેશ પણ તેમણે જ વસાવેલો છે.[૪૯] હે કૃષ્ણ! આ પુરમાં મહાયશસ્વી વાસુદેવ નામનો રાજા છે. તે શૃગાલ નામે વિખ્યાત છે. તે નિત્ય અતિશય ક્રોધાળુ જ રહે છે.[૫૦] હે ગોવિંદ! એ રાજાએ વીર પુરુષો પ્રતિ દ્વેષભાવ સેવીને તારા વંશમાં ઉત્પન્ન થયલા સર્વે યાદવ રાજાઓને હણ્યા છે.[૫૧] તે નિત્ય કેવળ અહંકારી છે, આત્મસંયમી નથી, અતિશય મત્સરવાળો છે, રાજ્ય અને ઐશ્વર્યના મદથી છકી ગયલો છે અને પોતાના પુત્રો પ્રતિ પણ દારુણ ક્રૂરતાથી વર્તે છે.[૫૨] હે નરોત્તમ! તેથી મને તારા આશ્રય સારુ આ સ્થાન રુચતું નથી; કારણ કે કરવીર? પુર ભયંકર છે અને નિત્ય રાજાઓના મુખથી નિંદાને પાત્ર થતું આવ્યું છે.[૫૩] તેથી શત્રુઓના બળનો અવરોધ કરવાની ઇચ્છાવાળા તમે બન્ને જે સ્થળે જરાસંધના બાગથી છકેલા સૈન્ય સાથે યુદ્ધ કરી શકો એવું એક સ્થળ હું તમને દર્શાવું છું તે તમે સાંભળો.[૫૪]

"હે કૃષ્ણ! આજે ને આજે જ આપણા બાહુબળથી

---

* એક ધનુષ્યવાર એટલે ચાર હાથ; ૫૦૦ ધનુષ્યવાર એટલે ૨૦૦૦ હાથ વાળું. † એક બાણવાર એટલે બે હાથ; અને ૫૦૦ બાણવાર એટલે ૧૦૦૦ હાથ પહોળું. † અહીં સહ્યાદ્રિની તળેટીની ભૂમિ તાંબા જેવા લાલ રંગની હોવાનું કારણ જણાવ્યું છે.

આ પુણ્યવતી વેણા નદી આપણે તરી જઈએ અને ચાલો આપણે આ રાજ્યપ્રદેશના અંત ભાગમાં આવેલા દુર્ગમ પર્વત ઉપર નિવાસ માટે જઈએ.૫૫ એ પર્વત રમ્ય છે. તેનું નામ યજ્ઞગિરિ છે; તે સહ્યાદ્રિનો એક વધેલો શાખાપર્વત છે. માંસાહારીઓ, ચોરો અને ઘોર કર્મ કરનારાઓનો ત્યાં નિવાસ છે.૫૬ નાના પ્રકારનાં વૃક્ષો અને લતાઓથી તે યુક્ત છે, અને તે ઉપર ચિત્રવિચિત્ર પુષ્પોવાળાં વૃક્ષો છે. ત્યાં ખટ્વાંગ નદી ઉપર આપણે એક રાત્રિ રહીશું.૫૭ ગંગાના ધોધ સમાન વહેતી, મહાન્ પર્વતમાંથી નીકળતી, કાળા કસોટીના પથ્થરોથી ભરપૂર, એ નદી આપણે ઓળંગી જઈશું. તેમાં તારું કલ્યાણ છે.૫૮ તપોવનના શણગારરૂપ તેનો ધોધ આપણે ત્યાં જોઈશું. ત્યાં એ પર્વતો ઉપર જઈ વસેલા તપોધન, માનની કામના નહીં રાખનારા, માનને યોગ્ય વિપ્રોને આપણે જોઈશું.* ત્યાંથી આપણે નગરોમાં ઉત્તમ, રમ્ય ક્રૌંચ પુરમાં જઈશું.૫૯-૬૦ હે કૃષ્ણ! ધર્મમાં સદા નિમગ્ન, તારા વંશનો રાજા ત્યાં વસે છે. વનવાસીઓનો તે રાજા છે, અને તે મહાકપિના નામથી વિખ્યાત છે.૬૧ ત્યાં એ રાજાને મળ્યા વિના જ આપણે દિવસ પૂરો થતાં, પરભાર્યા એક રાત્રિ સાથે સાથે આનન્દહ્રદ તીર્થમાં રહીશું.૬૨ ત્યાંથી છૂટા પડીને આપણે સહ્યાદ્રિના વિવરમાં આવેલા, અનેક શિખરોથી શોભતા ગોમંત નામના વિખ્યાત પર્વત ઉપર જઈશું.૬૩ તેનું એક મોટું શિખર ઠેઠ આકાશ સૂધી પહોંચેલું છે, પક્ષીઓ પણ ત્યાં જઈ શકતાં નથી એવું દુર્ગમ છે; દેવોનો ત્યાં નિવાસ છે, અને તે જ્યોતિઓ(નક્ષત્રો)થી છવાયલું છે.૬૪ એ પર્વત સ્વર્ગ(માં જવા)ની નિસરણી જેવો છે, ગગનના પર્વત જેવો ઉંચો છે. તે બીજો સુમેરુ પર્વત છે અને વિમાનો પણ ત્યાં ઉતરે છે.૬૫ જ્યાં ઉદય અને અસ્ત થાય છે એવા, તેના ઉત્તમ, મહાશિખર ઉપર તમે દેવસમાન રૂપવાળા, પ્રકાશમાન, બન્ને જણને, આકાશના તેજમય નક્ષત્રોના પતિ સોમ અને સૂર્યનું, તેમ જ અપાર દ્વીપોરૂપી ભૂષણવાળા અને મોજાંથી હલમલી રહેલા સમુદ્રનું દર્શન પણ થશે. એ પર્વતના શિખર ઉપર તમે સુખેથી વિચરી શકશો.૬૬-૬૭ એ ગોમંત પર્વતના શિખરની ટોચ ઉપર રહી, તેનાં વનોમાં વિચરી અને દુર્ગયુદ્ધ કરતાં આમ તેમ દોડી, તમે જરાસંધ ઉપર વિજય મેળવશો.૬૮ યુદ્ધમાં ઉન્મત્ત થયલા એવા તમે બન્નેને પર્વતની ટોચે રહેલા જોઈને એ જરાસંધ રાજા પર્વતયુદ્ધ કરવાને અશકત થશે.૬૯

“હે કૃષ્ણ! એ પર્વત ઉપર જરાસંધ અને તમારી વચ્ચે દારુણ યુદ્ધ ચાલતું હશે, એવામાં થોડીક જ વારમાં તમને જે દૈવી આયુધો પ્રાપ્ત થવાનાં છે, તે આયુધો હું અહીં અંતર્દૃષ્ટિથી જોઈ શકું છું.૭૦ હે કૃષ્ણ! ત્યાં યાદવો અને બીજા રાજાઓ વચ્ચે માંસ અને લોહીનો કીચ્ચડ જામે એવો મહાન્ રણસંગ્રામ મચશે, એમ દેવતાઓએ નિર્માણ કર્યું છે.૭૧ ત્યાં રણસંગ્રામમાં તમારી સન્મુખ ચક્ર, હલ, કૌમુદકી ગદા, સૌનંદ મુશલ આદિ વૈષ્ણવી આયુધો ખડાં થશે, અને કાળના સરખાં રૂપ ધારણ કરીને કાળને વશ થયલા એ રાજાઓનાં રુધિર પીશે.૭૨-૭૩ હે કૃષ્ણ! એ રણસંગ્રામ ચક્રમુશલના નામથી વિખ્યાત થશે. દૈવી સંકેતથી આ સ્થળે સંગ્રામ થવાનો હોવાથી તે સંગ્રામકાલનો આ દેશ પણ એ જ નામથી જાણીતો થશે.૭૪ હે કૃષ્ણ! હે દેવોના ઉત્પાદક! ત્યાં એ રણસંગ્રામમાં સર્વે દેવો તેમ જ તારા સર્વે શત્રુઓ તારું વૈષ્ણવી શરીર નિહાળશે.૭૫ હે કૃષ્ણ! તે સમયે તારી દૈવી ગદાને અને દીર્ઘ સમયથી વિસારેલા દૈવી ચક્રને ધારણ કરજે; તેમ જ દેવોના વિજયને અર્થે તારા પોતાના મૂળ (વિષ્ણુ)રૂપને ધારણ કરજે.૭૬ લોકનું કલ્યાણ કરનારા બળરામ દેવોના શત્રુઓના વધને અર્થે ઘોર હળ અને શત્રુનું મર્દન કરનારું મુશળ ધારણ કરશે.૭૭ હે કૃષ્ણ! પૃથ્વી ઉપર આ તારો રાજાઓ સાથેનો પહેલો સંગ્રામ થશે. પૃથ્વીના હિતને અર્થે અને પૃથ્વીનો ભાર ઉતારવા સારુ દેવોએ આ સંગ્રામ નિર્માણ કર્યો છે.૭૮ આ જ રણસંગ્રામમાં તમને આયુધો, વૈષ્ણવ શરીર અને લક્ષ્મી તથા તેજની પ્રાપ્તિ થશે; અને તું શત્રુઓનાં સૈન્યોના વ્યૂહોનો નાશ કરીશ.૭૯ અત્યારથી જ હે કૃષ્ણ! પૃથ્વી ઉપર શસ્ત્રોથી મૂર્ચ્છા પમાડનારા અને શૂરવીરોનો સંહાર કરનારા, 'ભારત' નામના મહાન રણસંગ્રામનાં બીજ રોપાશે.૮૦ તેટલા માટે હે કૃષ્ણ! પર્વતોમાં ઉત્તમ ગણાતા ગોમંતના શિખર ઉપર તું ચાલ. જરાસંધ સાથેના રણસંગ્રામમાં તને વિજય મળવાનો છે, એમ મને જણાય છે.૮૧ આ હોમધેનુનું અમૃત સમાન દુધ પીને તમે બન્ને મેં સૂચવેલું કર્મ કરવાને ત્યાં જાઓ, અને ત્યાં તમારું કલ્યાણ થશે.”૮૨

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे
“परशुरामनो श्रीकृष्णने मन्त्रोपदेश” ए
नामनो अध्याय ३९ मो संपूर्ण

---

* અહીં બંગાળી અને કાશીની પ્રતિમાં अमानकामान्मानार्हान्-એ પાઠ લીધો છે. મુંબઈની પ્રતમાં उपभुजस्विमान कामान्-તું આ કામના-ઇચ્છાઓનો (એ પર્વતો ઉપર જઈને) ઉપભોગ કર, એ પાઠ છે પરંતુ કૃષ્ણ અને બલરામ બન્ને હોવાથી 'તું' પદનું વાચ્ય ક્રિયાપદ યોગ્ય નથી, તેથી એ પાઠ સ્વીકાર્યો નથી

## અધ્યાય ૪૦ મો

### ગોમંત પર્વતનું આરોહણ અને પરશુરામનું વચન

वैशंपायन उवाच—

तत्तु धेन्वाः पयः पीत्वा बलदर्पसमन्वितौ ॥
ततस्तु रामसहितौ प्रस्थितौ यदुपुङ्गवौ ॥ १ ॥

વૈશંપાયન કહે છે:-ત પછી (પરશુરામની આજ્ઞા પ્રમાણે) હોમધેનુનું દૂધ પીને, બલ અને મદથી યુક્ત આ બે યાદવ બાળકો, કેશવ અને બલરામ પરશુરામની સાથે ત્યાંથી ચાલી નીકળ્યા.[૧] વક્તાઓમાં શ્રેષ્ઠ એવા તે બન્ને ભાઇઓએ ઉન્મત્ત હાથીની પેઠે ચાલતાં પરશુરામે દર્શાવેલે માર્ગે ગોમંત પર્વત જોવાને આગળ પ્રયાણ કર્યું.[૨] તે બન્ને ભાઇ અને ત્રીજા પરશુરામ એ ત્રણે જણ, ત્રણ પ્રકારના અગ્નિઓ હોય તેમ શોભતા, ત્રિદશો (દેવો) જેમ સ્વર્ગમાર્ગને શોભાવે તેમ, આ ગોમંત પર્વતના માર્ગને શોભાવતા હતા.[૩] ત્રિદશો જેમ મંદાર પર્વત ઉપર જઈ પહોંચે તેમ આ ત્રણે જણ મનુષ્યોની પેઠે પગે માર્ગ કાપતા કાપતા સંધ્યાકાળ થતાં અચલ ગોમંત પર્વત ઉપર આવી પહોંચ્યા.[૪] આ ગોમંત પર્વત સુંદર લતાઓથી ચિત્રવિચિત્ર તેમ જ નાના પ્રકારનાં વૃક્ષોથી વિભૂષિત હતો; વળી તે નાના પ્રકારનાં અગરુ વૃક્ષોથી ઢંકાયલો અને મનોહર મયૂરોથી રમણીય દીસતો હતો.[૫] તે ભમરાઓનાં ટોળાંથી છવાયલો, વૃક્ષોની ભીડમાં આવેલી શીલાઓથી ઢંકાયલો અને મેઘના નાદ જેવા ઉન્મત્ત મયૂરોના કેકારવથી ગાજી રહેલો હતો.[૬] તેનાં શિખરો આકાશને લાગેલાં હતાં, તેનાં વૃક્ષો ઉપર મેઘો છાઈ રહ્યા હતા, અને મદાંધ હાથીઓનાં તીણાં દંતૂશળોના ઘસારાથી તેની શીલાઓ અંકાઈ હતી.[૭] તે કૂજન કરતાં પક્ષીઓના સમૂહોના કલરવના ચારે કોર પડઘા પાડી રહ્યો હતો. તેમ પાણીના ધોધના ખળખળ અવાજથી ગાજતી તેની ગુફાઓ, હરિયાળાં ઘાસ અને લતાપલ્લવોથી છવાયલી હતી.[૮] ગળીના રંગના પથરાઓના થોકેથોકથી તે મેઘની પેઠે અનેકરંગી દેખાતો હતો. ધાતુઓનાં બહાર વહેતાં ઝરણોથી તેનું અંગ લપેડાયલું હતું; અને તે સપાટ શિખરો તથા પાણીના ઝરાઓથી વિશેષ શોભતો હતો.[૯] મનોહર, દેવોના ગણોથી તે વ્યાપેલો હતો, અને મૈનાક પર્વતની પેઠે ઇચ્છા અનુસાર ગતિ કરી શકે એવો હતો. તેનાં શિખરો ઘણી જ વિશાળ ટોચવાળાં અને પાણીનાં ઝરણાંનાં મૂળવાળાં હતાં.[૧૦] તે જંગલો અને ગુફાઓથી ભરપૂર હતો, અને શ્વેત મેઘના સમૂહોથી શણગારાયલો હતો. તે ફનસ, આમલી, આંબા, નેતર, સ્યંદન, અને સુકટનાં વૃક્ષોનાં ઝુંડોથી ભરપૂર હતો.[૧૧] તેમાં તમાલ અને એલાનાં વનો હતાં, તથા મરીના વેલાઓ પુષ્કળ હતા. તે પીપરની હારો, દૂર્વાનાં જાળાં, અને ઇંગુદીનાં વૃક્ષોથી ચિત્રવિચિત્ર દેખાતો હતો.[૧૨] સર્જરસ(દેવદાર)નાં વૃક્ષોથી તે પર્વત સર્વત્ર શોભતો હતો. ઉંચાં ઉંચાં શાલ વૃક્ષોનાં વનથી તે રક્ષાયલો હતો, તથા બહુ ચિત્રવિચિત્ર વનો તેમાં સંયુક્ત હતાં.[૧૩] સર્જ, લિંબડો, અર્જુન(વડ), ઠંટકી, હિંતાલ, તમાલ, પુન્નાગ આદિ વિવિધ વૃક્ષોથી તેની શોભા વધતી હતી.[૧૪] તેનાં જલો (સરોવર, તળાવ આદિ) પાણીમાં થતાં કમળોથી અને સ્થળો પણ ભૂમિ ઉપર થતાં કમળોથી છવાયાં હતાં. તે સર્વત્ર અસંખ્ય વૃક્ષોનાં ઝુંડોથી શોભતો હતો.[૧૫] જાંબૂ, જંબૂલ, કદ્રુ, કંદલ, ચંપક, અશોક, બકુલ, બિલ્વ, તિંદુક, કુટજ, નાગપુષ્પ આદિ સુંદર અને સુગંધી પુષ્પો અને પત્રોવાળાં વૃક્ષો તે ઉપર ચારે કોર શોભી રહ્યાં હતાં. હાથીઓનાં ટોળાં અને હરિણોનાં જૂથ તે ઉપર સર્વત્ર વ્યાપી રહ્યાં હતાં.[૧૬-૧૭]

સિદ્ધ, ચારણ, રાક્ષસો, ગંધર્વો, ગુહ્યકો, અને પક્ષિઓ, તેની વિશાળ ગુફાઓમાં નિવાસ કરતાં હતાં.[૧૮] તેનાં શિલાતલો ઉપર નિત્ય વિદ્યાધરોના ગણો બેસતા હતા. સિંહ અને વાઘની ગર્જનાના પડઘા તેમાં સતત પડી રહેતા હતા. જલધારાઓ ઠેર ઠેર વહેતી દૃષ્ટિએ પડતી હતી; અને તે ચંદ્રનાં કિરણોથી શોભતો હતો.[૧૯] દેવો અને ગંધર્વો આ પર્વતની સ્તુતિ કરતા હતા, અને અપ્સરાઓએ તેને શોભાવ્યો હતો. દિવ્ય વનસ્પતિઓ અને ઉંચી તથા નીચી સર્વે જાતનાં પુષ્પો તેના આશ્રયે રહેલાં હતાં.[૨૦] કદી પણ તેનાં શિખરોએ ઇન્દ્રના વજ્રના પ્રહારનો અનુભવ લીધો ન હતો, તેમ દવાગ્નિના ભયથી તે સર્વદા મુક્ત હતો, અને મહાવાયુના ઝંઝાવાતનો ભય તેને થરકાવતો ન હતો.[૨૧] પાણીના ધોધોનાં મૂળથી તથા નદીઓથી તે વિશેષ શોભતો હતો. મોંઢાના આકારનાં વિશેષ શોભાવાળાં વનોથી તે જાણે સાક્ષાત્ વનશ્રી (વનની શોભા) હોય તેવો દીસતો હતો.[૨૨] પાણી અને શેવાળથી છવાયલાં તેનાં શિખરોની ટોચો જાણે લક્ષ્મી મટકું મારી રહી હોય તેના જેવી દેખાતી હતી. રમણીય હરિણોના નિવાસથી તેના વેદી જેવા સપાટ પ્રદેશો શોભતા હતા.[૨૩] તેની બાજુના નીલા પથ્થરોના સમૂહોથી તે મેઘોથી છવાયો હોય તેમ ગળીના રંગનો દીસતો હતો. પ્રમદાઓ જેમ પતિને શોભાવે, તેમ વૃક્ષો અને પુષ્પોથી છવાયલી વનરાજિથી તે ચારે કોરે અલંકૃત થયો હતો. તે જ પ્રમાણે તે સુંદર કૃત્રિમ તેમ જ અકૃત્રિમ દરી(ગુફા)

ઓથી શોભતો હતો.૨૪-૨૫ વચ્ચે વચ્ચેની ખાલી જગાઓ જાણે બારીઓરૂપ હોય, તેમ સુંદર દીસતી હતી. ઔષધિઓથી તેનાં શિખરો પ્રકાશતાં હતાં. વાનપ્રસ્થ થયેલા લોકો તે ઉપર નિવાસ કરી રહ્યા હતા. જાણે કૃત્રિમ સુવર્ણ વનપ્રદેશ હોય, તેમ તેનો સુવર્ણમય વનપ્રદેશ દીપી ઉઠતો હતો.૨૬ પોતાના વિશેષ વિશાળ મૂળ(પાયા)થી તથા વિશેષ ઉંચા શિખરથી જાણે તે પૃથ્વી અને અંતરિક્ષ (આકાશ) એ બેની વચ્ચે રહી તેમની મશ્કરી કરતો હોય, તેવો ખડો રહ્યો હતો.૨૭

દેવસમાન તે ત્રણે જણા નિવાસને માટે આવા, પર્વતોમાં ઉત્તમ, રમણીય અને રુચિર ગોમંત પર્વત ઉપર ચઢીને આનંદ પામવા લાગ્યા.૨૮ પક્ષીઓ જેમ આકાશમાં ઉંચે ચઢે, તેમ ગરુડ પક્ષીના જેવા વેગથી વિના અવરોધ નડ્યે, એ ત્રણે પરાક્રમીઓ ગોમંત પર્વત ઉપર સહેલાઇથી ચઢી ગયા.૨૯ દેવોની પેઠે તેના ઉત્તમ શિખર ઉપર જઈ પહોચ્યા પછી તેમણે તે ઉપર તત્કાળ જ મનના સંકલ્પ પ્રમાણે એક ઉત્તમ નિવાસ બાંધ્યો.૩૦

પછી આ પ્રમાણે એ ગૃહમાં એ બે યાદવોને પ્રવેશ કરતા જોઇને મહામતિવાળા જમદગ્નિના પુત્ર પરશુરામે કૃષ્ણને નીચે પ્રમાણે ઇષ્ટ અને સ્પષ્ટ વચનો કહ્યાં:-૩૧

"હે કૃષ્ણ! હે તાત! હવે હું મારા શૂર્પારક નગરમાં પાછો જાઉં છું. હે વિભુ! રણસંગ્રામમાં દાનવોથી પણ તમે બન્ને કદી વિમુખ થશો નહીં, અર્થાત્ હાર પામવાના નથી.૩૨ હે કૃષ્ણ! મને અનુસરીને તું આ પર્વત માર્ગે ચાલ્યો આવ્યો, તેથી મને જે પ્રસન્નતા થઈ છે, તે મારા આ અવિનાશી પુરાણા શરીર ઉપર અનુગ્રહ કરે છે, અર્થાત્ તે તેમાં નવો જ જોસ પ્રેરે છે.૩૩ પરલોકના હિતને અર્થે દેવોએ જે સંગ્રામ નિર્માણ કર્યો છે, તેને માટે જે સ્થળ નક્કી થયલું છે તે આ જ છે, અને આ જ સ્થળે તમને તમારાં દિવ્ય આયુધો પુનઃ પ્રાપ્ત થશે.૩૪ હે દેવોના મુખી! હે વૈકુંઠ! હે વિષ્ણુ! હે દેવોથી સ્તુતિ કરાયલા કૃષ્ણ! સર્વ લોકના હિતનું આ જે તાત્ત્વિક વચન હું તને કહું છું તે તું સાંભળ.૩૫ હે ગોવિંદ! તેં મનુષ્યોના હિતને અર્થે મનુષ્યલોકમાં માનવ દેહથી કરવાનું જે લૌકિક કર્મ ઉઠાવેલું છે. તેનો જરાસંધ સાથે તારે ઉપસ્થિત થયેલો રણસંગ્રામ, એ કાળે નિર્માણ કરેલો પહેલો પ્રવેશ છે.૩૬-૩૭ હે કૃષ્ણ! એ સંગ્રામમાં તું તારી શક્તિથી રણમાં કઠોર થઈ શકે, એવું તારું પોતાનું જ મૂળ (વિષ્ણુ) રૂપ, મૂળ આયુધ અને મૂળ બળ ધારણ કર.૩૮ રણસંગ્રામમાં ચક્રને ઉંચું ધારણ કરનારો, ગદાને ઉપાડનારો, એમ વિવિધ આયુધો સજેલા બેવડા જાડા ચાર હાથવાળો તને જોઇને ઇન્દ્ર પણ ભય ધરશે.૩૯

હે સત્પુરુષોમાં શ્રેષ્ઠ! દેવોના હિતને અર્થે અને અવતારકીર્તિને અર્થે, સ્વર્ગમાં નક્કી થયેલી તારી, પૃથ્વીની આ યાત્રા આજથી જ ઉપસ્થિત થયેલી છે.*૪૦ માટે હે ગોવિંદ! હે મહાબાહુ! હે વકતાઓમાં શ્રેષ્ઠ! તું તારા રથ ઉપર ધ્વજાને સ્થાને બેસવાને તારા મૂળ વાહન(વિનતાપુત્ર ગરુડ)નું સત્વર આવાહન કરજે.૪૧ સ્વર્ગમાં જવાને તત્પર થયેલા, રણસંગ્રામને જ જીવનનું સાધન માનનારા અને યુદ્ધની લાલસાવાળા રાજાઓ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને અધીન બની રહેશે.૪૨ રાજાઓનાં મરણના હેતુને જાણનારી, વૈધવ્ય પ્રાપ્ત કરવાની વાસનાવાળી, સંસ્કાર (તેલ આદિ) વિનાના વાળ ધારણ કરનારી આ પૃથ્વી તારી વાટ જોઈ રહી છે.૪૩ હે કૃષ્ણ! હે શત્રુને દળનાર! તે મનુષ્યદેહ ધારણ કર્યો અને તું યુદ્ધને માટે તત્પર થયો, ત્યારથી જ ક્ષત્રિયો, તેમના ગ્રહો અવળા ફરી ગયેલા હોવાથી, તારી રાહ જુએ છે, અર્થાત્ ઉત્સાહથી મરવાને તારી સામે આવ્યા છે.૪૪ તેટલા માટે હે કૃષ્ણ! દાનવોના વધને અર્થે, રાજાઓને સ્વર્ગની પ્રાપ્તિ કરાવવાને અર્થે, અને દેવોના સુખને અર્થે યુદ્ધની ત્વરા તું હવે કર.૪૫ હે કૃષ્ણ! વિશ્વે તારો સત્કાર કરેલો છે અને તારા હાથેથી સત્કાર પામ્યાથી હું ચર અને અચર લોકોથી પણ સત્કાર પામેલો છું, એમ માનું છું.૪૬ હે મહાબાહુ! હું હવે જાઉં છું. તારા કાર્યની સિદ્ધિને અર્થે જ્યાં જ્યાં તારું યુદ્ધ ચાલે, ત્યાં ત્યાં તારે મારું સ્મરણ કરવું."†૪૭

આ પ્રમાણે કલેશકર કાર્ય કદી પણ નહીં કરનારા કૃષ્ણને વચનો કહીને જમદગ્નિના પુત્ર પરશુરામ તેમને વિજયના આશીર્વાદ આપી, પોતાની ઇષ્ટ દિશામાં ચાલ્યા ગયા.૪૮

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वमां 'गोमन्त पर्वतनुं आरोहण अने परशुरामनुं वचन' ए नामनो अध्याय ४० मो संपूर्ण

---

* અહીં બંગાળી અને કાશીની પ્રતિનો अद्यप्रभृति ते यात्रा स्वर्गोक्ता समुपस्थिता। पृथिव्याममरार्थं च कीर्त्यर्थं च सत्तम એ પાઠ સ્વીકાર્યો છે. પરંતુ મુંબઇની તથા મરાઠી પ્રતિમાં આ પાઠ છે:- अद्यप्रभृति ते यात्रा... पृथिव्यां पार्थिवेन्द्राणां कृतास्ते त्वयि मानद હે માનદ! તેં દિવ્ય અસ્ત્રો ધારણ કર્યાં એટલે સ્વર્ગમાં પૂર્વે થયલા સંકેત અનુસાર પૃથ્વી ઉપરની પૃથ્વીના રાજાઓની યાત્રા પૂરી થવાનો આરંભ થશે.

† અહીં બંગાળી પ્રતિનો स्मर्तव्यस्तत्र तत्रापि यत्र युद्धं भवेत्तव એ પાઠ લીધો છે; પરંતુ કાશી અને મુંબઈની પ્રતિમાં આ પાઠ છે: स्मर्तव्यश्चास्मि युद्धेषु कान्तारेषु महीक्षिताम् રાજાઓ સાથે જંગલોમાં તારે યુદ્ધ જામે ત્યારે તારે મારું સ્મરણ કરવું

## અધ્યાય ૪૧ મો

### બલરામનું સુરાપાન અને જરાસંધનું આગમન

वैशंपायन उवाच—

> जामदग्न्ये गते रामे तौ यादवकुलोद्वहौ ।
> गोमन्ते शिखरे रम्ये चेरतुः कामरूपिणौ ॥१॥

વૈશંપાયન કહે છેઃ-ત્યાંથી જમદગ્નિના પુત્ર પરશુરામના ગયા પછી યાદવ કુળના ઉદ્ધારક કૃષ્ણ અને બલરામ ઇચ્છા અનુસાર રૂપ ધરીને ગોમંત પર્વતના રમ્ય શિખર ઉપર (નિર્ભયતાથી) વિચરવા લાગ્યા.[1] તેમની બન્નેની છાતી ઉપર વનમાલા લટકી રહી હતીઃ બલરામે ગળીના વર્ણનું અને કૃષ્ણે પીળા રંગનું અંબર ધારણ કર્યું હતું; અને નીલા (કૃષ્ણ) તથા શ્વેત (બલરામ) વર્ણવાળા એ બન્ને જણ જાણે આકાશમાં રહેલા મેઘ હોય, એવા દીસતા હતા.[2] પર્વતમાંથી વહેતી ધાતુઓના રસ અંગે લપેટીને, તેના શિખર ઉપર રહેલા એ બે યુવાનો ક્રીડા કરવાની લાલસાથી તેનાં રમણીય વનોમાં વિચરવા લાગ્યા.[3] પર્વત ઉપર રહીને તે બન્ને, પ્રકાશમાન વ્યક્તિઓમાં શ્રેષ્ઠ ચંદ્રને ઉદય થતો તથા ગ્રહોને ઉદય તથા અસ્ત પામતા નિત્ય જોતા હતા.[4]

(તેઓ આમ આ પર્વત ઉપર રહેલા હતા તેવામાં) એક દિવસે કૃષ્ણના વિના, વીર્યશાલી અને પર્વત સમાન પ્રચંડ શોભતા બલરામ એકલા તેના શિખર ઉપર વિચરતા હતા.[5] તેમ કરતાં તેઓ પૂર્ણ રીતે ખીલેલા એક કદંબ વૃક્ષની ગાઢ છાયામાં બેઠા; અને ત્યાં મંદમંદ સુગંધી વાયુ, જાણે વિંજણો કરતો હોય તેમ, સુખથી વાતો હતો.[6] તે વાયુના પ્રવાહનું આમ સેવન કરતા હતા, તેટલામાં (તાડી આદિના) મદ્યના સંસ્પર્શથી ઉત્પન્ન થયેલો ગંધ તેના શરીરે અથડાયો અને તેની ઘ્રાણેંદ્રિય(નાક)ને અડકયો.[7] એટલે તરત જ વારુણીનું પાન કરવાની તૃષા સત્વર તેને થઈ. (આગલે દિવસે) વારુણીનું પાન કરનાર મત્ત પુરુષનું ગળું જેમ બીજે દિવસ થતાં સુકાઈ જાય છે, તેમ તેનું ગળું સુકાઈ ગયું.[8] સમર્થ બલરામને તરત પોતે પૂર્વે કરેલા અમૃતના પાનનું સ્મરણ થઈ આવ્યું. આમ તૃષાતુર થવાથી મદિરાની શોધ કરતાં કરતાં તેની નજર એક કદંબ વૃક્ષ ઉપર જઈ ઠરી.[9] વર્ષા ઋતુમાં પ્રફુલ્લ થયેલા એ કદંબ વૃક્ષના કોટરમાં જે જળ ભરાઈ રહ્યું હતું, તેની જ (તેમાં પડેલાં કદંબ પુષ્પોના સંયોગથી) એ મનોહર મદિરા બની હતી.[10] તૃષાથી આકુળવ્યાકુળ થયેલા બલરામે એક પીડાતા આતુર માણસની પેઠે વારંવાર ઉપરાઉપરી તે મદિરા પીધી અને તેના મોહથી એ સમર્થ પુરુષ શરીરે ચલાયમાન થયા (લથડિયાં ખાવા લાગ્યા).[11] તેના પાનથી મત્ત થયેલા બલરામનાં નેત્ર ચકળવકળ થવાથી તેનું વદન પણ લગાર ઘૂર્ણ (બ્હેબાકળું) બની ગયું હોય એવું થયું અને જાણે શરદ્ ઋતુનો ચંદ્ર હોય તેમ શોભી રહ્યું.[12] દેવોને યજ્ઞયાગાદિકમાં અમૃતનું પાન અપાવનારી* સાક્ષાત વારુણી દેવી, આ કદંબ વૃક્ષના કોટરમાં આવીને કાદંબરીને નામે મૂર્તિમંત અવતરી હતી.[13] આ કાદંબરીના પાનના મદથી કૃષ્ણના મોટા ભાઈ બલરામને ભાગ્યુંતુટયું બોલતો જાણીને પ્રિય વચન બોલનારી ત્રિદશનારીઓ (દેવાંગનાઓ) તેની સમક્ષ આવી ખડી રહી.[14] એક મૂર્તિમતી વારુણી દેવી, બીજી ચંદ્રની પ્રિયા કાંતા (રોહિણી) અને ત્રીજી કમલની ધ્વજવાળી ઉત્તમ શ્રીદેવી પોતે બે હાથની અંજલિ જોડીને મદથી વિકલ થયેલા રોહિણીના પુત્ર બલરામની પાસે આવી. તેમાંથી પ્રથમ વારુણીએ તેને પોતાના હિતનું વચન આવું કહ્યું:-[15, 16]

"હે બલદેવ! હે સ્વર્ગના ઈશ્વર! હવે દૈત્યોના બલ(સૈન્ય)ને તું જિતી લે. હું તારી પ્રિયપાત્રા કાંતા વારુણી તારી પાસે આવી ખડી રહી છું.[17] હે વિમલ મુખવાળા! તું વડવાગ્નિની સમીપ (પાતાલમાં) શેષ નાગરૂપે સનાતન કાલ સૂધી રહેનારો હાલમાં ત્યાંથી (માનવનું રૂપ ધરી) અંતર્હિત થયો છું, એમ સાંભળીને જેનું પુણ્ય ક્ષીણ થયું હોય એવી પામર સ્ત્રી બનીને તને શોધતી હું પૃથ્વી ઉપર (કેટલાક કાળથી) પર્યટન કરું છું.[18] (તારી શોધમાં ભટકતી) હું ઘણા સમય સૂધી ખીલેલાં પુષ્પોના સમુદાયમાં, કેસરોમાં અને કોઇના પણ હાથનો સ્પર્શ નહીં થયેલા એવા અતિમુક્ત લતાના પુષ્પગુચ્છોમાં રહેતી હતી. પરંતુ મેઘસમયે† તારા મુખને ચાહનારી‡ હું તૃષાતુર ચાતકની પેઠે તારા માર્ગની આતુરતાથી રાહ જોતી આ કદંબ વૃક્ષ ઉપર (જળમાં મદિરા બની) મારું રૂપ સંતાડીને અહીં રહી છું.[19-20] હે પાપરહિત બલરામ! અમૃતના મંથન સમયે જેવો યોગ§ હતો, તેવો જ સંપૂર્ણ યોગ

* વાજપેય, સૌત્રામણિ ઇત્યાદિ યજ્ઞો અર્થે આ વારુણીનો સ્વાદ લેતાં યજ્ઞકર્તા પુરુષને સ્વર્ગમાં અમૃતનું પાન પ્રાપ્ત થાય છે. આથી વારુણીને અમૃત ઉત્પન્ન કરનારી જનની કહી છે.

† ચોમાસું સુખ ને વિલાસની ઇચ્છાથી વિલાસીઓને આતુર કરે છે, તેનું અહીં સૂચન છે. ‡ અહીં બંગાળીમાં ત્વત્પ્રિયા સુખને, મોજમજાને ચાહનારી, એ પાઠ છે.

§ કહેવાનો એ આશય છે કે, સમુદ્રમંથન વખતે વલોણાના નેતરા તરીકે રહેલા વસુકી નાગના મુખ આગળ રાખી તેના વિષથી દાનવોને હેરાન કરવાનો અને અમૃત નીકળ્યા પછી અમૃત નહીં મેળવવા દેવાને મોહિનીદ્વારા છળવાળો જેવો યોગ દૈત્યોના સંબંધમાં હતો, તેવો જ યોગ આ સમયે જરાસંધ આદિ રાજાઓને ફસાવી મારવાનો આવ્યો છે.

પણ આ સમયે આવ્યાથી મને મારા પિતા વરુણે (એવી જ સર્વાંગસુંદર સંપત્તિથી) તારી પાસે મોકલી છે.[૨૧] જેમ તેં તે વેળા સમુદ્રમાં (પાતાલમાં) વાસુકીરૂપે* મારો ઉપભોગ કર્યો હતો, તેમ જ પાછો મારો ઉપભોગ તું અહીં કર, એવી મારી ઇચ્છા છે; કારણ કે મારો તું જ માન્ય સ્વામી છે.[૨૨] હે નિષ્પાપ અનંત! જો તું મને અહીં તિરસ્કારથી તરછોડશે તોયે પણ હું તો તને તરછોડી જવાની નથી. કારણ કે હે દેવ! તારા વિના હું આલોકમાં રહેવાની હિમ્મત કરી શકતી નથી."[૨૩]

મદિરાદેવી આવું વચન બલરામને કહી રહી, એટલે આદિપદ્મના ચિહ્નવાળું દિવ્ય કુંડલ અને સમુદ્રમાં (વિનાપલલયે) જઈ શકાય એવાં યોગ્ય, નીલા વર્ણનાં વસ્ત્રો, આદિ ધારણ કરીને, મદથી મંદ પડેલા નિતંબવાળી અને લગાર ઘૂમાયલી આંખવાળી કાન્તિ (રોહિણી) સંકર્ષણ (આકર્ષણ કરનાર બલરામ)ની પાસે ખડી થઈ.[૨૪-૨૫] પછી સતી કાન્તિએ પ્રેમના આવેશથી બે હાથની અંજલિ જોડી. "તારો જય થાઓ." એવા જય વચનપૂર્વક હસીને આ રહસ્યપૂર્ણ વાક્ય તેને કહ્યું:- "તું હજાર માથાવાળો (શેષનાગ) સમર્થ અને ચન્દ્ર કરતાં પણ શ્રેષ્ઠ છે, તેથી હું પણ મદિરા દેવીની પેઠે તારા ગુણોથી તારા ઉપર ગાઢ પ્રેમ ધરાવું છું."[૨૬-૨૭]

તે પછી પદ્મરૂપી આલય (સ્થાન)વાળી, વિષ્ણુના સ્થળમાં નિત્ય રહેતી, શ્રીદેવી રોહિણીના પુત્ર બલરામના ઉરઃ સ્થળ ઉપરની શુભ વનમાલાના જેવી નિર્મલ (પ્રકાશમાન) બની ગઈ, અર્થાત્ તેની વનમાલાનું રૂપ લક્ષ્મીએ ધારણ કર્યું.[૨૮] પછી બલરામના ઉરઃસ્થળને દંશ (અલંકૃત) કરનારી, પદ્મ મુખવાળી અને કમલને હાથમાં રાખનારી, આ વૈષ્ણવી દેવીએ એક નિર્મળ માળા આગળ ધરીને બલરામને આ પ્રમાણે કહ્યું:-[૨૯]

"હે રામ! હે દેવેશ! વારુણીથી વિશેષ શોભાવાળો થયેલો તું કાન્તિ અને હું લક્ષ્મી એ બેથી સંયુક્ત થતાં ચન્દ્રમાની પેઠે (રામા) સ્ત્રીઓને વિશેષ રમણીય લાગે છે.[૩૦] આ જે મુકુટ સૂર્યની પેઠે પ્રકાશી રહ્યો છે, તે હું તારા હજાર માથાવાળા ઉત્તમાંગ(શિર)ને માટે વરુણાલય(સમુદ્ર)માંથી અહીં લઈ આવી છું.[૩૧] સુવર્ણનું વજ્રથી શોભતું એક કુંડલ, આદિપદ્મ(કમલ)ના ચિહ્નવાળું દિવ્ય કર્ણભૂષણ. મનોરથ અનુસાર† રૂપ ધરનારાં નીલાં રેશમી વસ્ત્રો, અને સમુદ્રમાં રહેલો મોટાં ઘાટદાર મોતીનો હાર, એ સર્વે અલંકારની પુરાણી (શેષનાગરૂપે ધારણ કરેલી) સામગ્રીઓનો સ્વીકાર, હે દેવ! તું આદરપૂર્વક કર. તારે એ અલંકારો સજવાનો યોગ્ય સમય, હે મહાબાહુ! હવે આવી પહોંચ્યો છે."[૩૨-૩૪]

દેવી શ્રી(લક્ષ્મી)એ અલંકારો સાથે આવું વચન બલરામને કહ્યું, એટલે તેમણે એ અલંકારો અને ત્રણ દેવાંગનાઓનો સ્વીકાર કર્યો અને તેમનાવડે, શરદ્ઋતુના ચંદ્રની પેઠે તેજસ્વી બલરામ વિશેષ શોભવા લાગ્યા.[૩૫]

તે પછી જલથી ભરપૂર મેઘના જેવા વર્ચસ્વી કૃષ્ણને બલરામ મળ્યા અને રાહુથી મુક્ત થયલા‡ ચંદ્રની પેઠે પરમ પ્રસન્નતા પ્રાપ્ત કરી.[૩૬] જાણે તે બન્ને જણ ઘરમાં જ રહેતા હોય, તેમ તેમની વચ્ચે કોઈ પણ સંકોચ વિના વાર્તાલાપ ચાલી રહ્યો હતો, એટલામાં વેગથી વિનતાનો પુત્ર ગરુડરાજ ઘણો માર્ગ કાપીને તે સ્થળે આવી પહોંચ્યો.[૩૭] તે તરતનો રણસંગ્રામ કરીને આવેલો દીસતો હતો;§ તે તેજસ્વી હતો, અને દૈત્યોનાં આયુધોના પ્રહારનાં ચિહ્ન તેના અંગ ઉપર અંકાયલાં હતાં; તે દેવતાઓના વિજયની પ્રશંસા કરતો હતો; તેણે દિવ્ય માલા અને ચંદનના લેપ ધારણ કર્યાં હતાં.[૩૮] વિષ્ણુ ક્ષિરસાગરમાં શેષશય્યા ઉપર ઉંઘતા હતા, તે વેળા તેમનો મુકુટ વિરોચન દૈત્યનો પુત્ર વૈરોચન દૈત્ય હરી ગયો હતો.[૩૯] એ મુકુટ પાછો મેળવવાના હેતુથી પોતાના પ્રભુને અર્થે તેણે ઓજસ્વી અંગસામર્થ્યથી દૈત્યોના સમૂહો સાથે સમુદ્રની મધ્યે ભારે રણસંગ્રામ મચાવ્યો હતો.[૪૦] અને તે રીતે પક્ષીઓમાં શ્રેષ્ઠ એ ગરુડ તેમની પાસેથી, વિષ્ણુનો એ મુકુટ પડાવીને વેગભેર દેવોના નિવાસસ્થાન આકાશને વટાવી, વિષ્ણુના અવતાર કૃષ્ણને પૃથ્વી ઉપર શોધતો શોધતો ચાલી નીકળ્યો હતો.[૪૧] તેમ કરતાં, પોતાની ખાંધ ઉપર વિરાજતા મુકુટ સાથે તેણે લોકના હિતનાં કાર્યને માટે અવતાર ધારણ કરીને આ ગોમંત પર્વતના શિખર ઉપર વિરાજેલા વિષ્ણુને જોયા.[૪૨] ઉત્તમ ગોમંત પર્વતના શિખર ઉપર, માનવ-

* બલરામ શેષનાગનો અવતાર ગણાય છે. † અહીં સમુદ્રાહાણિ એ પદ છે તેનો અર્થ ટીકાકાર 'कामं समुद्रमाविश' મંત્રની સહાયતાથી ઉપર પ્રમાણે મનોરથ અનુસાર રૂપ ધરનારાં એવો કરે છે.

‡ મુંબઇ અને મરાઠી પ્રતિઓમાં 'ग्रहयुक्त-ગ્રહ સાથે સંયુક્ત થયેલો, એ પાઠ છે, અને બલરામ સાથે કૃષ્ણનો સંયોગ થવાથી આ પાઠ કદાચિત્ ગ્રાહ્ય લાગશે, પરંતુ સંગમ કરતાં બંધનથી મુક્તિ થવાનો આનંદ વિશેષ છે, તેથી કાશીની અને બંગાળી પ્રતિઓનો ग्रहमुक्तः પાઠ વિશેષ ગ્રાહ્ય છે.

§ કાશીની અને બંગાળી પ્રતિમા संग्राममुक्तःએ પાઠ છે, જ્યારે મુંબઈ અને મરાઠીમાં संग्रामयुक्तः સંગ્રામ ચલાવવાને સજ્જ થયલો, એ પાઠ છે. પરંતુ 'દૈત્યોનાં આયુધોના ઘાનાં ચિહ્ન તેના શરીરે હતાં' એ વિશેષણ ગરુડને યોજેલું છે, તથા ૩૯-૪૦ મા શ્લોકમાં વિષ્ણુનો મુકુટ દાનવરાજ વૈરોચન પાસેથી વઢીને લાવ્યાનું જણાવ્યું છે, તે જોતાં પૂર્વાપર સંબંધથી સ્વીકૃત પાઠ યોગ્ય લાગે છે.

દેહ ધારણ કરી, પોતાનો દૈવી પ્રકાશ અને ચેષ્ટાથી મુક્ત થઈ, મુકુટથી રહિત, સામાન્ય મનુષ્યની પેઠે વિષ્ણુને તેણે બેઠેલા જોયા.[૪૩] પક્ષીઓમાં શ્રેષ્ઠ ગરુડ તેમના (દૈવી) ભાવોનો જાણકાર હતો, તેથી તેણે તેમને ઓળખ્યા, અને આનંદિત થઈ, આકાશમાંથી જ એ મુકુટ તેમના મસ્તક ઉપર નાંખ્યો.[૪૪] તરત જ એ મુકુટ ઉપેન્દ્ર(કૃષ્ણ)ના મસ્તક ઉપર બરાબર ગોઠવાઈ રહ્યો. ખરે મધ્યાહ્ને મેરુ પર્વતના શિખર ઉપર જેમ સૂર્ય શોભી રહે, તેમ કૃષ્ણના માથા ઉપર બરાબર ગોઠવાયેલો એ મુકુટ પ્રકાશી રહ્યો.[૪૫] એટલે ગરુડના આવા પરાક્રમથી પોતાનો મુકુટ પ્રાપ્ત થયેલો જાણીને પ્રસન્ન વદનથી કૃષ્ણે બલરામને નીચેનું વચન કહ્યું:-[૪૬]

"હે બલરામ! દેવતાઓના (પૃથ્વીનો ભાર ઉતારવા રાજાઓને હણવાના) કાર્યની સફળતાનો સમય હવે સત્વર સમીપ આવતો જાય છે, એમાં કંઈ સંશય નથી; કારણ કે આ પર્વત ઉપર આપણ બન્નેની સાથે હવે થનારા સંગ્રામની આ યોજના દેવતાઓએ રચેલી છે.[૪૭] હું મહાન ક્ષીર ઉદધિમાં શેષશય્યા ઉપર સૂતો હતો, ત્યારે ઇન્દ્રના જેવું દિવ્ય રૂપ ધારણ કરી, સમુદ્રમાં આવી ગ્રાહરૂપથી મારો જે મુકુટ વિરોચનનો પુત્ર ઉપાડી ગયો હતો, તે મુકુટ ગરુડરાજે વહીને તેની પાસેથી પાછો અહીં આણ્યો છે. આમ મારી શય્યામાંથી ચોરાયેલો મુકુટ આણી ગરુડે મારે માથે તે અંતરિક્ષથી ગોઠવ્યો છે.[૪૮-૪૯]*

"વળી હે રામ! નરપતિ જરાસંધ પણ (યુદ્ધ કરવા) પાસે આવેલો છે, એ પણ સુસ્પષ્ટ રીતે જણાય છે. તેના પવનવેગી રથોની ધ્વજાઓના અગ્ર ભાગો દેખાવા લાગ્યા છે, તે જુઓ.[૫૦] હે આર્ય! વિજય મેળવવાને તલપી રહેલા એ રાજાઓની ચન્દ્રના જેવી શોભતી, ઉજ્જ્વલ, સૈન્યથી સુરક્ષિત થયેલી અને વ્યવસ્થાસર ગોઠવાયેલી છત્રીઓ તેમના રથો ઉપર વિરાજી રહી છે.[૫૧] અહો! આકાશમાં જાણે હંસોની પંક્તિઓ ચાલી રહી હોય, તે પ્રમાણે એ રાજાઓના રથ ઉપરની શોભતી તેજસ્વી અને નિર્મલ છત્રીઓની હાર આપણી સન્મુખ આવતી જાય છે.[૫૨] અહાહા! કેવો ચમત્કાર છે! જેમની પ્રભા વિમલ છે એવાં, શત્રુનાં શસ્ત્રોનાં નિર્મલ ફળાના ચમકારા સૂર્યના તેજ સાથે મિશ્રિત થઈને દશે દિશાઓમાં પ્રસરતા હોય એમ જણાય છે.[૫૩] હે આર્ય! ખચિત રણસંગ્રામમાં મારી સામે ફેંકાતાં એ સર્વે આયુધોનો વિનાશ, તે પૃથ્વીપતિઓના વિનાશની સાથે થશે.[૫૪] ખરેખર મહીપતિ જરાસંધ બરોબર યોગ્ય સમયે જ અહીં આવી પહોંચ્યો છે. તે આપણ બન્નેની સાથેના યુદ્ધચાતુર્યની કસોટીરૂપ છે, અને તે આપણો પહેલો રણ-અતિથિ છે.[૫૫] હે આર્ય! તેથી આપણે બન્નેએ એકમેક સાથે મળીને જ (તેની સાથે) યુદ્ધ ચલાવવું જોઇએ, અને જ્યાં સૂધી જરાસંધ રાજા બરોબર આપણી સમીપ આવે નહીં, ત્યાં સૂધી આપણે તેની સાથે યુદ્ધનો આરંભ કરવો નહીં. પરંતુ તે દરમ્યાન આપણે તેના સૈન્યના બલાબલનો વિચાર કરવો જોઇએ."[૫૬]

આ પ્રમાણે બલરામ સાથે યુદ્ધનો વિચાર કરી, સંગ્રામ કરવાની લાલસાવાળા કૃષ્ણ સ્વસ્થ થયા અને જરાસંધનો વધ કરવાની આતુરતાથી તેના બળનો અંદાજ કાઢવા લાગ્યા.[૫૭] અવ્યય, ઉત્તમ યાદવ, કૃષ્ણે એ સર્વે રાજાઓને નીરખ્યા, અને પૂર્વે સ્વર્ગમાં તેમના વિનાશનો જે સંકેત કર્યો હતો, તે પોતાના મનમા આમ ઉકેલવા માંડ્યો:-[૫૮]

"આ જે સર્વ પૃથિવીના પાલકો રાજાને યોગ્ય (યુદ્ધના) માર્ગમાં સ્થિત થયેલા છે, તેઓ શાસ્ત્રથી ઉદ્દેશાયલા કર્મના નિયમ પ્રમાણે વિનાશ પામશે.[૫૯]† એ ઉત્તમ રાજાઓના ઉપર મૃત્યુએ (ભક્ષણ કરતાં પહેલાં યજ્ઞપશુને હોમવા અગાઉ જળથી છાંટી પવિત્ર કરવામાં આવે છે તેમ જળનું) પ્રોક્ષણ કર્યું છે, અને સ્વર્ગમાં જવાને તત્પર થયેલાં એમનાં શરીરો (ઓલવાયા અગાઉ પ્રકાશતા દીવાની પેઠે) વિશેષ પ્રકાશી રહ્યાં છે, એમ હું સમજું છું."[૬૦] ખરેખર એ યોગ્ય જ થયું હતું કે, તેમના ભારથી થાકી ગયેલી, એ શૂરવીર નૃપતિઓનાં સૈન્યોના ઓઘે ઓઘથી વિશેષ પીડા પામતી વસુધા સ્વર્ગમાં આવી હતી.[૬૧] ખચિત જ અલ્પ સમયમાં એ અસંખ્ય રાજાઓથી છવાયલું પૃથ્વીતલ ખાલીખમ થઈ જશે અને આકાશતલ તે સર્વથી વ્યાપ્ત થશે, અર્થાત્ મરીને તેઓ સ્વર્ગમાં ભરાશે.[૬૨]

**इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वनो 'बलराम-नुं सुरापान अने जरासंधनुं आगमन' ए नामनो अध्याय ४१ मो संपूर्ण**

---

* "આમ......ગોઠવ્યા છે;" એટલો ભાગ કાશીની અને બંગાળી પ્રતિમાં નથી; તેમ તેથી પુનરુક્તિ થાય છે, તેથી તેની વિશેષ જરૂર પણ જણાતી નથી. † આનો આશય આ છે:-જેવાં કર્મ કરે તેવાં ફલ મનુષ્ય ભોગવે, એવો જે શાસ્ત્રનો કર્મ-નિયમ છે, તે પ્રમાણે તેમનાં કર્મોનાં ફલ ભોગવવાનો સમય સમીપ આવી પહોંચ્યાથી, તેઓ હવે મરણ પામશે.

## અધ્યાય ૪૨ મો

### જરાસંધનો ઘેરો અને ગોમન્ત પર્વતનો દાહ

वैशंपायन उवाच—

जरासंधस्ततः प्राप्तो नृपः सर्वमहीक्षिताम् ।
नगाधिपैर्बलयुतैरनुयातो महाद्युतिः ॥ १ ॥

વૈશંપાયન કહે છે:-(કૃષ્ણ આમ ગોમંત ઉપર વાટ જોતા હતા) તેટલામાં મહા તેજસ્વી રાજા જરાસંધ સંયુક્ત થયલાં સૈન્યોવાળા સર્વ નરાધિપતિઓ સાથે તે ગોમંત પર્વતની સમીપ આવી પહોંચ્યો.[1] આ ચતુરંગી સૈન્યો, અશ્વશાસ્ત્રમાં નિપુણ પુરુષોએ કેળવેલા, લાંબા પહોળા ઉંચા અને વિશાળ પીઠવાળા ઘોડા જોડેલા, જેની ગતિ કંઈ પણ અટકેલી નથી એવા, અને યોદ્ધાઓથી યુક્ત રથોથી સજ્જ હતાં; તે મેઘ જેવા વિશાળ, સોનાની સાંકળોવાળા, મોટી મોટી ઘંટાઓથી શણગારેલા, યુદ્ધકળામાં નિપુણ મહાવતોથી આરૂઢ થયલા, અને રણસંગ્રામોમાં ટેવાયાથી ધીટ અને નિડર બનેલા હાથીઓથી સજ્જ હતાં; તે, જેના ઉપર ઉત્તમ શિક્ષિત અને સુસજ્જ સ્વારો બેઠા હતા એવા, ફાળભરી અને રવાલ ચાલ ચાલનારા, વાયુના જેવી ગતિવાળા તથા જાણે પક્ષીઓ હોય તેમ ઉડ્ડણ ભરનારા ઘોડાઓથી યુક્ત હતાં; તરવાર, ઢાલ, અને અંગસામર્થ્યથી અસહ્ય થયેલા, પોતાના સિંહનાદથી આકાશને પણ ગજાવી મૂકનારા, સર્પની પેઠે ઉંચાઉંચા ઉછળતા, પક્ષીઓની પેઠે આકાશ સૂધી પણ ઉડ્ડણો ભરનારા, હજારો પગવાળા લશ્કરીઓથી સજ્જ હતાં; આવાં, ચાલતા મેઘો જેવાં દીસતાં ચાર પ્રકારનાં સૈન્યો સાથે બલાઢ્ય અને (સૈનિકને યોગ્ય યુદ્ધખેલનનું) વ્રત ધારણ કરનારો જરાસંધ રાજા ત્યાં આવી પહોંચ્યો.[૨-૬] જરાસંધે ખડખડ કરતી ધરીઓવાળા રથોના ગડગડાટના, મદ ઝરતા હાથીઓની ગર્જનાના, ઘોડાઓના હણહણાટના તથા ઉગ્ર પદાતિઓના સિંહનાદના ભયંકર ધ્વનિથી સર્વે દિશાઓ અને ગુફાઓમાં રહેનારાં સર્વે વનચર પ્રાણીઓને ખળભળાવી મૂક્યાં. આવા પ્રકારનાં ચતુરંગ સૈન્યો(રૂપી ઉછળતાં મોજાં)થી એ રાજા જરાસંધ, સમુદ્રના જેવો દેખાતો હતો.[૭-૮] યુદ્ધના આનંદથી હલમલેલા યોદ્ધાઓથી ભરપૂર અને સિંહનાદના તેમ જ બાહુદંડની થાપોટના ધ્વનિ કરનારું, પૃથ્વીપતિઓનું સૈન્ય જાણે મેઘોનું જ સૈન્ય હોય, એવું દેખાતું હતું.[૯] પવનના જેવી શીઘ્ર ગતિવાળા રથોથી, મેઘો જેવા પ્રચંડ હાથીઓથી, શુભ્ર વાદળા જેવા ઘોડાઓથી તથા આયુધોથી સારી રીતે સજ્જ થયલા પદાતિઓથી અતિશય મિશ્રિત થઈ ગયેલું પાયદળવાળું, હાથી, રથ અને ઘોડાઓથી ઉભરાતું, એ ચતુરંગી સૈન્ય ગ્રીષ્મ ઋતુને અંતે સાગરને ભેટતા મેઘસમૂહોની પેઠે શોભતું હતું.[૧૦] [૧૧] જરાસંધને અગ્રણી કરીને આવેલા એ સર્વે સૈન્યથી સંયુક્ત મહીપાલોએ ગોમંત પર્વતને ઘેરી, તેની આસપાસ છાવણી નાંખવાની તૈયારીઓ કરી.[૧૨] તંબુઓ ઉભા કરીને વસેલું તેનું સૈન્ય શુક્લ પક્ષની પૂર્ણિમાને દિવસે પૂર જોસમાં ઉછળતા મહાસાગરની પેઠે શોભી રહ્યું હતું.[૧૩]

આમ ત્યાં પડાવ નાંખી પડ્યાને એક રાત્રિ વીતી ગઈ, એટલે (યુદ્ધના આરંભ પૂર્વે કરવા યોગ્ય) કૌતુક નામની મંગલ ક્રિયા યુદ્ધની લાલસાવાળા એ સર્વે રાજાઓએ કીધી, અને પછી તેઓ ગોમંત પર્વત ઉપર ચઢવાને એકત્ર જામ્યા.[૧૪] આમ એ પર્વતની તળેટીમાં એકત્ર થયા પછી, યુદ્ધનો (પ્રારંભને યોગ્ય) કાળ નીરખતા એ સર્વે રાજાઓ કુતૂહલથી માંહોમાંહે મંત્ર ચલાવવા લાગ્યા.[૧૫] પછી એ પૃથ્વીપતિઓની સભામાંથી પ્રચંડ ઘોઘાટ, યુગને અંતે (પ્રલયકાલે) મહાસાગરની જેવી ભેદતી પ્રચંડ ગર્જના નીકળે છે તેમ, સંભળાવા લાગ્યો.[૧૬] એટલામાં તેમની વચ્ચે પાઘડીવાળા, વૃદ્ધ અને હાથમાં નેતરના દંડવાળા કંચુકીઓ "બોલશો નહીં," "મુંગા રહો" એમ જરાસંધ રાજાની આજ્ઞાથી પોકારતા ચારે કોર વિચરી રહ્યા.[૧૭] આ પોકારોથી શાંત અને મુંગુંમંત્ર થયેલું એ સૈન્ય ઉંઘી ગયલાં માછલાં અને સર્પોવાળા શાંત સમુદ્રની પેઠે શોભી રહ્યું.[૧૮] પોતાની આજ્ઞાથી જાદુ પ્રમાણે, મહાસાગર જેવું સઘળું સૈન્ય શાંત અને મુંગું થઈ ગયું, એટલે બૃહસ્પતિની પેઠે જરાસંધ રાજાએ તેને ઉદ્દેશી આ મહદ્ વચન કહ્યું.[૧૯]

"હે સૈનિકો! સર્વ રાજાઓનાં સૈન્યો અહીં સત્વર એકઠાં થઈ જાઓ; અને તેના યોગ્ય સમૂહો બાંધીને આ પર્વતને આસપાસથી ઘેરી લ્યો.[૨૦] પાષાણ નાંખવાનાં યંત્રો અને ફેંકવાનાં આયુધો તેમ જ ઘોડીઓ પણ સજ્જ રાખો; પ્રાસ અને ઉંચે ફેંકવાને માટે નાની પરંતુ વજનદાર તોમરો પણ તમારી સાથે ઉપર લઈ લ્યો. વળી ઉંચેથી (તમારી ઉપર) પડનારાં આયુધો(નાપ્રહાર)ને ખાળી શકે, એવાં યંત્રો પણ સત્વર શિલ્પીઓ પાસે તૈયાર કરાવો.[૨૧-૨૨] પરસ્પર

* આ અધ્યાયના ૧ થી ૪૦ શ્લોકો, અધ્યાય ૩૫ માના ૧૪ થી ૫૨ શ્લોકોને વર્ણન આદિમાં અક્ષરશઃ મળતા આવે છે. માત્ર એટલો તફાવત જ ફેર છે કે, ૩૫ માંના એ શ્લોકોમાં જ્યાં પુરીનો ઉલ્લેખ છે ત્યાં આ અધ્યાયના આ શ્લોકોમાં પર્વતનો ઉલ્લેખ છે, અને અહીંતહીં કાંઇક પદનો ફેર પણ જણાય છે. બાકી તો વર્ણન આદિનો સર્વ ક્રમ એકસરખો શબ્દશઃ છે.

(સ્પર્ધાથી) વિશેષ મદોન્મત્ત થઇને યુદ્ધ કરનારા, શૂરવીરોએ, જેમ સેનાપતિ શિશુપાલ આજ્ઞા કરે, તેમ તત્કાલ જ વર્તવું.[૨૩] તમે સર્વે જણ અસંખ્ય ટાંકણાં અને ખનિત્રા( કોદાળી, ત્રિકમ વિગેરે )થી આ ઉત્તમ પર્વતના કુરચે કુરચા કરી નાંખો. તેમ કિલ્લામાં રહીને યુદ્ધ કરવાની કળા જાણનારા રાજાઓએ આ કાર્ય કરનારાઓની સમીપ જ (તેમના રક્ષણ અર્થે) રહેવું.[૨૪] આજથી તે જ્યાં સૂધી વસુદેવના પેલા બે પુત્રોને આપણે મારી નાંખીએ નહીં ત્યાં સૂધી, મારા સૈન્યે આ પર્વતને ઘેરો ઘાલેલો ચાલુ જ રાખવો.[૨૫] શિલાઓનો ઉત્પાદક આ પર્વત અચળ છે, તેને એવી તો ગાઢ રીતે ઘેરી લ્યો કે, તેમાંથી એક પક્ષી પણ બહાર ચસી શકે નહીં, અને તે માટે બાણોરૂપી અસંખ્ય મોજાંઓથી આકાશને પણ છાઈ નાંખો.[૨૬] હે રાજાઓ! તમારામાં હું સૈન્યોનો વડો સેનાપતિ છું, તેથી તમારે (મારી આજ્ઞા અનુસાર) પર્વતની તળેટીઓમાં (હું સૂચવું છું, તે તે દિશાઓમાં) એકઠા થવું, અને જેમ જેમ અનુકૂલ અવકાશો જણાતા જાય, તેમ તેમ એકદમ આ પર્વત ઉપર ચઢતા જવું.[૨૭]

કલિંગ દેશના અધિપતિ મદ્ર, બાહ્લિકના રાજા ચેકિતાન, કાશ્મીરના રાજા ગોનર્દ, કરુષોનો રાજા, કિંપુરુષોનો રાજા દ્રુમ, અને પર્વતના પ્રદેશમાં રહેનારા માલવ રાજા, એમણે અને તેમના યોદ્ધાઓએ સત્વર આ પર્વત ઉપર બીજી બાજુએથી (પશ્ચિમ બાજુએથી) ચઢી જવું.[૨૮-૨૯] પુરુ વંશનો વેણુદારિ, વિદર્ભ દેશનો સોમક, ભોજવંશનો અધિપતિ રુક્મી, માલવ રાજા સૂર્યાક્ષ, પાંચાલોનો અધિપતિ દ્રુપદ, અવંતિપ્રદેશનો વિંદ અને અનુવિંદ, વીર્યશાલી દંતવક્ત્ર, છાગલી, પુરમિત્ર, દરદ* રાજા, કૌશામ્બીનો રાજા, માલવ, શતધન્વા, વિદૂરથ, ત્રિગર્તનો રાજા ભૂરિશ્રવા, બાણ અને પંચનદ આદિ, વજ્રના જેવા ઉત્તમ ગૌરવવાળા, અને દુર્ગ જિતવાને શક્તિવાન્ રાજાઓએ (સૈન્યો સાથે) શત્રુનું મર્દન કરતાં કરતાં આ પર્વત ઉપર ઉત્તર દિશાએથી ચઢી જવું.[૩૦-૩૨] ઉલૂક, અંશુમાનનો વીર પુત્ર કૈતવેય, એકલવ્ય, દૃઢાશ્વ, ક્ષત્રધર્મા, જયદ્રથ, ઉત્તમૌજા, શાલ્વ, કેરલનો રાજા કૌશિક, વિદિશાના રાજા વામદેવ, અને વીર્યશાલી સુકેતુ—એ રાજાઓએ પૂર્વ દિશાએથી આ પર્વત ઉપર ચઢી જવું, અને વાયુ જેમ વાદળાંને ભેદી નાંખે છે, તે પ્રમાણે તેમણે આ પર્વતને ભેદતાં ભેદતાં ઉપર સરર દોડી જવું.[૩૩-૩૬] હું, દરદ, અને વીર્યશાલી ચેદિરાજ દમઘોષ, આયુધોથી સજ્જ થઈ, દક્ષિણ બાજુએથી આ પર્વતને વિદારીશું.[૩૭]

"હે રાજાઓ! આ પ્રમાણે (તમારાં) સૈન્યોથી ચારે પાસથી સત્વર ઘેરાયલો આ ગોમંત પર્વત વજ્રના જેવા અસહ્ય પ્રહારોથી તુમુલ ભયને પ્રાપ્ત થશે.[૩૮] ગદા ધારણ કરનારાઓએ ગદાઓથી, પરિઘ આયુધવાળાઓએ પરિઘોથી તેમ જ અન્ય યોદ્ધાઓએ (પોતાનાં યોગ્ય) વિવિધ શસ્ત્રોથી આ પર્વતને ભેદી નાંખવો.[૩૯] વિષમ અને ઉચ્ચ શિલાઓવાળા આ સમગ્ર પર્વતને, તમારે સર્વ રાજાઓએ આજે ને આજે સપાટ કરી નાંખવો."[૪૦]

તે પછી, જરાસંધનું આ વચન સાંભળીને તેની આજ્ઞાથી સાગર જેમ પૃથિવીની આસપાસ ફરી વળે, તેમ સઘળા રાજાઓ સૈન્યો સાથે (પર્વતની આસપાસ ફરી વળવા, તત્પર થયા.[૪૧] પરંતુ એટલામાં તો સર્વ સૈન્યોના સેનાપતિ, દેવોના સેનાપતિ ઇંદ્રના જેવા, ચેદિરાજ દમઘોષ (જરાસંધની સૂચના પોતાને નહીં રુચવાથી ) તેને નીચે પ્રમાણે વચન કહ્યું:

"હે જરાસંધ રાજા! પર્વતોમાં ઉત્તમ આ દુર્ગમ ગોમંત પર્વત ઉપર યુદ્ધ કરવાથી તને શો લાભ થવાનો છે?[૪૨] કારણ કે તે ચઢવામાં અતિશય કઠણ છે, તેનાં શિખરો ઉંચાં ઉંચાં વૃક્ષો અને કાંટાઓથી છવાયલાં છે, તેટલા માટે પુષ્કળ લાકડાં અને ઘાસ આ પર્વતની ચારે કોર ગોઠવીને આજે ને આજે જ તેને આગ સત્વર લગાડી દ્યો. આ સિવાય અન્ય પ્રયત્ન કરવાની કશી જરૂર નથી. ક્ષત્રિય યોદ્ધાઓ સુકુમાર છે, અને રણાંગણમાં બાણોથી યુદ્ધ ચલાવી શકે એવા છે.[૪૩-૪૪] પરંતુ તેમને આપણે આ પ્રમાણે પગપાળા સૈનિક તરીકે આ કઠિન પર્વત ઉપર યુદ્ધ કરવાને યોજવા, એ યોગ્ય નથી. પર્વતને એમ ઘેરો ઘાલવાથી અથવા તો તે ઉપર ચઢી જવાથી કાંઈ પણ અર્થ સરવાનો નથી.[૪૫] પણ હે તાત! એમ ઘેરો ઘાલીને દેવો પણ આ પર્વતને વિદારી શકશે નહીં જ. હે રાજાઓ! કિલ્લાની સમીપ યુદ્ધ કરવાનું હોય, ત્યારે જ તમારે તેને ઘેરો ઘાલીને પડવું, એ ક્રમ વિશેષ સારો છે.[૪૬] પર્વતનો આશ્રય કરીને રહેલા શત્રુઓનો પરાભવ ધાન્ય, બળતણ અને પાણીની તૂટ પડે છે ત્યારે જ કરી શકાય છે. આપણે પુષ્કળ સંખ્યામાં છીએ તેથી આમ ઘેરો ઘાલી પડવું કે ઉપર ચઢવું, એ યુદ્ધની નિપુણ નીતિ નથી. (અર્થાત્, સંખ્યા વિશેષ હોવાથી આપણે શત્રુને આ પ્રયોગથી સતાવી શકીશું એમ માનવું, એ યુદ્ધનીતિનું અજ્ઞાન છે.)[૪૭] રણમાં ઉતરેલા એ યાદવો બે જ છે. માટે તેઓ ક્ષુદ્ર અને અવગણનાને પાત્ર છે, એમ તમારે માનવું

* બંગાળી તથા કાશીની પ્રતિમાં 'દરદ'ને બદલે 'વિરાટ' પાઠ છે, પણ શ્લોક ૩૭ માંમાં 'દરદ'નું સૂચન છે અને 'વિરાટ'નું નથી.

નહીં જોઈએ. એ બે યાદવોનું બલ આપણાથી અજાણ્યું નથી. તેઓ બન્ને દેવતુલ્ય પરાક્રમી છે, એમ સાંભળવામાં છે.૪૮ તેમણે અદ્યાપિ પર્યંત કરેલાં કર્મોથી આપણે તે બન્નેને અમર (દેવ) સમાન પીછાનીએ છીએ. તે બન્ને બાળક છે, છતાં અતિશય બલવાળા છે, તેમ એ બે ઉત્તમ યાદવો દુષ્કર કર્મો પણ કરતા આવ્યા છે.૪૯ આથી (તેમને ક્ષુદ્ર ન ગણતાં પર્વત ઉપર ચઢવાનું માંડી વાળો અને) તેની આસપાસ સુકું ઘાસ અને લાકડાનાં ગંજ ગોઠવી દ્યો. પછી આપણે તેને આગ લગાડીશું. આ ઉપાયથી ચેતનરહિત થઇને તે બન્ને બળી જશે.૫૦ જો કદાચિત્ અગ્નિથી બળવાથી તેઓ આપણી સમક્ષ પર્વતની બહાર નીકળી આવશે, તો આપણે સૌ એકઠા થઈને તેમના ઉપર પ્રહાર કરીશું, એટલે તેઓ તરત જ જીવનનો ત્યાગ કરી જશે, અર્થાત્ મરી જશે."૫૧

રાજાઓના હિતના વિચાર કરીને બોલનારા ચેદિ રાજા દમઘોષનું આ વચન સર્વે સૈન્યવાળા મહીપતિઓને રુચતું આવ્યું.૫૨ તે પછી લાકડાં, ઘાસ, વાંસ, સુકી ડાળીઓ અને શાખા તથા વૃક્ષોના બળવાથી, જેમ સૂર્યનાં કિરણોથી મેઘ પ્રકાશી ઉઠે તેમ એ ઉત્તમ પર્વત પ્રજળવા લાગ્યો.૫૩ જે દિશાએ પવનનો સપાટો વાતો હતો, તે દિશામાં ચારે કોર પર્વતની આસપાસ ઘાસ મૂકીને, ચંચળ પરાક્રમવાળા રાજાઓએ તેને સળગાવી દીધું.૫૪ એટલે પવનથી ઉત્તેજિત થયેલા અગ્નિએ તેની ચારે કોર દવ પ્રસારી દીધો; અને તેણે ધુમાડા અને જ્વાળાઓની તેજસ્વી હારોથી આકાશને પણ પ્રકાશમાન કર્યું.૫૫ આમ લાકડાંના ઢગેઢગમાંથી ઉત્પન્ન થયલા અગ્નિએ પવનની સહાયતાથી રમણીય વૃક્ષોવાળા શોભાયમાન ગોમંત પર્વતને બાળવા માંડ્યો.૫૬ આ પ્રમાણે બળવાથી એ ઉત્તમ પર્વતની વિશાળ શિલાઓ ભેદાઇને ધડાધડ નીચે પડવા લાગી, અને તેના સેંકડો કટકા થવાથી એ શિલાઓએ મહાન ઉલ્કાપાતનું દર્શન કરાવવા માંડ્યું.૫૭ સૂર્ય જેમ પોતાનાં કિરણોથી મેઘને છાઈ નાંખે છે, તેમ જ્વાળાઓથી ઉદ્ધત થયલા અગ્નિએ પોતાની જ્વાળાથી સર્વ પાસથી ઉત્તમ પર્વતને છાવરી નાંખ્યો.૫૮ અગ્નિથી રસ થઈને ઝરતી ધાતુઓનાં વહેણોથી, બળતાં વૃક્ષોની જ્વાળાઓથી તથા બ્હાવરાં બનેલાં પ્રાણીઓની દોડાદોડીથી એ પર્વતરાજ જાણે પીડા પામીને રડતો હોય તેમ જણાતું હતું.૫૯ અગ્નિથી બળતા અને અતિશય તપી ગયલા એ પર્વતે સુવર્ણ, લોઢા અને રૂપાના રસોનાં ઝરણ વહેવડાવવા માંડ્યાં.૬૦ વહ્નિથી પોતાનું અંગ બળતું હતું, તે છતાં ધૂમાડાના અંધકારમાં ડુબેલો એ પર્વત મેઘોના સમૂહથી ઢંકાયો હોય તેમ, વિશેષ પ્રકાશતો ન હતો.૬૧ પથ્થરોના વિછૂટા પડતા સમૂહોથી, તથા તીક્ષ્ણ અંગારાઓની વૃષ્ટિથી ગોમંત પર્વત પ્રલય સમયના અગ્નિની જ્વાળાઓથી યુક્ત મેઘ જાણે ઉલ્કાની વૃષ્ટિ કરતો હોય, એવો દેખાતો હતો.૬૨

આમ આગથી જેના પાણીના ઝરાઓ સૂકાઈ ગયા હતા તથા ધૂમાડાથી જેનો મધ્ય ભાગ ઉપસેલો જણાતો હતો, એવો આ ગોમન્ત પર્વત પ્રલય સમયના અગ્નિથી જાણે બળતો હોય, તેમ ભસ્મીભૂત થવા લાગ્યો.૬૩ તેનાં પાસાંમાં રહેલા વિશાળ ફેણાવાળા, લાલચટક અને ફાટી આંખોવાળા સર્પો અર્ધ દેહ બળવાથી શ્વાસોશ્વાસ છોડતા બહાર પડવા લાગ્યા.૬૪ અગ્નિથી ઘેરાયલા અને આકુળવ્યાકુળ બનેલા સિંહો અને વાઘો વારંવાર આકાશ તરફ ઉછળી ઉછળીને પાછા નીચે મોંઢે હેઠા પડીને આર્ત (કરુણ) નાદ કરી રહ્યા.૬૫ વૃક્ષોએ આ દાહને પરિણામે અંગમાંથી નીકળતા સારરૂપ જળનો પ્રવાહ કાઢવા માંડ્યો.૬૬ ભસ્મ અને અંગારાઓથી રાતો અને પીળચટ્ટો થયલો વાયુ ઉંચે ને ઉંચે ચઢવા લાગ્યો, તથા ધૂમાડાની છાયા ગર્વયુક્ત મેઘ જેવી આકાશમાં દેખાવા લાગી.૬૭ કાળી શિખાવાળા અગ્નિની અતિ પ્રખરતાને લીધે પક્ષીઓ અને વનચર પક્ષીઓથી ત્યજાયલાં મોટાં મોટાં શિખરોવાળો ગોમન્ત પર્વત આકુળવ્યાકુળ થઈ ગયો.૬૮ જેની વિશાળ શિલાઓનો સમૂહ ચંચળ (પડું પડું) થઈ ગયો હતો, એવો એ પર્વત જાણે ઇન્દ્રના વજ્રથી ફાટી પડતો હોય, તેમ શિલાઓનો વર્ષાદ વરસાવી રહ્યો.૬૯

આ પ્રમાણે વ્યૂહરચનામાં ગોઠવાયલા ક્ષત્રિયો ગોમન્ત પર્વતને દાહ લગાડીને અગ્નિથી બળ્યા બળ્યા થઈ જવાથી અર્ધો કોશ, દૂર જઈ ઉભા રહ્યા.૭૦ આ રીતે એ ઉત્તમ પર્વત બળતો હતો, તેનાં વૃક્ષો ઉથલી ઉથલીને હેઠાં પડતાં હતાં, ધૂમાડાના ગોટેગોટથી કંઈ પણ વસ્તુ દેખાતી હતી નહીં, અને પર્વતનો મૂલ પ્રદેશ શિથિલ થતો જતો હતો, તેટલામાં કમલલોચન બલરામે ક્રોધે ભરાઈ, કેશી દાનવને હણનારા, સાક્ષાત મધુસૂદન(કૃષ્ણ)ને નીચેનું વચન કહ્યું:—૭૧-૭૨

"હે તાત કૃષ્ણ! માત્ર આપણ બન્નેની સાથેના વેરને લીધે જ બળવાન્, વસુધાના અધિપતિઓએ શિખરો અને વૃક્ષો સાથે આ પર્વતને બાળવા માંડ્યો છે.૭૩ હે કૃષ્ણ! અગ્નિથી તપેલાં અને ધૂમાડાથી છવાયલાં, પર્વતના પાસામાંનાં વનોનાં ઉત્તમ પક્ષીઓ કરુણ નાદ કાઢી રહ્યાં છે, એ તું જો તો ખરો.૭૪ હે તાત! જો આપણી સાથેના વેરને લીધે આ ગોમન્ત પર્વત

બળી જશે, તો તેથી લોકમાં આ આપણો અપયશ ગણાશે અને નિંદા પણ થશે.૭૫ હે પર્વત સમાન દૃઢ! હે યોદ્ધાઓમાં ઉત્તમ કૃષ્ણ! તેટલા માટે એ ઋણમાંથી મુક્ત થવાની ખાતર ચાલો આપણે આપણા હાથથી એ સર્વે ક્ષત્રિયોને હણીએ.૭૬ ક્રોધે ભરાયલા એ સર્વે ક્ષત્રિયો આ પર્વતને આગ લગાડીને, (દૂર ઉભા છે). હે તાત! રથ ઉપર આયુધોથી સજ્જ થઈને યુદ્ધ કરવાને આતુર થયા હોય એમ ચઢેલા દેખાય છે."૭૭

આવું વચન કૃષ્ણને કહેતાં વેંત જ મેરુ પર્વત ઉપરથી જેમ ચન્દ્રમા હેઠો પડે, તેમ ગોમન્ત પર્વતના શિખર ઉપરથી વનમાલા ધારણ કરીને યુવાન્ અને શ્રીમાન્ બલરામે હેઠળ પડતું મૂક્યું.૭૮ કાદંબરી(વારુણી)નું પાન કરવાથી મદમત્ત થયલા, ગળીના વર્ણનું પીતાંબર પહેરનારા, શ્વેત મુખવાળા, શરદ ઋતુના ચન્દ્રસમાન શોભતા, વનમાલાથી શોભતી છાતીવાળા, કાને અતિશય રમણીય કુંડલ ધારણ કરનારા અને મનહર મુકુટવાળા, કેશવના મોટા ભાઈ બલરામે રાજાઓની વચ્ચે એકદમ પડતું નાંખ્યું.૭૯-૮૦ બલરામ આમ હેઠળ કૂદી પડ્યા, એટલે તરત જ કાળા મેઘસમાન, શ્રીમાન્, અમાપ પરાક્રમી કૃષ્ણ પણ હેઠળ કૂદકો મારવા તત્પર થયા.૮૧ તેમ કરતાં હરિએ પોતાના બે પગથી એ ઉત્તમ પર્વતને દાબવા માંડ્યો. આમ દબાવાથી તે પર્વત ચારે કોરથી નીચે પૃથ્વીમાં મગ્ન થવા લાગ્યો.૮૨ એટલે જાણે મદ ઝરતા હાથી હોય તેમ તેના પેટામાંથી નીકળતા પાણીના ઝરાઓ વહેવા માંડ્યા, અને જેમ સૂર્ય કલ્પને અંતે મેઘોના સમૂહોથી તથા વૃષ્ટિથી પ્રલયાગ્નિને શમાવી દે છે, તે પ્રમાણે એ પાણીના પ્રવાહોથી તે જ ક્ષણે અગ્નિ શમી ગયો.

પછી તરત જ સિંહની ગર્જના સમાન નાદ કરનારા, પીતાંબરધારી, મેઘ જેવી શ્યામ મૂર્તિવાળા, મુકુટધારી, કમલલોચન, છાતીપર શ્રીવત્સને ધારણ કરનારા, સહસ્રાક્ષ (ઇન્દ્ર) સમાન તેજસ્વી, સુંદર મુખવાળા, વીર્યશાલી શ્રીકૃષ્ણ બલરામની પછવાડે કૂદી પડ્યા. એ બન્નેના પગથી દબાયલા ગોમન્ત પર્વતે તીવ્ર અગ્નિ શમાવવાને પાણીના ઝરા વહેવડાવ્યા. પર્વતમાંથી આ પ્રમાણે પાણીના ઝરા વહેતા જોઈને રાજાઓના અંતઃકરણમાં ભય પેઠો.૮૩

**इति श्रीमहाभारतमां खिलहरिवंशपर्व विषे विष्णुपर्वमां 'जरासंधनो घेरो अने गोमन्त पर्वतनो दाह' ए नामनो अध्याय ४२ मो संपूर्ण**

## અધ્યાય ૪૩ મો

### બલરામ અને કૃષ્ણનું રાજાઓ સાથે યુદ્ધ

वैशंपायन उवाच—

तौ नगादाप्लुतौ दृष्ट्वा वसुदेवसुतावुभौ ।
क्षुब्धं नरवरानीकं सर्वं संमूढवाहनम् ॥१॥

વૈશંપાયન કહે છેઃ—આ રીતે વસુદેવના આ બન્ને પુત્રોને પર્વત ઉપરથી હેઠળ કૂદી પડેલા જોતાં વેંત જ સર્વ નરવરોનાં સૈન્યો ખળભળી ઉઠ્યાં, અને સર્વે વાહનો (હાથી, ઘોડા આદિ) ભયથી મૂઢ બન્યાં.*૧ બાહુરૂપી આયુધોવાળા એ બન્ને યાદવો, જાણે સમુદ્રને ખળભળાવનારા બે મઘર હોય તેમ, ક્રોધથી ઉત્તેજિત થઈને ત્યાં ઘૂમવા લાગ્યા.૨ એ બન્ને યાદવો આમ રણસંગ્રામમાં નિમગ્ન થયા કે, તરત તેમને પોતાનાં પુરાણાં (વિષ્ણુ સ્વરૂપનાં) આયુધો ગ્રહણ કરવાની મતિ થઈ આવી.૩ એટલે તે જ ક્ષણે હજારો રાજાઓ સાથે યુદ્ધ કરવાની આકાંક્ષા ધરાવતા એ બે મહાત્માઓ સમક્ષ ફરી એ આયુધો આકાશતલમાંથી રણમાં ઉતરી આવ્યાં.૪ મથુરા આગળના યુદ્ધના પ્રસંગે જે દિવ્ય આયુધો રણમાં શોભતાં એ બે વીરોને પ્રાપ્ત થયાં હતાં, તે જ દિવ્ય આયુધો રણસંગ્રામ પાછો ચાલતાં ફરી તેમને પ્રાપ્ત થયાં.૫ જીભ ચાટતા સર્પો જેવાં, દિવ્ય અને પૂર બહારમાં સળગતા તેજસ્વી અગ્નિ જેવાં જે આયુધો મથુરા આગળના યુદ્ધની સમાપ્તિને સમયે અંતર્ધાન થયાં હતાં, તે જ આયુધો પાછાં એ બન્ને યાદવોના હાથમાં આવ્યાં.૬ એ યુદ્ધમાં ઉતરેલા રાજાઓનું માંસ સર્વ રીતે રણસંગ્રામમાં ભક્ષણ કરવાને આતુર થયલાં, વિશાળ મૂર્તિમંત આયુધોની પછવાડે જ માંસાહારી પ્રાણીઓ પણ ત્યાં વિચરી રહ્યાં.૭ દિવ્ય પુષ્પમાલાઓ ધારણ કરનારાં એ આયુધોએ આકાશમાં વિચરનારી વ્યક્તિઓને ત્રાસ પમાડ્યો અને તેજથી ભરેલા પોતાના પ્રકાશથી દશે દિશાઓને ચમકતી કરી દીધી.૮ સંવર્તક નામનો હળ, સૌનંદ મુસળ, સુદર્શન ચક્ર અને કૌમુદિકી ગદા, એ ચાર, વિષ્ણુના તેજરૂપ આયુધો, મહાન્ રણસંગ્રામમાં એ બન્ને યાદવોને પ્રાપ્ત થયાં.૯-૧૦ એટલે રણમધ્યે પહેલાં જ સાત્વતોમાં શ્રેષ્ઠ બલરામે રણના અલંકાર (ધ્વજા) જેવો દિવ્ય માળાઓ વિંટાળેલો અને સર્પરાજ (વાસુકી) ની પેઠે સરર સરતો સંવર્તક હળ ડાબા હાથમાં ધારણ કર્યો. તે પછી તેમણે શત્રુઓના આનંદને હરી લેનારું, સર્વ મુસલોમાં ઉત્તમ

* બેતાળીસમા અધ્યાયની પહેલા શ્લોકની નોટમાં જણાવ્યું છે તેમ, આ અધ્યાયના શ્લોક ૧ થી ૩૦ શ્લોક, અધ્યાય ૩૫ માના શ્લોક ૫૪ થી ૮૦ ને વર્ણન આદિના ક્રમમાં માત્ર અહીં તહીં જવલ્લે જુજ ફેરફાર સાથે શબ્દશઃ મળતા આવે છે; પહેલા શ્લોકમાં મથુરાપુરીને બદલે 'પર્વત ઉપરથી બલરામ, કૃષ્ણ ઉતરી આવ્યા' એટલો જ ફેર કરેલો છે.

સૌનંદ નામનું મુસલ જમણા હાથમાં ઉપાડયું.[૧૧-૧૨] પછી આદિત્ય સમાન વર્ચસ્વવાળું અને સર્વ લોકોમાં દર્શનીય, સુંદર સુદર્શન નામનું ચક્ર કેશવે પ્રીતિથી ધારણ કર્યું.[૧૩] વળી એ જ વીર્યશાલી કૃષ્ણે લોકોમાં દર્શનીય મેઘ પેઠે ગર્જના કરતું અને શાર્ઙ્ગ નામથી ત્રણે લોકમાં વિખ્યાત ધનુષ્યનો એક હાથમાં અંગીકાર કર્યો.[૧૪]* વળી દેવોએ જેના અવતારનું રહસ્ય કહેલું છે એવા, કુમુદ સરખાં લોચનવાળા કૃષ્ણે બીજા હાથમાં કૌમોદકી નામની ગદા ધારણ કરી.[૧૫]

આ પ્રમાણે દિવ્ય આયુધો ધારણ કરીને સાક્ષાત્ વિષ્ણુના અવતાર,† વીર બલરામ અને ગોવિંદ રણસંગ્રામમાં શત્રુ રાજાઓની સાથે યુદ્ધ કરવા મંડી પડ્યા.[૧૬] દિવ્ય આયુધધારી, અન્યોન્યમય, મોટા અને નાના ભાઈ તરીકે બલરામ અને ગોવિંદના નામથી લોકમાં ઓળખાતા, વિષ્ણુના એક શરીરના બે ભાગરૂપ, અને બલ આદિમાં અદ્વિતીય, એ બે યોદ્ધાઓ રણસંગ્રામમાં જાણે સાક્ષાત્ ઈશ્વર જ હોય, તેમ શત્રુઓને હઠાવવા તેમ જ પરાક્રમ દાખવવા લાગ્યા.[૧૭-૧૮] દુશ્મનોના કાળરૂપ વીર બલરામ સર્પરાજ(વાસુકી)ના જેવો ક્રોધ સ્વરૂપ હલ ઉગામી રણસંગ્રામમાં વિચરતા હતા.[૧૯] તેણે મહાત્મા ક્ષત્રિયોના રથોના સમૂહોને ખેંચી ઉથલાવી તથા હાથીઓ તેમ જ ઘોડાઓને ભોંય ભેગા કરી, પોતાના ક્રોધને સફળ કર્યો.[૨૦] હળથી ઉથલાવી પાડેલા હાથીઓને મુસલના પ્રહારો કરી, અચલ રમણીય પર્વત સમાન બલરામે હણી નાંખ્યા.[૨૧] રણમાં બલરામના પ્રહારો ખમતા ઉત્તમ ક્ષત્રિયો ભયભીત થયા, અને તેઓ રથવિહોણા થવાથી જરાસંધની સમીપ (રક્ષણ અર્થે) દોડી ગયા.[૨૨] એટલે ક્ષત્રિય ધર્મની ઉત્તમ રીતે વ્યવસ્થા કરનારા, જરાસંધે તેમને (નાસી આવવા માટે તિરસ્કાર કરતાં આ વચન) કહ્યું કે, "હે રાજાઓ ! રણમાં બાયલા બનેલા તમારા આત્માઓના આવા ક્ષાત્ર જીવનને ધિક્કાર છે.[૨૩] રણમાં શત્રુના પરાક્રમથી પીડાતો, અને રથથી વિહોણો થયલો ક્ષત્રિય જો સંગ્રામમાંથી પલાયન કરી જાય, તો તેને ગર્ભમાં રહેલા બાળની હત્યાનું અસહ્ય પાપ લાગે છે, એમ સુજ્ઞ પુરુષો કહે છે.[૨૪] ભૂમિ ઉપર (વાહન વિના) પગે ચાલનારા, વિશેષે કરીને અલ્પ બળવાળા એક ગોવાળીઆથી આમ ભય પામીને તમે શા માટે આ રીતે રણમાંથી પાછા ભાગી આવ્યા છો ? તમારા આવા ક્ષત્રિય જીવનને ધિક્કાર છે.[૨૫] તેથી (તમારા ક્ષાત્રજીવનની શોભા ટકાવવા ખાતર) મારા વચનથી ઉત્તેજિત થઈને તમે સર્વ સત્વર રણમાં પાછા ફરો; જુઓ, હું યુદ્ધમાં એ બે ગોવાળીઆઓને યમના ધામમાં સત્વર પહોંચાડું છું."[૨૬]

જરાસંધે આવું ઉશ્કેરનારું વચન કહ્યું, તેથી ઉત્તેજાયલા એ સર્વે ક્ષત્રિયો બાણોની વૃષ્ટિ કરતા હર્ષઘેલા થઈ, યુદ્ધ કરવાને પાછા તત્પર થઈ ગયા.[૨૭] તેઓમાંના કેટલાક સુવર્ણથી શણગારેલા ઘોડાઓ ઉપર તો કેટલાક ચન્દ્ર સમાન તેજસ્વી રથો ઉપર અને કેટલાક મહાવતોથી હંકારાતા મેઘસમાન હાથીઓ ઉપર પાછા આરૂઢ થયા અને અંગરખી બખ્તરોવાળા, કાતિલ ખડ્ગોવાળા, તીક્ષ્ણ આયુધોવાળા, વસ્ત્રો અને આભરણોથી તેજસ્વી બનેલા, પણછ ચઢાવેલાં ધનુષ્યો અને બાણવાળાં ભાથાઓ વગેરે શસ્ત્રઅસ્ત્રની સામગ્રીઓથી સજ્જ થયલા, છત્રધારી એ સર્વે ક્ષત્રિયો રમણીય ચામર ઢોળાવતા પાછા રણમાં શોભી રહ્યા.[૨૮-૩૦] ત્યાં તો તેમણે યુદ્ધરૂપી રંગભૂમિમાં ઝંપલાવનારા, અહીંથી તહીં દોડતા, મોટી ભુજાવાળા, વસુદેવના બે વીર પુત્રોને યુદ્ધ કરવા પોતાની સામે જ આતુરતાથી ઉભેલા દીઠા.[૩૧] તરત જ એ બન્ને વીરોએ તે સર્વે રાજાઓની સાથે એકસામટું યુદ્ધ ચલાવ્યું. આ યુદ્ધ મચતાં સામસામાં પુષ્કળ બાણો છૂટી રહ્યાં અને ગદાના દારુણ પ્રહારો પણ ટપોટપ પડવા મંડ્યા.[૩૨] તે પછી અચલ પર્વત જેમ વૃષ્ટિને ઝીલતાં, વિનાડગ્યે ખડો રહે છે, તેમ યુદ્ધ ચલાવવાને ઇચ્છતા એ બન્ને, વીરોમાં મુખ્ય પરાક્રમીઓ હજારો બાણોની વૃષ્ટિને ઝીલતાં છતાં અક્રમપણે ખડા રહ્યા.[૩૩] મોટી મોટી ગદાઓથી ફેંકાતાં આયુધો અને હથોડીઓથી પીડા પામતા, મહાન્ ધનુષ્યધારી એ બન્ને યાદવો, લગાર પણ કંપતા ન હતા.[૩૪]

આવું યુદ્ધ કેટલોક સમય ચાલ્યા પછી, કાળા મેઘ સમાન શ્યામ, શંખ, ચક્ર અને ગદાને ધરનારા કૃષ્ણે, જાણે પવનયુક્ત મહા તેજસ્વી અગ્નિની પેઠે પોતાનું સ્વરૂપ વધાર્યું.[૩૫] સૂર્યના જેવા તેજસ્વી અને તેજથી દીપતા ચક્રવડે વીર કૃષ્ણે સમરાંગણમાં અસંખ્ય પગપાળાઓ, હાથીઓ, ઘોડાઓ અને મહાન્ રથોને કાપી નાંખ્યા.[૩૬] ગદાના પ્રહારથી હણાયલા અને હળથી ખેંચાયલા, એ પૃથ્વીપતિઓ લગભગ ચેતનથી રહિત બન્યા અને રણસંગ્રામમાં (તેમની સામે) ઉભા રહેવાને અસમર્થ થઈ ગયા.[૩૭] એ રાજાઓના, ચક્રની તીક્ષ્ણ ધારથી કપાયલા, ચિત્રવિચિત્ર સ્થિતિવાળા, અને ભાંગી તૂટી ગયલા રથોના સમૂહો પણ રણાંગણમાં સંચરવાને

* ચૌદમો શ્લોક કાશીની અને બંગાળી પ્રતિમાં નથી.

† અહીં વિષ્ણુતનૂપમૌ એ પદ મૂળમાં છે. ટીકાકાર તેનો આ અર્થ કરે છે:–વિષ્ણુના તનુ (પુત્ર) બ્રહ્માની પેઠે 'કર્તુમકર્તુમન્યથા કર્તુમ્' શક્તિવાળા.

અશક્ત થઈ ગયા.[૩૮] મુસલના પ્રહારથી ભાંગેલાં અંગવાળા, તૂટેલાં દંતુશળવાળા, સાઠ વર્ષના(યુવાન) હાથીઓ* વર્ષા ઋતુ પૂરી થતાં ખાલીખમ ગાજતા મેઘની પેઠે નિર્માલ્ય થઇને આક્રોશ કરવા લાગ્યા.[૩૯] ચક્ર(નાધસારા)માંથી ઉઠતી જ્વાળાઓથી હણાયલા ઘોડેસ્વારો, અને પગપાળાઓ જાણે વજ્રનો પ્રહાર પડ્યો હોય, તેમ પ્રાણ વિનાના થઈ હેઠે ટપોટપ પડવા મંડ્યા.[૪૦] ચક્ર અને હળના પ્રહારોથી બળુંબળું અને છિન્નભિન્ન થયેલું તે સૈન્ય, પ્રલયકાળે નષ્ટ થઇને પડતી સર્વ સૃષ્ટિ પ્રમાણે રણાંગણમાં અસ્તવ્યસ્ત પડેલું દેખાવા લાગ્યું.[૪૧] આથી દિવ્ય, મૂર્તિમંત, વૈષ્ણવ આયુધોની ખેલવાની ભૂમિરૂપ થયલા આ રણસંગ્રામ પ્રતિ એ રાજાઓ દૃષ્ટિ કરવાને પણ વિશેષ અસમર્થ થયા, અર્થાત્ જોવાને અશક્ત થયા, તો પછી સામે લડવા ઉભા રહેવાની વાત જ શી?[૪૨] કેટલાએક રથોના ચૂરેચૂરા થઈ ગયા તો કેટલાએકમાંના રાજાઓ હણાયા, અને કેટલાએક રથ એક કે બેય ચક્ર ભાંગી જવાથી વેરણછેરણ થઈ ધરણીતલ ઉપર પડ્યા.[૪૩] ઘોર અને મનુષ્યોનો ઘમ્ચઘાણ વાળનારું, ચક્રનું અને હળનું યુદ્ધ આમ ચાલતું હતું, તેટલામાં દારુણ ઉત્પાતોરૂપી રાક્ષસો એકાએક ઉત્પન્ન થયા.[૪૪] દુઃખથી પીડાતા, કરુણ સ્વર કાઢતા, અને વાંસની પેઠે (બે ફાડમાં) ચીરાઈ જતાં માણસો, હાથીઓ, રથો અને ઘોડાઓની સંખ્યાનો અંત લાવી શકે એમ ન હતું.[૪૫] ભોંય ઉપર પડેલા રાજાઓનાં લોહીથી ભીંજાયલી રણભૂમિ જાણે અંગે રક્તાંજલિના ચંદનના લેપ લગાડેલી, યુવાન ભૈરવી દેવી હોય, એમ ભયંકર દીસી રહી.[૪૬] મારી નાંખેલા, દંતુશળવાળા હાથીઓના લોહીના પૂરે, તેમ જ મનુષ્યોના કેશ, હાડકાં, મજ્જા અને આંતરડાંએ પૃથ્વીને છાવરી નાંખી.[૪૭] મનુષ્યો અને વાહનોનું સત્યાનાશ કાઢનારા, આ મહાન્ ભીષણ રણસંગ્રામની ભૂમિ શિયાળવાના અશુભ શબ્દોથી ગાજી ઉઠી અને ભયંકર દેખાવવાળી થઈ રહી.[૪૮] તેમાં ઘવાયલાંઓના કરુણ સ્વર મેઘગર્જના પેરે નીકળી રહ્યા; જ્યાં ત્યાં લોહીનાં સરોવર ભરાવા લાગ્યાં; જાણે અંત આણનાર યમરાજા ખેલી રહ્યા હોય એમ દીસી રહ્યું; હાથીઓના દેહોથી રણભૂમિ ઢંકાઈ ગઈ; તે, હણાયલા બાહુવાળા યોધાઓ અને કપાઈ તૂટી પડેલા ઘોડાઓથી સર્વત્ર છવાઈ રહી; અને કંગડાઓ અને બળવાળાં ગીધડાંઓના નાદોથી પ્રતિનાદિત થઈ રહી.[૪૯-૫૦]

આમ મૃત્યુનું સાધારણ સ્થાન ગણાતા, આ રણસંગ્રામમાં પૃથ્વીપતિઓનો સંહાર વળતો હતો, તે વેળા અંતક(યમ)નું સ્વરૂપ ધારણ કરનારા કૃષ્ણ શત્રુનો વધ કરવાને રણમાં સંચરતા હતા.[૫૧] પછી (રાજાઓને રણમાંથી પલાયન કરી જતા જોઇને) પ્રલયકાળના સૂર્ય સમાન, તીક્ષ્ણ, તેજસ્વી ચક્ર અને લોહાની ભયંકર, કાળી કરાલ ગદા હાથમાં ધરીને પૃથ્વી ઉપર સૈન્યની મધ્યમાં ઉભેલા કૃષ્ણે રાજાઓને યુદ્ધના આહ્વાનનું આવું વચન કહ્યું:-[૫૨]

"હે શૂરવીરો! તમે હાથી, ઘોડા અને રથથી યુક્ત હોવા છતાં શા માટે મારી સાથે યુદ્ધ કરતા નથી? હે શૂરાઓ! તમે તો યુદ્ધને માટે જ અસ્ત્રશસ્ત્રથી સજ્જ થયેલા છો, તેમ યુદ્ધના દૃઢ નિશ્ચયથી આવેલા છો, છતાં આમ (વગર લઢ્યે) કેમ ભાગી જાઓ છો?[૫૩] હું મારા મોટાભાઈ બલરામ સાથે રણમાં પગપાળો થઈને (તમારી સાથે યુદ્ધ કરવાને) રણને મોખરે ઉભેલો છું. (તમારા) અદૃષ્ટ(ભાગ્ય)ના દોષથી જે તમારો રક્ષણકર્તા થયો છે, તે જરાસંધ હવે શા માટે મારી સામે (લડવાને) આવતો નથી?"[૫૪]

આ પ્રમાણે કૃષ્ણે (યુદ્ધના આહ્વાનનાં) વચનો રાજાઓને કહ્યાં, એટલે દરદ નામનો વીર્યશાલી રાજા હાથમાં હળનો અગ્ર ભાગ ધારણ કરનારા, ઉગ્ર, અને સૈન્યની મધ્યે ઉભેલા બલરામની સન્મુખ ગયો, અને ખેડુત જેમ લાલચોળ આંખવાળા બળદને (હળે જોડાવા) બોલાવે તેમ તે તેને કહેવા લાગ્યો, કે "હે બલરામ! ઓરો આમ આવ, આમ આવ તો ખરો. હે શત્રુને દળનાર! આવ અને મારી સાથે યુદ્ધ કર."[૫૫-૫૬] એટલે બલરામ અને દરદ એ બન્ને લોકમાં ઉત્તમ યોધાઓ વચ્ચે, જાણે બે બલિષ્ઠ હાથીઓ હરીફાઇથી લડતા હોય એમ, ભયંકર યુદ્ધ રણભૂમિમાં ચાલી રહ્યું.[૫૭] તરત, બલવાનોમાં શ્રેષ્ઠ બલરામે યુદ્ધમાં દરદને આંતરી તેના ખભા ઉપર હળ લગાવ્યું અને પછી મુસળથી તેના ઉપર પ્રહાર કરવા માંડ્યા.[૫૮] શરીરમાં માથું પેસી જવાથી, તથા મુસળથી હણાયાથી વજ્રથી બે ફડચાં થયેલો અચળ પર્વત હોય તેમ દરદ રાજા ચીરાઈ, મર્ણ પામી, પૃથ્વી ઉપર પડ્યો.[૫૯]

રાજાઓમાં ઉત્તમ દરદને બલરામે આમ હણ્યો, એટલે જાણે મહેન્દ્ર અને વૃત્ર લઢતા હોય તેમ રાજા જરાસંધ અને તેની વચ્ચે યુદ્ધ ચાલ્યું.[૬૦]† આ યુદ્ધ રોમાંચને ખડાં કરાવનારું અને અતિ ભયંકર હતું. બન્ને પરા-

* પષ્ટિહાયન' સામાન્ય રીતે હાથીનું આયુષ્ય એકસો વીસ વર્ષનું ગણાતું હોવાથી સાઠ વર્ષની ઉમરના હાથી ભર યુવાવસ્થામાં આવેલા અને ઉત્તમ ગણાય છે, તેમ રણસંગ્રામમાં અમૂલ્ય મનાય છે.

† શ્લોક સાઠમાની બીજી પંક્તિથી ૭૧મા શ્લોક સુધીનો બલરામ અને જરાસંધ વચ્ચેના મહાયુદ્ધનો ભાગ ૩૬ મા અધ્યાયના ૧૩ મા શ્લોકથી ૨૨ મા શ્લોક સુધીના ભાગ સાથે ક્વચિત્ ફેરફાર સાથે વર્ણનમાં શબ્દેશબ્દ મળતો આવે છે.

કર્મીઓ હાથમાં ગદા ઉપાડી, અન્યોન્ય તરફ દોડતા હતા.[૬૧] મોટી મોટી ગદાઓ ઉંચી કરીને ભૂમિને કંપાવતા, એ બે શૂરવીરો યુદ્ધ કરતા હતા, તે વેળા બન્ને મહાત્માઓ જાણે પર્વતનાં બે શિખર હોય તેવા પ્રચંડ દીસતા હતા.[૬૨] લોકમાં ગદાયુદ્ધોમાં વિખ્યાત થયલા એ બે ઉત્તમ પુરુષોને ક્રોધાયમાન થઈને અન્યોન્ય ઉપર દોડતા જોઈને અન્ય સર્વ યોધાઓનાં યુદ્ધો પણ ઘડીભર બંધ રહી ગયાં.[૬૩] ગદાયુદ્ધના પરમ આચાર્યો, લોકવિખ્યાત અને મહાબળવાન્ એ બે વીરો જાણે મદમત્ત મહાન્ હાથી હોય, તેમ એકમેક સામે દોડ્યા.[૬૪] તે વેળા ગંધર્વો, દેવો, સિદ્ધો, પરમ ઋષિઓ, યક્ષો અને અપ્સરાઓ હજારોની સંખ્યામાં તે સ્થળે એ યુદ્ધ નિહાળવાને એકઠાં થઈ ગયાં.[૬૫] યક્ષ, ગંધર્વ અને મહર્ષિઓથી અલંકૃત થયેલું આકાશ જાણે જ્યોતિવાળા સમૂહો એકઠા થયા હોય, તેમ વિશેષ શોભવા લાગ્યું.[૬૬] ડાબી વલણવાળા અર્ધમંડલાકારમાં નરાધિપતિ જરાસંધ બલરામ તરફ દોડ્યો, અને જમણા હાથની વલણવાળા અર્ધમંડલાકારમાં બલદેવ જરાસંધ તરફ દોડ્યા.[૬૭] જાણે દંતુશળના પ્રહારથી દશે દિશાને ગજાવતા બે માતંગો લડતા હોય, તેમ ગદાયુદ્ધમાં નિપુણ એ બે યોધાઓ અન્યોન્યના ઉપર ગર્જના સાથે પ્રહાર કરવા મંડ્યા.[૬૮] બલરામની ગદાના પ્રહારનો અવાજ વજ્રપાત સમાન થતો હતો ત્યારે જરાસંધની ગદાના પ્રહારનો અવાજ ચીરાઈ જતા પર્વતના ધ્વનિ જેવો નીકળતો હતો.[૬૯] વાયુ જેમ વિંધ્યાચલ પર્વતને કંપાવી શકતો નથી, તેમ જરાસંધના હાથમાંથી છૂટેલી ગદા ગદાધારીઓમાં શ્રેષ્ઠ બલરામને કંપાવી શકી નહીં;[૭૦] તેમ મગધના અધિપતિ જરાસંધે પણ બલરામની ગદાનો વેગ ધૈર્યથી સહન કર્યો, અને મળેલા મહાન્ ગદાશિક્ષણની યુક્તિથી તેનું નિવારણ પણ કર્યું.[૭૧]

(આમ નિર્ણય ન આવે એવું ભયંકર યુદ્ધ કેટલાક સમય સૂધી તે બન્ને વચ્ચે ચાલ્યું એટલે) લોકને સાક્ષીભૂત કરનારી, સ્પષ્ટ સ્વરવાળી આવી વાણી અંતરીક્ષમાંથી સંભળાઈ:-"હે બલરામ! જરાસંધનો તારે હાથે વધ થવાને (સરજાયલો) નથી. માટે હે માનદ! તારે તેનો ખેદ ધરવો નહીં. મેં તેના કાળની યોજના કરી છે, માટે હવે, હે સાધુ! તું (તેની સાથેના) આ યુદ્ધથી વિરામ લે. થોડા જ સમયમાં જરાસંધ (યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞ પ્રસંગે ભયંકર ભીમના હાથે) પોતાના આયુનો ત્યાગ કરશે."[૭૨-૭૩]*

જરાસંધ આવી અંતરીક્ષ વાણી સાંભળીને ઉદાસ થઈ ગયો, અને હલધર બલરામે પણ તેના ઉપર ફરી ગદાનો પ્રહાર કર્યો નહીં.[૭૪] તે પછી હે મહારાજ! ઘણા સમય સૂધી પરસ્પરનો કચ્ચરઘાણ કરનારું યુદ્ધ અન્ય યોધાઓ વચ્ચે ચાલી રહ્યું હતું, અને આખરે જ્યારે હાર ખાઈને મહીપતિ જરાસંધ રણમાંથી નાસી ગયો, ત્યારે મહાન્ રથો આદિ વાહનોવાળું તેનું અન્ય સૈન્ય પણ તરત જ તેની પછવાડે નાસી ગયું, અને રણભૂમિ શૂન્ય થઈ રહી.[૭૫]† વાઘની ગંધ આવતાં જ જેમ હરણાં પલાયન કરી જાય, તેમ મનમાં (કૃષ્ણ અને બલરામથી) ભય પામી અન્ય રાજાઓ હાથીઓ, રથો, ઘોડાઓ આદિ વાહનોને હાંકતા ત્યાંથી પોબારા ભાગી ગયા.[૭૬] હણાયલા ગર્વવાળા મહારથી રાજાઓથી ત્યજાયલું એ રણક્ષેત્ર પુષ્કળ માંસાહારી પ્રાણીઓની આંટાફેરીથી ભયંકર અને ઘોર દેખાયું.[૭૭]

આમ રણાંગણમાંથી મુખ્ય મુખ્ય રથો નાસભાગ કરી રહ્યા હતા, તે દરમ્યાન મહાતેજસ્વી ચેદીરાજા દમઘોષ યાદવોના કુલ સાથેના પોતાના સંબંધનો‡ વિચાર કરીને કૃષ્ણની પાસે પાછો ફર્યો.[૭૮] પછી હે નિષ્પાપ! કારુષો અને ચેદી લોકોના સૈન્યથી વીંટળાયલા, ચેદી રાજાએ પોતાના સંબંધને દૃઢ કરવાની ઇચ્છાથી ગોવિંદને નીચેનું વચન કહ્યું:-[૭૯]

"હે યાદવનંદન! હું તારા પિતાની બ્હેનનો ધણી થાઉં છું. તેથી હું મારાં સૈન્ય સાથે તારી વાહાર કરવાને આવ્યો છું. હે પ્રભુ! તું મને પ્રિય છે.[૮૦] આ ઓછી બુદ્ધિવાળા જરાસંધ રાજાને મેં અગાઉથી જ કહ્યું હતું કે, 'હે દુર્બુદ્ધિ! રણયુદ્ધમાં કૃષ્ણની સાથે વિગ્રહ કરવાનું માંડી વાળ.'[૮૧] પરંતુ મારા વચનનો તેણે તિરસ્કાર કર્યો, તેથી મેં આજે એનો ત્યાગ કર્યો છે. યુદ્ધમાં (તારે હાથે) હાર પામેલો જરાસંધ ભયથી પોતાના અનુચરો સાથે રણમાંથી દોડ્યો જાય છે.[૮૨] પરંતુ તેથી આ રાજા (તારી ઉપરના સર્વ) વેરનો ત્યાગ કરીને પોતાની રાજધાની તરફ પાછો વળે છે, એમ તારે સમજવું નહીં. તે વળી ફરીથી (લાગ આવતાં) તારા ઉપર પોતાનો દ્વેષ દાખવશે જ.[૮૩] તેથી તું હણાયલા મનુષ્યોથી છવાયલી અને માંસાહારી પ્રાણીઓથી વ્યાપેલી તેમ જ અમાનુષ પ્રાણીઓ(ભૂત, રાક્ષસો)એ વસવા યોગ્ય, આ રણભૂમિનો સત્વર ત્યાગ કર.[૮૪] હે કૃષ્ણ! ચાલ આપણે મારા સૈન્ય સાથે કરવીરપૂર ભણી જઈએ, અને ત્યાંના વાસુદેવ શૃગાલ રાજાને

* શ્લોક ૭૨ થી ૭૪ અધ્યાય ૩૬ ના ૨૮ થી ૩૦ શ્લોક સાથે એકેક પદનો ફેર બાદ કરતાં શબ્દશઃ મળતા આવે છે.

† આ શ્લોક અધ્યાય ૩૬ માના ૩૨ મા શ્લોક સાથે શબ્દશઃ મળે છે.

‡ વસુદેવની બહેન ચેદિરાજ (શિશુપાલનો પિતા) દમઘોષને પરણી હતી, એટલે કૃષ્ણનો તે ફુઓ થાય.

મળીએ.[૯૫] હે કૃષ્ણ! મેં તમો બન્નેને માટે આ બે ઉત્તમ અને ઉચ્ચ રથો સુસજ્જ કરાવ્યા છે, તેને શીઘ્ર ગતિવાળા ઘોડા જોડાવેલા છે, અને તેનાં ચક્ર, ધરી, કુબર આદિ અંગો મજબૂત છે.[૯૬] માટે સત્વર તારા સહાયક બલરામ સાથે તે ઉપર તું ચઢી બેશ. તેમાં તારું કલ્યાણ થશે. કરવીરમાં રહેતા વસુધાપતિને જોવાને આપણે ત્વરાથી જઇએ."[૯૭]

વૈશંપાયન કહે છે:–તે પછી પોતાના પિતાની બહેનના પતિ ચેદિપતિનું આવું વચન સાંભળીને જગતના ગુરુ કૃષ્ણે પ્રસન્ન મનથી તેને નીચેનું વચન કહ્યું:–[૯૮]

"અહોહો! ઘોરયુદ્ધમાં મગ્ન થયલા અને દેશકાળને યોગ્ય વર્તન કરનારા, અમો બન્ને જણ ઉપર તમે બાંધવને યોગ્ય વચનરૂપી જલનું સિંચન કર્યું છે.[૯૯] હે ચેદીઓમાં ઉત્તમ રાજા! દેશકાલને યોગ્ય, હિતકર, અને મધુર વચન બોલનારા લોકો આ જગતમાં (મળવા) દુર્લભ છે.[૯૦] હે ચેદિરાજ! તમારાં દર્શનથી અમે જાણે અમારા સગાથી વિંટાળાયલા હોઇએ, એમ સનાથ થયા છીએ. અમને તમારા જેવો આવો બંધુ પ્રાપ્ત થતાં, હવે કંઈ પણ અપ્રાપ્ય રહ્યું નથી.[૯૧] હે ચેદિકુલના ઉદ્ધારક! જરાસંધને અને જે અન્ય સર્વે તેના જેવા રાજાઓ છે, તેમને મૃત્યુ પમાડવાને તમારાથી સનાથ થયેલા અમે બન્ને હવે સમર્થ થઇશું.[૯૨] સર્વ રાજાઓમાં યાદવોના તમે પ્રથમ ખરા બંધુ છો (કારણ તમે અમને તેઓમાંથી પહેલા જ આવી મળ્યા છો). હે ઉત્તમ ચેદિરાજ! હવે પછી અમારે અનેક રણસંગ્રામો ચલાવવાના છે, તે તમારા જોવામાં આવશે.[૯૩] રણયુદ્ધરૂપી વૃત્તિવાળા રાજાઓમાંથી જેઓ આલોકમાં જીવતા રહેશે, તેઓ ઉત્તમ અચલ ગોમન્ત પર્વત આગળ ચક્ર અને મુશળથી ચાલેલા અને રાજાનો પરાજય કરનારા આ "ચાક્રમૌશલ" રણસંગ્રામ સંબંધી કથા કરશે, અને એ કથાનું જેઓ શ્રવણ કે મનન કરશે, તેઓ સ્વર્ગ લોકને પામશે.[૯૪-૯૫] તો હવે હે મહારાજ! હે ચેદિરાજ! ચાલો. કલ્યાણને માટે તમારા બતાવેલા માર્ગે આપણે કલ્યાણકારી કરવીરપુર ભણી જઇએ."[૯૬]

પછી તે સર્વે જણ રથ ઉપર બેસી ગયા, અને જાણે મૂર્તિમંત અગ્નિ હોય, તેમ પવનની પેઠે ઉછળતા ઘોડાઓથી તેમણે લાંબો રસ્તો કાપી નાંખ્યો.[૯૭] દેવતુલ્ય સર્વે જણ માર્ગમાં ત્રણ રાત્રી પડાવ નાંખીને ચોથે દિવસે કલ્યાણકારી કરવીરપુર આવી પહોંચ્યા, અને કલ્યાણને માટે તેના શુભ પ્રદેશમાં નિવાસ કર્યો.[૯૮]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे 'जरासंघ साथेनुं चाक्रमौशल युद्ध अने तेनुं पलायन' ए नामनो अध्याय ४३ मो संपूर्ण

## અધ્યાય ૪૪ મો

### શૃગાલ રાજાનો વધ અને તેના પુત્રનો રાજ્યાભિષેક

वैशंपायन उवाचः–

तानागतान्विदित्वाऽथ शृगालो युद्धदुर्मदः ।
पुरस्यपर्वणं मत्वा निर्जगामेन्द्रविक्रमः ॥ १ ॥

વૈશંપાયન કહે છે:–કૃષ્ણ, દમઘોષ વગેરે તેઓ (પોતાના પાટનગરના પાદરમાં) આવેલા છે, એમ જાણતાં વેંત જ તેમણે પોતાના નગરને ઘેરો ઘાલેલો છે, એમ માનીને ઇન્દ્રસમાન પરાક્રમી, અને યુદ્ધમાં દુર્મદ* શૃગાલ રાજા નગર બહાર નીકળ્યો.[૧] આદિત્યના જેવા વર્ણવાળા, તેજથી ઝળહળતા, રણસંગ્રામમાં ગતિ કરવાને ટેવાયલા, સર્વ પ્રકારનાં આયુધોથી પરિપૂર્ણ, અને ધરીના ઘડઘડાટ દ્વારા હસતો હોય એવા, મંદરાચલ પર્વત સમાન દૃઢ અને પ્રચંડ ચિત્રવિચિત્ર આભરણોથી શણગારેલા, અખૂટ બાણો અને ભાથાંઓથી ભરપૂર, અર્ણવની પેઠે ગર્જના કરતા, ઉત્તમ અને ચપળ ઘોડાથી યુક્ત, પર્વતોનાં શિખરોથી પણ જેની ગતિ અટકાવી શકાય નહીં એવા, સોનાના કુબરવાળા,† અતિશય શોભાવાળા, દૃઢ અક્ષવાળા, સુંદર બંધવાળા, પક્ષીઓમાં શ્રેષ્ઠ ગરુડ સમાન તીવ્ર વેગવાળા, જાણે આકાશમાં હર્યશ્વથી યુક્ત ઇન્દ્રનો રથ સંચરતો હોય તેવા દેખાતા,સવિતા(સૂર્ય)નો (ઉપાસ થતો) નિયમ પૂર્ણ કરતાં પ્રસાદરૂપે સવિતાએ પોતે જ ભેટ આપેલા, આદિત્યનાં કિરણોના જેવી દીપતી રાશથી જેની ગતિ નિયમિત થતી હતી એવા, રથોમાં ઉત્તમ અને શત્રુઓના રથનો ઘાણ કાઢનારા, રથમાં બેસીને શૃગાલ રાજા, જેમ એક પતંગીયું પાવક ઉપર ધસી જાય તેમ, કૃષ્ણ સામે ધસ્યો.[૨-૭] તેણે હાથમાં ધનુષ્ય ધારણ કીધું હતું; તે સારાં અણીદાર બાણથી સજ્જ થયો હતો; તેણે કવચથી અંગનું રક્ષણ કર્યું હતું; કંઠે સોનાની માળાઓ સજી હતી; શ્વેત વસ્ત્ર અને તેજસ્વી પાઘડી પહેરી હતી; તે મુશ્કેલીથી ઉંચકી શકાય એવા ધનુષ્યની પણછનો વારંવાર ટંકાર કરતો હતો; તે અગ્નિના જેવી મંડલાકાર જ્વાળાઓ સાથે ક્રોધથી ઉપજેલા શ્વાસોચ્છ્વાસ કાઢતો હતો; હારબંધ અલંકારોની શોભાથી જાણે મેરુ પર્વત હોય તેમ દીપતો હતો; આવી રીતે સજ્જ થઇને રથ ઉપર બેઠેલો શૃગાલ રાજા, જાણે એક ઉત્તમ પર્વત જ રથે ચઢયો હોય, તેમ દીસતો હતો.[૮-૧૦] તેના સિંહનાદથી તેમ જ તેના રથની ધરીના ઘડઘડાટથી

* મહા મુશ્કેલીથી પણ જેને કચડી શકાય નહીં એવો.

† જેના ઉપર રથની ધુરા રહે છે, એ રથનો આગળ નીકળતો દાંડો.

ભયાતુર થયેલી અને તેના ભારથી નમી ગયેલી પૃથ્વી કંપવા લાગી.[૧૧] શ્રીમાન્, મૂર્તિમંત અચલ પર્વતતુલ્ય અને લોકપાલ સમાન તેજસ્વી શૃગાલ રાજાને પોતાની સમક્ષ આમ ધસી આવતો જોયા છતાં, કૃષ્ણ કિંચિત્ પણ વ્યથા પામ્યા નહીં.[૧૨] ક્રોધથી લાલચોળ થયેલો અને યુદ્ધ કરવાની ઇચ્છાવાળો શૃગાલ રાજા પણ તીવ્ર ગતિવાળા રથ સાથે કૃષ્ણની સમીપ આવી પહોંચ્યો.[૧૩] યુદ્ધની લાલસાવાળો એ રાજા કૃષ્ણને (પોતે નિકટ આવેલો છતાં સ્થિર) બેઠેલા જોઇને, મેઘનો સમૂહ જેમ અચલ પર્વત ઉપર ધસી જાય તેમ, વેગથી તેમની તરફ દોડ્યો.[૧૪] એટલે વાસુદેવ હસીને સામું યુદ્ધ કરવાને તત્કાલ ખડા થયા. પછી વનમાં મદમત્ત થયેલા હાથીઓ વચ્ચે જેવું યુદ્ધ ચાલી રહે એવું ભયંકર યુદ્ધ તે બન્ને વચ્ચે રણભૂમિ ઉપર મચી રહ્યું.[૧૫] યુદ્ધની કામનાથી તેજસ્વી અને મોહને લીધે ગૌરવથી ચલિત થયલા શૃગાલે રણમાં પ્રતિપક્ષી તરીકે ઉભેલા, કૃષ્ણને નીચેનું વચન કહ્યું.[૧૬]

"હે કૃષ્ણ! ગોમન્ત પર્વત આગળ, નાયક વિનાના મૂર્ખ નૃપતિઓનાં દુર્બલ સૈન્ય સાથે તેં યુદ્ધમાં જે ચેષ્ટા કરી હતી, તે પૂરેપૂરી રીતે મારી જાણમાં છે.[૧૭] વળી હે કૃષ્ણ! કૃપણ, સત્વહીન, રણોત્સવમાં બુદ્ધિહીન અને યુદ્ધથી વિરામ પામેલા ક્ષત્રિયોનો તેં પરાજય કર્યો, એ પણ મારા જાણવામાં પૂરી રીતે આવેલું છે.[૧૮] પરંતુ હવે જ તું મારી સન્મુખ ઉભો તો રહે. જ્યાં સૂધી હું યથેચ્છપણે રાજપદે રહેલો છું, ત્યાં સૂધી મારા અટકાવને લીધે રણસંગ્રામમાં લડવાને નહીં કસાયલો તું હવે ક્યાં છટકી જવાનો છે?[૧૯] તું એકલો હોવાથી રણમાં તારી સાથે મારે મારા સૈન્ય સહિત યુદ્ધ કરવું એ યોગ્ય નથી. તેથી ચાલ, હું પણ એકલો અને તું એકલો, એમ આપણે બન્ને જણ દ્વંદ્વ યુદ્ધ માટે સજ્જ થઇએ.[૨૦] હાર ખાધેલા મનુષ્યે જીવવું, એ શા કામનું છે? હું અને તું રણમાં એકલા ખડા રહીશું અને ધર્મયુદ્ધ કરતાં આપણામાંના એક જણે તો મર્ણ પામવું જ પડશે.[૨૧] તું વાસુદેવ મર્ણ પામીશ તો એકલો હું વાસુદેવ તરીકે જગતમાં વિખ્યાત થઇશ, અને જો હું મર્ણ પામીશ તો લોકમાં તું એકલો વાસુદેવ તરીકે રહીશ."[૨૨]

ક્ષમાશીલ વાસુદેવે (કૃષ્ણે) શૃગાલનું આવું વચન સાંભળી, એ ઇર્ષ્યાવાળા રાજા ઉપર, "ચાલ, ત્યારે પ્રહાર કર" એમ બોલી ચક્ર હાથમાં ઉપાડ્યું.[૨૩] એટલે ચપળ પરાક્રમવાળા, ક્રોધથી અતિ ઉત્તેજિત થયલા શૃગાલ રાજાએ ઘોર બાણના સમૂહો કૃષ્ણની ઉપર છોડ્યા.[૨૪] વળી આ પ્રતાપી શૃગાલ રાજાએ ગોવિંદની ઉપર મૂસલ આદિ જે બીજાં શસ્ત્રઅસ્ત્રો પોતાની પાસે હતાં, તે સર્વે પણ ફેંક્યાં.[૨૫] શૃગાલે ફેંકેલાં, અગ્નિના જેવી જ્વાલાઓ કાઢનારાં અસ્ત્રોના નિર્દય પ્રહારો ખમતાં છતાં કૃષ્ણ અચલ પર્વતની પેઠે અડગ થઈ રહ્યા.[૨૬] પછી તેનાં અસ્ત્રોના પ્રહારથી ઘવાયલા અને તેથી કિંચિત્ રોષે ભરાયલા ગોવિંદે ચક્ર ઉગામી શૃગાલની સામે* છોડ્યું.[૨૭] તરત જ એ ચક્રે રણસંગ્રામમાં મહાબલવાન્, ગર્વિષ્ઠ, યુદ્ધમાં દુર્મદ, રથમાં બેઠેલા, અને નિર્ભયતાથી ક્ષત્રિયના (યુદ્ધમાંથી નાશી નહીં જવાના) ધર્મનું પાલન કરી રહેલા શૃગાલ રાજાને હણ્યો.[૨૮] (યુદ્ધની કામનાવાળા શૂરવીર શૃગાલને આ રીતે હણીને)† તરત જ સુદર્શન ચક્ર પોતાના ગુરુ-(કૃષ્ણ)ના હાથમાં ફરીથી પાછું આવ્યું. આનંદ અને પ્રાણથી રહિત શૃગાલ રાજા ચક્રવડે છાતી ભેદાવાથી ભેદાયલા પર્વતની પેઠે લોહીલુહાણ થઇને ભૂમિ ઉપર પડ્યો.[૨૯] વજ્રપાતથી અચલ પર્વત પડ્યો હોય, તેમ તેને હેઠો પડતો જોઇને, તેનાં સૈન્યોએ રાજા મર્ણ પામ્યો ધારીને ખિન્ન મનથી નાસવા માંડ્યું.[૩૦] તેના મરણથી અતિશય પીડા પામતા, કેટલાક મનુષ્યોએ નગરમાં પેસીને ધણી(રાજા)ના શોકથી સંતાપ પામતાં અને દુઃખી થતાં રડારોળ કરી મૂકી.[૩૧] ત્યારે કેટલાક મનુષ્યો રણભૂમિમાં જ શોક કરતા, તેનાં સત્કૃત્યોનું સ્મરણ કરતા, અને દુઃખી થતા બેસી રહ્યા અને મર્ણ પામેલા રાજાને છોડી ગયા નહીં.[૩૨] પરંતુ શત્રુને દળનાર, કમલપત્રલોચન કૃષ્ણે તરત જ મેઘની ગર્જના સમાન ગંભીર સ્વરથી તે સર્વેને અભયદાન આપ્યું.[૩૩] ચક્રથી શોભતા હાથની શોભતી આંગળીથી "કોઇએ ભય ધરવો નહીં," "ભય ધરવો નહીં," એમ તેણે તે સર્વેને પુનઃ પુનઃ જણાવતાં કહ્યું કે,[૩૪] "કાંઈ આ પાપી રાજાના દોષને લીધે, જે અન્ય મનુષ્યો કોઇને ઉપદ્રવ કરનારા નથી, એમને હું હણવાનો નથી; કારણ રણસંગ્રામમાં ઉતરેલા શૂરવીરોનું એ કર્તવ્ય ગણાતું નથી."[૩૫]

શૃગાલ રાજા આમ ભ્રષ્ટ થઇને મરણ પામ્યો, એટલે અશ્રુથી પૂર્ણ મુખ સાથે, દીન બનેલા, દીન મનવાળા, અને અતિશય આક્રંદ કરતા તે સર્વે ચક્રથી ભેદાયલી છાતીવાળા અને વિદારેલા અચલ પર્વતની પેઠે ભોંય ઉપર પડેલા પોતાના રાજા તરફ ટીકી ટીકીને જોઈ રહ્યા.[૩૬-૩૭] તેના સર્વે સચિવો અને પ્રજાવર્ગો અતિશય વિલાપ કરવા મંડ્યા, અને તેઓ અશ્રુપાત કરતા દીન બની, શોકને વશ થયા.[૩૮] આ પ્રમાણે તેઓનાં રુદનના

---

* બંગાળાની પ્રતિમાં 'શૃગાલની છાતી ઉપર ફેંક્યું' એવો પાઠ છે.

† આ પાઠ બંગાળી પ્રતિમાં છે, પણ અન્ય પ્રતિમાં નથી.

શબ્દ નીકળતા હતા અને પૌરવાસીઓની ચિત્ર-વિચિત્ર રડાપીટ ચાલી રહી હતી, તેવામાં પુત્રોવાળી અને રડતી સુરતવાળી તેની મુખ્ય રાણી ત્યાં આવી અને મૂર્ચ્છા પામી હેઠળ પડી.[૩૯] પોતાના પ્રશંસાપાત્ર ભૂમિપતિ પતિને આમ રણમાં પડેલો જોતાં અતિશય દુ:ખથી પીડાતી તે સર્વે રાણીઓ હાથના નખથી સ્તનને ઉજરડા ભરતી, કરુણ સ્વરે રુદન કરવા લાગી.[૪૦] નિર્દયતાથી છાતીઓ કુટતી, છાતીના અને માથાના વાળ પીંખી નાંખતી, આકુલવ્યાકુલ થયેલી તે સ્ત્રીઓ કર્કશ સ્વરે અત્યંત વિલાપ કરવા મંડી પડી.[૪૧] દુ:ખથી પીડા પામતી, આંસુથી ભરાયલાં લોચનવાળી, એ સ્ત્રીઓ હાથ ઉંચા ઉંચા કરીને, મૂળથી છેદાયલી અને ચોળાયલી લતાઓની પેઠે શૃગાલ રાજાના શરીર ઉપર પડી.[૪૨] રાજાની આ વ્હાલી સ્ત્રીઓનાં આંસુથી ભરપૂર નેત્રો પાણીની વૃષ્ટિથી મ્લાન થયેલાં કમલો જેવી જણાવા લાગી.[૪૩] પોતાના ભૂમિ ઉપર પડેલા પતિને સંબોધીને તેની એ વ્હાલી સ્ત્રીઓ રુદન કરતી અને છાતી કૂટતી અને કરુણ સ્વરે વિલાપ કરી રહી.[૪૪] અશ્રુથી ભરપૂર નેત્રવાળા, તેના નાના પુત્ર શક્રદેવને તેના પિતા શૃગાલ રાજાના મૃત દેહને પડખે બેસાડીને બમણા વેગથી તે સ્ત્રીઓ નીચે પ્રમાણે રુદન કરવા લાગી:-૪૫

"હે વીર! હે પરાક્રમી! તમારો આ પુત્ર હજી તો બાલક છે. તે પંડિત (ભણેલો તેમ જ વ્યવહારથી ઘડાયલો) નથી. તેથી તમારાથી વિહીન થયલો એ કેવી રીતે પોતાના બાપદાદાની રાજ્યગાદીએ બેસી શકશે?[૪૬] તમે આમ ઓચિંતા તમારા અંત:પુરને છોડી દઇને કેમ એકલા ચાલ્યા ગયા છો? તમારાં સુખોની જેમને તૃપ્તિ થઈ નથી, એવી અમે વિધવાઓ હવે શું કરીશું?"[૪૭]

(આમ કેટલોક સમય વિલાપ ચાલ્યા પછી) શૃગાલ રાજાની પટ્ટરાણી, પ્રમદાઓમાં ઉત્તમ, પદ્માવતી રોતી રોતી પોતાના પુત્ર શક્રદેવને આગળ કરીને કૃષ્ણની સમીપ ગઈ, અને તેને કહ્યું કે,[૪૮] "હે વીર! રણમાં આચરવાયોગ્ય કહેલા કર્મ અનુસાર તેં જે વીરને મારી નાંખ્યો છે, તેનો આ પુત્ર તારે શરણે આવ્યો છે.[૪૯] જો અમારા આ પતિ તને પગે લાગ્યા હત અથવા તો તારી સર્વોપરી સત્તા સ્વીકારી હત, તો આ સર્વ અબલાજનને માત્ર એક જ પ્રહારના પરિણામે જે આટલું બધું દારુણ દુ:ખ સહેવું પડે છે, તે પડત નહીં.[૫૦] જો કર્તવ્યમાં સચેત* થઇને અમારા આ પતિએ (પોતે પણ યાદવ કુલનો હોવાથી) બાંધવને યોગ્ય સ્નેહથી તારી પ્રતિ શુભ આચરણ કર્યું હત, તો આવી રીતે પ્રાણ ખોઇને તેને કૃપણ અને દીનની પેઠે ભૂમિતલનું સેવન કરવું પડત નહીં.[૫૧] હે નિષ્પાપ! તારા આ મરણ પામેલા બાંધવની સંતતિનું તારે રક્ષણ કરવું જોઇએ, અને હે વીર! તેના પુત્રને તારા પુત્ર પ્રમાણે તારે પાળવો જોઇએ."[૫૨]

શૃગાલની પટ્ટરાણી પદ્માવતીનું આવું વચન સાંભળી, વક્તાઓમાં શ્રેષ્ઠ, યદુનંદન કૃષ્ણે મૃદુતાથી તેને નીચેનું વચન કહ્યું:-૫૩

"હે રાજપત્નિ! આ દુરાત્માના પ્રાણ જતાની સાથે જ મારો રોષ પણ જતો રહ્યો છે. હે દેવિ! હવે અમે મૂળની પ્રકૃતિ પ્રમાણે સ્વસ્થ થયા છીએ. હે દેવિ! આ છોકરો તે અમારો એક બાંધવ જ છે.[૫૪] હે સાધ્વી! તારાં કિલ્મિષ વિનાનાં આવાં વચનોથી મારો ક્રોધ સમૂળો જતો રહ્યો છે, અને આ જે શૃગાલનો પુત્ર છે તે મારો જ પુત્ર છે, એમાં કાંઈ પણ સંશય નથી.[૫૫] હું તેને તેનાં કલ્યાણને અર્થે અભય અને અભિષેકનું દાન આપું છું. માટે સર્વ પ્રધાનમંડળ, પુરોહિત અને મંત્રીઓને બોલાવી મંગાવ; અને તેના બાપદાદાના રાજ્યાસન ઉપર તારા આ પુત્રનો રાજ્યાભિષેક કરાવ."[૫૬-૫૭]

કૃષ્ણે આવું વચન કહ્યું, એટલે આ રાજપુત્રને અભિષેક કરવાને માટે, જે સ્થળે બલરામ અને કેશવ હતા ત્યાં સર્વે પ્રકૃતિમંડળ, પુરોહિત અને મંત્રીઓ આવ્યા. પછી વીર્યશાલી જનાર્દને દિવ્ય રાજ્યાભિષેકથી રાજપુત્ર શક્રદેવની રાજ્યાસને યોજના કરી. આમ શૃગાલના પુત્રને કરવીરપુરના રાજ્યનો રાજ્યાભિષેક કર્યા પછી, તેને તે જ દિવસે સત્વર ત્યાંથી પ્રસ્થાન કરવાની રુચિ કૃષ્ણને થઈ.[૫૮-૫૯] જેમ વૃત્રને હણનાર ઇન્દ્ર સ્વર્ગમાં પ્રયાણ કરે, તેમ યુદ્ધમાં જિતેલા કેશવ ઘોડા જોડેલા રથમાં બેસીને ત્યાંથી માર્ગે પડ્યા.[૬૦]

પછી હે પરંતપ જનમેજય! ધર્માત્મા શક્રદેવ રાજા પણ યુદ્ધમાં દુર્મદ શૃગાલ રાજાના શબને પાલખીમાં ઘાલી, પોતાની માતા, તેમ જ અન્ય બાળ, યુવાન, યુવતી અને વૃદ્ધ સ્ત્રીઓ તથા પ્રધાનમંડળ સાથે પશ્ચિમ દિશામાં દૂર માર્ગે સીધાર્યો.[૬૧-૬૨] પછી તે સર્વેએ મરણની સંસ્કારવિધિ અનુસાર શૃગાલની અંત્યેષ્ટિ ક્રિયા યથાસ્થિત કરી અને પિતૃઓનો પારલૌકિક ક્રિયાઓથી સત્કાર કર્યો.[૬૩] વળી પ્રસંગે પ્રસંગે મૃત રાજાને ઉદ્દેશીને હજાર પ્રકારનાં શ્રાદ્ધો કરી, તેનું તેમ જ

* અહીં કાશીની પ્રતિમાં અસંમૂઢઃ એ પાઠ છે, જ્યારે મુંબઈ આદિ પ્રતિઓમાં 'અયં મૂઢઃ આ અમારા મૂઢ પતિએ' એ પાઠ છે. સાધ્વી સ્ત્રી પોતાના પતિને મૂઢ કહે એ યોગ્ય નથી, પણ "કર્તવ્યમાં સચેત" એમ કહે એ વિશેષ ઘટતું છે.

અન્ય પિતૃઓનાં નામ, ગોત્ર આદિ બોલીને તેમને જલની અંજલિઓ આપી.[૧૪] પિતા મરણ પામતાં, ઘોર શોકથી ખિન્ન થયલા રાજાએ આ પ્રમાણે ઉદકાંજલિઓ પિતૃઓને આપ્યા પછી પોતાના ઉત્તમ રાજનગરમાં પ્રવેશ કર્યો.[૧૫]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे 'शृगाल राजानो वध अने तेना पुत्रनो राज्याभिषेक' ए नामनो अध्याय ४४ मो संपूर्ण

## અધ્યાય ૪૫ મો

### મથુરામાં પ્રવેશ અને તેનો મહોત્સવ

वैशंपायन उवाच—

तौ तु स्वल्पेन कालेन दमघोषेण संगतौ ।
अथाध्वविधिना तौ तु पंचरात्रोषितौ पथि ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–તે પછી, વસુદેવના બન્ને વીર પુત્ર બલરામ અને કૃષ્ણ ચેદિરાજા દમઘોષના સમાગમ સાથે થોડા સમયમાં પ્રવાસની રીતિએ માર્ગ કાપતા કાપતા અને માર્ગમાં પાંચ રાત્રિ જાણે એક જ રાત્રિ ગાળી હોય તેમ નિવાસ કરીને, પરમ આનંદ પામતા મથુરા નગરી આગળ પાછા આવી પહોંચ્યા.[૧-૨] એટલે આ બે યદુનંદનોને આવકાર આપવાને ઉગ્રસેન આદિ સર્વે યાદવો હર્ષભર મનથી સૈન્ય સાથે તેમની સન્મુખ ગયા.[૩] શિલ્પકલા ઉપર રોજગાર ચલાવનારા અનેક જાતના કારીગરો, અન્ય પ્રજાવર્ગો, મંત્રીઓ, આબાલવૃદ્ધ જનો આદિ મથુરાના સર્વે લોકો તેમની સામે ગયા.[૪] તે વેળા આનંદ પ્રદર્શિત કરનારાં તુરી આદિ મંગલ વાજીંત્રો વાજી રહ્યાં, અને આ બે ઉત્તમ પુરુષોની સ્તુતિ ઠેર ઠેર ચાલી રહી. પતાકા, તોરણો અને પુષ્પમાલાઓવાળા મહોલ્લાઓ ચારે કોર દીપી ઉઠ્યા.[૫] જાણે યજ્ઞમંડપમાં ઇન્દ્રની પધરામણી થઈ હોય, તેમ આ બે ભાઇઓ ગોવિંદ અને બલરામનું આગમન મથુરાપુરીમાં થયું, ત્યારે હર્ષ પામેલી અને આનંદિત થયેલી સમગ્ર પુરી પરમ શોભી રહી.[૬] તે વેળા ત્યાં રાજમાર્ગોમાં પ્રસન્ન થયેલા ગાયકો યાદવોને પ્રિય થઈ પડે એવી બહુબહુ ગાથાઓ અને સ્તુતિ તથા આશિર્વાદનાં વચનો ગાતા કહેતા હતા કે,[૭] "લોકમાં વિખ્યાત થયલા બે ભાઇઓ ગોવિંદ અને બલરામ પાછા મથુરા આજે સુખરૂપ આવી પહોંચ્યા છે. માટે હે યાદવો! તમે સર્વે તમારા પોતાના પુરમાં નિર્ભય થઇને સુખથી ક્રીડા કરો."[૮] બલરામ અને કૃષ્ણની પધરામણી મથુરામાં થઈ તે સમયે, ત્યાં કોઈ પણ મનુષ્ય દીન, મલિન કે ચેતન રહિત ન હતું.[૯] વળી તે વેળા પોપટ આદિ પક્ષીઓ મંજુલ અને સારાં વચનો બોલવા લાગ્યાં; તેમ જ ગાય, ઘોડા, હાથી, નર અને નારીઓના સમૂહો વિશેષ હર્ષ પામતાં મનમાં સુખનો અનુભવ કરવા મંડ્યાં.[૧૦] વળી કલ્યાણકારી અને રજ વિનાના વાયુઓ દશે દિશામાં વાઈ રહ્યા. તેમ જ દેવો પણ પોતપોતાનાં મંદિરોમાં અતિશય આનંદિત થયલા દેખાયા.[૧૧] કૃતયુગની અંદર જે સર્વે શુભ ચિન્હો મનાયલાં છે અને લોકનાં જે શુભ આચરણો ગણાયલાં છે, તે સર્વે એ બન્ને યાદવો મથુરામાં આવ્યા ત્યારે લોકને પ્રત્યક્ષ થયાં.[૧૨]

આવી મંગલકારી સ્થિતિમાં કલ્યાણકારી અને પુણ્યશાલી સમયે, શત્રુનું મર્દન કરનારા આ બે વીરપુરુષોએ ઘોડા જોડેલા રથમાં બેસી, મથુરાપુરીમાં પ્રવેશ કર્યો.[૧૩] આ રમ્ય મથુરાપુરીમાં ગોવિંદ અને બલરામે પ્રવેશ કર્યો ત્યારે, દેવોના ગણ, જેમ પોતાના પતિ ઇન્દ્રની પુઠે જાય તેમ, સર્વે યાદવો પણ તે બન્નેની પુઠે પુઠે ચાલવા મંડ્યા.[૧૪] આ પ્રમાણે સત્કાર પામેલા, પ્રસન્ન થયલા અને આનંદિત વદનવાળા એ બે યદુનંદનો, ચન્દ્ર અને આદિત્ય (સૂર્ય) જેમ અચલ પર્વત ઉપર સીધારે છે તેમ, પોતાના પિતા વસુદેવના ભુવનમાં સીધાર્યા.[૧૫] પછી ત્યાં પોતાનાં ઘરમાં આયુધો મૂકી, ઇચ્છા અનુસાર વિચરતા યાદવોમાં ઉત્તમ વસુદેવના આ બે પુત્રો પરમ આનંદ પામ્યા.[૧૬]

આ પ્રમાણે એક જ વિષ્ણુની વિભૂતિથી (બે ભિન્ન સ્વરૂપે) નિર્માણ થયલા, સુંદર, અને ઓજસ્વી મુખવાળા આ બે ભ્રાતાઓ ઉગ્રસેનના અનુચર થઇને કેટલાક સમય સૂધી મથુરામાં આનંદ માણતા રહ્યા.[૧૭]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे "मथुरामां प्रवेश अने तेनो महोत्सव" ए नामनो अध्याय ४५ मो संपूर्ण

## અધ્યાય ૪૬ મો

### બળરામનો ગોકુલમાં સત્કાર અને યમુનાનું આકર્ષણ

वैशंपायन उवाच

कस्यचित्त्वथ कालस्य स्मृत्वा गोपेषु सौहृदम ।
जगामैको व्रजं रामः कृष्णस्यानुमते स्थितः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–આમ કેટલોક વખત મથુરામાં નિવાસ કર્યા પછી, ગોવાળો સાથેની પૂર્વની મિત્રતા સાંભરી આવવાથી, કૃષ્ણની અનુમતિ લઇને, એકલા બલરામ વ્રજમાં સીધાવ્યા.[૧] ત્યાં જતાં તેમણે પૂર્વે ઉપભોગ ભોગવેલાં રમ્ય અને વિપુલ અરણ્યો, સરો-

વશે તેમ જ ગાયોનું ફરીથી દર્શન કર્યું.[૨] કૃષ્ણના મોટા ભાઈ, સમર્થ બલરામે રમણીય વનચારીના વેશથી શણગારાઈને વેગથી વ્રજમાં પ્રવેશ કર્યો.[૩] પછી શત્રુને હણનાર બલરામે પૂર્વની પેઠે સર્વ ગોવાળોની સાથે તેમની વય અને સ્થિતિ અનુસાર યોગ્ય રીતે વાર્તાલાપ કર્યો.[૪] તે જ પ્રમાણે સર્વેની સાથે વાર્તા કરી અને તેમને હર્ષ પમાડ્યા પછી, ગોપીઓની સાથે પણ તેમણે એવી જ રીતે મધુરી વાર્તાઓ કરી.[૫] પછી રમણ કરનારાઓમાં શ્રેષ્ઠ, પ્રિય, મધુરભાષી અને પ્રવાસ કરીને પાછા ગોકુળ આવેલા બલરામને વૃદ્ધ ગોવાળોએ નીચે પ્રમાણે કહ્યું:–[૬]

"હે મહાબાહુ! હે યાદવોના કુલને આનંદ પમાડનાર! તને અમે ગોકુળમાં પુનઃ આવકાર આપીએ છીએ. હે તાત! તને જોઈને અમે આજે ભારે આનંદ પામ્યા છીએ.[૭] હે વીર! ત્રણે લોકમાં સુવિખ્યાત અને શત્રુને ભય પમાડનાર તું બલરામ અહીં પુનઃ આવ્યો, તેથી અમે પ્રસન્ન થયા છીએ.[૮] હે યાદવનંદન! હે વીર! આવી રીતે તારાથી આનંદભર વૃદ્ધિ પામવાને અમે યોગ્ય છીએ; અથવા તો હે તાત! પોતાની જન્મભૂમિમાં જ સર્વ પ્રાણીઓનું મન વિલાસ કરે છે, એ ખરી વાત છે.[૯] હે વિમલ મુખવાળા! અમે જેઓ તારા આગમનની રાહ આતુરતાથી અદ્યાપિ પર્યંત જોતા હતા, તેમને હે તાત! તેં દર્શન આપ્યું; તેથી ખરેખર અમે દેવોથી પણ માન પામવાને યોગ્ય થયા છીએ.[૧૦] સુભાગ્યે પોતાના માહાત્મ્યથી* તમે બન્નેએ મલ્લોને હણ્યા, તેમ કંસને વિદાર્યો અને ઉગ્રસેનને રાજ્યનો અભિષેક કર્યો, એ માટે તમે ધન્યવાદને પાત્ર છો.[૧૧] વળી સમુદ્રમાં મગરમચ્છરૂપે ભરાઈ રહેલા પંચજન રાક્ષસ સાથે (ગુરુ સાંદીપનીના પુત્ર અર્થે) થયલા વિગ્રહ સંબંધી, તથા ક્ષત્રિયોની સાથે ગોમન્ત પર્વત આગળ ચાલેલા યુદ્ધ સંબંધી વૃત્તાંત પણ અમે સાંભળ્યો છે.[૧૨] દરદનો વધ, જરાસંધનો પરાજય† અને એ પરમ રણયુદ્ધમાં (તમારાં દૈવી) આયુધોનું (અંતરિક્ષમાંથી) અવતરણ, એ સર્વ સંબંધી વૃત્તાંત પણ અમારા સાંભળવામાં આવ્યું છે.[૧૩] ઉત્તમ નગર કરવીરપુરમાં શૃગાલ રાજાનો વધ, તેના પુત્રનો રાજ્યાભિષેક અને તેના નગરવાસીઓના મનનું સાંત્વન, એ સંબંધી પણ વૃત્તાંત અમે સાંભળ્યો છે.[૧૪] તેમ મથુરામાં તમે કરેલા પ્રવેશનું પ્રશંસાપૂર્વક ગાન ઉત્તમ દેવોએ પણ કરેલું સાંભળ્યું છે. તમે રાજાઓને વશ કીધા છે, અને તે રીતે તેમના ભારથી ડગમગી રહેલી વસુધાને પ્રતિષ્ઠિત (સ્થિર) કીધી છે.[૧૫] હે રામ! તારું અહીં આગમન થયલું જોઈને અમે પૂર્વે જેવા હતા, તેવા જ આજે ભાગ્યશાળી થયા છીએ. તેથી બાંધવો સાથે અમે સર્વ હર્ષ અને પરમ સંતોષ પામ્યા છીએ."[૧૬]

ગોવાળોએ આવું વચન કહ્યું, એટલે બલરામે પોતાની આસપાસ વીંટળાઈ ઉભેલા એ સર્વને નીચે પ્રમાણે પ્રત્યુત્તર આપ્યો:–"સર્વ યાદવોમાં પણ તમે મારા ખરા બાંધવો છો.[૧૭] અહીં જ અમો બન્ને ભાઈઓનું બાલપણ વીતેલું છે; અહીં જ અમે રમતગમતમાં ઉછર્યા છીએ. તમે લોકોએ જ અમને ઉછેરેલા છે; તો પછી તમારા સંબંધી અમારાં વર્તનમાં કેવી રીતે વિકાર થવા પામે? અર્થાત્ અમે કેવી રીતે તમારા કૃતઘ્ન થઈએ?[૧૮] અમે તમારાં ઘરોમાં ખાધેલું છે; તમારી ગાયોનું અમે સારી રીતે રક્ષણ કર્યું છે. માટે તમે સર્વ મિત્રતાથી બંધાયલા અમારા બાંધવો છો."[૧૯]

હલધર, બલદેવે આ પ્રમાણે તે સર્વ ગોવાળોને યથાર્થ તત્ત્વવાળાં વચનો કહ્યાં. ત્યારે પ્રેમાળ વ્રજનારીઓનાં વદન પણ અતિશય હર્ષ પામેલાં જણાયાં.[૨૦] તે પછી અન્ય વનોમાં મહા બલવાળા રામ સીધાર્યા અને ત્યાં અનેક રમતો રમવા માંડી. તે દરમ્યાન પોતાના આત્મતત્ત્વ(સામર્થ્ય)ને જાણનારા બલરામની સમક્ષ દેશકાલને યોગ્ય વર્તનને જાણનારા ગોવાળોએ વારુણી આણી ધરી, અને શ્વેત વાદળના જેવા વર્ણવાળા બલરામે જ્ઞાતિજનોની વચ્ચે તે વારુણીનું પાન કર્યું.[૨૧–૨૨] તે પછી અન્ય વનોમાં બલરામ સીધાર્યા, ત્યારે એ લોકોએ મદને ઉત્તેજિત કરનારું મદ્ય તેમ જ વનના અન્ય વિવિધ પેય પદાર્થો તેની સમક્ષ આણી મૂક્યા.[૨૩] તાજાં ખીલેલાં અને રમણીય પુષ્પો તેમ જ ફલો, તથા સેવન કરવા યોગ્ય વિવિધ ગંધો અને હૃદયહારી ભક્ષ્ય પદાર્થો તેને અર્પ્યા.[૨૪] વળી તરતનાં જ તાજાં ચુંટેલાં કમળો, વિકસેલાં ઉત્પલો (ભુરાશ પડતાં કમળ) ઇત્યાદિ શીતલ પદાર્થો તેને સમર્પણ કર્યાં. તે વેળા સુંદર કેશકલાપ અને તેને ઢાંકનારા કિંચિત્ વક્ર મુકૂટથી વિરાજતા માથાથી, એક કાને લટકતા પ્રકાશિત કુંડલથી, ચંદનથી ભીની અને પીળી થયલી, તથા લટકતી વનમાલાથી શોભતી છાતીથી, જાણે કૈલાસથી યુક્ત મંદર પર્વત વિરાજતો હોય, તેમ બલરામ શોભતા હતા.[૨૫–૨૬] નીલાં, અને જળથી ભરેલા નવા

* અહીં મુંબઈની પ્રતિમાં માહાત્મ્યેન જનેન વૈ–મનુષ્યને યોગ્ય માહાત્મ્યથી–એ પાઠ છે. જ્યારે કાશીની પ્રતિમાં માહાત્મ્યે નાત્મજેન વૈ છે.

† અહીં 'જરાસંધે ચ યા મતિઃ જરાસંધ સંબંધમાં કરેલો નિર્ણય' એ પાઠ મુંબઈની પ્રતિમાં છે; ઉપર કાશી, બંગાળી અને મરાઠી પ્રતિનો પાઠ લીધો છે.

મેઘ સમાન ઘેરી ભૂરી પ્રભાવાળાં, બે વસ્ત્રો પહેરેલાં હોવાથી (શ્વેત વર્ણવાળા) બલરામ, જાણે અંધકારના સમૂહોથી વીંટાયલો ચન્દ્ર હોય તેમ, શરીરની કાન્તિથી વિરાજતા હતા.[૨૭] જાણે ભુજંગ(સાપ)ની ફેણ હોય તેમ ભુજંગ (ખાંધ) ઉપર મૂકેલા હલથી, તેમ જ ભુજાગ્ર( હથેલી )થી પકડેલા, તેજસ્વી મુસલથી મત્ત, બળવાનોમાં શ્રેષ્ઠ, અને મદ્યપાનથી ઘૂમાયલા મુખવાળા બલરામ, શિશિર ઋતુની રાત્રીઓમાં (હવનાં બિંદુઓ રૂપી) સ્વેદથી* મંદગતિવાળો પણ મનહર ચન્દ્ર શોભે તેમ, શોભતા હતા.[૨૮-૨૯]

આવી (મદ્યપાનવાળી) સ્થિતિવાળા બલરામે યમુના નદીને કહ્યું કેઃ-"હે મહાનદિ! સ્નાનપૂર્વક પરણવાને† ઇચ્છું છું, માટે તું આમ મારી સન્મુખ આવ. હે સાગર સાથે સંગમ કરનારી યમુને! તું તારું મૂળનું સ્ત્રી રૂપ‡ ધારણ કરીને મને ભેટ."[૩૦] પરંતુ લજ્જા, અજ્ઞાન આદિ સ્ત્રીસ્વભાવને યોગ્ય ગુણોથી મૂઢ થયલી બુદ્ધિવાળી યમુનાએ સંકર્ષણના એ વચનને મદ્યની અસરથી બોલાયલું ગણી તિરસ્કારી કાઢયું, અને તે બેઠા હતા તે સ્થળે તેની પાસે (સ્ત્રી બનીને) ગઈ નહીં.[૩૧] એટલે મદ્યથી ઉશ્કેરાયલા બલવાન્ બલરામ તેની ઉપર અતિ ક્રોધે ભરાયા, અને હાથથી (પરાણે પોતાની પાસે) તેને ખેંચવાને માટે પોતાના હળનું ફલ નીચે નમાવ્યું.[૩૨] આમ હળથી યમુના ખેંચાતી હતી તે વેળા (હળને ભરવેલી) લાલ કમલોની માલાઓ તેના કંઠ(કાંઠાના)પ્રદેશ ઉપર પડી અને તેના પરાગ-કોશોમાંથી સુંગધી રજવાળું લાલ (મદિરા જેવું) પાણી ઝરવા લાગ્યું.§[૩૩] પછી બલરામે નીચા નમાવેલા હળના અગ્રભાગથી મહાનદી યમુનાને ફૂલામાંથી‖ પકડી, અને તે જાણે એક ઉશ્કેરાયલી મનસ્વી વનિતા હોય તેમ તેને પોતાની સમીપ ખેંચવા માંડી.[૩૪] આથી તેના જલનો પ્રવાહ વિપરીત થઈ ગયો, અને તેના હૃદય(ધરાઓ)માં રહેલાં મત્સ્ય આદિ જલચર પ્રાણીઓ ખળભળી ઉઠ્યાં, અને ભયભીત થયલી યમુના નદી હલના ખેંચાણને અનુસરતી તેની પાસે ખેંચાઈ આવી.[૩૫] બલરામના ભયથી વિશેષ ત્રાસ પામેલી, યમુના આકુળ-વ્યાકુલ થયલી પ્રેમાલ સ્ત્રીની પેઠે વાંકીચુંકી ચાલતી હળને માર્ગે તેમની સમીપ ચાલી આવી.[૩૬] કાંઠારૂપી નિતંબવાળી, કમલરૂપી લાલચોળ હોઠવાળી, પાણીનું મર્દન તથા તાડન થતાં ઉત્પન્ન થયલાં તેમ જ છૂટાં પડતાં મોજાંરૂપી કંદોરાવાળી, સમુદ્ર પ્રતિ પ્રયાણ કરનારી, તરંગરૂપી વાંકીચૂકી માલાનો મુકુટ માથે ધારણ કરનારી, ચક્રવાકના યુગલરૂપી ઉંચી ટીટડીઓવાળા સ્તનવાળી, ગંભીર વેગરૂપી વાંકાંચુંકાં થતાં અંગોવાળી, ભયભીત મત્સ્યરૂપી ચમકતાં ભૂષણો ધરનારી, શ્વેત હંસો-રૂપી નેત્રનાં ધોળાં અપાંગોવાળી, કાશપુષ્પનાં ગુચ્છા-રૂપી રેશમી વસ્ત્રવાળી, તીર ઉપર ઉગેલી વનસ્પતિ-રૂપી ઉંચે ઉડતા વાળવાળી, જળના પ્રવાહરૂપી ખચકાતી ગતિવાળી, હલથી ઉઝરડાયલી ભૂમિરૂપી નેત્રના ખૂણાવાળી, સાગરગામિની, ક્ષોભ પામેલી અને જાણે એક મદમત્ત થયલી કુટિલ (અભિસારિકા) સ્ત્રી રાજ-માર્ગમાં પોતાના પ્રિયતમને મળવા જતી હોય તેવી દેખાતી, સ્ત્રીના સર્વ ગુણ અને લક્ષણથી સંપન્ન યમુના નદી અતિશય વેગથી, વારંવાર સ્ખલિત થતા પ્રવાહથી વિપરીત માર્ગે વન વૃંદાવન તરફ (બલરામ સન્મુખ) ખેંચાઈ આવી.[૩૭-૪૧] આમ વૃન્દાવનની મધ્યમાં યમુના નદી ખેંચાઈ આવી, ત્યારે તેના જલમાં વસતાં બતકો આદિ પક્ષીઓના આક્રોશથી જાણે તે રોતી રોતી તેને અનુસરતી હોય એવી દેખાઈ.[૪૨] આ પ્રમાણે ખેંચાતાં યમુના નદીએ વૃંદાવન વનને વટાવતાં સ્ત્રીનું રૂપ ધારણ કીધું અને બલરામને આ વચન કહ્યુંઃ-[૪૩]

"હે નાથ! હવે મારી ઉપર પ્રસન્ન થા. હું તારા ધર્મને પ્રતિકૂલ આ કર્મથી ભય પામું છું. આથી મારું તથા મારા જલના પ્રવાહનું આવું વિપરીત રૂપ થઈ જાય છે.[૪૪] હે રોહિણીપુત્ર! મને સમુદ્રસંગમના માર્ગથી ખેંચીને સર્વ નદીઓમાં તેં મને અસતી¶ કરી છે. હે દેવોમાં ઉત્તમ બલરામ! તું હવે નિત્ય મારા ઉપર સુપ્રસન્ન રહેજે.[૪૫] હે મહાબાહુ! તારા આ આકર્ષણથી હું મારા માર્ગથી વ્યભિચારી (ચ્યુત) થઈ છું. વેગથી ગર્વિષ્ઠ થયલી મારી અન્ય શોકો (નદીઓ) આવી સ્થિતિને પ્રાપ્ત થયલી અને અવળે પંથે જનારી એવી મને (હું મારા પતિ સાગરને ભેટવા જઇશ તે વેળા) મોજાંરૂપી હાસ્યકટાક્ષોથી હસશે, (અર્થાત્ અસતી કહીને

* કાશીની પ્રતિ સ્વેદાલસઃ-થાકથી મંદગતિવાળો-એ પાઠ છે.

† અહીં स्नातुमिच्छे એ પદ છે. ટીકાકાર ચતુર્ધર, अभिगच्छ त्वं रूपिणी-તારા મૂળ રૂપમાં તું મને આવીને ભેટ-એ આદિ અન્ય પદોના બલથી સ્નાતુમ્નો અર્થ स्नानपूर्वकं त्वां परिणेतुमिच्छे-સ્નાનપૂર્વક તને પરણવા ઇચ્છું છું-એ અર્થ કરે છે. સ્નાન કરીને પરણવાનો વિધિ વિચારતાં, તેમ જ કથાસંદર્ભ જોતાં આ અર્થ વિશેષ ઘટતો જણાય છે. વળી બલરામે મદ્ય પીધું હતું એટલે मद्यपाः किं न जल्पन्ति-એ નીતિવચન અનુસાર નીતિનો વિચાર ન કરવાં, તે "સાગરસંગમા" યમુનાને પોતાની સમીપ સગમ સારુ આવવાની આવી નીતિભ્રષ્ટ સૂચના કરે,એમાં નવાઈ નથી. તેથી એક મરાઠી ભાષાંતરકાર 'પરણવાને,' એ અર્થ અગ્રાહ્ય માને છે, તે યોગ્ય નથી.

‡ યમુના યમરાજની નાની બેહેન ગણાય છે, અને તે શાપને લીધે નદી બન્યાનું કહેવાય છે. § આ રીતે બલરામે યમુનાને પરાણે ચુંબન કર્યું એવું, આ આલંકારિક સૂચન છે.

‖ ફૂલાના બે અર્થ છેઃ (૧) સ્ત્રીનો ફૂલો, તે નિતંબ, અને (૨) નદીનો ફૂલો તે કાંઠો. ¶ પરપુરુષને અભિમુખ, કુલટા.

તેઓ મારી મશ્કરી કરશે). તેટલા માટે હે કૃષ્ણના મોટા ભાઈ! હે વીર! હું તને યાચના કરું છું, કે તું મારી ઉપર પ્રસન્ન થા.[૪૬-૪૭] હે આકર્ષણ કરનાર આયુધવાળા! તારા ધાર્યા પ્રમાણે હું તારી તરફ ખેંચાઈ છું. માટે હવે તારા આ રોષને નિવાર. હે હલાયુધ! હું તારાં ચરણોમાં મારું માથું નમાવું છું.[૪૮] હું તારા આજ્ઞા કરેલે માર્ગે જવા ઇચ્છું છું. માટે હે મહાભુજ! કહે, હવે હું કીયે માર્ગે જાઉં?"

વૈશંપાયન કહે છેઃ-હલધર બલરામે આમ યમુનાને પ્રણયપૂર્વક નમી પડતી જોઈને, જાણે મદમાં ચકચૂર થયા હોય તેમ એ સમુદ્રની વહુને નીચે પ્રમાણે ઉત્તર આપ્યોઃ-[૪૯]

"હે પ્રિય દર્શનવાળી યમુને! મારા હળે દર્શાવેલા માર્ગે આવેલી હે શુભ નદી! તું આ દેશને તારા પાણીથી તરબોળ કરી નાંખ. હે સાગર સમીપ વિચરનારી! હે સારી ભમરોવાળી! મારો તને આજ સંદેશો છે. હે મહાભાગ્યશાળી! તું હવે શાંતિ પામ! અને તને યોગ્ય લાગે તે માર્ગે તું વિચર.[૫૦-૫૧] આલોક જ્યાં સૂધી ટકશે, ત્યાં સૂધી તને આમ આકર્ષ્યાનો મારો યશ પણ સ્થાયી રહેશે."

યમુનાનું આ આકર્ષણ જોઈને એ સર્વે વ્રજવાસીઓએ "વાહ વાહ, ઠીક કર્યું" એમ કહેતાં કહેતાં બલરામને પ્રણામ કર્યા. એ પછી આ મહાભાગ્યશાલી યમુના અને સર્વ વ્રજવાસીઓને ગોકુલમાં જ છોડી, પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ, રોહિણીના પુત્ર બલરામે મન અને બુદ્ધિથી મથુરાં જવાનો સંકલ્પ કર્યો, અને ત્યાંથી સત્વર શુભ મથુરાંપુરી તરફ સીધાવ્યા.[૫૨-૫૪] પછી તે મથુરાં જઈ, પોતાના ભવનમાં વિરાજેલા, પૃથ્વીના સારભૂત, અવિકારી જનાર્દનને પ્રવાસીના વેશે જ, છાતી ઉપર ધારણ કરેલી, વિરાજતી, તાજી વનમાલા સાથે ભેટ્યા.[૫૫-૫૬] શીઘ્ર ગતિથી હલધર બલરામને પોતાની પાસે આવેલા જોઈ, ગોવિંદ પણ એકદમ ઉભા થયા અને બલરામને બેસવાને આસન આપ્યું.[૫૭] પછી બલરામ એ આસન ઉપર સુખેથી બેઠા, એટલે જનાર્દને તેને વ્રજમાંના સઘળા બાંધવોના અને સર્વ ગાયોના કુશળ સમાચાર પૂછ્યા.[૫૮] ત્યારે સાધુ વચન બોલનારા, પોતાના ભાઈને બલરામે પ્રત્યુત્તર આપ્યો કે, "હે કૃષ્ણ! તું જેમનું કુશળ ઇચ્છે છે, તે સર્વને સર્વત્ર કુશળ જ હોય છે."[૫૯]

તે પછી બલરામ અને કેશવ વચ્ચે વસુદેવ સમક્ષ વિચિત્ર અને પુરાણી પુણ્યકારી વાર્તાઓ ચાલી રહી.[૬૦]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे "गोकुळमां बलरामनो सत्कार अने यमुनानुं आकर्षण" ए नामनो अध्याय ४६ मो संपूर्ण

## અધ્યાય ૪૭ મો

### રુક્મિણીના સ્વયંવરમાં જવાની તૈયારીઓ

वैशंपायन उवाच—

एतस्मिन्नंतरे प्राप्ता लोकप्रावृत्तिका नराः।
चक्रायुधगृहं सर्वे लोकपालगृहोपमम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-તે બન્ને ભાઈઓ આમ વાર્તામાં સમય વીતાવતા હતા તે દરમ્યાન, (એક સમયે) લોકપાલના ભુવનની ઉપમાને યોગ્ય, કૃષ્ણના 'ચક્રાયુધ' નામના મંદિરમાં લોકની પ્રવૃત્તિઓ સંબંધી સમાચાર મેળવનારા લોકો (દૂતો) આવ્યા.[૧] રાજાઓ વચ્ચે (ભવિષ્યમાં જાગનારા વિરોધ સંબંધી, સમાચાર કહેવા ઇચ્છનારા લોકપ્રવૃત્તિ કથનારા દૂતો આ મંદિરમાં આવ્યા, એટલે પ્રથમથી સૂચના થયા પ્રમાણે યાદવોમાંના ઉત્તમ પુરુષો પણ કૃષ્ણની સભામાં (ભવિષ્યના કર્તવ્ય વિષે મંત્ર કરવાને) એકઠા મળ્યા.[૨] સભામાં સર્વ મુખ્ય મુખ્ય યાદવો આવી ગયા, ત્યારે પૃથ્વીપતિ વચ્ચે જાગનારા વિરોધ સંબંધી વચન લોકપ્રવૃત્તિઓએ (તેમની સમક્ષ) નીચે પ્રમાણે કહ્યાંઃ-[૩]

"હે જનાર્દન! (વિદર્ભ દેશના) ભોજ રાજાના પુત્ર-(રુક્મી)ના નિમંત્રણથી કુંડિનપુરમાં નરપતિઓ અને પૃથ્વીપતિઓના અનેક સમૂહોનો સમાગમ (થોડાક સમયમાં) મળનારો છે. હે કમલલોચન! ત્યાં નાના પ્રકારના વૈભવવાળા નગરપતિઓ ત્વરાથી જવા લાગ્યા છે.[૪-૫] કુંડિનપુરમાં પ્રકટપણે મનુષ્યોને મોઢેથી એવી વાતો સંભળાય છે કે, રુક્મૈયાની રુક્મિણી નામની પહેલી (મોટી) બ્હેન છે; હે જનાર્દન! તેનો સ્વયંવર કુંડિનપુરમાં થનાર છે, અને તે કાર્યને માટે સૈન્ય સાથે એ સર્વ નરપતિઓ ત્યાં જાય છે.[૬-૭] હે યાદવ! એ ત્રણે લોકમાં અતિશય સુંદર અને રુકમ(સોના)નાં ભૂષણોથી અલંકૃત રુક્મિણીનો સ્વયંવર આજથી ત્રીજે જ દિવસ થવાનો છે.[૮] ત્યાં હાથી, અશ્વ અને રથ ઉપર આવી પહોંચેલા, સિંહ અને શાર્દૂલની પેઠે ગર્વિષ્ઠ થયલા, મહોન્મત્ત હાથી ઉપર સ્વાર થનારા, પરસ્પર વૈરથી અસહિષ્ણુ, સદા યુદ્ધને ચાહનારા, મહાત્મા રાજાઓને એકત્રિત થતા અને સેંકડો તંબુઓ નંખાવતા અમે જોઈએ છીએ.[૯-૧૦] આમ પોતપોતાનાં સૈન્યોના સમૂહો સહિત રુક્મિણીની પ્રાપ્તિરૂપી જય મેળવવાને શીઘ્રતાથી પૃથ્વીપાલક રાજાઓ ત્યાં એકઠા થવા માંડ્યા છે; તો પછી શા માટે આપણે એકાંતચારી ભિલ્લ લોકની પેઠે અહીં એકલા પડી નિરુત્સાહી રહેવું જોઈએ? માટે હે યદુનંદન! ચાલો આપણે પણ વિજયને અર્થે ત્યાં સીધાવીએ."[૧૧]

દૂતોનું, હૃદયમાં શલ્યની પેઠે ભોંકાતું, આવું વચન સાંભળતાં વેંત જ યાદવોમાં શ્રેષ્ઠ કેશવ પણ યાદવોનાં સૈન્યો સાથે કુંડિનપુર જવાને સત્વર નીકળ્યા.[૧૨] પોતાના બળના અભિમાની અને સંગ્રામ કરવાની લાલસાવાળા સર્વે યાદવો જાણે દેવો હોય તેમ ગર્વિષ્ઠ થઈ, ઉત્તમ ઉત્તમ રથ આદિ વાહનો ઉપર ચઢી બેઠા અને કુંડિનપુર તરફ સત્વર ચાલી નીકળ્યા.[૧૩] યોજના પ્રમાણે અગ્રભાગમાં સૈન્યથી યુક્ત થયલા, હાથમાં ચક્ર અને ગદા ધારણ કરનારા, અને ઈશાન(શંકર)ને પ્રિય,* હરિ (કૃષ્ણ) અત્યંત શોભતા હતા.[૧૪] વાસુદેવને અનુસરનારા અન્ય યાદવો પણ આદિત્ય સમાન વિરાજતા અને ઘંટડીઓના નાદપ્રતિનાદથી ગાજી રહેલા રથોમાં પ્રયાણ કરવા તત્પર થયા હતા.[૧૫] તે વેળા સુનિશ્ચિત દીર્ઘ દૃષ્ટિવાળા ગોવિંદે ઉગ્રસેનને કહ્યું, કે "હે નિષ્પાપ! હે નરપતિઓના અગ્રણી! મારા ભાઈ બલરામ સાથે તમે અહીં જ મથુરામાં રહો.[૧૬] નહીતર, દુષ્ટ બુદ્ધિવાળા, રાજ્યનીતિપારંગત અને અન્યનાં છિદ્રો જોવામાં કુશળ,† જરાસંઘને વશ વર્તનારા તેના અનુયાયી જે ક્ષત્રિય રાજાઓ ત્યાં (કુંડિનપુરમાં,) દેવો જેમ અમરાવતીમાં આનંદ મહાણે તેમ, ભોગ ભોગવવા મંડી પડ્યા છે તેઓ સર્વે, જો કે આપણાથી ભય પામતા રહે છે છતાં, આ પુરને (રક્ષકોથી) શૂન્ય જોતાં પોતાનાં બાકી રહેલાં સૈન્યોથી આપણા નગરને પીડા કરશે. (તેથી એવો પ્રસંગ ન આવે, માટે તમે બન્ને અહીં આ પુરીનું) રક્ષણ કરજો."[૧૭-૧૮]‡

વૈશંપાયન કહે છેઃ-કૃષ્ણનું આવું વચન સાંભળીને મહાયશસ્વી ભોજરાજ ઉગ્રસેને કૃષ્ણ ઉપરના સ્નેહને લીધે ગદ્‌ગદિત કંઠે, અમૂલ્ય મીઠું, આવું વચન કહ્યું:[૧૯]§

"હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મહાબાહુ! હે યાદવોના આનંદમાં વૃદ્ધિ કરનાર! હે રિપુનો વિનાશ કરનાર! હું તને આજે જે વચન કહું છું, તે તું સાંભળ.[૨૦] આ પુરીમાં કે અન્ય પ્રદેશમાં તારા વિના પતિહીન સ્ત્રીઓની પેઠે રહેવાને અમે શક્તિવાન્ નથી.[૨૧] તારા બાહુબલને આશ્રયે રહેલા હોવાથી જ અમે સનાથ છીએ; તારી હુંફ છે ત્યાં સૂધી, હે માનદ! દેવોથી પણ અમે ભય ધરતા નથી, તો પછી રાજાઓથી ભય ધરવાની તો વાત જ શી?[૨૨] વિજય અર્થે હે ઉત્તમ યાદવ! તું જ્યાં જ્યાં વિચરીશ, ત્યાં ત્યાં હે યાદવોના અગ્રણી! અમે પણ તારી સાથે જ આવીશું."[૨૩]

રાજા ઉગ્રસેનનું આવું વચન સાંભળી, દેવકીપુત્ર કૃષ્ણે હસીને તેમને કહ્યું, કે "તમારી ઇચ્છા હશે તે પ્રમાણે હું કરીશ, એમાં કંઈ પણ સંશય નથી."[૨૪]||

વૈશંપાયન કહે છેઃ-આ પ્રમાણે ઉગ્રસેનને કહીને, કૃષ્ણે તીવ્ર ગતિવાળા રથમાં બેસી (કુંડિનપુર તરફ) પ્રયાણ કીધું, અને ભાસ્કરનું બિંબ તપેલા લોઢા જેવું લાલચોળ થયું,¶ (અર્થાત્ દિવસ આથમ્યો) તે સમયે તે ભીષ્મકના રાજ્યમંદિરમાં આવી પહોંચ્યા.[૨૫] એકઠા થયલા રાજાઓના તંબુઓથી છવાયલી ભૂમિ ઉપર આવી પહોંચતાં જ, અને (સ્વયંવરનો) વિપુલ રંગમંડપ નીરખતાં જ કૃષ્ણે કામક્રોધપ્રધાન રાજસી$ પ્રકૃતિને દેહમાં પ્રવેશ કરાવ્યો, (અર્થાત્ પોતે રાજસ ગુણોથી યુક્ત થયા).[૨૬] પછી રાજાઓને વિશેષ ત્રાસ પમાડવાને અને પોતાના પુરાતન (વિષ્ણુનું) સ્વરૂપનો પ્રકાશ તેમને દાખવવાને અર્થે કૃષ્ણે મહાબલવાન્ વિનતાપુત્ર-(ગરુડ)નું મનથી ચિંતન કર્યું.[૨૭] એટલે ચિંતનમાત્રથી જ કૃષ્ણનો હેતુ જાણીને વિનતાનો પુત્ર સુખથી નિરખી શકાય એવું સૌમ્ય રૂપ ધારણ કરી, કેશવની સમીપ ત્યાં આવી પહોંચ્યો.[૨૮] તેની પાંખના, પવનની પણ અવળી ગતિ કરનારા, ફડફડાટથી સર્વે મનુષ્યો કંપી ઉઠયાં, અને ઉંધે મુખે ભૂમિ ઉપર ઢળી પડ્યાં.[૨૯] ગરુડના વેગથી પડેલા તે સર્વેની સ્થિતિ સર્પોના જેવી ટળવળતી થઈ પડી. પાંખના ફડફડાટથી તેઓને હેઠળ પડતા જોતાં પર્વત સમાન અચલ રાજા કૃષ્ણે એમ અનુમાન કર્યું કે, પક્ષીઓમાં ઉત્તમ રાજા ગરુડ આવી પહોંચ્યો છે; અને તેણે તરત જ ગરુડને આવેલો પણ જોયો. તેણે અંગે દિવ્ય માલા અને ગંધના લેપ ધર્યા

* અહીં ईशानसंमतः એ પદ છે. એક ટીકાકાર તેનો આવો અર્થ કરે છેઃ-'શંકરના જેવો પરાક્રમી.'

† મુંબઈ, અને મરાઠી પ્રતમાં शास्त्रनिश्चितदर्शनाः રાજ્યનીતિ શાસ્ત્રમાં નિપુણ-એ પાઠ છે; જ્યારે બંગાળી પ્રતિમાં ઉપર સ્વીકારેલો, शास्त्रच्छिद्रदर्शिनः પાઠ છે.

‡ અહીં કાશીની અને બંગાળી પ્રતિનો जघन्यैः पीडयन्ति नः એ પાઠ લીધો છે.

§ શ્લોક ૧૯ થી ૨૪ સુધીનો ભાગ, જો કે સર્વ પ્રતિઓમાં છે, પરંતુ પૂર્વાપર સંબંધ જોતાં તે અસ્થાને લાગે છે; કારણ શ્લોક ૨૫ થી એ જણાય છે કે, ઉગ્રસેનને કૃષ્ણે આ વચનનો ઉત્તર આપી મથુરામાં રહેવા પાછા સમજાવ્યા નથી, તેમ તે અને બલરામ કૃષ્ણની સાથે વૈદર્ભી નગરીમાં ગયા પણ નથી; વળી કૃષ્ણ વૈદર્ભીથી ફર્યા, ત્યારે તેમને વધાવી લેવાને તે બન્ને સામા ગયા હતા. વળી આના આ જ શ્લોકો ૫૯ મા અધ્યાયને છેવટે આપેલા છે, તેની સંખ્યા ૧૧૬ થી ૧૨૫ છે, તેથી એમ સમજાય છે કે, તે બેવડાયા હશે.

|| મુંબઈની પ્રતિમાં આ અધ્યાય ચાલુ રાખેલો છે; ત્યારે કાશીની અને બંગાળી પ્રતિમાં અહીંથી નવો અધ્યાય શરુ થાય છે. પ્રસંગ બદલાતો હોવાથી એ વર્ગણી યોગ્ય જણાય છે, પરંતુ મૂળ તરીકે મુંબઈની પ્રતિ સ્વીકારેલી હોવાથી અહીં પણ અધ્યાય ચાલુ રાખ્યો છે.

¶ અહીં लोहितायति भास्करे એ પદ છે, અને સંધ્યા સમયે જ સૂર્યબિંબ એવું દેખાતું હોવાથી સંધ્યાકાળનો સમય ગણેલો છે.

$ કામ, ક્રોધ, રાજાઓ પ્રતિ અસૂયા આદિ રાજસ ગુણો.

હતાં; તે એકસરખી રીતે પોતાની પાંખ હલાવતો વારંવાર પૃથિવીને ડોલાવતો હતો; તેની પીઠ ઉપર મૂકેલાં (કૃષ્ણનાં દિવ્ય) આયુધો જાણે જીભ ચાટતા સર્પ હોય તેવાં ભયંકર દીસતાં હતાં. તે વિષ્ણુના હાથના સ્પર્શની ઇચ્છા રાખતો નીચે મોઢે સરર આવતો હતો; બે પગ વચ્ચે ઘાલેલા, ઉત્તમ શુભ વર્ણના સર્પને મુખથી ખેંચતો હતો; જાણે ધાતુઓથી યુક્ત અચલ પર્વત હોય તેમ સુવર્ણના વર્ણની પાંખોથી અલંકૃત થયલો હતો; આવા, અમૃત પીવા તૈયાર થયેલા દાનવો પાસેથી તે પડાવી આણનાર, સર્પના રાજાઓના વિનાશ કરનાર, દૈત્યોના સમૂહોને ત્રાસ આપનાર, વિષ્ણુનું વાહન તેમના રથ ઉપર ધ્વજાના ચિહ્નરૂપે રહેનાર, અને યુદ્ધ સમયના પોતાના સચિવને આવેલો કૃષ્ણે જોયો. પછી ધ્વજાને સ્થાને પોતાના રથ ઉપર તેને બેઠેલો જોઈ, પરમ હર્ષ પામેલા મધુસૂદન કૃષ્ણે આ ધૈર્યશીલ, પોતાના અન્ય દેહતુલ્ય,* સ્મરણ કરતાં જ આવેલા, ગરુડને પોતાના સામર્થ્યને યોગ્ય વાણીથી નીચેનું વચન કહ્યું:[૩૦–૩૬]

શ્રી કૃષ્ણ કહે છેઃ–"હે આકાશમાં વિચનારાઓ-(પક્ષી)માં શ્રેષ્ઠ! હે દેવોના શત્રુના સૈન્યનું મર્દન કરનાર! હે કેશવના પ્રિય! હે વિનતાના હૃદયને આનંદ દેનારા (પુત્ર) ગરુડ! તને આવકાર છે.[૩૭] હે પક્ષીઓમાં શ્રેષ્ઠ! તું મારી સાથે (ભીષ્મકના પિતા) કૈશિકના નિવાસ પ્રતિ ચાલ, આપણે ત્યાં જઈ, આજે સ્વયંવર નીરખીએ.[૩૮] ત્યાં રથ, હાથી અને ઘોડા ઉપર બેસીને પધારેલા, એકઠા થયલા સેંકડો મહાત્મા રાજાઓને આપણે જોઇશું."[૩૯]

આ પ્રમાણે વિનતાના મહાબળવાન્ પુત્ર ગરુડને કહીને મહાત્મા કૈશિકના નગર પ્રતિ, યાદવો અને મહાન્ રથો સાથે, ગરુડના મિત્ર શ્રીમાન્ કૃષ્ણ સીધાર્યા. દેવકીનંદન કૃષ્ણ વિદર્ભ નગરીમાં પહોંચ્યા, તે સમયે હર્ષ અને વિશેષ આનંદ પામેલા, સર્વ પ્રકારનાં આયુધો ધારણ કરનારા, અને બલશાલી સર્વે રાજાઓએ નિવાસને માટે તૈયારીઓ કરી દીધેલી હતી.[૪૦–૪૨]

વૈશંપાયન કહે છેઃ–તે જ સમયે રાજ્યનીતિમાં પારંગત રાજા કૈશિકે અંતરની પ્રસન્નતાથી ઉભા થઇને, પોતે જાતે કૃષ્ણને અર્ધ્ય અને આચમન આપ્યાં, તથા વિધિપૂર્વક સત્કાર કરીને પોતાના નગરમાં તેમનો પ્રવેશ કરાવ્યો.[૪૩–૪૪] પહેલેથી કૈશિક રાજાએ કૃષ્ણને માટે જે દિવ્ય મંદિર તૈયાર કરાવ્યું હતું તેમાં, કૈલાસમાં જેમ શંકર પ્રવેશ કરે તેમ, સૈન્ય સાથે કૃષ્ણે પ્રવેશ કર્યો. પછી ખાન, પાન આદિથી તથા રત્નોના ઢગથી ઇન્દ્રના નાના ભાઈ કૃષ્ણનું અર્ચન કરવામાં આવ્યું. એ રાજાના મંદિરમાં કૃષ્ણ બહુમાન અને સ્નેહપૂર્ણ ચિત્તથી પૂજા પામીને સુખથી રહ્યા.[૪૫–૪૬]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वे विषे "रुक्मिणी स्वयंवरमां जवानी तैयारीओ" ए नामनो अध्याय ४७ मो संपूर्ण

## અધ્યાય ૪૮ મો

### વિદર્ભની રાજસભામાં જરાસંધ અને સુનીથનો સંવાદ

वैशंपायन उवाच—

ते कृष्णमागतं दृष्ट्वा वैनतेयसहाच्युतम् ।
बभुवुश्चिंतयाविष्टाः सर्वे नृपतिसत्तमाः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–તે સર્વે નરપતિઓમાં શ્રેષ્ઠ રાજાઓ વિનતાના પુત્ર (ગરુડ) સાથે અચ્યુત કૃષ્ણને વૈદર્ભ નગરીમાં આવેલા જોઇને ચિંતામાં નિમગ્ન થયા.[૧] હે રાજન્! ભયંકર પરાક્રમવાળા મંત્રકુશળ† અને રાજ્યનીતિના શાસ્ત્રાર્થના વેત્તા‡ રાજાઓ (કૃષ્ણનો ભય નિવારવાને) હવે શા ઉપાયો લેવા જોઇએ, તે સંબંધી મંત્ર ચલાવવાને વિદર્ભની રાજસભામાં એકઠા થયા.[૨] ભીષ્મક રાજાની રમ્ય, સુવર્ણ અને તેની ચીજોથી વિવિધ રીતે છવાયલી સભામાં તે સર્વેય સીધાર્યા, અને દેવો જેમ દેવસભામાં બેસે, તેમ નૃપતિઓમાં ઉત્તમ રાજાઓ ચિત્રવિચિત્ર રચના અને પાથરણાંવાળાં (દરેકના દરજ્જાને યોગ્ય નક્કી કરેલા) સિંહાસનો ઉપર વિરાજ્યા.[૩] પછી તેઓમાં મહાબાહુ, મહાબલવાન્ અને મહાતેજસ્વી નૃપેશ્વર જરાસંધ, દેવેશ્વર (ઇન્દ્ર) જેમ દેવોને (કાર્યની) સૂચના કરે તેમ, અન્ય રાજાઓને નીચે પ્રમાણે કહેવા લાગ્યોઃ–[૪]

જરાસંધ કહે છેઃ–હે વક્તાઓમાં શ્રેષ્ઠ! હે નૃપતિઓમાં ઉત્તમ! હે રાજાઓ! હું મારી બુદ્ધિથી આ જે વચન તમને કહું છું, તે તમે તેમ જ મહા બુદ્ધિશાળી ભીષ્મક સાંભળશો.[૫] પેલો જે વસુદેવનો બલવાન્ પુત્ર કૃષ્ણને નામે ઓળખાય છે તે, પેલા વિનતાના પુત્ર ગરુડની સહાયતા સાથે, અહીં કુંડિનપુરમાં આવ્યો છે.[૬] તે મહાતેજસ્વી છે અને કન્યા (રુકિમણી) મેળવવાને માટે યાદવોના સૈન્યથી પૂર્ણ રીતે સજ્જ થઇને અહીં આવેલો છે. તે જે કોઈ પણ રીતિએ પોતાને કન્યા પ્રાપ્ત થઈ શકશે, તે રીતિએ તેને મેળવવાને અવશ્ય પ્રયત્ન કરશે જ.[૭] માટે હે નૃપશાર્દૂલો! તમારે અને

* અહીં કાશીની પ્રતિમાં देहमिवापरम्–એ પાઠ છે, ત્યારે મુંબઇની પ્રતિમાં देवमिवापरम् જાણે બીજો દેવ હોય તેવો એ પાઠ છે.

† રાજખટખટનો વિચાર ચલાવવામાં કુશળ.

‡ જાણકાર.

પક્ષના બલાબલનો વિશેષ નિશ્ચય કરીને, સંપૂર્ણ નિશ્ચય-વાળી રાજ્યનીતિથી યુક્ત અને કાર્યની સિદ્ધિ થઈ શકે એવી યોજના યોજીને જે કંઈ કરવા જેવું હોય તે કરવું જ ઘટે છે.[૮] વસુદેવના એ બે મહાવીર્યશાલી પુત્રોએ વિનતાપુત્ર ગરુડની સહાયતા વિના એકલે હાથે ગોમન્ત પર્વત આગળ જે અતિશય ભારે ભયંકર પરાક્રમ (આપણી સમક્ષ) દાખવ્યું હતું, તે આપ સર્વેને સારી રીતે જાણીતું છે.[૯] તો પછી વૃષ્ણિઓ, યાદવો અને મહારથી ભોજ અને અંધકના વંશજ સૈનિકોની સહાયતાથી આપણી સાથે એ યુદ્ધ કરશે, ત્યારે કેવા પ્રકારનો વિગ્રહ જામશે? (તેનો તમારે અવશ્ય વિચાર કરવો ઘટે છે.)[૧૦] કન્યા મેળવ-વાને અર્થે પ્રયત્ન કરવા સારુ, ગરુડ ઉપર બેસીને આવેલા વિષ્ણુ સામે રણસંગ્રામમાં કોણ ઉભો રહી શકે એમ છે? કારણ એવા યુદ્ધમાં તો દેવો સહિત શક્ર પણ તેની સામે ઉભો રહેવાને અસમર્થ છે.[૧૧] જો તેને કદાચિત્ આ કન્યા સુખપૂર્વક આપવા-માં નહીં આવે. તો આ કૃષ્ણ પરાણે પણ દેવોની સહાયતાથી તેને ઉપાડી જવા સમર્થ છે.[૧૨]

"એમ સાંભળવામાં આવેલું છે કે, પૂર્વે સમગ્ર વિશ્વ ઘોર અર્ણવ(જલ)મય થઈ ગયું હતું ત્યારે પ્રભાવ-શાલી અને જગતના આદિસ્વરૂપ વિષ્ણુએ, વારાહ રૂપ ધારણ કરી, પાતાલને તળીએ નિમગ્ન થયલી આ મેદિનીને ઉંચે (જલ બહાર) આણી હતી. વરાહનું રૂપ ધરનારા એ વિષ્ણુએ દૈત્યોના ઇન્દ્ર (રાજા) હિરણ્યાક્ષને આ પ્રસંગે હણ્યો હતો.[૧૩-૧૪] વળી, મહા બલવાન્ અને પરાક્રમી દૈત્ય રાજા હિરણ્યકશિપુ દેવો, દૈત્યો, ઋષિઓ, ગંધર્વો, કિન્નરો, યક્ષો, રાક્ષસો અને નાગોથી પણ હણી શકાય એવો ન હતો, તેમ આકાશ, ભૂમિતલ કે બન્નેની વચ્ચેના પ્રદેશમાં, દિવસે કે રાત્રિએ, સૂકા તેમ જ ભીના પદાર્થથી પણ ત્રણે લોકમાં એ અવધ્ય હતો, છતાં એવા એ દૈત્યોના ઇન્દ્ર હિરણ્ય-કશિપુને પૂર્વે વિષ્ણુએ નરસિંહરૂપ ધરી હરાવ્યો અને હણ્યો હતો.[૧૫-૧૭] વળી અદિતિના ગર્ભમાં ઉત્પન્ન થઈ, કશ્યપના બલવાન્ પુત્રરૂપે વામનજી બની, સત્ય (વચન) રૂપી રજ્જુવાળી પાશોથી, દેવોથી પણ ઉત્તમ બલિ રાજાને તેણે બાંધ્યો હતો અને તેને પાતાલમાં નિવાસ કરાવ્યો હતો. વળી હજાર હાથથી સજ્જ થયલા દેહવાળો, મહાવીર્યશાલી, સાતે દ્વિપોમાં સુખેથી વિચરનારો, હૈહયવંશી રાજા કાર્તવીર્ય (સહસ્રાર્જુન) જે દત્તાત્રયના પ્રસાદથી તેમ જ રાજ્યમદથી ઉન્મત્ત થયો હતો, તેને રેણુકાના ગર્ભમાં ઉત્પન્ન થયલા, શસ્ત્રધારી વીરોમાં શ્રેષ્ઠ, મહાતેજસ્વી જમદગ્નિના પુત્ર પરશુરામનું છદ્મ-રૂપ ધરીને વિષ્ણુએ ત્રેતા અને દ્વાપર યુગની સંધિમાં વજ્ર સમાન તીક્ષ્ણ ફરશીથી હણ્યો હતો.[૧૮-૨૧] વળી ઇક્ષ્વાકુ રાજાના કુલમાં ઉત્પન્ન થઈ, દશરથપુત્ર રામે પૂર્વે ત્રણે લોકમાં વિજય મેળવનાર વીર રાવણને પણ પાડ્યો હતો.*[૨૨]

"પૂર્વે કૃતયુગમાં તારકામય રણસંગ્રામમાં આઠ ભુજ ધારણ કરી, ગરુડ ઉપર વિરાજી, વીર્યવાન્ વિષ્ણુએ વર-દાનથી ગર્વિષ્ઠ થયલા અસુરોને યુદ્ધમાં હણ્યા હતા. તેમ પોતાના હજારો કિરણોવાળા, સૂર્યસમાન તેજસ્વી ચક્રથી યુદ્ધમાં વિષ્ણુએ, દેવોને ભય પમાડનારા કાલનેમી દૈત્યનો પણ સંહાર કર્યો હતો.[૨૩-૨૪] આમ પ્રસંગે પ્રસંગે પોતાના મહાન્ યોગબળથી વિશ્વરૂપ ધારણ કરીને એજ વિષ્ણુએ મરણકાલને પ્રાપ્ત થયલા અનેક અસુરોને અનેક રણસંગ્રામોમાં હણેલા છે. વળી આ કૃષ્ણે જ્યારે તે બાળક હતો (અને ગોકુલમાં ગોવાળને વેશે રહેતો હતો) ત્યારે તેણે વનમાં વનચર (જંગલી), મહાબળવાન્ અને પરાક્રમી પ્રલંબ, અરિષ્ટ, ધેનુક આદિ દૈત્યોને હણ્યા છે. તેજ પ્રમાણે શકુની (પક્ષીરૂપે આવેલી પૂતના), કેશિની (ઘોડારૂપે આવેલો દૈત્ય), યમલ અને અર્જુન (વૃક્ષરૂપ થયલા), કુવલયાપીડ હાથી, ચાણૂર અને મુષ્ટિક તેમ જ બળવાનોમાં શ્રેષ્ઠ રાજા કંસને પણ તેના અનુચરો સાથે આ, દેવકીના પુત્ર કેશવે, ગોવાળને વેશે જાણે રમત રમતો હોય તેમ, સહજમાં મારી નાંખ્યા છે.

"હે રાજાઓ! આ પ્રમાણે આ ચક્રધારી અને પ્રભાવશાલી કૃષ્ણે પૂર્વે પોતાની માયાના બળથી તે તે પ્રત્યેક પ્રસંગે યોગ્ય યોગ્ય દિવ્ય અને છદ્મ† રૂપો ધારણ કર્યાં હતાં, અને તેથી જ (તેના કપટરૂપથી તમને સાવધાન કરવાના હેતુથી) હું આપણા હિતની કામનાથી તમને તેના આ સર્વ અવતારો વિષે કહું છું. હું આને કેશવ, વિષ્ણુ, દેવોનો આદિપુરુષ, અસુરોનો અંત આણનાર યમ, નારાયણ, જગતનું ઉત્પત્તિસ્થાન, પુરાણ અને સના-તન પુરુષ, સર્વ ભૂતોનો સ્રષ્ટા, વ્યક્ત તેમ જ અવ્યક્ત, સર્વ લોકથી અદૃશ્ય, સર્વ લોકથી નમસ્કાર કરવાને યોગ્ય, આદિ, મધ્ય અને અંત રહિત, મૃત્યુ વિનાનો, ક્ષર, અક્ષર, શાશ્વત, સ્વયંભૂ, અજન્મા, સ્થાણુ, ચર અને અચર પ્રાણીઓથી અજિત, ત્રણ લોકને ત્રણ પગથી છાવરનારો (ત્રિવિક્રમ), ત્રણ લોકનો પતિ, દેવે-ન્દ્રના શત્રુઓનો નાશ કરનાર, ઇત્યાદિ ઇત્યાદિ છે

* અહીં એ નોંધવા જોગ છે કે, વિષ્ણુના કૃષ્ણ અવતાર પૂર્વના અવતારો ગણાવતાં વારાહ, નરસિંહ, વામન, પરશુરામ અને રામ એ પાંચ મુખ્ય અવતારો ગણાવેલા છે, પણ મચ્છ અને કચ્છના અવતારો ગણાવ્યા નથી. † જૂદાજૂદા દેહોરૂપી ગુપ્ત વેશ ધારણ કરનારાં

એમ હું માનું છું. તેમ એ જ વિષ્ણુ મથુરાંમાં જન્મ્યો છે, એવી મારી સમજ નિશ્ચિત થયેલી છે.[૨૫-૩૪] કારણ ચક્રવર્તી રાજાઓના વિપુલ અને મહાન્ યાદવ-કુલમાં એવો તે કીયો અન્ય મર્ત્ય (મનુષ્ય) જીવ છે કે જેનું વાહન ગરૂડ થાય?[૩૫] વિશેષે કરીને, જેનો અગ્રણી ગરુડ છે એવા બળવાન્ અને કન્યાને અર્થે પરાક્રમ દર્શાવવાને ખડા થયલા જનાર્દન(દુષ્ટ જનોનો સંહાર કરનાર)ની સમક્ષ કીયો પુરુષ (યુદ્ધ કરવાને) ઉભો રહેશે?[૩૬] આ સ્વયંવરને માટે જ વિષ્ણુ પોતે અહીં આવેલો છે. વિષ્ણુના અહીં થયલા આગમનથી આપણી ઉપર એક મોટી આપત્તિ આવી પડશે.[૩૭] આમ સર્વેએ આ આપત્તિનો વિચાર કરવાની અગત્ય છે; અને તે પછી જે યોગ્ય જણાય તે યોજના કરો.

વૈશંપાયન કહે છેઃ--મગધનો નરપતિ જરાસંધ તે સર્વ રાજાઓને આ પ્રમાણે કહી રહ્યો, એટલે મહાબુદ્ધિશાલી સુનીથ રાજાએ તેને નીચેનું વચન કહ્યુંઃ–

સુનીથ કહે છેઃ–મગધના અધિપતિ, મહાબાહુ જરાસંધે આ સર્વ યથાર્થ જ કહ્યું છે.[૩૮-૩૯] ગોમન્ત પર્વત આગળ ચાલેલા યુદ્ધમાં રાજાઓની સમક્ષ બલરામ અને કૃષ્ણ એ બન્નેએ અતિશય દુષ્કર કર્મ કર્યું હતું.[૪૦] તેમણે ચક્ર અને હલથી ઉત્પન્ન થયલા અગ્નિવડે ગજ, અશ્વ અને રથથી પરિપૂર્ણ, તેમ જ પાયદળ અને ધ્વજાથી હલમલી રહેલી એક મોટી સેનાને બળું બળું કરી મૂકી હતી.[૪૧] તેટલા માટે જ શ્રીમાન્ મગધરાજા ભવિષ્યમાં એવો ભય આપણે માથે આવી ન પડે તેનો વિચાર કરે છે, અને આપણી રાજ-સેનાને માથે તે વેળા આવી પડેલી અતિશય ભયંકર આપત્તિનું સ્મરણ કરીને તે આમ કહે છે.[૪૨] એ રણ-સંગ્રામમાં બલરામ અને કેશવે પગપાળા થઇને યુદ્ધ કરતાં છતાં પણ વાહનોનો, વિશેષે કરીને નહીં અટ-કાવી શકાય એવો, ઘોર સંહાર વાળ્યો હતો.[૪૩] હે નર-પતિઓમાં ઉત્તમ નૃપો! અહીં ગરુડ આવ્યો છે તે તમારી જાણમાં છે. તેની પાંખના વેગના પવનથી આકાશ-ચારી પ્રાણીઓ પણ ચકરચકર ફરી રહ્યાં હતાં;[૪૪] સર્વ સમુદ્રો ખળભળી ઉઠ્યા હતા, અને પૃથ્વી તથા પર્વતો વારંવાર હલમલી રહ્યા હતા. શું કંઈ નવો ઉત્પાત થવાનો છે, એવા ભયથી આપણે સર્વે પણ અતિશય વિકળ બનીને વિશેષ ત્રાસ પામ્યા હતા.[૪૫] બખ્તર વગેરે સજી અને ગરુડ ઉપર આરૂઢ થઈ, કૃષ્ણ યુદ્ધ કરશે, ત્યારે તેની સામે રણસંગ્રામમાં ઉભો રહેવાને આપણામાંનો કોણ સમર્થ છે?[૪૬] પૂર્વના ઉત્તમ રાજાઓએ સ્વયંવર નામનો વિશેષ મહાન્ અને હર્ષની વૃદ્ધિ કરાવનારો યશ અને ધર્મને પ્રાપ્ત કરાવનારો આ વિધિ નિર્મ્યો છે.[૪૭] આવા સ્વયંવર અર્થે આ કુંડિન-પુરમાં આવેલા નરપતિઓને એ મહાન્ પુરુષ (કૃષ્ણ) સાથેના વિગ્રહનું પાછું સત્વર નિરીક્ષણ કરવું પડશે.[૪૮] જો એ રાજકન્યા રુક્મિણી આપણા સર્વે રાજાઓમાંથી કૃષ્ણ સિવાય અન્યને વરશે, તો કૃષ્ણના હાથનું પરા-ક્રમ કીયો પુરુષ સહન કરી શકશે?[૪૯] સ્વયંવરના મહાન્ ઉત્સવના પ્રસંગમાં આ એક આપત્તિ આણનારો દોષ (અનર્થ) છે, એમ જણાય છે; અને તેવા અનર્થ માટે એ કૃષ્ણ તથા આપણે રાજાઓ અહીં આવેલા છીએ.[૫૦] તેથી, મગધરાજ જરાસંધ કહે છે, તે પ્રમાણે એ કન્યા મેળવવાના હેતુથી કૃષ્ણનું જે આગમન અહીં થયલું છે, તે આપણ સર્વ રાજાઓનું અહિત કરે એવું છે, એમ મને લાગે છે.[૫૧]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे रुक्मिणीस्वयंवरमां "विदर्भनी राजसभामां जरा-संध अने सुनीथनो संवाद" ए नामनो अध्याय ૪૮ मो संपूर्ण

---

## અધ્યાય ૪૯ મો

### દંતવક્ત્ર અને શાલ્વનાં ભાષણ તથા ભીષ્મકનો મંત્ર

वैशंपायन उवाच—

इत्येवमुक्ते वचने सुनीथेन महात्मना ।
करूषाधिपतिर्वीरो दंतवक्त्रोऽभ्यभाषत ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–આ પ્રમાણે મહાત્મા સુનીથે એ સર્વ રાજાઓને વચન કહ્યા પછી કરુષોના અધિ-પતિ દંતવક્ત્રે નીચે પ્રમાણે ભાષણ કર્યું.[૧]

દંતવક્ત્ર કહે છેઃ–હે નરાધિપતિઓ! અહીં મગધ-રાજ જરાસંધે તેમ જ સુનીથે આપણા હિતને માટે આ સભામાં આ જે વચન કહેલું છે, તે મને યુક્તિવાળું લાગે છે.[૨] દ્વેષથી કે મારા બુદ્ધિસામર્થ્યના અહંકાર વાદથી કે વિજયની ઇચ્છાના ગર્વથી હું કંઈ તેમના અમૃત સમાન વચનને દોષ દેવા માગતો નથી. (અર્થાત્ હું તેમના વચનની નિંદા કરતો નથી).[૩] આ રાજાઓની સભામાં, વચનોના સમુદ્ર જેવું મહાગંભીર અને રાજ્યનીતિ-શાસ્ત્રના રહસ્યથી પુષ્ટ થયલું સર્વ વચન બોલવાને તેમના સિવાય બીજો કોણ સમર્થ છે?[૪] પરંતુ હું પણ કેવલ પૂર્વના વૃત્તાંતના સ્મરણપૂર્વક જે કંઈ તમને કહું છું, તે તમે સાંભળો. હે નરાધિપતિઓ! વાસુદેવ અહીં આવ્યો છે, એમાં તે વળી આશ્ચર્ય પામવા જેવું શું છે?[૫] કન્યા મેળવવાના હેતુથી આપણે સર્વે જેમ અહીં આવ્યા છીએ, તેમ એ કૃષ્ણ પણ આવેલો છે. તેમાં કીયો દોષ

(અનર્થ) અથવા તો ગૌણપણું* આવી ગયું?[૬] આપણે સર્વેએ એકઠા મળીને ગોમન્ત પર્વતને રુંધી લીધો, એટલે તેને આપણી સાથે યુદ્ધ કરવું પડ્યું, એમાં તે તમે યુદ્ધનો તેને માથે આવો શાને દોષ મૂકો છો?[૭] એ બે વીરો વનવાસ સેવતા હતા ત્યાં, હે રાજાઓ! દેવર્ષિ નારદના વચનથી વ્યામોહ પામેલા કંસે વૃંદાવનના તટ ઉપર રહેલા એ બે બલરામ અને જનાર્દનને તેમનો વધ કરવાના હેતુથી મથુરાં બોલાવ્યા, અને તેમના ઉપર ધસી આવેલા કુવલયાપીડ હાથીથી ઉશ્કેરાઈ ગયેલા એ બે વીર પુરુષોએ તેને હણીને રંગભૂમિમાં પ્રવેશ કર્યો;[૮] તે પછી પોતાના પરાક્રમનો આશ્રય લઇને રંગભૂમિમાં તેમણે પ્રાણ વિનાનો થયો હોય, એમ (અસાવધતાથી) બેઠેલા મથુરાંના રાજા કંસને તેના અનુયાયીઓની સાથે હણ્યો,[૯-૧૦] એમાં તે કીયો દોષ એ બેએ કર્યો કે, જેથી આપણે સર્વે તેમનાથી વયમાં અધિક હતા છતાં, હે રાજન્! મથુરાંને ઘેરો ઘાલવાને તત્પર થઈ ત્યાં એકઠા થયા?[૧૧] આપણે મથુરા ઉપર ચઢાઈ કરતા હતા, તેથી આપણું અતિશય સેનાબલ દેખતાં વિશેષ ત્રાસ પામેલા, તેઓ બલરામ અને કેશવે પોતાના પુર તથા સૈન્યનો ત્યાગ કરી ગોમન્ત પર્વત ઉપર નિવાસ કર્યો;[૧૨] ત્યાંય પણ આપણે રણસંગ્રામમાં કુશળ યોધાઓ સાથે પહોંચી ગયા અને યુવાવસ્થાએ નહીં પહોંચેલા એ બે પગપાળા વીરોને રણમાં હણવાને એકસરખા તત્પર થયા;[૧૩] ત્યાં આપણે રથ, અશ્વ, પાળા અને હાથીઓના સૈન્યથી યુક્ત હતા, છતાં તે બન્નેની સાથે વિગ્રહ ન† ચલાવ્યો; અને ક્ષાત્રધર્મ(બલ)થી ફૂલાઈ જઇને આપણે એ પર્વતને ઘેરો ઘાલ્યો અને તેને સળગાવ્યો.[૧૪] હે ક્ષત્રિય આગેવાનો! જો એ બે તપસ્વીઓ(બીચારાઓ) એ દાવાગ્નિના મુખમાં મુંગેમુગાં પ્રવેશ કર્યો હત અને મરણ પામ્યા હત, તો આપણે સર્વે તેમને વિનયશીલ ગણત, કેમ? પરંતુ તેમ ન કરતાં તેમણે આપણી સામે યુદ્ધ કર્યું, તેથી જ આપણે એ જનાર્દનને દોષ દઇએ છીએ!‡[૧૫]

(એ તમારે સત્ય માનવું કે) જ્યાં જ્યાં આપણે જવાના, ત્યાં ત્યાં આપણે કલહ પણ ઉત્પન્ન કરવાના જ. તેટલા માટે, હે ભૂમિપતિઓ! આજે કૃષ્ણની સાથે પ્રીતિ બાંધવાને આપણે પ્રયત્ન હવે કરવાનો છે.[૧૬] આ કુંડિનપુરમાં કેવલ કલહ ઉત્પન્ન કરવાના જ હેતુથી કૃષ્ણ કંઈ આવ્યો નથી. તે તો અહીં (આપણી પેઠે) કન્યાને નિમિત્તે આવેલો છે. તો પછી કીયા અન્યની સાથે શા હેતુથી તે યુદ્ધ કરવાનો છે?[૧૭] આ મૃત્યુ લોકમાં એ સર્વ પુરુષોનો ઉત્તમ અગ્રણી છે. તે કાંઈ પ્રાકૃત (સામાન્ય) પુરુષ નથી. તે દેવલોકમાં અને દેવોમાં પણ સર્વોત્કૃષ્ટ પુરુષોત્તમ છે.[૧૮] એટલું જ નહીં પણ તે દેવોનો જનક છે, અને વિશેષે કરીને સર્વે લોકો(સર્વ સૃષ્ટિઓ)નો કર્તા છે, અને તેનામાં બાલકની ઉછાંછલી બુદ્ધિ નથી તેમ ઇર્ષ્યા પણ નથી અને મત્સરે પણ નથી.[૧૯] તે કશાથી પણ સ્તબ્ધ થતો નથી, કે તે કૃશ થતો નથી, તેમ પીડા પામતો નથી, પણ તે સદા નમતાનું અને શરણે આવેલાનું દુઃખ હરનારો છે. આ જ કૃષ્ણ વિષ્ણુ પ્રભુ દેવ તેમ જ દેવોનું પણ દૈવત છે.[૨૦] અહીં સ્વયંવરમાં તે પોતાનું ખરું ગૂઢ (અવતારી) સ્વરૂપ લોક સમક્ષ પ્રકાશમાં આણવાના હેતુથી ગરુડ ઉપર બેસીને (સૌમ્ય રીતે) આવેલો છે. જ્યારે તેને શત્રુનો વિનાશ કરવાનો હોય છે ત્યારે આ કૃષ્ણ નાના પ્રકારનાં આયુધો સહિત આવે છે,[૨૧]§ એ તમારે જાણવું જોઇએ. હે રાજાઓ! અહીં ઉત્તમ યાદવો, ભોજ, વૃષ્ણિ અને અંધક અગ્રણીઓ સાથે તેનું આ આગમન તમારી સર્વની સાથે પ્રીતિ બાંધવાના હેતુથી જ થયલું છે, એમ તમારે સમજવું ઘટે છે.[૨૨] તેટલા માટે હે નરાધિપો! મહાત્મા કેશવને અર્ઘ્ય અને આચમન આપીને આપણે સર્વેએ તેનો સત્કાર અને આતિથ્ય કરવાં.[૨૩] આ

---

* આપણા ગૌરવને હલકું કરે એવી સ્થિતિ. અહીં મુંબઇની બંગાળી અને કાશીની પ્રતિમાં गौण्यः એ પાઠ છે, જ્યારે મરાઠી પ્રતિમાં गुणः એ પાઠ છે.

† અહીં કાશીની પ્રતમાં न પદ નથી, પણ वा છે; તેનો આશય એ છે કે, બે પગપાળા સાથે આપણે ચતુરંગી સેનાવાળાઓએ યુદ્ધ કર્યું.

‡ અહીં મુંબઇની પ્રતિમાં આ શ્લોક છેઃ—

दावाग्निमुखमाविश्य दुर्विनीततपस्विनौ ।
विनीताविति मन्यामः सर्वे क्षत्रियपुंगवाः ॥
प्रतियुद्धे कृते त्वेवं दूषयाम जनार्दनम् ।

આનો અન્વય બરોબર થતો નથી. એક ટીકાકાર તેમાં કેટલોક ભાગ અધ્યાહાર રહ્યો હોય તેમ તેની પૂર્તિ કરી તેનો આવો અર્થ કરે છેઃ—"તપસ્વીઓનું દાવાગ્નિથી મરણ થાય, એ તેમને માટે શ્રેયસ્કર માર્ગ હોવાથી એ બે દુર્વિનીત (અવિનયશીલ, ઉન્મત્ત) તપસ્વીઓએ દાવાગ્નિના મુખમાં પ્રવેશ કર્યો હત તો આપણે સર્વ ક્ષત્રિયો તેમને વિનીત (વિનયવાળા) માનત. પરંતુ તેઓમાંનો એક મુખ્ય જનાર્દન વિશેષ દુર્વિનીત હતો તેણે દાવાગ્નિમાં પ્રવેશ કરવાને બદલે સંગ્રામને શ્રેયસ્કર માર્ગ ગણ્યો, તેથી આપણે તેને દોષ દઇએ છીએ."

આવો લાંબો અર્થ લેવાને બદલે કાશીની પ્રતિનો આ શ્લોકનો નીચેનો પાઠ લીધો છેઃ—

दावाग्निमुखमाविश्य मृतौ यदि तपस्विनौ । विनीत......

આ પાઠ વિશેષ સ્પષ્ટ છે.

§ કાશીની અને બંગાળી પ્રતિમાં આ પાઠ છેઃ—न सेनासहितो याति कृष्णः शत्रुविनाशनः શત્રુનો વિનાશ કરવાને કૃષ્ણ સેના સાથે આવતો નથી.

પ્રમાણે કૃષ્ણ સાથે મૈત્રીનું સંધાન કરીને આપણે ઉદ્વેગ રહિત, નિર્ભય અને સંતાપરહિત થઇને રહીશું."[૨૪]

વૈશંપાયન કહે છે:—આ પ્રમાણે બુદ્ધિમાન્ દંતવક્ત્રનું વચન સાંભળી, વક્તાઓમાં શ્રેષ્ઠ શાલ્વે આ નરાધિપતિઓને નીચે પ્રમાણે કહ્યું.[૨૫]

શાલ્વ કહે છે:—"હે રાજાઓ! આપણે સર્વેએ એના(કૃષ્ણ)થી ભય શા માટે ધરવો જોઇએ? જો ખરેખર આપણે કૃષ્ણના ભયથી ધ્રૂજતા જ હોત, અને તે માટે તેની સાથે મૈત્રીનું સંધાન કરવાને પ્રેરાયા હોત તો તે જ ઘડીએ આપણે આપણાં શસ્ત્ર દૂર ફેંકી દીધાં હત.[૨૬] પોતાના બળની નિંદા કરી પારકાની સ્તુતિ કરવાનું કારણ શું? ખરેખર આ કંઈ ક્ષત્રિય ધર્મ પાળનારા નરપતિઓનો ધર્મ નથી.[૨૭] મોટા મોટા રાજવંશોમાં તમો જેવા કુલ દીપાવનારા નરપતિઓ ઉત્પન્ન થયલા છો, તેમની બુદ્ધિ એવી બાયલી કેવી રીતે બની જવાની હતી?[૨૮] (તેથી કૃષ્ણના ભયની ખાતર નહી, પણ તેનું ખરું સ્વરૂપ અને અહીં આવવાનો તેનો ખરો હેતુ આપણે જાણીએ છીએ, માટે તેની સાથે સંધિ આપણે કરવાની છે.) કૃષ્ણ આદિદેવ, સનાતન, સર્વ અમરોના ઇન્દ્રોનો પણ પ્રભુ, નારાયણપરાયણ, વૈકુંઠપતિ, લોકમાં અજિત, ચર અને અચર સૃષ્ટિનો ગુરુ તથા હરિ છે, એમ હું જાણું છું. આ લોકના નમસ્કારને પાત્ર વિષ્ણુએ કંસ રાજાના વધને માટે તથા પૃથ્વીના ભાર ઉતારવા સારુ તેમ આપણા (જેવા પરસ્પર કલહ પ્રવર્તાવનારાઓના) વિનાશના હેતુથી અને સમસ્ત લોક(જગત)ના રક્ષણને અર્થે દેવકીના ગર્ભમાં (કૃષ્ણરૂપે) અવતાર લીધેલો છે, એ પણ હું જાણું છું.[૨૯–૩૧] પોતાના અંશદ્વારા અહીં અવતાર ધરીને વિષ્ણુએ આ સર્વ ચેષ્ટા કરી છે, એમ હું પૂરેપૂરી રીતે જાણું છું. વળી (એવો પણ એક સમય આવવાનો છે કે જ્યારે) આપણે સર્વે ભૂમિપતિઓ આ વિષ્ણુની સાથે અતુલ સંગ્રામ મચાવીને તેના ચક્રના અગ્નિથી પૂરેપૂરા ભસ્મીભૂત થઈ યમધામમાં પહોંચી જવાના છીએ, એ પણ હું જાણું છું.[૩૨] હે રાજાઓ! કાળે કરીને આપણા આવરદાનો ક્ષય થવાનો છે, એ રહસ્ય હું જાણું છું.[૩૩] પરંતુ કોઈ પણ મનુષ્ય અકાળે (મરણનો સમય આવ્યા પહેલાં) મરણ પામતો નથી તેમ મરણસમય આવી પહોંચતાં તે (હરેક પ્રયત્ને) જીવી પણ શકતો નથી. આ તત્ત્વનો નિશ્ચય કરીને આપણે કોઇનો પણ વૃથા ભય ધરવો નહીં જોઇએ.[૩૪] આજ ભગવાન્, યોગવિદ્ વિષ્ણુ દિતિના ઉત્તમ પુત્રોને તેમના તપનો ક્ષય અવલોકીને યથાયોગ્ય કાળે હણે છે.[૩૫] વિરોચનના અવધ્ય, મહા બલવાન્ પુત્ર, બલિ રાજાને (સત્ય વચનરૂપી પાશોથી) બાંધીને આ દેવોના દેવે પાતાલતલનો નિવાસી બનાવ્યો હતો.[૩૬] હે રાજાઓ! વિષ્ણુએ આવાં અનેક કર્મો પૂર્વે યથાયોગ્ય સમયે કરેલાં છે. તેટલા માટે તે કેવળ આપણી સમક્ષ વિગ્રહને અર્થ જ અહીં આવેલો છે, એમ વિચારવું, એ તમને ઘટતું નથી.[૩૭] તેમ આપણી સાથે રણસંગ્રામ કરવાના હેતુથી કૃષ્ણનું અહીં આગમન થયલું પણ નથી. જે નરેન્દ્રને એ કન્યા વરશે, તેની જ પત્ની તે થવાની છે. તો પછી એમાં રાજાઓમાં વિગ્રહ કયાંથી થવાનો હતો? ઉલટી ખચિત તેથી આપણી વચ્ચે પ્રીતિ વધશે."[૩૮]

વૈશંપાયન કહે છે:—આ પ્રમાણે આ બુદ્ધિશાલી રાજાઓ પરસ્પર સંભાષણ કરતા હતા, તે વેળા પોતાના પુત્ર(રુક્મવાન્)ની ભીતિના કારણે ભીષ્મક રાજા કંઈ પણ બોલતો ન હતો.[૩૯] પરંતુ પોતાના મહા વીર્યવાન્, મદથી ઉન્મત્ત, પરશુરામનાં (વરદાનથી મળેલાં) અસ્ત્રોથી રક્ષાયલા, રણપ્રચંડ અને અતિરથી પુત્રની વૃત્તિ અને તેના ભવિષ્યનું મનમાં નીચે પ્રમાણે સ્મરણ કરતો મૌન ધરી રહ્યો હતો:—[૪૦]

ભીષ્મક મનમાં વિચાર કરે છે:—"બલના ગર્વથી છકેલો મારો પુત્ર (રુક્મવાન્) કૃષ્ણનો ઉત્કર્ષ કદી પણ સહન કરી શકતો નથી, અને તે નિત્ય અભિમાની હોવાથી (જીવની દરકાર પણ ન કરતાં) રણસંગ્રામમાં કોઇનો પણ લેશ માત્ર ભય ધરતો નથી.[૪૧] કૃષ્ણના બાહુબલના પરાક્રમથી આ કન્યાનું હરણ થવાનું છે,* એ નિઃસંશય છે, અને તેમ થતાં મહા પુરુષો વચ્ચે મોટો વિગ્રહ જાગવાનો,એ પણ નક્કી જ છે.[૪૨] ખરેખર, તેમ થશે તો મારો દ્વેષી અને અભિમાની પુત્ર કેવી રીતે જીવી શકવાનો છે? કેશવને હાથે ચઢતાં મારો પુત્ર જીવવા પામે, એમ મને જણાતું નથી જ.[૪૩] અરેરે! (પિત્રીઓના આનંદમાં (તર્પણાદિથી) વૃદ્ધિ કરાવનાર મારા જ્યેષ્ઠ પુત્રને એક કન્યાને નિમિત્તે કેશવ સાથે હું કેવી રીતે યુદ્ધ કરતો જોઇશ?[૪૪] આ કૃષ્ણ નારાયણદેવ છે, અને મારી કન્યા રુક્મિણીને માટે સર્વથા ઇષ્ટ વર છે.† પરંતુ મારો પુત્ર રુક્મવાન્ મૂઢ બુદ્ધિવાળો અને મદથી ઉન્મત્ત થયેલો છે, અને તે સંગ્રામોમાં કોઇથી પણ ભય પામીને પાછો હઠે એવો નથી. તેથી ખચિત જ જેમ અગ્નિસમીપ ઉડતો રુનો ઢગલો રાખ રાખ થઈ જાય છે, તેમ એ પણ બેશક કૃષ્ણના યુદ્ધાગ્નિથી બળી જશે.[૪૫]

---

* અહીં હ્રીયતે પદ છે. એક મરાઠી ભાષાંતરકાર તેનો અર્થ આવો કરે છે:—કૃષ્ણના ભુજબલથી તે(રુક્મી)ને લાજ લાગે છે. પરંતુ આ અર્થ યુક્ત નથી.

† અહીં કાશીની અને બંગાળી પ્રતિમાં न च नारायणं देवं वरमिच्छति रुक्मवान् તેમ મારો પુત્ર નારાયણ દેવ પાસેથી જીવવાનું વરદાન મેળવવા ઇચ્છતો નથી, એ પાઠ છે.

"વિવિધ રીતે યુદ્ધ કરનારા આ વિશેષ સમર્થ કેશવે કરવીરના રાજા શૂરવીર શૃગાલને એક ક્ષણમાં જ ભસ્મીભૂત કરી નાંખ્યો હતો.[૪૬] આ બળવાનોમાં શ્રેષ્ઠ શ્રીમાન્ કેશવ વૃન્દાવનમાં વસતો હતો, ત્યારે તેણે એક જ હાથે ગોવર્ધન પર્વતને ઉંચકીને સાત દિવસ સૂધી અદ્ધર તોળી રાખ્યો હતો.[૪૭] તેનાં આવાં આવાં અનેક દુષ્કર કર્મો વારંવાર સાંભળવાથી (મારા પુત્રના ભવિષ્ય વિષે) મારું મન અતિશય ખિન્ન થઈ જાય છે.[૪૮] એ ઉત્તમ પર્વત ગોવર્ધન આગળ વૃત્રને હણનાર અને શચીના પતિ ઈન્દ્રે દેવતાઓ સાથે આવીને કૃષ્ણને અભિષેક કર્યો હતો, અને તેને ઉપેન્દ્ર (ઇન્દ્રનો નાનો ભાઈ) એવું ઉપનામ આપ્યું હતું.[૪૯] તેજ પ્રમાણે આ કેશવે યમુનાના ધ્હોકળામાં સર્વનો કાળ આણનાર યમના જેવા તેજસ્વી, અતિ ભયંકર અને વિષરૂપી અગ્નિની જ્વાળાઓ કાઢનારા કાલિય નાગને નાથ્યો હતો.[૫૦] વળી દેવો પણ જેને હઠાવી શકે નહીં એવા, અસહ્ય, અશ્વદેહધારી, મહાવીર્યશાલી કેશી દૈત્યને પણ આ વાસુદેવે હણ્યો હતો.[૫૧] ઘણા લાંબા કાળ ઉપર ગુરુ સાંદીપનીનો પુત્ર સમુદ્રમાં વિનાશ પામ્યો હતો, છતાં પંચજન દૈત્યને હણીને યમના ધામમાંથી તેણે તેને પાછો આણી આપ્યો હતો.[૫૨]

વળી વસુદેવના એ બન્ને મહાવીર્યશાલી પુત્રો બલરામ અને કેશવે પોતે ગોમન્ત પર્વત આગળ બહુ બહુ સૈન્યથી વિંટળાયલા હતા, છતાં પુષ્કળ ત્રાસ વર્તાવનારું અતિશય ભારે યુદ્ધ મચાવી, હાથી, અશ્વ અને રથનો કચ્ચરઘાણ વાળ્યો હતો; તે વેળા હાથીઓ સાથે હાથીઓનાં ટોળાંને, રથમાં યુદ્ધ કરનારાઓ સાથે રથીઓના સમૂહોને, અસ્વાર સાથે અસ્વારોને અને પગપાળાઓ સાથે પગપાળા લશ્કરીઓને ભટકાવી ભટકાવીને, તે બન્નેએ તે સર્વનો સંહાર વાળ્યો હતો.[૫૩–૫૪] ન દેવો, ન અસુરો, ન ગંધર્વો, ન યક્ષો, ન સર્પો, ન રાક્ષસો, ન નાગો, ન દૈત્યેંદ્રો, ન પિશાચો અને ન ગુહ્યકો પણ મચાવી શકે એવો દારુણ, હાથીઓ, અશ્વો અને રથોનો સજ્જડ ક્ષય કરનારો, જે અતિ ઘોર રણસંગ્રામ તેણે તે વેળા મચાવ્યો હતો, તેનું સ્મરણ કરતાં (કૃષ્ણ સાથે વિરોધ જગાવવા તત્પર થયલા મારા પુત્રના ભવિષ્ય સંબંધમાં) મારું મન અતિશય ક્લેશ પામે છે.[૫૫–૫૬] દેવોમાં ઉત્તમ એવા, એ વાસુદેવના જેવો બીજો કોઈ પણ મર્ત્ય પુરુષ આ જગતમાં થયો હોય, એમ મેં પૂર્વે સાંભળ્યું નથી, તેમ ક્યાંય પણ એવો પુરુષ મેં જોયો પણ નથી.[૫૭] આથી મહીપતિ દંતવક્ત્રે તેના વિષે જે કહ્યું છે, તે યથાર્થ જ છે. તેથી આ મહાવીર્યશાલી કૃષ્ણનું સાંત્વન આપણા કલ્યાણને અર્થે આપણે કરવું, એ જ યોગ્ય છે."[૫૮]

વૈશંપાયન કહે છેઃ–આ પ્રમાણે મનમાં પોતાના પક્ષના બલાબલનો પૂરેપૂરો નિશ્ચય કરીને, અચ્યુત કેશવને પ્રસન્ન કરવા ભીષ્મક રાજાએ તેની સમીપ જવાનો વિચાર કર્યો.[૫૯] અને રાજ્યનીતિમાં પારંગત અનેક રાજાઓની સંમતિથી ઉત્તેજાઇને તથા સૂત, માગધ અને બંદિજનોનાં વિવિધ સ્તુતિમંગલોથી પ્રેરાઇને રાજા ભીષ્મક કૃષ્ણને પ્રસન્ન કરવા તત્પર થયો.[૬૦] પછી રાત વીતી અને પ્રભાત થયું, એટલે પ્રથમ આહ્નિક (દરરોજ કરવાની) ક્રિયાઓ કરીને સર્વે રાજાઓ પોતપોતાના વિશ્રામ લેવાના તંબુઓમાં બેઠા હતા,[૬૧] તે વેળા વિદર્ભ નગરીમાં આવેલા નરપતિઓએ પોતપોતાના જે દૂતોને રાત્રે (વિવિધ ગુપ્ત વર્તમાન જાણવાને) છૂટા મૂકયા હતા, તેમણે પાછા આવીને એકાંતમાં પોતપોતાના ભૂપતિને સર્વ વર્તમાન નિવેદન કર્યાં.[૬૨] તેમના મુખથી, કૃષ્ણને તેના સાંત્વનના નિમિત્તે ભીષ્મકની સભામાં અભિષેક થવાનો છે, એ વાત સાંભળીને કેટલાક નરાધિપતિઓ હર્ષમાં આવી ગયા, તો કેટલાક વિશેષ દીન બન્યા, તો કેટલાક ભયભીત થયા, અને બીજા કેટલાક ઉદાસીન* બની ગયા.[૬૩]

આવી સ્થિતિમાં કૃષ્ણના થનારા અભિષેકના વૃત્તાંતથી ત્યાં એકત્ર થયલા સર્વ રાજાઓની પગપાળા લશ્કરીઓ, હાથીઓ અને અશ્વોથી પૂર્ણ ચતુરંગી સેનાઓ હલમલી રહી, અને મહાન્ સમુદ્રની પેઠે ખળભળી ઉઠી, તથા તે ત્રણ ભાગ(કૃષ્ણનો પક્ષ, કૃષ્ણનો વિરોધી પક્ષ અને તટસ્થ પક્ષ)માં વહેંચાઈ ગઈ.[૬૪] આમ રાજાઓમાં કૃષ્ણના અભિષેક વિષે ભેદ પડેલો અવલોકતાં, રાજાઓમાં શ્રેષ્ઠ ભીષ્મકે પોતાનાથી અણચિંતવ્યાં (રાજાઓની સલાહ લીધા સિવાય અજાણતાં કેવળ આપબુદ્ધિથી વિચારેલા વર્તનને લીધે) તેમનાં માનભંગ થયાથી તેમના સાંત્વનનો મનમાં વિચાર કર્યો, અને હે રાજન્! તેમના માનભંગના વિચારથી ચરર થતા ચિત્તે પોતાનો પ્રસ્તુત હેતુ તે સર્વ રાજાઓને જણાવવા તેમની સભામાં પોતે ગયો.[૬૫–૬૬]

તે દરમ્યાન ક્રથ અને કૈશિકે (ભીષ્મકના કાકા અને પિતાએ) મોકલેલા દૂતોએ કૃષ્ણના અભિષેકના, ઇન્દ્રના પત્રને માનભેર સાથે લઈ, રાજાઓની સમુદ્રરૂપી એ સભામાં પ્રવેશ કર્યો.[૬૭]

**इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे रुक्मिणीस्वयंवरमां 'दंतवक्त्र अने शाल्वनां भाषण तथा भीष्मकनो मंत्र' ए नामनो अध्याय ४९ मो संपूर्ण**

---

* તટસ્થ, જાણે પોતાને કંઈ લાગતું વળગતું ન હોય, એવી લાગણીવાળા.

## અધ્યાય ૫૦ મો

### કૃષ્ણનો રાજેન્દ્રાભિષેક અને રાજાઓને આશ્વાસન

जनमेजय उवाच–

हत्वा कंसं महावीर्यं देवैरपि दुरासदम्।
नाभिषिक्तः स्वयं राज्ये नोपविष्टो नृपासने ॥ १ ॥

જનમેજય પ્રશ્ન કરે છે:–દેવો પણ જેને મહા દુઃખે હઠાવી શકે એવા મહાવીર્યશાલી કંસને હણ્યા છતાં કૃષ્ણે પોતાને તેના રાજ્યનો અભિષેક કરાવ્યો ન હતો તેમ, રાજ્યાસન ઉપર પણ બેઠા ન હતા.[1] અને કન્યાને અર્થે કૃષ્ણ ત્યાં ( કુંડિનપુર) આવ્યા, પરંતુ તેમનો અતિથિની પેઠે સત્કાર થયો નહીં, છતાં તેણે આવું અતુલ અપમાન શા હેતુથી સહન કરી લીધું?[2] વિનતાનો મહાબળવાન્ અને પરાક્રમી પુત્ર ગરુડ પણ ત્યાં તેની સાથે હતો, છતાં તેણે પણ શા કારણે કૃષ્ણની પેઠે આવી ક્ષમા ધારણ કરી? હે ભગવન્! એ સર્વ વૃત્તાંત સાંભળવાનું પરમ કુતૂહલ મને થયું છે, માટે તમે તે મને કહો.[3]

વૈશમ્પાયન કહે છે:–હે રાજન્! વિનતાના પુત્ર ગરુડની સાથે અચ્યુત કૃષ્ણ વિદર્ભ નગરીમાં પહોંચ્યા, તે વેળાએ જ કૈશિકે (ભીષ્મકના પિતાએ) મનથી વાસુદેવના યોગ્ય સત્કાર માટે નીચે પ્રમાણે ચિંતન કર્યું હતું:–[4] "હું સર્વ રાજાઓને સમજાવીને કહીશ, કે કૃષ્ણનો આશ્ચર્યકર (રાજેન્દ્રપદનો) અભિષેક જોવાથી આપણાં પાપ બળી જશે; કારણ વસુદેવના પુત્રને જોતાં વેંત જ આપણાં પાપનો ક્ષય થવાનો.[5] અમે બન્ને ભાઇઓએ (પોતે અને પોતાના ભાઈ ક્રથે) તાત્ત્વિક દૃષ્ટિથી કૃષ્ણનો વિશુદ્ધ ભાવ (શુદ્ધ વિષ્ણુ સ્વરૂપ) નીરખ્યો છે. દેવના દેવ, કમલપત્ર જેવી વિશાળ આંખવાળા જનાર્દન, કૃષ્ણ કરતાં અભિષેકને માટે બીજો કીયો વિશેષ પાત્ર પુરુષ આપણને મળનાર હતો? માટે હે રાજાઓ! તેનું આતિથ્ય કરવા સારુ અમારે બેયે તેને શું આપવું?[6–7] અતિથિ તરીકે પાત્ર પુરુષ પ્રાપ્ત થતાં, હે રાજાઓ! ધર્મનો લોપ ન થાય, તેમ આપણે વર્તવું જોઇએ."

આ પ્રમાણે ક્રથ અને કૈશિક બન્ને ભાઇઓ અન્યોન્ય સાથે વિચાર કરી, ક્રથનું રાજ્ય કેશવને આપી દેવાની કામનાથી તેની સમીપ ગયા. વિદર્ભ નગરના એ બે વીર અને મહાભાગ્યશાળી રાજાઓએ હરિ (કૃષ્ણ) દેવની પાસે જઈ, તેને માથું નમાવી (આ પ્રમાણે) કહ્યું:–

"આજે અમો બન્નેનો જન્મ સફળ થયો છે, તેમ અમો બન્નેએ પ્રાપ્ત કરેલો યશ પણ સફળ થયો છે; આજે અમારા પિતૃઓ તૃપ્ત થયા છે; કારણ કે તમે દેવ આજે અત્રે અમારે ઘેર પધાર્યા છો.[9–10] ચામર, વ્યજન, છત્ર, ધ્વજા, સિંહાસન, સૈન્ય, અને સંપત્તિથી સમૃદ્ધ આ નગરી અમે બન્ને તમને પ્રેમપૂર્વક અર્પણ કરીએ છીએ.[11] હે મહાબાહુ! તમે ઉપેન્દ્ર છો, અને ઇન્દ્રે જેમ તમને (ગોવર્ધન પર્વત આગળ) અભિષેક કર્યો હતો, તેમ અમે પણ, હે પ્રભુ! આજે તમને અભિષેક કરીને અમારું આ રાજ્ય અર્પણ કરીએ છીએ.[12] અમે બન્ને ભાઇઓ રાજ્યાર્પણનું આ જે કાર્ય કરીએ છીએ, તે કાર્યને અન્યથા કરવા અનેક રાજાઓ અને જરાસંધ પોતે પણ સમર્થ થઈ શકવાના નથી.[13] મહાતેજસ્વી મગધરાજ જરાસંધ તમારો શત્રુ છે; અને અન્ય રાજાઓને અભય આપનારો એ રાજા નિત્ય વાર્તાલાપમાં એમ કહે છે કે, 'એ દેવકીપુત્ર કૃષ્ણ રાજ્યસિંહાસન ઉપર બેઠેલો નથી (અર્થાત્ તે રાજા નથી) તેમ બેસવાને યોગ્ય પણ નથી, (અર્થાત્ તે રાજબીજ નથી) તેમ તેની પોતાની માલિકીનું એક પણ નગર નથી. તો પછી તેને કેવી રીતે રાજાઓની રાજસભામાં બેસવાનો અધિકાર હોઈ શકે?[14–15] તેમ વિશેષ મહાવીર્યશાલી, અને મહાતેજસ્વી કૃષ્ણ પણ પૂરો અભિમાની છે, એટલે તે વગર નિમંત્રણે કન્યા લેવાને માટે આ સ્વયંવરમાં કદી આવશે પણ નહીં.[16] કારણ (સ્વયંવર વેળા) રાજસભામાં મોટા મોટા રાજાઓ પોતપોતાનાં સિંહાસનો ઉપર વિરાજશે, ત્યારે એ મહાતેજસ્વી કૃષ્ણ (પોતે રાજા નહીં હોવાથી, તેમ તેનું સિંહાસન પણ નંખાયું ન હોવાથી એક પામર પુરુષની પેઠે) કેવી રીતે નીચાં આસનોએ બેસશે?'[17]

"રાજસમાજમાં જરાસંધે ઉચ્ચારેલું આવું વચન સાંભળી મનમાં તે વિષે ઉંડો વિચાર કરનારા રાજા ભીષ્મકે (તમારા રાજપદ અને સિંહાસનના અધિકાર સંબંધી ઉઠનારા) ભાવી વિગ્રહને શાંત પાડવાના હેતુથી, હે કૃષ્ણ! અમારી બન્નેની સાથે મંત્ર (વિચાર) કરીને તમને વિશ્રામ આપવાના હેતુથી મંદિરોમાં ઉત્તમ આ મંદિર તૈયાર કરાવ્યું છે. હે કેશવ! તમે દેવોના પણ આદિદેવ છો, તેમ સર્વ લોક તમને નમસ્કાર કરે છે.[18–19] તેથી જ મનુષ્યોના આ મર્ત્યલોકમાં તમે એક રાજેન્દ્ર હો, તેમ સર્વ રીતે રાજેન્દ્રના આચરણો ધારણ કરો અને મનુષ્યોના રાજાઓની સમાજમાં તમારા સંબંધમાં યોગ્યાયોગ્ય રાજ્યાસન સંબંધી સંકટ ઉભું ન થાય, એમ વર્તો.[20] કંઈ નહીં તો આ વિદર્ભ નગરમાં તો તમે એક રાજેન્દ્રરૂપે ચેષ્ટા કરો, અને જરાસંધ આદિને તમારા પ્રભાવથી ઝુકાવો. હે મહા

તેજસ્વી કૃષ્ણ! તમે આવતી કાલે (સ્વયંવર મંડપમાં) તેજસ્વી રાજ્યાસને વિરાજજો અને તેની યોગ્યતા માટે આજે તમે તમારા દેહ ઉપર શાસ્ત્રે આદેશ કરેલી વિધિ (સંસ્કાર) પ્રમાણે રાજ્યપદનો અભિષેક કરાવો. દેવ(ઇન્દ્ર)ની આજ્ઞાને માન આપીને, વિદર્ભ નગરમાં એકઠા થયલા રાજાઓ તમારા રાજ્યાભિષેક પ્રસંગે અહીં આવશે."૨૧-૨૨

આ પ્રમાણે એ બે (ક્રથ અને કૈશિક) શૂરવીરોએ દેવોમાં ઉત્તમ કૃષ્ણને બે હાથ જોડી, પ્રણામ કરી વિનવ્યા, અને પોતાના દૂતોને આ વૃત્તાંત નિવેદન કરવા રાજાઓથી છવાયલા રંગમંડપમાં પાઠવ્યા.૨૩ વજ્રપાણિના (ઇન્દ્રના) દૂતે (કૃષ્ણના રાજ્યાભિષેક સંબંધી) જે સંદેશો કહ્યો હતો, તે પત્ર ઉપર લખી લઈ, રાજાઓની સભામાં અતિ મહાતેજસ્વી કૈશિકે એ આજ્ઞા (આ પ્રમાણે) પ્રકટ કરી.૨૪

કૈશિક ઇન્દ્રનો સંદેશો પ્રકટ કરે છે:-"હે નરપતિઓ! તમને સર્વને એ વિદિત જ હશે કે, વિનતાપુત્ર(ગરુડ)ની સાથે અચ્યુત, હરિ અતિથિરૂપે આ વિદર્ભ નગરીમાં આવી પહોંચ્યા છે.૨૫ તેમને વિદર્ભમાં આવેલા જોઈ, તથા તેઓ સત્પાત્ર છે, એવો મનમાં ઉંડો વિચાર કરીને ભૂપતિ ક્રથે મારા મંત્રથી ધર્મબુદ્ધિ અનુસારથી આ વાસુદેવને પોતાનું રાજ્ય સમર્પી દીધું છે.૨૬ મારા ભાઈએ કૃષ્ણને એમ કહ્યું કે, "આ આસન રહ્યું; તમે તે ઉપર બેસો." તે વેળાએ જ કોઈ વ્યોમચારી અશરીરી વ્યક્તિએ નીચે પ્રમાણે વાણી ઉચ્ચારી:-૨૭

દેવદૂત કહે છે:-હે નરપતિ ક્રથ! જે આસનની ઉપર તું બેઠેલો છે, તે આસન (સામાન્ય અને ઉપભુક્ત હોવાથી અસાધારણ રાજેન્દ્ર) કેશવને આપવું, એ યોગ્ય નથી જ. તેને માટે તો વિશ્વકર્માએ રચેલું અને દેવોના રાજા ઇન્દ્રે અહીં પાઠવેલું, સુવર્ણમય, શુભ, સિંહનાં ચિહ્નોથી અંકાયલું, સર્વ રત્નોથી શણગારેલું, દિવ્ય આસન આ રહ્યું.૨૮-૨૯ અહીં જ આ આસન ઉપર એ, ચર અને અચર સૃષ્ટિના નમસ્કારને યોગ્ય દેવાધિદેવને તું બેસાડ, અને બહુ રાજાઓની સાથે મળીને તું એને અભિષેક કર.૩૦ આ કુંડિન નગરમાં કન્યા લેવાને કારણ જે નરાધિપતિઓ આવેલા છે, તેઓમાંનો જે કોઈ પણ રાજા તેના અભિષેક પ્રસંગે રાજસભામાં આવશે નહીં, તે આ દેવાધિદેવને હાથે વધને પાત્ર થશે.૩૧ નવે નિધિઓના અંશથી ઉત્પન્ન થયલા, અક્ષય, આ આઠ કલશો મહાત્મા રાજધનપતિ કુબેરના છે;૩૨ તે દિવ્ય છે, કાંચન અને રત્નોથી સર્વ રીતે સંપન્ન છે અને દિવ્ય આભરણો તથા દિવ્ય આસનોથી યુક્ત છે. આ આઠ કલશ રાજાઓની સાથે એ રાજેન્દ્રના અભિષેકને માટે તારી સમક્ષ તે પ્રસંગે આવી ખડા થશે.૩૩

હે નરપતિઓ! ઇન્દ્રનો આ સંદેશો મેં તને કહ્યો છે, તેથી એ સર્વે રાજાઓને એક લેખપત્રથી બોલાવ, અને પછી તેમની સમક્ષ કેશવને અભિષેક કર.૩૪"

પછી દેવદૂતનો આ સંદેશો વાંચી કૈશિક કહે છે:-આ પ્રમાણે ક્રથને કૃષ્ણના અભિષેકની પ્રેરણા કરી આકાશમાં રહેલો દેવદૂત બાલ સૂર્યના જેવું તેજસ્વી, આ આસન કૃષ્ણને માટે આપી, પાછો સ્વર્ગમાં ચાલતો થયો.૩૫ (આ પ્રકાર મેં પોતે અનુભવ્યો છે.) તેથી તમે જે સઘળાઓ અહીં એકઠા થયલા છો, તેમને હું પ્રેરણા કરું છું, કે ઇન્દ્રે પોતે જ, જેને કોઇથી પણ હઠાવી ન શકાય એવો અનિવાર્ય ઘોર હોવાની ઉપમા આપેલી છે, જે અદ્દભુત છે, અને જે ભૂમિ ઉપર દુર્લભ છે એવા કૃષ્ણને આકાશતલમાંથી ઇન્દ્રને જ હાથે અભિષેક થતો તમારે જોવો, એ સર્વથા યોગ્ય જ છે.૩૬-૩૭ દેવોના દેવ, વિષ્ણુ, કૃષ્ણના સ્નાન-અભિષેકને અર્થે થતી એ આશ્ચર્યકર ક્રિયા જોઇને ખચિત જ આપણાં સઘળાંનાં પાપનો ક્ષય થઈ જશે.૩૮ તેટલા માટે હે ઉત્તમ રાજાઓ! એ અભિષેક જોવાને તમે સર્વ મારી સાથે ચાલો; હવે તમારે એ કૃષ્ણનો ભય ધરવો, એ યોગ્ય નથી. તમારે માટે અમે બન્ને ભાઇઓએ જનાર્દનની સાથે સંધિ કરેલી છે.૩૯ અમે બન્નેએ તત્ત્વથી એ જોયું છે કે, કૃષ્ણ વિશુદ્ધ હૃદયવાળો છે, તેથી એ હરિ મનુષ્યોના તમો સર્વે રાજાઓને અભયદાન આપે છે.૪૦ વળી તેના હૃદયમાં મગધરાજ, જરાસંધ સંબંધી ખાસ વૈર વસ્યું હોય એમ જોવામાં આવતું નથી; એટલે હવે આ રાજ્યાભિષેકના સંબંધમાં જે કરવું ઘટે છે, તેનો તમારે વિચાર કરવો જોઇએ."૪૧

વૈશંપાયન કહે છે:-કૈશિકે આવાં વચનો કહ્યાં, એટલે ઇન્દ્રના શાપના ભયથી દુઃખી થતા રાજેન્દ્રો હવે શું કરવું, તેનું ચિંતન કરવા લાગ્યા; તેટલામાં તો દેવોના રાજા ઇન્દ્રની આજ્ઞાથી ઉચ્ચારાયલી, મહાત્મા કૃષ્ણ સંબંધી, મેઘના ગંભીર નાદ જેવા સ્વરથી આકાશને છાઈ નાંખનારી, અશરીરી વાણી તેમણે સાંભળી:-૪૨-૪૩

ચિત્રાંગદ કહે છે:-હે નરપતિઓ! પ્રજાના યથાસ્થિત પાલનના હેતુથી ત્રણે લોકનો રાજા ઇન્દ્ર તમો સર્વ નૃપતિઓનું હિત કરવાની કામનાથી તમને આવી આજ્ઞા કહાવે છે કે, હે નરાધિપતિઓમાં ઉત્તમ રાજાઓ! તમારે કૃષ્ણ સાથે વૈરબુદ્ધિથી રહેવું, એ તમારામાંના અન્યોન્યને છાજતું નથી; તેટલા માટે તેની સાથે પ્રીતિસંબંધ બાંધીને તમે પોતપોતાનાં રાજ્યોમાં સુખેથી નિવાસ કરો.૪૪-૪૫ કૃષ્ણ પોતાને

નમતો (શરણે) આવનારનાં સર્વ દુઃખોને હરનારો છે અને સામાં થનારાનાં સૈન્યોનો કાળ આણનાર અગ્નિ છે. તેટલા માટે ભય-ચિંતારૂપી જ્વરને દૂર કરી, એની સાથે પ્રીતિસંબંધ બાંધી, આનંદથી સુખોપભોગ મહાણો.૪૬ નૃપતિઓ મનુષ્યોના દેવો છે, અને નરપતિઓના ઉપરી દેવતાઓ, સુરો છે. દેવોનો દેવતા રાજા શક્ર છે, અને શક્રનો પણ અધિદેવતા જનાર્દન છે.૪૭ આ કૃષ્ણ એ જ વિષ્ણુ, પ્રભુ, તેમ દેવોનું પણ દૈવત છે. આ કેશવે મનુષ્યલોકમાં મનુષ્યદેહે અવતાર લીધેલો છે.૪૮ આ વિશ્વના સર્વે લોકોમાં દેવ, દાનવ, અને માનવોથી તે અજેય (જિતી નહીં શકાય એવો) છે, તેમ ત્રિશૂલધારી મહાદેવ પોતે પણ કાર્તિકેયની* સહાયતાથી તેને જિતવા સમર્થ નથી.૪૯ તેટલા માટે આવા સામર્થ્યવાળા, દેવોના અધિદેવ, મહાત્મા, કેશવને દેવોની સહાયતાથી હું અભિષેક કરવા ઇચ્છું છું. આ સિવાય અન્ય એવું મહત્વનું શું છે કે, જે હું ઇચ્છી શકું ?૫૦ પણ રાજરાજેન્દ્રને અભિષેક કરવાનો દેવોને અધિકાર નથી; તેથી હું સર્વ લોકથી નમસ્કાર કરાવાને યોગ્ય કૃષ્ણને અભિષેક કરતો નથી; કારણ એ રાજેન્દ્ર તમો સર્વ નૃપતિઓનો અધિષ્ઠાતા અર્થાત્ અગ્રણી હોવાથી તેને એવા પદનો અભિષેક કરવાનો તો તમો સર્વે રાજાઓને જ અધિકાર છે.૫૧ તેટલા માટે, હે નૃપશ્રેષ્ઠો ! તમે સર્વે વિદર્ભ નગરીમાં પધારો, ત્યાં ક્રથ અને કૈશિક સાથે તે સંબંધી પૂરો વિચાર ચલાવો, અને શાસ્ત્રોક્ત વિધિપુરઃસર એ અભિષેકક્રિયા કૃષ્ણને કરો.૫૨ એ રાજેન્દ્ર કૃષ્ણ સાથે પ્રીતિસંબંધ બાંધવાનો આજ ખરો સમય છે, એમ પૂરેપૂરી રીતે વિચારીને જ ઇંદ્રે, હે નરપતિઓ ! તમને એવો બોધ આપવાને મને તમારી સમક્ષ મોકલ્યો છે.૫૩ વિદર્ભ નગરમાં કૃષ્ણે નિવાસ કર્યો છે, અને ક્રથ તથા કૈશિકે કૃષ્ણને કહી દીધું છે કે, અમે તમને રાજેન્દ્રપદ સમર્પવાનો અભિષેક આજે કરવાના છીએ. તેથી હે નૃપશ્રેષ્ઠો ! તે બન્નેની સાથે મળીને એવો વિશેષ મહાન્ ઉત્સવ ઉજવો, અભિષેકથી કૃષ્ણનો સત્કાર કરો, અને તેની પાસેથી પ્રીતિરૂપી દક્ષિણા મેળવી, તમે સર્વ સ્વયંવરમાં સુખે પધારો.૫૪-૫૫ (તમારા ત્યાં પધારવાથી) સ્વયંવરની આ તમારી રંગભૂમિ તદ્દન શૂન્ય થઈ ન જાય, તે માટે જરાસંધ, સુનીથ, મહારથી રુક્મિ, અને સૌભરાજ શાલ્વ, એ ચાર શ્રેષ્ઠ પૃથ્વીપતિઓ ભલે અહીં રહે."૫૬

વૈશમ્પાયન કહે છેઃ-ચિત્રાંગદે કહેલી ઇન્દ્રની આવી આજ્ઞા સાંભળી, એ સર્વ ઉત્તમ રાજાઓએ વિદર્ભની રાજસભામાં જવાનો વિચાર કર્યો.૫૭ બુદ્ધિમાન્ નરેંદ્ર જરાસંધની અનુજ્ઞા લઇને તે સર્વે પોતપોતાનાં સૈન્યોથી વિંટળાઈ ભીષ્મક રાજાની સમીપ સીધાર્યા.૫૮ ચિંતાથી હૃદયમાં બળતો,† મહાબાહુ ભીષ્મક રાજા પોતાના સૈન્યને સાથે લઈ કૈશિકના મહેલમાં કૃષ્ણ જ્યાં વસતા હતા, ત્યાં અન્ય પૃથ્વીપતિઓની સાથે સીધાર્યો. તેમણે સર્વેએ દૂરથી જ, કૃષ્ણના અભિષેકને યોગ્ય, સ્નાનને અર્થે તે સ્થળે અંતરિક્ષથી આવેલી રમ્ય દેવસભા, પતાકાઓ, ધ્વજાઓ અને તોરણોથી ઝળહળતી જોઈ; તે સર્વત્ર દિવ્ય રત્નોની પ્રભાથી છવાઈ રહી હતી; દિવ્ય ધ્વજાઓ સર્વ પાસ ફરફરી રહી હતી; દિવ્ય અંબરોની પતાકાઓથી તે સમૃદ્ધ હતી અને દિવ્ય અલંકારોથી શણગારેલી હતી; દિવ્ય પુષ્પોની માળાઓથી સંપન્ન હતી અને દિવ્ય ગંધોના પમરાટથી બેહેકી રહી હતી; શોભાયુક્ત વિમાનો અને વાહનોથી તે ચારે કોરથી વિંટળાયલી હતી; ત્યાં દિવ્ય અપ્સરાઓના સમૂહો, વિદ્યાધરો, ગંધર્વો, મુનિઓ, અને કિન્નરો આકાશને આશ્રયે રહી, દેવોના ઈશ કૃષ્ણના યશ ગાતા હતા; મુનિઓ, સિદ્ધો, અને પરમ ઋષિઓ તેની સ્તુતિ કરતા હતા; આકાશમાં દેવનાં દુદુંભિ પણ આપોઆપ ગગડતાં હતાં.૫૯-૬૫ સ્વર્ગમાં ઉત્પન્ન થતાં મંદાર, પારિજાત, સંતાનક, કલ્પ અને હરિચંદન નામનાં પાંચ દેવતરુઓની છાલો, મૂળિયાં, પાંદડાં, પુષ્પો અને ફલો એ પદાર્થોનાં અનેક વિવિધ રીતે બનાવેલા સુગંધી ચૂર્ણોની વૃષ્ટિ ચારેકોર આકાશમાં રહેલા દેવો કરતા હતા.૬૬ વળી આ સમયે દેવોના રાજા અને શચીનો પતિ ઇન્દ્ર, દેવોની સાથે ઉત્તમ વિમાનમાં બેસીને પ્રભા સહિત આકાશમાં આવી પ્રકટ થયો હતો.૬૭ જે આઠ દિશાઓના અષ્ટ લોકપાલ છે, તેઓ પણ પોતપોતાની દિશામાં હાજર થયા અને ચારેકોર ગાતા, નાચતા અને સ્તુતિ કરતા હતા.૬૮

તે સ્થળે આવતાં, આ પ્રકારે દીપતી શોભાવાળી સભા એ સર્વે રાજાઓએ નીરખી, અને આ સઘળો ભારે તુમુલ નાદ પણ સાંભળ્યો, એટલે વિસ્મયથી તેમનાં નયન પ્રફુલ્લ થયાં, અને તેમણે તેમાં પ્રવેશ કર્યો.૬૯ બળવાન્, મહાબાહુ કૈશિક એ નરાધિપતિઓને આદર આપવા તેમની સામે ગયો, અને તેમનો યથાવિધિ પૂજનસત્કાર કરી, તેમને સભામાં પધરાવ્યા.૭૦

પછી રાજસભામાં રાજાઓનો સમૂહ એકઠા થયાના સમાચાર સુરોમાં શ્રેષ્ઠ કૃષ્ણને નિવેદન કરવામાં આવ્યા,

* કાર્તિકેય દેવોની સેનાઓનો વડો સેનાધિપતિ ગણાય છે.

† ગયા અધ્યાયમાં જણાવ્યા પ્રમાણે કૃષ્ણના અભિષેકમાં ભાગ નહીં લેનારા રાજાનો વધ થશે, એ વચનથી પોતાના હઠીલા પુત્ર રુક્મિનું કૃષ્ણને હાથે મૃત્યુ થશે, એવી ચિંતા તેને નિરંતર રહ્યા કરતી હતી.

એટલે સર્વ મંગલક્રિયાઓથી પૂજાયલા, શ્રીમાન્ હરિ-કૃષ્ણ પોતાના મંડપમાંથી (રાજસભામાં આવવા) બહાર નિસર્યા.૭૧ પછી (સભામાં આવ્યા પછી) આકાશમાં (દેવોએ) ગોઠવી રાખેલા, કાંઠલે સુંદર વસ્ત્ર બાંધેલા, અને આંબાનાં પાંદડાંથી યુક્ત, દિવ્ય કલશોએ મેઘની પેઠે દિવ્ય કાંચન અને રત્નોના પ્રવાહવાળા, દિવ્ય પુષ્પો અને સુગંધી ચૂર્ણોથી મિશ્ર જળની વૃષ્ટિ વરસાવી અને રાજેન્દ્ર કૃષ્ણને અભિષેક કર્યો.૭૨-૭૩ આ પ્રમાણે શાસ્ત્રની યથોક્ત વિધિ અનુસાર ઇન્દ્રે જનાર્દનને અભિ-ષેક કર્યો, અને દિવ્ય પ્રકાશતાં આભૂષણોથી, દિવ્ય, ચિત્રવિચિત્ર રંગ અને શોભાવાળાં અંબરો(વસ્ત્રો)થી, દિવ્ય પુષ્પમાલાઓથી અને દિવ્ય ગંધોના અનુ-લેપનથી, ત્યાં પધારેલા નરેન્દ્રોની સમક્ષ જનાર્દનનો વિધિ પુરઃસર સત્કાર કર્યો અને તે (કૃષ્ણ)ને અભિષેકના સ્નાનને અર્થે સ્વર્ગમાંથી ત્યાં આવેલી શુભ, રમ્ય દેવ-સભામાં રાજ્યાસને બેસાર્યા, અને યાદવો તથા વિદર્ભ રાજાના કુટુંબીઓ તેમની ઉપાસના કરવા લાગ્યા.૭૪-૭૬ પછી બલવાન્ અને ઇચ્છા અનુસાર રૂપ ધરનાર, વિનતાનો પુત્ર ગરુડ મનુષ્યદેહ ધારણ કરીને કૃષ્ણ-ના જમણા પડખાના આસન ઉપર બેઠો.૭૭ તે જ રીતે દેવેશ કૃષ્ણની અનુમતિથી બે વીર મહાત્મા રાજાઓ ક્રથ અને કૈશિક તેમના ડાબા પડખે મૂકેલાં પોત-પોતાનાં આસનો ઉપર બેઠા.૭૮ તે જ પ્રમાણે કૃષ્ણને ડાબે પડખે સાત્યકિ આદિ મહારથી, મહાબલવાન્ વીર વૃષ્ણિઓ અને અંધકો બેઠા.૭૯ દેવો જેમ શચી-પતિ ઇન્દ્રને માન આપે, તે પ્રમાણે સૂર્યના સમાન તેજસ્વી, આસ્તરણો પાથરેલા રાજ્યાસન ઉપર સુખથી બેઠેલા શ્રીમાન્ કૃષ્ણને તેઓએ માન આપ્યું.૮૦

તે પછી સચિવોએ કૃષ્ણને દરેકનું નામ, કીર્તિ આદિનું શ્રવણ કરાવી, સર્વે નરાધિપતિઓને તે સભામાં ક્રમે ક્રમે પ્રવેશ કરાવ્યો (ઓળખ કરાવી), અને તે સર્વે રાજાઓએ યથાયોગ્ય રીતે (પોતપોતાની પ્રતિષ્ઠા અનુસાર) તેમની (કૃષ્ણની) પૂજા કરી. પછી તે નૃપતિઓ પોતપોતાનાં નિયત આસનો ઉપર સુખથી બેઠા.- પછી સર્વ શાસ્ત્રોના અર્થ(રહસ્ય)ને જાણનારાઓમાં ઉત્તમ, મહાબુદ્ધિમાન, વક્તાઓમાં શ્રેષ્ઠ કૈશિકે યથાયોગ્ય પૂજન કરી શ્રી કૃષ્ણને આ વચન કહ્યું:-

કૈશિક કહે છે:-"હે પ્રભુ! આ સર્વે નૃપતિઓ, તમારા પ્રભાવ અને સ્વરૂપથી અજાણ્યા હોવાથી પણ તમે એક પ્રાકૃત મનુષ્ય જ છો, એમ માનીને તમારી સામે યુદ્ધમાં વઢ્યા હતા. માટે હે દેવ! તમારે તેમને એ અપરાધ માટે હવે ક્ષમા આપવી જોઇએ છે."

શ્રી કૃષ્ણ કહે છે:-"હે કૈશિક! એક પણ દિવસ મારા હૃદયમાં કોઈ પણ પ્રાણીને મા… નથી; તો પછી વિશેષે કરીને ક્ષત્રિય ધર્મને બંધાયલા, શત્રુ સાથે રણમાં સામે મોઢે ધર્મનીતિથી લઢવુ એને ધર્મ સમજનારા, અને લઢતાં યુદ્ધમાંથી પાછા પડવું એને અધર્મ સમજનારા ક્ષત્રિયોના સંબંધમાં તો મારા હૃદયમાં વૈર કેમ સંભવે?૮૧-૮૫ આથી પોતાના ધર્મને લીધે મારી સામે લઢવા તત્પર થયલા આ અવની-પતિઓની સાથે શા (વાજબી) હેતુથી મારે કોપ કરવો જોઇએ? જે બની ગયું તે તો વીતી પણ ગયું. જે મુઆ તે તો સ્વર્ગે સીધાવ્યા.૮૬ આ માનવ લોકમાં જન્મવું અને મરવું, એ તો મનુષ્યનો ધર્મ જ છે. તેટલા માટે, હે નરાધિપતિઓ! તમારા મરેલા સ્નેહી-ઓ માટે તમારે શોક કરવો ઘટતો નથી. તમે મને ક્ષમા આપો અને મારી ઉપરના વૈરથી મુક્ત થાઓ, એ મને રુચે છે; અર્થાત્ મારી તમને એવી માગણી છે."૮૭

વૈશંપાયન કહે છે:-મહા દ્યુતિમાન્ મધુસૂદને એ નરેન્દ્રોને આવું યોગ્ય વચન કહ્યું અને આશ્વાસન આપ્યું, અને કૈશિકના મુખ તરફ જોઇને વિરમ્યા.૮૮ એ જ સમય દરમ્યાન રાજનીતિશાસ્ત્રમાં પારંગત, વક્તાઓમાં શ્રેષ્ઠ ભીષ્મક રાજાએ કૃષ્ણની પૂજા યથા-યોગ્ય રીતે કરી અને તેમને નીચેનું વચન કહ્યું.૮૯

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे रुक्मिणीस्वयंवरमां "कृष्णनो राजेन्द्राभिषेक अने राजाओने आश्वासन" ए नामनो ५० मो अध्याय संपूर्ण

## અધ્યાય ૫૧ મો

### કૃષ્ણ અને ભીષ્મક વચ્ચે સંવાદ, કૃષ્ણનું સાંત્વન

भीष्मक उवाच—

पुत्रो मे बालभावेन भगिनीं दातुमिच्छति ।
स्वयंवरे नरेन्द्राणां न चाहं दातुमुत्सहे ॥ १ ॥

ભીષ્મક કહે છે:-"મારો પુત્ર (રુક્મવાન્) છોકર-વાદીપણાને લીધે નરેન્દ્રોના સ્વયંવરદ્વારા પોતાની બહેન (રુક્મિણી) યોગ્ય વરને આપવા ઇચ્છે છે; પરંતુ તેવી રીતે એ કન્યા આપવી, એ મને તો રુચતું નથી.૧ તે અતિ-શય છોકરવાદ હોવાથી પોતાની બહેનને એમ સ્વયંવર દ્વારા પરણાવવા ઇચ્છે છે; પણ મારા વિચાર પ્રમાણે સ્વયંવર દ્વારા એક નરેન્દ્રને કન્યા આપવી, એ છોકર-વાદીપણું છે, અને મારી પુત્રીને તો પોતે એકએક-લીએ જ પોતાની ઇચ્છા પ્રમાણે માત્ર એક જ જણને જોઇને વરવું, એ યોગ્ય છે.૨ તેટલામાટે હે પ્રભુ! મારા

.. નાતિવાળું વર્તન હોવાથી, હું તમને .વા (અર્થાત્ તમે તેની ઉપર ક્ષમા કરો એમ .નવવા) ઇચ્છું છું. માટે હે દેવેશ! તેની ઉપર તમે પ્રસન્ન થાઓ; હે પ્રભુ! મને તમારે એટલી ક્ષમા આપવી ઘટે છે."[૩]

(એટલે તેના ઉત્તરમાં) શ્રી કૃષ્ણ કહે છે:-હે ભીષ્મક! તારા પુત્રે જ્યારે આવી ઉગતી અવસ્થામાં જ છોકરવાદી-પણાને લીધે રાજાઓના મંડળને આમ (મારી વિરુદ્ધ) ખળભળાવ્યું છે, ત્યારે તે પ્રૌઢ થતાં કેટલો બધો અવિ-નયી થશે? (તને તેનો વિચાર છે ખરો?)[૪] જો કોઈ પણ મનુષ્ય આલોકમાં (સ્વાર્થ, લોભ આદિના) મોહને વશ થઈને પણ એક પણ નૃપતિની સમીપ અસત્ય વાણી વદે છે, તો તે આલોકને તેમ જ નરદેવોના મહાન્ કુળમાં ઉત્પન્ન થવાથી અને વિશ્વજિત આદિ યજ્ઞો કર્યાથી પ્રાપ્ત થનારા, તથા તપથી સંપાદન કરેલી શોભાવાળા, અને સૂર્ય તથા ચંદ્ર સરખા તેજસ્વી અન્ય લોકોને પણ યમયાતના રૂપી અગ્નિથી બાળી નાંખે છે, અને પોતે પણ એ અગ્નિ સામે આલોકમાં ટકવા પામતો નથી.[૫-૬] "હે ભીષ્મક! નરેંદ્રોનો આ (અસત્ય-વાદીને દંડ દેવાનો) ધર્મ છે, એમ હે પ્રભુ! તને પોતાને પણ વિદિત જ છે. સ્વયંભૂ બ્રહ્માએ પણ લોકધર્મનું કથન કરતાં રાજધર્મનો આવો જ આદેશ પૂર્વે કહેલો છે.[૭] તો પછી હે મનુષ્યોના ઈશ્વર! તારો પુત્ર રાજસભામાં એ રાજાઓની સન્મુખ અસત્ય ભાષણ કરવા સમર્થ થાય, એ યુક્ત છે ખરું?[૮] હે ભીષ્મક! સ્વયંવરને માટે આવો અતુલ રંગમંડપ તારા પુત્રે જ તૈયાર કરાવ્યો છે; છતાં તું તેથી અજાણ કેવી રીતે રહી શક્યો, એ વિષે મને તો મોટો સંશય થાય છે?[૯] તું પોતે જ અગ્નિ અને ચંદ્રના જેવા વર્ચસ્વવાળા, તારા નગરમાં અતિથિ તરીકે આવેલા, વિવિધ નરેન્દ્રોનો યથાયોગ્ય સત્કાર અને પૂજા કરે છે, તેમ જ તેમનું તું આતિથ્ય પણ કરે છે.[૧૦] તારા નગરમાં (એ રાજાઓના) રથો, અશ્વો, અને હાથીઓની આટલી બધી અતુલ મેદની એકઠી થઈ છે છતાં, હે રાજન્! તું તારા પુત્રની આ ચેષ્ટા કેમ કળી શક્યો નહીં?[૧૧] આમ જૂદા જૂદા રાજાઓની ચતુરંગી સેનાઓ તારા નગરમાં આવ્યા છતાં તને તેથી કંઈ પણ વિષાદ (અજંપો) થયો નહીં હોય, એ વાત કદાચ ખરી હશે, પરંતુ તારાથી આ સર્વ કેવી રીતે અજાણ રહ્યું, એ વિષે તો મારા મનમાં મોટો સંશય ઉપજાવે છે.[૧૨] તેથી હે રાજન્! મને તો એમ લાગે છે કે, મારું અહીં આવવું થયું તે તને (તારી પુત્રીના સ્વયંવર પ્રસંગમાં) હિતકર લાગ્યું નથી, અને તેથી જ હે નરેશ્વર! તેં તારા નગરમાં મારા જેવા (રાજપદ વિનાના) અપાત્ર પુરુષનું આતિથ્ય કર્યું નહીં.[૧૩] માટે હે નરેશ્વર! મને ટાળીને અન્ય જે નરેન્દ્રો તારી કન્યાને પાત્ર હોય, તેમને તું ભલે સ્વયંવર-દ્વારા તારી કન્યા આપ. હું અહીં આવ્યો, તે નિમિત્તને દોષ(અપશુકન)રૂપ ગણીને શા માટે ખચકાઈને તું સ્વયંવરદ્વારા તારી કન્યાને કોઈ નરેન્દ્રને પરણાવતો નથી?[૧૪] કન્યાના લગ્નમાં વિઘ્ન નાંખનારો પુરુષ નરકમાં પૂરેપૂરી રીતે પડે છે, એમ મનુ આદિ ધર્મના જાણકારો અને ઉત્તમ પુરુષોએ કહેલું છે.[૧૫] હે નરદેવ! તારા ભુવનમાં મારું આતિથ્ય થવાનું નથી એ જાણીને જ, (તેમ મારું સિંહાસન સભામાં નંખાયું નહીં હોવાથી મારે ત્યાં આવતાં માનભંગ સહેવું પડશે એ સમજીને), હે પૃથિવીપતિ! મેં સ્વયંવરના તારા રંગ-મંડપમાં પ્રવેશ જ કર્યો હતો નહીં.[૧૬] હે નરાધિપતિ! હું ખરી રીતે રાજેન્દ્રોના પણ રાજેન્દ્ર છું, છતાં રાજા તરીકે તારે ત્યાં મારું આતિથ્ય નહીં થાય એવી મને લાજ (બીક) લાગ્યાથી, હે રાજન્! મારા સૈન્યને વિશ્રામ આપ-વાના હેતુથી મેં વિદર્ભ નગરીમાં પડાવ નાંખ્યો, અને જેમને અતિથિઓ પ્રિય છે એવા કૈશિકે મારું અને મારા સહાયક ગરુડનું આતિથ્ય કર્યું અને આમ પૂર્વે જેમ અમે સ્વર્ગમાં રહેતા હતા, તેમ અહીં હું કેશવ અને ગરુડ એ બન્ને સુખેથી રહ્યા છીએ."[૧૭-૧૮]

વૈશંપાયન કહે છે:-આમ વાણીરૂપી વજ્રને વિના સંકોચે ફેંકતાં, કૃષ્ણ આવાં વચન બોલતા હતા, એટલે મધુર અને નમ્રતાભરી વાણીથી જાણે પ્રજ્વલિત અગ્નિને શમાવવાને જળ રેડતો હોય, તેમ ભીષ્મકે તેને નીચેનું વચન કહ્યું:-[૧૯]

ભીષ્મક કહે છે:-હે દેવ! હે લોકોના ઈશ! હે લોકને તેમના કર્તવ્યની આજ્ઞા કરનાર પ્રભુ! મારી ઉપર તમે પ્રસન્ન થાઓ. હું અજ્ઞાનરૂપી અંધકારથી છવાયલો છું, તેને હે પ્રભુ! તમે જ્ઞાનરૂપી આંખો આપનારા થાઓ.[૨૦] અમો મનુષ્યો તો ચર્મનાં ચક્ષુવાળા હોવાથી સર્વ વાતનું યથાર્થ જ્ઞાન અમને જણાતું નથી; એટલે અધૂરા જ્ઞાનથી કાર્ય કરવાને તત્પર થતા હોવાથી, અવિચારીપણાથી અમે જે કંઈ ક્રિયાઓ કરીએ છીએ, તેમાં વિશેષ સિદ્ધિ થતી નથી.[૨૧] પરંતુ દેવોના પણ દૈવત જેવા આપ શરણરૂપે પ્રાપ્ત થતાં મારી દૃષ્ટિ સર્વ વસ્તુનું યથાર્થ દર્શન કરનારી થાવ અને મારી સર્વ ક્રિયાઓ સફલતાથી સંપન્ન થાવ, એવી મારી તમને વિનતિ છે.[૨૨] જેમ મહાન્ સેનાપતિ ધારેલી સિદ્ધિ મેળવે છે, તેમ વિચક્ષણ પુરુષો પણ રાજનીતિથી યોજાયલી અને અધવચથી સિદ્ધ થતી અટકેલી ક્રિયા-ઓને પણ ફળદાયક કરી શકે છે.[૨૩] તમારે શરણે

આવ્યા પછી હવે ભય મને ઝાઝો બાધ કરે તેમ નથી. હવે મેં કાર્યનો જે નિર્ણય વિચાર્યો છે, તે વિષે તમારે મારું કહેવું સાંભળવું ઘટે છે.[૨૪] રખેને પોતાના પતિ તરીકે મારી કન્યા પૃથ્વીપતિઓમાંથી (તમારા સિવાય) અન્યને પસંદ કરે, એ ભયથી સ્વયંવર દ્વારા તેવા વરને મારી કન્યા આપવા હું ઇચ્છતો નથી.* માટે હે દેવેશ! મારી ઉપર તમે પ્રસન્ન થાઓ. તમારે આમ કોપ કરવો, એ ઉચિત નથી."[૨૫]

શ્રી કૃષ્ણ કહે છેઃ-"હે મહામતિમાન્ રાજન્! તારા બોલેલા આ વચનથી શો અર્થ સરે એમ છે, તે હું સમજી શકતો નથી. (કારણ) હે અનઘ! તારે એ તારી છોકરી (મારા સિવાય) સ્વયંવર દ્વારા બીજા કોઇને આપવી કે ના આપવી, તે સંબંધી (છેવટનો નિર્ણય નક્કી કરનાર) તારો નિયંતા કોણ છે?[૨૬] (તું પોતે તારો નિયંતા નથી, એમ તારાં અત્યાર સૂધીનાં કૃત્યોથી પ્રકટ થયું છે. તારો પુત્ર તારો નિયંતા અત્યાર સૂધી તો હતો, પરંતુ તને તેના નિર્ણયથી સહજ કલહ જાગવાનો ભય લાગે છે, એટલે તેને અનુસરતાં તું ડગમગે છે, અને મારો ભય લાગ્યાથી તું તેના વિચાર અનુસરતો નથી. પરંતુ તારે મારો ભય ધરવા કોઈ કારણ નથી.) તારે તારી કન્યા (મારા સિવાય) કોઇને આપવી નહીં,' એમ હું કાંઈ તને કહેતો નથી, તેમ 'તું મને જ એ કન્યા આપ' એમ પણ મારું કહેવું નથી. 'માત્ર રુકિમણી એ દિવ્ય મૂર્ત્તિ છે, એ જ મારા અને તેના સંબંધનું (તેમ જ મારા અહીંના આગમનનું) કારણ (નિમિત્ત) છે. (કારણ એ અસામાન્ય અવતાર છે; સ્વર્ગની સાક્ષાત્ લક્ષ્મી રુકિમણીરૂપે અહીં અવતરી છે.) તે સંબંધી હું પૂર્વ વૃત્તાંત તને કહું છું (તે તું સાંભળઃ) પૂર્વે મેરુકૂટ પર્વત ઉપર (પૃથ્વીનો ભાર ઉતારવાના હેતુથી) દેવોએ દૈવી અંશોના અવતારો પૃથ્વી ઉપર ઉતારવા સંબંધમાં સંકેત કર્યો, ત્યારે તે(લક્ષ્મી)ને (દેવસભામાં) એવી આજ્ઞા કરવામાં આવી હતી, કે 'તારે તારા પતિ (વિષ્ણુ)ની સાથે પૃથ્વી ઉપર જવું. હે વિપુલ નિતંબવાળી લક્ષ્મી! તારે મનુષ્ય લોકમાં કુંડિન નગરમાં ભીષ્મક રાજાની અંગના (સ્ત્રી)ના ઉદરને વિષે જન્મ લેવો અને પછી (પરણતાં સૂધી) કેશવની તારે રાહ જોવી.†'"[૨૭-૨૯]

"તેટલા માટે જ હે રાજન્! હું આવું સ્પષ્ટ વચન તને કહું છું. તારે પોતે પણ તે સાંભળીને શું કરવું, તેનો પૂર્ણ નિશ્ચય કરવો, અને પછી તને જે યોગ્ય લાગે તે કરવું.[૩૦] તારી રુકિમણી નામની કન્યા એ કાંઇ પ્રાકૃત (સામાન્ય) માનવ સ્ત્રી નથી. તે પોતે જ સાક્ષાત્ શ્રી (લક્ષ્મી) દેવી છે, અને કોઈ અગમ્ય હેતુથી બ્રહ્માનાં વચનને માન આપીને (આલોકમાં તારે ઘેર) જન્મેલી છે.[૩૧] તેથી તે મનુષ્યોના રાજાઓના વરણ (પસંદગી) માટે નક્કી થયલા સ્વયંવરવિધિથી પરણવાને પાત્ર છે જ નહીં. તે એકલી પોતે જ જે કોઈ એક પુરુષને યોગ્ય પતિ તરીકે પસંદ કરે તેને જ તારે પરણાવવી, એ જ વ્યવસ્થિત ધર્મ છે.[૩૨] તેટલા માટે હે રાજન્! એ લક્ષ્મીના અવતાર રુકિમણીને સ્વયંવર દ્વારા કોઈ પુરુષને આપવી, એ તારી શક્તિનું કામ નથી, અને તેથી તારે તેને એક યોગ્ય પતિ જોઇને ધર્મવિધિ અનુસાર તેને આપવી, એ જ તારે માટે ઉચિત ધર્મ છે.[૩૩] આથી તે હેતુ સચવાય, તે કારણે તેના આ સ્વયંવરમાં વિઘ્ન નાંખવાના હેતુથી જ દેવરાજ ઇન્દ્રની પ્રેરણાથી પ્રેરાઇને કુંડિનનગરમાં આ વિનતાપુત્ર (ગરુડ) આવેલો છે.[૩૪] તેમ હું પણ અહીં રાજાઓનો આ મહાન્ ઉત્સવ જોવાની અને એ સુંદર કમલ રહિત કમલા કન્યા લક્ષ્મીને નિહાળવાની કામનાથી આવેલો છું.[૩૫]

"હે પૃથ્વીપતિ! મારી સમીપ તેં જે 'ક્ષમા કરો' એ વચન કહેલું છે, તે યુક્તિપૂર્વક‡કહેવાયું છે, એમ હું સમજું છું અને હે રાજન્! તેમાં હું તારો કાંઇ દોષ હોય, એમ માનતો નથી.[૩૬] તારા રાજ્યપ્રદેશમાં (મારું આતિથ્ય ન થયું છતાં તે અપમાન સહીને પણ) હું આવ્યો, એ જ દર્શાવે છે કે, મેં તને (તેં જે ક્ષમાની માગણી કરી તે)પહેલેથી જ ક્ષમા આપી છે.§ તેમ હે પ્રભુ! હું સૌમ્ય (શાંતિદાયક) રૂપ ધરીને અહીં આવ્યો છું,

* અહીં બંગાળી અને કાશીની પ્રતિનો न दातुमिच्छे कन्यां या पार्थिवेभ्यः स्वयं वरं એ પાઠ લીધો છે. મુંબઈની અને મરાઠી પ્રતિનો मदातुमिच्छेत्कन्यां वै पार्थिवभ्ये स्वयवरे એ પાઠ તૃતીય પુરુષના વચનનો, અને એકની ઇચ્છા બીજો જણાવે એવા આશયનો છે. પણ સંદર્ભથી તે યોગ્ય લાગતો નથી, જો કે ટીકાકાર નીલકંઠ તે સ્વીકાર્યો છે.

† મુંબઇની પ્રતિ અને મરાઠી પ્રતિમાં प्रत्यवेक्ष्य च वासवम् ઇંદ્રનું પૃથ્વીનો ભાર ઉતારવાનું કાર્ય લક્ષમાં રાખીને-એ પાઠ છે. અહીં ક્રિયા સંપૂર્ણ હોવાની આકાંક્ષા રહેતી હોવાથી 'તારે ત્યાં નિવાસ કરવો' એવા કોઈ ક્રિયાકથન આશય અધ્યાહાર લેવો પડે છે. પરંતુ કાશીની અને બંગાળી પ્રતિમા प्रत्यवेक्षस्व केशवम् એ પાઠ છે, અને તે પૂર્ણ ક્રિયાદર્શી હોવાથી અહીં સ્વીકાર્યું છે.

‡ પેચથી, મુત્સદ્દીપણાથી બોલાયલું; અર્થાત્ તારું આ વચન ખરા અંતઃકરણનું સત્ય નથી, પણ ભય આવશે, એમ લાગતા રાજ્યનીતિથી પ્રેરાઈ હવે તું ફેરવી તોળે છે.

§ અહીં મુંબઇની અને મરાઠી એ પ્રતોમાં पूर्वमेव मया ख्यातं येनास्मि...तेनैव...એ પાઠ છે, અને તેનો આ અર્થ છેઃ-"જે કારણથી હું સૌમ્ય રૂપ ધરીને તારા રાજ્યપ્રદેશમાં આવ્યો છું, તે કારણ મેં તને પહેલેથી જ કહ્યું છે, અને તે જ કારણે મેં તને ક્ષમા પણ આપેલી છે.' પરંતુ કાશીની અને બંગાળી પ્રતમાં पूर्वमेव मयाक्षातं येनास्मि...द हं...એ પાઠ છે અને ઉપર તે સ્વીકાર્યો છે.

એટલે તને ક્ષમા આપી છે, એમ સમજ.[૩૭] ક્ષમાવાન્ પુરુષોમાં પુષ્કળ ગુણો રહેલા છે, અને સામાના દોષો લક્ષમાં ન લેવા, એ જ ખરી ક્ષમા છે. તો પછી હે રાજન્! કેવી રીતે અમારા જેવાના હૃદયમાં તારા માટે કલુષતા (મલિન લાગણી) રહી શકે? તે જ તું વિચાર.[૩૮] હે રાજન્! તું સત્વગુણસંપન્ન, સત્યવાદી અને ધર્મના જાણકાર કુટુંબમાં જન્મેલો છે, તેથી તારા હૃદયમાં આલોકમાં કેવી રીતે પાપવૃત્તિ રહી શકે?[૩૯] હું સેના સાથે જ અહીં આવેલો છું, તેથી મેં પૂર્ણપણે ક્ષમા ધારણ કરી છે, એમ તારે નિઃસંશય માનવું; કારણ કે શત્રુઓનો સંહાર કરવામાટે હું સૈન્ય સાથે કયાંય પણ જતો નથી.[૪૦] જ્યારે હું ક્ષમાથી રહિત હોઉં છું, ત્યારે આ ગરુડરૂપી વાહન ઉપર બેસી ચંદ્ર અને સૂર્ય સરખાં તેજસ્વી આયુધો હાથમાં ગ્રહણ કરી, શત્રુની સેના ઉપર કૂદી પડું છું.[૪૧] (પરંતુ આ પ્રસંગે હું ગરુડે ચઢીને આવ્યો જ નથી; તે ઇન્દ્રની પ્રેરણાથી અહીં આવ્યો છે, એટલે મેં તારી ઉપર ક્રોધદૃષ્ટિ કરી, એમ તું શા માટે માની લે છે? વળી) હે રાજન્! અમને તું માન્ય છે; તેમ વયમાં પણ તું મારા પિતાના જેવો જ વૃદ્ધ છે, તેથી મારે મન તું તેના જેવા જ માનને પાત્ર છે.* તેટલા માટે તું નિરાંતે તારી પુરીનું યથાસ્થિત રક્ષણ કર અને પુત્રો તરફ† જેવું વિશ્વાસભર્યું વર્તન પિતા રાખે છે, તેમ તું યથાર્થ રીતે મારી સાથે તેવું જ વર્તન રાખ.[૪૨] હે રાજેન્દ્ર! પાપ નીચ અને બીકણ પુરુષોમાં જ રહે છે. શુદ્ધ ભાવવાળા અને શૌર્યવાળા પુરુષોમાં તો પાપ (નીચ વૃત્તિ) કેવી રીતે રહી જ શકે?[૪૩] પુત્રો જેમ પિતા ઉપર શુદ્ધ વૃત્તિ રાખે, તેમ મારી શુદ્ધ વૃત્તિ પણ તારી ઉપર છે, એમ તું ખાત્રીથી જાણજે.

વળી આ વિદર્ભ નગરીના આ બે રાજાઓ (તારા કાકા અને પિતા ક્રથ અને કૈશિક) પણ એવા જ ઉદાર અને શુદ્ધ વૃત્તિવાળા છે.[૪૪] તે બન્નેએ મારું આતિથ્ય કર્યું છે, અને તેમ કરતાં તેમણે મને પોતાનું રાજ્ય પણ સમર્પી દીધું છે, અને એ દાનના ફળથી જેમ તેઓની તેમનાં પહેલાંની દશ પેઢીઓનો સ્વર્ગમાં ઉદ્ધાર થઈ ચૂક્યો છે, તેમ પુત્ર, પૌત્ર આદિ ભવિષ્યની દશ પેઢીના નૃપતિઓ (વંશજો) પણ મૃત્યુ પછી એ જ દેવલોકમાં સીધારશે.[૪૫-૪૬] વળી આ બન્ને રાજાઓ નિષ્કંટકપણે રાજ્ય ઘણા સમય સૂધી ભોગવશે, અને જ્યારે તેમને પોતાને અભિલાષા થશે ત્યારે જ તેઓ મોક્ષ પામશે, અને તે પછી તેઓ અત્યંત સુખ શાંતિરૂપ પરમ પદને પ્રાપ્ત કરશે.[૪૭] વળી જે મહાભાગ્યશાલી રાજાઓ મને અભિષેક કરવા અહીં આવેલા છે, તેઓ પણ યોગ્ય સમયે દેવલોકના સ્વર્ગમાં સીધારશે.[૪૮] હે રાજન્! તમારું કલ્યાણ થાઓ. હું હવે વૈનતેય(ગરુડ)ની સહાયતાથી ભોજવંશી રાજા ઉગ્રસેનથી રક્ષણ થતી રમ્ય મથુરાં નગરી ભણી સીધારું છું."[૪૯]

વૈશંપાયન કહે છેઃ–ભીષ્મક રાજાને આવાં વચન કહી, ત્યાં અભિષેકમંડપમાં હાજર રહેલા રાજાઓ અને વિશેષે કરીને વિદર્ભ નગરીના રાજા ક્રથ અને કૈશિક સાથે પોતાના ભવિષ્યના કર્તવ્યનો વિચાર કરીને દેવેશ યદુનંદન આ દેવસભામાંથી બહાર નીકળ્યા અને પોતાના રથ સમીપ સીધાર્યા;[૫૦] એટલે (કૃષ્ણનાં) માયાભર્યાં વચનથી વિશેષ હર્ષ પામેલો રાજર્ષિ ભીષ્મક અને એ સર્વે રાજાઓનાં વદન કેશવને આમ એકાએક ત્યાંથી જતા જોઈને ખિન્ન થયાં.[૫૧] તે સમયે આદિપુરુષ, સ્વયંભૂ, સુર અને અસુરો બન્નેથી પૂજાતા, સહસ્ર (અનેક) પાદવાળા, સહસ્ર આંખવાળા, સહસ્ર હાથવાળા, સહસ્ર શરીરવાળા, સહસ્ર મસ્તકવાળા, અને સહસ્ર મુકૂટોથી ઉજ્જ્વલ, દિવ્ય માલા અને દિવ્ય અંબર ધરનારા, દિવ્ય ગંધોના લેપથી બહેકતા, દિવ્ય વિવિધ આભૂષણોથી યુક્ત, સજ્જ રાખેલાં અનેક દિવ્ય આયુધોથી સંપન્ન, સૂર્ય અને ચન્દ્રરૂપી તેજસ્વી લોચનવાળા, રાતાં કમલના જેવી લાલચોળ આંખવાળા કૃષ્ણનાં રાજા ભીષ્મકે દર્શન કીધાં, અને તરત જ તે રાજેન્દ્ર કૃષ્ણને પગે પડ્યો, બે હાથ જોડ્યા, અને મન, વાણી તેમ જ કર્મ એ ત્રણથી યુક્ત થઈને તેમની સ્તુતિ (નીચે પ્રમાણે) કરવા મંડી પડ્યોઃ[૫૨-૫૫]

ભીષ્મક સ્તુતિ કરે છેઃ–"હે દેવોના પણ દેવ! તમને હું નમસ્કાર કરું છું. તમને કે જેને આદિ અને અંતે પણ મૃત્યુ (વિનાશ) નથી એવા અનાદ્ય તમને, હું નમું છું. હે નારાયણપરાયણ! તમને શાશ્વત (સનાતન) દેવને મારા નમસ્કાર છે.[૫૬] તમને સ્વયંભૂને, વિશ્વમયરૂપને, સ્થાણુને, વિધાતાને, પદ્મનાભને, જટા-

* અહીં કાશીની અને બંગાળી પ્રતિમાં मान्योऽस्माकं त्वं च राजन् वयसा च पितासमः એ પાઠ છે, અને તે ઉપર સ્વીકાર્યો છે. મુંબઇની અને મરાઠી પ્રતિમાં मान्योऽस्माकं त्वया राजन् वयसा च पितासमः એ પાઠ છે. તેના નીચે પ્રમાણે બે અર્થ થાય છેઃ–(૧) મારા પિતા મને માન્ય છે, અને તેના જેટલી જ વયનો તું છે અર્થાત્ તેથી તું પણ મને માન્ય છે; અને (૨) તું વયમાં મારા પિતા સમાન હોવાથી તારે મારા પિતાને માન આપવું ઘટે છે, (અર્થાત્ હું નાનો હોવાથી મને માન નહીં આપે તો ચાલશે, પણ મારા પિતાને તો તારે માન દેવું ઘટે છે).

† અહીં કાશીની અને બંગાળી પ્રતિમાં पुत्रेषु पितृवद्वस એ પાઠ લીધો છે. મુંબઇની અને મરાઠી પ્રતિમાં क्षत्रेषु पितृवद्वस क्षत्रियो તરફ પિતાના જેવું વર્તન રાખીને રહે, એ પાઠ છે.

ધારીને, દંડધારીને, જટિલને મારા નમસ્કાર છે.[૫૭] હે દેવ! તમને, હંસના જેવી શ્વેત પ્રભાવાળાને, હંસરૂપને, ચક્રરૂપને હું નમસ્કાર કરું છું. તમને અજન્માને, પરમાત્માને અને વૈકુંઠને મારા નમસ્કાર છે.[૫૮] તમને, સદ્ તેમ જ અસદ્ભાવથી યુક્ત દેવને, પુરાણ પુરુષને, પુરુષોત્તમને, યોગયુક્ત(સગુણ બ્રહ્મ)ને તેમ જ નિર્ગુણ બ્રહ્મને મારા નમસ્કાર છે.[૫૯] હવે હે સુરોત્તમ! હું જે તમારો ભક્ત છું તેને તમે ક્ષમાનું વરદાન આપો. તમે સર્વના નાથ(નેતા) છો, લોકનાથ છો, તમે પ્રત્યક્ષ વિષ્ણુ છો, અને પોતાના વાસ્તવ આત્મસ્વરૂપને જાણનારા યોગીઓના પણ તમે નાથ છો (તો હે નાથ! મને વરદાનની આટલી કૃપા કરો).[૬૦]

વૈશંપાયન કહે છેઃ-આ પ્રમાણે સર્વ નૃપતિઓની સમક્ષ નૃપ ભીષ્મકે મહા દેવ કૃષ્ણની આ પ્રમાણે સ્તુતિ કરી, અને ટોચ ઉપર, તેમ જ આસપાસ મૂકેલા મહા મોંઘેરા મૂલ્યના વજ્રમણિ તથા વૈડુર્ય મણિઓથી અને મોતીઓથી જાણે હસતો હોય તેવો શોભતો સોનાનો ઢગલો શ્રીકૃષ્ણને અર્પણ કર્યો અને પાછો તેમને તથા વિનતાના મહા બલવાન્ પુત્ર ગરુડને નમસ્કાર કર્યો, અને તેની પણ (નીચે પ્રમાણે) સ્તુતિ કરીઃ-[૬૧-૬૨]

ભીષ્મક કહે છેઃ-"હે ગરુડ! તને આકાશચારી પક્ષીઓના અગ્રણીને, પવનના સમાન તીવ્ર વેગવાળાને હે ઇચ્છા અનુસાર રૂપ ધરનાર! કશ્યપના પુત્રને, દિવ્ય દેહધારીને હું નમસ્કાર કરું છું."[૬૩]

વૈશંપાયન કહે છેઃ-ભીષ્મક રાજાએ આ પ્રમાણે સંક્ષેપથી કૃષ્ણ અને ગરુડ બન્નેની સ્તુતિ કરી, અને તેમનો ઉત્તમ ભૂષણોથી સત્કાર કર્યો અને તે પછી જ આ સભામાંથી કમલલોચન કૃષ્ણને વિદાય થવા દીધા.[૬૪] ત્યાંથી જવાને ઉપડેલા, (ઇન્દ્રના નાના ભાઈ) (ઉપેન્દ્ર) કૃષ્ણની પછવાડે પછવાડે અન્ય નૃપતિઓ પણ ચાલવા લાગ્યા, એટલે વીર્યવાન્ કૃષ્ણ ત્યાં થોભ્યા અને એ રાજાઓનો (વિદાય વેળાનો) સત્કાર સ્વીકાર્યો અને સામો તેમનો સત્કાર કરી પોતે વિદાયગીરી માગી લીધી; અને સૌમ્ય રૂપવાળા, અને આકાશચારી(પક્ષી)-ઓમાં ઉત્તમ, વિનતાના પુત્ર ગરુડને મોખરે કરીને, ચારે કોરથી રથોના મોટા સમૂહથી વિંટળાયલા, દશે દિશાઓને પ્રકાશિત કરતા કરતા, કૃષ્ણ મથુરા નગરી તરફ સીધાર્યા. તે સમયે વિદર્ભ નગરીમાં ચારે કોર ભેરીઓ અને પટહોના નાદથી, શંખો અને દુંદુભિઓના ધ્વનિથી, હાથીઓની બરાડથી, ઘોડાઓના હણહણાટથી, શૂરવીરોની સિંહગર્જનાથી અને રથોની ધરીઓના ગડગડાટથી મહાન્ મેઘની ગર્જનાના જેવો અતિશય પ્રચંડ અને તુમુલ અવાજ નીકળી રહ્યો. મહા વીર્યશાલી કૃષ્ણ વિદર્ભ નગરીમાંથી આમ સીધાર્યા, એટલે (તેમના રાજ્યાભિષેક માટે ત્યાં સ્વર્ગમાંથી ઉતારેલું) ઉત્તમ દિવ્ય રાજ્યાસન અને દિવ્ય દેવસભાને ઉપાડીને દેવતાઓ પણ પોતાની સ્વર્ગપુરીમાં સીધારી ગયા. અને સર્વ નૃપતિઓ પણ પોતપોતાની મોટી, ચતુરંગી સેનાથી વિંટળાઈ, એક ક્રોશ (બે ગાઉ) માત્ર તેમની પછવાડે પછવાડે ગયા, અને પછી જનાર્દનની અનુમતિથી તે સર્વે પાછા સ્વયંવર મંડપમાં આવ્યા.[૬૫-૭૧]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे रुक्मिणीस्वयंवरमां "कृष्ण अने भीष्मक वच्चे संवाद अने कृष्णनुं सांत्वन" ए नामनो अध्याय ५१ मो संपूर्ण

## અધ્યાય ૫૨ મો

### કૃષ્ણનું માન તોડવા કાલયવનને નિમંત્રણ

वैशंपायन उवाच—

ततः प्रयाते वसुदेवपुत्रे नराधिपा भूषणभूषितांगाः ।
सभां समाजग्मुःसुरेन्द्रकल्पाःप्रबोधनार्थं गमनोत्सवास्ते॥१॥

વૈશંપાયન કહે છેઃ-વસુદેવના પુત્ર કૃષ્ણે વિદર્ભ નગરીમાંથી આમ પ્રયાણ કર્યું, તે પછી (કૃષ્ણને રુકિમણી આપવાનો ભીષ્મક રાજાનો નિર્ણય જાણ્યાથી સ્વયંવર રહેવાનું પ્રયોજન ન રહેવાથી) પોતપોતાને નગર જવાને ઉત્સુક થયલા, સુરેન્દ્ર સમાન શોભતા, અને આભૂષણોથી શણગારેલા અંગવાળા એ નરાધિપતિઓ પોતાના આ નિશ્ચયથી જરાસંધ તેમ જ (કૃષ્ણના અભિષેક-મંડપમાં નહી આવેલા) અન્ય રાજાઓને જાણીતા કરવાને ભીષ્મક રાજાની સભામાં સીધાર્યા.[૧] એટલે સોમ અને સૂર્ય સમાન પ્રકાશતા અને સુખેથી પોતપોતાનાં રમણીય આસનોએ વિરાજતા, રાજાઓને રાજસભામાં પધારેલા જોઈ, તેમને આશ્વાસન આપવા નિપુણ રાજ્યનીતિના રહસ્યના વક્તા ઉત્તમ, રાજસિંહ ભીષ્મકે કહ્યું કે, "હે નરાધિપતિઓ! મારી કન્યા રુકિમણીનો સ્વયંવર કરવાથી (કૃષ્ણ સાથેના વિરોધથી વિશ્વક્ષયનો) જે અનર્થ થાય એમ છે તે પૂરેપૂરી રીતે તમારી જાણમાં આવ્યો છે, માટે મારી વૃદ્ધાવસ્થા તરફ નજર કરો, અને મારા અદૂરદર્શીપણાથી નીપજેલા પ્રસંગના આવા (તમારે વીલે મોંઢે પાછા જવું પડશે, એ) ફલ બદ્દલ મને ક્ષમા કરો."[૨-૩]

વૈશંપાયન કહે છેઃ-ભીષ્મકે આ પ્રમાણે સાંત્વનનાં વચન એ સર્વે રાજાઓને કહ્યાં તથા યથાવિધિ તેમનો સત્કાર કર્યો; અને મધ્ય દેશના તેમ જ પૂર્વ, પશ્ચિમ અને ઉત્તર દિશાના રાજાઓને વિદાય કર્યા અને

મોટાં મોટાં ધનુષ્યો ધારણ કરનારા, અને (આમ કૃષ્ણના વિરોધથી છૂટવાથી) મનમાં અતિ પ્રસન્ન થયલા તે સર્વે નૃપતિઓ પણ પોતપોતાની પ્રતિષ્ઠા પ્રમાણે યથા-યોગ્ય રીતે સામી ભીષ્મક રાજાની પૂજા કરીને ત્યાંથી વિદાય થયા. પરંતુ જરાસંધ, સુનીથ, વીર્યશાલી દંતવક્ત્ર, સૌભ લોકના રાજા શાલ્વ, રાજા મહાકૂર્મ, ક્રથ, કૈશિક, તેમ જ ઉત્તમ વંશમાં જન્મેલા અન્ય રાજાઓ, વેણુદારિ, કાશ્મીરના રાજર્ષિ અધિપતિ, તથા દક્ષિણ પથના અન્ય અનેક નૃપતિઓ ભીષ્મકની પાસેથી એકાંતમાં ગુપ્ત રહસ્યનાં વચન સાંભળવાને ત્યાં જ રહ્યા. એટલે બળવાન્ રાજેન્દ્ર ભીષ્મકે તે સર્વે અવનીપતિઓને સભામાં જ બેસી રહેલા જોઇને, સ્નેહપૂર્ણ મનથી, સ્નેહાળ ગંભીર વાણીથી, ધર્મ, અર્થ અને કામથી યુક્ત, રાજ્ય-નીતિના છ ગુણોથી શોભતું અને રાજનીતિથી સંપન્ન આવું મધુર વચન ( નીચે પ્રમાણે ) કહ્યું:–

ભીષ્મક કહે છે:–"તમો અવનીપતિઓએ આજ જે રાજ્યનીતિયુક્ત વચન મને કહ્યું હતું, તે સાંભળીને જ આ પ્રમાણે મેં (તમને જણાવેલા નિર્ણયરૂપી) કાર્ય કરેલું છે. તમે સર્વ સજ્જના છો, તેથી મને તમારા નિત્ય અપરાધીને તમારે તે માટે ક્ષમા કરવી જોઇએ."[૮-૧૨]

વૈશંપાયન કહે છે:–આ પ્રમાણે રાજાઓના સમૂહને સાંત્વનનું વચન કહીને રાજનીતિશાસ્ત્રમાં પારંગત ભીષ્મક રાજાએ રાજસભામાં પોતાના પુત્ર રુકમવાનને ઉદ્દેશી આ વચન કહ્યું:–[૧૩]

ભીષ્મક કહે છે:–"મારા પુત્રની આવી ઉચ્છૃંખલ ચેષ્ટા જોતાં મારી આંખો ત્રાસથી આકુળવ્યાકુળ થઈ જાય છે. હું આ સર્વ લોકોને બાળક જેવા જ માનું છું, અને માત્ર એ (કૃષ્ણ)ને જ એક ઉત્તમ પુરુષ ગણું છું.[૧૪] તે કીર્તિમાનોની સાક્ષાત્ કીર્તિરૂપ છે, સર્વમાં શ્રેષ્ઠ છે, તે યશસંપન્ન પુરુષોના સાક્ષાત્ યશ છે, તે જ ખરો યશનો ભોક્તા છે તેમ જ ખરો બળવાન્ છે. તેણે આ ભૂમિ ઉપર મર્ત્ય લોકમાં પોતાનું ઊર્જસ્વ બાહુબલ સ્થાપિત (સિદ્ધ) કરેલું છે.[૧૫] યુવતીઓમાં શ્રેષ્ઠ દેવકી ખચિત જ ધન્ય અને મહાભાગ્યશાળી છે! કારણ તેણે ત્રણે ભુવનમાં શ્રેષ્ઠ કેશવને પોતાના ગર્ભાશયમાં ધારણ કર્યાં, અને તે કમલના પત્ર જેવી વિશાળ આંખોવાળા, શોભાના પુંજરૂપ, અમરો(દેવો)થી પૂજાયલા કૃષ્ણનું કમલમુખ સ્નેહપૂર્ણ આંખોથી નિરંતર જુવે છે."[૧૬-૧૭]

વૈશંપાયન કહે છે:–રાજાઓની સભામાં આ પ્રમાણે વારંવાર ભીષ્મક રાજા લપલપ બોલતો હતો, એટલે વચમાં એકદમ મહાતેજસ્વી શાલ્વ રાજાએ મધુર વાણીથી તેને (નીચે પ્રમાણે) કહ્યું:–[૧૮]

શાલ્વ કહે છે:–હે રાજેન્દ્ર! હવે આ કહેવું બહુ થયું. બસ કર. શત્રુઓનું મર્દન કરનારા,* તારા પુત્ર રુકમ-વાનના ( તું ભય ધારે છે તેમ કૃષ્ણને હાથે થનારા ) ભવિષ્યને માટે આવો ખેદ ધરતો હવે અટક. હે રાજન્! ક્ષત્રિયને માટે તો રણમાં જ જય અને પરાજય નિશ્ચિત ઠરેલા છે.[૧૯] મરણશીલ મનુષ્યોની એવી ગતિ નક્કી થઈ ચૂકેલી જ છે, અને આ જ સનાતન કાળનો વિહિત ધર્મ છે. બીજો એવો કીયો પુરુષ છે, કે જે બલરામ અને કેશવ તારા મહાબળવાન્ પુત્ર રુકમવાન્ સિવાય સાથે રણસંગ્રામમાં યુદ્ધ કરવા સમર્થ થઈ શકે એમ છે? (આથી તારો પુત્ર તું ધારે છે તેવો કાંઈ સામાન્ય બલવાળો નથી. તે સર્વ રાજાઓમાં અસાધારણ પરાક્રમ-વાળો છે.) રણભૂમિમાં રથી અને અતિરથીઓના સમૂહોની અંદર, ધનુષ્ય હાથમાં ગ્રહણ કરીને શત્રુને એકલ મલ્લ પેરે અટકાવી શકે, એવો એ એકલો જ મહાબાહુ શક્તિવાન્ છે. દેવો પણ જેની સામે મહા કષ્ટે ટકી શકે એવા મહાન્ ભયંકર ભાર્ગવે (પરશુરામે) આપેલા અસ્ત્રને તારો પુત્ર રુકમવાન્ જે વેળા રણમાં પોતાના બાહુના પરાક્રમથી છોડશે, તે વેળા એવા તે કીયો પુરુષ છે કે, જે તેના એ અસ્ત્રને સામે મોંઢે સહી શકે એમ છે? (પરંતુ તું કહે છે કે) આ કૃષ્ણ તો (પ્રાકૃત પુરુષ નથી, પણ) આદિ અને અંતરહિત, અવિનાશી પુરુષ છે;[૨૦-૨૩] આ મનુષ્ય લોકમાં ત્રિશૂલ-ધારી મહાદેવ શંકર પણ તેના વિજેતા થઈ શકે એમ નથી; તો હે મહારાજ! તું એ પણ જાણજે કે, તારો પુત્ર રુકમવાન્ સર્વ શાસ્ત્રોના અર્થ અને રહ-સ્યને યથાર્થ જાણવાવાળો છે.[૨૪] તે કૃષ્ણને ઈશાન ( સર્વ ઉપર શાસન ચલાવનાર ) સમજીને જ તેની સામે યુદ્ધમાં ઉતરતો નથી.†

પરંતુ સાંપ્રત કાળમાં રણભૂમિમાં, હે રાજન્! એ કૃષ્ણને જિતી શકે એવો માત્ર યવનોનો રાજા કાલયવન એક જ છે.[૨૫] એ યવનોનો રાજા કાલયવન (તારા) કેશવને હાથે હણાય તેવો નથી જ. મહાન્ ગાર્ગ્ય મુનિએ યાદવોના માનો ભંગ કરનારા પુત્રની પ્રાપ્તિ માટે અતિશય કષ્ટથી પણ સધાવું દુર્ઘટ એવું પરમ દારુણ અને ઘોર તપ તપીને, લોઢાના ચૂર્ણનો

* બગાળી પ્રતમાં આ વિશેષણ રુકમવાનને બદલે ભીષ્મકને લાગુ પાડેલું છે.

† અહીં न योधयति એ પદ છે. પરંતુ શાલ્વે રુકમીના અસાધારણ પરાક્રમનું વર્ણન કરતાં અને જ્યારે રુકિમ કૃષ્ણને પોતાની બહેન ન આપતાં તેની સાથે વિરોધ ઉઠાવવા તત્પર થયો છે, એમ કહેતાં, તે લડાઇમાં કૃષ્ણ સામે ઉતરતો નથી એમ કહેવું, એ બંધબેસતું નથી જણાતું. ખરી રીતે તો આ વચન આમ હોવું જોઇએ:–"તારો પુત્ર પણ શાસ્ત્રાર્થનો જાણકાર છે અને કૃષ્ણને ઈશાન જાણે છે અને તેથી જ તેની સામે તે લડાઇમાં ઉતરવા તત્પર થયો છે; છતાંએ તેના જેવો જ કૃષ્ણને હરાવે એવો બીજો એક રાજા કાલયવન છે." ઇત્યાદિ.

આહાર કરીને, બાર વર્ષ પર્યંત રુદ્રની આરાધના કરી હતી; અને તેણે શંકરને પ્રસન્ન કરી, તેમની પાસેથી મથુરાના રાજાઓથી, અને વિશેષ કરીને મથુરાંમાં તો, જેનો વધ થઈ જ શકે નહીં, એવો એક પુત્ર વરદાનમાં માગી લીધો હતો. મહાદેવે પણ "તથાસ્તુ" એમ કહીને ગાર્ગ્ય મુનિને એવા અવધ્ય પુત્રનું વરદાન આપ્યું હતું.[૨૬-૨૮] આમ રુદ્રના વરદાનથી ગાર્ગ્ય મુનિથી ઉત્પન્ન થયેલો, શ્રીમાન્ પુત્ર કાલયવન મથુરાના રાજાઓથી અને વિશેષે કરીને મથુરામાં તો અવધ્ય જ છે.[૨૯] આ (તારો) કૃષ્ણ પણ મથુરામાં જન્મ્યો છે; જો કે તે બળવાન્ છે તથાપિ ગાર્ગ્યનો પુત્ર કાલયવન કંઈ નહી તો મથુરાની રણભૂમિમાં તો કૃષ્ણને અવશ્ય જિતશે જ.[૩૦] માટે હે રાજાઓ! મેં કહેલા આ સંકેત સંબંધમાં તમારે વિચાર કરવો ઘટે છે. જો તમને મારો સંકેત યોગ્ય જણાય, તો પછી યવનોના રાજા કાલયવનને તેવું નિમંત્રણ કરવાને તેના પુર તરફ એક દૂતને આપણે પાઠવીએ."[૩૧]

વૈશંપાયન કહે છેઃ-સૌભપતિ શાલ્વનું આવું વચન સાંભળીને આ સભામાં વિરાજેલા તે સર્વે શ્રેષ્ઠ નૃપતિઓ હર્ષ પામ્યા, અને મહા બળવાન્ જરાસંધને એમ કહેવા લાગ્યા કે, "આપણે ત્યારે તેમ કરીએ" (અર્થાત કાલયવનને બોલાવીએ).[૩૨] અને મહીપતિ જરાસંધને પણ તેમનું એવું વચન સાંભળતાં પોતાના વધ વિષે બ્રહ્માનાં વચનનું[*] સ્મરણ થયું, અને તે મનમાં ખિન્ન થઈ બોલ્યોઃ-[૩૩]

જરાસંધ કહે છેઃ-હે નૃપતિઓ! અરેરે! પૂર્વે જ્યારે જ્યારે રાજાઓ અન્ય પરાયા રાજાના ભયથી પીડાતા હતા, ત્યારે ત્યારે મારો જ સર્વ રીતે આશ્રય કરીને તેઓ મારી સહાયતાથી જ પોતાનું હરાયલું રાજ્ય, સેવકાદિ, સૈન્ય અને વાહનો પાછાં મેળવતા હતા.[૩૪] પરંતુ વર્તમાન પ્રસંગે તો અહીંઆં, જેમ કેવળ કામક્રીડા ખેલવામાં જ મસ્ત થયલી સ્ત્રી પોતાના પતિ ઉપરના દ્વેષને લીધે અન્ય પ્રીતમની સાથે રતિ ખેલવા તત્પર થાય તેમ, તમે ભૂપતિઓ પારકા (વિદેશી) રાજાનો આશ્રય શોધવાના હેતુથી નવો નાયક શોધવાની મને જ પ્રેરણા કરો છો.[૩૫] અહો હો! દૈવ (ભાગ્ય) અતિશય બળવાન્ છે. તેને કોઈ પણ રીતે નિવારવું અશક્ય છે. એટલે જાણે કૃષ્ણથી હું ડરી ગયો હોઉં, તેમ મારાથી અધિક બળવાળા બીજાનો આશ્રય લેવાનો છે! મારાથી અન્ય અધિક બળવાન્(કાલયવન)નો આશ્રય શોધવાની પ્રેરણા થાય છે![૩૬] અરેરે! શું ખચિત જ હું ઉપાય(કૃષ્ણને હરાવવાના સાધન)હીન બન્યો છું કે, જેથી મને તમે પારકાનો આશ્રય લેવડાવવા તત્પર થયા છો? ના, ના. હે રાજાઓ! નિરાધાર થઈ અન્ય વિદેશીનો આશ્રય મારે લેવો તે કરતાં મરવું, એ મને વિશેષ કલ્યાણકારી છે. માટે હું તો અન્ય(રાજા)નો આશ્રય લેનાર જ નથી.[૩૭] હે નરાધિપતિઓ! બ્રહ્માએ (આકાશવાણી દ્વારા) કહ્યું છે, તે પ્રમાણે ભલે ગમે તો બલરામ કે કેશવ અથવા તો અન્ય જે કોઈ માનવ મને હણે એવો નિર્માણ થયો હશે,† તેની સાથે જ સામે મોંઢે હું તો લઢવાનો.[૩૮] મારો તો આ વિચાર નિશ્ચિત જ છે, અને સત્પુરુષોનું એ જ સુવ્રત છે. તેથી મારા આવા નિશ્ચય અને આવા સુવ્રતથી વિરુદ્ધ જવા માટે પારકાનો આશ્રય હું તો નહીં જ લઇશ.[૩૯] પરંતુ તમને શુભ આચરણવાળાઓને મારો આ નિશ્ચય (કાલયવનને બોલાવવામાં) અડચણ કરનારો થઈ પડશે નહીં.‡ માટે તમો સર્વ નૃપતિઓના રક્ષણને માટે કાલયવનને બોલાવી લાવવાને હું તમને એક દૂત આપીશ.[૪૦] તે દૂતને કાલયવન પાસે જતો કૃષ્ણ અટકાવી શકે નહીં, તેટલા માટે તેણે આકાશમાર્ગે ત્યાં જવું જોઇશે. તેથી હે રાજાઓ! આમ આકાશમાર્ગે કોઈ જઈ શકે એવો કીયો પુરુષ છે, તેનો તમે વિચાર કરો.[૪૧] આ શ્રીમાન્, સૌભપતિ શાલ્વ રાજા અગ્નિ અને ચંદ્રના સમાન પરાક્રમી છે. એ બળવાન્ રાજા સૂર્યના જેવા તેજસ્વી વર્ણવાળા રથમાં બેસી અંતરિક્ષથી પોતાની નગરીમાં જઈ શકે છે, માટે તે યવન રાજાની નગરીમાં જાય.[૪૨]§ કૃષ્ણની સાથેના આપણા વિગ્રહમાં જોડાવાને રાજેન્દ્રોના સમાગમમાં એ યવનેન્દ્ર કાલયવન આવવા પ્રેરાય એવા પ્રકારનું વચન આપણી તરફથી દૂતનીતિથી શાલ્વ રાજા તેને કહે, (અને એવું અભિવચન તેની પાસેથી પણ મેળવે).[૪૩]

વૈશંપાયન કહે છેઃ-આ પ્રમાણેનું વચન એ સર્વ

* મથુરા આગળ તેમ જ ગોમંત પર્વત આગળ બલરામ અને જરાસંધ મહાયુદ્ધ કરતા હતા ત્યારે એવી આકાશવાણી થઈ હતી, કે "હે બલરામ! જરાસંધનું મૃત્યુ બીજાને હાથે છે." અહીં કૃષ્ણને જિતવાને કાલયવન સમર્થ છે, તો તે કાલયવન મારા મૃત્યુનું કારણ હોઈ શકે એ વિચાર જરાસંધને થયો હોવો જોઇએ તેટલા માટે તે ખિન્ન થાય એ સ્વાભાવિક છે. અને તેટલા જ માટે જો કાલયવનને હાથે કૃષ્ણનો નાશ થાય તો તે જ મારા અંતનું કારણ છે એમ જણાશે અથવા તો તેના જેવા બળવાનનો નાશ થશે. આ કારણે તે ખિન્ન થાય છે. વળી ખિન્ન થવાનું બીજું કારણ એ પણ સંભવે છે કે તેના બે વારના પ્રયાસથી જેમનો નાશ ન થયો તેમનો નાશ કાલયવન કરે તો તેનું માન રાજાઓમાં વધે.

† અહીં કાશીની અને બંગાળી પ્રતિનો यो वासो वाऽपरो नरः એ પાઠ લીધો છે. આ શ્લોકની પ્રસંગમાં કાંઈ ઉપયુક્તતા નથી.

‡ અહીં भवतां साधुवृत्तानामाबाधं न करोति सः -એ વચન સર્વ પ્રતિમાં છે. પરંતુ મન્મથનાથ દત્તે 'તમે સાધુ આચરણવાળા હશો તોપણ તે (કૃષ્ણ) તમને સઘળાને મારશે,' એવો અર્થ કર્યો છે.

§ અહીં કાશીની પ્રતિમાં प्रयातु स्वपुरं बली એ પાઠ લીધો છે. જ્યારે મુંબઇની અને મરાઠી પ્રતિમાં प्रयाति स्वपुरं बली એ પાઠ છે.

રાજાઓને કહીને, મહારાજા જરાસંધ ઉર્જસ્વી સૌભપતિ શાલ્વને ઉદ્દેશી ફરીથી બોલ્યો કે, "હે માનદ શાલ્વ! તું યવન રાજાની નગરીમાં જા, અને આ સર્વ રાજાઓને (કૃષ્ણને હરાવવાના તેમના કાર્યમાં) સહાય કર.[૪૪] એ યવનેન્દ્ર કાલયવન અહીં આવે અને કૃષ્ણ ઉપર વિજય મેળવે અને આપણે સર્વે તેથી સંતોષ પામીએ, એવા પ્રકારની દૂતનીતિ તારે તહીં યોજવી ઘટે છે."[૪૫]

આ પ્રમાણે મહારાજા જરાસંધે તે સર્વે રાજાઓને તેમના કાર્યના નિર્દેશ કર્યો, અને પછી ધર્મઅનુસાર ભીષ્મક રાજાની પૂજા કરીને પોતાના સૈન્યથી વિંટળાઈ, પોતાને પાટનગર સીધાર્યા.[૪૬] બીજી પાસ રાજાઓમાં શ્રેષ્ઠ શાલ્વ નૃપતિએ પણ વિધિપુરઃસર ભીષ્મકની પૂજા કરી અને પછી પવનના જેવી ત્વરિત ગતિવાળા રથથી આકાશમાર્ગે યવનની પુરી ભણી ચાલ્યો.[૪૭] પછી દક્ષિણ પ્રદેશમાં રહેનારા અન્ય સર્વે રાજાઓ જરાસંધની પછવાડે જતાં પોતપોતાના નગરપ્રતિ સીધાર્યા.[૪૮] માત્ર, પોતાના પુત્ર રુકમવાન્ સાથે ભીષ્મક પોતાના દુર્વર્તનના, ક્રથ અને કૈશિકના વલણનો અને પોતાના પુત્રના ભવિષ્યનો વિચાર કરતો દીન બની, કૃષ્ણનું ધ્યાન ધરતો, પોતાના મંદિરમાં સીધાવ્યો.[૪૯] આમ સ્વયંવરનું કાર્ય એકાએક પડતું મૂકાયા સંબંધી વૃત્તાંત તથા કૃષ્ણના આગમનથી રાજાઓને સ્વયંવરનો અનર્થ જણાયો, તે સંબંધી સમાચાર સાધ્વી રુક્મિણીના જાણવામાં આવ્યા, એટલે લજ્જાવાળા મુખથી પોતાની સખીઓની મધ્યે જઈને તેણે કહ્યું કે, "કમલપત્રના સમાન વિશાળ આંખોવાળા કૃષ્ણને પડતા મૂકી અન્ય કોઈ પણ રાજાની પત્ની થવાનો મને ઉત્સાહ આવતો જ નથી; મારું એ સત્ય વચન છે."[૫૦–૫૧]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे रुक्मिणी स्वयंवरमां "कृष्णनुं मान तोडवा कालयवनने निमंत्रण अने राजाओनुं प्रयाण" ए नामनो अध्याय ५२ मो संपूर्ण

## અધ્યાય ૫૩ મો

## શાલ્વ રાજાનું કાલયવનને નિમંત્રણ

वैशंपायन उवाच—

यवनानां बलोदग्रः स कालयवनो नृपः ।
बभूव राजा धर्मेण रक्षिता पुरवासिनां ॥ १

વૈશંપાયન કહે છેઃ–યવનોનો નૃપતિ, બળથી [illegible] કાલયવન પોતાના પુરના વતનીઓનું ધર્મઅનુ રક્ષણ કરનારો યથાર્થ રાજા હતો.[૧] એ ત્રિવર્ગ[*] તે જાણકાર હતો; તે પ્રાજ્ઞ હતો; અને રાજ્યનીતિના ગુણો ઉપર આજીવિકા ચલાવનારો હતો (અર્થાત્ [†] છ ગુણોમાં નિપુણ હતો); સાત[‡] પ્રકારનાં વ્યસનથ કેવળ અજાણ હતો, અને સદા સદ્ગુણ ઉપર જ પ્રીતિ ધરનારો હતો.[૨] તે શ્રુતિમાન્ (વેદ આદિ વિ[illegible] પારંગત), ધર્મશીલ, સત્યવાદી, ઇંદ્રિયને સંયમમાં [illegible]નારો, રણસંગ્રામની યુદ્ધવિધિઓ(કળા)માં પારંગત તેમ જ દુર્ગો(કિલ્લા કોટ)નો લાભ થાય (જિતાય) યોજનાને અનુસરી યુદ્ધ આદરનારો હતો.[૩] તે શૂ[illegible] હતો, તેમ બલમાં અદ્વિતીય પણ હતો, અને ઉત્તમ [illegible] આ તથા રાજ્યસેવકોને પોષનારો હતો. તે એક [illegible] સચિવોથી ચારે કોર વિંટળાઈને પોતાની રમ્ય [illegible] સભામાં સુખેથી બેઠો હતો અને આત્મતત્ત્વને સારી જાણનારા, વિદ્વાન્ અને વિચક્ષણ યવનો તેની ઉપા[illegible] કરતા હતા, તથા તેઓમાં પરસ્પર વિવિધ [illegible] કથાઓના વિનોદ ચાલી રહ્યા હતા;[૪–૫] તેટલામ[illegible] દિવ્ય ગંધનું વહન કરનારો, સુખથી શીતલતા [illegible]નારો વાયુ જોસભેર વાયો, અને તેણે તે સ્થળે સ[illegible] અંતઃકરણમાં કામવૃત્તિને જાગૃત કીધી.[૬] સભામ[illegible] સર્વે એકઠા થયા હતા તેઓ અને રાજા કાલ[illegible] એ સર્વ આશ્ચર્યથી વિકસેલાં નયનોથી "આવો [illegible] ક્યાંથી આવતો હશે?" એવો વિચાર કરી ર[illegible] એટલામાં તેમણે દક્ષિણ દિશામાંથી તેજમાં ભા[illegible] (સૂર્ય)ની ઉપમાને યોગ્ય એક દિવ્ય રથને ઉતરી આ[illegible] જોયો. તે શુદ્ધ સુવર્ણમય હતો અને તેજસ્વી [illegible] શોભતો હતો; તેની ઉપર અહીંતહીં જડેલાં દિવ્ય રત્[illegible] પ્રભાથી તે વ્યાપેલો હતો; તેના ઉપર દિવ્ય ધ્વજા પતાકાઓ ફરફરી રહી હતી; મન અને પવનના શીઘ્ર ગતિવાળા દિવ્ય ઘોડાઓ તેને વહેતા હતા; શુદ્ધ સુવર્ણથી ચન્દ્ર અને ભાસ્કરનાં બિંબો (થાળાં)[§] હ[illegible]

---

* સામાન્ય રીતે પુરુષાર્થના ત્રિવર્ગ ધર્મ, અર્થ અને કામ ગણાય છે, અને અહીં ત્રિવર્ગમા આ ત્રણ અંશો લેવાનું એક ટીકાકાર જણાવે છે. ત્યારે બીજો ટીકાકાર રાજાના કે રાજ્યના ત્રિવર્ગના આ અંશો હોવાનું કહે છેઃ क्षयः स्थानं च वृद्धिश्च त्रिवर्गो नीतिवेदिनाम् (૧) હાનિ (વિનાશ તેમ પડતી) (૨) સ્થિતિ (ટકાવ, નિભાવ) અને (૩) આબાદી, એ ત્રિવર્ગ રાજ્યનીતિ વેત્તાના છે.

† (૧) સધિ, (૨) વિગ્રહ, (૩) યાન (શત્રુ ઉપર ધસારો), ૪ આસન (ઘેરો ઘાલી પડી રહેવું), (૫) દ્વૈધીભાવ (તેના પક્ષમાં ફાટફૂટ પડાવવી) અને (૬) આશ્રય (તેનું રક્ષણ મેળવવું). ‡ (૧) [illegible] (૨) માંસ, (૩) સુરા (દારૂ), (૪) વેશ્યાગમન, (૫) દિવા (દહાડે સૂવું), (૬) પરનિંદા (પારકાની બદબોઈ કરવી) અને મૃગયા(શિકાર)માં જ નિમગ્ન રહેવું. § અહીં બંગાળી પ્રતિને પાઠ લીધો છે. મુંબઈ અને મરાઠી પ્રતિમાં कृत्वा પાઠ છે અને આ અર્થ છેઃ–ચન્દ્ર અને ભાસ્કરના જેવાં બિંબો બનાવીને સુવર્ણમાંથી તે રથ વિશ્વકર્માએ રચ્યો હતો.

(એકઠાં કરીને) વિશ્વકર્માએ પોતે જ એ રથ રચ્યો હતો; તેને વાઘનું મજબૂત શોભાયમાન ચામડું મઢેલું હતું; તે રથ શત્રુઓને ત્રાસ ઉપજાવનારો અને મિત્રોના હર્ષને વધારનારો હતો; તે શત્રુના રથોને તોડનારો હતો.[૮-૧૧] આવા અનુપમ રથમાં ઉર્જસ્વી સૌભપતિ, શાલ્વને બેઠેલો તે સર્વેએ જોયો, અને તેઓ પરમ હર્ષ પામ્યા, અને "અર્ઘપાદ્ય લાવો," "અર્ઘ પાદ્ય લાવો" એમ વારંવાર યવનરાજ કાલયવનનો, મંત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ, મંત્રી બોલી ઉઠ્યો. ત્યાં તો તરત જ મહાબાહુ કાલયવન પોતે જ રાજ્યાસન ઉપરથી ઉભો થયો, શાલ્વની સામો ગયો, અને અર્ઘ લઈ, રથ જે સ્થળે ઉતરતો હતો ત્યાં જ આવી ઉભો રહ્યો.[૧૨-૧૫] મહાતેજસ્વી શાલ્વ રાજા પણ ઇન્દ્રના સમાન તેજસ્વી, યવનરાજ કાલયવનને પરમ હર્ષથી પોતાના સત્કાર કરવાને આવેલો જોઈ, તેના શુદ્ધ ભાવમાં સંપૂર્ણ વિશ્વાસ ધરાવી, પોતે એકલો જ એ ઉત્તમ રથમાંથી હેઠો ઉતર્યો, અને મિત્રનું દર્શન કરવાની લાલસાવાળો એ રાજા પરમ પ્રસન્ન થઇને તેના મંદિરમાં પેઠો. રાજર્ષિઓમાં શ્રેષ્ઠ શાલ્વ રાજાએ અર્ઘ લઇને કાલયવનને ઉભેલો જોઈ, મધુર વાણીથી તેને કહ્યું કે, "હે મહાતેજસ્વી યવનરાજ! આ પ્રસંગે તો હું તમારા અર્ઘરૂપી રાજસત્કારને પાત્ર નથી. (હું કાંઈ આ પ્રસંગે તમારી સન્મુખ રાજા તરીકે આવ્યો નથી. પરંતુ હું) કેવળ નરાધિપતિઓનો દૂત છું, અને તમારી સમક્ષ તેમના કાર્ય પ્રસંગે આવેલો છું. બુદ્ધિમાન્ જરાસંધ રાજાએ અનેક રાજાઓના કહેવાથી તેમના કાર્યપરત્વે મને તમારી પાસે મોકલ્યો છે. તેથી હે મહારાજ! વર્તમાન પ્રસંગે રાજાઓની સભામાં હું એક રાજાને યોગ્ય અર્ઘને પાત્ર નથી, એમ હું સમજું છું."[૧૬-૧૮]

કાલયવન કહે છેઃ-"હે મહાબાહુ શાલ્વ! તમે દૂતકર્મ માટે અહીં આવેલા છો, એ હું જાણું છું. તમને રાજાઓને સહાયતા મેળવી આપવા માટે મગધના રાજા જરાસંધે મારી પાસે મોકલેલા છે.[૧૯] અને તેથી જ એ રાજાઓના દૂત તરીકે નહીં પણ એક પ્રતિનિધિ તરીકે, વિશેષે કરીને હે રાજન્! હે મહામતિ! હું અર્ઘ, પાદ્ય, આસન આદિ રાજસત્કારનાં સાધનોથી તમારી યથાવિધિ પૂજાઅર્ચા કરું છું.[૨૦] કારણ તમારું અર્ચન કરવાથી (જેના તમે પ્રતિનિધિ થયા છો તે) સર્વ રાજાઓનું પણ મેં અર્ચન કર્યા બરાબર થશે. તેથી હે નરેશ્વર! તમે આ સત્કાર સ્વીકારો, અને મારી સાથે આ શુભ્ર રાજ્યાસન ઉપર બેસો."[૨૧]

વૈશંપાયન કહે છેઃ-એટલે શાલ્વ અને કાલયવન એ બન્ને જણ હાથથી અન્યોન્યને આલિંગન કરી, પરસ્પર કુશળના, આરોગ્યના સમાચાર પૂછી, સુખથી શુભ રાજસિંહાસન ઉપર સાથે સાથે બેઠા.[૨૨]

પછી કાલયવન પૂછે છેઃ-"દેવો જેમ ઇન્દ્રનો આશ્રય કરીને નિશ્ચિંત રહે છે, તેમ જે(જરાસંધ)ના બાહુબલનો આશ્રય કરીને આપણે સર્વે નરાધિપતિઓ ઉદ્વેગરહિત રહીએ છીએ, તેને તે વળી એવું તે શું કાર્ય અસાધ્ય હશે, કે જે માટે તેણે તમને મારી સમીપ (સહાયતા માગવા) મોકલ્યા છે? તેટલા માટે તે સંબંધમાં જે સત્ય વચન હોય, તે તમે મને શીઘ્ર કહો. સમર્થ મહારાજા જરાસંધ મને શી આજ્ઞા કરે છે? તેણે કહાવેલું કામ ગમે તેવું અતિશય દુષ્કર હશે, તેમ છતાં પણ હું તેના વચનઅનુસાર પાર પાડીશ."[૨૩-૨૪]

એટલે શાલ્વ કહે છેઃ-"હે યવનરાજ કાલયવન! હે રાજેન્દ્ર! મગધપતિ જરાસંધે મારી સાથે તમને જે કહાવેલું છે, તે હું તમને કહું છું, માટે તે બરોબર સાંભળોઃ-[૨૫]

જરાસંધ કહાવે છેઃ-જન્મથી જ આ સમસ્ત જગતને બાધ (પીડા) કરનારો, પરમ દુર્જય એક યાદવ નામે કૃષ્ણ આ પૃથ્વી ઉપર અવતરેલો છે. તેનાં દુરાચરણો મારા જાણવામાં આવતાં વેંત જ તેને હણવાને હું તત્પર થયો હતો;[૨૬] અને અનેક પૃથ્વીપતિઓની સહાયતાથી તેમનાં મહા સમગ્ર સૈન્યો અને વાહનો સહિત તથા મારાં મહાન્ સૈન્યો સાથે મેં પર્વતોમાં ઉત્તમ એવા ગોમન્ત પર્વતને ઘેર્યો હતો.[૨૭] પરંતુ મહાન્ અર્થ-(રહસ્ય)વાળું, ચેદિરાજ(દમઘોષ)નું મંત્રવચન (સલાહ) સાંભળીને (એ ગોમંત પર્વત ઉપર હલ્લો લઈ જઈ તેમને પકડવાને બદલે) તે પર્વતને જ તેના તથા તેના ભાઇના વિનાશને માટે હુતાશન (અગ્નિ) લગાડવાની મેં યોજના કરી.[૨૮] પ્રલય સમયના અગ્નિના જેવી તીક્ષ્ણ પ્રભાઓવાળા અને હજારો જ્વાળાઓવાળા અગ્નિને ચારે કોર સળગતો જોતાં જ સુવર્ણની મુઠવાળી તરવાર ધારણ કરનાર બલરામ એકદમ પર્વતના શિખર ઉપરથી અમારાં સૈન્યોની મધ્યે હેઠો કૂદી પડ્યો,[૨૯] અને ક્રોધથી પણ પાછો ન હઠાડી શકાય એવા એ શૂરવીરે સાગરના જેવી ખળભળતી દેખાતી અમારી મહાન્ સેનાની મધ્યે પડતાં વેંત જ ઘોડાઓ, રથો, હાથીઓ અને યોધાઓનો સજ્જડ સંહાર વાળી નાંખ્યો.[૩૦] સર્પરાજ વાસુકિની પેઠે સરર સરતા હળથી પગપાળાઓ, હાથીઓ અને ઘોડાઓનાં ટોળેટોળાંને વારંવાર ટપોટપ ખેંચી ખેંચીને તથા તેમની ઉપર મુસળના પ્રહાર કરી કરીને તે સર્વને તેણે રગદોળી

નાંખ્યા.[૩૧] વળી તેણે હાથીઓ સાથે હાથીઓને અફાળ્યા, રથવાળા યોધાને રથો તથા રથીઓ સાથે અથડાવ્યા, ઘોડેસ્વારોને ઘોડેસ્વારો સાથે ભટકાવ્યા અને પગપાળાઓ સાથે પગપાળાઓને કૂટાવ્યા, અને એ રીતે તેમનો એણે ભટકાવી ભટકાવીને નાશ કર્યો.[૩૨] પછી તેણે એ મહાતેજસ્વી રાજાઓરૂપી સેંકડો સૂર્યથી વ્યાપેલી રણભૂમિમાં ગ્રીષ્મઋતુના પ્રચંડ ગરમીવાળા સૂર્યની પેઠે વિવિધ માર્ગોએ વિચરવા માંડ્યું.[૩૩]

"વળી તે પ્રમાણે બલરામની પછવાડેજ સૂર્ય સમાન તેજસ્વી ચક્ર લઇને ચક્રધારીઓમાં શ્રેષ્ઠ મહાવીર્યશાલી, પ્રતાપી, યદુવીર કૃષ્ણ પણ સિંહ જેમ ક્ષુદ્ર હરણોના ટોળામાં કૂદી પડે, તેમ પોતાના પગના વેગથી એ પર્વતને ચળાવતો શત્રુના સૈન્યમાં કૂદી પડ્યો.[૩૪-૩૫] તે વેળા એ ગોમન્ત પર્વત પણ, જાણે નાચતો હોય તેમ નાચતાં નાચતાં, પાણીની ધારાઓથી અભિષિક્ત થતાં અને ચકરચકર ભ્રમણ કરતાં તથા પોતાની આસપાસ લાગેલા અગ્નિને હોલવતાં હોલવતાં પૃથ્વીમાંજ સમાઈ ગયો.[૩૬] જનાર્દન પણ તેના બળતા શિખર ઉપરથી કૂદીને સંહાર માટે ચાલી રહેલા ચક્રવાળા હાથથી, હે રાજન્! અમારા સૈન્યનો સજ્જડ સંહાર વાળ્યો.[૩૭] પ્રથમ તો પોતાનું વિપુલ ચક્ર અમારા સૈન્ય ઉપર તેણે ફેંક્યું અને ગદાના પ્રહારો કરવા માંડ્યા અને પછી મુસળથી માણસો, હાથીઓ અને ઘોડાઓના ચૂરેચૂરા કરવા લાગ્યો.[૩૮] અને તેથી નરેન્દ્રોરૂપી સૂર્યોથી ચારે કોરથી રક્ષણ પામતી અમારી મહાન્ સેના, ચક્ર અને મુસળના પ્રહારથી ઉત્પન્ન થયેલા અને ક્રોધરૂપી પવનથી પૂરેપૂરી રીતે ઉત્તેજિત થયેલા અગ્નિથી બળીને રાખરાખ થઈ ગઈ.[૩૯] આમ એક ક્ષણમાં માણસો, હાથીઓ અને ઘોડાઓથી છવાયલાં, પાયદળ અને ધ્વજાઓથી ભરપૂર અને રથથી ઉભરાતાં સૈન્યો એ બે પગપાળા શૂરવીરોએ પૂરેપૂરાં દળી નાંખ્યાં (અર્થાત્ તદ્દન છિન્નભિન્ન કીધાં ).[૪૦]

આમ ચક્રના અગ્નિના ભયથી સેનાને પીડાતી અને બહાવરી બની અહીંતહીં નાશભાગ કરતી જોઇને રથોના મોટા સમૂહથી હું તે બન્નેની આસપાસ ફરી વળ્યો અને ત્યાં તેમની સાથે યુદ્ધ કરવા લાગ્યો. એટલે કૃષ્ણનો મોટો ભાઈ શૂરવીર બળવાન્ બલરામ હાથમાં હલ ધારણ કરીને મારી સામો આવી ખડો થયો.[૪૧-૪૨] જાણે મદથી મત્ત થયલો કેસરી હોય, તેમ તેણે અમારી બાર અક્ષોહિણી સેનાની રેવડી દાણાદાણ કરી અને સૌનંદ નામનું મુસલ તથા હલ પડતાં મૂકીને મને કૌમોદકી ગદાથી તાડવા મંડ્યો.[૪૩] આમ મારી ઉપર વજ્રપાતના જેવા કઠોર વેગથી ગદાના પ્રહારો કરીને વિશાખ(કાર્તિક સ્વામી)ની શક્તિ (જેવી ગદા) મારી ઉપર ફરીથી* છોડવા( અને તેવડે મને મારવા )ની ઇચ્છાથી તે ભૂમિ ઉપર ઉભો રહ્યો.[૪૪] પૂર્વે જેમ ક્રૌંચ અસુરને મારવાને કાર્તિકસ્વામી તેના મર્મ અંગો સામે ટગરટગર નિહાળી રહ્યા હતા, તેમ જાણે મને બાળી જ નાંખતો હોય તેમ તે લાંબી આંખોથી મારા (સાંધા) તરફ એકી ટસે જોઈ રહ્યો.[૪૫] રણસંગ્રામમાં આવી રીતે ઉગ્ર રૂપ ધરી બલરામને સામો ઉભો રહેલો જોઇને આ મનુષ્યલોકમાં જીવવાની ઇચ્છાવાળો એવો તે કીયો પુરુષ છે, કે જે તેની સામે ખડો રહી શકે?[૪૬] તેણે મારી સામે ઉભા રહીને જ પોતાની ભયંકર ગદાને જાણે કાલદંડ હોય તેમ ઉપાડી હળરૂપી અંકુશથી તેને ચકર ચકર ફેરવવા માંડી.[૪૭] એટલે તે જ સમયે મેઘના જેવા ગંભીર સ્વરથી આકાશને છાઈ નાંખતી અશરીરી દૈવી વાણીદ્વારા લોકપિતામહ બ્રહ્માએ પોતે જ તેને આવું વચન કહ્યું:-[૪૮] "હે નિષ્પાપ બલરામ! તારે આ રાજાને આ પ્રહારથી હણવો નહીં. તે તારે હાથે અવધ્ય છે, (અર્થાત્ મરવાને સરજાયલો નથી). હે હલાયુધ! મેં તેને હણવાને માટે અન્ય શૂરવીરને ઉત્પન્ન કરેલો છે, માટે તું આ કૃત્યથી વિરમ."[૪૯] સર્વના પ્રાણ હરનારું, બ્રહ્માએ પોતે જ કહેલું એ ઘોર વચન સાંભળતાં જ હું અતિ ચિંતાતુર થયો અને રણમાંથી પાછો ફર્યો."[૫૦]

હે રાજન્! આવી વસ્તુસ્થિતિ હોવાથી ( અર્થાત્ બલરામ અને કૃષ્ણ જેઓ રાજાઓને ભયસમાન છે તેઓ જરાસંધને હાથે હાર કે વધ પામે એમ નહીં હોવાથી) રાજાઓનું ( તે બન્નેના વધરૂપી) હિત કરવાની કામનાથી હું તમને, હે રાજન્! મેં આણેલો તેનો આ સંદેશો કહું છું. હે રાજેન્દ્ર! તે સાંભળીને તે( જરાસંધ )ના વચન પ્રમાણે તમને જે યોગ્ય લાગે, તે તમારે કરવું ઘટે છે.[૫૧] હે રાજન્! (તમારા પિતા ગાર્ગ્ય જેઓ યાદવોના પુરોહિત હતા, તેમને યાદવોની સભામાં અપુરુષત્વ માટે પોતાની નિંદા થતાં, પોતાનું પુરુષત્વ દાખવવા પુત્ર મેળવવાની ઇચ્છા થઈ. પછી) પુત્રની ઇચ્છાવાળા તમારા પિતા ગાર્ગ્યે

* અહીં "ફરીથી" એમ કહેવામાં જરાસંધ મથુરા આગળ પણ આવા જ બનેલા પ્રસંગનું સૂચન કરે છે. ઉપરનાં વચનો જરાસંધનાં મુખનાં હોવાનું શાલ્વ જે કહે છે તે અઘટિત લાગે છે. જરાસંધે રાજાઓની સભામાં બાવનમા અધ્યાયમાં રાજાઓને ઉદ્દેશીને જે વચનો કહ્યાં છે અને "મરીશ તો ભલે પણ અન્ય વિદેશીનો આશ્રય હું લેવાનો નથી" (શ્લોક ૩૭) એવી જે પ્રતિજ્ઞા કરી છે, તેને બંધબેસતાં આ વચનો નથી. જરાસંધ જેવો અભિમાની રાજેન્દ્ર આમ પોતાની નિર્બળતાની વાતો કહાવે, એ યોગ્ય લાગતું નથી. પરંતુ શાલ્વે કાંતો પોતાના તરફથી ઉપરનો વૃત્તાંત કહેલો હોવો જોઇએ, અથવા આ કથાભાગમાં કંઇક ગરબડ થયેલી હોવી જોઇએ.

મુનિએ મહાન્ ઉગ્ર તપ આદર્યું અને શંકરને પ્રસન્ન કર્યા; અને મથુરામાં જન્મેલાઓ(મુખ્યત્વે યદુવંશીઓ)થી અને વિશેષે કરીને મથુરાંની ભૂમિ ઉપર કોઇથી જેનો વધ થઈ ન શકે, એવા તમારા જેવા નરદેવ* પુત્રને ઉત્પન્ન કર્યો છે.[૫૨] લોઢાના ચૂર્ણનું ભક્ષણ કરીને, બાર વર્ષ પર્યંત તારા પિતા મહામુનિ ગાર્ગ્યે ઉગ્ર બ્રહ્મચર્ય અને ઉપવાસનું વ્રત પાળ્યું, અને દેવ તથા અસુરો જેના ચરણકમલની સ્તુતિ કરે છે,† એવા તારા પિતાએ ઇચ્છેલો મનોરથ પ્રાપ્ત કર્યો.[૫૩] આમ હોવાથી, મહાત્મા ગાર્ગ્ય મુનિના તપના બળના પ્રભાવથી તેમ જ શશિલેખાને મસ્તક ઉપર ધારણ કરનારા ચન્દ્રમૌલિ શંકરના વરદાનથી જનાર્દન (કૃષ્ણ) તમારી સમક્ષ લઢવાને આવતાં વેંત જ ભાસ્કરનાં કિરણોથી જેમ હિમનો સંપૂર્ણ લય થઈ જાય છે, તેમ નાશ પામશે.[૫૪] તેથી આ રાજાઓના વચનથી પ્રેરાઇને, કેશવને જિતવાને માટે તમે યુદ્ધયાત્રાએ સીધારો, અને સેના સાથે મથુરાના રાજ્યમાં પ્રવેશ કરો તથા કૃષ્ણને હણીને તમારો યશ સર્વ દિશાઓમાં પ્રસારો.[૫૫] આ વાસુદેવ તથા અન્ય યાદવ બાંધવો સહિત બલરામ મથુરામાં જન્મેલા છે,‡ એટલે મથુરાપુરીમાં જઈ રણસંગ્રામ મચાવતાં તમે તે બન્નેને જિતી શકશો જ."[૫૬]

શાલ્વ કહે છેઃ—"હે યવનરાજ! આ પ્રમાણે મેં રાજાઓના સૂર્ય જરાસંધે તમને કહાવેલું અને રાજાઓનું હિત સાધનારું આ વચન તમને કહેલું છે; તેથી તમારા મંત્રીઓની સાથે તે સંબંધી વિચાર ચલાવી, બુદ્ધિથી તમને જેમ યોગ્ય લાગે તે પ્રમાણે, હે રાજેન્દ્ર! તમે આત્મનિષ્ઠાથી વર્તો."[૫૭]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे रुक्मिणी स्वयंवरमां "शाल्वनी कालयवनने प्रेरणा" ए नामनो अध्याय ५३ मो संपूर्ण

## અધ્યાય ૫૪ મો

## કૃષ્ણને હણવાને કાલયવનનું પ્રયાણ

**वैशंपायन उवाच—**

एवं कथयमानं तं शाल्वराजं नृपाज्ञया ।
उवाच परमप्रीतो यवनाधिपतिर्नृपः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-રાજા જરાસંધની આજ્ઞાથી આ પ્રમાણે શાલ્વરાજે સંદેશો કહ્યો, એટલે પરમ પ્રસન્ન થયેલા યવનોના અધિપતિ કાલયવને તેને નીચે પ્રમાણે વચન કહ્યુંઃ-[૧]

કાલયવન કહે છેઃ—"અહોહો! મને ધન્ય છે! ખરેખર મારું જીવન સફલ છે! અહોહો! મારા ઉપર રાજાઓએ આવો અનુગ્રહ કીધો છે અને તેથી જ અનેક રાજાઓએ કૃષ્ણને હરાવવાના હેતુથી તે કાર્ય માટે મારી યોજના કરી છે.[૨] ત્રણે લોકમાં દેવો તેમ જ અસુરોના સમૂહોથી પણ જે કૃષ્ણ અજિત ગણાયો છે, તેને હરાવવાના હેતુથી તેમણે મારી આવી યોજના કરી છે, તો હું તેમની મારા જય સંબંધી આશિષ આનંદથી મારે શિરે ચઢાવું છું.[૩] પ્રસન્ન થયેલા એ રાજસિંહોએ આ કાર્યમાં મારી યોજના કરીને મને જય મળશે, એવી શુભ આશિષ દર્શાવેલી છે, તો ખચિત જ તેમની (મંગલકારક) વાણિરૂપી જલના અભિષેકથી મારો વિજય અચૂક થશે.[૪] એ શ્રેષ્ઠ રાજાઓએ કહાવેલા સંદેશવચન પ્રમાણે હું ખચિત વર્તીશ. હે રાજેન્દ્ર! કદાચ જો તેમાં મારો પરાજય થશે, તોપણ તે મારે મન તો જય સમાન જ છે.[૫] આજે જ યુદ્ધના પ્રયાણની શુભ તિથિ, યોગ્ય નક્ષત્ર, મુહૂર્ત અને કરણ છે. તેથી રણમાં કેશવને જિતવાને, હે રાજન્! હું આજે જ મથુરા જવા પ્રયાણ કરીશ."[૬]

વૈશંપાયન કહે છેઃ-આ પ્રમાણે ઉર્જસ્વી રાજા સૌભપતિ શાલ્વને કહીને કાલયવને યથાયોગ્ય રીતે મોંઘી કીમતના મણિ અને ભૂષણોથી તેનો સત્કાર કર્યો; અને તેણે પોતાના આદેશ(કાર્ય)ની સિદ્ધિને માટે બ્રાહ્મણોને વિત્ત આપ્યું, તેમ જ હે રાજેન્દ્ર! પોતાના પુરોહિતને પણ બહુ પ્રકારનાં ધનનું દાન દીધું. પછી તેણે યથાવિધિ અગ્નિને હોમ આપ્યા, તથા પ્રયાણના અંગની અન્ય વિવિધ મંગલ ક્રિયાઓ પણ કરી. પછી જનાર્દનને સંપૂર્ણપણે જિતવાની કામનાવાળા, કાલયવને ત્યાંથી મથુરાં તરફ પ્રયાણ કર્યું.[૭-૯] હે ભરતશ્રેષ્ઠ! પોતાના (કૃષ્ણને હણવાનો) હેતુઓ અનાયાસે સિદ્ધ થવાથી, મનમાં હર્ષ પામતો, શાલ્વ રાજા પણ યવનરાજ કાલયવનને ભેટીને પોતાને નગર સીધાવ્યો.[૧૦]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे रुक्मिणी स्वयंवरमां "कृष्णने हणवाने कालयवननुं प्रयाण" ए नामनो अध्याय ५४ मो संपूर्ण

* અહીં મુંબઈ અને મરાઠીનો नरदेवं त्वाम् પાઠ લીધો છે; જ્યારે કાશીની અને બંગાળી પ્રતિમાં "देवदेवात्त्वाम् દેવના દેવ મહાદેવ પાસેથી તને" એ પાઠ છે.

† મુંબઇની પ્રતિમાં આ વચન પ્રથમા વિભક્તિનું હોઇને ગાર્ગ્યને લાગુ પાડેલું છે, જ્યારે કાશીની અને બંગાળી પ્રતિમાં દ્વિતીયા વિભક્તિનું હોઇને મહાદેવને લાગુ પાડેલું છે.

‡ અહીં કાશીની અને બંગાળી પ્રતિનો माथुरो वासुदेवोऽयं એ પાઠ લીધો છે.

## અધ્યાય ૫૫ મો

### ઉગ્રસેને કૃષ્ણનો મથુરામાં કરેલો સત્કાર

जनमेजय उवाच–

विदर्भनगराद्याते शक्रतुल्यपराक्रमे ।
किमर्थं गरुडो नीतः किं कर्म चकार सः ॥ १ ॥

જનમેજય પ્રશ્ન પૂછે છેઃ–ઇન્દ્રના સમાન પરાક્રમવાળા કૃષ્ણે વિદર્ભ નગરીમાંથી મથુરા તરફ પ્રયાણ કર્યું, છતાં શા હેતુથી ગરુડને (પાછો તેને સ્થાને વિદાય ન કરતાં) પોતાની સાથે લીધો, અને એ ગરુડે તેમની સાથે જઈને ત્યાં શું કામ કર્યું? વળી પ્રયાણ કરતાં ભગવાન્ કૃષ્ણ મહા બળવાન્ વિનતાના પુત્ર ઉપર કેમ આરૂઢ થયા નહીં? હે બ્રહ્મન્! મને આવા આવા સંશય થાય છે, માટે હે મહામુનિ! તમે તે સંબંધી સત્ય વાત મને કહો.[૧-૨]

વૈશંપાયન કહે છેઃ–હે રાજન્! વિનતાના પુત્ર ગરુડે (મથુરા તરફ કૃષ્ણ સાથે જઈને) મનુષ્ય પણ ન કરી શકે એવું જે અદ્ભુત કર્મ કર્યું, તેનો વૃત્તાંત તું સાંભળ.[૩] વિદર્ભ નગરમાંથી મહા તેજસ્વી ગરુડે કૃષ્ણ સાથે પ્રયાણ કર્યા પછી, મધુસૂદન (કૃષ્ણ) મથુરા પહોંચે તે પહેલાં, હે પ્રભુ! મહાબુદ્ધિશાળી ગરુડ, વિદાય થતા રાજાઓની સમક્ષ દેવોના દેવ કૃષ્ણે 'ભોજરાજા ઉગ્રસેનથી રક્ષણ કરાતી રમ્ય મથુરા નગરી પ્રતિ હું જાઉં છું,' એમ જે વચન કહ્યું હતું, તે વચનના રહસ્ય વિષે મનમાં વિચાર કરવા લાગ્યો, અને "હું જઇશ" એવું કૃષ્ણનું વચન પૂરું થયું કે તરત જ એ હાથની અંજલિ જોડી, પગે લાગી, એ શ્રીમાન્ ગરુડે તેમને આ (નીચેનું) વચન કહ્યું:–[૪-૬]

ગરુડ કહે છેઃ–"હે દેવ! હું રૈવત પર્વતની તળેટીમાં આવેલી કુશસ્થલી નગરી તરફ, રમણીય રૈવત પર્વત તરફ તથા નન્દનવન સમાન તેની આસપાસના વન તરફ જાઉં છું.[૭] એ રમ્ય કુશસ્થલી નગરીને રાક્ષસોએ ખાલી કરેલી છે;* તે રૈવત પર્વત અને સમુદ્રના તટને આશ્રયે રહેલી છે; તે વિવિધ જાતનાં વૃક્ષો, ઝાડીઓ અને વેલાઓથી છવાયલી છે; પુષ્પોનાં રેણુઓથી શણગરાયલી છે; હાથીઓ અને સર્પોથી તે છવાયલી છે; તેમ રીંછો અને વાનરોથી વસાયલી છે; ડુક્કર અને પાડાઓ તથા અનેક પ્રકારનાં પ્રાણીઓનાં ટોળાંઓથી તે વ્યાપેલી છે. એ નગરીને ચારે કોરથી નીહાળીને તમારા (ભવિષ્યના) નિવાસને માટે તે યોગ્ય છે કે નહીં, તે તપાસીને, અને જો તે રમ્ય, પ્રખ્યાત કુશસ્થલી નગરી તમારા નિવાસને માટે યોગ્ય હશે તો તેમાં છવાયલા પથરાઓ અને કાંટાઓ કાઢી નાંખી સાફસુફ વસવા જેવી કરીને હું તમારી સમીપ મથુરાં પાછો આવીશ."[૮-૧૦]

વૈશંપાયન કહે છેઃ–આ પ્રમાણે દેવોના ઈશ જનાર્દનને વિનતિ કરી તથા પ્રણામ સમર્પી પક્ષીઓનો રાજા બળવાન્ ગરુડ પશ્ચિમ દિશામાં સીધાર્યો.[૧૧] કૃષ્ણે પણ યાદવોની સાથે મથુરાપુરીમાં પ્રવેશ કર્યો. એટલે ઉગ્રસેન, સર્વ નાગરિકો, નૃત્યકીઓ વગેરે તેને વધાવવાને સામે ગયાં, અને આનંદી મનુષ્યોથી વિંટળાયલા વિજયી કૃષ્ણનું પૂજન–અર્ચન કર્યું.[૧૨]

જનમેજય પૂછે છેઃ–હે વૈશંપાયન! બહુ ભૂમિપતિઓએ (વિદર્ભનગરીમાં) રાજેન્દ્ર કૃષ્ણને અભિષેક કર્યાનો વૃત્તાંત સાંભળતાં મહાબાહુ, મહીપતિ ઉગ્રસેને તેનો સત્કાર કેવી રીતે કર્યો, તે મને કહો.†[૧૩]

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! પૃથ્વીપતિઓમાં ઉત્તમ, પુષ્કળ રાજાઓએ રાજેન્દ્ર (કૃષ્ણ)ને અભિષેક કર્યો તે સંબંધી, ચિત્રાંગદને દૂત બનાવીને તે દ્વારા ઇન્દ્રે (વિદર્ભ નગરીમાં હાજર રહેલા) સર્વ રાજાઓની સંધિ કૃષ્ણ સાથે કરાવી તે સંબંધી, તેમ જ ભીષ્મક રાજાએ સમાધાન કરનારા દરેક માંડલિક રાજાને અક્કેક લાખ, ને દરેક (માંડલિક રાજાઓના અગ્રણી) મહારાજાને અક્કેક અબજ તથા દરેક માણસને દશ દશ હજાર નિષ્ક (સોનાના સિક્કા) આપ્યા, તેમ જ ત્યાં જે કોઈ માણસો આવ્યા હતા, તેઓને તદ્દન ખાલી હાથે નહીં કાઢતાં તે સર્વને કંઇક ને કંઇક આપ્યું તે સંબંધી; અને નવનિધિના પતિ શ્રીમાન્ શંખે યાદવનું રૂપ ધરી, દેવોની અનુમતિથી, શ્રી હરિની ઇચ્છા અનુસાર તે સર્વને ધન વહેંચ્યું તે સંબંધી, સઘળો સવિસ્તર વૃત્તાંત પોતાના દૂતો તેમ જ લોકસમાચાર મેળવનારા અન્ય મનુષ્યો પાસેથી સાંભળીને રાજા ઉગ્રસેને (પોતાનો આનંદ દર્શાવવાને અને દેવોનો પ્રસાદ મેળવવાને પૂર્ણ ઉત્સાહ અને બડી ધામધૂમથી) મથુરાના દેવોનાં સઘળાં મંદિરોમાં મોટી ઠાઠબંધ પૂજા કરાવી; (કૃષ્ણના પિતા) વસુદેવના ભુવનના દરવાજાની બન્ને બાજુએ તોરણોથી શણગરાવી અને તેની આસપાસની જગામાં નટોનાં નૃત્ય, ગાયન અને વાદ્યોના નાદ ચાલુ કરાવ્યા. વળી ભોજરાજા ઉગ્રસેને ચિત્રવિચિત્ર અંબરોથી શોભતી અને ઉત્તમ પ્રભાવાળી, કંસ રાજાની રાજસભાને પતાકા, ધ્વજા અને પુષ્પોની માળાઓથી

* અહીં મુંબઇની પ્રતિમાં 'रुक्मिणोद्वासितां રુકમવાને છોડી દીધેલી'–એ પાઠ છે, ત્યારે કાશીની અને બંગાળી પ્રતિમાં राक्षसोद्वासिता પાઠ છે.

† આગળ એમ જણાવેલું છે, કે ઉગ્રસેન કૃષ્ણની સાથે કુંડિનપુર ગયા, અને અહીં જણાવાય છે, કે તે મથુરામાં હતા. એથી તે પ્રસંગ નોંધમાં સૂચવેલો પૂર્વાપર વિરોધ ઉઘાડો જણાશે.

સમૃદ્ધ કરાવી, તથા નગરમાં પણ સ્થળે સ્થળે વિવિધ પ્રકારની પતાકાઓવાળા સ્તંભો દટાવ્યા.[૧૪-૨૦] પછી રાજેન્દ્ર ઉગ્રસેને રાજેન્દ્ર કૃષ્ણના નિવાસસ્થાન(મંદિર)ને તોરણ, ગોપુર(આરકાં) અને અમૃત જેવા શ્વેત પંક-(ચુનો)ના લેપથી શણગરાવ્યું.[૨૧] વળી તેણે મથુરા નગરીમાં ચારે કોર નટોનાં નૃત્ય, ગાયન અને વાદ્યોના નાદના સમારંભ કરાવ્યા; તેમ જ પતાકાઓ તથા વનમાળાઓથી શણગારેલાં પાનસ્થળોમાં પીવાના પદાર્થોથી ભરેલા કુંભો પણ ઠામ ઠામ મૂકાવી દીધા.[૨૨] તેમ હે રાજેન્દ્ર! તેણે મથુરાના રાજમાર્ગોમાં ચંદનવાળા પાણીના છંટકાવ કરાવ્યા, અને યોગ્ય યોગ્ય સ્થળોએ ભૂમિ ઉપર વસ્ત્રોનાં પાથરણાં પણ પથરાવ્યાં.[૨૩] વળી રાજમાર્ગોની બન્ને બાજુએ સુકટ, અગરુ અને ગુગળના ધૂપો ચાલુ કરાવ્યા, તેમજ ગોળ તથા સાલવૃક્ષના રસ પણ ઠામ ઠામ બળાવ્યા.[૨૪] વળી સ્થળે સ્થળે આનંદમાં આવેલી વૃદ્ધ સ્ત્રીઓનાં ટોળાંઓ કૃષ્ણની પ્રશસ્તતા માટે સ્તુતિઓ અને મંગલવચનો ગાવા લાગી, અને મનોહર યુવતીઓ (કૃષ્ણને વધાવવાને) અર્ઘ્ય સાથે ઉત્સુકતાથી પોતપોતાને સ્થાનકે ઉભી રહીને વાટ જોવા લાગી.[૨૫]

આ પ્રમાણે મથુરા નગરીને આનંદ આનંદમય કરી, નરાધિપતિ ઉગ્રસેન વસુદેવને ઘેર ગયા અને તેમને (કૃષ્ણના આવવાના) પ્રિય સમાચાર જણાવી, બલરામ સાથે (તેનો સત્કાર કરવાની) ગોષ્ઠી કરી, સામા તેડવા જવાને પોતાના રથમાં બેઠા. તે દરમ્યાન હે રાજન્! મહાન્ પાંચજન્ય શંખનો ભારે ધ્વનિ ગાજી રહ્યો.[૨૬-૨૭] અને હે રાજન્! પાંચજન્ય શંખનો ધ્વનિ સાંભળીને ઉગ્રસેનના રથની આગળ મથુરાના નિવાસીઓ, સ્ત્રીઓ, વૃદ્ધો અને બાળકો, સૂત, માગધો અને બંદિજનો, તથા બલરામની આગેવાની હેઠળ મોટી સેના એ સર્વ વ્યવસ્થાસર ચાલવા લાગ્યાં, અને તે સરઘસરૂપે નગર બહાર નીકળ્યા. એટલે અર્ઘ્ય તથા પાદ્ય સાથે રાજા ઉગ્રસેન તે સર્વને મોખરે આવ્યા.[૨૮-૨૯]

પછી કૃષ્ણની દૃષ્ટિ પડે એટલે દૂર જઈ પહોંચતાં મહીપતિ ઉગ્રસેન પોતાના શુભ્ર રથમાંથી હેઠળ ઉતર્યા અને કૃષ્ણ સન્મુખ પગે હિંડીને જવાની ઇચ્છા કરી. અને અંગોએ આભૂષણો ધારણ કરેલા, દિવ્ય રત્નોની પ્રભાથી ઝળહળતા, છાતીએ વનમાલા ધારણ કર્યાથી સૂર્યની પેઠે પ્રકાશતા, ચામર, પંખો, છત્ર, ઉજ્જવલ ગરુડધ્વજ આદિ સંપૂર્ણ રાજચિહ્નોથી યુક્ત, ઉદય થતા સૂર્ય સમાન ઉજ્જવલ, તેજથી જેની સામે પણ જોઈ ન શકાય એવા પ્રતિભાશાળી, વિવિધ શોભાઓથી સંપન્ન, દેવોના ઈશ હરિને દિવ્ય રત્નોથી શણગારેલા રથમાં બેઠેલા ઉગ્રસેને જોયા. અને તેણે હર્ષથી ગદ્ગદિત થયલી વાણીથી કમલ સમાન સુંદર નયનવાળા અને શત્રુના સૈન્યનું મર્દન કરનારા બલરામને, પોતાની એ ઇચ્છા નીચે પ્રમાણે જણાવી:[૩૦-૩૪]

ઉગ્રસેન કહે છે:-"હે મહાભાગ્યશાળી રામ! હવે મારે આટલેથી વિશેષ આગળ રથમાં બેસીને એ મહાનુભાવને વધાવવાને જવું, એ યોગ્ય નથી, એમ મને લાગવાથી હું તો રથમાંથી હેઠો ઉતર્યો છું. તું તારા રથમાં બેસીને ભલે તેની સન્મુખ જજે.[૩૫] વિષ્ણુએ કૃષ્ણના અંતર્હિત વેશમાં આ મથુરા પુરીમાં આવી, રાજાઓરૂપી સમુદ્રમાં પોતાનું દેવોના દેવ હોવાનું લક્ષણ પ્રકાશમાં આણ્યું છે.[૩૬] તેથી હું કેશવની સર્વભાવથી (સર્વાંતર્યામીરૂપે, સંપૂર્ણ રીતે અહંતા છોડીને) સ્તુતિ કરવા ઇચ્છું છું."

એટલે કૃષ્ણના મોટા ભાઈ બલરામે તેમને ઉત્તર આપ્યો કે: "હે નૃપતિ! (તમે તેનાથી વૃદ્ધ હોવાથી તેમ જ યાદવોના રાજા હોવાથી તમને મળવાને) એ કૃષ્ણ તમારી સમીપ આવે છે તેથી, એ જો કે શ્રેષ્ઠ દેવ છે છતાં તેની તમારે સ્તુતિ કરવી, એ તમને કોઈ રીતે ઉચિત નથી. હે રાજન્! તમો તેની સ્તુતિ નહીં કરો તોયે એ જનાર્દન તમારી ઉપર તો સદા પ્રસન્ન જ છે.[૩૭-૩૮] તો પછી સંતુષ્ટ થયલાની સ્તુતિ કરીને તમારે હવે આથી કીયો વધુ લાભ તેની પાસેથી મેળવવાનો છે? તમે તેનું દર્શન કરશો એ જ તેની સ્તુતિ કરવા સમાન છે. તેણે હમણાં રાજેન્દ્રપણું પ્રાપ્ત કર્યું છે, એ વાત ખરી છે, પણ તે તમારે જ ઘેર ચાલ્યો આવે છે, તે પણ તમારે વિચારવાનું છે.[૩૯] તેટલા માટે હે રાજન્! દિવ્ય અને અમાનુષ સ્તોત્રોથી તમારે તેની સ્તુતિ કરવી ઘટતી નથી."

આ પ્રમાણે પરસ્પર વાત કરતા બલરામ અને ઉગ્રસેન કેશવની પાસે આવી પહોંચ્યા.[૪૦] પોતાને અર્ઘ્ય આપવા સારુ ઉગ્રસેન રાજાને હાથ ઉંચો કરતા જોઈ, વક્તાઓમાં શ્રેષ્ઠ કૃષ્ણે તેમને તેમ કરતાં વાર્યા અને તેમના પોતાના ઉત્તમ રથમાં પાછા બેસાડતાં કહ્યું કે, "હે ઉગ્રસેન! 'તમે જ મથુરાના રાજા થાઓ' એમ કહીને મેં તમને રાજ્યાભિષેક કર્યો છે, તેથી હે મથુરાધિપતિ! મારે પોતે જ (તમારો આ પૂજ્યભાવદર્શી અર્ઘ્ય સ્વીકારીને) એ વચનને પાલટી નાંખવું, એ યોગ્ય નથી.[૪૧-૪૨] હે રાજન્! અર્ઘ્ય, આચમન, અને પાદ્ય મેં તમને રાજા તરીકે નિવેદન કરેલાં છે, તેથી તમારે તેમને સામાં આપવાં નહીં જોઇએ, એવી મારા મનની પ્રિય ઇચ્છા છે.[૪૩] હે નૃપતિ! તમારા મનનો આ અભિપ્રાય જાણીને હું તમને

એમ કહું છું કે, તમે પોતે જ મથુરાના રાજા છો અને તેથી (સત્કારનું) આવું વિપરીત કર્મ કરવું, એ તમને યોગ્ય નથી.[૪૪] હે નૃપતિ! જેમ મારો સત્કાર કરનારા સર્વ રાજાઓને મેં તેમના ધન આદિના ભાગ આપ્યા છે, તેમ તમારે માટે પણ મેં આગળથી રાખી મૂકેલો ભાગ અને યોગ્ય પદ હું તમને આપીશ. વસ્ત્રો અને આભૂષણો ઉપરાંત એક લાખ નિષ્ક(સોનાના સિક્કા)ની કીમતનો ભાગ તમારે માટે મેં અલગ રાખેલો જ છે. માટે તમે સુવર્ણથી શણગારેલા તમારા શુભ્ર રથમાં પાછા બેસી જાઓ.[૪૫-૪૬] અને હે નરેશ! હે મહાભાગ્યશાળી! ચામર, વ્યજન, છત્ર, ધ્વજા આદિ રાજ્યચિન્હો તેમ જ દિવ્ય આભૂષણોથી યુક્ત અને સૂર્ય સમાન તેજસ્વી રાજમુકુટ ધારણ કરો; અને પુત્ર-પૌત્રોથી પ્રસન્ન થઈને આ મથુરા પુરીનું સુખેથી રક્ષણ કરો, અને શત્રુઓના સમૂહોને જિતી, ભોજવંશની વિશેષ વૃદ્ધિ કરો. દેવોના રાજા ઇન્દ્રે, દેવદેવ, આદિ પુરુષ, અનંત(બલરામ)ને* માટે દિવ્ય વસ્ત્રો અને આભૂષણો મારી સાથે મોકલાવેલાં છે, અને મથુરાના સર્વ લોકોને તેમના ભાગના દશ દશ સોનાના સિક્કાઓ પણ આપેલા છે. વળી સૂત, માગધ અને બંદિજનમાંથી દરેકને હજાર હજાર અને વૃદ્ધ સ્ત્રીઓ તેમ જ ગણિકા એમાંથી દરેકને સો સો નિષ્ક આપવાના છે. વિકદ્રુ આદિ જે મુખ્ય યાદવનાયકો તમારી સમીપ રહે છે, તેમને માટે દશ દશ હજાર નિષ્કના ભાગ બ્રહ્મદેવે નક્કી કરેલો છે."[૪૭-૫૨]

વૈશંપાયન કહે છે:–આ પ્રમાણે કૃષ્ણે મથુરાવાસીઓનાં સૈન્યને મોખરે ઉભેલા રાજા ઉગ્રસેનની યથાસ્થિત પૂજા કરી, તેમ જ મથુરા નગરીને અતિશય આનંદી બનાવી, અને પછી મધુસૂદન કૃષ્ણે એ પુરીમાં પ્રવેશ કર્યો.[૫૩] દિવ્ય આભૂષણો અને દિવ્ય પુષ્પમાળાઓથી તેમ જ દિવ્ય વસ્ત્રો તથા દિવ્ય ગંધોના લેપથી પ્રકાશતા કૃષ્ણ જાણે ચારે કોર દેવોથી વિંટળાઈને સ્વર્ગમાં રહેતા હોય, એમ યાદવોની વચ્ચે શોભવા લાગ્યા.[૫૪] ભેરીઓ અને પટહોના નાદથી, શંખો અને દુંદુભીઓના ધ્વનિથી, હાથીઓની ગર્જનાથી, ઘોડાઓના હણહણાટથી, શૂરવીરોના સિંહનાદથી અને રથોની ધરીના ઘડઘડાટથી, જાણે આકાશમાં મેઘોની ગર્જના ગાજતી હોય એમ તુમુલ કોલાહલ ત્યાં મચી રહ્યો.[૫૫-૫૬] તે વેળા બંદિજનો તેમની સ્તુતિ કરતા હતા અને સમસ્ત પ્રજા તેમને નમસ્કાર કરતી હતી, અને પાર વિનાનાં દાન આપતી હતી; છતાં તેથી હરિ લેશ પણ વિસ્મય પામતા ન હતા.[૫૭] મૂળ સ્વભાવે જ તેમનું હૃદય ઉન્નત હોવાથી, પૂર્વે પોતાના આથી પણ વિશેષ અધિક સત્કારો થયલા જોયા હોવાથી, તેમ પોતાનામાં અહંકારનો કેવળ અભાવ હોવાથી, તેઓ આ સર્વથી લેશ માત્ર પણ વિસ્મય પામ્યા નહીં.[૫૮] પોતાના શરીરના તેજથી દીપતા, અને ભાસ્કરના તેજ સમાન તેજથી પ્રકાશતા કૃષ્ણને પોતાની સન્મુખ આવતા જોઇને મથુરાવાસીઓ ડગલે ડગલે તેમને નમસ્કાર કરવા લાગ્યા.[૫૯]

"આ જ કૃષ્ણ પ્રત્યક્ષ ક્ષીર સમુદ્રમાં વસનારા, શ્રી-(લક્ષ્મી)ના પતિ નારાયણ છે. શેષ નાગરૂપી પલંગને છોડીને તેઓ આ મથુરા પુરીમાં મનુષ્યદેહે આવેલા છે.[૬૦] એમણે (વામનજીરૂપે) દેવો પણ જેને જિતી શકે નહીં એવા મહાવીર્યશાલી બલિ રાજાને (વચનથી) બાંધીને ત્રણે લોકનું રાજ્ય વજ્રધારી ઇન્દ્રને આપી દીધું હતું.[૬૧] સર્વ દૈત્યોના સમૂહોને હણી, બળવાનોમાં શ્રેષ્ઠ રાજા કંસનો વધ કરી, કેશિના સંહારક કૃષ્ણે મથુરા પુરી ભોજરાજા(ઉગ્રસેન)ને અર્પણ કીધી છે.[૬૨] તેણે પોતે રાજ્યનો અભિષેક પોતાને શિરે કરાવ્યો નથી, તેમ પોતે રાજ્યાસને બેઠા પણ નથી, છતાં પણ રાજેન્દ્રનું પદ પ્રાપ્ત કરીને તેણે આપણી મથુરા પુરીમાં પ્રવેશ કર્યો છે."[૬૩]

આ પ્રકારે અન્યોન્યની સાથે (કૃષ્ણના કૃત્ય સંબંધી) પુરીના નિવાસીઓને વાત કરતા સાંભળી, બંદિજનો, માગધો અને સૂતોના સમૂહોના નાયકો પણ નીચે પ્રમાણે તેની સ્તુતિ કરી રહ્યા:–[૬૪]

"હે ગુણોના સમુદ્રરૂપ કૃષ્ણ! અમે એક જિહ્વાવાળા મનુષ્યો છીએ એટલે તમારા પૂર્ણ પ્રભાવ અને ઉત્સાહથી ઉત્પન્ન થયલાં કૃત્યોની યથાયોગ્ય સ્તુતિ કરવાને કેવી રીતે શક્તિવાન્ થઇએ?[૬૫] હે દેવ! કદાચિત્ દેવસમાન બુદ્ધિમાન્, હજાર ફેણાવાળો નાગરાજ વાસુકી બે હજાર જીભો હોવાથી તમારા ગુણનું ગાન કરી શકશે ખરો.[૬૬] (વિદર્ભપુરીમાં રાજાઓની ભરસભામાં રાજેન્દ્રપદનો તમને દિવ્ય અભિષેક થયો તે વેળા) ઇન્દ્ર તરફથી તમારે માટે દિવ્ય આસન સ્વર્ગેથી ઉતરી આવ્યું, તેના જેવું આ ભૂતલ ઉપર નરેન્દ્રોની મધ્યમાં એવું તે બીજું કીયું અદ્ભુત કર્મ ભૂતકાળમાં બનેલું છે, કે ભવિષ્યમાં પણ બને એવું છે?[૬૭] વળી એવા પ્રસંગે દેવસભા સ્વર્ગમાંથી હેઠે ઉતરી આવે અને દિવ્ય કલશો પણ અભિષેક માટે આપોઆપ સ્વર્ગમાંથી ભૂમિ ઉપર આવી પહોંચે, એ અમે કદી પણ પૂર્વે સાંભળ્યુંયે નથી, તેમ જોયું પણ નથી, તેથી તેવો વ્યતિકર તમારા અભિષેક વખતે બન્યો, એ અમને ખરેખર અદ્ભુત લાગે છે.[૬૮] બેશક યુવતીઓમાં ઉત્તમ એવી મહાભાગ્ય

* બલરામ શેષ નાગનો અવતાર ગણાય છે.

શાલી દેવી દેવકીને ધન્ય છે, કારણ કે તે દેવોમાં શ્રેષ્ઠ એવા કેશવને પોતાના ગર્ભરૂપે ધારણ કરી, કમલપત્ર સમાન વિશાળ આંખોવાળા, શ્રી(લક્ષ્મી)-ના પુંજ, દેવોથી પૂજાતા કૃષ્ણનું કમલમુખ સ્નેહપૂર્ણ બન્ને આંખોથી જોવા ભાગ્યશાલી થઈ છે."૬૯–૭૦

આ પ્રમાણે નગરવાસીઓનાં તેમ જ બંદિજનોનાં પૃથક્ પૃથક્ સ્તુતિગાનો સાંભળતા બલરામ અને કેશવ ઉગ્રસેનને મોખરે કરીને નગરના દ્વાર આગળ આવી પહોંચ્યા. એટલે રાજા ઉગ્રસેને તેમને અર્ઘ તથા આચમન આપી, "પાદ્ય લ્યો, પાદ્ય લ્યો," એમ કહી અર્ચન કર્યું.૭૧–૭૨ તે પછી બુદ્ધિમાન્ અને વીર્યવાન્ ઉગ્રસેન, કૃષ્ણને મસ્તક નમાવી, તેમના રથને મોખરે હાથી ઉપર ચઢયા, અને પછી તેણે મેઘની જલધારા પ્રમાણે સુવર્ણનો વરસાદ વરસાવ્યો.૭૩ આમ સુવર્ણની જલધારાઓ વર્ષતી હતી તે મધ્યે થઈને, બલરામ અને કૃષ્ણ પોતાના પિતા વસુદેવના મંદિર આગળ આવ્યા. પછી શ્રીમાન્ મથુરાધિપતિ મધુસૂદને ઉગ્રસેનને કહ્યું કે:–

"હે પ્રભુ! રાજેન્દ્રત્વ પ્રાપ્ત કર્યા પછી, ઇન્દ્રે મને (રાજ્યાભિષેક સમયે) આપેલું સિંહાસન મારે રાજમંદિરમાં રાખવું, એ મને ઉચિત લાગે છે. પરંતુ તેટલા માટે મથુરાધીશની સભા કે જે મારા ભુજબળથી મેં સંપાદન કરેલી છે (અને જે મેં આપને આપી છે) તે મારે સ્વાધીન લેવા હું ઇચ્છતો નથી.* હે ભગવન્! મારા ઉપર પ્રસન્ન થાઓ. (અને રાજસભાનો ઉપયોગ આ સિંહાસન મૂકવા દેવા પૂરતો કરવાની માગણીથી) તમારે મારી ઉપર કોપ કરવો ઘટતો નથી."૭૫–૭૬

વૈશંપાયન કહે છેઃ–હે પૃથ્વીપતિ જનમેજય! વસુદેવ દેવકી, અને રોહિણી હર્ષ અને ખેદથી મોહ પામ્યાથી કોઇક અગમ્ય કારણથી કૃષ્ણનો આ નિશ્ચય ફેરવવામાં કંઈ પણ કરવાને અશક્ત થયાં.૭૭ તે પછી હે રાજન્! કંસની માતાએ (કૃષ્ણનું સાંત્વન કરવાને) દેશકાલનો વિચાર કરીને કેશવનું અર્ચન કર્યું, અને કંસે ઉપાર્જન કરેલું, વિવિધ દિશાઓ અને દેશોમાંથી આણેલું સઘળું ધન કૃષ્ણના ચરણકમલમાં નિવેદન કર્યું. એટલે કૃષ્ણે ઉગ્રસેનને પોતાની સમક્ષ વિવેકસર બોલાવ્યા અને મધુર તેમજ સ્નેહભરી વાણીથી સાંત્વન કરતાં તેમને નીચેનું વચન કહ્યું.૭૮–૭૯

કૃષ્ણ કહે છેઃ–"હે રાજન્! (મેં રાજમંદિરનો ઉપયોગ સિંહાસન માટે કરવા દેવાનું કહ્યું તેથી) મથુરા મારે હસ્તક લેવાની મારી આકાંક્ષા છે એમ તારે સમજવું નહીં. હું તારી મથુરાં લેવાની આકાંક્ષા રાખતો નથી. તેમ કંસના વિત્ત(ધન)ની પણ મને આકાંક્ષા નથી; તેની મથુરાં અને તેનું વિત્ત લેવાને માટે કાંઈ મેં તારા પુત્રને હણ્યો નથી; પરંતુ તે તો કાલબલથી જ એવી રીતે નિમિત્ત હોવાથી મારે હાથે મરણ પામ્યો છે.૮૦ માટે તમે (સુખેથી તેનું આ સર્વ વિત્ત લઈ જાઓ,

* અત્રે પાઠમાં કઇક વિશેષ ગરબડ છે. મુંબઇની પ્રત તથા મરાઠી પ્રતિમાં આ પાઠ છેઃ–

"मथुराधिपतिः श्रीमानुवाच मधुसूदनम् ।
राजेन्द्रत्वमनुप्राप्य युक्त मे नृपवेश्मनि ॥
स्थापितुं देवराजेन दत्तं सिंहासनं प्रभो ।
नेष्यामि मथुरेशस्य सभां भुजबलार्जिताम् ॥

મથુરાધિપતિ શ્રીમાન્ ઉગ્રસેને મધુસૂદનને કહ્યુ કે તને રાજેન્દ્ર-પણું પ્રાપ્ત થયાથી દેવરાજ ઇંદ્રે આપેલુ સિંહાસન, હે પ્રભુ ! રાજ-મંદિરમાં સ્થાપવું, એ મને યોગ્ય લાગે છે. તેથી હું (તેં) ભુજબળથી પ્રાપ્ત કરેલી મથુરેશ કંસની સભામાં તે લઈ જઈશ" આમ આ પ્રતિઓનો આશય, કંસના રાજમંદિરમાં સિંહાસન લઈ જવાનું ઉગ્ર-સેને વચન કૃષ્ણને કહ્યું એવો છે. ત્યારે બંગાળી પ્રતિમાં આ પાઠ છેઃ–

मथुराधिपतिः श्रीमानुवाच मधुसूदनः ।
राजेन्द्रत्वमनुप्राप्य युक्तं मे पितृवेश्मनि ॥

"મથુરાધિપતિ શ્રીમાન્ મધુસૂદને (કૃષ્ણ) ઉગ્રસેનને કહ્યું કે મને રાજેન્દ્રપદ મળ્યાથી દેવરાજ ઇંદ્રનું સિંહાસન મારા પિતાના મંદિરમાં (મારી પાસે રાખવું) એ મને યોગ્ય લાગે છે. મથુરેશની સભા, જો કે મેં મારા ભુજબળથી મેળવી છે છતાં તેમાં મૂકવાની મને (न इच्छामि) ઇચ્છા નથી." આનો આશય કૃષ્ણે ઉગ્રસેનને ઇંદ્રનું સિંહાસન પોતાના પિતાના મંદિરમાં રાખવાની ઇચ્છા દર્શાવી, એ છે. ત્યારે કાશીની પ્રતિમાં મુંબઈની પ્રતિ પ્રમાણે ઉગ્રસેને કૃષ્ણને કહ્યું, એવો પાઠ છે, પરંતુ "राजेन्द्रत्वमनुप्राप्य न युक्तं पितृवेश्मनि તને રાજેન્દ્રપણું મળ્યાથી તારે દેવરાજનું સિંહાસન તારા પિતાના ગૃહમાં લઈ જવું, એ યોગ્ય નથી, હું એ સિંહાસનને મથુરેશની સભામાં લઈ જઈશ" એવો મહત્વનો પાઠફેર છે, એથી કૃષ્ણની ઇચ્છા વિરુદ્ધ સિંહાસન કંસની સભામાં લેવાની ઇચ્છા ઉગ્રસેનની પ્રકટ કરવામાં આવી છે. મન્મથનાથ દત્તનો પાઠ બંગાળી પ્રતિના પાઠ સાથે મળતો છે, અને તે ઉગ્રસેનને કૃષ્ણ પાસે આવું વચન કહેવડાવે છે, પરંતુ પિતૃવેશ્મનિ ને બદલે નૃપવેશ્મનિ પાઠ લઇને, કહેવાનો ઝોક ફેરવી નાંખી, ઇન્દ્રનુ સિંહાસન રાજમંદિરમાં મૂકવાની કૃષ્ણની ઇચ્છા પ્રકટ કરે છે. આ પ્રમાણે પાઠોમાં બધી પ્રતિઓમા મોટો ફેર છે. 'ઇંદ્રે કૃષ્ણને આપેલું સિંહાસન' ક્યાં રહે, એ વિષે ઉગ્રસેન અને કૃષ્ણ વચ્ચે મતભેદ ઉઠવા સંબંધમા સર્વે પ્રતિઓ એકમત જણાય છે. જો કે કૃષ્ણના હૃદયની ઉદાત્તતા તેમ જ ઉગ્રસેને કૃષ્ણની કરેલી સ્તુતિ જોતાં આ મતભેદ સંભવતો નથી. કથાસંદર્ભ વિચારતાં કૃષ્ણ એ સિંહાસન રાજમંદિરમાં રાખવાનું જણાવે અને તે સાથે "તમારી રાજસભા મારે હસ્તક લેવાની મને ઇચ્છા નથી," એમ કહે, છતાં ઉગ્રસેનનું મન કુદરતી રીતે કૃષ્ણના આશયથી શંકાશીલ રહે, એ વિશેષ યોગ્ય લાગે છે. "તમારે મારી ઉપર કોપ કરવો ઘટતો નથી," શ્લોક ૭૬ ); "દેવકી, રોહિણી, વસુદેવ આદિ આ(નિશ્ચય)મા કોઈ અગમ્ય કારણથી વચ્ચે ન પડ્યાં" (શ્લોક ૭૭); અને કંસની માતાએ દેશકાલ વિચારી કેશવને કંસની સર્વ સમૃદ્ધિ સમર્પણ કીધી, (શ્લોક ૭૮); અને કૃષ્ણે ઉગ્રસેનને બોલાવી મધુર વાણીથી તેનું સાંત્વન કીધું (શ્લોક ૭૯) ઇત્યાદિ વચનો વિચારતાં કૃષ્ણ ઉગ્રસેનને ઉપરનું વચન કહે, એ યોગ્ય લાગે છે. તેથી મન્મથનાથ દત્તનો પાઠ અહીં લીધો છે.

અને નિશ્ચિંતપણે મથુરાનું રાજ્ય કરો.) આ વિત્તથી પ્રસન્નતાપૂર્વક વિવિધ યજ્ઞો કરો, તેમ આમાંથી વિપુલ ધન યથેચ્છ દાનમાં સમર્પી દો, અને મારા બાહુબલનો આશ્રય કરી તમે તમારા શત્રુનાં સૈન્યો ઉપર વિજય મેળવો.૮૧ વળી હે રાજન્! કંસના નાશથી તમારા મનમાં ઉત્પન્ન થયલા ભયને અને મનના સંતાપને દૂર કરો, અને મને સમર્પેલો તમારા ધનનો આ ઢગલો પણ તમે પાછો રાજમંદિરમાં લઈ જાઓ. હું તમને તે સમર્પણ કરું છું."૮૨

આ પ્રમાણે રાજા ઉગ્રસેનને સંપૂર્ણ રીતે આશ્વાસન આપી, શ્રીમાન્ કૃષ્ણ હલધર( બલરામ )ની સાથે પોતાનાં માતાપિતા( દેવકી અને વસુદેવ)ની સમીપ આવ્યા.૮૩ પછી આનંદથી પરિપૂર્ણ થયલા હૃદયથી તે બન્ને મહા બલવાન્ કૃષ્ણ અને બલરામે શરીર પૂરું નમાવીને માતાપિતાને પગે પડી નમસ્કાર કર્યા.૮૪ એ મુહૂર્તે મથુરાં નગરી જાણે અમરાવતી સ્વર્ગ લોકનો ત્યાગ કરીને પૃથ્વી ઉપર આવી હોય, તેવી આનંદ–આનંદમગ્ન બની રહી.૮૫ તે વેળા મથુરાના પુરવાસીઓ ( કૃષ્ણથી વસાયલા ) વસુદેવના ભવનને જોઈને ત ( પોતાની મથુરા ) ભૂતલ નથી પણ દેવલોક છે, એમ મનમાં વિચાર કરવા લાગ્યા.૮૬ તે પછી રાણી સાથે મથુરાધિપતિ ઉગ્રસેનને તેમને રાજમંદિરે વિદાય કરી, બલદેવ અને કેશવે વસુદેવના ગૃહમાં પ્રવેશ કર્યો. અને આ બન્ને વીરોએ ઇચ્છા અનુસાર વિચરતાં પોતપોતાનાં મંદિરમાં શસ્ત્રો ઉતાર્યાં, અને આહ્નિક કર્મ કરી, સુખે બેસી કથાવાર્તા કરવા લાગ્યા.૮૭-૮૮

તેઓ આમ કથાવાર્તામાં મગ્ન થયા, તેટલામાં તો જાણે એક મોટો ઉત્પાત થયો હોય તેમ જણાયું. આકાશમાં વાદળો ભ્રમણ કરવા લાગ્યાં, પૃથ્વી ઉપર પર્વતો ડોલવા લાગ્યા, સર્વ સમુદ્રો ખળભળી ઉઠ્યા, અને નાગોમાં શ્રેષ્ઠ સર્પો પણ ઘડીભર પૂરેપૂરા અચેત બની ગયા; (શેષનાગ પણ થંભ્યો). પક્ષીઓ બેબાકળાં બન્યાં; સર્વે યાદવો કંપ્યા અને વૃક્ષો પણ જડમૂળથી ઉખડી ભૂમિ ઉપર ટપોટપ પડવા લાગ્યાં.૮૯-૯૦ આ પ્રકારે નિશ્ચલ બલરામ અને કેશવે એ સર્વે ભૂતોને હેઠે પડતાં જોઈ, મોટી પાંખોના ફડફડાટથી ખળભળેલા પવનને લીધે, પક્ષીઓમાં ઉત્તમ ગરુડ અમારી પાસે આવે છે, એમ જાણી લીધું.૯૧ અને તત્કાળ દિવ્ય માળા અને દિવ્ય લેપથી શોભતા ગરુડને ત્યાં આવી પહોંચેલો તેમણે જોયો, અને સૌમ્ય રૂપધારી ગરુડ પણ તે બન્નેને માથું નમાવી પાસેના આસન ઉપર બેઠો.૯૨ યુદ્ધસમયના પોતાના સચિવ (સલાહકાર) અને ધૈર્યશીલ ગરુડને પોતાની સમીપ આવેલો જોઈને બલિ દૈત્યના વિનાશક કૃષ્ણે તેને નીચે પ્રમાણે કહ્યું:–૯૩ "હે સુરોની સેનાના શત્રુઓ(અસુરો)નું મર્દન કરનાર! હે આકાશમાં વિચરનારાઓમાં શ્રેષ્ઠ ગરુડ! તને સ્વાગત છે. હે વિનતાના હૃદયને આનંદ આપનાર અને કેશવના પ્રિય ગરુડ! તને સ્વાગત છે."૯૪ આ પ્રમાણે જાણે બીજો દેવ શાંત બેઠેલો હોય તેમ વિનતાના પુત્રને આવકાર આપતાં, કૃષ્ણે પોતાના યોગ્ય સામર્થ્યથી યુક્ત વાણીથી તેને નીચેનું વચન કહ્યું:–૯૫

શ્રીકૃષ્ણ કહે છેઃ–"હે પક્ષીઓમાં શ્રેષ્ઠ ગરુડ! ચાલો આપણે ભોજરાજા(ઉગ્રસેન)ના મોટા અંતઃપુરમાં જઈએ; અને ત્યાં જઈ, સુખેથી બેસી આપણે મનને રુચે તેવી રીતે ( આ મથુરા છોડવા અને આપણે કુશસ્થલીમાં નિવાસ કરવા સંબંધમાં ) ગુપ્ત મંત્ર ચલાવીશું."૯૬

વૈશંપાયન કહે છેઃ–તે પછી મહા વીર્યશાલી બલરામ અને જનાર્દન, તથા ત્રીજો વિનતાપુત્ર ગરુડ, એમ ત્રણે જણ ભોજરાજાના મહેલમાં પ્રવેશ કર્યો, અને પરસ્પર (નીચે પ્રમાણે) ગુપ્ત મંત્ર ચલાવવા માંડ્યોઃ–

કૃષ્ણ કહે છેઃ–"હે વિનતાપુત્ર! હવે આકાશવાણીથી જરાસંધ અમારે હાથે અવધ્ય છે, એમ સૂચવ્યું છે. તેમ આપણા એ શત્રુનું બલ પણ આપણા બલથી અતિશય વિશેષ છે. તેની કુમકના નરાધિપતિઓ સાથે આપણે તેનાં ભારે સૈન્યોનો વિનાશ કર્યો છે તોપણ તેની કુમકે મોટા મોટા નરપતિઓ રહેલા છે.* આથી આપણા શત્રુ જરાસંધનાં, સમુદ્રની ભરતી જેવાં વિશાળ સેનાઓવાળાં પુષ્કળ લશ્કરોને હણવા તથા તેમનો ક્ષય આણવાને, સો વર્ષ વીતે તો પણ આપણે સમર્થ થવાના નથી. (તેમ તે અવરનવર મથુરા ઉપર અવરોધ લાવીને આપણને જંપીને બેસવા દે તેમ નથી.) એથી જ હે વિનતાપુત્ર! આ મથુરા પુરીમાં અમે બન્ને રહીએ તેમાં અમારુ શ્રેય થવાનું નથી, એવી મારી સમજ છે, એમ હું તને કહું છું."૯૭–૧૦૦

ગરુડ કહે છેઃ–"હે દેવોના દેવ! (આપના અંતરનો આ આશય મારા કળ્યામાં આવ્યો જ હતો તેથી) આપને નમસ્કાર કરીને હું આપની પાસેથી પરબાર્યો તમો સર્વના ભવિષ્યના યોગ્ય નિવાસસ્થાનને અર્થે કુશસ્થલીની ભૂમિ જોવાને નીકળ્યો હતો.૧૦૧ તે સ્થળે જઈને આકાશમાં ઉભા રહી, પ્રથમ તે ભૂમિનું મેં ચારે કોરથી અવલોકન કીધું, અને હે દેવોમાં શ્રેષ્ઠ કૃષ્ણ! મને એ પુરી તમારા નિવાસને યોગ્ય સર્વ શુભ લક્ષણોથી

* અહીં મરાઠી, બંગાલી તથા કાશીના પ્રતિમાં "તે મોટાં સૈન્યથી વીંટળાયલો છે, અને તેની કુમકે મોટા મોટા નરપતિઓ રહેલા છે," એ પાઠ છે.

સંપન્ન જણાઈ છે.[૧૦૨] સાગરના તટ ઉપર વિશાળ પ્રદેશમાં તે આવેલી છે. તેની પૂર્વે સમુદ્રનો પ્રવાહ વહેતો હોવાથી તે સદા શીતલ રહે છે; અને તેની સર્વ બાજુએ સમુદ્ર આવેલો છે અને તે ત્રિદશો (દેવો) થી પણ અભેદ્ય છે.[૧૦૩] સર્વ બાજુએથી તે રત્નાકરથી વિંટળાયલી છે; તે રત્નાકરનું એક અનેરું રત્ન જ છે; સર્વ કામનાઓને પૂર્ણ કરનારાં વૃક્ષોથી તે સંપન્ન છે. અન્યત્ર કોઈ પણ ઋતુમાં થનારાં કુસુમો અહીં સર્વેય ઋતુઓમાં થાય છે, અને તેના છોડ તથા વેલાઓથી આ પુરી સર્વત્ર છવાયલી છે. વળી સર્વ દિશાએથી તે સારી રીતે મનોહર છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત, એ સર્વ (ચાર) આશ્રમનું સેવન કરનાર લોકોના યોગ્ય અધિવાસને અનુકૂલ આ પુરી છે; તે સર્વ ઇચ્છાને તૃપ્ત કરનારા ગુણોથી યુક્ત છે; તે સ્ત્રીઓ અને પુરુષોથી ભરપૂર છે અને નિરંતર સર્વના આનંદને વધારે એવી છે. તેની આસપાસ પ્રકાર (કોટ) અને (જલ ભરાય એવી ઉંડી) ખાઇઓ આવેલી છે; તે ગોપુરો અને બજારોની અલગાર હારોથી શોભી રહી છે; તેમાં ચિત્રવિચિત્ર ચૌટાં, વિશાળ રાજમાર્ગો અને દરવાજાઓ છે; તેના દરવાજા બંધ કરવાનાં યંત્રોવાળા વિચિત્ર આગળાઓથી સમૃદ્ધ છે; અને સુવર્ણના કોટથી તે શોભી રહી છે; તે પાયદળ, હાથી, ઘોડા અને અશ્વના ચતુરંગી સૈન્યથી ઉભરાય છે; તેમાં વિવિધ દિશાઓમાં અને દેશોમાં ઉત્પન્ન થતાં દિવ્ય પુષ્પો, ફલ અને વૃક્ષો પણ આવી રહેલાં છે; તે પતાકાઓ, ધ્વજાઓ અને પુષ્પોની માલાઓથી સમૃદ્ધ છે અને મોટાં મોટાં ભવનોથી ભરપૂર છે; તે શત્રુઓના સંઘોને ભય આપનારી અને મિત્રોના હર્ષમાં વૃદ્ધિ કરનારી છે; આમ આ ઉત્તમ નગરી અન્ય રાજાઓનાં પાટનગરથી વિશિષ્ટ (ભિન્ન) પ્રકારની છે.[૧૦૪-૧૦૯]

વળી હે દેવ! ત્યાં જે પર્વતોમાં શ્રેષ્ઠ રૈવત (ગિરનાર) પર્વત છે તેને તમે દેવો અને સુરોના નિવાસસ્થાન સ્વર્ગલોક સમાન બનાવો. તે પર્વત આ પવિત્ર કુશસ્થલી નગરીના દ્વારનું નંદનવન હોય તેવો એક દિવ્ય ભૂષણરૂપ છે.[૧૧૦] હે દેવોમાં ઉત્તમ કૃષ્ણ! તમે ત્યાં જાઓ, ને ત્યાં તમારો અધિવાસ કરો. તે નગરી કુમારોને* હરવાફરવાને યોગ્ય અને ઘણી જ રમણીય થઈ પડશે.[૧૧૧] તેનું નામ દ્વારાવતી છે, અને તે ઇન્દ્રની નગરી અમરાવતીની પેઠે ત્રણે લોકમાં વિખ્યાત અને અતિ રમણીય થઈ પડશે.[૧૧૨] જો મહાન્ સમુદ્ર પોતાના જલથી વિંટળાયલો એક વધુ મોટો પ્રદેશ તમને (તેનો વિસ્તાર વધરાય તે માટે) ખાલી કરી આપશે, તો (તેના રચના વિધાનમાં) વિશ્વકર્મા તમારી ઇચ્છા અનુસાર વિવિધ શિલ્પકર્મોનું ચાતુર્ય કરી દેખાડશે.[૧૧૩] હે પ્રભુ! મણિ, મુક્તા (મોતી), પ્રવાલ (પરવાળાં), તેજસ્વી વજ્રમણિ (હીરા) અને વૈદૂર્યમણિ આદિ દિવ્ય અને રહસ્યપૂર્ણ ત્રણલોકમાં ઉત્પન્ન થયલાં દિવ્ય રત્નોવડે વિશ્વકર્મા પાસે સેંકડો દિવ્યસ્તંભો તૈયાર કરાવો અને એવા સ્તંભોવાળા મહેલો બનાવરાવો; સ્વર્ગમાંની દેવસભાના જેવા અનુપમ શોભાવાળા, શુભ્ર સુવર્ણમય અને સર્વ રત્નોથી વિશેષ શોભતા, દિવ્ય ધ્વજા અને પતાકાઓથી સમૃદ્ધ, દેવ તથા ગંધર્વોથી સુરક્ષિત અને ચન્દ્ર તથા સૂર્ય સમાન તેજસ્વી પ્રાસાદો (મહેલો) તૈયાર કરાવો."[૧૧૪-૧૧૬]

વૈશમ્પાયન કહે છેઃ-આ પ્રમાણે વિનતાના પુત્ર ગરુડે કેશવને તેમના નવા નિવાસસ્થાનની યોગ્યતા સંબંધમાં પોતાનો સંકલ્પ દર્શાવ્યો, અને બન્ને ભાઈઓને મસ્તક નમાવી પોતાને આસને બેઠો.[૧૧૭] બલરામ અને કૃષ્ણે તેણે કહેલાં આ હિતકર વચન ઉપર પરસ્પર વિચાર ચલાવ્યો, અને પછી પોતાનો એ વિચાર યાદવોને જણાવવાનો નિશ્ચય કર્યો,† અને તેમણે મોંઘી કીંમતનાં ઉત્તમ આભૂષણોથી વિધિપૂર્વક સત્કાર કરી, ગરુડને ત્યાંથી વિદાય કર્યો. તે પછી દેવો જેમ સુરલોકમાં રહે છે તેમ તે બન્ને સુખથી મથુરામાં રહેવા લાગ્યા.[૧૧૮-૧૧૯] પછી યોગ્ય સમય જણાતાં ભોજરાજા, ઉગ્રસેનને તેમણે ગરુડનું (કુશસ્થલીના નિવાસનું) વચન જણાવ્યું, અને તે સાંભળતાં ઉગ્રસેને સ્નેહથી, વિશ્વાસસહિત કૃષ્ણને અમૃત સમાન નીચેનું મધુરું વચન કહ્યું.[૧૨૦]

ઉગ્રસેન કહે છેઃ-"હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મહાબાહો! હે યાદવોના આનંદમાં વૃદ્ધિ કરનાર! હે શત્રુને સંહારનાર! હું હવે આ સંબંધમાં તને જે વચન કહું છું, તે તું સાંભળ. આ મથુરા પુરીમાં કે તેના કોઈ પણ અન્ય પ્રદેશમાં પતિવિહોણી સ્ત્રીની પેઠે તારા વિના અમે સર્વે સુખથી રહેવાને શક્તિવાન્ નથી.[૧૨૨] હે તાત! તારા બાહુબલને આશ્રયે રહેલા અમે તારાવડે જ ધણીઆતા છીએ; અને હે માનદ! તેને લીધે જ અમે રાજાઓથી તેમ જ ઇન્દ્રસહિત દેવોથી પણ ભય ધરતા નથી.[૧૨૩] હે યાદવોમાં ઉત્તમ કૃષ્ણ! તું જ્યાં જ્યાં વિજયને માટે વિચરીશ, ત્યાં ત્યાં અમે સર્વે યાદવો પણ તારી સાથે જ આવીશું. (માટે અમને પણ તારી સાથે એ કુશસ્થલીમાં લઈ જા)."[૧૨૪]

રાજા ઉગ્રસેનનું આવું આર્જવભર્યું વચન સાંભળી,

* મુંબઇની પ્રતિ તથા મરાઠી પ્રતિમાં કુમારીણાં પ્રચારશ્ચ ત્યાં કુમારી છોકરીનો પ્રચાર (અવરજવર) રમણીય થઈ પડશે, એ પાઠ છે.

† અહીં કાશીની પ્રતિમા "પ્રાકારં કર્તુકામૌ-કુશસ્થલિના કોટ સમા કરવાની ઇચ્છા તે બંનેને થઈ," એ પાઠ છે.

દેવકીપુત્ર કૃષ્ણ હસી પડ્યા, અને તેને કહ્યું કે, તમને જે ઇષ્ટ હશે તે જ હું નિઃસંશય કરીશ.*૧૨૫

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे रुक्मिणीस्वयंवरमां "उग्रसेनने कृष्णनो करेलो सत्कार अने द्वारका जवानो कृष्णनो विचार" ए नामनो अध्याय ५५ मो संपूर्ण

## અધ્યાય ૫૬ મો

### કાલયવનની સ્વારી અને કૃષ્ણ આદિનું દ્વારાવતી તરફ પ્રયાણ

वैशंपायन उवाच—

> कस्यचित्त्वथ कालस्य मध्यांस्तान् यदुसंसदि ।
> बभाषे पुंडरीकाक्षो हेतुमद्वाक्यमुत्तमम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-ઉપરનો પ્રસંગ બન્યાને કેટલોક સમય વીત્યા પછી યાદવોની સભામાં કમલના જેવાં સુંદર લોચનવાળા કૃષ્ણે હેતુસર ઉત્તમ વચન તે સભ્યોને નીચે પ્રમાણે કહ્યું:-[૧]

શ્રીકૃષ્ણ કહે છેઃ-હે યાદવો! આપણા રાજ્યની વૃદ્ધિ કરનારી અને અનેક રાષ્ટ્રોરૂપી માલાથી વિંટળાયલી આ મથુરા નગરી આપણ સર્વ યાદવોની જન્મભૂમિ છે; અમે પોતે પણ અહીંજ જન્મ્યા છીએ અને પછી વ્રજમાં પાલનપોષણથી ઉછર્યા છીએ.[૨] (તેના રક્ષણ અને વર્ધનનું અભિમાન અમને પૂરેપૂરું છે.) જો કે હવે આપણાં સર્વ દુઃખો જતાં રહ્યાં છે, અને આપણા સર્વ શત્રુઓનો પણ પરાજય થયો છે; પરંતુ (કંસ પક્ષના) રાજાઓ સાથે આપણે વેર જાગેલું છે; અને જરાસંધ સાથે વિગ્રહ ચાલુ જ છે.[૩] જો કે હાલમાં આપણી પાસે અનંત (અસંખ્ય) વાહનો અને પાયદળ લશ્કરીઓ છે, આપણી પાસે ચિત્રવિચિત્ર પ્રકારનાં શસ્ત્રો છે તથા આપણે પક્ષે બહુ મિત્રો પણ છે.[૪] આમ જો કે આપણા બળથી તેમ જ મિત્રોની સહાયતાથી આપણી આ મથુરાની ભૂમિની ઉત્તરોત્તર વૃદ્ધિ થાય છે; તથાપિ તે આપણી વધતી જતી સંખ્યાના સમાસ માટે છેક નાની છે તેમ શત્રુ સહેલાઇથી તેના ઉપર ચઢી આવી શકે એમ છે.[૫] આપણા એક કરોડ કુમારો તથા આ પાયદળ લશ્કરીઓના જે સમૂહો છે, તેઓ અહીં સાથે વસે તો તેથી ભારે ગીરદી થવાનો સંભવ છે, એમ મને જણાય છે.[૬] હે યાદવોના આગેવાનો! આ કારણથી હવે વધુ સમય અહીં મથુરા પુરીમાં નિવાસ કરવો, એ મને રુચતું નથી. માટે હું એક નવીન જ પુરી વસાવીશ; તેથી તે માટે મને તમે ક્ષમા આપશો.[૭] આજે મેં યાદવોની સભામાં સમયને અનુકૂળ અને હેતુસર જે વચન કહેલું છે, તે કાળે કરીને તમારું હિત સાધનારુંજ થઈ પડશે."[૮]

કૃષ્ણે યાદવોને આવું વચન કહ્યું, એટલે તે સર્વે મનમાં હર્ષ પામ્યા અને તેને કહ્યું, કે "અમો સર્વના કલ્યાણને અર્થે જે કાર્ય ઇષ્ટ હોય તે તમે સુખેથી સાધો."[૯]

તે પછી વૃષ્ણિઓ પોતાનો અધિવાસ બદલવાની કૃષ્ણની સૂચના ઉપર આ પ્રમાણે પરસ્પર વિચાર ચલાવી રહ્યાઃ-"આપણો શત્રુ જરાસંધ આપણે હાથે અવધ્ય નિર્માણ થયલો છે, વળી તેનું બલ ઘણું જ વિશેષ છે;[૧૦] તેના સૈન્યનો અને તેના સહાયક રાજાઓનાં સૈન્યોનો અહીં આપણે ભારે ક્ષય કર્યો છે, તથાપિ તેનાં સૈન્યો એટલાં બધાં વિશેષ છે, કે સો વર્ષ લાગે તોયે તે સઘળાંનો નાશ કરવાને આપણે શક્તિવાન થઇશું નહીં." આવો વિચાર કરી, તેમણે પણ (કૃષ્ણના મત સાથે મળતા થઇને) અહીંથી ભાગી જવાનો વિચાર કર્યો.[૧૧]

યાદવો આમ મથુરામાંથી ભાગી જવાનો વિચાર કરતા હતા, એ સમય દરમ્યાન જરાસંધ રાજા કાલયવન સાથે ઉપર કહ્યું તેવા પ્રકારનું પ્રચંડ સૈન્ય લઇને મથુરા ઉપર ચઢી આવ્યો.[૧૨] એટલે, હે રાજન્! 'જરાસંધનું જે સૈન્ય અતિશય અનિવાર્ય (અટકાવી ન શકાય એવું) નીવડેલું છે તે આવ્યું છે અને તેની સાથે યવનરાજ કાલયવન પણ આવેલો છે,' એમ સાંભળતાં યાદવો પાછા એના એ જ વિચારમાં પડ્યા.[૧૩] અને સત્ય પ્રતિજ્ઞા પાલનાર કૃષ્ણે પણ યાદવોને ફરીથી કહ્યું કે, "આજે જ પુણ્ય દિવસ છે, તો ચાલો, આજે ને આજે જ આપણા સૈન્ય અને અનુચરો સાથે આપણે અહીંથી બહાર નીકળી પડીએ."[૧૪]

આમ કૃષ્ણની આજ્ઞા થતાં તરત જ તે સર્વે યાદવો મથુરામાંથી બહાર નીકળી પડ્યા. સૈન્યોના સમૂહોની ગર્જનાઓ અને પડઘાઓથી જાણે સમુદ્રનાં મોજાં ફરી વળતાં હોય, એમ જણાયું.[૧૫] વસુદેવને આગળ કરીને એ યાદવોએ પોતાની સ્ત્રીઓને સાથે લીધી; અને સર્વ સાધનોથી બરોબર સજ્જ કરેલા મદોન્મત્ત હાથીઓ, ઘોડાઓ, રક્ષણના સાજથી મઢેલા રથો આદિ સર્વ વાહનો સાથે, દુંદુભીઓ ગગડાવતા સર્વે યાદવો પોતપોતાનાં સ્વજનો અને જ્ઞાતિબાંધવો સાથે મથુરા નગરી છોડીને બહાર નીકળી પડ્યા.[૧૬-૧૭] સુવર્ણનાં પતરાંથી મઢેલા રથો સાથે, મદોન્મત્ત ઉત્તમ હાથીઓ સાથે, હાંકનારની માત્ર આજ્ઞા થતાં તેમ જ ચાબુકના ઇસારા તથા રાશથી પ્રેરણા થતાં વેંત જ ઉડી પડનારા ઘોડાઓ સાથે, યાદવોના મુખીઓનાં પોતપોતાનાં મુખ્ય મુખ્ય

* ૧૨૦ થી ૧૨૫ એ શ્લોક રુક્મિણીસ્વયંવરના અધ્યાય ૪૭ માના ૧૯ થી ૨૪ શ્લોકને શબ્દશઃ મળતા છે.

શોભતાં સૈન્યો આગળ નીકળી પડ્યાં, અને હે ભરત-શ્રેષ્ઠ! આ સૈન્યો સાથે હર્ષ પામેલા સર્વે યાદવો પણ પશ્ચિમ દિશાએ વિચર્યાં.[૧૮-૧૯] તેમના આ પ્રયાણ દરમ્યાન વસુદેવ આદિ જે યાદવો રણયુદ્ધની કલામાં નિપુણ અને વિશેષ અગ્રણી હતા તેઓ સૈન્યને તેના અગ્રભાગમાં રહીને આગળ આગળ દોરતા હતા.[૨૦] આમ માર્ગ કાપતાં કાપતાં યાદવોના આ આગેવાનો સમુદ્રતટના પ્રદેશ આગળ આવી પહોંચ્યા, અને ત્યાં થોભ્યા.

આ પ્રદેશની શોભા નાના પ્રકારની લતાઓથી ચિત્રવિચિત્ર બની રહી હતી; આ પ્રદેશ નાળીએરીનાં વનોથી ભરપૂર હતો; ને મનોહર હાથીઓનાં ટોળે ટોળાંથી છવાયલો હતો; કેતકીનાં વૃક્ષોથી તે શણગારાયલો હતો, તેમ તાલ, પુન્નાગ, બકુલ અને દ્રાક્ષનાં વનોથી ક્વચિત્ ક્વચિત્ ગાઢ છવાયલો હતો.[૨૧-૨૨] જાણે તે પોતે સ્વર્ગભૂમિમાં જ પહોંચી ગયા હોય તેમ શુભને ચાહનારા એ સર્વે યાદવો ત્યાંના રમણીય પ્રદેશોમાં સુખેથી આનન્દ મહાણવા મંડ્યા.[૨૩]

તે દરમ્યાન આ પ્રદેશમાં શત્રુઓના શૂરવીરોને હણનાર કૃષ્ણ નવી નગરીનું વાસ્તુમુહૂર્ત કરવાને યોગ્ય સ્થળ શોધતા ચારે કોર દૃષ્ટિ ફેરવતા હતા, એટલામાં સાગરથી શોભતા વિશાળ પ્રદેશ ઉપર તેમની નજર ઠરી.[૨૪] રેતીના કણોથી મિશ્રિત ત્રાંબા જેવી લાલ માટીવાળું, અશ્વ, હાથી આદિ વાહનોને સુખરૂપ થાય એવું, નગરીને યોગ્ય સર્વે લક્ષણોથી સંપન્ન અને જાણે લક્ષ્મીએ જ તેનો આશ્રય કર્યો હોય, એવું શોભાવાળું તે સ્થાન હતું. સિંધુરાજનું એ સ્થાન સમુદ્રમાંથી આવતા સુખકર પવનને લીધે સેવન કરવા યોગ્ય હતું; સમુદ્રનું જલ તેના તટને અથડાતું હતું; અને પુરીનાં સર્વ લક્ષણોથી તે શોભતું હતું.[૨૫-૨૬] ત્યાં તેનાથી બહુ દૂર નહીં એવા સ્થળે રૈવતક (ગિરનાર) નામનો પર્વત હતો, અને મંદાર પર્વતના જેવાં ઉંચાં ઉંચાં શિખરોથી તે સર્વ બાજુએથી સારી રીતે વિરાજી રહ્યો હતો.[૨૭] આ પર્વતનો પ્રદેશ પુષ્કળ મહાન્ પુરુષોના આશ્રયરૂપ અને સર્વ રત્નોથી ભરપૂર હતો; તેમાં એક સમયે એકલવ્ય તેમ જ દ્રોણ જેવા મહા પુરુષો દીર્ઘ સમય સુધી (આવીને) વસ્યા હતા.[૨૮] એકલવ્ય રાજાએ તો રૈવતના પ્રદેશને જ પોતાની વિહારભૂમિ બનાવી હતી. અષ્ટાપદ(સોગટાંની બાજી)ના પાટની ઉપમાને યોગ્ય તે ભૂમિ ચારે દિશામાં ઘણી જ લાંબી હતી, અને તેનું નામ દ્વારાવતી હતું.[૨૯] કૃષ્ણની ઇચ્છા પણ પોતાની પુરી તે જ સ્થળે સ્થાપવાને થઈ, તેમ જ યાદવોને પણ પોતાનાં સૈન્યોના નિવાસ ત્યાં જ કરવાની રુચિ થઈ.[૩૦] એટલે સંધ્યાકાળે સૂર્ય રતાશ પડતો થયો ત વેળા યાદવોના આગેવાનોએ પોતપોતાનાં સૈન્યોના નિવાસ માટે તે સ્થળે ઠામ ઠામ પોતપોતાના ડેરા તંબુઓ ઠોકી દીધા.[૩૧]

પછી ત્યાં યાદવોમાં શ્રેષ્ઠ, વિભુ કેશવે પણ આ જ પ્રદેશમાં પુરી વસાવવાની ઇચ્છાથી નિશ્ચિતપણે પોતાનો કાયમનો પડાવ નાંખ્યો.[૩૨] પછી ગદાધારી બલરામના નાનાભાઈ, પુરુષોમાં શ્રેષ્ઠ અને યાદવોમાં ઉત્તમ કૃષ્ણે સર્વ મુખીઓના સ્થાયી નિવાસનાં વિવિધ સ્થળોનાં મનમાં નક્કી કર્યાં, અને વિધિપૂર્વક તે સ્થળોનાં વાસ્તુ તથા નામકરણ સંસ્કાર કર્યાં.[૩૩]

આ પ્રમાણે કૃષ્ણ બાંધવો સહિત દ્વારાવતી પુરી પહોચ્યા પછી, હે રાજન્! દેવોના સમૂહો જેમ સ્વર્ગ લોકમાં વસે તેમ ત્યાં યાદવોના સમૂહો અન્યોન્ય સાથે સુખચેનથી રહેવા લાગ્યા.[૩૪] કેશી દૈત્યના સંહારક કૃષ્ણ કાલયવનને મથુરા ઉપર હુમલો લઈ આવેલો જોઈ તેના તથા જરાસંધના ભયથી આ પ્રમાણે દ્વારાવતી આવી પહોંચ્યાઅને ત્યાં વસ્યા.[૩૫]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे रुक्मिणीस्वयंवरमां "कालयवननी स्वारी अने कृष्णनुं द्वारावतीनुं प्रयाण" ए नामनो अध्याय ५६ मो संपूर्ण

## અધ્યાય ૫૭ મો

### કાલયવનનો વૃત્તાંત અને મુચુકુંદને હાથે તેનો ઘાત

जनमेजय उवाच–

भगवञ्छ्रोतुमिच्छामि विस्तरेण महात्मनः।
चरितं वासुदेवस्य यदुश्रेष्ठस्य धीमतः ॥ १ ॥

જનમેજય કહે છેઃ-હે ભગવન્! યાદવોમાં શ્રેષ્ઠ, બુદ્ધિમાન્, મહાત્મા, વસુદેવના પુત્ર કૃષ્ણનું ચરિત હું વિસ્તારપૂર્વક સાંભળવા ઇચ્છું છું.[૧] મારી આ ઇચ્છા મેં અનેક વાર, હે દ્વિજ! તમને વિદિત કરી છે. તો હે દ્વિજોમાં શ્રેષ્ઠ વૈશમ્પાયન! શા હેતુથી મધુસૂદન કૃષ્ણે કેવળ મધ્ય દેશની ખુંધ જેવા ઉચ્ચ સપાટ પ્રદેશવાળી, કેવળ લક્ષ્મી(શોભા)ના ધામરૂપ, પુષ્કળ ધનધાન્ય અને જલથી સમૃદ્ધ, પૃથ્વીના શૃંગ (ઉચ્ચ પ્રદેશ) સમાન શોભતી, આર્ય લોકોથી ભરપૂર અને નિવાસોમાં ઉત્તમ મથુરાપુરી છોડી, અને કેમ કાલયવન આદિની સાથે સામે મોંઢે યુદ્ધ કર્યું નહીં? વળી (મથુરા છોડી કૃષ્ણ દ્વારાવતી સીધાર્યા ત્યારે) એ કાલયવન પણ કૃષ્ણની પછવાડે પછવાડે ગયો, કે તેણે શું કર્યું? મહાયોગી, મહાતપસ્વી, મહાબાહુ, જનાર્દને, જલરૂપી

કોટવાળી દ્વારાવતી નગરીમાં પહોંચીને ત્યાં શું શું કર્યું? યવનરાજ કાલયવન કોનાથી ઉત્પન્ન થયો હતો, અને તેનામાં એવું તે કેટલું પરાક્રમ હતું કે, જેથી તેને અસહ્ય જોઈને જનાર્દન તેનાથી દ્વારાવતી ભાગી ગયા?*[૨-૬]

વૈશંપાયન કહે છે-હે જનમેજય! મોટા મનવાળા ગાર્ગ્ય મુનિ વૃષ્ણિઓ અને અંધકોના ગુરુ (પુરોહિત) હતા તેઓ પૂર્વે નૈષ્ઠિક બ્રહ્મચર્ય વ્રત પાળતા હતા, અને પોતાની પરણેલી સ્ત્રી હતી છતાં તે સાથે કદી પણ તેમણે સમાગમ કર્યો નહતો.[૭] આ પ્રમાણે તેઓ અખંડ ઉર્ધ્વરેતા† થઈ, નિર્વિકાર રહેતા હતા. તેઓ આ પ્રમાણે વ્રત પાળતા હતા, તે સમય દરમ્યાન એક પ્રસંગે તેના શ્યાલકે યાદવોની ભરરાજસભામાં, "હે ગાર્ગ્ય! તું હીજડો છે" એવો તેની ઉપર આક્ષેપ કર્યો. હે રાજન્! આ પ્રમાણે પોતાના ઉપર રાજસભામાં નપુંસકપણાનો આક્ષેપ મૂકાતાં પોતાની પત્નીના સમાગમ કરવાની ઈચ્છા ન રાખતાં, તેણે અજિતંજય નામના નગરમાં વિશેષ દારુણ તપ આદરવા માંડ્યું.[૮] આ તપ આચરતાં તેણે બાર વર્ષ પર્યન્ત લોઢાના ચૂર્ણનું ભક્ષણ કર્યું, અને અચિંત્ય, ત્રિશૂલધારી, મહાદેવ(શંકર)ની આરૂઢ આરાધના કરી.[૧૦] એટલે રુદ્રે પ્રસન્નતાથી તેને 'યુદ્ધમાં વૃષ્ણિઓ અને અંધકોનો નિગ્રહ કરે (હરાવે) એવો સમર્થ અને સર્વ પ્રકારનાં તેજથી યુક્ત પુત્ર તને મળશે,' એવું વરદાન આપ્યું.[૧૧]

મહાદેવે ગાર્ગ્યને આવા આપેલા વરદાન સંબંધી વૃત્તાંત યવનોના અધિપતિએ સાંભળ્યો, અને તે દૈવવશાત અપુત્ર હતો તેથી તે(ગાર્ગ્ય)ના થનારા પુત્રને (દત્તક તરીકે) પ્રાપ્ત કરવાની કામના તેને પણ થઈ આવી.[૧૨] તેથી એ યવનરાજે આ ઉત્તમ દ્વિજ ગાર્ગ્યને પોતાના તપના સ્થળેથી પોતાના પાટનગરમાં પરભાર્યો બોલાવ્યો, અને તેનું સાંત્વન કરી તેને નેસડામાં ગોવાલણો સાથે તેને રહેવાની વ્યવસ્થા કરી આપી.[૧૩] એ નેસડામાં ગોવાલણના વેષ ધરીને રહેનારી ગોપાલી નામની એક અપ્સરા હતી, તેણે ગાર્ગ્યનાં મહા દુઃખે ધારણ કરી શકાય એવો અચ્યુત(અમોઘ) ગર્ભ ધારણ કર્યો.[૧૪] આ પ્રમાણે માનવ રૂપ ધારણ કરનારી અપ્સરા ગોપાલીએ પોતે, ત્રિશૂલધારી મહાદેવની યોજનાથી, ગાર્ગ્યની ભાર્યાની પેઠે તેનો ગર્ભ ધારણ કર્યો, અને એ ગર્ભ મહા બલવાન્, શૂરવીર, કાલયવન નામે ઉત્પન્ન થયો.[૧૫] પછી એ બાલક કાલયવન અપુત્ર યવનરાજાના અંતઃપુરમાં ઉછરી વૃદ્ધિ પામ્યો. જ્યારે તે રાજા મરણ પામ્યો, ત્યારે હે રાજન્! એ કાલયવન યવનોનો રાજા થયો.[૧૬] તે યુદ્ધ કરવાની અતિશય કામનાવાળો હતો તેથી એ કાલયવન રાજા પોતાના ખરા શત્રુ સંબંધી ઉત્તમ બ્રાહ્મણોને ચોક્કસ પ્રશ્નો પૂછ્યાં કરતો; એવામાં એક સમયે (જવાબમાં) નારદ મુનિએ તેને તેના શત્રુરૂપ વૃષ્ણિઓ અને અંધકોનું કુલ તેને બતાવ્યું.[૧૭]

આ પાસ મધુસૂદને (કૃષ્ણે) પણ નારદના મુખથી કાલયવનને મળેલા વરદાન સંબંધી વૃત્તાંત સાંભળ્યો હતો; પરંતુ એ તેજસ્વી વૃદ્ધિ પામતા યવનોના અધિપતિ કાલયવનની તેણે અદ્યાપિ પર્યંત ઉપેક્ષા જ કરી હતી.[૧૮] જેમ જેમ યવનોના રાજા કાલયવન સમૃદ્ધ અને મહા બલવાન્ થતો ગયો, તેમ તેમ શક, તુષાર, દરદ, પારદ, શૃગલ, ખસ, પલ્હવ, હૈમવત આદિ અન્ય સેંકડો મ્લેચ્છ લોકોના રાજાઓ તેનો આશ્રય લેવા લાગ્યા હતા અને તેના અનુયાયી બન્યા હતા.[૧૯-૨૦] (શાલ્વ રાજાના સંદેશાથી) કૃષ્ણ સાથે યુદ્ધ કરવાને પ્રેરાયલો કાલયવન રાજા એ સર્વ મ્લેચ્છ રાજાઓ અને તેમના સૈન્યોથી વીંટળાઈ નાના પ્રકારના ભયંકર વેષ અને આયુધોવાળા, તીડની પેઠે ઉભરાતા દસ્યુ લોકની સાથે મથુરા ઉપર ધસી આવ્યો.[૨૧] લાખો અને અબજ હાથીઓ, ઘોડાઓ, ગધેડાંઓ અને ઊંટોથી તેમ જ પોતાનાં મોટાંમોટાં સૈન્યોથી તેણે પૃથ્વીને કંપાવી દીધી.[૨૨] એ રાજા કાલયવને સૈન્યના પગરવટથી ઉડતી ધૂળવડે સૂર્યના માર્ગ(આકાશ)ને છાઈ નાંખ્યો અને તેનાં સૈન્યોનાં મુતર તથા નરકની એક નદી વહેવા લાગી.[૨૩] હે જનાધિપ! અશ્વ અને ઉષ્ટ્ર(ઊંટ)ના શકૃત(છાણ તથા મુતર)માંથી એ નદી બનેલી હોવાથી તે નદીનું નામ અશ્વોષ્ટ્રશકૃત્ પડ્યું.[૨૪]

એ કાલયવન રાજાને આવાં મોટાં સૈન્ય સાથે મથુરા ઉપર ધસી આવતો સાંભળીને વૃષ્ણિ અને અંધકોના અગ્રણી વાસુદેવે, તે સર્વને બોલાવીને આમ કહ્યું:- "હે યાદવો! આ આપણે વૃષ્ણિઓ અને અંધકો ઉપર ઘણો જ ભારે ઘોર ભય આવી પડેલો છે; અને પિનાકપાણિ(મહાદેવ)ના વરદાનથી આપણો એ શત્રુ કાલયવન આપણાથી અવધ્ય છે.[૨૫] (અને તે આ વરદાનથી મદમત્ત થઈને જ આપણી સામે લઢવા આવેલો છે, એટલે તેની સાથે સામે મોંઢે યુદ્ધ કરવું, એ નિરર્થક છે.) સામ, દામ આદિ રાજનીતિના

---

* કાલયવનની ઉત્પત્તિનો અને મથુરાના તેના ઘેરાનો વૃત્તાંત શ્રી હરિવંશ પર્વના ૩૫ મા અધ્યાયના શ્લોક ૨૦-૨૬ માં કહેવાયલો છે. જુઓ પાનાં ૮૮-૮૯.

† ઉર્ધ્વરેતા એટલે જેણે કદી પણ સ્ત્રીના સમાગમ કર્યો નથી, અને અખંડ બ્રહ્મચર્ય પાળ્યું છે તે, જેનું રેત-વીર્ય સ્ત્રી સમાગમથી નીચે ઉતર્યું નથી તે; અથવા જેનામાં પોતાનું રેત વીર્ય ઉંચે ખેંચી રાખવાની શક્તિ છે તે. આવા ઉર્ધ્વરેતાના રેતસ્નાં કણ તેનાં અંગોમાં વ્યાપે છે.

શાસ્ત્રે નક્કી કરેલા ઉપાયો સર્વ રીતે તેની સાથે આપણે અત્યાર આગમચ યોજી ચૂકયા છીએ. છતાં મદ અને બળ બન્નેથી ઉન્મત્ત થયલો એ રાજા આપણી સાથે યુદ્ધ કરવા સિવાય અન્ય કશાની ઇચ્છા રાખતો નથી.[૨૬-૨૭] નારદે પણ મને તેની સાથે યુદ્ધ કરવાનો આવો પ્રસંગ આવે ત્યાં સૂધી જ અહીં મથુરામાં રહેવાનું કહેલું છે. મારે પણ તમને આટલું જ કહેવાનું છે કે (આપણે કાલયવન સાથે વર્તમાન પ્રસંગે યુદ્ધ કરવું નહીં અને) સામથી તેની સાથે કામ લેવું, એ જ મને ઉત્તમ ઉપાય લાગે છે.[૨૮] જરાસંધ રાજા આપણી (આર્ય) જાતિનો રાજા છે, તે નિરંતર આપણો ઉત્કર્ષ સહન કરી શકતો નથી; તેમ જ વૃષ્ણિઓના ચક્રપ્રતાપથી તપેલા અન્ય પૃથિવીપાલકો, તથા કંસના વધથી આપણાથી વિરક્ત થયલા અન્ય કેટલાક રાજાઓ પણ જરાસંધનો આશ્રય કરીને આપણને ઘેરી લેવા ઇચ્છે છે.[૨૯-૩૦] એ રાજાઓએ યાદવોની બહુ બહુ જાતિઓનો સંહાર વાળ્યો છે, અને તેથી જ આપણે આ નગરમાં જોઇએ તેવી વિશેષ વૃદ્ધિ પામી શકતા નથી."

આ પ્રમાણે યાદવોને યોગ્ય વચન કહી, મથુરામાંથી નાશી જવાનો વિચાર કરી, કેશવે યવનોના રાજા કાલયવન પાસે એક દૂતને પાઠવવાની તૈયારી કરી. પછી એ યવન રાજાને ભય પમાડવાના હેતુથી ગોવિંદે (કૃષ્ણે) એક કુંભમાં ભિન્નાંજનના ઢગ સમાન કૃષ્ણ, ઘોર અને અત્યંત ઝેરી એક સર્પ નંખાવ્યો, અને તે ઘડાના મોંને બંધ કરાવી તે ઉપર પોતાની મુદ્રા મારી, અને એ ઘડો એ દૂતની સાથે તેની સમક્ષ મોકલ્યો. એ દૂતે તે ઘડો કાલયવનને દાખવ્યો.[૩૧-૩૪] તેથી હે ભરતશ્રેષ્ઠ! કૃષ્ણ કાળા સર્પ જેવો ભયંકર અને યવનોનો વિનાશ કરનારો છે, એવું જણાવી યાદવોએ ત્રાસ ધરવાનું પોતાને સૂચન કર્યું છે, એમ કાલયવન સમજ્યો, એટલે તેણે તેના પ્રત્યુત્તરરૂપે ઝેરીલી (દંશીલી) કીડીઓથી તે જ ઘડો પૂરાવ્યો, અને સર્વે પાસથી અનેક અસંખ્ય કીડીઓના તીક્ષ્ણ દંશથી ઘડામાંનો એ સર્પ લગભગ સ્વાહા થઈ ગયો. અને તેનાં અંગો છૂટાં પડતાંની સાથે જ તે મરી ગયો. પછી એ યવનરાજે તે ઘડાનું મ્હોં બંધ કરાવીને તે ઉપર પોતાની મુદ્રા કરી, અને કૃષ્ણને કીડીઓ સૂધી પોતાનાં સૈન્યોની પુષ્કળ સંખ્યાથી કાળા સર્પરૂપી કૃષ્ણને પણ ખાઈ જવાની પોતાની શક્તિનું ભાન કરાવવા, તે ઘડો તેને મોકલાવી આપ્યો.[૩૫-૩૭] વાસુદેવને પોતાની યુક્તિ આમ અફળ ગયલી જણાઈ, એટલે તેણે સત્વર મથુરા છોડયું, અને સર્વ યાદવો સાથે દ્વારકા સીધાર્યા.[૩૮] ત્યાં તેમનો નિવાસ કરાવ્યા પછી, મહાયશસ્વી વાસુદેવે કાલયવન સાથેના યાદવોના વૈરનો અંત હમેશને માટે આણવાની ઇચ્છાથી વૃષ્ણિઓને આશ્વાસન આપ્યું, અને તેમને દ્વારકામાં રાખી, પોતે એકલા મથુરા પાછા આવ્યા

મથુરા આવીને પછી હે રાજન્! પુરુષોમાં ઉત્તમ, મહાયોગી, મધુસૂદન (કૃષ્ણ) પગપાળા થઈ, બાહુરૂપી આયુધ સાથે મથુરામાંથી શત્રુની સામે બહાર આવી ઉભા.[૩૯-૪૦] કૃષ્ણને આમ એકલા બહાર આવેલા જોઈ, કાલયવન રાજા હર્ષ પામ્યો, અને ક્રોધથી તેની સામે ટગરટગર જોઈ રહ્યો. મહાબળવાન્ કૃષ્ણે પણ તેને પોતાની તરફ જ વિશેષ આકર્ષ્યો, અને પછી એકદમ દોટ મૂકી. એટલે યવનોનો રાજા કાલયવન પણ ગોવિંદને હણવાની ઇચ્છાથી (એકલો) તેની જ પછવાડે પૂર જોસથી દોડ્યો, પરંતુ તે આ યોગધર્મી-(અદ્ભુતશક્તિસંપન્ન કૃષ્ણ)ને દોડમાં પહોંચી શકયો નહીં.[૪૧-૪૨]

માંધાતાના પુત્ર, મહાયશસ્વી, અને મહાબળવાન્ રાજા મુચુકુંદે પૂર્વે સ્વર્ગમાં દેવાસુર યુદ્ધમાં અદ્ભુત કર્મ (પરાક્રમ) કર્યું હતું; તેથી દેવોએ પ્રસન્ન થઈ વરદાનથી તેનું મન રંજન કર્યું, અને તેણે વરદાનમાં (દેવો પાસે) નિદ્રા જ માગી લીધી. તે યુદ્ધકર્મથી અત્યંત થાકેલો હતો, એટલે કુદરતી રીતે તેના મુખમાંથી વાણી પણ આવી નીકળી:-[૪૩-૪૪] કે "હું ગાઢ નિદ્રામાં સુતેલો હોઉં તે વેળા જે કોઈ મને જાગૃત કરશે તેને હે દેવો! હું મારી આંખના તેજથી ભસ્મ કરી નાંખું, એવું સામર્થ્ય મને પ્રાપ્ત થાવ." "ક્રોધથી બળતી આંખથી જોતાંવેંત જ હું તેને બાળી નાંખીશ," એ વચનોના વારંવાર ઉચ્ચાર તેણે દેવો સમક્ષ કર્યા.[૪૫] એટલે દેવો સાથે ઇન્દ્ર પણ તેને કહ્યું કે, "ભલે ત્યારે એમ થશે." આવું વરદાન મેળવીને દેવોની અનુજ્ઞાથી તે માનવ લોકમાં પાછો આવ્યો હતો.[૪૬] સ્વર્ગમાંથી ઉતરતાં વેંત જ, શ્રમથી થાકેલા મુચુકુંદે એક પર્વતની કોઈ ગુહામાં પ્રવેશ કર્યો અને (યુદ્ધનો શ્રમ ટાળવાને) ત્યાં જ લાગલો સુઈ ગયો હતો. તે સમયથી તે કાલયવનના ભયથી દોડેલા કૃષ્ણે આ ગુહામાં તેને જોયો ત્યાં સૂધી તે એ ગુહામાં નિદ્રામાં જ પડ્યો રહ્યો હતો.[૪૭]

દેવેશે (ઇન્દ્રે) તેને નિદ્રામાંથી જગાડનારને બાળવાનું સામર્થ્ય આપનારું જે વરદાન આપ્યું હતું અને એ મુચુકુંદ રાજા આવું જે સામર્થ્ય ધરાવતો હતો તે સંબંધી સઘળો વૃત્તાંત નારદે વાસુદેવને જણાવેલો હતો.[૪૮] (તેથી આ વરદાનનું સ્મરણ કરીને) પુંઠ પકડી દોડતા મ્લેચ્છ શત્રુ કાલયવન સાથે કૃષ્ણે વિનયપૂર્વક (ધીમેથી તે જાગે નહીં એમ) મુચુકુંદવાળી આ

ગુહામાં પ્રવેશ કર્યો.૪૯ અને જાગી ઉઠતાં આ રાજર્ષિ મુચુકુંદની દૃષ્ટિ જે માર્ગ ઉપર પડે એમ હતું તે માર્ગનો ત્યાગ કરીને બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ કૃષ્ણ તેના માથા પાછળ ઉભા રહ્યા.૫૦ યવનરાજ કાલયવન પણ તેની પછવાડે આ ગુહામાં પેઠો, (શત્રુને મારવાના એકજ લક્ષમાં ભાન ભૂલી તેણે ત્યાં આડીઅવળી કયાંય પણ દૃષ્ટિ કરી નહીં, કે લેશ પણ બીજો વિચાર કીધો નહી.) અને લાગલો જ રાજા મુચુકુંદ જે ત્યાં સુતો હતો તે એની નજરે પડ્યો. પછી એ દુર્બુદ્ધિ યવન, કાલ(યમ)રૂપ સુતેલા આ સાધુ પુરુષની પાસે ગયો અને તેને જ વાસુદેવ છે એમ માની લઇને એક પતંગીયું જેમ પોતાના વિનાશને માટે દેવતામાં ચાહીને ઝંપલાવી પડે છે, તેમ આ રાજા મુચુકુંદને જગાડવા તેણે લાતો મારી.૫૧-૫૨ એટલે રાજર્ષિ મુચુકુંદ તેના પગના સ્પર્શથી જાગૃત થયો અને નિદ્રાભંગથી તેમ જ પગના પ્રહાર થવાથી તેની ઉપર અતિ ક્રોધે ભરાયો,૫૩ અને ઇંદ્રે આપેલું વરદાન તેને સાંભરી આવ્યું; એટલે તેને પોતાની સમક્ષ ઉભેલો જોતાં જ, તેના ઉપર તીક્ષ્ણ દૃષ્ટિ કરી, અને તરત જ તે તેના ક્રોધ તેજથી સર્વ રીતે બળી રાખ થઈ ગયો.૫૪ વિજળી જેમ એક ક્ષણમાં જ સુકા વૃક્ષને બાળી નાંખે છે, તેમ મુચુકુંદની આંખના તેજથી નીકળેલા અગ્નિએ એક જ ક્ષણમાં તેને ભસ્મીભૂત કરી નાંખ્યો.૫૫

પછી આમ યુક્તિથી કાર્ય સાધનારા, બુદ્ધિમાન્ વાસુદેવે લાંબા સમયથી એ ગુફામાં સુતેલા એ શ્રીમાન્ રાજા મુચુકુંદને નીચેનું ઉત્તમ વચન કહ્યું:-"હે રાજન્! મને નારદે કહ્યું હતું કે તું ઘણા લાંબા સમયથી આ ગુફામાં સુતેલો છે, અને તેથી જ આ કાર્યપરત્વે હું આ ગુફામાં પેઠો હતો. તેં મારું આ ઘણું જ મોટું કાર્ય સિદ્ધ કર્યું છે; તારું કલ્યાણ થાઓ. હું હવે જાઉં છું."૫૬-૫૭

પોતાના પ્રચંડ શરીરના પ્રમાણમાં કૃષ્ણને નાનકડા જોવાથી, રાજા મુચુકુંદના મનમાં વિચાર સ્ફુર્યો કે, "હું અહીં સુતો તેને ઘણો જ સમય થઈ ગયો હશે, કદાચ એક યુગ પણ વીત્યો હશે."૫૮ એટલે આ વિચારથી પ્રેરાઈ, એ રાજાએ ગોવિંદને આ પ્રશ્ન કર્યો, "તું કોણ છે? અહીં કેમ આવ્યો છે? હું અહીં કેટલા કાળથી સુતેલો છું, તે તું જાણતો હોય તો તે મને કહે."૫૯

શ્રીકૃષ્ણ કહે છે:-"સોમ વંશમાં નહુષનો પુત્ર યયાતિ નામનો એક રાજા ઉત્પન્ન થયો હતો. યદુ તેનો જ્યેષ્ઠ પુત્ર હતો. તેને યદુ ઉપરાંત અન્ય ચાર નાના પુત્રો હતા.૬૦ હે વિભુ! હું આ યદુના વંશમાં ઉત્પન્ન થયેલા વસુદેવનો પુત્ર છું. હે નૃપતિ! તારે મને વાસુદેવ નામથી ઓળખવો. હું અહીં કારણસર આવેલો છું.૬૧ મુનિ નારદ દ્વારા મારા જાણવામાં આવેલું છે, કે તું ત્રેતા યુગમાં આ સ્થળે ગાઢ નિદ્રામાં પડ્યો હતો. અને આ કલિયુગ ચાલે છે. હે રાજન્! મારે બીજું કંઈ તારું કાર્ય કરવાનું હોય તો તે તું મને સુખેથી કહે.૬૨ હે રાજા! મહાદેવ શંકરનું વરદાન પામેલા, અને સો વર્ષે પણ યુદ્ધમાં જેનો હું વધ કરી શકું એમ ન હતું, એવા મારા શત્રુ કાલયવનને તેં બાળી નાંખ્યો છે."૬૩

વૈશમ્પાયન કહે છે:-આ પ્રમાણે કૃષ્ણનું વચન સાંભળીને રાજા મુચુકુંદ એ ગુફામાંથી બહાર આવ્યો, અને બુદ્ધિમાન, કૃતકૃત્ય થયેલા કૃષ્ણ પણ તેની પછવાડે બહાર આવ્યા.૬૪ ગુફાની બાહાર આવતાં મુચુકુંદ રાજાએ અલ્પ ઉત્સાહવાળાં, અભિલાષવાળાં, અલ્પ બળવાળાં, અને અલ્પ વીર્ય તથા અલ્પ પરાક્રમવાળાં, શરીરના નાનકડા બાંધાવાળાં માણસોથી આ પૃથ્વીને વ્યાપેલી જોઈ, અને પોતાનું રાજ્ય પણ અન્ય પરાયા રાજાના હાથમાં ગયલું તેને જણાયું.૬૫ એટલે પ્રીતિવચનોથી તેણે ગોવિંદને ત્યાંથી વિદાય કર્યા અને પોતે મહાન્ વનમાં પ્રવેશ કર્યો, અને ત્યાંથી તે તપ આદરવાનો સંકલ્પ મનમાં કરી હિમાલય ઉપર સીધાર્યો.૬૬ તે પછી તેણે ત્યાં તપ આદર્યું અને આ કલેવરનો ત્યાગ કરી, પોતાનાં શુભ કર્મોથી જિતેલા સ્વર્ગલોકમાં ચઢી ગયો.૬૭

આમ મોટા મનવાળા, ધર્માત્મા વાસુદેવ પણ આવા ઉપાયથી પોતાના શત્રુ કાલયવનને હણાવીને, તેના સૈન્યની પાસે આવી ખડા થયા.૬૮ અને પુષ્કળ હાથી, રથ, અશ્વ, કવચ, શસ્ત્ર, આયુધ અને ધ્વજાઓવાળા, નધણિયાતા તેના સૈન્યને કબજ કરી પોતાની સાથે લીધું; પછી તે સાથે કૃષ્ણ ત્યાંથી દ્વારાવતી આવ્યા, અને આ સર્વ સમાચાર રાજા ઉગ્રસેનને નિવેદન કર્યા. પછી પ્રીતિથી પૂર્ણ મનવાળા જનાર્દને પુષ્કળ ધન આદિ સંપત્તિથી દ્વારાવતીને શોભાવી.૬૯-૭૦

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे रुक्मिणी स्वयंवरमां "कालयवननो वृत्तांत ने मुचुकुंदने हाथे तेनो घात" ए नामनो अध्याय ५७ मो संपूर्ण

---

## અધ્યાય ૫૮ મો

### વિશ્વકર્મા પાસે દ્વારાવતીની ઘટના અને અન્ય સંવિધાન

वैशंपायन उवाच—

ततः प्रभाते विमले भास्करे उदिते तदा ।
कृतजाप्यो हृषीकेशो वनान्ते निषसाद ह ॥ १ ॥

વૈશમ્પાયન કહે છે:-તે પછી વિમલ પ્રભાત થતાં અને સૂર્ય ઉદય પામતાં, જપ આદિ નિત્યના પ્રાતઃ-

કર્મથી પરવારી, હૃષીકેશ (કૃષ્ણ) કુશસ્થલીના વનના સીમાડાના પ્રદેશમાં બેઠા.[1] પછી નવી નગરીની આસપાસના કોટને માટે યોગ્ય સ્થળ જોવાની ઇચ્છાથી યદુનંદન એ પ્રદેશમાં ચારે કોર ફર્યા, અને યાદવકુલના મુખ્ય મુખ્ય પુરુષો પણ તે વેળા તેની સેવામાં (વિચાર સારુ) ખડા રહ્યા હતા.[2] પછી રોહિણી નક્ષત્રમાં શ્રેષ્ઠ દિવસે ઉત્તમ મુહૂર્તમાં મંદ(શનિ)વાસરે તેમણે ઉત્તમ બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યું, અને પુણ્યાહવાચનના વિપુલ ઉદ્ઘોષો સાથે નવા દુર્ગનો પાયો નાંખવાની ક્રિયા કરી અને તે બાંધવાનું કામ આરંભ્યું.[3] તે પછી વૃત્ર દાનવનો શત્રુ ઇન્દ્ર દેવોને જેમ આજ્ઞા કરે તેમ કેશી દૈત્યના સંહારક, વક્તાઓમાં શ્રેષ્ઠ, અને કમલના પત્રસમાન વિશાલ નયનવાળા કૃષ્ણે યાદવોને નીચે પ્રમાણે કહ્યું:-[4]

"હે યાદવો! જુઓ મેં દેવોના નિવાસના જેવી આ ભૂમિ આપણા નિવાસસ્થાન માટે નિર્માણ કરેલી છે, તથા આ પુરી જે (દ્વારાવતી) નામથી પૃથ્વી ઉપર વિખ્યાત થવાની છે, તે નામથી તેનો નામકરણસંસ્કાર પણ કરેલો છે.[5] મેં નિર્મેલી આ દ્વારાવતી નામની રમણીય પુરી સ્વર્ગલોકની, શક્ર(ઇન્દ્ર)ની અમરાવતીપુરીની પેઠે પૃથ્વીમાં સુવિખ્યાત થશે.[6] આ દ્વારાવતીને હું એ અમરાવતીના જેવાં જ લક્ષણો અને ભુવનોથી સંપન્ન રચાવીશ, અને તેના જેવા જ ચોક, રાજમાર્ગો, તથા અંતઃપુરો પણ રચાવીશ.[7] ચિંતા, ભય આદિ જ્વરોનો ત્યાગ કરીને તમે દેવોની પેઠે અહીં આનંદમંગલ કરો, અને ઉગ્રસેન આદિ તમે સર્વ તમારા ઉગ્ર શત્રુઓનો પણ અવરોધ કરો.[8] આ પુરીમાં તમે તમારાં પોતપોતાનાં ગૃહો માટે જગા પસંદ કરી, તેની યોગ્ય રચના કરો, અને તેનું વાસ્તુ પણ કરો. વળી ત્રણ ખુણીઆં હાટ, અને ચોકની રચના કીયે કીયે સ્થળે કરવી, તેના પ્રબંધ રચો, તથા રાજમાર્ગો, રાજમહેલો, અને કોટ કીલ્લાની રાંગો કેવે પ્રકારે કરવી, તેનું માપ પણ ચોક્કસ કરો.[9] દેશમાં ગૃહો અને નિવાસો રચવાના કાર્યમાં કુશળ હોય એવા મુખ્ય મુખ્ય શિલ્પીઓને દેશનાં વિવિધ સ્થળોએથી અહીં બોલાવી મંગાવો, અને મજુરી તથા સેવા ચાકરી કરનારાં અન્ય મનુષ્યોની પણ યોજના કરો."[10]

આ પ્રમાણે નગરરચના સંબંધમાં કૃષ્ણથી બોધ પામેલા યાદવો પ્રસન્ન થઇને ગ્રહસંગ્રહ (ઘરની જગા શોધવા અને બાંધવાનું કામ) કરવાને તત્પર થયા, અને પોતપોતાના નિવાસ માટે જોઇએ તેટલી ભૂમિ પસંદ કરી, ટપોટપ માપવા માંડી. હે મહારાજ! ઉત્તમ યાદવોએ હાથમાં દોરી લઇ જોઇતી જમીન માપી લીધી, અને પુણ્ય દિવસે બ્રાહ્મણોનું પૂજનઅર્ચન કરી ગૃહોનો પાયો નાંખવાની વાસ્તુ તથા કુલદેવતાના પૂજનની વિધિ યથાસ્થિત કરી.

તે પછી મહાબુદ્ધિમાન્ ગોવિંદે ગૃહરચનામાં નિપુણ સૂત્રધારો(કડિયા તથા સુતારોના મીસ્ત્રીઓ)ને સૂચના કરી, કે "આ સ્થળે મારે માટે એક સારી રચનાવાળું મંદિર અને તેમાં કેવળ પવિત્ર અને એકાંત સ્થળે મારા ઇષ્ટ દેવનું એક મંદિર બાંધો, તેમ જ મારા રાજ્યમહેલના ચોક અને રાજમાર્ગોની પણ યોજનાઓ કરો."[11-14] અને "ભલે એમ કરીશું," એવો ઉત્તર મહાબાહુ કૃષ્ણને તેમણે આપ્યો.

પછી એ સૂત્રધારોએ યથાવિધિ સંસ્કાર કરી, દ્વારાવતીને દુર્ગ (કોટ) બાંધવાને જોઇતી સઘળી સામગ્રીઓ એકઠી કરાવી.[15] પછી તેમણે યોગ્ય રીતિએ અને યોગ્ય ક્રમે દુર્ગનાં દ્વાર અને દેવાલયોની યોજના કરી. પછી શાસ્ત્રોક્ત ક્રમ અનુસાર બ્રહ્મા આદિ ગૃહદેવતાઓ અને બલિ લેનારા દેવતાઓનાં સ્થાન બાંધ્યાં.[16] પછી જળદેવતા વરુણ, અગ્નિ, અને ઇન્દ્રનાં આયતનો તથા મંદિરો બાંધ્યાં; તેમ અગ્નિહોત્રીઓને માટે સોમરસ કાઢવાની શિલા અને ઉલૂખલ(ખાણિયા)નાં યોગ્ય સ્થાન પણ તૈયાર કર્યાં. તે પછી તેમણે કોટના ચાર દરવાજા ઉપર ક્ષુદ્રાક્ષ, ઐન્દ્ર, ભલ્લાટ અને પુષ્પદંત એમ ચાર દુર્ગપાલ દેવોની સ્થાપના કરી. આ પ્રમાણે મહાત્મા યાદવોનાં ગૃહોની સારી રીતે યોજના થઈ રહી, એટલે શ્રીકૃષ્ણે (માધવે) દ્વારાવતી પુરીમાં સત્વર નિવાસ કરવાનો વિચાર કરવા માંડ્યો. એટલામાં સત્વર કામ કરનારી, વિમલ બુદ્ધિ (વિચાર) દૈવવશાત્ કૃષ્ણને સ્ફુરી આવી.[17-19] તે બુદ્ધિ દ્વારાવતીનું પ્રિય સાધનારી અને યાદવોની અભિવૃદ્ધિ કરનારી હતી. "દેવોના શિલ્પીઓમાં મુખ્ય બ્રહ્માનો પુત્ર, સમર્થ વિશ્વકર્મા પોતે જ અહીં આવી, પોતાની બુદ્ધિ અનુસાર પોતાના સામર્થ્યના પ્રભાવથી આ પુરીની સારી રીતે સ્થાપના કરે," એવો કૃષ્ણને વિચાર સ્ફુરતાં તેમણે એકાંત સ્થળમાં બેસી (સ્વર્ગ) દેવોના નિવાસપ્રતિ દૃષ્ટિ ઠેરવી, અને વિશ્વકર્માના આગમન માટે મનમાં સંકલ્પ કર્યો.[20-21] એટલે તે જ ક્ષણે તરત જ મહા બુદ્ધિશાલી, શિલ્પીઓનો આચાર્ય, દેવોમાં શ્રેષ્ઠ વિશ્વકર્મા કૃષ્ણની સન્મુખ આવી ઉભો અને નીચે પ્રમાણે બોલ્યોઃ-

વિશ્વકર્મા કહે છેઃ-હે વિષ્ણુ! હે વ્રતધારી કૃષ્ણ! ઇન્દ્રે તમારે માટે મને અહીં તમારી સન્મુખ મોકલ્યો છે. હું તમારો કિંકર તમારી પાસે આવ્યો છું. તો મારે તમારું કિમ કિમ્ (શુંશું) કાર્ય કરવાનું છે, તેની આજ્ઞા મને

કરો.[૨૨-૨૩] જેમ દેવોના દેવ બ્રહ્મા અને અવિકારી શંકર મારે મન માન(પૂજા)ને પાત્ર છે, તેમ હે દેવ! તમે પણ (વિષ્ણુ સ્વરૂપ હોવાથી) મને માન્ય છો; હે પ્રભુ! તમારી અને તેમની પૂજામાં કાંઈ વિશેષ ભેદ મને જણાતો નથી.[૨૪] હે મહાબાહુ! તમે ત્રણે લોકને આજ્ઞા કરનારી વાણી મુખમાંથી બહાર કાઢો. તમને સંપૂર્ણપણે સંતુષ્ટ કરવાને અર્થે* હું આવેલો છું. તેથી હવે મારે શું શું કરવાનું છે, તેની મને આજ્ઞા કરો."[૨૫]

વિશ્વકર્માનું આવું વિનયપૂર્ણ વચન સાંભળી, કંસના શત્રુ અને યાદવોમાં શ્રેષ્ઠ કેશવે તેને નીચેનું અતુલ (અનુપમ) વચન કહ્યું:-[૨૬]

"હે સુરોમાં ઉત્તમ વિશ્વકર્મા! (બ્રહ્મલોકની) જે દેવસભામાં દેવોના (પૃથ્વીનો ભાર ઉતારવાનો) હેતુ સાધવાને ગુહ્ય સંકેત કરવાને પૂર્વે આપણે મળ્યા હતા, તે સભામાં તે પોતે જ આપણો એ સંકેત સાંભળેલો છે. એ સંકેતની સિદ્ધિને અર્થે હું આ લોકમાં દ્વારાવતીમાં પ્રસ્તુત સમયે આવેલો છું, અને આ નગરીમાં તારે મારે માટે અવશ્ય એક પ્રાસાદ(મહેલ) બાંધવાનો છે.[૨૭] તેથી હે સુવ્રતશીલ! તારી શિલ્પકાર્યની કુશળતા યોગ્ય રીતે દર્શાવી શકાય અને મારા નિવાસને યોગ્ય થઈ પડે, તેમ જ મારા પ્રભાવ અને પરાક્રમને અનુરૂપ થાય એવી એક સુંદર પુરી તારે વસાવવાની છે, અને તેમાં ચારે કોર યોગ્ય યોગ્ય સ્થળોએ સુંદર ગૃહો ઊભાં કરવાનાં છે.[૨૮] સ્વર્ગમાં જેમ દેવોની પુરી અમરાવતી ઉત્તમ છે, તેમ આ નગરી પૃથ્વીમાં ઉત્તમ થાય, એવી શિલ્પાદિ યોજના તારે કરવાની છે. હે મહા બુદ્ધિશાલી! આ કાર્ય માટે તું હરેક રીતે સમર્થ છે.[૨૯] જેવું વૈકુંઠલોકમાં મારું સ્થાન બ્રહ્મસદન છે, તેવું જ સ્થાન તારે અહીં આ પુરીમાં મારે માટે બાંધવાનું છે. જેથી મનુષ્યો આ પુરીમાં મારું ઐશ્વર્ય તેમ જ યાદવકુલની શોભા નિહાળે."[૩૦]

આ પ્રમાણે સૂચના કૃષ્ણે કરી એટલે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ, વિશ્વકર્માએ, દેવોના શત્રુનો વિનાશ કરનાર, કલેશ ન થાય એવાં કર્મ કરનાર કૃષ્ણને નીચે પ્રમાણે ઉત્તર આપ્યો:-[૩૧]

"હે પ્રભુ! તમે આ જે વચન કહ્યું છે, તે પ્રમાણે સર્વ હું કરીશ. પરંતુ આટલા વિસ્તારમાં બાંધેલી પુરી તમારે તેમ જ તમારા અનુયાયીઓને માટે પુરતો સમાસ કરી શકશે નહીં.[૩૨] તેથી જો તેના વિસ્તાર વધે, તો જ તેની શોભામાં વિશેષ સારી વૃદ્ધિ થશે; અને તેમ થાય તો જ ચારે સાગરો અહીં સાક્ષાત્ મનુષ્યરૂપ ધરીને તેની ભૂમિ ઉપર સંચાર કરી શકશે.[૩૩] હે પુરુષોત્તમ! જો જળનો રાજા આ સમુદ્ર તે મ[ને] તમને પોતાના પ્રદેશમાંથી કિંચિત્ ભૂમિ આપવા ઇચ્છા કરે, તો જ આ પુરી સારી રીતે ઘણી જ લાં[બી] અને પૂરા વિસ્તારવાળી તેમ જ યોગ્ય સર્વ લક્ષણો સંપન્ન થઈ શકશે."[૩૪]

આ પ્રમાણે પુરીનો વિસ્તાર વધારવાને વિશ્વકર્મા[એ] કૃષ્ણને કહ્યું, એટલે વક્તાઓમાં ઉત્તમ કૃષ્ણે તે સંબં[ધી] વિશ્વકર્માની સૂચના પૂર્વે જ જે નિશ્ચય કર્યો હ[તો] તે દૃઢ થયો; અને તેથી પ્રેરાઈને તેમણે સરિતાઓ[ના] નાથ સાગરને નીચે પ્રમાણે વિનતિ કરી:-[૩૫]

"હે સમુદ્ર! જો તને મારે વિષે કાંઈ માનબુ[દ્ધિ] હોય, તો આ જળાશયમાંથી બાર યોજનના વિસ્ત[ાર] જેટલું તારું સ્વરૂપ સંકોચી લે. અર્થાત્ તા[રા] જળપ્રદેશમાંથી મને એટલી ભૂમિ કાઢી આપ.[૩૬] આમ તું જે ભૂમિ મને આપીશ, તે ઉપર બાંધવા[માં] આવનારી મારી પુરીનો પ્રદેશ પુરતો તેમ જ રમણી[ય] થઈ શકશે, તથા તે મારી સમગ્ર સેનાનો પૂરતો સમા[સ] પણ કરી શકશે."[૩૭]

એટલે, કૃષ્ણનું આવું વચન સાંભળી, નદ(વિશા[ળ] નદીઓ) અને નદીઓના પતિ સમુદ્રે યોગબળથી અ[ને] પવનની સહાયથી બાર યોજન જેટલો સંકોચ પામ[ી] એટલા વિસ્તારના પોતાના જળાશયનો ત્યાગ કર્યો.[૩૮] આ પ્રમાણે સાગરે ગોવિંદનું સન્માન કર્યું તેથી વિશ્વકર્મા પ્રસન્ન થયા, અને તેમણે એ દ્વારાવતી પુરીની રૂપરેખા આલેખી, તેની રચનાનું વાસ્તુ પણ કર્યું.[૩૯] તે પ[છી] યદુનન્દન કૃષ્ણને વિશ્વકર્માએ આ વચન કહ્યું:-

"હે ગોવિંદ! તમે સર્વે આજના દિવસથી જ આ પુરીમાં નિવાસ કરી શકશો. હે પ્રભુ! મેં આ ઉત્તમ પુરીની યોજના મારા મનમાં ક્યારનીયે ઉપજાવી કાઢ[ી] છે. નહીં જેવા જ થોડા સમયમાં આ રમણીય નગરીમ[ાં] એકમેક સાથે સંકળાયલાં ઘરોની હારોહાર લાગ[ી] રહેશે. સારાં દ્વાર અને તોરણો, અતિ ઉત્તમ અટારીઓ, ચૌટાં, દુકાનો વગેરેથી આ રમણીય નગરી પૃથિવીમ[ાં] બળદની ખુંધ પ્રમાણે શણગારરૂપ થશે."[૪૦-૪૨]

આ પ્રમાણે કહીને વિશ્વકર્માએ દેવોથી પૂજાયલ એ પ્રદેશમાં દ્વારાવતી નગરીની રચના કરી, અને તેમ[જ] કૃષ્ણનાં પરિચર્યાનાં સ્નાનગૃહ આદિ સ્થાનો બાંધ્ય[ાં] તથા એક મોટું અંતઃપુર પણ રચ્યું.[૪૩] આમ વિશ્વકર્માએ માત્ર સંકલ્પબળના પ્રયત્નથી જ વૈષ્ણવી રમણીય દ્વારાવતી પુરી નિર્માણ કરી.[૪૪] આ નગરીન[ા] રક્ષણનાં દ્વાર કુશળતાપૂર્વક તૈયાર કરેલાં હતાં; ઉત્તમ કોટની રાંગોથી તે શોભતી હતી; કોટના અગ્ર ભાગન[ા]

* "परिदृष्टार्थं' તમારો હેતુ મને સંપૂર્ણ વિદિત છે;' એ પાઠ મુંબઇની પ્રતિમાં છે. ઉપર કાશી અને બંગાળી પ્રતિનો પાઠ લીધો છે.

પ્રદેશમાં બનાવેલી પાણીની ખાઈઓ અને માટીના ટેકરાઓની હારથી તેનું સારી રીતે રક્ષણ થાય એમ હતું; તેના કોટના દ્વારનાં તોરણો અને ઉત્તમ ચૌટાંની રચના એવી હતી કે હુમલા સામે તેનું રક્ષણ પૂરી રીતે દીર્ઘ સમય પર્યંત થઈ શકે એમ હતું.[૪૫] તેમાં મનોહર પુરુષ અને સ્ત્રીઓના સમૂહો હતા; વ્યાપારીઓના નિવાસથી તે વધુ શોભતી હતી; નાના પ્રકારના વેચવાસાટવાના પદાર્થોથી તે ભરપૂર હતી; જાણે આકાશમાંથી જ તે પૃથ્વી ઉપર ઉતરી આવી હોય એવી અનુપમ દીસતી હતી.[૪૬] નિર્મળ પાણીનાં સરોવરો, અને વાવો, અને ઉદ્યાનોથી તે ઉત્કૃષ્ટ રીતે શોભતી હતી; મોહ પમાડનારી, લાંબી સુંદર આંખવાળી અને ઉપરણાથી સમગ્ર અંગને ઢાંકનારી સ્ત્રીનાં અંગોની પેઠે તેનાં સર્વે અંગો યથાસ્થિત વિસ્તારવાળાં હતાં.[૪૭] તેની મધ્યે પુષ્કળ સમૃદ્ધ ચોક હતા; અને મેઘથી છવાયલાં ઉંચાં તેમ જ ઉત્તમ ઘરની અલગાર હારથી તે સર્વત્ર છવાયલી હતી; હજારો રાજમાર્ગો અને આડાઅવળા મહોલ્લાઓથી તે ભરપૂર હતી;[૪૮] ઇન્દ્રપુરી અમરાવતી જેમ સ્વર્ગને શોભાવે છે, તેમ આ દ્વારાવતી નગરી સમુદ્રપ્રદેશને શોભાવી રહી હતી. પૃથિવીમાં જાણે સર્વ પ્રકારનાં રત્નોના સંચય (ઢગ) એક જ સ્થળે થયો હોય, તેમ રત્નોની ખાણથી તે સમૃદ્ધ હતી;[૪૯] દેવોને પણ એક ઉત્તમ તીર્થક્ષેત્ર જેવી લાગે એવી તે પવિત્ર હતી; તેને સુરક્ષિત જોઇને સામંત રાજાઓના મનમાં પણ ક્ષોભ થાય અને (તેમનો મત્સર ગળી જાય એમ હતું). મોટા મોટા મહેલોથી તે આકાશને છાઈ નાંખતી હતી અને આકાશ જાણે પ્રકાશરહિત હોય એમ જણાતું હતું.[૫૦] પૃથિવીનાં વિશાળ રાજ્યોમાંથી વ્યાપાર આદિ અર્થે આવેલાં લોકોનાં ટોળાંની ભારે ગીર્દી ત્યાં જામતી હતી અને તેમના ઘોંઘાટથી તે ગાજતી હતી; અને જળના રાજા સમુદ્રનાં મોજાઓ સાથે અથડાતા પવનના પ્રવાહોથી તે શીતલ બનતી હતી.[૫૧] સમુદ્રના તીર ઉપરનાં રમણીય ઉપવનોથી તે માણસોને પ્રિય અને મનોહર લાગતી હતી. આવી આવી અનુપમ શોભાવાળી અને સર્વ સમૃદ્ધિથી સંપન્ન તેમજ ઉત્તમ નગરીનાં લક્ષણોથી વિરાજતી દ્વારકા નગરી જાણે તારાથી ખચિત આકાશની પેઠે પૃથિવી ઉપર વિરાજતી હતી.[૫૨] તે સૂર્યના વર્ણના, સોનાના કોટથી ચારે કોર વીંટળાયલી હતી; હિરણ્ય વર્ણનાં ગૃહોથી, શુભ્ર મેઘ જેવાં તેજસ્વી અને ગંભીર અવાજ કરનારાં પ્રચંડ દ્વારોથી તેમ જ અટારીઓથી તે વિશેષ શોભતી હતી. વચ્ચે વચ્ચે કેટલાંક કેટલાંક સ્થાનોએ તો તેના રાજમાર્ગો ઉંચા મહાલયોની છાયાથી ઢંકાતા હતા.[૫૩-૫૪] જાણે સોમ (ચન્દ્ર) આકાશને પ્રકાશિત કરતો હોય, તેમ સર્વ યાદવોને આનંદ કરાવનાર, યદુનંદન કૃષ્ણે પોતાનાં વહાલાં મનુષ્યોથી છવાયલી એ પુરીમાં નિવાસ કર્યો.[૫૫] અને દેવ વિશ્વકર્માએ દ્વારાવતી પુરીને આમ અમરાવતી જેવી ભવ્ય અને રમણીય બનાવી, ગોવિંદનો સત્કાર સ્વીકારીને પાછા સ્વર્ગમાં સીધાર્યા.[૫૬]

તે પછી પોતાની આત્મશક્તિને જાણનારા કૃષ્ણને પુનઃ એવી બુદ્ધિ સ્ફુરી ઉઠી કે, 'જો બની શકે, તો હું આ મનુષ્યોને ધનના ઓઘથી સંતુષ્ટ કરું.'[૫૭] અને તરત જ સમર્થ, પ્રભુ ઉપેન્દ્રે (કૃષ્ણે) વૈશ્રવણ(કુબેર)ની સેવામાં રહેતા, નિધિઓમાં ઉત્તમ એવા, નિધિ શંખનું રાત્રિએ પોતાના ભવનમાં આહ્વાન કર્યું.[૫૮] આ આહ્વાન પોતાને દ્વારકાના પતિ કેશવે કર્યું છે, એમ જાણીને નિધિનો રાજા શંખ પોતે જ તેમની સમીપ દ્વારકા ગયો.[૫૯] આમ ભૂમિ ઉપર ઉતરી, એ શંખે બે હાથની અંજલિ જોડી, જાણે પોતાના નાયક વૈશ્રવણ(કુબેર)ને જ વિનવતો હોય તેમ વિનયથી કૃષ્ણને વિનતિ કરી કહ્યું કે, "હે ભગવન્! મારે દેવોનાં વિત્તના રક્ષકે તારું શું હિત અહીં કરવાનું છે તે કહે? હે મહાબાહુ! યદુનંદન તારે માટે મારે જે કંઈ કાર્ય કરવાનું હોય તેમાં મારી યોજના કર."[૬૦-૬૧] એટલે હૃષીકેશે ગુહ્યકોમાં ઉત્તમ શંખને આજ્ઞા કરી કે, "આ પુરીમાં જે લોકો ધનથી દરિદ્ર હોય, તેમનો ભંડાર ધનથી ભરપૂર કર. આ પુરીમાં હું કોઈ પણ માણસને ભૂખ્યો, દુબળો, હીણાયલા અંગવાળો અને મલિન જોવા ઇચ્છતો નથી. આ નગરીમાં જે નિર્ધન માણસ 'આપો' એવા વચનથી ધનની યાચના કરતો હોય તેને પુષ્કળ ધન તું આપ અને તેનું દરિદ્ર કાપ."[૬૨-૬૩] (તે દિવસથી દ્વારાવતીમાં કોઈ દરિદ્રી, દુબળો કે મલિન મળવો એ કઠિન થઈ પડ્યું.)*

વૈશંપાયન કહે છેઃ–નિધિના રાજા શંખે કેશવની આ આજ્ઞા માથે ચઢાવી, અને પોતાના નવે નિધિઓને "દ્વારાવતીમાં પ્રત્યેક ગૃહમાં ધનના ઢગ વર્ષાવો" એવી આજ્ઞા કરી.[૬૪] અને એ સર્વે નિધિઓએ તરત જ ત્યાં સર્વ સ્થળોએ ધનના ઢગલા વર્ષાવી દીધા, અને ત્યાં કોઈ પણ માણસ નિર્ધન કે હીનભાગ્યવાળો રહ્યો નહી.[૬૫] આમ થવાથી મહાત્મા કેશવની પુરી દ્વારાવતીમાં પૂર્વે કોઈ પણ માણસ દુબળો કે મલિન પણ મળી આવતો ન હતો.[૬૬]

* મનમથનાથ દત્ત આ શ્લોકને ક્ષેપક ગણે છે, અને તેના કથાસંદર્ભથી જરૂર જણાતી નથી.

તે પછી યાદવોનું આથી વિશેષ પ્રિય કરનારા, ભગવાન, પુરુષોમાં ઉત્તમ કૃષ્ણે તે જ સ્થળે રહીને વાયુનું આહ્વાન કર્યું,[૬૭] અને પ્રાણીઓના પ્રાણને ટકાવનાર વાયુ એકાંતમાં એકલા બેઠેલા, દેવોના ગુહ્ય સંકેતને પાર પાડનારા, પ્રભુ, ગદાધારી કૃષ્ણની સમીપ આવી પહોંચ્યો, અને પોતાનું કર્તવ્ય પૂછતાં બોલ્યો:-[૬૮] "હે દેવ! મારે તમારા, શીઘ્ર ગતિવાળા અને સર્વત્ર વિચરી શકનારા સેવકે તમારું હિત કરવાનું છે. હે નિષ્પાપ! જેવો હું દેવોનો દૂત છું, તેવો જ તમારો પણ છું."[૬૯] વાયુનું આવું વચન સાંભળી, હરિ, પુરુષ કૃષ્ણે જગતના પ્રાણરૂપ, મૂર્ત દેહમાં પોતાની સમીપ આવેલા મારુતને પોતાનો નીચેનો શુભ હેતુ કહ્યો:-"હે મારુત! તું દેવોના ઈશ્વર ઇન્દ્રની સમીપ જા, અને તેને તથા અમરોને મારી તરફથી માન (પૂજા) અર્પણ કર, અને દેવોની પાસેથી તેમની દિવ્ય સુધર્મા સભા માગીને અહીં સત્વર લઈ આવ.[૭૦-૭૧] મારા આ સર્વ હજારો યાદવો ધર્મનિષ્ઠ છે, અને તેઓ અનેક રીતે પરાક્રમી છે; તેઓ એ સભામાં બેસશે. તેમના જેવાઓને બેસવાને અહિં કૃત્રિમ બનાવટી સભા હોવી નહીં હોવી જોઈએ.[૭૨] જે સભા, અક્ષય (અવિનાશી), રમણીય, ઇચ્છાઅનુસાર વિચરનારી, ઇચ્છાઅનુસાર રૂપ ધરનારી હશે, તેવી જ સભામાં દેવોની પેઠે મારા સર્વે યાદવો વિરાજશે."[૭૩]

નિષ્કપટ કર્મ કરનાર, શુદ્ધ હૃદયવાળા કૃષ્ણની આ આજ્ઞા સ્વીકારીને પોતાની નિરુપમ ગતિથી વાયુ દેવોની પુરી અમરાવતીમાં જઈ પહોંચ્યો.[૭૪] ત્યાં જઈ તેણે સર્વે દેવોને કૃષ્ણ તરફથી માન આપ્યું, કૃષ્ણનું વચન નિવેદન કર્યું, અને તેમની અનુમતિથી તેમની સુધર્મા સભા પોતાની સાથે તે લઈ, પુનઃ પૃથ્વીતલ ઉપર દ્વારાવતીમાં ઉતરી આવ્યો.[૭૫] અને સુધર્મસ્વરૂપ, નિષ્કપટ કર્મ કરનાર, કૃષ્ણને એ સુધર્મા સભા અર્પણ કરીને, વાયુદેવ ત્યાંથી પાછો અંતર્ધાન થઈ ગયો.[૭૬] સ્વર્ગમાં જેમ દેવો આ સભામાં વિરાજતા હતા, તેમ કૃષ્ણે આણેલી સુધર્મા સભામાં દ્વારાવતીમાં યાદવો વિરાજવા લાગ્યા.[૭૭]

આ પ્રમાણે દ્વારાવતી પુરી એક પ્રેમાળ પ્રેમદાને તેનો પતિ ભોગે અને અલંકારોથી શણગારે તેમ અવિનાશી હરિ-કૃષ્ણે તેને સ્વર્ગના, પૃથ્વીના તેમ જળના સર્વ ભોગ્ય પદાર્થોરૂપી અલંકારોથી શ ગારી.[૭૮] તે પછી તેમણે દ્વારાવતીના લોકો માટે વર્ણની મર્યાદા નક્કી કરી, અને શિલ્પ કામ નિર્વાહ કરનારા સલાટ, સુતાર આદિ કારીગ વ્યાપારીઓ, પ્રધાનો, સેનાપતિઓ અને પ્રજાના ઉચ્ચ વર્ગોનાં નાયકોની યોજના કરી.[૭૯] તે મતિમાન્ કૃષ્ણે ઉગ્રસેન રાજાને દ્વારાવતીના રા પદે સ્થાપ્યા, પોતાના કાશીનિવાસી ગુરુ સાંદીપ પુરોહિત બનાવ્યા, અને અનાવૃષ્ટિને સેનાપતિ વિકદ્રુને સર્વ મંત્રીઓનો મુખી કર્યો. વળી સર્વ મહત્ કાર્યોમાં અંતરંગ મંડળ તરીકે સલાહ આપી એવા, યાદવોનાં કુળોના દશ અગ્રણી વૃદ્ધ, બુદ્ધિ અને શ્રેષ્ઠ પુરુષોની એક મંત્રીસભા સ્થાપી. સભાના ઉદ્ધવ, વસુદેવ, કંક, વિપૃથુ, શ્વફલ્ક, ચિ ગદ, સત્યક, બલભદ્ર અને પૃથુ એ દશ મં હતા.) રથીઓમાં ઉત્તમ દારુકને કેશવે પોતાનો હાંકનારો અને સારથીઓના નાયક કર્યો. વળી યોદ્ધાઓમાં અગ્રગણ્ય સાત્યકિને તેમનો વડો કર્યો. આમ સર્વ અંતરંગ તેમ જ બહિરંગનાં રા વ્યવસ્થાનાં કાર્યોમાં યોગ્ય પુરુષોની યોજના કુશળતાથી કીધી.[૮૦-૮૨] આ પ્રકારે નિંદારહિત, લો ઉત્પાદક કૃષ્ણ પોતાની દ્વારાવતી પુરીમાં સર્વ યોજ કરીને યાદવોની સાથે આનંદ મહાણતા ત્યાં લાગ્યા.[૮૩] તે પછી કૃષ્ણની અનુમતિથી, શીલથી માન્ય, રૈવતની કન્યા રેવતીને બળદેવ પરણ્યા.

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे हरि स्वयंवरमां "विश्वकर्मा पासे द्वारावतीनी घटना संविधान," ए नामनो अध्याय ५८ मो संपूर्ण

## અધ્યાય ૫૯ મો

## રુક્મિણીનો વૃત્તાંત અને હરણ*

वैशंपायन उवाच–

एतस्मिन्नेव काले तु जरासंधः प्रतापवान् ।
नृपानुद्योजयामास चेदिराजप्रियेप्सया ॥ १

વૈશંપાયન કહે છેઃ–આ (કૃષ્ણ દ્વારિકાની કરાવવામાં રોકાયા હતા તે) સમય દરમ્યાન ચેદિ

* વાસ્તાવિક રીતે રુકિમણીના હરણનો પ્રસંગ આ અધ્યાયથી ઉપસ્થિત થયેલો છે. આ વિષ્ણુપર્વના ૪૭મા અધ્યાયમાં આ પ્રસંગ ઉભો કરી, કૃષ્ણને વિદર્ભનગરીમાં આણતેજ્યે ગયાનું, ત્યાં ભીષ્મકના પિતા અને કાકાને હાથે તેમનો સત્કાર થયાનું અને ઇન્દ્રે રાજેન્દ્ર પદ આપી કૃષ્ણ રાજા નહીં હોવાથી રાજાને યોગ્ય સ્વયંવરના નિમંત્રણને પાત્ર ન હોવાનો જે ઝઘડો જરાસંધ આદિ રાજાઓએ ઉભો કરેલો તે શાંત પાડ્યાનું અને સ્વયંવરનું કામ અટકતાં કૃષ્ણ મથુરા પાછા ફર્યાનું વર્ણન કરેલું છે. (જુઓ ૪૭ થી ૫૧ અધ્યાય. આ પ્રસંગ ત્યાંથી એકદમ છોડી દઈ વચ્ચે કાલયવનની અને દ્વારાવતીના નિવાસ અને કાલયવનના મૃત્યુના પ્રસંગે વાયા છે. અને પાછા આ અધ્યાયથી નવીન જ રીતિએ રુકિ હરણનો પ્રસંગ શિશુપાલના લગ્ન ઉત્સવ નિમિત્તે ઉભો આવ્યો છે. તેની સરૂઆત જ રુકિમણીના પિતા કૃષ્ણને રુકિમણીના હાથની ના પાડ્યાનું જણાવી કરી છે

દમઘોષના પુત્ર શિશુપાલનું પ્રિય (રુક્મિણીની પ્રાપ્તિરૂપી હિત) સાધવાની ઇચ્છાથી પ્રતાપી જરાસંધ રાજાએ રાજાઓને રુક્મિણીના સ્વયંવર માટે ઉશ્કેર્યા. (અને આ નિમિત્તે તેણે આ વાત પ્રકટ કરી કે) "રુકમ-(સોના)નાં આભૂષણોથી શોભતી ભીષ્મક રાજાની પુત્રી રુક્મિણીનો વિવાહ રાજા શિશુપાલની સાથે (ટૂંક સમયમાં) થવાનો છે."[૧-૨] તે પછી યુદ્ધની સેંકડો માયાઓ(દાવપેચ આદિ)માં ઇન્દ્રના સમાન વિશારદ દંતવક્રનો અમિત ઓજસ્વી પુત્ર સુવક્ત્ર, પૌંડ્રના રાજા વાસુદેવનો વીર્યસંપન્ન પુત્ર, સ્વતંત્ર અક્ષૌહિણીનો નાયક, મહા બળવાન્ સુદેવ, એકલવ્યનો વીર્યશાળી પુત્ર, પાંડ્યના રાજાનો પુત્ર, કલિંગોનો રાજા, કૃષ્ણે જેનું અપમાન કીધું હતું તે રાજા વેણુદારિ, અંશુમાન ક્રાથ, શ્રુતધર્મા, શત્રુઓને હઠાવનાર કાલિંગ, ગાંધાર દેશનો રાજા, કૌશામ્બિનો મહાવીર્યશાલી રાજા પ્રઘસ અને કાશિનો રાજા એ સર્વેને રુક્મિણીના સ્વયંવરમાં જવાને જરાસંધે ઉત્તેજિત કર્યા.[૩-૭] આ ઉપરાંત મોટી સેનાનો નાયક રાજા ભગદત્ત, શલ, મહા બળવાન્ શાલ્વ, વિશાળ સેનાનો અધિપતિ ભૂરિશ્રવા, અને વીર્યશાલી કુંતિવીર્ય, એ રાજાઓ પણ રુક્મિણીના સ્વયંવર અર્થે ભોજરાજ ભીષ્મકના ભુવનમાં આવી પહોંચ્યા.[૮]

જનમેજય પ્રશ્ન પૂછે છેઃ–હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ વૈશંપાયન! કીયા દેશમાં અને કોના વંશમાં વેદના જાણકારોમાં ઉત્તમ, તેજસ્વી રાજા રુકમી જન્મ્યો હતો?[૯]

વૈશંપાયન કહે છેઃ–રાજર્ષિ યાદવને વિદર્ભ નામનો એક પુત્ર હતો. તેણે વિંધ્યાચલ પર્વતની દક્ષિણના પડખામાં વિદર્ભ નામની એક નગરી વસાવી હતી.[૧૦] તેના ક્રથ અને કૈશિક જેમાં મુખ્ય હતા એવા અનેક મહાબળવાન્ પુત્રો હતા. તે સર્વે રાજપુત્રો વીર્યથી સંપન્ન હોવાથી રાજાઓ થયા. અને તેમણે પોતપોતાનો વંશ પ્રવર્તાવ્યો.[૧૧] હે રાજા! એ યાદવ રાજર્ષિના વંશમાં ભીમથી વૃષ્ણિ કુળના રાજાઓ ઉત્પન્ન થયા; ક્રથથી અંશુમાન અને કૈશિકથી ભીષ્મક રાજા જન્મ્યો હતો.[૧૨] લોકો આ દાક્ષિણાત્ય નરેશ્વર ભીષ્મકને હિરણ્યરોમા (એટલે સોનેરી વાળવાળા)ના નામથી ઓળખતા હતા. એ રાજા ભીષ્મક અગસ્ત્ય ઋષિથી રક્ષાયલી અગસ્ત્ય ઋષિની (દક્ષિણ) દિશામાં આવેલા કુંડિનપુરમાં વસતાં રાજ્ય ચલાવતો હતો.[૧૩] હે પૃથિવીપતિ! એ ભીષ્મકને રુકમી નામનો એક પુત્ર અને રુક્મિણી નામની એક પુત્રી હતી. મહાબળવાન્ રુકમીએ દ્રુમ નામના ઋષિની પાસેથી દિવ્ય અસ્ત્રો પ્રાપ્ત કર્યાં હતાં.[૧૪] તેવી જ રીતે તેણે જમદગ્નિના પુત્ર પરશુરામની પાસેથી બ્રહ્માસ્ત્ર પણ પ્રાપ્ત કર્યું હતું. આ દિવ્ય અસ્ત્રો અને બ્રહ્માસ્ત્રથી બળસંપન્ન થયલો રુકમી સદા અદ્‌ભુત કર્મ કરનારા કૃષ્ણની સ્પર્ધા કરતો હતો.[૧૫]

હે રાજન્! ભીષ્મકની પુત્રી રુક્મિણી પણ રૂપમાં ભૂમિ ઉપર અનુપમ હતી, અને તેની બરોબરી કરી શકે એવી અન્ય કોઈ સુંદરી મૃત્યુલોકમાં ન હતી. તેના સૌંદર્ય સંબંધી ખ્યાતિ કાને આવી ત્યારથી જ વાસુદેવ(કૃષ્ણ)ને તેના ઉપર પ્રીતિની લગ્ની લાગી હતી.[૧૬] અને એ રુક્મિણીના હૃદયમાં પણ કૃષ્ણનું નામ શ્રવણે પડતાં જ તેની ઉપરની પ્રીતિના અંકુર ફૂટ્યા હતા, અને તેણે તે સમયથી જ એવો સંકલ્પ કર્યો હતો, કે "તેજ અને વીર્યથી સંપન્ન આ કૃષ્ણ જ મારો ભર્તા થશે."[૧૭] જો કે કૃષ્ણે રુક્મિણી પોતાની સાથે પરણાવવાની માગણી (ભીષ્મકને) કરી હતી, તથાપિ મહાબળવાન્ રુકમીએ સ્પર્ધાના દ્વેષથી તેમ જ કંસના કૃષ્ણે કરેલા વધના સંતાપથી 'એ મારો દ્વેષી છે,' એમ સમજીને જ એ અમિત તેજવાળા કૃષ્ણને પોતાની બહેન રુક્મિણી આપવાની ઇચ્છા કરી નહીં.[૧૮] અને (કૃષ્ણના દ્વેષી) ભૂમિપતિ જરાસંધે સુનીથના પુત્ર ચેદિરાજ શિશુપાલને રુક્મિણી આપવાને ભીમ પરાક્રમવાળા ભીષ્મકને માગણી કરી હતી.[૧૯]

હે રાજન્! ચેદી દેશનો રાજા વસુ હતો. તેને બૃહદ્રથ નામનો એક પુત્ર હતો. તેણે પૂર્વે મગધના પ્રદેશોમાં ગિરિવ્રજ નામની એક નગરી વસાવી હતી.[૨૦] એ બૃહદ્રથના વંશમાં મહાબળવાન્ જરાસંધ રાજા જન્મ્યો હતો. એ જ વસુના વંશમાં ચેદિરાજ દમઘોષ પણ ઉત્પન્ન થયો હતો.[૨૧] દમઘોષ રાજાને ભયંકર પરાક્રમવાળા પાંચ પુત્રો હતા; અને તે (કૃષ્ણના પિતા) વસુદેવની બહેન શ્રુતશ્રવાથી ઉત્પન્ન થયા હતા.[૨૨] શિશુપાલ, દશગ્રીવ, રૈભ્ય, ઉપદિશ અને બલી, એ તેમનાં નામ હતાં. તેઓ મહાબળવાન્, સર્વ અસ્ત્રોમાં કુશળ, શૂરવીર તેમ જ વીર્યશાલી પણ હતા.[૨૩] રાજા સુનીથે (દમઘોષે) પોતાની જ જ્ઞાતિના

---

પ્રસંગે પોતાની ફોઇ(શિશુપાળની માતા)ને ખુશી કરવાના નિમિત્તે કૃષ્ણ આદિ યાદવો (શ્લોક ૩૦-૩૧) વિદર્ભનગરીમાં ગયા અને ત્યાં કૃષ્ણે રુક્મિણીનું હરણ કર્યું, એમ વર્ણવેલું છે. શ્રીમદ્ ભાગવતમાં મથુરા છોડી દ્વારકા વસાવ્યા પછી અને કાલયવનને મરાવ્યા પછી કૃષ્ણે રુક્મિણીનું હરણ કીધાનું જણાવેલું છે. (જુઓ દશમસ્કંધ ઉત્તરાર્ધ અધ્યાય ૫૦-૫૧-૫૨.) અને તે ક્રમે વાસ્તવિક રીતે આ અધ્યાયથી રુક્મિણીહરણનો પ્રસંગ આરંભાય, એ યોગ્ય છે. તેથી ઉપરના ૪૭થી ૫૧ અધ્યાયનું પ્રસંગવર્ણન અપ્રસંગત હોવાનું લાગે છે. * આ શ્લોક બંગાળી અને કાશીની પ્રતિમાં નથી. મરાઠી પ્રતિ તેને પ્રક્ષિપ્ત જણાવે છે

અને પોતાના સમાન વંશના રાજા જરાસંધને પોતાનો પુત્ર શિશુપાલ પુત્ર તરીકે સ્વાધીન કીધો હતો; અને જરાસંધ શિશુપાલને પોતાના જ પુત્ર સમાન લેખતો, અને પુત્રની પેઠે જ તેણે તેનું પાલનપોષણ કર્યું હતું.[૨૪] જરાસંધ વૃષ્ણિઓનો મહાબળવાન્ શત્રુ હતો, તેથી તેને આગળ કરીને વૃષ્ણિઓનું અપ્રિય કરવાની ઇચ્છાવાળા ચેદિરાજ શિશુપાલે પણ તેમની સાથે અનેક અપરાધો આદર્યા (અર્થાત્ તેમની સાથે અનેક વિગ્રહો આરંભ્યા હતા).[૨૫] રાજા કંસ જરાસંધના જમાઈ હતા, અને તેનો વધ યુદ્ધમાં કૃષ્ણે કર્યો ત્યારથી જરાસંધે વૃષ્ણિઓની સાથે કૃષ્ણને અંગે વેર ઉઠાવ્યું હતું.[૨૬] અને (કૃષ્ણ રુક્મિણીને મેળવવા ન પામે) તેજ હેતુથી સુનીથ(દમઘોષ)ના પુત્ર શિશુપાલ માટે જરાસંધે ભીષ્મક પાસેથી તેની પુત્રી રુક્મિણી માગી લીધી, અને વીર્યશાલી ભીષ્મકે તેને પોતાની પુત્રી આપવાનું વચન આપ્યું પણ હતું.[૨૭]

આવું વચન મળતાં રાજા જરાસંધે, પોતાને (આ કાર્યમાં કૃષ્ણ સામે) સહાય કરવાને રાજા દંતવક્ત્રને નિમંત્રણ કર્યું, અને ચેદિરાજ શિશુપાલને સાથે લઈ વિદર્ભ દેશમાં ગયો.[૨૮] પૌંડ્રવંશનો બુદ્ધિમાન્ રાજા વાસુદેવ પણ તેની પછવાડે ત્યાં ગયો. તેમજ અંગ, વંગ અને કલિંગ દેશના મહાબળવાન્ રાજા પણ તેની પછવાડે સીધાર્યા.[૨૯] રુક્મી એ સર્વે નરાધિપતિઓને સામે તેડવા ગયો અને તેમને માન આપી, ઉત્તમ પ્રકારે પૂજા કરી પોતાની રાજધાનીમાં લઈ આવ્યો.[૩૦] પોતાની ફોઈ(શિશુપાલની માતા)ને પ્રસન્ન કરવાના નિમિત્તે બળરામ અને કૃષ્ણ પણ મહારથી વૃષ્ણિઓ, રથ આદિ વાહનો અને સૈન્યો સાથે વિદર્ભ નગરીમાં સીધાર્યા.[૩૧] તે પ્રદેશના સ્વામી કૈશિકના રાજા ક્રથે પૂજન કરવાને યોગ્ય કૃષ્ણના યથાવિધિ સત્કાર કર્યો, પૂજન અર્ચન કર્યું અને તેમને નગરની બહાર એક મંદિરમાં નિવાસસ્થાન આપ્યું.[૩૨]

વિવાહ થવાને આગલે દિવસે, દેવપૂજનનું મંગલ કાર્ય કરવાને ઉત્સુક થયલી, તેજસ્વી શરીરવાળી રુક્મિણી ચાર ઘોડા જોડેલા રથમાં બેઠી, અને મોટાં સૈન્યથી વિટળાઈ ઇન્દ્રના શુભ મંદિરમાં ઇન્દ્રાણીની પૂજા કરવાની ઇચ્છાથી નગર બહાર આવી.[૩૩-૩૪] તે સમયે તે જાણે સાક્ષાત્ લક્ષ્મી આકાશમાંથી ભૂમિ ઉપર ઉતરી આવી હોય એવી દીસતી, સર્વોત્તમ રૂપથી સંપન્ન, રુક્મિણીને ઇન્દ્રના દેવળ સમીપ આવેલી કૃષ્ણે જોઈ.[૩૫] જાણે અગ્નિની તેજસ્વી શિખા હોય તેવી તેજથી તે દીપતી હતી; જાણે ખુદ (વિષ્ણુની મોહિની) માયા ભૂમિ ઉપર આવી હોય તેવી મોહક રૂપવાળી દીસતી હતી; જાણે પૃથ્વીના તલમાંથી જ ગંભીર પૃથ્વી પોતે જ સાક્ષાત્ સ્ત્રીરૂપ ધરીને પૃથ્વીતલ ઉપર આવી હોય તેવી જણાતી હતી; જાણે ચન્દ્રનાં કિરણો સ્ત્રીનું સૌમ્ય રૂપ ધારણ કરીને ભૂમિ ઉપર આવ્યાં હોય તેવી શોભતી હતી; અને જાણે પોતાના કમળને છોડીને ભવિષ્યમાં પોતાની સહાયિની (સહધર્મચારિણી) થવાને લક્ષ્મી પોતે જ ભૂમિ ઉપર ઉતરી આવી હોય એવી દેખાતી હતી. દેવો પણ જેને મહા કષ્ટથી નિહાળી શકે એવી એ રુક્મિણીને અંતર્ચક્ષુથી કૃષ્ણે તરત જ નીરખી લીધી.[૩૬-૩૭] તે શ્યામા* હતી, અને નિર્દોષ (શુદ્ધ) વર્ણની હતી; તેનાં નેત્રો વિશાળ, સુંદર અને લાંબાં હતાં; તેના હાથ, તેની આંખો અને તેનાં પોપચા તાંબાના જેવાં લાલચોળ વર્ણનાં હતાં; તેનાં સ્તન, ઊરુ અને જંઘા માંસથી ભરેલાં કઠણ અને ઘાટદાર હતાં;[૩૮] તે શરીરે પડછંદ હતી; તેનાં અવયવો સર્વ રીતે સંપૂર્ણ હતાં; તે કૃશ (પાતળા) ઉદરવાળી હતી, અને ચંદ્રના જેવા તેજસ્વી ગૌર મુખવાળી હતી; તેના નખ લાલ અને ઉંચા હતા; તેનાં ભવાં સુંદર હતાં; તેના વાળ નીલ વર્ણના અને ગુંછળાંવાળા હતા;[૩૯] તેનું રૂપ અતિશય રમણીય હતું; તે કાન્તા (પ્રેમને આકર્ષે એવી) હતી; તેનાં નિતંબ અને સ્તન પૂરા ભરાવાદાર હતાં; તે તીણા, ધોળા, સરખા ઘાટદાર અને ચળકતા દાંતથી શોભતી હતી.[૪૦] રૂપને લીધે, યશને લીધે અને શોભાને લીધે તે મનુષ્યલોકમાં એક અપ્રતિમ પ્રમદા હતી. આવી સુંદર અને શોભાયુક્ત રુક્મિણી રૂપમાં સાક્ષાત્ એક દેવી હતી, અને તેણે પીળાશ પડતી રેશમી સાડી ધારણ કરી હતી.[૪૧] આહુતિનાં દ્રવ્ય પડતાં જ અગ્નિની જ્વાળા જેમ ભભૂકી ઉઠે તે પ્રમાણે પ્રિય દર્શનવાળી આવી રુક્મિણીને જોતાં વેંત જ કૃષ્ણનો કામ વિશેષ વૃદ્ધિ પામ્યો, અને તેનાં મને રુક્મિણીના હૃદયમાં પેસી તેમાં નિવાસ કર્યો.[૪૨] તરત જ મહાબળવાન્ કૃષ્ણે તેનું હરણ કરવાનો નિશ્ચિત વિચાર બળરામ સાથે કર્યો, અને વૃષ્ણિઓ સાથે તેની યોજનાનો સંકેત કરી, તેનું હરણ કરવા તત્પર થયા.[૪૩] અને રુક્મિણી જેવી શચીદેવીનું પૂજન કરવાનું કાર્ય સંપૂર્ણ કરી, દેવાલયમાંથી બહાર નીકળતી હતી તેવી જ

* અહીં શ્યામા વિશેષણ રુક્મિણીને લગાડેલું છે. તેનો અર્થ મન્મથનાથ દત્ત dark-blue અર્થ કરે છે. પરંતુ ૩૯ મા શ્લોકમાં શશિસિતાનના એ વિશેષણ રુક્મિણીને લાગુ કરેલું હોવાથી શ્યામાનો અર્થ 'શ્યામળી' લેવો એ યોગ્ય નથી. કામશાસ્ત્રમાં 'સોળ વર્ષની, પાતળી, સુખકર સ્પર્શવાળી સ્ત્રીને 'શ્યામા' ગણેલી છે અને તે અર્થ અહીં લક્ષિત હોવો ઘટે છે.

ઓચિંતી કૃષ્ણે તેને એકદમ ઉંચકી લીધી અને તેને પોતાના ઉત્તમ રથમાં આણી મૂકી.[૪૪]

એટલે તરત જ બલરામે પાસેનું એક વૃક્ષ ઉખેડ્યું અને તેના પ્રહારોવડે, કૃષ્ણ ઉપર જે શત્રુઓ દોડી જતા હતા તેમને (એકદમ) ખાળ્યા અને પૂર જોસથી ઉછળી ભોંયભેગા કરવા માંડ્યા. અને તરત જ બલરામની આજ્ઞા થતાં દાશાર્હો(યાદવ વીરો) શત્રુઓ સાથે વિગ્રહ મચાવવાને સર્વ પ્રકારે સજ્જ થઈ રહ્યા.[૪૫] એક ક્ષણમાં તે સર્વે દાશાર્હો વિવિધ આકારના, ઉંચી મોટી મોટી ધ્વજાઓવાળા રથોથી, ઘોડાઓથી અને હાથીઓથી હલધર બલરામની ચારે કોર વિંટળાઈ વળ્યા.[૪૬] શત્રુ રાજાઓ સાથે યુદ્ધ ચલાવવાનો સઘળોએ ભાર (મુખીપણું) બલરામ, તેમ જ વીર્યશાલી યુયુધાન(સાત્યકી), અક્રૂર, વિપૃથુ, ગદ, કૃતવર્મા, ચક્રદેવ, સુદેવ, મહાબલવાન્ સારણ, શત્રુને હઠાવનાર પરાક્રમી ભંગકાર, વિદૂરથ, ઉગ્રસેનનો પુત્ર કંક, શતદ્યુમ્ન, રાજાધિદેવ, મૃદર, પ્રસેન, ચિત્રક, અતિદાંત, બૃહદ્દુર્ગ, શ્વફલક, સત્યક, પૃથુ તથા અન્ય સર્વે મુખ્ય મુખ્ય વૃષ્ણિઓ અને અંધકોના નાયકોને શિરે મૂકી પરાક્રમી કેશવ, મધુસૂદન, કૃષ્ણ દ્વારાવતી તરફ સીધાર્યા.[૪૭–૫૧] સામી પાસ રાજા દંતવક્ત્ર, જરાસંધ અને વીર્યશાલી શિશુપાલ, જનાર્દન(કૃષ્ણ)ને હણવાની ઇચ્છાથી પ્રેરાઈ શસ્ત્રાદિથી એકદમ સજ્જ થયા, અને ક્રોધે ભરાયલા તેઓ વિદર્ભ નગરની બહાર આવી પહોંચ્યા.[૫૨] અંગ, વંગ, કલિંગ, પૌંડ્ર આદિ દેશોના યોધાઓને સાથે લઈને વીર્યશાલી ચેદિરાજ શિશુપાલ પોતાના મહારથી ભાઈઓના પીઠબલ સાથે નગર બહાર આવ્યો.[૫૩] મહારથી વૃષ્ણી વીરોએ, મરુતો જેમ ઇન્દ્રને પોતાના સૈન્યને મોખરે કરે તેમ, બલરામને રણસંગ્રામને મોખરે કર્યા અને તેમની પ્રેરણા અનુસાર એ સર્વે જરાસંધાદિ શત્રુપક્ષી યોધાઓની સામે જબ્બર ટક્કર ભીડી.[૫૪]

આમ યુદ્ધ મચતાં યુયુધાને (સાત્યકી) મહાન્ રણાંગણમાં ફાળભેર આવતા મહાબલવાન્ જરાસંધને ત્વરાથી છ નારાચ બાણોથી વિંધી નાંખ્યો;[૫૫] અક્રૂરે નવ બાણોથી દંતવક્ત્રને ભેદી વ્યથિત કર્યો, ત્યારે કારુષોના રાજા દંતવક્ત્રે તેને સામો દશ સત્વર ગતિવાળાં બાણથી વિંધ્યો.[૫૬] વિપૃથુએ શિશુપાલને સાત બાણથી ભેદ્યો, ત્યારે પ્રતાપી શિશુપાલે તેને સામો આઠ બાણથી વિંધી નાંખ્યો.[૫૭] ગવેષણે છ બાણથી, અતિદાંતે આઠ બાણથી અને બૃહદ્દુર્ગે પાંચ બાણથી ચેદિરાજા શિશુપાલને ભેદ્યો.[૫૮] એટલે ચેદિરાજે સામા તે સર્વેને પાંચ પાંચ બાણથી વિંધી નાંખ્યા, અને ચાર ચાર બાણથી વિપૃથુના રથના ચારે ઘોડાને હણ્યા.[૫૯] તે ઉપરાંત શત્રુને હણનાર ચેદિરાજે ભલ્લ નામના બાણથી બૃહદ્દુર્ગનું માથું ધડપરથી ઉરાડી દીધું અને ગવેષણના સારથીને યમના ધામમાં મોકલી દીધો.[૬૦] આમ મહાબલવાન્ વીર્યશાલી વિપૃથુ ઘોડા હણાવાથી પોતાનો રથ છોડીને બૃહદ્દુર્ગના (ખાલી પડેલા) રથ ઉપર ચઢી બેઠો,[૬૧] અને વિપૃથુનો સારથી પણ સત્વર ગવેષણના રથ ઉપર ત્વરાથી બેઠો, અને તેણે શીઘ્ર ગતિથી ગવેષણના રથના ભાગી જતા ઘોડાને પાછા રણમાં દોરવા માંડ્યા.[૬૨] એટલામાં ક્રોધે ભરાયલા યાદવોએ હાથમાં ધનુષ અને બાણોના ભાથા ઉપાડ્યા અને રથના માર્ગમાં નાચી રહેલા (યુદ્ધમાં મચેલા) સુનીથ(દમઘોષ)ને બાણોના વર્ષાદથી છાઈ નાંખ્યો.[૬૩] બીજી પાસ ચક્રદેવે બાણથી દંતવક્ત્રની છાતી ભેદી અને યુદ્ધમાં ષડ્રથને પાંચ બાણથી વિંધ્યો.[૬૪] પરંતુ સામો ચક્રદેવ દંતવક્ત્ર અને ષડ્રથ એ બન્નેનાં કાળાં, મર્મ ભાગને જ સત્વર ભેદનારાં તીક્ષ્ણ, દશ દશ બાણના પ્રહારથી વિંધાયો, અને જાણે બાકી રહ્યુ હોય તેમ પાછો તરત શિશુપાલના ભાઈ બલીએ પણ તેને દશ બાણથી ભેદ્યો.[૬૫] તે ઉપરાંત બલીએ તે જ ઘડીએ ચક્રદેવથી દૂર ઉભેલા વિદૂરથને પણ પાંચ બાણથી વિંધ્યો. એટલે વિદૂરથે પણ તેને રણાંગણમાં તીક્ષ્ણ કાળાં બાણથી સામા ભેદી નાંખ્યો.[૬૬] બલીએ પણ તેથી ન ખચકાતાં મહા બલવાન્ વિદૂરથને સામા ત્રીશ બાણથી વિંધ્યો. કૃતવર્માએ ત્રણ બાણથી પૌંડ્ર રાજપુત્રને ભેદ્યો, તેના સારથીને હણ્યો અને તેની ઉંચી ધ્વજાને કાપી નાંખી. પૌંડ્રરાજે પણ ક્રોધે ભરાઈને તેને સામો પીછાંવાળાં છ બાણથી વિંધ્યો.[૬૭–૬૮] વળી તેણે 'ભલ્લ' બાણથી કૃતવર્માનુ ધનુષ્ય કાપી નાંખ્યુ. નિવૃત્તશત્રુએ ઝેર પાયલાં તીક્ષ્ણ શરોથી કલિંગરાજને ભેદ્યો અને કલિંગરાજે પણ લોઢાની ગદાનો તેના ખભા ઉપર સખ્ત પ્રહાર કર્યો.[૬૯] વીર્યશાલી કંકે પણ સત્વર હાથી ઉપર બેસીને અંગરાજના હાથી સાથે ટક્કર ભીડી અને તોમરથી તેને ઘાયલ કર્યો. અંગરાજે પણ બાણોથી સામો કંકને વિંધ્યો.[૭૦] અને ચિત્રક, શ્વફલક, અને મહારથી સત્યકે સેંકડો નારાચ બાણોથી કલિંગરાજ અને તેના સૈન્યને વિંધી નાંખ્યું.[૭૧]

દરમ્યાન રણયુદ્ધમાં અતિશય ક્રોધે ભરાયલા બલરામે એક વૃક્ષને ઉખેડીને તેનાથી યુદ્ધ કરતાં કરતાં વંગરાજના હાથીનો અને વંગરાજનો પણ વધ કર્યો.[૭૨] આમ વંગરાજને હણી, રથ ઉપર બેસી, હાથમાં ધનુષ્ય લઈ, વીર્યશાલી સંકર્ષણે ઉગ્ર નારાચ બાણોથી અનેક કૈશિકવંશી યોધાઓને હણ્યા.[૭૩] વળી એ પરાક્રમી બલરામે મોટાં મોટાં ધનુષ્ય ધારણ કરનારા કારુષ

સેનાનીઓનો સંહાર છ છ બાણથી કર્યો, અને અતિશય ક્રોધે ભરાઈ, એ મહાબલવાને માગધરાજ જરાસંધના સો વીર પુરુષોને ભોયભેગા કરી દીધા.[૭૪] આમ તે સર્વેને ક્ષણવારમાં હણીને મહાબાહુ બલરામ જરાસંધને મારવા તેની તરફ દોડી ગયા. આમ પોતાની ઉપર ફાળભેર આવતા બલરામને જરાસંધે ત્રણ નારાચ બાણથી વિંધ્યા.[૭૫] પરંતુ મુસલનું આયુધ ઉપાડનારા બલરામે તેને ન લેખવતાં, ક્રોધથી ઉત્તેજાઈ આઠ બાણવડે તેને સામો ભેદી નાંખ્યો, અને ભલ્લ નામના બાણથી તેના સૈન્યની સુવર્ણથી શણગારેલી ધ્વજાને કાપી નાંખી,[૭૬] અને એ બન્ને મહાવીરોની વચ્ચે દેવાસુર યુદ્ધની પેઠે ત્યાં ઘોર યુદ્ધ મચી રહ્યું. તે બન્ને અન્યોન્યની ઉપર બાણના વર્ષાદ વરસાવતા હતા અને અન્યોન્યના સેનાનીઓને હણતા હતા.[૭૭]

આ ઘોર રણસંગ્રામમાં એક પક્ષના અતિશય ક્રોધે ભરાયલા મદમત્ત હજારો હાથીઓ શત્રુઓ( સામા પક્ષ)ના હાથીઓ ઉપર ધસી જતા હતા; એક પક્ષના રથો સામા પક્ષના રથો સાથે અથડાતા હતા; ઘોડેસ્વારો ઘોડેસ્વારની સામે ધસતા હતા અને પગપાળાઓ હાથમાં શક્તિ, તરવાર, ભાલા અને ઢાલથી સામા એવાં જ શસ્ત્રોથી સજ્જ થયલા પગપાળા લશ્કરીઓ સામે બાથોબાથ ભીડતા હતા. તેઓ એકમેકનાં માથાં કાપતા હતા અને રણભૂમિમાં ઘુમી રહ્યા હતા.[૭૮-૭૯] જાણે પક્ષીઓ રોતાં હોય એવા ભયંકર શબ્દો, લશ્કરીઓનાં કવચો ઉપર તરવારોના પ્રહાર પડવાથી થતા હતા, અને બાણોના વર્ષાદથી ઘોર અવાજ નીકળી રહ્યા હતા.[૮૦] અને ભેરી, શંખ, મૃદંગ અને વેણુઓના ધ્વનિએ રણસંગ્રામમાં મહાત્મા શૂરવીરોનાં શસ્ત્રોના ખડખડાટ અને ધનુષ્યના ટંકારોને છાઈ નાંખ્યા.[૮૧]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे रुक्मिणीहरणनो 'रुक्मिणीनो वृत्तांत अने तेनुं हरण" ए नामनो अध्याय ५९ मो संपूर्ण

## અધ્યાય ૬૦ મો

### કૃષ્ણ સાથે રુકિમનું યુદ્ધ અને તેનો પરાજય

वैशंपायन उवाच–

> कृष्णेन ह्रीयमाणां तां रुक्मिः श्रुत्वा तु रुक्मिणीम् ।
> प्रतिज्ञामकरोत्क्रुद्धः समक्षं भीष्मकस्य ह ॥ १ ॥

વૈશમ્પાયન કહે છેઃ-રુકિમણીનું હરણ કૃષ્ણ કરી જાય છે, એ સમાચાર સાંભળતાં વેંત જ ક્રોધે ભરાયલા રુકિમએ ભીષ્મકની સન્મુખ નીચે પ્રમાણે પ્રતિજ્ઞા કરીઃ-[૧] રુકિમ પ્રતિજ્ઞા કરે છેઃ-"ગોવિંદને હણ્યા વિના, અને રુકિમણીને પાછી કુંડિનપુર આણ્યા વિના હું કુંડિનપુરમાં પ્રવેશ કરીશ જ નહીં. આ હું વચન કહું છું."[૨]

વૈશમ્પાયન કહે છેઃ-આ પ્રમાણે પ્રતિજ્ઞા ક આયુધો અને ધ્વજાથી સજ્જ કરેલા, ઉંચા રથ ઉ બેસી, ક્રોધથી લાલચોળ થયલો અને મોટા સૈન્ વીંટળાયલો શૂરવીર રુકમી વેગભેર કુંડિનપુરથી (કૃષ્ પુઠે) ચાલી નીકળ્યો.[૩] દક્ષિણ પ્રદેશમાં વસનારા નૃપ ઓ, ક્રથના પુત્ર અંશુમાન્, શ્રુતર્વા, અને વીર્યશ વેણુદારિ, તથા ભીષ્મકના રથિઓમાં ઉત્તમ, અન્ય તેમ જ ક્રથ અને કૈશિક જેમના મુખી હતા તેવા મહારથીઓ પણ રથમાં બેસી, તેની પછવાડે કૃષ્ પુઠે પરવર્યા.[૪-૫] તેઓ દૂર દૂર માર્ગ કાપતાં ન નદીના તટ ઉપર આવી પહોંચ્યા, એટલે તેમણે પોત પ્રિયા રુકિમણી સાથે કૃષ્ણને સ્વસ્થતાથી બેઠેલા અને તેઓ પૂરા ક્રોધે ભરાયા.[૬] તરત જ મહ સૈન્યનાં બલથી ગર્વિષ્ઠ થયલા રુકિમએ પોતાના સૈ બરોબર વ્યૂહમાં ગોઠવ્યું, અને રથથી દ્વંદ્વ યુદ્ધ લડ મધુસૂદન (કૃષ્ણ) તરફ વેગથી ધસ્યો.[૭] અને ચોસઠ તીક્ષ્ણ બાણે થી ગોવિંદને વિંધી નાંખ્યા; અ જનાર્દને પણ તેને રણમાં સામો સીત્તેર બાણથી ભેદ આમ રુકિમ કૃષ્ણને શેહ આપવાને પુષ્કળ પ્ર કરી રહ્યો હતો છતાં મહાબળવાન્, વીર્યવાન્ મ તેના રથની ધજાને બાણથી કાપી નાંખી અને સારથીનું માથું તેના શરીરથી છૂટું પાડ્યું.[૯]

આમ રુકિમને ભારે સંકટમાં પડેલો જોઈને, દ પ્રદેશના સર્વ રાજાઓ પણ જનાર્દનને હણવાની ઇચ્છ તેની આસપાસ વિંટળાઈ વળ્યા.[૧૦] અને તેઓમ મહાબાહુ અંશુમાને દશ બાણથી, શ્રુતર્વાએ પાંચ બા અને ક્રોધી વેણુદારિએ સાત બાણથી કૃષ્ણને વિંધ્યા એટલે વીર્યવાન્ ગોવિંદે અંશુમાનની છાતી બા ભેદી, તેથી એ રાજા ભારે વ્યથા પામતો રથની બેઠક ઉપર જ ઢળી પડ્યો.[૧૨] પછી કૃષ્ણે શ્રુત રથના ચારે ઘોડાને ચાર બાણથી હણ્યા, વેણુદા રથની ધ્વજાનો દંડ કાપ્યો, અને તેના જમણા હ ભેદી નાંખ્યો.[૧૩] તે જ પ્રમાણે કૃષ્ણે શ્રુતર્વાને બાણથી વિંધ્યો, અને તેણે થાકી જવાથી તેમ જ પામવાથી રથની ધ્વજાના દંડનો આશ્રય લીધો (અ તે સ્થાને લપાઈ બેઠો).[૧૪]

આ પ્રમાણે વાસુદેવ રુકિમના સામંત રાજાઓ ઉ બાણોનો વર્ષાદ વરસાવતા હતા તેટલામાં ક્રથ, કૈ આદિ અન્ય સર્વે મહારથીઓ અને તેમના વં કૃષ્ણની ઉપર ધસી આવ્યા.[૧૫] પરંતુ સામા જન

યુદ્ધમાં બાણોથી તેમનાં બાણોના કટકેકટકા કરી નાંખ્યા, અને ક્રોધથી ઉશ્કેરાઈ પોતાને હરાવવાને પુષ્કળ પ્રયત્ન કરી રહેલા એ સર્વે શત્રુઓને ઘાયલ કર્યા.[૧૬] એટલેથી ન અટકતાં તેણે બીજાં ચોસઠ તીક્ષ્ણ બાણોથી અન્ય શત્રુઓને પણ વિંધી નાંખ્યા. તે પછી મહાબલવાન્ કૃષ્ણે ક્રોધથી ઉશ્કેરાયલા અને રણમાંથી પલાયન કરતા અન્ય સર્વ શૂરવીરો તરફ ધસારો કર્યો (અને તેમને પુષ્કળ માર મારી નસાડ્યા).[૧૭]

આમ પોતાના સૈન્યને નાસભાગ કરતું જોઈ, ક્રોધને વશ થયલો રુક્મિ કેશવ ઉપર ધસ્યો, અને તેણે પાંચ તીક્ષ્ણ બાણોથી તેની છાતીને વિંધી.[૧૮] પછી તેણે ત્રણ ચકચકિત તીક્ષ્ણ બાણોથી કેશવના સારથીને ભેદ્યો અને એક વાંકા ફળાવાળા બાણથી તેની ધ્વજાને કાપી નાંખી.[૧૯] કૃષ્ણે આ સ્થિતિ જોતાં વેંત જ ક્રોધે ભરાઈ, કુશળતાથી યુદ્ધ કરતા રુક્મિને ત્વરાથી વિંધ્યો અને તેના રથનો ધ્વજાદંડ પણ ઉરાડ્યો.[૨૦] એટલે, કૃષ્ણને હણવાની ઇચ્છાથી વીર્યશાલી રુક્મિએ બીજું ધનુષ્ય લીધું અને તે વડે દિવ્ય અસ્ત્રો કૃષ્ણની ઉપર છોડવા માંડ્યાં[૨૧] અને મહાબલવાન્ કૃષ્ણે સામાં અસ્ત્રો યોજી તેનાં અસ્ત્રોને પોતાની ઉપર આવતાં હઠાવ્યાં અને ફરીથી તેના ધનુષ્યને કાપી નાંખ્યું તથા બીજાં ત્રણ બાણોથી તેના ઘોડાઓને પણ હણ્યા.[૨૨] આમ બબ્બે વાર ધનુષ્ય કપાતાં તેમ જ રથથી વિહોણો થતાં વીર્યશાલી, શૂરવીર રુક્મિ (રોષે તેમ જ શૂરે ભરાયો અને) હાથમાં ખડ્ગ તથા ઢાલ લઈ રથમાંથી કૂદી પડ્યો અને જાણે બીજો ગરુડ હોય તેમ વેગભેર કૃષ્ણ ઉપર પ્રહાર કરવાને ધસી આવ્યો.[૨૩] તેને આમ પોતાની ઉપર ધસી આવતો જોઈ, યુદ્ધમાં ક્રોધથી ઉશ્કેરાયલા કેશવે તેના ખડ્ગને જ બાણથી કાપ્યું અને ત્રણ નારાચ બાણોથી તેની છાતી પણ ભેદી.[૨૪] એટલે સમગ્ર પૃથ્વીને ગજાવતો, એ મહાબાહુ રાજા રુક્મિ બેભાન થયો અને વજ્રથી હણાયલો મહાન અસુર પડે તેમ મૂર્છા ખાઇને ભોંય ઉપર પડ્યો.[૨૫] તરત જ ફરીથી માધવે તેના સર્વ સામંત રાજાઓને બાણોથી વિંધવા માંડ્યા, અને તે સર્વે નરાધિપતિઓ પોતાના સેનાપતિ રુક્મિને આમ પૃથ્વી ઉપર બેભાન પડેલો જોઈ, રણમાંથી પલાયન કરી ગયા.[૨૬]

તરત જ પોતાના ભાઈ રુક્મિને આમ પૃથ્વી ઉપર બેભાન પડેલો જોતાં વેંત જ રુક્મિણીએ તેને જીવતો રાખવાની આકાંક્ષાથી વિષ્ણુને વિનતિ કીધી અને તેને પગે પડી.[૨૭] એટલે કૃષ્ણે રુક્મિણીને ઉભી કરી, શરીર સાથે ભેટી આલિંગન આપ્યું, અને કેશવે તેના મનનું સાંત્વન કર્યું, અને રુક્મિને જીવનનું અભયદાન આપ્યું. પછી રુક્મિણીને સાથે લઈ કૃષ્ણ પોતાની પુરી દ્વારાવતી તરફ સીધાર્યા.[૨૮]

બીજી પાસ, વૃષ્ણીઓએ પણ જરાસંધ અને તેની સાથેના રાજાઓને હરાવી નસાડ્યા, અને વિજયવંત થઈ બલરામને મોખરે કરી, હર્ષ પામતા પામતા દ્વારકા સીધાર્યા.[૨૯]

(પોતાની પ્રિયા રુક્મિણીના આર્જવથી અભયદાન આપી) રુક્મીને ત્યાં રણમાં જ પડતો મૂકી, કમલ સમાન નયનવાળા કૃષ્ણે દ્વારાવતી તરફ પ્રયાણ કર્યું. તેમને ત્યાંથી સીધારેલા જોઇને રણસંગ્રામમાં શ્રુતર્વા રુક્મની સમીપ ગયો અને તેને રથમાં બેસાડી પોતાની પુરી કુંડિનનગરી તરફ ચાલી નીકળ્યો.[૩૦] પરંતુ (કૃષ્ણના પરાજય કીધેલો નહીં હોવાથી તેમ જ) પોતાની બેન રુક્મિણીને સાથે આણેલી નહીં હોવાથી અભિમાની અને મહોન્મત્ત રુક્મએ પ્રતિજ્ઞાથી હીન ન થવાના મમતથી કુંડિનપુરમાં પેસવાની ઇચ્છા કરી નહીં.[૩૧] અને તેણે વિદર્ભ પ્રદેશમાં પોતાના નિવાસને માટે અન્ય મોટું રાજનગર વસાવ્યું; અને તે નગર ભૂમિ ઉપર ભોજકટના નામથી સુવિખ્યાત થયું.[૩૨] આ નગરમાં વસીને મહાતેજસ્વી રુક્મીએ પોતાના સામર્થ્યથી દક્ષિણ દિશામાં રાજ્ય ચલાવવા માંડ્યું; અને મહાબાહુ ભીષ્મકે તો કુંડિનપુરમાં જ નિવાસ રાખ્યો.[૩૩]

બલરામ વિજયી વૃષ્ણિઓના સૈન્યની સાથે દ્વારકા કુશળ પહોંચ્યા. તે પછી પ્રભુ કેશવે વિધિપૂર્વક રુક્મણીનું પાણિગ્રહણ કર્યું.[૩૪] તે પછી પૂર્વે સીતાની સાથે રામચંદ્રે અને પૌલોમીની સાથે ઇન્દ્રે આનંદ મહાણ્યો હતો, તેમ કૃષ્ણ પણ પોતાને પ્રસન્ન કરનારી અને પ્રિય સાધનારી પ્રિયા રુક્મણી સાથે સુખોપભોગ ભોગવવા લાગ્યા.[૩૫] પતિવ્રતા, સદ્ગુણસંપન્ન, રૂપશીલ અને ગુણથી યુક્ત રુક્મણી કૃષ્ણની જ્યેષ્ઠ પત્ની અને પટ્ટરાણી થઈ.[૩૬] રુક્મિણીથી કૃષ્ણે ચારુદેષ્ણ, સુદેષ્ણ, મહાબળવાન્ પ્રદ્યુમ્ન, સુષેણ, ચારુગુપ્ત, વીર્યશાલી ચારુબાહુ, ચારુવિંદ, સુચારુ, ભદ્રચારુ અને બલવાનોમાં શ્રેષ્ઠ ચારુ, એમ દશ મહારથી પુત્રો અને ચારુમતી નામની એક પુત્રી ઉત્પન્ન કરી. રુક્મિણીના આ સર્વ પુત્રો યુદ્ધમાં અતિ દુર્જય, અસ્ત્રવિદ્યાના નિપુણ જાણકાર અને ધર્મ તથા અર્થ એ બે પુરુષાર્થમાં કુશળ હતા.[૩૭–૩૯]

તે પછી મહાબાહુ મધુસૂદને કાલિંદી, મિત્રવિંદા, સત્યા, અયોધ્યાના રાજા નગ્નજિતની પુત્રી નાગ્નજિતી, જાંબુવાનની પુત્રી જાંબુવતી, ઇચ્છા અનુસાર રૂપ (વસ્ત્રાદિ)ધરનારી રોહિણી, મદ્રરાજની સુશીલ અને સુંદર લોચનવાળી લક્ષ્મણા, સત્રાજિતની સુંદર હાસ્ય કરનારી પુત્રી

સત્યભામા, એ સાત કલ્યાણવતી શુભ ગુણસંપન્ન અને સારા કુળમાં જન્મેલી સુંદરીઓ સાથે લગ્ન કીધાં; તેજ પ્રમાણે રૂપમાં અપ્સરા સમાન, શૈબ્ય રાજાની પાતળી કેડવાળી પુત્રી ગાંધારીને કૃષ્ણ પરણ્યા. તે ઉપરાંત, અતુલ પરાક્રમી હૃષીકેશે (કૃષ્ણે) બીજી સોળ હજાર (નરકાસુરને ત્યાંથી આણેલી) સ્ત્રીઓ* સાથે લગ્ન કર્યા.

આમ અનેક પત્નીઓને એકસામટી વર્યાં છતાં કૃષ્ણ તે સર્વેની સાથે એકસરખી રીતે સુખોપભોગ મહાણતા હતા.†[૪૦ ૪૩] કૃષ્ણની તે સર્વે પત્નીઓ અઢળક વસ્ત્રો અને આભૂષણોથી તથા સર્વ કામનાઓથી પરિપૂર્ણ થવાથી નિરંતર સુખવિલાસમાં રહેતી હતી. તે સર્વેથી કૃષ્ણે હજારો પરાક્રમી પુત્રો ઉત્પન્ન કર્યા હતા.[૪૪] તે સર્વેય પુત્રો શાસ્ત્રોનાં રહસ્ય જાણવામાં કુશળ, સર્વેય બળવાન અને સર્વેય મહારથી હતા. તેઓ યજ્ઞકર્મ કરનારા, પુણ્ય કર્મ આચરનારા, મહા ભાગ્યશાલી, તેમ જ મહા બલવાન્ હતા.[૪૫]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे "रुक्मिणीहरणमां कृष्ण साथे रुक्मिनुं युद्ध अने तेनो पराजय" ए नामनो अध्याय ६० मो सपूर्ण

## અધ્યાય ૬૧ મો

### રુક્મવતીનું લગ્ન અને રુક્મિનો વધ

वैशंपायन उवाच–

तत: काले व्यतीतेतु रुक्मी महति वीर्यवान् ।
दुहितु: कारयामास स्वयंवरमरिंदम ॥ १ ॥

વૈશંપાયન કહે છે:–(રુક્મિણીનું હરણ થયું અને માનભંગ થયલા રુક્મિએ અન્ય રાજનગરી વસાવી) તે પછી ઘણો સમય વીતતાં, હે શત્રુઓને દમનાર! વીર્યવાન્ રુક્મિએ પોતાની પુત્રીનો સ્વયંવર આદર્યો.[૧] તે સ્વયંવરમાં રુક્મિએ રાજાઓ અને રાજપુત્રોને નિમંત્રણથી બોલાવ્યા, અને શોભાથી યુક્ત થઇને તેઓ પણ વિવિધ દિશાઓમાંથી તેની રાજનગરીમાં આવી પહોંચ્યા.[૨] અન્ય (બાંધવ) રાજકુમારોને સાથે લઈ, પ્રદ્યુમ્ન પણ ત્યાં સીધાર્યો. અને પ્રદ્યુમ્નને જોતાં વેંત જ રુક્મિની સુંદર કન્યાના હૃદયમાં તેને માટે પ્રેમ જાગ્યો, અને પ્રદ્યુમ્નને પણ એ સુંદર લોચનવાળી કન્યાની અભિલાષા થઈ.[૩] તે સર્વ શુભ અવયવોવાળી હતી; તેનું નામ વૈદર્ભી હતું, તે કાંતિ તથા તેજથી સારી રીતે સંપન્ન હતી; અને પૃથિવીમાં તે રુક્મિની પુત્રી તરીકે સુવિખ્યાત હતી.[૪] સર્વ મહાત્મા રાજાઓ સ્વયંવરમંડપમાં પોતપોતાનાં આસનોએ બેઠા હતા, તે વેળા તેમની મધ્યે શત્રુના સંહારક પ્રદ્યુમ્નને કંઠે વૈદર્ભીએ વરમાળ આરોપી.[૫] જેમ કેશવનો પુત્ર, પ્રદ્યુમ્ન સર્વ જાતનાં અસ્ત્રોની વિદ્યામાં કુશળ, સિંહના સમાન, અતિશય દૃઢ અંગવાળો, યુવાન અને રૂપમાં મનુષ્યલોકમાં અપ્રતિમ હતો;§ તેમ એ રાજપુત્રી વૈદર્ભી પણ વય, રૂપ અને ગુણથી તેટલી જ સંપન્ન હતી, અને નારાયણી ચંદ્રસેનાની‡ પેઠે તે પ્રદ્યુમ્ન ઉપર પૂર્ણ પ્રેમ ધરાવતી હતી.[૭૬]

સ્વયંવરનું કાર્ય સમાપ્ત થતાં સર્વે રાજાઓ પોતપોતાની રાજ્યધાનીઓમાં પાછા સીધાર્યા, અને પ્રદ્યુમ્ન પણ વૈદર્ભીને લઇને દ્વારકા ગયો.[૮] ત્યાં દમયંતીની સાથે જેમ નળરાજા આનંદ મહાણતો હતો, તેમ શૂરવીર પ્રદ્યુમ્ન પણ વૈદર્ભીની સાથે વિવિધ ક્રીડાઓ કરવા લાગ્યો, અને તેણે તેનાથી અનિરુદ્ધ નામના પુત્રને ઉત્પન્ન કર્યો. અનિરુદ્ધ પોતાનાં પરાક્રમી કર્મથી ભૂમિ ઉપર અપ્રતિમ પુરુષ તરીકે સુવિખ્યાત થયો. તે ધનુર્વેદ, વેદ અને નીતિશાસ્ત્રમાં પારંગત હતો, અને દેવના ગર્ભ સમાન દિવ્ય અંશી હતો.[૯–૧૦] હે રાજન! એ અનિરુદ્ધ જ્યારે યુવાન વયે આવ્યો ત્યારે રુક્મિની રુક્મ (સોના)ની પુતળી જેવી શ્રીમતી, પૌત્રી રુક્મવતીને પોતાની પત્ની કરવાની ઇચ્છા તેણે જણાવી.[૧૧]‖ હે જનમેજય! મહાયશસ્વી રાજા રુક્મ કૃષ્ણની સાથે શૌર્ય આદિની વિશેષ સ્પર્ધા કરતો હતો, તથાપિ તેણે આ પ્રસંગે પોતાના એ વૈરનો ત્યાગ કર્યો. પોતાના ભાણેજ રૌક્મિણેય(પ્રદ્યુમ્ન)ની પ્રીતિને લીધે, તેમ જ રુક્મિણીના અત્યંત આગ્રહથી પ્રેરાઈ તેણે "હું એને એ કન્યા આપીશ" એમ પ્રીતિપૂર્વક કહ્યું; અને અનિરુદ્ધના ગુણોથી આકર્ષાઇને હે જનમેજય! તેણે એ કન્યા તેને આપવાનો વિચાર કર્યો.[૧૨–૧૩] તે પછી આ પ્રસંગે રુક્મિણી, પોતાના પુત્રો, સંકર્ષણ (બલરામ), અન્ય વૃષ્ણિઓ અને સૈન્ય સાથે કેશવ વિદર્ભ દેશ સીધાવ્યા.[૧૪] રુક્મિના જે સંબંધ ધરાવનારા જ્ઞાતિબંધુઓ, મિત્રો અને નરાધિપતિઓ હતા તેઓ પણ

* જો કે નરકાસુરને ત્યાંથી આ સોળ હજાર સ્ત્રીઓને આણ્યાની કથા આ પછીના ૬૪ મા અધ્યાયમાં વર્ણવાયલી છે, છતાં કૃષ્ણની મહત્તાનું ગાન કરતાં તેની ગણના અહીં કરી છે.

† ટીકાકાર જણાવે છે કે કૃષ્ણ પરમ યોગી હોવાથી એકી વખતે અનેક દેહ ધારણ કરી શકતા હતા, અને એ રીતે એક હોવા છતાં અનેક રૂપે દેખા દઈ શકતા હતા

‡ અહીં બંગાળી પ્રતમાં 'ઇન્દ્રસેના' પાઠ છે. પુરાણોમાં મુદ્‌ગલ ઋષિની સ્ત્રી ઇન્દ્રસેનાને 'નારાયણી'નું બિરુદ આપેલું પ્રસિદ્ધ છે.

§ અત્રે આ નોંધ કરવા જેવું છે કે પ્રદ્યુમ્ન સગા મામાની છોકરીને પરણે છે.

‖ બંગાળી અને કાશીની પ્રતિમાં "पौत्रार्थे वरयामास–माधवे પોતાના પૌત્રને માટે તેની માગણી કરી," એ પાઠ છે.

તેના નિમંત્રણથી ત્યાં આવી પહોંચ્યા.[૧૫] હે મહારાજ! શુભ તિથિએ, મંગલકારી નક્ષત્રમાં અનિરુદ્ધનો થયલો વિવાહ પરમ ઉત્સવરૂપ થયો.[૧૬] ત્યાં અનિરુદ્ધે વૈદર્ભીનું પાણીગ્રહણ કર્યું,* ત્યારે વિદર્ભવાસીઓ અને યાદવોએ પરમ ઉત્સવ ઉજવ્યો.[૧૭] જાણે પોતે પૂજાયલા દેવો હોય તેમ રુક્મિથી સત્કાર પામેલા વૃષ્ણિઓએ વિદર્ભ નગરમાં પણ આનંદ મહાણ્યો.

તે પછી એક દિવસ અશ્મકોનો અધિપતિ ઉદાર બુદ્ધિવાળો વેણુદારિ, રુક્ષનો પુત્ર શ્રુતર્વા, ચાણૂર, ક્રથનો પુત્ર અંશુમાન્, કલિંગોનો મહાબલવાન્ રાજા જયત્સેન અને ઋષિકોનો અધિપતિ શ્રીમાન પાંડ્ય, એ સર્વે મહા સમૃદ્ધિવાન્, દક્ષિણ પ્રદેશના રાજાઓએ (બલરામને કપટથી દ્યૂતમાં હરાવી ભોંય પાડવાને) પરસ્પર સંકેત કર્યો. પછી તેમણે રાજા રુક્મિની પાસે જઈ, તેને એકાંતમાં કહ્યું, કે "હે રાજન્! તું પોતે અક્ષવિદ્યા(શોગટાંબાજી)માં કુશળ છે, અને અમે પણ એ રમત રમવાને વિશેષ આતુર છીએ. બલરામને પણ અક્ષદ્યૂત પ્રિય છે, અને તે એમાં નિપુણ પણ છે. (અક્ષકુશળ રાજાનો એ નિયમ છે કે તેની રમતના નિમંત્રણનો સત્કાર કરવો એટલે બલરામ તારા નિમંત્રણની ના પાડશે નહીં) અને તેથી તને મોખરે કરીને અમે તેને એ રમતમાં જિતવા ઇચ્છીએ છીએ." આ પ્રમાણે એ રાજાઓએ કહેવાથી મહારથી રુક્મિને પણ એ દ્યૂત ઉપર ઘણી રુચિ થઈ આવી.[૧૮–૨૨]

તે પછી તે સર્વે રાજાઓએ શોભતી સુવર્ણના થાંભલાવાળી, પુષ્પોથી શણગારેલા આંગણાવાળી અને ચંદનનાં પાણીથી છંટાયેલી રાજસભામાં હર્ષભેર પ્રવેશ કર્યો.[૨૩] લસલસતા હાર અને શુભ્ર ગંધોના લેપથી શોભતા, જિતવાને આતુર બનેલા તે સર્વેએ એ સભામાં પ્રવેશ કર્યો અને સુવર્ણનાં આસનો ઉપર બેસી ગયા.[૨૪] આ અક્ષવિદ્યામાં નિપુણ, કપટી રાજાઓના બોલાવવાથી, 'ભલે તમે જોશો કે હું કેવી રમત રમું છું' એમ કહી, ધૃષ્ટતાભેર બલરામ પણ ત્યાં આવ્યા.[૨૫] દક્ષિણ પ્રદેશના રાજાઓએ કપટભરી રમતથી બલરામને દ્યૂતમાં જિતવાની ઇચ્છાથી તે સ્થળે હોડમાં મુકવા સહસ્ત્રાવધિ (અઢળક) મણિ, મોતી અને સોનું એકઠાં કર્યાં.[૨૬]

તે પછી સભામાં પરસ્પરના પ્રેમનો વિનાશ કરનારું, કલહનું ઘર, દુર્મતિઓનો ક્ષય આણનારું ઘોર દ્યૂત બલરામ અને રુકમી વચ્ચે આરંભાયું.[૨૭] આરંભમાં રુકમી સાથે દ્યૂત રમતાં પાસા નાંખતી વખતે બલદેવે દશથી આરંભી હજાર સોનાના સિક્કા પર્યંતની હોડ બકી.[૨૮] આ રમત કુશળતાથી મહાબલવાન્ બલરામ ખેલતા હતા, તથાપિ રુક્મિએ તેના ઉપર પહેલા દાવમાં જય મેળવ્યો. એટલે ફરીથી એટલી જ રકમની બીજી હોડ બલરામે માંડી, અને એ ધન પણ રુક્મિ ફરીથી જિતી ગયો.[૨૯] આમ રુક્મિએ અનેક વખત કેશવના મોટા ભાઈ બલરામ ઉપર દ્યૂતમાં જિત ઉપર જિત મેળવતાં મમતે ચઢી એ મહાત્માએ એક વખત કરોડ સોનાના સિક્કાની હોડ બકી.[૩૦] અને કુટિલ રાજા રુક્મિએ હર્ષથી મલકાઈ પ્રશંસાથી ફુલાઈ, "જો આ તને જિત્યો" એમ હાસ્ય કરી બલરામને ટોણો મારી પાસા નાંખ્યા.[૩૧] અને "શ્રીમાન્ બલદેવ જો કે યુદ્ધમાં અજિત છે, તથાપિ એ અક્ષવિદ્યાનો અજાણ છે, અને એ દુર્બળનું અઢળક હિરણ્ય (ધન) મેં જીતી લીધું છે અને તેને દ્યૂતમાં હરાવ્યો છે," એમ તે પુનઃ ગર્વથી બોલી ઉઠ્યો.[૩૨]

રુક્મિનાં આવાં ગર્વભર્યાં વચન સાંભળી કલિંગરાજે અટ્ટાટ હાસ્ય કર્યું અને હર્ષથી મલકાઈ દાંત દેખાડ્યા, અને તેથી હલાયુધ (બલરામ) ક્રોધે ભરાયા.[૩૩] પોતાના પરાજય નિમિત્તે ભીષ્મકના પુત્ર રુક્મિએ કહેલાં આવાં તીક્ષ્ણ અને માર્મિક વચનોથી ઘવાયલા ધર્મજ્ઞ રોહિણી પુત્ર (બલરામ), જો કે ક્રોધને તેમણે જિત્યો હતો, તથાપિ અતિશય રોષને વશ થઈ ગયા. આમ જોકે મહા બલવાન્ બલરામ અતિશય માર્મિક તિરસ્કારથી ક્રોધે ભરાયા છતાં તેમણે ધૈર્યથી મનને વારી રાખ્યું અને સમયપૂર્વક રુક્મિને કહ્યું, કે "આ એક મારી બીજી સો કરોડ સોનાના સિક્કાની હોડ છે. હે રાજા! આ અધિક રજ પાથરેલા સ્થળ (પાટ) ઉપર કાળા અને લાલ રંગના પાસા નાંખ, અને એ હોડને ઉપાડી જાય તો ખરો."[૩૪–૩૭] રોહિણીના પુત્ર બલરામ તેને આમ કહેતા હતા એટલામાં તો રુક્મિએ, અન્ય કાંઈ પણ નહીં બોલતાં, "ભલે" એમ તેમને ફરી કહ્યુ[૩૮] અને એ રાજાએ હર્ષભેર પાસા નાંખ્યા; પરંતુ આ વખતે રુક્મિનો ચારના આંકવાળો પાસો પડ્યો, એટલે દ્યૂતના નિયમ અનુસાર નરાધિપાત રુક્મિ હાર્યો.†[૩૯] આમ ધર્મ(નિયમ)અનુસાર બલદેવથી

* વિદર્ભી પણ અનિરુદ્ધના મામાની દીકરી થાય, એ નોંધવા જેવું છે.

† ટીકાકાર નીલકંઠ જણાવે છે કે, દ્યૂતમાં એવી સરત હોય છે, કે રમતમાં પાસા નાંખતી વેળા જો પાસા નાંખનાર પક્ષકારથી સામા પક્ષકારનો ધારેલો એક આંકવાળો પાસો નંખાઈ જાય તો બન્નેએ હોડમાં મૂકેલા ધનનો દશમો ભાગ પક્ષકારને મળે. જો તેનાથી ધાર્યો બે આંકવાળો પાસો નંખાઈ જાય તો એ દશમા ભાગ ઉપરાંત ત્રીજો ભાગ તે લઈ જાય; જો ત્રણનો નંખાઈ જાય તો ઉપરના ભાગો ઉપરાંત છઠ્ઠો ભાગ લે, અને ચાર નખાઈ જાય તો બધુંયે ધનને સામાવાળો લઈ જાય. આ નિયમ પ્રમાણે બલરામે બોલ્યા પ્રમાણે પાસા નાંખતાં રુક્મિનો પાસો ચારના આંકવાળો પડ્યો, એટલે તે હાર્યો ગણાય.

પોતે જિતાયો છતાં રુક્મિએ બલરામને કહ્યું કે "ના, હું જ જિત્યો છું." તેનાં આ વચનથી બલદેવ રોષે ભરાયા છતાં પણ ધૈર્યથી તેમણે મન ઉપર અંકુશ રાખી તેનો કાંઈ ઉત્તર આપ્યો નહીં.૩૯-૪૦ એટલે "મેં બલદેવને જિત્યો છે" એમ રુક્મિએ ફરીથી હસીને કહ્યું. હે નરાધિપતિ! બલદેવ તેનું એ કપટી વચન સાંભળી, પુનઃ ક્રોધે ભરાયા, પરંતુ કાંઈ પણ ઉત્તર વાળ્યો નહીં. એટલે તે ક્ષણે મહાત્મા બલરામના ક્રોધમાં વૃદ્ધિ કરનારી, દૈવી અશરીરિ વાણીનો એવો ગંભીર સૂર નીકળ્યો, કે "બલરામ જે કહે છે તે સત્ય છે, હે શ્રીમાન રાજા રુક્મિ! ધર્મ (નિયમ) અનુસાર તારો પરાજય થયો છે. અને જો કે પોતાનું કર્મ સિદ્ધ થયું છે, તથાપિ બલરામ પોતાના જયની કંઈ પણ બડાઈ મારતો નથી. જો કે રુક્મિનું મન તેને એમ કહે છે કે તું હાર્યો છે છતાં તે મોંઢેથી એ વાતનો સ્વીકાર કરતો નથી. હે રામ! સત્ય એ જ છે એમ તું સમજ."૪૧-૪૪

આ પ્રમાણે આકાશમાંથી બોલાયલું શુભ અને સત્ય વચન સાંભળતાં વેંત જ યાદવોમાં શ્રેષ્ઠ બલવાન સંકર્ષણ ક્રોધે ભરાયા અને એકાએક સોનાના રમવાના મોટા પાટ સાથે જ ઉઠ્યા, અને બન્ને વચ્ચે હારજિતનો વિવાદ જાગતાં ક્રોધના આવેશથી પ્રેરાઈ, ખોટી નિંદા કરનારા અને ક્રૂર વચન બોલનારા, રુક્મિણીના મોટા ભાઈ, રુક્મિને મહીતલ ઉપર પટક્યો, અને તેને રગદોળી રગદોળીને હાથમાંના સુવર્ણના પાટના પ્રહારથી તેના પ્રાણ હર્યા.૪૫-૪૬ ને પછી તે ત્યાંથી આગળ વધી, ક્રોધના આવેશમાં જ કલિંગોના અધિપતિ જયત્સેનની સમીપ દોડ્યા અને તેના દાંત જ તોડી પાડ્યા અને જોરથી સિંહની પેઠે ભારે ગર્જના કરી.૪૭ પછી બલવાનોમાં ઉત્તમ સંકર્ષણે ખડ્ગ ઉગામી તે સર્વે પૃથ્વીપતિઓને ત્રાસ આપ્યો, અને જેમ એક ઉત્તમ ગજ વૃક્ષને ઉખેડે તેમ એ સભાના સુવર્ણના સ્તંભને ઉપાડ્યો, અને એ સભાના દ્વારમાંથી બહાર નીકળી, કૈશિકના અન્ય વંશજોને પણ ત્રાસથી થથરાવી નાંખ્યા.૪૮-૪૯

આમ કપટબુદ્ધિવાળા રુક્મિને હણી, સિંહ જેમ ક્ષુદ્ર હરણોને ત્રાસ આપે, તેમ પોતાના સર્વ શત્રુઓને સજ્જડ ત્રાસ પમાડી, પોતાનાં માણસોથી વિંટળાઈ, યાદવોમાં શ્રેષ્ઠ બલરામ પોતાના તંબુમાં ચાલ્યા ગયા, અને ત્યાં સર્વ યથાસ્થિત સમાચાર કૃષ્ણને કહી સંભળાવ્યા.૫૦-૫૧ તે સમયે મહા તેજસ્વી કૃષ્ણે તેમને તે વિષે કંઈ પણ કહ્યું નહીં. રુક્મિણીએ પણ પોતાનો પ્રિય જ્યેષ્ઠ ભાઈ રુક્મિ આમ હણાયાની વાત સાંભળી, મનને સંયમમાં રાખ્યું તો ખરું, પરંતુ શોકથી તેની આંખમાંથી આંસુ સર્યાં અને તે બોલી કે, "અરેરે! શત્રુઓના શૂરવીરોને હણનારો મારો પ્રિય ભાઈ રુક્મિ જે પૂર્વે વાસુદેવને હાથે રણમાં હણાયો નહીં, તે વજ્રધારી ઇન્દ્રસમાન રાજા બલરામના હાથે દ્યૂતમંડપમાં સુવર્ણપાટના પ્રહારથી હણાયો."૫૨-૫૪*

દ્રુમ અને ભૃગુપુત્ર પરશુરામના સમાન મહાવીર્યશાલી, અસ્ત્રવિદ્યાનો દ્રુમ અને પરશુરામનો શિષ્ય, યુદ્ધમાં કુશળ, નિત્ય યજ્ઞ કરનારો, ભીષ્મકનો પુત્ર, રાજા રુક્મિ હણાયો અને ભૂમિ ઉપર પડ્યો, એટલે સર્વે વૃષ્ણિઓ અને અંધકોનાં મન પણ ઉંચાં થયાં.૫૫-૫૬

વૈશમ્પાયન કહે છેઃ-મહાભાગ્યશાલી રુક્મિણી કરુણ સ્વરે વિલાપ કરતી હતી તેની પાસે કેશવ ગયા અને તેના મનનું સાંત્વન કર્યું.૫૭ હે ભરતશ્રેષ્ઠ જનમેજય! રુક્મિને વૃષ્ણિઓ સાથે વૈર કેમ થયું અને તેનું મરણ કેમ થયું તે સર્વે વૃત્તાંત મેં તને કહ્યો. હે મહારાજ! વૃષ્ણિઓએ પણ આ દુઃખકર પ્રસંગ બન્યો એટલે સત્વર બલરામ અને કૃષ્ણને મોખરે કરી, સર્વ સંપત્તિ સાથે લઈ દ્વારાવતી તરફ પ્રયાણ કર્યું.૫૮-૬૦

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे रुक्मिणीहरणमां "रुक्मवतीनुं लग्न अने रुक्मिवध" ए नामनो अध्याय ६१ मो संपूर्ण

## અધ્યાય ૬૨ મો

### બળદેવનું માહાત્મ્ય અને અદ્ભુત પરાક્રમ

राजोवाच–

भूय एव तु विप्रर्षे बलदेवस्य धीमतः।
माहात्म्यं श्रोतुमिच्छामि शेषस्य धरणीभृतः ॥१॥

રાજા જનમેજય કહે છેઃ-હે વિપ્રર્ષિ! ધરણીને ધારણ કરનાર, શેષ નાગના અવતાર, બુદ્ધિમાન્ બલરામનું માહાત્મ્ય સાંભળવાની મને વિશેષ ઇચ્છા છે.૧ જે મનુષ્યો પુરાણના જાણકાર છે, તેઓ બલરામને અતિશય બલવાન, તેજનો પુંજ અને અજિત વર્ણવે છે.૨ હે વિપ્ર! જેમને લોકો આદિદેવ, જનોના ઈશ્વર, અનંત જાણે છે તેનાં કર્મનું વર્ણન સત્ય તત્ત્વ અનુસાર સાંભળવા હું ઇચ્છું છું.૩

વૈશંપાયન કહે છેઃ-હે રાજન્! પુરાણમાં બલરામને ધરણીને ધરનાર, તેજનો નિધિ, અને અકંપિત (કોઇથી કંપે નહીં એવો), શ્રીમાન, પુરુષોત્તમ, નાગરાજ, યોગ-

* અહીં બે શ્લોકોનો ક્રમ ઉલટાવવો પડ્યો છે. મુંબઇની પ્રતિ રુક્મિના મરણથી કૃષ્ણ રોયાનું જણાવે છે, પણ તે યુક્ત નથી; રુક્મિણી પોતાના ભાઈ માટે રુવે, એ વિશેષ યોગ્ય જણાય છે.

વિદ્યાનો આચાર્ય,* મહા વીર્યશાલી, અને દેવોના મંત્રનું મુખ કહેવામાં આવે છે. એ બલરામે ગદાયુદ્ધમાં જરાસંધને જો કે જિત્યો હતો, પરંતુ (દૈવી સંકેત ન હોવાથી) તેનો વધ કર્યો નહીં હતો.[૪-૫] પૃથિવીતલ ઉપર સુવિખ્યાત થયેલા અનેક રાજાઓ (યાદવો સાથે રણસંગ્રામ મચાવવાને) જરાસંધના અનુયાયી થયા હતા, પરંતુ તે સર્વેને બલરામે રણસંગ્રામમાં જિત્યા હતા.[૬] દશ હજાર હાથીના જેટલા બલવાળા ભયંકર પરાક્રમી ભીમનો પણ પરાજય બલરામે બાહુયુદ્ધમાં અનેક વખત કર્યો હતો.[૭]

વળી દુર્યોધનની કન્યા લક્ષ્મણાને હરી જનારો જાંબુવતીનો પુત્ર સાંબ હસ્તીનાપુરમાં જ્યારે દુર્યોધનને હાથે નાગપાશથી જકડાયો હતો, અને બલાત્કારથી સર્વે પાસથી રાજાઓથી તે ઘેરાયો હતો, તે વેળા તેના આમ પકડાયા અને ઘેરાયાની વાત સાંભળતાં મહા બલવાન્ બલરામ તેને છોડાવવાને માટે હસ્તીનાપુર ગયા હતા. પરંતુ સાંબ ક્યાં છે તેની કોઈ ભાળ તમને મળી નહીં. એટલે અતિશય ક્રોધે ભરાઈ તેમણે આ એક મહાન્ અદ્ભુત કર્મ કર્યું.[૮-૧૦] તરત જ મહા તેજસ્વી બલરામે પોતાનો અનિવાર્ય, અભેદ્ય, દિવ્ય, અપ્રતિમ, બ્રહ્મમંત્રથી મંત્રેલો હળ ઉગામ્યો અને તેને હસ્તિનાપુરના કોટની રાંગ સાથે ભેરવી કૌરવોના એ નગરને જ ગંગામાં ઉછાળી નાંખી દેવાની ઇચ્છા કરી.[૧૧-૧૨]

આમ બલરામના હલથી પોતાની નગરીને ડોલતી જોઈ, દુર્યોધન ર જાએ સાંબને તેની ભાર્યા સાથે બંધનમાંથી મુક્ત કર્યો અને તેને બુદ્ધિમાન્ બલરામને સોંપ્યો, તથા પોતે એ મહાત્માનો શિષ્ય થવાની ઇચ્છા દર્શાવી. એટલે બલરામે ગદાયુદ્ધ શિખવવાને કુરુઓના રાજા દુર્યોધનને પોતાનો શિષ્ય કર્યો.[૧૩-૧૪] તે દિવસથી હે રાજેન્દ્ર! હસ્તિનાપુર વાંકું વળેલું છે, અને હે નૃપ! એ હસ્તિનાપુર નગર ગંગા નદી તરફ કિંચિત્ ઢળેલા મુખવાળું હોય, એવું દેખાય છે.[૧૫] બલરામનું આ અદ્ભુત કર્મ પૃથિવી ઉપર પ્રસિદ્ધ થયલું છે.

વળી પૂર્વે એ હલધર બલરામે (વૃન્દાવનમાં) ભાંડિર વૃક્ષવાળા વનમાં દાનવ પ્રલંબ અને મુષ્ટિ સાથે કરેલા યુદ્ધનો વૃત્તાંત તને મેં કહેલોજ છે. વળી તેણે મહા વીર્યશાલી ધેનુક રાક્ષસને તાલ વૃક્ષના શિખર ઉપર ઉંચે ફેંક્યો હતો, અને તે પ્રાણથી રહિત થઈ ગર્દભના રૂપમાં પૃથિવી ઉપર પડ્યો હતો; એ પ્રસંગ પણ મેં તારી આગળ વર્ણવ્યો છે.[૧૬-૧૭] વળી ખારા સમુદ્રમાં મળનારી, સત્વર વેગથી વહેતી, તરંગરૂપી માળાવાળી, યમની બહેન, મહાનદી યમુનાને એ હલધરે મથુરા નગરી તરફ ખેંચી વહેતી કરી હતી.[૧૮] હે રાજન્! મેં તને અમાપ, ધરણીને ધારણ કરનાર અનંતના અવતાર બલરામનું આ માહાત્મ્ય પણ કહ્યું છે.

આ ઉપરાંત પુરાણોએ પુરુષોમાં ઉત્તમ હલધર બલરામનાં અન્ય ઉત્તમ બહુ વિવિધ પરાક્રમો વર્ણવાયલાં છે તેથી મેં તે સર્વ અહીં આજે કહ્યું નથી; બીજાં પુરાણોમાંથી એ તારા જાણવામાં આવશે.[૧૯-૨૦]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे 'बलरामनुं माहात्म्य अने अद्भुत पराक्रमो' ए नामनो अध्याय ६२ मो संपूर्ण

## અધ્યાય ૬૩ મો

### ઇન્દ્રની પ્રેરણાથી કૃષ્ણે કરેલો નરકાસુરનો પરાજય

जनमेजय उवाच—

प्रत्येत्य द्वारकां विष्णुर्हते रुक्मिणि वीर्यवान् ।
अकरोद्यन्महाबाहुस्तन्मे वद महामुने ॥ १ ॥

જનમેજય કહે છેઃ—હે મહામુનિ! રુક્મિ હણાયા પછી વીર્યવાન્ મહાબાહુ વિષ્ણુએ (કૃષ્ણે) દ્વારકા આવ્યા બાદ જે કાંઈ ચમત્કારિક કર્મ કર્યાં હોય તે મને તમે કહો.[૧]

વૈશંપાયન કહે છેઃ—રુક્મિ બલરામને હાથે હણાયા પછી ત્યાંથી યાદવોને આનંદ આપનાર, વીર્યવાન્, શ્રીમાન્, ભગવાન્ વિષ્ણુએ સર્વ યાદવોના સાથ સાથે દ્વારકા પાછા આવવા સીધાર્યા.[૨] દ્વારકા આવ્યા પછી જે જે વિવિધ રત્નો અને સંપત્તિઓ તેમને જ્યાં જ્યાં જણાતી હતી ત્યાં ત્યાંથી તે સર્વ પુંડરિકાક્ષે (કૃષ્ણે) યોગ્યતા પ્રમાણે સંપાદન કરવા માંડી અને રાક્ષસોની પાસેથી પડાવી દ્વારકા આણવા માંડી[૩] અને તેમના આ કાર્યમાં દાનવોની મદદથી વિઘ્ન નાંખનારા અને વરદાનથી ગર્વિષ્ઠ થયલા, સર્વે મહાન્ અસુરોનો સંહાર મહાબાહુ કૃષ્ણ કરતા હતા.[૪]

પરંતુ તેમના આ કાર્યમાં નરકાસુર નામના સર્વ દેવોને ત્રાસ આપનારા, દેવોના રાજા ઇન્દ્રના મહાન્ શત્રુ, એક દાનવરાજે વિઘ્ન નાંખ્યું.[૫] તે ભૂતલિંગ(પ્રાગ્જ્યોતિષ)પુરમાં રહેતો હતો, અને સર્વ દેવોને ભારે પીડા દેતો વિશેષ મદાંધ બન્યો હતો, અને તે ઋષિઓ તથા દેવતાઓની વિરુદ્ધ આચરણ આચરતો હતો.[૬] એક સમયે દેવોના સૂત્રધાર વિશ્વકર્માની ચૌદ વર્ષની સુંદર રૂપસંપન્ન પુત્રીની પાસે એ ભૂમિપુત્ર નરકાસુર કશેરુ નામના સ્થળમાં ગયો, અને હાથીનું રૂપ ધારણ

* યોગશાસ્ત્રનો પ્રણેતા નાગરાજ કહેવાય છે. પતંજલિ મુનિએ યોગસૂત્રના ભાષ્યના આરંભમાં મંગલાચરણમાં તેની જ સ્તુતિ કરેલી છે.

કરીને, તેણે બલાત્કારથી આ કન્યાને હેરાન કરી.[૭] નરકાસુરે તેને ઘણી જ આકુળવ્યાકુળ કરી નાંખી, અને શોક, ભય અને મોહના નાશ થવાથી ધૃષ્ટ બની, પ્રાગ્જ્યોતિષપુરના એ રાજાએ તેને કહ્યું, કે "હે સુંદરી! દેવો અને મનુષ્યો પાસે જે કંઈ વિવિધ રત્નો છે, તેમ જ સમગ્ર પૃથ્વી પણ જે કંઈ રત્નોને ધારણ કરી રહી છે અને સમુદ્રોમાં પણ જે રત્નો પડેલાં છે તે સર્વ રત્નો આજની ઘડીથી રાક્ષસો, દાનવો, નૈર્ઋતો અને દૈત્યો મારી સમીપ નિર્વિઘ્ને ઉપાડી લાવશે."[૮-૧૦] આમ કહ્યા પછી તેણે જ્યાં, ત્યાંથી સર્વે ઉત્તમ ઉત્તમ રત્નો અને વિવિધ વસ્ત્રો હરી એકઠાં કરવા માંડ્યાં, પરંતુ તે પોતે તેનો ઉપભોગ કરતો નહીં.[૧૧] વળી એ બળવાન્ નરકાસુરે ગંધર્વોની જે કન્યાઓ હતી તેમ જ દેવોની અને મનુષ્યોની જે કોઈ કન્યાઓ હતી, તથા અપ્સરાઓના જે સાત સમૂહો હતા તે સર્વનું હરણ કર્યું અને તેમને પોતાને નગર ઉપાડી લાવ્યો.[૧૨] આ પ્રમાણે તેણે કુલ ચૌદ હજાર એકવીસ સો અર્થાત્ સોળ હજાર ને એકસો કુમારિકાઓને પોતાને ત્યાં આણી. તે સર્વે સતીઓની રીતિને અનુસરનારી, અવ્યભિચાર વ્રત પાળનારી, એક વેણી ધરનારી* કુમારિકાઓ હતી (અર્થાત તેમના સાથે તેણે ભોગ ભોગવ્યો ન હતો).[૧૩]

વૈશમ્પાયન કહે છેઃ-દીનપણું એ શું તે નહીં જાણનાર, ક્રૂર સ્વભાવવાળા ભૌમાસુરે આ કન્યાઓને રાખવાને મુરુ દૈત્યના રાજ્યપ્રદેશની પાસે અલકા-નગરી સમીપ આવેલા મણિપર્વત ઉપર એક ઉત્તમ નગર બંધાવ્યું.[૧૪] તે પુરીમાં મુરુ દૈત્યની દશ પુત્રીઓ, તેમ જ મુખ્ય મુખ્ય દાનવોની પુત્રીઓ અને નૈર્ઋતો (એક જાતના રાક્ષસો) આ કન્યાઓની આજ્ઞા પાળતાં અને સેવા ઉઠાવતાં હતાં. વરદાનથી ગર્વિષ્ઠ થયલો નરકાસુર નીલ સમુદ્રને તીરે રહેતો હતો.[૧૫] પૂર્વે સર્વે અસુરોના સમૂહોએ સાથે મળીને કદી કર્યું નહીં હોય એવું ઘોર કર્મ આ મહાન નરકાસુર કરતો હતો.[૧૬] જેને મહીદેવીએ જન્મ આપ્યો હતો અને પ્રાગજ્યોતિષ-પુર જેનુ રાજનગર હતું, એ મહાન્ અસુર નરકે કાનનાં કુંડલ લેવાને માટે દેવોની માતા અદિતિને પણ સતાવી હતી.[૧૭] યુદ્ધમાં અતિશય ઉન્મત્ત થયલા હયગ્રીવ, નિસુંદ, શૂરવીર પંચનદ અને હજાર શૂરવીર પુત્રોથી વિંટળાયલો, વરદાન પામેલો મહાન્ અસુર મુર એ ચાર તેના મુખ્ય દ્વારપાલો હતા.[૧૮] એ ચાર દ્વાર-પાલો પોતાના અનુચર વિરૂપ રાક્ષસો સાથે દેવોના માર્ગમાં છવાઈ તેનો અવરોધ કરતા, અને સત્કર્મ કરનારા ઋષિમુનિઓને ભારે ત્રાસ આપતા હતા.[૧૯]

અસુરોના નાયક નરકાસુરનો વધ કરવાને અર્થે શંખ, ચક્ર, ગદા અને ખડ્ગ ધારણ કરનારા જનાર્દન (વિષ્ણુ) વૃષ્ણિઓમાં વસુદેવથી દેવકીના ગર્ભ વિષે ઉત્પન્ન થયા હતા.[૨૦] આ લોકમાં પ્રસિદ્ધ થયલી કીર્તિવાળા અને પુરુષોમાં ઉત્તમ કૃષ્ણના નિવાસ સ્થાન માટે દેવોએ મોટા મોટા ઉપાયો દ્વારા દ્વારકા નિર્માણ કરી હતી.[૨૧] મહાન્ સમુદ્રથી વિંટળાયલી, અને પાંચ પર્વતથી શોભતી દ્વારકા ઇંદ્રની પુરી અમરાવતી કરતાં પણ પૃથ્વી ઉપર અતીવ રમણીય લાગતી હતી.[૨૨] દેવોના નગરની પ્રતિભાવાળી દ્વારકા-પુરીમાં કાંચનનાં દ્વાર અને તોરણોવાળી, એક યોજનના વિશાળ વિસ્તારવાળી દેવસભા શોભતી હતી. આ સભા દાશાર્હને નામે લોકમાં સુવિખ્યાત હતી.[૨૩] તે સભામાં બલરામ અને કૃષ્ણના પ્રમુખપદે સર્વે વૃષ્ણિઓ અને અંધકો વિરાજતા હતા, અને ત્યાં જ પોતાના સઘળા નિત્યના લૌકિક વ્યવહારોની ઘટનાના મંત્ર(સંકેત) ઘડતા હતા.[૨૪]

હે ભરતશ્રેષ્ઠ! એક સમયે તેઓ સર્વે એ દેવસભામાં બેઠા હતા, એવામાં એકાએક દિવ્ય સુગંધીવાળો વાયુ વાયો, અને પુષ્પોની વૃષ્ટિ અંતરિક્ષથી વર્ષી.[૨૫] અને તરત જ તેજનાં કિરણોનો સમૂહ દેખાવાની સાથે કિલ કિલ અવાજ સંભળાયો, અને એક મુહૂર્તમાં જ અંત-રિક્ષમાંથી એ તેજનો અંબાર ભૂમિ ઉપર ઉતરી આવ્યો.[૨૬] એ તેજના ઝળહળાટની મધ્યે, સર્વે દેવોનાં વૃન્દોથી વિંટળાયલો ઇન્દ્ર શ્વેત ઐરાવત હાથી ઉપર બેઠેલો તે સર્વે યાદવોને દેખાયો.[૨૭] તત્કાલ જ બલરામ અને કૃષ્ણ તથા વૃષ્ણિ અને અંધકોના સમૂહ સાથે રાજા ઉગ્રસેન પણ દેવસભામાંથી મહાત્મા, દેવોના ઈશ્વર ઇંદ્રની સન્મુખ ગયા અને તેની પૂજા કરી.[૨૮] ઇંદ્ર સત્વર હાથી ઉપરથી હેઠળ ઉતર્યો અને જનાર્દનને આલિંગન દીધું, તથા બલદેવને અને તે પછી રાજા આહુક(ઉગ્રસેન)ને પણ ભેટ્યો.[૨૯] વળી ઉમ્મર અને પદવીની યોગ્યતા પ્રમાણે અન્ય મુખ્ય મુખ્ય વૃષ્ણિ-ઓને પણ તે ભેટ્યો. પછી બલરામ અને કૃષ્ણની પૂજાનો સત્કાર કરી, તેણે એ સભામાં પ્રવેશ કર્યો.[૩૦] અને ત્યાં બેસી પોતાના આગમનથી એ સભાને શણ-ગારી, અમરોના ઈશ્વર ઇંદ્રે યાદવપતિના અર્ઘ્ય આદિ આતિથ્યના અન્ય ઉપચારોનો યથાવિધિ સત્કાર સ્વીકાર્યો.†[૩૧]

* આ ઉપરથી તેમ જ અન્ય પુરાણોમાં વેણી સંબંધી થયલાં સૂચનથી જણાય છે કે, એકવેણી એટલે એક ગાંઠનો અંબોડો એ કુમારિકાનું સવિશેષ લક્ષણ હતું.

† અહીં આગળથી કાશીની બંગાળી પ્રતિમાં નવો અધ્યાય શરૂ થાય છે.

વૈશંપાયન કહે છેઃ–તે પછી મહાતેજસ્વી વાસવે (ઇન્દ્રે) પોતાના નાના ભાઇ* કૃષ્ણના શુભ વદન ઉપર પોતાનો હાથ ફેરવ્યો, અને તેને સાંત્વનપૂર્વક નીચેનાં વચન કહ્યાંઃ–[૩૨]

વાસવ કહે છેઃ–"હે દેવકીનંદન! હે મધુસૂદન! હે શત્રુને દમનાર કૃષ્ણ! જે કારણે હું અહીં આજે તારી પાસે આવ્યો છું, તે તું સાંભળ.[૩૩] બ્રહ્માના વરદાનથી ગર્વિષ્ઠ થયેલો દિતિનંદન નરકાસુર નામનો દૈત્ય મોહથી (દેવોની માતા) અદિતિનાં બે કુંડલ હરી ગયો છે.[૩૪] તે નિત્ય દેવોનું અને મનુષ્યોનું અપ્રિય થાય એમ વર્તતો રહે છે. એને દેવોનો શત્રુ જાણી એ પાપી પુરુષનો તું સંહાર કર.[૩૫] (અને અદિતિને તેનાં કુંડલ પાછાં આણી આપ; તેથી તારું કલ્યાણ થશે.) ઇચ્છાઅનુસાર ગતિ કરનાર, ઇચ્છા પ્રમાણે પરાક્રમ દાખવનાર, અને ઇચ્છા પ્રમાણે ધાર્યા સ્થળે લઈ જનાર, તેમજ અંતરિક્ષમાં ગમન કરનાર, વિનતાનો પુત્ર, આ અતિશય તેજસ્વી ગરુડ તને એ નરકાસુરને સ્થળે (પ્રાગ્જ્યોતિષપુર) લઈ જશે.[૩૬] એ ભૂમિપુત્ર નરકાસુર સર્વ પ્રાણી માત્રથી અવધ્ય છે, (વૈષ્ણવ અસ્ત્ર પ્રાપ્ત કીધાથી તે બલાઢ્ય થયેલો છે, એટલે તું વિષ્ણુ સ્વરૂપ હોવાથી તારે હાથે તેનો વધ નિર્માણ થયેલો છે,) તેથી એ પાપીને હણીને તું અહીં સત્વર પાછો આવ."[૩૭]

દેવરાજ ઇન્દ્રે આ વચન કહ્યું, એટલે કમલનયન, મહાબાહુ, કેશવે નરકાસુરને રોળી નાંખવાની પ્રતિજ્ઞા લીધી.[૩૮] તે પછી શંખ, ચક્ર, ગદા અને ખડ્ગ ધારણ કરનાર કૃષ્ણ પોતાની પ્રિયતમા સત્યભામાને સાથે લઇને ગરુડ ઉપર આરૂઢ થયા અને (નરકાસુરને મારવા પ્રાગ્જ્યોતિષપુર ભણી જવા) ઇન્દ્રની સાથે ત્યાંથી નીકળ્યા.[૩૯] ત્યાંથી યાદવોના અગ્રણીઓના જોતજોતાંમાં વાસવની સાથેજ બલવાન્ કૃષ્ણે ગરુડની સહાયતાથી, ઉંચે ઉંચે ક્રમવાર મરુતોના સાતે સ્કંધો (થર) વટાવ્યા.[૪૦] પ્રાગ્જ્યોતિષપુર જવાનો માર્ગ ઘણોજ દૂર હોવાથી ઇન્દ્ર ગજેન્દ્ર (ઐરાવત) ઉપર અને જનાર્દન ગરુડ ઉપર બેઠા હતા, અને સૂર્ય તથા ચન્દ્ર હોય તેમ તે બન્ને પ્રકાશતા હતા.[૪૧] અંતરિક્ષમાંથી તેઓ પસાર થતા હતા તે વેળા ગંધર્વો અને અપ્સરાઓ કેશવની સ્તુતિ કરતાં હતાં. ક્રમે કરીને કેશવ અને ઇન્દ્ર ત્યાંથી દેખાતા બંધ થયા.[૪૨] પછી આગળ જતાં કૃષ્ણને તેણે નરકાસુરને મારવાને શું કર્તવ્ય કરવાનું છે, તેની સમજ પાડી ત્યાંથી વિબુધો(દેવો)નો નાયક ઇન્દ્ર પોતાની અમરાવતી પુરી પ્રતિ સિધાવ્યો, અને કૃષ્ણે (એકલાએ) પ્રાગ્જ્યોતિષપુરની વાટ લીધી.[૪૩] (કૃષ્ણને લેઇને પ્રાગ્જ્યોતિષપુર તરફ ઉડતા જતા) ગરુડની પાંખોના ફડફડાટથી તે સમયે ખળભળેલો વાયુ પોતાની સ્વાભાવિક દિશાથી અવળી દિશાએ વાવા મંડ્યો અને આકાશચારી મેઘો ગંભીર ભયંકર સ્વર કાઢવા લાગ્યા, તેમજ આકાશચારી પક્ષીઓ અહીંતહીં ચકરર ભમવા લાગ્યાં.[૪૪] કેશવ એક જ ક્ષણમાં આકાશમાં વિચરનારા ગરુડપર બેસી પ્રાગ્જ્યોતિષપુર આવી પહોંચ્યા, અને દૂરથી (નરકાસુરના) દ્વારપાલોને જોતાંવેંત જ તેઓ જ્યાં હતા તે સ્થળે જ સીધાવ્યા.[૪૫] ત્યાં દ્વાર ઉપર હાથી, રથ, ઘોડા આદિ વાહનો અને પગપાળા લશ્કરીઓથી સજ્જ ચતુરંગી સેના તેમ જ મુરુદાનવે તૈયાર કરાવેલી, અસ્ત્રાના જેવી તીક્ષ્ણ ધારવાળી છ હજાર પાશો એમની દૃષ્ટિએ પડી.[૪૬]

વૈશંપાયન કહે છેઃ–તે વેળા ગરુડ ઉપર બેઠેલા, શંખ, ચક્ર અને ગદા ધારણ કરનારા, પીતાંબરધારી, ચાર ભુજાવાળા, શ્રીમાન્ કૃષ્ણ વિજળીથી યુક્ત નીલવર્ણા મેઘની પેઠે અત્યંત શોભતા હતા.[૪૭] તેમણે છાતી ઉપર વનમાળા ધારણ કરી હતી, અને શ્રીવત્સનું ભૂષણ ધારણ કર્યું હતું; તેમને માથે સૂર્ય સમાન તેજસ્વી મુકુટ જાણે વિજળી સહિત ચંદ્રમા હોય તેવો ઝળહળતો દીસતો હતો;[૪૮] જાણે વજ્રનો પાત થયો હોય, એવો તેમના શાર્ઙ્ગ ધનુષ્યનો ભયંકર ટંકારવ સુણી, સર્વે દાનવો તરત જ સમજી ગયા કે સાક્ષાત્ વિષ્ણુ પોતેજ અહીં આવેલા છે.[૪૯] એટલે તેમને આગળ વધતા અટકાવાને સત્વર જ કાલાંતક(યમ)ની ઉપમાને યોગ્ય, મહાન્ અસુર મુરુ ક્રોધથી આંખને બમણી લાલચોળ કરી, હાથમાં શક્તિ ઉપાડી તેમની તરફ ધસ્યો.[૫૦] અને તેણે એક વજ્ર તથા કાંચનથી શણગારેલી, અતિશય મહાન્ પ્રખર શક્તિને તેમના ઉપર ફેંકી અને વીર્યવાન્ વાસુદેવ, જનાર્દને મહા ઉલ્કાની પેઠે જાજ્વલ્યમાન થતી એ શક્તિ પોતાની ઉપર આવી પડતી જોતાંજ સોનેરી પાંખવાળા અને શીઘ્ર ગતિથી જનારા બાણથી તેના બે કડકા કરી નાંખ્યા.[૫૧–૫૨] જાણે વિજળીનો પુંજ બળતો હોય એવી ઝળહળતી તેની શક્તિને આમ કૃષ્ણે સહસા કાપી નાંખી એટલે પુનઃ ક્રોધથી લાલચોળ આંખ કરી, મુરુએ હાથમાં મહા ગદા ઉપાડી; અને જાણે ઇન્દ્ર અવાજ ન કરનારા વજ્રનો પાત પર્વત ઉપર કરતો હોય તેમ વિના અવાજે આવનારી એ ગદા કૃષ્ણની ઉપર ફેંકી. એટલે દેવોમાં ઉત્તમ કૃષ્ણે કર્ણ પર્યંત ધનુષ્યની પ્રત્યંચા

* વામન અવતારમાં અદિતિને પેટે વિષ્ણુએ અવતાર લીધો હતો તેથી પુરાણોમાં કૃષ્ણ ઉપેન્દ્ર, એટલે ઇન્દ્રનો નાનો ભાઈ કહેવાય છે. ગોવર્ધન પર્વતને ટચલી આંગળીએ કૃષ્ણે તોળ્યો, ત્યારે ઇન્દ્રે તેમને એ પદવી દઇ અભિષેક કર્યો હતો

ખેંચી એક અર્ધચંદ્ર બાણ તેની સામે છોડયું અને સોનાથી શણગારેલી એ ગદાને મધ્ય ભાગમાંથી જ કાપી નાંખી, અને પુનઃ એક ભલ્લ બાણવડે દાનવ મુરુનુ માથું રણમાં (લડતાં લડતાં) ઉરાડી દીધું.[૫૩-૫૫] પછી કૃષ્ણે તેના દ્વાર આગળની છએ હજાર પાશોને છેદી નાંખી.

આમ મુરુને તેના બાંધવગણો સાથે હણી, દેવકી પુત્રે નરકાસુરના અન્ય મહાબલવાન આગેવાન રાક્ષસોના સમૂહોના સંહાર વાળ્યો, અને શિલાઓના સંખ્યાબંધ ઢગને વટાવી આગળ ચાલ્યા એટલે તેમણે દાનવોના સૈન્ય સાથે બીજા દ્વારપાળ મહાબલવાન નિસુંદને, દિતિના પુત્ર હયગ્રીવને તથા અન્ય ચિત્રવિચિત્ર યોદ્ધાઓને પોતાની સાથે યુદ્ધ કરવાને તત્પર થયલા જોયા. બલવાનોમાં શ્રેષ્ઠ, મહાબલી નિસુંદ સત્વર પોતાના રથ ઉપર ચઢી બેઠો અને સૈન્યવડે કૃષ્ણના માર્ગનો અવરોધ કર્યો. પછી તેણે અતિકષ્ટે હઠાવી શકાય એવું, સોનેરી પુંઠિયાવાળું ધનુષ્ય હાથમાં ઉપાડ્યું અને દશ બાણોથી મધુ દાનવને હણનાર કૃષ્ણને વિંધ્યા. કેશવે પણ સામા સીત્તેર તીક્ષ્ણ ધારવાળાં બાણોથી તેને ભેદ્યો.[૫૬-૬૦] વળી આગળ વધી માધવે તેનાં બાણોને પોતાની સમીપ આવતાં પહેલાં જ અંતરિક્ષમાં જ અધવચ્ચ ટપાટપ છેદવા માંડ્યાં. એટલે તેના સર્વ સૈનિકો કૃષ્ણની આસ-પાસ વિટળાઈ વળ્યા.[૬૧] સુરોત્તમ, મધુસૂદન જનાર્દન. પોતાને આ પ્રમાણે એ અસુરોનાં બાણોની મોટી જાળથી છવાયલા જોઈ, એ સર્વ દાનવો સામે ક્રોધ-યુક્ત નજર નાંખી અને દિવ્ય, પર્જન્ય અસ્રથી બાણોના ભારે વર્ષાદ વરસાવી, એ સર્વ સૈન્યને પોતાની ઉપર પ્રહાર કરતું જ અટકાવ્યું.[૬૨-૬૩] અને લાગલાં જ પર્જન્ય અસ્રના પ્રભાવથી એ સઘળા દાનવોમાંના દરેકના મર્મ ભાગ પાંચ પાંચ બાણોથી તેમણે ભેદ્યા.[૬૪] એટલે રણસંગ્રામમાંથી ભયથી વિશેષ ત્રાસેલા એ દાનવોએ નાસભાગ કરી મૂકી.

આમ પોતાના સૈન્યને રણમાંથી નાસી જતું જોઇને, નિસુંદ પુનઃ રણને મોખરે આવ્યો અને બાણોનો વર્ષાદ કૃષ્ણની ઉપર વરસાવ્યો. તેણે બાણોની વૃષ્ટિથી કેશવને એટલા બધા છાઈ નાંખ્યા કે, દશે દિશામાં સૂર્ય દેખાતો જ બંધ થયો.[૬૫-૬૬] ગરુડની ધ્વજાવાળા કૃષ્ણને નિસુંદે આમ બાણોથી છાઈ નાંખ્યા, એટલે એ પુરુષોત્તમ હરિએ સાવિત્ર નામનું દિવ્ય અસ્ર તેની ઉપર છોડ્યું અને તેનાથી નિસુંદનાં સર્વેય બાણો કાપી નાંખ્યાં. આમ મહાબલી, સુરોત્તમ કૃષ્ણે તેનાં બાણોને પોતાનાં બાણથી કાપતાં કાપતાં, એક બાણથી તેના છત્રના અને બીજાં ત્રણ બાણોથી તેના રથના ચૂરેચૂરા કરી નાંખ્યા. વળી ચાર ચાર બાણથી તેના ચાર ઘોડાને હણ્યા, પાંચ બાણથી તેના સારથીને માર્યો, એકથી તેની ધ્વજ છેદી, એક અતિશય તીક્ષ્ણ બાણથી તેનું શરીર વિંધ્યું અને ભલ્લ બાણથી, એકઠા થયલા હજારો દેવોની સાથે એકલે હાથે સામટું યુદ્ધ કરી શકનારા એ નિસુંદ દાનવનું માથું પણ ઉરાડી દીધું.[૬૭-૭૧]

નિસુંદને આમ હણાઈ હેઠો પડેલો જોઈ, પ્રતાપી હયગ્રીવ દાનવે એક મોટી વજનદાર શિલા ઉપાડી અને તેને હાથમાં અદ્ધર તોળી. પછી તેણે બરોબર લક્ષ્ય તાકી ઓચિંતી જ પર્વત સમાન એ પ્રચંડ શિલાને કૃષ્ણની ઉપર ફેંકી, પરંતુ તરત જ અસ્રવિદ્યાના પારંગતોમાં ઉત્તમ સમર્થ વિષ્ણુએ દિવ્ય પર્જન્ય અસ્ર હાથમાં લીધું અને એ તેજસ્વી બાણથી તે શિલાના સાત ટુકડા કરી દીધા, અને તેને ભૂમિ ઉપરજ પાડી નાંખી.[૭૨-૭૪] હે ભરતર્ષભ! તે પછી તેમના શાર્ઙ્ગ ધનુષ્યમાંથી નાના વિધ વર્ણવાળાં મહાન અસ્રો વર્ષી રહ્યા, અને ત્યા નાના પ્રકારનાં શસ્રઅસ્રો વ્યાપી જવાથી દેવાસુરના જેવું જ ભયંકર યુદ્ધ મચી રહ્યું. શાર્ઙ્ગ ધનુષ્યમાંથી આમ બાણ છોડતાં છોડતાં, ગરુડ ઉપર બેઠેલા મહા બાહુ કૃષ્ણે અસંખ્ય દાનવોનો કચ્ચરઘાણ કાઢી નાંખ્યો.[૭૫-૭૬] જનાર્દનની સમીપજ આવતાં એ સર્વે દાનવો તેમના મોટા હળથી ભેદાઈ બાણ અને ખડ્ગથી હણાઈ વિનાશ પામ્યા.[૭૭] કેટલાક દાનવો તેમના ચક્રના અગ્નિથી રાખરાખ થઈ આકાશમાંથી હેઠા પડ્યા, તો કેટલાક પાસે આવતાં વેંત જ તેના પ્રહારોથી કુરૂપી થઈ પ્રાણરહિત થઈ હેઠા પડ્યા.[૭૮] કૃષ્ણનાં બાણથી આમ વિશેષ પીડા પામતા, અંગો બેડોળ થયા છતાં પણ કેટલાક અસુરો, જળ વર્ષાવતા મેઘની પેઠે, બાણોની વૃષ્ટિ કૃષ્ણની ઉપર વરસાવતા જ રહ્યા.[૭૯] કેટલાક દાનવોનાં શરીરો જાણે કેસુડાના રંગથી છંટાયા હોય તેમ, લોહીમાં તરબોળ થયાં, અને ચમત્કારિક યુદ્ધ કરનારા કેટલાકે તો ધનુષ્ય અને બાણના ચૂરેચૂરા થવાથી અતિશય ભય પામી, રણમાંથી નાસભાગ કરી મૂકી.[૮૦]

આવી સ્થિતિમાં પોતાનાં સૈન્યને આવી પડેલું જોઈ, દાનવ હયગ્રીવ પુનઃ આંખ લાલચોળ કરી, વાયુના જેટલા જ તીવ્ર વેગથી પાસેના એક દશ વામ ઉંચા વૃક્ષ પાસે ગયો, અને તેને બળથી ઉખેડી તે સાથે વેગથી કૃષ્ણની સામો ધસ્યો. પછી મેઘના જેવી કૃષ્ણ આકૃતિવાળા એ દાનવે મહારશિક્ષણથી મેળવેલા ચાતુર્યવડે એ મોટા વૃક્ષને કૃષ્ણની ઉપર ફેંક્યું.[૮૧-૮૨] એ વૃક્ષના પડવાથી ખળભળેલા વાયુનો મોટો સૂર સર્વત્ર

સંભળાયો. તરત જ ત્વરાથી હજારો બાણવડે કૃષ્ણે તેના ચૂરેચૂરા કરી નાંખ્યા, અને તેથી તે એક ચમત્કારિક આકૃતિવાળું બની ગયલું દેખાયું. પછી એક બાણથી તેણે હયગ્રીવની છાતી ભેદી, અને અગ્નિ સમાન એક બાણથી તેનાં બે સ્તનની વચ્ચેનો ભાગ વિંધ્યો.૮૩-૮૪ એ બાણ અતિશય વેગથી તેના હૃદયને વેધી પુંઠ(પીઠ)થી બહાર નીકળી ગયું, અને (જે સર્વે દેવોની સાથે એક સામટું હજાર વર્ષ સૂધી યુદ્ધ મચાવતાં છતાં થાકતો ન હતો એવા) એ મહાબળવાન્, મહાભયંકર, દાનવ હયગ્રીવને હણ્યો. આમ લોહિતગંગ નામના, પાણીની ખાઇઓથી રક્ષણ થતા પ્રદેશની મધ્યે પાપી અને વિરૂપ મુખાકૃતિવાળા હયગ્રીવને દેવકીના પુત્ર, અપાર તેજસ્વી, સર્વ યાદવોને આનંદ આપનાર, અને શત્રુને અસહ્ય એવા ભગવાન્ પુરુષોત્તમે હણ્યો. પછી હે પરંતપ! તેના સાગ્રીત આઠ લાખ દાનવોનો પણ સંહાર કરી ઉત્તમ પુરુષ કૃષ્ણ પ્રાગ્જ્યોતિષ્પુર તરફ દોડ્યા.૮૫-૮૭

પછી કૃષ્ણે નરકાસુરના (ચોથા દ્વારપાળ) મહાન્ અસુર પંચનદને હણ્યો; અને અનેક શોભાઓથી જાજ્વલ્યમાન થતા પ્રાગ્જ્યોતિષ્ નગરમાં જઈ પહોંચ્યા. ત્યાં દાનવો સાથે એમનું ભારે યુદ્ધ મચી રહ્યું. તે વેળા મહાબળવાન્ કૃષ્ણ પાંચજન્ય શંખ વગાડ્યો, એટલે પ્રલય કાળના સંવર્તક મેઘના ગડગડાટના જેવો તેનો મોટો સૂર સર્વત્ર સંભળાયો. આ શંખનો ગંભીર ઘોષ ત્રણે લોકમા પહોંચ્યો હતો, એમ કહેવાય છે. આ સૂર સાંભળી, ક્રોધથી નરકાસુરની આંખો લાલચોળ થઈ ગઈ, અને તે લોઢાના આઠ પૈડાંવાળા અને બારસો હાથના ઘન (લંબાઈ, પહોળાઈ અને ઉંચાઈ મળીને) વિસ્તાવાળા, પોતાના રથમાં સત્વર ચઢી બેઠો. એ રથ રત્નો અને કાંચન જડેલાં ચિત્રોથી ભરપૂર અને સમૃદ્ધ હતો; તેની બેઠક પહોળી અને ઘણી જ વિસ્તૃત હતી; તે લોઢાની જાળીઓથી સુરક્ષિત હતો; તે અનેક ચિત્રોથી વિરાજતો હતો; તે સુવર્ણના દંડ અને પતાકાઓથી સંપન્ન હતો; તેનાં કૂબર વૈડૂર્યમણિના હતાં; તેને હજાર ઘોડા જોડેલા હતા; તે શત્રુના રથને પીડા કરે એવો હતો; તેનો રથ પ્રહાર કરવાનાં નાના પ્રકારનાં શસ્ત્રઅસ્ત્રોથી ભરપૂર હતો. આવા રથમાં બેઠેલો વીર નરકાસુર સંધ્યાકાળના લાલચોળ સૂર્યની પેઠે શોભતો હતો. તેની છાતી ઉપરનું આચ્છાદન વજ્રના જેવું દૃઢ, ઇન્દુના જેવું તેજસ્વી અને બળતા અંગારા જેવું ઝળહળતું હતું. તેનું હૃદય વજ્ર સમાન દૃઢ હતું; તેની મુખાકૃતિ મેઘ ધનુષ્યના રંગની હતી, અને તે ઉલ્કાના અગ્નિની પેઠે તેજસ્વી થઈ હતી; તેના માથાનો મુકુટ સૂર્ય અને અગ્નિની પેઠે પ્રકાશતો હતો; તેના બે કાન કુંડળોથી જાજ્વલ્યમાન દીસતા હતા.૮૯-૯૬

તેના સૈન્યમાં ધુમાડાના વર્ણના (ભૂરા કાળા), પ્રચંડ કાયાવાળા, લાલચોળ આંખવાળા, વિરૂપ મુખાકૃતિવાળા, નાના પ્રકારનાં કવચો ધારણ કરનારા, સર્વે દાનવો અને રાક્ષસો તેની સાથે સજ્જ થયા.૯૭ કેટલાકે ખડ્ગો અને ચામડાની ઢાલ લીધી હતી, કેટલાકે બાણના ભાથા અને ધનુષ્ય ઉપાડ્યાં હતાં. કેટલાકના હાથમાં શક્તિ હતી તો કેટલાકના હાથમાં ત્રિશૂલ હતાં. આ પ્રમાણે શસ્ત્રઅસ્ત્રથી પૂરેપૂરી રીતે સજ્જ થયલા, પ્રહાર કરનારા, પૃથ્વીને કાલ(યમ)સ્વરૂપનું ભાન કરાવનારા એ સર્વે દાનવો અને દૈત્યો પોતાને યોગ્ય હાથી, ઘોડા, રથ આદિ વાહન ઉપર સ્વાર થઈ યુદ્ધ કરવાને નગર બહાર નીકળ્યા.૯૮-૯૯ આવા સુસજ્જ દૈત્યોના સમૂહોની સાથે કાલના સમાન ભયંકર નરકાસુર પણ બહાર આવ્યો. તે વેળા જાણે મેઘનો ગડગડાટ મચી રહ્યો હોય તેમ હજારો ભેરીઓ, શંખો, મૃદંગો, પણવો આદિ હજારો પ્રકારનાં વાગતાં વાદ્યોના સૂર સંભળાવા માંડ્યા. એ સર્વે વિરૂપ મુખવાળા, દૈત્યો અને દાનવો આ પ્રમાણે સુસજ્જ થઈ જે સ્થળે કૃષ્ણ હતા ત્યાં આવી પહોંચ્યા.૧૦૦-૧ તે પછી સર્વે સૈનિકો ગરુડ ઉપર બેઠેલા કૃષ્ણની આસપાસ વિંટળાઈ વળ્યા, અને તેમની સાથે એકસામટા યુદ્ધ મચાવી, બાણોની ભારે વૃષ્ટિથી તેમને છાઈ નાંખ્યા.૧૦૨ એટલેથી ન અટકતાં તે સર્વેએ હજારો પ્રકારે શક્તિઓ, ત્રિશૂલ, ગદાઓ, પ્રાસો, તોમરો અને બાણો ઉપરાઉપરી છોડીને આકાશને પણ છાઈ દીધું.૧૦૩

આ પ્રમાણે તેઓ યુદ્ધ મચાવતા હતા એટલે કૃષ્ણ(કાળા) મેઘ સમાન વર્ણવાળા કૃષ્ણે શાર્ઙ્ગ નામનું અતિશય મોટું અને શ્રેષ્ઠ ધનુષ્ય હાથમાં ઉપાડ્યું, તેની પણછ ચઢાવી, અને મેઘના ગડગડાટ જેવો તેનો ટંકાર કર્યો.૧૦૪ પછી જનાર્દન એ દાનવોની ઉપર બાણોની વૃષ્ટિ ઉપર વૃષ્ટિ વરસાવી. તેમની આ બાણવૃષ્ટિઓથી મહાન્ રણસંગ્રામમાંથી તે સઘળા સૈન્યે ઘણી જ નાસભાગ કરી મૂકી.૧૦૫ આમ ઘોર રૂપવાળા રાક્ષસસમૂહો સાથે ઘોર યુદ્ધ મચી રહ્યું. કૃષ્ણનાં બાણોથી વધુ ને વધુ પીડાતા તે સર્વે રાક્ષસો પોતાની વ્યૂહરચના તોડીને અહીંતહીં પોબારા ભાપવા લાગ્યા.૧૦૬ કેટલાકના બાહુઓ કપાયા, તો કેટલાકોની ડોક, માથાં અને મ્હોડાં છિન્નભિન્ન થયાં. કેટલાકનાં તો બે ફાડચાં ચક્રના પ્રહારથી થઈ ગયાં, તો કેટલાકની છાતીઓ બાણોથી ભેદાઈ; હાથી, ઘોડા, રથ આદિ વાહનો ઉપર બેસીને યુદ્ધ કરતા કેટલાક દાનવો તેની શક્તિના

પ્રહારથી ચીરાઈ જ ગયા; કેટલાકના ચૂરેચૂરા કૌમોદકી ગદાથી થયા, તો કેટલાક ચક્રથી કપાઈ છેદાઈ મરણ પામ્યા. આ પ્રમાણે પાયદળ તથા અશ્વ, ગજ અને રથનાં વાહનવાળી તેની ચતુરંગી સઘળી સેના અતિશય પીડાઈ ભેદાઈ રહી.

પોતાના સૈન્યની આવી સ્થિતિ જોતાં નરકાસુર મોખરે આવ્યો, અને તેની સાથે પણ કૃષ્ણનું પરમ દારુણ યુદ્ધ મચ્યું.[107-1] "હે રાજન! તે વિસ્તૃત હોવાથી માત્ર હું તને તે વિષે ટૂંકમાં વર્ણન કરું છું, તે તું સાંભળ. દેવોના સમૂહોને ત્રાસ આપનાર નરકાસુર, તેજસ્વી મધુ દૈત્યની પેઠે, પુરુષોત્તમ મધુસૂદન કૃષ્ણ સાથે યુદ્ધ કરવા લાગ્યો. તેની અગ્નિયાળી આંખ ક્રોધથી લાલચોળ થઈ હતી, અને તે કાળમેઘના જેવો કાળો દીસતો હતો.[110-111] આ વીર નરકાસુરે ઇન્દ્રના મેઘધનુષ્યના જેવું ઉંચું અને વિશાળ ધનુષ્ય હાથમાં ઉપાડ્યું, અને કેશવે પણ સૂર્યના કિરણ સમાન તેજસ્વી બાણ પોતાના શાર્ઙ્ગ ધનુષ્ય ઉપર ચઢાવ્યું.[112] પછી કૃષ્ણે એ દિવ્ય અસ્ત્રથી નરકાસુરના રથને રણસંગ્રામમાં બાણોથી છાઈ નાંખ્યો. સામેથી બળવાન્ નરકાસુરે પણ ઉત્તમ અસ્ત્રોનો ભારે વર્ષાદ કૃષ્ણ ઉપર વરસાવ્યો,[113] એટલે મહા ભાગ્યશાળી મધુસૂદન કેશવે તેનાં વજ્રની જ્યોતિ પ્રમાણે તડતડિત થઈ પોતાની પાસે આવતાં, અગ્નિ વરસાવતાં બાણોને ચક્રથી કાપી નાંખ્યાં.[114] અને તે પછી જનાર્દને (રંજ પણ નહીં અટકતાં તત્કાલ) એક બાણથી નરકના સારથીના રામ રમાડી દીધા, પછી દશ બાણોથી તેના રથના ચૂરેચૂરા કર્યા અને તેની ધ્વજા અને તેના ઘોડાઓનો પણ સંહાર કર્યો. પછી મધુસૂદને તેનુ કવચ કાપી નાંખ્યું. એટલે કવચ રહિત થયલો નરકાસુર કાંચળી વિનાના સાપના જેવો થઈ ગયો.[115-116] આમ પોતાના ઘોડા હણાવાથી તેમ જ રથવિહોણો અને કવચ રહિત થવાથી, એ દાનવે દૃઢ (અતિ મજબૂત) લોઢાના ભારથી સજ્જ કરેલું વિમલ શિખાવાળું, ચકચકતું અને ઇન્દ્રના વજ્ર જેવું મજબૂત ત્રિશૂળ હાથમાં ઉંચક્યું, અને તે તાકીને એકદમ કૃષ્ણની ઉપર ફેંક્યું. સુવર્ણથી શણગારેલા એ ત્રિશૂલને પોતાની ઉપર આવતું જોતાં વેંત જ અદ્ભુત કર્મ કરનારા કૃષ્ણે અતિ ત્વરાવાળા બાણથી તેના બે કડકા કરી નાંખ્યા. આમ ઘોર રૂપવાળા નરકાસુર સાથે કૃષ્ણને ભયંકર યુદ્ધ મચી રહ્યું.[117-119] આ પ્રકારે મહાત્મા નરક કૃષ્ણની ઉપર ઉપરાચાપરી શસ્ત્રો ફેંકયે જ ગયો. અને મધુસૂદને એક મુહૂર્ત પર્યંત નરકાસુર સાથે આમ યુદ્ધ કર્યાં કર્યું.[120] પછી ચક્રધારી કેશવે તેજસ્વી ચક્રથી તેના શરીરનાં બે ફાડચાં કરી નાંખ્યાં, અને ચક્રથી દ્વિધા થયલું તેનું શરીર ભૂમિ ઉપર પડ્યું. તે જાણે વજ્રથી પર્વતનું મોટું શિખર ભેદાયું હોય અને તે જેમ હેઠું પડે તેમ તેનું શરીર હેઠું પડ્યું; અને અસ્તાચલ પર્વતે પહોંચતાં સૂર્ય અસ્ત પામે છે તેમ તે નરકાસુર દેવોના ઈશ કૃષ્ણની પાસે આવતા ભેદાઈ અસ્ત પામ્યો.[121-22] કૃષ્ણના ચક્રથી ભિન્ન થયલાં ગાત્રોવાળો, રણમા પડેલો એ દાનવ જાણે વજ્રપ્રહારથી ભેદાયલો રંગબેરંગીન ધાતુઓના પ્રવાહથી રંગાયલો પર્વત હોય તેમ છિન્નભિન્ન અને લોહીલુહાણ દીસતો હતો.[123-24]

આમ પોતાના પુત્ર* ભૌમાસૂર(નરક)ને ભૂમિ ઉપર છવાઈ પડેલો જોઈ ભૂમિ, અદિતિ(દેવોની માતા)નાં બે કુંડલો† લઈ, ગોવિંદની પાસે આવી અને તેને આ (નીચેનું) વચન કહ્યુ:–"હે ગોવિંદ! તેં જ પોતે (વિષ્ણુરૂપે) મને આ પુત્ર આપ્યો હતો અને તેં જ તેને માર્યો છે. બાળક જેમ રમકડાં સાથે ક્રીડા કરે છે તેમ તું પણ જીવોની સાથે તારી ઇચ્છામાં આવે તેવી ક્રીડા કર. (અર્થાત્ તેનો નાશ કર કે તેનું રક્ષણ કર) હે દેવ! આ બે કુંડલો લે અને હવે તું નરકાસુરની પ્રજાનું રક્ષણ કર."

તે પછી નરકાસુરના રાક્ષસોએ તેનાં વિવિધ રત્નો અને અંતઃપુરો કૃષ્ણને સ્વાધીન કર્યાં.[125-26]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे पारिजात हरणमां " इन्द्रनी प्रेरणाथी कृष्णे करेलो नरकासुरनो पराजय " ए. नामनो अध्याय ६३ मो संपूर्ण

## અધ્યાય ૬૪ મો

## નરકાસુરની સંપત્તિનું તેમ જ સ્વર્ગમાંથી પારિજાતકનું આહરણ

वैशंपायन उवाच–

निहत्य नरकं भौमं वासवोपमविक्रमम ।
वासवावरजो विष्णुर्ददर्श नरकालयम ॥ १ ॥

વેશમ્પાયન કહે છેઃ–વાસવના જેવા પરાક્રમવાળા ભૂમિપુત્ર નરકાસુરને હણી વાસવના નાના ભાઈ વિષ્ણુએ નરકાસુરના નિવાસસ્થાનને જોયું.[1] પછી નરકાસુરના રાજભંડારના મંદિરમાં આવી, જનાર્દને અખૂટ ધન અને વિવિધ રત્નો જોયાં.[2] વળી તેણે મણિઓ, મોતીઓ, પરવાળાના ઢગેઢગ તથા વૈડૂર્યમણિના સંચયો, મરકત

* નરકાસુર ભૂમિનો પુત્ર હતો, તેનું બીજું નામ તેથી ભૌમાસુર હતું. † જે કુંડલ માટે ઇન્દ્રે કૃષ્ણને નરકાસુરને હણવાને મોકલ્યા હતા.

અને ચન્દ્રકાન્ત મણિઓના સંગ્રહો, હિરાઓના ઢગો, જાંબુનદ અને શાતકુંભ નામના શુદ્ધ સોનાના બનાવેલા અલંકારો, તેજસ્વી અગ્નિ સમાન જાજ્વલ્યમાન, અને તે સાથે ચન્દ્રનાં કિરણ સમાન શીતલ અને મીઠો આનંદ આપનાર વિવિધ પદાર્થો જોયા.[૩-૪] તે ઉપરાંત ઘણી જ મોંઘી કીંમતનાં શયનો અને તેની સામગ્રીઓ તથા સિંહાસનો તેની દૃષ્ટિએ પડ્યાં. વળી સોનાના દાંડાવાળું, રુચિર અને ચન્દ્ર સમાન સૌમ્ય, તેજસ્વી, સોનાની લાખો ધારાઓ વર્ષી રહી હોય એવું વર્ષતા મેઘના જેવા ગુંબજવાળું મોટું રાજ્યછત્ર તેમણે જોયું.[૫-૬] હે જનમેજય! પૂર્વે નરકાસુરે વરુણ પાસેથી આ છત્ર આણ્યું હતું, એમ અમે સાભળ્યું છે. કૃષ્ણે નરકાસુરના રાજભંડારમાં જેટલું અઢળક ધન અને જેટલાં અસંખ્ય રત્નો આદિ જોયાં, તેટલી સંપત્તિનો સંચય ધનના રાજા કુબેર, યમ અને ઇન્દ્રની પાસે પણ ન હતો, અને અમે કદી પણ એવો સંચય અન્ય સ્થળે દીઠો નથી કે હોય એમ સાંભળ્યું પણ નથી.[૭-૯] ભૌમાસુર નરક તેમ જ નિસુંદ, હયગ્રીવ આદિ તેના આગેવાન દાનવો હણાયા, એટલે તેના કોશાગારના સંચયનું રક્ષણ કરનારા જે દાનવો હણાતાં બાકી રહ્યા હતા, તે સર્વેએ તે તે રત્નો અને સંપત્તિના સંચય કૃષ્ણને અર્પણ કર્યા તેમ જ તેના અંતઃપુરની કન્યાઓ લઇને કૃષ્ણની પાસે તેઓ આવ્યા; કારણ કે વિજયી જનાર્દન જ એ રત્નોના યોગ્ય પાત્ર હતા."[૧૦]

પછી એ દૈત્યોએ કૃષ્ણને આ સર્વ ભંડાર અર્પણ કરતાં કહ્યું કે:-"હે જનાર્દન! આ વિવિધ પ્રકારના અસંખ્ય મણિઓ અને રત્નો; આ જેમનાં અંકુશો પરવાળાં ઉપર જડેલાં છે, જેમની ઉપરની (બંધ બાંધવાની) દોરીઓ અને મોટા પટાઓ હેમના છે, જેઓ ધનુષ્ય અને તોમરો આદિ શસ્ત્રઅસ્ત્રથી સમૃદ્ધ છે, અને જેઓ રુચિર પતાકાઓ તથા વિવિધ પ્રકારનાં આસ્તરણોથી શણગારાયલા છે, એવા વીસ હજાર હાથીઓ; અને આ (તેવી જ સામગ્રીઓથી સજ્જ કરાયલી અને) તેનાથી બમણી અર્થાત્ ચાળીસ હજાર (ઉત્તમ) હાથણીઓ; અને આ ઉત્તમ અને જૂદા જૂદા દેશમાં ઉત્પન્ન થયલા અઢાર લાખ ઘોડાઓ અમે તમને સાદર કરીએ છીએ.[૧૧-૧૩] વળી તમારી ઇચ્છામાં આવે, તેટલી ગાયો અમે તમારા વૃષ્ણિઓ અને અંધકોને ઘેર દ્વારકામાં પહોંચતી કરીશું.[૧૪] સુંવાળા ઉનનાં સૂક્ષ્મ કારીગરીવાળાં વિવિધ જાતનાં શયનો (પથારીની ચીજો) અને આસનો, ઇચ્છામાં આવે બોલાવી શકાય એવાં* અને દર્શનવાળાં સુંદર પક્ષીઓ, તેમ જ ચંદન અને અગરુનાં કાષ્ઠો, તથા કાળા અગરુનાં પણ કાષ્ઠો, સંક્ષેપમાં ત્રણે લોકમાંથી હરણ કરીને જે સર્વે સંપત્તિ નરકાસુરે મેળવેલી છે તે સર્વેય સંપત્તિ હવે તમે નરકાસુરના વિજેતા થવાથી ન્યાયની રીતિએ તમારે હસ્તક જ આવેલી છે.[૧૫-૧૬] હે કૃષ્ણ! એ સર્વ સંપત્તિ અમે વૃષ્ણિઓ અને અંધકોને ઘેર દ્વારકામાં પહોચતી કરીશું. દેવો અને ગંધર્વો પાસેથી આણેલાં જે રત્નો તેમ જ પન્નગ લોક પાસેથી આણેલું જે ધન નરકાસુરના રાજભુવનમાં હતું, તે સર્વે રત્નો અને ધન અમે અહીં તમારી પાસે આણી મૂક્યું છે."[૧૭]

વૈશંપાયન કહે છેઃ-એટલે હૃષીકેશે (કૃષ્ણે) એ સર્વે સંપત્તિઓનો સ્વીકાર કર્યો તથા તે તપાસી પણ જોઈ, અને પછી દાનવોની સાથે તે દ્વારકાપુરી મોકલાવી દીધી.[૧૮] તેમાંથી નરકાસુરનું, હિરણ્યનો વર્ષાદ વરસાવનારું, વરુણ પાસેથી આણેલું રાજછત્ર માધવે પોતે પોતાના સારું ઉચકી લીધું અને તે છત્ર સાથે પક્ષીઓમાં શ્રેષ્ઠ, સાક્ષાત્ મેઘની મૂર્તિ જેવા, આકાશચારી ગરુડ ઉપર ચઢી બેઠા, અને ત્યાથી ઉપડી તેઓ પર્વતોમાં શ્રેષ્ઠ, મણિપર્વત† સમીપ આવી પહોંચ્યા.[૧૯-૨૦] ત્યાં શુભ પુણ્યકારી વાયુ વાતો હતો, તથા સુવર્ણના વર્ણના મણિઓની નિર્મળ પ્રભા જ્યાં ત્યાં પ્રસરી રહી હતી, અને તે જાણે સૂર્યના તેજને પણ દઢાવી દેતી હોય તેવી દીસતી હતી.[૨૧] એ મણિપર્વત ઉપર મધુસૂદને પર્વતનાં શિખરો, ભુવનોનાં દ્વારો અને તોરણો વૈડૂર્યમણિઓ, રત્નો, અને પતાકાઓથી શણગારેલાં જોયાં.[૨૨] જાણે વિજળીથી ગુંથેલો મેઘ હોય તેમ એ મણિ પર્વત વિશેષ પ્રકાશતો હતો, તથા તે સુવર્ણનાં ચિત્રો અને છતોવાળાં છજ્જાંથી યુક્ત પ્રાસાદોથી વિશેષ શોભતો હતો.[૨૩] ત્યાં મધુસૂદને, જાણે બીજી જ સુવર્ણની પુતળીઓ હોય એવી શોભતી, વિશાળ નિતંબવાળી, મુખ્ય મુખ્ય ગંધર્વો અને દેવોની જે પ્રિય કન્યાઓને નરકાસુરે આણીને પર્વતનાં આવાં ભુવનોમાં પૂરેલી હતી અને જેમની તે સારી રીતે તપાસ રખાવતો હતો તેમને જોઈ.[૨૪-૨૫] સ્વર્ગના જેવા એ પ્રદેશમાં કામવાસનાનો ત્યાગ કરી રહેલી તે સર્વે રાજકન્યાઓ, જાણે સાક્ષાત્ દેવીઓ હોય તેમ, આવાં ભુવનોમાં પ્રવેશ કરીને કોઈ પણ હરી જઈ શકે નહીં એવી સુરક્ષિત સ્થિતિમાં સુખથી રહેતી હતી.[૨૬] કૃષ્ણનું દર્શન કરવાની આકાંક્ષાવાળી એકવેણી ધરનારી (કુંવારી), ભગવાં વસ્ત્ર પહેરનારી

* અહીં કામવ્યાહરિણઃ એ પદ છે, અને એક વ્યાખ્યાનકાર તેનો અર્થ 'મહોર છાપો' કરે છે, ત્યારે બીજો 'સિક્કાઓ' કરે છે.

† નરકાસુરે જ્યાં સોળ હજાર રાજકન્યાઓ રાખી હતી એ પર્વત.

(બ્રહ્મચર્યનું પાલન કરનારી), ઇંદ્રિયોનું દમન કરનારી, વ્રત અને ઉપવાસોથી કૃશ થયલાં શરીરવાળી, એ સર્વ સ્ત્રીઓ કૃષ્ણને જોતાં જ એ મહાબાહુ વીરની આસપાસ ફરી વળી. યાદવકુળમાં ઉત્તમ કૃષ્ણની પાસે આવતાં તે સર્વે સ્ત્રીઓએ બે હાથની અંજલિ જોડી, અર્થાત પગે લાગી.[૨૭ ૨૮] નરકાસુર, મહા અસુર મુર, હયગ્રીવ, અને નિસુંદ કૃષ્ણને હાથે હણાયાનું જાણ્યાથી તે સર્વે સ્ત્રીઓ વિના ભયે આમ કૃષ્ણની આસપાસ ફરી વળી.[૨૯] જે વૃદ્ધ દાનવો આ સ્ત્રીઓનું સારી રીતે રક્ષણ કરતા હતા તે સર્વે જોકે વયમાં કૃષ્ણથી અધિક હતા છતાં પણ બે હાથ જોડી યદુનંદનને પગે લાગ્યા.[૩૦] કમલનયન કૃષ્ણને નિહાળતાં એ સર્વ શ્રેષ્ઠ નારીઓનાં મનમાં તેમને પોતાના પતિ કરવાનો સંકલ્પ એકેસામટો ઉદ્ભવ્યો.[૩૧] કૃષ્ણનું ચન્દ્રના જેવું સુંદર મુખ નિરખતાં તેમની ઇન્દ્રિયો આનંદિત થઈ ગઈ, અને પરમ હર્ષઘેલી બની, એ સર્વ સુંદર સ્ત્રીઓએ મહાબાહુ કૃષ્ણને નીચેનું વચન કહ્યું:-[૩૨]

"પૂર્વે અહીં વાતા વાયુદેવે તેમ જ સર્વ ભૂત માત્રના મન(સંકલ્પ)ને જાણનારા દેવર્ષિ નારદે પણ અમને જે વચન કહ્યું હતું તે સત્ય જ ઠર્યું છે.[૩૩] (તેમણે કહ્યું હતું કે,) શંખ, ચક્ર, ગદા અને ખડ્ગને ધારણ કરનારા, નારાયણ, દેવ વિષ્ણુ, એ ભૂમિપુત્ર નરકાસુરને હણશે, અને તમારા સર્વેનોય ભર્તા થશે.[૩૪] લાંબા સમય પૂર્વે જેના લક્ષણ અમે સાંભળ્યાં હતાં એવા, પોતાના શત્રુને હણનાર અને અમારા અતિ પ્રિય પાત્ર તમને આજે જોવા અમે ભાગ્યશાલી થયા છીએ. તમારા જેવા મહાત્માનાં દર્શનથી આજે અમારો અર્થ સિદ્ધ થયો છે."[૩૫]

આવું વચન કહીને ઇન્દ્રના નાના ભાઈ કૃષ્ણનું સાંત્વન તે સર્વે સ્ત્રીઓ કરવા મંડી પડી, એટલે માધવે કમલપત્રના જેવી વિશાળ આંખોવાળી, એ સર્વ સ્ત્રીઓની સાથે યોગ્ય વાતચીત કરી.[૩૬] પછી પ્રત્યેકની યોગ્યતા પ્રમાણે એ સર્વ સ્ત્રીઓના સત્કાર કરી તથા તેમની સાથે ઉચિત સંભાષણ કરી, કિંકરોની પાસે વાહનો (પાલખીઓ, તાવદાનો, સુખપાલો આદિ)માં ઉચકાવી, મધુસૂદને તેમને દ્વારકા વિદાય કરી.[૩૭] પવનના જેવી વેગભર ગતિવાળા, હજારો રાક્ષસ કિંકરો તેમની પાલખીઓ ઉપાડી જતા હતા તે વેળા ઘણો જ મોટો ઘોષ નીકળી રહ્યો.[૩૮]

આમ પછી અતિશય બલવાળા વિષ્ણુએ એ ઉત્તમ મણિપર્વતના સુંદર અને તેજસ્વી શિખરને બે હાથથી અદ્ધર ઉપાડ્યું અને પક્ષીઓમાં શ્રેષ્ઠ ગરુડ ઉપર મૂકી દીધું; તે શિખર વિમલ, અર્ક (સૂર્ય) અને ઇન્દ્રના જેવું, પરમ તેજસ્વી, મણિ અને કાંચનનાં પુષ્કળ તોરણોવાળું હતું; તે પક્ષીઓ અને હાથીઓથી સંપન્ન હતું, તેમ જ હરિણો, વ્યાલો (સર્પાદિ) અને વૃક્ષોથી સમૃદ્ધ હતું; તે શાખામૃગો(વાંદરાં)ના સમૂહોથી છવાયલું હતું; અને તેમાં સારી સારી પથ્થરની બેઠકો અને શિલાઓની છાટો હતી; તેનું સેવન ન્યંકુ જાતનાં હરણો, વરાહો, રુરુ જાતનાં મૃગો આદિ પુષ્કળ પ્રાણીઓ કરતાં હતાં; તેમાં પાણીના ધોધ વહેતા હતા; તેનાં શિખર ઉંચાં હતાં; અને તે ચિત્રવિચિત્ર શિખરો અને વૃક્ષોથી ભરપૂર હતું; તે કલ્પના ન કરી શકાય એવું અતિશય અદ્ભુત હતું; મૃગનાં વૃંદો તે ઉપર દોડાદોડી કરતાં હતાં; અને ચકોરોના સંઘોના મધુર સ્વરોથી તથા મયૂરોની કલાથી ગાજી રહેતું હતું.[૩૯–૪૩] આવી શોભા અને લક્ષણવાળા મણિપર્વતના શિખરને તેમ જ જનાર્દન અને તેમની પત્ની સત્યભામાને પક્ષીઓમાં ઉત્તમ ગરુડરાજે પોતાની પીઠ ઉપર જાણે લીલા કરતો હોય તેમ સહજપણે ઉપાડ્યાં, અને એ હિમાચલના શિખર જેવા પ્રચંડ પક્ષિરાજે પોતાની પાંખોના પ્રબળ ઝપાટાથી સર્વે દિશાઓમાં ભયંકર ધ્વનિ મચાવ્યો.[૪૪–૪૫] પવનના જેટલી શીઘ્ર ગતિવાળો, જનાર્દનને વશ થયલો ગરુડ પોતાની અડફટમાં આવતાં પર્વતોનાં શિખરોને દબાવતો, તેમ જ વૃક્ષોને મૂળથી ઉખેડી નાંખતો, મોટાં મોટાં વાદળાંનો કચ્ચરઘાણ કાઢતો અને કેટલાંકને વિરૂપ આકારનાં બનાવતો, સૂર્ય અને ચંદ્ર લોકના પ્રદેશને વટાવતો આગળ વધ્યો.[૪૬ ૪૭] આમ ઉડતો ઉડતો એ ગરુડ દેવો અને ગંધર્વોથી સેવાયલા મેરુ પર્વત ઉપર આવી ચઢ્યો. ત્યાં મધુસૂદને દેવોના સર્વ નિવાસો જોયા.[૪૮] પછી હે નરાધિપતિ! વિશ્વેદેવો, મરુતો, તેમ જ સાધ્યોના અને પછી ક્રમસર હે પરમ તપસ્વી! અશ્વિનીકુમારોના તેજસ્વી નિવાસો તેણે વટાવ્યા.[૪૯] ત્યાંથી હે શત્રુને દમનાર! ગરુડે અન્ય પુણ્યતમ લોકો વટાવ્યા અને પછી દેવલોકમાં આવી પહોંચ્યો. દેવલોકમાં આવતાં ઇન્દ્રના નિવાસ પાસે જનાર્દન ઉતર્યા અને તેમાં પેઠા.[૫૦] ગરુડ ઉપરથી ઉતરી તેમણે વિબુધો(દેવો)ના અધિપતિ ઇન્દ્રનાં દર્શન કર્યાં, અને દેવરાજ, સો યજ્ઞ કરનાર ઇન્દ્રે તેમને જોતાં પ્રસન્ન થઈ આવકાર આપ્યો.[૫૧] પછી અચ્યુત, નરોમાં શ્રેષ્ઠ, જનાર્દને અને તેમની પત્ની સત્યભામાએ દેવોમાં શ્રેષ્ઠ ઇન્દ્રને વંદન કર્યું, અને કૃષ્ણે પેલાં (નરકાસુરે અદિતિનાં હરેલાં અને ઇન્દ્રે કૃષ્ણને તે આણવા જણાવેલાં) બે દિવ્ય કુંડલો તેને સ્વાધીન કર્યાં.[૫૨] પછી ઇન્દ્રે કૃષ્ણનું પૂજન-અર્ચન

કર્યું, અને રત્નોથી તેમનો સત્કાર કર્યો. વળી ઇન્દ્રની પત્ની પૌલોમીએ પણ તે પ્રમાણે સત્યભામાનું યથા યોગ્ય અભિવંદન કર્યું.[૫૩]

તે પછી વાસુદેવ અને વાસવ પોતપોતાની પત્નીઓ સાથે દેવોની માતા અદિતિના મહા સમૃદ્ધિવાળા ભુવનમાં ગયા.[૫૪] એ ભુવનમાં તેમણે તપોબલવાળી, મહા ભાગ્યશાલી અદિતિનાં દર્શન કર્યાં; ત્યાં અપ્સરાઓ તેની ચારે કોરથી સેવા ઉઠાવી રહી હતી.[૫૫] ત્યાં જતાં જ અદિતિના પુત્ર અને શચીના પતિ પુરંદરે પોતાની મા અદિતિને વંદન કર્યું અને તેનાં પેલાં બે દિવ્ય પૂજ્ય કુંડલો તેને અર્પણ કર્યાં.[૫૬] પછી જનાર્દનને તેની સમક્ષ ધરી, નરકાસુરને મારી તેણે એ કુંડળો કેવી રીતે આણ્યાં હતાં તે સંબંધી તેનાં અદ્ભુત કર્મની કથા કહી સંભળાવી. એટલે અદિતિએ પ્રીતિથી પોતાના આ બે પુત્રોને ભેટી, તેમનો સત્કાર કર્યો અને ઉભયને અનુકૂળ આશીર્વાદો આપ્યા.

પછી પૌલોમી અને સત્યભામાએ પરમ પ્રસન્નતાથી ઉત્તમ દેવી અદિતિનાં શુભ ચરણોની સેવા કરી અને દેવોની યશસ્વતી માતા અદિતિએ તેમને પણ પ્રેમ પૂર્વક શુભ આશીર્વાદો આપ્યા.[૫૭-૫૯]

પછી અદિતિએ જનાર્દનને ઉદ્દેશીને આ આશીર્વાદ આપ્યો:–"સર્વ ભૂતોથી તું અજિત રહીશ તેમ જ કોઈથી પણ તારો વધ થશે નહીં.[૬૦] જેમ આ અજિત દેવરાજ ઇન્દ્ર સર્વ લોકમાં પૂજાય છે તેમ તું પણ સર્વત્ર પૂજાઈશ. વળી તારી આ ઉત્તમ અંગ અને પ્રિય દર્શનવાળી પત્ની સત્યભામા સર્વ લોકોમાં વિખ્યાત, દિવ્ય ગંધથી યુક્ત, સ્ત્રીઓમાં ઉત્તમ, સુભાગ્યશીલ અને સ્થિર યૌવનવાળી થાઓ.[૬૧-૬૨] હે કૃષ્ણ! તું મૃત્યુલોક ઉપર મનુષ્યદેહને ધારણ કરી રહીશ ત્યાં સૂધી તારી આ પત્નીને વૃદ્ધાવસ્થા સ્પર્શ કરી શકશે નહીં."

આ પ્રમાણે દેવોની માતા અદિતિથી સત્કાર પામેલા મહાબલવાન્ કૃષ્ણ પછી દેવરાજ(ઇન્દ્ર)ની અનુજ્ઞા લઈ તેણે રત્નોની આપેલી ભેટ સ્વીકારી, સત્યભામા સાથે વિનતાના પુત્ર ગરુડ ઉપર ચઢી બેઠા. અને મહાબાહુ કૃષ્ણે દેવર્ષિઓથી પૂજા પામતા થકા દેવોના ક્રીડાસ્થાન-(નંદનવન)માં આંટા મારવા માંડ્યા. વાસવના આ ક્રીડાસ્થાનમાં વિચરતાં તેમણે દેવોથી સારી રીતે પૂજાતું, નિત્ય પુષ્પ આપનારું, દિવ્ય, સર્વોત્તમ અને પુણ્ય ગંધવાળું, દિવ્ય પારિજાત નામનું મહાન્ વૃક્ષ જોયું.[૬૩-૬૬] જેની છાયામાં આવતાં સર્વ પ્રાણી માત્રને પોતાના પૂર્વ જન્મનું સ્મરણ થતું હતું એવા, એ અનુપમ વૃક્ષનું રક્ષણ દેવો પૂર્ણ સંભાળથી કરતા હતા, તેમ છતાંયે અમાપ પરાક્રમવાળા વિષ્ણુએ (કૃષ્ણે) તેમની દરકાર ન કરતાં જોરથી એ વૃક્ષને મૂળમાંથી ઉપાડ્યું અને તેને ગરુડ ઉપર મૂકી દીધું.* તે પછી કૃષ્ણે અને સત્યભામાએ અપ્સરાઓના સમૂહોને પોતાની સામે ટીકી ટીકીને જોતા જોયા. ગરુડ ઉપર કૃષ્ણની પછવાડે બેઠેલી સત્યભામા ઉપર દેવોની પત્નીઓની દૃષ્ટિ ઠરી રહી. ત્યાંથી તેઓ સત્વર વાયુથી સેવાતા માર્ગે થઈને દ્વારાવતી આવી પહોંચ્યા.[૬૭-૬૯]

કૃષ્ણના પારિજાતના હરણના આ કર્મની વાત સાંભળી. મહાબાહુ ઇન્દ્રે તેમના એ કાર્યને અનુમોદન આપ્યું, અને કહ્યું કે "કૃષ્ણ સદા ધારેલા કર્મને સાધે એવો જ છે."[૭૦]

હે શત્રુને દમનાર! આ પ્રમાણે દેવોથી પૂજાઈ, સપ્તર્ષિગણથી સ્તુતિ કરાતા કૃષ્ણ દેવલોકથી દ્વારકા પ્રતિ સીધાવ્યા.[૭૧] ઇન્દ્રથી પૂજાયલા મહાબાહુ કૃષ્ણે લાંબા માર્ગને જાણે તે અલ્પ હોય તેમ સત્વર કાપી યાદવોની પુરી દ્વારાવતી નીરખી.[૭૨] આવું મહત્ કર્મ કરી ભગવાન્ શ્રીમાન્ ગરુડવાહન ઉપેન્દ્ર (કૃષ્ણ) દ્વારકા પુનઃ આવી પહોંચ્યા.[૭૩]

**इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे पारिजात हरणमां "नरकासुरनी संपत्तिनुं तेम ज स्वर्गमांथी पारिजातनुं आहरण" ए नामनो अध्याय ६४ मो संपूर्ण**

---

* કૃષ્ણ આ પ્રસંગે જ સ્વર્ગમાંથી પારિજાત વૃક્ષને દેવોના દેખતાં આમ મૂળ સાથે દ્વારકા ઉપાડી લાવ્યાની આ કથા અજુગતી લાગે છે, અને તેનાં આ કારણો:-(૧) અધ્યાય ૬૫ મામાં નારદ મુનિ સ્વર્ગમાંથી પોતાને મળેલું પારિજાત વૃક્ષનું ફુલ આણી રુક્મિણીને ભેટ આપે છે અને તેનો પ્રભાવ વર્ણવે છે. (જુઓ શ્લોક ૧૫ થી ૩૫) જો દ્વારકામાં કૃષ્ણે તે આણ્યું જ હોય તો પછી સ્વર્ગમાંથી તેનું પુષ્પ લાવવાનું અને તેની મોહિનીથી કૃષ્ણની સ્ત્રીઓમાં ઇર્ષ્યા ઉત્પન્ન કરવાનું કારણ શું? (૨) ૬૭ મા અધ્યાયમાં રુસણું લઈ બેઠેલી સત્યભામાનું મન વળાવવા કૃષ્ણ તેને પારિજાતનું એક પુષ્પ નહીં અને સાક્ષાત્ વૃક્ષ આણી આપવાનું વચન આપે છે (શ્લોક ૩૧-૩૨). જ્યારે અહીં સત્યભામાના દેખતા જ સ્વર્ગમાંથી તે દ્વારકામાં આણ્યાનું વર્ણવાય છે. (૩) નારદ મુનિ આ વૃક્ષનું માહાત્મ્ય અને સૌભાગ્યદાયી લક્ષણ વર્ણવી સત્યભામાની એ વૃક્ષ મેળવવાની ઉત્સુકતા વધારે છે (શ્લોક ૪૯ ૭૨). (૪) અધ્યાય ૬૮ મામાં કૃષ્ણ નારદને પારિજાત આપવા ઇન્દ્રને વિનવવા વિષ્ટિએ મોકલે છે (શ્લોક ૨-૧૦). (૫) અને આ વિષ્ટિ સિદ્ધ ન થતાં દેવો સાથે યુદ્ધ કરીને પણ કૃષ્ણ પારિજાત વૃક્ષ દ્વારકા આણે છે (અધ્યાય ૭૨-૭૫). આ સર્વ વિસ્તારથી પાછળ આઠેક અધ્યાયમાં વર્ણવેલું છે. આ સર્વ કારણોએ અહીં પારિજાત દ્વારકા આણ્યાનું વર્ણન અસંગત અને અસ્થાને જણાય છે

## અધ્યાય ૬૫ મો
## રુકિમણીને પારિજાત પુષ્પની ભેટ અને સત્યભામાનું રુસણું

जनमेजय उवाच—

प्रादुर्भावे मुनिश्रेष्ठ माथुरे चरितं शुभम्
शृण्वन् नैवाभिगच्छामि तृप्तिं कृष्णस्य धीमतः ॥१॥

જનમેજય પૂછે છેઃ હે મુનિઓમાં શ્રેષ્ઠ! બુદ્ધિમાન કૃષ્ણના મથુરામાં થયેલા પ્રાદુર્ભાવ (જન્મ) સંબંધી તમે કહેલું શુભ ચરિત (લીલા) સાંભળતાં છતાં હજી પણ તેમનું એથી વિશેષ ચરિત સાંભળવાની મારી ઇચ્છા તૃપ્ત થતી નથી.[1] સ્ત્રીઓ પરણ્યા પછી દ્વારકામાં વસતાં, કૃષ્ણે જે ષડ્ગુણયુક્ત* ચરિત આચર્યું હોય તે મને કહો; કારણ કે તે સર્વ તમારી જાણમાં જ છે.[2]

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! હે ભારત! સ્ત્રીઓ પરણ્યા પછી સમર્થ કૃષ્ણે પોતાની દૈવી મહત્તાને યોગ્ય જ જે અદ્‌ભુત ચરિત આચરેલું હતું તે હે પ્રભુ! તું ધ્યાનપૂર્વક સાંભળ.[3] (ઉપર કહ્યું તેમ) અનેક પત્નીઓ પ્રાપ્ત કર્યા પછી એક સમયે મહા તેજસ્વી પ્રતાપી વાસુદેવ દેવી રુકિમણીની સાથે, હે રાજન્! રૈવતક પર્વત ઉપર સીધાર્યા.[4] હે નૃપ! રુકિમણીએ (વ્રતને અંગે) કરેલા ઉપવાસોની સમાપ્તિ (પારણાં) મોટા આદરથી કરવાને અને તે નિમિત્તે પોતે જ જાતે વિપ્રોને સંતોષવાને અર્થે મધુસૂદન એ પર્વત ઉપર ગયા.[5] નારદ મુનિની અનુજ્ઞાથી વાસુદેવે બોલાવ્યાથી ત્યાં તેમના પુત્રો તેમ જ ભાઈભાંડુઓ આદિ યાદવ રાજકુમારો પણ સીધાર્યા.[6] વળી હે રાજન્! તેમના શ્રી વિષ્ણુપદને અનુરૂપ જ પરમ સમૃદ્ધિ(વૈભવ)થી યુક્ત શોભાશ્રૃંગાર સજીને બુદ્ધિમાન્ કૃષ્ણની સોળ હજાર સ્ત્રીઓ પણ ત્યાં સીધાવી.[7]

તે પછી ઉત્સવમાં પધારેલા દ્વિજો(બ્રાહ્મણ)ની સર્વ કામનાઓને અધોક્ષજે (ઇન્દ્રિયસંયમી વિષ્ણુએ) તૃપ્ત કરી. પછી હે કુરુનંદન! ધનની તૃષ્ણાવાળા યાચકોને, નિત્ય ધર્મમાં નિમગ્ન રહેનારા પુરુષોને, ઇષ્ટ સ્તુતિવચનો બોલનારા બંદિજનોને તેમ જ જેમનાં ગોત્ર અને નામ કલ્યાણસૂચક હતાં અને તેને અનુસરતાં જેમનાં આચરણ પણ પુણ્યશાલી હતાં તેમને, જેમની સાથે યોનિ(લગ્ન)નો સંબંધ હતો તેમને, (પોતાની તેમ જ પોતાના પુત્રોની પત્નીઓના ભાઈભાંડુઓને) જેમ પોતાની સાથે અધ્યયન કર્યાનો સંબંધ હતો તેમને અ યજ્ઞકર્મમાં રોકાયલા ઋત્વિજો આદિને, તથા ગુરુ સંબંધવાળાં સગાંઓ તેમ જ સર્વ સ્નેહીઓ અને મિત્રો તેમને ઇષ્ટ પદાર્થોથી સંતુષ્ટ કર્યા. સત્પુરુષોના આધ અને ઇષ્ટ તેમ જ ભક્તવત્સલ કૃષ્ણે બ્રાહ્મણોને તેમ ઇષ્ટ મનોરથો પૂર્ણ કરીને સંતોષ્યા અને હરેકની યોગ્ય પ્રમાણે પોતાના જ્ઞાતિબંધુઓને પૂર્ણ રીતે સંત કર્યા.[8] [10] આમ ઉપવાસનાં પારણાંની સમાપ્તિ થ પછી, ભગવાન કૃષ્ણે પોતાની પ્રિય ભાર્યા ભીષ્મક પુત્રી રુકિમણીને ખાસ કરીને બહુ માન દીધું.[11]

તે પછી આ રૈવતક પર્વત ઉપર અમિત ઓજસ્ કૃષ્ણ પોતાની ભાર્યાઓ સાથે વસતા હતા. તે સમય દ ધ્યાન એક સમયે તેઓ પોતાની પ્રિયા રુકિમણી સા એક આસન ઉપર બેઠા હતા, તે વેળા નારદ મુનિ તેમ પાસે આવ્યા.[12] એટલે અમાપ આત્મશક્તિવાળ ઇન્દ્રના અનુજ (નાનાભાઈ) કેશવે ત્યાં પધારેલા ના મુનિનું શાસ્ત્રોક્ત વિધિ અનુસાર પૂજન અર્ચન કર્યું.[1] વાસુદેવથી પૂજાયલા અને સત્પુરુષોમાં સૌથી વિશેષ પૂજ નારદ મુનિએ હે ભારત! કૃષ્ણને પારિજાત વૃક્ષનું એ પુષ્પ અર્પણ કીધું.[14] હે નરવર! તે જ સમયે કૃષ્ણ પાસે ભોજરાજાની પુત્રી રુકિમણી બેઠી હતી, તે હરિએ એ ઉત્તમ વૃક્ષનુ પુષ્પ સ્વાભાવિક રીતે તે ભેટ આપ્યું.[15] (પોતાના અંબોડામાં તે ખોસવાને કૃષ્ણના મનની ઇચ્છા જાણી લઈ, નિર્મલ કમલપ જેવી આંખોવાળી, અનિંદ્ય, અને કામની અરણી† સમાન રુકિમણીએ તે પુષ્પનો સ્વીકાર કર્યો, અને તે અંબોડામા ખોસ્યું.[16] એટલે ત્રણે લોકના સર્વસ રૂપની પ્રતિમા, નારાયણની મનોહરા પત્ની અ ભીષ્મકની પુત્રી રુકિમણી આ દૈવી પુષ્પથી અમાપ શોભી રહી.[17] તે જોઈ, યોગ્ય સમય વિચારી, બ્રહ્મા પુત્ર નારદ મુનિએ રુકિમણીને આ (નીચેનાં) વચ કહ્યાં:—

"હે દેવી રુકિમણી! હે પતિવ્રતા! આ પુષ્પ તા એકલીને જ સર્વથા યોગ્ય છે.[18] હે દેવી! તાર સંસર્ગમાં આવવાથી જ આ પુષ્પ સર્વથા ખરા શણ ગાર રૂપ બની રહ્યું છે. હે વ્રતધારી! આ પુષ્પ ધારણ કરવાથી તું વિશેષ માનને યોગ્ય થઈ છે, અ

---

* એક ટીકાકાર યોગ્ય રીતે આ છ ગુણો ગણાવે છેઃ-૧ સર્વજ્ઞપણું, ૨ તૃપ્તિ (સંતોષ), ૩ અનાદિ બોધ (પરાપૂર્વની માહિતી), ૪ સ્વતંત્રતા, ૫ નિત્ય અલુપ્ત (અખંડ) શક્તિ અને ૬ અનંત શક્તિ, એ છ ભગવાનનાં લક્ષણ ગણાય છે તે. બીજો ટીકાકાર આ છ ગુણ ગણાવે છેઃ-(૧) કામ, (૨) ક્રોધ, (૩) મદ, (૪) મોહ, (૫) લોભ અને (૬) મત્સર પરંતુ કૃષ્ણના વર્ણવેલાં કર્મ વિચારત અને 'ભગવાન'નું જે પદ તેને લગાડાય છે, તે જોતાં પહેલાં લક્ષણ વિશેષ યોગ્ય છે.

† અરણી વૃક્ષના કટકા જેમ ઘસાતાં દેવતા ઉપજાવે છે તે પોતાના સંસર્ગથી કામવૃત્તિને જગવે છે તે.

તેથી જ તું મારે મન અતિશય માનને પાત્ર થઈ છે.[૧૯] હે કલ્યાણ અને ગુણથી સંપન્ન! હે નિરંતર પતિવત્સલ! હે કામિની! આ દૈવી પુષ્પ કદી પણ કરમાતું જ નથી, અને તે નિરંતર ખીલેલુંજ રહે છે.[૨૦] હે કાલને જાણનારી! હે શુભ ગુણોથી સંમાન્ય! હે વક્તાઓમાં શ્રેષ્ઠ રુકિમણી! આ પુષ્પ એક સંવત્સર પર્યંત સર્વેય ઇપ્સિત સુગંધીઓ પણ આપ્યાં કરે છે.[૨૧] હે દેવી! આ પુષ્પ ઇચ્છા પ્રમાણે ઠંડક તેમ જ ઉષ્ણતા આપે છે, તેમ હે દેવી! તે મનની કામના પ્રમાણે વિવિધ ઉત્તમ રસો પણ આપે છે.[૨૨] હે ઉત્તમ વર્ણવાળી! આ પુષ્પને સેવવાથી સૌભાગ્ય મળે છે અને તેમાથી પ્રીતિની વૃદ્ધિ કરનારી ઇપ્સિત સુગંધીઓ પણ ઇચ્છા અનુસાર સ્રવે છે.[૨૩] વળી હે દેવી! તને વખતોવખત અન્ય જે જે પુષ્પોની અભિલાષા થઈ આવશે, તે તે સર્વ પુષ્પો પણ વૃક્ષોના રાજા પારિજાતનું આ પુષ્પ તારી સમક્ષ આણી દેશે[૨૪] વળી હે ધર્મિષ્ઠ! આ જ પુષ્પ ઐશ્વર્યનું મૂળ નિવાસસ્થાન છે; આ જ પુષ્પ પુત્રને આપનારું છે, અને હે કલ્યાણી! આને ધારણ કરનારની કદી પણ અશુભ મતિ થતી નથી, અને તે સદા શુભ કર્મ જ કરે છે.[૨૫] વળી તને જે જે વિવિધ વર્ણની વાંચ્છના થશે, તે તે સર્વ વર્ણ પણ તું ધારણ કરી શકીશ, અને તે વર્ણ તારી ઇચ્છા પ્રમાણે સ્વલ્પ કે સ્થૂલ થઈ શકશે.[૨૬] વળી આ પુષ્પ અનિષ્ટ ગંધને હરી લે છે, અને તે સાથે અન્ય પદાર્થોના ગંધોને વધારી પોતાના જેટલા જ સુગંધી કરે છે. હે કમલ સમાન સુંદર આંખવાળી! આ પુષ્પ જ રાત્રિએ પ્રણયદીપ (દીવા)નું કામ પણ સારે છે.[૨૭] સંતાનક(કલ્પ વૃક્ષ)નાં પુષ્પોના જેવી અવિનાશી પુષ્પોની માળાઓ, પુષ્પોનાં વસ્ત્રાદિ અને પુષ્પોના મંડપો આદિ જે જે વસ્તુનું તું ચિંતન કરીશ, તે તે સર્વ તને એ આપશે.[૨૮] આ પુષ્પને ધારણ કરવાથી દેવોની પેઠે તારી ઇચ્છા અનુસાર, તે વડે તું ભૂખ, પીવાની તૃષ્ણા, ગ્લાનિ તેમ જ વૃદ્ધાવસ્થા ઉપર પણ અંકુશ મેળવી શકશે.[૨૯] તું ચિંતવન કરીશ તે પ્રમાણે આ પુષ્પ તને (મૂળ) ગીતો અને અનુગીતો (મૂળની છાયાવાળાં) પણ સંભળાવશે, તેમ જ તારી વાંછના પ્રમાણે મધુરાં સારાં વાદિત્રો પણ વજાડશે.[૩૦] હે દેવી! એક સંવત્સર પૂર્ણ થતાં પૂર્વના સંકેત પ્રમાણે આ પુષ્પ તારી પાસેથી ચાલી જશે, અને એ ઉત્તમ વૃક્ષ ઉપર પાછું જઈ પહોંચશે.[૩૧] હે શુભ તેજસ્વી! આથી તારું કલ્યાણ થશે. અસુરોના શત્રુ દેવોના સત્કારને અર્થે સ્વાભાવિક રીતે જ સૃષ્ટિકર્તા દેવે (બ્રહ્માએ) પારિજાત વૃક્ષને આવા ગુણો અને લક્ષણોવાળું સરજેલું છે.[૩૨] હે શુભ લક્ષણવાળી! મહાદેવની ઇષ્ટ પત્ની, હિમાલયની પુત્રી, સતી ઇશ્વરી ઉમા નિત્ય આ પુષ્પોને ધારણ કરે છે.[૩૩] વળી દેવોની માતા અદિતિ, મહેન્દ્રની રતિને જગાડનારી અરણી જેવી પૌલોમી, દેવમાતા સાવિત્રી, સર્વગુણસંપન્ન દેવી લક્ષ્મી, દેવોની પત્નીઓ તેમ જ અન્ય દેવો અને વસુદેવતાઓ પણ આવાં પુષ્પો ધારણ કરે છે. તે સર્વની પાસે પણ આ પુષ્પ ટકવાનો સંકેત વર્ષ પર્યંતનો છે, એમાં કંઈ પણ સંશય નથી.[૩૪-૩૫]

"હે ભોજનંદિની! હું જાણું છું, કે તું આજે સોળ હજાર સ્ત્રીઓમા વાસુદેવની ખરેખરી ઇષ્ટ પત્ની છે.[૩૬] હે સર્વેશ્વરની પ્રિયા! હે શુભ ગુણસંપન્ન! હે ભાવિનિ! તેં આજે એ સર્વ સપત્નીઓ(શોકો)ને અપમાનરૂપી જલથી સિંચી છે.[૩૭] (કારણ) મધુ દાનવને મારનારા કૃષ્ણે આજે તને (પ્રેમથી પોતાની પ્રીતિના મૂર્ત સ્વરૂપ જેવું, ઉત્તમ અને સર્વગુણસંપન્ન) આ મંદાર પુષ્પ ભેટ આપ્યું છે, તેથી આજથી તારુ સૌભાગ્ય વિશેષ પ્રકટ થયું છે, અને તારો યશ પણ અનિવાર્યપણે પ્રસર્યો છે.[૩૮] સત્રાજિતની પુત્રી, ઉત્તમ વર્ણવાળી, સતી સત્યભામા જે હમેશાં પોતાને સૌભાગ્યસંપન્ન જ માને છે તે આજે તારા આ સુભાગ્યથી જાણીતી થશે.[૩૯] વળી સાંબની માતા જાંબુવતી, ગાંધારી અને મહાત્મા વાસુદેવની અન્ય સ્ત્રીઓ પણ (પોતાને કૃષ્ણની પ્રીતિનું ફલ આ પુષ્પ નહીં મળવાથી) નિરાશ થશે, અને પતિપ્રેમરૂપી સૌભાગ્ય પોતેજ પ્રાપ્ત કરી લેવાની પોતાની આંકાક્ષાનો આજે ત્યાગ કરશે.[૪૦] હે દેવી! તારો સૌભાગ્યરૂપી આવો વિજયવંત રથ આજે બહાર નીકળ્યો છે, અને અન્ય સ્ત્રીઓના મનોરથોરૂપી હજારો રથથી પણ તે અજિત છે.[૪૧] હે સર્વ કલ્યાણવાળી! હે ભામિની! હે ભોજપુત્રી! તું જ ખરેખર કૃષ્ણનો બીજો આત્મા છે, એમ હું આજે જાણી શકયો છું.[૪૨] હે હરિપ્રિયા! અચ્યુત કેશવે આજે તને ત્રણે લોકનાં રત્નોના ઉત્તમ સંચયરૂપ આ પુષ્પ આપ્યું છે, તેથી તું તેવડે તારા જીવનના આશયને સાધી ચૂકી છે, એમ માનજે."[૪૩]

હે નરાધિપતિ! કૃષ્ણ સમક્ષ રુકિમણીનાં વખાણ નારદે કર્યાં તે સાંભળવા સત્યભામાએ દાસીઓ મોકલી હતી, અને તેમણે નારદે રુકિમણીને કહેલું આ સત્ય વચન સાંભળ્યું.[૪૪] હે પૃથ્વીપતિ! કૃષ્ણની અન્ય સ્ત્રીઓની દાસીઓ પણ ત્યાં તે વેળાએ હાજર હતી, અને તે સર્વને ત્યાં સાંભળવા ઉભેલી જોઇને વિશેષે કરીને તેઓ સાંભળે તેમ નારદે એ સર્વ વચનો રુકિમણીને કહ્યાં હતાં.[૪૫] એટલે એ સર્વે દાસીઓએ રુકિમણીની પ્રશંસાનાં આવાં સમગ્ર વચન સાંભળી, સ્ત્રીના સહજ સ્વભાવ પ્રમાણે વિષ્ણુનાં અંતઃપુરોમાં એ વાત પ્રકટ કરી

દીધી.[46] રુકિમણીના અતિશય અને તેના કુલને છાજતા ગુણોના ઉત્કર્ષની વાત કર્ણોપકર્ણ સાંભળી, તે સર્વે દેવીઓ પ્રસન્ન થઈ, અને અંતઃપુરમાં ટોળાં વળી પર સ્પર વિચાર કરવા લાગી.[47] એકઠી મળેલી, દામોદરની એ સ્ત્રીઓ સામાન્ય રીતે એમ બોલવા મંડી કે, "એ ખરેખર આવા માનને પાત્ર છે; કારણ તે પાટવી પુત્રની માતા છે, અને કૃષ્ણની જ્યેષ્ઠ પત્ની છે."[48]

પરંતુ અતુલ તેજસ્વી વિષ્ણુની નિત્યની પ્રિય મનાતી, પત્ની સત્યભામા પોતાની સપત્ની રુકિમણીના સૌભાગ્યના આવા ઉત્કર્ષને લેશ માત્ર સહી શકી નહીં;[49] કારણ તે રૂપ અને યૌવનથી સંપન્ન હતી, તેમ જ કૃષ્ણના સવિશેષ પ્રેમરૂપી પોતાના સૌભાગ્યથી તે ભારે ગર્વિષ્ઠ થઈ હતી. વળી તે અભિમાનવાળી હતી, તેથી આ વાત સાંભળતાં જ તે એકદમ ઇર્ષ્યાને વશ થઈ.[50] તરત જ શુદ્ધ હાસ્યવાળી દેવી સત્યભામાએ પોતાના કુંકુમ વર્ણના વસ્ત્રનો ત્યાગ કર્યો, અને એક ધોળામાં ધોળું વસ્ત્ર ધારણ કર્યું, અને જેમ બળતણથી અગ્નિની શિખા પ્રજ્વલિત થાય તેમ રોષથી આકુળવ્યાકુળ થયેલું તેનું ચિત્ત બળવા લાગ્યું.[51] ઇર્ષ્યાથી ઉત્પન્ન થયેલા અને ક્રોધથી વૃદ્ધિ પામેલા અગ્નિથી તેનું અંતઃકરણ અતિશય બળવા લાગ્યું. અને તેથી જાણે તે નિસ્તેજ થઈ ગઈ હોય એવી બની; અને પાણીથી ભરેલા મેઘમાં જેમ તારાઓ પ્રવેશ કરે તેમ ક્રોધથી યુક્ત સત્યભામાએ ક્રોધાગારમાં* પ્રવેશ કર્યો.[52] પોતાના પ્રિય કૃષ્ણ ઉપરના રોષનાં ચિહ્ન તરીકે તેણે લલાટ ઉપર હિમ અને ચન્દ્રના જેવો એક સાફ ધોળો ચકચકતા કપડાંનો પટ્ટો બાંધ્યો; અને મસ્તકની બન્ને બાજુએ કપોલો ઉપર કાન પર્યંત રસદાર રક્તચંદનનો લેપ લગાવ્યો.[53] પોતાના થયેલા આ અપમાનનું વારંવાર સ્મરણ કરતી કરતી તે રોષથી પોતાના માથાને વિશેષ કંપાવવા લાગી. પછી તેણે વેણીની એક સામટી ગ્રંથી બાંધી,† સર્વ આભૂષણો ફેંકી દીધાં અને લાંબા ઉશીકાવાળા શયન ઉપર ચિંતાતુર થઈને પડી.[54] પોતે સત્કુલને યોગ્ય શાંત સ્વભાવવાળી હતી, છતાં કાંઈ પણ કારણ વિના દાસીઓ ઉપર ક્રોધથી ચીઢાઈ જવા લાગી, અને વારંવાર નિસાસા ઉપર નિસાસા નાંખી વાંકાં ભવાંવાળી દેવી સત્યભામાએ પોતાના લીલા કરવાના કમલને‡ નખથી પિંખી નાંખ્યું.[55]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमा विष्णुपर्व विषे पारिजातहरणनो "रुक्मिणीने पारिजातना पुष्पवृक्षनी भेट अने सत्यभामानानुं रूषणुं" ए नामनो ६५ मो अध्याय संपूर्ण

## અધ્યાય ૬૬ મો

### સત્યભામાનું રુસણું અને કૃષ્ણનું સાંત્વન

वैशंपायन उवाच—

उपविष्टं मुनिं ज्ञात्वा रुक्मिण्या सह केशवः ।
निश्चक्रामाप्रमेयात्मा व्यपदेशेन सर्ववित् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ નારદ મુનિને રુકિમણી સાથે બેસી આમ વાર્તાલાપમાં રોકાયલા જાણી, સર્વેના અંતરની વાતને જાણનારા અને અપ્રમેય આત્મશક્તિવાળા કૃષ્ણ ત્યાંથી કોઈ નિમિત્ત કાઢી બહાર આવ્યા.[1] અને તેઓ ત્યાંથી સત્વર રમ્ય રૈવતક પર્વતની તળેટીમાં વિશ્વકર્માએ બનાવેલા, સત્યભામાના મોટા મંદિરમાં પેઠા.[2] પોતાના પ્રાણથી પણ અધિક અને વિશેષ વહાલી, સત્રાજિતની પુત્રી સત્યભામા ઘણી જ અભિમાનની ભરેલી છે, એમ વિષ્ણુ જાણતા જ હતા, તેથી તેમણે તેના ગૃહમાં ધીમે ધીમે પગલે પ્રવેશ કર્યો.[3] પોતાની દેવી રોષથી કોપેલી છે, એવો પ્રથમ સંકલ્પ સ્નેહથી જ તેમને થયો હતો, એટલે તેને વધુ ન ચીઢવવા. બીતાં બીતાં જ આમ મધુસૂદને તેના ભુવનમાં પ્રવેશ કર્યો.[4] નારદ મુનિનો આદરસત્કાર કરવાને પ્રદ્યુમ્નની યોજના કરી, સેવકને 'તું અહીં બારણામાં જ ઉભો રહેજે,' એવી સૂચના કરીને તેઓ સત્વર સત્યભામા પાસે સીધાવ્યા.[5]

ત્યાં તેમણે દૂરથી પોતાની પ્રિયાને ક્રોધાગારમાં§ પ્રવેશેલી, સાંત્વન કરતી દાસીઓની મધ્યે બેઠેલી, અને કોપથી વારંવાર નિસાસા નાંખતી જોઈ.[6] તે સમયે

---

* ટીકાકાર નીલકંઠ ક્રોધાગારનો અર્થ 'ક્રોધ કબજે કરેલું ગૃહ' કરે છે, અને સત્યભામા અતિશય ક્રોધે ભરાઈ એવો તાત્પર્ય દર્શાવે છે. પરંતુ મન્મથનાથ દત્ત જણાવે છે તેમ, પૂર્વે રાજાઓના અંતઃપુરમાં એક અલગ ક્રોધાગાર ગૃહવિભાગની યોજના કરવામાં આવતી હતી, અને જ્યારે કોઈ રાણી પતિ ઉપર ક્રોધે ભરાતી ત્યારે તેમાં જઈ બેસતી, અને તેની ખબર રાજાને થતાં તે તેનું સાંત્વન કરવાને ત્યાં જતો. અધ્યાય ૬૭ માના ૪૮ મા શ્લોકમાં સ્પષ્ટ કથન છે કે "પ્રસન્ન થયલી સત્યભામા પોતાના અંતઃપુરમાં પેઠી." આથી અહીં 'ક્રોધાગાર' એટલે 'મંદિરનો એક વિભાગ' એ અર્થ વિશેષ યોગ્ય છે.

† શૃંગારભોગના ત્યાગની નિશાની તે 'એક ગ્રંથીવાળી વેણી' ગણાય છે, તેથી અહીં સત્યભામાના વિરાગનું આ દ્વારા સૂચન કરેલું છે.

‡ અહીં ટીકાકાર નીલકંઠ કુશેશયમ્‌નો અર્થ મુખકમલ કરી, સત્યભામા ચીઢને લીધે નખથી પોતાના સુંદર મુખને ઉઝરડા ભરવા લાગી, એવો અર્થ કરે છે પરંતુ લીલાવતી સ્ત્રીઓ પોતાની પાસે કમલ રાખે છે, અને ચીઢાતાં તેની પાંદડીઓને ચીરી નાંખે છે, એ કાલિદાસાદિના વચનોથી પ્રસિદ્ધ છે, તેથી અહીં તેનો 'લીલા કમલ' એ અર્થ વિશેષ યોગ્ય લાગે છે. ૬૬ મા અધ્યાયના શ્લોક છઠ્ઠાનું करजाग्रावलीढ पङ्कजं मुखपंकजे આ પદ પણ આ જ અર્થને ટેકો આપે છે.

§ ગયા અધ્યાયની ક્રોધાગારની નોંધ જુઓ.

તેમણે તેને નખથી પિંખી નાંખેલા હાથમાંના લીલા કરવાના કમલને પોતાના મુખકમલ સાથે અડકાડતી, અને પુનઃ પુનઃ દીર્ઘ નિસાસા નાંખવા સાથે આશ્ચર્યથી હસતી* જોઈ.[૭] તેમને તે ક્વચિત્ લગાર વાંકા વળેલા પગના અંગુઠાના નખથી વસુંધરા ઉપર આકૃતિઓ કાઢતી, તો ક્વચિત્ ક્વચિત્ પોતાનું મુખ અવળું ફેરવતી વારંવાર હસતી જણાઈ.[૮] વળી તેમણે પોતાની સર્વાંગસુંદર, કમલનયન, વનિતા સત્યભામાને ક્વચિત્ ક્વચિત્ પોતાના ડાબા કરકમલ ઉપર મુખકમલને ટેકવી ચિંતાતુર બનતી જોઈ.[૯] વચ્ચે વચ્ચે અનિંદ્ય સત્યભામા ક્વચિત્ દાસીના હાથમાંથી રસભર ચંદન લઈ આલ્હાદમાં આવી જતી તો પાછી ક્રૂરતાના આવેશથી મગજ ભમી જતાં પોતાના હૃદય ઉપર જ તેને ઢોળી નાંખતી જણાઈ.[૧૦] વળી પુનઃ પુનઃ પથારીમાંથી ઉભી થતી અને પાછી વારંવાર પડતી તેમ જ આવી આવી તથા બીજી અનેક ચેષ્ટાઓ કરતી પોતાની પ્રિયા સત્યભામા હરિની દૃષ્ટિએ પડી.[૧૧]

આવી ચેષ્ટા દરમ્યાન, જેવી તેને પોતાના મુખને ઓશિસામાં વિંટાળી શય્યામાં પડતી જનાર્દને જોઈ કે તરત જ તેના સાંત્વનનો આ સંધિ યોગ્ય છે, એમ સમજી તેનો લાભ લઈને કૃષ્ણ ધીમેથી તેની પાસે ગયા, અને મારા 'અહીં આવવા સંબંધી તમારે તેને કંઈ પણ સૂચન કરવુ નહીં,' એમ દાસીઓને હાથના ઈશારાથી સમજાવી. આવી સાવધતા વાપરી, તેઓ શંકાથી થર-થરતા પગે ત્વરાથી પલંગ ઉપર સત્યભામાની પુંઠે ધીમેથી ચઢ્યા.[૧૨] [૧૩] પછી તેમણે તેને પડખે બેસી, તેનો પંખો ખુશીથી પોતાના હાથમાં લઈ લીધો અને ધીમેશથી વા ઢોળતા મંદ મંદ હાસ્ય કરવા લાગ્યા.[૧૪] પારિજાત પુષ્પના સંસર્ગથી તેમનો દેહ વિશેષ સુગંધી વાળો થયો હતો, અને તે રીતે ભગવાન કૃષ્ણે મનુષ્યોને દુર્લભ એવો દિવ્ય ગંધ ધારણ કર્યો હતો.[૧૫] આવા અતિશય અદ્‌ભુત ગંધની સુવાસ સુંઘતાં વિસ્મિય પામેલી સત્યભામાએ તરત જ પોતાનું મુખ ઓશિસામાંથી બહાર કાઢ્યું, અને તે "આ છે શું?" એમ બોલી.[૧૬] કૃષ્ણની તરફ પીઠ કરીને ઓશિસામાંથી તેણે મુખ બહાર કાઢેલું હોવાથી, એ શુદ્ધ હાસ્યવાળી સત્યભામા પોતાના પ્રિય દેવને પોતાને પડખે બેઠેલા જોઈ શકી નહીં; એટલે આશ્ચર્યથી 'આ ગંધ ક્યાંથી આવે છે?' એમ દાસીને વારંવાર પૂછવા લાગી.[૧૭] આમ વારંવાર તેણે દાસીઓને પ્રશ્ન પૂછ્યાં કર્યાં, પરંતુ કૃષ્ણે વાર્યાથી તેઓ તેનો કાંઈ પણ ઉત્તર વાળી ન શકી, અને ભોંય ઉપર ઘુંટણીએ પડી, નીચું મુખ કરી, હાથ જોડી, મુંગી મુંગી જ બેસી રહી.[૧૮] આમ ગંધનું મૂળ ન જણાતાં સત્ય-ભામાને, 'આવો અપૂર્વ ગંધ પૃથ્વીમાંથી આવતો હશે, અને કદાચિત્ પૃથ્વીનો આ કોઈ અસાધારણ ગંધ હશે,' એવી શંકા થઈ.[૧૯] "આનો ગંધ ક્યાંથી આવે છે?" તે જાણવાનું કુતૂહલ વિશેષ થતાં દેવી સત્યભામા ચારે કોર નીરખવા મંડી, તો તેણે પોતાને પડખે લોકના સરજનહાર કેશવને બેઠેલા અચાનક દીઠા.[૨૦] "હા, બરોબર આ જ મને ગંધથી મોહ પમાડે છે!"† એવું વચન મુખમાંથી નીકળતાંની સાથે જ પ્રણયઘેલી સત્યભામાનાં નેત્રોમાં પ્રણયકોપથી આંસુ છલકાઈ આવ્યાં.[૨૧] અને કાળી બલ્લક કીકીવાળી, સુંદર હોઠ ફફડાવતી, અને નિસાસા નાંખતી સત્યભામાએ મુખ નીચું કરી દીધું. આમ એક મુહૂર્ત સૂધી નીચુ મુખ કરીને જ બીજી દિશાએ જોતી સુંદર સત્યભામા બેસી રહી.[૨૨]

એટલે હરિએ તેને કહ્યું કે, "હે પ્રિયે! આમ ભ્રૃકુટીને કટાક્ષથી વાંકી કરી તથા બે આંખોને સ્થિર કરી, હાથમાં વદનને ટેકવીને તું બેઠી છે તેથી તું વિશેષ શોભે છે."[૨૩] કૃષ્ણનાં આવાં પ્રણયવચન સાંભળતાં વેંત જ, પ્રણયકોપથી ઉપજેલાં આંસુ, જાણે બે કમલ પત્રો હાલવાથી તેની ઉપરના હિમનાં ઠરેલાં જલકણો ખરતાં હોય તેમ, તેના બે નયનકમળમાંથી સરી પડ્યા.[૨૪] કમલ સમાન સુંદર નયનવાળા કૃષ્ણ તેના વદનકમલમાંથી આમ અશ્રુનો પ્રવાહ સરતો જોતા જ, સત્વર તેની સન્મુખ ફર્યા અને પોતાના બે કરકમલમાં એ અશ્રુ ઝીલી લીધાં.[૨૫] પછી શ્રીવત્સથી અંકિત, કમલનયન દેવ કૃષ્ણે પોતાની પ્રિયાની છાતી ઉપર પડતા આંસુ લુંછી નાંખ્યાં, અને તેને નીચે પ્રમાણે પ્રણયવચન કહ્યાઃ-[૨૬]

"હે કમલપત્ર જેવી વિશાળ આંખોવાળી! હે ભામિની! તું શા માટે આમ નેત્રોમાંથી આંસુ સારે છે? હે સુંદરી! જાણે સાક્ષાત્ કમલ જ હોય એવાં તારાં આ સુંદર નેત્રોમાંથી તું શા માટે જલનાં બિંદુઓ ટપકાવે છે?[૨૭] હે સદા મનોહર સુંદરી! શા માટે આ તારું વદન પ્રભાતમાં દેખાતા પૂર્ણચન્દ્રની માફક ફીક્કું અને શરીરનું રૂપ મધ્યાહ્નના કુમુદની પેઠે ચીમળા-યલું બની નિસ્તેજ શોભા ધારણ કરી રહ્યું છે.?‡[૨૮]

* 'શું મારાથી મારી સપત્ની રુકિમણીએ અધિક સૌભાગ્ય પ્રાપ્ત કર્યું છે? હું તેને બતાવું તો ખરી કે, હું પણ તેથી અધિક કેવું પ્રાપ્ત કરી શકું છું,' એવા વિચારથી તે કટાક્ષયુક્ત હાસ્ય કરતી હતી, એવો આનો આશય છે. અહીં કાશીની પ્રતિમા (હસવાને બદલે) 'તે વારંવાર ડુસકાં ભરતી હતી' એવો પાઠ છે.

† કૃષ્ણને જોતા જ તે ગંધ આવવાનું મૂળ કળી ગઈ, એટલે તેણે આવું વચન કાઢ્યું. ‡ સવારમા સૂર્યનો ઉદય થતાં પૂર્ણ કળાવાળો ચન્દ્ર પણ ફીકો પડી જાય છે, અને કુમુદ જે ચન્દ્રોદય વેળા ખીલે છે તે બપોરે સૂર્યપ્રકાશમાં ચીમળાઈ જાય છે. આ વ્યતિકર દ્વારા કૃષ્ણ સત્યભામાની નિસ્તેજ સ્થિતિ વર્ણવે છે.

હે ઘાટીલા અને સુશોભિત નિતંબવાળી! શા માટે તેં કુંકુમ વર્ણના અને કુસુંબી ( અથવા સોનેરી છાંટવાળાં ) વસ્ત્ર ઉપર આટલી બધી અવકૃપા દાખવી છે? અને આવાં કેવળ ધોળાં વસ્ત્ર ઉપર આવી કૃપા કરી છે?[૨૯] હે દેવી! તને કુસુંબી ( સોનેરી છાંટવાળાં ) અને કુંકુમવર્ણાં વસ્ત્ર તો ઘણાંજ ગમે છે. તેમ સૌભાગ્યવતી સ્ત્રીઓએ દેવપૂજન સિવાય અન્ય કાર્ય કરતાં ધોળું વસ્ત્ર પહેરવું, એ ઇષ્ટ નથી જ, એવી શાસ્ત્રની આજ્ઞા છે. (તો પછી શાસ્ત્રાજ્ઞા વિરુદ્ધ અને તારી પોતાની રુચિ વિરુદ્ધ અત્યારે ધોળાં વસ્ત્ર કેમ પહેર્યાં છે?)[૩૦] હે શુભ ગાત્રવાળી! શા માટે તારું ગાત્ર અલંકાર વિનાનું દેખાય છે? તેનું કારણ મને સત્વર જણાવ. હે મલિન થયલા વર્ણવાળી!* શાથી તારાં સુંદર ચિત્ર(છુંદણાં વગેરે)નાં આલેખનાનું સ્થાન ( ગાલ ) આમ એકાએક આંસુથી ધોવાયું છે?[૩૧] હે પ્રિય દર્શનવાળી! આજે તારા પગનાં તળિયાં અને વસ્ત્રો હું કેમ ધોળાં જોઉં છું? શા માટે તેં સુગંધીવાળું ધોળું ચંદન તારા લલાટે લગાડેલું છે?[૩૨] હે લાંબા નેત્રવાળી! હે મારા હૃદયની પ્રિયા! શા કારણે તારી સરસ મનોહર મુખની કાન્તિ તેજથી હણાઈ ગઈ છે? હે પ્રિયે! તે દ્વારા તું શા માટે આમ મારા મનને અતિશય ગ્લાનિ પમાડે છે?[૩૩] તારા કપોલના સ્પર્શની ઇચ્છા કરનારો ચંદનનો રસ જોકે તારા ગાલ ઉપર પસરી ગયો છે અને તેણે ગાલ ઉપરના ચિત્રાલેખન( છુંદણાં)ની શોકનું સ્થાન ઠારવા પ્રયત્ન કર્યો છે, છતાંયે તે ત્યાં વિશેષ શોભતો નથી.[૩૪] તારી આ ડોક રત્નો અને આભરણો વિનાની થવાથી ખીલતી નથી, અને જાણે ગ્રહો અને નક્ષત્રો વિનાનું શરદ ઋતુનું મલિન આકાશ હોય તેવી નિસ્તેજ દીસે છે.[૩૫] પૂર્ણ ચન્દ્રને કાન્તિમાં ટક્કર મારનારા અને ગંધમાં ખીલેલા કમળને પણ હઠાવનારા, તારા સદા પ્રફુલ્લ હસતા અને બહુબોલા વદનથી શા માટે તું આજે મારી સાથે કંઈ પણ બોલતી નથી?[૩૬] શા માટે તું અડધી આંખ ઉઘાડીને અને વાંકી કરીને પણ મારી તરફ જોતી નથી? અને તું આમ કેમ નિસાસા નાંખતી, અંજનથી કાળાં થયલાં આંસુનો વરસાદ વરસાવી રહી છે?[૩૭] હે ઇંદીવર(કમલ)સમાન શ્યામ અંગવાળી! હે મનસ્વિની! બહુ થયું; હવે તું રોતી બંધ રહે. તારા મુખની સુંદરતાનો દ્વેષ કરનારું (અર્થાત્ નિસ્તેજ કરનારું), અંજનથી મલિન થયલું પાણી આંખમાંથી હવે કાઢતી અટક.[૩૮] હે દેવી! હું તારો અને હું સમસ્ત જગતમાં પણ તારા કિંકર (કહેલું ક તરીકે વિખ્યાત થયલો છું, તો પછી હે ઉત્તમ વર્ણવ તું પહેલાંની પેઠે શા માટે મને કંઈ તારા પ્રિય ? આજ્ઞા કરતી નથી?[૩૯] હે દેવી! મને કહે તો ખરી તારું એવું તે શું અપ્રિય કર્યું છે, કે જેથી હે સુ હે ભામિની! તું તારી જાતને આટલો બધો અ (કલેશ, શ્રમ આદિ) આપી રહી છે?[૪૦] મેં મન, અને કર્મથી કદી પણ તારા વચનનું ઉલ્લંઘન નથી, એમ હે સર્વાંગસુંદરી! હું તને સર્વથા સ કહું છું.[૪૧] હે શોભના! જો કે મારી અન્ય પત મને માન્ય છે ખરી, પરંતુ તે સર્વેમાંય તું મને માન્ય છે. તારા ઉપર મારો જેટલો સ્નેહ છે, જેટલું બહુમાન (આદર) તારી ઉપર ઠરે છે, સ્નેહ અને તેટલો આદર અન્ય સ્ત્રીઓ ઉપર નથી.[૪૨] હે સુરની સુતા સમાન નિત્ય યૌવન સુંદરી! હું જીવતો છું† તે પર્યંત તો મારો (કામવૃત્તિ) તને કદી છોડનાર જ નથી, એવું ચિત્ત તારામાં નિશ્ચિત છે, એ તું ખરેખર જાણ હે દેવી! જેમ મેદિનીના ક્ષમા આદિ ગુણો નિ જેમ અંબર(આકાશ)ના શબ્દ આદિ ગુણો નિત તેમ ખરેખર હે કમલના ગર્ભસમાન કોમલ કા ળી! મારો તારા ઉપરનો સ્નેહ પણ નિત્ય છે.[૪૪] અગ્નિમાં તેજ નિત્ય સ્થિતિ કરી રહેલું છે, જેમ ર દિવ્ય પ્રભા નિત્ય છે અને ચન્દ્રમાં જેમ કાન્તિ શ ે, તેમ તારા ઉપર મારો સ્નેહ પણ શાશ્વત છે

આ પ્રમાણે પોતાના આત્માને ઇષ્ટ (પ્રશંસાનાં) જનાર્દન બોલતા હતા, એટલે સુભાગ્યશીલ સત્યભા આંખનાં આંસુ લુંછીને તેમને ધીમેશથી નીચેનાં કહ્યાં:-[૪૬]

સત્યભામા કહે છે:-"હે પ્રભુ! તમે નિત્ય જ છો અને હું એકલીના જ તમે પ્રિય છો, આજ પર્યંત મારા મનનો નિશ્ચય હતો. પરંતુ ત મારા ઉપરનો એ સ્નેહ તમારી અન્ય સ્ત્રીઓની છે તેવો જ સાધારણ છે‡ એમ તમારા આજના થી મારા સમજવામાં આવ્યું છે.[૪૭] કાળનો ર્તનક્રમ સદા અનિત્ય, એટલે ન ટકે એવો છે, હું આજના દિવસ પહેલાં સમજતી ન હતી; આજે જ હું એમ જાણી શકી છું, કે આ સ

* પ્રણયકોપથી દેહને શુદ્ધ કરવામાં બેદરકારી રાખવાથી રજ આદિથી તે મલિન થયલું હોવાથી કૃષ્ણ તેને મલિન વર્ણવાળી કહે છે.

† મુંબઇ આદિ પ્રતિઓમાં નૈવ...जह्यान्मृतेऽपि–હું મરીશ તોયે તને છોડનાર નથી, એ પાઠ છે. આ જો કે વિશેષ ભારદર્શક અને ઉત્કટ લાગણી દર્શાવનારો આશય છે, પરંતુ કૃષ્ણ જેવા યોગીના મુખમાંથી આવું અમંગલ વચન નીકળે, એ યોગ્ય નથી. તે શીની પ્રતિનો નૈવ...जह्यादमृते मयि એ પાઠ ઉપર લીધો છે. શ્લોક ૪૯ મામાં પણ સત્યભામા अमृतायाः એ વચન કાઢે પણ આ આશયને પુષ્ટિ આપે છે.

‡ મુંબઇની પ્રતિમાં "પરંતુ તમે મને આજે સર્વસ્વ સ્નેહની કોટિએ ઉતારી પાડી છે"–એ પાઠ છે.

લોકનું એક પણ કાર્ય સ્થિર નથી, અર્થાત્ બદલાય છે. જો કે અદ્યાપિ પર્યંત હું સર્વથા એમ જ માનતી હતી, કે જ્યાં સૂધી હું જીવું છું, ત્યાં સૂધી તમે જ મારું બીજું શરીર છો અને હું પણ તમારું જ બીજું શરીર છું; પરંતુ બસ હવે એ વિષે બહુ બોલવાની જરૂર જ શી છે? કારણ હે અચ્યુત! તમે કેવા છો? તમારું ખરું સ્વરૂપ કેવું છે? તે તમારું પોતાનું જ હૃદય જાણે છે.* તમે જે મધુરતા દાખવો છો તે કેવળ વાણીની જ છે, એમ હું આજે જાણી ગઈ છું. તમે જે સ્નેહ મારી ઉપર દેખાડો છો તે કેવળ કૃત્રિમ છે, અને અન્ય સપત્ની રુક્મિણી ઉપરનો તમારો સ્નેહ એવો કૃત્રિમ નથી.[૫૦] હે પુરુષોત્તમ! હું સર્વથા સરળ (ભોળા) સ્વભાવવાળી અને તમારી ઉપર ભક્તિભાવ ધરાવનારી છું, એમ તમે જાણતા હતા; છતાંયે તમે આજ પર્યંત કપટવૃત્તિથી મારી સાથે વર્તી મારું અપમાન કર્યું છે, એ શું તમારા પુરુષોત્તમપદને યોગ્ય છે ખરું?[૫૧] ખરેખર આટલેથીજ પત્યું, એ બસ છે. જે અવિકારી કહેવાતું હતું અને જે જોવા યોગ્ય હતું તે સર્વ મેં જોયું છે; તેમજ જે સાંભળવા યોગ્ય હતું તે સર્વ હું સાંભળી ચૂકી છું. તમારા સ્નેહનું જે ફળ મને મળવું જોઈતું હતું તે ફળ પણ મેં આજે અનુભવ્યું છે.[૫૨] હે પુરુષોત્તમ! જો હું હજીયે તમારા આટલા અનુગ્રહને પાત્ર હોઉં, તો મને અનુજ્ઞા આપો, એટલે હું નિશ્ચયપૂર્વક પરમ તપ આદરી, મારું બાકીનું જીવન પૂર્ણ કરું.[૫૩] પતિની ઇચ્છાને અનુસરીને સ્ત્રીઓએ કરેલા તપ અને વ્રતો સફળ થાય છે; પરંતુ પતિની ઇચ્છા વિરુદ્ધ કરેલું તપ અને વ્રત નિષ્ફળ નીવડે છે. (માટે તમારી સંમતિ લઈને હવે હું તપ આદરવાના નિશ્ચયે જ આવી છું.)"[૫૪]

આ પ્રમાણે પરમ શોભાવાળી સતી સત્યભામાએ કૃષ્ણને વચન કહ્યાં અને ફરીથી આંખમાંથી આંસુ વરસાવ્યાં, અને હરિનું પીળું પીતાંબર હાથમાં ઝાલી, શુદ્ધ સ્મિતવાળી સુંદરીએ તે વડે પોતાનું મોઢું ઢાંકી દીધું.[૫૫]

**इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे पारिजातहरणमां "सत्यभामानुं रुसणुं अने कृष्णनुं सांत्वन" ए नामनो अध्याय ६६ मो संपूर्ण**

---

* અહીં મુંબઇની પ્રતિમાં 'हृदयं त्वेत्ति ते હું તમારું હૃદય જાણી ગઈ છું'–એ પાઠ છે; પરંતુ કાશીની પ્રતિનો हृदयं वेत्ति ते એ પાઠ વિશેષ ઝીણવટવાળો છે.

## અધ્યાય ૬૭ મો

## સત્યભામાનું સાંત્વન અને પારિજાત વૃક્ષની ઉત્પત્તિનું કથન

वैशंपायन उवाच–

नारायणः सत्यभामां पुनरेवैष भारत।
प्रोवाच प्रणयात्क्रुद्धामभिमानवतीं सतीम् ॥ १ ॥

વૈશમ્પાયન કહે છેઃ–"હે ભારત! તે પછી પ્રણયથી ક્રોધે ભરાયલી, અભિમાનવાળી, સતી સત્યભામાને નારાયણે ફરીથી (નીચે પ્રમાણે) સાંત્વનનું વચન કહ્યું.[૧]

શ્રી ભગવાન્ કહે છેઃ–હે કમલલોચના! આ તારો શોક મારા અંગને ખરેખર બાળે છે; પરંતુ તારી મતિ શા કારણે આટલી બધી વિકલ થઈ ગઈ છે?[૨] હે સર્વાંગસુંદરી! તને હું મારા સમ દઉં છું. જો કોઈએ તારો કંઈ અપરાધ કર્યો હોય, અને તે તારા પત્નીભક્ત પતિને સંભળાવાય એવો હોય, તો તે મને તું સત્વર કહી દે."[૩]

એટલે સત્યવ્રત પાળનારી સત્યભામાએ નીચું મુખ રાખી, અશ્રુથી ગદ્ગદિત થયલા કંઠે પોતાના પતિ કૃષ્ણને પોતાના પ્રણયકોપનું સત્ય વચન (કારણ) (નીચે પ્રમાણે) કહી દીધુંઃ–[૪]

સત્યભામા કહે છેઃ–"હે માનદ! હે નિર્મલ કમલ સમાન સુંદર આંખવાળા! હે કેશીના સંહારક કૃષ્ણ! જગતમાં સુવિખ્યાત થયલું, મારું સૌભાગ્ય (કૃષ્ણનું પરમ પ્રેમાસ્પદ હોવાનું) પૂર્વે તમે જ પોતે સ્થાપિત કર્યું હતું.[૫] હે દેવ! 'હું તમારી છું,' અને 'સર્વથા સપત્નીઓમાં તમને હું વિશેષ વહાલી છું' એ વિચારથી ગર્વિષ્ઠ બની, મારી સર્વ સપત્નીઓની ચેષ્ટા કરી, મારો એ ગર્વ દાખવતી અને એમ હું મારું માથું ઉંચું કરી શકતી હતી.[૬] પરંતુ આજે મને મારી દાસીઓએ ઠેકઠેકાણેથી સાંભળીને આવું સત્ય વચન કહ્યું છે કે, આજે હું મારી એ જ સપત્નીઓમાં અને લોકમાં પણ ઉપહાસને પાત્ર બની છું. આમ, હું જ એકલી તમને અતિશય પ્રિય છું, એ વાત ખરેખર ખોટી પડી છે, અને મારો એ ગર્વ ઉતરી પડ્યો છે.[૭] નારદ મુનિએ તમને જે પારિજાતનું પુષ્પ આપ્યું તે, તમે મને કેવળ વિસારી દઈને, તમારી જે ખરી વહાલી હતી તેને* આપી દીધું.[૮] સર્વ રત્નોમાં અતિશય શ્રેષ્ઠ એવું એ પુષ્પ તેને આપી દઈને તમારો સ્નેહ તથા બહુમાન (આદર) તેની ઉપર અમો સર્વ કરતાં અધિક છે, એ

---

* અહીં તેમ જ પ્રસ્તુત કથામાં ક્યાય પણ સત્યભામા રુક્મિણીનું નામ પણ લેતી નથી, અને આધે ભારે તેનું અવરનવર સૂચન કરે છે, એ તેનો અતિ અભિમાની સ્વભાવ સૂચવે છે.

સત્ય તમે જ પોતે જગતમાં પ્રકાશમાં આણ્યું છે.[૯] વળી નારદ મુનિએ તમારી જ સમક્ષ તમારી એ પ્રિયાની સ્તુતિ કરી, અને તે તમે સાંભળી એટલું જ નહીં પણ તે સાંભળી તમે અચિન જ હરખાયા.[૧૦] કદાચિત્ જો નારદને તમારી સમક્ષ તમારા એ પ્રિયજનની સ્તુતિ સકારણ કરવી જ હતી, તો પછી શામાટે એ સ્તુતિમાં આ દુર્ભાગી જનનુ નામ તેને લેવું પડ્યું?[૧૧] હે પ્રભુ! મને પ્રથમ તમારા પ્રણયનો રસ ચખાડી તેના પશ્ચાત્તાપથી હવે મને તપાવવી જ હોય તો મને તપ કરવાની અનુજ્ઞા આપો, અને એટલી મારી ઉપર કૃપા કરો.[૧૨] 'તમે મારા કરતાં બીજીને વિશેષ માન આપ્યું છે,' એ જોવાનો યોગ કદી મને સ્વપ્નમાં આવ્યો હોત તોયે તે હું સાચો માનત જ નહીં. પરંતુ આ તો સાક્ષાત તમારી નજર આગળ જ એવો યોગ બની ચૂક્યો છે, એમ મે સાંભળ્યું છે.[૧૩] હે દેવ! એ અતુલ તેજસ્વી નારદ મુનિને તે રુક્મિણીની સ્તુતિ કરવાની ઇચ્છા થઈ, તેથી કંઈ મને ખેદ થતો નથી, પરંતુ ત્યાં તમે પોતે જ સાંનિધ્યમાં રહીને તેની એ સ્તુતિ સાંભળી, એથી જ મને ખરેખર ભારે ખેદ થાય છે.[૧૪]

"હે દેવ! તમે જ પોતે કહો છો, કે જગતમાં લોક માન જાળવવાને અર્થે જ જીવે છે. જો એ ખરુ જ હોય તો પછી આમ મારુ માન હણાતા હવે મને વધુ જીવવાની ઇચ્છા થતી નથી.[૧૫] આજ પર્યંત જેનાથી મારા માનનુ રક્ષણ થતુ હતુ તે જ હવે આજથી મારા માનની હાનિનું કારણ થઈ પડ્યુ છે. જે મારી સર્વ રીતે રક્ષા કરતા હતા, તે જ હવે આજથી મારા રક્ષણના કાર્યમાં ઉદાસી બન્યા છે.[૧૬] હે દેવ! હે પ્રભુ! અરેરે! તમે જ મારી સ્થિતિ આવી કરી, તો હવે મારી શી ગતિ થશે? તમારાથી તરછોડાયલી હું હવે કોની સંગતિમા રહી શકીશ? ખરે જ તમારા સંગથી દૂર થવાથી મારી કુમુદ્વતીના[*] જેવી દશા થશે.[૧૭] હે માનદ! મે મોહ(મૂર્ખાઇ)થી દેવોનું એવું તે શું પ્રથમ પ્રિય અને પછી અપ્રિય કર્યું હશે, કે જેને લીધે પ્રથમ તમારી પ્રિયા થયા પછી હવે હું તમારી અપ્રિયા (વૈરિણી જેવી) થઈ પડી છું?[૧૮]

"તમારી વહાલી હતી ત્યારે હું વસંત ઋતુનાં પુષ્પોથી સદા ચિત્રવિચિત્ર બહાર આપનાર રૈવતક પર્વત ઉપર મીઠી નજર કરી શકતી હતી, પરંતુ હવે તો તમને અપ્રિય થઈ છું એટલે તે તરફ કેમ એક મીટ પણ મારી શકીશ?[૧૯] હવે હું અભાગીયણ તમારા દ્વેષને પાત્ર થયાથી એ પર્વતના, કોકિલોના મધુર સ્વરથી મિશ્ર અને પુષ્પોના સુગંધનું વહન કરનાર, શુદ્ધ પવનનો શ્વાસ પણ હું કેમ લઈ શકીશ?[૨૦] હે દેવ! મહાસાગરમાં તમારા ખોળા ઉપર બેસી હું જલક્રીડા કરતી હતી; પરંતુ હવે તો દુર્ભાગી થવાથી હું એ સાગર તરફ પણ કેમ મીટ મારી શકીશ?[૨૧] 'હે સત્રાજિતની પુત્રી! તારા જેટલી મને કોઈ સ્ત્રી અતિશય પ્રિય નથી,' એ વચન જે તમે કહેતા હતા, તે વચન આજે ક્યાં ગયું? અથવા તો જવા દ્યો; એ વચનને યાદ કરવાની દરકાર જ હવે કોણ કરે એમ છે?[૨૨] હે માનદ! તમારી પ્રિયપાત્ર હોવાથી આજ સૂધી મારાં સાસુ આનંદમાં આવી, મારી તરફ બહુ માનથી જોતાં હતાં; પરંતુ હવે તો તમારા અપમાનને પાત્ર તથા અભાગીયણ થવાથી તેઓ મારી તરફ જોવાની નજર પણ શા સારુ કરશે?[૨૩] જો મારી સપત્નીઓમાં તમે મારું માન સર્વદા જાળવી શકો એમ ન હતું તો પછી હે માનદ! આવો અતિશય સ્નેહભર્યો, ગૂઢ પ્રેમ આમ મારી પ્રત્યે દાખવવાનું પ્રયોજન જ શું હતું?[૨૪] હે શત્રુમદહારક! હું તમને ધૂર્તને તમે માગો છો તેવી, મારું પ્રિય કરવાની કાંઈ પણ આજ્ઞા આપી શકતી નથી. આજે જ મે જાણ્યું, કે તમે મારી સપત્નીના પક્ષમાં ઢળેલા છો, તમે પ્રેમમાં ચંચળ છો અને અન્યને છેદ દેનારા છો.[†][૨૫] હે દેવ! જો કે તમે યત્નથી તમારી શઠતા છુપાવા માગો છો, તથાપિ તમારો સ્વર, તમારી ચેષ્ટા અને તમારા શરીરનો વર્ણ, એ આદિથી મે ક્યારનુંયે એ જાણી લીધું છે, કે તમે ચોર છો, મારી સપત્નીના પક્ષમાં ઢળેલા છો, માત્ર વાણીમાં જ મધુર છો પણ વર્તનમાં તો શઠ છો."[૨૬]

આ પ્રમાણે સપત્નીને માન મળ્યાથી, ઇર્ષ્યાને વશ થયલી, અભિમાનની પૂતળી સત્રાજિતની પુત્રી, રાણી સત્યભામાએ હરિને ઠપકાના વચનો કહ્યાં, એટલે તેમણે તેનું સાત્વન કરવાને નીચે પ્રમાણે કહ્યું:—[૨૭]

"હે કમલલોચના! તારે આવા વચન બોલવાં ઉચિત નથી. હે પ્રિયે! એ વિષે અધિક બોલવાની શી અગત્ય છે? હે પ્રાણેશ્વરી! હું તારો જ છું, એમ તું જાણજે.[૨૮] હે દેવી! નિષ્કપટ કર્મ આચરનાર નારદ મુનિએ મારું પ્રિય કરવાને મારા પ્રતિની સુજનતાથી અને એની (રુક્મિણી) તરફની લાગણીથી એ પારિ-

---

* આના બે અર્થ થાય છે:–(૧) રાત્રિએ ચન્દ્રપ્રકાશમાં ખીલતું કુમુદ પ્રભાત થતાં ચન્દ્રનાં કિરણો તેને ત્યજી જતાં જેમ કરમાઈ જાય છે, તેમ હવે હું તમારાથી વિહોણી થવાથી કરમાઈ જઇશ; (૨) જેમ અજ રાજાની સ્ત્રી કુમુદ્વતી તેના પતિના પહેલાં જ મરણ પામી હતી, તેમ હું તમારા જીવતાં જ મરણ પામીશ.

† આ શ્લોકની ટીકા કરતાં ટીકાકાર નીલકંઠે આધ્યાત્મિક દૃષ્ટિથી તેનો માયા, ચિત્ અને બ્રહ્મપરત્વે અર્થ લગાવી સૂક્ષ્મ અર્થ દર્શાવ્યો છે.

જાતનું ફૂલ એને મારી સમક્ષ આપ્યું હતું, એ ખરું; પરંતુ તારે એમાં (તારી તરફના પ્રેમ વિષે) કાંઈ પણ શંકા લાવવા જેવું નથી. મેં કંઈ મારે હાથે એને એ ફૂલ આપ્યું નથી. મેં કંઈ તને તરછોડીને, એને જ વિશેષ વહાલી ગણી, એ પુષ્પ આપ્યું નથી. છતાંયે (તેમ થયું તેમાં) હે પવિત્ર હાસ્યવાળી દેવી! તને જો આ મારો અપરાધ લાગતો હોય તો તે ક્ષમા કર, અને મારી ઉપર પ્રસન્ન થા.[૨૯-૩૦] હે કોપને અતિશય વશ થયલી! જો પારિજાતનાં પુષ્પો લેવાની તારી ઇચ્છા હશે, તો હે ઘાટીલા નિતંબવાળી! હું સત્ય કહું છું, કે હું તને તેવું એક નહીં પણ અનેક પુષ્પો આપીશ.[૩૧] એટલું જ નહીં પણ ખુદ, વૃક્ષોમાં શિરોમણિ, પારિજાત વૃક્ષને જ સ્વર્ગમાંથી આણી આપીશ, અને તારી ઇચ્છામાં આવશે, તેટલા કાળ સુધી તેને તારા મહેલના બગીચામાં રાખીશ.*"[૩૨]

હરિએ આ પ્રમાણે સાંત્વનનાં વચનો કહ્યાં, એટલે હરિવલ્લભા સત્યભામાએ તેમને કહ્યું કે, "હે અચ્યુત! તમે કહો છો તેમ જો એ પારિજાત વૃક્ષ જ અહીં આણી શકાય એમ હોય તો તો મારો આ ક્રોધ અત્યારે જતો રહ્યો જાણજો, કારણ કે તેમ થાય તો તેથી મને બહુમાન જ સૂચ થશે. હે અધોક્ષજ! જો એ વૃક્ષ મારે ત્યાં આવે તો તો તમારી અન્ય સર્વ પત્નીમાં મારુ ગૌરવ વિશેષ વધશે."[૩૩-૩૪]

તેના આ વચનના ઉત્તરમા જગતને નિપજાવનાર, અવિનાશી, અનુપમ, દેવ મધુસૂદને તેને કહ્યું કે, "ભલે એમ થશે. તારી આ માગણી મારા લક્ષમાં સૌથી પહેલી રહેશે."[૩૫] કૃષ્ણે "તથાસ્તુ" એમ કહ્યું એટલે, હે રણસંગ્રામમાં વિજયી જનમેજય! સત્પુરુષોને ઇષ્ટ, અને કંસનો નાશ કરનાર કૃષ્ણની પ્રાણપ્રિયા સત્યભામા સંતુષ્ટ થઈ.[૩૬]

તે પછી સર્વેશ્વર, સર્વ સૃષ્ટિની ઉત્પત્તિના કારણરૂપ, જગતના નાથ કૃષ્ણે સ્નાન કર્યું, અને સજ્જનોની સર્વ કામનાઓ પરિપૂર્ણ કરનારા હરિએ તેના જ મહેલમાં સર્વ આવશ્યક આહ્નિક કર્મો આચર્યાં.[૩૭] પછી હે રાજા! તેમણે નારદ મુનિનું ધ્યાન ધર્યું; એટલે હે નૃપ! ધ્યાન ધરતાંની સાથે જ મુનિઓમાં શ્રેષ્ઠ, દેવર્ષિ નારદ મહાન ઉદધિમાં સ્નાન આદિથી પરવારીને તેમની સન્મુખ ત્યાં જ આવી ઉભા.[૩૮] એટલે હે નરપતિ! સત્પુરુષોના આશ્રયરૂપ, અધોક્ષજ, ધર્માત્મા કૃષ્ણે તેમ જ સત્યભામાએ તેનું યથાવિધિ પૂજન-અર્ચન કર્યું.[૩૯] સત્રાજિતની પુત્રી સત્યભામાએ પોતે જ નારદ મુનિના પગ પખાળ્યા, અને તે સમયે કૃષ્ણે પોતેજ સોનાની ઝારીવડે તે ઉપર પાણી રેડ્યું.[૪૦] પછી નારદ મુનિ સુખચેનથી આસન ઉપર વિરાજ્યા, એટલે જગદ્‌ગુરુ, સંયમી કૃષ્ણે તેમને પરમપાક અન્ન-(દુધપાક)નું ઉત્તમ ભોજન અર્પણ કર્યું.[૪૧] અને લોકને સરજનાર કૃષ્ણે અર્પેલા ભોજનનો સત્કાર વક્તાઓમાં શ્રેષ્ઠ અને ઉદાર બુદ્ધિવાળા નારદે કર્યો અને તે પરમ શ્રદ્ધાથી આરોગ્યું.[૪૨] પછી તે આરોગીને તૃપ્ત થયલા નારદે કૃષ્ણને આશીર્વાદ આપ્યા, અને કેશવે પ્રસન્ન મનથી મુંગે મોંઢે આ આશિષનો સ્વીકાર કર્યો.[૪૩] પછી આચમનથી ભીના થયલો જમણો હાથ લાંબો કરી, હર્ષનાં અશ્રુથી ભિંજાયલી આંખોવાળી સત્યભામા પગે લાગી, અને તેના નારદે દૃષ્ટ કરી, એટલે તેને નારદે આશિષ દેતા કહ્યુ, કે "હે દેવી! આ ક્ષણે તું જેવી પતિવ્રતા છે તેવી જ સદા ભવિષ્યમાં પતિવ્રતા થઇશ અને મારા તપના પ્રભાવથી તું સવિશેષ સદ્‌ભાગ્યવાળી થઈશ"[૪૪-૪૫] હે નરાધિપતિ! મુનિશ્રેષ્ઠ નારદે આવું વરદાન આપ્યું, એટલે પગે પડેલી હારની પ્રિય પત્ની સત્યભામા ભારે હર્ષથી ઉભી થઈ.

પછી બુદ્ધિમાન, અમિત પરાક્રમી કૃષ્ણે નારદની સંમતિ મેળવી, દેવ-બ્રાહ્મણ આદિને અર્પણ કરતાં વધેલું ભોજન ખાઈ લીધું.[૪૭] તે પછી હે ભારત! પોતાનું અન્ય આવશ્યક કર્મ આટોપી, પતિની સંમતિથી સત્યભામા પ્રસન્નતાથી અંતઃપુરમાં પેઠી;[૪૮] અને થોડો સમય વીત્યા બાદ કૃષ્ણની આજ્ઞાથી તે તેમાંથી બહાર નીકળી અને મહાત્મા નારદને નમસ્કાર કરી, પોતાના પતિના પડખામાં આવી બેઠી.[૪૯] તેને બેઠાને એક મુહૂર્ત થયું, એટલે નારદે કૃષ્ણને આ (નીચેનું) વચન કહ્યું:–

"હે અધોક્ષજ! તમારી અનુજ્ઞા લઈ, હું હવે ઇન્દ્રલોકમાં જવા ઇચ્છું છું.[૫૦] ઇન્દ્રલોકમાં હું આદિદેવ, મહેશ્વર, શિવને પ્રથમ નમસ્કાર કરીશ. ત્યાં આ પ્રસંગે દેવો, ગાંધર્વો અને અપ્સરાના સમૂહો શંકરનાં સ્તુતિગાન ગાનારા છે.[૫૧] હે પ્રભુ! ત્યાં મહેન્દ્રના ભુવનમાં દરેક મહિને મહિને દેવોના દેવ મહાદેવની પૂજાને અર્થે ગાંધર્વો ગાન તેમ જ નૃત્ય પણ કરે છે.[૫૨] તે સમયે ત્યાં ઉત્તમ ગણો અને ઉમયા સહિત મહેશ્વર શિવ, પર્વતોની પાંખો છેદનાર, દેવોના પતિ ઇન્દ્રે ભક્તિપૂર્વક કરાવેલું નૃત્ય અંતર્હિત રહી જુવે છે.[૫૩] હે મહાતેજસ્વી! મને ઇન્દ્રે વૃક્ષોના રાજા, મહાત્મા પારિજાત વૃક્ષનું પેલું (રુકિમણીને પોતે ભેટ આપ્યું હતું તે) પુષ્પ આપ્યું તેને પહેલે દિવસે જ મને ત્યાં જવાનું નિમંત્રણ તેણે કરેલું છે. તમારુ કલ્યાણ

* ૬૪ મા અધ્યાયને અંતે આપેલી નોંધ જુઓ.

થાઓ.[૫૪] હે વિભુ! મેં એ પુષ્પ સ્વર્ગમાંથી તમારે માટે જ આણ્યું હતું. એ ઉત્તમ વૃક્ષથી ઉત્પન્ન થયલા પુષ્પનો ઉપભોગ દેવોને કરવાનો છે.[૫૫]

"હે કમલનયન! ઇન્દ્રની પત્ની શચીને એ વૃક્ષ નિરંતર પ્રિય છે. જો એ વૃક્ષની પૂજા નિત્ય કરવામાં આવે તો તે સૌભાગ્ય પણ આપે છે.[૫૬] ધર્મકર્મમાં અડગ મહાત્મા કશ્યપે, અદિતિ પુણ્યક નામનું વ્રત આચરી શકે એ હેતુથી, એ મહાન્ વૃક્ષ પારિજાતને ઉત્પન્ન કર્યું હતું.[૫૭] પૂર્વે એક સમયે અદિતિએ મહાતેજસ્વી કશ્યપને પ્રસન્ન કર્યા, એટલે તપના ભંડાર, મરિચિના પુત્ર કશ્યપે તેને વરદાન માગવાનું કહ્યું.[૫૮] એટલે સૂભાગ્યવાળી અદિતિએ માગ્યું કે, હે મુનિ આમા શ્રેષ્ઠ કશ્યપ! જેના યોગે કરીને હું સુભાગ્યવાળી થાઉ, મારી ઇચ્છા અનુસાર સર્વ મન માનતાં આભૂષણોથી હું અલંકૃત થાઉં; જેથી હે તપોધન! ઇષ્ટ નૃત્ય અને ગીત મને પ્રાપ્ત થાય, હે તપોનિધિ! હું નિત્ય કુમારી (યૌવનસંપન્ન) રહું, નિત્ય ક્રોધ અને શોકથી રહિત થાઉ, અને પતિની ભક્તિમાં નિરંતર મગ્ન તથા ધર્મશીલ થાઉ, એવા વર મને આપો.[૫૯-૬૧]

"તે પછી અદિતિનું આવું વચન સાંભળી, તેનું પ્રિય કરવાની કામનાથી કશ્યપે સર્વ ઇચ્છાઓને પૂર્ણ કરનારાં અને નિત્ય સુગંધી આપનારાં પુષ્પોથી છવાયલું પારિજાત નામનું એક વૃક્ષ ઉત્પન્ન કર્યું.[૬૨] એ વૃક્ષને હમેશાં ત્રણ જ શાખાઓ છે; તે સર્વદા દર્શનીય (સુંદર) અને સર્વ ભૂતમાત્રના મનનું હરણ કરે એવું છે; એ મહાન વૃક્ષ ઉપર જ સર્વે પ્રકારનાં પુષ્પો દેખાય છે; તેની એક શાખા ઉપર આવાં (મે આપ્યું તેવાં) અતિ સુંદર પુષ્પો થાય છે, બીજી શાખા ઉપર અનેક પ્રકારનાં સુગંધોવાળાં વિવિધ પુષ્પો થાય છે, અને ત્રીજી ઉપર જાત જાતનાં કમલો થાય છે.[૬૩-૬૪] કશ્યપ મુનિએ મંદાર (કલ્પ) વૃક્ષમાંથી પણ સાર ખેંચી લઈ, તેવડે આ વૃક્ષોમાં શ્રેષ્ઠ પારિજાત વૃક્ષને ઉત્પન્ન કર્યું છે, તેથી જ તે અન્ય સર્વ વૃક્ષોમાં ઉત્તમ થયું છે.[૬૫]

"પોતાને ઇષ્ટ વરદાન મળ્યા પછી અદિતિએ પુણ્યક વ્રતની સમાપ્તિને અર્થે તથા સૌભાગ્યની પ્રાપ્તિને અર્થે કશ્યપને એ પારિજાત વૃક્ષના થડ સાથે બાંધ્યા અને મને વૃક્ષ સાથે તેમનું દાન કર્યું.[૬૬] આ પ્રમાણે સૌભાગ્ય અને પુણ્યને અર્થે અદિતિએ કંઠે દોરી વિંટાળી આત્મનિષ્ઠ કશ્યપ મુનિનું દાન મને કર્યું, એટલે મેં પણ નિષ્ક્રય (ઉચક) ધન લઈ, તેને મારા બંધનથી મુક્ત કર્યા.

"હે કૃષ્ણ! આ પ્રમાણે પોતાના સૌભાગ્યને અર્થે ઇન્દ્રાણીએ પણ ઇન્દ્રનું દાન મને આપ્યું હતું.[૬૭-] તે જ પ્રમાણે રોહિણીએ પોતાના વલ્લભ ચન્દ્રમાનું ર ઋદ્ધિએ ધનના પતિ કુબેરનું દાન મને દીધું હતું. અ આ પારિજાત વૃક્ષ સૌભાગ્યને આપનારું છે, એમાં ક પણ સંશય નથી.[૬૯] વિષ્ણુપદા (ગંગા) નામની નદ પારે (તીરે) આ વૃક્ષ જન્મ્યું (ઉત્પન્ન થયું) (पारि+जा तેથી તે પારિજાત વૃક્ષ કહેવાય છે. તેની ઉપર મંદ (કલ્પવૃક્ષ)નાં પુષ્પો પણ થાય છે, તેથી તે મં (સંયોગનું માન અપાવનારુ અને વિયોગને વિદારના વૃક્ષ પણ કહેવાય છે.[૭૦] આ સવિશેષ મહાન્ વૃક્ષ નામ નહીં જાણનારાઓ આ "કીયું વૃક્ષ છે (कः दारुः ? એવો પ્રશ્ન કરે છે, તેથી તે કોવિદાર વૃક્ષના નામ જગતમાં વિખ્યાત છે.[૭૧] જેનું આ ઉત્તમ પુષ્પ તે દિવ્ય વૃક્ષ મંદાર, કોવિદાર અને પારિજાત નામોથી ત્રણે લોકમા વિખ્યાત છે."[૭૨]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे पा ञातहरणमां "सत्यभामानुं सांत्वन अने पारिजात वृक्ष उत्पत्तिनुं कथन" ॥ नामनो अध्याय ६७ मो संपूर्ण

## અધ્યાય ૬૮ મો

### પારિજાતનું હરણ કરવાની કૃષ્ણની પ્રતિજ્ઞા

वैशंपायन उवाच–

ततो जिगमिषुं तत्र नारदं मुनिसत्तमम् ।
प्रोवाच भगवान्विष्णुरप्रमेयपराक्रमः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–તે પછી સ્વર્ગમાં જવાની ઇચ્ કરતા, મુનિશ્રેષ્ઠ નારદને અમિત પરાક્રમવાળા ભ વાન્, વિષ્ણુએ (નીચેનું વચન) કહ્યુંઃ–[૧]

"હે ધર્મનાં તત્ત્વને જાણનારા! હે મહર્ષિ! સ્વર્ગ ગયા પછી, બુદ્ધિમાન્, ત્રિપુરાસુરના નાશક, મ દેવની પૂજા માટે મળેલા સભ્યોને ભેટી, હે નિષ્પા મારી આજ્ઞા નહીં, પણ મારાં વિનતિવચનથી, ઇન્દ વિનવજો. હે મુનિ! મારો ભાઈ તરીકેનો પુરાણો સં તેની સાથે છે તે તમે જાણો છો, એટલે તે તેનાં લક્ષ આવે એમ આ વચન તેને કહેજોઃ–[૨-૩] 'ધર્મીઓ શ્રેષ્ઠ અને મુનિઓમાં ઉત્તમ, ભગવાન્ કશ્યપે અદિતિ સુખને માટે પૂર્વે જે પારિજાત વૃક્ષ ઉત્પન્ન કર્યું છે, ઉત્તમ વૃક્ષ પુણ્ય અને અતિ સૌભાગ્યને આપનારું અને હે અમરોમાં ઉત્તમ ઇન્દ્ર! નિત્ય ધર્મમાં મ દેવપત્નીઓએ ધર્મને અર્થે પૂર્વે પોતાના પતિઓ સાથે જે ઉત્તમ વૃક્ષ નારદને દાનમાં આપ્યું હતું, વૃક્ષની ખ્યાતિ સાંભળીને, હે પ્રભુ! મારી પત્ની

પણ પુણ્યને અર્થે, તેમ જ એવા દાન ધર્મને તથા મારી પ્રસન્નતાને અર્થે, એ વૃક્ષનું દાન આપવાની આકાંક્ષા રાખે છે. તારે તેથી એ મહાન્ પારિજાત વૃક્ષને દ્વારાવતીમાં મોકલાવી આપવું,[૪-૭] અને તેના દાનનું કર્મ પુરુ થતાં તારે તે વૃક્ષને સ્વર્ગમાં પાછું મંગાવી લેવું, એ તારે માટે યોગ્ય છે.'

"હે ભગવન્! એ બલ નામના રાક્ષસના સંહારક, ભગવાન્ ઇન્દ્રને તમે મારી તરફથી આ સંદેશો કહેજો,[૮] તેમ હે મુનિશ્રેષ્ઠ! સુરોનો ઈશ્વર ઇન્દ્ર એ ઉત્તમ પારિજાત વૃક્ષ મને આપે, એવો હરેક પૂરતો પ્રયત્ન પણ તમે કરજો.[૯] હે તપોધન! આથી તમારા દૂતત્વના ગુણો (શક્તિ) પણ અમે જોઈ શકીશું. સર્વ કૃત્યો સાધવાની શક્તિ તમારામાં સંભવે છે, એવી મારી માન્યતા છે."[૧૦]

આ પ્રમાણે કૃષ્ણે વચન કહ્યું, એટલે તપોધન, ભગવાન્ ઋષિ નારદ ખડખડ હસ્યા અને કેશી દાનવના સંહારક કૃષ્ણને નીચેનું વચન કહ્યુઃ–[૧૧]

"હે યાદવોમાં મુખ્ય! હે દેવોના ઈશ્વર! ભલે, તું કહે છે એવું વચન હું એને કહીશ, પરંતુ કોઈ પણ પ્રકારે દેવેન્દ્ર એ પારિજાત વૃક્ષ તને આપશે નહીં.[૧૨] પૂર્વે દાનવો અને દેવોએ સાથે મળીને મહાસાગરમાં પર્વતોમાં શ્રેષ્ઠ મંદર પર્વતને નાંખી, તે વડે મંથન કરી તેમાંથી એ પારિજાત વૃક્ષ બહાર કાઢ્યુ હતું.[૧૩] હે જનાર્દન! લોકને સરજનાર મહાદેવે પણ પૂર્વે પર્વતોમાં શ્રેષ્ઠ મંદર પર્વત ઉપર (પોતાના આશ્રયે) આ પારિજાત વૃક્ષને (સ્વર્ગમાંથી) લઈ આવવાને પોતાના ગણો પાઠવ્યા હતા.[૧૪] પરંતુ ઇન્દ્રે જાતે જઈ મહાદેવને વિનવ્યા, અને 'એ શચીનું ક્રીડાવૃક્ષ છે' માટે તેને પોતાના ઉદ્યાન નંદન વનમાં રહેવા દેવું, એવી યાચના કરી હતી.[૧૫] અને હે નિષ્પાપ! મહાદેવે 'ભલે ત્યારે રહેવા દે,' એવું વરદાન તેને આપ્યું હતું. અને તેમણે પણ ચિત્રવિચિત્ર ગુફાવાળા પોતાના મંદર પર્વત ઉપર એ પારિજાત વૃક્ષને આણ્યું નહીં.[૧૬] આમ હે મહાબાહુ! પૂર્વે મહેન્દ્રે 'એ શચીનું ક્રીડાવૃક્ષ છે,' એ નિમિત્ત ધરીને એ પારિજાત વૃક્ષને ત્યાંથી લઈ જવાતું મહાદેવના હાથમાંથી મૂકાવ્યું હતું.[૧૭]

"તે પછી મહાદેવ શંકરે પોતાની પત્ની ઉમયાને સંતોષવાને અર્થે મંદર પર્વતની ગુફામાં જ બસો કોસના વિસ્તારવાળું પારિજાતનું એક વન ઉત્પન્ન કર્યું છે.[૧૮] હે કૃષ્ણ! મંદર પર્વતનું આ ઉત્તમ વન એવું તો ગાઢ છે કે તેમાં સૂર્યના પ્રકાશ પણ પ્રવેશ કરી શકતો નથી, તેમ ચંદ્રનાં ઠંડાં કિરણોનો કે વાયુનો પણ પ્રવેશ તેમાં થઈ શકતો નથી.[૧૯] આ વન હિમાલયની પુત્રી ઉમયાની ઇચ્છા પ્રમાણે ગરમ કે ઠંડું થાય છે, અને મહાદેવના તેજના પ્રભાવથી જ એ વન આપોઆપ તેજસ્વી થયલું છે. અર્થાત્ ત્યાં પ્રકાશ માટે ચન્દ્ર કે સૂર્યની અપેક્ષા રહેતી નથી.[૨૦] હે યદુનંદન! મહાદેવ તેમના ગણો અને મારા સિવાય અન્ય કોઈ જણ (મહાદેવની આજ્ઞા વિના) કોઈ પણ રીતે એ દિવ્ય વનમાં પ્રવેશ કરી શકતું નથી.[૨૧] હે વૃષ્ણિવંશજ! ત્યાં પારિજાતનાં વૃક્ષો ચારે કોર મન જેવી આકાંક્ષા કરે તેવાં સર્વ મુખ્ય મુખ્ય રત્નોનો વર્ષાદ વરસાવે છે.[૨૨] હે કેશવ! લોકોના ઈશ્વર, દેવોના દેવ મહાદેવની આજ્ઞાથી જ તેમના ઉત્તમ મહાત્મા ગણોના સમૂહો એ વનનો અને ત્યાંનાં રત્નોનો ઉપભોગ કરે છે.[૨૩] આ વનનાં પારિજાતનાં વૃક્ષો, એ વૃક્ષોનાં ફળ, તેમની પ્રભા, તેમનો ગર્વયુક્ત દેખાવ અને તેમના ગુણો સ્વર્ગના (ઇન્દ્રના) પારિજાતથી ઘણાં જ ચઢીયાતાં છે.[૨૪] હે કેશવ! વૃષભના ચિહ્નવાળી ધ્વજાવાળા મહાદેવ પાર્વતી અને ઉત્તમ ગણો સાથે આ વનમાં જાય છે, ત્યારે એ ઉત્તમ વૃક્ષો મૂર્ત સ્વરૂપ ધારણ કરી, તેમની સેવામાં ખડાં થાય છે.[૨૫] મંદર પર્વત ઉપરનાં, રુદ્રના તેજથી યુક્ત, દુઃખોથી રહિત અને સુખોથી સંપન્ન આ પારિજાત વૃક્ષો હિમાલયની પુત્રી પાર્વતીને વિશેષ પ્રિય છે.[૨૬]

"એક સમયે વરદાનથી અંધ થયલા અને પાપકર્મ કરવાના નિશ્ચયવાળા, મહાબળવાન્ અંધક નામના ઘોર દૈત્યે આ વનમાં પ્રવેશ કર્યો હતો.[૨૭] તેથી દેવોના દેવ, શત્રુસંહારક મહાદેવે વૃત્રાસુરથી દશગણા બળવાન્ અને સર્વ પ્રાણી માત્રથી અવધ્ય એ દાનવને હણ્યો હતો.[૨૮]

"હે દેવ! હે કમલલોચન! મહાદુઃખથી જાળવી રાખેલુ પોતાનુ પારિજાત વૃક્ષ, હજાર આંખવાળો ઇન્દ્ર તમને કોઈ પણ પ્રકારે આપશે નહીં, એ હું તમને સત્ય કહું છુ.[૨૯] એ ઉત્તમ વૃક્ષ દેવી શચીની કામનાઓ નિરંતર પૂરી કરે છે, તેમ જ હે કૃષ્ણ! મહા ઓજસ્વી ઇન્દ્રની ઇચ્છાઓ પણ તૃપ્ત કરે છે."[૩૦]

એટલે શ્રીભગવાન્ કહે છેઃ–"હે મુનિ! શચીને કારણે બુદ્ધિમાન્ મહાદેવ પૂર્વે એ વૃક્ષને લઈ ન ગયા, એ યોગ્ય જ થયું છે.[૩૧] કારણ લોકને સરજનાર, અવિકારી, સર્વ ભૂતોમાં જ્યેષ્ઠ મહાદેવને માટે એવું કાર્ય યોગ્ય જ હતું. તેમણે એ લોકમર્યાદાને યોગ્ય કર્યું છે, એમ મને લાગે છે.[૩૨] પરંતુ હે ભગવન્! હે મુનિશ્રેષ્ઠ! હું તો બળ દાનવના સંહારક ઇન્દ્રથી સર્વથા નાનો છું; અને નાનો ભાઈ હોવાથી તેના પુત્ર જયન્તની પેઠે હું તેના લાલનપાલનને પાત્ર છું.[૩૩] હે તપોધન! મને પ્રસન્ન કરવાને તમારે અનેક વિધ ઉપાયોથી

સર્વથા આ પ્રયત્ન કરવો જોઇએ. તમે એ સર્વ કાર્ય કરવાને શક્તિમાન્ છો.[૬૪] હે મુનિ! હે પ્રભુ! મે સત્યભામા સમક્ષ તેના પુણ્યક વ્રતને માટે "હું સ્વર્ગમાંથી અહીં પારિજાત વૃક્ષ આણીશ," એવી પ્રતિજ્ઞા કરી છે.[૬૫] તો હે તપોધન! હું હવે મારી એ પ્રતિજ્ઞાને શી રીતે ખોટી પાડી શકું? હે નિષ્પાપ વિપ્ર! મેં પૂર્વે કદી પણ અસત્ય વચન ઉચ્ચાર્યું નથી.[૬૬] એ મારી આ પ્રતિજ્ઞા ભાંગશે તો ખરેખર પરિણામે લોકમાં વિપ્લવ (ક્રમનું પરિવર્તન) થશે. લોકો પણ અસત્ય વચની થશે. હે મુનિશ્રેષ્ઠ! લોકમર્યાદાની ખાતર મારે લોકોના સત્ય ધર્મ( કર્તવ્ય )નુ રક્ષણ કરવું જોઇએ. આથી મારા જેવા આધારભૂત પુરુષ અસત્ય ઉચ્ચરે, એ કેમ નિભે![૬૭] દેવ અને ગંધર્વોના ગણો, રાક્ષસો, અસુરો, યક્ષો અને સર્પો કદી પણ મારી પ્રતિજ્ઞા તોડાવવાને ખરેખર સમર્થ થનાર નથી જ. તમારુ કલ્યાણ થાઓ.[૬૮] તમારી યાચનાથી જો એ દેવોનો પતિ ઇન્દ્ર મને એ પારિજાતનું વૃક્ષ આપશે નહીં. તો પછી સુગંધી પદાર્થોવડે શચીએ ચોળેલી તેની છાતી ઉપર મારે ગદાના પ્રહાર કરવો પડશે.[૬૯] આવાં સામનાં વચનો કહ્યા છતાં તેમ જ મારી તરફથી આવી યાચના કર્યા છતાં જો તે એ વૃક્ષ મને નહીં જ આપે, તો હું સર્વથા સ્વર્ગમાં જવાનો નિશ્ચય કરીશ જ, અને તમારે પણ તેને મારો આ નિશ્ચય જણાવી દેવો."[૭૦]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे पारिजातहरणमां "पारिजात वृक्षनुं हरण करवानी कृष्णनी प्रतिज्ञा" ए नामनो अध्याय ६८ मो संपूर्ण

---

## અધ્યાય ૬૯ મો

### પારિજાત વૃક્ષ કૃષ્ણને નહીં આપવાનો ઇન્દ્રનો આગ્રહ

वैशंपायन उवाच—

> नारदोऽथ मुनिर्गत्वा महेन्द्रसदनं प्रति ।
> तां रात्रिमवसत्तत्र ददर्श च महोत्सवम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-તે પછી નારદ મુનિ ( દ્વારકામાંથી સ્વર્ગમાં) મહેન્દ્રના ભુવનપ્રતિ સીધાર્યા. ત્યાં તેઓ એક રાત્રિ રહ્યા અને મહાદેવની પૂજાનો મહોત્સવ નીરખ્યો.[૧] ત્યાં મહાત્મા (બાર) આદિત્યો અને દેવોમાં ઉત્તમ (આઠ) વસુઓ, શુભ કર્મોથી સ્વર્ગ લોકને પામેલા રાજર્ષિઓ તેમ જ વિદ્વાન્ પુરુષો, નાગ, યક્ષ, સિદ્ધ અને ચારણ લોકો, સેંકડો તપોધનો, બ્રહ્મર્ષિઓ, મનુઓ (મન્વંતરોના અધિષ્ઠાતાઓ), દેવર્ષિઓ, મહાત્મા સુપર્ણો (પાંખવાળાં ભૂતોના પતિઓ), મહાબલવાન્ મરુતો તથા સ્વર્ગ લોકમાં રહેનારાં અન્ય દૈવી સત્વોના સેંકડો સમુદાયો એકત્ર મળ્યા હતા.[૨-૪] આ સર્વે વ્યક્તિઓના ઉપસ્થિતાને અમિત પરાક્રમી, મહેશ્વર પોતાના ગણોથી વિંટળાઇને ઉમયા સહિત વિરાજ્યા હતા.[૫] સહસ્રાવધિ કલ્પો પર્યંત જેમનો ક્ષય થવો શકય નથી એવા દેવર્ષિઓ અને મુનિશ્રેષ્ઠો સર્વ ભૂતમાત્રની ઉત્પત્તિના કારણ શિવની આસપાસ બેઠા હતા.[૬] હે ભારત! દેવો પણ જેમનું પૂજન કરે છે એવા, દેવેશ્વરની ઉપમાને તુલ્ય, જેઓ આત્મજ્ઞાની હોવા છતાં અભિમાનથી અંધ બનેલા ન હતા અને જેઓ ધર્મમાર્ગમાં પ્રવર્તેલા હતા એવા રુદ્રો તેમ જ કશ્યપના ( પ્રજાપતિ ) પુત્રો ત્યાં મહાદેવ શંકરની ઉપાસના કરતા હતા. તે જ પ્રમાણે સ્કંદ(કાર્તિકસ્વામી), ભગવાન્ અગ્નિ, નદીઓમાં શ્રેષ્ઠ ગંગા, અર્ચિષ્માન્, તુંબરુ, વક્તાઓમાં શ્રેષ્ઠ ગંધર્વ ભારિ, તપોબળથી યુક્ત, દેવદેવના નાયકો તેમ જ નિત્ય ધર્મકર્મમાં તત્પર, તપમાં નિત્ય નિમગ્ન અને સત્પુરુષોને યોગ્ય માર્ગના આશ્રય કરનારા અન્ય સર્વ દેવગણો, હે નૃપ! મહેશ્વરની ઉપાસના કરી રહ્યા હતા.[૭-૧૦] હે રાજન્! અન્યના શુભ(કલ્યાણ)ની ઇચ્છા કરનારા જે માનવો દેવોનું પૂજન-અર્ચન કરે છે, તે માનવોનું પૂજન(સત્કાર) સ્વર્ગમાં શુભ ઇચ્છનારા દેવો પણ કરે છે. (આવા દેવથી પૂજાતા શુભેચ્છુ મનુષ્યો પણ ત્યાં આવ્યા હતા.)[૧૧] હે કુરુવંશજ! વેદના અધ્યયનમાં મગ્ન અને સદા આચાર (ધર્મના નિયમો)નું પાલન કરનારા જે પુરુષો પિતૃકૃત્યનું તેમ જ દેવોની ઉપાસનાનું સતત અનુષ્ઠાન નિષ્કામવૃત્તિથી કરે છે તે સર્વનું દેવો પણ સ્વર્ગમાં અર્ચન કરે છે. (આવા પિતૃધર્મી પુરુષો પણ અત્રે મળ્યા હતા.)[૧૨] હે રાજન્! આવા આવા લોકોના એકત્ર થયલા સંમેલનમાં ગંધર્વોના પતિ, શ્રીમાન્ ચિત્રરથ પોતાના પુત્રની સાથે હર્ષભેર દેવોનાં વાદ્યો વગાડતો હતો.[૧૩] ઊર્ણાયુ, ચિત્રસેન, હાહા, હૂહૂ, ડુંબર, તુંબરુ, અને અન્ય ગંધર્વો છ(વિક્રમ, સ્નિગ્ધ, મધુર, લાસ્ય, વિભક્ત અને અવબદ્ધ ) પ્રકારનાં સંગીત લલકારતા હતા.[૧૪] હે ભારત! વિપ્રચિત્તિ, ઉર્વશી, હેમા, રંભા, હેમાદંતા, ધૃતાચી અને સહજન્યા આદિ અપ્સરાઓ ત્યાં વિવિધ પ્રકારનાં નૃત્યાદિથી શિવની પરિચર્યા કરી રહી હતી. અને એ પરિચર્યાઓ(નૃત્ય, વાદ્ય આદિ)નો સ્વીકાર આત્મનિષ્ઠ મહેશ્વરે પરમ પ્રસન્નતાથી કર્યો. અને ઇન્દ્રના વૃત્તથી સંતુષ્ટ થઈ જગતના આશ્રય, શિવ પોતાના સ્થાનકે ચાલ્યા ગયા.[૧૫-૧૬] ભૂતોના પતિ શિવ ત્યાંથી સીધાર્યા તે પછી ત્યાં હાજર રહેલા

રાજાઓ જે અનુક્રમે આવ્યા હતા તે અનુક્રમે પોતાને સ્થળે પાછા જતા રહ્યા, અને મહેન્દ્રનો સત્કાર પામેલા દેવો પણ પોતપોતાના સ્થાનકે સીધાર્યા.[૧૭]

સર્વ સમુદાય ત્યાંથી ચાલી ગયો તે પછી પોતાના સહચારીઓ સાથે સુખથી બેઠેલા પુરંદર(ઇન્દ્ર)ની પાસે નારદ મુનિ ગયા.[૧૮] એટલે ઇન્દ્રે ઉભા થઇ તપોધન નારદની પૂજા કરી, અને પોતાના આસનના જેવી જ દર્ભાસનની એક ઉંચી પીઠ ઉપર બેસવાની તેમને સૂચના કરી.[૧૯] તે પછી મહાતેજસ્વી નારદે મહેન્દ્રને આ વચન કહ્યું:-"હે અમરોમાં શ્રેષ્ઠ ઇન્દ્ર! હું અત્યારે અહીં અતુલ તેજસ્વી વિષ્ણુ(કૃષ્ણ)ના દૂત તરીકે આવ્યો છું.[૨૦] હે અનઘ! મહાત્મા તેજસ્વી વિષ્ણુએ જ કોઇએક કાર્યને અંગે મને ઠેઠ આનર્ત દેશમાંથી અહીં તારી પાસે મોકલ્યો છે. એ દેશના મનુષ્યોની પીડા હરી લે, એવું એ કાર્ય છે."[૨૧]

એટલે હર્ષ પામેલા ભગવાન્ પાકશાસને (ઇન્દ્રે) પ્રસન્ન થઇ પ્રિય વચનોથી નારદ મુનિને પૂછ્યું[૨૨] કે, "હે પુરુષોમા શ્રેષ્ઠ મુનિ! તમારે મને તેની તરફથી શું કહેવાનું છે? તમારે જે કાંઇ કહેવું હોય તે મને સત્વર કહી દ્યો. ખરેખર, આખરે મહાત્મા કૃષ્ણે મને પુષ્કળ સમય વીત્યા બાદ સંભાર્યો છે."[૨૩]

ત્યારે નારદ કહે છે:-"હે મહેન્દ્ર! કશ્યપના વંશજોનું શ્રેય કરનારા ઇન્દ્રાનુજ તરીકે ઓળખાતા તારા નાના ભાઇ(ઉપેન્દ્ર)ને મળવાને કોઇ કાર્ય નિમિત્તે હું આનર્ત દેશમાં દ્વારકા ગયો હતો.[૨૪] ત્યાં શત્રુને દળનાર કૃષ્ણને મેં રુકિમણી સહિત મહાદેવની સ્તુતિ કરતા, રૈવતક પર્વત ઉપર બેઠેલા જોયા.[૨૫] હે નિષ્પાપ! મેં એ અતુલ તેજસ્વી દેવોના ઇશ્વર(કૃષ્ણ)ને તેમની પત્નીઓને વિસ્મયથી ચકિત કરવાની ખાતર પારિજાત વૃક્ષનું એક પુષ્પ રુકિમણીને ભેટ આપ્યું.[૨૬] વૃક્ષરાજ પારિજાત ઉપર ઉગેલા અને બહુ બહુ કામનાઓને પૂર્ણ કરનારા એ પુષ્પને જોઇને તેમની પત્નીઓ અતિશય વિસ્મય પામી.[૨૭] હે માનદ! મેં તેમને એ પુષ્પના ગુણો અને લક્ષણ કહ્યાં, તથા મહાત્મા કશ્યપે એ પારિજાતને ઉત્પન્ન કર્યા સંબંધી વાત પણ કહી.[૨૮] પછી અદિતિએ પોતાના પુણ્યક વ્રત નિમિત્ત આત્મનિષ્ઠ કશ્યપને જે રીતિએ પુષ્પની માળા કંઠેથી વૃક્ષ સાથે વિંટાળી મને પુણ્યક વ્રતને અર્થે દાનમાં આપ્યા હતા, તે સંબંધી વાત પણ મેં તેમને કહી.[૨૯] પછી હે સુરેશ્વર! શચીએ પણ તમને તથા અન્ય દેવોની પત્નીઓએ પોતપોતાના પતિઓને જે રીતે પારિજાત વૃક્ષ સાથે વિંટાળી દાનમાં મને આપ્યા હતા તે વાત તેમ જ કશ્યપ આદિ મહર્ષિઓએ મારી અધીનતામાંથી છૂટવા જે નિષ્ક્રય (ઉચક ધન) મને આપ્યો હતો તે સંબંધી વાત પણ મેં તેમને કહી.[૩૦] આ વાર્તા સાંભળીને, સત્યભામાના નામથી વિખ્યાત થયલી, તમારા નાના ભાઈ ઉપેન્દ્ર(કૃષ્ણ)ની એક વહાલી પત્નીએ આવું જ પુણ્યક વ્રત આચરવાનો સંકલ્પ મનથી કર્યો.[૩૧] અને દેવી સત્યભામાએ દેવોના ઈશ્વર, પોતાના પતિ કૃષ્ણની પ્રાર્થના તે વૃક્ષ મંગાવી આપવા કરી. અને હે માનદ! તારા એ નાના ભાઇએ આવા ધર્મકર્મને અંગે પારિજાત વૃક્ષ ભૂમિ ઉપર આણી આપવાની પ્રતિજ્ઞા પણ કરી.[૩૨] અને તે પછી બળવાનોમાં શ્રેષ્ઠ પરાક્રમી કૃષ્ણે એ વાત મને જણાવી. હે દેવોના મુખિઓના ઈશ! તેણે મને જેવી એ વાત જે પ્રમાણે કહી છે તે પ્રમાણે બરાબર હું તને કહું છું; તે તું ભાવપૂર્વક સાંભળ.[૩૩] એ અચ્યુત તારો નાનો ભાઈ, એટલે પુત્રવત્ તારા લાલનને યોગ્ય હોવાથી તેણે પ્રણામ અને વિનતિ સાથે તને આ કહાવ્યું છે:-

"હે સુરશ્રેષ્ઠ! સર્વ વૃક્ષોમાં ઉત્તમ એ પારિજાત વૃક્ષને દ્વારકા મારે મંગાવી લેવું છે.[૩૪] હે અસુરોના સંહારક! તમારી પુત્રવધૂ(ભાભી)નો એટલો મનોરથ તમારે સફલ થવા દેવો. હે સુરશ્રેષ્ઠ! તમારી પુત્રવધૂને ધર્મકૃત્ય (પુણ્યક વ્રત) કરવું છે, તેથી જ વિશેષે કરીને તમારે એનો મનોરથ સફલ કરવો જ જોઇએ.[૩૫] હે લોકોના સમૂહોના અગ્રણી! આ માનવ લોકનું કલ્યાણ કરવાનું કામ દુર્લભ છે,* તેથી મારા પ્રભાવથી માનવોને અમરોનું કલ્યાણ જેણે કર્યું છે એવું પરિજાત વૃક્ષ જોવા દેવું જોઇએ."[૩૬]

વૈશંપાયન કહે છે:-હે કૌરવકુલનંદન! વાસુદેવનું આવું વચન નારદના મુખથી સાંભળી, મહેન્દ્રે વક્તાઓમાં શ્રેષ્ઠ નારદને આ વચન કહ્યું:-[૩૭] "હે દ્વિજશ્રેષ્ઠ! પ્રથમ તો તમે આસને બેસો.† હે દ્વિજ! તમે મને તેનું વચન યોગ્ય રીતે કહેલું છે. હવે એ અતુલ તેજસ્વી વિષ્ણુ સન્મુખ લઈ જવાનો સંદેશો હું તમને કહું છું."[૩૮]

તે પછી હે પ્રભુ! નારદ બેઠા અને નારદની અનુજ્ઞાથી શક્ર તેના જેવા જ ઉંચા પોતાના આસન ઉપર સુખથી

---

* અહીં अयं लोकः-આ લોક, એ પદ મોઘમ છે. અને दर्शितकल्याणः એવો એક પાઠ હોવાથી એક ટીકાકાર 'આ સ્વર્ગ લોકે પારિજાતનું કલ્યાણકારક કાર્ય જોયેલું છે,' એવો અર્થ કરે છે. પરંતુ કૃષ્ણનું વચન નારદ કહેતા હોવાથી આ મૃત્યુ લોકને લાગે, એ યોગ્ય છે તેથી કાશીની અને બંગાળી પ્રતિનો दुर्लभकल्याण પાઠ અહીં લીધો છે.

† દૂત તરીકે ગયલા પુરુષે સામા રાજાને સંદેશો કહેતા સુધી અને તેની આજ્ઞા થતા સુધી ઉભા રહેવું, એવો નિયમ હોવાથી કૃષ્ણના દૂત તરીકે ગયલા નારદ બેઠા ન હતા, એવું અહીં સૂચન છે

બેઠો.[૩૯] આસને બેઠા પછી વૃત્રના સંહારક, સુરોના પતિ ઇન્દ્રે પોતાના મનને હર્ષ પમાડનારા પોતાના બલ અને વીર્યનો પૂરેપૂરો વિચાર પ્રથમ કર્યો અને પછી તપોધન નારદને (નીચે પ્રમાણે) આ સંદેશો કહ્યો:[૪૦]

ઇન્દ્ર કહે છે:-"હે મહર્ષિ! મારા તરફથી તેને કુશલ સમાચાર પૂછજો, અને હે ધર્મજ્ઞ! સર્વ ભૂતોનું સુખ અને કલ્યાણ સાધનારા તે જનાર્દનને મારી તરફનું આ વચન તમે કહેજો.[૪૧] જગતમાં મારાથી ઉતરતો તું જ ઈશ્વર છે, એમાં કાંઈ પણ સંશય જેવું નથી (કારણ કે તું ઉપેન્દ્ર છે). એટલે હે અચ્યુત! આ પારિજાત વૃક્ષ તેમજ અન્ય રત્નો પણ તારાં જ છે.[૪૨] પરંતુ હે દેવ! હાલ તો તું પૃથ્વીનો ભાર ઉતારવાને મનુષ્યના લોકમાં ગયલો છું, અને એ કાર્યની સિદ્ધિને અર્થે તેં મનુષ્યોને યોગ્યજ સર્વ વર્તનો (કર્તવ્યો) અંગીકાર કરેલાં છે.[૪૩] તું પૃથ્વીનો ભાર ઉતારવાની તારી પ્રતિજ્ઞા પરિપૂર્ણ કરીને પુનઃ જ્યારે સ્વર્ગમાં પધારીશ, ત્યારે હે અધોક્ષજ! તારી વહુની સર્વ ઇષ્ટ કામનાઓ હું પૂર્ણ કરીશ.[૪૪] હે કેશવ! જે રત્નો સ્વર્ગનાં છે તે આવા સ્વલ્પ પ્રયોજનને અર્થે માનવ લોકમાં લઈ જવાય નહીં, એવી (દૈવી) મર્યાદા પરાપૂર્વથી જ બંધાયેલી છે.[૪૫] હે મહાબલવાન્! જો હું આવી દૈવી મર્યાદાનું ઉલ્લંઘન કરુ અને તે પ્રમાણે વર્તું, (અર્થાત્ તને સ્વર્ગનું પારિજાત વૃક્ષ લઈ જવા દેઉં,) તો હે પ્રભુ! પ્રજાપતિઓ મારે માટે શું ધારશે?[૪૬] મહાત્મા બ્રહ્મદેવે પોતાના પુત્રો અને પૌત્રો (પ્રજાપતિઓ)ની સાથે મળીને જગતનાં સર્વ કૃત્યો સંબંધી અચલ (ઉલ્લંઘન ન કરાય એવા) નિયમો સ્થાપેલા છે.[૪૭] તેથી પ્રજાપતિઓએ (સ્વર્ગ લોકના રત્ન માનવ લોકમાં ન લઈ જવાના) સ્થાપેલા આ માર્ગ(નિયમ)નું હું જ પોતે ઉલ્લંઘન કરું અને તે પ્રમાણે વર્તું તો, મારું એવું કાર્ય સાંભળતાં સમર્થ બુદ્ધિમાન્ પ્રજાપતિ (બ્રહ્મદેવ) મારી ઉપર શાપ બાણ છોડે (અને કદાચ મને ઇન્દ્રની પદવી ઉપરથી પણ ઉઠાડી મૂકે).[૪૮] જો આપણે (જેમણે આ સૃષ્ટિમાં નિયમો પાળવાપળાવવાના છે તેઓ) પોતે જ નિયમોની મર્યાદારૂપી સેતુના બંધનને (સ્વેચ્છાને સંતોષવા) તોડીએ તો એવી મર્યાદાઓ જ હોવા માટે શંકા ઉઠાવનારા દૈત્યો અને તેમના પક્ષના અન્ય લોકો પણ એ મર્યાદાઓ (આપણાથી આગળ વધીને પણ આપસ્વાર્થે) નિઃસંશય તોડશે.[૪૯] તેથી જો પોતાની સ્ત્રીની ઇચ્છા પૂરવાના નિમિત્તે જ વૃક્ષોના ઈશ્વર પારિજાતને આ સ્વર્ગલોકમાંથી માનવલોકમાં ઉપાડી લઈ જવામાં આવશે, તો તેથી હે માનદ! સ્વર્ગમાં વસતા લોકોનાં મન ઉંચા થશે.[૫૦]

"હે નારદ! સ્વયંભૂ બ્રહ્મદેવે મનુષ્યોને માટે ઉપભોગોનાં જે જે સાધનો સરજેલાં છે, તે સર્વ સાધનોવડે જ હાલ મારા નાના ભાઈ તરીકે એણે ચલાવી લેવું, સમય અનુસાર ભોગવવી જોઇતી ગતિનો પૂરો વિચાર કરવો, અને યથાકાળે જે પ્રાપ્ત થાય તેથી જ સંતોષ ધરવો ઘટે છે.[૫૧] હે નારદ! અહીં સ્વર્ગમાં જે સર્વ સાધનો મારી પાસે છે તે સર્વનો, જ્યારે તે સ્વર્ગમાં આવીને રહે ત્યારે, ખુશીથી ઉપભોગ કરવાની પૂરેપૂરી સ્વતંત્રતા કૃષ્ણને છે.* (અર્થાત્ અવનિ ઉપર રહીને તે એનો ઉપભોગ કરી શકશે નહીં.)[૫૨] અભિમાન માંસભક્ષણ કરનારાઓને સુલભ છે.-જનાર્દન માંસભોજી હોવાથી સ્વપરાક્રમના અભિમાનથી ઘણો જ ફુલાઈ ગયો છે, અને તેથી જ તે ધર્મનો માર્ગ છોડીને પાપને માર્ગે અનુસરે છે. (જ્યેષ્ઠ ભ્રાતાને અન્ય સર્વ ભાઇઓ કરતાં સર્વથી વિશેષ ઉપભોગો ભોગવવાનો હક્ક છે, એ નિયમ શું જનાર્દન ભૂલી ગયો છે કે તે અત્યારે ધર્મની મર્યાદાનું ઉલ્લંઘન કરીને પણ આવું પાપકર્મ કરવા તત્પર થયો છે?)†[૫૩] સ્ત્રીને વશ થયાની મહાત્મા કૃષ્ણની ખ્યાતિ સર્વત્ર ગવાતાં જગતમાં તેની અપકીર્તિ પ્રસરશે, (અને અપયશ પ્રાપ્ત કરાવનારાં કર્મો થવાનો યોગ તેને હાથે આવશે,) એમ મને જણાય છે.[૫૪] મનુષ્ય લોકમાં માનવપણું પોતાને પ્રાપ્ત થયું છે તેથી એ મધુસૂદને, હે નારદ! મોટા ભાઈ જે આજ્ઞા કરે તે પ્રમાણે નાનાએ વર્તવું જોઇએ, એવી માનવલોકની મર્યાદા પાળવી જોઇએ.[૫૫] હે નિષ્પાપ! સ્વર્ગનાં રત્નો જો સ્વર્ગમાંથી લઈ જવામાં આવશે તો તેથી મારું અપમાન થશે. અને તેમાંયે જ્ઞાતિજનોને હાથે થયલું અપમાન સર્વથી વિશેષ નિંદાને પાત્ર લેખાય છે.[૫૬] મધુસૂદને સ્થાપત ક્રમને જ (મર્યાદાને) અનુસરીને ધર્મ, અર્થ અને કામનું સેવન કરવું જોઇએ. આવો ધર્મ સત્પુરુષોને માટે પદ્મયોનિ બ્રહ્મદેવે સ્થાપેલો છે.[૫૭]

"વળી જો હું પૃથ્વીતલ ઉપર લઈ જવાને પારિજાત વૃક્ષ કૃષ્ણને અર્પણ કરું, તો પછી શચી

---

* અહિ બંગાળી પ્રતિમા આથી ઉલટો અને વિશેષ ભારદર્શક આ પાઠ છે:

इहापि तावत्त्रिदिवे मम यः स्यात् परिग्रहः ।
त्रिदिवस्थोऽपि तं कृष्णो नोपभोक्तुमिहार्हति ॥

'આ લોકમા પણ સ્વર્ગમાં જે કંઈ મારું પોતાના કબજાનું છે, તેનો ઉપભોગ કૃષ્ણ સ્વર્ગમાં પણ વસતો હોય તોયે મારી સંમતિ વિના કરી શકે એમ નથી.' તો પછી મૃત્યુલોકમાં તો કેમ કરી શકે?

† આ શ્લોક માત્ર બંગાળી પ્રતિમાં છે અને આગલા સાંત્વન અને નીતિવાળા શ્લોકો સાથે સરખાવતાં વિચિત્ર લાગે છે.

આદિ દેવલોકની કઈ વ્યક્તિ મને બહુમાન (આદર) આપશે?[૫૮] (સર્વ ઇષ્ટ કામનાઓ પૂરી કરનારા) પારિજાત વૃક્ષને પૃથ્વીતલ ઉપર આવેલું જોઈ, તેમ જ તેનો સ્પર્શ કરી, પૃથ્વી ઉપર જ સ્વર્ગનાં સુખનો અનુભવ લીધા પછી, સ્વર્ગલોકની પ્રાપ્તિ માટે મનુષ્યો કોઈ પ્રકારનો (યજ્ઞયાગાદિ સત્કર્મ આદિનો) ઉદ્યમ જ કરશે નહીં.[૫૯] વળી હે નારદ! જો મૃત્યુને વશ માનવીઓ પારિજાતના ગુણોનો સ્વાદ અનુભવશે, તો પછી દેવતાઓ અને મનુષ્યોની વચ્ચે કાંઈ પણ વિશેષ ફરક રહેશે નહીં.[૬૦] ત્યાં મૃત્યુ લોકમાં માનવો જે સત્કર્મો કરે છે, તેનાં ફળ તેઓ અહીં સ્વર્ગલોકમાં ભોગવે છે, એવો નિયમ છે. પરંતુ પારિજાતના ગુણોથી યુક્ત થયા પછી અર્થાત્ સ્વર્ગનાં સુખો વિના સત્કર્મે આપોઆપ પૃથ્વી ઉપર મળ્યા પછી તેઓ સ્વર્ગની પ્રાપ્તિને માટે પ્રયત્ન કરશે નહીં, અર્થાત્ સત્કર્મો કરાતાં બંધ પડશે. (અને તેથી લોકકલ્યાણનો માર્ગ તદ્દન અટકી પડશે).[૬૧] હે તપોધન! પારિજાત વૃક્ષ એ સ્વર્ગમાં સર્વ રત્નોમાં ઉત્તમ છે; તેથી તે મૃત્યુલોકમાં જશે તો દેવોના સમાન મનુષ્યો થઈ જશે, અને સર્વદા જગત્ સ્વર્ગના સરખું થઈ જશે.[૬૨] પૃથ્વી ઉપર જ (વિના યજ્ઞકર્મ કર્યે) આમ સ્વર્ગમાં પ્રાપ્ત થતું સુખોપભોગનું ફળ સહજ મળશે, એટલે મૃત્યુધર્મી માનવીઓ યજ્ઞોથી દેવોનું યજન કરશે નહીં, અને તેઓ અમરોના સમાન સુખ અને સામર્થ્યસંપન્ન થવાથી ઇષ્ટ અને પૂર્ત* કર્મ પણ આચરશે નહીં.[૬૩] હે તપોધન! સાંપ્રત કાલમાં સ્વર્ગની ઇચ્છા હોવાથી તે અર્થે મનુષ્યો શ્રદ્ધાનું સેવન કરીને યજ્ઞકર્મ, જાપકર્મ અને નિત્યકર્મો સદા કરે છે, અને તે દ્વારા અમને દેવોને પુષ્ટિ અને તુષ્ટિ આપે છે.[૬૪] પરંતુ પારિજાતનાં ફળ પૃથ્વી ઉપર અનાયાસે પ્રાપ્ત થતાં, તેઓ એ સર્વે કર્મો કરશે નહીં. અને જો તેથી એવાં કર્મોના અસ્ત થશે, તો તેને અભાવે અમે પણ નિસ્તેજ થઈ જઇશું.[૬૫] અત્યાર સુધી પૃથ્વી ઉપર મનુષ્યો (અમારી વર્ષાવેલી) સુંદર વૃષ્ટિઓ વરસે છે તેથી અને તેવડે ઉત્પન્ન થતાં ધાન્યોથી પોતાનો જીવનવ્યવહાર ચલાવે છે; તેમ તેઓ આ વૃષ્ટિઓના બદલામાં પોતાના યજ્ઞો તેમ જ દાનોથી અમને પણ પુષ્ટિ અને તુષ્ટિ આપે છે.[૬૬] પરંતુ જો મનુષ્યો પારિજાત વૃક્ષના ગુણ (ફળ) પ્રાપ્ત થવાથી ભૂખ, તરસ, રોગ, વૃદ્ધાવસ્થા, મૃત્યુ, લાલસા, કામેચ્છા, દુર્ગંધ, અથવા તો પ્રજાનાં કર્મોનાં ફળરૂપે આવી પડતા છ (અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, તીડો, ખેતરમાં પડતા રાની ઉંદરો, અન્ન વણસાડનારાં પક્ષીઓ અને ઘેરો લઈ આવેલા રાજાઓએ) ઉપદ્રવોની પીડાઓથી મુક્ત થશે તો પછી અન્ય કીયાં સુખો માટે તેઓને કોઈ પણ ઉદ્યોગ કરવો પડશે? અર્થાત્ સત્કર્માં ઠરવાની અપેક્ષા તેમને રહેશે નહીં.[૬૭-૬૮] તેટલા માટે, હે વિપ્ર! પારિજાત વૃક્ષને ત્યાં લઈ જવું, એ સર્વ પ્રકારે યોગ્ય નથી જ લાગતું, એવું તમે મારી તરફથી નિષ્કપટ કર્મ આચરનારા વિષ્ણુ(કૃષ્ણ)ને જઇને કહેજો.[૬૯]

"હે નારદ! મારી પ્રીતિ તમારી ઉપર સદા ટકે એવી ઇચ્છા રાખતા હો તો તમે, મારા ભાઇને જેવી રીતે મારા હેતુથી સંતોષ થાય તેવી રીતે વિચાર કરીને મારું આ કાર્ય કહેજો, અર્થાત્ તેવી ખુબીથી મારો આ સંદેશો તેને કહેજો.[૭૦] તેની અનેક પત્નીઓને માટે તમે હારો, મણિઓ, ચંદન અને અગરુનાં સુગંધી કાષ્ઠો, ચિત્રવિચિત્ર વસ્ત્રો આદિ તમારી સાથે દ્વારકા લઈ જાઓ.[૭૧] વળી દ્વારકાના મનુષ્યોને યોગ્ય બીજી જે સર્વ વસ્તુઓ મેળવવાની ઇચ્છા કૃષ્ણને હોય તે સર્વ પદાર્થો તમે તમારી સાથે ત્યાં લઈ જાઓ. પરંતુ તે લોકોની ઇચ્છા સંતોષવા સારુ સ્વર્ગના પારિજાત વૃક્ષનું હરણ મૃત્યુલોકમાં કરી જવું, એ સાંપ્રત સમયે તો કૃષ્ણને યોગ્ય નથી.[૭૨] હે મુનિ! કૃષ્ણની ઇચ્છામાં આવે તે તે રત્નો તથા અનેક ચિત્રવિચિત્ર આભૂષણો હું તેને આપીશ, પરંતુ દેવોને પ્રિય એવું પારિજાત વૃક્ષ તો હું તેને કદી પણ કોઈ ઉપાયે આપીશ જ નહીં."[૭૩]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे पारिजात हरणमां "पारिजात वृक्ष कृष्णने नहीं आपवानो इन्द्रनो आग्रह" ए नामनो अध्याय ६९ मो संपूर्ण

---

## અધ્યાય ૭૦ મો

### ઇન્દ્રનો મક્કમ આગ્રહ અને નારદ-ઇન્દ્રનો સંવાદ

वैशंपायन उवाच–

देवराजवचः श्रुत्वा नारदः कुरुनंदन ।
प्रोवाच वाक्यं वाक्यज्ञो धर्मात्मा धर्मवित्तमः॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે કુરુનંદન! દેવોના રાજા ઇન્દ્રનું આવું આગ્રહી વચન સાંભળી, ધર્મને જાણનારાઓમાં શ્રેષ્ઠ, ધર્માત્મા અને વચનનું ખરુ બળ જાણનારા નારદે તેને (નીચેનું) આ વચન કહ્યુંઃ–[૧]

---

* અગ્નિહોત્ર, વેદોનું અધ્યયન અને અધ્યાપન, અતિથિસત્કાર તથા વૈશ્વદેવ એ ઇષ્ટ કર્મ ગણાય છે. કુવા તળાવ ખોદાવવાં, દેવાલયો અને ધર્મશાળાઓ બંધાવવી, સદાવ્રતો સ્થાપવાં, અને લોકનું આરોગ્ય જળવાય એવાં સાધનો યોજવા, એ પૂર્ત કર્મ ગણાય છે. આ બન્ને કર્મો મુખ્યત્વે ગૃહસ્થ ધર્મના અંગનાં અને લોકકલ્યાણ અર્થે જ છે.

નારદ કહે છે:–"હે બલ દાનવના સંહારક ઇન્દ્ર! જેથી તારું હિત થાય એમ હોય તેવું વચન મારે તને અવશ્ય કહેવું જ જોઇએ. કારણ કે હે મહાબાહુ! મને તારે માટે બહુમાન (આદર) છે.[૨] હું તારો આવો વિચાર જાણતો જ હતો. તેથી મેં વસુદેવને પ્રથમથી જ તેવું જણાવી દીધું હતું, તેમ એ પણ કહ્યું હતું કે, પૂર્વે તેં ખુદ મહાદેવને પણ આ પારિજાત વૃક્ષ આપ્યું ન હતું.[૩] મેં સંક્ષેપમાં પારિજાત વૃક્ષ નહીં અપાય તેનાં અનેક કારણો પણ તેની સમક્ષ દર્શાવ્યાં હતાં. પરંતુ હે દેવ! તે કારણો તેને મન રુચ્યાં જ નહીં. આ હું તો સત્ય કહું છું,[૪] પરંતુ મારી સમજાવટના ઉત્તરમાં પુંડરીકાક્ષે મને આવું જ વચન કહ્યું કે, "હું ઉપેન્દ્ર ઇન્દ્રનો નાનો ભાઈ છું તેથી મહેન્દ્રે (પોતાના પુત્રની પેરે) મારું સદા લાલન કરવું જ જોઇએ."[૫] હે દેવ! મેં તેને પુનઃપુનઃ તું પારિજાત નહીં આપી શકીશ તે સંબંધી તારા હેતુઓ (કારણો) દર્શાવ્યા, તેમ છતાં પણ હે વૃત્રના સંહારક! આ વૃક્ષ મેળવવાનો તેનો નિશ્ચય પાછો હઠયો જ નહીં.[૬] વળી હું જ્યારે તેને મારે જે જે કહેવાનું હતું તે કહી રહ્યો, ત્યારે એ મધુસૂદન પુરુષશ્રેષ્ઠ દેવે, હે વાસવ! જાણે તે ક્રોધે ભરાયો હોય તેમ મને સામો આવો ઉત્તર આપ્યો:–[૭] "મારી સામે લડવાને તત્પર થાય તોયે, નહીં દેવો અને ગંધર્વોના સમૂહો, નહીં રાક્ષસો, નહીં અસુરો, તેમ જ નહીં ઉત્તમ પન્નગો પણ હે મુનિ! (પારિજાત વૃક્ષ સંબંધી) મારી પ્રતિજ્ઞા તોડાવવાને સમર્થ થઈ શકશે. માટે તમે ત્યાં સીધારો, તમારું કલ્યાણ થાઓ.[૮] તમે મારી તરફથી તેને આગ્રહપૂર્વક યાચના કરવા છતાંયે ઇન્દ્ર મને પારિજાતનું વૃક્ષ નહીં જ આપે તો શચીના હાથથી સુગંધીવડે ચોળાયલી પુરંદરની છાતી ઉપર હું મારી ગદાવડે પ્રહાર કરીશ."[૯]

"આમ હે મહેન્દ્ર! તારો નાનો ભાઇ ઉપેન્દ્ર આવા ખરા નિશ્ચયથી તત્પર થયો છે તેથી તને આમાં જે ન્યાય્ય (કરવા યોગ્ય વાજબી) લાગે તે તું વિચાર કરીને જ કરજે.[૧૦] હે દેવેશ! તેથી હું જે તત્ત્વનો પૂરેપૂરો અને તારા હિતનો વિચાર કરીને જે વચન કહું છું, તે તું સાંભળ; "પારિજાત વૃક્ષને તારે દ્વારકા મોકલાવી આપવું," એ મને વિશેષ રુચે છે."[૧૧]

હે નરાધિપતિ! નારદના આ અતિસ્પષ્ટ વચનથી બલ દાનવના દેહને ભેદનારો હજાર આંખવાળો ઇન્દ્ર અતિશય રોષના આવેશમાં આવી ગયો, અને તેણે (નીચેનું) આ વચન કહ્યું:–[૧૨]

'હે તપોધન! હું એનો જ્યેષ્ઠ, સહોદર ભાઈ છું, અને તેનો મેં કંઈ અપરાધ કર્યો નથી છતાં, જો કેશવ મારી સાથે આમ વર્તવાને તત્પર જ થયો છે, તો પછી કહો કે, હવે તેને તેમ કરતાં અટકાવવાને આજે મારાથી શું કરી શકાય એમ છે?[૧૩]* હે નારદ! એ કૃષ્ણે પૂર્વે મારા માનને લોપનારાં બહુ બહુ વિરુદ્ધ કૃત્યો કર્યાં છે. છતાંયે તે સર્વે, એ મારો નાનો ભાઈ છે એમ સમજીને જ, હું સદા સહન કરતો આવ્યો છું.[૧૪] પૂર્વે ખાંડવ વનમાં અર્જુનનો રથ હાંકતાં હાંકતાં, એણે તે વનને બાળી મૂકવા ઉદ્ધત પ્રચણ્ડ અગ્નિને પ્રેર્યો, અને જ્યારે મેં તે અગ્નિને શમાવવા મારા મેઘોને મોકલ્યા ત્યારે તેણે પોતાના પ્રભાવથી એ મેઘોને વર્ષતા અટકાવ્યા હતા.[૧૫] વળી (વૃન્દાવનમાં ગોવાળોએ તેની જ પ્રેરણાથી મારો યજ્ઞ ન કર્યો ત્યારે તેમને દંડ દેવાને મેં અતિવૃષ્ટિ વરસાવી; તે વેળાએ પણ તેણે એ અપરાધી ગોવાળોનું વૃષ્ટિથી રક્ષણ કર્યું અને) ગોવર્ધન પર્વત ઉંચો કર્યો અને તેણે એ રીતે મારું અહિત કર્યું. વળી વૃત્ર અસુરનો વધ કરવાના પ્રસંગ આવ્યો, ત્યારે મને સહાય કરવાને માટે મેં તેને બોલાવ્યો.[૧૬] પરંતુ તે વેળા 'હું તો સર્વ ભૂતો તરફ સમાન ભાવ ધરાવું છું.' એવું તેણે મને કહાવ્યું (અને મારો પક્ષ લીધો નહીં). એટલે મારે મારા પોતાના જ બાહુબળનો આશ્રય કરીને એ વૃત્રને હણવો પડ્યો.[૧૭] હે નારદ! જ્યારે જ્યારે દેવો અને અસુરો વચ્ચે યુદ્ધોના સંગ્રામો ચાલ્યા છે, ત્યારે ત્યારે પણ એ કૃષ્ણે પોતાની ઇચ્છા અનુસાર જ યુદ્ધ કર્યું છે, અર્થાત્ મારી સત્તાની કાંઈ દરકાર જ કરી નથી, એ સર્વ, હે મુનિ! પૂરેપૂરી રીતે તમને જાણીતું છે.[૧૮] અસ્તુ. મને પ્રતિકૂલ એવાં તેનાં કૃત્યો સંબંધી વિશેષ કહેવાથી શો લાભ છે? તેથી દૈવવશાત્ જે થવાનું હોય તે ભલે થવા દો. (તમે બન્ને ભાઈ વચ્ચે પ્રીતિ સંબંધ જળવાય એવું મથન કરો છો. પરંતુ આ સંબંધ તોડવાને કોણ પહેલું તત્પર થયલું છે?) અમે પોતે તો બંધુજનોમાં કદીએ ભેદ (વિગ્રહ) કર્યો નથી, અને તેના સાક્ષી, હે નારદ! તમે પોતે જ છો.[૧૯] જો કેશવ મારી છાતી ઉપર ગદાનો પ્રહાર કરવાને તત્પર થયો જ છે, તો પછી તેને વચમાં મારી પત્ની પૌલોમી-(શચી)નું નામ આણવાનું શું પ્રયોજન હશે? તે કળી શકાતું નથી.[૨૦]† મારા બુદ્ધિમાન્, સમર્થ, પિતા કશ્યપ મારી માતા અદિતિ સાથે સમુદ્રમાં નિવાસ અર્થે

* મન્મથનાથ દત્તની પ્રતિમાં આ પાઠ છે.–"પરંતુ તે મને એવી તે શી હાનિ કરી શકે એમ છે?"

† અર્થાત્ મને ગદા મારવાને એ તત્પર થયો છે તો તેનું કારણ તો સમજાય તેવું જ છે, પરંતુ ભાઈ ભાઈના તકરારમાં સ્ત્રીનું નામ સંડોવવાની જરૂર જ નથી છતાં, તે જ્યારે તેનું નામ સંડોવે છે, તો તેમાં તેનો કોઈ બીજો હેતુ હોવો જોઇએ.

ગયા છે, અને તેમને આ વાત મારે જણાવવી પડશે."મારો ભાઈ (કૃષ્ણ) જો કે અજિત આત્મા (મનને સંયમમાં રાખનારો સત્વગુણી) ગણાય છે, પરંતુ તે (ખરી રીતે) રાજસ અને તામસ ગુણથી પ્રેરાયલો છે, તેમ જ કામવશ થઈ સ્ત્રીનાં વચનથી ઉશ્કેરાઈ પોતાના માનને પાત્ર મોટા ભાઈને જ આવાં આવાં અયોગ્ય વચન કહાવે છે.[૨૧-૨૨] હે વિપ્ર! સર્વથા સ્ત્રીને ધિક્કાર છે, રાજસ ગુણને ધિક્કાર છે તેમ જ તામસ ગુણને ધિક્કાર છે.* હે દ્વિજ! એ વિષ્ણુ પોતે જ સ્ત્રીથી જીતાઇને (તથા રાજસ અને તામસ ગુણથી પ્રેરાઇને) મારી તરફ આવો તિરસ્કાર દર્શાવે છે.[૨૩] વળી હે મહામુનિ! હે નારદ! ખરેખર કામ અને રાગને પૂરેપૂરી રીતે વશ થયલા કૃષ્ણે કશ્યપ કુલની કુલીનતા તરફ દૃષ્ટિ જ કરી નથી, અર્થાત્ એ કુલીનતાનો ભંગ આવા વર્તનથી થાય છે તેનો વિચાર જ કર્યો નથી, તેમ જ જે કુલમાં મારી માતા અદિતિ જન્મી છે, એ દક્ષ પ્રજાપતિના કુલની કુલીનતા તરફ પણ એણે લક્ષ જ આપ્યું નથી.† તેમ તેણે મોટા ભાઈ તરીકેના મારા સંબંધ તરફ કે દેવોના મારા રાજપદ તરફ પણ યોગ્ય માન દાખવ્યું નથી, એ ખરેખર આશ્ચર્યકારક જ છે.[૨૪-૨૫] હે નિષ્પાપ! પૂર્વે બ્રહ્મદેવે કહ્યું જ છે, કે સદાચારી અને જ્ઞાનસંપન્ન જ્યેષ્ઠ ભ્રાતા હજાર પુત્રો અને સ્ત્રી કરતાં પણ વિશેષ આદરને પાત્ર છે.[૨૬] વળી મારા પિતા પ્રજાપતિ કશ્યપ તથા માતાએ મને કહ્યું જ છે, કે વિશ્વમાં આપણો ભ્રાતા સમાન અન્ય કોઈ પણ ખરો બંધુ નથી, કારણ કે બીજાં જનોનો સંબંધ તો માત્ર આણેયોતાણેયો જ છે.‡[૨૭] વળી સહોદર ભાઇના સંબંધમાં તો મારા પિતા કશ્યપે આથી પણ વિશેષ મહત્વનું શિક્ષાવચન કહેલું છે. પાપકર્મમાં નિશ્ચયવાળા, મદાંધ દાનવો મારી સાથે વારંવાર વિરોધ કર્યા કરે છે (કારણ કે તેઓ મારા સહોદર નથી).[૨૮] અથવા તો આટલું જ કહેવું બસ છે; વા આ પણ કહેવું નહીં જોઇએ. કારણ આ તો હું પોતે જ મારી સ્તુતિ કરતો હોઉં, એમ દેખાડે છે. પરંતુ હે વિપ્ર! જ્યારે કૃષ્ણ સંબંધમાં કહેવાનો યોગ્ય અવસર આવ્યો છે, ત્યારે જ આટલુંયે યોગ્ય વચન મારે કહેવું પડ્યું છે.[૨૯]

"હે નિષ્પાપ! હે મુનિશ્રેષ્ઠ! પૂર્વે જ્યારે રુદ્રના વરદાનના બળે, અમરોથી અધિક બળ પ્રાપ્ત કરનારા અસુરોના ધનુર્ધારીઓએ એ વિષ્ણુના ધનુષ્યની પ્રત્યંચા તોડી હતી, અને હે મહા બુદ્ધિમાન્! એ વિષ્ણુનું માથું પણ ઉડાડી દીધું હતું ત્યારે મેં જ તેના દેહને સંરક્ષણથી સાચવ્યો હતો, અને રુદ્રના તેજના બળથી કપાયલા તેના મસ્તકને મહાપ્રયત્ને પુનઃ સાંધ્યું હતું.[૩૦-૩૧] (અને ત્યારે જ તેનું અસ્તિત્વ ટક્યું. આટલું બધું ભ્રાતૃસ્નેહથી મેં કર્યું છે.) તેમ છતાંયે 'દેવોમાં હું જ સર્વોપરી છું' એમ કહીને હે નારદ! એ અચ્યુત કેશવ ગર્વથી અંધ થઇ, ધનુષ્ય ઉપર બાણ ચઢાવી મારી સામે ઉભો થયો હતો.§[૩૨] પરંતુ (જો હું એ પ્રસંગે હાજર છતાં તેના દેહનું રક્ષણ નહીં કરું અને તેને સજીવન નહીં કરુ તો) હે મહામુનિ! મારાં માતાપિતા મારી એવી તટસ્થતા માટે શું ધારશે, એ વિચારને લીધે તેમ જ સહોદર પ્રતિના સ્નેહને લીધે, હે મુનિશ્રેષ્ઠ નારદ! મેં એ વિષ્ણુનો દેહ ટકાવ્યો (સજીવન કર્યો) હતો.[૩૩] હે મુનિ! (ચાતુર્માસના મહોત્સવમાં) ઇન્દ્રનું જ અધિપતિપણું હોવા છતાં (તેણે વૃંદાવનમાં ઇન્દ્રયજ્ઞ અટકાવ્યો ત્યારે) મેં વિષ્ણુનું અધિપતિપણું (આસો અને કાર્તિક માસનું) તેને જ આપી મારો યજ્ઞભાગ આપ્યો હતો.

"આમ હે નારદ! હું પ્રત્યેક અવસરે કૃષ્ણને પ્રેમથી મારો નાનો ભાઈ લેખતો આવેલો છું જ.[૩૪] હે તપોધન! જો (પારિજાત વૃક્ષના હરણ માટે મારી અને તેની વચ્ચે) રણસંગ્રામો જાગશે તો તેને જ પ્રથમ મારી ઉપર પ્રહાર કરવો પડશે; કારણ કે મોટાએ નાનાના ઉપર પ્રથમ પ્રહાર ન કરવો, એવો સૈનિક નિયમ છે. જો કે બીજી કોઈ વ્યક્તિ સાથેના સંગ્રામોમાં તો હું રાજા હોવાથી પ્રથમ પ્રહાર કરવાનો મારો અધિકાર નિઃશંક છે.[૩૫] હે નિષ્પાપ! તેના સર્વે અવતારોમાં ભક્તિનો આશ્રય કરી રહેલા કેશવના શરીરનું રક્ષણ હે ધર્મજ્ઞ! મારા શરીરની પેઠે કરુ છું.[૩૬] છતાંયે હે મુનિ! એ વિષ્ણુએ મારા આ સ્વર્ગભુવનને ભાંગીને (અને તેની સામગ્રીઓથી) સર્વ લોકની ઉપર સૌથી અધિક મોટું પોતાનું આગલુ ભુવન

---

* ઉપર કાશી અને બંગાળી પ્રતનો પાઠ લીધો છે. મુંબઈની પ્રતિમાં આ પાઠ છેઃ-

"सर्वथा विप्रधिग्राज्यं धिक्क्रियाः स (स्व?) यथा तथा"

હે વિપ્ર! સર્વથા રાજ્યને ધિક્કાર છે, અને ફાવે તેમ વગર વિચાર કરતાં કાર્યોને પણ ધિક્કાર છે.

† અહીં કહેવાનો એ આશય છે કે દરેક માણસે કોઈ કાર્ય કરતાં પહેલાં પિતૃપક્ષની કુલીનતાનો તેમ જ માતૃપક્ષની કુલીનતાનો અવશ્ય વિચાર કરવો ઘટે છે અને તે બન્ને કુલોની કુલીનતાનો ભંગ ન થાય તેમ જ તેણે વર્તવું ઘટે છે.

‡ અત્રે કહેવાનો એ આશય છે, કે વાસ્તવ મૈત્રી અને સ્નેહ માત્ર સહોદર ભાઇઓ વચ્ચે જ હોઈ શકે; અન્ય સાથેનો સંબંધ માત્ર પોષણ અને પરસ્પર ઉપકારને અવલંબીને રહે છે. દૃષ્ટાંત તરીકે સ્ત્રી પોતાના પતિને પોષણના બદલામાં ચાહે છે, એ પ્રમાણે અન્ય સગાંઓનું સમજવું.

§ શતપથ બ્રાહ્મણમાં આ પ્રસંગનો ઇતિહાસ આપેલો છે.

( બ્રહ્મસદન ) બાંધ્યું.૩૭ તેમ છતાંયે, હે મુનિ! મોટા ભાઈ તરીકેના ગૌરવને લઇને એ હજી બાલક છે, અને મારે તેનું લાલન કરવું જોઇએ, એમ સમજીને જ મેં તેના આવા અપમાનને પાછળ નાંખી દીધું અર્થાત્ દરકાર કરી નહીં.૩૮ હે નારદ! મારાં માતા-પિતા એ અભિમાની ગોવિંદ વિષે બોલતાં (જ્યારે ને ત્યારે) તેનો બચાવ કરતાં કહે છે, કે "મારો એ પુત્ર હજી બાલક છે, યુવાન છે."૩૯ વળી સર્વ બંધુઓમાં કૃષ્ણ તો મારી માને વિશેષે કરીને ઘણો વહાલો છે, અને અમે તો તેનો દ્વેષ કરનારા ગણાઇએ છીએ, અને તેની ઉપરનો મારી માનો સ્નેહ મારા કરતાં વિશેષ છે એમાં કાંઈ સંદેહ નથી.૪૦ અત્યાર સૂધી હું કેશવને વિષે એવું સમજતો હતો, કે તે સર્વજ્ઞ છે, બલવાન છે, શૂર છે, માનને યોગ્ય છે તેમ સામા યોગ્ય પુરુષને માન દેવાવાળો પણ છે; (બીજાઓના કરતાં તે વિશેષ બુદ્ધિમાન્ છે) પરંતુ મારી આ સર્વ સમજણ હવે અસત્ય ઠરી છે.૪૧ માટે હે નારદ! તમે ત્યાં જાઓ. અને મારાં વચન અનુસાર એ કેશવને આ કહેજો:-

"શત્રુઓએ રણસંગ્રામમાં સામે આવવાનું મને નિમંત્રણ એક વખત કર્યા પછી હું કદી પાછું પગલું ભરતો નથી. અર્થાત યુદ્ધનું નિમંત્રણ કરનારને સમજાવી લેવાના પ્રયત્ન કરવા, એ પીઠ બતાવવા સરખું હોવાથી હું યુદ્ધ માટે જ તત્પર થાઉં છું.૪૨ (તે પારિજાત વૃક્ષ મારી છાતીમાં ગદા મારીને હરી જવાનું ઉદ્ધત કહેણ મોકલ્યું છે.) તેથી તારી ઇચ્છા જ મારી સાથે લડવાની છે તો ભલે મારી સામો આવી જા; તું જેવી ઇચ્છા કરીશ તેવું જ તારે તે સહન કરવું પડશે. હે ભાર્યાથી જીતાયલા! તારે જ પહેલાં તારી ઇચ્છા અનુસાર મારી ઉપર પ્રહાર કરવો પડશે ૪૩ હે જનાર્દન! ગરુડ ઉપર આરૂઢ થઈ, તારું સઘળું બળ એકઠ્ઠ કરી, સુદર્શન ચક્રથી, શાર્ઙ્ગ ધનુષ્યથી કે કૌમોદકી ગદાથી કે નંદક ખડ્ગથી તારે મારી ઉપર પ્રથમ પ્રહાર કરવાનો છે.૪૪ હે કેશવ! તું મારી ઉપર પ્રથમ પ્રહાર કરીશ તે પછી જ હું યથાશક્તિ-અરેરે! મને ધિક્કાર છે, જો મને તે વેળા મારો તારી ઉપરનો સ્નેહ હે નારદ! આકુળવ્યાકુળ નહીં કરે તો, હું તારી ઉપર સામો પ્રહાર કરીશ.૪૫ જ્યાં સૂધી મારે રણસંગ્રામમાં ઉતરવું પડશે નહીં અને જ્યાં સૂધી એ ચક્રધારી કૃષ્ણથી હું જિતાઇશ નહીં, ત્યાં સૂધી હે મુનિઓમાં શ્રેષ્ઠ નારદ! હું તેને આ પારિજાત વૃક્ષ કદી પણ આપવાનો નથી જ.૪૬ હે તપોધન! જ્યાં એ કનિષ્ઠ ભાઇ હોવા છતાં મને પોતાના જ્યેષ્ઠ બંધુને યુદ્ધનું આમ આહ્વાન કરે છે, ત્યાં એ શ્રીજિત હાર ઉપર હું કેવી રીતે ક્ષમા દર્શાવું!૪૭ માટે હે ભગવન્! તમે આજે ને આજે જ એ કૃષ્ણના સંરક્ષણ હેઠળ રહેલી દ્વારકા નગરીપ્રતિ સીધારો, અને આજે જે સંવાદ આપણી બન્નેની વચ્ચે થયો છે તે એને જણાવજો, અને એ અચ્યુત કૃષ્ણને આ કહેજો કે "તું જ્યાં સૂધી મને જિતીશ નહીં, ત્યાં સૂધી ખાખરાના અડધા પાંદડા જેટલોયે પારિજાત વૃક્ષનો ભાગ હું તને કદીયે આપનાર નથી."૪૮

"હે તપોધન! મારુ આ વચન સ્મરણમાં રાખજો-અને તમે એ મધુસૂદનને તે ભાર સાથે અક્ષરેઅક્ષર કહી દેજો.૪૯ વળી હે ભગવન્! મારા હિતની ખાતર તમે એને નિઃશંકપણે આટલું પણ સાથે સાથે સ્પષ્ટ કહી દેજો, કે "માયાના બલથી એ પારિજાત વૃક્ષને હરી જવું, એ તારા જેવા બલવાન્ ગણાવનારને માટે યોગ્ય નથી. પરંતુ પૂરેપૂરુ યુદ્ધ કરીને જ તે લઈ જવું" એ યોગ્ય છે. કારણ કુટિલતા ધિક્કારને પાત્ર છે."૫૦

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे 'पारिजातहरणमां 'इंद्रनो मक्कम आग्रह अने नारद इन्द्रनो संवाद' ए नामनो अध्याय ७० मो संपूर्ण

## અધ્યાય ૭૧ મો

### નારદની સલાહની અવજ્ઞા અને નારદનું દ્વારકા આવવું

वैशंपायन उवाच-

महेन्द्रवचनं श्रुत्वा नारदो वदतां वरः ।
विविक्ते देवराजानमिदं वचनमब्रवीत् ॥ १ ॥

વૈશમ્પાયન કહે છેઃ-મહેન્દ્રનું આવું વચન સાંભળી, વક્તાઓમાં શ્રેષ્ઠ નારદે એ દેવોના રાજાને એકાંતમાં આવું વચન કહ્યું:-૧

નારદ કહે છે:-"રાજાઓને તેમને જે જે પ્રિય હોય તે જ કહેવું, એવી નીતિ છે, એમાં કંઈ સંશય નથી; પરંતુ યોગ્ય અવસર પ્રાપ્ત થતાં તેમને અપ્રિય છતાં જો તેનું હિત કરે એવું કંઈ હોય તો તે પણ તેને (શાણા પુરુષે) કહેવું જ જોઇએ, એ પણ નીતિ છે.૨ જો કે રાજનીતિજ્ઞ પુરુષે એમ કહે છે કે જે કાર્ય સંબંધમાં આપણી યોજના થઈ ન હોય તે સંબંધમાં સલાહ આપવાને કદાપિ રાજાની આગળ (ડાહ્યા માણસે) ખડા થવું નહીં. તેમ તેઓ જે મનુષ્ય એ પ્રમાણે વર્તે છે, તેઓને જ લોક વ્યવહારના તત્ત્વને જાણનારા તથા રાજ્યનીતિ શાસ્ત્રના નિપુણ ગણે છે.૩ પરંતુ તું મને જ્યારે કોઈ પ્રસંગ આવે છે ત્યારે ત્યારે તે સંબંધમાં તારે શું કરવા યોગ્ય છે અને નહીં કરવા યોગ્ય છે તે વિષે મારા વિચાર પૂછે છે, તેથી હું (આ પ્રસંગે પણ તે વિષે) તારા

પૂછ્યા વિના પણ તારા હિતની ખાતર તને યોગ્ય વચન સ્પષ્ટપણે કહું છું. તને જો તે રુચે તો તેનો સ્વીકાર કરજે.[૪] પોતાના મિત્રનો પરાભવ થતો જોવા નહીં ઇચ્છનારા અને તેનું વાસ્તવિક હિત સમજનારા મિત્રે યોગ્ય અવસર આવતાં તે વિષે પોતાની સલાહ ન પૂછાય તોયે પણ પોતાને જે ન્યાય્ય, જે (તેનું) હિતકર અને જે સમયોચિત લાગે તે અવશ્ય જણાવવું જોઇએ.[૫] વળી સત્પુરુષોએ તો સામાને અપ્રિય હોય છતાં જો તેથી તેનું હિત થાય એમ હોય તો તે સર્વથા તેને અવશ્ય કહેવું જોઇએ. સ્નેહનું ઋણ અદા કરવાનો એ ખરો માર્ગ છે, એમ પરાપૂર્વથી સજ્જનો કહેતા આવ્યા છે.[૬] જે અસત્યવાદી હોય તેને જે ધર્મનું નિકંદન કરતો હોય તેને, જે ઉપદેશ સાંભળવા ઇચ્છતો જ ન હોય તેને, અને નિષ્કારણ દ્વેષભાવ ધરાવતો હોય તેવા માણસને જેમ પ્રિય વચન કહેવું નહીં તેમ જ તેને હિતકર વચન પણ કહેવું નહીં, એવો નિયમ છે; કારણ કે એવા માણસોને સત્પુરુષો પણ વિશેષ નિંદાને પાત્ર ગણે છે.*[૭]

“હે શ્રોતાઓમાં ઉત્તમ! હે દેવ! મારે જે અવશ્ય સર્વથા કહેવાનુ છે તે તારે સાંભળવું પડશે, અને હે સર્વજ્ઞ! તારુ શ્રેય કરનારું મારું એ વચન સાંભળ્યા પછી તને તે વિષે જે યોગ્ય લાગે તે તું સુખેથી કરજે.[૮] હે દેવ! હે બલ દાનવના સંહાર કરનાર! બંધુઓ અને સન્મિત્રોમાં થતો અન્યોન્યનો ભેદ કરાવનારો કલહ દ્વેષીઓને આનંદકારી થાય છે, એ નિઃસંશય છે.[૯] હે સુરેશ્વર! હિતની પરંપરાને સાધનારું કાર્ય કીધું છે, અને અહિત કરનારું વિપરીત કાર્ય કીધું છે, તે હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ! તારે સમજવું જોઇએ, અને તેનો નિત્ય વિચાર કરવો જોઇએ. જે કાર્ય, આરંભ કરાયા પછી, સંતાપને ઉપજાવનારું નીવડે એવું હોય તેવું કાર્ય વિદ્વાને આરંભવું જ નહીં જોઇએ, એવી બુદ્ધિમાન્ પુરુષોની નીતિરીતિ છે.[૧૦-૧૧] હે દેવ! પારિજાત વૃક્ષની હરિને ના પાડવાના તારા આ કાર્યનું પરિણામ મને તો તને શોભા આપે એવું જણાતું નથી. હે વિબુધો(દેવ)ના અધિપતિ! તેનું કારણ હું કહું છું, તે તું સાંભળ.[૧૨]

“જે એક જ હરિ વિશ્વરૂપ કાર્ય અને જગતના કારણરૂપ પ્રધાન એ બન્નેમાં અધિષ્ઠાતા થઇને રહે છે, જેને પ્રકૃતિથી પર (અતીત), ક્ષેત્રજ્ઞ (સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ દેહત્રયને પ્રકાશિત કરનાર) સર્વ જ્ઞાનીઓ સમજે છે, એવા અવ્યક્ત હરિનો સર્વ સંસારના બીજ-રૂપ જે વ્યક્ત ભાગ હિરણ્યગર્ભાદિ છે તે જ પરમાત્મા વિષ્ણુ દેવ છે. એ જ પરમાત્મા સર્વ ચેતનવાળાં પ્રાણીઓનો અંતર્યામી છે.[૧૩-૧૪] પ્રકૃતિ(ચિચ્છક્તિ)નો જે પ્રથમ મુખ્ય વ્યક્ત અંશ છે તે યશસ્વિની ઉમા દેવી છે. અને એ જ અંશ દૃશ્ય માત્રાકાર, સર્વમય, સ્ત્રીસંજ્ઞાથી ઉપલક્ષાતી સર્વભોગ્ય વસ્તુરૂપ છે અને એ જ સર્વ સૃષ્ટિના ચેતનભાગને (ભોગદાનથી) સંતુષ્ટ કરનારો અંશ છે.[૧૫] વિષ્ણુની રુક્મિણી આદિ જે સ્ત્રીઓ છે, તે જેમ શિવને મુખ્ય ઉમા છે તેમ તેના મુખ્ય વ્યક્ત અંશરૂપ છે.† ઉમા દેવી એ જ અવિકારી પ્રકૃતિ, ગુણરૂપ છે, અને મહેશ્વર દેવ એ ગુણી એટલે તેના ગુણયુક્ત ભોક્તા છે.[૧૬] હે અમરોમાં ઉત્તમ ઇન્દ્ર! રુદ્ર અને વિષ્ણુ વચ્ચે કાંઈ જ વસ્તુતઃ ભેદ નથી; (અર્થાત્ પોતાના એકસ્વરૂપમય વિષ્ણુની વિરુદ્ધ શંકર તને સહાયતા આપશે નહીં.) અને (વિશેષે કહું તો) ગુણવાન્ (માયાયુક્ત) રુદ્રનો પણ સદા નિયામક અને અવિકારી (પરિણામ નહીં પામનારો) તેમ જ પ્રથમ ગુણ વિષ્ણુ છે. (સૃષ્ટિના ચાલક વિષ્ણુ, રુદ્ર અને બ્રહ્મા એ ત્રિમૂર્તિરૂપ આદ્ય નારાયણના પ્રથમ અંશ વિષ્ણુ સૃષ્ટિના કર્તા હોઇને ભોક્તા રુદ્ર કરતાં સૃષ્ટિના પ્રથમ અધિષ્ઠાતા છે).[૧૭] મહાતેજસ્વી નારાયણ સર્વ લોક(સૃષ્ટિ)ના સ્રષ્ટા, અને લોકની ઉત્પત્તિના કારણરૂપ છે, અને એ નારાયણનો જ અંશ સૃષ્ટિના કર્તા અધોક્ષજ વિષ્ણુ છે, તેમ સૃષ્ટિના ભોક્તા મહેશ્વર પણ તેનો જ અંશ છે.[૧૮] હે દેવોના ઇશ! નારાયણે વિષ્ણુ અને રુદ્રને ઉત્પન્ન કીધા તે પછી જ મહાત્મા મહાદેવે બ્રહ્મા, અન્ય દેવોના ગણ, અને પ્રજાપતિના ગણોને સરજ્યા.[૧૯] આમ હોવાથી વિષ્ણુ દેવોમાં‡ સર્વથી પુરાણપુરુષ કહેવાય છે. તે અચિંત્ય (જેના ગુણરૂપની કલ્પના થઈ ન શકે એવા) છે, અપ્રમેય છે અને (સત્વ, રજસ અને તમસ એ ત્રણ મુખ્ય) ગુણોથી પર છે.[૨૦]

“અદિતિએ પૂર્વે તપવડે આ જ મહાત્મા વિષ્ણુનુ

---

* મન્મથનાથ દત્તની પ્રતિમાં આવા આશયનો પાઠ છેઃ- “ધર્મનો ભંગ કરનારાં અસત્ય અને અપ્રિય વચનો કોઈ સાંભળતું નથી. અને પ્રિય પણ અહિતકર વચનને સાધુ પુરુષો ઘણું જ નિંદ્ય ગણે છે, તેથી તેવું વચન પણ કદિ કોઇએ ઉચ્ચારવું નહીં.”

† અહીં નારદ મુનિનો ઇન્દ્રને સમજાવવાનો આ આશય છેઃ- તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી રુદ્ર અને વિષ્ણુ એક જ છે તેમ જ રુદ્રની પત્ની ઉમા અને વિષ્ણુ(કૃષ્ણ)ની પત્ની રુક્મિણી આદિ પણ છે એટલે રુદ્ર તને વિષ્ણુ વિરુદ્ધ મદદ નહીં કરે માટે રુદ્રના પ્રસાદથી વિષ્ણુ-(કૃષ્ણ)ને હરાવવાની તારી અભિલાષા અયોગ્ય છે. માટે રુદ્રના પ્રસાદ ઉપર તારે ઝઝુમવું નહીં જોઇએ.

‡ બંગાળી પ્રતિમાં ‘વેદેષુ-વેદોમાં’ એ પાઠ છે.

આરાધન કર્યું ત્યારે આ જ વિષ્ણુએ તેની ઉપર સંપૂર્ણ-પણે સંતુષ્ટ થઈને તેની ઉપર વરદાનનો અનુગ્રહ કર્યો હતો.[૨૧] વિષ્ણુએ વરદાન માગવાનું કહેતાં, હે સુરોત્તમ! અધોક્ષજ નારાયણને પ્રણામ કરી અદિતિએ માગ્યું હતું કે, 'તમારા જેવો મને પુત્ર થાય, એવી મારી ઇચ્છા છે.'[૨૨] ત્યારે નારાયણે તેને આવો ઉત્તર આપ્યો હતોઃ–"સમગ્ર ત્રણે ભુવન ઉપર મારા સમાન અન્ય કોઈ પુરુષ છે જ નહીં; તેથી ખરેખર હું પોતે જ મારા અંશથી તારા પુત્રરૂપે તારા ઉદરથી અવતરીશ."[૨૩] આમ હે સુરેશ્વર! સર્વના સ્રષ્ટા, મહાતેજસ્વી નારાયણ દેવ પોતે જ તારા (લઘુ) ભ્રાતારૂપે જન્મ્યા હતા, અને લોક (તાત્ત્વિક દૃષ્ટિથી નહીં જોનારાઓ માત્ર ઉત્પત્તિક્રમનો જ વિચાર કરીને) તેને ઉપેન્દ્ર (ઇન્દ્રના નાના ભાઈ) તરીકે ઓળખે છે.[૨૪] આમ હરિએ પોતે જ પોતાની ઇચ્છાથી જ કશ્યપના વંશનું પુત્રપદ સ્વીકાર્યું અને અદિતિથી અવતર્યા હતા. તે ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળના ભૂત માત્રના ઉપાદાન, ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કર્તા, ઈશ્વર, વિવિધ ભાવ(સ્વરૂપ)થી લોકમાં અવતાર લે છે.[૨૫] તે જ પ્રમાણે જગતનું હિત કરવાની કામનાથી જગતના નાથ, જગતના કર્તા અને જગતના સંહર્તા કેશવે મથુરામાં અવતાર લીધો છે.[૨૬]

"હે માનદ! જેમ માંસના પિંડમાં સ્નેહ (ચીકણો તેલી પદાર્થ, ચરબી) સર્વત્ર વ્યાપેલો છે, તેમ પ્રભાવશાલી વિષ્ણુથી આ સમસ્ત જગત્ પણ વ્યાપેલું છે.[૨૭] બ્રહ્મણ્ય (બ્રાહ્મણો-બ્રહ્મવાદીઓનું હિત સાધનારા), સર્વાંતર્યામી, સર્વ સૃષ્ટિના કારણ, ગુણાતીત અને વૈકુંઠપતિ, દેવ વિષ્ણુ જગતમાં વિવિધ ભાવ(સ્વરૂપ)થી વિકાર પામે છે (અર્થાત્ અવતાર લે છે).[૨૮] આ કારણે જ પ્રજાને ઉત્પન્ન કરનાર, વિભુ (સર્વવ્યાપી ભગવાન), પદ્મનાભ (નાભિમાંથી ઉત્પન્ન થયેલા કમલવાળા), કેશવ સમસ્ત દેવોથી પણ પૂજાવાને યોગ્ય છે. અર્થાત્ તું પણ દેવ હોવાથી તારો પણ તે પૂજ્ય છે, કારણ આ વિષ્ણુ જ શેષનાગ અનંતરૂપે પૃથ્વીને ધારણ કરવાનો મહાન્ યશ ધરાવે છે; વેદના વેત્તા, સત્પુરુષો તેને જ યજ્ઞસ્વરૂપ પણ કહે છે.*[૨૯-૩૦] વિભુ કૃષ્ણ દેવ સત્યયુગમાં શ્વેત, ત્રેતાયુગમાં રક્ત (લાલ), અને દ્વાપરયુગમાં પીળો વર્ણ ધરે છે અને આ કલિયુગમાં કાળો વર્ણ ધરે છે.†[૩૧]

"આ દિવ્ય રૂપધારી, દેવ, હરિએ જગતનું હિત કરવાની કામનાથી પૂર્વે વારાહ રૂપ ધારણ કર્યું અને હિરણ્યાક્ષ દાનવનો વધ કરી જલમાં ડુબતી વસુંધરાને ઉંચે (દાઢ ઉપર) ટકાવી રાખી.‡ વળી તેણે નૃસિંહ (અર્ધું નરનું અને અર્ધ સિંહનું) રૂપ ધારણ કરીને હિરણ્યકશિપુ(પ્રહ્લાદના પિતા)ને હણ્યો.[૩૨-૩૩] વળી વામનરૂપ ધારણ કરીને વિષ્ણુએ સમસ્ત જગતને જિતી લીધું અર્થાત્ સ્વવશ કીધું અને સર્પોની જાળવડે શ્રીમાન્ બલિરાજાને બાંધ્યો (અર્થાત્ પાતાલનિવાસી કર્યો).[૩૪] અમિત પરાક્રમી, ઉદાર અનંત વિષ્ણુએ પૂર્વે દેવ અને દાનવો અને ઉભયે સંપાદન કરેલી (અને બલિએ સંગ્રહેલી) સર્વ સંપત્તિ તને એકલાને આપી છે. અર્થાત્ તારું જ સ્વામીત્વ તેણે સૃષ્ટિની સંપત્તિ ઉપર સ્થાપેલું છે.[૩૫] જે વ્યક્તિના તપનો કાંઈ પણ અંશ (ભોગવાતાં) અવશેષ રહ્યો હોય છે તે વ્યક્તિ જો કે કપટ (ખોટાં) આચરણો આચરતી હોય તોપણ તેને (તેના તપનું ફળ પુરું થતાં સુધી) જનાર્દન હણતા નથી, એવું એ મહાત્માનું વ્રત છે.[૩૬] દેવોના જેઓ શત્રુઓ છે, એવા મુખ્ય મુખ્ય દાનવોને હે ઇન્દ્ર! તારું પ્રિય કરવાને અર્થે જ સત્પુરુષોના શરણરૂપ અને ધર્મમાં સતત્ તત્પર ગોવિંદે હણ્યા છે.[૩૭] વળી રામનો અવતાર લઈને પણ, આ જ આત્મ-

---

* વિચારો શ્રુતિ-यज्ञो वै विष्णुः

† કહેવાનો એ આશય છે, કે સર્વ યુગામા વિષ્ણુનાં સર્વ સ્વરૂપો એક જ વર્ણનાં હોતા નથી, પરંતુ પ્રત્યેક યુગનાં મનુષ્યોમા સત્વ, રજસ અને તમસ એ ગુણનું ઓછાવત્તા પ્રમાણમાં મિશ્રણ હોય છે. એટલે જે યુગમાં જે ગુણ પ્રધાન હોય છે તે ગુણને અનુરૂપ વર્ણ હરિ ધરે છે. સત્યયુગમાં અત્યંત ભક્તિનિષ્ઠ, સત્પુરુષો હોય છે, તેઓ પોતે જ આત્મશ્રેય અર્થે મથે છે, અને તેઓમાં સત્વગુણ પ્રધાન હોય તેથી હરિ પોતાનું સત્વગુણી શુદ્ધ, શુક્લ સ્વરૂપ પ્રકાશે છે. ત્રેતાયુગમાં લોકોને શ્રેયની લાલસા હોય છે, અને તેઓ તેની પ્રાપ્તિ અર્થે મથન કરે છે ખરા, પણ આત્મબલ ઉપરાંત અન્યના આશ્રયની અપેક્ષા રાખે છે અને તેઓ રાજસગુણથી વિશેષ યુક્ત હોય છે, તેથી તેમની ઉપર અનુગ્રહ કરવાને હરિ માતાની પેઠે અનુરાગ દાખવવા રજસ પ્રધાન અર્થાત્ રક્ત (લાલ) સ્વરૂપ ધરે છે. દ્વાપરયુગમાં આત્મશ્રેયનો આશય મંદ પડવા સાથે શ્રદ્ધાને બદલે અધીરતા અને ક્રોધને સ્થાન મળતાં ભક્તો કિંચિત્ અર્ધપ્રબુદ્ધ બને છે, એટલે કોઈ અમુક ગુણ ખાસ પ્રધાનપણે તેમનામાં ન હોવાથી ત્રણેના મિશ્રણરૂપ, મનોહર, હિરણ્યના જેવો પીત વર્ણ હરિ ધરે છે, અને કલિયુગમાં અવિદ્યારૂપી નિદ્રામાં સુતેલા અતિમૂઢ પુરુષોમાં તમસગુણ પ્રધાનપણે હોવાથી તેમના ઉપર અનુગ્રહ કરવાને અર્થે હરિ કૃષ્ણ (કાળા) વર્ણનું સ્વરૂપ ધરી કૃષ્ણરૂપે અવતરે છે. આ પ્રમાણે તે તે યુગના મનુષ્યોની પાત્રતાના ભેદને અંગે પ્રભુ પોતાના વર્ણ બદલે છે. નીચેની શ્રુતિનો આશય પ્રસ્તુત શ્લોકમાં ઉતારેલો છેઃ–

कलिः शयानो भवति संजिहानस्तु द्वापरः ।
उत्तिष्ठंस्त्रेता भवति कृतं संपद्यते चरन् ॥

‡ અહીં એ નોંધવા જેવું છે કે હરિના 'મત્સ્યાવતાર' અને 'કચ્છપાવતાર' જે દશ અવતારોમાં સામાન્ય રીતે પહેલા બે અવતારો ગણાય છે તેનું સૂચન નથી, પણ ત્રીજા વારાહ અવતારથી કૃષ્ણાવતાર પર્યંત તેનું સૂચન કરેલું છે.

નિષ્ઠ વિષ્ણુએ રાવણને હણ્યો; તેમ જ સિંહ જેમ દ્વિરદ(બે જીભવાળા હાથી)ને હણે, તેમ તેણે યથેચ્છ શૌર્ય આદિ સદ્‌ગુણોવાળા તેમ જ સાધુ પીડનરૂપી દુષ્ટ વૃત્તિવાળા અસુરોને વિવિધ અવતારો લઇને હણ્યા છે.[૩૮] અદ્યાપિ સર્વ જગતના નાથ અને સર્વ ભૂતોમાં ઉત્તમોત્તમ ઉપેન્દ્ર હરિ મનુષ્યલોકમાં જગતના હિતને માટેજ (કૃષ્ણરૂપે) નિવાસ કરી રહ્યા છે.[૩૯] ઘાસમાં જેમ પ્રચંડ જ્વાળાવાળો અગ્નિ ઘૂમે છે, તેમ કાળા મૃગનું ચર્મ ધારણ કરીને જટાધારી, દંડી, હરિને રણાંગણમાં દૈત્યોના સમૂહોની મધ્યે ઘૂમતા મેં પૂર્વે જોયા છે.[૪૦] કેવળ દાનવરૂપી સમુદ્રમાં નિમગ્ન થયલા જગતને જગતનું હિત કરવાની કામનાથી દાનવોના પાશમાંથી મુક્ત કરવાનું મથન કરતા ગોવિંદને મેં જોયા છે.[૪૧]

"(આવા અદ્‌ભુત અને ઉત્તમ પરાક્રમવાળો) જનાર્દન અવશ્ય તારા પારિજાત વૃક્ષને (પરાણે પણ) દ્વારકા લઈ જશે. હે અમરશ્રેષ્ઠ! મારું તને આ કહેવું અસત્ય નથી.[૪૨] તે વેળા હે ઇન્દ્ર! તું ભાઈ ઉપરના સ્નેહને લીધે પરવશ થઇશ અને કૃષ્ણ ઉપર ઘટતો પ્રહાર કરી શકીશ નહીં. તેમ હે વાસવ! તું મોટો ભાઈ હોવાથી તારી ઉપર કૃષ્ણ પણ પ્રહાર કરશે નહીં.[૪૩] હે દેવ! હું તેને તારા તરફથી મારે જે કહેવાનું હશે તે કહીશ. પરંતુ તે મારું કોઈ પ્રકારે સાંભળશે જ નહીં, માટે તું તારા રાજ્યનીતિવિશારદ મંત્રીઓની સાથે આના સંબંધમાં તારે શું કરવું તેનો વિચાર ચલાવ."[૪૪]

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! નારદે આ પ્રમાણે વચન કહ્યું, ત્યારે દેવોના ઇશ, મહેન્દ્રે જગતના ગુરુ નારદને આવો ઉત્તર આપ્યો.[૪૫]

ઇન્દ્ર કહે છેઃ-"હે દ્વિજ! તમે કૃષ્ણના પ્રભાવનું આ પ્રકારે જેવું વર્ણન કરો છો, તેવું ખરેખર, હે મુનિ! મેં પણ બહુ બહુ રીતે સાંભળેલું છે.[૪૬] તમે વર્ણવ્યો એવા સ્વભાવ અને પરાક્રમથી યુક્ત કૃષ્ણ છે, તો પછી તે સત્પુરુષોના વ્રત(કર્તવ્ય)ને અનુસરનારો હોવો જ જોઇએ. એટલે એ વ્રતનો ખ્યાલ કરીને હું પણ એ પારિજાત વૃક્ષ આપવા યોગ્ય હશે છતાંયે તેને તે આપીશ નહીં.[૪૭] કારણ જે મહા પ્રભાવશાલી સર્વગુણસંપન્ન પુરુષ હોય તે અલ્પ વસ્તુને અર્થે (અન્ય ઉપર અને તેમાંયે વડીલ બંધુ ઉપર તો) રોષે ભરાય જ નહીં. આ સત્યનો વિચાર કરીને જ મેં આવો નિશ્ચય કર્યો છે. માટે હે મુનિ! હવે તમે અહીંથી ત્યાં સીધાવો. તમારું કલ્યાણ થાઓ.[૪૮] મહા પ્રભાવશાલી પુરુષો નિરંતર સહિષ્ણુ હોય છે, અને જ્ઞાનરૂપી ચક્ષુવાળા, વૃદ્ધ જનોનું કહેવું નિરંતર સાંભળે છે.[૪૯] તો પછી ધર્મધારીઓમાં ઉત્તમ, મહાત્મા સર્વજ્ઞ કૃષ્ણે આવા અલ્પ કારણને વાસ્તે પોતાના મોટા ભાઈ સાથે આવો વિરોધ કરવો, એ શું યોગ્ય છે?[૫૦] જે કારણે એ અધોક્ષજે મારી માતા અદિતિને વરદાન આપ્યું (અને તેનું પુત્રત્વ સ્વીકાર્યું) તે કારણસર જ તેણે એ માતાના જ્યેષ્ઠ પુત્રનું વડીલપણું પણ સહી લેવું ઘટે છે.[૫૧] જે કારણે એ જનાર્દને પોતેજ મારા નાના ભાઈ ઉપેન્દ્ર તરીકેના પદને સ્વીકારી અવતાર લીધો, તે કારણસર જ પોતાના મોટા ભાઈ ઇન્દ્રને હવે તેણે પૂરતું માન આપવું, એ યોગ્ય છે.[૫૨] શું પૂર્વ(વામન)-ના અવતારમાં એ કૃષ્ણદેવે મારું વડીલ બંધુપણું સ્વીકાર્યું નથી? છતાં જો હવે એ મધુસૂદન મારાથી મોટો થવાને ઇચ્છે છે, તો ભલે તે મોટો થાય!"[૫૩]

બલદાનવના શત્રુ, ઇન્દ્રને આવો (કૃષ્ણને પારિજાત નહીં આપવાને) દૃઢ નિશ્ચયવાળો જોઈ, તેની વિદાય લઈ, ધર્મધારી, ધૈર્ય અને મતિથી સંપન્ન, તપોધન નારદ ઉત્તમ યાદવોથી રક્ષાયલી કુશસ્થળી દ્વારાવતી તરફ પુનઃ સીધાર્યા.[૫૪]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे पारिजातहरणमां "इन्द्रनो कृष्णने पारिजात नहिं आपवाने आग्रह अने नारद-इन्द्रनो संवाद" ए नामनो अध्याय ७१ मो संपूर्ण

## અધ્યાય ૭૨ મો

### કૃષ્ણ અને ઇન્દ્રનો કલહ અટકાવવા કશ્યપનું રુદ્રસ્તોત્ર

वैशंपायन उवाच–

अथेत्य द्वारकां रम्यां नारदो मुनिसत्तमः ।
ददर्श पुरुषश्रेष्ठं नारायणमरिंदमम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-તે પછી મુનિઓમાં શ્રેષ્ઠ નારદ રમ્ય દ્વારકા નગરીમાં પાછા આવ્યા અને શત્રુઓને દમનારા, પુરુષશ્રેષ્ઠ, નારાયણ(કૃષ્ણ)ને મળ્યા.[૧] તેઓ પોતાના ભુવનમાં સત્યભામાની સાથે સુખચેનથી બેઠા હતા. તેઓ સર્વ તેજોમાં ઉત્કૃષ્ટ તેજવાળા શરીરથી વિરાજતા હતા.[૨] અંતરથી તો એ દૃઢ વ્રતધારી, મહાત્મા પારિજાત કેવી રીતે મેળવવું તે સંબંધી જ વિચારમાં કેવળ, નિમગ્ન હતા, પણ બહારથી માત્ર પ્રણય વચનોથી સત્યભામાના મનનું સમાધાન કરતા જણાતા હતા.[૩] આમ પ્રણયકાર્યમાં મગ્ન થયલા અધોક્ષજ દેવ નારદને પોતાને ત્યાં આવતાં જોતાં વેંત જ ઉભા થયા અને સામા જઈ, શાસ્ત્રોક્ત વિધિ અનુસાર

તેનું પૂજન કર્યું.[૪] તે પછી પ્રવાસના શ્રમથી થાકી ગયેલા નારદ મુનિ સુખથી આસન ઉપર બેઠા, એટલે મધુસૂદન મોટેથી હસ્યા અને પારિજાત વૃક્ષ સંબંધી (ઇન્દ્ર તરફનો) વૃત્તાંત તેમને વિગતથી પૂછ્યો.[૫] એટલે હે જનમેજય! તપોધન, મુનિ નારદે ઇન્દ્રનો સઘળો સંદેશો સંપૂર્ણ વિસ્તારપૂર્વક ઉપેન્દ્રને કહી સંભળાવ્યો.[૬] કૃષ્ણે તે સર્વ વૃત્તાંત સાંભળ્યું અને પછી નારદને કહ્યું:-"હે ધર્મને ટકાવનારાઓમાં ઉત્તમ નારદ! હું કાલેજ જાતે અમરાવતી પુરી જઇશ."[૭]

આટલું કહીને કૃષ્ણ નારદની સાથે સાગરમાં સીધાર્યા અને ત્યાં એકાંતમાં તેમને આ સંદેશો કહ્યો:-[૮] "હે તપોધન! તમે મહેન્દ્રના ભુવનમાં પાછા જાઓ અને એ અમરોમાં ઉત્તમ, મહાત્મા, દેવને મારા પ્રણામ સાથે આજે જ કહો, કે 'હે પ્રભુ! હે શક્ર! તારે મારી સામે યુદ્ધમાં ઉભા રહેવું, એ યોગ્ય નથી જ;' અને તું એ પણ નક્કી જ જાણજે કે પારિજાત (દ્વારકા) લઈ જવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો છે."[૯-૧૦]

કૃષ્ણે આ પ્રમાણે કહ્યું એટલે નારદ સત્વર સ્વર્ગમાં પુનઃ સીધાર્યા અને અમિત ઓજસ્વી દેવેન્દ્રને કૃષ્ણનો સંદેશો જણાવ્યો.[૧૧] તે પછી બલ દાનવના સંહારક ઇન્દ્રે આ સર્વ વૃત્તાંત (પોતાના ગુરુ) બૃહસ્પતિને જણાવ્યો. અને હે કુરુનંદન! તે સર્વ સાંભળી બૃહસ્પતિએ, તેને કહ્યું કે "હે શતક્રતુ! અરે રે! ધિક્કાર છે તારી ઉતાવળને! હે શક્ર! હું બ્રહ્માના સદનમાં ગયો, એટલા સમયમાં તો તેં આવું દુર્નીતિનું કાર્ય આરંભ્યું પણ ખરું. અને હવે એથી અવશ્ય (તમો બન્ને વચ્ચે) દારુણ કલહ જાગશે.[૧૨-૧૩] હે સ્વર્ગભુવનના ઇશ! હે દેવ! મને તે સંબંધમાં પૂછ્યાગાછ્યા વિના તેં શા હેતુથી આવું કાર્ય એકાએક આરંભ્યું?[૧૪] અથવા તો તેમાં તું શું કરે? એ તો ભવિષ્યનું ફલ કર્મના બલથી જ નીપજે છે. હે વૃત્રના સંહારક! આ સમસ્ત જગત જ આવી નાનાવિધ પ્રવૃત્તિમાં કર્મબલથી પડેલું છે, એટલે તેને તેમ કરતાં અટકાવવું, એ શકય નથી.[૧૫] કોઈ પણ કાર્યનો આરંભ સહસા (વગર વિચાર્યે) કરવો, એ યોગ્ય નથી જ; અને તેથી જ સહસા આરંભેલું કાર્ય (તેના કર્તાને) અવશ્ય માનહાનિને પમાડે છે."[૧૬]

એટલે આવું વચન બોલનારા મહાત્મા બૃહસ્પતિને ઇન્દ્રે કહ્યું કે, "જે થનારું હતું તે તો થઈ ગયું. હવે મારે આજે શું કરવું તે મને તમારે કહેવું ઘટે છે."[૧૭]

આ સાંભળી ભૂત કાલનાં તેમ જ ભવિષ્ય કાલનાં કર્મોનાં તત્ત્વને જાણનારા, ઉદાર બુદ્ધિવાળા, ધર્માત્મા, બૃહસ્પતિએ મુખ નીચું કર્યું, શું કહેવું તેનો વિચાર કર્યો અને પછી બોલ્યા કે, "હે ઇન્દ્ર! હવે તો તું તારા પુત્રની સહાયતા સાથે તત્પર થા અને જનાર્દન સાથે યુદ્ધ કર, અને હે શક્ર! તારું કાર્ય યથાયોગ્ય જળવાશે, તેવી યુક્તિ હું કરીશ."[૧૮-૧૯]

આ પ્રમાણે ઇન્દ્રને કહીને બૃહસ્પતિ ક્ષીર સાગરમાં ગયા, અને મહાત્મા કશ્યપ મુનિને આ સર્વ વૃત્તાંત જણાવ્યો.[૨૦] તે સાંભળી કશ્યપ ક્રોધે ભરાયા અને બૃહસ્પતિને કહ્યું, કે "હે દેવગુરુ! જે અવશ્ય થવાનું હોય છે તે તો ગમે તેમ પણ થાય છે જ, એમાં કાંઈ સંશય નથી.[૨૧] પોતાના ગુરુ, મહર્ષિ દેવશર્મા-(ગૌતમ મુનિ)ની આત્માવત્ શુદ્ધ પત્ની અહલ્યા ઉપર કામદૃષ્ટિ ઇન્દ્રે કરી હતી, તેથી એ દુષ્ટ વિચારના ફલરૂપ તેને 'મનુષ્ય દ્વારા તારે શિરે ભય આવી પડશે' એવો શાપ પડેલો છે.[૨૨] હે મુનિ! તેના આ દોષ(શાપ)ની શાંતિ થાય તે અર્થે તો મેં આ સમુદ્રનિવાસ કેટલાક કાળથી ઉઠાવ્યો છે. તેમ છતાં પણ તેના એ મહાન્ દારુણ શાપનું ફલ ભોગવવાનો સમય આખરે આવી લાગ્યો.[૨૩] (તેને નિવારવા હજી કંઈ પણ કરી શકાય એમ હોય તો તે કરવા ઇન્દ્રની પાસે) હવે હે તપોધન! હું અદિતિની સાથે સ્વર્ગલોકમાં જઇશ, અને જો દૈવ અનુકૂળ થશે તો તો તે બન્ને ભાઈઓને વઢતા અટકાવીશ."[૨૪]

એટલે ધર્માત્મા બૃહસ્પતિએ મરિચીના પુત્ર કશ્યપને આવું વચન કહ્યું કે:-"હે તપોધન! તમારે ત્યાં જવાનો યોગ્ય સમય આવે ત્યારે જ જવું."[૨૫] "ભલે, હું તે વેળાએ જઇશ," એવો ઉત્તર આપી, કશ્યપ મુનિએ બૃહસ્પતિને વિદાય કર્યા, અને ભૂતગણોના ઈશ્વર, રુદ્રદેવને પ્રસન્ન કરવાને, તેમની સન્મુખ (રુદ્રલોકમાં) પધાર્યા.[૨૬] ત્યાં જઈ વરદાનની યાચનાવાળા, બુદ્ધિમાન્, પ્રભુ કશ્યપે અને અદિતિએ મહાત્મા, સૌમ્ય, વૃષભધ્વજ, મહેશ્વરનું પૂજન-અર્ચન કર્યું.[૨૭] તે પછી મહાદેવને સંતુષ્ટ કરી, વેદોક્ત મંત્રોથી તેમ જ સ્વયં રચિત શ્લોકોથી જગદ્ગુરુ રુદ્રની તેમણે (નીચે પ્રમાણે) સ્તુતિ કરી:-[૨૮]

कश्यप उवाच—

उरुक्रमं विश्वकर्माणमीशं जगत्स्रष्टारं धर्मदृश्यं वरेशम्।
सदार्वं त्वां धृतिमद्धाम दिव्यं विश्वेश्वरं भगवंतं नमस्ये॥२९॥

કશ્યપ સ્તુતિ કરે છે:-તમને, ત્રણે લોકનું આક્રમણ કરવાને સમર્થ વિશાળ પાદવાળા,* વિશ્વ જેનું કર્મ છે એવા (અભિન્નનિમિત્તોપાદાન કારણ), ઈશ (અર્થાત્

* અહીં વામન(વિષ્ણુ)ની પેઠે શંકરની ત્રણે લોકને પોતાનાં ડગલાંથી છાવરવાની શક્તિનું સૂચન કરેલું છે, અને તે શિવવિષ્ણુમાં આયંદે કોઈ ભેદ નથી એમ દર્શાવે છે.

વિશ્વના સર્વના નિયામક), જગતના સ્રષ્ટા, ધર્મ(પુણ્ય કર્મ)થી પ્રતીત થનારા, ભક્તો ઉપર અનુગ્રહ કરવાને સમર્થ, સર્વના સંહારક, ધૈર્ય (સાત્વિક વૃત્તિ)ના ધામ (ચૈતન્યરૂપ), દિવ્ય, વિશ્વેશ્વર, ભગવાન્ રુદ્રને હું નમસ્કાર કરું છું.[२९]

**यो देवानामधिपः पापहर्ता ततं विश्वं येन जगन्महत्वात् ।**
**आपोगर्भं यस्य शुभा धरित्र्यो विश्वेश्वरं तं शरणं प्रपद्ये ३०**

જે દેવોના અધિપતિ છે અને જે વિશ્વના પાપ-(દોષ)નો નાશ કરનાર છે, જે જગતના મહા કારણ હોઇને જેની શક્તિથી વિશ્વ વિસ્તરેલું છે, શુભ (મંગલ-કારી) જલકાર્યરૂપ શરીર જેના પ્રતિબિંબ ચૈતન્યરૂપને પોતાના ગર્ભમાં ધારણ કરે છે, એવા વિશ્વેશ્વર શંકરને શરણે હું આવ્યો છું.[३०]

शालावृकान्यो यतिरूपो निजघ्न
दत्तानिन्द्रेण प्रणुदो हितानाम् ।
विरूपाक्षं सुदर्शनं पुण्ययोनिं
विश्वेश्वरं शरणं यामि मूर्ध्ना ॥ ३१ ॥

(શમદમાદિરૂપી) હિતકર મિત્રોને હડસેલી કાઢનારા, અને જેમને ઇન્દ્રે (શાપથી) શાલાવૃકો*(યજ્ઞશાળાનાં વરુઓ એટલે કુતરાઓ)ને (ભક્ષણ અર્થે) સોંપ્યા છે એવા (વેદાંત વિચારહીન, અજિતેન્દ્રિય) યતિઓને (જિતેન્દ્રિય) યતિનું રૂપ ધરીને જેણે હણ્યા છે, એવા જે વિરૂપાક્ષ (કપાળમાં ત્રીજા નેત્રથી વિરૂપ જણાતા) છતાં સુંદર દર્શનવાળા છે, અને જે પુણ્યની યોનિ (ઉત્પત્તિસ્થાન) છે, એવા વિશ્વેશ્વર શંકરને હું મસ્તક નમાવી શરણે આવ્યો છું.[३१]

भुङ्क्ते य एको विभुर्जगतो विश्वमग्र्यं
धाम्नां धाम सुकृतित्वान्न धृष्यः ।
पुष्यात्स मां महसा शाश्वतेन
सोमपानां मरीचिपानां वरिष्ठः ॥ ३२ ॥

જે પોતે જગતનો એક જ સર્વસમર્થ સ્વામી હોઇને સમસ્ત વિશ્વના અગ્રણી શુદ્ધ જનોનું પાલન કરે છે (અથવા સૂક્ષ્મ દેહધારીઓનું સંહરણ પોતાનામાં કરે છે), જે ધામન્(નેત્ર, સૂર્ય આદિ પ્રકાશક તત્ત્વો)નું પણ ધામ (પ્રકાશક) છે, જે સુકૃત નામક બ્રહ્મરૂપ હોઇને ધૃષ્ટ નથી અર્થાત્ અભયરૂપ છે, જે સોમરસનું પાન કરનારા કર્મઠોમાં તેમ જ ચન્દ્રનાં કિરણોનું જ પ્રાશન કરીને રહેનારા તપસ્વીઓમાં પણ ઉત્તમ છે, તે પ્રભુ પોતાની શાશ્વત તેજઃશક્તિથી મને પુષ્ટિ આપો.[३२]

अथर्वाणं सुशिरसं भूतयोनिं
कृतिनं वीरं दानवानां च बाधम् ।
यज्ञे हुतिं यज्ञियं संस्कृतं त्वै
विश्वेश्वरं शरणं यामि देवम् ॥ ३३ ॥

અથર્વ વેદે પ્રતિપાદન કરેલા, સુશિર (દેહમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પંચકોશ)થી યુક્ત, ભૂતોની યોનિ(જગતની ઉત્પત્તિનું કારણરૂપ), કૃતિ(કાર્ય) કરનાર (કુશલ), વીર અને દાનવોનું નિવારણ કરનારા, તેમ જ યજ્ઞમાં પવિત્ર આહુતિરૂપ, સ્વયં યજ્ઞપુરુષ, સંસ્કારસંપન્ન અને વિશ્વે-શ્વર એવા દેવ શંકરને શરણે હું આવ્યો છું.[३३]

जगज्जालं विततं यत्र विश्वं
विश्वात्मानं प्रीतिदेवं गतानाम् ।
य ऊर्ध्वगं रथमास्थाय याति
विश्वेश्वरः सुमना मेऽस्तु नित्यम् ॥ ३४ ॥

જેના અધિષ્ઠાનથી આ જગદ્રૂપી ઇંદ્રજાળ પસરેલી છે, જે વિશ્વરૂપ છે, તેમ જ વિશ્વાત્મા પણ છે, જે શરણે આવેલાઓને પ્રીતિ(સુખ) દેનારા છે, જે અંત-રિક્ષમાં ફરતા રથમાં બેસી સર્વત્ર વિહાર કરે છે, એ વિશ્વેશ્વર મારી ઉપર નિત્ય પ્રસન્ન મનવાળા રહો.[३४]

अंतश्चरं रोचनं चारुशाखं
महाबलं धर्मनेतारमीड्यम् ।
सहस्रनेत्रं शतवर्त्मानमुग्रं
महादेवं विश्वसृजं नमस्ये ॥ ३५ ॥
शुचिं योगं शंसनं शांतपापं
सर्वं शंभुं शङ्करं भूतनाथम् ।
धुरंधरं गोपतिं चंद्रचिह्नं
हृषिकाणामयनं यामि मूर्ध्ना ॥ ३६ ॥

સર્વનાં અંતઃકરણમાં સંચાર કરનારા (અંતર્યામી), સર્વનાં અંતઃકરણને પ્રકાશમય કરનારા (ચિન્મય), વેદરૂપી રમણીય શાખાના ઉત્પાદક, મહાબળવાન્, ધર્મના નેતા, સ્તુતિને પાત્ર, સહસ્ર નયનવાળા, શત (અનેક) માર્ગે (અથવા શતપથમાં વર્ણવેલાં) વિહિત કર્મોનાં ફલના દાતા, ઉગ્ર, વિશ્વના સર્જનાર એવા મહાદેવને હું નમસ્કાર કરું છું.[३५] શુદ્ધ (પવિત્ર અસંગ), યોગબલથી પ્રાપ્ત થનારા, વેદે પ્રશંસા કરેલા, જેનાં સર્વ પાપ (દોષ) શમી ગયાં છે એવા, સર્વ (સંહારક), શંભુ (કલ્યાણકર), શંકર (સુખકર), ભૂતોના નાથ, જગતની ધુરાને ધરનાર, ઇન્દ્રિયોના નિયામક, ચન્દ્રરૂપ ચિહ્નવાળા, કાલ આદિ સૃષ્ટિની સંહારક શક્તિઓના આશ્રયરૂપ રુદ્ર દેવની સન્મુખ હું માથું નમાવી શરણે આવ્યો છું.[३६]

* આ શ્લોકમાં यतीन्मुखान्यतीन् शालावृकेभ्यः प्रयच्छम् । એ શ્રુતિનું સ્ફોટન કરેલું છે. એટલે તેના પશપૂર્વ સંબંધને અનુસરીને અધ્યા-હૃત આશય ઉપર લેવો પડે છે.

आशुःशिगानं वृषभं रोरुवाणं
क्रुतं धर्मं वितथं चाशुशेषम् ।
वसुंधरं मसृजीकं समं त्वां
धृतव्रतं शूलधरं प्रपद्ये ॥ ३७ ॥
अनंतवीर्यं धृतकर्माणमाद्यं
यज्ञांशेषं यजतां चाभियाज्यम ।
हविर्भुजं भुवनानां सदैवं
ज्येष्ठं द्विजं धर्मभृतां प्रपद्ये ॥ ३८ ॥

શીઘ્ર ફલના દાતા, રાગાદિ દોષનો ક્ષય કરનારા, શમાદિ ગુણોની વૃષ્ટિ કરનાર, પ્રાતઃસવન આદિ ક્રિયા-કર્મથી ગર્જના કરનારા, અનુષ્ઠાનથી સાધ્ય, ધર્મ(યજ્ઞાદિ) રૂપ, પૂર્વધર્મ(પુણ્યફલની આકાંક્ષા)થી કરેલાં યજ્ઞાદિ કર્મોના નાશ ફલભોગથી તત્કાલ કરનારા અને ચિત્તની શુદ્ધિ અર્થે કરાયલાં કર્મનું પાલન કરનારા, સર્વત્ર સમાન ભાવ(દૃષ્ટિ)વાળા, વ્રતધારી, અને ત્રિશૂલધારી મહાદેવને શરણે હું આવ્યો છું.[૩૭] અનંત વીર્યવાળા કર્મોના ફલના દાતા, સર્વ સૃષ્ટિના આદિ પુરુષ, યજ્ઞના અંગભાવથી અશેષ(વિહીન) (અર્થાત્ સ્વયં યજ્ઞપુરુષરૂપ), યજ્ઞ કરનારાઓના ઉપાસ્ય દેવ, યજ્ઞના હવિના ભોક્તા, સર્વ લોકમાં સદૈવ જ્યેષ્ઠ અને વરિષ્ઠ, ધર્મનિષ્ઠોમાં દ્વિજ બ્રાહ્મણ(રૂપ) દેવ શંકરને શરણે હું આવ્યો છું.[૩૮]

परं गुणेभ्यः पृश्निगर्भस्वरूपं
शयः शृंगं व्यूहनं कांतरूपम ।
शुद्धात्मानं पुरुषं सत्यधामं
संमोहनं दुष्कृतिनां नमस्ये ॥ ३९ ॥
युक्तोङ्कारं स्वशिरसं चारुकर्मं
दृढव्रतं दृढधन्वानमाजम ।
शूरं वेत्तारं धनुषोऽस्त्रातिरेकं
पतिं पशूनां शमनं नमस्ये ॥ ४० ॥

જે ગુણ(ઇન્દ્રિયાદિ)થી પર એટલે અતીત(તુરીય) છે, જે પોતે પૃશ્નિગર્ભ(વિષ્ણુ)નું સ્વરૂપ છે, જે સર્વવ્યાપક છે, જે સૃષ્ટિમાં વ્યાપેલા હોવા છતાં પ્રાણીના શિંગડાની પેઠે તેથી નિઃસંગ છે, જે જગતને ક્ષોભ પમાડનારા અને રમણીય સ્વરૂપ છે, જે શુદ્ધાત્મા છે, જે પુરુષ (હૃદયરૂપી પુરિમાં રહેનારા) છે, જે સત્ય (ત્રણે કાલમાં અબાધિત) સ્વરૂપ છે, અને દુષ્ટ કર્મ કરનારાઓને મોહ પમાડનાર છે, એવા દેવ શંકરને હું નમસ્કાર કરું છું.[૩૯] જે યોગયુક્ત યોગીઓના ૐકારરૂપ છે, જે ૐકારના શિર(અર્ધ માત્રા)રૂપ છે, જે સુંદર (હિંસારહિત) કર્મોરૂપ છે, જે દૃઢવ્રત, દૃઢ ધનુર્ધારી અને ક્ષેપણ ક્રિયારૂપ છે, જે શૂરવીર છે, જે ધનુર્વિદ્યાના જાણકાર છે, અને જે સર્વ અસ્ત્રોથી પણ અધિક સમર્થ છે, જે જીવોના સ્વામી (પાલક) તેમ જ સંહાર કરનાર છે, એવા દેવ શંકરને હું નમસ્કાર કરું છું.[૪૦]

एकोगातिश्चैव भूतं भविष्यं
सर्वातिथिर्योहि जुषत्यरिघ्नः ।
अर्तिुदोऽनुत्तमः संविभागी
विभाजको मां भगवान्पातु देवः ॥ ४१ ॥

જે એક (અદ્વિતીય) છે, જે સર્વનો મિત્ર છે, જે ભૂતકાલરૂપ તેમ જ ભવિષ્ય કાલરૂપ છે, જે સર્વના (અગ્નિરૂપ) અતિથિ હોઇને તેમના હવિઓનું ભક્ષણ કરે છે, જે (કામાદિ છ) શત્રુઓનો નાશ કરનાર છે, જે (દુષ્ટ વૃત્તિઓરૂપી) રાક્ષસોનાં મર્મને પીડા કરનાર છે, જે અપ્રતિમ છે, જે પોતે વિભાગના અધિકારી છે તેમ જ વિભાગની યોજના કરનારા પણ છે, એવા ભગવાન્ દેવ શંકર મારું રક્ષણ કરો.[૪૧]

य एको याति जगतां विश्वमीशो
य एकोदान्मरुतां प्राणमग्र्यम ।
येनानृशंस्याच्छाश्वतं साम जुष्टं
स मां जुष्यात्सुकृतिश्रेयसेऽद्य ॥ ४२ ॥

જે એકલા જ પોતે જગતના ઇશ વાસ્તવિક રીતે હોવા છતાં જલચંદ્ર ન્યાયે* કરીને સમસ્ત વિશ્વમાં (પ્રતિબિમ્બિત થઇને) પ્રવેશ કરે છે, જેણે એકલાએ જ પ્રથમ દેવ મરુતો(પ્રાણ વાયુઓ)ને ઉત્તમ પ્રાણ આપેલા છે, (અર્થાત્ જે પ્રાણનો પણ પ્રાણ છે), જે સર્વમાં અગ્રણી છે, અને જેણે અહિંસક સ્વભાવ-(દયાલુપણા)થી શાશ્વત મૈત્રી (સ્નેહસંબંધ) અને સમદૃષ્ટિનું સેવન કર્યું છે, એવા સુકૃતસંપન્ન દેવ શંકર આજે મારો સત્કર્મો અને કલ્યાણ સાથે યોગ કરાવો.[૪૨]

ब्रह्माऽसृजद्यो भुवनोत्तमोत्तमं
तृप्तो विद्वान्ब्राह्मणः षड्गुणस्य ।
सृष्ट्वा रसं व्याहृतिस्थं समग्रं
समायादिह बहुरूपोरिहाङ्गैः ॥ ४३ ॥

જેણે બ્રહ્મદેવરૂપે સર્વ ભુવનોમાં ઉત્તમોત્તમ સત્યલોકનું નિર્માણ કીધું, જે બ્રહ્મવિદ, વિદ્વાન્ (પરા વિદ્યાથી યુક્ત) ષડ્ગુણો (ઐશ્વર્ય, જ્ઞાન, યશ, શ્રી, વૈરાગ્ય અને ધર્મ)થી તૃપ્ત (પૂર્ણ સંપન્ન) છે, જેણે પોતે પૂર્ણ સ્વરૂપ હોઈ વ્યાહૃતિમાં સ્થિત કરીને પ્રણવરૂપ રસને ઉત્પન્ન કર્યો છે અને આ સમગ્ર વિશ્વપ્રપંચમાં (કામાદિક) શત્રુઓનો નાશ કરનાર અંગોથી જે બહુરૂપીએ પ્રવેશ કરેલો છે, એવા દેવ શંકરને શરણે હું આવ્યો છું.[૪૩]

* જેમ ચન્દ્ર એક હોવા છતાં પાણીમાં તેનું પ્રતિબિંબ પડતાં પાણીમાં તે પ્રવેશેલો જણાય છે તેમ.

व्यंजनोऽजनोथ विद्वान्समग्रः
स्पृशिः शंभुः प्राणदः कृत्तिवासा. ।
रसो ध्रुवः पवमानस्य भर्ता
सपत्नीशः शङ्करः सारवाता ॥ ४४ ॥

જે અતીંદ્રિય હોવા છતાં ઇન્દ્રિયોના વિષયોના રહસ્યને જણાવનાર છે, જે અજન્મા છે, વિદ્વાન્ છે, જે દૃગ્રૂપ તેમજ દૃશ્યરૂપ પણ છે, વિષયોનો સ્પર્શ (ગ્રહણ) કરનાર છે, જે પ્રાણીઓને સુખ અને વૈભવોના દાતા છે, જે પ્રાણજીવનના દાતા છે, જે ગજચર્મધારી છે, જે રસરૂપ પરમાનંદ સ્વરૂપ છે, જે શાશ્વત છે, જે પ્રાણ(વાયુ)ના ભર્તા (પતિ) છે, જે પત્ની અને યજમાન સહ વર્તમાન યજ્ઞાદિ કરનારા છે અને તેના શુભ ફલના દેનાર તેમ જ તેનો બોધ આપનારા છે, એ શંકર મારું રક્ષણ કરો.[૪૪]

त्र्यंबकं पुष्टिदं वो ब्रुवाणं
धर्मं विप्राणां वरदं यज्वनां च ।
वराद्वरं रणजेतारमीशं
देवं देवानां शरणं यामि रुद्रम् ॥ ४५ ॥
आस्यं देवानामंतकं दुष्कृतीनां
त्रिवत्सोमं वृक्षहं कर्मसाक्ष्यम् ।
भूतायनं भूतपतिं गुणज्ञं
गुणाकारं शरणं यामि रुद्रम् ॥ ४६ ॥
अनुद्धतं यज्ञकर्तारमन्तं
मध्यं चाद्यं यज्ञकृतां साम्यरूपम् ।
वेदव्रतेषु बहुधागीतमीश-
मभित्रिविष्टपं शरणं यामि रुद्रम ॥ ४७ ॥

જે ત્ર્યંબક (ત્રણ નેત્રવાળા) છે, જે બ્રહ્મવિદ્ પુરુષોને પુષ્ટિ આપનારા છે અને જે તેમને ધર્મતત્ત્વનો બોધ દેનારા છે, જે યજ્ઞ કરાવનારા વિપ્રોને તેમજ યજ્ઞ કરનારા યજમાનોને વરદાન દેવાવાળા છે, જે શ્રેષ્ઠોમાં પણ શ્રેષ્ઠ છે, જે રણમાં સદા વિજયી છે, જે સર્વના શાસક ઈશ છે અને જે દેવોના પણ દેવ છે, એવા રુદ્રને શરણે હું આવ્યો છું.[૪૫] જે દેવોનું મુખ (અગ્નિરૂપ) છે, જે દુષ્કર્મ કરનાઓનો અંત આણનાર છે, જે 'ત્રિવૃત્' આદિ સ્તોત્રો જેમાં ગવાય છે એવા સોમયાગરૂપ છે, જે સંસારરૂપી વૃક્ષનો નાશ કરનારા છે, જે પ્રાણી માત્રનાં કર્મોનો સાક્ષી છે, જે ભૂતોનું આશ્રય(લક્ષ્ય)સ્થાન છે, જે ભૂતોનો પતિ (સ્વામી) છે, જે ગુણજ્ઞ (ગુણને અનુભવનારા) છે, જે ગુણાકાર (ગુણ સ્વરૂપ) છે, એવા રુદ્રને શરણે હું આવ્યો છું.[૪૬] જેનામાં ઉદ્ધતપણું નથી (અર્થાત્ જે સૌમ્ય છે), જે યજ્ઞના કર્તા છે, જે સર્વના આદિ, મધ્ય અને અંતરૂપ છે, જે યજ્ઞકર્તાઓના સામ્ય (પ્રકૃતિ, અવસ્થ)રૂપ છે, વેદોક્ત યજ્ઞોમાં વિવિધ દૈવતરૂપે જેનું ગાન કરાયલું છે, અને જે સ્વર્ગ લોકના પણ ઈશ (નિયામક) છે, એવા રુદ્રને શરણે હું આવ્યો છું.[૪૭]

महाजिनं व्रतिनं मेखलालं
सुतोषणं क्रोधधवं विपापम् ।
भूतं क्षेत्रज्ञं गुणिनं वा कपर्दिनं
नतोऽस्मीशं वंद्यं वंदनानाम् ॥ ४८ ॥

જેણે મોટું ગજચર્મ ધારણ કર્યું છે, જે વ્રતથી સંપન્ન છે, જે મેખલાથી અલંકૃત છે, જે શીઘ્રતાથી પ્રસન્ન થાય એવા છે, જે ક્રોધના સ્વામી છે, જેનામાંથી પાપ જતું રહ્યું છે, જે નિત્ય સિદ્ધભૂત છે, જે ક્ષેત્રજ્ઞ (દેહ અને ઇન્દ્રિયોના પ્રકાશક) છે અને ગુણસંપન્ન છે, જે જટાજૂટને ધારણ કરનારા છે અને વંદનને યોગ્ય દેવોથી પણ વંદન પામવાને યોગ્ય છે, એવા ઈશ શંકરને હું વંદન કરું છું.[૪૮]

देवं देवानां पावनं पावनानां
कृतिं कृतीनां महतो महांतम् ।
शतात्मानं संस्तुतं गोपतीनां
पतिं देवं शरणं यामि रुद्रम ॥ ४९ ॥

જે દેવોના દેવ છે, જે પવિત્ર કરનારાં તત્ત્વોથી પણ પાવન છે, જે કૃતિઓ(યજ્ઞો)ની પણ કૃતિ છે અને જે સર્વ મહાન્ પુરુષોથી પણ મહાન્ છે, જે શત (અનંત) મૂર્તિ (સ્વરૂપોવાળા) છે, જેની સ્તુતિ ઇન્દ્રિયોના સૂર્યાદિ અધિષ્ઠાતા દેવો કરે છે, જે સર્વના પતિ અને સર્વેએ શરણ લેવાને યોગ્ય દેવ છે, એવા રુદ્રને શરણે હું આવ્યો છું.[૪૯]

अंतश्चरं पुरुषं गुह्यसंज्ञं
प्रभास्वंतं प्रणवं विप्रदीपम ।
हेतुं परं परमस्याक्षरस्य
शुभं देवं गुणिनं सन्नतोस्मि ॥ ५० ॥

જે સર્વના અંતઃકરણમાં સંચાર કરનારા છે, જે સર્વના હૃદયમાં વસનાર પુરુષ છે, જે ગુહ્ય જ્ઞાનને ધારણ કરનારા છે, જે સ્વયં પ્રકાશમાન છે, જે પ્રણવ-(ૐકાર)રૂપ છે, જે અન્ય જ્યોતિની અપેક્ષા નહીં રાખનાર સ્વયં જ્યોતિરૂપ છે, જે પરમ (પ્રતિબિંબરૂપ જીવ સંજ્ઞક) અક્ષર આત્માઓના (બિંબરૂપ) પરમ હેતુ (આધાર) છે, એવા ગુણસંપન્ન અને કલ્યાણકારી દેવ શંકરને હું પ્રણામપૂર્વક નમું છું.[૫૦]

प्रसूतिरुभयोर्न प्रसूतश्च सूक्ष्मः
पृथग्भूतेभ्यो न पृथक्चैकभूतः ।

स्वयं भूतः पातु मां सर्वसादः
प्रदः स्वादः संमदः पातु रत्नम ॥ ५१ ॥
आसन्नः सन्नतरः साधनानां
श्रद्धावतां श्राद्धवृत्तिप्रणेता ।
पतिर्गणानां महतां सत्कृतीनां
पायान्मेषः पूरणः षड्गुणानाम् ॥ ५२ ॥

જે જગત્ તેમ જ જીવ એ ઉભયનુ ઉત્પત્તિ કારણુ છે, પરંતુ જે સ્વતઃ ઉત્પત્તિથી રહિત છે, જે કારણરૂપ સૂક્ષ્મ ભૂતોનું અધિષ્ઠાન હોઇને તેથી પણુ સૂક્ષ્મ (ગ્રહણુ કરી ન શકાય એવા) છે, જે સર્વ ભૂતોથી પૃથક્ જણુાતા હોવા છતાં વાસ્તવિક રીતે પૃથક્ નથી, જે અનેક રૂપમાં દેખાતાં છતાં એકત્વવાન્ (એકપણુાવાળા) છે, જે પોતે જ જગદ્રૂપે પરિણુામ પામેલા છે, ને જે સર્વ ભૂતમાત્રનું લયસ્થાન છે. જે ઉત્કૃષ્ટ દાતા છે, જે મધુર પદાર્થોમાં માધુર્યરૂપે રહેનારા છે, જે હર્ષ (આનંદ) આપનારાં તત્ત્વોમાં હર્ષરૂપે રહેનારા છે અને જે રમણીય તત્ત્વોમાં રત્નરૂપ છે, એવા શંકર મારુ રક્ષણ કરો.[૫૧] જે અંતર્યામીરૂપે સર્વ ભૂતોની નિકટ જ છે, પરંતુ સાધનસંપન્ન શ્રદ્ધાવાન્ પુરુષોને પોતાના સ્વરૂપનો જેણે અનુભવ કરાવેલો છે તેથી તેમને જે વિશેષ નિકટ ભાસે છે, જે શ્રદ્ધાવાનોમાં ('अहं ब्रह्मास्मि' આદિ મહાવાક્યોના બોધથી) અપરોક્ષ જ્ઞાનવૃત્તિને જગાવનારા છે, જે સત્કર્મવાન્ મહા વ્યક્તિઓના સમૂહોના પતિ છે, જે ભક્તના ઇષ્ટ અર્થને પૂરનારા છે, જે (સર્વજ્ઞત્વ આદિ) ષડ્ ઐશ્વર્યના ગુણોથી પૂર્ણ છે, એવા ઈશ શંકર મારું રક્ષણ કરો.[૫૨]

अंतर्बहिर्वृजिनानां निहंता
स्वयं कर्ता भूतभावी विकुर्वन् ।
धृतायुधः सुकृतिनामुत्तमौजा
प्रणुद्यान्मे वृजिनं देवदेवः ॥ ५३ ॥

જે (કામાદિ) અંતરના (આધિરૂપ) અને (જ્વર, ક્લેશ આદિ) બાહ્ય (વ્યાધિરૂપ) દોષોનો નાશ કરનારા છે, જે પોતે (નિમિત્ત કારણુ હોવાથી) જગતના કર્તા છે, તેમ જ ઉપાદાન કારણુ હોવાથી (વર્તમાનકાલે) ભૂતાકારને પામેલા છે, જેણે ક્રોધાદિ વિકારોનો આવિષ્કાર કરીને તેના સંહાર અર્થે આયુધો ઉઠાવેલાં છે, અને જે સત્કર્મવાન્ સાધુઓમાં ઉત્તમ બલ પ્રેરે છે, એવા દેવોના દેવ મારા વિકારોનો નાશ કરો.[૫૩]

येनोद्धृतास्त्रैः पुरा मायिनो वै
दग्धा घोरेण वितथांताः शरेण ।
महत्कुर्वतो वृजीनं देवतानां
ज्यायानीशः पातु विश्वोदधाता ॥ ५४ ॥

પૂર્વે જેણે દેવોને અતિશય દુઃખ દેનારા ત્રિપુરવાસી માયાવી(મય આદિ) દાનવોને અતિશય ઘોર બાણોથી પ્રજાળ્યા હતા, (અને એવી રીતે અદ્ધર તદ્દન બળી જવાથી* એ દાનવોનું મરણુ નિષ્ફળ અંતવાળું થતાં જેણે તેમને કાંટાની પેઠે જડમૂળથી ઉખેડી નાંખ્યા છે), જેણે મહત્તત્ત્વોને ઉત્પન્ન કર્યાં છે, જે દેવોના જ્યેષ્ઠ ઈશ છે અને જે વિશ્વના પ્રધાન કારણુ (સર્વવ્યાપી) ઉદકને ધારણ કરનારા છે, એ દેવ શંકર મારુ રક્ષણ કરો.[૫૪]

भागीयसां भागमतोंतमिच्छ-
न्मखो दाक्षो येन कृत्तोन्ववात ।
विद्वान्यज्ञस्यादिरथांतः स देवः
पायादीशो मां दक्षयज्ञांतहेतुः ॥ ५५ ॥

પોતે યજ્ઞના ભાગને પાત્ર હતા છતાં (જેમનો) યજ્ઞભાગ વધુ લેવાની ઇચ્છાવાળા દેવોના ભાગનો અંત આણવાની ઇચ્છા કરીને જેમણે દક્ષ પ્રજાપતિના યજ્ઞનો અંત આણ્યો† અને પોતાનુ શિર કપાતાં દક્ષ જે યજ્ઞપતિની પુંઠે (શરણ અર્થે) દોડ્યો અને (જેમની સ્તુતિ કરતાં તે) બોલ્યો કે "તું વિદ્વાન્ છે, તું યજ્ઞનો આદિ અને અંત છે," એવા દક્ષના યજ્ઞનો અંત આણુનારા ઈશ મહાદેવ મારું રક્ષણુ કરો.[૫૫]

अन्यो धन्यः संस्कृतश्चोत्तमश्च
जगत्स्रष्टा योत्ति सर्वातिगुह्यः ।
स मां मखप्रमुखे पातु नित्यं
विचिन्वानः प्रथमः षड्गुणानाम ॥ ५६ ॥
गुणत्रैकाल्यं यस्य देवस्य नित्यं
सत्वोद्रेको यस्य भावात्प्रसूतः ।
गोप्ता गोप्तॄणां सन्नदो दुष्कृती-
नामाद्यो विश्वस्य बाधमानस्य क्रुद्धः ॥ ५७ ॥

* કહેવાનો આશય આ છેઃ–શસ્ત્રથી બળી જતાં પૃથ્વી ઉપર તેમનો દેહ ન પડ્યો, એટલે ધારાતીર્થને ન પામવાથી તેઓ અપવિત્ર રહીને મરણુ પામેલા હોવાથી, તેઓ સ્વર્ગને પાત્ર ન રહ્યા.

† આ સંબંધમાં આવી આખ્યાયિકા છેઃ–દક્ષ પ્રજાપતિએ બીજા દેવોના ચઢાવણીથી રુદ્રનો યજ્ઞભાગ ટાળવા, પોતાના યજ્ઞમાં રુદ્ર તેના જમાઈ હોવા છતાંયે તેમને અને પોતાની પુત્રી પાર્વતીને પણુ નિમત્રણુ ન કર્યું. પાર્વતી પોતાને નિમંત્રણુ ન હોવા છતાં પિતાને ત્યા યજ્ઞ થાય અને પોતે ગેરહાજર રહે, એ તેને ઠુકા ન લાગ્યું, અને નિમંત્રણુની અગત્ય તેને ન જણાઈ, એટલે અતિ આગ્રહ કરીને મહાદેવની ઇચ્છા વિરુદ્ધ તેમની સંમતિ મેળવી તે દક્ષનો યજ્ઞ જોવા ગયાં. ત્યાં પોતાનું અને પોતાના પતિનું અપમાન થયલું જોતાં પાર્વતી યજ્ઞકુંડમાં હોમાયાં અને મહાદેવે તેમના રક્ષણુ અર્થે મોકલેલા ગણોએ દક્ષનો યજ્ઞ છિન્નભિન્ન કીધો અને યુદ્ધ થતાં મહાદેવે દક્ષનું માથું ઉરાડી દીધું. પછી સર્વ દેવોની વિનતિથી બોકડાનું માથું લગાડતાં દક્ષ જીવશે, એવું વરદાન રુદ્રે તેને આપ્યું, અને દક્ષે જીવતા થયા પછી તેમની સ્તુતિ કરી. (જુઓ શિવપુરાણુ).

જેણે જગતને ઉત્પન્ન કર્યું છે છતાં જે પોતે જ તેનો નાશ કરે છે, જે સર્વ ગુહ્યોમાં પણ અતિ ગુહ્ય હોવા છતાં પાલનકર્તા વિષ્ણુનું અન્ય સ્વરૂપ લે છે, જે મહાભાગ્યશાલી છે, જે શમાદિ સંસ્કારથી યુક્ત છે અને જે ઉત્તમ છે, ઇન્દ્ર અને અગ્નિ પ્રમુખ (છે એવા) યજ્ઞોમાં પોતાના નિત્ય (અભેદમય) સ્વરૂપને જ શોધનાર છે, ષડ્ ગુણના મુખ્ય આશ્રયભૂત નારાયણ છે, એવા રુદ્ર મારી સંતતિ(ઇન્દ્ર)નું રક્ષણ કરો.[૫૬] કાલના ઉત્પત્તિ, સ્થિતિ અને લય, એ ત્રણ ગુણથી યુક્ત રહેવું એ જેનો નિત્ય ધર્મ છે, જે દેવોમાં નિત્ય સત્ત્વ ગુણને અધિકપણે ધરનાર હરિરૂપ છે, અને સત્ત્વ ગુણના અધિકપણાવાળા જેમના સ્વરૂપમાંથી વ્યક્ત થયા છે, જે રક્ષકોનો પણ રક્ષક છે, જે દુષ્ટ કૃત્ય કરનારાઓનો નાશક છે, જે સર્વનો આદ્ય છે, જે વિશ્વનું રક્ષણ કરનારા હોવા છતાં પોતાને પીડા આપનારાનો ક્રોધથી અંત આણનારો છે એવા રુદ્ર મારી સંતતિનું રક્ષણ કરો.[૫૭]

धाम्नो यस्य हरिरग्रोऽथ विश्वो
ब्रह्मापुत्रैः सहितश्च द्विजाश्च ।
पराभूता भवने यस्य सोमो
जुषत्वेषः श्रेयसे साधुगोप्ता ॥ ५८ ॥

જેની તેજજાળનો અગ્ર(પ્રથમ) ભાગ(અંશ) હરિ છે, જે વિરાટ્ સ્વરૂપ છે, સનકાદિ પુત્રો સહિત બ્રહ્મા, અને મરીચી આદિ બ્રાહ્મણો પણ જેના ભુવનમાં પ્રવેશ ન મળવાથી પાછા ભાગેલા છે, એવા સાધુરક્ષક, ઉમયા સહિત મહાદેવ કલ્યાણ સાથે મારો યોગ કરાવો.[૫૮]

यस्माद्भूतानां भूतिरंतोथमध्यं
धृतिर्भूतिर्यश्च गुहाश्रुतिश्च ।
गुहाभिभूतस्य पुरुषेश्वरस्य
महात्मनः संमृडवेद्यस्य तस्य ॥ ५९ ॥

જેનાથી ભૂત માત્ર ઉત્પન્ન થાય છે, જે તેમને નિભાવે છે અને જેમાં તેમનો લય થાય છે, જેનાથી ધૈર્ય અને વૈભવ ઉદ્ભવે છે, જેના અનુગ્રહથી ગુહ્ય વસ્તુ(તત્ત્વ)નું શ્રવણ થાય છે, એવા (બુદ્ધિરૂપી) ગુહામાં રહેનારા (શિવરૂપ એક શરણ મહાત્મા પુરુષોને અનુભવગમ્ય છે એવા) પુરુષેશ્વર ઈશ શંકર મારી ઉપર અનુગ્રહ કરો.[૫૯]

यल्लिङ्गाङ्कं त्र्यंबकः सर्वमीशो
भगलिङ्गाङ्कं यद्धुमा सर्वधात्री ।
नान्यत्तृतीयं जगतीह्यास्ति किंचि-
न्महादेवात्सर्वं सर्वेश्वरोसौ ॥ ६० ॥

જગતના સર્વ ભૂતમાત્રના (ઉત્પાદક) ઈશ ત્ર્યંબક (પુરુષતત્ત્વ) અને સર્વ ભૂતને (ગર્ભમાં) ધારણ કરનારી ઉમા (સ્ત્રીતત્ત્વ) એ બન્નેનાં લિંગ અને ભગના સંયોગથી આ લિંગાત્મક (પ્રતિમા) જગત્ નિર્માણ થયલું છે તેથી અને આ જગતમાં ઉમામહેશ્વર સિવાય ત્રીજું કોઈ તત્ત્વ કાંઈ સંભવતું નથી, અને મહાદેવ એ જ સર્વના સર્વેશ્વર છે અને સર્વરૂપ છે, તેથી આવા સમર્થ રુદ્રને શરણે હું આવેલો છું."[૬૦]

આ પ્રમાણે કશ્યપના મુખથી સ્તુતિ કરાતાં, ભગવાન્ વૃષભધ્વજ, ધર્માત્મા શંકરે ધર્મધારીઓમાં ઉત્તમ કશ્યપને દર્શન દીધાં.[૬૧] અને અંતરાત્માથી પ્રસન્ન થઇને દેવોના ઈશ શંકરે તેને કહ્યું, કે "હે પ્રજાપતિ! તેં કીયા કાર્યના ઉદ્દેશથી મારી સ્તુતિ કરવા માંડી છે, તે હું જાણું છું.[૬૨] સમય આવ્યે ઇન્દ્ર અને ઉપેન્દ્ર એ બે મહાત્મા દેવો પુનઃ પોતાની પ્રકૃતિએ આવશે, અર્થાત્ સ્વસ્થ થશે. પરંતુ ધર્માત્મા જનાર્દન પારિજાત વૃક્ષને પૃથ્વી ઉપર તો અવશ્ય લઈ જશે જ.[૬૩] હે કશ્યપ! પૂર્વે મહેન્દ્રે પોતાના ગુરુ મુનિ દેવશર્મા-(ગૌતમ)ની ભાર્યા ઉપર કામદૃષ્ટિ કરી હતી તેથી તપથી એ અતિતેજસ્વી મુનિનો શાપ તેણે પોતાના શિરે વ્હોરી લીધો છે.[૬૪] છતાં હે ધર્મજ્ઞ! તું દક્ષકન્યા અદિતિની સાથે મહેન્દ્રના ભુવનમાં (તેને સમજાવવાને) જા, અને તેથી તારા એ બે પુત્રોનું નિઃશંક હિત સધાશે."[૬૫]

દેવ ગુરુ શંકરનું આવું વચન સાંભળીને વિદ્વાન, અપ્રમેય, બ્રહ્મદેવના પુત્ર કશ્યપે તેમને પ્રણામ કર્યાં અને પ્રસન્ન મનથી દેવલોકમાં સીધાર્યાં.[૬૬]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे पारि-
जातहरणमां "कृष्ण-इन्द्रनो कलह अटकाववा कश्यपनुं
रुद्रस्तोत्र" ए नामनो अध्याय ७२ मो संपूर्ण

## અધ્યાય ૭૩ મો

### કૃષ્ણ અને ઇન્દ્ર વચ્ચે યુદ્ધ અને કૃષ્ણનો ઉત્કર્ષ

**वैशंपायन उवाच—**

अथ विष्णुर्महातेजा मुहूर्ताभ्युदिते रवौ ।
मृगया व्यपदेशेन ययौ रैवतकं गिरिम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–તે પછી (બીજે દિવસે) સૂર્યનો ઉદય થયાને એક મુહૂર્ત (બે ઘડી) થયું એટલે મૃગયાને બહાને મહા તેજસ્વી, વિષ્ણુ દ્વારકામાંથી રૈવતક પર્વત ઉપર સીધાર્યા.[૧] હે કુરુવંશની ધુરાને વહેનારા! તેણે સાથે નરશ્રેષ્ઠ સાત્યકીને પોતાના એક રથ ઉપર બેસાડ્યો અને પ્રદ્યુમ્નને પાછળ ત્યાં આવવાનું કહ્યું.[૨] રૈવતક પર્વત ઉપર પહોંચ્યા પછી, કૃષ્ણે પોતાના સારથી દારુકને આજ્ઞા કરી કે, "હે

દારુક! તું અહીંયાં જ મારા રથનું રક્ષણ કરતો રહેજે અને હે સૌમ્ય! તું મારા ઘોડાની સારવાર કરતો અર્ધો દિવસ સૂધી અહીં જ મારી વાટ જોજે. (કારણ પાછાં ફરતાં) હે રથ હાંકનારમાં ઉત્તમ દારુક! મારે આજ રથમાં બેસીને દ્વારકામાં પાછો પ્રવેશ કરવાનો છે."૩-૪ દારુકને આવો સંદેશો કહી, (ઇન્દ્ર ઉપર) જય મેળવવાને તત્પર થયલા ભગવાન્ કૃષ્ણ ગરુડ ઉપર સ્વાર થયા, અને હે કુરુવંશજ! અમાપ પરાક્રમવાળો, બુદ્ધિમાન્ સાત્યકી અને શત્રુનો સંહારક પ્રદ્યુમ્ન આકાશમાં વિચરી શકે એવા એક જુદા રથમાં બેઠા અને કૃષ્ણની પછવાડે પછવાડે ચાલ્યા.૫-૬ પારિજાત વૃક્ષનું હરણ કરવાની ઇચ્છાથી, એક નિમેષ માત્રમાં જ બુદ્ધિમાન્ હરિ દેવોના ઉદ્યાન નન્દનવન આગળ આવી પહોંચ્યા.૭ ત્યાં ભગવાન્ અધોક્ષજે નાના પ્રકારનાં આયુધો ધારણ કરી દેવોના અતિકષ્ટે જિતાય એવા શૂરવીર યોદ્ધાઓને નંદનવનનું રક્ષણ કરતા જોયા.૮ હે ભારત! આ રખવાળી કરનારા દેવો તો જોતા ને જોતા જ રહ્યા, અને સત્પુરુષોના આશ્રયરૂપ મહાબળવાન્ કૃષ્ણે એ પારિજાત વૃક્ષને એકાએક મૂળથી ઉખેડયું અને પક્ષીઓના રાજા ગરુડ ઉપર તેને અલ્પ પ્રયાસથી મૂકી દીધું. તરત જ (કૃષ્ણની પોતાને લઈ જવાની ઇચ્છા જાણતાં જ તેનાથી પોતાને કોઇ ભય ન આવે તે હેતુથી) પારિજાત વૃક્ષ જ પોતે મૂર્ત સ્વરૂપ લઇ કેશવની સમીપ આવી ઉભું રહ્યું.૯-૧૦ એટલે હે ભારત! મહાત્મા વાસુદેવે એ વૃક્ષના મન(નાં ભયની શંકા)નું સાંત્વન કર્યું અને કહ્યું કે, "હે પારિજાત! તારે મારાથી લેશ માત્ર ભય ધરવો નહીં."૧૧

પછી પારિજાત વૃક્ષ ગરુડ ઉપર બરોબર ગોઠવાયાની ચોકસાઇ કરી, અધોક્ષજે દેવોની શ્રેષ્ઠ અમરાવતી પુરીની પ્રદક્ષિણા કરવા માંડી.૧૨ હે નૃપતિ! તેટલામાં તો નંદનવનના રક્ષક યોદ્ધાઓ મહેન્દ્રની પાસે ગયા, અને "કૃષ્ણ પારિજાત વૃક્ષનું હરણ કરીને ચાલ્યો જાય છે," એવા સમાચાર તેને જણાવ્યા.૧૩ એટલે તરત જ સમર્થ પાકશાસન (ઇન્દ્ર) ઐરાવત હાથી ઉપર ચઢયો અને સમર્થ કૃષ્ણ સાથે યુદ્ધ કરવાને બહાર નીકળ્યો, અને તેનો પુત્ર જયન્ત પણ રથમાં બેસી તેની પછવાડે જ ચાલ્યો.૧૪ ત્યાં તો અમરાવતીના પૂર્વના દરવાજા તરફ પ્રયાણ કરતા, શત્રુસંહારક કેશવ ઇન્દ્રની નજરે પડ્યા એટલે તેણે તેમને પૂછ્યું કે "હે મધુસૂદન! આ તેં શું કરવા માંડ્યું છે?"૧૫ ત્યારે ગરુડ ઉપર ચઢેલા કેશવે શક્રને પ્રણામ કર્યા અને ઉત્તર આપ્યો કે, "તારી પુત્રવધૂ(ભાભી)ના પુણ્યક વ્રતને અર્થે હું આ ઉત્તમ પારિજાત વૃક્ષને ઉપાડી જાઉં છું."૧૬ તે સાંભળી ઇન્દ્ર બોલ્યો કે, "હે કમલલોચન! તારે આવું કર્મ કરવું નહીં જોઇએ. હે અચ્યુત! અમારી સાથે યુદ્ધ કર્યા વિના તારાથી એ વૃક્ષને લઈ જવાશે નહીં.૧૭ તો હે મહાબાહુ કેશવ! તું પ્રથમ મારા ઉપર પ્રહાર કર. પહેલાં તું મારા ઉપર તારી કૌમોદકી ગદા છોડીને મારી છાતી ઉપર ગદા મારવાની તારી પ્રતિજ્ઞા સફલ કરી લે."૧૮

તેનું આ વચન સાંભળી હે ભારત! કૃષ્ણ કિંચિત્ હસ્યા અને પછી વજ્ર સમાન તીક્ષ્ણ બાણોથી દેવોના રાજા ઇન્દ્રના ઉત્તમ હાથી ઐરાવતને ભેદ્યો.૧૯ એટલે સામા વજ્રધારી ઇન્દ્રે પણ દિવ્ય ઉત્તમ બાણોથી કૃષ્ણના ગરુડને વિંધ્યો, અને વેગથી યુદ્ધ કરતા કેશવનાં બાણોને પોતાનાં બાણોવડે ટપોટપ કાપવા માંડ્યાં.૨૦ એક પાસ ઇન્દ્ર જેટલાં બાણ છોડતો તેટલાં સર્વને માધવ કાપી નાંખતા હતા, ત્યારે બીજી પાસ બલ તથા વૃત્રનો સંહારક ઇન્દ્ર પણ માધવનાં છોડેલાં બાણોને ટપોટપ છેદ્યો જતો હતો.૨૧ હે કુરુનંદન! મહેન્દ્રના ધનુષ્યના ટંકારવથી અને ઉપેન્દ્રના શાર્ઙ્ગ ધનુષ્યના નિનાદથી સ્વર્ગના નિવાસીઓ મોહથી મુગ્ધ થયા.૨૨

આમ ઇન્દ્ર અને કૃષ્ણ એ બન્ને વચ્ચે યુદ્ધ ચાલતું હતું, તે તકનો લાભ લઈ, મહા બલવાન્, સમર્થ જયન્ત ગરુડ ઉપર મૂકેલા પારિજાતને ઉપાડી જવાને તત્પર થયો.૨૩ એટલે કંસના સંહારક કૃષ્ણે 'જયન્તને એ વૃક્ષને લઈ જતો અટકાવ,' એવી પ્રદ્યુમ્નને આજ્ઞા કરી, અને તરત જ રુક્મિણીના પ્રતાપી પુત્ર પ્રદ્યુમ્ને તેની સાથે યુદ્ધ મચાવ્યું.૨૪ રથમાં બેઠેલા, વિજયી પુરુષોમાં શ્રેષ્ઠ, જયન્તે હસતાં હસતાં (જાણે લીલા કરતો હોય તેમ) બાણોથી પ્રદ્યુમ્નનાં સર્વ ગાત્રો વિંધવા માંડ્યાં.૨૫ એટલે સામી પક્ષે કમલલોચન, કામદેવના અવતારી પ્રદ્યુમ્ને પણ રથમાં બેઠે બેઠે જ સાપના વિષ જેવાં ઝેરીલાં બાણોથી ઇંદ્રના પુત્ર (જયન્ત)ને પણ ભારે પીડા પમાડી.૨૬ હે કુરુનંદન! આમ પ્રદ્યુમ્ન અને જયન્ત એ બે શૂરવીરો વચ્ચે ઘણું જ દારુણ દ્વંદ્વ શરયુદ્ધ મચી રહ્યું.૨૭ દેવો, મુનિઓ, સિદ્ધો અને ચારણો તે બન્નેનો આ મહાઘોર રણસંગ્રામ જોઇને વિસ્મય જ પામ્યા.૨૮-૨૯

તેટલામાં હે કુરુનંદન! વળી દેવોનો મહાબળવાન્, દૂત નામે પ્રવર પારિજાત વૃક્ષને (ગરુડ ઉપરથી) ઉપાડી જવાને પાછો તૈયાર થયો.૩૦ પ્રવર દેવોના રાજા ઇન્દ્રનો મિત્ર હતો. તે મહાન્ અસ્ત્રોના પ્રયોગથી જાણીતો હતો અને શત્રુઓને દમવામાં કુશલ હતો. વળી હે કુરુનંદન! બ્રહ્માએ તેને વરદાનથી અવધ્ય

કર્યો હતો.[૩૧] બ્રહ્માના આરાધન અર્થે તપ કર્યાથી તે સિદ્ધ થયો અને જંબુદ્વીપમાંથી (સદેહે) સ્વર્ગમાં આવ્યો હતો, અને હે નૃપ! પોતાની શક્તિથી બલના દાનવસંહારક ઇન્દ્રનો મિત્ર બન્યો હતો.[૩૨] પ્રવરને પારિજાત લેવાને (ગરુડ ઉપર) કૂદી પડતો નિહાળતાં, કૃષ્ણે સાત્યકીને આવી સૂચના કરી કે:-"હે સાત્યકી! તું તારા સ્થળે જ ઉભો ઉભો બાણોના પ્રહારથી માત્ર પ્રવરને આ વૃક્ષ લઈ જતો જ સત્વર અટકાવજે.[૩૩] હે સાત્યકી! તારે આ પ્રસંગે એના ઉપર નિર્દય રીતિએ બાણો છોડવાં નહીં. પરંતુ માત્ર તારે સર્વથા આ બ્રાહ્મણની ચપળતાને સહી લેવાની છે. એ બ્રાહ્મણ હોવાથી માત્ર ચપળતા દાખવવા ઉપરાંત અન્ય કાંઈ વિશેષ પરાક્રમ દાખવી શકે એમ નથી, તેથી તેની ચપળતા તું નિવારતો રહીશ એટલે બસ."[૩૪] દરમ્યાન હે મહાબાહુ! બ્રાહ્મણ પ્રવરે રથમાંથી સાઠ તીક્ષ્ણ બાણો સાથે લાગાં છોડ્યાં અને ગરુડ ઉપર બેઠેલા સાત્યકીને અતિશય વિંધ્યો.[૩૫] એટલે હે નૃપ! શિનિ યાદવના પૌત્ર, પુરુષોમાં શ્રેષ્ઠ સાત્યકીએ સામો તેની ઉપર બાણોનો વરસાદ વર્ષાવ્યો અને તેનું ધનુષ્ય કાપી નાંખ્યું, અને તેને આવું વચન કહ્યું:-"હે પ્રવર! મારે બ્રાહ્મણને હણવો નહીં જોઇએ, માટે (ક્ષત્રિયને યોગ્ય યુદ્ધકર્મનો ત્યાગ કરીને) ચાલ્યો જા અને તારા બ્રાહ્મણના કર્મમાં જ પ્રવૃત્ત થા. બ્રાહ્મણોએ પોતે અપરાધ કર્યો હોય છતાં તેમનો વધ યાદવો કરતા નથી."[૩૬-૩૭] એટલે હે કુરુનંદન! પ્રવર ખડખડ હસ્યો અને તેને ઉત્તર આપ્યો કે, "હે મનુષ્યોમાં શૂરવીર! બસ કર. તારી ક્ષમાને તારી પાસે જ રહેવા દે. ચાલ આવી જા. તારા સર્વ સામર્થ્યથી તું રણસંગ્રામમાં મારી સાથે યુદ્ધ કર તો ખરો.[૩૮] હે યાદવ! હું પણ જમદગ્નિના પુત્ર પરશુરામનો શિષ્ય છું. વળી મારું નામ પણ પ્રવર (શ્રેષ્ઠ) છે, અને હું બુદ્ધિમાન્ શક્રનો સખા છું.[૩૯] મધુસૂદન પ્રતિ પોતાને માન હોવાને લીધે દેવો (ઇન્દ્રનો પક્ષ કરીને) તેની સાથે યુદ્ધ કરવા ઇચ્છતા નથી. પરંતુ હે માધવ! હું તો મારા મિત્ર પ્રતિનું ઋણ (તેના શત્રુને મારીને) આજે અદા કરવાનો છું."[૪૦] તે પછી હે નૃપ! હે નરશ્રેષ્ઠ! શિનીપૌત્ર (સાત્યકી) અને દ્વિજશ્રેષ્ઠ પ્રવરની વચ્ચે દિવ્ય અસ્ત્રોવડે સંગ્રામ અતિશય ભયંકર રીતે વધ્યો.[૪૧] હે રાજન્! આ પ્રમાણે અતિશૂર મહાત્માઓની વચ્ચે રણયુદ્ધ ચાલી રહ્યું, તેથી આકાશ પણ ખળભળવા માંડ્યું અને હજારો અચળ પદાર્થો પણ ડગમગ્યા.[૪૨]

બીજી પાસ પ્રદ્યુમ્ન અને જયન્ત વચ્ચે યુદ્ધ મચી રહ્યું હતું તેમાં કૃષ્ણનો પુત્ર અસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ ઇન્દ્રપુત્રને પાછો હઠાવી શક્યો નહીં, તેમ ઇન્દ્રનો પુત્ર પણ શૂરાઓમાં શ્રેષ્ઠ, માયાવી મહાત્મા પ્રદ્યુમ્નના કરતાં કાંઈ વધુ શ્રેષ્ઠતા દાખવી શક્યો નહીં.[૪૩] એ બે ઉત્તમ યોદ્ધાઓ પરસ્પર વિજય મેળવવાની ઉત્કંઠાથી યુદ્ધ કરતાં કરતાં, "મારો પ્રહાર પાછો વાળ, મારો પ્રહાર ખમ તો ખરો, ઉભો રહે, હું મારું શૌર્ય દાખવું છું," એવાં એવાં વચનો ઉચ્ચારતા હતા.[૪૪] તે દરમ્યાન હે રાજન્! પ્રતાપી શચીપુત્ર જયન્તે શાર્ઙ્ગધનુષ્યધારી(કૃષ્ણ)ના સુત પ્રદ્યુમ્નને મોટેથી યુદ્ધનું આહ્વાન કર્યું અને તેના ઉપર દિવ્ય અસ્ત્ર સત્વર છોડ્યું.[૪૫] એટલે સામું પ્રદ્યુમ્ને તીક્ષ્ણ બાણોની જાળવડે એ અતિ તેજસ્વી બાણને પોતાની ઉપર આવતું જ અધવચ થંભાવી દીધું. ખરેખર તેનું આ કાર્ય અદ્ભુત જ હતું.[૪૬] આથી હે કુરુવંશજ! જયન્તનું, દાનવોનું મર્દન કરનારું અને રુકિમણીના પુત્રને પણ ભયંકર જણાયલું, એ બાણ રણને મોખરે તત્ક્ષણ પડ્યું.[૪૭] છતાં એ અસ્ત્રના પતનથી મહાત્મા પ્રદ્યુમ્નનો રથ બળીને ભસ્મ થઈ ગયો, પરંતુ હે નરાધિપતિ! એ અતિ ભયંકર અસ્ત્ર રૌકિમણેય-(પ્રદ્યુમ્ન)ને બાળી શક્યું નહીં.[૪૮] કારણ હે વસુંધરાધિપતિ! અગ્નિ ગમે તેટલો ઉગ્રપણે ઉછળી રહ્યો હોય છતાંયે તે અન્ય પ્રતિ-અગ્નિને બાળી શકતો નથી. માત્ર અસ્ત્રથી બળતા રથમાંથી મહાબાહુ પ્રદ્યુમ્ન બહાર નીકળી ગયો.[૪૯]

તે પછી રથથી વિહોણા થયલા રથીઓમાં શ્રેષ્ઠ, નારાયણનો પુત્ર પ્રદ્યુમ્ન ધનુષ્ હાથમાં લઇને આકાશમાં ઉભો રહ્યો, અને તેણે જયન્તને આવું વચન કહ્યું:-[૫૦]

"હે મહેન્દ્રના પુત્ર! તું આ જે દિવ્ય અસ્ત્ર મારી ઉપર છોડવાને તત્પર થયો છે, એવાં સેંકડો અસ્ત્રો તું મારી ઉપર છોડીશ તોયે તેથી હું હણાઈ શકું એમ નથી.[૫૧] ભલે આજે તું તારો બનતો પ્રયાસ કર, અને તારા અસ્ત્રવિદ્યાના સઘળા જ્ઞાનનું તેમ જ ચતુરાઇનું પ્રદર્શન મને કરાવ.[૫૨] હે અમરનંદન! રણસંગ્રામમાં કોઈ એવો શૂરવીર નથી કે જે મારાથી ચઢી જાય. પરંતુ આયુધ ધારણ કરી તું રથ ઉપર બેસી પ્રથમ આવ્યો ત્યારે તને જોતાં મને કંઇક ભય થયો હતો ખરો, પણ હવે તો યુદ્ધમાં તારું બલાબલ અને ચપલતા જોયા પછી હું એવો ભય બીલકુલ ધરતો નથી.[૫૩] ભલે તું તારા મનથી 'હું આ પારિજાત વૃક્ષ હમણાં લઉં છું,' 'આ લીધું' એવા વિચારનું સ્મરણ કર્યા કર. પરંતુ વાસ્તવિક રીતે તો તેને તારાથી હાથ પણ લગાડી

શકાય એમ નથી.[૫૪] તેં મારા માયાબલથી નિર્મેલા રથને તારા અસ્ત્રના તેજથી બાળી નાંખ્યો, પરંતુ આવા નવા હજારો રથ તો હું મારી માયાના બલથી બનાવવા શક્તિમાન્ છું."[૫૫]

પ્રદ્યુમ્ને આવું વચન કહ્યું, એટલે મહા બલવાન્ જયન્તે તપથી સંપાદન કરેલું, અને અતિ તેજથી સ્વયં ઝળહળતું બાણ તેની ઉપર છોડ્યું.[૫૬] તરત પ્રદ્યુમ્ને પણ બાણોની જાળ પાથરી ભારે વેગથી આવતા તે બાણને અધવચ ખાળ્યું; એટલે જયન્તે બીજાં ચાર દિવ્ય અસ્ત્રો તેની ઉપર છોડ્યાં.[૫૭] હે ભારત! તેનાં બાણોની વૃષ્ટિથી સર્વે દિશાઓ રુંધાઈ ગઈ, અને એટલેથી ન અટકતાં જયન્તે પાંચમું બાણ છોડી રુકિમણીના પુત્ર, મહાત્મા પ્રદ્યુમ્નને અંતરિક્ષમાં પૂરેપૂરો ઢાંકી દીધો.[૫૮] દેવોમાં શ્રેષ્ઠ જયન્તે મહાન્ ઉલ્કાના જેવાં જે જે ઘોર બાણો તેમ જ અસ્ત્રો તેની ઉપર છોડ્યાં, તે તે સર્વને કૃષ્ણના પુત્રે સામાં બાણોના ઓઘ છોડીને અટકાવ્યાં, અને ઉલટો અન્ય તીક્ષ્ણ અસ્ત્રોથી જયન્તને સામો વિંધ્યો.[૫૯-૬૦] એટલે મહાત્મા પ્રદ્યુમ્નની આવી સ્થિરતા, કુશલતા અને ત્વરા નિહાળી, પુણ્યકર્મી અમરોએ આનંદમાં આવી જઈ જયઘોષ ઉચ્ચાર્યો.[૬૧]

બીજી પાસ, હે ભારત! શિનિના પૌત્ર, શૂરવીર સાત્યકીએ તીક્ષ્ણ બાણોથી પ્રવરના ધનુષ્યની પણછ અને આંગળીઓનું રક્ષણ કરનારું મોજું કાપી નાંખ્યું.[૬૨] એટલે તેણે ઇન્દ્રે આપેલું, મહા અશનીની પેઠે ગર્જી ઉઠતું બીજું અપ્રતિમ ધનુષ્ય હાથમાં લીધું.[૬૩] અને તે મહાન્ ધનુષ્યમાંથી એ શૂરવીર વિપ્રશ્રેષ્ઠે સૂર્યનાં કિરણ સમાન તેજસ્વી, વિવિધ પ્રકારનાં બાણો ઉપરાચાપરી છોડવા માંડ્યાં.[૬૪] તેમ કરતાં તેણે બાણોથી અમિત ઓજસ્વી, શિનીપૌત્ર સાત્યકીનું વિચિત્ર ધનુષ્ય છેદ્યું, અને તેનાં સર્વ ગાત્રોને પણ ભેદી નાંખ્યાં.[૬૫] હે કુરુનંદન! સાત્યકીએ પણ પુષ્કળ ભાર (ખેંચ) સહન કરે એવું, અન્ય દૃઢ ધનુષ્ય ઉપાડ્યું, અને તે વડે બાણો છોડી રણસંગ્રામમાં સામો પ્રવરને વિંધ્યો.[૬૬] આમ અન્યોઅન્યે સામસામાં તીક્ષ્ણ બાણો છોડી એક એકનાં કવચ તોડ્યાં અને ઉત્તમ મર્મચ્છેદક શરોવડે એકબીજાનાં ગાત્રોમાંથી માંસ કાઢ્યું.[૬૭] એટલામાં પુનઃ શૂરવીર પ્રવરે ધારવાળાં આઠ બાણોથી સાત્યકીના ધનુષ્યના બે કકડા કરી નાંખ્યા અને બીજાં ત્રણ બાણોથી તેને વિંધ્યો.[૬૮] સાત્યકી બીજું ધનુષ્ય હાથમાં ઉપાડવાનો વિચાર કરતો હતો તેટલામાં તો ચપળ હસ્તવાળા પ્રવરે ફેંકવાની ગદાથી તેને સખ્ત તાડ્યો.[૬૯] એટલે સાત્યકી કિંચિત્ હસીને ઢાલ અને તરવાર હાથમાં લેવા લાગ્યો, અને યોગ્ય તક વિચારી, ગદાનો પ્રહાર અતિશય સખ્ત પડવા છતાં, બુદ્ધિમાન્ સાત્યકીએ ધનુષ્ય હાથમાં લીધું નહીં. પ્રવરે એ સંધિનો લાભ લઈ સેંકડો બાણો તેની ઉપર છોડ્યાં, (અને તેનાં ઢાલતરવારને નકામાં કીધાં).[૭૦] આમ યદુનંદન સાત્યકીને આયુધ વિનાનો થયલો જાણી, આકાશના જેવા નિર્મળ તેજવાળું ખડ્ગ પ્રદ્યુમ્ને તેના હાથમાં આપ્યું.[૭૧] પરંતુ તેણે જેવું એ ખડ્ગ હાથમાં લીધું તેવું જ શ્રેષ્ઠ પ્રવર વીરે હસતાની સાથે જ ભલ્લ બાણવડે મૂઠ આગળથી જ તેને તોડી હેઠળ પડાવી નાંખ્યું.[૭૨] એ પ્રમાણે વિપ્ર પ્રવરે સાત્યકીની ઢાલને પણ શીઘ્ર ગતિવાળાં તીક્ષ્ણ બાણોથી ફોડી નાંખી, અને શક્તિવડે તેના હૃદય ઉપર પ્રહાર કરી સિંહનાદ કર્યો.[૭૩] અને યાદવ સાત્યકીને આકળવિકળ થયલો જોતાં જ પારિજાતનું હરણ કરી જવાની ઇચ્છાથી તે રથ સાથે જ ગરુડની સમીપજ ઉભો.[૭૪] પરંતુ તરત જ ગરુડે પોતાની વેગભરી બે પાંખોના ફડફડાટથી તેને ઉડાવી દીધો, તેથી દેવદૂત પ્રવર રથ સાથે જ બે કોસ દૂર જઈ પડ્યો અને મૂર્ચ્છા પામ્યો.[૭૫] હે રાજન્! તેટલામાં તો બ્રાહ્મણ પ્રવરને આ પ્રમાણે દૈવવશાત્ દૂર પડતો જોઈ, અતિ ત્વરાથી જયન્ત તેની પાસે દોડી પહોંચ્યો અને તેને આશ્વાસન આપી, પોતાના રથમાં બેસાડી લીધો.[૭૬]

આ પાસ પોતાના કાકા, શિનિના પૌત્ર સાત્યકીને મૂર્ચ્છા પામતો અને તેમ જ વારંવાર અડબડિયાં ખાતો જોઈ, પ્રદ્યુમ્ને તેને વારંવાર આશ્વાસન દીધું, સાવધ કર્યો અને આલિંગન પણ દીધું.[૭૭] મધુસૂદને પણ શાન્તિને અર્થે પોતાનો ડાબો હાથ તેના શરીર ઉપર ફેરવ્યો. એટલે તેમના હાથના સ્પર્શ માત્રથી જ સાત્યકીની સઘળી પીડા ટળી ગઈ.[૭૮] અને તરત જ યુદ્ધકુશળ પ્રદ્યુમ્ન તથા સાત્યકી એ બન્ને પારિજાત વૃક્ષના રક્ષણને અર્થે તેના જમણે અને ડાબે પડખે ખડા રહ્યા.[૭૯]

બીજી પાસ, હે ભારત! પ્રવર અને જયંતને એક રથમાં બેસી, પારિજાત લેવાને માટે ગરુડ ઉપર કૂદી પડતા જોતાં જ મહાત્મા મહેન્દ્રે તેમને હસીને કહ્યું કે, "તમારે લગાર પણ ગરુડની સમીપ જવું નહીં; કારણ એ પક્ષીરાજ, વિનતાનો પુત્ર બળવાન્ છે.[૮૦-૮૧] માત્ર તમે બન્ને જણા આયુધ ધારણ કરી મારા જમણા તથા ડાબા પડખે ઉભા રહો, અને કૃષ્ણના મારી સાથેના યુદ્ધમાંજ તમારું લક્ષ પરોવો."[૮૨] ઇન્દ્રે આમ કહ્યું, એટલે તે બન્ને વીરો ઇન્દ્રને પડખે જઈ ઉભા રહ્યા, અને જનાર્દન તથા દેવરાજને અન્યોઅન્ય સાથે યુદ્ધ કરતા નીરખવા લાગ્યા.[૮૩]

પછી મહાન્ અશાનના જેવી ગર્જનાવાળાં અને મહાન્ અસ્રોમાં ઉત્તમ એવાં અસ્રોથી ઇન્દ્રે ગરુડનાં સર્વે ગાત્રો ભેદ્યાં.[૮૪] છતાં પ્રતાપી, શત્રુને દમનાર, વીર, વિનતાપુત્ર ગરુડ એ બાણોની દરકાર કર્યા વિના શક્રના હાથી ઐરાવતની સામે જ ધસી ગયો.[૮૫] અને હે રાજન્! એ બે બલાઢ્ય, વીર્યસંપન્ન, કોઈથી ન હઠે એવા ગજ અને પક્ષી (ઐરાવત અને ગરુડ) સહસા યુદ્ધ કરવા લાગ્યા.[૮૬] ગજપતિ ઐરાવતે ગર્જના કરતાં કરતાં દંતૂશળો, સુંઢ અને કુંભસ્થળથી સર્પોના શત્રુ ગરુડને પ્રહાર કર્યા.[૮૭] તેમ બળથી મદોન્મત્ત, ગરુડે પણ પંઝાના તીક્ષ્ણ નખથી તેમજ પાંખોના ફડફડાટથી ઐરાવતને હેરાનહેરાન કર્યો.[૮૮] આમ બે ઘડી સુધી ગજપતિ ઐરાવત અને પક્ષીપાત ગરુડ વચ્ચે જગતના યુદ્ધ અવલોકનારાઓને અતિશય વિસ્મય પમાડે તેમજ ભયભીત પણ કરે એવું ઘોર યુદ્ધ મચી રહ્યું.[૮૯] દરમ્યાન હે ભારત! મહા બલવાન્ ગરુડે લાગ જોઈ ઐરાવતના માથા ઉપર ભયંકર, તીવ્ર અંકુશ જેવા નખવાળા પગથી સખ્ત પ્રહાર કર્યા.[૯૦] હે જનમેજય! તેના આવા પ્રહારથી અતિશય પરિતાપ પામવાથી, ઐરાવત સ્વર્ગમાંથી આ જંબુદ્વીપના પારિયાત્ર નામના ઉત્તમ પર્વતની ટોચ ઉપર હેઠો પડ્યો.[૯૧] ઐરાવત આમ ભૂમિ ઉપર સર્યો જતો હતો, તથાપિ મહા બલવાન્ ઇન્દ્રે કરુણા, મિત્રતા અને (તેને ગમે તેમ થાય તો પણ અશરણ સ્થિતિમાં નહીં છોડી દેવાના) પૂર્વે આપેલા વચનને લીધે તેને છોડ્યો નહીં; અર્થાત્ પોતે પણ તેની સાથે એ પર્વત ઉપર પડ્યો.[૯૨] એટલે મહા બલવાન્, બુદ્ધિમાન્ અને જગતની ઉત્પત્તિના કારણરૂપ, અવ્યય કૃષ્ણ પારિજાત વૃક્ષથી યુક્ત ગરુડ સાથે તેની જ પછવાડે પછવાડે ગયા.[૯૩] અને પર્વતોમાં શ્રેષ્ઠ, પારિયાત્ર પર્વત ઉપર જ્યાં વૃત્રનો સંહારક ઇન્દ્ર ઐરાવતને આશ્વાસન આપતો ઉભો હતો, ત્યાં જ હે કુરુવંશના અગ્રણી! તેની અને કેશવની વચ્ચે અતિ તેજસ્વી, સર્પના વિષ જેવાં ઝેરીલાં અને રત્નોથી જડેલાં બાણોથી મહાન્ સંગ્રામ મચી રહ્યો.[૯૪-૯૫] તે વેળા વજ્રાયુધ ઇન્દ્રે ઐરાવતના શત્રુ ગરુડ ઉપર વારંવાર વજ્ર અને અશનિ છોડવા માંડ્યાં; અને જન્મથી જ બલવાનોમાં શ્રેષ્ઠ અને અવધ્ય એવા પક્ષિરાજે વજ્ર અને અશનિના એ પ્રહારો પોતાના સામર્થ્યથી ખમી લીધા.[૯૬-૯૭] પરંતુ પિતા કશ્યપથી ઉત્પન્ન થયલા પોતાના ભાઈ, દેવોના રાજા ઇન્દ્રને તથા તેના વજ્ર અને અશનિને માન આપીને તે તેના પ્રત્યેક પ્રહારે પોતાનું અક્કેકું પીછું ગાત્રથી છૂટું પાડતો ગયો.[૯૮] હે રાજન્! તે દરમ્યાન ગરુડના ભારના દબાણથી ચારે કોર છિન્નભિન્ન થવાથી પર્વત પારિયાત્ર પૃથ્વીમાં જ પેસતો ગયો.[૯૯] એ પર્વતે પેસતાં પેસતાં કૃષ્ણ પ્રતિના બહુમાનને લીધે કરુણ મધુર સ્વર કાઢ્યો, એટલે અધોક્ષજ કૃષ્ણે તેનો (પૃથ્વીમાં પેસતાં) કિંચિત્ બહાર રહેલો ભાગ નિહાળ્યો.[૧૦૦] તત્કાલ એ પર્વતને કૃષ્ણે પીડાથી મુક્ત કીધો. અને સર્વ લોકના સ્રષ્ટા અને રક્ષક દેવ કૃષ્ણ ગરુડ સાથે અંતરિક્ષમાં જઈ ઉભા.

પછી તેમણે પ્રદ્યુમ્નને કહ્યું કે, "હે મહાબાહુ! મારા બલનો આશ્રય કરીને તું અહીંથી દ્વારાવતી તત્ક્ષણ જા અને દારુક સારથી સાથે મારા રથને અહીં સત્વર લઈ આવ.[૧૦૧-૧૦૨] કુકુરોના અધિપતિ ઉગ્રસેનને તેમજ બલભદ્રને તું કહેજે કે, હે માનદ! ઇન્દ્રને કાલે જીતીને હું દ્વારકા પાછો આવીશ."[૧૦૩]

"ભલે" એમ પોતાના પિતાને કહી, ધર્માત્મા, સમર્થ પ્રદ્યુમ્ન દ્વારકા સીધાવ્યો, અને કૃષ્ણના કહ્યા પ્રમાણે યાદવોના રાજા ઉગ્રસેન અને બલરામને તેમનો સંદેશો સંભળાવ્યો.[૧૦૪] અને હે ભારત! તે એક ઘડીમાત્રમાં જ દારુક સાથે રથમાં બેસી, પુનઃ એ યુદ્ધપ્રદેશમાં આવી પહોંચ્યો.[૧૦૫]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे पारिजातहरणमां "इन्द्र अने कृष्ण वच्चे युद्ध अने कृष्णनो उत्कर्ष" ए नामनो अध्याय ७३ मो संपूर्ण

## અધ્યાય ૭૪ મો.

## ઇન્દ્ર અને કૃષ્ણ વચ્ચે યુદ્ધ અને કૃષ્ણે કરેલી શંકરસ્તુતિ

वैशंपायन उवाच–

तमारुह्य रथं कृष्णः पारियात्रगिरिं ययौ ।
यत्रैरावतमास्थाय स्थितः सुरपतिः प्रभुः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-તે પછી એ રથ ઉપર બેસી, કૃષ્ણ પારિયાત્ર પર્વત ઉપર, જ્યાં ઐરાવતની સાથે દેવોનો સમર્થ પતિ ઇન્દ્ર હતો ત્યાં ગયા.[૧] હે જનાધિપતિ! જનાર્દનને રથપર આવતા જોઈ, મહાત્મા વાસુદેવના પ્રભાવને જાણનારો, પર્વતોમાં શ્રેષ્ઠ, પારિયાત્ર પર્વત, તેમનું પ્રિય કરવાને અર્થે પૃથ્વીમાં પેસી ગયો, અને એ પ્રદેશને આરસની પેઠે સપાટ કરી મૂક્યો. તેના આ કર્મથી હૃષીકેશ પ્રસન્ન થયા.[૨-૩] હે કુરુનંદન! તે પછી યુદ્ધને માટે પ્રયાણ કરતા અચ્યુતની પુંઠે પારિજાત વૃક્ષ સાથે ગરુડ પણ અનુસર્યો.[૪] મહા બલવાન્, શત્રુઓને દમનાર પ્રદ્યુમ્ન અને

સાત્યકી પણ ગરુડ ઉપર જ બેઠા રહ્યા અને પારિજાતનું રક્ષણ કરતા તેની જ સાથે ગયા.[૫] પરંતુ હે નૃપતિ! તેટલામાં તો સૂર્ય અસ્ત પામ્યો અને રજની પ્રસરી રહી. એ સમયે અહીં ઇન્દ્ર અને કેશવની વચ્ચે પુનઃ યુદ્ધ શરુ થયું.[૬] પરંતુ મહા તેજસ્વી વિષ્ણુએ ઐરાવત હાથીને પ્રહારોથી અસહ્ય પીડા પામતો જોઈ, દેવરાજ ઇન્દ્રને તેની અશક્તિનું ભાન કરાવનારું કિંચિત્ વચન કહ્યું કે, "હે મહાબાહુ! ગરુડના પ્રહારથી હાથીઓમાં ઉત્તમ ઐરાવત અસહ્ય પીડા પામે છે, તેથી તે યુદ્ધ કરવાને તદ્દન અસમર્થ થયો છે; તેમ રાત્રિ પણ થવા લાગી છે. તેથી કાલે સવારે તારી ઇચ્છામાં આવે તે પ્રમાણે તું યુદ્ધ કરજે. પછી જેવી તારી ઇચ્છા." ત્યારે દેવરાજ સમર્થ ઇન્દ્રે તેમને એવો ઉત્તર આપ્યો કે, "ભલે ત્યારે એમ કરીશું."[૭-૯]

તે પછી હે નૃપશ્રેષ્ઠ! રાત્રિના નિવાસને માટે ધર્માત્મા દેવરાજ પુરંદરે પુષ્કર તીર્થની પાસે જ પથરોનાં આવરણવાળી એક છાવણી ઉભી કરાવી.[૧૦] તે પછી આ છાવણીમાં બ્રહ્મા, મહાન્ ઋષિ કશ્યપ આદિ સર્વે દેવો અને મુનિઓ પણ સીધાવ્યા.[૧૧] હે કુરુવંશજ! હે જનોના ઈશ્વર! સાધ્યો, વિશ્વેદેવા, (બે) અશ્વિનીકુમાર, (બાર) આદિત્યો, (અગીઆર) રુદ્રો અને (આઠ) વસુઓ પણ તેમાં જ એકત્ર થયા.[૧૨]

બીજી પાસ, હે ભારત! સાત્યકી અને પ્રદ્યુમ્નની સાથે નારાયણે પણ આનંદ પામતાં, રમ્ય પારિયાત્ર પર્વત ઉપર એ રાત્રિએ નિવાસ કર્યો.[૧૩] હે રાજન્! તે પછી મહાતેજસ્વી કૃષ્ણે પોતાના તરફના ભક્તિભાવને લીધે શાણપાદ(ઓરસ)ની પેઠે સપાટ થયલા પારિયાત્રને વરદાન આપ્યું કે, "હે મહાગિરિ! તું શાણપાદના નામથી જગતમાં વિખ્યાત થઈશ.[૧૪] તારો પૃથ્વી ઉપર દેખાતો, આ ઉપરનો અર્ધ ભાગ હિમાલયની પેઠે કલ્યાણકારી અને પવિત્ર ગણાશે.[૧૫] હે પર્વતોમાં શ્રેષ્ઠ! એ પ્રમાણે મેરુ પર્વતની સાથે સ્પર્ધા કરતાં, તું બહુ ચિત્રવિચિત્ર જાતનાં મૃગો(હરણો આદિ પ્રાણીઓ)થી યુક્ત થઇને પૃથ્વી ઉપર મહાન્ થજે. તને બહુ ચિત્રવિચિત્ર મૃગો અને હાથીઓથી યુક્ત થયલો જોઇને મને આનંદ થશે."[૧૬]

આ પ્રમાણે પારિયાત્ર પર્વતને વરદાન આપી કેશવે વૃષભધ્વજ, મહાદેવને અંતરથી નમસ્કાર કર્યા, અને નદીઓમાં શ્રેષ્ઠ ગંગાનું ધ્યાન ધર્યું.[૧૭] હે ભારત! કૃષ્ણે સ્મરણ કરતાં વેંત જ વિષ્ણુના ચરણમાંથી ઉત્પન્ન થયલી ગંગા નદી તે સ્થળે આવી પહોંચી. તે પછી પ્રથમ અધોક્ષજ કૃષ્ણે તેની પૂજા સારી રીતે કરી અને તેમાં સ્નાન કર્યું.[૧૮] તેમાં સ્નાનકર્મ આટોપ્યા પછી અવ્યય હરિએ પવિત્ર ગંગાનું પાણી અને બિલીપત્ર હાથમાં લીધાં અને સર્વેશ્વરેશ્વર રુદ્રનું આવાહન કર્યું.[૧૯] એટલે સમર્થ, શ્રેષ્ઠ મહાદેવ ઉમયા સહિત ત્યાં આવ્યા અને હાથમાંના ગંગોદક અને બિલીપત્રની ઉપર પધારી તેમને દર્શન દીધાં.[૨૦] કેશવે તેમનું અર્ચન પારિજાતનાં પુષ્પોથી કર્યું, અને સ્તોત્ર દ્વારા સર્વના સ્રષ્ટા, શાસક, ઈશ્વર શંકરની સ્તુતિ (નીચે પ્રમાણે) કરવા માંડીઃ-[૨૧]

श्रीकृष्ण उवाच—

रुद्रो देवस्त्वं रुदनाद्रावणाच्च
रोरूयमाणो द्रावणाच्चातिदेवः ।
भक्तं भक्तानां वत्सलं वत्सलानां
कीर्त्यायुङ्क्ष्वेति त्वाद्य प्रभवाम्यन्तरेण ॥ २२ ॥

શ્રી કૃષ્ણ સ્તુતિ કરે છેઃ-"હે દેવ! તું (ખરેખર) રુદ્ર પદવીને સાર્થ કરે છે, તું (માયારૂપી પિંજરમાં જીવરૂપી પક્ષીને પૂરી) રુદન કરાવે છે તેથી, તેમ જ (તેમની માયાપાશનું) વિદારણ કરે છે તેથી, તથા (જીવોની વાણીનો વિષય થઈ તેમના) રોરુ થતા ઉચ્ચ સ્વરો દ્વારા તારી સ્તુતિ કરાય છે તેથી, તેમ જ (ભક્તોના પ્રપંચબંધનનું) વિદારણ કરે છે તેથી તું વાસ્તવ રુદ્ર છે. તું અતિદેવ છે (અર્થાત્ સ્વયં પ્રકાશ હોઇને સર્વ પ્રકાશમાન વ્યક્તિઓથી પણ તું વિશેષ પ્રકાશવંત છે). હે દેવ! આજે કીર્તિ સાથે મારો સંયોગ કરાવ; હું એ જ હેતુથી તું કે જે ભક્તોનો ભક્ત (અનુરાગી) છે અને વત્સલોનો વત્સલ (પ્રેમી) છે, તેના પ્રતાપથી જ હું આટલુંયે કાર્ય કરવાને સમર્થ થયો છું.[૨૨]

ग्राम्यारण्यानां त्वं पतिस्त्वं पशूनां
ख्यातो देवः पशुपतिः सर्वकर्मा ।
नान्यस्त्वत्तः परमो देवदेव
जगत्पतिः सुरवीरारिहंता ॥ २३ ॥

તું ગ્રામ્ય (ભોગમાં આસક્ત) તેમ જ આરણ્ય (ભોગવિરક્ત) પશુઓ(જીવો)નો પતિ છે, તેથી જ તું 'પશુપતિ' દેવના નામથી સર્વત્ર વિખ્યાત થયલો છે. તું સર્વ કર્મોનો કર્તા છે. હે દેવદેવ! તારા કરતાં કોઇ અન્ય પરમ દેવ નથી. તું જ જગતનો વાસ્તવિક પતિ છે, દેવોના શૂરવીર યોદ્ધાઓના શત્રુઓનો સંહાર કરનારો પણ તું જ છે.[૨૩]

यस्मादीशो महतामीश्वराणां
भवानाद्यः प्रीतिदः प्राणदश्च ।
तस्माद्धिस्त्वामीश्वरं प्राहुरीशं
संतो विद्वांसः सर्वशास्त्रार्थतज्ज्ञाः ॥ २४ ॥

તું મોટા મોટા ઈશ્વરો(લોકોના અધિપતિઓ)ને

પણ ઈશ્વર (અધિપતિ) છે. તું સર્વેનું આદિ કારણ છે, તું પ્રીતિનો દાતા તેમ જ પ્રાણ(જીવન તત્ત્વ)નો પણ દાતા છે, તેટલા માટે જ સર્વ શાસ્ત્રોના રહસ્યના જ્ઞાતાઓ વિદ્વાનો અને સંતો તને ઈશ્વર અને ઇશ (સમસ્ત વિશ્વનો નિયામક) કહે છે.[૨૪]

भूतं यस्माज्जगदत्यंतधीर
त्वत्तोऽव्यक्तादक्षरादक्षरेश ।
तस्मात्त्वामाहुर्भव इत्येव भूतं
सर्वेश्वराणां महतामप्युदारम् ॥ २५ ॥

હે અત્યંત ધીર (બુદ્ધિપ્રવર્તક) દેવ! હે અક્ષર બ્રહ્મના અંશો(જીવો)ના નિયંતા! જે હેતુથી તું પોતે અવ્યક્ત તેમ જ અક્ષર (નિત્ય સિદ્ધ) હોવા છતાં, તારાથી આ સમસ્ત વ્યક્ત જગત્ ઉત્પન્ન થયલું છે, તે હેતુસર જ બ્રહ્મવિદ્ પુરુષો તને ભૂત (સ્વયંભુવ) તેમ જ મહાન્, સર્વે ઈશ્વરો(સૃષ્ટિના નિયામક પ્રજાપતિઓ)નો સ્રષ્ટા 'ભવ' કહે છે, તથા સર્વ વરદાતાઓથી પણ ઉદાર (અલ્પ કલેશે મહાન્ વર આપનારો) કહે છે.[૨૫]

यस्माज्जितैरभिषिक्तोसि सर्वै-
र्देवासुरैः सर्वभूतैश्च देव ।
महेश्वरं विश्वकर्माणमाहुस्त्वां
वै सर्वे तेन देवातिदेवम् ॥ २६ ॥

હે દેવ! જે હેતુથી, યુદ્ધાદિમાં તારાથી જિતાયલા સર્વે દેવોએ અને સર્વે અસુરોએ તેમ જ સર્વ ભૂતોએ તને (સર્વેશ્વરપદનો) અભિષેક કરેલો છે, તે હેતુસર સર્વે તને વિશ્વકર્મા (વિશ્વનો કર્તા), મહેશ્વર અને દેવાતિદેવ કહે છે.[૨૬]

पूज्यो देवैः पूज्यसे नित्यदा वै
शश्वच्छ्रेयःकाङ्क्षिभिर्वरदामेयवीर्य ।
तस्माद्विख्यातो भगवान्देवदेवः
सतामिष्टः सर्वभूतात्मभावी ॥ २७ ॥

હે વરદાન દેનારા! હે અમાપ વીર્યવાળા! તું (સર્વ ભૂત માત્રનો) પૂજ્ય છે અને તેથી જ પોતાના શાશ્વત્ શ્રેયની આકાંક્ષા કરનારા દેવો પણ તારી પૂજા નિત્યદા (નિરંતર) કરે છે, અને તેથી જ તું સર્વત્ર ભગવાન્ તેમ જ દેવાધિદેવરૂપે વિખ્યાત થયલો છે. તું સત્પુરુષોનો ઇષ્ટ છે, અને સર્વ ભૂતોમાં તારા આત્માને પ્રકટાવનારો છે.[૨૭]

भूमित्रयाणां देव यस्मात्प्रतिष्ठा
पुनर्लोकानां भावनाऽमेयकीर्तिः ।
त्र्यंबकेति प्रथमं तेन नाम
तवाप्रमेय त्रिदशेशनाथ ॥ २८ ॥

હે દેવ! જે કારણે ભૂમિ આદિ ત્રિકો(ત્રણ ત્રણ તત્ત્વના સમૂહો)*ની તું પ્રતિષ્ઠા(ઉત્પત્તિ તેમ જ લયનું) સ્થાન ગણાય છે, તેમ સર્વ લોકો(સૃષ્ટિઓ)નો ઉત્પાદક અને અમાપ કીર્તિવાળો કહેવાય છે, તે હેતુસર જ હે અમાપ શક્તિવાળા! હે ત્રિદશો(દેવો)ના ઈશના પણ નાથ! તારું પ્રથમ મુખ્ય નામ ત્ર્યંબક (त्रि ત્રણ ત્રણના સમૂહોને अम्ब-પ્રકાશિત કરનાર-આંખ) કહેવાય છે.[૨૮]

शर्वः शत्रूणां शासनादप्रमेय-
स्तथा भूयः शासनादीश्वरेण ।
सर्वव्यापित्वाच्छंकरत्वाच्च सद्भिः
शब्दस्येशानः श्रीकरार्काग्र्यतेजाः ॥ २९ ॥

તું શત્રુઓ ઉપર દોર ચલાવે છે, તેથી તને સર્વ શર્વ કહે છે. તેમ શત્રુઓ તારા બલનું માપ કાઢી શકતા નથી, તેથી તું 'અપ્રમેય' કહેવાય છે. (અંતર્યામી રૂપે) તું સર્વ જીવોનો નિયંતા છે, તેમ જ પુનઃ (રાજાદિરૂપે સમસ્ત વિશ્વ ઉપર) તું રાજ્ય ચલાવે છે, તેથી 'ઈશ' કહેવાય છે. તું સર્વવ્યાપી છે અને સર્વનું (शं) કલ્યાણ (कर) કરે છે, તેથી સંતો તને 'સર્વવ્યાપી' અને 'શંકર' કહે છે. વેદાદિ સર્વ શબ્દશાસ્ત્રોમાં તારું પ્રતિપાદન કરેલું હોવાથી તું શબ્દોનો ઈશ કહેવાય છે. હે શ્રીકર (વેદાદિ પર-અપર વિદ્યા સંપત્તિનો નિર્માણ કરનારા)! તારું તેજ અર્ક(સૂર્ય)થી પણ અધિક શ્રેષ્ઠ છે.[૨૯]

संसक्तानां नित्यदा यत्करोषि
शमं भ्रातृव्यान्यद्यनैषीः समस्तान् ।
तस्माद्देवः शंकरोऽस्यप्रमेयः
सद्भिर्धर्मज्ञैः कथ्यसे सर्वनाथः ॥ ३० ॥

જેઓ તારામાં સંપૂર્ણ રીતે આસક્ત થયા છે એવા ભક્તોને નિત્યદા 'શમ' (સુખ) કરી આપે છે તેથી તેમ જ તારા સમસ્ત ભ્રાતૃવ્યો(પિત્રાઇ-શત્રુઓ અસુરો)ને પણ તેમનું કલ્યાણ કરનારી શિક્ષા આપે છે, અર્થાત્ તું ભક્ત તેમ જ શત્રુ ઉભયનું કલ્યાણ કરે છે, તેથી જ તું ખરેખર દેવ 'શંકર' છે. અને તું પ્રમાણથી અતીત હોવાથી ધર્મતત્ત્વને જાણનારા સાધુઓ તને 'અપ્રમેય' તેમ જ 'સર્વનાથ' કહે છે.[૩૦]

दत्तः प्रहारः कुलिशेन पूर्वं
तवेशान सुरराज्ञातिवीर्य ।
कंठे नैल्यं तेन ते यत्प्रवृत्तं
तस्मात्ख्यातस्त्वं नीलकंठेतिकल्पः ॥ ३१ ॥

* ભૂમિ, ભુવર્લોક અને સ્વર્લોક; ઉત્પત્તિ, સ્થિતિ અને લય; પ્રાણ, અપાન અને વ્યાન; અગ્નિ, વાયુ અને સૂર્ય; ભૂત, વર્તમાન અને ભવિષ્ય; એમ ત્રણ ત્રણ તત્ત્વોનું પ્રત્યેક ત્રેખડું ત્રિક કહેવાય છે.

હે અનંત વીર્યવાન્! હે ઇશાન! પૂર્વે સુરરાજા ઇન્દ્રે વજ્રથી તારા શરીર ઉપર જે પ્રહાર કર્યો હતો, તે પ્રહારના ચિહ્ન તરીકે તેં કંઠમાં નીલતા (ભૂરાશ) ધારણ કરી છે, તેથી તું નીલકંઠને નામે વિખ્યાત છે.૩૧

यल्लिङ्गांकं यच्च लोके भगांकं
सर्वं सोम त्वं स्थावरं जंगमं च ।
प्राहुर्विप्रास्त्वां गुणिनं तत्त्वविज्ञा-
स्तथा ध्येयामम्बिकां लोकधात्रीम् ॥ ३२ ॥

હે ઉમયા સહિત દેવ! લિંગ(પુરુષ તત્ત્વ) અને ભગ-(સ્ત્રી તત્ત્વ)ના ચિહ્નયુક્ત સમસ્ત સ્થાવર અને જંગમ સૃષ્ટિ તારું 'લિંગાંક' સ્વરૂપ છે, તેથી તત્ત્વને જાણનારા વિપ્રો તને જ ગુણી (સગુણ રૂપધારી) તેમ જ ઉમાને સર્વનાં ધ્યેય (ધ્યાન ધરવા યોગ્ય) લોકધાત્રી અંબિકા કહે છે.૩૨

वेदैर्गीता सा हि तत्त्वं प्रसूता
यज्ञो दीक्षाणां योगिना चातिरूपः ।
नात्यद्भुतं त्वत्समं देव भूतं
भूतं भव्यं भवदेवाथ नास्ति ॥ ३३ ॥

વેદોએ ('अजामेकां' ઇત્યાદિ મંત્રો વડે) જેનું ગાન કરેલું છે, એવી (ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ) અંબિકા માયા જે મહત્તત્ત્વથી ઉત્પન્ન થયલી છે, તે મહત્તત્ત્વ પણ તું જ છે. યજ્ઞકર્મમાં દીક્ષા પામેલાઓનો યજ્ઞ તું જ છે, તથા યોગીઓનું રૂપાતીત જ્ઞાનસ્વરૂપ તું છે. હે દેવ! તારા જેવું અન્ય કોઈ અતિ અદ્ભુત તત્ત્વ છે નહીં. ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે કાળમાં જે સર્વ દૃશ્ય છે તે તારા સિવાય નહીં જ જેવું છે.૩૩

अहं ब्रह्मा कपिलो योप्यनंतः
पुत्राः सर्वे ब्रह्मणश्चातिवीराः ।
त्वत्तः सर्वे देवदेव प्रसूता
एवं सर्वेशः कारणात्मा त्वमीड्यः ॥ ३४ ॥

હું, બ્રહ્મા, કપિલ, અનંત (શેષનાગ) અને બ્રહ્માના અતિશય શૂરવીર અનેક પુત્રો એ સર્વે હે દેવદેવ! તારાથી જ ઉત્પન્ન થયલા છીએ. તેથી તું સર્વનો ઇશ કારણાત્મા હોઇને સર્વની સ્તુતિને પાત્ર છે."૩૪

આ પ્રમાણે કૃષ્ણ તલ્લીનપણે સ્તુતિ કરતા હતા તે દરમ્યાન વૃષભધ્વજ ભગવાન્ શંકરે પ્રસન્નતાથી પોતાનો જમણો હાથ લંબાવી, નારાયણને આ (નીચે પ્રમાણે) આશિર્વચન કહ્યું:—૩૫

"હે સુરોમાં શ્રેષ્ઠ! તને તારા મનમાં ઇચ્છેલા સર્વ પદાર્થોની પ્રાપ્તિ થશે. તું પારિજાત વૃક્ષનું હરણ કરી શકીશ, માટે તે સંબંધી તારે મનમાં કાંઇ પણ ઉદ્વેગ ધરવો નહીં.૩૬ હે પ્રભુ! હે કૃષ્ણ! તેં આ મૈનાક પર્વત ઉપર મારો આશ્રય કરી મારું જે તપ આદર્યું છે અને તેને અંગે આ જે વરદાન હું તને આપું છું, તેને સ્મરણ દ્વારા તારા ચિત્તમાં મૈનાક પર્વતની પેઠે સ્થિરતા ધારણ કરવા દે, અર્થાત્ વિકળ થતો નહીં.૩૭ 'તું અવધ્ય છે (કોઇને હાથે તારો વધ થવાનો જ નથી), તું અજિત છે, અને મારાથી પણ વિશેષ શૂરવીર થવાનો છે.' મારું આ વચન અન્યથા થનારું નથી.૩૮ હે અમરોમાં શ્રેષ્ઠ! હે ધર્મજ્ઞ! તેં મારી સ્તુતિ અર્થે કરેલા સ્તોત્રવડે જે કોઈ વ્યક્તિ મારું ભક્તિપૂર્વક સ્તવન કરશે, તે ધર્મિષ્ઠ થશે, તેમ જ હે વિષ્ણુ! તેને રણસંગ્રામમાં જય તથા ઉત્તમ પૂજા (સત્કાર) મળશે.૩૯ હે નિષ્પાપ! આજથી આ પ્રદેશનું મારું નામ 'બિલ્વોદકેશ્વર' તરીકે જગતમાં વિખ્યાત થશે, અને હે દેવ! તેં મારી એવી રીતે સ્થાપના કરી છે કે, જેથી મારી પ્રાર્થના કરનારની યાચના તત્કાલ પરિપૂર્ણ થશે.૪૦ હે કેશવ! ગમે તે વિદ્વાન્ વ્યક્તિ જો મારી ભક્તિ કરતો અહીં અપવાસ કરી ત્રણ રાત્રિ ગાળશે, તો હે જનાર્દન! પોતાને જે લોક ઇપ્સિત હશે તે લોકની પ્રાપ્તિ તેને પોતાના તપના બળથી થશે.૪૧ (તેં આવાહનથી બોલાવેલી) ગંગા નદી આ પ્રદેશમાં અવિદ્યાના જ નામથી પ્રસિદ્ધ થશે, અને તેમાં વેદોક્ત મંત્રના ઉચ્ચારપૂર્વક સ્નાન કરનારને ગંગાસ્નાનના જેવું જ ફળ મળશે.૪૨ હે જનાર્દન! અહીં આ પર્વતની હેઠળની ભૂમિમાં દાનવોનું ષટ્પુર નામનું નગર અંતર્હિત છે. એ નગરમાં રહેતા મહા બલવાન્ દુરાત્મા દૈત્યો પરાક્રમી છે અને હે દેવ! જગતને તેમ જ દેવોને તેઓ કેવળ કંટકરૂપ જ છે. હે ગોવિંદ! તેઓ લોકોને હેરાન કરીને આ પર્વતનાં શિખરોના અંત ભાગમાં ગુપ્તપણે લપાઈ રહે છે.૪૩-૪૪ હે નિષ્પાપ! હે દેવ! બ્રહ્માના વરદાનથી તેઓ દેવોથી અવધ્ય થયલા છે, તેથી હે કેશવ! મનુષ્યરૂપમાં આચ્છાદિત થયલો હોવાથી તું જ આ દાનવોનો સંહાર કર."૪૫

હે જનાધિપતિ! આટલું કહી મહાદેવ મહાત્મા વાસુદેવને ભેટયા અને ત્યાં જ તત્કાળ અંતર્ધ્યાન થઈ ગયા.૪૬ હે રાજન્! મહાદેવ ત્યાંથી સીધાર્યા અને તે રાત્રિ ગોવિંદે આ પર્વત ઉપર ગાળી. પછી પ્રભાત થતાં તેમણે પારિયાત્ર પર્વતને પુનઃ આ વચન કહ્યું:—૪૭

"હે પર્વતમાં શ્રેષ્ઠ પારિયાત્ર! પૂર્વે બ્રહ્મદેવનું વરદાન મેળવી દેવના દેવથી પણ અવધ્ય થયલા મહાન્ અસુરો તારી તળેટીની હેઠળ વસેલા છે.૪૮ તને મેં ભૂમિમાં ઉતારી દીધો છે તેથી એ મહાબળવાન્ અસુરો પણ મારા આ કૃત્યથી જમીનમાં જ પૂરાયા છે, એટલે

તેઓ મહાબળવાન્ હોવા છતાંયે હવે બહાર નીકળી શકશે નહીં. અને મારી આજ્ઞાથી તેમનું બહાર નીકળવાનું દ્વાર બંધ થવાથી તેઓ અંદર ને અંદર જ મરણને શરણ થશે.[૪૯] હે મહાન્ પર્વત! હું તારી સમીપ જ રહીશ અને એ ઘોર રાક્ષસોને અંકુશમાં રાખતો અહીં નિવાસ કરીશ.[૫૦] હે પર્વતશ્રેષ્ઠ! જે પુણ્યવાન્ પુરુષ તારા મસ્તક (ઉંચા શિખર) ઉપર ચઢી (તે ઉપર સ્થિતિ કરી રહેલા) મારા આ સ્વરૂપનું દર્શન કરશે તેને હજાર ગાયો આપ્યાનું શાશ્વત ફળ મળશે.[૫૧] હે પારિયાત્ર! જે તારી ઉપરથી પથ્થરાઓ લઈ, ભક્તિપૂર્વક એ પથ્થરોમાંથી મારી પ્રતિમા ઘડાવશે અને નિત્ય મારી શુશ્રૂષા કરશે, તેઓ અંતે મારા પરમ આશ્રયને પ્રાપ્ત કરશે."[૫૨]

આ પ્રમાણે વરદાન આપીને કૃષ્ણે એ પારિયાત્ર પર્વત ઉપર અનુગ્રહ કર્યો. તે દિવસથી દેવેશ અચ્યુત સદા એ પર્વતની સમીપ જ રહે છે.[૫૩] હે કૌરવ! એ પર્વતના પાષાણોની પ્રતિમા કરાવી, વિષ્ણુલોક મેળવવાની આકાંક્ષા કરનારા ધન્ય પુરુષો તેની શુશ્રૂષા કરે છે.[૫૪]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे पारिजातहरणमां "इन्द्र अने कृष्ण वच्चे युद्ध अने कृष्णे करेली शंकरनी स्तुति" ए नामनो अध्याय ७४ मो संपूर्ण

---

## અધ્યાય ૭૫ મો

### ઇન્દ્રનો પરાજય અને પારિજાતનું હરણ

वैशंपायन उवाच–

> ततो रथवरं कृष्णः समारुह्य महामनाः।
> बिल्वोदकेश्वरं देवं नमस्कृत्य ययौ नृप ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–તે પછી (ઇન્દ્ર સાથે ઠરાવ્યા પ્રમાણે પ્રભાત થતાં) હે નૃપતિ! મોટા મનવાળા કૃષ્ણે બિલ્વોદકેશ્વર મહાદેવને નમસ્કાર કર્યા અને સુસજ્જ થઇને ઉત્તમ રથપર બેસી યુદ્ધ કરવા સીધાર્યા.[૧] રથમાં બેઠાં બેઠાં જ મધુસૂદને પુષ્કર તીર્થની સમીપ સર્વ દેવગણોનો સત્કાર પામતા મહેન્દ્રને યુદ્ધનું આહ્વાન કર્યું.[૨] એટલે સજ્જનોની સર્વ કામનાઓ પૂરનારો શક્ર અને તેનો પુત્ર જયન્ત ઘોડા જોડેલા એક ઉત્તમ રથ ઉપર ચઢ્યા.[૩] તે પછી હે કુરુનંદન! દૈવયોગથી પારિજાત વૃક્ષના નિમિત્તે તે બન્ને દેવોએ રથમાં બેઠેબેઠે જ યુદ્ધ મચાવ્યું.[૪] રણસંગ્રામ ચાલતાં, શત્રુના સૈન્યને પીડનાર વિષ્ણુએ જેમની કુટિલ ગતિ ન હતી એવાં (સરળ ગતિવાળાં) બાણોની જાળોથી દેવરાજ ઇન્દ્રના સેનાનીઓ ઉપર ઝટપટ પ્રહાર કર્યા.[૫] હે પ્રભુ! ઉપેન્દ્ર અને મહેન્દ્ર ઉભયે શૂરવીર અને શક્તિમાન્ હતા છતાં રણમાં વિષ્ણુએ સુરેશ્વરની ઉપર અને મહેન્દ્રે ઉપેન્દ્રની ઉપર શસ્ત્રોથી પ્રહાર કર્યા જ નહીં.[૬] હે જનેશ્વર! જનાર્દને પીછાંવાળાં, તીક્ષ્ણ, અસ્ત્રપ્રયોગથી યુક્ત દશ દશ બાણોથી મહેન્દ્રના એકેએક ઘોડાને વિંધ્યો.[૭] ત્યારે સામી પાસ હે રાજેન્દ્ર! અમરોમાં શ્રેષ્ઠ દેવેન્દ્રે મંત્રોથી પ્રબળ કરેલાં ઘોર અસ્ત્રોવડે કૃષ્ણના શૈબ્ય આદિ નામવાળા ચારે ઘોડાઓને છાઈ દીધા.[૮] એટલે કૃષ્ણે પણ હજાર બાણથી ઇન્દ્રના ઐરાવત હાથીને ઢાંક્યો, ત્યારે બલના સંહારક, મહાતેજસ્વી ઇન્દ્રે પણ એવી જ રીતે હરિના વાહન ગરુડને પણ છાઇ નાંખ્યો.[૯]

તે દિવસે શત્રુને વિદારનારા, મહાત્માઓ નારાયણ અને સુરોનો અધિપતિ એ બન્ને ભૂમિપર ગતિ કરનારા રથમાં બેઠાં બેઠાં જ યુદ્ધ કરવા મંડ્યા. અને હે ભારત! જાણે જળમાં ઝંઝાવાતમાં ડોલાં ખાતી નૌકા હોય તેમ વસુધા તેમના અસ્ત્રના ઝપાટાઓથી કંપી રહી, તથા દિશાઓના સર્વે પ્રદેશો અસ્ત્રદાહથી ચારે કોર છવાઈ રહ્યા.[૧૦–૧૧] તેજ પ્રમાણે શ્રેષ્ઠ પર્વતો પણ ડગમગવા લાગ્યા અને સેંકડો વૃક્ષો મૂળથી ઉખડી પડ્યાં. (વળી તેમના આ યુદ્ધના ભયંકર ખળભળાટથી) ધર્મ અને સદ્‌ગુણથી યુક્ત કેટલાંએક માનવો પૃથ્વીની પીઠ ઉપર ઢળી પડ્યાં.[૧૨] હે નરાધિપતિ! આ રણાંગણમાં તે ઉપરાંત અન્ય સેંકડો ઉત્પાતો પણ મચી રહ્યા; અને હે વસુધાધિપતિ! સર્વે સરિતાઓ ઉલટા વહેણે વહેવા લાગી.[૧૩] હે રાજન્! વાયુના સુસવાટા ચારે કોર વાઈ રહ્યા, આકાશમાંથી તેજસ્વી ઉલ્કાઓ નિસ્તેજ થઈ થઇને પૃથ્વી ઉપર પડવા માંડી. તેમ રથોની અથડાઅથડીના ઘરઘરડાટથી પ્રાણીઓના સમૂહો વારંવાર મૂર્છાવશ થવા લાગ્યા.[૧૪] હે જનપદ(દેશ)ના ઈશ્વર! જળમાં પણ વહ્નિ પ્રજ્વળી ઉઠ્યો, અને આકાશમાં સર્વ પાસ ગ્રહો ગ્રહોની સાથે યુદ્ધ કરવા અર્થાત્ અથડાવા લાગ્યા.[૧૫] સેંકડો તેજસ્વી વ્યક્તિઓ (તારાઓ) સ્વર્ગમાંથી પૃથ્વીતલ ઉપર પડવા લાગી, અને દિશાઓના રક્ષક હાથીઓ અને ધરણીતલના હાથીઓ અતિશય કંપી ઉઠ્યા.[૧૬] ગધેડાના જેવા ધૂસર વર્ણના તેમ જ અરુણ (આછા રાતા) રંગના, નભથી છૂટા પડતાં પડતાં ગર્જના કરતા ઉલ્કાપાતોથી તથા લોહીનો વર્ષાદ વરસાવનારા મેઘોથી આકાશ છવાઈ રહ્યું.[૧૭] હે નરેન્દ્રમાં ઉત્તમ જનમેજય! આ બે શૂરવીર દેવોને આમ પરસ્પર પ્રચંડ યુદ્ધ મચાવી રહેલા જોઇને પૃથ્વી, આકાશ કે અંતરિક્ષ જાણે પોત-

પોતાને સ્થાનેથી ચળ્યાં હોય તેમ ખળભળતાં જણાયાં.[૧૮] જગતનું હિત કરવાની કામનાથી મુનિ-ગણો મંત્રો જપવા લાગ્યા, અને મહાત્મા બ્રાહ્મણો પણ એવા જ જપના કાર્યમાં સત્વર નિમગ્ન થઈ ગયા.[૧૯]

આવી અશાંત સ્થિતિ સર્વત્ર થઈ ત્યારે મહા તેજસ્વી બ્રહ્મદેવે કશ્યપને આવું વચન કહ્યું:-"હે સદ્વ્રત પાળનારા કશ્યપ! હવે તું તારી વહુ અદિતિ સાથે ત્યાં જા અને તારા એ બે પુત્રોને યુદ્ધ કરતા અટકાવ."[૨૦] એટલે કશ્યપ મુનિ કમલભૂ બ્રહ્મદેવને 'ભલે હું એમ કરું છું' એમ કહી રથમાં બેઠા અને નરોમાં શ્રેષ્ઠ કૃષ્ણની સમીપ સીધાર્યા.[૨૧] આમ અદિતિ સાથે કશ્યપ મુનિને પોતાની વચ્ચે આવી ઊભેલા જોઈ, એ બન્ને મહાબળવાન્ યોદ્ધાઓ પોતપોતાના રથ ઉપરથી ધરણીતલ ઉપર ઉતર્યા [૨૨] શત્રુને દમનારા એ બન્ને જણા એ પોતાનાં શસ્ત્ર-અસ્ત્રો હાથમાંથી ફેંકી દીધાં અને સર્વ પ્રાણીમાત્રના હિતમાં તત્પર, ધર્મનાં તત્ત્વોનાં જ્ઞાતા, પોતાનાં માતાપિતાને વંદન કર્યું.[૨૩] એટલે તે બન્નેને એક એક હાથથી પકડી અદિતિએ આ વચન કહ્યું:-

"એક અતિશય નાના નિમિત્તને આગળ કરીને તમે બન્ને શા માટે, જાણે તમે સહોદર ભાઈઓ જ ન હોય તેમ, પારકાના ઉદરમાં જન્મેલા શત્રુની પેઠે, એક એકને હણવાની ઇચ્છાથી આવું અતિશય દારુણ યુદ્ધ મચાવી રહ્યા છો? મારા પુત્રો હોવાનું કહેવડાવનારા-ઓને યોગ્ય આ કર્મ હોય એમ મને તો લાગતું નથી.[૨૪-૨૫] જો માતાનું તેમજ પ્રજાપતિ પિતા કશ્યપનું આ કહેલું વચન સાંભળવાની તમારી ઇચ્છા હોય તો, તમે તમારાં શસ્ત્રો ફેંકી દો, સ્વસ્થ થાઓ અને હું કહું તે વચન પ્રમાણે વર્તો."[૨૬]

તેનું આવું વચન સાંભળીને "ભલે" એવો ઉત્તર તે બન્ને મહાબળવાન્ યોદ્ધાઓએ આપ્યો, અને (પવિત્ર થઈ માતાનું વચન અંગીકાર કરવાના હેતુથી) સ્નાન કરવાની કામનાવાળા તે બન્ને પરસ્પર બડબડતા ગંગા નદીના તટ ઉપર સીધાર્યા.[૨૭]

ત્યાં ઇન્દ્ર બડબડ્યો:-"હે કૃષ્ણ! તું આ સમસ્ત લોકનો સમર્થ સ્રષ્ટા પ્રભુ છે; તેં જ લોક-(સૃષ્ટિ)ના રાજ્ય ઉપર મારી સ્થાપના કરી છે. તો પછી આમ મારી રાજ્યપદે સ્થાપના કરીને, હવે તું શા માટે મારી અહીં આવી અવગણના કરે છે?[૨૮] હે કમલના પત્ર સમાન વિશાળ આંખવાળા! તેં પોતે જ મારા નાના ભાઈ તરીકેના પદનો અંગીકાર કર્યો છે, અને તે દ્વારા મારું મોટા ભાઈપણું સ્વીકાર્યું છે છતાં તું શા માટે આમ તેનું જ નિર્વાણ (નાશ) કરવા ઇચ્છે છે?"[૨૯]

હે નૃપ! જાહ્નવીના જળમાં સ્નાન કરી, એ બે દૃઢ વ્રતધારી મહાત્માઓ જ્યાં અદિતિ અને કશ્યપ વિરા-જતાં હતાં ત્યાં પુનઃ આવી પહોંચ્યા.[૩૦] જે સ્થાને તેમનાં માતાપિતાએ એ બે કમલસમાન સુંદર આંખ-વાળા મહાત્માઓ વચ્ચે સંધિ કરાવી હતી તે પ્રદેશનું નામ મુનિઓ પ્રિયસંગમન કહે છે.[૩૧] તે પછી સંધિ થતાં હે કુરુવંશજ! જે સ્થળે સર્વે ધર્મ-ચારી દેવોના ગણો એકત્ર થયા હતા ત્યાં તેમની સંનિધિમાં કૃષ્ણે ઇન્દ્રને વાણીથી અભયદાન આપ્યું. તે સાંભળી ત્યાંથી સર્વે દેવો પોતાને અનુરૂપ પરમ ઋદ્ધિથી યુક્ત થઈ, પોતપોતાનાં વિમાનો દ્વારા પાછા સ્વર્ગે સીધાવી ગયા.[૩૨-૩૩] અને હે નૃપ! કશ્યપ, અદિતિ, ઇન્દ્ર અને જનાર્દન પણ એક જ વિમાનમાં બેસી સ્વર્ગમાં સીધાર્યા.[૩૪] હે કુરુવંશજ! ત્યાં પહોંચ્યા પછી ઇન્દ્રના સર્વ અનુકૂળ સાધનોવાળા, રમ્ય ભુવનમાં તે સર્વ ધર્મચારીઓ આનંદ મહાણતાં તે રાત્રિ એકઠાં રહ્યાં.[૩૫] ધર્મવત્સલ શચીએ પણ સર્વ ભૂતોના હિતમાં તત્પર, મહાત્મા કશ્યપ અને અદિતિ એ બન્નેની સેવા ઉઠાવી.[૩૬] પછી તે રાત્રિ વીતી અને પ્રભાત થયું એટલે ધર્મના તત્ત્વને જાણનારી અદિતિએ કૃષ્ણને સર્વ ભૂતોનું હિત કરનારું આવું વચન કહ્યું:-[૩૭]

અદિતિ કહે છે:-"હે ઉપેન્દ્ર! તું દ્વારકા જા, પારિજાત વૃક્ષને પણ તારી સાથે લેતો જા અને તારી વહુના હૃદયમાં પુણ્યક વ્રતની જે વાંછના છે તે સારી રીતે પૂરી કરાવ.[૩૮] સત્યભામાનું પુણ્યક વ્રત સમાપ્ત થાય એટલે તારે પુનઃ એ વૃક્ષને અહીં પાછું મૂકી જવું, અને હે પુરુષશ્રેષ્ઠ! તેને નંદનવનમાં તેના યોગ્ય સ્થાને પાછું રોપી દેવું."[૩૯]

એટલે ધર્મ અને ગુણોથી સંપન્ન યશસ્વિની દેવ-માતા અદિતિને કૃષ્ણે કહ્યું કે, "ભલે હું એમ કરીશ." અને મહાત્મા નારદે પણ તેનાં પ્રતિજ્ઞાપાલનની એવી જ ખાત્રી આપી.[૪૦]

તે પછી માતાપિતાને અભિવંદન કરી, તથા શચી સાથે મહેન્દ્રને પણ નમસ્કાર કરી, જનાર્દને દ્વારકા તરફ પ્રયાણ કર્યું.[૪૧] હે કુરુનન્દન! તે વેળા ઇન્દ્રની પત્ની ધર્મચારિણી પૌલોમીએ કૃષ્ણને તેમ તેની સર્વે પત્નીઓ માટે યથાયોગ્ય પ્રીતિની ભેટો આપી.[૪૨] મનસ્વી ઇન્દ્રાણીએ તેમની સોળ હજાર સ્ત્રીઓ માટે સર્વ જાતનાં દિવ્ય રત્નો, અને નાના પ્રકારના રંગમાં રંગેલાં, તેમ જ સુગંધ આપતાં ચૂર્ણોથી સુવાસિત કરેલાં વસ્ત્રો માધવને આપ્યાં, અને મહાતેજસ્વી કૃષ્ણે તે સર્વનો સ્વીકાર કરી, ત્યાંથી દ્વારકા પ્રતિ પ્રયાણ કર્યું.[૪૩-૪૪] ત્યાંથી પુણ્યકર્મી ખેચરોથી સારી રીતે પૂજાયેલા તેજસ્વી

કૃષ્ણ, સાત્યકી અને પુત્ર પ્રદ્યુમ્નની સાથે, રૈવતક પર્વત ઉપર આવી પહોંચ્યા.[૪૫] ત્યાં જ તેમણે વૃક્ષોમાં ઉત્તમ પારિજાતને મૂક્યું અને અનેક દ્વારથી શોભતી દ્વારકા નગરીમાં સાત્યકીને આ સંદેશો કહેવા મોકલ્યોઃ-

કૃષ્ણ કહે છેઃ-"હે ભીમકુલની વૃદ્ધિ કરનાર સાત્યકી! હે મહાબાહુ! મેં અહિંયાં પારિજાત વૃક્ષ મહેન્દ્રના વનમાંથી આણેલું છે. તે તું યાદવોને જણાવજે. આજે હું મહાવૃક્ષ પારિજાત સાથે દ્વારકામાં પ્રવેશ કરવાનો છું, તેથી એ નગરમાં આ પ્રસંગને યોગ્ય શોભા અને સમારંભ કરાવજે."[૪૬-૪૮]

આ પ્રમાણે કૃષ્ણે કહ્યું એટલે સાત્યકી દ્વારકા ગયો, અને તે પ્રમાણે યાદવોને સંદેશો પાઠવી, હે પ્રભુ! સાંબ ઇત્યાદિ કૃષ્ણના પુત્રો અને નગરવાસીઓની સાથે ત્યાં પાછો આવી પહોંચ્યો.[૪૯] તે પછી સૌથી આગળ પીઠે પારિજાત વૃક્ષ ધારણ કરીને ગરુડે અને રથીઓમાં શ્રેષ્ઠ પ્રદ્યુમ્ને રમ્ય દ્વારકામાં પ્રવેશ કર્યો.[૫૦] અને તેની પછવાડે સાત્યકી અને સાંબ સાથે શૈબ્ય આદિ ઘોડાઓથી જોડેલા ઉત્તમ રથમાં હરિએ પ્રવેશ કર્યો.[૫૧] હે નૃપતિ! બીજા જે અન્ય વૃષ્ણિવંશજો તેમની સાથે હતા, તે સર્વે પણ પોતપોતાનાં અનેકવિધ વાહનોમાં બેઠી, મહાત્મા કૃષ્ણના આ કાર્યની પ્રશંસા કરતા અને વિશેષ હર્ષ પામતા, તેમની પુંઠે ચાલ્યા.[૫૨] અપ્રમેય કૃષ્ણનાં આવાં અદ્દભુત કર્મો સંબંધી વાર્તા સાત્યકીના મુખથી સવિસ્તર સાંભળી યાદવો અને અન્ય નગરવાસીઓ પરમ વિસ્મય પામ્યા.[૫૩] હે રાજન્! આનર્ત દેશના નિવાસીઓ દિવ્ય પુષ્પોવાળા એ પારિજાત વૃક્ષને જોઈને અને તેનો મહાન્ ઉદય અનુભવીને હર્ષ પામ્યા, અને તે નેત્ર ભરી ભરીને નિરખતાં છતાં તેમને તૃપ્તિ થઈ નહીં.[૫૪] એ અચિંત્ય પ્રભાવવાળા, અદ્દભુત, મદથી કલરવ અને ક્રીડા કરતા પક્ષીઓથી ભરચક, ઉત્તમ વૃક્ષને નિહાળતાં વૃદ્ધ પુરુષોની વૃદ્ધાવસ્થા ટળી ગઈ.[૫૫] જેઓ જન્મથી જ આંખે આંધળા હતા તે સર્વે દિવ્ય ચક્ષુવાળા થયા. તેમ એ વનસ્પતિના રાજાની સુગંધી સુંઘવાથી રોગીઓ રોગથી મુક્ત થયા.[૫૬] તે ઉપરનાં શુભ્ર પક્ષીઓના કોયલના જેવા મંજુલ ટહુકા સાંભળીને આનર્ત દેશના નિવાસીઓનાં મન પ્રસન્ન થયાં અને જનાર્દનને અભિવંદન કરવા લાગ્યાં.[૫૭] તે વૃક્ષથી અતિ દૂર નહીં ગયેલા મનુષ્યો તેની ઉપરથી આવતા, નાના વિધ તુરીઓના સૂરો અને મધુર ગાયનો સાંભળવા લાગ્યા.[૫૮] વળી તેનો એવો પ્રભાવ હતો કે, જે માણસ પોતાના હૃદયને આનંદ આપે એવો જે ગંધ મેળવવાનો મનમાં સંકલ્પ કરતો, તેને તે જ ગંધ તે વૃક્ષમાંથી ઉત્પન્ન થતો મળી આવતો.[૫૯]

ઉપર જણાવ્યા પ્રમાણે રમ્ય દ્વારકામાં પ્રવેશ કર્યા પછી યદુનંદન કૃષ્ણ મહાત્મા વસુદેવ અને દેવકીને મળ્યા, તથા કુકુરોના અધિપતિ ઉગ્રસેન, પોતાના મોટાભાઈ બલરામ અને અમરોની ઉપમાને તુલ્ય તેમ જ માનને પાત્ર અન્ય જે સર્વે વૃદ્ધ યાદવો હતા, તેમને પણ ભેટ્યા.[૬૦-૬૧] તે પછી આદિ અને અંત રહિત અચ્યુત ભગવાને તે સર્વની યથાયોગ્ય પૂજાઅર્ચા કરી, અને તેમને સત્કારપૂર્વક વિદાય કરી પોતે પોતાના ભુવનમાં સીધાર્યા.[૬૨] ત્યાંથી ગદાધારી બળરામના નાના ભાઈ મધુસૂદને પારિજાત વૃક્ષને સાથે લઈ સત્યભામાના મહેલમાં પ્રવેશ કર્યો.[૬૩] ત્યાં દેવી સત્યભામાએ વાસવ(ઇન્દ્ર)ના નાના ભાઈ ઉપેન્દ્રનું પૂજન કર્યું, અને એ મહાન્ વૃક્ષ પારિજાતનો પણ સંપૂર્ણ સત્કાર કર્યો.[૬૪]

હે ભારત! એ વૃક્ષ મોટું હતું છતાં વાસુદેવની મનોવાંછના પ્રમાણે અલ્પ પ્રમાણવાળું થતું હતું, એ એક મોટું આશ્ચર્ય જ હતું.[૬૫] હે ભારત! તે કદાચિત્ સમગ્ર દ્વારકા નગરીને ઢાંકી દેતું, તો કદાચિત્ અંગુષ્ઠ માત્ર પ્રમાણ ધારણ કરીને હાથમાં પણ લઈ શકાય એવું થઈ જતું હતું.[૬૬]

આમ હે કુરુવંશજ! પોતાનો મનોરથ પ્રાપ્ત થવાથી દેવી સત્યભામા પરમ આનંદ પામી, અને તેણે પુણ્યક વ્રતને માટે અનેક વિધ સામગ્રીઓ સંઘરવાનો ઉપક્રમ આદર્યો.[૬૭] હે કુરુવંશજ! આ વ્રતમાં ઉપયોગી થાય એવાં જે જે કાંઈ યોગ્ય દ્રવ્યો જંબુદ્વીપમાં હતાં તે તે સર્વ મહાત્મા કૃષ્ણે એકઠાં કરાવ્યાં.[૬૮] તે પછી અગાઉ કહ્યા પ્રમાણે પુણ્યક વ્રતના દાનના પ્રતિગ્રહ કરવા માટે પુરંદરના નાનાભાઈ, સંયમી કૃષ્ણે સત્યભામાની વિનતિથી સર્વગુણસંપન્ન નારદ મુનિનું ધ્યાનપૂર્વક સ્મરણ કર્યું.[૬૯]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमा विष्णुपर्वविषे पारिजातहरणमां "इन्द्रनो पराजय अने पारिजातनुं हरण" ए नामनो अध्याय ७५ मो संपूर्ण

## અધ્યાય ૭૬ મો

## સત્યભામાનું પુણ્યક વ્રત અને પારિજાતની સ્વર્ગમાં પુનઃ સ્થાપના

वैशंपायन उवाच-

अथ कृष्णस्य कौरव्य ध्यातमात्रस्तपोधनः ।
आजगाम मुनिश्रेष्ठो नारदो वदतां वरः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-તે પછી હે કુરુવંશજ! કૃષ્ણે ધ્યાન ધર્યું એટલે તરત જ તપોધન, મુનિશ્રેષ્ઠ અને

વક્તાઓમાં ઉત્તમ નારદ મુનિ ત્યાં આવી પહોંચ્યા.[૧] હે વસુધાધિપતિ! શ્રીમાન્ વાસુદેવે શાસ્ત્રોક્ત વિધિથી તેમનું પૂજન કર્યું અને પછી પુણ્યક વ્રત નિમિત્તનું દાન વિધિપૂર્વક સ્વીકારવાનું ભક્તિપુરઃસર તેમને નિમંત્રણ કર્યું.[૨] તે પછી પુણ્યક વ્રતની સમાપ્તિનો યોગ્ય સમય થતાં, હે ભારત! સર્વ ભૂતોના સ્રષ્ટા, અવ્યય દેવ વિષ્ણુએ પ્રસન્ન અંતઃકરણથી પોતાની પ્રિયા સત્યભામાની સાથે, સ્નાન કરી પધારેલા મહામુનિ નારદનું પૂજન સુગંધી પદાર્થોથી તેમ જ પુષ્પની માળાઓથી કર્યું અને તેમને સર્વ કામનાઓ તૃપ્ત કરનારા અન્ન આદિ ભોજ્ય પદાર્થો આરોગાવ્યા.[૩-૪] તે પછી સુભાગ્યવતી, કલ્યાણી સત્યભામાએ પુષ્પની માળા કૃષ્ણના કંઠમાં ઘાલી અને તે વડે તેમને વનસ્પતિરાજ પારિજાત સાથે બાંધ્યા.[૫] તે પછી તેમની અનુજ્ઞા મેળવી, હાથમાં જળ લઈ સત્યભામાએ નારદ મુનિને કેશવ દાનમાં આપી દીધા. વળી તે સાથે હજાર ગાયો તથા સુવર્ણ અને રૂપાથી મિશ્રિત તેમ જ મણિઓ અને રત્નોની પ્રભાથી યુક્ત, તલ તથા અન્ય અનેક ધાન્યોથી પરિપૂર્ણ, હિરણ્યના પર્વતનું દાન પણ તેમને કર્યું.[૬-૭]

મુનિઓમાં શ્રેષ્ઠ નારદે તે સર્વ ધનનો સત્કાર કર્યો. પછી અતિશય પ્રસન્ન થઈ કેશવને કહ્યું કે, "હે કેશવ! તું હવે મારો થયો છે. તને જળવડે સત્યભામાએ મને દાનમાં આપ્યો છે. માટે તું હું કહું ત્યાં મારી પછવાડે ચાલ, અને તને હું જે જે કહું તે તે સર્વ તું કર."[૮-૯] એટલે તેમને "અહીંથી જ સેવાનો પહેલો ક્રમ શરુ થયો" એમ કહી, મધુસૂદન જનાર્દને હિંડતા નારદ મુનિની પછવાડે પછવાડે ચાલવા માંડયું.[૧૦] તે પછી પરિહાસ(મજાક)ના કાર્યમાં વિચક્ષણ મુનિવર નારદે 'ઉભો રહે,' 'ક્યાં જાય છે?' 'હું જાઉં છું,' "પાછવાડે આવતો નહીં' આદિ વચનોથી તેમની બહુ બહુ પ્રકારે ચેષ્ટા કરી.[૧૧] તે પછી કૃષ્ણના કંઠમાંથી પુષ્પની માળા કાઢી લઈને કહ્યું:-'મારી પાસેથી છૂટા થવાના નિષ્ક્રયને અર્થે વાછડી સાથે એક કપિલા ગાય મને અર્પણ કર.[૧૨] તેમ જ તલથી પૂર્ણ પાત્ર અને કાળા મૃગનું ચર્મ સુવર્ણ સાથે મને દાનમાં આપ. હે કૃષ્ણ! વૃષભધ્વજ મહાદેવે આવા પ્રસંગે આવો નિષ્ક્રય ઠરાવેલો છે.'[૧૩]

હે જનાધિપતિ! "ભલે હું એ આપીશ," એવો ઉત્તર આપી હૃષીકેશે એ સર્વે દાન નારદને આપ્યાં. તે પછી કિંચિત્ હસીને મધુસૂદને એ મુનિશ્રેષ્ઠને કહ્યું, કે "હે ધર્મજ્ઞ નારદ! તારી ઇચ્છામાં આવે તે વરદાન તું માગ, હું તને તે આપીશ. તારી ઉપર મારી પરમ પ્રીતિ છે."[૧૪-૧૫]

નારદ વરદાન માગે છે:-"હે સનાતન વિષ્ણુ! તમે મારી ઉપર નિત્ય પ્રસન્ન રહો. હે મહા બુદ્ધિમાન્! તમારી કૃપાથી હું સાલોક્ય મુક્તિ* પ્રાપ્ત કરું.[૧૬] સંતોના આશ્રયરૂપે હે નારાયણ! હું અયોનિસંભવ થાઉં (અર્થાત્ મારો જન્મ કદી પણ યોનિમાંથી થાય નહીં,) તેમ જ પુનઃ અન્ય જન્મે (જન્મજન્માંતરે) પણ હું બ્રાહ્મણરૂપે જ અવતરું."[૧૭]

હે ભારત! વિષ્ણુદેવે મુનિશ્રેષ્ઠ, બુદ્ધિમાન્ નારદને "એમ થાઓ" એવું કહ્યું, એટલે તે સંતોષ પામ્યા.[૧૮]

આ પ્રમાણે પુણ્યક વ્રતની સમાપ્તિ થતાં હે કુરુવંશજ! અતુલ તેજસ્વી હરિની કાન્તા સત્યભામાએ વિષ્ણુની સોળ હજાર પત્નીઓને નિમંત્રણથી પોતાને મહેલે બોલાવી.[૧૯] અને હે નરાધિપતિ! પૂર્વે ઇન્દ્રાણી શચીએ વાસુદેવ સાથે વિવિધ વર્ણનાં વસ્ત્રો અને આભૂષણો આદિ જે પ્રીતિની ભેટો તેમને સારુ મોકલાવી હતી તે સર્વ હરિવલ્લભાએ પ્રત્યેકને વહેંચી આપી.[૨૦] પારિજાત વૃક્ષ તેના મહેલમાં રહ્યું. પછી વાસુદેવની આજ્ઞાથી મહાત્મા નારદે આ વૃક્ષના ગુણોનું ગાન કર્યું.[૨૧] હે કુરુનંદન! મહાત્મા કેશવે નિમંત્રેલા મિત્રો આદિના લોકસમૂહો ત્યાં આવ્યા અને તેમણે પારિજાતની વિભૂતિ (સમૃદ્ધિ) નિહાળી.[૨૨] વળી મહા તેજસ્વી હરિએ પૃથા(કુંતિ) સાથે પાંડવો, દ્રૌપદી, અને સુભદ્રાને પણ ત્યાં બોલાવ્યાં.[૨૩] હે કુરુવંશજ! તેના પુત્ર અને (પોતાની ફોઈ)શિશુપાલની માતા સાથે શ્રુતશ્રવાને પુત્રપુત્રીઓ સાથે ભીષ્મક રાજાને તેમ જ અન્ય સર્વ બાંધવો અને સંબંધીઓને તેમનાં સંતાનો સાથે નિમંત્રણ કરી દ્વારકામાં બોલાવ્યાં.[૨૪] હે નૃપતિ! આ પ્રમાણે અંતઃપુરની સ્ત્રીઓ સહિત મહા તેજસ્વી જનાર્દન પૃથાના પુત્ર (અને પોતાના મિત્ર) ફાલ્ગુન-(અર્જુન)ની સાથે પરમ સમૃદ્ધિનો ઉપભોગ લેતાં, આનંદ મહાણવા લાગ્યા.[૨૫]

એ પ્રમાણે આનન્દ મહાણતાં એક સંવત્સર વીત્યો એટલે કેશી દાનવના સંહારક અમરોમાં શ્રેષ્ઠ, સર્વ સુખના કારણરૂપ કૃષ્ણ પારિજાત વૃક્ષને પુનઃ સ્વર્ગમાં મૂકી આવ્યા.[૨૬] ત્યાં અસ્ખલિત પરાક્રમવાળા, પ્રભુ બુદ્ધિમાન્ દેવ કૃષ્ણે ઇન્દ્રને સાથે લઈને પોતાના પિતા કશ્યપ અને માતા અદિતિનાં દર્શન કર્યાં.[૨૭] મધુસૂદને પોતાની માતા અદિતિને પ્રણામ કર્યા, એટલે તેણે તેમને કહ્યું:-"હે અમર શ્રેષ્ઠ! તમે બન્ને ભાઈઓ વચ્ચે સદાયે સુખરૂપ ભ્રાતૃભાવ ચિરંજીવ રહો.[૨૮] હે જનાર્દન! તારે મારો આટલો મનોરથ પરિપૂર્ણ કરવો."

* ચાર પ્રકારની મુક્તિ કહેવાય છે:-સાયુજ્ય, સાલોક્ય, સારૂપ્ય અને સામીપ્ય.

એટલે આત્મનિષ્ઠ, મહાતેજસ્વી, વાસુદેવ કૃષ્ણે માતાને 'ભલે, હું એમ કરીશ' એવું વચન આપ્યું.[૨૯] પછી કૃષ્ણે માતાપિતાની વિદાયગીરી લીધી અને દેવોના રાજા ઇન્દ્રને આવું સમયને યોગ્ય વચન કહ્યું:–[૩૦]

"હે દેવેશ! હે માનદ! મહાત્મા મહાદેવે મને એવી આજ્ઞા કરી છે કે, દેવોથી અવધ્ય અને ભૂમિના ગર્ભમાં રહેતા અસુરોને મારે મારવા.[૩૧] તેથી હું આજથી દશ દિવસની અંદર ત્યાં રહેતા એ અસુરોના આગેવાનોનો સંહાર કરીશ. તેથી તે પ્રસંગે એ અસુરોનો સંહાર કરવાની ઇચ્છાથી તારે પણ મહાત્મા જયન્ત અને પ્રવરની સાથે ત્યાં હાજર રહેવું. જયન્ત દેવપુત્ર છે અને પ્રવર મનુષ્યરૂપે દેવ થયલો છે.[૩૨-૩૩] બ્રહ્મદેવના વરદાનથી એ દાનવો મદાંધ થયા છે અને દેવોથી પણ અવધ્ય થયા છે. અમે ત્રણેયે મનુષ્યદેહ ધારણ કરેલો હોવાથી અમારે તેમનો સંહાર કરવાનો છે."[૩૪]

હે જનમેજય! તે પછી ઇન્દ્રે પ્રસન્ન થઈ, "ભલે હું એમ કરીશ." એવો ઉત્તર કૃષ્ણને આપ્યો, અને બન્ને દેવો પરસ્પર ભેટયા.[૩૫] એટલે હે કુરુવંશના શ્રેષ્ઠ અગ્રણી! શક્રે પરમ પ્રસન્ન હૃદયથી અમૃત સાથે સમુદ્રમંથનમાંથી નીકળેલો મુકુટ અને કુંડલની જોડ કૃષ્ણને અર્પણ કર્યાં.*

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे पारिजातहरणमां "सत्यभामानुं पुण्यक व्रत अने पारिजातनी पुनः स्थापना" ए नामनो अध्याय ७६ मो संपूर्ण

## અધ્યાય ૭૭ મો

### પુણ્યક વ્રતના સ્વરૂપનું વર્ણન

जनमेजय उवाच—

पुण्यकानां ममोत्पत्तिं कथयस्व द्विजोत्तम।
द्वैपायनप्रसादेन सर्वं हि विदितं तव ॥ १ ॥

જનમેજય પૂછે છેઃ–હે દ્વિજોમાં ઉત્તમ વૈશંપાયન! મને પુણ્યક વ્રતોની ઉત્પત્તિનો ઇતિહાસ કહો. દ્વૈપાયન(વ્યાસ)ની કૃપાથી એ સર્વ તમને વિદિત છે.[૧]

વૈશંપાયન કહે છેઃ–હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ નરેન્દ્ર! ઉમયાએ પૂર્વે પુણ્યક વ્રતનો વિધિ નિર્માણ કીધો હતો, અને લોકમાં તે કેવી રીતે પ્રસર્યો તેની કથા તું સાંભળ.[૨] હે નિષ્પાપ રાજા! નિષ્કપટ કર્મ કરનાર કૃષ્ણ પારિજાત વૃક્ષને સ્વર્ગમાંથી હરી ગયા એટલે બુદ્ધિમાન્ અને મુનિઓમાં શ્રેષ્ઠ નારદ પણ તેમની પછવાડે દ્વારાવતી સીધાર્યા.[૩] દરમ્યાન હે નૃપતિઓમાં શ્રેષ્ઠ! હે જનમેજય! હે અનઘ! દેવાસુર સંગ્રામ મચી રહ્યો અને તેમાં મહાદેવની આજ્ઞાથી ષટ્પુરમાં વસતા દાનવોનો ઘોર સંહાર વળી ગયો.[૪] તે પછી હે નૃપતિ! ધર્મના જ્ઞાતાઓમાં શ્રેષ્ઠ વિપ્ર નારદ કૃષ્ણની સાથે બેઠા હતા તે સમયે, ભિષ્મક રાજાની પુત્રી રુકિમણીએ તેમને નીચેનો પ્રશ્ન પૂછયો.[૫] તે વેળા હે નરાધિપતિ! દેવી જાંબુવતી, ભામિની સત્યભામા, ગાંધાર રાજાની પુત્રી અને યોગયુક્ત ગાંધારી પણ ત્યાં હતી.[૬] તે જ પ્રમાણે કૃષ્ણની અન્ય અનેક કુલ, શીલ અને ગુણથી સંપન્ન, ધર્મશાલી, પતિવ્રતા પત્નીઓ પણ ત્યાં એકત્ર થઈ હતી.[૭]

રુકિમણી નારદને પ્રશ્ન પૂછે છેઃ–"હે મુનિ! હે ધર્મને ટકાવનારાઓમાં શ્રેષ્ઠ! હે ધર્મના જ્ઞાતાઓમાં ઉત્તમ નારદ! તમારે અમને પુણ્યક વ્રતની ઉત્પત્તિ સંપૂર્ણ રીતે કહેવી ઘટે છે.[૮] હે વક્તાઓમાં શ્રેષ્ઠ! તેનો વિધિ, તેનાં ફલ, તેના યોગ, દાનનો કાલ અને તેની સિદ્ધિ એ સંબંધી સંપૂર્ણ કથા અમને કહો. એ સાંભળવાનું સર્વ અમને કુતૂહલ થયું છે."[૯]

નારદ કહે છેઃ–હે ધર્મની નિષ્પાપ દેવી વૈદર્ભી! મે પૂર્વે આ પુણ્યક વ્રતનો જે વિધિ કહેલો છે, તે હું ફરીથી કહું છું, અને તે તું તારી સપત્નીઓ સાથે સાંભળ.[૧૦] શુદ્ધપણે વ્રત આચરનારી ઉમયા દેવીએ પૂર્વે પુણ્યક વ્રત આચર્યું હતું; તેની સમાપ્તિ થતાં હે દેવી! નિમંત્રણથી પોતાની બોલાવેલી સખીઓને તેણે એકત્ર કરી[૧૧] તેમાં હે પૃથિવીપતિ!† હે કુરુનંદન! નિષ્પાપ કર્મ કરનારા દક્ષ પ્રજાપતિની અદિતિ આદિ સર્વે કન્યાઓ; લોકમાં વિખ્યાત થયલી, પતિવ્રતા દેવી શચી પૌલોમી; ચન્દ્રની વહાલી, મહા ભાગ્યશાલી, પત્ની સતી રોહિણી; પૂર્વાફાલ્ગુની, રેવતી, શતભિષા, અને મઘા, એ સર્વે હતાં. તેઓ મહાદેવી સતી ઉમયાની આરાધના કરતાં હતાં.[૧૨-૧૪] આ સમૂહમાં હે ભારત! ગંગા, સરસ્વતી, ત્રિવેણી, ગોદાવરી, વૈતરણી, ગંડકી, તથા એવી જ બીજી રમ્ય નદીઓની અધિષ્ઠાત્રી દેવીઓ, સતી લોપામુદ્રા અને હે દેવી રુકિમણી! બીજી જે સાધ્વી સ્ત્રીઓ જગતને ટકાવી રાખે છે તે સર્વે પણ હતી.[૧૫-૧૬] વળી પર્વતની શુભ કન્યાઓ, તથા વહ્નિની શુભ વ્રત આચરનારી, કન્યાઓ, અગ્નિની પ્રિય દેવી સ્વાહા, યશસ્વતી સાવિત્રી, કુબેરની કાન્તા ઋદ્ધિ, વરુણ દેવની પટ્ટરાણી, પિતૃપતિ યમની ભાર્યા, વસુઓની પત્નીઓ, તથા સદ્વર્તનશીલ, તપમાં નિમગ્ન દેવીઓ હ્રી, શ્રી, ધૃતિ,

* માત્ર કાશીની અને બંગાળી પ્રતિમાં આ શ્લોક છે.

† અહીં નારદ રુકિમણીને વ્રતની વિધિ કહેતા હોવાથી 'પૃથિવીપતિ,' 'કુરુનંદન' 'ભારત' આદિ સંબોધનનાં જનમેજયને ઉદ્દેશીને બોલાવતાં ૧૧-૧૨-૧૩-૧૪ શ્લોકનાં વચનો અસંગત છે, પરંતુ સર્વ પ્રતિઓમાં આવો પાઠ હોવાથી તે રાખેલાં છે.

કીર્તિ, આશા, મેધા, પ્રીતિમતિ, ખ્યાતિ, અને સન્નીતિ, તેમ જ સર્વ ભૂત માત્રના કલ્યાણમાં તત્પર તપરૂપી ધનવાળી અન્ય સતીઓ અને દેવીઓ પણ એકઠી મળી હતી. હે યૌવન સંપન્નરુકિમણી! પુણ્યક વ્રત સમાપ્ત થતાં અંબિકા(ઉમયા)એ તે સર્વની પૂજા કરી.[૧૭-૨૦] અને વિવિધ વર્ણનાં મુખ્ય મુખ્ય વસ્ત્રો અને આભૂષણો સહિત સર્વ ધાન્યોનો, તલ, અને રત્નથી ભરપૂર પર્વત મને અર્પણ કર્યો.[૨૧] એ સર્વ તપોધન ભર્તાને દેવતા લેખનારી, સતીઓના સમુદાયે પણ ઉમયાની પૂજાનો તેમ જ તેણે અર્પેલી ભેટોનો સ્વીકાર કર્યો. તે પછી તેમણે વિવિધ પ્રકારની કથાવાર્તા કરવા માંડી.[૨૨]

હે ભર્તાને દેવતા માનનારી રુકિમણી! વાર્તાપ્રસંગમાં પુણ્યક વ્રતની કથાનો પ્રસંગ નીકળતાં, સતી પાર્વતીએ એ સર્વ સતીઓને પુણ્યક વ્રતનો વિધિ કહી સંભળાવ્યો.[૨૩] એ સર્વ સાધ્વીઓની અનુમતિથી સોમની પુત્રી અરુંધતીએ દેવી પાર્વતીને પુણ્યક વ્રતના ઉત્તમ વિધિ સંબંધી સવિસ્તર પ્રશ્ન કર્યો હતો.[૨૪] અને હે વૈદર્ભિ! સર્વ ભૂતોના કલ્યાણમાં તત્પર ઉમયાએ તેમને પ્રસન્ન કરવાને અર્થે મારી સમક્ષ એ પુણ્યક વ્રતના વિધિ કહ્યો.[૨૫] ઉમયાએ એ રત્નનો પર્વત મને અર્પણ કર્યો હતો, અને મેં પણ તેનો સ્વીકાર કરી, બ્રાહ્મણોને તે અર્પણ કરી દીધો હતો.[૨૬] હે શુભ કલ્યાણી! ઉમયાએ સાધ્વી અરુંધતીની અનુમતિ મેળવી, તેમને પુણ્યક વ્રતના જે વિધિ કહ્યો હતો, તથા મેં તે જેવી રીતે જોયો હતો, તે સર્વ હું આદિથી તે અંત સુધી તને કહું છું, માટે તું સર્વ સપત્નીઓ સાથે સાંભળ.[૨૭-૨૮]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे पुण्यक व्रतमा "पुण्यक व्रतना स्वरूपनुं वर्णन" ए नामनो अध्याय ७७ मो संपूर्ण

## અધ્યાય ૭૮ મો

### ઉમયાએ પુણ્યકની વિધિનું કરેલું વર્ણન

उमा उवाच—

सर्वज्ञाऽहं यदा भर्तुः प्रसादेन शुचिस्मिते ।
तदा पुरा ममादिष्टो दृष्टः पुण्यविधिः शुभः ॥ १ ॥

ઉમયા કહે છેઃ-હે પવિત્ર સ્મિતવાળી(અરુંધતી)! પૂર્વે જે સમયે મારા પતિના પ્રસાદ(કૃપા)થી હું સર્વજ્ઞ થઈ, ત્યારે મને એમણે ઉપદેશેલો આ પુણ્યક વ્રતનો શુભ વિધિ મેં નિરખ્યો હતો.[૧] હે અરુંધતી! આ પુણ્યક વ્રતનો વિધિ સનાતન જ (અનાદિ કાલથી ચાલ્યો આવ્યો) છે, એ તારે બુદ્ધિબલથી જાણવું. મહાદેવની કૃપાથી જ મેં તે જોયો અને અનુભવ્યો હતો.[૨] હે નિદ્રાથી રહિત અરુંધતી! મેં મારા પતિ બુદ્ધિમાન્, ભગવાન્, સર્વસંહારક મહાદેવની અનુજ્ઞાથી સર્વે પુણ્યદાયી વ્રતો કરેલાં છે.[૩] જેમનું સતીત્વ અને ધર્માચરણ નિત્ય તથા અખંડિત છે, એવી સ્ત્રીઓને માટે પુણ્યક વ્રતોનો વિધિ પુરાણોએ ઉપદેશેલો છે.[૪] હે શુભ અરુંધતી! જેઓ અસતી છે તેઓએ પુણ્યક વ્રત નિમિત્તે કરેલાં દાનો, ઉપવાસો, પુણ્યો અને સુકૃતો નિષ્ફલ થાય છે.[૫] યોનિના દોષથી (અર્થાત્ પરપુરુષ સાથેના સમાગમથી) દુષ્ટ થયલી જે સ્ત્રીઓ પોતાના પતિને છેતરે છે, તેઓ પોતાના યોનિદોષને લીધે પુણ્યક વ્રતનું ફલ ભોગવી શકતી નથી, કારણ કે તેઓને તો નરકમાં પડવાનું છે.[૬] સદાચારશીલ, પતિને દેવ ગણનારી, પતિ સિવાય અન્યને નહીં ભજનારી, નિત્ય ધર્મમાં તત્પર અને સતીના પંથનો નિત્ય આશ્રય કરનારી સાધ્વી સ્ત્રીઓ નિઃસંશય જગતને ટકાવી રાખે છે.[૭] વાણીથી પણ (કોઇનું દિલ દુભાવવાનો) દોષ નહીં કરનારી, પવિત્ર આચરણો સદા આચરનારી, ધૈર્યવાળી મતિ ધરનારી, શુભ વ્રત પાળનારી, સતત કલ્યાણકર વચન બોલનારી સાધ્વીઓ ખરેખર આ જગતને ટકાવે છે.[૮] પતિ વ્યાધિથી પીડાતો હોય, ધર્મથી ભ્રષ્ટ થયલો હોય કે દરિદ્રી અને દીન થયો હોય છતાં પણ સ્ત્રીએ તેનો ત્યાગ કરવો નહીં; આવો સ્ત્રીનો સનાતન ધર્મ છે.[૯] હે શુભ મુખવાળી! સદાચારથી સ્ત્રી જેમ પોતાની જાતને તારે છે તેમ સાથે સાથે નહીં કરવા યોગ્ય કર્મો કરનારા, ધર્મભ્રષ્ટ થયલા, અને ગુણહીન થયલા પતિને પણ તારી શકે છે.[૧૦] વાણીથી દુષ્ટ થયલી સ્ત્રીને માટે પુરાતન કાલમાં સાધુ પુરુષોએ પ્રાયશ્ચિત્તના વિધિ કહેલો છેઃ પરંતુ પરપુરુષના સમાગમથી દુષ્ટ થયલી (વ્યભિચારિણી) સ્ત્રીને માટે તો કોઈ પ્રાયશ્ચિત્ત છે જ નહીં. કારણ કે તે તો સદાને માટે પતિત થઈ ચૂકી છે[૧૧]

હે ધન્ય ભાગ્યવાળી અરુંધતી! સુકૃત્યોથી શુભ ગતિ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળી સ્ત્રીએ સદા પતિની અનુમતિ મેળવીને જ આ પુણ્યક વ્રત આચરવું; અને તે નિમિત્ત ઉપવાસ પણ કરવો.[૧૨] યોનિવિપ્લવ(પરપુરુષના સમાગમ)થી ભ્રષ્ટ થયલી સ્ત્રી હજારો કલ્પ વીતી જાય તે છતાં પણ સારી ગતિ મેળવી શકતી નથી, અને તે હજારો અધમ યોનિઓમાં જ દુઃખો ભોગવતી રહે છે.[૧૩] જો કદાચિત્ કોઈ સંચિત કર્મથી એવી અસાધ્વી સ્ત્રી માનવ અવતાર પામે છે, તો તે દુષ્ટ બુદ્ધિવાળી સ્ત્રી ચંડાલણી રૂપે અવતરે છે અને એ અવતારમાં તેને કુતરાં તથા કુકડાંનું માંસ ખાવાનું મળે છે.[૧૪] હે તપોધના! પતિ એ સ્ત્રીઓનો સદા દેવ છે, એવું સત્પુરુષોનું અનુભવી વચન છે. જે સ્ત્રીનાથી

પતિ સંતોષ પામે છે, તેજ ખરી સતી અને ધર્મ પાળનારી સ્ત્રી છે.[૧૫] જે સ્ત્રીઓનાં મન વિવિધ પ્રકારનાં કુતૂહલો નિરખવામાં આસક્ત થયલાં હોય છે, તેમને પવિત્ર લોકની પ્રાપ્તિ થતી નથી. પરંતુ જેમનું મન પતિમાં જ સદ્‌ભાવથી નિમગ્ન થયલું હોય છે, જેઓ મન, વાણી અને કર્મથી પતિના પ્રેમનું ઉલ્લંઘન કરતી નથી, તેમને જ માટે હે સૌમ્ય અરુંધતી! પુણ્યક વ્રત છે, અને તેઓને આ વ્રત કીધાથી પુણ્યફલ મળે છે, એમ શાસ્ત્રોમાં કહેલું છે.[૧૬-૧૭] હે સુંદર સ્ત્રી! પુણ્યક વ્રતનો આવો જે વિધિ મે મારા તપના પ્રભાવથી જોયલો છે, તે સમગ્ર વિધિ તું તારી સર્વ સખીઓ સાથે સાંભળઃ-[૧૮]

હે વ્રત આચરનારી! પુણ્યક વ્રત આચરવા ઇચ્છતી સતી સ્ત્રીએ પ્રાતઃકાલમાં ઉઠી સ્નાનકર્મ આચરવું. તે પછી વ્રતને અર્થે અથવા તે નિમિત્ત ઉપવાસને અર્થે પતિની સંમતિ મેળવવા તેને વિનવવો.[૧૯] તે મળ્યા પછી સાસુસસરાને ચરણે માથું નમાવી, તેમની પણ સંમતિ મેળવવી. તે પછી આખા ચોખા નાંખેલું ઔદુંબર(ઉમરડા)નું પાત્ર દાભ સાથે હાથમાં લેવું. પછી ગાયના જમણા સિંગડાને જલવડે ધોઈ, તેમાં તેનું નમણ ઝીલી લેવું. પછી તે નમણ સ્નાનાદિથી શુદ્ધ થયલા પતિને આપવું, અને પોતાના માથા ઉપર પણ એ નમણ છાંટવું. એથી ત્રણે લોકનાં સર્વ તીર્થોમાં સ્નાન કર્યાનું ફલ મળે છે, એમ શાસ્ત્રો કહે છે.[૨૦-૨૨] હે સદ્‌ગુણસંપન્ન! સર્વ ઉપવાસો અને વ્રતો આચરવા અગાઉ આ પ્રમાણે વ્રતધારીએ સ્નાન કરવું જોઇએ. પતિ અને પત્ની ઉભયને માટે આ સામાન્ય વિધિ છે.[૨૩] હે અરુંધતી! તપના પ્રભાવથી તેમ જ હર, મહાદેવના પ્રતાપથી એ સર્વનો અનુભવ મને થયલો છે. વ્રત દરમ્યાન શરીરે કાંઈ પણ ભોંકાય નહીં એવું પણ કઠિન શયન અને કઠિન આસન રાખવું. પોતે પોતાના પગ પખાળવા, અને નિયમસર જ જોઇતું બોલવું. હે સતી! જો ઉપવાસ અથવા વ્રત ચાલતું હોય તે સમયમાં આંખમાંથી આંસુ પડે, રોષ કે કલહ કરવામાં આવે, તો તત્કાળ તે વ્રત કે ઉપવાસથી સ્ત્રીઓ અવશ્ય ભ્રષ્ટ થાય છે.[૨૪-૨૫] હે ચન્દ્રની પુત્રી! ઉપવાસ કે વ્રત ચાલતું હોય તે દરમ્યાન અંતરવસ્ત્ર (ચણીઓ વગેરે) તેમ જ ઉપવસ્ત્ર(સાડી આદિ) શ્વેત હોવાં જોઇએ. હે સતી! વ્રત દરમ્યાન સર્વદા પાદરક્ષણ માટે ઘાસની પાવડીઓ પહેરવી. ઉપવાસમાં પણ આવો વિધિ પ્રચલિત છે.[૨૬-૨૭] વળી ઉપવાસ અને વ્રત દરમ્યાન અંજન ચોળવાના તેમ જ ઉપભોગના પ્રિય પદાર્થો, સુગંધીઓ અને પુષ્પોને સદા વર્જવાં.[૨૮] દંતધાવનને માટે લાકડાનું દાતણ, માથામાં ધુપેલ તેમ જ અંગ ઉપર તેલ આદિ અભ્યંગનું મર્દન, એ સર્વ વર્જવાં. વ્રત દરમ્યાન દંતધાવન, શરીર શુદ્ધિ આદિ શુદ્ધિઓ માટે સર્વથા માટી વાપરવી, એવો વિધિ છે.[૨૯] શુદ્ધ બિલાં અને આમળાં કચરી તેવડે તેમ જ મટોડીથી માથું અને શરીર ચોળવાં તથા નિર્મલ જલથી સદા ધોવાં.[૩૦] હે સૌમ્યા! એ સમયમાં માથે ધુપેલ ઘાલવું, એ પ્રશસ્ત નથી. તેવી જ રીતે પગે, તેમ ગાત્રો ઉપર પણ કોઈ તેલના પદાર્થનું મર્દન કરવું નહીં, એમ શાસ્ત્રમાં કહેલું છે.[૩૧] વ્રત કે ઉપવાસ દરમ્યાન બળદનું, ઊંટનું કે ગધેડાનું વાહન વર્જ્ય ગણેલું છે તેમ જ નગ્ન દેહે સ્નાન સતત વર્જવું.[૩૨] હે સોમનંદિની! વ્રત દરમ્યાન નદી કે ઝરણના પાણીથી સદા નહાવું, એ પ્રશસ્ત છે. તેમ ન બને તો જલચરોવાળા સારા તળાવ કે વાવમાં જઇને સર્વદા સ્નાન કરવું, એ ખરેખર સર્વથા પ્રશસ્ત છે. જ્યાં એવું પાણી પણ મળે એમ ન હોય અથવા ગ્રામ કે લોકમર્યાદાથી બહાર જવાનો પ્રતિબંધ હોય, ત્યાં સ્ત્રીએ ઘડામાં જલ ભરીને ઘરમાં સ્નાન કરવું.[૩૩-૩૪] પરંતુ તેવે પ્રસંગે નવા ઘડાથી માથાબોળ સ્નાન કરવું, એવો પુરાતન વિધિ છે. તેમ કરવાથી તપનું ફળ મળે છે.[૩૫]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे पुण्यक व्रतमां "उमयाए पुण्यक व्रतना विधिनुं करेलुं वर्णन" ए नामनो अध्याय ७८ मो संपूर्ण

## અધ્યાય ૭૯ મો
## પુણ્યક વ્રતના વિધિનું કથન

उमोवाच—

विधिनैतेन कृत्स्नेन स्त्री सदा भर्तृदेवता ।
चरेत्संवत्सरं दांता षण्मासान्मासमेव च ॥ १ ॥

ઉમયા કહે છેઃ-પતિને દેવ માનનારી સ્ત્રીએ ઇન્દ્રિયોનો સંયમ સાધીને એ વ્રતનો આ સઘળો વિધિ એક વર્ષ, (તે ન બને તો) છ માસ, (અને તેમ ન બને તો ઓછામાં ઓછો) એક માસ પર્યંત તો આચરવો જોઇએ.[૧] તે પછી તેણે શાંત ચિત્તપૂર્વક અગીઆર સાધ્વી સુવાસિની સ્ત્રીઓને પોતાને ત્યાં નિમંત્રણ કરવાં. મેં પોતે જ વ્રતોનો આવો શુભ વિધિ આચરેલો છે.[૨] પછી મૂલ વ્રત આચરનારી સાધ્વીએ આ સર્વ નિમંત્રેલી અગીઆર સુવાસિની સ્ત્રીઓને પોતાના પતિ પાસેથી દેશ અને કાલને અનુરૂપ નિષ્ક્રય આપી, પોતાને હસ્તક લઈ લેવી અને જલ સાથે તેમને આચાર્યને દાનમાં આપવી. પછી આચાર્યને તેજ પ્રમાણે યોગ્ય નિષ્ક્રય આપી એ સ્ત્રીઓ પાછી

મેળવવી અને તેમના પતિઓને પાછી સ્વાધીન કરી દેવી.[૩] તે પછી એક મહિનાનું વ્રત પૂરું થતાં શુક્લ પક્ષની નવમીને દિવસે ઇષ્ટનું પૂજનઅર્ચન કરી વ્રતની સમાપ્તિ કરવી.[૪] વ્રત આચરનારી, દૃઢ નિશ્ચયવાળી, સાધ્વી સ્ત્રીએ પોતાના વ્રતની સંપૂર્ણ સિદ્ધિને અર્થે વ્રતના આરંભમાં અને અંતમાં એક એક અહોરાત્ર* (દિવસ અને રાત્રિ) ઉપવાસ કરવો.[૫] તે પછી તે અને તેના પતિએ ક્ષૌરકર્મ કરાવવું† (અર્થાત્ વાળ અને નખ લેવરાવવા.) તે પછી તે દિવસે પતિપત્નીએ શરીરે અભ્યંગ (સુગંધિ તેલ આદિ) લગાવી સ્નાન કરવું, એવો શાસ્ત્રમાં વિધિ કહેલો છે.[૬] તે પછી વિવાહકાલે કરવામાં આવે છે તેમ કલ્યાણકર પુણ્યક વ્રતની સમાપ્તિએ પતિપત્નીએ એકવસ્ત્રે સ્નાન કરવું, અને તે પછી જ શણગાર પહેરવા તથા પુષ્પમાલા ધારણ કરવી, એવો વિધિ છે[૭] જલથી ભરેલા કુંભોથી વિપ્રો તેમના યુગલને સ્નાન કરાવે તે વેળા મનથી કે વાણીથી પતિને ચરણે નમસ્કાર કરી, સાધ્વી વ્રતધારી સ્ત્રીએ આ મંત્ર ઉચ્ચારવોઃ–[૮]

"આ‡ આપદેવી(જલ) ઋષિઓની જનની છે, અને વિશ્વની ધાત્રી (પોષણ કરનારી) દેવીઓ છે. તેમની સ્વર્ગમાં ઉત્પત્તિ થયલી છે. તે યજ્ઞમાં 'મદંતિ' (હર્ષ કરાવનારી) કહેવાય છે. તે સર્વ પ્રાણીમાત્રને સુખ દેનારી છે, અને ધર્મને પોષણ આપનારી છે. તેનો વર્ણ સુવર્ણની પેઠે કેવળ નિર્મળ છે. તે સર્વને પવિત્ર (શુદ્ધ) કરનારી છે. તેથી તે પોતાના સૌથી વિશેષ કલ્યાણકારી રસથી મારો કલ્યાણ સાથે યોગ કરાવો."[૯]

જલને ઉદ્દેશીને બોલવાનો આ મંત્ર સર્વત્ર સ્નાનના પ્રસંગે બોલાય છે, પરંતુ હે સર્વાંગસુંદરી અરુંધતી! સ્ત્રીઓને માટે આ ઉપરાંત અન્યત્ર પુરાણમાં જલદેવીની સ્તુતિ વેળા બોલવાના જે મંત્રો કહેલા છે, તે તું સાંભળ.[૧૦]

"હું મારા પતિનું સદા કલ્યાણ કરનારી થાઉં, હું તેના ધનનો વ્યય (રીતસર) કરનારી થાઉં, હું સદ્ગુણવાળી થાઉં, હું પતિ સાથે ધર્મકર્મ કરનારી થાઉં, તેની સર્વ કામનાઓ (ઇચ્છા) પૂર્ણ કરનારી થાઉં, અને તેની ઉત્તમ પ્રીતિપાત્ર થાઉં; હું મન, વાણી અને કર્મથી પતિની ઉપેક્ષા કરું નહીં, અને તે ક્રોધે ભરાય તો પણ તે સદા પ્રસન્ન રહે તેમ તેને વશ વર્તી રહું.[૧૧] હું મારા પતિને તેની અન્ય પત્નીઓ કરતાં અધિક પ્રિય થાઉં; હું સદ્ગુણી પુત્રવાળી થાઉં, હું સૌભાગ્યવતી તેમ જ સુંદર રૂપવતી થાઉં; અન્નદાનાદિકના દાનમાં મારો હાથ સદા મોકળો રહે અર્થાત્ હું ઉદાર થાઉં; હું સર્વના ગુણ જ ગાનારી (અને કોઇના અવગુણો નહીં જોનારી) થાઉં, અને સર્વ પ્રકારે દરિદ્રતાથી હું મુક્ત થાઉં.[૧૨] મારો પતિ સદા મારી તરફ પ્રસન્ન મુખવાળો રહે, મારી પ્રતીક્ષા કરે અર્થાત્ મને ને મને જ દેખે; નિત્ય મારા પ્રેમમાં નિમગ્ન થાય, મારી ઉપર મન રાખે, તેમ જ મારા કહ્યા પ્રમાણે વર્તે. અમારી પરસ્પરની પ્રીતિ ચક્રવાકના યુગલ જેવી થાય; અમારાં મન કદાપિ અન્યોન્યથી ઉંચા થાય નહીં, અને તે સદ્વૃત્તિવાળાં થાય.[૧૩] જેમનાથી આ સમસ્ત વિશ્વ ટકી રહેલું છે, એવી ઉત્તમ સાધ્વીઓને જે લોકની પ્રાપ્તિ થાય છે, તેવા લોકની પ્રાપ્તિ મને પણ થાઓ. જેઓ પોતાના પિતા અને પતિ એ બન્નેનાં કુલને પાવન કરે છે, અને જેઓ પતિની ભક્તિથી સંપન્ન થયેલી છે તેવી સાધ્વી સ્ત્રીઓને પ્રાપ્ત થનારા લોકને હું પામું.[૧૪] ભૂમિ, વાયુ, જળ, આકાશ, અગ્નિ, અંતર્યામી ક્ષેત્રજ્ઞ, પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર (મમત્વના અભિમાની દેવતા) એ સર્વે મારા આચરણના સાક્ષી થાઓ અને મારા વ્રત તેમ જ નિશ્ચયનું સ્મરણ કરો.[૧૫] જે દેહાભિમાની દેવતાઓએ દેહધારી પ્રાણીઓનો આ, સત્વ આદિ ગુણોથી યુક્ત અને જરાયુજ આદિ સંબંધવાળા, પંચમહાભૂતાત્મક

---

* બંગાળી પ્રતિમા, 'એક એક અહોરાત્ર અથવા તો ત્રણ ત્રણ અહોરાત્ર પર્યંત ઉપવાસ કરવા,' એમ જણાવેલું છે.

† સુવાસિની સ્ત્રીએ પોતે ક્ષૌરકર્મ કરાવવું, એ વિધિ નવાઈ જેવો લાગે એમ સંભવ છે. પરંતુ વ્રતનો મૂળ અર્થ પ્રાયશ્ચિત્તને અર્થે ઉપવાસાદિ નિયમોનું પાલન એ હોવાથી, પ્રાયશ્ચિત્તને અંગે ક્ષૌરકર્મ કરાવવાનું વિધાન સ્મૃતિશાસ્ત્રમાં કહેલું છે; તેથી આ વ્રતને અંગે પણ વ્રતચારી સ્ત્રીએ ક્ષૌર કરાવવું વિહિત છે. ત્યારે એ પ્રશ્ન સહજ થાય છે કે સુવાસિની સ્ત્રીના એક મુખ્ય લક્ષણરૂપ ગણાતા સુંદર કેશ તેણે શુ વ્રતને અંગે ઉતરાવવા? આ પ્રશ્નનું સમાધાન કરતાં ક્ષૌરકર્મની નીચેની વ્યાખ્યા પારાશર સ્મૃતિમાં આપેલી છે.

सर्वान् केशान्समुद्धृत्य छेदयेदंगुलद्वयम् ।
एवं नारी कुमारीणां वपनं सर्वदा स्मृतम् ॥

અધ્યાય ૯ શ્લોક ૫૪.

અર્થ–સ્ત્રીના માથાના વાળ એકઠા કરી તેને છેડેથી બે આંગળ જેટલા વાળ છેદી લેવા. એજ સ્ત્રીઓના વપનનો વિધિ છે, એમ સર્વદા ગવાયલું છે.

મહારાષ્ટ્રની સુવાસિની સ્ત્રીઓ પ્રયાગમાં વેણીદાન કરે છે તે પ્રસંગે આ પ્રમાણે જ કેશછેદન કરાવે છે; પરંતુ આંધ્ર પ્રદેશની સુવાસિની સ્ત્રીઓ તો આખુંએ માથું મુંડાવે છે. કેટલાક ભાગની સ્ત્રીઓ કેવળ નખ ઉતરાવવાથી વપન કરાવેલું ગણે છે.

‡ અહીં બોલવાનો વેદમંત્ર આ છેઃ–

आपो देव्यः ऋषीणां हि विश्वधात्र्यो
दिव्या मदंत्यो याः शङ्करा धर्मधात्र्यः ।
हिरण्यवर्णाः पावकाः शिवतमेन ।
रसेन श्रेयसो मां जुषंतु ॥

પિંડનું નિર્માણ તેમના કર્મ અનુસાર કરેલું છે, અને જેઓ સર્વત્ર રહે છે, એ દેવતાઓ નિત્ય મારા આ વ્રતના અને નિશ્ચયના સાક્ષીઓ રહો.[૧૬] ચન્દ્ર અને આદિત્ય, પાપ-પુણ્યના સાક્ષી યમ, દશે દિશાઓ, મન અને અંતરાત્મા, જેઓની સર્વત્ર સ્થિતિ છે તેઓ નિત્ય મારા આ વ્રતના, ભક્તિ અને નિશ્ચયના સાક્ષી રહો."[૧૭]*

વ્રતના આરંભેજ, પુરાણોમાં કહેવાયલા આવા મંત્રો બોલી સર્વ દ્રવ્યોને વ્રતના દિવસોમાં દરરોજ જલથી પવિત્ર કરવાં, એમ પુરાણમાં કહેલું છે.[૧૮] હે સુભાગ્ય-વતી અરુંધતી! ઉપર કહ્યા એવા મંત્રો બોલી સ્નાન કર્યા પછી, સ્ત્રીએ પોતે જાતે કાપી તૈયાર કરેલાં બે વસ્ત્ર પતિને અર્પણ કરવાં. પરંતુ જો કોઈ વિઘ્નથી એ વસ્ત્રો પોતાનાથી કાપી તૈયાર કરી શકાયાં ન હોય, તો અન્યનાં બનાવેલાં નવાં અને શુદ્ધ વસ્ત્રોને પોતે વણેલું શ્વેત સૂત્ર વીંટાળવું અને પછી તે તેને અર્પણ કરવાં.[૧૯–૨૦] તે પછી હે પાતળી કેડવાળી અરુંધતી! પતિને અને તેની સાથે જિતેન્દ્રિય, જ્ઞાન અને વિજ્ઞાનમાં પારંગત બ્રાહ્મણને યથાશક્તિ સામગ્રી-વાળું ભોજન કરાવવું.[૨૧] હે મહા તપસ્વિની! તે પછી તેણે વસ્ત્રની એક જોડી, શય્યા, વાહન, આસન, ગૃહ, ધાન્ય, દાસ, દાસી, અલંકાર અને સર્વ ધાન્યો તથા વિશેષે કરીને તલથી મિશ્રિત રત્નપર્વત યથાશક્તિ દાનમાં આપવો. હે અરુંધતી! આ રત્નપર્વત ઉપર વિવિધ વર્ણનાં વસ્ત્રો ઓરાડવાં.[૨૨–૨૩] વળી વ્રતધારી સાધ્વીએ જો પોતાની શક્તિ હોય તો હાથી, ઘોડા અને ગાયોનું દાન પણ તેને અવશ્ય આપવું.[૨૪] વળી તેણે ઉમયા અને મહેશ્વરની પ્રતિમા મીઠાની, માખણની, ગોળની, મધની અને સોનાની કલ્પવી, અને તે બ્રાહ્મણને દાનમાં આપવી.[૨૫] હે નંદિની! તેજ પ્રમાણે સર્વ સુગંધી પદાર્થો, રસો, અને પુષ્પો તથા રૂપું અને ઔદુંબર(ઉમરડા)ના લાકડાની પણ પૃથક્ પૃથક્ પ્રતિમાઓ કલ્પવી તેમ જ સર્વ ફલો અને વસ્ત્રોમાં પણ એવી જ પ્રતિમાની કલ્પના કરવી, અને તે સર્વનું બ્રાહ્મણને દાન દેવું. તેજ પ્રમાણે ઉમયા મહેશ્વરની ચિતરાવેલી છબીઓ અને કાષ્ઠ અને પથ્થરમાં કોતરાવેલી પ્રતિમાઓ બ્રાહ્મણને દાનમાં આપવી. વળી દહીં, દૂધ, ઘી, દૂર્વા અને અન્ય જે જે પદાર્થની પોતાને ઇચ્છા થાય તે તે પદાર્થની પ્રતિમા કલ્પવી અને તે પણ તેને દાનમાં દેઈ દેવી.[૨૬–૨૮]

હે સતિ! વ્રત આચરનારી સાધ્વીએ પોતાના વૈભવ અનુસાર દેશ અને કાલને અનુરૂપ આ સર્વ વસ્તુંઓછું (યથાશક્તિ) પતિની સંમતિથી વ્રત દરમ્યાન સર્વદા પૂજાથી અર્ચન કરીને દાનમાં આપવાનું છે.[૨૯] હે સુંદરી! વળી તેણે તિલપાત્ર પણ આપવું; તે નહીં આપવું એમ કાંઈ કહેલું નથી. વળી એક કપિલા ગાય તેમ જ કાંસાનું એક પાત્ર પણ અવશ્ય દાનમાં આપવું.[૩૦] હે સુભાગ્યવતી! હે નિંદારહિત અરુંધતી! તલ સાથે કાળા મૃગનું ચર્મ અને વસ્ત્રો, દર્પણ, મોર-પિચ્છનો ઝુંડો તથા આસન માટે વ્યાઘ્રચર્મ એ વગેરેનું દાન આપવું.[૩૧] હે ઉત્તમ વર્ણવાળી! એ સર્વ દાન કરવાથી વ્રતધારી સાધ્વીની સર્વ કામનાઓ ફળે છે. આ વ્રત કરનારી સ્ત્રી પોતાના સમૂહમાં આગેવાન થાય છે. તે પુત્રવતી, સૌભાગ્યવતી, છૂટા હાથવાળી, (ઉદાર) ધનાઢ્ય અને નિર્મળ આંખવાળી થાય છે અને તે ઇચ્છાઅનુસાર રૂપ તથા ગુણવાળી કન્યા-ઓની માતા થાય છે. જે સાધ્વીઓ ઉપર કહ્યા પ્રમાણે દાન આપે છે તેઓ સદા સુભાગ્યવતી અને સર્વ ગુણથી સંપન્ન થાય છે, તેમ જ સર્વ સ્ત્રીઓમાં અગ્રણી, પુત્ર-વતી, ધનાઢ્ય અને શીલવતી થાય છે.[૩૨–૩૪]

હે અરુંધતી! મેં આવું વ્રત સૌથી પ્રથમ કર્યું હતું, તેથી પૃથ્વીતલ ઉપર એ ઉમાવ્રતને નામે વિખ્યાત થયલું છે.[૩૫] સ્ત્રીઓને માટે સર્વ વ્રતોમાં આ વ્રત ઉત્તમ છે; તેથી તેમણે આ વ્રત આચરવું જોઇએ. હે અનિન્દિતા! ઉપર કહ્યા પ્રમાણે દાન આપવાથી દાન દેનારી સ્ત્રીને સર્વ ઇષ્ટ પદાર્થો મળે છે.[૩૬] હે સૌમ્ય રૂપવાળી સુંદરી! આ વ્રત કરવાથી સૃષ્ટિના કર્તા, દેવોના દેવ, વૃષભધ્વજ, મહાદેવે પ્રસન્ન થઇને પોતાની પટ્ટ-રાણી તરીકે મારો અભિષેક કર્યો છે.[૩૭] આ વ્રતની સમાપ્તિને અંતે સ્ત્રીએ અન્ય સ્ત્રીઓને ખાવાના પદાર્થો આપવા તથા તેમના સર્વ મનોરથો દેશકાળને અનુ-કૂળ હોય તે રીતે પૂરા પાડવા.[૩૮] હે ઉત્તમ વર્ણવાળી! વ્રતને અંગે દાનસામગ્રીની અક્કેક વસ્તુ અક્કેક બ્રાહ્મણને દાનમાં આપી દેવી, તથા પ્રસન્ન થાય તેમ બ્રાહ્મણોને દક્ષિણા સાથે અન્નનું પણ દાન દેવું.[૩૯] આ વ્રતના

---

* शुभाग्यया गुणिनी युक्तधर्मा भर्त्रा साकं कामदा स्यां वरेण्या ।
मा कर्मणा मनसा वापि वाचा भर्तुर्भवेयं रुषती स्यां वशंगा ॥११॥
सपत्नीनामधि नित्यं भवेयं सुपुत्रा स्यां शुभगा चारूपा ।
सपत्नहस्ता गुणवादिनी च सर्वात्मना स्यामदरिद्रा भवेयम् ॥१२॥
पतिश्च मे स्यात्सुमुखो मत्प्रतीक्षो नित्यं मद्भक्तः स्यान्मन्मतिर्मद्रतिश्च ।
प्रीतिश्च नौ स्याच्चकवाकानुरूपा मनोविरागो न भवेत्साधुवत्स्यात् ॥१३॥
लोकान्साध्वीनामुत्तमानां व्रजेयं याभिः सर्वं धार्यते विश्वरूपम् ।
उभे कुले याः पावयन्ति पितुर्भर्तुश्च पतिभक्त्यैधिताः स्म ॥१४॥
भूमिर्वायुर्जलमाकाशमग्निरंतःक्षेत्रज्ञः प्रकृतिर्यो महांश्च ।
अहंकारश्च मम साक्ष्ये नियुक्ताः स्मरेयुर्निश्चयं च व्रतं च ॥१५॥
वैराग्यो देहिनां भौतिकोऽयं विधिः सत्वाद्यैर्भूतयुक्तैः सबीजैः ।
सत्वेते मे साक्षिणाः सर्वसंस्था व्रतेचास्मिन्निश्चये चापि नित्यम् ॥१६॥
चंद्रादित्यौ पुण्यसाक्षी यमश्च दिशः सर्वा दश चात्मा च मेयम् ।
संत्वेते वै साक्षिणः सर्वसंस्था व्रतेचास्मिन्निश्चये चापि नित्ये ॥१७॥

પ્રસંગમાં વિશેષે કરીને દુધપાકનું ભોજન કરાવવું; આ વ્રતમાં બીજા ખાવાના પદાર્થ દુધપાકથી વિશેષ ઇષ્ટ ગણાતા નથી. વળી આ વ્રતપ્રસંગમાં કોઈ પણ પ્રાણીનો વધ કરવો નહીં, એમ પુરાણમાં નિશ્ચયપૂર્વક કહેલું છે.[૪૦]

હે સોમની સુભાગ્યવતી પુત્રી અરુંધતી! મહાદેવની કૃપાથી મેં જે એક બીજું વ્રત અનુભવેલું છે, તે પણ હું તને કહું છું.[૪૧] સર્વે સ્ત્રીઓ પુત્રરૂપી ફલ મેળવવાને સદા આતુર જ હોય છે, એવું સાધુ પુરુષોનું વચન છે. તેટલા માટે હે સુભાગ્યવતી! પુત્રપ્રાપ્તિ માટે તલસનારી સૌભાગ્યવતી સ્ત્રીઓએ નાના નાના ઘડાઓ-(મટુકીઓ)નું દાન કરવું.[૪૨] પૂર્વે કહેલા પ્રકારે સુવાસિની સ્ત્રીઓએ જેઠ અને આષાઢ એ બે માસમાં અથવા તો એકલા જેઠમાં કે એકલા આષાઢ માસમાં આ વ્રત આચરવું.[૪૩] હે ઉત્તમ વર્ણવાળી! તે પછી વ્રત કર્યાને બે માસ કે એક માસ પૂરો થાય ત્યારે શાકર આદિ ભેળવેલું પાણી(શરબત)ભરેલો ઘડો પુત્રની ઇચ્છાવાળી સ્ત્રીએ બ્રાહ્મણને દાનમાં આપવો.[૪૪] હે શશીના જેવી પ્રભાવાળી! હે નિષ્પાપ અરુંધતી! તેમણે એ પ્રમાણે ઘી, દૂધ, દહીં, મધ અને પાણીથી ભરેલા ઘડાઓ તેને દાનમાં આપવા.[૪૫] પોતાના મનમાં જેટલા પુત્ર મેળવવાની કામના હોય, તેના પ્રમાણમાં તેટલા (ઉપર જણાવેલા પદાર્થોથી ભરેલા) ઘડા એક જિતેન્દ્રિય, દૃઢ, વ્રતધારી અને જ્ઞાનવૃદ્ધ બ્રાહ્મણને આપવા.[૪૬] જો કોઈ સ્ત્રીને દુહિતા (પુત્રી) મેળવવાની ઇચ્છા હોય તો તેણે સ્ત્રીઓની કામના પૂરી કરે એવું એકાદ દ્રવ્ય (ચીજ) અને પોતાને ઇષ્ટ વસ્તુ પુત્રીનો સંકલ્પ મનમાં કરીને એક બ્રાહ્મણને આપવી; એટલે તેને પુત્રી પ્રાપ્ત થશે, એમાં કાંઈ સંશય નથી.[૪૭] હે પવિત્ર સ્મિતવાળી! તે માટે આવી ચીજ ઉપરાંત દક્ષિણા અર્થે ગાય અથવા કાંચન (સોનું) આપવું એ ઇષ્ટ છે. વળી વધારામાં તે સાથે વિપ્રને ઓઢવાનું વસ્ત્ર તો અવશ્ય આપવું જ જોઇએ.[૪૮] વળી તે સાથે પવિત્ર વ્રત આચરનારી સ્ત્રીએ આ વ્રતને અંગે યજ્ઞોપવીત વિપ્રને આપવું. સત્પુત્રો મેળવવા ઇચ્છનારી સ્ત્રીઓને માટે ઘડા આપવાનો આવો વિધિ સુજ્ઞ પુરુષોએ કહેલો છે.[૪૯] શુદ્ધ વ્રત આચરનારી અને ધર્મનું પાલન કરનારી સ્ત્રીએ અપત્યાખ્યાન* યોગમાં સંપૂર્ણ એક સંવત્સર સૂધી (પોતાને ઇષ્ટ પુત્ર કે પુત્રીનો મનમાં સંકલ્પ કરીને) બ્રાહ્મણોને આ પ્રકારે દાન દીધાં જવાં.[૫૦] તેમ હે સત્યવાદિની અરુંધતી! આમ વ્રતનો એક શુભ સંવત્સર પૂરો થાય ત્યારે હમેશાં પતિની અનુજ્ઞા લઇને બ્રાહ્મણોને ઘડાઓ (ચોક્કસ સંખ્યામાં) દાનમાં આપવા.[૫૧] કાર્તિક સુદ પૂર્ણિમાને દિવસે કામ્ય વ્રત પૂર્ણ કરતાં સ્ત્રીએ પોતાની ઇચ્છા પ્રમાણે વિપ્રને એક સોનાની દોરીનું યજ્ઞોપવીત આપવું.[૫૨] પોતાની શક્તિ અનુસાર સ્ત્રીઓને અક્કેક ઘડો, યજ્ઞોપવીત અને દક્ષિણા આપનારી સતી સુવાસિની સ્ત્રી સર્વ કામનાઓ સંપૂર્ણપણે ભોગવે છે.[૫૩] જ્યાં સૂધી સાધ્વી સૌભાગ્યવતી સ્ત્રી આ વ્રત આચરતી હોય, ત્યાં સૂધી તેણે કંઈ પણ નવું (બે દલવાળું) ધાન્ય ખાવું નહીં, તેમ નવાં ફુલ ફલાદિનો પણ ઉપભોગ કરવો નહીં.[૫૪]

હે ધર્મ જાણનારી! ધર્મચારી સ્ત્રીએ નિત્ય એક વખત ભોજન કરીને પુણ્યક વ્રત આચરવાનું છે; અને એ જ પ્રમાણે નિત્ય બ્રાહ્મણને પણ ભોજન કરાવી પછી પોતાના પતિને ભોજન કરાવવાનું છે.[૫૫] જો સાધ્વી સ્ત્રી આ પ્રમાણે એક વર્ષ પર્યંત આવું વ્રત આચરે છે, તો તે સૌભાગ્યશાલી, રૂપવતી, શીલવતી, અવિધવા (સદા સૌભાગ્યવતી) તેમ જ ધન વિભવની ઈશ્વરી (માલિક) થાય છે.[૫૬] આ વ્રત કરનારી સ્ત્રી જો વ્રતના વર્ષ પર્યંત વાર્તાક (વંતાક વેંગણ) ખાતી નથી તો તેને પોતાના જીવનમાં પોતાના પુત્રનો વિનાશ જોવો પડતો જ નથી, એ તારે નક્કી જાણવું.[૫૭] જો વ્રત દરમ્યાન તે નિત્ય સસલાનું કે હરણનું માંસ વર્જે છે, તો તે સ્ત્રીને મરણ પ્રાપ્ત થતું નથી, અને તે દેવતાને પામે છે (અર્થાત્ પતિવ્રતા થાય છે).[૫૮]

જે સ્ત્રી પોતાના પતિનું સુખ ઇચ્છતી હોય તેણે તુંબીફલ (તુમડા જેવાં શાક દુધી આદિ), અરધળ અને ઉપોદકી(પોઇ)ની ભાજી ખાવી નહીં, અને વર્ષને અંતે વ્રત પૂરું થતાં તેણે આ પદાર્થો સોનાના બનાવરાવીને તે દાનમાં આપવા.[૫૯] જે સ્ત્રી એક વર્ષનું વ્રત સમાપ્ત થતાં સર્વ ઋતુનાં સારાં સારાં શાક ભારે દક્ષિણા સાથે આદરપૂર્વક બ્રાહ્મણને દાનમાં આપે છે તે સ્ત્રી પુત્રવતી અને સ્ત્રીઓમાં અગ્રણી થાય છે.[૬૦] જે સ્ત્રી વ્રતના આરંભથી તે તેના અંત સૂધી પોતાને હાથે જ પોતાના પગ પખાળે છે તે સ્ત્રી લોકમાં પ્રતિષ્ઠા પામે છે, અને કદાપિ તેને ઉદ્વેગ ધરવો પડતો નથી.[૬૧] જે પતિવ્રતા સ્ત્રી એક વર્ષ પર્યંત રાત્રિએ અન્ન લેવાનું વર્જે છે અને સૂર્યથી પાવન થતા દિવસ દરમ્યાન જ ભોજન કરે છે તે સ્ત્રી અમર(દેવ)ની સ્ત્રીના જેવા વર્ણવાળી સદ્ભાગ્યવતી થાય છે, તે પોતાના જીવનમાં આરોગ્યવાન પુત્રો જુવે છે, અને પોતાની સર્વ સપત્નીઓમાં ઉપરીપદ મેળવે છે, એમાં કાંઈ

* આ યોગ એવો છે, કે પુષ્ય આદિ પું નક્ષત્રો પુત્રપ્રાપ્તિ માટે અનુકૂળ ગણાય છે, અને રોહિણી આદિ સ્ત્રી નક્ષત્ર પુત્રી પ્રાપ્તિને માટે યોગ્ય મનાય છે. માટે પુત્ર કે પુત્રી જે પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તે પ્રમાણે તે તે નક્ષત્ર યોગમાં ઘટતું દાન કરવું.

પણ સંશય નથી.[૬૨-૬૩] વ્રતનો એક સંવત્સર પૂરો થતાં સાધ્વી સ્ત્રીએ દરિદ્રી (નિર્ધન), યશસ્વી અને શુભ લક્ષણવાળા બ્રાહ્મણને સૂર્યની સોનાની ઉત્તમ પ્રતિમાનું દાન દેવું.[૬૪] સૂર્યનો અસ્ત થતા પહેલાં ભોજન કરનારી, વ્રતશીલ સાધ્વીએ પુષ્પો, ફૂલો તથા બીજા ખાવા યોગ્ય ઇષ્ટ પદાર્થો બ્રાહ્મણોને દાનમાં આપવા.[૬૫]

હે ઉત્તમ વર્ણવાળી અરુંધતી! જે સતી સૂર્યનો અસ્ત થયા પછી રાત્રે નિયમપૂર્વક એક વર્ષ સૂધી ભોજન કરતી હોય તેણે ચન્દ્ર અને નક્ષત્રથી પાવન થયલા ભોજનના પદાર્થોનું દાન શુભ લક્ષણવાળા બ્રાહ્મણને દેવું તેમ જ ચન્દ્ર, નક્ષત્રો અને ગ્રહોની સોનાની પ્રતિમાઓ વસ્ત્રો અને લવણ સાથે વિપ્રને દાનમાં આપવી.[૬૬-૬૭] હે અમરની સ્ત્રીના જેવા વર્ણવાળી દેવી! આ પ્રમાણે વ્રત કરીને દાન આપનારી સ્ત્રીનાં ગાત્રો ચન્દ્રના જેવાં શીતળ થાય છે, અને એ સદ્ગુણી સ્ત્રી સદ્ભાગ્યવતી, સુંદર અને પુત્રવતી પણ થાય છે.[૬૮] વ્રતશીલ સ્ત્રીએ પ્રત્યેક પૂર્ણિમાએ ચન્દ્રોદય થતાં અક્ષત (આખા ચોખા), દાભ અને પુષ્પો સાથે ચન્દ્રને નિત્ય અર્ઘ્ય આપવો, તથા ઘી, ગોળ અને ઘઉંનો લાડુ કરી દહીં સાથે તેનો બલિ અર્પણ કરવો. જે સ્ત્રી આ પ્રમાણે નિત્ય નિયમ પાળે છે તે સ્ત્રી સર્વ વાંછિત પદાર્થો પ્રાપ્ત કરે છે.[૬૯-૭૦]

જે સ્ત્રી વર્ષાદની ઝડીને લીધે અથવા તો આકાશ સ્વચ્છ હોવા છતાં કોઈ કારણે સૂર્યનાં દર્શન ન થાય તો તે દિવસે ભોજન કરતી જ નથી તે સ્ત્રીની સર્વ ઈષ્ટ કામનાઓ ફળે છે.[૭૧] હે અમર સ્ત્રીના જેવા વર્ણવાળી અરુંધતી! એ માનવતી સ્ત્રી જો શક્તિ અનુસાર વિપ્રને કાંચનનું દાન આપે છે, તો તે સદ્ભાગ્યવતી અને સુંદર અંગવાળી થાય છે.[૭૨]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे पुण्यक व्रतमां "पुण्यक व्रतना विधिनुं कथन" ए नामनो अध्याय ७९ मो संपूर्ण

## અધ્યાય ૮૦ મો

## પુણ્યક વ્રતના વિધિનું કથન

भगवती उवाच–

> निर्वेष्टव्यं शरीरं यैर्व्रतकैः पुण्यकैरपि ।
> अरुंधति प्रवक्ष्यामि सहैताभिर्वरे शृणु ॥ १ ॥

ભગવતી ઉમયા કહે છેઃ–હે શ્રેષ્ઠ અરુંધતી! જે પુણ્યદાયી વ્રતોવડે આ શરીરને પરમ સુખની પ્રાપ્તિને યોગ્ય કરી શકાય છે તે વ્રતો હું હવે તને સવિસ્તર કહીશ. માટે તે તું તારી આ સખીઓ સાથે સાંભળ;[૧] પતિને દેવ જાણનારી જે સ્ત્રી કૃષ્ણ પક્ષની આઠમને દિવસે ઉપવાસ કરે છે, અથવા તો બ્રાહ્મણને એક ટંક પૂરતું ભોજન આપીને પોતે મૂલ અને ફલ ખાય છે, અથવા એક વર્ષ પર્યંત શ્વેત વસ્ત્ર ધારણ કરી શુભ આચાર પાળે છે, અને હે પવિત્ર વ્રત પાળનારી! ગુરુ તથા દેવતાઓની પૂજા કરીને બ્રાહ્મણને ગાયના વાળનું સારી રીતે દોરીથી બાંધેલું ચામર, ધ્વજા, તથા યથાશક્તિ દક્ષિણા સાથે મિષ્ટાન્નનું દાન આપે છે, તે વ્રતધારી સ્ત્રીના વાળ ગુંછળાંવાળા, સમુદ્રની લહરીઓના જેવા વાંકવાળા અને નિતંબને અડકે એવા લાંબા થાય છે, તથા તે સ્ત્રી પતિ ઉપર ભક્તિ અને અનુરાગ ધરાવનારી થાય છે.[૨-૫] પરમ સુખને યોગ્ય પોતાનું મસ્તક થાય, એવી ઈચ્છા કરનારી સ્ત્રીએ ગાયના છાણ સાથે આમળાં, બીલાં અને નાળીએરના ફલ-(કોપરાં)નો ભૂકો મેળવીને તે વડે પોતાનું માથું ચોળવું, તથા ગૌમૂત્રનું સદા પ્રાશન કરવું તેમ જ માથે સ્નાન કરતાં ચોળવાના પદાર્થોમાં પણ તેને ભેળવવું. આ પ્રમાણે હે ઉત્તમ વર્ણવાળી અરુંધતી! જે સ્ત્રી કૃષ્ણ પક્ષની ચૌદશે સ્નાન કરે છે તે સ્ત્રી સદા અવિધવા અર્થાત્ અખંડ સૌભાગ્યવતી, સદ્ભાગ્યવાળી અને તાવતરીયાથી રહિત થાય છે. તેને માથામાં શૂળનો રોગ કદી થતો નથી, તેમ તેનું શરીર પણ કદી તપી આવતું નથી.[૬-૮]

હે પવિત્ર સ્મિતવાળી! જે સ્ત્રી મનહર લલાટ હોવાની આકાંક્ષા રાખતી હોય તેણે નિત્ય એક વાર ભોજન કરવું અને પડવાને દિવસે ઉપવાસ કરવો, તથા એક સંવત્સર પૂરો થતાં સૂધી દૂધ અને તેમાં રાંધેલું અન્ન ખાવું. પછી આ પ્રમાણે વ્રત કર્યા પછી તેને અંતે જો તે પાતળી કટિવાળી સ્ત્રી બ્રાહ્મણને શુભ્ર ચાંદીની માથે બાંધવાની દામણીનું દાન આપે છે તો તેને રૂપસંપન્ન લલાટ પ્રાપ્ત થાય છે. જો તેને સુંદર ભ્રૂકુટીની ઇચ્છા હોય, તો તે સતી સ્ત્રીએ બીજથી એકાંતરા ઉપવાસ કરવો અને તે પ્રમાણે એકાંતરા શાકભાત ખાવાં. તે પછી સંવત્સર પૂરો થતાં બ્રાહ્મણ પાસે સ્વસ્તિવાચન કરાવવું. અને હે નિર્દોષ અરુંધતી! તે બ્રાહ્મણને લવણ, ઘૃતપાત્ર તેમ જ માષાભાર (તોલાના બારમા ભાગ જેટલું) સુવર્ણની દક્ષિણા સાથે સુંદર પાકાં ફલો આપવાં.[૯-૧૩] જે સુંદર પાતળી કટિવાળી સ્ત્રી પોતાના બે કાન સુંદર થાય એવી ઇચ્છા રાખતી હોય તો તેણે શ્રવણ નક્ષત્ર આવે ત્યારે જવનો ગોળ અને ઘી ઘાલેલો લાડુ ખાવો.[૧૪] તે પછી હે સદ્ભાગ્યવતી! તેણે ઘીમાં બે સોનાના કાન નાંખી, દૂધ સાથે વિપ્રને તેનું દાન આપવું.[૧૫] કાંઈ પણ ખોડખાંપણ વિનાના અને વ્યાધિથી રહિત, લલાટને અડકે એવા સુંદર નાકની ઇચ્છા રાખનારી સ્ત્રીએ,

તલના એક ગોળાને વાવી,* તે ઉપર નિત્ય પાણી રેડવું. તેણે જ્યાં સૂધી તેને પુષ્પો આવે નહીં ત્યાં સૂધી એકાંતરા ઉપવાસ કરી તે ઉપર નિત્ય પાણી રેડવું અને તેનું રક્ષણ કરવું. પછી તે ઉપર પુષ્પો આવે ત્યારે એ પુષ્પોને ઘીમાં નાંખી, તેનું દાન વિપ્રને આપવું.[૧૬-૧૭] હે અમૃતમાંથી ઉત્પન્ન થયલી સતી અરુંધતી! 'મારી આંખો સુંદર થાય,' એવી આકાંક્ષા રાખનારી, પંડિતા સતી સ્ત્રીએ એકાંતરા ઉપવાસ કરવો અને એકાંતરા દૂધ અને ઘી ખાવાં. હે પવિત્ર સ્મિતવાળી! તેમ કરતાં એક સંવત્સર પૂરો થાય ત્યારે દૂધમાં કમલનાં પત્રો અને પુષ્પો નાંખવાં, અને તે નરે એટલું દૂધ વિપ્રને આપવું. એ આપ્યાથી કાળા હરણના જેવી તેની આંખો સુંદર અને ચપળ થશે.[૧૮-૨૦] ધર્મ અને ગુણથી સંપન્ન જે સતી સ્ત્રી સુંદર અને સારા ઘાટદાર હોઠની ઇચ્છા રાખતી હોય તેણે એક વર્ષ સૂધી માટીના પાત્રથી પાણી પીવું, અને ધર્મની કામનાવાળી તે સ્ત્રીએ નવમીને દિવસે વિના યાચનાએ† જે અન્ન મળી આવે તે અન્ન ખાવું. આ પ્રમાણે વ્રત કરતાં વર્ષ પૂરું થાય ત્યારે તેણે વિપ્રને પરવાળાંનું દાન આપવું. હે સુંદર અરુંધતી! તેમ કરવાથી તેના ઓઠ બિંબફલ જેવા લાલચોળ થાય છે, તેમ જ તે સદ્ભાગ્યવતી, સુંદર શરીરવાળી, પુત્રવતી, ધનવતી અને ગાયોને પાળનારી થાય છે.[૨૧-૨૩] હે દેવપુત્રી! અનિંદિત સતી! સારા દાંતની આકાંક્ષા રાખતી હોય તેણે પ્રત્યેક શુકલ પક્ષની આઠમને દિવસે બે વખત ચોખા ખાવા નહીં (અથવા એક વખત ઉપવાસ કરવો). તે પછી હે ધર્મને જાણનારી! આમ વ્રતનો સંવત્સર પૂરો થાય ત્યારે અતિ ગુણકારી દૂધમાં ચાંદીના દાંત નાંખવા, અને તેનું દાન કરવું. તેમ કરવાથી તે સતીના દાંત જાતિ(જાઇ)નાં પુષ્પોના જેવા ખીલેલા થશે, અને હે નિષ્પાપ! તેને સૌભાગ્ય તેમ જ સત્પુત્ર પ્રાપ્ત થશે.[૨૪-૨૬] હે સુંદર અને શોભતા મુખવાળી! જે સ્ત્રી પોતાનું આખું મુખ સુંદર થાય એવી આકાંક્ષા રાખતી હોય, તેણે પૂર્ણિમાને દિવસે ચન્દ્રનો શુભ ઉદય થાય તે વેળાએ સ્નાન કરવું અને દૂધમાં રાંધેલો જવનો પાક બ્રાહ્મણને આપવો. આ પ્રમાણે વ્રત કરતાં એક સંવત્સર પૂરો થાય ત્યારે પૂરા ખીલેલા કમળ ઉપર રૂપાનો ચન્દ્ર મૂકી, સ્વસ્તિવાચન કરાવી, બ્રાહ્મણને તેનું દાન કરવું. આવા દાનથી એ શુભ સ્ત્રીનું મુખ પૂર્ણ ચન્દ્રના જેવું ખીલેલું થશે.[૨૭-૨૯]

જે સ્ત્રી પોતાનાં સ્તન તૃણરાજ(તાડ ફલ)ના જેવાં ઉન્નત થાય એમ ઇચ્છતી હોય, તેણે નિત્ય દશમીને દિવસે વાણીનું સંયમન કરવું અને યાચના વિના અનાયાસે જે અન્ન મળે તે અન્ન ખાવું. તેમ કરતાં એક સંવત્સર પૂરો થાય એટલે તેણે બે સોનાનાં બીલાં આત્મનિષ્ઠ બ્રાહ્મણને દક્ષિણા સાથે આપવાં. હે અમરની સ્ત્રી જેવા વર્ણવાળી! તેથી તેને પરમ સૌભાગ્ય તેમ જ બહુ પુત્રો પ્રાપ્ત થાય છે, અને તે સદા ઉન્નત સ્તન ધારણ કરે છે.[૩૦-૩૨] જે સ્ત્રીને પાતળું ઉદર જોઇતું હોય, તે સ્ત્રીએ વ્રતમાં એક વખત ભોજન કરવું, અને નિત્ય પંચમીને દિવસે તેણે પાણી સાથે અન્ન ખાવું.‡ હે શોભતી ધન્ય સતી! તે પછી સંવત્સર પૂરો થતાં દક્ષિણા સાથે જાઇનાં ખીલેલાં ફુલની વેલ જિતેન્દ્રિય બ્રાહ્મણને દાનમાં આપવી. એટલે તે સ્ત્રીની કટિ પાતળી થશે.[૩૩-૩૪]

હે સુંદર કટિવાળી! જે સ્ત્રીને ઘાટીલા સુંદર હાથની આકાંક્ષા હોય તેણે પ્રત્યેક દ્વાદશીને દિવસે નિષેધ કરાયલાં ન હોય, એવાં સર્વ શાક ખાવાં. તેમ કરી, એક વર્ષની આખરે બે ખીલેલાં કમળ તથા બે સોનાનાં કમળ વિદ્વાન્ બ્રાહ્મણને આપવાં.[૩૫-૩૬]

હે દૃઢ વ્રતવાળી! જે સ્ત્રી વિશાળ નિતંબને ઇચ્છતી હોય તેણે ત્રયોદશીને દિવસે એક વખત વિના યાચનાએ મળેલું અન્ન ખાવું. હે સુંદર મુખવાળી! તે પછી વર્ષ પૂરું થાય, એટલે તેણે પ્રજાપતિ બ્રહ્માનાં ચાર મુખ કલ્પી તેના આકારના ચાર ઢગલા ચાર દિશામાં મીઠાના કરવા, અને પછી તે બ્રાહ્મણને આપવા. વળી એ ધર્મજ્ઞ સ્ત્રીએ બ્રહ્માની સોનાની મૂર્તિ કરાવી, તેને અંજન આંજવું. અને સુગંધી પદાર્થો તે ઉપર ધીરે ધીરે છાંટવા, તે ઉપર આખાં રત્નો ચોઢવાં અને લાલ વસ્ત્ર ઓરાડવું. તે પછી તે મૂર્તિનું દાન બ્રાહ્મણને કરવું. એથી હે સૌમ્ય અરુંધતી! તે સ્ત્રીને પોતાને મનગમતા ઘાટીલા નિતંબ થશે.[૩૭-૪૦]

હે દેવપુત્રી! જે સ્ત્રી મધુર વાણીની ઇચ્છા રાખતી હોય તે સ્ત્રીએ એક વર્ષ કે માસ સૂધી મીઠું ખાવું વર્જવું. તે પછી બ્રાહ્મણને દક્ષિણા સાથે મીઠું આપવું. એટલે પોપટના કરતાં પણ સોગણી મીઠાશ તેની વાણીમાં આવશે.[૪૧-૪૨] હે ઉત્તમ નિતંબવાળી! સોમની નંદિની! જે સ્ત્રી પોતાની જાંઘ અને પગ ભરાવાદાર થાય, એવી ઇચ્છા કરતી હોય તેણે પ્રત્યેક છઠ્ઠને દિવસે પાણીમાં રાંધેલા ચોખા ખાવા.[૪૩] તેણે બ્રાહ્મણ કે અગ્નિને કદી પણ પગ અડકાડ-

---

* તલનો ગોળો વાવવો, એનો અર્થ એમ સમજાય છે કે મુઠ્ઠી ભરી તલ વાવવા. અહીં તિલગુલ્મ પદ છે અને તેનો 'તલનો ગોળો' એ અર્થ થાય છે.

† અહીં એ આશય સમજવાનો છે કે પ્રાડપડોશીને ત્યાં અગાઉથી કહાવ્યા વિના ઓચિંતા જમવા વેળા જઈ ચઢવું અને ત્યાં જે અન્ન રાંધ્યું હોય તે વિના માંગ્યે મળે તો તે જમવું.

‡ બં. પ્ર. તથા મન્મથનાથ દત્તની પ્રતમાં એવો પાઠ છે, કે અન્ન પાણી સાથે ખાવું નહીં.'

વો નહીં. હે તપથી યુક્ત સતી! કદાચ જો પ્રમાદથી તે કોઇનો પગ અડકી જાય તો તરત તેને પગે લાગવું.[૪૪] હે નિર્દોષ પતિવ્રતા! નિત્ય પાદ્ય (પગ પખાળવાના પવિત્ર પદાર્થો)વડે તેણે બ્રાહ્મણોના પગ પખાળવા.[૪૫] આ પ્રમાણે નિત્ય વ્રત આચરનારી, ધર્મને જાણનારી પતિવ્રતા સ્રીએ વ્રતને અંતે રૂપાના બે કાચબા ઘીમાં ઘાલવા. વળી હે નંદિની! તેણે તેમાં બે કમલ ઉંધાં ખોસવાં, અને તેમાં શાતા પદાર્થો મેળવી, અને સોનાથી તેને સારી રીતે શણગારી, એ બે કાચબા ઉત્તમ બ્રાહ્મણને દાનમાં આપી દેવા.[૪૬-૪૭]

જે સ્રી પોતાનાં સર્વે ગાત્રો અતિશય મનોહર થાય એમ ઇચ્છતી હોય તે પતિને દેવતા ગણનારી સ્રીએ પુષ્પની(વસંત) ઋતુમાં આ વ્રત ત્રણ અહોરાત્ર કરવું. પછી કાર્તિકી, માઘી, આષાઢી, કે આશ્વિની પૂર્ણિમાને દિવસે માતા તેમ જ પિતાને એ તિથિના અધિષ્ઠાતા દેવ ગણીને તેમની પૂજા કરવી.[૪૮-૪૯] હે માનિની! હે ધર્મજ્ઞા! પતિને દેવતા ગણનારી એ સ્રીએ નિત્ય વિપ્રોને ઘી અને મીઠું આપવું, ઘરને વાળી, ઝાડી લીપવું અને રંગોળી કરવી. હે સતી! હે યશસ્વિની! હે ભામિની! એ આત્મતત્ત્વની જ્ઞાતા યશસ્વીની સ્રીએ કદાપિ દુષ્ટ વાણી ઉચ્ચારવી નહીં, કોઈ પણ શાક ખાવું નહીં. તેણે બલિનું વિસર્જન કરવું, અને અસત્યનો ત્યાગ કરવો.[૫૦-૫૨]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे
पुण्यक व्रतमां "पुण्यक व्रतना विधिनुं कथन"
ए नामनो अध्याय ८० मो संपूर्ण

## અધ્યાય ૮૧ મો

### પુણ્યક વ્રતના વિધિનું કથન

उमोवाच—

बांधवान्सगुणानिच्छेदेकभक्तेन नित्यदा ।
सप्तमी सप्तमी नित्यं क्षपेत्स्त्री पतिदेवता ॥ १ ॥

ઉમયા કહે છેઃ–જો પતિને દેવતા માનનારી વ્રતધારી સ્રી પોતાના બાંધવો અનેક ગણા વધે, એવી ઇચ્છા કરતી હોય તો તેણે નિત્યદા પ્રત્યેક સાતમને દિવસે એકજ વાર ભોજન કરીને ઉપવાસ કરવો.[૧] તેમ કરતાં એક સંવત્સર પૂરો થાય, ત્યારે તેણે સોનાના એક વૃક્ષનું દાન દક્ષિણા સાથે બ્રાહ્મણને આપવું. તેથી તે સારા બાંધવોવાળી થશે.[૨] હે પ્રમદાઓમાં શ્રેષ્ઠ અરુંધતી! જે સ્રી નિત્ય નિત્ય કરંજ* વૃક્ષ આગળ એક દીવો મૂકે, અને એ વ્રતને સંવત્સર પૂરો થાય ત્યારે છેલ્લે દિવસે સોનાનો દીવો તેની આગળ મૂકે (અને પછી બ્રાહ્મણને દાનમાં તે આપી દે) તો તે સતી સ્રી, હે કલ્યાણી! પોતાની કીર્તિથી પતિને ઇષ્ટ તેમ જ રુચિકર થશે તથા પુત્રવાળી પણ થશે, તેમ જ પોતાની સપત્નીઓમાં પણ દીવાની પેઠે સર્વોપરિપણે પ્રકાશશે.[૩-૪] જે સ્રી નિત્ય યજ્ઞના અવશેષ (આહુતિ આપતાં વધેલો) દ્રવ્યનું ભોજન કરે છે, જે સ્રી કદી સામાના મર્મને ભેદે (લાગણી દુઃખાય) એવાં વચન બોલતી નથી, હે સૌમ્ય (શાંત) દર્શનવાળી! જે કોઈ પ્રકારનું વ્યસન કરતી નથી,† જે નિત્ય પતિને દેવતા ગણી પૂજે છે, જે સતત શૌચ(શુદ્ધિ)થી યુક્ત જ રહે છે, જે કઠોર વચનોનો લવારો કરતી નથી, જે સદા સૌને જમાડીને પછી જ પોતે જમે છે, જેના આચાર સદા શુદ્ધ છે, જે પોતાનાં સાસુસસરાની શુશ્રૂષા(સેવા) ઉઠાવવામાં નિમગ્ન રહે છે, જે સદા પતિ પ્રતિના પ્રેમમાં જ આસક્ત છે, અને જે સત્ય ધર્મ તથા સદ્ગુણોથી યુક્ત છે, તે સ્રીને વ્રતો કરવાની શી જરૂર છે? તેમ તેને ઉપવાસો કરવાની પણ શી અગત્ય છે? અર્થાત્ તેનાં આ કાર્યો જ વ્રત અને ઉપવાસના પાલન જેવાં જ છે.[૫-૭]

હે સુંદર કટિવાળી સતી! જો કોઈ સતી સ્રી દૈવયોગથી વિધવા થઈ હોય તો તેણે આચરવાના જે ધર્મો પુરાણમાં કહેલા છે તે હું હવે તને કહું છું.[૮] તેણે પતિના ચિત્ર(છબી)માં અથવા તો માટીની બનાવેલી તેની પ્રતિમામાં પતિનો સંકલ્પ કરવો અને સંતોના ધર્મનું સ્મરણ કરતાં કરતાં તેની સદા પૂજા કરવી.[૯] તે પછી સુવ્રત આચરનારી આ વિધવા સ્રીએ વ્રત, ઉપવાસ અને વિશેષે કરીને ભોજન સંબંધમાં પતિની આ મૂર્તિ પાસેથી અનુજ્ઞા માગવી.[૧૦] જે સ્રીએ (પતિના જીવતાં) પોતાના પતિના વચનનો લોપ કરેલો નથી તે સ્રી આ પ્રકારે નિત્ય આચરણ કરવાથી પતિના લોકને મરણ પછી પામે છે, અને પતિને દેવતા માનનારી એ વિધવા સતી શાંડિલીની પેઠે આ લોકમાં પણ સૂર્ય સમાન સતત પ્રકાશે છે.[૧૧]

આજના દિવસથી સર્વે દેવોની વહાલી પત્નીઓ પુરાણમાં કહેલો આ સનાતન પુણ્યક વ્રતનો વિધિ જોશે; અર્થાત્ તેનો અનુભવ કરશે.[૧૨] ધર્માત્મા નારદ મુનિ આવા ઉપવાસોનો તેમ જ વ્રતોનો પણ

* કણજી; આ વૃક્ષનાં ફલમાંથી તેલ નીકળે છે, અને તે ખરજ ખુજલી વગેરે દરદોને શરીરે ઘસતાં મટાડે છે. એ તેલને કણજીયું કહે છે.

† અહીં પાઠમાં ગરબડ છે. મુંબઇની અને મરાઠી પ્રતિમાં न च स्यात् व्यसना सौम्ये હે સૌમ્ય(શાંત) દર્શનવાળી! જે અન્નનું વર્જન(ત્યાગ) કરતી નથી, એ પાઠ છે. ત્યારે મન્મથનાથ દત્તની પ્રતિમાં सा च स्यात् व्वशना सोम्ये જે સોમ્ય(બુધ)વારે અન્નનું વર્જન કરનારી થાય છે (અન્ન ખાતી નથી), એ પાઠ છે. ટીકાકાર નીલકંઠને આ પાઠ સંમત છે. પરંતુ બંગાળી પ્રતિમાં न च स्यात् व्यसना सौम्ये એવો તદ્દન જૂદા જ ભાવવાળો પાઠ છે. પ્રસ્તુત પ્રસંગમાં કહેવાનો ઉદ્દેશ વિચારતાં આ પાઠ સંગત લાગવાથી ઉપર લીધો છે.

પુરાણોમાં કહેલો આ સમગ્ર વિધિ જાણશે.[13] હે સોમની અતિ ઉત્તમ પુત્રી! તપના યોગે કરીને, પુણ્યક વ્રતોનો તેમ જ જણાવેલા તેના અંગના ઉપવાસો અને વ્રતોના આ પ્રકારના વિધિનો પ્રચાર સમગ્ર રીતે આ લોકમાં પ્રવર્તાવવાના કાર્યમાં તું, અદિતિ અને ઇન્દ્રાણી વિખ્યાત થશો,[14] તેમ જ તમે સતીઓના મંડળમાં કીર્તિનાં ગાનને પાત્ર તથા સદ્ગુણોથી સંપન્ન ગણાશો.[15] મહાત્મા વિષ્ણુના સર્વેય પ્રાદુર્ભાવો(અવતારો)માં તેમની પત્નીઓ નિત્યદા પુણ્યક વ્રતના આ સનાતન વિધિથી જાણીતાં થશે.[16] હે સતી! સર્વ કર્તવ્યોમાં વિશેષે કરીને સ્ત્રીના ધર્મોમાં પતિની ભક્તિ, દુષ્ટ આચરણનો અભાવ તેમ જ દુષ્ટ વાણીના પાપનો અભાવ, પ્રશંસાને પાત્ર ગણાય છે.[17]

નારદ કહે છે:–મહાદેવી પાર્વતીએ આ પ્રમાણે પુણ્યકવ્રત સંબંધી કથા કહી, તે પછી એ સર્વ તપોધન સાધ્વીઓ હર્ષ પામી, અને તેઓ હર(મહાદેવ)ની પ્રિયા(ઉમયા)ને પગે લાગીને પોતપોતાને સ્થાનકે સીધારી.[18] હે રુક્મિણી! તે પછી ધર્મચારિણી અદિતિએ જે વ્રત કર્યું હતું તેનો વૃત્તાંત તું સાંભળ. પ્રથમ ઉમયાના વ્રતનો જે વિધિ મેં ઉપર કહ્યો તે સર્વેય વિધિ અદિતિએ કર્યો. તે પછી તેણે પારિજાત વૃક્ષની સાથે પુષ્પની માલાથી પોતાના પતિ કશ્યપને બાંધ્યા અને તેમને મને અર્પણ કર્યા. તેનું નામ અદિતિ વ્રત પડ્યું છે. સત્યભામાએ પણ આ જ અદિતિ વ્રત કર્યું છે, અને પોતાના પતિ(કૃષ્ણ)નું દાન મને આપ્યું છે.[19–20]

આવું જ વ્રત નિત્ય ધર્મ કરનારી સાવિત્રીએ પણ કર્યું હતું. તેમાં જે ઉચિત સાધનો હતાં તેવાં જ ઉચિત સાધનોવડે સત્યભામાએ આ વ્રત કર્યું છે, અને ખરુ કહું તો તે કરતાં પણ આ લોકોમાં આ વ્રત ઉત્તમ રીતિએ થયું છે.[21] આ વ્રત દરમ્યાન હરરોજ સંધ્યાકાલ થતાં સાધ્વીએ પ્રત્યેક યોગ્ય સ્થાને બેવડું પૂજન, બેવડા નમસ્કાર અને બેવડા જપ કરવા, (અને તેમ કરવાથી તેને બમણું ફલ પ્રાપ્ત થાય છે,) એમ કહેવાય છે.[22] ઉપર કહેલું સાવિત્રી વ્રત કે અદિતિ વ્રત જે સ્ત્રી કરે છે, તે સાધ્વી પોતાના પતિ તેમ જ પિતા એ બંનેનાં કુલને તારવા ઉપરાંત પોતાની જાતને પણ તારે છે.[23] ઇન્દ્રાણીએ ઉમાવ્રતનો વિધિ યથાસ્થિત કર્યો હતો અને તે ઉપરાંત રાતાં વસ્ત્રનું દાન કર્યું હતું અને માંસથી યુક્ત ભોજન કરાવ્યું હતું.[24]

આ પુણ્યક વ્રતને માટે ચોથે દિવસે કરવા યોગ્ય આ એક બીજો પણ નિયમ છે. એ નિયમ પ્રમાણે સાધ્વી સતીએ એક અહોરાત્ર ઉપવાસ કરવો અને એકસો ઘડાનું દાન કરવું.[25] હે યશસ્વતી! ગંગાએ આવું ઉમાવ્રત કર્યું હતું. તેણે પ્રત્યેક પ્રાતઃકાળે પોતાના જ જલમાં સ્નાન કર્યું હતું, એ તેનાથી અધિક વિધિ હતો.[26] હે હરિપ્રિયા! ગંગા નદીમાં સ્નાનની અનુકૂલતા ન હોય તો, બીજી નદીઓના જલમાં પણ માઘ માસના શુક્લ પક્ષમાં નિત્ય સ્નાન કરવાથી સર્વ કામનાને પૂરનારું આ ગંગાવ્રત વળે છે, એમ કહેવાય છે.[27] હે હરિવલ્લભા! ગંગાવ્રત આચરનારી, ધર્મને જાણનારી સ્ત્રી સાત, સાત અને સાત* એમ એકવીશ કુલોને તારે છે.[28] હે કલ્યાણી! સર્વ દુઃખોમાંથી તારનારા અને સર્વ મનોરથોને પૂરનારા, શુભ ગંગાવ્રત નિમિત્ત સાધ્વી સ્ત્રીએ એક હજાર ઘડાનું દાન કરવું. સર્વ કામનાઓને પરિપૂર્ણ કરનારું આ ગંગાવ્રત છે.[29]

હે હરિવલ્લભા! યમની ભાર્યાએ શુભ 'યામરથ' વ્રત કર્યું હતું. આ વ્રત સાધ્વી સ્ત્રીએ હેમંત ઋતુવાળા પ્રદેશમાં કરવું જોઇએ.[30] હે સુભાગ્યવતી! આ 'યામરથ' વ્રત કરતાં, શુભ આચરણવાળી સાધ્વીએ સ્નાન કરવું, પતિને નમસ્કાર કરવા, અને પછી આકાશ તરફ નજર કરી આ વચનો બોલવાં:–[31]

"હું યામરથ વ્રત આચરતાં (હેમંત ઋતુના) હિમને મારી પીઠ ઉપર ધારણ કરું છું; તેથી આ વ્રતના યોગે હું પતિવ્રતા થાઉં, મારી હયાતીમાં હું મારા પુત્રો જીવતા જોઉં, અને સર્વ સ્ત્રીઓમાં અગ્રણી થાઉં,[32] મારી સર્વ સપત્નીઓની અધિષ્ઠાતા(ઉપરી) થાઉં, મારે યમનું મુખ પણ જોવું ન પડે, અર્થાત્ હું ચિરંજીવ થાઉં, અને પતિ તેમ જ પુત્ર સહિત હું સુખનો અનુભવ કરતી ચિરકાલ જીવું.[33] હું મારા આ વ્રતના પ્રભાવથી મારો પતિ જે લોકને પામે તે લોકમાં હું જાઉં. હું શ્રીમતી થાઉં, હું શુભ વેષ ધારણ કરનારી, મુક્ત(ઉદાર) હાથવાળી, અને સ્વજનોમાં ઇષ્ટ અને ગુણસંપન્ન થાઉં."[34]†

આ પ્રમાણે સંકલ્પનાં વચનો બોલી, સાધ્વી સ્ત્રીએ વિપ્ર પાસે સ્વસ્તિવાચન કરાવવું, પછી તેને મધ, કાળા તલ, અને દૂધપાકનું ભોજન કરાવવું.[35] હે ભ્રમરના જેવા વર્ણવાળી હરિપ્રિયા! રુદ્રની પત્ની મહાદેવી પાર્વતીએ પૂર્વે કહેલાં આ સર્વે વ્રતો દેવતા-

---

* પોતાના પતિની સાત પેઢી, પોતાના પિતાના કુલની સાત પેઢી અને માતાના કુલની સાત, એમ કુલ એકવીશ પેઢી.

† સાધ્વી સ્ત્રીએ બોલવાના ત્રણ મંત્રો આ છે:–

चराम्यहं यामरथं हिमं पृष्ठेन धारये ।
पतिव्रता जीवपुत्रा भवेयं च पुरोधिका ॥ ३२ ॥
सपत्नीरधितिष्ठेयं पश्येयं नैव मा यमम् ।
सभर्तृपुत्रा जीवेयं चिरं च सुखमेव च ॥ ३३ ॥
पतिलोकं च गच्छेयं भवेयं नंदिनी तथा ।
सुवेषा मुक्तहस्ता च स्वजनेष्टा गुणान्विता ॥ ३४ ॥

ઓની પત્નીઓએ કર્યાં હતાં.૩૬ મારા તપના પ્રભાવથી આ સર્વ વ્રતોનો વિધિ કહું છું, અને આશીર્વાદ આપું છું કે તમે સર્વે પણ આવા ગુણવાળાં પુણ્યક વ્રતોનાં ફલ પ્રત્યક્ષ અનુભવશો.૩૭ પુરાણોમાં કહેલાં જે વ્રતો ઉમયા દેવીએ પૂર્વે અનુભવેલાં છે, તે વ્રતો કલ્યાણ અને શુભ ફલથી સંપન્ન છે તેમ જ શુભ અને પાવન કરનારાં છે.૩૮

વૈશમ્પાયન કહે છેઃ—તે પછી ઉમયાએ આપેલા (વિષ્ણુની સ્ત્રી તેના હરેક અવતારમાં આ વ્રત અનુભવશે એવા) વરદાનના બલે દિવ્ય ચક્ષુવડે રુકિમણીએ એ વ્રતના સર્વે નિયમો જાણી લીધા, અને તે પછી તેણે પણ તે પ્રમાણે આ વ્રત આચર્યું.૩૯ તેણે આ સર્વ ઉમાવ્રતો કર્યાં અને તેની સમાપ્તિ કરતાં વૃષભનું દાન, રત્નના હારનું દાન તથા સર્વ કામનાઓ પૂરી કરનારું અન્નનું દાન પણ આપ્યું.૪૦ તે જ પ્રમાણે જાંબુવતીએ પૂર્વે ઉમાવ્રત કર્યું હતું, અને વિશેષમાં તેણે રત્નના મનોહર વૃક્ષનું દાન આપ્યું હતું.૪૧ તે જ પ્રમાણે સત્યભામાએ પૂર્વે ઉમાવ્રત કરીને વિશેષમાં પીળું અંબર આપ્યું હતું.૪૨

વળી હે કુરુકુલની વૃદ્ધિ કરનારા! રોહિણી, ફાલ્ગુની, મઘા અને શતભિષાએ પણ આવું પુણ્ય લક્ષણોવાળું વ્રત કર્યું હતું અને તેને અંગે બહુ દાનો દીધાં હતાં. તેથી કરીને હે કુરુનંદન! તેઓ નક્ષત્રમાં મુખ્ય સ્થાન ભોગવે છે.૪૩–૪૪

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे पुण्यक व्रतमां "पुण्यक उमाव्रतना विधिनुं कथन" ए नामनो अध्याय ८१ मो संपूर्ण

---

## અધ્યાય ૮૨ મો

### ષટ્પુર નગરના નિવાસી અસુરોનો વૃત્તાંત

जनमेजय उवाच—

वैशंपायन धर्मज्ञ व्यासशिष्य तपोधन ।
पारिजातस्य हरणे षट्पुरं परिकीर्तितम् ॥ १ ॥

જનમેજય કહે છેઃ—હે વૈશંપાયન! હે ધર્મજ્ઞ! હે વ્યાસના શિષ્ય! હે તપોધન! તમે પારિજાત વૃક્ષના હરણની કથા કહેતાં ષટ્પુર નગરનું કંઈક વર્ણન કીધું હતું.૧ હે તપોધન! અસુરોમાં મુખ્ય અને અતિ ભયંકર દાનવોના આ નિવાસ (ષટ્પુર નગર) સંબંધી, તેમ જ હે મુનિશ્રેષ્ઠ! તેમના તથા અંધક અસુરના વધ સંબંધી સવિસ્તર વૃત્તાંત મને કહો.૨

વૈશંપાયન કહે છેઃ—નિષ્કપટ કર્મ કરનારા રુદ્રે વીર ત્રિપુર અસુરનો વિનાશ કર્યો, તે સમયે તેના કુલમાં જે મુખ્ય મુખ્ય, અસુરોમાં આગેવાન દાનવો હતા, અને જેઓ ત્રિપુર અસુરના પુરમાં તેની સાથે રહેતા હતા, તેઓ સઘળા કાંઈ રુદ્રના બાણના અગ્નિથી બળી ગયા ન હતા. આવા અવશેષ રહેલા દાનવોની સંખ્યા સાઠ લાખ હતી. તે સંખ્યા આથી અધિક કે ન્યૂન પણ ન હતી.૩–૪ પોતાના જ્ઞાતિબાંધવોના વધથી અતિશય બળીજળી ઉઠેલા એ વીર દાનવોએ મહર્ષિગણોથી સેવાયલા અને સંતોને ઇષ્ટ, જંબુ માર્ગમાં પૂર્વે તપ આદર્યું હતું.૫ હે નૃપશ્રેષ્ઠ! એ શૂરવીરોએ આદિત્ય સામું ઉંચું મુખ કરી અને વાયુનું જ ભક્ષણ કરી એક લાખ વર્ષ પર્યંત પદ્મસંભવ બ્રહ્માની સ્તુતિ કરી.૬ હે રાજન્! એ દાનવોમાંના એક સંઘે ઉમરડાના વૃક્ષનો આશ્રય લીધો, અને એ શૂરવીરોએ ભારે તપ આદર્યું. કેટલાક દાનવોએ કપિત્થ(કોઠી)ના વૃક્ષનો અને કેટલાકે શૃગાલ(જાંબુ) વૃક્ષની વાડીનો આશ્રય કરી ઉગ્ર તપ ચલાવ્યું.૭–૮ હે કુરુનંદન! કેટલાક અસુરોના પુત્રોએ વડના ઝાડનાં મૂળોમાં ભરાઇને તપ કર્યું તો કેટલાકે વડની ટોંચનો આશ્રય લઈ બ્રહ્મવિદ્યાનું અધ્યયન કરતાં કઠણ તપ આદર્યું.૯ હે નરદેવ! તેમના આવા ઉગ્ર તપથી સુરોમાં શ્રેષ્ઠ, અને ધર્મધારીઓમાં ઉત્તમ પ્રજાપતિ, પિતામહ બ્રહ્મા તેમની ઉપર સંતુષ્ટ થયા અને તેમને વરદાન આપવાને તે સ્થળે આવ્યા૧૦ હે રાજન્! કમલયોનિ બ્રહ્માએ "વરદાન માગો," એમ તેમને કહ્યું. પરંતુ વિભુ ત્ર્યંબકનો દ્વેષ કરનારા એ દાનવોએ તેમનું વરદાન લેવાની ઇચ્છા જ કરી નહીં.૧૧ હે કુરુનંદન! તેમની ઇચ્છા પોતાના જ્ઞાતિબાંધવોનો (નાશ કરનારા રુદ્ર ઉપર વૈર લેવા) ઋણ અદા કરવાની હતી. (તેમને વરદાન માગવાને બદલે કેવળ સ્વસ્થ જ બેઠેલા જોતાં) હે કુરુનંદન! સર્વજ્ઞ બ્રહ્માએ તેમને આ વચન કહ્યુંઃ—"સકલ વિશ્વ, જગતના સ્રષ્ટા અને સંહર્તા, મહાત્મા મહેશ્વરનો નાશ કરવાને કોણ સમર્થ છે? તેથી તમારે તેની ઉપર વૈર વાળી જ્ઞાતિબાંધવોનું ઋણ અદા કરવાનો વૃથા પરિશ્રમ કરવો નહીં જોઇએ."૧૨–૧૩

આદિ મધ્ય અને અંતથી રહિત ઉમા મહેશ્વર દેવની ઇર્ષ્યા કરી, તેઓમાં જે કેટલાક દુષ્ટાત્મા મહાન્ અસુરો સ્વર્ગમાં સુખથી વસવા ઇચ્છતા હતા તેમને બ્રહ્માનું આ વચન ગમ્યું જ નહીં. પરંતુ હે રાજન્! તેઓમાં જે કેટલાક અસુરો દીર્ઘ દૃષ્ટિથી મહાદેવનો પ્રતાપ સમજી શકતા હતા તેમને આ વચન રુચ્યું.૧૪–૧૫ જે દુરાત્મા અસુરોને પોતાનું આ વચન ગમ્યું નહીં, તેમને પિતામહે કહ્યું, કે "હે વીર અસુરો! મહાદેવ ઉપરના દ્વેષ સિવાય બીજી જે કોઈ ઇચ્છા તમને હોય તો તે વિષે તમે વરદાન માગો." એટલે તે સર્વેએ પિતામહને કહ્યુંઃ—

"હે વિભુ! અમે દેવોથી અવધ્ય થઇએ, હે દેવ! પૃથ્વીના અંતર્ભાગમાં અમારાં ષટ્પુર (છ નગરો) થાય.૧૬-૧૭ હે પ્રભુ! અમારાં એ ષટ્પુર સર્વ કામનાઓ પૂરી કરનારા પદાર્થોથી સમૃદ્ધ થાય. હે વિભુ! અમે એ ષટ્પુર નગરમાં સુખથી વસીએ.૧૮ હે તપોનિધિ! જેણે અમારા જ્ઞાતિબાંધવોને હણ્યા છે, એ રુદ્રના ત્યાં ઉગ્ર ભય અમને થાય નહીં. ત્રિપુર અસુરને તેને હાથે હણાયલો જોઈ, અમે તેનાથી ભય પામ્યા છીએ."૧૯ એટલે પિતામહે કહ્યું:-"હે અસુરો! તમે દેવોથી તેમ જ શંકરથી અવધ્ય થાઓ! જો તમે સંતોને પ્રિય અને સત્પથે જનારા વિપ્રોને પીડા કરશો, અને જો મોહથી વિપ્રોનો ઘાત કદી પણ કરશો તો તો તમારો નાશ થશે; કારણ વિપ્રો એ જગતની પરમ ગતિરૂપ છે.૨૦-૨૧ બ્રાહ્મણોનું હિત કરતાં તમારે નારાયણથી સદાયે બીહીતાં રહેવું. ભગવાન્ જનાર્દન સર્વ ભૂતોનું હિત કરે છે."૨૨

તે પછી બ્રહ્માએ વરદાન આપી વિસર્જન કરેલા અસુરો ત્યાંથી વિદાય થયા. પછી જે ધર્મચારી અસુરો મહાદેવના ભક્ત હતા, (અને તેમનો પ્રતાપ સમજતા હતા) તેમને ત્રિપુરાસુરના સંહારક શ્રેષ્ઠ પ્રભુ મહેશ્વરે પોતે જ ઉમા સહિત શ્વેત વૃષભ ઉપર તે સ્થળે પધારી દર્શન દીધું. પછી સંતોના આશ્રય ભગવાન્ મહાદેવે એ અસુરોને આવું વચન કહ્યું:-૨૩-૨૪ "હે અસુરોમાં ઉત્તમ દાનવો! વેર, દંભ અને હિંસાનો ત્યાગ કરી તમે મારો આશ્રય લીધેલો છે, તેથી હું તમને કલ્યાણકારી વરદાન આપું છું.૨૫ જે મુનિઓ અને શ્રેષ્ઠ બ્રાહ્મણોએ તમને (બ્રહ્મવિદ્યાની) દીક્ષા આપી છે, તેમની સાથે તમે સ્વર્ગે જાઓ. તમારાં શુભ કર્મથી તમારી ઉપર હું પ્રસન્ન થયો છું.૨૬ તમારામાંથી જે બ્રહ્મવાદી તપસ્વીઓ અહીંઆં જ આ કોઠી, અને શૃગાલના વૃક્ષની નીચે વસશે, તેમને મારા લોકના નિવાસના જેટલું જ સુખ મળશે.૨૭ તમારાં આ સ્થળોએ રહીને જે મનુષ્યો એક માસના અંત (અમાસ,પર્યંત કે એક પખવાડીઆના અંત પૂર્ણિમા સુધી વાનપ્રસ્થ ધર્મ પાળી, વિધિપૂર્વક મારી પૂજા કરશે, તેમને હે તપોધનો! હજાર વર્ષ સુધી તપ કર્યાનું ફળ મળશે. જો તેઓ આ સ્થળે ત્રણ રાત્રિ રહી વિધિપૂર્વક મારું પૂજન કરશે, તો તેમને તેમની ઇચ્છાને યોગ્ય ગતિ પ્રાપ્ત થશે.૨૮-૨૯ અર્કદ્વીપમાં વસી, જેઓ વિધિપૂર્વક મારું પૂજન કરશે, તેમને તેનું બમણું ફળ મળશે. પરંતુ અહીંથી દૂર દેશમાં વસનારાઓને કાંઈ ફળ મળશે નહીં. તમારું કલ્યાણ થાઓ. હું તમને આ વરદાન આપું છું. ૩૦ જેઓ 'શ્વેતવાહન' મહેશ્વર તરીકે મારું પૂજન કરશે, તેમનું ચિત્ત સર્વત્ર ભયભીત થયું હશે, તથાપિ તેઓ મારે શરણે આવશે, અર્થાત્ નિર્ભય થશે.૩૧ જે માણસો ઉમરડાનાં વૃક્ષનું, વડનાં મૂલનું અને કોઠી તથા શૃગાલનાં વૃક્ષોનું, તેમ જ વિશેષે કરી દૃઢ વ્રતધારી ધર્માત્મા મુનિઓનું અને બ્રહ્મવાદી બ્રાહ્મણોનું સતત પૂજન કરશે, તેમને ઇપ્સિત ગતિ પ્રાપ્ત થશે."૩૨-૩૩

આ પ્રમાણે કહી શ્વેતવાહન, ભગવાન્ મહાદેવ એ સર્વે અસુરો સાથે રુદ્ર લોકમાં સીધાર્યા.૩૪ "હું જંબૂ માર્ગે જઇશ, અને હું જંબૂ માર્ગમાં વસીશ," એવો મનથી સંકલ્પ કરનારા પણ રુદ્ર લોકમાં પૂજ્ય થશે.૩૫

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे "षट्पुर नगरना निवासी असुरोनो वृत्तांत" ए नामनो अध्याय ८२ मो संपूर्ण

## અધ્યાય ૮૩ મો

**બ્રહ્મદત્તના યજ્ઞમાં ષટ્પુરનિવાસી અસુરોનું ભંગાણ**

वैशंपायन उवाच—

एतस्मिन्नेव काले तु चतुर्वेदषडङ्गवित् ।
ब्राह्मणो याज्ञवल्क्यस्य शिष्यो धर्मगुणान्वितः ॥१॥

વૈશમ્પાયન કહે છે:-આ જ સમયના અંતરમાં, યાજ્ઞવલ્કયનો શિષ્ય, ચાર વેદ અને છ વેદાંગોમાં પારંગત, ધર્મ અને સદ્ગુણથી સંપન્ન, શુકલ યજુર્વેદની વાજસનેયી શાખાનો એક બ્રાહ્મણ બ્રહ્મદત્તના નામથી વિખ્યાત થયેલો હતો, તેણે બુદ્ધિમાન્ વસુદેવનો અશ્વમેધ યજ્ઞ કરાવ્યો હતો.૧-૨ તે આ ષટ્પુર નગરનો નિવાસી હતો. તે મુનિઓના આશ્રયરૂપ ગણાતી આવર્તા નદીના શુભ તીરે એક સંવત્સર પર્યંત ચાલનારા સત્રની દીક્ષા લઈ રહ્યો હતો.૩ હે કુરુવંશજ! બ્રાહ્મણોમાં ઉત્તમ આ બ્રહ્મદત્ત, મહાત્મા વસુદેવનો સહાધ્યાયી તેમ જ સખા પણ હતો. તે મહાત્મા વસુદેવના યજ્ઞમાં ક્ષીરહોતા (અધ્વર્યુ) તેમ જ ઉપાધ્યાય હતો.૪ ઇન્દ્ર જેમ બૃહસ્પતિની સમીપ તેના યજ્ઞમાં જાય, તેમ હે પ્રભુ! દેવકીની સાથે વસુદેવ ષટ્પુરમાં રહેતા પોતાના યજમાન મિત્ર બ્રહ્મદત્તની પાસે તેના યજ્ઞપ્રસંગે ગયા.૫ હે ભારત! બ્રહ્મદત્તે આરંભેલા બહુ અન્ન અને બહુ દક્ષિણાવાળા સત્રમાં મહાત્મા, દૃઢ વ્રતધારી શ્રેષ્ઠ મુનિઓ યજ્ઞનારાયણની ઉપાસના કરી રહ્યા હતા.૬ હે ભારત! હું, વ્યાસ, યાજ્ઞવલ્કય, સુમંતુ, તથા જૈમિનિ, ધૃતિમાન્, જાબાલિ અને દેવલ આદિ તેમાં હાજર હતા.૭ ત્યાં બુદ્ધિમાન્ વસુદેવની સહધર્મચારિણી દેવકીએ પોતાના પતિની સમૃદ્ધિને શોભાવે એવા ઇપ્સિત

પદાર્થો બ્રાહ્મણોને દાનમાં દીધા.[૮] જગતના સ્રષ્ટા વાસુદેવના પ્રભાવથી મહીતલ ઉપર એ સત્ર ચાલતો હતો, તે દરમ્યાન ષટ્પુરમાં વસતા, બ્રહ્માના (દેવથી અવધ્ય થવાના) વરદાનથી ગર્વિષ્ઠ થયલા, નિકુંભ આદિ દૈત્યો એકઠા થઇને ત્યાં આવ્યા અને બોલ્યા:–

અસુરો આજ્ઞા કરે છે:–"(દેવોને માટે જેમ યજ્ઞભાગ તમે કાઢેલો છે તેમ) અમારો યજ્ઞભાગ પણ અલગ નિર્માણ કરો. અમે પણ (બ્રાહ્મણોની પેઠે) સોમરસનું પાન કરીશું. વળી યજમાન બ્રહ્મદત્તે પોતાની કન્યાઓ અમને આપી દેવી.[૯-૧૦] અમે એમ સર્વથા સાંભળ્યું છે કે, આ મહાત્મા બ્રહ્મદત્તને બહુ રૂપવંતી અનેક કન્યાઓ છે, માટે તે સર્વ કન્યાઓને તેણે અહીં બોલાવવી અને અમને અર્પણ કરી દેવી.[૧૧] વળી બ્રહ્મદત્તે પોતાનાં વિશિષ્ટ રત્નો પણ અમને આપી દેવાં; આ અમારુ માગ્યું જો તે ન આપે તો તેણે યજ્ઞનું કાર્ય ચલાવવું નહીં, એવી તેને અમારી આજ્ઞા છે."[૧૨]

તેમનું આ વચન સાંભળી, બ્રહ્મદત્તે એ મહાન્ અસુરોને કહ્યું કે:–"હે અસુરોના અગ્રણી દાનવો! તમારે માટે વેદમાં યજ્ઞભાગ નિર્માણ કરાયલો નથી; તેથી મારાથી તમને સત્રમાં સોમપાન શી રીતે આપી શકાય? તમે વેદના ભાષ્યાર્થમાં પારંગત કોઈ પણ મુનિશ્રેષ્ઠોને જઇને પૂછો, કે મારે જે કન્યાઓ પરણાવવાની છે, તેમના દાનનો સંકલ્પ મે અગાઉથી જ કરી દીધો છે કે નહીં. અંતર્વેદી(યજ્ઞશાલામાં કે ગંગાયમુનાના સંગમપ્રદેશ)માંના જે બ્રાહ્મણો તેમને યોગ્ય પતિ થઈ શકે એમ હોય તેવાઓને મારે મારી કન્યાઓ આપવાનો સંકલ્પ છે, એ નિઃસંશય છે.[૧૩-૧૫] તમો મારી સાથે શાન્તિથી વર્તો તો તે માટે સાંત્વનની ખાતર જ હું રત્નો તમને આપું. માટે તમારે મારી સાથે કેમ વર્તવું છે, તેનો વિચાર કરો. મારે દેવકીના પુત્ર કૃષ્ણનો આશ્રય છે, તેથી હું બલાત્કારે તો એ રત્નો તમને આપનાર જ નથી."[૧૬]

ષટ્પુરનિવાસી, પાપાત્મા, નિકુંભ આદિ દાનવો બ્રહ્મદત્તના આ વચનથી ક્રોધે ભરાયા, અને તેમણે તેની યજ્ઞશાલા લૂંટી, તથા તેની એ કન્યાઓને પણ હરી ગયા.[૧૭] નિકુંભને આમ તેના યજ્ઞમાં જંગ મચાવતો જોઈ, આનકદુંદુભી* વસુદેવે મહાત્મા વાસુદેવ, બલભદ્ર અને ગદનું ધ્યાન ધર્યું.[૧૮] એટલે તરત જ તેમના મનનો હેતુ જાણી જનાર, કૃષ્ણે પ્રદ્યુમ્નને આવું વચન કહ્યું:–"હે સમર્થ પુત્ર! તું ષટ્પુર તરત જ જા અને જ્યાં સૂધી યાદવ સૈન્ય સાથે હું ત્યાં આવી પહોચું નહીં ત્યાં સૂધી તું તારી માયાના પ્રભાવથી બ્રહ્મદત્તની એ કન્યાઓનું રક્ષણ કરજે."

પિતાની આજ્ઞા ઉઠાવનાર, કામસ્વરૂપ મહાબલવાન્ શૂરવીર પ્રદ્યુમ્ન એક નિમિષ માત્રમાં ષટ્પુર પહોંચી ગયો, અને તેણે પોતાની માયાના પ્રભાવથી એ દૈત્યો પાસેથી (તેઓ ન જાણે તેમ) એ કન્યાઓ ઉપાડી લીધી.[૧૯-૨૧] અને તેને બદલે રુક્મિણીના ધર્માત્મા પુત્ર પ્રદ્યુમ્ને અન્ય માયામયી કન્યાઓ મૂકી દીધી, અને દેવકીને કહ્યું, કે "હવે તમારે આ કન્યાઓના સંબંધમાં ભય ધરવો નહીં."[૨૨]

દરમ્યાન હે નરાધિપ! આ માયાવી કન્યાઓનુ હરણ કરી, દુર્ધર્ષ દૈત્યો સંતુષ્ટ થતા થતા ષટ્પુર નગરમાં ચાલ્યા ગયા.[૨૩]

હે નરાધિપતિ! તે સમયના અંતરાલમાં બ્રાહ્મણોએ શાસ્ત્રોક્ત વિધિથી એ વિશિષ્ટ, બહુ ગુણવાળા યજ્ઞનું કાર્ય ચાલુ રાખ્યું.[૨૪] તે અરસામાં હે ભારત! પ્રથમથી બુદ્ધિમાન્ બ્રહ્મદત્તે યજ્ઞપ્રસંગે પધારવાને નિમંત્રેલા રાજાઓ તે સ્થળે આવી પહોંચ્યા.[૨૫] હે ભારત! જરાસંધ, દંતવક્ત્ર, શિશુપાલ, પાંડવો, દુર્યોધનાદિ ધૃતરાષ્ટ્રના પુત્રો, ગણો સાથે માલવ રાજાઓ, રુક્મી, આહ્વૃતિ, નીલ, ધર્મ, અવંતિના વિંદ અને અનુવિંદ, શલ્ય, શકુનિ, તથા અન્ય દૃઢ આયુધધારી, મહાત્મા, વીર રાજાઓએ ષટ્પુરની સમીપ જ તંબુઓમાં નિવાસ કર્યો.[૨૬-૨૮]

અનિંદિત શ્રીમાન્ નારદ તે સર્વ રાજાને ત્યાં એકત્ર થયલા જોઇને વિચારવા લાગ્યા કે, 'અહીં પાછો યાદવો અને ક્ષત્રિયો વચ્ચે રણસંગ્રામ મચવાનો છે.[૨૯] એ સંગ્રામ(ના ઉત્તેજન)માં મારે નિમિત્ત (કારણ) થવાનું છે. તેથી એવો રણસંગ્રામ મચે એવો પ્રયત્ન મારે આદરવો જોઈએ;' આવો વિચાર કરીને તેઓ નિકુંભના ભુવનમાં સીધાર્યા.[૩૦] ત્યાં નિકુંભે તેમ જ અન્ય દાનવોએ પણ ધર્માત્મા નારદની પૂજા કરી અને યોગ્ય આસને બેસાડ્યા. તે પછી નિકુંભને તેમણે આવું વચન કહ્યું:[૩૧] "યાદવોની સાથે વિરોધ કરીને હે દૈત્યો! તમે અહીં આમ કેમ સ્વસ્થ થઈ બેઠા છો? બ્રહ્મદત્ત એ જ હરિ છે, અને તે જ તેનો સમર્થ સહાયક અને સખા છે.[૩૨]† બુદ્ધિમાન્ બ્રહ્મદત્તને પાંચસો ભાર્યાઓ છે, અને વસુદેવના પુત્રનું પ્રિય કરવાની ઇચ્છાથી તેણે એ સર્વે ભાર્યાઓને પરણીને પોતાને ઘેર આણેલી

* વસુદેવનો જન્મ થયો ત્યારે સ્વર્ગમાં દેવનાં દુંદુભી આપોઆપ વાગ્યાં હતાં, તેથી તે આનકદુંદુભી કહેવાય છે.

† 'હરિનો પિતા તેનો મિત્ર છે' એવો પણ પાઠ છે.

છે.[૩૩] તેની એ પાંચસો પત્નીઓમાં બસો બ્રાહ્મણીઓ તથા સો રાજવંશી ક્ષત્રાણીઓ છે, તેમ જ સો વૈશ્ય પુત્રીઓ તથા સો શૂદ્ર પુત્રીઓ છે.[૩૪] તે સર્વે સ્ત્રીઓએ ધર્મના જ્ઞાતાઓમાં ઉત્તમ, બુદ્ધિમાન્ દુર્વાસાની સેવા ઉઠાવી હતી. તેથી હે રાજન્! એ પુણ્યકર્મી મુનિએ તેમને એવું વરદાન આપ્યું હતું કે, તેમને દરેકને એકેક છોકરો અને એકેક છોકરી થશે. તેના આવા વરદાનથી તે સર્વ કન્યાઓ રૂપમાં અનુપમ તેમજ બુદ્ધિમાન છે.[૩૫-૩૬] હે વીર! એ છોકરીઓ શયનમાં પોતાના પતિની સાથે પ્રત્યેક સંગમે સંગમે પુનઃ પુનઃ અભિનવ સુંદર થાય, એવી શક્તિવાળી છે.[૩૭] તે સર્વે ઉત્તમ અંગવાળી છે, અને પુષ્પમય ગંધ તેમનાં અંગોમાંથી નિસરે છે. તેઓ સર્વે પતિવ્રતા અને સર્વદા યૌવનસંપન્ન જ રહે એવી છે.[૩૮] હે દિતિપુત્ર! બુદ્ધિમાન્ દુર્વાસાના વરદાનથી તેઓ સર્વે સંગીત, નૃત્ય આદિ અપ્સરાઓના સર્વ ગુણો જાણે છે.[૩૯] બ્રહ્મદત્તના પુત્રો પણ રૂપથી સંપન્ન અને શાસ્ત્રોનાં રહસ્યમાં કુશલ છે, અને તે સર્વે પોતપોતાની માતાના વર્ણ(જાતિ)ને યોગ્ય ધર્મો યથાવિધિ શાસ્ત્ર-ક્રમ અનુસાર પાળે છે.[૪૦] બુદ્ધિમાન બ્રહ્મદત્તે પોતાની ઘણીખરી કન્યાઓ તો મુખ્ય મુખ્ય ભૈમ વંશના બ્રાહ્મણોને આપી દીધેલી છે, અને તેમાંની સો કન્યાઓ આપતાં બાકી રહી તેનું તે હમણાં જ હરણ કર્યું છે.[૪૧] તેમને તારી પાસેથી લઈ જવા માટે યાદવો સર્વથા તારી સાથે યુદ્ધ મચાવશે જ, તો એ થનારા યુદ્ધમાં સહાયતાને અર્થે રાજાઓને તારે પક્ષે લઈ લે.[૪૨] હે અસુરો! બ્રહ્મદત્તની કન્યાઓને તમારા કબજામાં રાખવાની ઇચ્છા હોય તો મહાત્મા ભૂમિપાલકોને વિવિધ પ્રકારનાં રત્નો આપીને તારી સહાયે બોલાવ,[૪૩] અને જે રાજાઓ તારા નિમંત્રણથી તારે પક્ષે આવે, તેમનું તું સારી રીતે આતિથ્ય કર."

આ પ્રમાણે નારદે કહ્યું, એટલે અતિશય હર્ષમાં આવેલા એ દાનવોએ તે પ્રમાણે કર્યું.[૪૪] એ નરેન્દ્રોને પોતાને પક્ષે સમજાવી લેવાનો પ્રયાસ નિકુંભે કર્યો તેની માત્ર એક નિમેષ દરમ્યાન મહાત્મા નારદે જઇને પાંડુના વીર પુત્રોને અસુરપક્ષે જતાં વાર્યા હતા તેથી તેમના સિવાયના અસુરપક્ષે ગયલા સર્વ નરેન્દ્રોએ હરિભક્ત બ્રહ્મદત્તની પાંચસો* કન્યાઓ, તેમ જ વિવિધ રત્નો મેળવી પોતપોતાની યોગ્યતા પ્રમાણે તે સર્વ વહેંચી લીધું.[૪૫-૪૬] હે રાજન્! ભૂમિપાલોમાં એ ઉત્તમ રાજાઓએ આવા સત્કારથી સંતુષ્ટ થઈ અસુરોને કહ્યું, કે "સર્વ કામનાઓ સિદ્ધ કરવાને સમૃદ્ધ સાધનોવાળા અને આકાશમાં ગતિ કરી શકો એવા તમે અસુરોએ જાતે જ અમારું પૂજન કર્યું છે; તેના બદલામાં તમે કહો કે અમારે ક્ષત્રિયોએ યથાન્યાય તમને તેનો સામો શો બદલો વાળવો ઘટે છે? પૂર્વે તમારી જ પેઠે દિવ્ય વીરો (દેવો) પણ અમારું અર્ચન કરતા હતા."† [૪૭-૪૮]

એટલે સુરોનો શત્રુ નિકુંભ એ ક્ષત્રિય રાજાઓનાં આવાં વચનથી હર્ષ પામ્યો, અને ક્ષત્રિયોના માહાત્મ્ય તથા સત્ય પ્રતિજ્ઞાવાળાં વચનની વિસ્તૃત પ્રશંસા કરી અને તેમને કહ્યુ, કે "હે ઉત્તમ રાજાઓ! અમે અમારા શત્રુઓ સાથે યુદ્ધમાં રોકાઇએ, ત્યારે તમારે સર્વથા તેમાં અમને સહાયતા આપવી એવી અમારી ઇચ્છા છે."[૪૯-૫૦]

હે વિભુ! વીર પાંડવોએ નારદ પાસેથી સત્ય વૃત્તાંત જાણી લીધો હતો. તેથી તેમના સિવાય જેમનાં પાપ ક્ષીણ થયાં હતાં, (અર્થાત્ જેમનાં આયુષ્ય પૂરાં થવા આવ્યાં હતાં, એવા બીજા ક્ષત્રિયોએ તેમને કહ્યુ, કે "ભલે અમે તમને યુદ્ધમાં મદદ કરીશું." હે કુરુનંદન! આમ એક પાસ ક્ષત્રિયો અસુરોના પક્ષે યુદ્ધ કરવાને તત્પર થયા.[૫૧]

બીજી પાસ બ્રહ્મદત્તની પત્નીઓ રક્ષણ અર્થે યજ્ઞશાળામાં ગઈ ત્યારે હે નૃપ! મહાદેવનું (ષટ્પુરનિવાસી દાનવોના વધ કરવાનું) વચન સ્મરીને કૃષ્ણે મનથી તેમના નાશનો સંકલ્પ કર્યો. અને દ્વારાવતીના રક્ષણ અર્થે અર્ધા સૈન્ય સાથે આહુક રાજા(ઉગ્રસેન)ને મૂકી, બાકીના અર્ધા સૈન્ય સાથે સમર્થ કૃષ્ણ ષટ્પુર આવી પહોંચ્યા.[૫૨-૫૪] ત્યાં આવી તેમણે તેના નિવાસીઓના કલ્યાણની ઇચ્છાથી વસુદેવે સૂચવ્યા પ્રમાણે, યજ્ઞશાળાની પાસેના ઉત્તમ પ્રદેશમાં જ સૈન્ય સાથે પડાવ નાંખ્યો.[૫૫] વળી કૃષ્ણે ત્યાં ઠામ ઠામ ચોકી પહેરા મૂકી દીધા, તથા સઘળા તંબુઓનું સંરક્ષણ થાય એવી ખાહી અને ટેકરાની વ્યવસ્થા કરી, અને તેના રક્ષણ માટે શ્રીમાન્ પ્રદ્યુમ્નની યોજના કરી.[૫૬]

**इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे निकुंभ वधमां "ब्रह्मदत्तना यज्ञमां षट्पुरना दानवोनुं रमखाण" ए नामनो अध्याय ८३ मो संपूर्ण**

---

* એકતાલીસમા શ્લોકમાં સો કન્યાઓના હરણનું સૂચન છે, ત્યારે અહીં પાંચસો જણાવેલી છે.

† અહીં કાશીની અને મરાઠી પ્રતિમાં દેવોએ પૂર્વે તમારી પેઠે અમારું પૂજન કદી કર્યું નથી, એવો પાઠ છે.

## અધ્યાય ૮૪ મો

### દાનવો અને યાદવોનું યુદ્ધ; નિકુંભ અને પ્રદ્યુમ્નની માયાવી યુક્તિઓ

वैशंपायन उवाच—

मुहूर्ताभ्युदिते सूर्ये जनचक्षुषि निर्मले ।
बलः कृष्णः सात्यकिश्च स्ताक्ष्यमारुरुहुस्तदा ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–સૂર્યનો ઉદય થયાને મુહૂર્ત (બે ઘડી) થયું, તથા લોકોની દૃષ્ટિમર્યાદા નિર્મલ થઈ, એટલે બલરામ, કૃષ્ણ અને સાત્યકિ ગરુડ ઉપર સ્વાર થયા.[૧] તે પહેલાં યુદ્ધની આકાંક્ષાવાળા એ વીરોએ, હે કુરુવંશજોમાં શ્રેષ્ઠ જનમેજય! રુદ્રના પુણ્ય વચન તથા વરદાનથી ગંગાના જેવી જ પવિત્ર થયલી આવર્ત નદીમાં સ્નાન કરી લીધું હતું, અને દેવોમાં શ્રેષ્ઠ બિલ્વોદકેશ્વરને નમસ્કાર કરી, બખ્તર બાંધી, ગોધાંગુલિત્રાણ (બાણોની દોરી ખેચતાં આંગળીઓ કપાય નહિં માટે પેહેરવામાં આવતાં ચંદન ઘોનાં મોજાં) આંગળીઓએ બાંધી, શસ્ત્ર–અસ્ત્રથી સજ્જ થયા હતા.[૨–૩] પછી સત્પુરુષોના આશ્રયરૂપ માનદ ભગવાન્ કૃષ્ણે સૈન્યના અગ્રભાગમાં આકાશમાં પ્રદ્યુમ્નને મૂક્યો, યજ્ઞશાલાના રક્ષણને અર્થે પાંડવોની યોજના કરી, અને બાકીની સેનાને (ષટ્પુર નગરની) ગુહાના દ્વારમાં ગોઠવી. પછી તેમણે જયંત અને પ્રવરનું સ્મરણ કર્યું.[૪–૫] હે ભારત! સ્મરણ થતાં વેંત જ તે બન્ને વીરો તરત જ ત્યાં આવી પહોંચ્યા, અને તેમણે કૃષ્ણને નિહાળ્યા. તેમને કૃષ્ણે પ્રદ્યુમ્નની પેઠે આકાશમાં જ રક્ષણ અર્થે રાખ્યા.[૬]

તે પછી કૃષ્ણની આજ્ઞા થતાં જ રણદુંદુભી વાગી રહ્યાં, અને શંખ, ઢોલ તથા બીજાં રણવાદ્યોનો ઘોર નાદ નીકળી રહ્યો.[૭] સાંબ અને ગદે પોતાનાં સૈન્યનો માકર વ્યૂહ (મગરના આકારનો) રચ્યો. હે ભારત! આ માકર વ્યૂહમાં સારણ, ઉદ્ધવ, ભોજ, વૈતરણ, ધર્માત્મા અનાધૃષ્ટિ, પ્રભુ, પ્રથુ, વિપ્રથુ, કૃતવર્મા, દંષ્ટ્ર, શત્રુનું મર્દન કરનાર નિચક્ષુ, ધર્માત્મા સનત્કુમાર, ચારુદેષ્ણ, એ સર્વ અનિરુદ્ધને સહાય આપતા અને સૈન્યના પૃષ્ઠ ભાગનું રક્ષણ કરતા હતા.[૮–૧૦] હે કુરુકુલવર્ધન! રથ, અશ્વ અને હાથીથી ખળભળતી બાકીની યાદવસેના માકર વ્યૂહની વચ્ચે ગોઠવાઈ ગઈ.[૧૧]

તરત જ ષટ્પુર નગરમાંથી યુદ્ધમાં અતિ મદાંધ દાનવો, મેઘના જેવા નાદ કરનારા ગર્દભો, હાથીઓ, મકરો, શીઘ્રગતિવાળા શિશુમારો, પાડાઓ, ગેંડાઓ, ઊંટો, કાચબાઓ આદિ જૂદાં જૂદાં અનેક વાહનો ઉપર તેમ જ રથમાં બેસી, વિવિધ આયુધો હાથમાં ઉપાડી બહાર નીકળ્યા. અનેક પ્રકારના, ભિન્નભિન્ન રંગવાળા મુકુટો, અને કીરીટો( ટોપચાં )થી તેમ જ કડાં તથા બીજાં આભૂષણોથી તેઓ શણગારાયા હતા.[૧૨–૧૪] ત્યાં વિવિધ પ્રકારના ધ્વનિવાળી તુરીઓના નાદ, રથનાં ચક્રોના ગડગડાટ તથા મોટા મેઘની પેઠે ગર્જતા શંખોના અવાજ ગાજી રહ્યા.[૧૫] હે જનેશ્વર! આમ યુદ્ધ કરવાને તત્પર થયલી, અસુરસેનાના અગ્રભાગમાં વાસવ(ઇન્દ્ર) જેમ દેવોના રણને મોખરે ખડો રહે તેમ નિકુંભ ખડો રહ્યો.[૧૬] બલથી ઉત્કટ થયલા એ દાનવો વિવિધ પ્રકારના સિંહનાદ કાઢતા હતા તથા વારંવાર પગે થાપટ વગાડતા હતા તેના નાદોથી રણભૂમિ અને અંતરિક્ષ બન્નેય ગાજી ઉઠ્યાં.[૧૭]

તે વેળા હે જનમેજય! શિશુપાલને સેનાપતિપદ આપીને ક્ષત્રિય રાજાની સેના અસુરોને સહાય કરવાનો નિશ્ચય કરી, ત્યાં રણમાં આવી.[૧૮] હે નરશ્રેષ્ઠ! ચેદિરાજ શિશુપાલની પછવાડે દુર્યોધન અને તેના સો ભાઈ ગંધર્વ નગરના જેવા વિશાલ ભયંકર રથમાં બેસી આવ્યા.[૧૯] હે વીર! કઠિન નાદ કરતા દ્રુપદના વંશજો રણમાં ગોઠવાયા. રુક્મી અને આહૃતિ એ બન્ને વીરો તાલ વૃક્ષના જેવાં ઉંચાં અને શોભતાં ધનુષો સાથે રણસંગ્રામમાં નિશ્ચિત થઈ ઉભા;[૨૦] શલ્ય, શકુનિ પૃથ્વીપતિ ભગદત્ત, જરાસંધ, ત્રિગર્ત અને ઉત્તર સાથે વિરાટ્ રાજા તેમ જ નિકુંભ આદિ વિજયની ઇચ્છા રાખનારા, વીર, મહાન્ અસુરો જાણે દેવોની સામે યુદ્ધ કરવું હોય તેમ યાદવોની સામે યુદ્ધ કરવાને તલપતા રણમાં ખડા રહ્યા.[૨૧–૨૨]

આમ સર્વ સૈન્ય ગોઠવાયા પછી રણસંગ્રામમાં ભયંકર દેખાતી ભૈમ વંશના ક્ષત્રિયોની સેનાને નિકુંભે સાપના વિષ જેવાં ઝેરીલાં બાણોથી રડવડતી કરી નાંખી.[૨૩] આ દેખાવ યાદવ સેનાપતિ અનાધૃષ્ટિથી સાંખી શકાયો નહીં; એટલે તેણે પણ શિલાઓ ઉપર ઘસીને તીક્ષ્ણ કરેલાં ચિત્રવિચિત્ર પાંખોવાળાં ઘોર બાણોના સમૂહો છોડીને દાનવોને પણ રગદોળ્યા.[૨૪] આથી આગેવાન અસુરોના રથો, ઘોડાઓ, ધ્વજાઓ અને નિકુંભ પોતે પણ દેખાતાં બંધ થયાં, અને સઘળાંઓ ચારે કોર બાણોથી છવાઈ રહ્યાં.[૨૫]

એટલે માયાવીઓમાં ઉત્તમ નિકુંભે એક માયા રચી અને તેના બલે રણમાં શત્રુના સઘળાયે સૈન્યમાં ફરી વળ્યો, અને પોતાની માયાથી ભૈમોમાં શ્રેષ્ઠ અનાધૃષ્ટિને બાણ છોડતો પોતાની માયાના બળથી થંભાવ્યો.[૨૬] પછી માયાબલવાળા વીર નિકુંભે શૂરવીર અનાધૃષ્ટિને બાંધી લીધો, ષટ્પુર નામની ગુહામાં તેને લઈ ગયો અને ત્યાં પૂરી પોતે રણમાં પાછો આવ્યો.[૨૭]

ફરી એ જ પ્રમાણે નિકુંભે રણસંગ્રામમાં કૃતવર્માને બાંધ્યો અને એ જ ગુફામાં પૂરી આવ્યો. આજ રીતે પોતાની માયાના બલનો આશ્રય કરીને નિકુંભ ચારુદેષ્ણ, ભોજ, વૈતરણ, સનત્કુમાર, જાંબુવતીનો પુત્ર રૂક્ષ, બલરામના બે પુત્ર નિશઠ અને ઉલ્મુક આદિ સંખ્યાબંધ ભોજવંશીઓ(યાદવો)ને એ જ ગુફામાં એક પછી એક પૂરતો જ ગયો.[૨૮–૨૯] હે જનેશ્વર! નિકુંભે પોતાનું શરીર માયાથી છાઈ નાંખ્યું હતું, તેથી તે યાદવોને આમ ષટ્પુર નામની ગુહામાં ઉપરાચાપરી લઈ જઈ પૂરતો હતો, છતાં કોઈ તેને દેખાતો ન હતો.[૩૦] આમ ભૈમો(યાદવો)નું ઘોર નિકંદન વળી જતું જોઈને શત્રુના ભયને વધારનાર ભગવાન્ કૃષ્ણ, બલરામ, સાત્યકિ, તથા વિશેષે કરી કામસ્વરૂપ પ્રદ્યુમ્ન, શત્રુના વીરને હણનાર સાંબ, દુર્જિત અનિરુદ્ધ તેમ જ અન્ય અનેક ભૈમો એ દાનવો ઉપર ક્રોધે ભરાયા.[૩૧–૩૨]

હે નરેશ્વર! તે પછી શાર્ઙ્ગ ધનુષ્યધારી કૃષ્ણે શાર્ઙ્ગ ધનુષ્ય સજ્જ કર્યું, અને તૃણમાં જેમ હુતાશન (અગ્નિ) ઘૂમી રહે, તેમ રણમાં યુદ્ધ મચાવી રહેલા દાનવો ઉપર બાણો વરસાવતા કૂદી પડ્યા.[૩૩] કૃષ્ણને આમ યુદ્ધ કરતા જોતાં વેંત જ કાળ(મૃત્યુ)ના પાશથી બંધાયલાં પતંગીયાં જેમ ગાંડાં થઈને પ્રજ્વળતા અગ્નિમાં યાહોમ ઝોકાવે છે, તેમ એ દાનવો તેજસ્વી દેવ, ઈશ્વર કૃષ્ણની સામે યાહોમ ધસી ગયા.[૩૪] તેમણે શતઘ્નીઓ અને હજારો રીતે પરિઘો, અગ્નિના જેવાં ઝળહળતાં ત્રિશૂલો, અતિ તેજસ્વી પરશ્વધો, પર્વતનાં ઘોર અને વિશાલ શિખરો, શિલાઓ તેમ જ વૃક્ષો તેમની ઉપર છોડ્યાં, તથા મદમત્ત હાથીઓ, રથો અને ઘોડાઓ પણ ઉછાળી ઉછાળીને ફેંકયા.[૩૫–૩૬] જગતનું કલ્યાણ કરનાર, મહા તેજસ્વી હરિએ હસતાં હસતાંમાં પોતાનાં બાણોની જવાળાથી નીકળતા નારાયણાગ્નિવડે તે સર્વને પોતાની ઉપર આવતાં અટકાવી અધવચ જ બાળીને ભસ્મ કરી નાંખ્યાં.[૩૭] જેમ ગાયોનો ધૈર્યશીલ પતિ (બળદ) શરદ ઋતુની વૃષ્ટિને વેઠી લે છે, તેમ શત્રુને દમનાર, યાદવોના વૃષભ (શ્રેષ્ઠ) કૃષ્ણે અસુરોની બાણવૃષ્ટિ સહી લીધી.[૩૮] પરંતુ જેમ રેતીના બાંધેલા સેતુઓ (બંધ) ચોમાસાના પર્જન્યની વૃષ્ટિ સામે ટકી શકતા નથી, તેમ નારાયણના ધનુષ્યથી છૂટેલાં બાણો એ અસુરો ખમી શકયા નહીં.[૩૯] હે ભારત! જેમ મોઢું ફાડી ઉભેલા સિંહની સમક્ષ આખલાઓ ઉભા રહી શકતા નથી, તેમ કૃષ્ણની સામે પણ અસુરોમાં ઉત્તમ દાનવો રણમાં ઉભા રહી શકતા ન હતા.[૪૦]

આમ હે જનમેજય! કૃષ્ણના પ્રહારથી વિંધાતા અને નારાયણના ભયથી પીડાતા અસુરો જીવવાની ધારણ કરી, આકાશમાં ઉડવા લાગ્યા.[૪૧] ૧ પ્રભુ! તેઓ જેવા આકાશમાં પહોંચતા કે તેમનો પ્રજ્વળતા અગ્નિના જેવી શિખાવા બાણોથી ઇન્દ્રનો પુત્ર જયન્ત અને પ્રવર સંહાર વા એટલે તાડ વૃક્ષની ટોચેથી જેમ બંધ છૂટેલાં હેઠે તૂટી પડે, તેમ અસુરોનાં માથાં પૃથ્વીતલ ધબાક ધબાક નીચે પડતાં.[૪૩] કાળે જ જેમનો કરેલો હતો એવા અનેક, હાથ કપાયલા, વી પંચમુખી સાપની પેઠે પૃથ્વીતલ ઉપર પડતા

દરમ્યાન રુકિમણીના વીર પુત્ર પ્રદ્યુમ્ને એક ઘોર ગુફા ઉત્પન્ન કરી અને પોતે અદૃશ્ય અસુર પક્ષના ક્ષત્રિયોને તેમાં ફેંકવાને તત્પર ગદ, સારણ, શઠ આદિ જે યાદવોને નિકુંભે માયાવી ગુફામાં પેસાડ્યા ન હતા, તે સર્વની તાથી બલવાન્ કૃષ્ણપુત્ર, ધર્માત્મા પ્રદ્યુમ્ન ક્ષ પકડી પકડીને એ ગુફામાં ગોંધવા લાગ્યા; તે સંગ્રામને મોખરે, અહીંતહીં ઘૂમતા કર્ણને હેરાન હેરાન કરીને પકડી લીધો અને હે નૃપ એ ઘોર માયાવી ગુફામાં પૂર્યો. તે પછી હે રાજા દુર્યોધનને, વિરાટ્ અને દ્રુપદને પણ, શૈલ્ય, નીલ, નદી(ગંગા)સુત ભીષ્મ, વિંદ, જરાસંધ, ત્રિગર્તના અને માલવના રાજાઓ, પ્રદેશમાં વસતા મહા બળવાન્ ધૃષ્ટદ્યુમ્ન આદિ વિદ્યામાં પારંગત પાંચાલો, રાજાઓ તેમ જ પોતાના મામા રુકમવાન્, રાજા શિશુપાલ ભગદત્તને પણ એ ગુફા તેણે દેખાડી, અને કહ્યુ કે "હે નરાધિપતિઓ! હું તમારી મારા રક્ત આદિના સંબંધને તેમ જ તમારા પણાને માન આપું છું છતાં મારે તમને ગુફામાં ફેંકવાના* છે.[૪૬–૫૨] કારણ ત્રિશૂલધારી માન બિલ્વોદકેશ્વર મહાદેવે આ ગુફામાં મારે ગોંધવા, એવી મને આજ્ઞા કરી છે.[૫૩] અને જે મહાત્મા નિકુંભે (પોતાની ષટ્પુર ગુફામાં) ફેં તેમને શાંબરી માયાનો આશ્રય કરીને હું સર્વથ કરીશ."[૫૪]

પ્રદ્યુમ્ને આવું વચન કહ્યું એટલે સેનાપતિ શિશુપાલે ભૈમ યોદ્ધાઓને અને વિશેષે કરીને બાણોથી ઘણી જ પીડા પમાડી.[૫૫] એટલે રુકિ પુત્રે દેવ બિલ્વોદકેશ્વર મહાદેવને નમસ્કાર કરી બળવાન્ શિશુપાલને બાંધવાનો આરંભ કર્યો.[૫૬]

* બંગાળી પ્રતિમાં તથા મન્મથનાથ દત્તની પ્રતિમાં નથી' એવો પાઠ છે. પરંતુ પ્રદ્યુમ્નનું કૃત્ય જોતાં તે અસં

તેણે હજાર પાશ હાથમાં લીધી, એટલે મહાદેવના ગણોમાં ઉત્તમ શૈલાદિ(નંદિ)એ બલાઢ્ય વીર રૌકમણેય(પ્રદ્યુમ્ન)ને કહ્યું, કે "હે યદુનંદન ! બિલ્વોદકેશ્વર મહાદેવે તને મારી દ્વારા એમ કહાવ્યું છે, કે મેં તને કહ્યું છે તે પ્રમાણે તું એક જ રાત્રિમાં એ સઘળું કરજે.[૫૭-૫૮] હે યદુનંદન ! બ્રહ્મદત્તની કન્યાઓ અને રત્નોથી લોભાયલા આ નરાધિપતિઓને પાશથી બાંધી લેજે. તેમને છોડી દેવા કે નહીં, એ પણ તારો અધિકાર છે.[૫૯] પરંતુ હે મહાબાહુ ! કોઈ પણ બાકી રહે નહીં, એમ સઘળાએ અસુરોનો સંહાર તું કરજે. હે વીર ! મહાદેવનો આ સંદેશો તારા પિતા જનાર્દનને પણ કહેજે."[૬૦]

તે પછી હે ભૂમિપતિ ! ઉત્તમ વીર્ય ધારણ કરનારા પ્રદ્યુમ્ને મહાદેવે આપેલી પાશોવડે ભગદત્ત, શિશુપાલ, અહૃતિ, રુકિમ તથા બાકીના નરાધિપતિઓને બાંધ્યા, અને હે કુરુનન્દન ! તેણે તેમને પોતાની માયાવી ગુફામાં આણ્યા.[૬૧-૬૨] પકડાયલા સાપની પેઠે શ્વાસોચ્છ્વાસ કાઢતા એ સર્વને બાંધીને તેણે તેમાં ગોંધ્યા અને તેના રક્ષક તરીકે પોતાના જ પુત્ર અનિરુદ્ધને ત્યાં મૂકયો.[૬૩] એ પ્રમાણે હે ભારત ! યદુનંદને ( અસુર પક્ષના ) તમામ ક્ષત્રિયો, સેનાપતિઓ અને તેમના કોશાધ્યક્ષોને બાંધ્યા અને તેમાંથી કોઇને પણ બાકી મૂકયા નહીં.[૬૪] તે પછી તેમના હાથીઓ, ઘોડાઓ અને રથોના સમૂહોને બાળી નાંખ્યા; અને પછી હે પ્રભુ ! તે અવ્યગ્ર ચિત્તથી અસુરોને હણવાને તત્પર થયો.[૬૫] અસુરોના વિનાશ અર્થે બખ્તરથી સજ્જ થઈ, તેણે બ્રાહ્મણોમાં ઉત્તમ બ્રહ્મદત્તને કહ્યું, કે "વિશ્વાસથી તમે તમારું યજ્ઞકર્મ નિરાંતે ચલાવજો, તમારે ભય ધરવો નહીં. જુઓ આ ધનંજય (અર્જુન) તમને સહાય કરતા અહીં ઉભા છે.[૬૬] હે ઉત્તમ બ્રાહ્મણ ! પાંડવો જેમના રક્ષક હોય છે, તેમને દેવોથી કે અસુરોથી કે નાગોથી પણ ભય કદી આમ થતો જ નથી.[૬૭] અસુરો તમારી છોકરીઓને મનથી પણ બીલકુલ હાથ લગાડી શકયા નથી. જો મેં મારી માયાના પ્રભાવથી તેમને તમારી આ યજ્ઞશાળામાં આણી મૂકેલી છે."[૬૮]

**इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे "निकुंभवधमां दानवो अने यादवोनुं युद्ध; प्रद्युम्न तथा निकुंभनी मायावी युक्तिओ" ए नामनो अध्याय ८४ मो संपूर्ण**

---

## અધ્યાય ૮૫ મો

### નિકુંભ આદિ ષટ્પુરનિવાસી અસુરોનો વધ

**वैशंपायन उवाच–**

रुद्धेषु भूमिपालेषु सानुगेषु विशांपते ।
आविवेशासुरांश्चाथ कश्मलं जनमेजय ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે પૃથિવીપતિ ! આમ પોતાના સર્વ સાથીઓ અને અનુચરો સાથે ભૂમિપાલક રાજાઓને (પ્રદ્યુમ્નની માયાવી ગુફામાં) ગોંધાયલા જોઈ, હે જનમેજય ! ભયે પણ અસુરોના હૃદયમાં પૂરો પ્રવેશ કર્યો.[૧] કૃષ્ણ, અનંત આદિ યાદવોના પ્રહારથી વિંધાતા યુદ્ધમાં મદાંધ થયલા વીર અસુરો ચારે કોર દિશાઓમાં નાસવા લાગ્યા.[૨] એટલે દાનવોમાં ઉત્તમ નિકુંભે ક્રોધે ભરાઈ, તેમને કહ્યું કે, "હે દાનવો ! ભયથી પીડા પામી વિહ્વલ બની જઈ, મોહથી મુગ્ધ બની, તમે આમ કેમ તમારી પ્રતિજ્ઞા તોડવા તત્પર થયા છો?[૩] જ્ઞાતિબાંધવોના નાશનું ઋણ (રુદ્ર પક્ષના સૈન્ય સાથેના વિજયી) યુદ્ધ દ્વારા અદા કરવાનો નિશ્ચય કરનારા તમે તે ઋણ ફેડ્યા સિવાય, કરેલી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થઈ આમ રણમાંથી પલાયન કરી જવાથી કીયા લોકમાં નાસી છૂટવાના છો?[૪] રણસંગ્રામમાં કર્કશ શત્રુઓને જિતીને જ તમારે તેનું ફલ (વૈભવ) ભોગવવાનું છે. શૂરવીરે તો રણમાં હણાઇને જ સ્વર્ગમાં સુખેથી રહેવું ઘટે છે.[૫] હે અસુરો ! તમે આમ રણમાંથી પલાયન કરી ઘેર જશો તેમાં તમે એ સુખ કયાં અનુભવવાના છો? તમારી સ્ત્રીઓને શું લઇને મોઢું બતાવશો ? તેમની સાથે કેવે મોંઢે બોલશો ? તમને ધિક્કાર છે ! ધિક્કાર છે ! તમને કેમ લાજ લાગતી નથી ?"[૬]

હે નૃપ ! નિકુંભે આવાં આક્ષેપનાં વચન કહ્યાં, એટલે લજ્જા પામતા એ અસુરો નાસતા પાછા ફર્યા, અને બમણા વેગથી યાદવો સાથે યુદ્ધ કરવા મંડી પડ્યા; હે નૃપ ! એ સર્વ યુદ્ધનિપુણ દાનવો જાણે ઉત્સવ ખેલતા હોય તેમ નાના પ્રકારનાં પ્રહારનાં આયુધોથી યુદ્ધ ખેલવા લાગ્યા.[૭] તેઓમાંના જેઓ યજ્ઞશાલા ઉપર ધસી જતા તેમને ધનંજય હણયો જતો તેમ જ નકુલ અને સહદેવ, ભીમ, ધર્મપુત્ર રાજા યુદ્ધિષ્ઠિર પણ તેમનો સંહાર કર્યા જતા હતા.[૮] જેઓ આકાશમાં ઉંચે ચઢતા તેમને ઇન્દ્રપુત્ર જયન્ત અને બ્રાહ્મણોમાં ઉત્તમ પ્રવર રામશરણ પહોંચાડી દેતો હતો.[૯]

આ પ્રમાણે અસુરોનો સંહાર વળતાં, ચોમાસાની વૃષ્ટિથી ઉભરાતી નદીની પેઠે રણસંગ્રામમાં તેમના લોહીરૂપી જલથી નદી વહી રહી. અસુરોના વાળ એ

તેની શેવાળ તેમ જ (તેની પડખે ઉગેલા) લીલા ઘાસરૂપ હતા; અને તેમનાં ચામડાં (મૃત દેહો) તેમાં તરતા કાચબારૂપ હતાં, અને રથ એ તેના વમળરૂપ હતાં. આ નદી હાથીઓરૂપી શિલાઓથી શોભતી હતી. તેમાં ધ્વજાઓના કપાયલા દાંડા અને ભાલાઓ તણાઈ આવેલાં ભાંગેલાં વૃક્ષો જેવા દેખાતા હતા; હણાયલા, પીડા પામતા વીરોની ચીસો એ તેના વિશેષ ગાજતા પ્રવાહના નાદ હતા; તે ભયભીત પ્રાણીઓનાં ચિત્તને હચમચાવતી હતી; ચરબી અને લોહીનાં ફીણ એ તેના પોરા અને મોજાં હતાં; તેમાં તરવારરૂપી માછલાં તરફડતાં હતાં.

આવાં લક્ષણવાળી અસુરોનાં લોહીની નદી રણાંગણમાં વહી રહી.[૧૦–૧૨] પોતાના પક્ષના સર્વે સહાયક અસુરોનો આમ કચ્ચરઘાણ વળેલો જોઈ, તેમ જ પોતાના શત્રુઓને પરાક્રમમાં વધેલા નીરખી, નિકુંભ પોતાના વીર્યના બલથી એકદમ ઉંચે ઉછળ્યો.[૧૩] પરંતુ તરત જ હે ભારત! જયન્ત અને પ્રવરે વજ્રના જેવાં બાણોથી રણમાં કર્કશ નિકુંભને ઉંચે ચઢતો અટકાવ્યો.[૧૪] ત્યારે એકદમ ત્યાં જ અટકી પડી, દુર્ધર્ષ નિકુંભે આડ કરડી, પરિઘથી પ્રવરને પ્રહાર કર્યો, એટલે પ્રવર પૃથ્વીતલ ઉપર પડ્યો.[૧૫] ઈન્દ્રપુત્ર જયન્ત પ્રવરને આમ ભૂમિ ઉપર પડેલો જોઈ, તેને પોતાના બે બાહુઓથી આલિંગન દીધું; અને તેને જીવતો જાણી ત્યાં જ પડ્યો રહેવા દઈ, નિકુંભના ઉપર એકદમ ધસી ગયો.[૧૬] તેણે એ અસુર ઉપર ધસી જઈને તેને ખડ્ગના એક ઝાટકો લગાવ્યો. દૈત્ય નિકુંભ પણ સામો જયન્તને પરિઘવડે અતિ સખત પ્રહાર કર્યો.[૧૭] તે જ ક્ષણે ઈન્દ્રપુત્ર જયન્તે અસંખ્ય બાણોથી તેનું ગાત્ર બહુ બહુ ભેદી નાંખ્યું. આમ પોતાની જાતને અતિશય વિધાતી જતી જોઈને એ મહાન્ અસુર મનમાં વિચારવા લાગ્યો: "ખરી રીતે તો મારે મારા જ્ઞાતિબાંધવોને હણનારા કૃષ્ણ સાથે યુદ્ધ કરવું જોઈએ છે. તો પછી રણમાં ઈન્દ્રના પુત્ર સાથે આમ યુદ્ધ કરીને શા માટે મારે નાહક મારી જાતને થકવવી જોઈએ?"[૧૮-૧૯]

આ પ્રમાણે પોતાના મન સાથે દૃઢ નિશ્ચય કરી, નિકુંભ આકાશમાંથી અદૃશ્ય જ થઈ ગયો, અને જ્યાં મહા બલવાન્ કૃષ્ણ યુદ્ધ મચાવતા હતા ત્યાં પહોંચી ગયો.[૨૦] આમ નિકુંભને કૃષ્ણની સાથે યુદ્ધ કરવાને જતો જોઈ, ઐરાવત ઉપર બેસી યુદ્ધ નિરખવા રણાંગણમાં આવેલો બલ દાનવનો વિનાશક ઈન્દ્ર તેમ જ દેવતાઓ (કૃષ્ણને હાથે થનારું તેનું મૃત્યુ નજીક આવેલું સમજી) ઘણા જ હર્ષ પામ્યા.[૨૧] પછી "ધન્ય છે, ધન્ય છે," એ શબ્દો બોલી સંતુષ્ટ થતો ધર્માત્મા ઈન્દ્ર પોતાના પુ જયન્તને ભેટ્યો, અને મૂર્છાથી મુક્ત થયલા પ્રવરને પ છાતી સરસો ચાંપ્યો.[૨૨] એટલે રણમાં દુર્જય જયન્તે વિજયી થયલો જોઈ વાસવ(ઈન્દ્ર)ની આજ્ઞાથી દેવોન દુંદુભી પણ ગગડી રહ્યાં[૨૩] બીજી પાસ રણમાં દુર્જ કેશવને અર્જુનની સાથે યજ્ઞશાલાથી થોડે દૂર યુ કરતા ઉભેલા જોતાં જ નિકુંભે અતિશય પ્રચંડ ના કર્યો અને પક્ષિરાજ ગરુડને અતિ ભયંકર પરિઘ પ્રહારથી તાડ્યો, તેમ જ બલરામ અને સાત્યકીને પા તાડ્યા.[૨૪–૨૫] હે ભારત! આ શીઘ્ર ગતિવાળા વી શાલી દૈત્ય નિકુંભે નારાયણ અને અર્જુન અને ભી અને યુધિષ્ઠિર તેમ જ નકુલ અને સહદેવ અ વસુદેવ અને સાંબ તથા કામસ્વરૂપ પ્રદ્યુમ્નની સા એકી વખતે માયાના પ્રભાવથી ભારે યુદ્ધ મચાવ્ તે સર્વે યોદ્ધાઓ શસ્ત્રોની વિદ્યામાં નિપુણ(પારંગ હતા છતાં તેઓમાંનો કોઈ પણ તેને તે યુદ્ધ કર હતા છતાં જોઈ શક્યા જ નહીં.[૨૬–૨૭] જ્યારે તે તેને યુદ્ધ કરતો જોઈ શક્યા નહીં, ત્યારે હૃષીકે (ઈન્દ્રિયોના ઈશ) દેવ કૃષ્ણે પ્રમથ નામના ભૂ ગણોના ઈશ્વર બિલ્વોદકેશ્વર મહાદેવનું ધ્યાન ધર્યું. એટલે તે જ ક્ષણે એ અતિ તેજસ્વી બિલ્વોદ શ્વરના પ્રભાવથી તે સર્વેએ, જાણે સર્વનું ભક્ષણ કરવા તત્પર જ થયો હોય તેમ, માયાવીઓમાં શ્રેષ્ઠ નિકુ દાનવને કૈલાસ પર્વતના શિખર જેવા પ્રચંડ આક પોતાની સન્મુખ ઉભેલો, અને પોતાના જ્ઞાતિબં ઓના નાશ કરનાર, વૈરી કૃષ્ણને યુદ્ધનું આહ્વ કરતો જોયો.[૨૯-૩૦] એટલે તે જ ક્ષણે ગાંડીવ ધનુષ્ય સજ્જ કરી પૃથાપુત્ર અર્જુને બાણોવડે તેનાં ગાત્રો અ તેના પરિઘ તેમ જ રથ ઉપર પ્રહાર કરવા માંડ્યા. પરંતુ હે જનાધિપતિ! અર્જુનનાં શિલા ઉપર ઘસે એ સર્વે તીક્ષ્ણ બાણો તેનાં ગાત્રો અને પરિઘ સ માત્ર અથડાઈ અથડાઈ, બુઠ્ઠાં થઈ થઈ, ભાંગી પૃ ઉપર નિરર્થક પડવા લાગ્યાં.[૩૨] હે ભારત! અ પોતે યોજેલાં સર્વે બાણોને વિફલ જતાં જોઈ, ધનંજયે કેશવને પ્રશ્ન પૂછ્યો, કે "હે કૃષ્ણ! અ કેમ? વજ્રની ઉપમાને પાત્ર મારાં બાણો પર્વતે પણ ભેદે છે, પરંતુ તે અહીં તો નિષ્ફળ જ જાય છે, તે હે દેવકીપુત્ર! મને ભારે આશ્ચર્ય થાય છે."[૩૩–૩]

ત્યારે હે ભારત! કૃષ્ણ જાણે હસતા હોય બોલ્યા કે, "હે કુંતીપુત્ર! આ નિકુંભ એક અ અદ્ભુત પરાક્રમી છે, તેની કથા તું વિસ્તારથી સાંભળ. આ, દેવોના શત્રુ, દુર્જય, મહાન્ અસુરે પૂર્વે ઉત્તર કુ પ્રદેશમાં જઈને હજારો વર્ષ સૂધી તપ આદર્યું, ત

પ્રસન્ન થયલા ભગવાન્ મહાદેવે તેને ઇષ્ટ વરદાન માગવા જણાવ્યું. એટલે તેણે સુર અને અસુરો પણ વધ કરી શકે નહીં એવાં ત્રણ રૂપ માગ્યાં.[૩૬–૩૭] ત્યારે તેને વૃષભધ્વજ, ભગવાન્ શંકરે કહ્યું, કે 'હે મહાન્ અસુર! જો તું મારું અથવા મારા પ્રિય બ્રાહ્મણોનું અથવા વિષ્ણુનું કાંઈ પણ અપ્રિય કરીશ, તો તારો હરિને હાથે વધ થશે; તેના સિવાય અન્ય કોઈ તારો વધ કરી શકશે નહીં. હું બ્રાહ્મણોને શરણ આપનારો છું; હું જ વિષ્ણુ છું અને હું વિપ્રોના પરમ આશ્રય છું.'[૩૮–૩૯] હે પાંડુનંદન! આવા વરદાનથી ઉન્મત્ત થયલો આ દાનવ કોઈ પણ વીરનાં સર્વે પ્રકારનાં શસ્ત્રોથી અવધ્ય જ છે. તે ત્રણ દેહવાળો છે, અને તે શત્રુને અતિશય આકુળવ્યાકુળ કરી નાંખે એવો કુશલ છે.[૪૦] જ્યારે એ દુરાત્મા પોતાના ષટ્પુર નગરમાં ભાનુમતીનું હરણ કરી લાવ્યો હતો* ત્યારે તેના એક દેહનો મેં વધ કર્યો હતો.[૪૧] આ, તપથી યુક્ત દાનવનો બીજો એક અવધ્ય ભયંકર દેહ દિતિની શુશ્રૂષા કરે છે અને તે ષટ્પુરમાં વસે છે.[૪૨] (અને આ ત્રીજા દેહથી તે અહીં આપણી સામે યુદ્ધ મચાવી રહ્યો છે.) નિકુંભનું આ સર્વ ચરિત્ર મેં તને કહ્યું. હે વીર! અત્યારે તો તેનો વધ કરવાની ત્વરા પ્રથમ કર. તેની કથા આપણે પછી કરીશું."[૪૩]

આ પ્રમાણે બન્ને કૃષ્ણ (કૃષ્ણ અને અર્જુન)† વાત કરતા હતા તે અંતરમાં, રણમાં દુર્જય અસુર નિકુંભે ષટ્પુર નામની ગુહામાં પ્રવેશ કર્યો.[૪૪] એટલે હે કુરુનંદન! આ ગુફામાં તેના જવાનો માર્ગ શોધી કાઢી ભગવાન્ મધુસૂદને પણ તેની એ દુર્જય, ઘોર ષટ્પુર ગુહામાં તેની પાછળ જ પ્રવેશ કર્યો.[૪૫] એ ગુફા ચન્દ્ર અને સૂર્યના તેજથી હીન હતી, પરંતુ પોતાના જ તેજથી ઝળહળી રહી હતી; તે (દાનવની) ઇચ્છા અનુસાર સુખ, દુઃખ, ટાઢ અને ગરમી આપતી હતી.[૪૬] તેમાં પેસતાં જ ભગવાન્ કૃષ્ણે પાશથી બાંધેલા પોતાના યાદવ જનાધિપતિઓને જોયા, અને હે જનાધિપતિ! તેમણે ઘોર નિકુંભની સાથે યુદ્ધ મચાવ્યું.[૪૭] કૃષ્ણની પુઠે જ આ ગુફામાં બળદેવ આદિ યાદવો પેઠા તેમ જ મહાત્મા પાંડવોએ પણ પ્રવેશ કર્યો.[૪૮] કૃષ્ણની અનુમતિથી તે સર્વે આમ સામટા તેમની જ પાછળ ગુફામાં પેઠા. તેના એક ભાગમાં કૃષ્ણના ઉત્તેજનથી પ્રેરાઇને રુકિમણીપુત્ર પ્રદ્યુમ્ને નિકુંભ સાથે યુદ્ધ કર્યું અને પૂર્વે તેમાં બંધાયલા પડેલા સર્વ યાદવોને એ ગુફામાંથી બહાર લઈ ગયો.[૪૯–૫૦] પ્રદ્યુમ્ને મુક્ત કરેલા તે સર્વે યાદવો પ્રદ્યુમ્નની સાથે નિકુંભનો વધ જોવાની આકાંક્ષાથી જ્યાં જનાર્દન હતા ત્યાં પાછા આવી પહોંચ્યા. તે પછી કૃષ્ણે પ્રદ્યુમ્નને કહ્યું કે, 'હે વીર! હવે (જે અસુરપક્ષના) રાજાઓને તેં બાંધ્યા છે તેમને તારા બંધનમાંથી મુક્ત કર.' એટલે પ્રતાપી વીર પ્રદ્યુમ્ને તે તે સર્વેને છૂટા કર્યા.[૫૧] લજ્જાથી નિસ્તેજ થયલા તે સર્વે શૂરવીર નરાધિપતિઓ મૌન ધારણ કરી નીચે મુખે ત્યાં ઉભા રહ્યા.[૫૨]

તેટલામાં ભગવાન્ હરિ, ગોવિંદે વિજય મેળવવાને પ્રયાસ કરી રહેલા પોતાના ઘોર શત્રુ નિકુંભની સાથે યુદ્ધ ચલાવ્યું.[૫૩] હે વિભુ! નિકુંભે પરિઘથી કૃષ્ણને અતિશય ભારે પ્રહાર કર્યો, તેમ કૃષ્ણે પણ સામી ગદાથી તેને અતિશય દુઃખકર પીડા કરી.[૫૪] આ પ્રમાણે અન્યોન્યના તીક્ષ્ણ પ્રહારોથી તે બન્નેને મૂર્છા આવી. આમ કૃષ્ણ મૂર્છાવશ થતાં પાંડવો તથા યાદવોને પીડા પામતા જોઈ, કૃષ્ણના હિતની વાંછનાથી મુનિગણો જપ જપવા મંડી પડ્યા, અને વેદવિહિત સ્તોત્રોથી મહાત્મા કૃષ્ણની સ્તુતિ કરી રહ્યા.[૫૫–૫૬] એટલે ભગવાન્ કૃષ્ણ મૂર્છામાંથી જાગૃત થયા અને તેટલામાં દાનવ નિકુંભ પણ સચેત થયો, અને પુનઃ એ બે વીરો યુદ્ધ કરવાને મંડી પડ્યા.[૫૭] હે ભારત! જાણે બે માતેલા આખલા હોય અથવા તો મદોન્મત્ત હાથી કે ઝનુની વરુ હોય તેમ ક્રોધે ભરાઈ, એ બે ઉત્કટ વીરો અન્યોન્યના ઉપર પ્રહાર કરી રહ્યા.[૫૮]

એટલામાં હે નૃપ! અશરીરી, દૈવી વાણીએ અંતરિક્ષમાંથી કૃષ્ણને કહ્યું, કે "હે કૃષ્ણ! દેવ અને બ્રાહ્મણોને કંટકરૂપ થયલા આ દૈત્યને તારા ચક્રવતી જ શમાવ, અર્થાત્ તેનો અંત આણ, એમ ભગવાન્ બિલ્વોદકેશ્વરે તને કહાવ્યું છે. હે મહાબલવાન્! તેમ કરીને તું ધર્મ અને વિપુલ યશ સંપાદન કર."[૫૯–૬૦] એટલે સત્પુરુષોના આશ્રય, લોકનાથ કૃષ્ણે 'ભલે તેમ કરીશ' એમ કહ્યું, અને મહાદેવને નમસ્કાર કરી, દૈત્યનાં કુલોનો અંત આણનાર સુદર્શન ચક્ર નિકુંભ ઉપર છોડ્યું.[૬૧] તત્કાલ નારાયણના હાથમાંથી છૂટેલા સૂર્યમંડલના જેવા વર્ચસ્વવાળા ચક્રે નિકુંભનું ઉત્તમ કુંડલોવાળું માથું છેદી નાંખ્યું.[૬૨] મેઘથી ઉન્મત્ત મોર જેમ પર્વતના શિખર ઉપરથી પૃથ્વી ઉપર ઉડી પડે, તેમ કુંડલોથી ઝળહળી રહેલું તેનું માથું ધડ ઉપરથી ભોંય ઉપર ઉછળી પડ્યું.[૬૩]

આમ જગતને ત્રાસ પમાડનાર, નિકુંભ દાનવ હણાયો, એટલે હે નરશ્રેષ્ઠ! સર્વવ્યાપી બિલ્વોદકેશ્વર મહાદેવ પ્રસન્ન થયા,[૬૪] અને આકાશતલમાંથી ઇન્દ્રે પુષ્પોની વૃષ્ટિ વરસાવી અને હે શત્રુનાશક! દેવોનાં

* આ કથા આ પછીના ૮૮ મા અધ્યાયમાં કહેલી છે.

† અર્જુનનું એક નામ 'કૃષ્ણ' છે.

દુંદુભી પણ ગગડી રહ્યાં.[૬૫] સમસ્ત જગત્ આનંદ આનંદ પામ્યું, અને વિશેષે કરીને મુનિઓ હર્ષ પામ્યા. પછી ભગવાન્ કૃષ્ણે દૈત્યોની સેંકડો કન્યાઓ યાદવોને આપી દીધી.[૬૬] પછી ભગવાને દાનવરાજનાં વિવિધ પ્રકારનાં ચિત્રવિચિત્ર રત્નો તથા ઉત્તમ જાતિનાં વસ્ત્રોથી ક્ષત્રિયોનું પણ પુનઃ પુનઃ સાંત્વન કર્યું.[૬૭] વળી ગદાધારી બલરામના નાના ભાઈ કેશવે, પ્રસન્ન થઈ, પાંડવોને ઘોડા જોડેલા છ હજાર રથ આપ્યા.[૬૮] નગરના આનંદમાં વૃદ્ધિ કરનાર, ઉત્તમ ગરુડધ્વજ કૃષ્ણે એ ઉત્તમ ષટ્પુર નગર બ્રહ્મદત્તને આપી દીધું.[૬૯] તે પછી બ્રહ્મદત્તનો સત્ર સમાપ્ત થતાં, શંખ, ચક્ર અને ગદા ધારણ કરનાર, મહાબળવાન્ કૃષ્ણે એકત્ર થયેલા ક્ષત્રિયો અને પાંડવોને ત્યાંથી વિદાય કર્યા.

તે પછી પ્રભુએ (કૃષ્ણે) બિલ્વોદકેશ્વરનો ઉત્સવ કર્યો અને પુષ્કળ માંસ, અન્ન અને વિવિધ રસવાળા ભોજ્ય પદાર્થો તેમને ધરાવ્યા.[૭૦-૭૧] પછી મલ્લોને પ્રિય, આત્મનિષ્ઠ, દેવ કૃષ્ણે દ્વંદ્વયુદ્ધમાં કુશલ મલ્લો વચ્ચે દ્વંદ્વયુદ્ધ ખેલાવ્યું, અને તેમને પુષ્કળ ધન તથા વસ્ત્રો આપ્યાં.[૭૨] પછી બ્રહ્મદત્તને અભિવંદન કરી, મહાબલવાન્ કૃષ્ણ ત્યાંથી માતાપિતા અને યાદવો સાથે દ્વારાવતી પુરી ગયા.[૭૩] તેમણે સર્વેએ હૃષ્ટપુષ્ટ જનોથી ઉભરાતી, ચિત્રવિચિત્ર પુષ્પોથી પથરાયલા માર્ગવાળી એ રમ્ય નગરીમાં પ્રવેશ કર્યો. માર્ગમાં મનુષ્યો વીર કૃષ્ણને વંદન કરતા હતા.[૭૪]

જો કોઈ ષટ્પુરમાં દાનવોના કૃષ્ણે કરેલા આ વધની તેમ જ ચક્રપાણી કૃષ્ણના વિજય સંબંધી આ કથા સાંભળશે અથવા તો તેનો પાઠ કરશે તો તેને યુદ્ધમાં વિજય મળશે.[૭૫] એવો શ્રોતા વા પાઠક પુત્ર વિનાનો હશે તો તેને પુત્રની પ્રાપ્તિ થશે, નિર્ધન હશે તો તેને ધન મળશે, જો તે રોગી હશે તો વ્યાધિથી મુક્ત થશે અને કોઈ રાજાનો બંદીવાન્ હશે તો તે બંધનમાંથી છૂટશે.[૭૬] હે ભારત ! જો આ કથા ગર્ભાધાન* કે પુંસવન† સંસ્કાર કરતી વખતે કરવામાં આવશે તેમ જ શ્રાદ્ધોમાં તેનો પાઠ થશે, તો તેના શ્રવણ અને પઠનનું સંપૂર્ણ શુભ અને અક્ષય્ય ફલ શ્રોતાને મળશે, એમ કહેવાય છે.[૭૭] બલથી પ્રખ્યાત થયલા, અમરોમાં શ્રેષ્ઠ, મહાત્મા કૃષ્ણના મહાભારતમાં વર્ણવેલા આખ્યાન( વિજયની આ કથા)નો પાઠ જે મનુષ્ય સતત કરશે તે દુઃખથી મુક્ત થશે, અને તે મરણ પછી શુભ ગતિ પામશે.[૭૮] જેના હાથ અને પગ મણિ અને સોનાનાં ચિત્રવિચિત્ર આભૂષણોથી શણગારાયલા છે, જે નિરતિશય શુદ્ધ સત્વગુણસંપન્ન, શત્રુના નાશ કરનાર અને સૂર્ય સમાન વર્ચસ્વી છે, જે આદિનાથ છે, જે ચાર સમુદ્રોમાં શયન કરે છે, જે ચતુર્વિધ સ્વરૂપ અને જે જગત્સ્વરૂપ છે, એવા સહસ્ર નામવાળા દેવનો જયજયકાર થાઓ.[૭૯]

ઇતિ શ્રીમહાભારતમાં ખિલહરિવંશમાં વિષ્ણુપર્વવિષે "નિકુંભ આદિ ષટ્પુરનિવાસી અસુરોનો વધ" એ નામનો અધ્યાય ૮૫ મો સંપૂર્ણ

## અધ્યાય ૮૬ મો

### અંધકાસુરનો વધ–નારદની અંધકને મંદર જવાની પ્રેરણા

जनमेजय उवाच—

श्रुतोऽयं षट्पुरवधो रम्यो मुनिवरोत्तम ।
पुरोक्तमंधकवधं वैशंपायन कीर्तय ॥ १ ॥

હે મુનિવરોમાં ઉત્તમ વૈશંપાયન ! તમે કહેલો ષટ્પુરનિવાસી દાનવોના વધનો આ રમ્ય વૃત્તાંત મેં સાંભળ્યો. હવે પૂર્વે કહ્યા પ્રમાણે અંધક અસુરના વધની કથા મને કહો.[૧] હે વક્તાઓમાં શ્રેષ્ઠ મુનિ ! ભાનુમતિના હરણની અને નિકુંભના‡ એક દેહના થયલા વધની કથા મને કહો. તે સાંભળવાનું મને ઘણું કૌતૂહલ થાય છે.[૨]

વૈશંપાયન કહે છેઃ–પૂર્વે પ્રભાવશાલી વિષ્ણુએ સર્વ દૈત્યોને હણ્યા, એટલે દિતિએ તપથી મરીચિના પુત્ર કશ્યપની આરાધના કરવા માંડી.[૩] હે ભારત ! તેના લાંબા સમય સૂધી ચાલે એવા કરેલા તપથી પોતાની ઉઠાવેલી શુશ્રૂષાથી, અનુકૂલ સદ્વર્તનથી તેમ જ માધુર્યથી તપોધન કશ્યપ મુનિ તેના ઉપર પરમ પ્રસન્ન થયા અને તેને કહ્યું, કે "હે સુવ્રતશાલી ! દિતિ ! હું તારા ઉપર સંપૂર્ણ પ્રસન્ન થયો છું. માટે હે કલ્યાણિની ! ઉત્તમ વર માગ."[૪-૫]

દિતિ વર માગે છેઃ–"હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ, ભગવન્ ! દેવોએ મારા સર્વે પુત્રોને મારી નાંખ્યા છે, તેથી હું હણાયલા પુત્રવાળી થઇ છું માટે અમાપ પરાક્રમવાળો અને દેવોથી પણ જેનો વધ ન થાય, એવો એક પુત્ર મને મળે, એવી મારી ઇચ્છા છે."[૬]

એટલે કશ્યપ વર આપે છેઃ–"હે દેવી ! હે દક્ષની

* ગર્ભધારણ કર્યાનાં પ્રથમ ચિહ્ન જણાતાં કરાતા સંસ્કાર.

† ગર્ભધારણ કરવા પહેલાંના સંસ્કાર.

‡ ૮૫ મા અધ્યાયમાં શ્લોક ૪૦–૪૧ માં અર્જુનને નિકુંભના ત્રણ દેહની વાત કહેતાં ભાનુમતિના હરણપ્રસંગે નિકુંભનો એક દેહ પોતે હણ્યાનું સૂચન કૃષ્ણે કરેલું છે, તે વિષે આ માગણી છે.

પુત્રી! (દેવોના દેવ રુદ્ર સિવાય અન્ય કોઈ) દેવોથી જેનો વધ નહીં થઈ શકે એવો એક પુત્ર તને પ્રાપ્ત થશે. હે કમલલોચના! એમાં કાંઈ પણ સંશય તારે રાખવો નહીં. પરંતુ દેવોના દેવ રુદ્ર ઉપર મારો પ્રભાવ ચાલી શકતો નથી, અર્થાત્ તેણે કોનો વધ ન કરવો, એવો મારો અંકુશ એની ઉપર ચાલી શકતો નથી. તેથી તારા પુત્રે રુદ્રથી પોતાના આત્માનું સર્વથા રક્ષણ કરવું જોઈશે."૭-૮

વૈશંપાયન કહે છેઃ-તે પછી સત્યવચની કશ્યપે દિતિ દેવીના ઉદરપ્રદેશને વિષે અંગુલિવડે સ્પર્શ કર્યો, અને હે ભારત! તેણે તેના બલે હે કુરુવંશજ! જેને બે હજાર બાહુઓ હતા, હજાર માથાં હતાં, બે હજાર આંખો અને બે હજાર ચરણો પણ હતાં, એવા એક પુત્રને જન્મ આપ્યો.૯-૧૦ હે ભારત! જો કે તે આંખે આંધળો ન હતો છતાં મદથી આંધળાની માફક ચાલતો હતો, તેથી તે પ્રદેશમાં નિવાસ કરનારાઓ તેને અંધકના નામથી બોલાવતા હતા.૧૧ હે ભારત! 'હું દેવોથી પણ અવધ્ય છું,' એવા અભિમાનથી એ અંધક સર્વ લોકને પીડા પમાડતો અને પોતાના બલથી લોકોનાં સર્વ રત્નોને હરી જતો હતો.૧૨ પોતાના પરાક્રમથી અતિશય ઉર્જસ્વી થયલો અને સર્વને ભય પમાડનારો એ અંધક અપ્સરાઓના સમૂહોને પણ ઉપાડી ગયો અને તેમને પરાણે પોતાના ગૃહમાં નિવાસ કરાવ્યો.૧૩ આવાં પાપકર્મ કરવાના નિશ્ચયવાળા અંધકે મોહાંધતાથી સતત પારકાઓની સ્ત્રીઓનું હરણ તેમ જ અન્યનાં રત્નોનો વિલોપ(લૂંટ) કરવા માંડ્યો.૧૪ હે ભારત! સર્વને સંતાપનારા બહુ બહુ રાક્ષસોની સહાયતાથી અંધક ત્રૈલોકયનો વિજય કરવાને તત્પર થયો.૧૫

તેની આવી તત્પરતાની વાત સાંભળી, ભગવાન્ ઇન્દ્રે પોતાના પિતા કશ્યપને કહ્યું, કે "હે મુનિશ્રેષ્ઠ! અંધકે આવું ત્રૈલોકયને જિતવાનું કામ ઉપાડ્યું છે.૧૬ તો પછી હે વિભુ! હવે અમારે શું કરવું, તે અમને કહો. હે મુનિ! આવા ઉદ્ધત નાના ભાઇના આ કર્મને હું કેવી રીતે મુંગે મોંઢે સહન કરી શકું?૧૭ હે વિભુ! મારે મારી ઓરમાન મા દિતિના આ વહાલા પુત્ર અંધકને કેવી રીતે મારવો? તે તમે પોતે જ કહો. જો હું તેના એ ઇષ્ટ પુત્રને મારીશ તો તે અવશ્ય મારી ઉપર કોપાયમાન થશે."૧૮

દેવોના ઈશ ઇન્દ્રનું આવું વચન સાંભળી કશ્યપ મુનિએ તેને કહ્યું કે "હે દેવેન્દ્ર! હું તેને ત્રૈલોકયનો વિજય કરતો સર્વથા અટકાવીશ જ. તારું કલ્યાણ થાઓ."૧૯ હે ભારત! તે પછી દિતિ સહિત કશ્યપ મુનિએ મહા મહા કષ્ટથી અંધક વીરને ત્રૈલોકયનો વિજય કરતાં અટકાવ્યો.૨૦ આ પ્રમાણે વાર્યા છતાં પણ એ દુષ્ટાત્મા અંધક દેવોને અતિશય કનડવા લાગ્યો અને અનેકાનેક ઉપાયોથી અમરોને સંતાપવા મંડ્યો.૨૧ એ દુર્મતિએ દેવોનાં ઉદ્યાનો અને વનોમાં વૃક્ષોને જડમૂળથી ઉખેડી નાંખ્યાં, અને સ્વર્ગમાં ઇન્દ્રની નજરો નજર આગળ તે તો ઉચ્ચૈઃશ્રવસથી (દેવોના ઉત્તમ રત્નરૂપ અશ્વથી) ઉત્પન્ન થયલા ઘોડાઓને બલાત્કારે ખેંચી ગયો.૨૨ વળી હે ભારત! વરદાનથી મત્ત થયેલો એ દાનવ દેવોનાં દેખતાં જ દિશાઓ પાસેથી પરાણે તેના દિવ્ય હાથીઓને ઉપાડી ગયો.૨૩ જેઓ યજ્ઞો અને તપથી દેવોને તૃપ્તિ પમાડતા હતા તેમને એ દેવોના કંટકરૂપ, દુષ્ટાત્મા અનેક વિઘ્નોથી પીડવા લાગ્યો.૨૪ હે રાજન્! અંધક દાનવ આમ યજ્ઞોમાં વિઘ્નો નાંખતો હતો; તેથી તેના ભયને લીધે ત્રણે વર્ણના લોકો યજ્ઞો કરી શકતા ન હતા, તેમ તપ પણ તપી શકતા ન હતા.૨૫ વાયુ પણ તેની ઇચ્છાને માન આપતો જ વાવા લાગ્યો, અને સૂર્ય પણ તેની ઇચ્છા અનુસાર તાપ(પ્રકાશ) આપવા માંડ્યો. તેમ તેની ઇચ્છામાં આવે ત્યારે કદી કદી ચન્દ્રમા અને નક્ષત્રો પણ દેખાતાં ન હતાં.૨૬ હે પ્રભુ! બલથી છકેલા, દુર્મતિ, અતિ ભયંકર અંધક દાનવના ત્રાસથી આકાશમાં વિમાનો પણ સંચરી શકતાં નહીં.૨૭ હે કુરુકુલમાં ઉત્પન્ન થયલા વીર! એ અતિઘોર અંધકના ત્રાસથી સમસ્ત જગત્ ૐકાર અને વષટ્કાર વિનાનું થઈ ગયું. અર્થાત્ જપ, ધ્યાન આદિ તેમ જ યજ્ઞ, તર્પણ આદિ ક્રિયાઓ જગતમાં થતી અટકી પડી.૨૮ હે ભારત! કુરુ, ઉત્તર, ભદ્રાશ્વ, કેતુમાલ અને જંબુદ્વીપ આદિ દેશોના લોકને તેમના નિવાસોમાંથી એ પાપીએ નસાડી મૂકયા.૨૯ દેવો, દાનવો આદિ તેના જેવા જ દુર્ધર્ષ (ઘણી મુશ્કેલીથી હઠાવાય એવા) હતા તે છતાં પણ તેઓ તેને માન આપવા લાગ્યા. અન્ય ભૂતો સમર્થ હોવા છતાં તેઓ સર્વથા તેની આજ્ઞામાં રહેવા મંડ્યાં.૩૦

આવી અનવસ્થા પ્રવર્તતાં હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ જનમેજય! તેનાથી અતિશય પીડા પામતા બ્રહ્મવાદી ઋષિઓ એકઠા થયા અને અંધકનો વધ કેવી રીતે કરાવવો તેનો વિચાર કરવા લાગ્યા.૩૧ એટલે તેઓની મધ્યે બુદ્ધિમાન્ બૃહસ્પતિએ આવું વચન કહ્યું, કે "રુદ્ર વિના આ અંધકાસુરનું મરણ કદાપિ કોઇથી પણ થવાનું નથી.૩૨ કશ્યપ મુનિએ તેને એવું વરદાન આપેલું છે, તેમ તેને એમ સ્પષ્ટ શબ્દમાં કહ્યું પણ છે, કે બુદ્ધિમાન્ રુદ્રની આગળ હું તારું પૂરતું રક્ષણ કરવાને સમર્થ નથી.૩૩ તેથી જે ઉપાયવડે સનાતન શંકર સર્વ ભૂત

પ્રાણીઓને તેનાથી પીડા પામતાં હોવાનું જાણી શકે, તે ઉપાય આપણે શોધી કાઢવો જોઇએ.[૩૪] જગતના પ્રભુ, સત્પુરુષોના આશ્રય ભગવાન્, શંકર દેવ એ વાતથી જાણીતા થતાં અવશ્ય ભૂત પ્રાણીઓનાં આંસુ લોશે અર્થાત્ તેમનાં સંકટ નિવારશે. કારણ કે દુષ્ટ પુરુષોથી સજ્જનોનું અને વિશેષે કરીને બ્રાહ્મણોનું રક્ષણ કરવું, એવું જગતના ગુરુ દેવના દેવ શંકરનું મત છે.[૩૫-૩૬] તેથી આપણે સર્વે દ્વિજ નારદને શરણે જઇએ. તે મહાદેવના વહાલો સખા હોવાથી આ કાર્ય કેમ સાધવું તેનો યોગ્ય ઉપાય જાણતો હશે જ."[૩૭]

બૃહસ્પતિનું આવું વચન તે સર્વે તપોધન ઋષિઓ સાંભળતા હતા, તે જ ક્ષણે દેવર્ષિઓમાં શ્રેષ્ઠ નારદને આકાશમાંથી તે જ સ્થળે આવતા તમણે જોયા.[૩૮] તે ત્યાં આવ્યા એટલે તેમની યથાન્યાય વિધિપૂર્વક પૂજા તથા સત્કાર કરી, દેવોએ તેમને આ વચન કહ્યું:-

દેવો કહે છે:-"હે દેવર્ષિ! હે ભગવન્! હે સાધુ! તમે અહીંથી સત્વર કૈલાસ જાઓ,[૩૯] અને અંધકના વધ માટે તમારે હર મહાદેવને વિનતિ કરવી ઘટે છે."

વૈશંપાયન કહે છે:-જગતના રક્ષણને અર્થે તે સર્વે દેવોએ નારદને આમ કહ્યું, અને તેમણે પણ "તથાસ્તુ" એવો ઉત્તર આપ્યો.[૪૦] અને ઋષિઓ ત્યાંથી વિદાય થયા. તે પછી વિદ્વાન્ નારદ મુનિ મનમાં એ કાર્ય કેમ કરવું તે વિષે વિચાર કરવા લાગ્યા અને અંતે તેનો એક ઉપાય શોધી કાઢયો.[૪૧] પછી મંદાર વનમાં જ્યાં દેવોના દેવ વૃષભધ્વજ શંકર નિત્ય રહેતા હતા ત્યાં તેમને મળવાને ભગવાન્ નારદ મુનિ સીધાર્યા.[૪૨] ત્રિશૂલધારી શંકરના પ્રિય મિત્ર, મુનિશ્રેષ્ઠ નારદ એ રમ્ય મંદારનાં વનોમાં એક રાત્રિ રહ્યા.[૪૩] હે ભારત! તેમણે ત્યાં રહી, વૃષભધ્વજ મહાદેવની અનુજ્ઞા લઈ, સર્વ ગંધોમાં ઉત્તમ ગંધ આપનારી, વિશેષ પ્રકારે ગુંથેલી, મંદારપુષ્પોની માલા પોતાના કંઠમાં ઘાલી. તે જ પ્રમાણે સંતાનક વૃક્ષનાં પુષ્પોની બીજી ઘણી જ સુગંધી માલા પણ ખાસ ગુંથીને, હે નરાધિપતિ! પોતાના કંઠમાં આરોપી, અને ત્યાંથી જે સ્થળે બળથી અંધ થયલો દુરાત્મા અંધકાસુર હતો, તે સ્થળે તેઓ આવી પહોંચ્યા.[૪૪-૪૬] અંધકે તેમના ગળામાં સુગંધવાળી સંતાનકના પુષ્પોની માળા જોતાં તેમ જ તેની ઉત્તમમાં ઉત્તમ સુગંધ સુંઘતાં નારદને પૂછ્યું:[૪૭] "હે મહામુનિ! હે તપોધન! આ જાતનાં રમણીય પુષ્પો ક્યાં થાય છે? અહોહો! આવા શુભ વર્ણવાળાં અને સુગંધી પુષ્પો મારા મનને વારંવાર પુષ્ટિ આપે છે. સ્વર્ગનાં સંતાનક પુષ્પોથી પણ આ પુષ્પો સર્વથા ઘણાં ચઢિયાતાં છે.[૪૮] આ પુષ્પોનાં વૃક્ષનો સ્વામી કોણ છે? હે મુનિ! તે વૃક્ષને જ મારાથી અહીં આણી શકાય એમ છે? હે દેવતારૂપ અતિથિ! જો હું તમારા કોઈ અનુગ્રહને પાત્ર હોઉં, તો મને એ સર્વ સવિસ્તર કહો."[૪૯]

એટલે હે ભારત! મહાન્ તપના નિધિ, મુનિશ્રેષ્ઠ નારદે તેનો જમણો હાથ પકડ્યો અને હસતાં હસતાં કહ્યું:-[૫૦] "હે વીર! પર્વતોમાં શ્રેષ્ઠ મંદર પર્વત ઉપર ભક્તોની કામનાને સર્વથા સંતોષનારું, ઇચ્છા અનુસાર ગતિ કરનારું, ધારે ત્યારે દેખાય અને ધારે ત્યારે દેખાતું બંધ થાય એવું, તેમ જ ભક્તને ઇષ્ટ આશ્રય આપનારું એક મનોહર વન છે, ત્યાં જ આવી જાતનાં પુષ્પો થાય છે. હે અસુર! ત્રિશૂલધારી મહાદેવે પોતે જ એ પુષ્પો સરજેલાં છે.[૫૧-૫૨] મહાત્મા મહાદેવના ઉત્તમ ગણો ત્યાં એ વનનું રક્ષણ કરે છે, તેથી કોઈ પણ માણસ ( રુદ્રની આજ્ઞા વિના ) પોતાની ઇચ્છા અનુસાર તેમાં પ્રવેશ કરી શકતો નથી. એ ગણો નાના પ્રકારનાં આયુધોથી સજ્જ હોવાથી અતિ ભયંકર છે. તેઓએ નાના પ્રકારના વેષ ધારણ કરેલા છે, અને તેઓ દુર્જય છે. મહાદેવથી સારી રીતે રક્ષાયલા હોવાથી તેઓ સર્વ ભૂતોથી અવધ્ય છે,[૫૩] ત્યાં મંદાર વૃક્ષોના ખંડોમાં ઉમા તથા ઉત્તમ ગણો સાથે સર્વાત્મા, સર્વના સ્રષ્ટા મહાદેવ નિત્ય ક્રીડા કરે છે.[૫૪] હે કશ્યપના વંશજ! વિશેષ પ્રકારે તપ આદરતાં તેના યોગે કરી, તું ત્યાં ત્રિભુવનેશ્વર મહાદેવની આરાધના કરીશ તો મંદર વૃક્ષનાં આવાં પુષ્પ તને મળી શકશે.[૫૫] મહાદેવનાં એ વલ્લભ(પ્રિય) વૃક્ષો ઉત્તમ સ્ત્રી અને ઉત્તમ મણિઓ તેમ જ અન્ય કોઈ પણ પદાર્થની જેજે વાંછનાઓ તેના ભક્તને હોય છે તે સર્વે આકાંક્ષાઓ સફલ કરે છે.[૫૬] એ વનમાં, હે અતુલ પરાક્રમી! સોમ અને સૂર્ય પ્રકાશ આપતા નથી. દુઃખોનો બહિષ્કાર કરનારું, વૃક્ષોથી ભરપૂર એ વન આપોઆપ જ તેજસ્વી છે.[૫૭] હે મહાબલવાન્! એ મહાન્ વૃક્ષોમાંનાં કેટલાંક તો સુગંધીની વૃષ્ટિ વરસાવે છે; તો કેટલાંક વિવિધ રસ ઝારે છે, તો કેટલાંક અન્ય નાના પ્રકારનાં સુગંધી વસ્ત્રો આપે છે.[૫૮] હે દાનવરાજ! કેટલાંક વૃક્ષોમાંથી ખાવાના, ચાવવાના, પીવાના, ચુસવાના તેમજ ચાટવાના પદાર્થો મનની વિવિધ પ્રકારની વાંછના અનુસાર સ્રવે છે.[૫૯] હે નિષ્પાપ! હે વીર! તૃષા, ક્ષુધા, ગ્લાનિ કે ચિંતા પણ મંદાર વનમાં કદી પણ ઉત્પન્ન થતી નથી, એ તું નિશ્ચયપૂર્વક જાણજે.[૬૦] સારાંશ એ જ કે સો વર્ષ થાય તે છતાં પણ એ મંદાર વનના ગુણોનું વર્ણન કરી શકાય એમ નથી. સ્વર્ગના મંદાર વૃક્ષના કરતાં પણ અહીંનાં વનોનાં અવનવાં વૃક્ષોના ગુણો અનેક ગણા શ્રેષ્ઠ છે.[૬૧] હે દિતિના પુત્રોમાં ઉત્તમ!

જો તું ત્યાં એક દિવસ પણ નિવાસ કરીશ તો તું મહેન્દ્રની પાસેથી સર્વે લોકને જિતવાનું સામર્થ્ય પ્રાપ્ત કરી શકીશ, એમાં કાંઈ પણ સંશય નથી.[૬૨] તે સ્વર્ગનું પણ સ્વર્ગ છે; ઇષ્ટ સુખોનાં સાધનોમાં પણ ઉત્તમ સુખસાધન છે. જગતમાં તે સર્વથી શ્રેષ્ઠ છે, એમ મારા મનને લાગે છે."[૬૩]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे "अंधकासुरना वधमां नारदनी अंधकने मंदर जवानी प्रेरणा" ए नामनो अध्याय ८६ मो संपूर्ण

## અધ્યાય ૮૭ મો

### મંદર પર્વત ઉપર અંધકની ચઢાઈ

वैशंपायन उवाच—

अंधको नारदवचः श्रुत्वा तत्त्वेन भारत ।
मंदरं पर्वतं गंतुं मनो दध्रे महासुरः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ—હે ભારત! નારદનું આવું વચન લક્ષ્યપૂર્વક સાંભળીને મહા અસુર અંધકે મંદર પર્વત ઉપર જવાનો સંકલ્પ કર્યો.[૧] પછી એ મહાબલવાન્, અતિ તેજસ્વી અસુર અંધકે ક્રોધે ભરાઈ અનેક અતિ બલી અસુરોને સાથે લીધા અને મહાદેવના ધામ મંદર પર્વત ઉપર ગયો.[૨] તે પર્વત મોટાં મોટાં વાદળોથી છવાયલો હતો; તે ભારે ભારે ઓષધિઓથી ભરપૂર હતો; નાના પ્રકારના સિદ્ધોથી ભરપૂર હતો. મહર્ષિઓના ગણો તેનું સેવન કરતા હતા; તે ચંદન અને અગરુના વૃક્ષોથી સમૃદ્ધ હતો; દેવદાર આદિ અનેક સરળ (ગાંઠા વિનાનાં સોટા જેવાં) વૃક્ષો તે ઉપર છવાયલાં હતાં; કિન્નરોના સંગીતથી તે રમ્ય લાગતો હતો; અનેક જાતના નાગોનાં ટોળાંઓથી તે ભરપૂર હતો; પવનથી હાલી રહેલાં પુષ્પોવાળાં વનોથી તે જાણે કવચિત્ કવચિત્ નૃત્ય કરતો હોય, પીઠમાંથી વિશેષ વહેતી ચિત્રવિચિત્ર ધાતુઓના પ્રવાહથી જાણે તેણે મધ્યે મધ્યે રંગીન લેપ લગાડ્યો હોય, તેમ જ પક્ષીઓના વિશેષ મધુરા સૂરથી કવચિત્ કવચિત્ ગાજી ઉઠતો હોય, તેવો દીસતો હતો. શુદ્ધ સ્થાનમાં વાસ કરનારા ને અહીં તહીં ઉડનારા હંસોથી તે વ્યાપેલો હતો; દૈત્યોનો નાશ કરનારા, અને અહીં તહીં મનસ્વીપણે વિચરનારા, મહા બળવાન્ પાડાઓથી અને ચન્દ્રનાં કિરણ સમાન તેજસ્વી સિંહોથી તે પર્વત શોભાયમાન લાગતો હતો; વળી તે પર્વત ઉપર હેમનો— સુવર્ણનો સંચય–સંગ્રહ હતો; પશુઓના રાજા સિંહો અને વ્યાઘ્રો તે ઉપર પુષ્કળ હતા; હરણનાં ટોળે ટોળાં તે ઉપર ફરતાં હતાં; આવા મંદર પર્વતને બલથી અંધ થયલા એ અંધકાસુરે આવું ગર્વભર્યું વચન કહ્યું.[૩–૮]

"હે મંદર! મને તું ઓળખે છે ખરો કે? શું તું એ જાણે છે, કે મારા પિતા કશ્યપ મુનિએ મને સર્વથી અવધ્ય કર્યો છે? સચરાચર ત્રૈલોક્ય મારે જ વશ રહેલું છે.[૯] હે પર્વત! મારો ત્રાસ એવો તો ઉત્કટ છે કે તેથી કરીને કોઇ પણ વ્યક્તિ મારી સામે યુદ્ધ કરવાની ઇચ્છા પણ કરી શકતી નથી. (તો પછી યુદ્ધ માટે સામી ખડી તો થઈ જ શકે શી રીતે?) હે મહાન્ પર્વત! તારા એક શિખર ઉપર પારિજાતનું વૃક્ષ છે, તે સર્વ કામનાઓ પૂર્ણ કરનારાં પુષ્પોથી અલંકૃત છે અને તે શૃંગારથી યુક્ત એક ઉત્તમ રત્ન જ છે.[૧૦] માટે મને તું કહે કે, તું મારા અનુચરો સાથે મને એ વનનો ઉપભોગ લેવા દે છે કે નહીં? તું મારી આ માગણીથી ક્રોધે ભરાઇશ તોપણ તેથી મને તું શું કરી શકવાનો છે? બોલ, બોલ, મારું મન તેનો ઉપભોગ લેવાને અતિશય ઉતાવળું થઈ ગયું છે.[૧૧] (તેથી તે એ માટે તારી સંમતિ લેવાને પણ વધુ અટકી શકે એમ નથી, તો પછી તે તારા નકારને તો કેમ સહી શકશે? તું મને એનો ઉપભોગ લેવાની ના કહીશ તો) હું તને સંતાપ પમાડીશ, અને એ સંતાપમાંથી તારો રક્ષણહાર કોઈ પણ હોય, એમ મને તો લાગતું નથી."

અંધકે આવું ગર્વભર્યું વચન કહ્યું એટલે મંદર પર્વત તો ત્યાંથી અલોપ જ થઈ ગયો.[૧૨]* એટલે વરદાનથી ઉન્મત્ત થયલો અંધક તેના ઉપર અતિશય રોષે ભરાયો અને ઘણો જ પ્રચંડ નાદ કાઢી તેને આવું વચન કહ્યું:—[૧૩] "હે મંદર! મેં તારા વનના ઉપભોગ માટે નમ્રતા દાખવી આવી યાચના કરી, તેથી શું તું આટલો બધો ફુલાઈ જાય છે? હે પર્વત! હું તારા ચૂરેચૂરા કરી નાંખીશ. મારું બલ જો તો ખરો."[૧૪]

આમ કહી વરદાનથી ઉન્મત્ત અંધકે અન્ય સર્વે અસુરોની સહાયતાથી મંદર પર્વતનું બહુ યોજનના વિસ્તારવાળું એક શિખર ઉખેડ્યું, અને એ વીર્યશાલીએ તેને ઉછાળી બીજા શિખર સાથે ઝાપટ્યું. અંતર્હિત નદીઓના સમૂહોવાળા મહાન્ ગિરિના આમ ચૂરેચૂરા થતા જોઈ, ભગવાન્ રુદ્રે તે (પર્વત)ના ઉપર અનુગ્રહ કર્યો. અને તેને પ્રથમના કરતાં વિશેષ ઉન્મત્ત, હાથીઓ અને હરણોથી યુક્ત તેમ જ સર્વિશેષ રમણીય તેમ જ આકાશમાંથી સરતી અનેક નદીઓથી તેમ જ ચિત્ર-

* મંદર પર્વત અદૃશ્ય થઇ ગયો એટલે તેનો અધિષ્ઠાતા પુરુષ અદૃશ્ય થઇ ગયો, પત્થરનો પર્વત તો એમને એમજ ઉભો રહ્યો હતો. પર્વતો, વનો, સમુદ્રો, વગેરેમાં આપણા લોકો અધિષ્ઠાતા પુરુષ માને છે.

વિચિત્ર શોભાવાળાં વનોથી વિશેષ વિરાજતો બનાવ્યો. સારાંશ અંધકે તેને ઉખેડ્યો, તે પહેલાં તે જેવો શોભતો હતો તેના જેવો બલ્કે તેથી વિશેષ તે શોભી રહ્યો.[૧૫-૧૮]

હે ભારત! પર્વતનાં ઉપાડવામાં આવતાં તેનાં ઘોર શિખરો મહાદેવના પ્રભાવથી અસુરોની ઉપર પાછાં ઉછળી પડતાં તેમનો પોતાનો જ દાટ વાળવા માંડ્યો.[૧૯] હે નરાધિપતિ! એ પર્વતનાં શિખરો ઉપાડી ફેંકી દઇને જે મહાન અસુરો પલાયન કરી જતા તેમનો એ શિખરો જ ઉલટો સંહાર કરવા લાગ્યાં.[૨૦] પરંતુ એ પર્વતનાં શિખરો ઉપર જે અસુરો સ્વસ્થ ઉભા રહ્યા, તેમનો વધ એ મહાન્ મંદર પર્વતે કર્યો નહીં.[૨૧] પોતાની સેનાનો આમ કચ્ચરઘાણ વળી જતો જોઈ, અંધક અસુર રોષે ભરાયો અને અતિશય પ્રચંડ નાદથી તેને આ વચન કહ્યું:[૨૨] "જે ધણીનું આ વન હોય, તે ધણીને યુદ્ધ કરવાનું હું આહ્વાન કરું છું. એ ધણીએ યુદ્ધ માટે મારી સામે આવી ખડા થવું. હે અચલ! તું આમ શા માટે અમારી સાથે કપટયુદ્ધ કરીને અમને મારે છે?"[૨૩]

અંધક અસુરે યુદ્ધને માટે આમ આહ્વાન કર્યું એટલે તરત જ તેને હણવાની ઇચ્છાથી, વૃષભ ઉપર અસ્વાર થઈ, હાથમાં ત્રિશૂલ ઉગામી, મહેશ્વર તે સ્થળે આવી પહોંચ્યા.[૨૪] બહુ(ત્રણ) લોચનવાળા, ભૂત અને ગણોના ઈશ્વર બુદ્ધિમાન્ મહાદેવ પ્રમથોના ગણો અને ભૂતગણોથી વિંટલાયલા હતા.[૨૫] મહાદેવ રોષે ભરાયા તેથી સમગ્ર ત્રૈલોક્ય કંપી ઉઠ્યું, અને મોટા સિંધુ(નદી)-ઓનાં પાણી પ્રજ્વલિત થયાં (ઉકળતાં દેખાયાં) અને ઉલટી દિશાએ વહેવા લાગ્યાં.[૨૬] હર(મહાદેવ)ના તેજથી સર્વ દિશાઓમાંથી અગ્નિનો દાહ છૂટવા લાગ્યો, અને હે જનાધિપતિ! સર્વે ગ્રહો વિપરીત ગતિવાળા થઈ પરસ્પર યુદ્ધ કરવા (અથડાવા) મંડ્યા.[૨૭] હે કુરુકુલને તારનાર! તે કાલે પર્વતો ચલાયમાન પણ થયા, અને પર્જન્યે (મેઘે) ધુમાડા અને અંગારાની મૂસળધાર વૃષ્ટિઓ વરસાવી.[૨૮] ચન્દ્રનો પ્રકાશ ઉષ્ણ થયો, અને સૂર્ય શીતકિરણોવાળો થયો. બ્રહ્મવાદી મુનિઓનાં વેદનાં સ્મરણો પણ ભૂલાયાં.[૨૯] હે નિષ્પાપ! વડવા-(ઘોડી)ઓએ આખલાઓને જણવા માંડ્યા, તેમ જ ગાયોને પણ ઘોડાઓનો પ્રસવ થયો. વૃક્ષો કપાઈ-કપાઇને મેદિની ઉપર પડવા અને બળી ખાખ થવા લાગ્યાં.[૩૦] આખલાઓ ગાયો ઉપર ચઢી ચઢી તેમને અતિશય સંતાપવા લાગ્યા, તેમ જ ગાયો પણ ઉલટી આખલાઓને તેમની ઉપર ચઢીને સંતાપી રહી. રાક્ષસો, યાતુધાનો (એક જાતનાં ભૂતો) અને પિશાચો પણ સર્વ રીતે પીડા પ્રવર્તાવી રહ્યા.[૩૧] જગતને આમ વિપરીત ગતિ અને કૃતિવાળું થયલું જોઈ, ભગવાન્ મહેશ્વરે પ્રજળતા અગ્નિના જેવું તેજસ્વી ત્રિશૂલ અંધકના ઉપર છોડ્યું.[૩૨] હર(મહાદેવ)ના હાથમાંથી છૂટેલું, એ અસહ્ય ત્રિશૂલ અંધકની છાતી ઉપર પડ્યું અને તેથી એ સાધુઓનો કંટક, ભયંકર અસુર બળીને રાખ થઈ ગયો.[૩૩]

આમ જગતનો શત્રુ અંધક હણાયો એટલે સર્વે દેવગણો અને તપોધન મુનિઓ શંકરની સ્તુતિ કરવા લાગ્યા.[૩૪] દેવનાં દુંદુભીઓ ગડગડ્યાં અને પુષ્પની વૃષ્ટિ વરસી રહી. હે નરેન્દ્ર! સંકટથી રહિત થયલું સમસ્ત ત્રૈલોક્ય સુખમય થઇ રહ્યું.[૩૫] દેવોના ગંધર્વો ગાન કરવા મંડી પડ્યા, અને અપ્સરાઓના સમૂહો નાચવા લાગ્યા. બ્રાહ્મણોએ વેદોનો જાપ જપવા માંડ્યો અને યજ્ઞોનો આરંભ કરી દીધો.[૩૬] ગ્રહો પાછા મૂળની સ્વસ્થ સ્થિતિએ આવ્યા, અને નદીઓ પૂર્વની પેઠે વહેવા લાગી. જળમાં અગ્નિ બળતો શાંત થઈ ગયો, અને સર્વે દિશાઓ પુનઃ પ્રસન્ન (નિર્મલ અને શાંત) થઈ રહી.[૩૭] પર્વતોમાં શ્રેષ્ઠ મંદર પુનઃ પરમ શોભાનો ઉપભોગ કરતો સર્વ તેજથી શ્રેષ્ઠ થઈ વિરાજી રહ્યો.[૩૮] આમ ઇન્દ્ર આદિ સર્વે દેવોને યથેચ્છ સંચાર કરવાનો માર્ગ કરી આપી, ભગવાન્ શંકર ઉમા સહિત પારિજાત વનમાં પુનઃ રમવા લાગ્યા.[૩૯]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे "अंधक असुरनो रुद्रे करेलो वध" ए नामनो अध्याय ८७ मो संपूर्ण

## અધ્યાય ૮૮ મો
## સમુદ્રમાં યાદવોની જલક્રીડા

जनमेजय उवाच—

मुनेंधकवधः श्राव्यः श्रुतोऽयं खलु भो मया ।
शांतिस्त्रयाणां लोकानां कृता देवेन धीमता ॥ १ ॥

જનમેજય કહે છેઃ–હે મુનિ! અંધકાસુરના વધથી બુદ્ધિમાન્ મહાદેવે ત્રણે લોકમાં કેવી રીતે શાંતિ પ્રવર્તાવી તે સંબંધી સાંભળવા યોગ્ય કથા મેં ખરેખર સાંભળી.[૧] પરંતુ જે કારણે અને જે રીતિએ ચક્રપાણિ કૃષ્ણે નિકુંભના બીજા દેહને હણ્યો, તે સંબંધી વૃત્તાંત મને હવે આપ કૃપા કરીને કહો.[૨]

વૈશંપાયન કહે છેઃ–હે નિષ્પાપ! હે રાજેન્દ્ર! અમિત તેજવાળા લોકનાથ હરિનું ચરિત મારે અવશ્ય તારા જેવા શ્રદ્ધાળુને કહેવું જ જોઇએ.[૩] હે નૃપ! અતુલ તેજસ્વી વિષ્ણુ દ્વારકામાં નિવાસ કરતા હતા, તે સમયના અંતરાલમાં પિંડારક નામના તીર્થમાં સમુદ્રયાત્રાનો ઉત્સવ આવ્યો.[૪] હે ભારત! નરપતિ ઉગ્રસેન અને વસુદેવને દ્વારકા નગરના અધ્યક્ષ રક્ષક ઠરાવી, બાકીના

સર્વે મુખ્ય મુખ્ય યાદવનાયકો સમુદ્રયાત્રા માટે નગરમાંથી બહાર નીકળ્યા.[૫] હે મનુષ્યોના દેવ! બલરામ અને બુદ્ધિમાન્ લોકનાથ જનાર્દન અમિત તેજસ્વી કુમારોને બે તફામાં વેહેંચી પોતપોતાના નિરનિરાળા સંઘ સાથે જૂદા જૂદા નીકળ્યા.[૬] હે નરાધિપ! વૃષ્ણિઓથી ઉત્પન્ન થયલા રૂપવાન્ અને આભૂષણોથી શોભતા કુમારો સાથે હજારો ગણિકાઓ પણ નગર બહાર નીકળી.[૭] હે વીર! દૈત્યોના અધિવાસ સમુદ્રને તેના મૂળ સ્થાનથી હઠાવી, મંદિરો રચાવી, દ્વારાવતીમાં તે સ્થળે દૃઢ પરાક્રમી યાદવોએ હજારો ગણિકાઓને વસાવી હતી.[૮] પોતાના ગુણ(કલાઓ)થી તે વેશ્યાઓ રાજવંશીઓને અનુરૂપ થઈ રહી હતી. તેઓ મહાત્મા યાદવકુમારોની સમય સમયને યોગ્ય ક્રીડા ખેલનારી અને ઇચ્છામાં આવે ત્યારે ભોગ્ય થઈ રહેનારી સામાન્યા (સર્વ સાથે રમનારી) વેશ્યાઓ હતી.[૯] સ્ત્રીભોગને નિમિત્તે યાદવોમાં પરસ્પર વૈર ન થાય એવા વિચારથી હે પ્રભુ! બુદ્ધિમાન્ કૃષ્ણે ભૈમ વંશના યાદવોને માટે આવી વ્યવસ્થા ચોક્કસ રીતિએ કરી દીધી હતી.[૧૦]

(આ પ્રમાણે કાં તો પોતાની સ્ત્રી કે પોતપોતાને અનુકૂળ વારાંગનાને સાથે લઇને પિંડારક તીર્થમાં સમુદ્રની જલક્રીડા ખેલવા યાદવોના બે સંઘો બલરામ અને જનાર્દનની સરદારી હેઠળ દ્વારાવતીમાંથી પૂરા ઠાઠમાઠ સાથે નીકળ્યા અને તીર્થમાં આવી જલક્રીડા ખેલવા મંડી પડ્યા.) સમુદ્રના જલમાં ક્રીડા ખેલતાં, યાદવોમાં શ્રેષ્ઠ, કાદંબરી(મદિરા)ના પાનથી મત્ત થયલા, વનમાલાથી વિભૂષિત, પ્રતાપી બલરામ અનુકૂળ રીતિએ ચક્રવાક યુગલના જેવા ગાઢ અનુરાગથી પ્રેરાઈ, એકલી રેવતીની સાથે રમવા લાગ્યા.[૧૧-૧૨]

કમલલોચન, સર્વદ્રષ્ટા ગોવિંદ વિશ્વરૂપથી (વિરાટ્ સ્વરૂપે) પોતાની સોળે હજાર સ્ત્રીઓની સાથે પૃથક્ પૃથક્ શરીરે જલક્રીડા કરવા મંડ્યા.[૧૩] હે રાજન્! "હું જ કૃષ્ણની ઇષ્ટ પત્ની છું," "મારી એકલીની જ સાથે કેશવ જલમાં ક્રીડા કરે છે," એમ નારાયણ(કૃષ્ણ)ની સર્વે સ્ત્રીઓ પોતાના મનમાં માનવા લાગી.[૧૪] કૃષ્ણ સાથેના સુરત(કામક્રીડા)નાં ચિન્હો તે સર્વેનાં અંગો ઉપર દીસી રહ્યાં; તે સર્વેય સુરતથી તૃપ્ત થઈ રહી, અને આથી તે સર્વેય ગોવિંદના ઉપર વારંવાર બહુમાન ધરાવવા લાગી.[૧૫] અને "હું જ કૃષ્ણને ઇષ્ટ છું," "હું જ એકલી તેમને ઇષ્ટ છું" એમ નારાયણની એ સર્વે શુભ સ્ત્રીઓ હર્ષથી પોતપોતાનાં પરિજનોને મોંઢે ખુલ્લી રીતે પ્રશંસા કરવા મંડી.[૧૬] એ સર્વે કમલલોચના સ્ત્રીઓ પોતાના ઉન્નત સ્તન ઉપર કૃષ્ણના નખનાં તથા પ્રવાલ (રક્ત) અધર ઉપર દાંતનાં પડેલાં ચિન્હો દર્પણમાં વારંવાર જોતી જોતી હર્ષઘેલી બની રહી.[૧૭] કૃષ્ણની પત્નીઓ કૃષ્ણનું નામ દેતી દેતી, અમૃતની પેઠે કૃષ્ણના મુખકમલનું (દર્શનરૂપી) પાન વિના ધરાયે કરવા લાગી.[૧૮] હે રાજન્! કૃષ્ણમાં જ પોતાનું મન નિમગ્ન કરી રહેલી અને કૃષ્ણના અંગ ઉપર જ પોતાની દૃષ્ટિ ઠારી રહેલી નારાયણની એ સર્વે અતિ સુંદર સ્ત્રીઓ કૃષ્ણમાં એકનિષ્ઠાવાળી (મદઘેલી) હોવાથી વિશેષ મનોહર બની વિરાજી રહી.[૧૯] એ સર્વે અંગનાઓએ એક જ કૃષ્ણમાં મન અને દૃષ્ટિ ઠેરવી રહી હતી છતાં, નારાયણ દેવ તે સર્વેનાય મનના સર્વે મનોરથ તૃપ્ત કરતા હોવાથી પતિનિષ્ઠાથી છકી ગઈ ન હતી અને પોતાની શોકયોમાંથી કોઇની પણ ઈર્ષ્યા કરતી ન હતી.[૨૦] સુંદર સ્વરૂપવાળી એકકે એક એ સર્વે સ્ત્રીઓ કેશવમય જ વલ્લભતા (પ્રેમ) ધરાવતી હોવાથી પોતાની શોકયોના વૃંદ (ટોળાં) મધ્યે ગર્વભેર પોતાનું માથું ઉંચું કરી શકતી હતી.[૨૧] આત્મનિષ્ઠ હરિ વિશ્વરૂપ વિધિથી સમુદ્રના નિર્મલ જલમાં એ સર્વે જણીઓની સાથે એકસરખી રીતે ક્રીડા કરી રહ્યા.[૨૨] વાસુદેવના શાસનથી મહાસાગરે સર્વ સુગંધથી સંપન્ન, ક્ષારથી રહિત, સ્વચ્છ, શુદ્ધ જલનો પ્રવાહ વહેવડાવ્યો.[૨૩] કૃષ્ણની પત્નીઓ યથેચ્છ ક્રીડા ખેલી શકે તે માટે ઘુંટણપૂર, જાંઘપૂર, પેડુપૂર, સ્તનપૂર, એમ એ સર્વ સ્ત્રીઓની આકાંક્ષા પ્રમાણે સમુદ્ર પોતાનો પ્રવાહ ઉંડો છીછરો કરી રહ્યો.[૨૪] મેઘધારા જેમ મહાસાગર ઉપર જલ સિંચે છે તેમ કેશવની પત્નીઓ તેમની ઉપર જલ છાંટી રહી; અને મેઘ જેમ પ્રફુલ્લ લતાઓને જલથી તરબોળ કરે છે, તેમ ગોવિંદે પણ તે સર્વને સામી જલથી ભીંજવી નાંખી.[૨૫] હરિણીના જેવી ચંચલ આંખોવાળી એ હરિપ્રિયાઓ આલિંગન દેવાને તત્પર થઈ હરિને કંઠે વળગી વળગી, 'બહુ થયું,' 'હે વીર! હવે મારું રક્ષણ કરો,' 'હું પડું છું,' 'હું ડુબી જઇશ,' 'મને દૃઢતાથી પકડી રાખો,' 'ઓ ગઇ, ઓ ગઇ,' એમ અધીરાઇથી કહેવા લાગી.[૨૬]

ત્યારે કૃષ્ણની કેટલીક સર્વાંગસુંદર સ્ત્રીઓ લાકડાની હોડીઓ હાંકતી જલવિહાર કરવા લાગી, અને કેટલીક ક્રૌંચપક્ષી, મોર અને હાથીના જેવા આકારોનાં નાવડાંમાં બેસી ખેલવા લાગી.[૨૭] અન્ય કેટલીક મકર અને માછલાની આકૃતિની હોડીઓ દ્વારા ક્રીડા કરવા લાગી. આમ અનેક આકારની હોડીઓમાં આ સુંદર સ્ત્રીઓ ક્રીડા કરી રહી.[૨૮] જનાર્દનને હર્ષ પમાડવાને નિમિત્તે સમુદ્રના રમ્ય જલમાં કેટલીક સ્ત્રીઓ સ્તનરૂપી ઘડા ઉપર તરવા લાગી તો કેટલીક ઘડાની મદદથી તરી

રહી.[૨૯] એ જલમાં હર્ષભેર નારાયણ રુક્મિણીની સાથે જલક્રીડા ખેલી રહ્યા. જે જે ક્રીડાકાર્ય(રીતિ)ના યોગથી અમરોમાં શ્રેષ્ઠ કૃષ્ણ પોતાની સાથે ક્રીડા ખેલવાને તત્પર થાય એમ લાગતું હોય તે તે સર્વ રીતિ નારાયણની સ્ત્રીઓએ આનંદથી યોજવા માંડી. આછાં આછાં (ઝીણાં) વસ્ત્રો ધારણ કરનારી, ઉન્નત સ્તનોવાળી, ક્રીડામાંજ મગ્ન થયલી કૃષ્ણની જલજ(કમલ)ના જેવી આંખવાળી લલનાઓ જલમાં વાસુદેવની સાથે ક્રીડા કરવામાં મસ્ત બની.[૩૦-૩૧] જેનો જેનો જેવો જેવો ભાવ હતો તેનો તેનો તેવો તેવો જ ભાવ ધારણ કરી, ઇંદ્રિયજિત્, ભાવજ્ઞ (સર્વનાં હૃદયની લાગણીને જાણનાર) કેશવે તેમને આત્મવશ કરી લીધી.[૩૨] ભગવાન્ પોતે ઇંદ્રિયોને વશવર્તી કરનારા હૃષીકેશ હતા, છતાં દેશકાલને વશ થઈને સમર્થ હૃષીકેશ ઇન્દ્રિયોના વિષયને અનુકૂલ થયા અને પોતાની કાન્તાઓને વશવર્તી(સ્ત્રીલંપટ) બની રહ્યા.[૩૩] ‘કૃષ્ણ જ અમારા કુલ અને શીલને યોગ્ય છે,’ એમ તે સર્વેય અંગનાઓ મનમાં માનવા લાગી, અને પોતપોતાના કુલને યોગ્ય જ વર્તનથી જનાર્દનની સાથે ક્રીડા કરવા માંડી.[૩૪] આ પ્રમાણે ક્રીડા કરતા અને તે સમયે વિનયયુક્ત અને સ્મિતપૂર્વક અનુકૂલ વચન બોલતા કૃષ્ણ પ્રત્યે તે સર્વે ભામિનીઓ પ્રેમ અને ભક્તિથી તેમના પ્રત્યે બહુમાન ધરવા લાગી.[૩૫]

તેટલામાં યાદવકુમારોના પૃથક્ પૃથક્ સંઘો પોતપોતાની સ્ત્રીઓ(પત્નીઓ કે વારાંગનાઓ)ના સમૂહો સાથે મહાસાગરમાં પ્રકટ રીતે ખેલવા લાગ્યા. ક્રીડાની કલાઓની ખાણરૂપ એ વીરો સાગરના પાણીને શોભાવી રહ્યા.[૩૬] હે જનેશ્વર! ગીત અને નૃત્યની વિધિઓમાં નિપુણ જે સ્ત્રીઓને બલાત્કારે આ યાદવકુમારો ત્યાં લાવ્યા હતા, તેઓ તેમના વિજયભર્યા વર્તનથી તેમની પ્રીતિને વશ થઈ રહી.[૩૭] ઉત્તમ સ્ત્રીઓનાં સુંદર મધુર ગીતો અને તુરીઓ સાંભળી તથા તેમના અભિનયો વારંવાર નિહાળી, યાદવકુમારો મોહવશ થઈ ગયા.[૩૮]

તે દરમ્યાન પોતાના વિશ્વરૂપ પ્રભાવથી કૃષ્ણે પંચચૂડા નામની અપ્સરાને તેમ જ કુબેરની તથા મહેન્દ્રની અપ્સરાઓને પણ ત્યાં ખેંચી આણી.[૩૯] બે હાથ જોડી પગે પડી રહેલી સર્વ અપ્સરાઓનું સાંત્વન કરી, જગતના પ્રભુ, અમાપ આત્મશક્તિવાળા કૃષ્ણે ઉઠાડી અને કહ્યું:-[૪૦] “હે રમણીય કટિવાળી! ક્રીડાયુવતિઓ! કોઈ પણ જાતની (શીલ સંબંધી કે ઇન્દ્રના શાપના ભય વિષે) શંકા લાવ્યા વિના તમે સર્વ ભૌમવંશી યાદવોનાં જુથોમાં (તેમની પત્નીઓ જ હોય તેમ) ભેળાઈ જાઓ, અને મારું પ્રિય કરવાને અર્થે તેમની સાથે વિના સંકોચે ક્રીડા કરો.[૪૧] નૃત્ય અને સંગીતોથી, જાણે તમે એકાંત(રણવાસ)માં હો તેમ જ તમે તમારી સર્વેય ક્રીડાકલાઓનો ગાઢ પરિચય તેમને કરાવો; તેમ જ અભિનય ભર્યા સંસર્ગોથી તથા વિવિધ વાદ્યોના સંગીતોથી તમારી કુશલતા દાખવો.[૪૨] તમે એ પ્રમાણે વિના સંકોચે વર્તશો તો તેમની સાથે તમારું પણ કલ્યાણ હું સાધીશ તેમ જ તમારા મનની સર્વે વાંછનાઓ પૂરી કરીશ. આ સર્વે યાદવો મારા શરીરના અવયવરૂપ છે તેથી તેમની અને મારી વચ્ચે કોઈ ભેદ સમજતાં નહીં. તમે સુખેથી તેમની સાથે ક્રીડા ખેલો.”[૪૩]

એટલે તે સર્વે અપ્સરાઓએ હરિની આજ્ઞા શિરે ચઢાવી, અને જાણે ભૌમવંશી યાદવોની ક્રીડાયુવતિઓ હોય તેવી તેઓ શોભી રહી.[૪૪] હે નિષ્પાપ! આકાશમાં જેમ મેઘ વિજળીથી તેજસ્વી થાય છે, તેમ એ સર્વે અપ્સરાઓએ મહાસાગરના જલમાં પ્રવેશ કર્યો, એટલે મહાસાગર પણ ઝગહળી રહ્યો.[૪૫] જાણે સ્થળ ઉપર જ ઉભી હોય તેમ તેઓ જળમાં (સપાટી ઉપર) ખડી રહી અને ગાવા તથા વાદ્યો બજાવવા લાગી અને સ્વર્ગના નિવાસમાં (ઇન્દ્રાદિ સમક્ષ) જેવા અભિનયો કરતી હતી તેવી જ ઉત્તમ રીતિએ એ અંગનાઓ યાદવો સાથે અભિનય કરી ક્રીડા ખેલવા લાગી.[૪૬] વિશાળ લોચનવાળી એ અપ્સરાઓએ સુગંધોથી, દિવ્ય પુષ્પમાલાઓ અને દિવ્ય વસ્ત્રોથી, લીલા અને હાસ્યચેષ્ટાના ભાવથી, કટાક્ષોથી, અંગના ચાળાઓથી, હાસ્યથી, ક્રીડારોષ(રુસણાં)થી, મનને અનુકૂળ પ્રસન્ન ઉપાયોથી સર્વ ભૈમ યાદવોનાં મન પોતાને વશ કરી લીધાં.[૪૭-૪૮] એ ઉત્તમ અપ્સરાઓ મદિરાપાનથી મોહવશ થયલા ભૈમ યાદવોને ‘આવહ’ આદિ અનેક વાતસ્કંધો(વાયુના પ્રદેશો)માં ઉત્તરોત્તર ઉંચે ને નીચા ઉછાળી આકાશમાં લઈ જઈ, ત્યાંના રમણીય પ્રદેશોમાં તેમની સાથે વિહાર કરવા લાગી.[૪૯] એ ભૈમોને પ્રસન્ન કરવાને અર્થે સમર્થ કૃષ્ણ પણ આનંદ પામતા સોળ હજાર પત્નીઓ સાથે આકાશમાં વિહાર કરી રહ્યા.[૫૦] તે વીર યાદવો અમિત તેજવાળા કૃષ્ણનો આવો પ્રભાવ જાણતા હતા, તેથી તેમના આ ચમત્કારથી વિસ્મય પામ્યા નહીં, કિન્તુ તેમણે પરમ ગંભીરતા ધારણ કરી.[૫૧] હે ભારત! હે અરિમર્દન! કેટલાક યાદવો રૈવતક પર્વત ઉપર જઈ, પાછા સમુદ્રમાં આવતા; તો કેટલાક ઘરમાં કે ઇષ્ટ વનોમાં જઈ, પાછા આવતા.[૫૨] તે સમયે અતુલ તેજસ્વી, લોકનાથ વિષ્ણુની આજ્ઞાથી પી ન શકાય એવા (ખારા) પાણીવાળા સમુદ્રનું જલ

રૂં પીવા જેવું થઈ રહ્યું.[૫૩] જલજ(કમલ)લોચન ગી અપ્સરાઓ હાથમાં યાદવોને ઉઠાવી ઉઠાવીને ણે પૃથ્વી ઉપર જ હોય તેમ જલમાં પણ દોડવા ગી તેમ અવરનવર ડુબકીઓ પણ મારવા મંડી.[૫૪] સ્ય, ભોજ્ય, પેય, ચોષ્ય, લેહ્ય આદિ અનેક પ્રકા- ા ખાવાના પદાર્થોમાંથી જેનું જેનું ચિંતન તેઓ નથી કરતા તે તે સર્વ ત્યાં તેમને આપોઆપ આવી તું.[૫૫] આ પ્રમાણે ન કરમાય એવી માલાઓ રણ કરનારી અપ્સરાઓ, જાણે સ્વર્ગમાં જ દેવોના નુરાગમાં નિમગ્ન થઈ તેમની પુંઠ પકડી તેમની સાથે ડા ખેલતી હોય તેમ, આ લોકમાં અનિંદિત યાદ- ની સાથે એકાંતમાં કામક્રીડા રમવા લાગી.[૫૬]

આમ જલક્રીડા ખેલતાં સાયંકાલ થયો એટલે, ન્યથી અજિત અંધક અને વૃષ્ણિઓએ સ્નાન કર્યું, ગંધી પદાર્થોનો લેપ અંગે લગાવ્યો અને આનંદ મતાં ઘરના જેવી મોટી મોટી નૌકાઓમાં બેસી ક્રીડા ખેલવા લાગ્યા.[૫૭] હે કુરુવંશજ! એ નૌકા- ામાં વિશ્વકર્માએ લાંબા, ચોખંડા, ગોળ અને સ્વ- તક(સાથીઆ)ના આકારના મહેલો રચ્યા હતા.[૫૮] માંની કેટલીક નૌકાઓ કૈલાસ, મેરુ, મંદર આદિ ર્વતોના સરખી હતી તો કેટલીક વિવિધ પક્ષીઓના ાકારની હતી; તો કેટલીક નાના પ્રકારનાં પશુ- ાના આકારની હતી; ટુંકમાં ઇચ્છા અનુસાર આકાર રી શકે તેવી તે હતી.[૫૯] એ નૌકાઓના ખંડોનાં ર ઉપર વૈડુર્ય મણિનાં તોરણો, તથા મણિ તથા મોતી ડેલાં ભાતભાતનાં ચિત્રો વિરાજતાં હતાં. મરકત, ન્દ્રકાન્ત, સૂર્યકાન્ત આદિ મણિઓના યોગથી ચિત્ર- ાચિત્ર રંગોથી રંગાયલાં જણાતાં સેંકડો વિવિધતાવાળાં ાથરણાંઓથી તે મહેલોની શોભા ઓર બની હતી.[૬૦] ા નૌકાઓના કેટલાક મહેલો કનકની રેણુથી લીંપેલી ીયવાળા હતા; તે ક્રીડામાં વપરાતા ગરુડ, મયુર, ાપટ અને હાથીના આકારના હતા.[૬૧] કર્ણધારો પૂરી ભાળથી એ નૌકાઓને ચલાવતા હતા. સુવર્ણના જેવી જ્જવલ એ નૌકાઓએ મોટાં મોજાવાળા સાગરના લિલને શોભાવ્યું.[૬૨] આથી વરુણનો નિવાસ મહા- ાગર ઉંચી અને ઉજ્જવલ હોડીઓથી શિકારની તેમજ ન્ય સર્વ સામગ્રીઓથી ભરેલી, અતિ વેગવાળી લાંબી ાંબી નૌકાઓથી વિશેષ શોભી રહ્યો.[૬૩] જાણે આકાશ- ાં વિચરનારાં ગંધર્વોનાં નગરો હોય, તેમ ભૈમોની ૌકાઓ સાગરના જલમાં ચારેકોર ઘૂમી રહી.[૬૪] હે ારત! વિશ્વકર્માએ એ નૌકાઓમાં નંદનવનના ાસાદોની વાડીમાં હોય એવાં ઉદ્યાનો, સભામંડપો, વૃક્ષો, ાવડીઓ, રથો આદિ અનેક શિલ્પકલાની કારીગરીના નમુનારૂપ શૃંગારો હતા.[૬૫-૬૬] હે વીર! ટુંકમાં કહું તો નારાયણની આજ્ઞાથી વિશ્વકર્માએ જાણે બીજું જ સ્વર્ગ હોય તેના જેવી જ એ નૌકાઓ બનાવી હતી, અને તે સ્વર્ગમાં મળતી સર્વે સામગ્રીઓથી ભરપૂર હતી.[૬૭]

એ અતિ તેજસ્વી ભૈમોની નૌકાઓ ઉપરનાં વનોમાં પક્ષીઓ મધુર, હૃદયને આનંદદાયી અને વિશેષ મનો- હર કલરવ કરી રહ્યાં હતાં.[૬૮] વળી દેવલોકમાં ઉત્પન્ન થતી શ્વેત વર્ણની કોકિલાઓ યાદવોની આકાંક્ષા પ્રમાણે એ વનોમાં મધુર તેમજ ચિત્રવિચિત્ર કેકા- રવો કરી રહી હતી.[૬૯] ચન્દ્રનાં કિરણો જેવા તેના શ્વેત વર્ણના પ્રાસાદોની ટોંચે મયુરીઓનાં ટોળાંથી વિંટળાયલા, ઉત્તમ મયુરો કલા કરતા નાચી રહ્યા હતા.[૭૦] નૌકાઓની સર્વે પતાકાઓ પક્ષીઓના સમૂહો- થી યુક્ત હતી. પુષ્પની માળાઓની સુવાસમાં લુબ્ધ થયલા ભ્રમરોના ગુંજારવ થતા હતા.[૭૧] નારાયણની આજ્ઞાથી એ નૌકાઓ ઉપરનાં વૃક્ષો પુષ્પોની પુષ્કળ વૃષ્ટિ વરસાવતાં હતાં, અને ઋતુઓ પણ સુંદર રૂપ ધરીને આકાશમાં ખડી રહી હતી.[૭૨] રતિક્રીડાના શ્રમને હરનારો, મનોહર, સુખકર વાયુ વહેતો હતો, અને ચંદનની ટાઢકને ધરતો સર્વ પુષ્પોની સુગંધી રજ સર્વત્ર પ્રસારતો હતો.[૭૩] હે વસુધાધિપતિ! વાસુ- દેવની કૃપાથી ત્યાં ક્રીડા કરતા ભૈમોની ઇચ્છા અનુસાર ઠંડક અને ગરમી થતી હતી.[૭૪] ચક્રપાણિ વિષ્ણુના પ્રભાવથી ભૈમોના હૃદયમાં ન તો ક્ષુધા, ન તો તૃષા, ન તો ગ્લાનિ, ન તો ચિંતા અને ન તો શોકની લાગણી પ્રવેશ કરી શકતી હતી.[૭૫] એ અતિ તેજસ્વી ભૈમોની સાગરક્રીડા મોટી મોટી તુરીઓ વાગવાથી શાંત ન હતી, પણ ઉલટી તે સંગીતો તથા નૃત્યોથી પૂર બહાર- માં ખીલી રહી હતી.[૭૬] કૃષ્ણથી રક્ષાયલા, ઇન્દ્રના જેવા તેજસ્વી ભૈમો જલના વિશાળ પટવાળા સમુદ્રના બહુ યોજન વિસ્તારને રુંધી ક્રીડા કરી રહ્યા હતા.[૭૭]

મહાત્મા નારાયણ દેવની નૌકા વિશ્વકર્માએ તેમના વૈભવને યોગ્ય રચી હતી. હે પૃથ્વીપતિ! ત્રૈલોક્યમાં જે જે વિશિષ્ટ રત્નો હતાં તે સર્વેય અતિ તેજસ્વી કૃષ્ણની નૌકામાં એકત્ર કરી, વિશ્વકર્માએ યોગ્ય સ્થાને ગોઠવ્યાં હતાં.[૭૮-૭૯] હે ભારત! તે નૌકામાં કૃષ્ણની સર્વે સ્ત્રીઓ માટે પૃથક્ પૃથક્ નિવાસો રચેલા હતા; તેમાં મણિ અને વૈડૂર્યથી શોભતાં પાથરણાં પાથરેલાં હતાં. સુવર્ણની રજથી તે શોભતાં હતાં. સર્વ ઋતુ- ઓનાં પુષ્પો તે ઉપર વેરેલાં હતાં, અને સર્વ સુગંધો તેમાં બહેકી રહ્યા હતા.

આ પ્રમાણે યાદવોના શુભ અગ્રણીઓ શુકનવંતી,

સ્વર્ગની નિવાસી અપ્સરાઓની સાથે જલક્રીડા અને નૌક્રીડા ખેલી રહ્યા હતા.[૯૦-૯૧]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे भानुमती हरणमां यादवोनी "अद्‌भुत सागरक्रीडा" ए नामनो अध्याय ८८ मो संपूर्ण

## અધ્યાય ૮૯ મો

### યાદવોની છાલિક્ય આદિ જલક્રીડા

वैशंपायन उवाच—

रेमे बलश्चंदनपंकदिग्धः कादंबरीपानकलः पृथुश्रीः ।
रक्तेक्षणो रेवतिमाश्रयित्वा प्रलंबबाहुःस्खलितप्रपातः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–અંગોએ ચંદનનો લેપ લગાડેલા, કદંબ પુષ્પની મદિરાના પાનથી મત્ત થયલા, મનોહર, અતિશય શોભાથી યુક્ત થયલા, લાલચોળ આંખવાળા, અને ઘુંટણ પર્યંત પહોંચતા લાંબા બાહુવાળા, મોહથી લથડતો પદસંચાર કરતા બલરામ રેવતીના આશ્રયે તેની સાથે ક્રીડા કરી રહ્યા હતા.[૧] તેણે નીલા મેઘના સરખાં નીલા રંગનાં બે વસ્ત્રો ધારણ કર્યાં હતાં. તે ચન્દ્રનાં કિરણો સમાન ગૌર(શ્વેત) હતા; મદિરાથી તેમની આંખો ઘેઘુટ થઈ હતી, આવી શોભાથી યુક્ત થયલા બલરામ સંપૂર્ણ બિંબવાળા ભગવાન્ ચંદ્રમા જેમ મેઘમંડળમાં પહોંચી વિરાજે, તેમ વિરાજતા હતા.[૨] જેના એકલા ડાબા કાન ઉપર જ નિર્મલ કુડલની શોભા ખીલી રહી હતી, જેમણે મનોહર પ્રફુલ્લ કમલનાં કર્ણભૂષણો પહેર્યાં હતાં, એવા બલરામ પોતાની પ્રિયાનું વાંકાં કટાક્ષ નાંખતું સુંદર મુખ ટગર ટગર નીહાળતા આનંદમગ્ન થયા.[૩]

આ સમયના અંતરાલમાં કંસ અને નિકુંભના શત્રુ કૃષ્ણની આજ્ઞાથી ઉત્કૃષ્ટ રૂપવાળી અપ્સરાઓ અને નાગણો સ્વર્ગની સમાન સમૃદ્ધિથી સંપન્ન થઈ રેવતીને ભેટવાને સમુદ્રમાં ગઈ.[૪] ઉત્તમ અને સુંદર અંગવાળી એ સર્વે અંગનાઓએ રેવતી અને બલરામને પણ નમસ્કાર કર્યા. તેમાંની કેટલીક પોતાનાં વાદ્યોને અનુરૂપ(બંધબેસતું) થાય એવી રીતે નૃત્ય કરવા મંડી, અને અન્ય સ્ત્રીઓ સારી રીતે તે જ પ્રમાણે ગાવા લાગી.[૫] બલરામ અને રૈવત રાજાની પુત્રી રેવતીની આજ્ઞાથી સર્વ યાદવોને પ્રિય થઈ પડે એવી રીતે, શિક્ષાગુરુ પાસેથી પ્રાપ્ત કરેલા હાવભાવયુક્ત અને તેમનાં હૃદયને અનુકૂળ, મનોહર તથા સપ્રયોજન સંગીત અને નૃત્ય તેઓ કરી રહી.[૬] મંગલ વસ્તુઓથી સુસજ્જ થયલાં અંગોવાળી એ સુંદર અપ્સરાઓ તે દેશનાં (સૌરાષ્ટ્રનાં) ભાષા, (લોકની) આકૃતિ અને વેષથી યુક્ત થઈ, હસતાં હસતાં હાથથી તાલ વજાડતાં લીલાયુક્ત સુંદર ગાયન કરી રહી.[૭] તેઓ સંકર્ષણ અને બલરામને આનંદ આપે એવાં તેમનાં કૃત્યોનાં મંગલવર્ણનો તેમ જ કંસ અને પ્રલંબના વધનો રમ્ય પ્રસંગ તથા તે જ પ્રમાણે રંગભૂમિમાં ચાણૂરનો સંહાર, એ સર્વનું સંકીર્તન કરવા લાગી.[૮] ખાંણીયા સાથે દામન્(રસી)વડે (કૃષ્ણના) ઉદરને બાંધીને જશોદાએ જનાર્દનના 'દામોદર' તરીકે પ્રસિદ્ધ કરેલા યશની કથા; અરિષ્ટ અને ધેનુક અસુરનો વધ; તેમ જ ગોકુલમાં નિવાસ; પક્ષીરૂપે આવેલી પૂતનાનો વધ; યમલ અને અર્જુન વૃક્ષોનો સાથે મૂળસહિત ભંગ; યથાકાલે વરુઓની કરેલી ઉત્પત્તિ; તેમ જ યમુનાના ધ્હેકાળામાં દુરાત્મા નાગપતિ કાલિય નાગનું કૃષ્ણે કરેલું દમન; શંખ, કમલો અને પદ્મોનું શંખ નામના સરોવરમાંથી મધુસૂદને કરેલું ઉદ્ધરણ*; ગાયોના રક્ષણને અર્થે જનાર્દન કૃષ્ણે ગોવર્ધન પર્વતને કેવી રીતે ધારણ કર્યો હતો તેનો પ્રસંગ; ચંદન આદિ સુગંધી પદાર્થોનો લેપ કરનારી, વાંકાં અંગવાળી કુબ્જાને કૃષ્ણે કેવી રીતે વાંકાં અંગની ખોડથી મુક્ત કરી હતી તે પ્રસંગ; અજ અને અનિંદ્ય કૃષ્ણે પોતે વામન ન હોવા છતાં કેવી રીતે વામનરૂપ ધર્યું હતું,* સૌભ અસુરને કેવી રીતે માર્યો હતો,* અને બલરામે યુદ્ધમાં કેવી રીતે હલ ધારણ કર્યો હતો, તે સર્વ પ્રસંગો; દેવશત્રુ મુર રાક્ષસનો વધ; ગંધાર દેશની રાજકન્યાના હરણ સમયે ઉર્જસ્વી રાજાઓ સામે રથમાં બેઠે બેઠે યુદ્ધ કરવાની યોજના;* સુભદ્રાના હરણમાં જય;* બાલાહક અને જંબુમાલી સાથેનાં યુદ્ધો;* ઇન્દ્ર સાથે યુદ્ધમાં જય મેળવી તેના દેખતાં જ રત્નોનું કરેલું હરણ; ઇત્યાદિ આવી આવી તેમ જ બીજી પણ અનેકાનેક, કૃષ્ણ ઉપર પ્રીતિ ઉત્પન્ન કરાવનારી, સંકર્ષણ અને અધોક્ષજને હર્ષ પમાડનારી ચિત્રવિચિત્ર કથાઓનું સંકીર્તન, એ સુંદર અપ્સરાઓ કરવા લાગી.[૯-૧૫]

આમ અપ્સરાઓનું સંકીર્તન ચાલી રહ્યું હતું તે અંતરાલમાં કદંબની મદિરાના પાનથી મદોન્મત્ત થયલા, અતિશય શોભાયુક્ત બલરામ પોતાની ભાર્યા રેવતીની સાથે હાથથી તાલ વજાડતા, મધુર સંગીત કરતા, નાચવા કૂદવા લાગ્યા.[૧૬] બુદ્ધિમાન્ બલરામને આમ કૂદતા જોઈ, મહાત્મા મધુસૂદન કૃષ્ણ પણ આનંદ પામ્યા, અને તેમને હર્ષ પમાડવાની ખાતર જ પોતે પણ સત્યભામા સાથે કૂદવા મંડી પડ્યા.[૧૭] સમુદ્રયાત્રાનો ઉત્સવ મ્હાણવાને આવેલા, નરલોકના વીર પાર્થે

* આ નિશાનીવાળા પ્રસંગો હરિવંશમાં કૃષ્ણની બાળલીલાના પ્રસંગમાં વર્ણવેલા જણાતા નથી.

(અર્જુને) પણ કૃષ્ણની સાથે આનંદયુક્ત થઈ, ઉત્તમ અંગોવાળી સુભદ્રાની સાથે કૂદવા માંડ્યું.૧૮ તે પ્રમાણે હે નૃપ! બુદ્ધિમાન્ ગદ, સારણ, પ્રદ્યુમ્ન, સાંબ, સાત્યકિ, સત્રાજિતની કન્યા સત્યભામાનો પુત્ર ઉદારવીર્ય, અતિ સુસ્વરૂપ ચારુદેષ્ણ, બલરામના બે વીર કુમારો નિશઠ અને સુલક આદિ ગાવા તથા કૂદવા લાગ્યા.૧૯ સેનાપતિ અક્રૂર, શંકવ અને ભૈમ કુલના બીજા આગેવાન યાદવો પણ તેમાં સાથે સાથે ગાવા કૂદવા લાગ્યા.૨૦ હે જનેન્દ્રપુત્ર! તે સમયે કૃષ્ણના પ્રભાવથી એ યાનપાત્ર (નૌકા) આપોઆપ વિસ્તારમાં વધ્યું, અને હે ઉદાર કીર્તિવાળા જનમેજય! કૂદી રહેલા ભૈમ-કુલના મુખ્ય મુખ્ય યાદવોથી તે સર્વ રીતે પરિપૂર્ણ ભરાયું.૨૧ હે વીર! હે જનેન્દ્રપુત્ર! અતિશય આસક્તિ અને પ્રસન્નતાથી અમરોના જેવા તેજસ્વી, એ યાદવવીરો ગાતા અને કૂદતા હતા, તેથી જગત્ એટલું બધું તો હર્ષયુક્ત થયું, કે તેમનાં સર્વે પાપો શમી ગયાં.૨૨

આવા સંધિના સમયે મુર અને કેશી દાનવના શત્રુ કૃષ્ણના પ્રિયને અર્થે, દેવોના અતિથિ નારદ શ્રેષ્ઠ યાદવોની મધ્યે આવી ગાવા કૂદવા લાગ્યા, અને નાચતાં નાચતાં તેમના જટાસમૂહનો એક ભાગ ખરી પડ્યો.૨૩ હે રાજપુત્ર! અમાપ શક્તિવાળા નારદ મુનિ ત્યાં ને ત્યાં રાસનાં ગાયનો રચતા અને ગાતા અને અંગોના વિક્ષેપ, હાવભાવ અને લીલાથી વારંવાર યાદવોની મધ્યે જઈ કૂદતા રાસના મુખ્ય નાયક થઈ પડ્યા.૨૪ વળી બુદ્ધિમાન્ નારદ સત્યભામા, કેશવ, અર્જુન, સુભદ્રા, દેવ બલરામ, તથા રેવતરાજપુત્રી દેવી રેવતી પ્રતિ વારંવાર દૃષ્ટિ ઠેરવતા ઠેરવતા હસતા હતા.૨૫ જો કે કૃષ્ણની સ્ત્રીઓ ઘણી ધૈર્યશીલ હતી, તથાપિ તેમને એ, પરિહાસ (મજાક) કરવાના સ્વભાવવાળા બુદ્ધિમાન્ નારદ નાના પ્રકારના ઉપાયોથી, ચેષ્ટાઓથી તેમ જ ચાળાઓથી, હાસ્યો અને હાવભાવોથી તેમ જ બીજી વિવિધ લીલાઓથી હસાવતા હતા.૨૬ કોઈ કોઈને ઉદ્દેશીને ભગવાન્ નારદ કંઈક કંઈક બોલતા અને અનેક પ્રકારના ઉંચાનીચા નાદ કરતા અને કૃષ્ણના વિનોદને અર્થે હસતા, ખડખડ હસતા અને હર્ષનાં આંસુ આણતા હતા.૨૭

હે નૃદેવના પુત્ર! તે પછી રાસ નિમિત્તે કૃષ્ણની આજ્ઞાથી સર્વે યુવતીઓએ પોતપોતાને અનુરૂપ, સુંદર અને જગતમાં સર્વોત્તમ એવાં પુષ્કળ રત્નો અને વસ્ત્રોનાં દાન નારદને દીધાં.૨૮ હરિની ચેષ્ટા અને સમય સમજનારી એ યુવતીઓએ સ્વર્ગમાં ઉત્પન્ન થતાં સંતાનક વૃક્ષનાં પુષ્પોની માળાઓ, અતિમુક્ત લતાનાં પુષ્પો અને સર્વ ઋતુઓમાં થતાં બીજાં પુષ્પો તે વેળા ત્યાં નારદને ચરણે ધર્યાં.૨૯

આ પ્રમાણે નારદનો રાસ સમાપ્ત થયો તે વેળાએ અમાપ શક્તિવાળા ભગવાન્ કૃષ્ણ મહામુનિ નારદનો, તેમ જ સત્રાજિતની પુત્રી સત્યભામાનો અને અર્જુનનો હાથ પકડી સમુદ્રમાં એકાએક કૂદી પડ્યા.૩૦ તે પછી અતિશય શોભાવાળા, અમિત પરાક્રમી કૃષ્ણે લગાર હસીને શિનીના પુત્ર સાત્યકીને કહ્યું:–"શીઘ્રતાથી પડતાં પડતાં આપણે આપણી સર્વ મંડળીને બે પક્ષમાં વહેંચી નાંખીએ, અને આપણે બે પક્ષ બાંધી અંગનાઓ સાથે જલમાં ક્રીડા કરીએ. સમુદ્રના જલમાં રેવતી, મારા પુત્રો અને અર્ધોઅર્ધ ભૈમો, એ સર્વના એક પક્ષના નાયક બલરામ થાય, અને બલરામના પુત્રો તથા બીજા અર્ધોઅર્ધ ભૈમોનો નાયક હું થાઉં."૩૧–૩૨

તે પછી શ્રદ્ધાશીલ કૃષ્ણે બે હાથ જોડી ઉભેલા સમુદ્રને આજ્ઞા કરી:–"હે સમુદ્ર! તું સુગંધી જલવાળો તેમ જ શુદ્ધ અને મધુર જલવાળો થા; તેમ તું મગર આદિ સંહારક જલચરોથી પણ રહિત થા.૩૩ તારી રેતીથી પથરાયલી, કીનારાની ભૂમિને રત્નથી વિભૂષિત, મનોહર જોવા યોગ્ય અને પગને સુખ આપે એવી કરી દે. અમારા આ માણસોનાં મનને જે જે અનુકૂળ હોય તે તે સર્વ તેમને તું આપ. મારા પ્રભાવથી તું તેમના મનની તે તે અભિલાષા જાણી શકીશ.૩૪ હે સમુદ્ર! સર્વજનોના મનને અનુકૂળ અને ઇષ્ટ હોય તેવું પાન તેમને તું આપજે. તારામાં રહેલાં મત્સ્યોને વૈડૂર્ય, મોતી, મણિ અને સુવર્ણના યોગથી ચિત્રવિચિત્ર, સૌમ્યરૂપવાળાં કરી દે.૩૫ તું સુગંધી, સુખમય સ્પર્શવાળાં, રસથી ભરપૂર, ભ્રમરોથી સેવાતાં અને કિંચિત્ લાલાશયુક્ત કમળો તથા ઉત્પલોને તારા જલમાં ધારણ કર.૩૬ તું તારા જલ ઉપર ગોળનું મદ્ય, મધુર પુષ્પોની મદિરા અને તાડ આદિ વૃક્ષોના આસવો ને સર્વ પાનોના કુંભ ગોઠવ અને જાંબૂનદ(સોના)નાં પાત્ર તે ઉપર મૂક, જેથી ભૈમો તેનું યથેચ્છ પાન કરી શકે.૩૭ હે સમુદ્ર! તું સાવધાન થઈ, તારા જલને પુષ્પોના ગંધોથી સુગંધી અને શીતલ કર, અને સ્ત્રીજનો સાથે યાદવોનું મન લગાર પણ ન કચવાય, એવો હરેક પ્રયત્ન કરતો રહેજે."૩૮

આ પ્રમાણે સમુદ્રને વચનો કહીને ભગવાન્ કૃષ્ણ અર્જુનની સાથે ક્રીડા કરવા લાગ્યા. હે નૃપ! પ્રથમ કૃષ્ણના મુખ ઉપરની ચેષ્ટા જાણી જનારી સત્યભામાએ નારદના ઉપર પાણી ઉરાડ્યું.૩૯ તદનંતર મદથી મત્ત અને મનોહર થયલા દેહવાળા બલરામ કામગાન કરતા, મનોહર રેવતીના હાથને

પોતાના હાથમાં ઝાલી લીલા કરતા સમુદ્રના જલમાં પડ્યા.[૪૦] બલરામની પછવાડે જ, મદિરાથી ઘેઘુટ થયલી આંખોવાળા, કૃષ્ણના પુત્રો તથા અર્ધોઅર્ધ મુખ્ય મુખ્ય ભૈમોએ સુંદર વર્ણનાં વસ્ત્રો અને આભૂષણો ધારણ કરી, ક્રીડાના યોગથી અતિશય પ્રસન્ન અને મનોહર થઈ, સમુદ્રમાં ટપોટપ ઝંપલાવ્યું.[૪૧] જલક્રીડાથી અતિ રમણીય થયલા નિશઠ, ઉલ્મુક આદિ બલરામના પુત્રો અને બાકી રહેલા અર્ધોઅર્ધ ભૈમો ચિત્રવિચિત્ર વર્ણનાં વસ્ત્રો અને આભૂષણો ધરી, કંઠમાં સંતાનક(પારિજાત)ની માળાઓ ઘાલી, મદમત્ત થઈ, કૃષ્ણના પક્ષમાં ગયા.[૪૨] એ સર્વે વીર્યસંપન્ન હતા; તેમ જ તેમનાં શરીરો સુંદર ચિહ્નોથી સંપન્ન હતાં; તેમણે પોતાનાં ગાત્રો ઉપર સુગંધી લેપો લગાડેલા હતા; હાથમાં જલપાત્રો લીધેલાં હતાં; અને એ જલ પ્રદેશમાં મનોહર મનાયલાં, સ્વરયુક્ત ગાયનો ગાતા હતા.[૪૩] તે વેળાએ કૃષ્ણની આજ્ઞાથી જલવાદ્યોમાં નિપુણ, સેંકડો વેશ્યાવધૂઓ સ્વર્ગવાસી અપ્સરાઓની સાથે નાના પ્રકારના સ્વરો જલવાદ્યોથી વગાડવા લાગી.[૪૪] આકાશગંગામાં જલવાદ્યો વગાડવાના અભ્યાસવાળી, કેવળ કામાસક્તિમાં જ ચિત્ત પોરવનારી, સદા સુવતી અપ્સરાઓ ઉત્કૃષ્ટ જલદર્દુર નામનાં જલવાદ્યો બજાવી રહી અને હર્ષઘેલી થઈ, તેને અનુરૂપ ગીતો પણ ગાવા મંડી.[૪૫] કમલની કલિ જેવાં વિશાળ નેત્રવાળી, મસ્તકને કમલના મુકુટથી શોભાવનારી, દેવોની એ મુખ્ય મુખ્ય સુરવેશ્યા અપ્સરા(ઓ)એ સૂર્યે પ્રફુલ્લ કરેલાં કમલોની સઘળી શોભાને હરી લીધી.[૪૬] હે રાજન્! પોતાની ઇચ્છાથી જ કે દેવની આજ્ઞાથી, પૂર્ણ ચંદ્રના સરખી સેંકડો સ્ત્રીઓના મુખચંદ્રથી સમુદ્ર જાણે સહસ્રાવધિ ચંદ્રનાં કિરણથી વ્યાપ્ત થયલું નભોમંડળ હોય તેમ ઝગમગતો શોભતો રહ્યો.[૪૭] હે રાજન્! એ સમુદ્રરૂપી મેઘ સ્ત્રીઆરૂપી વિદ્યુલ્લતાઓથી મનોહર દીસવા લાગ્યો, અને આકાશમાં જેમ વિદ્યુતથી ભેદાયલો મેઘ ચમકી રહે, તેમ અંબુનાથ સમુદ્ર આ ઉત્તમ અંગનાઓથી ઝબુકઝબુક ચમકી રહ્યો.[૪૮]

આ નવી જલક્રીડા આરંભતાં પહેલાં, પોતાના પક્ષનાઓને (ઓળખાય તે માટે) નારાયણે સુંદર ચિન્હો કર્યાં, અને પછી તેમણે અને નારદે ભિન્ન પ્રકારનાં સુંદર ચિન્હોવાળા બલરામના પક્ષ ઉપર પાણી છાંટવા માંડ્યું, અને બલરામના પક્ષે પણ સામું મધુસૂદનના પક્ષ ઉપર પાણી ઉરાડ્યું.[૪૯] ક્રીડાના પ્રેમથી ઉદ્ધત અને મદ્યપાનથી મત્ત થયલી બલરામ અને અધોક્ષજ દેવની પત્નીઓ અતિશય હર્ષઘેલી બની જઈ, હાથની અંજલિથી તથા પીચકારી આદિ વિવિધ યંત્રોથી અન્યોન્યના પક્ષ ઉપર પાણી ખૂબ છોડી રહી.[૫૦] પાણી છાંટવામાં આસક્ત અને કિંચિત્ રક્ત નેત્રવાળા ભૈમો, અન્યોન્યને હેરાન કરતા સ્ત્રીઓની સમક્ષ પુરુષાર્થ દાખવી રહ્યા. માન, મદ અને મદનને વશ થયલા તેઓને આ રમત રમતાં ઘણો જ સમય વીતી ગયો, તથાપિ ક્રીડા બંધ કરવાનું મન થયું જ નહીં.[૫૧]

આ પ્રમાણે જલક્રીડામાં તેમને અતિશય આસક્ત અને ભાનભૂલા થયલા જોઈ તેઓ પરિચય, શાન્તિ અને નીતિની મર્યાદા વટાવી જશે, એવો વિચાર આવતાં કૃષ્ણ, તેમનો સહાયક અર્જુન અને નારદ ક્રીડાથી વિરમ્યા અને વાદ્યો તથા વિવિધ સૂર બંધ કરાવ્યા.[૫૨] એટલે પ્રિયાઓને નિત્ય આનંદ કરાવનારા યાદવો, દૃઢ અભિમાની હોવા છતાં, કૃષ્ણની ચેષ્ટા સમજી ગયા, અને જલયુદ્ધના બંધાયલા પક્ષોમાંથી છૂટા પડી ગયા, અને તેમની પ્રિયાઓ વિશ્વાસુ બની, નૃત્ય કરી રહી.[૫૩]

આમ જલનૃત્ય સમાપ્ત થતાં બુદ્ધિમાન્ ભગવાન્ ઉપેન્દ્ર પોતાના જલક્રીડાના સંગીઓથી છૂટા પડી, જલમાંથી બહાર આવી, મુનિશ્રેષ્ઠ નારદને શરીરે પોતે અનુકૂળ લેપ લગાડ્યો, અને પછી બાકીનો લેપ પોતાને શરીરે ચોપડ્યો.[૫૪] કૃષ્ણને આમ જલ બહાર નીકળેલા જોતાં, અમાપ શક્તિવાળા ભૈમોએ પણ જલનો ત્યાગ કર્યો અને ગાત્રો યથાસ્થિત શુદ્ધ કર્યાં પછી તેઓ કૃષ્ણની આજ્ઞા લઈને પાનભૂમિ(વિવિધ પીવાના પદાર્થો રાખવાનાં સ્થળ)માં સંચર્યા.[૫૫] ત્યાં તે વીરો વય, યોગ્યતા અને અધિકાર અનુસાર આજ્ઞાને માન આપી, પોતાને યોગ્ય સ્થાને બેઠા, વિવિધ અન્ન આરોગ્યાં અને ઇચ્છા તથા અનુકૂળતા પ્રમાણે વિવિધ પાન પીધાં.[૫૬] ત્યાં રસોઇઆઓએ રાંધેલાં વિવિધ માંસ, અમ્લતા(ખટાશ)વાળાં ફલો (અથવા ખટાશવાળા સરકા), વિશેષ ખાટાં દાડમનાં બીઆં, પશુઓના માંસના વાંકા શળીઆ ખોસી ખોસીને સીજવેલા ટુકડાઓ શુદ્ધ થયલા રસોઇઆઓએ તે સર્વને પીરસ્યા.[૫૭] વળી શળીઆ ઉપર ટોચી ટોચીને સારી રીતે પકવેલું અને તે પછી ઉકળતા ઘીમાં પલાળેલું, આમલી તથા બીજાં ખાટાં ફલોના તેમ જ શેરડીના સંચળ ભેળવેલા રસથી પુષ્કળ પાયેલું, નાના નાના પાડાઓનું માંસ, ઉપર કહ્યા પ્રમાણે ક્રમમાં બેઠેલા યાદવોને રસોઇઆઓએ પીરસ્યું.[૫૮] એ જ રીતે રસોઇની નિપુણ કલાથી ઉપર કહી તેવા વિધિથી રાંધેલાં, શેરડીનો રસ, સંચળ આદિ યોગ્ય પદાર્થોથી પલાળેલાં હરિણ આદિ ભટકતાં પશુઓનાં પુષ્ટ માંસ અને એવી જ કલાથી તૈયાર કરેલાં નાના પ્રકારનાં

પકવાન્નો પણ ત્યાં તે સાથે પીરસાયાં.[૫૯] વળી પુષ્કળ ઘીમાં તળેલાં, મીઠું વગેરે સમુદ્રના ખારા પદાર્થોના તેમ જ મરી, રાઈ, મરચાં આદિ તીખા પદાર્થોના પટ દીધેલા, નાના પ્રકારનાં પશુઓના મુખ, પગ આદિનાં પકવેલા વિવિધ અવયવો ત્યાં પીરસાયા.[૬૦] અમાપ શક્તિવાળા યાદવોએ હર્ષભેર એ સર્વ પકવાન્નો આરોગ્યાં, અને તે સાથે દાડમ, માતૃલિંગ, ફણસ, જંબીર, હિંગુ, આલુ, આદુ આદિ વિવિધ ફલ અને સારા સ્વાદવાળાં ભૂસ્તૃણો(ભાજીઓ) ખાધાં તથા સુંદર પાત્રોમાં વિવિધ પેય પદાર્થો પીધા.[૬૧] પોતાની પ્રિયાઓથી ચારે કોર વિંટળાયલા એ યાદવોએ ઘી, આંબલી, સંચળ, તેલ, મીઠા તેમ જ કડવા રસ આદિ પદાર્થો પાયલા, શળીઓ ઉપર રાંધેલાં પક્ષીઓના માંસના ટુકડાઓ ખાતાં સાથે સાથે તાડી અને મદિરા તેમ જ વિવિધ આસવો પીધા.[૬૨] હે નૃપ! તેમણે શ્વેત, લાલ તથા કેસરિયા રંગના, મીઠું આદિ ખારા પદાર્થોના તેમ જ મરી આદિ મશાલાના પટ દીધેલા, સુગંધવાળા, દુધ, દહીં, પુષ્કળ ઘી, વગેરે પ્રવાહીઓના મિશ્રણથી તૈયાર કરેલા, નાના પ્રકારના ખાવા યોગ્ય પદાર્થો એ વીર યાદવોએ હર્ષભેર આરોગ્યા.[૬૩] તેઓમાંના ઉદ્ધવ, ભોજરાજ ઉગ્રસેન આદિ જે વીર સાધુ પુરુષો મદ્યપાન કે માંસભક્ષણ કરતા ન હતા,* તેમણે નાના પ્રકારનાં શાક, કઠોળ, મુરબ્બાઓ, દુધ, છાશ, વગેરે બીજા સ્નિગ્ધ(તેલ, ઘી આદિમાં તળેલા) પદાર્થો હર્ષભેર ખાધા.[૬૪] તે જ પ્રમાણે તેમણે નાના પ્રકારની, સુગંધવાળી કાંજીઓ અને સાકર નાંખી ઉકાળેલા દુધના વિવિધ પદાર્થો(દુધપાક, બાસુદી) પાંદડાનાં બનાવેલાં પાત્રોમાં લઈ પુષ્કળ ખાધા, તથા ઘણી જાતનાં ફળ પણ આરોગ્યાં.[૬૫]

આ પ્રમાણે ભોજન તથા પાનથી પૂરેપૂરા તૃપ્ત થયલા, મુખ્ય મુખ્ય ભૈમવંશી યાદવો પોતાની વનિતાઓની સાથે ફરીથી ક્રીડા કરવાને સજ્જ થયા, અને તેઓ તેમની કાન્તાઓએ અભિનય સાથે ઉપાડેલાં મનોહર અને રમ્ય ગીતો હર્ષભેર ઝીલવા તથા ગાવા લાગ્યા.[૬૬] એટલે એ જ રાત્રિએ વિશેષ હર્ષ પામેલા ભગવાન્ ઉપેન્દ્રે, જેને ગાંધર્વ ગાન કહેવામાં આવે છે એવું બહુ વાદ્યો સાથનું છાલિક્ય ગાન ચલાવવાની આજ્ઞા કરી.[૬૭] પ્રથમ નારદે ષડ્ગ્રામ†યુક્ત મુખ્ય મુખ્ય છ‡ રાગોથી ચિત્તની એકાગ્રતાને સધાવનારી વીણા હાથમાં લીધી એટલે કૃષ્ણે પોતે હલ્લીસક§ નૃત્ય કરવા માટે પોતાની વાંસળી ઝાલી, અને નરદેવ, પૃથાપુત્રે(અર્જુને) મૃદંગ હાથમાં લીધી. તે જ પ્રમાણે પોતાની નૃત્યગાનની શક્તિમાં વિશ્વાસવાળી અન્ય અપ્સરાઓએ પણ પોતાને અનુકૂળ અન્ય અનેક વાદ્યો લીધાં. પછી આસારિત‖ નૃત્યના પ્રથમ અંગ-(નર્તકી પ્રવેશ)નો સમય થતાં, પોતાની નૃત્યશક્તિમાં વિશ્વાસવાળી, અભિનય કલામાં નિપુણ રંભા નામની અપ્સરા ઉભી થઈ.[૬૮-૬૯] તેની પોતાનાં સુંદર ગાત્રોરૂપી ઉત્તમ યષ્ટિ(લાકડી)ને અભિનયથી હલાવવા ચલાવવાની શક્તિથી બલરામ તથા જનાર્દન અતિશય સંતુષ્ટ થયા. તે પછી, હે રાજન્! સુંદર અને વિશાળ નેત્રવાળી ઉર્વશી, હેમા, મિશ્રકેશી, તિલોત્તમા, મેનકા આદિ અન્ય અપ્સરાઓ પણ પોતાના નૃત્ય અને ગાનથી હરિનું પ્રિય સાધવાને અર્થે ક્રમવાર ઉભી થઈ. તેમણે યાદવોના મનને અનુકૂળ થઈ પડે એવી ઇષ્ટ કામચેષ્ટાઓ સાથે અભિનય કર્યા અને ગાયન ગાયાં.[૭૦-૭૧]

હે નરેન્દ્રપુત્ર! એ અપ્સરાઓનું ચિત્ત વાસુદેવ ઉપર અનુરક્ત થયું હતું, અને તેમણે પોતાના ઉત્કૃષ્ટ ગાન, નૃત્ય તથા ઉદાર અભિનયથી તેમને સંપૂર્ણ સંતુષ્ટ કર્યા, એટલે તેમણે પણ સામી એ અપ્સરાઓને તાંબૂલ આપી પારિતોષિકથી સંતોષી.[૭૨] તે પછી, હે નૃપ! કૃષ્ણની ઇચ્છાથી ત્યાં આવેલી એ ગર્વભરી અપ્સરાઓએ પોતાના ઉત્કૃષ્ટ ગુણો પ્રકટ કર્યા, અને કૃષ્ણનો પ્રેમ સંપાદન કરવાને તથા મનુષ્યો ઉપર અનુગ્રહ કરવાને સ્વર્ગમાંથી પોતાની સાથે જે ઉત્તમ સુગંધવાળાં ફલો પૃથ્વી ઉપર આણ્યાં હતાં તેમ જ જે છાલિક્ય ગાંધર્વ ગાન આણ્યું હતું તે સર્વ પણ ત્યાં પ્રકટ કર્યું. હરિના તેજથી પ્રેરાયલા, રુક્મિણીના પુત્ર પ્રદ્યુમ્ને એ રમ્ય છાલિક્ય ગાન શીખી લીધું અને તેણે તેને પૃથ્વી ઉપર ટકાવી રાખ્યું.[૭૩-૭૪] ઉદાર બુદ્ધિવાળો પ્રદ્યુમ્ન જ એ છાલિક્ય ગાનનો ઉપયોગ કરનારો થયો તેથી તેણે જ એ અપ્સરાઓને કૃષ્ણની ઇચ્છાથી પાન આપ્યાં. પછી ઇન્દ્રના જેવા પ્રભાવ-

* અહીં એ નોંધવા યોગ્ય છે કે જે લોકોને મદ્યમાંસ ખાવાની છૂટ હોય છે તેઓમાંના પણ સાધુ, સાત્વિક વૃત્તિવાળા પુરુષો આ પદાર્થોને વર્જવા યોગ્ય ગણે છે. મનુએ પણ સાધુ પુરુષોએ આવા પદાર્થો ન ખાવા એમ ફરમાવેલું છે. (જુઓ મનુસ્મૃતિ અધ્યાય ૫ મો શ્લોક ૧૬ મો.) † મધ્ય, શુદ્ધ, ચિત્ર, ગૌડ, મિશ્ર અને શ્રુતિ એ છ ગ્રામ કહેવાય છે. ‡ ભૈરવ, માલવ, સારંગ, હિંદોલ, દીપક અને મેઘ(મલાર) એ છ મુખ્ય રાગ ગણાય છે.

§ આઠ કે દશ સ્ત્રીઓ સાથે એક પુરુષ આ પ્રકારનું નૃત્ય ગાયન સાથે કરે છે; આ એક પ્રકારનો રાસ છે.

‖ ભરત મુનિએ આસારિત નૃત્યનાં ચાર અંગો કહેલાં છેઃ- ૧ નર્તકીપ્રવેશ, ૨ સપ્રયોજન અભિનય, ૩ તાલ પ્રમાણે અંગોનો વિક્ષેપ, હલનચલન ક્રિયા, અને ૪ નૃત્ય.

શાલી, કૃષ્ણ, બલરામ, પ્રદ્યુમ્ન, અનુરુદ્ધ, અને સાંબ એ પાંચ જણાએ મનુષ્યોને નિરંતર ઇષ્ટ એવું એ છાલિક્ય* ગાંધર્વ ગાન કર્યું.[૭૫] ઉત્કૃષ્ટ કીર્તિવાળા નારાયણને અત્યંત પ્રિય એવું એ છાલિક્ય ગાન યોગ્ય રીતે ગવાય તો ગાનારનું શુભ કરે એવું, તેની સંપત્તિ આદિની વૃદ્ધિ કરે એવું, પ્રશંસા અને મંગલ કરનારું, યશ આપનારું, પુણ્યદાયી, પુષ્ટિ આપનારું, તેમજ ઉદય કરનારું છે.[૭૬] તે દુઃખાદિ ભારને હરનારું, ધર્મના ભારને વહેનારું, ખોટાં સ્વપ્નનો નાશ કરનારું તથા પાપોને હણનારું છેઃ-

હે નરેન્દ્ર! (તેનો પ્રભાવ એટલો સબળ છે કે) દેવોના નિવાસ અમરાપુરીમાં ગયેલા નરેન્દ્ર રૈવતે ઉત્કૃષ્ટ કીર્તિવાળું છાલિક્ય ગાંધર્વ ગાન સાંભળ્યું, તેથી તેને ચાર સહસ્ર યુગ એક દિવસ જેટલા જ લાગ્યા હતા. હે નૃપ! તે સમયથી ગાંધર્વ ગાનનો કુમારજાતિ, એવો ભેદ પ્રવર્ત્યો છે.[૭૭-૭૮] અને હે રાજન્! તે પ્રમાણે જેમ એક દીવામાંથી સેંકડો દીવા થાય છે, તેમ છાલિક્ય ગાંધર્વ ગાનમાંથી ગાંધર્વ જાતિ આદિ બીજી અનેક જાતિઓ પ્રવર્તી છે. હે નૃપ! નારદ તેમજ કૃષ્ણ અને પ્રદ્યુમ્ન આદિ મુખ્ય મુખ્ય ભૈમો (યાદવો) આ જાતિઓ જાણતા હતા.[૭૯] આ લોકમાં બીજાં સર્વ મનુષ્યો નામ માત્રથી જ છાલિક્ય ગાંધર્વ ગાનના ગુણ અને તેની જાતિઓ જાણે છે, કારણ કે નદીઓનું પાણી જેમ સમુદ્રમાં ભેળાઈ જાય છે, તેમ ઇતર સર્વ ગાનના પ્રવાહો છાલિક્ય ગાનમાં મળી જાય છે.[૮૦] (આ છાલિક્ય ગાન સર્વ ગાનોનો નિધિ છે, અને પ્રાકૃત જનોને તેનો પાર લાગી શકે એમ નથી.) ગમે તો પોતાનાં સત્કૃત્યોના ફલથી કે તપસિદ્ધિના ગુણથી હિમવાન ગિરિ એ છાલિક્યના ઉત્તમ ફલ અને ગુણની યોગ્યતા જાણવાને સમર્થ છે. કેવળ તપની સિદ્ધિ વિના એ છાલિક્ય ગાન પ્રાપ્ત થવું શક્ય નથી. હે રાજન્! મૂર્છના અને ષડ્ગ્રામયુક્ત રાગોના વિધાનમાં તેના એકદેશી અવયવથી સુકુમાર જાતિનું નિષ્ઠાપૂર્વક લેશમાત્ર અનુષ્ઠાન કરવામાં પણ મનુષ્યને ભારે ભારે કષ્ટ પડે છે.[૮૧-૮૨] દેવ, ગંધર્વ અને મહર્ષિના જે સંઘો છે તેઓ જ એ છાલિક્ય ગાનના ગુણોનો ઉદય પોતાનામાં થતાં તેની સિદ્ધિ મેળવે છે. મધુસૂદન પોતાની બુદ્ધિના પ્રભાવથી તેની શક્તિનું આ રહસ્ય જાણતા હતા તેથીજ તેમણે મુખ્ય મુખ્ય યાદવોને તેની સિદ્ધિ આમ પ્રાપ્ત કરાવી હતી; એમ હે રાજન્! તારે તારી બુદ્ધિથી સમજવું.[૮૩] લોક ઉપર અનુગ્રહ કરવાની કામનાથી મૃત્યુલોકમાં અવતાર ધારણ કરનારા નરદેવ કૃષ્ણે ઉત્તમ ભૈમોની સન્મુખ છાલિક્ય ગાન પ્રવર્તાવ્યું. તેથી પૂર્વે માત્ર દેવોથીજ ગવાતું એ ગાન લોકમાં એટલી બધી પ્રસિદ્ધિને પામ્યું, કે બાલ, યુવાન અને વૃદ્ધ ભૈમો ઉત્સવોમાં ક્રીડા કરતાં તેનો જ ઉપયોગ કરતા હતા. તેમના ઉત્સવોમાં પ્રથમ બાલયાદવો છાલિક્ય ગાન યોજતા, પછી વૃદ્ધો તેને માન દેતા અને પોતપોતાના સ્થાનમાં પણ તેનું નિત્ય યોગ્ય-સન્માન કરતા હતા.[૮૪-૮૫]

આ સર્વથી પુરાતન ધર્મવિધિ જાણનારા અતિવીર યાદવો પોતાના વંશની કીર્તિ અને ધર્મનું સ્મરણ કરીને કહેતા, કે "પ્રીતિ એ સન્માનનું પ્રમાણ છે, પણ માત્ર વય એ કાંઈ માનનું પ્રમાણ નથી."[૮૬] સર્વ મિત્રતા પ્રીતિને અંગે છે. એ પ્રીતિનેજ આગળ કરીને દાશાર્હ, વૃષ્ણિ અને અંધકો વયનું અંતર વિસરી પ્રીતિથી પુત્રસુખ ભોગવવા લાગ્યા.

હે રાજન્! મધુ અને કંસના શત્રુ, કેશીના વિનાશક કૃષ્ણે વિદાય કર્યાથી અપ્સરાઓના સમૂહો હર્ષભેર તેમને પ્રણામ કરી સ્વર્ગે સીધાવ્યા. તેમના કાર્યથી કૃષ્ણ હર્ષ પામ્યા અને દેવોના સમૂહો પણ હર્ષ પામ્યા.[૮૭]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे भानुमतीना हरणमां "यादवोनी छालिक्य आदि जलक्रीडानुं वर्णन" ए नामनो अध्याय ८९ मो संपूर्ण

## અધ્યાય ૯૦ મો
## ભાનુમતીનું હરણ અને નિકુંભનો વધ

वैशंपायन उवाच—

तेषां क्रीडां प्रसक्तानां यदूनां पुण्यकर्मणां ।
छिद्रमासाद्य दुर्बुद्धिः देवशत्रुर्दुरासदः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે રાજન્! પુણ્ય કર્મવાળા યદુઓ આમ ક્રીડામાં વિશેષ આસક્ત થયા હતા તે સમયે હરણ કરવાનો લાગ જોઈ, દેવોનો શત્રુ, દુષ્ટ બુદ્ધિવાળો, મહા કષ્ટે પહોંચી વળાય એવો, અને આત્મવધ કરાવવાની આકાંક્ષાવાળો, નિકુંભ દાનવ ભાનુ નામના યાદવની પુત્રી ભાનુમતીનું હરણ અચાનક કરી ગયો.[૧-૨] હે વીર! પોતાના ભાઈ વજ્રનાભની પુત્રી પ્રભાવતીને પ્રદ્યુમ્ન હરી ગયો હતો અને તે કાર્ય

* અહીં જે છાલિક્ય ગાંધર્વ ગાનનું અનુપમ રીતે વર્ણન કરવામાં આવેલું છે તે કેવું છે અને તેનું ગાનબંધારણ કેવું છે, તે વિષેની માહિતી હાલના સંગીતના પારંગતોને હોય એમ જણાતું નથી, તેમ સંગીતના ગ્રંથમાં તેનો નિર્દેશ જણાતો નથી. કાલિદાસને તે જાણવામાં હશે, કારણ કે માલવિકાગ્નિમિત્ર નાટકમાં (અંક ૨) તેનો માત્ર ઉલ્લેખ છે. ત્યાં તેનું લક્ષણ दुष्प्रयोज्यमुदाहरंति એવું જણાવી દાખવવું કઠિન છે એટલું જ કહેલું છે.

કરવામાં તેણે વજ્રનાભને હણ્યો હતો, તેથી હે રાજન્! પૂર્વના પોતાના એ વૈરનું સ્મરણ કરીને માયાવી દાનવરાજ નિકુંભે અંતર્હિત રહીને પોતાની માયાના પ્રભાવથી યાદવોની પ્રમદાઓના સમૂહને મૂર્છામાં નાંખ્યો અને ભાનુમતીને ઉપાડી ગયો.[૩-૪]

દ્વારકા પાસેના ઉપવનમાં આવેલું, ભાનુ યાદવનું કન્યાઓને રાખવાનું અંતઃપુર અતિ મુશ્કેલીથી ઘેરો ઘાલી શકાય એવું હતું, પરંતુ જલક્રીડામાં યાદવો રોકાયાથી તે રક્ષકશૂન્ય થયું હતું તેથી યોગ્ય અવસર મળતાં, લાગનો લાભ કેવી રીતે લેવો તે જાણવાની બુદ્ધિવાળો અધમ દાનવ નિકુંભ ત્યાં ઓચિંતો આવ્યો, અને તેણે તે કન્યાને ઉપાડી; તરત જ હે રણજિત! કન્યાએ આક્રંદ કરી મૂક્યું, અને તેથી ત્યાં ભારે કોલાહલ મચી રહ્યો.[૫-૬] ભાનુના અંતઃપુરમાં આવો કોલાહલ અને કરુણ સ્વર સાંભળી, વસુદેવ અને ઉગ્રસેન એ બે વીર પુરુષો શસ્ત્ર-અસ્ત્ર સજી બહાર નીકળ્યા અને તે સ્થળે આવ્યા, પરંતુ અપકૃત્ય કરનારો એ નિકુંભ તેમની દૃષ્ટિમર્યાદામાં પણ જણાયો નહીં, તેથી સજ્જ થયલા તે બે વીર જ્યાં મહા બલવાન્ કૃષ્ણ ક્રીડા ખેલતા હતા ત્યાં આવ્યા.[૭-૮]

તેમના મુખથી એ વૃત્તાંત સાંભળતાં વેંત જ જનાર્દન કૃષ્ણ અર્જુનની સાથે સર્પ શત્રુ ગરુડરૂપી પોતાના વિમાન ઉપર ચઢયા.[૯] અને તેણે 'હે વીર! તું રથ ઉપર બેસી મારી પછવાડે પછવાડે જ આવજે,' એવી મકરધ્વજ( કામદેવ )ના અવતાર પ્રદ્યુમ્નને આજ્ઞા કરી, કશ્યપ પુત્ર ગરુડને ત્વરાથી ( નિકુંભ દાનવની પુંઠે ) પ્રયાણ કરવા કહ્યું.[૧૦] નહીં જેવા સમયમાં જ મહાત્મા અને શત્રુને દમનારા વાસુદેવ તથા અર્જુનને પોતાના વજ્રનગરમાં પ્રવેશ કરતા રણમાં દુર્જય નિકુંભ સાથે ભેટો થયો.[૧૧] એ ક્ષણે હે નૃપ! માયાવીઓમાં ઉત્તમ અને મહા તેજસ્વી પ્રદ્યુમ્ન પણ ત્યાં આવી પહોંચ્યો. નિકુંભે તેમને જોતાં વેંત જ પોતાના ત્રણ દેહ ધારણ કર્યા.[૧૨] પછી જાણે હસતો અને ક્રીડા કરતો હોય તેમ દેવ સરખા પરાક્રમી નિકુંભે બહુ કંટકોવાળી ભારે ગદાઓવડે એ સર્વે વીરોની સાથે ભારે યુદ્ધ મચાવ્યું.[૧૩] હે નૃપ! તેણે આ યુદ્ધવેળા પોતાના ડાબા હાથપર ભાનુમતીને ઉંચકી રાખી હતી, અને જમણે હાથે તે અવરનવર તે સર્વે ઉપર ગદાનો પ્રહાર કર્યો જતો હતો.[૧૪] હે નૃપશ્રેષ્ઠ! રખેને એ પ્રહાર કન્યા ભાનુમતીને વાગશે, એ ભયથી બન્ને કૃષ્ણ તથા અર્જુન અને કામદેવનો અવતાર પ્રદ્યુમ્ન એ મહાન્ અસુર નિકુંભની ઉપર નિર્દયપણે પ્રહાર કરી શકતા ન હતા.[૧૫] જો કે બલમાં પહોંચી ન વળાય એવા એ મહાત્માઓ પોતાના શત્રુ નિકુંભને હણવાને સમર્થ હતા છતાં, હે નરપતિ! ભાનુમતીને ઇજા ન થાય એ કારણે દયાના ભારથી તેને પ્રહાર કરતાં ખચકાતા અને તેથી નિશ્વાસ મૂકતા.[૧૬] પરંતુ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ અર્જુન સર્વથા યુદ્ધની યુક્તિઓમાં કુશલ હતો, તેથી નાગોષ્ટ્રવિધિથી* તેણે બાણો ઉપર બાણો છોડી એ નિકુંભ દૈત્ય ઉપર પ્રહાર કરવા માંડ્યા.[૧૭] હે મહીપતિ! વૈતસ્તિક (બાર બાર આંગળના ભાલોડાંવાળાં) જાતનાં વિવિધ બાણોથી તેણે યુદ્ધમાં અનેક દાનવોને ભેદ્યા, છતાં કલા, યુક્તિ અને અભ્યાસના બલથી કન્યાને લગાર પણ બાણનો સ્પર્શ થયો નહીં.[૧૮] ( અર્જુનના આવા કુશલ શસ્ત્રપ્રયોગથી નિકુંભ દાનવ અંગે અતિશય ભેદાયો અને તેના પ્રહાર ખાળવાને) તે કન્યા ભાનુમતી સાથે ત્યાંથી તરત જ અંતર્ધાન થઈ ગયો, અને આસુરી માયાનો આશ્રય લીધો. તેની આ માયા કોઈ પણ વીર જાણી શકતો નહીં.[૧૯] પરંતુ કૃષ્ણ, અર્જુન અને રુક્મિણીનો પુત્ર પ્રદ્યુમ્ન તેની પછવાડે ધાયા; એટલે એ મહાન્ અસુર નિકુંભે હારિત પક્ષીનું સ્વરૂપ લીધું અને તેમની સન્મુખ ઉભો રહ્યો.[૨૦] એટલે ફરીથી વીર ધનંજયે ( અર્જુને ) મર્મને ભેદનારાં વૈતસ્તિક ( બાર આંગળનાં ) તીરોવડે કન્યાનું રક્ષણ કરીને દાનવને નિર્દયપણે તાડ્યો.[૨૧] (ત્યારે નિકુંભે ત્યાંથી પણ અતિ ત્વરાથી દોટ મૂકી.) દમોદમ તેની પછવાડે પડેલા આ ત્રણે વીરોની સાથે, શત્રુનું મર્દન કરનાર નિકુંભ દાનવ સાત દ્વીપ સહિત સમગ્ર પૃથ્વી ઉપર ફરી વળ્યો.[૨૨-૨૩] પછી આખરે એ મહાન્ અસુર ગોકર્ણ પર્વત ઉપર જઈ પહોંચ્યો અને કન્યા સાથે ગંગાના રેતીવાળા કિનારા ઉપર કૂદી પડ્યો.[૨૪] હે ભારત! મહાદેવના તેજથી એ પર્વતનું રક્ષણ થતું હતું. એટલે દેવો, અસુરો કે તપોધન મહર્ષિઓ પણ તેને ઓળંગી શકતા ન હતા.[૨૪] તેટલામાં તો શીઘ્ર પરાક્રમવાળો પ્રદ્યુમ્ન તે સ્થળે આવી પહોંચ્યો અને લાગ જોઈ, રણમાં દુર્જય એ વીરે ભાનુમતીને ત્યાંથી ઉપાડી લીધી.[૨૫] હે રાજન્! અર્જુન અને કૃષ્ણનાં તીક્ષ્ણ બાણોથી અતિશય પીડા પામતો એ દાનવ નિકુંભ ગોકર્ણ પર્વતનો ઉત્તર ભાગ છોડી તેના દક્ષિણ પ્રદેશમાં જઈ પેઠો. તરત જ ગરુડ ઉપર બેસી તે બે વીરો તેની પછવાડે જ પડ્યા એટલે તેણે ત્યાંથી નાસી જઈ પોતાના જ્ઞાતિબંધુઓના નિવાસસ્થાન ષટ્પુરમાં પ્રવેશ કર્યો.[૨૬-૨૭] એ ષટ્પુર નગરના ગુહા-

* ઉંટને અજગર વિંટળાયલો હોય ત્યારે ઉંટને બાણ ન વાગે અને અજગર હણાય એવા વિધિથી યોજાતા અસ્ત્રપ્રયોગને નાગોષ્ટ્રવિધિ કહે છે.

દ્વારમાં કૃષ્ણ અને અર્જુન તે રાત્રિએ સૂતા. અને કૃષ્ણની આજ્ઞાથી રુક્મિણીનો પુત્ર પ્રદ્યુમ્ન અંતરમાં હર્ષ પામતો પામતો ભાનુની પુત્રી ભાનુમતીને દ્વારકા પુરી લઈ ગયો.૨૮ અને તેને દ્વારકામાં મૂકીને વીર પ્રદ્યુમ્ન પાછો દાનવોથી ઉભરાતા ષટ્પુર નગર આગળ આવી પહોંચ્યો, અને તેના ગુહાદ્વારમાં બેઠેલા ભીમ પરાક્રમી અર્જુન અને કૃષ્ણને મળ્યો.૨૯ આ સ્થાને નિકુંભનો વધ કરવાની આકાંક્ષાથી એ બે મહા બલવાનો પ્રદ્યુમ્નની સાથે વાટ જોઈ બેઠા હતા.૩૦

થોડા સમયમાં ભયંકર પરાક્રમવાળો અતિ બળવાન્ નિકુંભ તેમની સાથે યુદ્ધ કરવાને એ ગુહાદ્વારમાંથી બહાર આવ્યો.૩૧ તે એ દ્વારમાંથી જેવો બહાર નીકળતો હતો તેવો જ, હે પૃથિવીપતિ! અર્જુને ગાંડીવ ધનુષ્યમાંથી છૂટતાં બાણોવડે સર્વ પાસથી તેનો નાસવાનો માર્ગ રુંધી લીધો.૩૨ એટલે બલવાનોમાં ઉત્તમ નિકુંભે અતિશય રોષે ભરાઈ અર્જુનની પાસે તે ન જાણે એમ છાનામાના પાસે જઈ પહોંચી, બહુ કાંટાવાળી ઘોર ગદા ઉગામી અને તેના માથા ઉપર મારી.૩૩ આમ ન દેખાય એવી રીતે ઓચિંતો અતિ સખ્ત પ્રહાર માથા ઉપર પડવાથી અર્જુનને મૂર્છા આવી અને તેના મુખમાંથી લોહીની ઉલટી થઈ. પછી એ માયાવી મદાંધ અસુર નિકુંભે, જાણે લીલા કરતો હોય તેમ, હસતાં હસતાં અદૃશ્ય રહી તે જ પ્રમાણે, પોતાની સન્મુખ ઉભેલા, માયાવીઓમાં ઉત્તમ, વીર, રુક્મિણીના પુત્ર પ્રદ્યુમ્નના માથા ઉપર ગદા તાડી, એટલે એ વીરને પણ મૂર્છા આવી.૩૪-૩૫

આ પ્રમાણે એ બે વીરોને અસહ્ય પ્રહાર પડવાથી મૂર્છા પામેલા જોઈ, ક્રોધથી દેહનું ભાન ભૂલી જઈ, ગદાધારી બલરામના નાના ભાઈ ગોવિંદ કૌમોદકી ગદા હાથમાં ઉપાડી અને નિકુંભના તરફ ધસી ગયા, અને એ બન્ને દુર્જય વીરો ગર્જના કરતા કરતા અન્યો અન્યના ઉપર ભયંકર પ્રહાર કરવા મંડી પડ્યા.૩૬-૩૭ ઐરાવત હાથી ઉપર બેસી શક્ર સર્વ દેવગણો સાથે આ મહાન્ ઘોર દેવાસુર યુદ્ધ જોવાને તે સ્થળે આવ્યો.૩૮ ચિત્ર વિચિત્ર પ્રકારનાં યુદ્ધોથી શત્રુને દમનાર હૃષીકેશે દેવોને ત્યાં યુદ્ધ જોવા આવેલા જોઈ તેમના હિતની કામનાથી નિકુંભ દાનવને હણવાનો પ્રયત્ન કર્યો.૩૯ યુદ્ધકલામાં પારંગત મહાબાહુ કેશવે કૌમોદકી ગદા ફેરવતાં ફેરવતાં અનેક અદ્ભુત ચક્રાવા લીધા અને દેવોને ચકિત કીધા.૪૦ તે પ્રમાણે અસુરોના નાયક નિકુંભે પણ કલા અને અભ્યાસના બલથી બહુ કંટકવાળી ગદા ફેરવતાં ફેરવતાં અનેક ઉલટ ચક્રાવા લીધા.૪૧ પોતાની ઈષ્ટ ઋતુમતી માદાને (ભોગવવા) તાબે લેવા માટે જાણે બે આખલાઓ સામ સામા ભાંગરતા હોય તેમ, જાણે મદમત્ત હાથીઓ પુષ્પિત હાથિણીને મેળવવાને ગર્જતા હોય તેમ તથા જાણે બે ક્રોધે ભરાયલાં વરૂઓ (સ્ત્રી) વરૂને મેળવવા કીકીઆરી કરતાં હોય તેમ, તે બન્ને વીરો ગર્જના સાથે ગદાયુદ્ધ કરતા અન્યોન્ય ઉપર કૂદી પડ્યા.૪૧-૪૨ તેટલામાં નિકુંભે અતિ ભયંકર વીર હાક મારી, સ્પષ્ટ નાદ સારુ આઠ ઘંટાઓ બાંધેલી ભયંકર ગદા ઘૂમાવી અને તેનો પ્રહાર ગદાધારી બલરામના નાના ભાઈ કૃષ્ણના ઉપર કર્યો.૪૩ તે જ ક્ષણે હે ભારત! કૃષ્ણે પણ મહા ગદા ફેરવીને નિકુંભના માથા ઉપર તાડી.૪૪ પરંતુ તરત જ જગદ્‌ગુરુ, બુદ્ધિમાન્ હરિ હાથમાં કૌમોદકી ગદા થંભાવી રાખી એક મુહૂર્ત માત્ર ભૂમિ ઉપર મૂર્છા ખાઈ પડ્યા.૪૫ મહાત્મા, નરદેવ વાસુદેવને આમ મૂર્છા પામેલા જોતાં તે સમયે સર્વ જગતમાં ભારે હાહાકાર મચી રહ્યો.૪૬ એટલે આકાશ ગંગાનું સુગંધી જલ અમૃત સાથે મેળવીને દેવેશ્વર ઇન્દ્રે પોતે જ કૃષ્ણના ઉપર છાંટયું.૪૭ ખરેખર સુરોત્તમ કૃષ્ણે જાણી જોઇને પોતાની ઇચ્છાથી જ આમ મુહૂર્ત પર્યંત મૂર્છા ખાધી હતી; નહીં તો મહાત્મા હરિને આમ મોહ પમાડવાને જગતમાં કોણ સમર્થ છે?૪૮ હે ભારત! તરત જ કૃષ્ણ પાછા સાવધ થયા. પછી શત્રુનાશક કૃષ્ણે "આ લે, ખમ" એમ કહી દુષ્ટ આત્માવાળા નિકુંભની ઉપર સુદર્શન ચક્ર ઉગામ્યું.૪૯ એટલે માયાવી, દુર્જય નિકુંભ એકદમ ઉછળ્યો અને પોતાના એક દેહનો ત્યાગ ત્યાં કર્યો અને ત્યાંથી નાસી ગયો. પણ કૃષ્ણે એ વાત જાણી નહીં.૫૦ હે વિભુ! 'નિકુંભ મરી ગયો છે અથવા તો મરવાની તૈયારીમાં છે' એમ માનીને વીર જનાર્દન કૃષ્ણે મરતાને મારવો નહીં, એવા વીર પુરુષનું વ્રત સંભારી તેને જતો કર્યો; અર્થાત્ તેના ઉપર સુદર્શન ચક્ર છોડયું નહીં.૫૧

તે દરમ્યાન પ્રદ્યુમ્ન અને અર્જુન ચેતન પામ્યા; અને તેઓ નિકુંભનો વધ કરવાના નિશ્ચયથી નારાયણની પાસે આવી ઉભા.૫૨ પ્રદ્યુમ્ન પોતે પણ માયાનો ઘડનારો હોવાથી નિકુંભની (માત્ર દેખાવ ખાતર જ એક દેહ છોડી ગયાની) ખરી વાત કળી ગયો હતો, તેથી તેણે કૃષ્ણને પૂછ્યું, કે "હે તાત! અહીં નિકુંભ કેમ જણાતો નથી? એ દુષ્ટ બુદ્ધિવાળો ક્યાં નાસી ગયો?"૫૩ પ્રદ્યુમ્ને આવા શબ્દો ઉચ્ચાર્યા, કે તરત જ નિકુંભના એક કલેવરનો નાશ થયો, (અર્થાત્ અદૃશ્ય થયું). એટલે અર્જુન સહિત સમર્થ ભગવાન્ કૃષ્ણ ખડખડ હસી

પડ્યા.*[૫૪] પરંતુ તેટલામાં તો હે જનાધિપતિ! તે જ સમયે ભૂમિ ઉપર, આકાશમાં તેમ જ સર્વ પાસ તેમણે અસંખ્ય હજારો નિકુંભદેહધારી દાનવોને ફરી વળતા જોયા.[૫૫] હે શત્રુને દમનાર! તે જ ક્ષણે હજારો નિકુંભો કૃષ્ણની આસપાસ, હજારો નિકુંભો પૃથાના પુત્ર અર્જુનની આસપાસ અને હજારો નિકુંભ-દેહધારીઓ રુક્મિણીના પુત્ર પ્રદ્યુમ્નની આસપાસ ફરી વળ્યા. ખરેખર હે વીર! ત્યાં આ અદ્દ્ભુત ચમત્કાર જ થઈ રહ્યો.[૫૬] હે રાજન્! કેટલાક મહાન્ અસુરોએ પાંડવ અર્જુનનું ધનુષ્ય, તો કેટલાકે તેનાં મોટાં મોટાં બાણ, તો કેટલાકે તેના હાથ અને કેટલાકે તેના પગ ઝાલ્યા.[૫૭] આ પ્રમાણે અર્જુનને સર્વ રીતે પકડી લઈ, તે દાનવો આકાશમાં ચાલ્યા ગયા. તે જ વેળાએ કરોડો પાર્થ દેહધારી માનવો પણ ચારે કોર જણાવા લાગ્યા.[૫૮] રિપુનો નાશ કરનારા કૃષ્ણ અને પ્રદ્યુમ્નને ખરા પાર્થ(અર્જુન)નો પાર લાધ્યો નહીં. તરત જ પાર્થથી વિહોણા થયલા એ બે વીરોએ નિકુંભને બાણોથી વિંધ્યો.[૫૯] પરંતુ હે ભારત! ઉલટું તેને વિંધતાં તેના કપાતા અક્કેક અંગમાંથી બબ્બે નિકુંભો એમ અસંખ્ય નિકુંભદેહધારીઓ ઉત્પન્ન થવા લાગ્યા. એટલે ભગવાન્ કૃષ્ણે દિવ્ય ચક્ષુવડે નિકુંભનું ખરું સ્વ-રૂપ જાણી લીધું, અને તે દ્વારા મધુસૂદને સર્વ પ્રકારની માયાઓના સજનાર અને પાર્થને હરી જનાર ખરા નિકુંભને જોયો.[૬૦–૬૧] તરત જ ભૂત, વર્તમાન અને ભવિષ્યને જાણનાર, માયા અને સૃષ્ટિના સજ-નાર, અસુરોનો નાશ કરનારા કૃષ્ણે સર્વ ભૂતોના દેખતાં સુદર્શન ચક્રથી તેનું માથું જ ઉરાડી દીધું.[૬૨] એટલે હે ભારત! માથું કપાતાં, અસુરોના નાયક નિકુંભે ફાલ્ગુન(અર્જુન)ને પડતો મૂક્યો, અને હે રાજન્! મૂળિયાં કપાયલા વૃક્ષની પેઠે તે આકાશમાંથી હેઠો પડ્યો.[૬૩] હે માનદ! આકાશમાં ગયલા પાર્થને તેથી નીચે પડતો જોતાં કૃષ્ણની આજ્ઞાથી પ્રદ્યુમ્ને તેને અદ્ધરથી ઝીલી લીધો.[૬૪] નિકુંભ પૃથ્વી ઉપર પડ્યો એટલે કૃષ્ણે ધનંજયને સારી રીતે આશ્વાસન આપ્યું, અને તેની તથા પ્રદ્યુમ્નની સાથે દેવ કૃષ્ણ દ્વારકા સીધાર્યા.[૬૫]

દ્વારકા આવ્યા પછી દશાર્હોમાં શ્રેષ્ઠ, વિભુ યદુ-નંદને આનંદિત થઈ મહાત્મા નારદને વંદન કર્યું.[૬૬] તે પછી મહા તેજસ્વી નારદે ભાનુ યાદવને કહ્યું, કે "હે ભૈમનંદન ભાનુ! તારે રોષે ભરાવું નહીં, પરંતુ હું તને જે કહું છું તે તું શાંત ચિત્તે સાંભળ.[૬૭] તારી પુત્રી ભાનુમતીએ રૈવત પર્વતના ઉદ્યાનમાં ક્રીડા કરતાં દુર્વાસા મુનિને એક વેળા કોપાવ્યા હતા, અને એ મુનિએ તારી પુત્રીને એ શાપ દેતાં એમ કહ્યું હતું[૬૮] કે, 'આ કન્યા પોતાની અતિ દુષ્ટ ચેષ્ટાઓને લીધે શત્રુના હાથમાં સપડાશે.' તરત જ મેં તેમ જ બીજા મુનિઓએ તારી પુત્રીના હિતને અર્થે દુર્વાસાને પ્રસન્ન કર્યા અને કહ્યું:–[૬૯] "હે મુનિ! હે ધર્મજ્ઞ! હે ધર્મ-ધારીઓમાં શ્રેષ્ઠ દુર્વાસા! તમે આ વ્રત આચરતી નિર્દોષ કન્યાને શામાટે આવો શાપ આપ્યો? અમે તમને વિનવીએ છીએ, કે તેના ઉપર અનુગ્રહ કરો અને તેનો શાપ નિવારો."[૭૦] હે ભૈમનંદન! અમે દુર્વાસા મુનિને આ પ્રમાણે વિનવ્યા ત્યારે કૃપાવંત થઈ નીચું મુખ કરી, તેણે અમને આવું કહ્યું:–[૭૧] "મેં જે વચન કહ્યું છે તે તો કદાપિ અન્યથા થશે જ નહીં. એ કન્યા અવશ્ય શત્રુના હાથમાં તો જશે જ, એમાં કાંઈ પણ સંશય નથી.[૭૨] પરંતુ તે ધર્મનું પાલન કરતી હોવાથી તેમ જ દોષ વિનાની હોવાથી તેને સારો ભર્તા મેળવવાનો લાભ થશે. તે બહુ પુત્રો-વાળી, બહુ ધનવાળી અને સૌભાગ્યવાળી થશે.[૭૩] પાતળા અંગવાળી એ કન્યાનો દેહ સદા સુગંધવાળો થશે, અને તે (ઉમરે પહોંચવા છતાં) પુનઃ પુનઃ કુમારીનું સ્વરૂપ ધારણ કરશે; અને પોતાનું હરણ થયાનો ઘોર શોક વિસરી જશે."[૭૪] હે ભાનુ! તારી પુત્રી ભાનુમતીના ભાગ્યમાં આમ હરણ થવું લખાયલું હતું. હે વીર! હવે તું તારી આ પુત્રીને વીર પાંડવ સહદેવ સાથે પરણાવ. એ પાંડવ શ્રદ્ધાળુ છે, શૂરવીર છે અને ધર્મશીલ છે."[૭૫]

તે પછી ભાનુ યાદવે નારદ મુનિનું આ વચન સાંભળી પોતાની પુત્રી ભાનુમતીને માદ્રીના ધર્માત્મા પુત્ર સહદેવ સાથે પરણાવી.[૭૬] વિવાહને માટે ચક્રપાણિ હરિએ સહદેવને દ્વારકા બોલાવી મંગાવ્યો, અને પરણ્યા પછી તે પત્ની સાથે પોતાને નગર પાછો સીધાર્યો.[૭૭]

હે રાજન્! જે શ્રદ્ધાળુ મનુષ્ય કૃષ્ણના આ વિજયની કથાનો પાઠ કરશે કે સાંભળશે, તેને સર્વ કૃત્યોમાં વિજય મળશે.[૭૮]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे भानुमतीना हरणमां "भानुमतीनुं हरण अने निकुंभनो वध" ए नामनो अध्याय ९० मो संपूर्ण

—✻✻✻✻✻✻✻✻—

* અહીં શંકા એ થાય છે કે કૃષ્ણ જેવા સમર્થ પુરુષ માયાવી નિકુંભની કળા કેમ કળી ન શક્યા, અને પ્રદ્યુમ્નની સૂચના થતાં છતાં શામાટે તેને હસી કાઢયા. પાઠ બધી પ્રતિઓમાં સરખો છે. એટલે આ શંકાનું નિવારણ થઈ શકતું નથી.

## અધ્યાય ૯૧ મો
## પ્રભાવતીના હરણનો તેમ જ વજ્રનાભની કથાનો સંકેત

जनमेजय उवाच—

भानुमत्यापहरणं विजयं केशवस्य च ।
छालिक्यानयनं चैव देवलोकान्महामुने ॥ १ ॥

જનમેજય કહે છેઃ-હે મહામુનિ ! હે ધર્મધારીમાં શ્રેષ્ઠ વૈશંપાયન ! ભાનુમતીનું અપહરણ, તેમ જ કેશવનો વિજય, દેવલોકમાંથી છાલિક્ય ગાંધર્વગાન અને નૃત્યનું આનયન (આણવું તે), અતિ તેજસ્વી યાદવોની દિવ્ય સાગર ક્રીડા આદિ પ્રસંગોનાં વૃત્તાંતો મેં તમારા મુખથી સાંભળ્યાં છે અને તેથી મને પરમ આશ્ચર્ય થયું છે. પરંતુ નિકુંભના વધની કથા કહેતાં તમે વજ્રનાભના વધનું સૂચન કર્યું હતું. હે મુનિ ! એ સાંભળવાની મને ભારે ઉત્કંઠા થાય છે. તમારી કૃપાથી તે ઉત્કંઠા પૂર્ણ થશે.[૧-૩]

વૈશંપાયન કહે છેઃ-"હે નૃપ ! હે ભારત ! હું તને ખુશીથી વજ્રનાભના વધની અને સાંબ તથા કામદેવના અવતાર પ્રદ્યુમ્નના વિજયની કથા કહી સંભળાવું છું.[૪] હે રાજન્ ! વજ્રનાભ નામનો એક રણસંગ્રામમાં વિજયી, દૃઢ નિશ્ચયવાળો મહાન્ અસુર હતો. તેણે મેરુ પર્વતના શિખર ઉપર તપ આદર્યું.[૫] ત્યારે તેના ઉપર લોકપિતામહ, મહાતેજસ્વી બ્રહ્મા પ્રસન્ન થયા, અને તેના તપથી પૂર્ણ સંતુષ્ટ થઈ તેને વરદાન માગવાને કહ્યું.[૬] હે ભારત ! હે નરાધિપતિ ! ત્યારે દાનવોમાં શ્રેષ્ઠ વજ્રનાભે, 'સર્વ દેવોથી હું અવધ્ય થાઉં, મારું પોતાનું પૂર્ણ રત્નમય, શુભ નગર વજ્રતુલ્ય દૃઢ થાય, અને તેમાં વાયુ પણ પોતાની ઇચ્છાથી અર્થાત્ મારી (આજ્ઞા વિના) લેશ પણ પ્રવેશ ન કરી શકે, એ નગરમાં વસવાથી વિના ચિંતન કર્યે પણ સર્વ વાંછના આપોઆપ જ સિદ્ધ થાય, હજારો શાખારૂપ આસપાસનાં કિલ્લારૂપ નગરોમાં તે મુખ્ય થડરૂપ નગર થાય, અને ચારે કોરથી તેનું માપ કાઢી શકાય નહીં એવું અપ્રમેય થાય,' એવું વરદાન હે જનમેજય ! માગી લીધું.[૭-૯] હે ભારત ! બ્રહ્માના વરદાનથી એ દાનવ વજ્રનાભ દેવોથી અવધ્ય થયો, અને તેનું નગર તેના માગ્યા પ્રમાણે વજ્ર જેવું દૃઢ થયું. આવા વજ્રના નગરમાં મહા અસુર વજ્રનાભ રહેવા લાગ્યો.[૧૦] હે રાજન્ ! આવું વરદાન પામેલા એ દાનવ વજ્રનાભની આસપાસ કરોડો અસુરો વીંટળાઈ વળ્યા અને તેના વજ્રપુરમાં તથા તેનાં અનેક રમ્ય શાખા નગરોમાં રહેવા લાગ્યા. અને હે જનાધિપતિ ! તેઓ એ નગરમાં રહેતાં હૃષ્ટપુષ્ટ અને વિશેષ આનંદી થયા.[૧૧-૧૨] પછી આવા વરદાનથી ગર્વાંધ થયેલો વજ્રનાભ પોતાના વજ્રપુરમાં રહી સમસ્ત જગતને કનડવાને તત્પર થયો.[૧૩] હે પૃથ્વીપતિ! પછી તે દેવલોકમાં ગયો અને મહેન્દ્રને કહ્યું:- "હે પાકશાસન! હું ત્રણે લોક ઉપર રાજ્ય ચલાવવા ઇચ્છું છું.[૧૪] આ સમસ્ત જગત્ કશ્યપના સર્વે મહાત્મા પુત્રોનું સામાન્ય(સહીયારું) છે. (તે કંઈ તારા એકલાની મતા નથી. અમે દાનવો પણ કશ્યપના પુત્રો હોવાથી તેના અમે સ્વામી છીએ.) માટે હે દેવોના ગણેશ્વર! ગમે તો મને ત્રૈલોક્યનું આ રાજ્ય સોંપી દે અથવા તો મારી સાથે યુદ્ધ કર."[૧૫] હે કુરુવંશજ! સુરશ્રેષ્ઠ, મહેશ્વર ઇન્દ્રે દેવગુરુ બૃહસ્પતિની સાથે મંત્ર ચલાવ્યા પછી વજ્રનાભને કહ્યું:-[૧૬] "હે સૌમ્ય! અમારા પિતા કશ્યપ મુનિ સત્રોમાં દીક્ષા લઈ બેઠેલા છે, તેથી ત્યાંથી તેઓ પાછા ફરશે ત્યારે જે ન્યાય્ય હશે તે ત્યારે તેઓ કરશે."[૧૭] એટલે ત્યાંથી દાનવ વજ્રનાભ પિતા કશ્યપ મુનિ પાસે ગયો અને ઇન્દ્રે કહેલી વાત તેમને જણાવી. ત્યારે કશ્યપે તેને કહ્યું:-"સત્ર સમાપ્ત થયા પછી જે યથાન્યાય્ય હશે તે થશે. હે પુત્ર! ત્યાં સુધી તું વજ્રપુરમાં યોગ્ય રીતે નિવાસ કરી રહેજે."[૧૮-૧૯] આ પ્રમાણે કશ્યપ મુનિએ તેને કહ્યું એટલે વજ્રનાભ પોતાને નગર ગયો."

તે પછી આ પાસ ઇન્દ્ર પણ અનેક દ્વારોથી શોભતી દ્વારાવતી નગરીમાં સીધાર્યો.[૨૦] તેણે ત્યાં જઈ, અંતર્હિત રહી વાસુદેવને વજ્રનાભ સાથે પોતાનો અનેલો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. એટલે જનાર્દને તેને કહ્યું:-"હે દેવ! શૌરિ વસુદેવનો મહાયજ્ઞ અશ્વમેધ થોડા સમયમાં થનારો છે; હે વાસવ! તે સમાપ્ત થયા પછી હું વજ્રનાભને હણીશ.[૨૧-૨૨] પરંતુ હે સત્પુરુષોના આશ્રય! હે પ્રભુ! એ દાનવના નગર વજ્રપુરમાં તેની ઇચ્છા વિના વાયુ પણ સંચાર કરી શકતો નથી, માટે તે દરમ્યાન, તેના પુરમાં કોઈ રીતે પ્રવેશ કરી શકાય એવો માર્ગ આપણે વિચારવો જોઇએ."[૨૩]

તે પછી દેવરાજ ઇન્દ્ર ત્યાંથી વાસુદેવનો સત્કાર સ્વીકારી ઇન્દ્રલોકમાં પાછો ગયો. અને હે ભારત! વસુદેવનો અશ્વમેધ યજ્ઞ શરુ થવાનો સમય આવી પહોંચ્યો.[૨૪] હે રાજન્! તેમનો આ યજ્ઞ ચાલતો હતો તે અંતરાલમાં દેવરાજ ઇન્દ્ર અને કૃષ્ણ, એ બે અચ્યુત સુરશ્રેષ્ઠ વીરો દાનવ વજ્રનાભના પુર વજ્રપુરમાં પ્રવેશ કરવાનો કોઈ ઉપાય વિચારવા લાગ્યા.[૨૫] તે પછી હે નૃપ! વસુદેવનો અશ્વમેધ યજ્ઞ ચાલતો હતો તે દરમ્યાન ભદ્ર નામના નટે પોતાના ઉત્કૃષ્ટ નાટ્યપ્રયોગથી

મહર્ષિઓને સંતોષ્યા.[૨૬] ત્યારે મુનિશ્રેષ્ઠોએ ભદ્ર નટને મનગમતો વર માગવાનું કહ્યું; અને દેવેશ્વરની ઉપમાને યોગ્ય ભદ્રનટે દેવેન્દ્ર અને કૃષ્ણ એ બન્નેની તેમ જ સરસ્વતીની પ્રેરણાથી પ્રેરાઈને અશ્વમેધ યજ્ઞમાં એકઠા થયેલા મુનિશ્રેષ્ઠોને માનપૂર્વક નમન કરી આ વરદાન માગ્યું:-[૨૭-૨૮]

નટ વરદાન માગે છે:-"હે મુનિશ્રેષ્ઠો! હું સર્વે બ્રાહ્મણોને ભોજ્ય થાઉં, અર્થાત્ ખોરાકની પેઠે આનંદ આપનારો થાઉં; હું આ સપ્તદ્વીપવાળી સમગ્ર પૃથ્વી ઉપર સર્વત્ર વિના પ્રતિબંધે વિચરી શકું; અને વિશેષે કરી કોઈ પણ પ્રતિબંધ વિના હું સુખેથી આકાશમાં વિચરનારો સિદ્ધ થઈ શકું; જગતનાં જે સર્વ સ્થાવર અને જંગમ ભૂતો છે તે સર્વેનાથીયે હું અવધ્ય થાઉં.[૨૯-૩૦] મરેલા, જીવતા કે ભવિષ્યમાં ઉત્પન્ન થનારા જે કોઈ જીવરૂપે હું જે જે વેશ લઇને તેના દેહમાં પ્રવેશ કરુ તે જીવ તરત તેવા વેશવાળો થાય; હું વૃદ્ધાવસ્થા અને રોગથી રહિત થાઉં; અને અન્ય મુનિઓ નિત્ય સર્વદા મારા ઉપર સંતુષ્ટ રહે."[૩૧-૩૨]

હે નરપતિ! "ભલે તેમ થશે," એવું વચન બ્રાહ્મણોએ ભદ્રનટને કહ્યું. તે પછી અમરની ઉપમાને યોગ્ય ભદ્રનટ સપ્તદ્વીપવાળી સમસ્ત વસુધા (પૃથ્વી) ઉપર ફરવા મંડ્યો.[૩૩] ફરતાં ફરતાં તે દાનવ રાજાઓનાં નગરો ઉત્તરકુરુ, ભદ્રાશ્વ, કેતુમાલ અને કાલામ્ર દ્વીપમાં પણ ફરી વળ્યો.[૩૪] ત્યાંથી, વરદાન પામેલો એ લોકવીર મહાનટ ભદ્ર ત્યાંથી ફરતો ફરતો યાદવોથી શોભતી દ્વારકા પુરીમાં સર્વ પર્વોના સમયમાં આવતો હતો.[૩૫]

તે દરમ્યાન એક દિવસે સુરેશ્વર ભગવાન્ ઇન્દ્રે દેવલોકમાં વસતા ધાર્તરાષ્ટ્ર નામની જાતિના હંસોને સાંત્વનપૂર્વક આવું વચન કહ્યું:-[૩૬]

"હે દેવપક્ષીઓ! તમે પણ (અમો દેવોની પેઠે) કશ્યપથી ઉત્પન્ન થયલાં છો, તેથી તમે અમારા ભાઈભાંડુઓ છો. સત્કૃત્યો કરનારા મહાત્માઓનાં તથા દેવોનાં વિમાનના વાહક તમે છો.[૩૭] તેથી દેવોનું તેમના શત્રુનો વધ કરવાનું એક કાર્ય તમારે કરવું જોઈશે, અને તમારું એ કર્તવ્ય જ છે. તે સંબંધી તમારી સાથેનો મારો આ મંત્ર (ગુપ્ત સંકેત) તમારે કોઈ પણ રીતે પરાયાની આગળ ફોડી દેવો નહીં.[૩૮] જો તમે દેવોની આ આજ્ઞા પાળશો નહીં, તો તમારી ઉપર ઉગ્ર દંડ પણ પડશે. હે સર્વ હંસોમાં શ્રેષ્ઠ પક્ષીઓ! તમે સર્વત્ર વિના પ્રતિબંધે જઈ શકો છો.[૩૯] તમારી પેઠે અન્ય કોઈ લોકો વજ્રનાભના ઉત્તમ વજ્રપુર નગરમાં પ્રવેશ કરી શકતા નથી; માટે તમારે તેમાં પેસી તેના અંતઃપુરની વાવડીઓમાં વિહાર કરવો, કારણ ખરેખર એ સ્થાન તમારા વિહારને યોગ્ય છે.[૪૦] એ દાનવ વજ્રનાભની એક ત્રિલોકમાં અતિશય શોભતી રત્નરૂપ કન્યા છે. તેનું નામ પ્રભાવતી છે, અને તેની પ્રભા(તેજ) જાણે ચન્દ્રની જ પ્રભા હોય તેવી દીસે છે.[૪૧] હે હંસો! મહાદેવી હિમવતી (પાર્વતી) પાસેથી એ ઉત્તમ મુખવાળી સુંદરી પ્રભાવતીને તેની માએ વરદાનમાં માગી લીધેલી છે, એમ અમે સાંભળ્યું છે.[૪૨] હે હંસો! એ કન્યા પ્રભાવતીના બંધુઓએ તેનો સ્વયંવર કરવાનું નક્કી કર્યું છે, પરંતુ એ અતિ સુંદર સતી પ્રભાવતીને, ભાવી અનુસાર, પોતાની ઇચ્છાને અનુકૂલ જ યોગ્ય વરને વરવાનું છે.[૪૩] તેથી હે હંસો! તમારે (વજ્રનાભના કન્યા-અંતઃપુરની વાવડી ઉપર વિહાર કરતાં કરતાં) મહાત્મા પ્રદ્યુમ્નના કુલ, રૂપ, ચારિત્ર્ય અને વચના શોભાસ્પદ ઉત્તમ ગુણોનું ગાન કરવું.[૪૪] અને તે સાંભળતાં જ્યારે વજ્રનાભની સતી સુતા પ્રભાવતી પ્રદ્યુમ્નમાં અનુરક્ત થાય, ત્યારે તમારે તેને પ્રદ્યુમ્નનો (તેના પ્રેમના સ્વીકારનો) સંદેશો ગુપ્ત રીતે સાવધાનતાથી કહેવો.[૪૫] અને પછી પ્રદ્યુમ્નની પાસે આવી પ્રભાવતીનો (તેના પ્રેમનો) સંદેશો તેને એવી જ રીતે જણાવવો. મારું આ કામ તમારે તમારી બુદ્ધિ પ્રમાણે યોગ્ય અનુકૂલ સમય સાધીને યથાયોગ્ય રીતે જ કરવાનું છે. ત્યાં તમારે સર્વથા નેત્ર અને મુખની પ્રસન્ન ચેષ્ટા કરતા રહેવું.[૪૬-૪૭] (તે તમારી ઉપર પ્રસન્ન થાય, અથવા તમે ત્યાં રહેવાથી અપ્રસન્ન છો એવું કંઈ પણ તે કળી ન શકે, તેમ તમારે વર્તવાનું છે,) ટુંકમાં જે રીતિએ પ્રભાવતીનું મન પ્રદ્યુમ્નની ઉપર ચોંટે (અને તેને પોતાની સન્મુખ આણવાને તમને પ્રેરણા કરે) તે રીતિએ મહાત્મા પ્રદ્યુમ્નના ગુણોનું ગાન તમારે કર્યાં કરવું.[૪૮]

"વળી તમારે તમારા આ કાર્યનો સમગ્ર વૃત્તાંત પ્રતિદિન મને અહીં તેમ જ મારા ભાઈ કૃષ્ણને દ્વારકામાં સર્વથા આપતા રહેવું.[૪૯] જ્યાં સુધી સમર્થ આત્મનિષ્ઠ પ્રદ્યુમ્ન વજ્રપુરમાં આવીને એ વજ્રનાભની પુત્રી, સુંદર કટિવાળી પ્રભાવતીને ઉપાડી જાય નહીં ત્યાં સૂધી તમારે એ પ્રયત્ન નિરંતર ચાલુ જ રાખવાનો છે.[૫૦] બ્રહ્માના વરદાનથી મદમત્ત થયલા એ દાનવો દેવોથી પણ અવધ્ય છે, તેથી પ્રદ્યુમ્ન આદિ દેવોના પુત્રોને હાથે યુદ્ધમાં તેમને હણવા જ જોઇએ.[૫૧] ભદ્ર નામના નટે એ વજ્રપુરમાં પોતે પ્રવેશ કરી શકે એવું વરદાન મેળવેલું છે. તે ત્યાં આવશે, અને વજ્રનાભનો નાશ કરનારા પ્રદ્યુમ્ન આદિ યાદવો તેના વેષનાં પાત્રો બનીને તેની પછવાડે ત્યાં આવશે.[૫૨]

"અમારું હિત અને પ્રિય કરવાની કામનાથી તમારે આ સર્વ અને તે ઉપરાંત સમયને યોગ્ય બીજું જે જે કરવા યોગ્ય જણાય તે તે સર્વ તમારે કરતા રહેવું.[૫૩] (તમારા વિના અન્ય કોઇથી આ કાર્ય થવાનું નથી; કારણ) હે હંસો! વજ્રપુરમાં ત્યાં કોઈ પણ રીતે દેવો પ્રવેશ કરી શકે એમ નથી. સર્વથા વજ્રનાભની ઇચ્છા અનુસાર જ ત્યાં કોઈ પણ વ્યક્તિનો પ્રવેશ થઈ શકે એમ છે."[૫૪]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे प्रभावतीना हरणमां "प्रभावतीना हरणनो तेम ज वज्रनाभना वधनो संकेत" ए नामनो अध्याय ९१ मो संपूर्ण

## અધ્યાય ૯૨ મો

### હંસોનું તથા પ્રદ્યુમ્ન આદિનું વજ્રપુરમાં ગમન

वैशंपायन उवाच—

ते वासववचः श्रुत्वा हंसा वज्रपुरं ययुः ।
पूर्वोचितं हि गमनं तेषां तत्र जनाधिप ॥१॥

વૈશંપાયન કહે છેઃ—હે જનાધિપતિ! ઇન્દ્રનું આવું વચન સાંભળી, એ હંસો વજ્રપુર પ્રતિ સીધાવ્યા; કારણ કે તેઓ ત્યાં વજ્રનાભની ઇચ્છાથી પહેલેથી જ જાવ આવ કરી શકતા હતા.[૧] હે વીર! તેના અંતઃપુરની રમ્ય વાવડીઓમાં જઈ તેઓ ઉતર્યા; એ વાવડીઓ સ્પર્શ કરવાને યોગ્ય સુવર્ણનાં પદ્મ(કમલો)થી ભરપૂર હતી.[૨] જો કે તેઓ પૂર્વે પણ એ વાવડીઓ ઉપર અનેક વાર જતા હતા, અર્થાત્ તેઓ અતિ પરિચિત હતા, છતાં પણ આ સમયે પોતાના મધુર, સંસ્કારી અને અપૂર્વ ભાષણથી તેમણે ત્યાં સર્વને વિસ્મયથી ચકિત કર્યા.[૩] હે નૃપ! અંતઃપુરની એકલી સ્ત્રીઓ જ જે વાવડીઓનો ઉપભોગ લઈ શકે એમ હતું, તેવી વાવડીઓમાં જ તેઓ વિચરવા લાગ્યા. સ્વર્ગમાં નિવાસ કરનારાં આ હંસ પક્ષીઓ વજ્રનાભને પણ ઘણાં જ પ્રિય અને ઇષ્ટ હતાં.[૪] હે જનેશ્વર! આ ધાર્તરાષ્ટ્ર હંસો પોતાની મધુર વાણીનો આલાપ કરતા હતા તે વેળા દિતિપુત્ર વજ્રનાભે તેમને આવું વચન કહ્યું:—[૫]

"હે જાલપાદો(ટોળામાં વિચરનારા હંસો)! તમે સુંદર અને મધુર ભાષણ કરનારાં પક્ષી છો. તમે નિત્ય સ્વર્ગમાં જ રહેવાનો અનુરાગ ધરાવો છો; પરંતુ જ્યારે તમે અહીં આવો છો, ત્યારે અમને પણ તેથી કેવો ભારે ઉત્સવ આનંદ થાય છે, એ પણ તમારે સમજવું જોઇએ છે.[૬] હે જાલપાદો! આ તમારું જ પોતાનું ઘર છે. માટે તમારે સ્વર્ગમાં વસનારાઓએ પૂરા વિશ્વાસથી અહીં નિઃશંક આવવું."[૭]

હે ભારત! વજ્રનાભે આ પ્રમાણે કહ્યું, એટલે ધાર્તરાષ્ટ્ર હંસો "સારું" એમ કહી, એ દાનવેન્દ્રના નિવાસસ્થાનમાં જ રહેવા લાગ્યા.[૮] દેવોનું કાર્ય કરવાની અપેક્ષાથી તેઓએ ત્યાંના મનુષ્યોની પેઠે સર્વે સાથે પરિચય કર્યો; તેઓ વાણી બોલતા અને વર્તતા હતા તથા તેમને વિવિધ પ્રકારની કથાઓ કહેતા હતા.[૯] (વજ્રનાભ આદિ) દાનવો સર્વ પ્રકારનાં કલ્યાણોનો ઉપભોગ કરનારા કશ્યપ વંશમાં ઉત્પન્ન થયલા હતા. એટલે તેઓ કશ્યપથી જન્મેલા આ હંસો સાથે વંશસંબંધ ધરાવતા હતા. (આમ પ્રકૃતિથી તેઓ વચ્ચે સ્નેહબંધન તો હતું જ.) આથી દાનવો અને વિશેષે કરીને તેમની સ્ત્રીઓ એ હંસોની આસપાસ એકઠી થતી, અને તેમની કલાથી યોજાયલી વાતો સાંભળી તેના રસમાં તલ્લીન થઈ જતી હતી.[૧૦]

આ પ્રમાણે વજ્રનાભના નિવાસમાં વિચરતાં અને તેના અંતઃપુરની વાવડીઓમાં વિહાર કરતાં (એક સમયે) એ હંસોની દૃષ્ટિએ તેની સુંદર, હાસ્ય કરનારી, સુંદર કટિવાળી પુત્રી પ્રભાવતી ચઢી.[૧૧] ધીરે ધીરે તેઓ લાગ જોઈ સુંદર હાસ્યવાળી રાજકન્યાના ગાઢ પરિચયમાં આવ્યા, અને તેઓમાંની શુચિમુખી નામની એક હંસીને પ્રભાવતીએ પોતાની સખી બનાવી.[૧૨] શુચિમુખી કોઈ કોઈ સમયે વજ્રનાભની રાજકન્યાને એકાંતમાં વિવિધ સેંકડો સુંદર કથાઓ કહેતી અને તે રીતે તેની અતિ વિશ્વાસુ બની. તે પછી એક સમયે તેણે અનુકૂળ તક જોઇને પ્રભાવતીને આ (નીચે પ્રમાણે) વચન કહ્યાં.[૧૩]

શુચિમુખી કહે છેઃ—"હે પ્રભાવતિ દેવી! તું એકલી જ રૂપ, શીલ અને ગુણોમાં ત્રણે લોકમાં અતિ સુંદર સ્ત્રી છે, એમ હું સમજું છું. તેથી જ તને આ કંઇક કહેવાનું હું સાહસ કરું છું.[૧૪] હે સુંદર હાસ્યવાળી! હે ભીરુ! તારું યૌવન વિના ઉપભોગે આમ એળે વહી જાય છે. પાણીનો પ્રવાહ વહી ગયેલો જેમ પાછો વળતો નથી તેમ તારી (વિના ઉપભોગે) વહી જતી યુવાવસ્થા પણ પુનઃ પાછી આવવાની નથી.[૧૫] હે દેવી! હે કલ્યાણિની! સ્ત્રીઓને આ જગતમાં કામના ઉપભોગતુલ્ય અન્ય કોઈ રતિ નથી; આ હું તને સત્ય જ કહું છું.[૧૬] હે સર્વાંગસુંદર દેવી! તારે માટે તારા પિતાએ સ્વયંવર દ્વારા પતિ વરવાનું નક્કી ઠરાવેલું છે. પરંતુ તું પોતે જ દેવ કે અસુરોના કુળમાં ઉત્પન્ન થયલા તને ઇષ્ટ હોય એવા કોઈ પુરુષને શા માટે પતિ તરીકે પસંદ કરતી નથી?[૧૭] હે સુંદર નિતંબવાળી! હે સુભાગ્યવતી! તારા કુલને યોગ્ય, રૂપ, ગુણ અને શૌર્યથી યુક્ત, સુવિખ્યાત અનેક કુલીન

પુરુષો તને વરવાને આવે છે; પરંતુ તેઓ તારા નકારથી લજ્જા પામી પાછા ચાલ્યા જાય છે. હે સુંદર દેવી! તું આમ તારી પાસે આવતા તારા કુલ અને રૂપને યોગ્ય પુરુષને પરણવાને ઇચ્છતી નથી તો પછી અહીં રુક્મિણી (જેવી)નો પુત્ર પ્રદ્યુમ્ન પણ શા માટે તને મળવાને આવે?[૧૮-૧૯] હે સર્વાંગસુંદરી! ત્રણે લોકમાં રૂપ અને કુલમાં તેનો સમોવડીઓ અન્ય કોઈ નથી; તેમ હે સદ્ભાગ્યવતી! ગુણો અને શૌર્યમાં તો તેનાથી અન્ય કોઈ શ્રેષ્ઠ નથી.[૨૦] હે સુંદર નિતંબવાળી! તે દેવોમાં ખરેખરો દેવ જેવો અને દાનવોમાં ખરેખરો દાનવ જેવો જ છે. એ મહા બલવાન્ પ્રદ્યુમ્ન મનુષ્યોમાં પણ એક ખરો ધર્માત્મા મનુષ્ય છે.[૨૧] હે દેવી! જેમ અતિ દુધાળી ગાય પોતાના દુધના ઉભરાતા પ્રવાહને અને જેમ નદી પોતાના જલના પ્રવાહને વહેતો અટકાવી શકતી નથી, તેમ એ પ્રદ્યુમ્નને જોતાં વેંત જ સ્ત્રીઓના જઘનપ્રદેશમાંથી પાણી અવશ્ય સ્રવે છે.[૨૨] હું તેના મુખને પૂર્ણિમાના પૂર્ણ વિકસેલા ચન્દ્રની સાથે સરખાવવાનું સાહસ કરી શકું એમ નથી. તેના નયનને કુશેશય( કમલો )ની સાથે અથવા તો તેની ગતિને મૃગેંદ્ર( સિંહ )ની ગતિ સાથે સરખાવી શકું એમ નથી.[૨૩] હે સુભાગ્યવતી! હે સુંદરી! હું વિશેષ તો શું કહું? પ્રભાવશાલી વિષ્ણુએ જગતના સર્વ સત્વને સર્વ ઠેકાણેથી એકઠું કરી, અનંગ કામદેવને પોતાના પુત્ર પ્રદ્યુમ્ન દ્વારા અંગવાળો બનાવ્યો છે.[૨૪] પ્રદ્યુમ્ન બાળક હતો, ત્યારે પાપી શંબર તેને ઉપાડી ગયો હતો, અને એણે પોતે બાળક હોવા છતાં તેને હણ્યો. હે દેવી! તેણે શંબર અસુરની સર્વે માયા આમ પૂર્ણપણે પ્રાપ્ત કરી છે છતાં કદી પણ તેણે પોતાનું સદ્વર્તન તો તોડ્યું જ નથી. અર્થાત્ તેણે પોતાની માયાઓનો ઉપયોગ કોઇનું અનિષ્ટ કરવામાં કીધો નથી, એવા શુભ વર્તનવાળો તે છે.[૨૫] હે વિશાળ નિતંબવાળી! તું તારા ઇષ્ટ પુરુષમાં જે જે ગુણો હોવાની મનમાં કલ્પના કરીશ, તે તે સર્વે ઇચ્છવાયોગ્ય ગુણો પ્રદ્યુમ્નમાં તને અવશ્ય જણાશે જ.[૨૬] તે રુચિકર કાન્તિમાં ચન્દ્રના જેવો જાજ્વલ્યમાન, પ્રભામાં અગ્નિના જેવો, ક્ષમામાં પૃથ્વીના જેવો, તેજમાં સૂર્ય સમાન, અને ગંભીરતામાં સરોવર સરખો છે."

આ પ્રમાણે શુચિમુખીએ તેને કહ્યું, એટલે ભામિની પ્રભાવતી બોલી કે:-[૨૭]

પ્રભાવતી કહે છે:-"હે સૌમ્યે! બુદ્ધિમાન્ નારદ મારા પિતાને કહેતા હતા, ત્યારે મેં અનેક વાર સાંભળ્યું છે, કે મનુષ્યલોકમાં વિષ્ણુ (કૃષ્ણરૂપે) વસેલા છે.[૨૮] તે દૈત્યોનો જાણીતો શત્રુ છે, તેથી હે નિષ્પાપ! દૈત્યોએ તો તેનો સદા ત્યાગ કરવા યોગ્ય છે. હે માનિની! જે અસુરો આ નગરનાં શાખા નગરોમાં તથા અન્ય પ્રદેશોમાં વસતા હતા, તેમને તથા અસંખ્ય દૈત્યોનાં અનેક કુલોને તેણે ઝળહળતા સુદર્શન ચક્રથી, શાર્ઙ્ગ ધનુષ્યથી અને કૌમોદકી ગદાથી બાળી ભસ્મ કરી દીધાં છે.[૨૯-૩૦] તેનાં કૃત્યોના આવા આવા સંદેશા દાનવેન્દ્ર વજ્રનાભને અસુરો કહ્યાં જાય છે. છતાં હે પવિત્ર સ્મિતવાળી! પોતાના પતિનું કુલ પોતાના પિતાના કુલ કરતાં શ્રેષ્ઠ હોવું જોઇએ, એવો સર્વે સ્ત્રીઓનો મનોરથ હોય છે. તેથી જો એ પ્રદ્યુમ્નને અહીં લાવવાનો કોઈ પણ ઉપાય તું કરી શકે એમ હોય, તો તે તું મને જણાવ. એથી મારા ઉપર મોટો અનુગ્રહ થશે, અને મારું કુલ પણ પાવન થશે. હે પવિત્ર ભાષણ કરનારી! મેં તને આ પ્રશ્ન પૂછ્યો છે તો તું મારા કાર્યને સમર્થન આપ.[૩૧-૩૩] (તેને અહીં લાવવાનો ઘાટ ઘડી શકાય એવો કોઈ ઉપાય હોય તો તે તું મને સત્વર સૂચવ. વિલંબ મા કર.) હે સખી! વૃષ્ણિકુલમાં ઉત્પન્ન થયલો પ્રદ્યુમ્ન મારો ભર્તા થાય એવો ઉપાય તું કર. અસુરોની વૃદ્ધ સ્ત્રીઓને એમ કહેતી મેં સાંભળી છે, કે હરિ દૈત્યોનો અત્યંત વૈરી છે અને તેણે તેમનાં કુલોનો ભારે સંહાર વાળી નાંખ્યો છે. વળી મેં પૂર્વે તેમની જ પાસેથી પ્રદ્યુમ્નના જન્મની અને બલવાન્ કાલરૂપ શંબરને તેણે કેવી રીતે માર્યો હતો તેની કથા પણ સાંભળી છે. હે શ્રેષ્ઠ હંસી! પ્રદ્યુમ્ન મારા હૃદયમાં નિત્ય ઘર કરીને રહ્યો છે.[૩૪-૩૬] પરંતુ તેનો મારી સાથે સમાગમ કેવી રીતે થાય, તેનો કોઈ ઉપાય મને સુઝતો જ નથી. તું મારી દાસી છે, પણ ખરી રીતે તો સખી થવાને યોગ્ય છે. માટે તને હું મારી પ્રેમદૂતી બનાવું છું.[૩૭] તું પંડિતા છે, માટે પ્રદ્યુમ્નનો અને મારો સમાગમ થાય એવો કોઈ ઉપાય મને જણાવ."

પ્રભાવતીએ એવાં વચન કહ્યાં ત્યારે શુચિમુખીએ તેનાં મનનું સાંત્વન કર્યું, અને હસીને તેને નીચે પ્રમાણે કહ્યું:-[૩૮]

શુચિમુખી કહે છે:-"હે સુંદર હાસ્યવાળી પ્રભાવતી! હું તારી દૂતી થઈશ અને હું તેની પાસે જઈશ, અને હે પવિત્ર સ્મિતવાળી! તેના પ્રત્યેની તારી આવી ઉદાર ભક્તિની વાત તેને જણાવીશ.[૩૯] વળી હે સુંદર નિતંબવાળી! તે જેમ તારી સમક્ષ ઉત્કંઠાથી આવે, એમ પણ હું કરીશ. હે કામિની! તારો સમાગમ સાક્ષાત્ કામદેવ સાથે થશે. (કારણ પ્રદ્યુમ્ન કામદેવનો અવતાર છે.)[૪૦] હે પવિત્ર લોચનવાળી! મારું આ વચન તું નિત્ય સ્મરણમાં રાખજે, અને હે દીર્ઘ દૃષ્ટિ-

વાળી! મારી વાણી (વિવિધ જાણવા ચોગ્ય બાબતો કહેવા)ની કુશળતાની વાત તારા પિતાને જણાવતી રહેજે.[૪૧] (જેથી તારા હિત સંબંધમાં તે મારી સાથે મંત્ર ચલાવે.) અને હે દેવી! હું તારી ઉપરના મારા મમત્વથી તારું હિત સારી રીતે સાધીશ."

તે પછી શુચિમુખીના કહ્યા પ્રમાણે પ્રભાવતી નિરંતર વર્તતી રહી, અર્થાત્ પોતાના પિતાને શુચિમુખીની કુશળતાની વાત કરતી રહી.[૪૨] આથી એક દિવસે અંતઃપુરમાં દાનવેન્દ્ર વજ્રનાભે હંસીને બોલાવી અને કહ્યું, કે "પ્રભાવતીએ કથા કહેવાની તારી વાણીની કુશળતાની વાત મને કરી છે.[૪૩] તેથી હે શ્રેષ્ઠ શુચિમુખિ! કાંઈ કાંઈ કહેવા ચોગ્ય કથાઓ હોય તો તે મને કહે. હે ઉત્તમ પક્ષિણી! તેં જગતમાં શું શું આશ્ચર્યકારક જોયું છે?[૪૪] હે અનિંદ્યે! અન્યે પૂર્વે નહીં જોયેલું હોય એવું શું ચોગ્યાયોગ્ય તેં જોયું છે, તે મને કહે."

ત્યારે હે નરવરોમાં ઉત્તમ જનમેજય! હંસીએ મહા તેજસ્વી દાનવેંદ્ર વજ્રનાભને કહ્યું કે, "હે વજ્રનાભ! હું કહું તે તું સાંભળઃ–"

શુચિમુખી હંસી કહે છેઃ–"હે દાનવોમાં શ્રેષ્ઠ વજ્રનાભ! મેં શાંડિલી નામની એક સાધ્વીને જોઈ છે. એ મનસ્વિની સાધ્વી મેરુ પર્વતની તળેટીમાં રહે છે અને આશ્ચર્યકારક કર્મ કરે છે.[૪૫–૪૬] તે ઉદાર મનવાળી છે; તે કૌશલ્યથી પૂર્ણ છે અને સર્વ ભૂતોના કલ્યાણમાં નિરંતર નિમગ્ન છે. હિમ પર્વતની ઉત્તમ પુત્રી પાર્વતીની તે શુભ સખી છે.[૪૭] વળી મુનિઓ પાસેથી પોતાને હરેક સ્થળે પ્રવેશ થાય એવું વરદાન પામેલો એક સારો નટ મેં જોયો છે. તેનું નામ ભદ્ર છે. તે પોતાની ઇચ્છા અનુસાર રૂપ ધરી શકે છે. તે સર્વને આનંદ આપે છે, અને ત્રણે લોકમાં નિત્ય સારી રીતે માનને પાત્ર થયલો છે.[૪૮] હે નિષ્પાપ વીર! તેણે ઉત્તર કુરુ, કાલામ્ર દ્વીપ, ભદ્રાશ્વ, કેતુમાલ તથા અન્ય દ્વીપોમાં પણ પર્યટન કરેલું છે.[૪૯] દેવ અને ગંધર્વો ગાય છે એવાં સર્વે ગીતો અને વિવિધ નૃત્યો તે જાણે છે અને દેવોને સર્વથા તેથી વિસ્મય પણ પમાડે છે."[૫૦]

એટલે વજ્રનાભ કહે છેઃ–"હે હંસી! થોડા સમય થયાં મેં પણ મહાત્મા સિદ્ધો અને ચારણોના મુખથી આ વાત સવિસ્તર સાંભળી છે. હે પક્ષીનંદિની! એ નટને જોવાનું મને પણ સર્વથા કુતૂહલ થયલું છે; (પરંતુ તેનો મને પરિચય થયલો નથી.) એ વરદાન પામેલા નટને કાને મારી સ્તુતિ પડેલી જણાતી નથી. (નહીં તો તે અહીં આવ્યા વિના રહે નહીં.)"[૫૧–૫૨]

હંસી તેનો ઉત્તર આપતાં કહે છેઃ–"હે દિતિના પુત્રોમાં ઉત્તમ વજ્રનાભ! એ નટ સર્વથા ગુણોનો પ્રશંસક છે. કોઈ ગુણવાન્ જનની કથા સાંભળી તે તેની પાસે અવશ્ય જાય છે. તે સાતે દ્વીપ ઉપર વિચરે છે.[૫૩] હે વીર! જો તે તારા સદ્‌ગુણોની કથા વિસ્તારપૂર્વક સાંભળશે, તો હે મહાન્ અસુર! એ નટ તારા નગરમાં આવ્યો જ એમ તું નિશ્ચયપૂર્વક જાણ."[૫૪]

ત્યારે વજ્રનાભ કહે છેઃ–"હે હંસી! હે પક્ષીનંદિની! તું એવો કોઈ ઉપાય શોધી કાઢ, કે જેથી તે ભદ્ર નટ મારા પ્રદેશમાં આવે. તે અર્થે તું અહીંથી જા, તારું કલ્યાણ થશે."[૫૫]

આ પ્રમાણે એ નટને પોતાના નગરમાં બોલાવી લાવવાના કારણે વજ્રનાભે (શુચિમુખીના કહેવા પ્રમાણે) પાઠવેલા ધાર્તરાષ્ટ્ર હંસો કૃષ્ણ તથા દેવેન્દ્ર પાસે ગયા અને તેમને આ સર્વે વૃત્તાંત કહી સંભળાવ્યો.[૫૬] એટલે અધોક્ષજ કૃષ્ણે પ્રભાવતીસાથે લગ્ન કરવાના અને વજ્રનાભનો વધ કરવાના કાર્યમાં પ્રદ્યુમ્નની નિયોજના કરી.[૫૭] હે ભારત! હરિએ દૈવી માયાનો આશ્રય કર્યો અને પ્રદ્યુમ્નને ભદ્ર નટના નાટ્યકાર્યને અનુરૂપ વેષ આપ્યો, તથા બીજા ભૈમ યાદવોને પણ તેના સાગ્રીતોના વેષમાં તેની સાથે વજ્રપુર મોકલ્યા.[૫૮] હે વીર! આ નાટ્યકાર્ય અર્થે તેમણે પ્રદ્યુમ્નને નાયક, સાંબને વિદૂષક, ગદને પારિપાર્શ્વક, અને એ પ્રમાણે બીજા વીર યાદવોને પણ એવાં જ ઘટતાં પાત્રો બનાવ્યાં.[૫૯] વળી કેટલાક યાદવોને તેના નૃત્ય, ગીત અને વાદિત્રને ચોગ્ય મુખ્ય ગણિકાઓ અને નટનાં રૂપ લેવડાવ્યાં. આ પ્રકારના સહાયકો સાથે કૃષ્ણે ભદ્ર નટને ત્યાંથી વિદાય કર્યો.[૬૦] અમિત ઓજસ્વી દેવોના કાર્યને અર્થે એ મહારથી યાદવો પ્રદ્યુમ્નના રમ્ય વિમાનમાં ચઢી વજ્રપુર સીધાવ્યા.[૬૧] હે નરપતિ! તે સર્વે પુરુષો વ્યક્તિ તરીકે તો એકેએક પુરુષ જ હતા તથાપિ તેમણે કાર્યવશાત્ નિરાળા પુરુષ અને સ્ત્રી પાત્રોના વેષ લીધા હતા.[૬૨]* હે નરાધિપતિ! આવા વેષમાં તેઓ વજ્રનાભના દાનવોથી ઉભરાતા વજ્રપુર નામના ઉત્તમ શાખા નગર આવી પહોંચ્યા.[૬૩]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे प्रभावतीना हरणमां "हंसोनुं तथा प्रद्युम्न आदिनुं वज्रपुरमां गमन" ए नामनो अध्याय ९२ मो संपूर्ण

—✲✲✲✲✲✲✲✲✲—

* અહીં પાઠનો ગોટાળો છે. બંગાળી અને કાશીની પ્રતમાં स्त्रीणां च सदृशाः सर्वे स्वररूपैर्नराधिप–તેઓ સર્વે સ્વર તેમ જ રૂપમાં સ્ત્રીઓ જેવા જ હતા, એ પાઠ છે, મુંબઇની પ્રતમાં...... स्वरूपैर्नराधिपाः એ પાઠ છે.

## અધ્યાય ૯૩ મો

### યાદવોનો વજ્રપુરમાં નટરૂપે પ્રવેશ અને પ્રભાવતીનો વિરહ

**वैशंपायन उवाच—**

ततः सुपुरवासीनामसुराणां नराधिप ।
ददावाज्ञां वज्रनाभो दीयतां गृहमुत्तमम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે નરાધિપતિ! તે પછી (એ નટો ત્યાં આવ્યા એટલે) પોતાના શુભ વજ્રપુરના નિવાસી અસુરોને વજ્રનાભે એવી આજ્ઞા આપી કે, "તમારે એ નટોને ઉત્તમ ઘર નિવાસ માટે આપવું; તેમનું આતિથ્ય કરવું; તેમને બહુ બહુ રત્નો, વિવિધ સામગ્રીઓ તેમ જ ચિત્રવિચિત્ર ભાતનાં વસ્ત્રો આપવાં, કારણ એ લોકો લોકના સુખને અર્થે તેમ જ રંજનને અર્થે અહીં આવેલા છે."[૧–૨] પોતાના પાલક રાજાની આવી આજ્ઞા થતાં તે પ્રમાણે નગરવાસીઓએ સર્વ રીતે તેમના સત્કારની યોજના કરી. પછી પૂર્વથી જેની કીર્તિ પ્રસરેલી હતી એ ભદ્ર નટ આપણા નગરમાં આવ્યો છે, એમ લોકને જાણ થયું અને આ સમાચારથી સર્વનામાં (તેને જોવાનું) કુતૂહલ ઉત્પન્ન થયું.[૩] દૈત્યોએ એ નટનો પરમ આનંદથી સારો સત્કાર કર્યો, અને પોતાના પ્રયોગનાં પાત્રોના વેષ શોભાવવાને માટે તેને બહુ બહુ રત્નો આદિ સામગ્રી આપી.[૪]

તે પછી અનુકૂળ સમય મળતાં વરદાન પામેલા ભદ્ર નટે તે નગરમાં નાટચકાર્ય શરુ કર્યું, અને તે દ્વારા વજ્રપુરના સર્વે નિવાસીઓને પરમ હર્ષ પમાડ્યો.[૫] મહાકાવ્ય રામાયણને ઉદ્દેશીને તેણે એક નાટક કર્યું. તે માટે તેણે રાક્ષસોના રાજા રાવણના વધની ઇચ્છાથી અમાપ શક્તિવાળા વિષ્ણુએ લીધેલા જન્મનો પ્રસંગ પસંદ કીધો.[૬] હે નિષ્પાપ! ઋષિ લોમપાદ અને દશરથે રાજકુંવરી શાન્તાને માટે ગણિકાઓ દ્વારા મહામુનિ ઋષ્યશૃંગને કેવી રીતે બોલાવ્યા હતા, એ તેમાં દર્શાવ્યું હતું.[૭] હે ભારત! રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન, ઋષ્યશૃંગ, અને શાન્તાના એ સર્વના તાદૃશ વિવિધ વેષ એ નટોએ લીધા.[૮] એ નટોના વેષ, શણગાર, અભિનય, પ્રવેશની છટા તથા ક્રિયામાં તત્પરતા, આદિ રામાયણના સમયને યોગ્ય અને સરખાં જ હતાં; તેમ જ રામના પાત્રને અચ્યુત રામના સરખું જ જોઇને રામાયણના સમયના જે દાનવો અદ્યાપિ પર્યંત જીવતા રહ્યા હતા તે સર્વે તો પરમ વિસ્મયચકિત જ થઈ ગયા.[૯–૧૦] તે અસુરો આ નાટ્યપ્રયોગના પ્રસંગોમાં અનુરક્ત થયા અને એટલા બધા વિસ્મય પામ્યા કે તેઓ તે દરમ્યાન પરમ હર્ષથી પોતાની બેઠક ઉપર વારંવાર ઉછળવા મંડ્યા. અને તેમણે સંતુષ્ટ થઈ હેમ અને વૈડૂર્યના શોભતા મનોહર હાર, ગળાંનાં આભૂષણો, હાથનાં કડાં અને વસ્ત્રો તેમને ભેટ આપી દીધાં.[૧૧–૧૨] આ પ્રમાણે પ્રેક્ષકોમાંથી જે લોકે પુષ્કળ ધન આપ્યું તે લોકને તેમનાં કુલીન ગોત્રોનું સ્મરણ એ નટોએ કરાવ્યું, અને તે રીતે અસુરો અને મુનિઓને સંતુષ્ટ કર્યા.[૧૩]

હે નરેન્દ્ર! વજ્રપુરનાં શાખા નગરોમાં રહેતા દાનવોએ તેમના આવા નાટ્યપ્રયોગથી આમ પ્રસન્ન થઈ, આ દિવ્ય રૂપધારી નટના આગમનનો સંદેશો વજ્રનાભને પહોંચાડ્યો.[૧૪] હે ભારત! દૈત્યેન્દ્ર વજ્રનાભને એમના આવ્યાનો સંદેશો ક્યારનોયે મળેલો હતો જ, એટલે હવે તેણે અતિ હર્ષિત થઈ વજ્રપુરમાં એ નટને લાવવાને અનુચરોને આજ્ઞા કરી.[૧૫] દાનવેન્દ્રની આ આજ્ઞા શિરે ચઢાવી, શાખાનગરના નિવાસીઓએ નટના વેષધારી યાદવોને રમ્ય વજ્રપુરમાં આણ્યા.[૧૬] તેમને વિશ્વકર્માએ રચેલું સારું નિવાસસ્થાન તેમ જ જે જે વસ્તુ જોઇતી હતી તે તે સઘળી વસ્તુ સો સો ગણી વિશેષ આપવામાં આવી.[૧૭]

તે પછી મહાન્ અસુર વજ્રનાભે મહાકાલ રુદ્રનો ઉત્સવ આદર્યો, અને તે માટે વિશેષ પ્રસન્ન થઇને તેણે એક રમ્ય પ્રેક્ષક સ્થાન* તૈયાર કરાવ્યું.[૧૮] તદનંતર મહાબલવાન્ વજ્રનાભે તેમને વિશ્રાંતિનો પૂરતો સમય આપ્યા પછી પુષ્કળ રત્નો આપીને નાટ્યપ્રયોગ દેખાડવાની આજ્ઞા કરી.[૧૯] હે નરાધિપતિ! તેણે ખુલ્લી આંખે જોઈ શકે એવા અંતરે, ચકથી છવાયલા સ્થાનમાં અંતઃપુરની સ્ત્રીઓને બેસાડી, અને જ્ઞાતિબંધુઓ સાથે આત્મનિષ્ઠ વજ્રનાભ પોતે નાટ્યપ્રયોગ જોવાને યોગ્ય સ્થાને બેઠો.[૨૦] ભયંકર કર્મ કરનારા ભૈમોએ કાર્ય સાધવાને અર્થે નેપથ્ય આદિ બાંધી,નટનો વેષ ધારણ કરી નૃત્યનો આરંભ કર્યો.[૨૧] તે પછી કાંસીઓ, કરતાલ આદિ ઘનવાદ્યો; વેણુ, શરણાઇ, મોરલી આદિ છિદ્ર (મોંઢાનાં) વાદ્યો; મુરજ, મૃદંગ, ઢોલક આદિ હાથે વજાડવાનાં (ચર્મ) વાદ્યો; વીણા, સારંગી આદિ તંતુવાદ્યો; એમ વિવિધ વાદ્યો તે સર્વે બજાવવા લાગ્યા.[૨૨] તે પછી સ્ત્રીરૂપધારી ભૈમોએ મન અને કાનને સુખ(આનંદ) આપનારું, શ્રવણરૂપી અમૃતતુલ્ય, દેવગાંધારનું છાલિક્ય ગાન ગાયું.[૨૩] પછી તેમણે સપ્ત સ્વર સાથે ઋષભ

* અહીં બંગાળી, મુંબઇની અને મરાઠી પ્રતિમાં 'चमूवाट–લશ્કરીઓની છાવણી' એ પાઠ છે. તેનો હેતુ લોકના ઉપર સૈનિકોની સંખ્યાથી પ્રભાવ પાડવાનો છે. પરંતુ અહીં મુખ્ય પ્રસંગ નાટ્યપ્રયોગનો હોવાથી કાશીની પ્રતિનો રંગવાટ પાઠ લીધો છે.

ગાંધારથી આરંભી, વસંત આદિ ત્રણે રાગમાં (સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર થયલા) ગંગાના પવિત્ર અવતરણનું મૂર્છના સહિત રમ્ય અને રસથી ઉભરાતું ગીત ગાયું.[૨૪] લય અને તાલની એકતાનતા સાથે ગવાયલું ગંગાના શુભ અવતરણનું ગીત સાંભળી, હે ભારત! અસુરોએ વારંવાર આસનોથી ઉછળી ઉછળી પોતાનો પરમ સંતોષ દાખવ્યો.[૨૫]

તે પછી કાર્યવશાત્ નટનો વેષ ધારણ કરનારા પ્રદ્યુમ્ન, ગદ અને વીર્યસંપન્ન સાંબ એ ત્રણેએ નાંદિ (સ્તુતિ વચન) ગાઈ.[૨૬] પછી નાંદિ(સ્તુતિપદ્ય)ને અંતે રુક્મિણીના પુત્ર પ્રદ્યુમ્ને લલિત અભિનય સાથે ગંગાવતરણનો શ્લોક યથાર્થ રીતે આલાપભર ગાયો.[૨૭] તે પછી તેમણે રંભાભિસાર* નાટકનો પ્રયોગ કરી દેખાડ્યો. શૂર યાદવે રાવણનું રૂપ લીધું; મનોવતી નામની એક વારાંગનાએ રંભાનો વેષ લીધો;[૨૮] પ્રદ્યુમ્ન નલકૂબર થયો, અને સાંબ તેનો વિદૂષક થયો. અને ત્યાં યદુનંદનોએ પોતાની માયાના પ્રભાવથી કૈલાસ પર્વતના દેખાવની યથાર્થ રચના કરી દેખાડી.[૨૯] દુરાત્મા રાવણને ક્રોધે ભરાયલા નલકૂબરે શાપ દીધો હતો, અને કેવી રીતે તેણે રંભાનું સાંત્વન કર્યું હતું, એ સર્વ પ્રકરણ યાદવોએ નૃત્યદ્વારા ભજવી બતાવ્યું. તે પછી તેમણે મહાત્મા સર્વજ્ઞ નારદ મુનિની કીર્તિ ગાઈ.[૩૦-૩૧] આ સર્વ પ્રયોગોમાં અતિ તેજસ્વી ભૈમોની નૃત્ય વેળા પગને ઉંચકવાની અને પાછા હેઠા મૂકવાની ખુબીથી, તેમના નૃત્યથી તેમ જ તેમના અભિનયથી દાનવવીરો ઘણા જ સંતુષ્ટ થયા.[૩૨] તેમણે ઉત્તમ વસ્ત્રો, મુખ્ય મુખ્ય રત્નો, અને આભૂષણો, વૈડૂર્યમણિથી શોભતા અને વર્તુલ આકારના મણિબંધથી યુક્ત હારો યાદવ નટોને ભેટ આપી દીધા.[૩૩] હે ભારત! ચિત્ર વિચિત્ર જાતનાં વિમાનો, આકાશમાં વિચરી શકે એવા રથો, આકાશમાં જઈ શકે એવા દિવ્ય અને નાગકુલમાં ઉત્પન્ન થયલા હાથીઓ, દિવ્ય, શીત અને રસવતાં ચંદનનાં કાષ્ઠો, અગરુ આદિ ધૂપનાં પુષ્કળ કાષ્ઠો, મુખ્ય મુખ્ય ગંધોથી ભરપૂર પદાર્થો અને ઇચ્છેલા પદાર્થો આણી આપનારા ઉત્કૃષ્ટ ચિંતામણિઓ આદિ એ દાનવોએ તેમને ઘણા ઘણા દેખાવો દરમ્યાન આપી દીધાં.[૩૪-૩૬] હે પુરુષશ્રેષ્ઠ! આ પ્રમાણે પુષ્કળ ધન આપવાથી એ દાનવો તેમ જ હે જનેશ્વર! મુખ્ય મુખ્ય દાનવોની સ્ત્રીઓ ધન અને રત્નોથી વિહોણાં થઈ ગયાં.[૩૭]

તે પછી પ્રભાવતીની સખી હંસીએ તેને કહ્યું કે:- "હે અનિંદ્ય દેવી! ભૈમોએ રક્ષેલી રમણીય દ્વારકામાં હું ગઈ હતી.[૩૮] હે સુંદર લોચનવાળી! હું પ્રદ્યુમ્નને એકાંતમાં મળી છું. હે પવિત્ર સ્મિતવાળી! તેના ઉપરની તારી પ્રેમભક્તિની વાત પણ મેં તેને કહી છે.[૩૯] અને હે કમલલોચના! તેણે હર્ષથી પ્રસન્ન થઈને પ્રદોષસમયે તારી સાથે સમાગમ કરવાનો સમય નક્કી કર્યો છે.[૪૦] તેથી હે રુચિકર નિતંબવાળી! આજે તને તારા પ્રિયનો સમાગમ થશે. હે આત્મનિષ્ઠ! ભૈમ કુલમાં ઉત્પન્ન થયલા રાજકુમારો કદી પણ મિથ્યા ભાષણ કરતા નથી."[૪૧]

ત્યારે હર્ષ પામતી પ્રભાવતીએ એ હંસીને આમ કહ્યું:-"હે સુંદરી! તારે આજે મારા આ અંતઃપુરમાં સૂવું, એ મને યોગ્ય લાગે છે.[૪૨] મારા આવાસમાં તારી સમક્ષ હું કેશવના પુત્ર પ્રદ્યુમ્નને મળવા ઇચ્છું છું. હે વિહંગમા! તારા સહવાસમાં જ તેની સમક્ષ હું નિર્ભય રહી શકીશ."[૪૩]

એટલે હંસીએ કમલ જેવાં લોચનવાળી પોતાની સખીને ઉત્તર આપ્યો:-"ભલે હું એમ કરીશ."

તે પછી વિહંગમા (હંસી) શુચિમુખી પ્રભાવતી સાથે તેના પ્રાસાદની મેડી ઉપર ચઢી.[૪૪] વિશ્વકર્માએ રચેલા એ પ્રાસાદના પાછલા ભાગમાં પ્રભાવતીએ પ્રદ્યુમ્નના આગમનના સત્કારને યોગ્ય સર્વ તૈયારીઓ યથાયોગ્ય સત્વર કરી દીધી.[૪૫] આ પ્રમાણે સર્વ સામગ્રી તૈયાર થઈ રહી, એટલે પ્રભાવતીની આજ્ઞા મેળવી, કામદેવના અવતારી પ્રદ્યુમ્નને ત્યાં લઈ આવવાને, વાયુના જેવી ગતિવાળી હંસી ત્યાંથી સીધારી.[૪૬] અને એ શુદ્ધ સ્મિતવાળી હંસીએ નટવેષધારી પ્રદ્યુમ્નની પાસે જઈ તેને કહ્યું:-"હે ભગવન્! તમે સમાગમને માટે ઠરાવેલો સમય આજ રાત્રિનો છે."[૪૭] અને પ્રદ્યુમ્ને તેનો 'ભલે' એવો ઉત્તર વાળ્યો, એટલે પક્ષિણી ત્યાંથી વિદાય થઈ અને પાછી આવી પ્રભાવતીને કહેવા લાગી:- "હે દીર્ઘ લોચનવાળી! તારી સન્મુખ રુક્મિણીનો પુત્ર પ્રદ્યુમ્ન આવે છે, માટે ધૈર્ય ધર અને શાંત થા."[૪૮]

તે પછી માર્ગે આવતાં શત્રુનું મર્દન કરનાર, આત્મનિષ્ઠ, વીર પ્રદ્યુમ્ને પ્રભાવતીને માટે લઈ જવામાં આવતો સુગંધથી ભરપૂર અને ભમરાઓથી છવાયલો હાર જોયો.[૪૯] એટલે તરત જ કાર્ય સાધવાનો યોગ્ય માર્ગ જાણનાર એ પ્રતાપી પ્રદ્યુમ્ન મધુકર (ભમરો) થયો અને પ્રભાવતી માટે લઈ જવાતા એ હાર ઉપર (બીજા ભમરાઓ સાથે) ચોંટી બેઠો.[૫૦] આમ પ્રદ્યુમ્નરૂપી મધુકરથી યુક્ત એ હારને દાસીઓએ મહેલમાં પ્રવેશ કરાવ્યો અને ભમરોથી વીંટળાયલા તે હારને પ્રભાવતીની સમક્ષ તેની બીજી દાસીઓ લઈ ગઈ.[૫૧] અને હે જનાધિ-

* કુબેરના પુત્ર નલકૂબરની પાસે રાવણે છંછેડેલી રંભા નામની અપ્સરા ગયલી, તે પ્રસંગને રંભાભિસાર કહે છે.

પતિ! તેમણે તેનાથી થોડે છેટે એ હાર મૂકયો. તે પછી શીતળ સંધ્યાકાળ થયો એટલે અન્ય સર્વ ભમરાઓ તો એ હાર ઉપરથી ઉઠી બહાર ચાલ્યા ગયા.[૫૨] આથી પોતાની જોડમાં કોઈ ભમરો ન રહ્યો ત્યારે ઓળખાઈ જવાની બીકથી સહવાસવિહોણો, ભૈમોમાં શ્રેષ્ઠ, વીર પ્રદ્યુમ્ન હળવે હળવે (કોઈ કળી ન શકે તેમ) પ્રભાવતીના કાનના કમલમાં જઈ છૂપાઈ બેઠો.[૫૩]

તે પછી વક્તાઓમાં ઉત્તમ પ્રભાવતીએ પોતાની સખી હંસીને કહ્યું:-"ઉદય પામતા, મનોહર પૂર્ણ ચન્દ્રને નિહાળતાં, હે સખી! મારાં અંગો બળું બળું થઈ જાય છે અને મુખ પણ (વિરહથી) ઘણું જ સૂકાઈ જાય છે. આ તે જેનું ઔષધ જ ન હોય એવો કીયો વ્યાધિ હશે? અત્યારે મારા હૃદયમાં અતિશય ઉત્સુકતા કોણ જાણે કેમ ઉભરાય છે?[૫૪-૫૫] આ હમણાં જ ઉદય થતો ઠંડાં કિરણોવાળો, પૂર્ણ નિશાકર (ચન્દ્ર) મને પ્રિય હોવા છતાં, મારા હૃદયમાં બમણી ઉત્સુકતા વધારતો હોવાથી મારો શત્રુ થઈ પડ્યો છે, અર્થાત્ મને અકારો લાગ્યો છે. (પ્રેમીઓને સંવિહાર કરાવનારો ચન્દ્ર શા માટે મારો આમ તેમની ઉત્કંઠાનો સંહાર વાળતો હશે?)[૫૬] મારા પ્રિય પ્રદ્યુમ્નને મેં પૂર્વે કદી પણ નજરે જોયલો નથી, માત્ર તેના ગુણો અને રૂપનું શ્રવણ કરેલું છે, છતાં તેને મળવાની મારી આતુરતા અતિશય વધેલી છે. અહોહો! મારાં અંગો બળું બળું થઈ રહ્યાં છે, જાણે તેમાંથી ધૂમાડો નીકળતો હોય તેમ લાગે છે. અરેરે! સ્રીસ્વભાવને ખરેખર ધિક્કાર છે.[૫૭] હું મારી બુદ્ધિ અનુસાર મારા મન સાથે આવો સંકલ્પ કરું છું કે, જો મારો પ્રિય મારી સમક્ષ આજે અહીં નહીં આવે તો હાય હાય! શું કુમુદુનીના જેવી મારી મ્લાન સ્થિતિ* થશે? (શું પૂરી ખીલેલી અવસ્થામાં જ અને તેય પ્રિય પાસે હોવા છતાં તેના દર્શનના અભાવે જ મારું મરણ થવાનું છે?) હાય હાય! મને મનસ્વિનીનેય પણ મદનરૂપી વિષપૂર્ણ સાપે દંશ દીધો છે. (નહીં તો મારાં અંગો આમ વિદારાઈ ન જાય.)[૫૮] ચન્દ્રનાં કિરણો સ્વભાવથી જ ઠંડું વીર્ય આપનારાં શીત હોય છે અને જગતને તો આહ્લાદજનક સુખ આપે છે, પરંતુ અરેરે! તે મારાં ગાત્રોને કેમ બાળતાં હશે?[૫૯] નાના પ્રકારનાં પુષ્પોની રજનું વહન કરતો સુગંધી વાયુ પ્રકૃતિથી જ શીતલ હોય છે. છતાં અરેરે! તે કેમ આજે દાવાગ્નિ જેવો અતિ ઉષ્ણ થઈ પડ્યો છે અને મારા સુંદર શરીરને કેમ બાળે છે?[૬૦] તેથી મારે મનની સ્થિરતા અને ધૈર્ય ધરવાં જોઈએ, એવો હું મારા મનમાં સંકલ્પ ઘણોયે કરું છું, છતાંયે અરેરે! એ સંકલ્પ સાથે મારામારી કરી રહેલું મારું નિર્બળ મન એક સ્થાને ચોંટી રહેતું જ નથી.[૬૧] અરેરે! હું મનોબલ વિનાની થઈ જાઉં છું; રે ઓ! મને આ મૂર્છા આવી. ઓ! મારા હૃદયમાં પ્રબળ ધ્રુજારી છૂટે છે. મારાં નેત્રો ચકર ચકર ફરી રહ્યાં છે. હાય! હાય! ખચિત જ મારો ક્ષય થશે."[૬૨]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे प्रभावतीना हरणमां "यादवोनो वज्रपुरमां नटरूपे प्रवेश अने प्रभावतीनो विरह" ए नामनो अध्याय ९३ मो संपूर्ण

## અધ્યાય ૯૪ મો

## પ્રદ્યુમ્ન, ગદ અને સાંબનાં પ્રભાવતી આદિ સાથે ગાંધર્વ લગ્ન

वैशंपायन उवाच—

आविष्टेयं मया बाला सर्वथेत्यवगम्य तु ।
कार्ष्णिहृष्टेन मनसा हंसीमिहमुवाच ह ॥१॥

વૈશંપાયન કહે છેઃ-(પ્રભાવતીના આવા વિરહાલાપો સાંભળી,) 'સર્વથા આ બાલા મારામાં તન્મય થયલી છે,' એમ કૃષ્ણનો પુત્ર પ્રદ્યુમ્ન સમજ્યો એટલે હર્ષ પૂર્ણ મનથી હંસીને તેણે આવું વચન કહ્યું:-[૧] "હું ષટ્પદ ભ્રમર થઈને બીજા ષટ્પદોની સાથે તેની પુષ્પમાલામાં લપ્પાઇને અહીં કયારનોએ આવેલો છું, એમ દૈત્યેન્દ્રની કન્યાને તું જણાવ. હું પ્રભાવતીની આજ્ઞાને વશવર્તી થયો છું; માટે મારી સાથે ભલે તે પોતાની ઇચ્છા અનુસાર વર્તન કરે." આમ કહીને તેણે પોતાનું સુંદર સ્વરૂપ તેને દેખાડયું.[૨-૩] તે સમયે બુદ્ધિમાન્ પ્રદ્યુમ્નની પ્રભાથી એ રાજમંદિરનો પાછલો ભાગ પ્રકાશથી લખલખી રહ્યો, અને તેની આગળ હે રાજન્! ચન્દ્રનાં કિરણોથી ઉત્પન્ન થયલી સુંદર પ્રભા પણ હઠી ગઈ.[૪] પર્વણીને દિવસે ચન્દ્રનો ઉદય થતાં નદીઓનો પતિ સાગર જેમ વૃદ્ધિ પામતો ઉછાળા મારી રહે છે, તેમ પ્રદ્યુમ્નને દેખતાં વેંત જ પ્રભાવતીનો કામસાગર પૂર્ણ ભરતીએ ચઢયો.[૫] પ્રદ્યુમ્નને જોતાં વેંત જ કમલલોચના પ્રભાવતીએ લજ્જાથી કિંચિત્ માથું નીચે નમાવ્યું, કિંચિત્ વાંકી દૃષ્ટિથી તેને નિહાળવા લાગી, અને પછી નિશ્ચલ થઈ તેની સન્મુખ ઉભી રહી.[૬] તેને આવી લજ્જાળુ કામાતુર સ્થિતિમાં નિહાળી, પ્રદ્યુમ્નના શરીરનાં રોમાંચ પણ કામથી ખડાં થયાં, અને

* અર્થાત્ જેમ દિવસે આકાશમાં ચન્દ્ર હોવા છતાંયે તેનું દર્શન નહીં થવાથી કુમુદ કરમાવા માંડે છે, તેમ મારો વલ્લભ પ્રદ્યુમ્ન અહીં આ પ્રદેશમાં વિદ્યમાન હોવા છતાં (મારા પિતા વજ્રનાભને લીધે) મને તેનું દર્શન નહીં થવાથી હું પણ કરમાઈ જઈશ.

તેણે ઉત્તમ કટિ અને નિતંબવાળી, સુંદર આભૂષણોથી શોભતી પ્રભાવતીની કેડે હાથ અડકાડ્યો, અને કહ્યું:–૭

"હે સુંદરી! મને સેંકડો મનોરથોને અંતે પ્રાપ્ત થયેલું, અને પૂર્ણ ચન્દ્રની પેઠે તેજ અને આનંદ દેનારું આ મુખ તે કેમ નીચું નમાવી દીધું છે? તું મારી સાથે કેમ તારા મુખથી કંઈ પણ ઉચ્ચાર કાઢતી નથી?૮ હે સુંદર મુખવાળી! તારા વદનની પ્રભાને આમ કચરી ન નાંખ. હે ભીરુ! તું સઘળો ભય સંપૂર્ણપણે છોડી દે. હે પ્રિયા! તારા આ દાસના ઉપર એટલો તો અનુગ્રહ કર.૯ અયિ ભીરુ! ભય ધરવાનો આ યોગ્ય સમય હોય એમ મને લાગતું નથી, માટે તું તારા ભીરુપણાને ખંખેરી નાંખ. હું આ બે હાથની અંજલિ જોડી, તારી આટલી યાચના કરું છું. હવે યોગ્ય સમય આવેલો હોવાથી હું તને આટલું કહું છું, તે તું સાવધાનતાથી સાંભળ.૧૦ દેશ અને કાળના વિચાર કર, અને તેને યોગ્ય ગાંધર્વ વિવાહ હોવાથી તું તે દ્વારા મારો સ્વીકાર કર, અને આટલો મારા ઉપર અનુગ્રહ કર. ખરેખર રૂપમાં તું અદ્વિતીય સતી છે."૧૧

તે પછી ભૈમનંદન વીર પ્રદ્યુમ્ને પોતાના ચૂડામણિમાં તેજરૂપ રહેલા જાતવેદસ્(અગ્નિ)ને સ્પર્શ કર્યો, અને તેનું આવાહન કરી એ સમયને યોગ્ય થાય તેવા વિધિ પ્રમાણે મંત્રો ભણી પુષ્પોની આહુતિઓ તેને આપી.૧૨ તદનંતર પ્રભાવતીના ઉત્તમ આભૂષણોથી શોભતો હાથ પોતાના હાથમાં લઈ એ મણિમાંના હુતાશન-(અગ્નિ)ની પ્રદક્ષિણા તેણે કરી.૧૩ તે સમયે અચ્યુત કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નને માન આપવા ખાતર, જગતના શુભ અને અશુભ કર્મોનો સાક્ષી ભગવાન્ અગ્નિ તેજસ્વી થઈ પ્રજ્વલવા લાગ્યો.૧૪ તે પછી યદુનંદને બ્રાહ્મણોને ઉદ્દેશીને દક્ષિણાઓનો સંકલ્પ કર્યો અને પછી હંસીને કહ્યું:–"હે પક્ષિણી! અમારું રક્ષણ કરતી તું દ્વાર ઉપર ખડી રહે."૧૫

એટલે તેમને બન્નેને પ્રણામ કરીને હંસી ત્યાંથી વિદાય થઈ ત્યારે કામદેવનો અવતાર પ્રદ્યુમ્ન જમણા હાથથી સુંદર લોચનવાળી પ્રભાવતીને ઝાલીને ઉત્તમ શયનમાં લઈ ગયો.૧૬ પછી તેને પોતાની જાંઘ ઉપર બેસાડી, તેનું વારંવાર સાંત્વન કરતાં કરતાં ધીરે ધીરે તેના ગાલને પોતાના મુખના મધુરા શ્વાસથી સુવાસિત કર્યું, અને યુક્તિથી ક્રમે કરીને ચુંબન ઉપર ચુંબન લેયાં જ કીધું.૧૭ તે પછી મધુકર જેમ કમલમાં આસક્ત થઈ તેના મધુનું પાન વિના ધરાયે કરે છે તેમ પ્રદ્યુમ્ને પ્રભાવતીના મુખકમલનું અધરપાન કર્યું; અને પછી ક્રમે ક્રમે કામક્રીડામાં પારંગત પ્રદ્યુમ્ને એ સુંદર નિતંબવાળી પ્રભાવતીને સજ્જડ આલિંગન દીધું.૧૮ તે પછી તે એકાંતમાં તેની સાથે કામક્રીડા ખેલતો રમમાણ થયો. પ્રભાવતી નવોઢા હોવાથી તેના સંકોચ તેમ જ ખેંચતાણથી લેશ પણ ઉદ્વિગ્ન થયા વિના રતિ-કાર્યમાં વિશારદ પ્રદ્યુમ્ન ખુબીથી તેની સાથે ભોગ-વિલાસમાં નિમગ્ન થયો. આ પ્રમાણે કૃષ્ણનો આ સમર્થ પુત્ર તેની સાથે ક્રીડા ખેલતો ત્યાં આખી રાત રહ્યો*૧૯ અને અરુણનો ઉદય થવાનો સમય થયો, એટલે તે નટોના નિવાસસ્થાનમાં પાછો ચાલ્યો ગયો. પ્રભાવતી-એ અનિચ્છાથી તેને મહા કષ્ટે ત્યાં જવાની વિદાય આપી.૨૦ અને પ્રદ્યુમ્ન પણ મનમાં એ મનહર રૂપ-વતી કાન્તાના જ વિચાર કરતો નટાલયપ્રતિ સીધાર્યો.

આ પ્રમાણેનો પ્રકાર તે બન્ને વચ્ચે કેટલોક સમય ચાલ્યો. ઇન્દ્ર અને કેશવની આજ્ઞાની વાટ જોતા ભૈમ-વંશજો નટના વેષમાં દેવકાર્યને અર્થે વજ્રપુરમાં કેટલોક સમય રહ્યા. દરમ્યાન દેવકાર્યનો ગુહ્ય સંકેત સાચ-વવાના કાર્યમાં નિમગ્ન થયલા મહાત્મા યાદવો ત્રણે લોકના વિજય કરવાના જે ઉદ્યોગો વજ્રનાભ કરી રહ્યો હતો તેની સૂક્ષ્મ નિરીક્ષા કરતા હતા. હે નરાધિપતિ! અગાઉ જણાવ્યું છે તેમ કશ્યપ મુનિ સત્રમાં બેઠા હતા, ત્યાં સૂધી (તેમની સલાહ પ્રમાણે વર્તવાને બંધા-યલા) ત્રણે લોકના વિજયને માટે પ્રયાસ કરી રહેલા, સઘળા, ધર્મચારી મહાત્મા દેવો અને અસુરો વચ્ચે માત્ર બહારથી જ અવિરોધ (શત્રુપણાનો અભાવ) જણાતો હતો, અર્થાત્ વિરોધ તો હતો જ પણ તે જાગૃત દેખાતો ન હતો.૨૧–૨૪

આ પ્રમાણે યોગ્ય સમયની રાહ જોતા, બુદ્ધિમાન્ યાદવો વજ્રપુરમાં વસતા હતા, તે અંતરાલમાં સર્વ ભૂતોને મનોહર એવો વૃષ્ટિનો રમ્ય સમય (વર્ષાઋતુ) આવ્યો.૨૫ મનના જેવી શીઘ્ર ગતિવાળા હંસો મહાત્મા કુમારોની દિનચર્યાનો સમગ્ર વૃત્તાંત અહર્નિશ ઇન્દ્ર અને કેશવને જણાવતા હતા.૨૬ ધાર્તરાષ્ટ્ર હંસોથી સારી રીતે રક્ષાતો મહા તેજસ્વી પ્રદ્યુમ્ન રૂપ આદિ-માં પોતાને અનુરૂપ પ્રભાવતીની સાથે દર રાત્રિએ ભોગવિલાસ મહાણવા તેને મંદિરે જતો હતો.૨૭ હે નૃપ! વાસવ (ઇન્દ્ર)ની આજ્ઞાથી વસતા હંસો તથા નટ વેષધારી યાદવોથી એ વજ્રપુર છવાઈ રહ્યું હતું, છતાં મૃત્યુથી મોહિત થયલા દાનવો તે રહસ્ય સમજી શક્યા ન હતા, અર્થાત્ નટો મૂળ કોણ છે તે જાણવાની દરકાર પણ તેમણે કીધી નહીં.૨૮ તે પછી હંસોના ટોળાંથી રક્ષયલા વીર પ્રદ્યુમ્ને ધીરે ધીરે ગુપ્તપણે રાત્રિની પેઠે દિવસે પણ પ્રભાવતીના રાજમંદિરમાં

* પંદરથી ઓગણીસ ચાર શ્લોકો મન્મથનાથ દત્તની પ્રતમાં નથી.

રહેવા માંડ્યું.[૨૯] પોતાની માયાના પ્રભાવથી નટોના નિવાસમાં તેની પ્રતિછાયા નિરંતર દેખાતી હતી, અને હે કુરુવંશજ! અર્ધ દેહથી તે પ્રભાવતીને સેવતો હતો.[૩૦]

બીજી પાસ નટવેષધારી મહાત્મા યાદવોની સન્નીતિ (પૂજ્યભાવ), વિનય, શીલ, લીલા, દક્ષતા, આર્જવ અને વિદ્વત્તા જોઇને અસુરો તેમના પ્રતિ ભારે ચાહના ધરવા લાગ્યા.[૩૧] અસુરોની સ્ત્રીઓને પણ નારીરૂપ બનેલા યાદવો પોતાના રૂપ, વિલાસ, ગંધ, મીઠી વાણી અને આર્યતાથી પ્રિય થઈ પડ્યા.[૩૨]

(હે રાજન્! દરમ્યાન એક નવી જ ઘટના ઉભી થઈ, તે તું સાંભળ.) હે નૃપ! વજ્રનાભના સુનાભ નામના સુવિખ્યાત ભાઇને રૂપ અને ગુણથી સંપન્ન બે પુત્રીઓ હતી.[૩૩] એકનું નામ ચન્દ્રાવતી અને બીજીનું નામ ગુણવતી હતું. તે બન્ને નિત્ય પ્રભાવતીના રાજમંદિરમાં જતી હતી.[૩૪] તેમણે રતિમાં આસક્ત થયલી સતી પ્રભાવતીને જોઈ તેનું કારણ જાણવાની ઉત્કંઠાને લીધે તેની વિશ્વાસપાત્ર થઈ એક દિવસે તેને તે સંબંધી તેમણે પ્રશ્ન કર્યો.[૩૫] ત્યારે સાધ્વી પ્રભાવતીએ તેમને કહ્યું, કે "મારી પાસે એક એવી વિદ્યા છે, કે જેનું અધ્યયન કરવાથી તત્કાલ રતિક્રીડા માટે ઇષ્ટ પતિ પ્રાપ્ત થાય છે. એ વિદ્યા સૌભાગ્ય આપે એવી છે.[૩૬] તે દેવ કે દાનવને પણ પરવશ કરીને તત્કાલ આપણી સન્મુખ આણે છે. એ વિદ્યાએ આણેલા બુદ્ધિમાન્ અને મનોહર દેવપુત્રની સાથે હું નિત્ય રતિક્રીડા ખેલું છું.[૩૭] મારા પ્રભાવથી અહીં આવેલા મારા પ્રિય પ્રદ્યુમ્નને તમે જુઓ."

તે પછી તે બન્ને રાજપુત્રીઓ રૂપ અને યૌવનની સંપત્તિરૂપ કૃષ્ણપુત્રને જોઈ વિસ્મય પામી.[૩૮] ત્યારે પુનઃ સુંદર કટિ અને મધુર હાસ્યવાળી પ્રભાવતીએ પોતાની એ બે બ્હેનોને સમયને યોગ્ય આવું વચન કહ્યું:-[૩૯] "દેવો નિત્ય ધર્મમાં નિમગ્ન છે અને મહાન્ અસુરો દંભી વર્તનવાળા છે. દેવો તપમાં અનુરક્ત છે, ત્યારે દાનવો સુખમાં નિરત છે.[૪૦] દેવો સતત સત્યમાં પ્રીતિ ધરાવનારા છે, ત્યારે મહાન્ અસુરો નિત્ય અસત્યમાં આળોટનારા છે. જ્યાં જ્યાં ધર્મ, તપ અને સત્ય છે, ત્યાં ત્યાં અવશ્ય વિજય જ છે.[૪૧] હું તમને મારી પતિવિદ્યા આપીશ, માટે તમે બન્ને દેવપુત્રોને પરણો. તમારે યોગ્ય તમારા પતિ મારા પ્રભાવથી સત્વર અહીં આવી પહોંચશે."[૪૨]

સુંદર નેત્રવાળી પ્રભાવતીએ આમ કહ્યું એટલે તે બે બ્હેનોએ હર્ષિત થઇને, 'ભલે ત્યારે એમ કર' એવો તેને પ્રતિ-ઉત્તર આપ્યો. ત્યારે પોતાના પતિ માટે ગર્વ ધરાવનારી પ્રભાવતીએ ભૈમનંદન પ્રદ્યુમ્નને પૂછ્યું કે, "આ કાર્ય કેવી રીતે સાધવું?" અને તેણે પોતાના કાકા ગદ અને ભાઈ સાંબ એ બે વીરોની યોજના આ કાર્યમાં કરવા સલાહ આપી; કારણ તે બન્ને રૂપસંપન્ન, સુશીલ તેમ જ રણમાં શૂરવીર હતા.[૪૪]

પછી પ્રભાવતી* (પોતાની બ્હેનોને) કહે છેઃ-"પૂર્વે દુર્વાસાએ પૂર્ણ પ્રસન્ન થઇને મને આ વિદ્યા આપી હતી. તે જ પ્રમાણે પૂર્ણ પ્રસન્ન થઇને તેમણે સૌભાગ્ય અને સદા કાળ ટકનારી કુમારિકાવસ્થા પણ આપી છે.[૪૫] તેમણે મને તે વેળાએ કહ્યું છે કે, દેવ, દાનવ અને યક્ષોમાંથી જે કોઇનું ધ્યાન તું પતિ તરીકે ધરીશ, તે પતિ તને મળશે. મેં એ જ વિદ્યાના પ્રતાપથી મારી આકાંક્ષા પ્રમાણે આ વીર પતિ મેળવ્યો છે.[૪૬] તેથી જો તમે આ વિદ્યા ગ્રહણ કરશો તો તમને સત્વર તમારા પ્રિયનો સમાગમ થશે."

તે પછી તે બન્ને બ્હેનોએ હર્ષ પામતાં પોતાની બ્હેન પ્રભાવતીના મુખથી એ વિદ્યા પ્રાપ્ત કરી લીધી.[૪૭] એ બે સુંદર સ્ત્રીઓએ આ વિદ્યાનો અભ્યાસ કર્યો અને ગદ તથા સાંબનું ધ્યાન ધર્યું, અને તે બે ભૈમનંદન વીરો પ્રદ્યુમ્નની સાથે તે સ્થળે આવી પહોંચ્યા.[૪૮] હે નૃપ! કૃષ્ણના માયાવી પુત્ર પ્રદ્યુમ્નની માયાએ એ બન્ને વીરોને ગુપ્ત રીતિથી ત્યાં આણ્યા હતા. સજ્જનોને પ્રિય અને શત્રુનાં સૈન્યોના સંહારક એ બે વીરોએ ગાંધર્વ વિવાહ વિધિથી મંત્રોચ્ચારપૂર્વક તે કન્યાઓનું પાણિગ્રહણ કર્યું. ગદ ચન્દ્રાવતીને ને કેશવનો પુત્ર સાંબ ગુણવતીને પરણ્યો.[૪૯] આ પ્રમાણે યાદવોમાં શ્રેષ્ઠ વીરો (દેવસંકેતની સિદ્ધિ અર્થે) ઇન્દ્ર અને કેશવની આજ્ઞાની વાટ જોતાં અસુરોની કન્યા સાથે ભોગવિલાસ ભોગવવા લાગ્યા.[૫૦-૫૧]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे प्रभावतीना हरणमां "प्रद्युम्न, गद अने सांबनां प्रभावती आदि साथे गांधर्व लग्न" ए नामनो अध्याय ९४ मो संपूर्ण

---

* મુંબઇની પ્રતિ તથા મરાઠી પ્રતિમાં "વૈશંપાયન કહે છે" એવો પાઠ છે. પણ મન્મથનાથદત્તની બંગાળી તથા કાશીની પ્રતિમા "પ્રભાવતી કહે છે" એ પાઠ છે, અને તે જ યોગ્ય છે.

## અધ્યાય ૯૫ મો
## વર્ષાઋતુમાં પ્રભાવતી અને પ્રદ્યુમ્નની ક્રીડા અને વિનોદ

वैशंपायन उवाच—

नभो नभस्येऽथ निरीक्ष्य मासि
कामस्तदास्तोयदवृन्दकीर्णम् ।
प्रभावती चारुविशालनेत्रा-
मुवाच पूर्णेन्दुविकासवक्त्रः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–પછી (આ પ્રમાણે કાર્ય ચાલતું હતું તે દરમ્યાન) વર્ષાઋતુ આવી. એક દિવસે *નભસ્ય (શ્રાવણ) માસમાં આકાશને મેઘના સમૂહોથી છવાયલું નિરખી, પૂર્ણ ચન્દ્ર સમાન વિકસેલા મુખવાળા, કામના અવતાર પ્રદ્યુમ્ને સુંદર અને વિશાલ નેત્રવાળી પ્રભાવતીને આમ કહ્યું:-

"હે ઉત્તમ ગાત્રવાળી! આ જો તો ખરી, તારા મુખની આભા(પ્રકાશ) ધારણ કરનારા ચન્દ્રનું રમણીય ગણાતું બિંબ આજે દેખાતું નથી! હે અડોઅડ અટકી રહેલી સુંદર જાંઘવાળી! તારા કેશપાશ સરખા કાળા મેઘોએ તેના સુંદર બિંબને કેવું સજ્જડ ઢાંકી દીધું છે![૧-૨] હે સુંદર ભ્રુકુટીવાળી! મેઘોનાં પટલોમાં રહેલી વિજળી જાણે તારાં હેમનાં સુંદર આભૂષણો જ ચમકતાં હોય તેમ કેવી ઝબુકી રહેતી દેખાય છે! હે ઉત્તમ અંગવાળી! તારા હીરા મણિના હારો જેમ તેજની ધારાઓ છોડી રહ્યા છે તેમ ગર્જના કરતા મેઘો પણ મોટી મોટી (જલ) ધારાઓ વર્ષાવી રહ્યા છે.[૩] તારા મુખમાંની દાંતની શ્વેત પંક્તિઓ જેમ ચકચકી રહી છે તેમ મેઘોથી છવાયલા પ્રદેશોમાં બગલાની પંક્તિઓ વિરાજી રહી છે. હે સુંદર ભ્રુકુટીવાળી! પ્રવાહના વેગથી કમલો ડુબી ગયલાં હોવાથી, નદીઓનાં ડોળાયલાં પાણી હવે શોભતાં નથી.[૪] આકાશમાં નિર્મળ દાંત જેવા શ્વેત બગલાની હારોવાળા, વાયુને વશ થઈ એકમેક સાથે અથડાતા આ મેઘો જાણે ધોળા દાંતવાળા હાથીઓ વનોમાં અન્યોન્યને ટક્કર ભીડી હણવાને પ્રવૃત્ત થયા હોય તેવા (ટાંપીને પડવાને તૈયાર થયલા) દેખાય છે.[૫] હે ઉત્તમ અંગવાળી! તારા મુખ ઉપરની ભ્રુકુટી જ હોય એવા વાંકવાળું, તેમજ નેત્રના અપાંગ ભાગના વર્ણ જેવું ત્રણ રંગનું મેઘધનુષ્ય આકાશને અને મેઘોને કેવું શોભાવી રહ્યું છે, તે તું જો તો ખરી. હે કાન્તા! તે મારા જેવા કામી પુરુષોને વિશેષ હર્ષ ઉપજાવી રહ્યું છે.[૬] હે સુંદર નિતંબવાળી! ગર્જના કરતા મેઘની સ્પર્ધા ખાતર સામા વિશેષ ગંભીર કેકારવ કરતા, વૃષ્ટિથી વિશેષ હર્ષમાં આવી ગયલા અને કળા માટે પીંછાંને પસારી રહેલા મયૂરો અત્યંત આતુરતાથી નૃત્ય કરતા પોતાની પ્રિયાઓ-(મયૂરીઓ)ને કેવા અભિરામ(મનોહર) થઈ પડ્યા છે તે ઉપર તું દૃષ્ટિ નાંખ તો ખરી.[૭] હે સુંદર નિતંબવાળી! રાજમંદિરોના ચન્દ્રના સરખા શુભ્ર મિનારાઓ ઉપર કેટલાક મયૂરોની હાર વિરાજી રહી છે. તેઓ તે ઉપર બે ઘડી કળા કરી પોતાની અતિ સુંદર શોભા દાખવીને પાછા છાપરા ઉપર ઉડી પડે છે.[૮] વર્ષાદથી પીંછાં ભીંજાવાથી મુહૂર્ત માત્ર વૃક્ષોના ચૂડામણિરૂપે વિરાજી રહેલા અન્ય કેટલાક મયૂરો લીલાંછમ ઘાસવાળી ભૂમિ ઉપર જઈ બેસે છે, અને તેના રંગમાં તદ્રૂપ ભળી જવાથી તેઓ એ ઘાસમાં બેઠેલા છે કે નહીં એવી શંકા (પ્રેક્ષકના મનમાં) ઉત્પન્ન કરાવે છે.[૯]

"જલધારાઓની વચમાંથી પસાર થતો, સુખકર અને ચંદનના પંકથી શીતલ થયલો વાયુ, કામદેવનો બંધુ હોય તેવા કદંબ, સર્જ, અર્જુન ઇત્યાદિ પુષ્પોના રજભર્યા સુગંધને આકર્ષી લાવે છે.[૧૦] હે સુંદર ગાત્રોવાળી! જો આ પવને રતિક્રીડાના શ્રમથી થતા પરસેવાનો વિનાશ કરવાની ગરજ સારી ન હોત, તેમ જ નવા નવા જલને અહીં ખેંચી આણવાનું કાર્ય સાધ્યું ન હોત, તો તો તે વાયુ તેમ જ તે વિનાનો વર્ષાકાળ પણ મને કિંચિત્ પ્રિય થાત નહીં.[૧૧] આવા પ્રકારના (આપણા જેવાના) પ્રિયપ્રિયાના સમાગમોમાં રતિક્રીડાને અંતે તેમના રતિશ્રમથી થતા પરસેવાનો વિનાશ કરનારો આ સુગંધી વાયુ આમ વાઈ રહ્યો છે, તેના જેવું બીજું કીયું પરમ સુખ, હે રતિ! આ લોકમાં છે?[૧૨] હે સુંદર ગાત્રવાળી! માનસ સરોવરના નિવાસમાં જ લોભાયલા રહેતા હંસો મહા નદીઓના કાંઠા જલના પ્રવાહથી ઉભરાઈ જતા જોઈ હર્ષમાં આવી ગયા છે, અને તેથી તેઓ સારસ તથા ક્રૌંચ પક્ષીઓ સહિત, મનને લોભાવનારાં અન્ય સ્થાનોએ જતાં જાણે થાકી ગયા હોય એમ અહીં ઠરી રહેલા જણાય છે.[૧૩] હે વિશાળ અને સુંદર નેત્રવાળી! હંસો, સારસો, ક્રૌંચો તેમ જ ચક્રવાક પક્ષીઓ (સર્વત્ર ભૂમિ જલમય થઈ જતાં) એ જલાશયોને છોડી ચાલ્યાં જશે ત્યારે તે નદીઓ અને સરોવરોની શોભા પણ હણાઈ ગયલી જ જાણજે અને તે પહેલાંની પેઠે શોભશે પણ નહીં.[૧૪]

"હે દયિતા! શ્રેષ્ઠ અને સુંદર વર્ષાઋતુનાં લક્ષણને જાણનારી નિદ્રા પણ સર્વોત્તમ સુંદર રૂપવતી, જગતરૂપ લક્ષ્મીને પ્રણામ કરીને વિશ્રામને અર્થે શેષનાગરૂપી

* કેટલાક નભસ્ય માસને ભાદ્રપદ પણ ગણે છે.

સુંદર શય્યા ઉપર એક પડખે ઉંઘતા જગતના નાથ, નિશ્ચલ, અચ્યુત ઈશ્વર ઉપેન્દ્રની પાસે જઈ પહોંચી છે.[૧૫] હે કમલના સમાન દીર્ઘ નેત્રવાળી! ભગવાન્ ઉપેન્દ્ર નિદ્રામાં પડેલા હોવાથી, વર્ષામાં મેઘરૂપી અંબર ઓઢનારો, કમલ જેવો નિર્મલ ચન્દ્ર આજે કૃષ્ણના મુખ ઉપરની પ્રભાનું અનુકરણ કરતો હોય તેમ જણાય છે.[૧૬] કૃષ્ણની પ્રસન્નતા મેળવવાની આકાંક્ષાવાળી સમસ્ત ઋતુઓ કદંબ, નીપ, અર્જુન, કેતકી ઇત્યાદિનાં પુષ્પોની માળાઓ તથા અન્ય જાતિનાં પુષ્પો નિત્ય નિત્ય કૃષ્ણની સમક્ષ ભેટ ધરતી દેખાય છે.[૧૭] (મદરૂપી) વિષથી ભરેલા મુખવાળા* હાથીઓ જેના રસનું પાન ભ્રમરો કરી રહ્યા છે એવાં સુકુમાર પુષ્પો અને વૃક્ષોને આંટા મારતાં મારતાં અડકે છે છતાં તે કરમાતાં નથી, એ જોઈ લોકને અતિશય કૌતૂહલ થાય છે.†[૧૮]

"પાણીના ભારથી અતિશય જડ થયલા મેઘથી છવાયલું આકાશ શું ભૂમિ ઉપર પડવાની તૈયારી કરી રહ્યું તો નથી, એવી આશંકા થતાં કામક્રીડાના અતિરેકથી ભારેખમ થયલાં અને પરસેવાથી તરબોળ થયલાં તારાં સુંદર સ્તન, મુખ અને ઉરુ પ્રદેશ જાણે કોઈ જલાશયમાં પ્રવેશ કરી આવ્યાં હોય તેમ ગંભીર, જલબિંદુઓથી ભરપૂર અને મનોહર બનેલાં દીસે છે.[૧૯] હે વિમલ અંગરૂપી યષ્ટિવાળી પ્રભાવતી! જગતના કલ્યાણ સારુ આ મેઘવૃંદો ભૂમિ ઉપરનાં કોમલ તૃણાંકુર આદિ ઉપર જલની વૃષ્ટિ કરી રહ્યા છે અને તે બગલાઓરૂપી શ્વેત પુષ્પ માલાઓથી અલંકૃત થયલા હોવાથી મને રમ્ય દેખાય છે.[૨૦] સર્વત્ર રાજ્યચક્ર ચલાવનાર રાજા જેમ પોતાના હાથીઓની સાથે બલથી મદમત્ત વનના હાથીઓને લડાવે છે, તે પ્રમાણે પાણીથી ભરપૂર મેઘને આકર્ષી લાવનાર પવન મેઘોના એક સમૂહને અન્ય મેઘોના સમૂહ સાથે અથડાઅથડી કરાવી રહ્યો છે.[૨૧] મેઘને પ્રેમથી ચાહનારાં ચાતકો, પીચ્છધારી મયૂરો અને અંડમાંથી ઉત્પન્ન થનારાં ઉત્તમ પક્ષીઓને હર્ષ પમાડનારું, પાવન કરનારું, પવિત્ર અને પવનોથી સુગંધી થયલું અપાર્થિવ‡ (દિવ્ય) જલ મેઘ વરસાવી રહ્યો છે.[૨૨]

"સત્ય ધર્મ જેમને પ્રિય છે એવો, સત્પાત્ર શિષ્યોથી વિંટળાયલો બ્રાહ્મણ જેમ વેદમંત્રોનો ઉદ્‌ઘોષ કરે છે, તેમ સોળ પખવાડીયાં( આઠ મહિના ), સૂધી સ્વસ્થ નિદ્રામાં પડેલો પ્લવંગમ(દેડકો), ગાયોથી વિંટળાયલા આખલાની પેઠે, વૃષ્ટિથી પીડાતો કામિનીઓ( દેડકીઓ)ની સાથે ડેંડુ ડેંડુ અવાજ કરતો શોતો હોય તેમ દીસે છે.[૨૩] મેઘની વૃષ્ટિના સમયનો આ એક મોટો ઉપકારક ગુણ છે, કે જાગેલી અબળાઓ પ્રૌઢ મેઘની ગર્જનાથી ભયભીત થાય છે, અને એ ભયના નિવારણને અર્થે બીનેલી અબળાઓ શય્યામાં પડી રહેવાનો સમય હોતો નથી તો પણ પોતાના પ્રિયને અતિગાઢ આલિંગન દઈને તેના કામને વિશેષ ને વિશેષ ઉદ્દીપ્ત કરે છે.[૨૪] તેમ હે ઉદાર વંશ, વર્ણ અને શીલવાળી! આ વૃષ્ટિકાલનો માત્ર મને એ જ એક દોષ જણાય છે, કે તારા મુખ સમાન પ્રભાવાળો શશાંક (ચન્દ્ર) મેઘરૂપી ગ્રહથી તેનું બિંબ ગ્રહાવાને લીધે દેખાતો નથી.[૨૫] હે ભીરુ! પ્રથમ મેઘના પટમાં છવાયલો, જગતનો દીપક શશાંક જ્યારે મેઘથી છૂટો થઈ સ્પષ્ટ દેખાય છે ત્યારે જાણે પ્રવાસથી નિર્વિઘ્ને ભાઈ પાછો ફર્યો હોય અને હર્ષ થતો હોય તેમ વિશેષ હર્ષ પામતા લોક જણાય છે.[૨૬] હે ભીરુ! પ્રિયસમીપવર્તી પ્રિયાઓને પ્રિયદર્શનથી જેટલો આનંદ થાય છે, તેટલો જ ઉત્સવ દૂર વસેલા પ્રિયજનવાળી પ્રિયાઓનાં નેત્રોને તેમના વિરહ વિલાપનો સાક્ષી શશાંક સ્પષ્ટ દેખાતાં થાય છે, એમ હું જાણું છું.[૨૭] વર્ષામાં ચન્દ્રના અદર્શનથી પ્રિય વિરહિત પ્રિયાઓને જે વિરહ સંતાપે છે અને અન્ય પ્રિયસમીપવર્તી પ્રિયાઓને પ્રિયજન સાથે ખેલતી જોઈ જે ઇર્ષ્યા થાય છે, તે વિરહ ચન્દ્રના સ્પષ્ટ દર્શનથી ટળે છે અને ક્રીડા ખેલતી પ્રિયાઓના પ્રિયજનો હવે પ્રદેશ જશે એ વિચારથી તેમની ઇર્ષ્યા પણ મંદ થાય છે. આ વર્ષાઋતુમાં જેમના કાન્ત પરદેશથી પાછા આવેલા છે તેવી પ્રેમાળ સ્રીઓનાં નેત્રને મેઘાચ્છાદિત ચન્દ્ર ઉત્સવ કરાવનારો થઈ પડે છે, ત્યારે પ્રિયથી વિરહિણી પ્રિયાઓને તો તે દાવાગ્નિના જેવો તીક્ષ્ણ લાગે છે. સારાંશ ચન્દ્ર પોતે જ પોતાના દેહ(આકૃતિ)થી પ્રિય તેમ જ અપ્રિય થઈ પડે છે.[૨૮]

"હે ચંદ્રમુખી! તારા પિતાના નગરનાં મંદિરોમાં ચન્દ્ર વિના પણ (સુંદરીઓના મુખરૂપી) ચન્દ્રનાં કિરણોની ઉજ્જવલ પ્રભા છવાઈ રહે છે, તેથી તું ચન્દ્રના આવા ગુણ અને અવગુણ યથાર્થ જાણી શકે એમ નથી, અને તેથી જ હું તેની આવી પ્રશંસા તારી સમક્ષ કરું છું.[૨૯] અન્યને દુષ્પ્રાપ્ય એવું, બ્રાહ્મણો ઉપર અધિકાર ધરાવનારું રાજ્ય પૂર્વનાં સત્કૃત્યોથી તેમ જ તપથી સ્તુત્ય ચન્દ્રને પ્રાપ્ત થયલું છે. યજ્ઞમાં એકત્ર થયલા બ્રાહ્મણો આ પવમાન

* હાથીઓ મદ ઝરવાને લીધે સુંઢથી જે પુષ્પને અડકે તે તરત જ કરમાઇ જાય છે, તેથી તેમનાં મોઢાં વિષથી ભરેલાં કહેલાં છે.

† અર્થાત્ ચોમાસામાં હાથીઓનો મદ ઉતરી ગયલો હોવાથી વૃક્ષો આદિને તેઓ અડકે છે છતાં તેમને હેરાન કરી શકતા નથી.

‡ પૃથ્વી ઉપરનું નહીં એવું.

સંજ્ઞક સોમને ઉદ્દેશીને ઉત્કૃષ્ટ સામગાન કરે છે.[૩૦] ચન્દ્ર એ, ઉત્તમ વીર્યયુક્ત કર્મ કરનારો નરદેવ(રાજા) પુરુરવા જેનો પુત્ર છે એવા, બુધનો પિતા છે; ચન્દ્ર પોતે પ્રાણાગ્નિ હોવાથી, પોતાનો પૌત્ર પુરુરવા ગંધર્વ લોકમાંથી અગ્નિને ભૂલોકમાં આણતો હતો ત્યારે, એ અગ્નિ (માર્ગમાં હેઠો મૂકાવાથી) અધવચ નષ્ટ થતાં પ્રશંસાપાત્ર ચન્દ્રે પીપળાની અરણીથી, શમીગર્ભ-ભવ(અગ્નિ)ને પુનરુજ્જીવિત (સચેત) કર્યો હતો.* ચન્દ્ર ભવ(શંકર)નો† આત્મા જ છે.[૩૧] તે પછી મહાત્મા ચન્દ્ર (પૌત્ર પુરુરવારૂપે) અપ્સરાઓમાં શ્રેષ્ઠ ઉર્વશીના પ્રેમપાશમાં પડ્યો હતો. હે ઉત્તમ ગાત્ર-વાળી! પૂર્વે ઘોર મુનિશ્રેષ્ઠોએ એ ચન્દ્રના સમગ્ર અમૃત દેહનું પ્રાશન કર્યું હતું.‡[૩૨] એ ચન્દ્રના વંશમાં કાળે કરીને આયુ નામનો રાજા થયો હતો. તે પોતે કુશાગ્રો(થી ઉદ્દિષ્ટ યજ્ઞોની પરંપરા)ના પ્રતાપે (સદેહે) સ્વર્ગલોકમાં ગયો, અને ત્યાં પોતે જ અગ્નિસ્વરૂપ થયો. આજ પર્યંત તે અગ્નિ તરીકે અહીં પૂજાય છે.

"એ આયુના જ વંશમાં દેવરાજપદ(ઇન્દ્રપદ)ને પ્રાપ્ત કરનારા વીર નહુષ રાજાનો જન્મ થયો હતો.[૩૩] હે ભીરુ! તેના વંશમાં દેવાધિદેવ (અથવા દેવાતિ-દેવ–દેવોથી પણ દિવ્યતામાં ચઢનાર) જગત્કર્તા, ભગ-વાન્ હરિ ભૈમ (યાદવ) વીર થઇને દેવકાર્ય કરવાને વાસ્તે આ ભૂલોકમાં ઉત્પન્ન થયા છે. હે સુંદર ભ્રુકુટી-વાળી! આ ચન્દ્ર દક્ષની (સત્તાવીશ નક્ષત્રોરૂપી) પુત્રીઓની સાથે પરણ્યો હતો.[૩૪] આ ચન્દ્રના જ વંશમાં ચન્દ્રવંશનો દીપક, મહાત્મા રાજા વસુ ઉત્પન્ન થયો હતો. વીર રાજા વસુ પોતાનાં કર્મોથી શક્રના જેવો જ પ્રભાવશાળી અને ચક્રવર્તી રાજા થયો હતો.[૩૫] આ જ ચન્દ્રના વંશમાં યદુ રાજા મુખ્ય હતો. તે પૃથ્વી ઉપર ચક્રવર્તી રાજ્ય પ્રાપ્ત કર્યું હતું. એ નરાધિ-પતિના વંશમાં ભોજ નામના, સુરરાજના જેવા, વં-[શ] પુત્રો ઉત્પન્ન થયા છે.[૩૬] હે જલકમલ સમાન સું-[દર] આંખવાળી! આ ચન્દ્રના વંશમાં કપટયુક્ત ક-[ર્મ] આચરનારો કોઈ થયો નથી, કે કોઇ રાજા નાસ્તિ-[ક] થયો નથી, કે દુષ્ટ ઘાતકી થયો નથી; અશ્રદ્ધાળુ થ-[યો] નથી કે કૃપણ અથવા તો શૌર્યહીન પણ થયો નથી.[૩૭] હે કમલપત્ર સમાન દીર્ઘ લોચનવાળી સુંદરી! સ્તુતિ-પાત્ર અને ગુણોની અતિપાત્રભૂત એવી તું આ ચન્દ્રવંશના રાજપુત્રની (મારી) વધૂ થયલી છે. શિખરાગ્ર(એક જાતના મણિ)ના જેવા દાંતવાળી પ્રિયે! સજ્જનોને અતિશય પ્રિય એવા આ ઈશ ચન્દ્રને તું પ્રણામ કર.[૩૮] હે દેવી! તારા સસરા કૃષ્ણને પ્ર-પ્રણામ કર. તે દેવ છે, તે સમસ્ત લોકના આશ્રય-રૂપ તેમ જ ત્રિદશો(દેવો)ના આધારભૂત છે, તે પુરુષો-ત્તમ છે અને નારાયણાત્મક છે, તેને તું પ્રણામ કર."[૩૯]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमा विष्णुपर्वविषे प्रभावतीना हरणमां "वर्षाऋतुमां प्रभावती अने प्रद्युम्ननी क्रीडा अने विनोद" ए नामनो अध्याय ९५ मो संपूर्ण

## અધ્યાય ૯૬ મો

## વજ્રનાભની ત્રૈલોક્યના વિજયની આકાંક્ષા અને પ્રદ્યુમ્નાદિ સાથે યુદ્ધ

वैशंपायन उवाच—

सत्रावसाने च मुनेः कश्यपस्यातितेजसः ।
जग्मुर्देवा सुराः स्वानि स्थानान्यमितविक्रमाः ॥१

---

* 'ब्रह्मणे प्राणाय जुष्टं निर्वपामि',

એ મંત્રથી ઉદ્દિષ્ટ અગ્નિ પ્રાણાગ્નિ કહેવાય છે. અહીં ઉદ્દેશેલી કથા આમ છે. ઉર્વશીથી પુરૂરવાને હમેશનો વિયોગ સહેવાનું સંકટ આવ્યું ત્યારે ઉર્વશીએ ગંધર્વો પાસેથી તેણે પોતે ગંધર્વ બને અને સદા ઉર્વશી સાથે રહી શકે એવું વરદાન મેળવ્યું. પરંતુ આ વરદાનની સિદ્ધિ અર્થે ગંધર્વપતિએ પુરૂરવાને ગંધર્વ લોકમાંથી અગ્નિથી ભરેલું એક વાસણ પૃથ્વી ઉપર લઈ જઈ, તેમાં ઉર્વશી સાથે પોતાનો સમાગમ રહે એવા સંકલ્પપૂર્વક અમુક કાળ સુધી આહુતિઓ આપવાની આજ્ઞા કરી. આ હેતુથી તે ગંધર્વ લોકમાંથી અગ્નિને ભૂલોકમાં આણતો હતો; પરંતુ વચ્ચે માર્ગમાં વિરામ અર્થે તેણે એ અગ્નિને ભોંય ઉપર મૂક્યો, એટલે તે તત્કાળ નષ્ટ થયો. તેણે એ નષ્ટ થયલા અગ્નિને તે સ્થાને ઘણોયે શોધ્યો, પરંતુ તે જડ્યો નહીં. પછી ચન્દ્રના અનુષ્ઠાનથી તેણે જેના પેટામાં વૃક્ષ શમી ઉગ્યું હતું એવો પીપળો જોયો, અને એ પીપળાની અરણી આણી તેને ઘસી અગ્નિ ઉત્પન્ન કર્યો. એ અગ્નિના એણે ત્રણ અગ્નિ, ગાર્હપત્ય, આહવનીય અને દક્ષિણ, ઉત્પન્ન કર્યા, અને ત્રણ પ્રકારનાં કર્મ તેણે ભૂલોક ઉપર પ્રવર્તાવ્યાં અને પોતે ગંધર્વ થયો. ઓષધિનો પતિ ચન્દ્ર હોવાથી નષ્ટ થયલા અગ્નિને પીપળા દ્વારા તેણે ઉત્પ-[ન્ન] કર્યો, એ ભાવના લોકમાં પ્રવર્તી. આ ભાવનાને ઉદ્દેશીને પ્રધુ-[મ્ને] અહીં ચન્દ્રની સ્તુતિ કરી છે. પ્રોમીસ્થીઅસે સ્વર્ગમાંથી અ-[ગ્નિ] મળતી રીતિએ અગ્નિ આણ્યાની કથા ગ્રીક પુરાણોમાં છે.

† મહાદેવે તેને મસ્તકે ધારણ કરેલો હોવાથી તે એનો જ આત્મા જ હોય એવો જણાય છે.

‡ આ પ્રસંગની આખ્યાયિકા આ પ્રમાણે છેઃ-ચન્દ્ર રાજસૂ-યજ્ઞના પ્રતાપથી એક સમયે એવો તો છકી ગયો હતો કે તે મદના અને કામના આવેશમાં પોતાના ગુરુ બૃહસ્પતિની પત્ની તારાનું અપહરણ કર્યું. દેવો, બ્રહ્મા આદિએ તેને બૃહસ્પતિને તેમ-[ની] પત્ની સોંપી દેવા ઘણીએ વિનતિ કરી, પરંતુ તેણે માન્યું જ નહ-[ીં.] પરિણામે મહાન્ યુદ્ધ જાગ્યું. દેવોના વિરોધી દૈત્યો અને તે-[ના] ગુરુ શુક્રાચાર્યે ચન્દ્રનો પક્ષ લીધો, અને દેવાસુર યુદ્ધ મચ્યું. [આ] અઘોર યુદ્ધમાં શંકરે ચન્દ્રના બે વિભાગ કીધા, અને મુનિઓ તેના અમૃતરૂપી સદંશને આકર્ષી લીધો. આખરે બ્રહ્માની સ-[મ]જાવટથી ચન્દ્રે પોતાથી સગર્ભા થયલી તારાને તેના પતિ બૃ-[હ]સ્પતિને સોંપી.

વૈશંપાયન કહે છેઃ-(આ પ્રમાણે કાલ વ્યતીત થતાં આખરે) અતિ તેજસ્વી કશ્યપ મુનિનો સત્ર સમાપ્ત થયો જાણીને અમિત પરાક્રમી દેવો અને અસુરો (યુદ્ધને યોગ્ય તૈયારીઓ કરવાને) પોતપોતાનાં સ્થાનોએ ગયા.[૧] સત્ર સમાપ્ત થયાનું જાણીને ત્રૈલોક્યના વિજયની આકાંક્ષા ધરાવનારો વજ્રનાભ કશ્યપ મુનિની પાસે ગયો, અને પોતાની આકાંક્ષા જણાવી ત્યારે મુનિ કશ્યપે તેને આમ કહ્યું:-[૨]

"હે વજ્રનાભ! જો તારે મારું કહેવું સાંભળવું હોય તો તો તું હું જે કહું છું તે તું સાવધાનતાથી સાંભળ. હે પુત્ર! તારા સ્વજનોથી આવૃત્ત થઈને તું તારા વજ્રપુરમાં જ નિવાસ કરીને રહેજે.[૩] તું સ્વભાવ-(પ્રકૃતિ)થી જ શક્તિમાન્ છે તેમ જ તપના બળથી અધિક સમર્થ થયલો છે. પરંતુ ઇન્દ્ર બ્રાહ્મણોનો રક્ષક અને આશ્રયદાતા છે; તે કૃતજ્ઞ છે અને સુર તથા અસુરોમાં જ્યેષ્ઠ(મોટો ભાઈ) છે. તેમ જ ગુણોમાં તે સર્વથી અધિક અને શ્રેષ્ઠ છે.[૪] વળી તે સમસ્ત જગતના પાત્ર રાજા છે અને સત્પુરુષોનો આશ્રયભૂત છે. તે સર્વ ભૂતોના કલ્યાણમાં નિમગ્ન રહેલો હોવાથી તેણે સમગ્ર લોકરાજ્ય યોગ્ય રીતે પ્રાપ્ત કરેલું છે.[૫] હે વજ્રનાભ! તે તારે હાથે જિતાય એ શક્ય નથી. (માટે તેવું કાર્ય ઉઠાવતાં) તું નાહક માર્યો જઇશ. પગના પ્રહારથી સાપને ચીઢવનારની જેવી ગતિ થાય છે તેવી તારી ગતિ થશે."[૬]

હે ભારત! જેમ કાલના પાશથી વિંટળાયલાં અંગવાળા, મરવાની અણીએ આવેલા મનુષ્યને ઔષધિ રુચતી નથી, તેમ વજ્રનાભને કશ્યપ મુનિનું આ હિતકર વચન રુચ્યું નહીં.[૭] તેથી લોકને ઉત્પન્ન કરનારા પ્રજાપતિ કશ્યપને અભિવંદન કરીને એ દુર્જય, દુર્બુદ્ધિ વજ્રનાભ પોતાને નગર પાછો ગયો અને ત્રૈલોક્યના વિજયનો આરંભ કરવાનો નિશ્ચય કર્યો.[૮] હે વસુધાધિપતિ! તેણે પછી પોતાના જ્ઞાતિબાંધવો (દાનવો) તેમ જ પુષ્કળ મિત્રાદિ વર્ગને એકઠા કર્યા, અને પ્રથમ સ્વર્ગને જ જિતવાની ઇચ્છાથી તેણે તે દિશામાં પ્રયાણ કર્યું.[૯]

હે રાજન્! બીજી પાસ આ સમયના અંતરાલમાં મહાબલવાન્ કૃષ્ણ અને ઇન્દ્ર એ બે દેવોએ વજ્રનાભનો વધ કરવાના ઉપાય યોજવા જે હંસોને વજ્રપુર મોકલ્યા હતા તે ધાર્તરાષ્ટ્ર હંસો તેમની પાસે પાછા આવ્યા, અને ત્યાંથી ઇન્દ્ર અને કૃષ્ણનો સંદેશો લઈ આવી (વજ્રપુરમાં રહેતા) મુખ્ય મુખ્ય મહા બળવાન્ મહાત્મા યાદવોને તે સંભળાવ્યો. પછી હવે શું કરવું તેનો વિચાર કરતાં તેઓ ચિંતામાં પડ્યા.[૧૦-૧૧] તેમને એ ચિંતા થઇ, કે "હવે પ્રદ્યુમ્ને સત્વર વજ્રનાભને હણવો જોઇએ, એ નિઃસંશય છે. પરંતુ તે અને તેનો ભાઈ એ બન્નેની દુહિતાઓ પ્રદ્યુમ્ન, ગદ અને સાંબની ભાર્યાઓ થયલી છે; તેઓ અમો યાદવો તરફ ભાવથી અનુરાગ રાખે છે; વળી તે સર્વેય સગર્ભા છે; તો હવે કેવી રીતે આ સર્વાત્મ(સંપૂર્ણ) કાર્ય કરવું? થોડાક સમયમાંજ તેઓનો પ્રસવકાલ પણ પાસે આવેલો છે; તે કંઈ બહુ દૂર નથી."[૧૨-૧૩]

પછી આ સંકટનો પરસ્પર વિચાર કરી, મહા બલવાન્ યાદવોએ તે વાત હંસોને જણાવી અને કહ્યું કે, તમે શક્ર અને કેશવને આ સઘળી વાત વિદિત કરો.[૧૪] એટલે હંસોએ જઇને ઇન્દ્ર તથા કેશવને સઘળી વાત યથાસ્થિત જણાવી, અને હે પ્રભુ! તેમણે હંસો સાથે એવો સંદેશો પાછો પાઠવ્યો, કે "તે કારણે તમારે લેશ પણ ભય ધરવો નહીં. તેઓના ગર્ભમાં રહેલા તમારા એ પુત્રો ઇચ્છા અનુસાર રૂપ ધરી શકે એવા થશે, ગુણોથી પ્રશંસાપાત્ર અને અનિંદ્ય થશે, અને ગર્ભમાંથી જ તેઓ સર્વ અંગો સાથે વેદોનું જ્ઞાન પ્રાપ્ત કરશે; તથા સર્વ ભવિષ્ય વૃત્તાંત તેમ જ વિવિધ અસ્ત્રોનું જ્ઞાન પણ સંપાદન કરશે. જન્મતાં વેંત જ સત્વર તેઓ યુવાન અને સારા પંડિતો થશે."[૧૫-૧૭] આ પ્રમાણેનો સંદેશો લઇને હંસો પુનઃ વજ્રપુર આવ્યા, અને ઇન્દ્ર તથા કેશવનાં વચન ભૈમવંશી યાદવોને કહ્યાં.[૧૮]

તે પછી થોડેક સમયે હે વિભુ! પ્રભાવતીએ એક પુત્રને જન્મ આપ્યો. હે ભારત! તે તેના પિતા પ્રદ્યુમ્નના જેવો જ હતો, અને તેણે સત્વર જન્મતાં વેંત જ યૌવન અને સર્વજ્ઞત્વ પ્રાપ્ત કર્યું.[૧૯] તે પછી માત્ર એક મહિને જ ચન્દ્રાવતીએ ચન્દ્રપ્રભ નામનો પુત્ર પ્રસવ્યો. તે તેના પિતા ગદના જેવો જ હતો, અને હે ભારત! સત્વર તે પણ યૌવનસંપન્ન અને સર્વજ્ઞ થયો. વળી અનિંદ્ય ગુણવતીએ પણ ગુણવંત નામના પુત્રને જન્મ આપ્યો, અને તત્કાલ તેને પણ યૌવન અને સર્વજ્ઞત્વ પ્રાપ્ત થયું.[૨૦-૨૧] એ બે કુમારો (ચન્દ્રપ્રભ અને ગુણવંત) પ્રદ્યુમ્નના કુમારની પેઠે ઇન્દ્ર અને ઉપેન્દ્રના પ્રસાદ(કૃપા)થી તત્કાલ યુવાન અને સર્વ શાસ્ત્રાર્થમાં પારંગત થયા હતા, અને યુદ્ધને માટે યોગ્યતા પ્રાપ્ત કરી ચૂકેલા હતા.[૨૨] હે વીર! રાજમંદિરના પાછલા ભાગમાં વૃદ્ધિ પામતા એ યાદવ બાલકો એક સમયે ઇન્દ્ર અને ઉપેન્દ્રની ઇચ્છાથી દૈત્યોની દૃષ્ટિએ પડ્યા. આ કંઈ તેમની ઇચ્છાથી અન્યથા (વિરુદ્ધ) થયું હતું, એમ તારે સમજવું નહીં.[૨૩] આકાશમાં રહીને પ્રભાવતીના પ્રાસાદનું રક્ષણ કરતા દૈત્યો તેમને જોતાં જ ગભરાયા, અને એ વર્તમાન તેમણે

સત્વર ત્રૈલોક્યના વિજયની ઇચ્છા રાખનારા વીર વજ્રનાભને કાને નાંખ્યા.[૨૪] એટલે અસુરપતિ, મહાસુર વજ્રનાભે તેમને એવી આજ્ઞા કરી, કે "એ બાલકોએ મારા કુલનું અપમાન કર્યું છે, માટે વધ કરવાને એ સર્વનેય અહીં પકડી લાવો."[૨૫]

તદનંતર બુદ્ધિમાન્ અસુરપતિએ આજ્ઞા ફરમાવી સર્વ સૈન્ય એકઠું કરાવ્યું, અને હે કુરુકુલના ઉદ્ધારક! તે સૈન્યે તેના મહેલની સર્વ દિશાઓને છાઈ નાંખી.[૨૬] શત્રુને દંડ દેનાર, દાનવરાજ વજ્રનાભની આજ્ઞાથી, "એમને પકડો, સત્વર એમનો વધ કરો," એવા એવા ઉદ્ગારો અહીંતહીંથી એમ સર્વત્ર તેમના મુખમાંથી નીકળી રહ્યા.[૨૭] તે સાંભળતાં એ બાળકોની પુત્રવત્સલ માતાઓ દુઃખથી પીડાતી આક્રંદ કરવા લાગી. ત્યારે પ્રદ્યુમ્ને લગાર હસીને એ રોતી સ્ત્રીઓને સાંત્વન આપતાં કહ્યું:-[૨૮] "અમે સર્વે જીવીએ છીએ, ત્યાં સુધી તો તમારે સર્વથા આ દાનવોનો લેશ પણ ભય ધરવો નહીં. એ દૈત્યો અમને તે શું કરી શકવાના છે? સર્વથા તમારું કલ્યાણ થશે."[૨૯] તે પછી આકુળવ્યાકુળ થયલી પ્રભાવતીને પ્રદ્યુમ્ને કહ્યું:-"હે દેવી! તારો ગદાધારી પિતા વજ્રનાભ તથા શસ્ત્રધારણ કરી અહીં ખડા થયલા તારા કાકાઓ, ભાઇઓ, તેમ જ જ્ઞાતિબાંધવો અને તેમના પક્ષના બીજા દાનવો, તારી ખાતર ખરેખર સર્વથા મારે મન પૂજ્ય અને માનને પાત્ર છે.[૩૦-૩૧] (છતાં) ખરેખર તેમની સામે યુદ્ધ કરવા જેવો ભયંકર આ સમય આવ્યો છે. માટે તારી એ બહેનોને પૂછ, કે હવે અમારે શું કરવું? જો અમે તેમના પ્રહારોને (તમારી ખાતર તેમની સામે યુદ્ધ ન કરતાં મુંગે મોંઢે) સહન કરીશું તો અમારું મરણ થશે, અને જો તેમની સાથે અમે યુદ્ધ કરીશું તો એ નિશ્ચિત જ છે કે અમારો વિજય થશે.[૩૨] અમારો વધ કરવાની ઇચ્છાવાળા આ દાનવેંદ્ર વજ્રનાભ તથા તેના દૈત્યો અમારી સામે યુદ્ધ કરશે જ; અને તેથી જ અમારે તેમની સામે યુદ્ધ કરવું પડશે. તમારી આજ્ઞામાં અમે સર્વે છીએ, તેમ તેમના સકંજામાં આપણે સપડાયલાં છીએ. માટે કહો કે હવે અહીં અમારે શું કરવું?"[૩૩]

પ્રદ્યુમ્ને આમ કહ્યું ત્યારે રુદન કરતી પ્રભાવતીએ ભૂમિ ઉપર ઘુંટણ મૂકી, બે હાથ જોડી, માથું નમાવી પ્રદ્યુમ્નને આ વચન કહ્યું:-[૩૪] "હે શત્રુનું મર્દન કરનાર! તમે તમારાં શસ્ત્ર હાથમાં લ્યો અને તમારી જાતનું રક્ષણ કરો. હે યદુનંદન! જો તમે જીવતા રહેશો, તો તમારા પુત્રોને અને અન્ય દારાઓને જોઈ શકશો;[૩૫] તો હે નરોમાં ઉત્તમ પુરુષો! તમારી માતા આર્યા વૈદર્ભી રુકિમણીનું અને હે માનદ! તમારા પુત્ર અનિરુદ્ધ મુખ જોઇ શકશો. માટે તેમના સ્નેહનું સ્મરણ કર અને હે શત્રુનું મર્દન કરનાર! આ કષ્ટમાંથી તમા જાતને મુક્ત કરો.[૩૬] મને બુદ્ધિમાન્ દુર્વાસા મુનિ વરદાન આપેલું છે, તેથી હું વૈધવ્યથી રહિત અ પ્રસન્ન રહીશ તેમ જ મારા જીવતરમાં હું મારા પુત્રે હયાત જોઇશ.[૩૭] અને હે ઇન્દ્રના નાના ભાઇના પુ તે સંબંધી મારા હૃદયમાં પૂરો વિશ્વાસ છે, અને નિશ્ચિ છે, કે અગ્નિ અને સૂર્ય સમાન તેજસ્વી દુર્વાસા મુનિ આ વચન કોઈ રીતે અન્યથા થશે નહીં."[૩૮]

આવું વચન કહી ઉત્તમ વરદાન પામેલી મનસ્વિ પ્રભાવતીએ હાથમાં તરવાર લીધી અને શુભ ઇચ્છાપૂ તે ઉપર અંજલિ ભરી જલ છાંટયું; પછી 'તમારો વિ થાઓ,' એમ કહી તે તરવાર રુકિમણીના પુત્ર પ્રદ્યુ ભેટ આપી.[૩૯] અને પતિભક્તિથી યુક્ત પ્રિ પ્રભાવતીએ આ પ્રમાણે આપેલી તરવાર, અંતર પ્રસન્ન થઇને ધર્માત્મા પ્રદ્યુમ્ને (દુર્વાસા મુનિને પ્રણામ કરીને હાથમાં લીધી.[૪૦] બીજી પાસ ચન્ વતીએ પણ આનંદથી પોતાના પ્રિય ગદને એક ખ ભેટ આપ્યું; તેમ જ ગુણવતીએ પોતાના પ્રિય મહા સાંબને તે પ્રમાણે એક તરવાર ભેટ કરી.[૪૧]

તે પછી પ્રણામ કરી રહેલા હંસકેતુને સ પ્રદ્યુમ્ને કહ્યું કે, "તું સાંબ તથા અન્ય યાદવો સ અહીં જ રહે અને એ દૈત્યો સામે યુદ્ધ કર.[૪૨] શત્રુને દમનાર! હું આકાશમાં તેમ જ સર્વ દિશાઓ ફરતો રહી એમની સાથે યુદ્ધ મચાવીશ." આમ કહીને માયાવીઓમાં શ્રેષ્ઠ પ્રદ્યુમ્ને માયાશક્તિથી રથ બનાવ્યો.[૪૩] હે કુરુવંશજ! પછી આત્મ પ્રદ્યુમ્ને સર્વ ઉત્તમ નાગોમાં ઉત્તમ, હજાર( અને માથાંવાળા, નાગપતિ ભોગ(ફેણ)ધારી અનંત ના પોતાનો સારથી કર્યો.[૪૪] પ્રદ્યુમ્ને આવો ઉત્તમ દેખાડી પ્રભાવતીને હર્ષ પમાડ્યો, અને ઘાસમાં હુતાશન(અગ્નિ) ઘૂમે તેમ અસુરોના સૈન્યમાં ઘૂમી રહ્યો.[૪૫] તે સાપના વિષથી ભરપૂર, અર્ધચન્દ્ર કાન્તિ(ઝળકાટ)નું અનુકરણ કરનારાં, અંગને મા પણે ભેદનારાં અને તેમાં ખુંચી રહેનારાં બાણે દૃઢ પ્રહારથી દિતિના પુત્રો(અસુરો)ને અસહ્ય પીડવા લાગ્યો.[૪૬] તેમ સામી પાસ પણ પ્રદ્યુ વધ કરવાના દૃઢ નિશ્ચયવાળા એ દૈત્યો રણ મદમત્ત થઈ, કમલલોચન પ્રદ્યુમ્ન ઉપર અહીંતહ ચારે કોર અસ્ત્રોના પ્રહાર કરવા મંડ્યા.[૪૭] પ્રદ્યુ બાણોથી કેટલાક દૈત્યોના કડાં અને આભૂષણે ઉજ્જ્વલ બાહુઓ કાપી નાંખ્યા તો કેટલાકનાં કા

કુંડલોથી શોભતાં માથાં જ ઉરાડી દીધાં.[૪૮] અતિ તેજસ્વી પ્રદ્યુમ્ને આ પ્રમાણે બાણોથી અસુરોનાં તોડેલાં માથાંથી તથા શરીરોના શકલો(ટુકડા)થી સર્વ રણભૂમિ છાઈ દીધી.[૪૯] દેવગણો સાથે રણાંગણમાં વિજયી દેવેશ્વર ઇન્દ્ર દિતિપુત્રો સાથે ભૈમ યાદવોએ મચાવેલું યુદ્ધ (આકાશમાં રહ્યે રહ્યે) નિરખતાં આનંદ પામતો હતો.[૫૦]

બીજી પાસ જે દૈત્યો ગદ અને સાંબ ઉપર ધસી જતા તે સર્વે મહાસાગરનાં જલજંતુઓની પેઠે મરણ પામતા.[૫૧] તે સમય દરમ્યાન દેવપતિ, હરિ(ઐરાવત)વાહન ઇન્દ્રે ગદ અને સાંબની સાથે દૈત્યોનું વિષમ યુદ્ધ ચાલતું જોઇને ગદને પોતાનો રથ મોકલાવી આપ્યો.[૫૨] અને તેણે (પોતાના સારથી) વર્ચસ્વી માતલીને ગદનો સારથી થવાની આજ્ઞા કરી. વળી સમર્થ ઇન્દ્રે સાંબ પાસે પોતાનો ઐરાવત હાથી મોકલાવ્યો.[૫૩] ઉપરાંત પ્રદ્યુમ્નની સહાયે તેણે (પોતાના પુત્ર) જયન્તને મોકલ્યો, અને પોતાના મિત્ર (વિપ્રવર) પ્રવરને (સાંબ પાસે મોકલેલા) ઐરાવત હાથી ઉપર ચઢી, તેને યુદ્ધમાં સહાય આપવા આજ્ઞા કરી.[૫૪] હે રાજન્! શ્રેષ્ઠ કર્મો કેવી યુક્તિથી સાધવાં તેના વિધિને જાણનારા દેવ શક્રે સુરોના અધ્યક્ષ, લોકકર્તા બ્રહ્મદેવની આજ્ઞા શિરે ચઢાવીને વીર, અપ્રમેય પરાક્રમવાળા, દેવપુત્ર જયન્તને, દ્વિજવર પ્રવરને, સારથી માતલીને અને ઐરાવત હાથીને આ યુદ્ધમાં યાદવોના સહાય અર્થે મોકલ્યા હતા.[૫૫-૫૬] "આ દુર્મતિ વજ્રનાભનું તપ હવે ક્ષીણ થયલું છે અને તે યાદવોને હાથે હણાવાનો છે," એવો વિચાર કરી ભૂતોએ પણ પોતાની ઇચ્છા પ્રમાણે એ રણાંગણમાં સર્વત્ર યાદવોના પક્ષે પ્રવેશ કર્યો.[૫૭]

મહાબળવાન્ પ્રદ્યુમ્ન અને જયન્ત રાજમંદિર પ્રતિ સીધાર્યા, અને પરાક્રમ દાખવી બાણોના યુદ્ધથી અસુરોનો સજ્જડ સંહાર વાળવા લાગ્યા.[૫૮] તે સમયે રણમાં દુર્જય, કૃષ્ણપુત્ર પ્રદ્યુમ્ને મહાકષ્ટે જેના રણશૌર્યને અટકાવી શકાય એમ હતું એવા ગદને આ વચન કહ્યું:-[૫૯] "હે ઉપેન્દ્રના નાનાભાઈ! શક્રે તમારે માટે આ રથ મોકલાવેલો છે. તેને ઇન્દ્રના જ ઘોડા જોડેલા છે, અને મહા બલવાન્ માતલી જ તેનો સારથી થયલો છે. વળી પ્રવરના સારથીપદે સાંબને માટે તેણે પોતાનો ઐરાવત હાથી પાઠવેલો છે.[૬૦] હે અચ્યુતાનુજ! આજે દ્વારકામાં રુદ્રનો મોટો ઉપહાર (મહાપૂજા) થનાર છે, તેથી તે સમાપ્ત થશે કે, આવતી કાલે મહાબલી હૃષીકેશ અહીં (આપણને સહાય કરવા) આવશે.[૬૧] તેમની આજ્ઞાથી જ આપણે સ્વર્ગના વિજય માટે યુદ્ધ કરવાને તત્પર થયલા પાપી વજ્રનાભનો તેના બાંધવો સાથે સમૂલો વધ કરવાનો છે.[૬૨] પુત્રોની સહાયતાથી યુક્ત ઇન્દ્રને તે જિતી શકે જ નહીં, એમ આપણે કરવાનું છે. આપણે આ કામમાં પૂરો અપ્રમાદ (સાવધનતા) રાખવો જોઇએ, એવો મારો મત છે.[૬૩] ડાહ્યા મનુષ્યોએ સર્વે શક્ય ઉપાયોથી પત્નીઓનું રક્ષણ કરવું જોઈએ; કારણ કે પુરુષે જીવતાં લોકમાં પોતાની પત્ની ઉપર થતો હુમલો સાંખી રહેવો, એ મરણ કરતાં પણ અધિક છે."[૬૪]

આ પ્રમાણે મહાબલવાન્ ભૈમનંદન પ્રદ્યુમ્ને ગદ અને સાંબને કૃષ્ણનો સંદેશો વિદિત કર્યો અને પોતાની દિવ્યરૂપધારી માયાથી કરોડો પ્રદ્યુમ્નો ઉત્પન્ન કર્યા.[૬૫] આથી દૈત્યોએ પસારેલા અને મહા કષ્ટે દૂર થઈ શકે, એવા અંધકારનો વિનાશ સત્વર થયો. અને શત્રુનું મર્દન કરનાર પ્રદ્યુમ્નની આવી અનુપમ શક્તિ જોઇને દેવરાજ હર્ષ પામ્યો.[૬૬] અંતરાત્મામાં પ્રવર્તેલા ક્ષેત્રજ્ઞની પેઠે કૃષ્ણપુત્ર પ્રદ્યુમ્ન સર્વ શત્રુઓમાંના પ્રત્યેક જણના દેહમાં જાણે વ્યાપેલો હોય તેમ સર્વ ભૂતોને જણાવા લાગ્યું.[૬૭] આ પ્રમાણે અતિ તેજસ્વી પ્રદ્યુમ્ને યુદ્ધ ચલાવ્યું અને આખી રાત વીતી. તે દરમ્યાન અસુરોના ત્રણ ભાગનો તેણે સંહાર વાળ્યો હતો.[૬૮] બ્રાહ્મમુહૂર્તમાં, વિષ્ણુના ચરણકમલમાંથી નીકળતી ગંગામાં જયન્તે સન્ધ્યોપાસના કરી તે દરમ્યાન રણસંગ્રામમાં એકલા પ્રદ્યુમ્ને જ દૈત્યો સાથે યુદ્ધ ચલાવ્યું હતું.[૬૯] અને પછી આકાશગંગામાં પ્રદ્યુમ્ને પ્રાતઃસન્ધ્યોપાસના કરી લીધી, તે દરમ્યાન મહા બલવાન્ જયન્ત એકલો જ દૈત્યો સાથે યુદ્ધ મચાવી રહ્યો હતો.*[૭૦]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे
प्रभावतीना हरणमां "वज्रनाभनी त्रैलोक्यना
विजयनी आकांक्षा अने प्रद्युम्नादि साथे युद्ध"
ए नामनो अध्याय ९६ मो संपूर्ण

## અધ્યાય ૯૭ મો.

## વજ્રનાભનો વધ અને તેના રાજ્યની વાટણી

वैशंपायन उवाच—

जगतश्चक्षुषि ततो मुहूर्ताभ्युदिते रवौ ।
प्रादुरासीद्धरिर्देवस्तार्क्ष्येणोरगशत्रुणा ॥ १ ॥

વૈશંપાયન કહે છે:-જગતના ચક્ષુરૂપ સૂર્યનો ઉદય

* અહીં એ ખાસ નોંધવા જોગ છે કે યુદ્ધ કાર્ય ચાલતાં છતાં સંધ્યાવંદનનું કાર્ય શૂરવીર ધર્માત્મા ક્ષત્રિયો પણ અખંડિત નિયમસર ચલાવતા હતા.

થયાને બે ઘડી થઈ એટલે સાપના શત્રુ, તીવ્ર વેગવાન ગરુડ ઉપર ચઢી, દેવ હરિ ત્યાં રણમાં પ્રકટ થયા.[૧] હે કુરુનંદન! હંસ, વાયુ અને મનથી પણ અધિક શીઘ્ર વેગવાળો ગરુડ આકાશમાં ઇન્દ્રની સમીપ આવી ખડો થયો.[૨] પછી ઇન્દ્રની સન્નિધિમાં આવતાં હરિ-કૃષ્ણે દૈત્યોના ભયને વધારનારો પાંચજન્ય શંખ યથાયોગ્ય રીતે વગાડ્યો.[૩] તેનો નાદ સાંભળતાં વેંત જ શત્રુના વીરોનો સંહાર વાળનારો પ્રદ્યુમ્ન તે સ્થળે આવી પહોંચ્યો, અને 'વજ્રનાભનો વધ ત્વરાથી કર' એવી કેશવે તેને આજ્ઞા કરી.[૪] વળી તેને પુનઃ કેશવે આવી પ્રેરણા કરી કે, "તું આ ગરુડ ઉપર બેસ અને રણસંગ્રામમાં વિચર." એટલે સુરશ્રેષ્ઠ કૃષ્ણ તથા ઇન્દ્રને પ્રણામ કરીને વીર પ્રદ્યુમ્ન ગરુડ ઉપર ચઢ્યો.[૫] હે ભારત! હે નૃપ! મનના જેટલા શીઘ્ર વેગવાળા ગરુડ ઉપર બેસીને વીર પ્રદ્યુમ્ન અતિ દૂર રહેલા દુર્જય વજ્રનાભની પાસે સત્વર આવી પહોંચ્યો.[૬] તે પછી ગરુડવાહન, અનિંદ્ય, સર્વ અસ્ત્રવિદ્યામાં પારંગત પ્રદ્યુમ્ને રણના અગ્રભાગમાં સ્થિર ઉભા રહી વજ્રનાભને તડ તડ વચનોથી અસહ્ય પીડ્યો.[૭] પછી ગરુડ ઉપર દૃઢ થઈ, મહાત્મા કૃષ્ણપુત્રે ગદાથી વીર વજ્રનાભની છાતી ઉપર સખ્ત પ્રહાર કર્યો.[૮] આવો પ્રહાર પડવાથી વીર દૈત્ય વજ્રનાભને મૂર્ચ્છા આવી, અને જાણે પ્રાણ જતા રહ્યા હોય તેમ ચકર ચકર ભમવા લાગ્યો અને તેને પુષ્કળ લોહીની ઉલટી થઈ.[૯] તે ઘડીએ રણમાં દુર્જય કૃષ્ણપુત્રે તેને, "સાવધાન થા, લગાર શ્વાસ ખા" એમ કહ્યું. તરત ચેતનમાં આવી, વીર વજ્રનાભે પ્રદ્યુમ્નને કહ્યું કે, "હે યાદવ! તને ધન્ય છે. તું વીર્યમાં મારો પ્રશંસાપાત્ર શત્રુ છે. હવે તારી ઉપર સામો પ્રહાર કરવાનો સમય મારે આવ્યો છે, માટે હે મહાબળવાન્! તું સ્થિર થા, અને મારો ઘા સહન કર."[૧૦-૧૧] આ પ્રમાણે બોલી, સેંકડો મેઘના ગડગડાટ જેવો ભારે નાદ કરી, વજ્રનાભે બહુ કાંટા અને અનેક ઘંટાઓથી યુક્ત ગદા પ્રદ્યુમ્નના ઉપર વેગથી છોડી.[૧૨] હે નૃપ! એ ગદાનો પ્રહાર યદુનંદન પ્રદ્યુમ્નના લલાટ ઉપર થયો અને તે પુષ્કળ લોહી ઓકતો મૂર્છા ખાઇને હેઠો પડ્યો.[૧૩] તેને આમ મૂર્ચ્છા ખાતો જોતાં વેંત જ શત્રુનો નાશ કરનાર ભગવાન્ કૃષ્ણે સમુદ્રમાંથી ઉત્પન્ન થયલો અને તેને આશ્વાસન આપનારો પાંચજન્ય શંખ ફૂંક્યો.[૧૪] પાંચજન્ય શંખના શબ્દથી મહાબલવાન્ પ્રદ્યુમ્નને ચેતનમાં આવેલો જોઈ, લોકો હર્ષ પામ્યા, અને વિશેષે કરી ઇન્દ્ર અને કેશવ ઘણા જ આનંદ પામ્યા.[૧૫]

તે પછી હે ભારત! કૃષ્ણની ઇચ્છાથી અસ્ત્રના જેવી તીક્ષ્ણ ધારવાળું તેમ જ હજારો આરવાળું દૈત્યોના સમૂહોનો અંત આણનારું સુદર્શન ચક્ર સ્નના હાથમાં અચાનક આવી પડ્યું.[૧૬] તરત ભારત! અચ્યુતપુત્ર પ્રદ્યુમ્ને મહાત્મા કૃષ્ણ સુરેન્દ્રને નમસ્કાર કર્યા અને સુદર્શન ચક્ર વજ્રન ઉપર છોડ્યું.[૧૭] દૈત્યોના દેખતાં જ નારાયણના મૂકેલા આ સુદર્શન ચક્રે વજ્રનાભની કાયા ઉ તેના મસ્તકને છેદી વિખૂટું પાડ્યું.[૧૮]

દરમ્યાન રાજમંદિરના પાછલા ભાગમાં, ર મદાંધ થયલા, યાદવોને હણવાને તત્પર અને ? પ્રયાસ કરી રહેલા અતિ ભયંકર સુનાભ દાનવને હણ્યો.[૧૯] તે જ પ્રમાણે શત્રુનું મર્દન કરનાર પણ તીક્ષ્ણ બાણોથી રણસંગ્રામના મધ્યમાં ઉ અસંખ્ય અસુરોને પ્રેતોના અધિપતિ યમને ? પહોંચાડી દીધા.[૨૦] મહાન્ અસુર વીર વજ્રના આમ વધ થતાં નારાયણના ભયથી પીડાતો નિકુંભ ષટ્પુર ચાલ્યો ગયો.[૨૧]

આમ મહાન્ અસુર, દેવશત્રુ વજ્રનાભ હ પછી કૃષ્ણ અને ઇન્દ્ર એ બે મહાત્માઓ વજ્રપુ હેઠા ઉતર્યા.[૨૨] પછી એ બે સુરશ્રેષ્ઠોએ વજ્રના પરાજયથી દુઃખ પામતા શત્રુવર્ગનાં મનને શાંત પ અને ભયભીત થયલા આબાલવૃદ્ધ સર્વ લોકનું સાં કર્યું.[૨૩] તે પછી બૃહસ્પતિના મતને અનુસરન મહાત્મા, બલાઢ્ય ઇન્દ્ર અને ઉપેન્દ્રે ભવિષ્ય ( વર્તમાન કાળની પરિસ્થિતિ સંબંધી વિચાર કર્યો, ? હે નૃપ! વજ્રનાભના રાજ્યના ચાર વિભાગ ? નાંખ્યા. તેમાંનો એક ચોથો ભાગ જયન્તના પુત્ર વિજ ને, બીજો ભાગ રુક્મિણીના પુત્ર પ્રદ્યુમ્નને, એટલે તે પુત્રને, હે જનેશ્વર! ત્રીજો ભાગ ગદના પુત્ર ચન્દ્રપ્રભ અને ચોથો ભાગ સાંબના પુત્રને આપ્યો. હે નરપા વજ્રનાભના રાજ્યપ્રદેશમાં ચાર કરોડથી પણ અ ગામ હતાં, તેમ વજ્રપુરના સરખાં એક હજાર સમૃ સંપન્ન શાખાનગર હતાં. ઇન્દ્ર અને કેશવે વિ હર્ષિત થઈ તેના ચાર વિભાગ પાડ્યા.[૨૪-૨૭] હે વી તે પછી વજ્રનાભના રાજ્યભંડારમાંના વિવિધ કંબ (ગરમ કપડાં), કાળીઆર મૃગનાં ચર્મો, અમૂલ્ય વર્ણ અને રત્નોના પણ વીર ઇન્દ્ર તથા કેશવે ચાર ચા વિભાગ કર્યા.[૨૮] તે પછી ઇન્દ્રની આજ્ઞાથી, ઇન્દ્ર અ માધવના આ ચાર મહાત્મા વીર રાજપુત્રોને વિષ્ણુ ચરણમાંથી નીકળતી ભગવતી ગંગાના જલથી, દેવન દુંદુભીના નાદ સાથે રાજ્યાભિષેક કરવામાં આવ્યો બુદ્ધિમાન્ ઇન્દ્ર તથા કેશવે પોતે જ ઋષિઓન સમક્ષ આ રાજ્યોનો તેમને અભિષેક કર્યો.[૨૯-૩

ઇન્દ્રના પૌત્ર બુદ્ધિમાન્ વિજયની આકાશમાં ગતિ* કરવાની શક્તિ પ્રસિદ્ધ જ હતી, અને માધવના આ ત્રણ મહાત્મા વંશજોએ માતાના ગુણોથી એ શક્તિ અનુભવી હતી.[૩૧]

આ પ્રમાણે ચાર રાજાઓને અભિષેક કર્યા પછી ભગવાન્ ઇન્દ્રે જયન્તને કહ્યું:–"હે વીર! સૈન્યોને જિતનારા આ ચારે રાજાઓનું તારે પોતે જ સંરક્ષણ કરવાનું છે.[૩૨] હે નિષ્પાપ! અહીં મારા વંશની વૃદ્ધિ કરનાર એક અને બીજા કેશવના ત્રણ વંશજો મળી ચાર રાજાઓ અહીંના રાજ્યપદે સ્થપાયા છે. મારી આજ્ઞાથી એ ચારે રાજાઓ સર્વે ભૂતોથી અવધ્ય થશે.[૩૩] આકાશમાર્ગે ભૈમોથી સુરક્ષિત રમણીય દ્વારકામાં તેમ જ સ્વર્ગમાં જવાઆવવાની શક્તિ તેમને સહજ સિદ્ધ થશે.[૩૪] તેમ જ તારે તેમની ઇચ્છા પ્રમાણે દિગ્ગજોના વંશજ હસ્તિઓ, ઉચ્ચૈઃશ્રવાના વંશમાં ઉત્પન્ન થયલા ઉત્તમ અશ્વો, અને વિશ્વકર્માએ બનાવેલા રથો આ ચાર રાજાઓને તેમની ઇચ્છા હોય તેટલા આપવા.[૩૫] આ બે ભૈમવંશજ ગદ અને સાંબને, તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે અંતરિક્ષમાર્ગે ભૈમોથી સુરક્ષિત રમ્ય દ્વારકાપુરીમાં પાછા જઈ શકે, તથા આકાશમાર્ગથી આવતા પોતાના પુત્રોને સામો સત્કાર કરવા ઉંચે જઈ શકે તે માટે આકાશમાં ગતિ કરનારા, ઐરાવત હાથીના વંશના બે શૂરવીર અને શત્રુનો પરાજય કરે એવા હાથીઓ તું આપજે."[૩૬–૩૭]

આ પ્રમાણે જયન્તને આજ્ઞા કરી દેવરાજ ભગવાન્ પુરંદર સ્વર્ગમાં સીધાર્યા, અને કેશવ પણ દ્વારકા પધાર્યા.[૩૮] મહાબળવાન્ ગદ, સાંબ અને પ્રદ્યુમ્ન વજ્રપુરમાં છ મહિના રહ્યા, અને પોતાના પુત્રોનો રાજ્યાધિકાર રૂઢ થયો ત્યાર પછી દ્વારકા પાછા આવ્યા.[૩૯] હે દેવતુલ્ય તેજસ્વી રાજન્! અદ્યાપિ પર્યંત મેરુ પર્વતના ઉત્તરના પડખામાં એ રાજ્યો વિદ્યમાન છે, અને જ્યાં સૂધી આ જગતની સ્થિતિ હશે, ત્યાં સૂધી તેમનાં એ રાજ્યો વિદ્યમાન રહેશે.[૪૦]

હે વિભુ! (મહાભારતમાં જણાવેલું, યાદવોનો નિખિલ સંહાર વાળનારું, ભયંકર) મૌશલ યુદ્ધ સમાપ્ત થયું અને યાદવો સ્વર્ગમાં સીધાર્યા તે પછી ગદ, સાંબ અને પ્રદ્યુમ્ન વજ્રપુરમાં જઈ વસ્યા હતા.[૪૧] હે જનેશ્વર! ત્યાં તેઓ ઘણા દિવસ રહ્યા હતા, અને તે પછી જ પોતાનાં શુભ કર્મોથી તથા લોકસ્રષ્ટા કૃષ્ણની કૃપાથી પુનઃ સ્વર્ગે સીધાર્યા હતા.[૪૨]

હે નરદેવ! મેં તને પ્રદ્યુમ્નના ઉત્કર્ષની કથા કહી. આ કથા ધન દેનારી, યશની વૃદ્ધિ કરનારી, આયુષ્ય વધારનારી અને શત્રુનો નાશ કરનારી પણ છે.[૪૩] આ કથાના શ્રવણથી પુત્રપૌત્રની સંતતિ વધે છે; આરોગ્ય અને ધનસંપત્તિ પણ એથી પ્રાપ્ત થાય છે અને વિપુલ યશ મળે છે; કારણ કે દ્વૈપાયન વ્યાસનું તેના માહાત્મ્ય વિષે આવું વચન છે.[૪૪]

इति श्रीमहारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे प्रभावती-ना हरणमां "वज्रनाभनो वध अने तेना राज्यनी वाटणी" ए नामनो अध्याय ९७ मो संपूर्ण.

## અધ્યાય ૯૮ મો

## દ્વારકાની વિશ્વકર્માએ કરેલી પુનઃ રચના

वैशंपायन उवाच—

दद‍र्शाथ पुरीं कृष्णो द्वारकां गरुडे स्थितः ।
देवसद्मप्रतीकाशां समंतात्प्रतिनादिताम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–તે પછી ગરુડ ઉપર આરૂઢ થઈ, કૃષ્ણ દેવોના નિવાસ(અમરાપુરી)ની પેઠે શોભતી, ચારે કોરથી (સમુદ્રથી) ગર્જી ઉઠતી, રત્નમય, મણિ-પર્વત ઉપરનાં શોભતાં વિવિધ યંત્રોવાળાં દ્વારવાળી, ક્રીડાગૃહોથી ભરપૂર, મુખ્ય મુખ્ય ઉદ્યાનો અને ઉપવનોથી સંપન્ન, મીનારા અને ચૌટાંચોકથી પૂર્ણ દ્વારકાપુરી જોઈ.[૧–૨] દેવકીનંદન કૃષ્ણ દ્વારકાપુરી સીધાર્યા તે પછી, દેવરાજ ઇન્દ્રે વિશ્વકર્માને બોલાવ્યો અને તેને આમ કહ્યું:–

"હે શિલ્પમાનોમાં ઉત્તમ વિશ્વકર્મા! જો ખરેખર મારું પ્રિય કરવાને તું ઇચ્છતો હોય, તો કૃષ્ણનું પ્રિય કરવાને અર્થે તું તેની દ્વારકાપુરીની ફરીથી મનોહર રચના કર.[૩–૪] હે વિબુધોમાં શ્રેષ્ઠ! જેવી મારી અમરાપુરી છે, તેવી જ દ્વારકાપુરીને સ્વર્ગ-સમાન શોભાઓથી અને સેંકડો ઉદ્યાનોથી સંપન્ન કર.[૫] ત્રણે લોકોની અંદર જે જે સર્વોત્તમ રત્નરૂપ વસ્તુ તારું ધ્યાન ખેંચી રહેલી જોવામાં આવે, તે તે સર્વનું સંયોજન તારે સત્વર દ્વારકાપુરીમાં કરવું.[૬] કારણ કે મહા બલવાન્ કૃષ્ણ દેવોના હિતનાં કોઈ કાર્યો જ્યારે જ્યારે ઉપસ્થિત થાય છે ત્યારે ત્યારે તે સર્વેય સાધવાને નિરંતર કટિબદ્ધ રહે છે, અને ગમે તેવા ઘોર સંગ્રામો હોય છતાં એ સંગ્રામોરૂપી સમુદ્રમાં તે ઝંપલાવે જ છે. (તેમજ તે લોકહિતને અર્થે

* અહીં ટીકાકાર નીલકંઠ "गति" શબ્દનો અર્થ 'રાજ્યવિભાગ ઉપર હક્ક' એવો કરે છે, અને પોતાની ઓરમાન મા દિતિના સંતાન અસુરની પુત્રીઓથી ઉત્પન્ન થયલા કૃષ્ણનો પૌત્ર, ગદનો પુત્ર, તેમજ સાંબનો પુત્ર, એ પણ મારા જ પુત્ર છે, એમ માનીને ઇન્દ્રે તેમને પોતાના પૌત્ર(જયન્તના પુત્ર)ની સાથે રાજ્યના વિભાગ સોંપ્યા, એવો તાણીતુસીને અર્થ બેસાડે છે.

દાનવોનો સંહાર વાળી પૃથ્વીનો ભાર ઉતારે છે, તથા ધર્મમર્યાદા પુનઃ સ્થાપે છે, અને દેવોને તેમના યજ્ઞભાગોદ્વારા પુષ્ટિ પ્રાપ્ત કરાવે છે.)"

ઇન્દ્રની આવી આજ્ઞા મળતાં તે અનુસાર વિશ્વકર્મા દ્વારાવતી પુરી ગયા.[૭] પછી તેમણે ઇન્દ્રની નગરી અમરાવતીના જેવીજ શોભાવડે સર્વ પાસથી દ્વારાવતીને પણ અલંકૃત કરી. અને વિશ્વકર્માએ દિવ્ય તેમજ ઉદ્દેશસૂચક સામગ્રીઓની કરેલી યોજનાથી આમ અલંકૃત કરેલી દ્વારાવતી નગરીનું ગરુડવાહન, દાશાર્હોના પ્રભુ કૃષ્ણે અવલોકન કર્યું.[૮] પછી સમર્થ વિભુ અને સર્વાર્થસંપન્ન નારાયણ આ પ્રકારે અલંકૃત થયલી દ્વારાવતી જોઈને પરમ હર્ષ પામ્યા અને (તેની શોભા જોતાં જોતાં) તેઓ તેમાં પ્રવેશ કરવા તત્પર થયા.[૯]

પ્રથમ તો દાશાર્હ કૃષ્ણે આ દ્વારાવતી પુરીની બહાર વિશ્વકર્માએ અદ્ભુત રીતે ચિત્રવિચિત્ર ઘાટની રચેલી, આંખને મનોહર, રમણીય વૃક્ષોથી સંપન્ન વાટિકાઓ જોઈ.[૧૦] પછી વિવિધ જાતનાં કમલોના સમૂહોથી વ્યાપેલી, ગંગા અને સિંધુ નદીની પેઠે અગાધ જલથી ભરેલી, અને હંસોથી સેવાયલી ખાઇઓથી આ પુરીને ચારે કોરથી વિંટલાયલી તેણે જોઈ.[૧૧] (આ ખાઇઓની સામે પાર) આકાશ જેમ સૂર્યના તેજવાળાં ચકચકતાં વાદળાંથી શોભે છે, તેમ ઉંચી ભૂમ ઉપર બાંધેલા, સૂર્યના તેજની પેઠે ચમકતા, સોનાની ભીતોવાળા કોટથી અને નિવાસમંદિરોથી દ્વારકા વિરાજી રહી હતી.[૧૨] આકાશ જેમ જલથી ભરેલા મેઘથી પ્રકાશે છે, તેમ ઇન્દ્રના નંદનવન સરખાં અને ચૈત્રરથ પર્વત ઉપરનાં કુબેરના ઉપવનો જેવાં રમણીય ઉદ્યાનોથી સર્વે પાસથી વિંટળાયલી દ્વારકા નગરી પ્રકાશી રહી હતી.[૧૩] તેની પૂર્વ દિશામાં રમણીય શિખરો, ગુહાઓ અને સપાટ પ્રદેશવાળો, શોભાસંપન્ન રૈવતક પર્વત મણિ અને કાંચનનાં તોરણોવાળાં બહારનાં દ્વારથી ચમકતો હતો.*[૧૪] તેની દક્ષિણ દિશામાં વિવિધ રંગોવાળી લતાઓથી સર્વ પાસ વિંટળાયલો પંચવર્ણ પર્વત વિરાજતો હતો. તે જ પ્રમાણે તેની પશ્ચિમે ઇન્દ્રના મેઘધનુષ્યની પેઠે પ્રકાશતો (વિવિધ વર્ણની શોભાથી વિરાજતો) અક્ષય પર્વત હતો.[૧૫] હે નૃપશ્રેષ્ઠ! તેની ઉત્તર દિશામાં મંદર પર્વતસમાન શોભતો પાંડુર વર્ણનો વેણુમાન પર્વત અતિશય શોભાથી શોભી રહ્યો હતો.[૧૬] ચિત્રક, પંચવર્ણ, મહાન્ પાંચજન્ય આદિ સર્વર્તુક (સઘળીયે ઋતુઓની શોભાને અસ્ખલિત ધારણ કરનારાં) રૈવતક પર્વતની સન્નિધિમાં શોભતાં હતાં.[૧૭] લતાએ પરિવેષ્ટિત સીમાવાળાં મોટાં, મેરુપ્રભવન, ભાનુ અને પુષ્પક એ નામનાં અન્ય મોટાં વન પણ દ્વ સમીપ શોભતાં હતાં.[૧૮] યક્ષક, બીજક(બીજે મંદાર, આદિ વૃક્ષોથી અતિશય સુશોભિત ક શતાવર્ત વન વિરાજતું હતું; વળી કરવીરાકર, ચૈ નન્દનવન, રમણ, ભાવન અને વેણુમત્ એ ના વનો પણ દ્વારાવતીની ચારે કોર આવી હતાં.[૧૯–૨૦] હે ભારત! પૂર્વ દિશામાં વૈદૂર્ય ના વેલોનાં પત્રોથી યુક્ત કમલોવડે અલંકૃત થયલી, ણીય પુષ્કરિણી નદી જેવી મંદાકિની નદી વહી હતી.[૨૧] કેશવનું પ્રિય કરવાને ઇચ્છતા અને [ કર્માએ પ્રેરેલા અનેકાનેક દેવ તથા ગાંધર્વોએ નદીના ઉંચા ટેકરાઓને પોતાના અધિષ્ઠાનથી અ કર્યાં હતા.[૨૨] પુણ્યકારક જલવાળી મહાનદી મંદા એ પચાસ મહામુખો દ્વારા દ્વારકામાં પ્રવેશ હતો, અને તે તેની આસપાસ વસતાં સર્વ મનુ આનંદ આપતી હતી.[૨૩] અપ્રમેય (પ્રમાણ કાઢ શકાય એવી) શોભાવાળી, અતિશય ઉંચી અને ખાઇઓ સાથેના ઉત્તમ કિલ્લાકોટવાળી, ચુનો [ ધોળા શુભ્ર પદાર્થોના લેપવાળી, (કોટ ઉપર ઠામ ગોઠવેલાં) તીક્ષ્ણ યંત્રો અને શતઘ્ની(તોપે શોભતી, સુવર્ણની જાળો અને લોખંડનાં મોટાં ચ ચકચકતી દ્વારકા પુરી શ્રીકૃષ્ણે જોઈ.[૨૪–૨૫]

વળી દેવપુરી અમરાવતીની પેઠે તેમાં પણ ( પતાકાવાળા અને અનેક ઘંટડીઓ બાંધેલા હજાર રથ તેમણે જોયા.[૨૬] આઠ યોજનના વિસ્ વાળી અને બાર યોજન લાંબી, અચળ અને ર નગરોએ કરીને બે ગણા વિસ્તારવાળી થયલી દ્વ પુરી તેણે જોઈ.[૨૭] નગરનું નિર્માણ કરનારા, સા ચતુર શુક્રાચાર્યે જ જાણે આ નગરીની રચના હોય, તેમ તેના આઠ મોટા રાજમાર્ગ અને મોટા ચોક બાંધેલા હતા તેમજ નગરને ફરતો રાજમાર્ગ પણ કરેલો હતો.[૨૮] આ પુરીની રીતની યોજના કરેલી હતી કે, સમય આવ્યે સ્ત્રી પણ તેમાં રહીને શત્રુ સામે યુદ્ધ મચાવી શકે, પછી બહારથી વૃષ્ણિઓ તેનું રક્ષણ કરી શકે તે શી નવાઈ? એ દ્વારાવતીમાંજ સૈન્યોના વ્યૂહો શકાય એવા ખાસ આકારના ઉત્તમ માર્ગો તેર અન્ય સાત મહાપથો સાક્ષાત્ વિશ્વકર્માએ રચ્યા

* અહીં દ્વારકાની ચારે પાસ પર્વતો હોવાનું વર્ણવેલું છે. પરંતુ કૃષ્ણ કાલયવનથી બીજાને મથુરા છોડી દ્વારકામાં નિવાસ કરવા ગયા ત્યારે વિશ્વકર્માએ દરીયામાંથી જમીન મેળવી દ્વારકા રચ્યા વર્ણવેલું છે તે સાથે અસંગત છે.

ઉત્તમ નગરોમાં શ્રેષ્ઠ એવી, યશસ્વી દાશાર્હોની આ દ્વારાવતીમાં હર્ષથી મનુષ્યોનાં રોમાંચ ખડાં કરનારાં, કાંચન અને મણિનાં પગથીઆંવાળાં, ઘોર નાદ અને મોટા પડઘાઓથી ગાજી ઉઠનારાં મોટાં બજારો, તેમ જ શ્રેષ્ઠ ચોકવાળાં, સમૃદ્ધ મંદિરો જોઇને દેવકીનંદન હર્ષ પામ્યા.

આ દ્વારાવતીનાં મંદિરોનાં શિખરો ઉપર ઉંચી ઉંચી પતાકાઓ ફરફરી રહી હતી અને એ શિખરો સોનાના કળશોથી પ્રકાશતાં હતાં. એ મંદિરોની આસપાસ હીલી રહેલાં ઉપવનો* હતાં, અને તે રમણીય તથા મેરુ પર્વતના શિખરના જેવાં તેજસ્વી હતાં.[૨૯-૩૩] શાતકુંભ(સોના)ના કળશોથી અલંકૃત અને અતિશ્વેત તેમ જ વચ્ચે વચ્ચે સોનેરી રેખાથી પાંડુર દેખાતાં શિખરોવાળાં એ મંદિરો જાણે રમ્ય ગુફાઓ અને શિખરોવાળા, ચિત્ર વિચિત્ર શોભાથી યુક્ત પર્વતો હોય તેવાં દીસતાં હતાં.[૩૪] વળી કેટલાંક મંદિરો પંચરંગી, સુરંગી અને જાણે પુષ્પની વૃષ્ટિ કરતાં હોય તેવાં દીસતાં હતાં તો કેટલાંક (વસ્તીથી) ગર્જના કરતા મેઘની પેઠે તો કેટલાંક નાના-વિધ પર્વતોની પેઠે શોભી રહ્યાં હતાં.[૩૫] વિશ્વકર્મા-એ એ મંદિરોને દાવાગ્નિની પેઠે પ્રદીપ્ત કર્યાં હતાં. ચન્દ્ર અને સૂર્યથી પણ અધિક ચમકનારાં મંદિરોથી દ્વારાવતી પુરી જાણે આકાશને આલિંગન દેતી હોય એવો આભાસ થતો હતો.[૩૬] ચિત્રક આદિ વનોમાંનાં વૃક્ષોના તેમ જ મહાભાગ્યશાળી દાશાર્હોના યોગથી દ્વારાવતી પુરી સુશોભિત થઈ હતી; અને વાસુદેવથી તથા ઇંદ્ર અને પર્જન્યના જેવા અન્ય ગૃહમેધી (ગૃહસ્થો) પુરુષોથી તે અલંકૃત થયલી હતી.[૩૭] એ પુરી જાણે રમ્ય મેઘોથી છવાયલું બીજું આકાશ જ હોય એવી દીસતી હતી.

તેમાં વિશ્વકર્માએ સાક્ષાત્ ભગવાન્ વિષ્ણુ(કૃષ્ણ)નું અદ્ભુત મંદિર બાંધ્યું હતું.[૩૮] આ મંદિર વાસુદેવની દૃષ્ટિએ પડ્યું. તેનો લંબાઇ પહોળાઇનો વિસ્તાર ચાર યોજનનો હતો. તેની સમૃદ્ધિ અને શોભાનું તો માપ કાઢી શકાય એમ ન હતું, કારણ તે મહાન્ મહાન્ વૈભવોથી પરિપૂર્ણ હતું.[૩૯] શ્રેષ્ઠ પ્રાસાદો અને કૃત્રિમ ક્રીડાપર્વતોથી યુક્ત આ મંદિર ઇન્દ્રની પ્રેરણાથી મહાભાગ્યશાલી વિશ્વકર્માએ બાંધ્યું હતું.[૪૦] તેની સમીપમાં હેમના જેવું તેજસ્વી, સર્વ ભૂતોને મનહર, જાણે મેરુ પર્વતનું સૌથી મોટું ઉંચું કાંચન શિખર હોય એવું દીસતું એક શ્રેષ્ઠ મંદિર વિશ્વકર્માએ રુકિમણી-ને માટે બાંધ્યું હતું.[૪૧-૪૨] સત્યભામાનો જે મંદિરમાં નિવાસ હતો તે મંદિર શ્વેતવર્ણનું હતું. તેને ચિત્રવિ-ચિત્ર શોભાવાળાં અને રત્નોથી ખચિત પગથીઆં હતાં. (તેમાં ભોગવિલાસની હરેક સામગ્રી યથાસ્થિત યોજી હતી તેથી) લોકો તેને 'ભોગવાન્ પ્રાસાદ (વિલાસ મંદિર)' કહેતા હતા.[૪૩] વળી સૂર્યના સરખો તેજસ્વી અને શુભ્ર પતાકાઓથી અલંકૃત, પ્રતિ ક્ષણે નવનવું રૂપ ધારણ કરનારો, અને ચારે બાજુએ મોટી ધજાઓવાળો મહાન્ પ્રાસાદ જાંબુવતીએ શોભાવ્યો હતો. ભાસ્કર(સૂર્ય)ની પેઠે તે પોતાની પ્રભાથી અન્ય સર્વ મંદિરોને તેજમાં હઠાવી દેતો હતો.[૪૪-૪૫] ઉદય પામતા ભાસ્કરના જેવો તેજસ્વી અને કૈલાસના શિખર સરખો, એક દિવ્ય પ્રાસાદ વિશ્વકર્માએ જાંબુવતીના અને સત્યભામાના પ્રાસાદોની વચ્ચે રચ્યો હતો.[૪૬] જાંબૂનદ(સુવર્ણ) સમાન ઝળહળતો, પ્રદીપ્ત અગ્નિ સરખો દીપતો અને સમુદ્રના જેવા વિસ્તારથી શોભતો એ પ્રાસાદ 'મેરુ' પ્રાસાદના નામથી વિખ્યાત હતો.[૪૭] એ પ્રાસાદમાં હે ભરતશ્રેષ્ઠ! કેશવે ગાંધાર રાજની ઉત્તમ કુલ અને શીલવાળી પુત્રી ગાંધારીને નિવાસ આપ્યો હતો.[૪૮] વળી ત્યાં પદ્મકૂલ નામનો કમલ સરખા વર્ણવાળો, મહા પ્રભાથી યુક્ત, રમણીય અને મહાન્ રુચિર કાન્તિવાળો એક પ્રાસાદ કૃષ્ણે પોતાની રાણી સુભીમાને આપ્યો હતો.[૪૯] હે નૃપશ્રેષ્ઠ! સર્વ કામનાઓ પૂરનારી સામગ્રીઓ અને લક્ષણોથી સંપૂર્ણ સૂર્યપ્રભ નામનો પ્રાસાદ શાર્ઙ્ગ ધનુષ્યધારી કૃષ્ણે લક્ષ્મણાના નિવાસ માટે ઠરાવેલો હતો.[૫૦] વૈડૂર્ય મણિના વર્ણનો એક હરિતપ્રભ (લીલા વર્ણનો) નામનો પ્રાસાદ હતો. હે ભારત! તેને સર્વ ભૂતો પર (સર્વોત્કૃષ્ટ) માનતાં હતાં. તે સર્વ રાજમંદિરોમાં ઉત્તમ ભૂષણરૂપ અને દેવર્ષિગણોથી પૂજાતો હતો. એ પ્રાસાદ વાસુદેવે, પોતાની મહિષી મિત્રવિંદાને માટે બંધાવ્યો હતો.[૫૧-૫૨] ત્યાં વિશ્વકર્માએ બાંધેલો અતીવ રમણીય, ખરેખર 'રમણીય' પદને જ યોગ્ય અને જાણે પર્વત હોય એમ સ્થિતિ કરીને રહેલો, કેતુમાન્ નામનો પ્રાસાદ વાસુદેવની એક પટ્ટરાણી સુવાર્તા સારુ નિર્માણ થયો હતો. સર્વે દેવતો તેની પ્રશંસા કરતાં હતાં.[૫૩-૫૪]

ત્યાં એક સર્વોત્કૃષ્ટ પ્રાસાદ વિશ્વકર્માએ પોતે જ બાંધ્યો હતો. તેનો વિસ્તાર એક યોજન હતો. તે કેવળ સર્વ શુભ રત્નોનો જ બનાવેલો હતો. એ શ્રીમાન્, અતિ તેજસ્વી 'વિરજા' નામનો પ્રાસાદ સર્વ પ્રાસાદો-માં વિશેષ વિરાજતો હતો. તેમાં મહાત્મા કેશવનું ઉપસ્થાનગૃહ (કચેરી) હતું. (તેમાં મહાત્મા વાસુ-

* અહીં 'पारिप्लववनानि' એ પદ છે. એક આધુનિક ટીકાકાર पारिप्लवनो અર્થ 'તરંગ'ની પેઠે હીલનારાં' એ અર્થ કરી ઉપરના પદથી hanging gardens ઉપલક્ષિત હોવાનું સૂચવે છે.

દેવ, દેવો અને દ્વિજો આદિનું સ્વાગત તેમજ આતિથ્ય કરતા હતા).[૫૫-૫૬] વાસુદેવના આ પ્રાસાદ ઉપર તેના સ્થાનનું તેમ જ પ્રવેશમાર્ગનું સૂચન કરનારી, ધ્વજાઓ ફરફરતી હતી, અને તેના સઘળા સોનાના દંડ ઉપર પતાકાઓ વિરાજતી હતી.[૫૭] તેમાં દિવ્ય રત્નોથી ખચિત અસંખ્ય જાળીઓ હતાં. એ મંદિર આગળ યાદવશ્રેષ્ઠ કૃષ્ણે વૈજયંત નામનો મહાન્ અચલ પર્વત ગોઠવાવ્યો હતો.[૫૮] ઇન્દ્રદ્યુમ્ન સરોવર સમીપ આવેલા હંસકૂટ પર્વતનું, સાઠ તાડના વૃક્ષ જેટલું ઉંચું અને અર્ધો યોજન લાંબું, સર્વ લોકમાં વિખ્યાત થયલું, કિન્નરો અને મહા નાગોથી વસાયલું શિખર અતિ તેજસ્વી વિશ્વકર્માએ સર્વ ભૂતોના દેખતાં જ ત્યાં આણી મૂક્યું હતું.[૫૯-૬૦] ઠેઠ આદિત્યના માર્ગમાં પોહોંચી ગયેલું, સેંકડો પુંડરીકો અને હિરણ્યમય વિમાનોથી સેવાયલું, સુવર્ણમય, દિવ્ય અને ત્રિભુવનમાં પ્રખ્યાત એવું મેરુનું ઉત્તમ શિખર ઉપાડીને કૃષ્ણને અર્થે વિશ્વકર્માએ ત્યાં આણ્યું હતું.[૬૧-૬૨] તે અતીવ સર્વોત્કૃષ્ટ રીતે ચમક ચમક થતું હતું અને તે ઉપર સર્વે જાતની ઔષધિઓ ઉગી હતી. ઇન્દ્રના વચન અનુસાર કૃષ્ણનું કાર્ય કરવાના હેતુથી જ વિશ્વકર્મા તેને ત્યાં લાવ્યા હતા.[૬૩] કેશવે પોતે જ હરી આણેલું પારિજાત વૃક્ષ ત્યાં ગોઠવાયું હતું. સેંકડો જાતનાં કમલોથી સેવાયલા અને અનેક સુવર્ણમય વિમાનોથી રક્ષાયલા આ ઉત્તમ વૃક્ષનું હરણ અદ્ભુત કર્મ કરનારા કૃષ્ણ સ્વર્ગમાંથી કરી આવતા હતા, ત્યારે તેનું રક્ષણ કરનારા દેવો સાથે તેમને યુદ્ધ કરવું પડ્યું હતું. તેની વાડીઓમાં વાસુદેવની પ્રસન્નતાને અર્થે રત્નરૂપ ફૂલો અને પુષ્પો આપનારાં વૃક્ષો વિશ્વકર્માએ રોપાવ્યાં હતાં.[૬૪-૬૫] વળી ત્યાં તેણે કમળોના સમૂહોથી ઉભરાતા જલવાળાં, મણિ અને હેમની તરતી નૌકાઓથી ભરપૂર, રત્નોમય સુગંધી કમળોથી છવાયલાં, સરોવરો અને પુષ્કરિણીઓ (કમળવાળી વાવડીઓ) રચી હતી.[૬૬-૬૭] એ સરોવર આદિના મોટા કાંઠાઓ શાલ, તાલ, કદંબ અને સેંકડો શાખાવાળાં રૌહિણ આદિ મહા વૃક્ષોથી સુશોભિત હતા.[૬૮] વળી જે જે વૃક્ષો હિમવાન્ પર્વત ઉપર ઉગતાં હતાં તેમ જ જે જે વૃક્ષો મેરુ પર્વત ઉપર થતાં હતાં તેવાં સર્વે જાતનાં વૃક્ષો યાદવશ્રેષ્ઠ કૃષ્ણને અર્થે વિશ્વકર્માએ ત્યાં ઉગાડ્યાં હતાં.[૬૯] ત્યાંનાં વનકાનનો(જંગલો)ના સીમાડાઓમાં લાલ, પીળાં, કાળાં અને શુભ્ર પુષ્પોવાળાં અને સર્વ ઋતુઓનાં ફૂલથી સંપન્ન વૃક્ષો ઉગાડ્યાં હતાં.[૭૦]

વળી નગરોમાં શ્રેષ્ઠ એવી આ દ્વારાવતી પુરીમાં બન્ને કાંઠે સરખી રીતે વહેતા જલવાળી, શાંત અને સાકરની પેઠે ચળકતી રેતીના કાંઠાવાળી નદીઓ હતી, અને તેના વ્હોકળા નિર્મલ પ્રસન્ન જલવાળા હતા.[૭૧] તે ઉપરાંત બીજી કેટલીક નદીઓ પુષ્પોથી છવાયલા જળવાળી, નાના પ્રકારનાં વૃક્ષ અને લતાઓથી આકુલ અને સુવર્ણના વર્ણની વાલુકાથી શોભતી હતી.[૭૨] આ નગરીમાંનાં વૃક્ષો સદા મદમત્ત મયૂરોના સંઘોથી અને સદા ટહુકા કરતી મત્ત કોકિલાઓથી સેવાયલાં હતાં.[૭૩] આ પુરીમાં હાથીનાં યૂથો, ગાયો અને ભેંસો પુષ્કળ હતાં. વળી ત્યાં વરાહ, હરણ અને પક્ષીઓએ નિવાસ કર્યો હતો.[૭૪] આ રમણીય નગરને વિશ્વકર્માએ સુવર્ણમય સર્વનું ધ્યાન ખેંચે એવો સો હાથ ઉંચો કોટ કર્યો હતો.[૭૫] તેની બહાર વિશ્વકર્માએ મહા પર્વતો, નદીઓ, સરોવરો, વનો અને ઉપવનો રચેલાં હોવાથી અદ્ભુત દ્વારાવતીનો એક કોટ જાણે આ સર્વ સાધનોથી વેષ્ટિત પર્વત હોય એવો રમ્ય દેખાતો હતો.[૭૬]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे
"इन्द्रनी आज्ञाथी द्वारकानी पुनः रचना"
ए नामनो अध्याय ९८ मो संपूर्ण

## અધ્યાય ૯૯ મો

### કૃષ્ણનો દ્વારકામાં પ્રવેશ અને સત્કાર

वैशंपायन उवाच–

एवमालोकयानः स द्वारकां वृषभेक्षणः ।
अपश्यत्स्वगृहं कृष्णः प्रासादशतशोभितम् ॥ १ ॥

વૈશંપાયન કહે છે:–આ પ્રમાણે, દ્વારકા નગરીનું અવલોકન કરતાં, વૃષભના જેવી વિશાળ આંખવાળા કૃષ્ણે સો(સેંકડો) પ્રાસાદોથી શોભતું પોતાનું મંદિર જોયું.[૧] હજારો મણિમય સ્તંભોથી, રત્નખચિત સેંકડો સોપાનોથી તેમ જ જડેલા મણિ અને વિદ્રુમોથી વિરાજતાં તથા અગ્નિ સરખાં ઝળહળતાં તોરણોથી તેમનું મંદિર દેદીપ્યમાન થઈ રહ્યું હતું.[૨] ત્યાં અહીંતહીં કાંચનની ચિત્રવિચિત્ર શોભાવાળી વેદીઓ પ્રકાશી રહી હતી. તેમાં કૃષ્ણના ઉપસ્થાનનો* પ્રાસાદભાગ અતિશય મોટો બાંધેલો હતો.[૩] તે સ્ફટિકના સ્તંભોથી પ્રકાશમાન હતો; તે વિશેષ વિસ્તારવાળો હતો; તે સઘળોયે સુવર્ણમય હતો; તેમાં પદ્મોથી વ્યાપેલા, જળવાળી, ખિલેલાં લાલ સુગંધી ઉત્પલો(કમલો)વાળી, રત્નજડિત તેમ જ મણિ અને સુવર્ણના યોગથી ચિત્રવિચિત્ર શોભાવાળાં સોપાનોથી શણગારાયલી, મદમત્ત મયૂરો અને સદા મદભર બની રહેલી કોકિલાઓથી સેવા-

* દેવ અને બ્રાહ્મણોનો સત્કાર કરવાનું મંદિર.

ચલી, એવી અનેક જાતનાં વિકસેલાં કમળોથી શોભતી સર્વોત્તમ અનેક વાવો હતી. એ મંદિરની આસપાસ સો હાથ ઉંચો, ચારે કોર ખાઈઓથી વિંટળાયલો, અને સર્વનું ધ્યાન ખેંચી રહે એવો પથ્થરનો કોટ વિશ્વકર્માએ બાંધ્યો હતો. ચારે કોર ફરતા અર્ધા યોજનના ખુલ્લા વિસ્તારવાળી ભૂમિ ઉપર, વિશ્વકર્માએ વૃષ્ણિઓમાં શ્રેષ્ઠ કૃષ્ણને માટે મહેન્દ્રના ભુવન સરખું આવું ભુવન બાંધ્યું હતું. આ પાંડુર વર્ણનું પોતાનું ભુવન જોવા શૌરિ(કૃષ્ણ) ગરુડના મસ્તક ઉપર ઉભા થયા.[૪-૮] પછી પ્રસન્ન થઈને તેમણે દ્વેષી શત્રુઓનાં રોમાંચ ખડાં કરે એ પ્રમાણે પાંચજન્ય શંખ વગાડ્યો. આ શંખનો શબ્દ થતાં જ સાગર અતિશય ખળભળી ઉઠ્યો, સમગ્ર આકાશ તેના પડઘાથી ગર્જી ઉઠ્યું અને જાણે એક મોટો ચમત્કાર થયો હોય તેવો દેખાવ થઈ રહ્યો.[૯] તેમના પાંચજન્યનો નિર્ઘોષ સાંભળી, તેમ જ તેમના વાહન ગરુડને નિરખી કુકુરો અને અંધકો શોક તેમજ ચિંતાથી રહિત થયા.[૧૦] સૂર્યસમાન તેજસ્વી, શંખ, ચક્ર અને ગદાને ધરનારા કૃષ્ણને ગરુડ ઉપર બેઠેલા જોઈ, સર્વે પુરનિવાસીઓ અતિશય હર્ષ પામ્યા.[૧૧]

તે પછી તત્કાળ સર્વેય પુરનિવાસીઓએ તુરીઓના પ્રણાદ, ભેરીઓના મહાઘોષ અને સિંહનાદો કર્યા.[૧૨] તે પછી સઘળા દાશાર્હો અને સઘળા કુકુરો તથા અંધકો મધુસૂદનને જોઈ પ્રસન્ન થતા થતા એક સ્થળે એકઠા થયા.[૧૩] તે પછી તેઓ અને રાજા ઉગ્રસેન (તેમનો સત્કાર કરવા તેમની સન્મુખ ગયા અને મંડલ બાંધી) શંખ અને તુરીઓના નાદ સાથે, વાસુદેવને મોખરે કરીને તેમના પિતા વસુદેવના ભવન પ્રતિ સંચર્યા.[૧૪] આનંદમય બનેલી દેવકી પોતાનાં મંદિરોમાં પૂર્ણ છૂટથી વિચરવા લાગી, અને તે જ પ્રમાણે રોહિણી, યશોદા તથા ઉગ્રસેનની રાણીઓ પણ પોતપોતાનાં મંદિરમાં વ્યવહાર ચલાવવા લાગી.[૧૫] તે પછી કૃષ્ણ ઉત્તમ પક્ષિરાજ ગરુડ ઉપર આરૂઢ થઈ, પોતાના નિવાસસ્થાન સમીપ આવ્યા, અને તેની આસપાસ ઈશ્વરો(ઇન્દ્રાદિક દેવો) જેના અનુચરો થઈ રહ્યા છે એવા હરિએ(કૃષ્ણે) ઉદ્દેશને અનુસરીને આંટો માર્યો.[૧૬] પછી પોતાના મંદિરના દ્વારમાં ઉતરી, યાદવશ્રેષ્ઠ, યદુનંદન કૃષ્ણે દરેકની પાત્રતા પ્રમાણે સર્વે યાદવોની પૂજાઅર્ચા કરી.[૧૭] પછી બલરામ, આહુક (ઉગ્રસેન), ગરુડ, અક્રૂર, પ્રદ્યુમ્ન આદિના અર્ચનનો પ્રતિસત્કાર સ્વીકારી મણિ પર્વત સાથે લઇને પોતાના મંદિરમાં તે પેઠા.[૧૮] પછી રુક્મિણીના પુત્ર પ્રદ્યુમ્ને ઇન્દ્રના પ્રિય મહા વૃક્ષ પારિજાતને એ મંદિરમાં આણી મૂક્યું.[૧૯] એ પારિજાતના પ્રભાવથી તે સર્વે યાદવ વીરો અન્યોન્યને અમાનુષ દેહબંધવાળા થયલા જોવા લાગ્યા, અને તેથી તે સર્વે આનંદ આનંદ પામ્યા.[૨૦] આમ હર્ષ પામેલા યાદવશ્રેષ્ઠોથી સ્તુતિ કરાતા શ્રીમાન્ ગોવિંદ વિશ્વકર્માએ રચેલા પોતાના મંદિરમાં પ્રવેશ કર્યો.[૨૧] તે પછી અમેય આત્મશક્તિવાન્ અચ્યુત કૃષ્ણે વૃષ્ણિઓની સહાયતાથી શિખર સાથે મણિ પર્વતને પોતાના અંતઃપુરમાં મૂક્યો.[૨૨] તે પછી અમિત્રો(શત્રુ)ને જિતનાર કૃષ્ણે ઉદ્વેગથી રહિત થઈ, પૂજન કરવા યોગ્ય, પૂજાયલા, વૃક્ષોમાં શ્રેષ્ઠ, દિવ્ય પારિજાતને તેના ઇષ્ટ સ્થાને ગોઠવી દીધું.[૨૩]

તે પછી શત્રુપક્ષના વીરને હણનારા, કેશવે પોતાના જ્ઞાતિબાંધવોને પોતપોતાને ઘેર જવાની સૂચના કરી અને નરકાસુરે હરી આણેલી જે સર્વ સ્ત્રીઓ (તેમણે પોતાને ત્યાં આણી) હતી તેમનું કૃષ્ણે દિવ્ય વસ્ત્રો અને અલંકારો, દાસીઓ, ધનના સંચયો, ચન્દ્રનાં કિરણો સરખા તેજસ્વી હારો, અને મહા તેજસ્વી મણિઓથી યથાયોગ્ય સન્માન કર્યું.[૨૪-૨૫] વાસુદેવે આ કુમારિકાઓનું પૂર્ણ સન્માન તો પૂર્વે જ કર્યું હતું, છતાં પ્રસંગ પરત્વે તેમનો પુનઃ સત્કાર કર્યો. અને તે પછી દેવકી, રોહિણી, રેવતી અને ઉગ્રસેને તેમનું સન્માન કર્યું.[૨૬] જો કે કૃષ્ણની સર્વે સ્ત્રીઓમાં પોતાના સૌભાગ્યના યોગથી તે વેળા સત્યભામા શ્રેષ્ઠ થઈ પડી, છતાં પણ ભીષ્મકની પુત્રી રુક્મિણી જ કુટુંબની ખરી ઈશ્વરી હતી, એમ દીસતું હતું.[૨૭] એ સર્વ સ્ત્રીઓને તેમની યોગ્યતા પ્રમાણે શિખરોવાળા પ્રાસાદો, આનંદવિલાસનાં મંદિરો અને તેમજ સામગ્રીઓથી પરિપૂર્ણ ગૃહો કૃષ્ણે આપ્યાં.[૨૮]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे प्रभावतीना हरणमां "कृष्णनो द्वारकामां प्रवेश अने सत्कार" ए नामनो अध्याय ९९ मो संपूर्ण

---

## અધ્યાય ૧૦૦ મો

### કૃષ્ણનો સભાપ્રવેશ અને યાદવોનો સત્કાર

वैशंपायन उवाच—

ततः संपूज्य गरुडं वासुदेवोऽनुमान्य च ।
सखिवच्चोपगृह्यैनमनुजज्ञे गृहं प्रति ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–તદનંતર વાસુદેવે ગરુડનો સારી રીતે સત્કાર કર્યો, તેને મોટું માન દીધું, અને સખા પ્રમાણે ગાઢ આલિંગન દઈ, સ્વસ્થાને જવાની આજ્ઞા આપી.[૧] આ પ્રમાણે જવાની અનુજ્ઞા મળતાં, ગગનમાં વિચરનાર ગરુડે જનાર્દનનો સામો સત્કાર કર્યો, તેમને પ્રણામ કર્યાં અને સ્વેચ્છા અનુસાર ઉંચે ઉડ્યો.[૨]

અને ઘણા ભારે વેગથી પૂર્વ મહાસાગરમાં આવી પહોંચ્યો; તેની પાંખોના ફડફડાટથી હીલી રહેલા વાયુવડે, મગરોના આલયરૂપ એ મહાસાગર ખળભળી ઉઠ્યો.[૩]

"મારું કામ પડશે ત્યારે હું સન્મુખ ખડો થઈશ," એમ કહીને ગરુડ ત્યાંથી સીધાર્યો. તે પછી કૃષ્ણ પોતાના વૃદ્ધ પિતા, આનકદુંદુભી* વસુદેવને, રાજા ઉગ્રસેનને, બલદેવને, સાત્યકિને તેમજ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ કાશીનિવાસી સાંદીપની ઋષિને મળ્યા.[૪] પછી અન્ય વૃદ્ધ વૃષ્ણિઓ, ભોજકો તથા અંધકોને પણ મળ્યા, અને પોતાના પરાક્રમથી પ્રાપ્ત કરેલાં ઉત્તમ રત્નોથી સર્વ દાશાર્હોનાં મન તેમની યોગ્યતા પ્રમાણે રંજન કર્યાં.[૫] "બ્રાહ્મણોનો દ્વેષ કરનારાઓ હણાયા છે, અને સર્વ અંધક, ભોજ અને વૃષ્ણિઓનો વિજય થયો છે. જનાર્દન મધુસૂદન રણમાંથી અક્ષત પાછા આવ્યા છે,"[૬] એવી દાંડી કાને કુંડલથી શોભતા અને સન્માન પામેલા દાંડી પીટાવનાર મુખ્ય રાજપુરુષે સમગ્ર નગરમાં રાજમાર્ગનાં ચૌટાંઓમાં પીટાવી.[૭-૮]

તે પછી (રાજસભા મળતાં) તેમાં પ્રવેશ કરવા પૂર્વે પ્રથમ જનાર્દન ગુરુ સાંદીપનીની સમીપ ગયા, અને તેમને વંદન કર્યું. તે પછી તેઓ વૃષ્ણિઓના રાજા ઉગ્રસેનને મળ્યા અને તેમને વિજયપૂર્વક નમસ્કાર કર્યાં.[૯] તે પછી વાસવના અનુજ ઉપેન્દ્રે( કૃષ્ણે ) આનંદથી પરિપૂર્ણ ચિત્તવાળા અને હર્ષાશ્રુ સારતા પોતાના પિતા વસુદેવને તથા વડીલ ભ્રાતા બલરામને પ્રણામ કર્યા.[૧૦] તે પ્રમાણે અધોક્ષજે અન્ય બાકીના સર્વ પૂજાને પાત્ર દાશાર્હોની પાસે જઈ, તે સર્વનાં નામ દઈ, યથાયોગ્ય તેમનો સત્કાર કર્યો.[૧૧] હે ભારત ! આ પ્રમાણે વૃદ્ધાદિનું યથાયોગ્ય પૂજન અને સત્કારનું કાર્ય સમાપ્ત થતાં, ઉપેન્દ્ર આદિ તે સર્વે યાદવો રાજસભામાં પેઠા અને પોતપોતાનાં દિવ્ય, રત્નમય ઉત્તમ આસનોની સમીપ જઈ ઉભા.[૧૨] દરમ્યાન કૃષ્ણના શાસનથી, તેમના રાજપુરુષોએ કિંકરો પાસે જે અખૂટ ધન એ સભામાં અણાવ્યું હતું[૧૩] તેવડે યાદવશ્રેષ્ઠ જનાર્દને દુંદુભીના ધ્વનિપૂર્વક સર્વે દાશાર્હોનું યથાયોગ્ય પૂજન તેમજ સન્માન કર્યું.[૧૪] તદનંતર કૃષ્ણની આજ્ઞાથી વિવિધ આસનયુક્ત, રમ્ય, રત્નનાં વિદ્રુમોથી સુશોભિત સભામાં સર્વે દાશાર્હો પોતપોતાના સ્થાને વિરાજ્યા.[૧૫] તે સમયે હે ભરતશ્રેષ્ઠ! પુરુષસિંહ યાદવોથી સર્વત્ર છવાયલી એ સભા સર્વ અર્થ( સામગ્રી) અને લક્ષણોથી સંપન્ન હતી, અને જેમ સિંહોથી વ્યાપેલી પર્વતની ગુફા શોભે છે તેમ સર્વથી તે અધિક શોભી રહી હતી.[૧૬] ઉગ્રસેન રાજાને સોનાના મુખ્ય આસને બેસાડી, વૃષ્ણિ અને અંધકોને મોખરે કાંચનના આસન ઉપર બલરામ તથા ગોવિંદ બેઠા હતા.[૧૭] ત્યાં સભામાં પોતપોતાને આસને બેઠેલા વીર યાદવશ્રેષ્ઠોને ઉમ્મર અને પ્રીતિની પાત્રતા પ્રમાણે પુરુષોત્તમે સત્કાર સાથે નીચેનાં વચનો કહ્યાં.[૧૮]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे प्रभावतीना हरणमां "कृष्णनो सभाप्रवेश अने यादवोनो सत्कार" ए नामनो अध्याय १०० मो संपूर्ण

## અધ્યાય ૧૦૧ મો

### નારદે યાદવસભામાં કૃષ્ણના ગુણોનું કરેલું સંકીર્તન

श्रीकृष्ण उवाच–

भवतां पुण्यकीर्तीनां तपोबलसमाधिभिः
अपध्यानाच्च पापात्मा भैमः स नरको हतः ॥ १ ॥

શ્રી કૃષ્ણ કહે છેઃ–"હે યાદવો ! આપના જેવા પુણ્ય કીર્તિવાળાઓનાં તપ, બલ અને સમાધિના યોગથી તેમજ શત્રુ(નરકાસુર)નું અકલ્યાણ થવાના ચિંતનથી એ પાપાત્મા, ભૂમિપુત્ર, નરકાસુર હણાયો છે.[૧]† તેણે પોતાના અંતઃપુરમાં પૂરેલી અને રક્ષણથી જાળવેલી (બ્રહ્મચર્યયુક્ત) ઉત્તમ કન્યાઓ બંધનથી મુક્ત થઈ છે; તેના મણિપર્વતના શિખરને મૂળમાંથી ઉખેડીને મેં અહીં આણેલું છે.[૨] તેના સાંચેલા ધનના આ અતિશય મોટા ઓઘેઓઘ કિંકરો પાસે મેં અહીં અણાવ્યા છે; તેના એ દ્રવ્યના તમે સર્વે ઈશ(સ્વામી) થાઓ."

આ પ્રમાણે કહીને શ્રીકૃષ્ણ વિરામ્યા.[૩] એટલે વાસુદેવનું આ વચન સાંભળી, ભોજવંશીઓ, વૃષ્ણિઓ અને અંધકોનાં રોમાંચ હર્ષથી ખડાં થઈ ગયાં; તેઓ હસ્યા અને જનાર્દનનો સત્કાર કર્યો.[૪] પછી બે હાથની અંજલિ જોડી, એ નરવીરોએ કૃષ્ણને આ વચન કહ્યું:–"હે મહાબાહુ ! દેવો પણ મહાકષ્ટે જે કર્મ કરી શકે નહીં, તે કર્મ તેં દેવકીનંદને એકલે હાથે કર્યું છે, અને પોતેજ બાહુબળથી કમાયેલાં રત્નો અને ભોગ વિલાસોનાં સાધનો પોતાના સ્વજનો(બંધુઓ)ને સમર્પણ

* જન્મ વખતે દેવોનાં દુદુંભી આપોઆપ ગડગડ્યાં હતાં, તેથી વસુદેવ આનકદુંદુભી કહેવાય છે.

† અહીં એ ખાસ નોંધવાજોગ છે કે, આજ પર્વના અધ્યાય ૯૩ મામાં નરકાસુરનો વધ કર્યાની અને ૯૫ મામાં કૃષ્ણ તે પછી દ્વારકા આવ્યાની કથા વર્ણવાયલી છે. તે બાદ કૃષ્ણનાં અન્ય દાનવોને માર્યાનાં પરાક્રમો વર્ણવાયાં છે. આમ નરકાસુરના વધનું પ્રકરણ સમાપ્ત થયા છતાં પાછું ૯૮ મા અધ્યાયના ૨૪–૨૫ શ્લોકમાં તેને ત્યાંથી આણેલી સ્ત્રીઓનું અને ૯૯મા અધ્યાયના નરકાસુરને ત્યાંથી આણેલી અગાધ સંપત્તિનું સૂચન કરી, આ અધ્યાયમાં કૃષ્ણ તેજ વાત પુનઃ ઉપસ્થિત કરે છે. આથી ૯૫ થી ૯૮ એ વચલાં પ્રકરણોની સંગતિ વિષે સહજ શંકા થાય એમ છે.

કરી તેમનું મન રંજન કર્યું છે; આવું કામ તારા જેવા મહાન્ પુરુષને માટે કાંઈ આશ્ચર્યકારક નથી."૫-૬

તે પછી વાસુદેવને નિહાળવાની દૃષ્ટિથી સર્વે દાશાર્હોની અને ઉગ્રસેન રાજાની સ્ત્રીઓ પ્રસન્ન થતી થતી તે સ્થળે રાજસભામાં એકઠી થઈ.૭ વાસુદેવની દેવકી આદિ સાત (ધૃતદેવા, શાંતિદેવા, ઉપદેવા, શ્રીદેવા, દેવરક્ષિતા, અને સહદેવા) પત્નીઓ અને શુભ મુખવાળી (બલરામની માતા) રોહિણીએ ત્યાં સભામાં બેઠેલા મહાબાહુ બલરામ અને કૃષ્ણને નેત્ર ભરી ભરીને નિહાળ્યા.૮ તેજ સમયે ત્વરાથી બલરામ અને કેશવ પોતાના અન્ય સર્વ સાથથી છૂટા પડ્યા. અને તેમણે પ્રથમ રોહિણીને અભિવંદન કર્યું અને તે પછી તે બન્નેય દેવી દેવકીને ચરણે પડ્યા.૯ તે વેળા મિત્ર અને વરુણના સાથથી જેમ દેવમાતા અદિતિ શોભી રહે, તેમ અંબિકા દેવી સરખાં દેવકી પોતાના આ બે કમલલોચન પુત્રોથી શોભી રહી.૧૦

તે પછી યશોદાની યોગમાયા પુત્રી, જેને માનવો એકાનંશા* તેમજ ઇચ્છા અનુસાર રૂપ ધરનારી કહે છે તે આ બે ઉત્તમ નરોની સમીપ આવી પહોંચી.૧૧ પૂર્વે દેવસભામાં (કંસને છેતરવા યશોદામાતાને પેટે અવતરી દેવકીની પાસે ગુપ્તપણે આવવાના) થયલા સંકેત પ્રમાણે, તેમજ પૂર્વે જણાવેલા મુહૂર્તમાં† તેની સાથે સુરેશ્વર કૃષ્ણ અવતર્યા હતા અને તેની જ ખાતર પુરુષોત્તમે કંસને તેના અનુચરો સાથે હણ્યો હતો.૧૨ આ કન્યા એકાનંશાનું વૃષ્ણિઓનાં ગૃહોમાં વાસુદેવની આજ્ઞાથી મહાન્ સત્કારપૂર્વક પુત્રની પેઠે લાલનપાલન થતું હતું, અને તે એમ ઉછરીને મોટી થઈ હતી.૧૩ ભૂલોકમાં કેશવના રક્ષણને અર્થે ઉત્પન્ન થયલી અને મહા કષ્ટે પણ કોઇથી જિતાય નહીં એવી, આ યોગમાયા કન્યાને માનવો એકાનંશા કહે છે.૧૪ આ કન્યાને પ્રસન્ન મનવાળા સર્વે યાદવો સુમનસો(શુભ ચિંતવનારા દેવો)ની પેઠે પૂજતા હતા, કારણ કે એ (પોતાના જન્મથી વચ્ચે પૂરાઈ, કંસને હાથે છટકી જઈ) દિવ્ય પુરુષ કૃષ્ણનું સંરક્ષણ કરાવી શકી હતી.૧૫ આવા પ્રભાવવાળી આ યોગકન્યા પોતાની પાસે આવી, ત્યારે માધવ પોતાની પ્રિય સખી જેવી બહેનને ભેટ્યા અને તેના હાથ પોતાના જમણા હાથની આંગળીઓવડે ઝાલી રાખ્યા.૧૬ તેજ પ્રમાણે અતિબલી બલરામ આ કલ્યાણકારિણી યોગમાયાને ભેટ્યા, તેનું માથું સુંઘ્યું અને ડાબા હાથથી તેના હાથ ઝાલી રાખ્યા.૧૭ વૃષ્ણિઓની સ્ત્રીઓ (બલરામ અને કેશવનાં) સુવર્ણ સમાન દીપતાં હસ્તકમલોમાં ઝીલાયલા હાથવાળી, જનાર્દન અને વાસુદેવની મધ્યે ઉભેલી, આ યોગમાયા એકાનંશાને જાણે તે પદ્માલયા લક્ષ્મી જ હોય એમ એકી ટશે નિરખી રહી.૧૮ તે પછી અક્ષત, વિવિધ, શુભ પુષ્પો, અને લાજા(ડાંગર)ની મહા વૃષ્ટિ ત્રણે જણના ઉપર વરસાવીને તે સ્ત્રીઓ પોતપોતાને ઘેર ચાલી ગઈ.૧૯

તે પછી જનાર્દનની પૂજા કરી, સર્વે યાદવો પ્રસન્ન થતા થતા અને શ્રીકૃષ્ણનાં અદ્ભુત કર્મની પ્રશંસા કરતા કરતા પોતપોતાનાં આસનોએ બેઠા.૨૦ આમ સર્વથી પૂજાયલા, અને નગરવાસીઓનાં હૃદયમાં પ્રેમની વૃદ્ધિ કરનાર, મહાબાહુ, મહાન્ કીર્તિશાલી કૃષ્ણ જાણે દેવો વચ્ચે ઇન્દ્ર બેઠો હોય તેમ યાદવોની વચ્ચે વિશેષ વિરાજતા હતા.૨૧ એ સર્વે યાદવો યથાયોગ્ય રીતે પોતપોતાનાં આસનોએ બેઠા, તે પછી ત્રિદશો(દેવો)ના પતિ ઇન્દ્રની આજ્ઞાથી નારદ મુનિ આ સભામાં જનાર્દનની સન્મુખ આવી પહોંચ્યા.૨૨ એટલે શૂરવીર, યાદવશ્રેષ્ઠોએ પૂજ્ય નારદની યથાવિધિ પૂજા કરી, અને હરિના હાથમાં પોતાના હાથ મૂકયા પછી, તેઓ એક શ્રેષ્ઠ આસન ઉપર વિરાજ્યા.૨૩ તે પછી નિરાંતે આસન ઉપર બેસીને, સુખથી બેઠેલા વૃષ્ણિઓને નારદે આ વચન કહ્યું:-

નારદ કહે છેઃ-હે મનુષ્યોમાં શ્રેષ્ઠ યાદવો! હું શક્રની આજ્ઞાથી અહીં આવેલો છું, એમ તમને જણાવું છું.૨૪ હે રાજશાર્દૂલો! આ કૃષ્ણનાં પરાક્રમોની કથા સાંભળો. આ કેશવે બાલ્યાવસ્થાથી જ જે અદ્ભુત કર્મો કરવા માંડેલાં છે, તે હું તમને કહીશ.૨૫ ઉગ્રસેનના પુત્ર કંસે પોતાના સર્વે જ્ઞાતિબાંધવો યાદવોને અતિશય સતાવ્યા અને એ દુર્બુદ્ધિએ પોતાના પિતા આહુક(ઉગ્રસેન)ને સાંકળોથી બાંધી, તેનું રાજ્ય પોતાને હસ્તક લઈ લીધું.૨૬ એ દુષ્ટ બુદ્ધિવાળા, કુલાંગારે પોતાના સસરા જરાસંધનો આશ્રય લીધો અને સર્વેય ભોજવંશીઓ, વૃષ્ણિઓ અને અંધકોની અવગણના કરવા માંડી.૨૭ જ્ઞાતિબાંધવોનું કાર્ય(હિત) કરવાની ઇચ્છાવાળા, પ્રતાપી વાસુદેવે ઉગ્રસેનની રક્ષાને અર્થે પોતાના પુત્ર(કૃષ્ણ)નું સર્વ પ્રકારે રક્ષણ કર્યું.૨૮ દરમ્યાન આ ધર્માત્મા મધુસૂદને(કૃષ્ણે) મથુરાના ઉપવનમાં ગોવાળોની સાથે વસી અતિશય અદ્ભુત કર્મો કર્યાં.૨૯ શૂરસેનો(યાદવવંશીઓ)ના દેખતાં જ તેણે આ એક અતિશય અદ્ભુત કર્મ કીધું હતું, એ અમે સાંભળેલું છેઃ (શકટરૂપે આવેલા અસુરને મારવાને ચેષ્ટા

* એકાનંશા એટલે એક અખંડ અને અંશો (અવયવ)થી રહિત શરીરવાળી.

† જુઓ આ જ પર્વનો અધ્યાય ૨ જો તથા ૪ થો.

કરતાં) શકટની નીચે ચત્તાપાટ કૃષ્ણ સૂતા હતા તે જ સંધિમાં પક્ષીનો વેષ ધારીને આવેલી ભયંકર દેખાવવાળી રાક્ષસીને તેણે હણી હતી.[૩૦] તેનું નામ પૂતના હતું; તે વિશાળ કાયાવાળી, મહા બળવાળી, ક્રૂર વેષધારી હતી. ત્યાં આવી તેણે વિષ ચોપડેલા પોતાના ભયંકર સ્તનને (બાલક) જનાર્દનને લગાડ્યા.[૩૧] પરંતુ તેટલામાં તો વનચારી ગોવાળોએ બેડોળ અને ભયાનક મુખવાળી, રાક્ષસીને જ હણાયલી જોઈ; અને તેઓ જાણે કૃષ્ણ ફરી નવે અવતારે જ આવેલા હોય તેમ માનવા લાગ્યા. તે ઉપરથી તે અધોક્ષજ કહેવાય છે.[૩૨] વળી આ બાલક પુરુષોત્તમે માત્ર પગના અંગુઠાથી જ ક્રીડા કરતાં કરતાં પેલા ગાડાને ઉથલાવી પાડી શકટાસુરને હણીને આનાથી પણ અધિક અદ્ભુત કર્મ કર્યું હતું.[૩૩] વળી એક સમયે શેરીનાં છોકરાંને તેણે સંતાપ્યાં તે માટે માતા યશોદાએ તેમને દામન(રસી)થી ખાણીઆ સાથે ઉદરેથી બાંધ્યા ત્યારે તેમણે તેવી ને તેવીજ સ્થિતિમાં (ખાણીઆને જંગલમાં ઘસડી જઈ, તેની ભીડ ભેરવીને યક્ષરૂપ) યમલ અને અર્જુન વૃક્ષોને તોડી પાડ્યાં; આથી તે જગતમાં 'દામોદર'ને* નામે વિખ્યાત છે.[૩૪] વળી વાસુદેવે (દડા) ખેલતાં ખેલતાં, યમુનાના ધ્હોકળામાં પડી, ત્યાં રહેતા મહાબલવાન્, મહાકષ્ટે પણ ન હઠાવાય, એવા મહા નાગ કાલિયને પટકી નાંખ્યો.[૩૫] આ સમર્થ કૃષ્ણે અક્રૂરની સમક્ષ નાગોના ભવનમાં દિવ્ય દેહ ધારણ કર્યો અને તે સમયે નાગોએ તેમની પૂજા કરી.[૩૬]† વળી બુદ્ધિમાન્ મહાત્મા કૃષ્ણે (ઇન્દ્રનો પર્જન્ય–ઉત્સવ ઉજવતાં ગોવાળોને અટકાવ્યા ત્યારે તેણે વૃષ્ટિની અખંડ હેલી વરસાવરાવી તેનાથી તેમજ નિરંતર વાતા) ઠંડા પવનથી પીડા પામતી ગાયોનું રક્ષણ કરતાં સાત રાત્રિ સૂધી ગોવર્ધન પર્વતને (ટચલી આંગળીએ) ધારણ કરી રાખ્યો હતો. (આથી કૃષ્ણ જગતમાં 'ગોવર્ધનધર'ને નામે સુવિખ્યાત છે).[૩૭] અલ્પવયી વાસુદેવે ગાયોના રક્ષણની ઇચ્છાથી આ સર્વ કર્યું હતું (અને તેથી જ 'ગોપાલ' અને ગોવિંદ બિરુદ તેમને પ્રાપ્ત થયાં છે).[૩૮] તે પછી અતિ દુષ્ટ, બલાઢ્ય, મોટીમસ કાયાવાળા, મનુષ્યનો નાશ કરનારા, અરિષ્ટની જ મૂર્તિ જેવા, આખલાના દેહવાળા મહાન્ અસુર અરિષ્ટને ગોપાલ વાસુદેવે હણ્યો.[૩૯] વળી ગાયોના રક્ષણને અર્થે એ અતિશય બલવાન્, મોટી કાયાવાળા, દુર્બુદ્ધિ ધેનુકને વાસુદેવે માર્યો.[૪૦] વળી અમિત્ર(શત્રુ)ના સંહારક કૃષ્ણે, હુમલો લઈ આવેલા (કંસના ભાઇ) સુનામા નામના દુષ્ટને તેના સર્વ સૈન્ય સાથે વરુઓ પાસે ફાડી ખવરાવ્યો.‡[૪૧] વળી પુનઃ એક સમયે રોહિણીના પુત્ર બલરામની સાથે વનમાં વિચરતાં ગોપવેષધારી કૃષ્ણે કંસને મહાન્ ભય ઉત્પન્ન કરાવ્યો હતો.[૪૨] તેજ પ્રમાણે વ્રજમાં ગયા પછી પુરુષોત્તમ શૌરિએ, દાઢરૂપી આયુધવાળા, અશ્વનો વેષ ધરીને આવેલા, ભોજરાજ કંસના દાનવ કેશીને દાઢથી જ ઝાલી ચીરી નાંખ્યો.[૪૩] વળી રોહિણીપુત્રે બુદ્ધિમાન્ (બલરામે) કંસના અમાત્ય મહાબાહુ પ્રલંબ દાનવને એકજ મુષ્ટિના પ્રહારથી મારી નાંખ્યો હતો.[૪૪]§

આમ બ્રાહ્મણ ગર્ગપુત્રે સંસ્કારવિધિથી વિશુદ્ધ કરેલા, વાસુદેવના દેવપુત્રસમાન, આ બે મહાન્ વીર્યશાલી પુત્રો ઉછરી મોટા થયા છે.[૪૫] પરમ ઋષિ, ગર્ગપુત્રે તેમનું યથાર્થ દૈવી સ્વરૂપ સમજી જઇને જન્મથી માંડીને તેમના સર્વે સંસ્કારો કર્યા હતા.[૪૬]‖ તે પછી જ્યારે આ બે નરશ્રેષ્ઠો પુર યુવાન અવસ્થાએ પહોંચ્યા, ત્યારે હિમાલય પર્વતની ગુફામાં વૃદ્ધિ પામેલા મદમત્ત સિંહ બાલકોની પેઠે અતિ રમ્ય અને પરિપુષ્ટ જણાયા.[૪૭] તે વયે ગોકુલમાં દેવપુત્રોના જેવી કાન્તિ અને પ્રતિભાવાળા, આ બે મહાબળવાન્, વીર, ઉત્તમ ગોવાળોએ ગોપીઓનાં મન હરી લીધાં.[૪૮] નંદ ગોવાળના આ બે પુત્રો વિજય અથવા યુદ્ધના અંગની વિવિધ પ્રકારની ક્રીડાઓ નંદગોપના ગોવાળ બંધુઓ સાથે ખેલતા ત્યારે તેમાંનો કોઈ પણ ગોવાળ તેમની સામે દૃષ્ટિ કરવાને પણ સમર્થ થતો નહી, તો પછી તેમને બલમાં તો શી રીતે પહોંચી શકે?[૪૯] વિશાળ છાતીવાળા, મહાબાહુ આ બે કુમારોને શાલવૃક્ષની શાખાઓની પેઠે ઉંચા વધતા (તથા પરાક્રમમાં વૃદ્ધિ પામતા અને દાનવોનો સંહાર વાળતા) સાંભળીને મંત્રીઓ સાથે કંસ ઘણી જ વ્યથા પામવા લાગ્યો.[૫૦] જ્યારે બલરામ અને કેશવને કેદ પકડવામાં (કે વિવિધ માયાવી રૂપ ધરનારા દાનવો દ્વારા હરકોઇ રીતિએ પણ સંહાર

---

* દામનથી જેનું ઉદર બંધાયલું છે તે દામોદર.

† અહીં કૃષ્ણના પરાક્રમની ગણનામાં ક્રમસંગતિ બિલકુલ જળવાઈ નથી. કંસે ધનુર્યજ્ઞ માટે અક્રૂર દ્વારા કૃષ્ણને મથુરા બોલાવ્યા ત્યારે માર્ગમાં કૃષ્ણને અક્રૂરે આવું દિવ્ય રૂપ દાખવ્યું હતું, અને તે પછી કૃષ્ણ વૃન્દાવન પાછા ફર્યા જ ન હતા. પરંતુ અહીં તો આવું દિવ્ય દર્શન કૃષ્ણે દીધા પછી પણ વૃન્દાવનનાં કરેલાં પરાક્રમો વર્ણવેલાં છે.

‡ આ પ્રસંગ હરિવંશમાં ક્યાંયે વર્ણવાયો જણાયો નથી.

§ વાસ્તવિક રીતે બલરામ અને કૃષ્ણ એક જ વિષ્ણુનાં ભિન્ન માનવરૂપ હોવાથી બલરામના પરાક્રમને કૃષ્ણના પરાક્રમ સાથે ગણવામાં આવ્યું હશે, એમ સમજાય છે.

‖ આ બે શ્લોકોમાં એક જ વાતની પુનરુક્તિ થયલી છે.

કરાવવામાં) કંસનું કાંઈ પણ ફાવ્યું નહીં, ત્યારે તેણે ક્રોધે ભરાઈ (તેનું વેર વાળવા) વસુદેવ અને તેના બાંધવોને કેદ પકડયા.[૫૧] ઘણા લાંબા સમય સૂધી આનક-દુંદુભિ(વસુદેવ) ઉગ્રસેનની સાથે ચોરની પેઠે ગાઢ બંધનથી બંધાઈ, અનેક વાર સંતાપ ભોગવતા, કારા-ગ્રહમાં પડી રહ્યા.[૫૨] પોતાના પિતા ઉગ્રસેનને આમ બંધથી બાંધી, જરાસંધનો તેમ જ આહૃવૃત અને ભીષ્મકનો આશ્રય લઈ કંસ શૂરસેનો ઉપર રાજ્ય ચલાવતો હતો.[૫૩] આ રીતે કેટલોક કાળ વીતી ગયા પછી, પિનાક ધનુષ્યધારી મહાદેવના આરાધન નિમિત્તે કંસ રાજાએ મથુરામાં (ધનુર્યજ્ઞ નામના) મહોત્સવનો સમારંભ કરાવ્યો.[૫૪] હે પૃથ્વીપતિ! એ મહોત્સવમાં લોકના આનંદ અર્થે વિવિધ દેશોમાંથી મલ્લો એકત્ર થયા હતા તેમ જ નૃત્યકર્મમાં કુશલ નાચનારા અને ગાનારાઓ પણ ભેગા થયા હતા.[૫૫] તે પછી મહા-તેજસ્વી કંસે શિલ્પકળાના સારા અભ્યાસી, કુશલ શિલ્પકારો પાસે પુષ્કળ વૈભવોની સામગ્રીઓથી ભર-ચક એક રંગભૂમિ(અખાડો) તૈયાર કરાવી.[૫૬] એ રંગમંડપમાં, ગગનમાં જેમ તારાગણ આદિ તેજસ્વી વ્યક્તિઓ દેખાય છે તેમ, નગરનિવાસી જનો માટે હજારો શણગારેલા માંચડાઓ ચારે કોર છવાયલા દેખાતા હતા.[૫૭] પછી સુકૃતિ(પુણ્ય કાર્ય)વાળો પુરુષ જેમ વિમાનમાં બેસે તે પ્રમાણે કંસ તે મહાન્ વૈભવોથી યુક્ત, શોભાભરી રંગભૂમિમાં ઉચ્ચ આસન ઉપર બેઠો.[૫૮] પુષ્કળ આયુધોથી સજ્જ કરેલા અને તેની મદદમાં અનેક શૂરવીરો રાખીને દુર્જય બનાવાયલા, મદમત્ત હાથી(કુવલયાપીડ)ને વીર્યવાન્ કંસે એ રંગભૂમિના દ્વારમાં જ ઉભો રાખ્યો હતો.[૫૯] જ્યારથી એ મહા-તેજસ્વી કંસે સૂર્ય અને ચંદ્રમા જેવા પ્રભાશાલી, પુરુષશ્રેષ્ઠ બલરામ અને કેશવ પોતાની મથુરાપુરીમાં આવ્યાના સમાચાર સાંભળ્યા, ત્યારથી જ હે નરાધિ-પતિ! તેણે પોતાના રક્ષણ અર્થે તેમને મરાવવાના અનેક પ્રયત્નો આદરવા માંડ્યા; અને (તે બન્ને)ના વિનાશનું જ વિશેષ ચિંતન કરતાં કરતાં તે રાત્રિયે પણ સુખથી ઉંઘી પણ નહીં શકતો.[૬૦-૬૧] કંસના આ રુદ્રના મહોત્સવના અનુપમ સમાજ સંબંધી (તેમ જ પોતાના વિનાશ અર્થે રચાયલી વિવિધ સામગ્રીઓ સંબંધી) સર્વ સમાચાર સાંભળીને જ વાઘ જેમ ગાયોની ગમાણમાં પેસે તેમ એ બન્ને ઉત્તમ વીરો મુદ્દામ તેની આ રંગભૂમિમાં પ્રવેશ કરવા તત્પર થયા.[૬૨] પરંતુ જ્યારે (કુવલયાપીડના) હુમેવાળોએ તેમને તેમાં પેસતાં અટકાવ્યા ત્યારે શત્રુને દમનાર અને મહાકષ્ટે પણ ન હઠાવાય એવા એ બન્ને પુરુષ શ્રેષ્ઠોએ મહાવતો સાથે જ કુવલયાપીડ હાથીને મારી નાંખ્યો અને તે પછી રંગભૂમિમાં પ્રવેશ કર્યો.[૬૩] તે પછી બલરામ અને કેશવે ચાણૂર તથા અંધ્ર નામના મલ્લોને રગદોળી રગદોળીને માર્યા તેમ જ ઉગ્રસેનના પુત્ર દુષ્ટાત્મા કંસને પણ તેના અનુચરો અને આશ્રિતો સાથે હણ્યો.[૬૪]



સંક્ષેપમાં દેવો પણ મહા કષ્ટે જે કાર્ય કરી ન શકે તેવું કાર્ય યાદવશ્રેષ્ઠ કૃષ્ણે કર્યું છે. જે કર્મ કેશવે કર્યું છે, એના જેવું કર્મ બીજો કીયો પુરુષ આ લોકમાં કરી શકે એમ છે?[૬૫] પ્રહ્લાદ, બલિ અને શંબર આદિ તમારા પૂર્વના બલાઢ્ય અને ધનાઢ્ય દાનવો જે સંપત્તિ મેળવી શકયા ન હતા તે સર્વ વિત્ત, તમો યાદવોની ખાતર આ શૌરિ કૃષ્ણે પ્રાપ્ત કર્યું છે.[૬૬] આ કૃષ્ણે વળી મુરુ દાનવને હરાવ્યો છે, પંચજન દૈત્યને રગદોળ્યો છે, પર્વતના શૃંગ જેવા પ્રચંડ નિસુંદ દાનવનો તેના ગણો સહિત સંહાર કર્યો છે, પૃથ્વીપુત્ર નરકાસુરનો વધ કર્યો છે અને તેણે હરેલાં અદિતિનાં બે સુંદર કુંડલો પાછાં આણ્યાં છે. આ રીતે કેશવે સ્વર્ગમાં દેવોની મધ્યે આટલો પણ મહાન્ યશ પ્રાપ્ત કર્યો છે.[૬૭-૬૮]

હે યાદવો! તમે કૃષ્ણના બાહુબલને આશ્રયે રહેલા હોવાથી શોક, ભય કે પીડાના બાધથી મુક્ત રહ્યા છો, તેટલા માટે મદ અને મત્સરનો ત્યાગ કરો. અને તમે વિવિધ યજ્ઞોથી દેવતાઓનું યજનપૂજન કરો.[૬૯] બુદ્ધિમાન્ કૃષ્ણે દેવોનું આ ઘણું જ મોટું કાર્ય કરેલું છે. હું તમને તમારું જે હિતકર છે તે જણાવું છું. તમારું કલ્યાણ થાઓ.[૭૦] ઇન્દ્રે કૃષ્ણને સંબોધીને આ સંદેશો મારી સાથે તમને કહાવ્યો છે:

"હે યાદવશ્રેષ્ઠો! તમારું ઇષ્ટ હશે તે હું વિના પ્રમાદે કરવાને ચૂકીશ જ નહીં. હું તમારો જ છું અને તમે મારા છો, એટલું જ નહીં પણ તમારામાં જ હું સ્થિતિ કરી રહેલો છું. અમે દેવો તમારી ઉપર સંતુષ્ટ થયા છીએ."

આવો સંદેશો તમને કહેવાને સુરેશ્વર ઇન્દ્રે પ્રસન્ન થઇને મને તમારી પાસે મોકલ્યો છે.[૭૧-૭૨] જ્યાં બુદ્ધિ છે ત્યાં શ્રી(સંપત્તિ) છે અને જ્યાં શ્રી(સંપત્તિ) છે ત્યાં સન્નતિ(વિનય) છે. પરંતુ આ સર્વ બુદ્ધિ, શ્રી અને વિનય મહાત્મા કૃષ્ણમાં જ નિત્ય વસી રહેલાં છે. (માટે કૃષ્ણની પ્રસન્નતા અર્થે દેવો અને અતિથિ-ઓનું નિરંતર પૂજન તમારે કરતાં રહેવું.)[૭૩]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे "नारदे याद्वसभामां कृष्णना गुणोनुं करेलुं संकीर्तन" ए नामनो अध्याय १०१ मो संपूर्ण

## અધ્યાય ૧૦૨ મો

### નારદકૃત કૃષ્ણના ગુણોનું સંકીર્તન

नारद उवाच—

> सादिता मौरवाः पाशा निसुंदनरकौ हतौ ।
> कृतक्षेम्यः पुनः पंथा पुरं प्राग्ज्योतिषं प्रति ॥१॥

નારદ કહે છે:–હે યાદવો! કૃષ્ણે મુરુ દાનવોએ બનાવેલી સર્વે પાશો તોડી નાંખી, નિસુંદ અને નરકાસુરને હણ્યા અને પછી પ્રાગ્જ્યોતિષપુરનો માર્ગ પુનઃ ક્ષેમકુશળ કર્યો છે.[1] શૌરિ કૃષ્ણે રણસંગ્રામમાં બલવડે સ્પર્ધા કરનારા પૃથ્વીપાલકો(રાજા)ને શાર્ઙ્ગ ધનુષ્યના ટંકારવથી, તેમ જ પાંચજન્ય શંખના ઘોરધ્વનિથી અનેક વખત રણમાં ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી છે.[2] વળી વૃષ્ણિઓમાં શ્રેષ્ઠ કેશવે મેઘના જેવા અને મોટા મોટા દક્ષિણ પથના નામાંકિત રથોવડે સારી રીતે રક્ષણ થયલા, મહા બલવાન્ અને પરાક્રમી રુકમીનો પરાજય યુદ્ધમાં સંપૂર્ણ રીતે કર્યો છે અને ત્વરાથી તેની બ્હેન રુક્મિણીનું હરણ કર્યું છે.[3] આવાં પરાક્રમ કરીને, શંખ, ચક્ર, ગદા અને ખડ્ગને ધારણ કરનારા હરિએ પર્જન્યના જેવો ગડગડાટ કરી મૂકનારા, આદિત્યના સરખા તેજસ્વી રથમાં ભોજરાજની રાજકુમારી રુક્મિણીને દ્વારકા લઇ આવી પોતાની મહિષી(પટ્ટરાણી ) કીધી છે.[4] વળી તે જ પ્રમાણે કેશવે મરુથી દેશમાં જઇને આહ્વૃાત, ક્રાથ, શિશુપાલ અને દંતવક્ત્રને તેમનાં સૈન્યો સાથે પૂરેપૂરા હરાવ્યા છે અને તે જ રીતે શતધન્વાનો પણ પરાજય કર્યો છે.[5]* વળી દૃઢ ધનુષ્યધારી કૃષ્ણે કોપને વશ થઈ, સૌભપતિ શ્રીમાન્ શાલ્વને હણ્યો છે, ઇન્દ્રદ્યુમ્નનો વધ કર્યો છે અને યવન કશેરુમાનને† યમ રાજાને શરણે પહોંચાડ્યો છે.[6] તેમ જ પુંડરીકાક્ષ પુરુષોત્તમે સુદર્શન ચક્રથી પર્વતોના હજારો ચૂરેચૂરા કર્યા છે, અને એ પર્વતોના આશ્રયે રહેલા દ્યુમત્સેનનો નાશ મથીમથીને કર્યો છે.[7] વળી મહેન્દ્ર પર્વતના શિખર ઉપર ઇરાવતી નગરીમાં રાવણના બે અનુચરો ગોપતિ અને તાલકેતુ રહેતા હતા. તેઓ નિમેષ માત્રમાં એક સ્થળેથી બીજે સ્થળે સંચાર કરતા સર્વત્ર ફરતા હતા. મહા ભોજના નામે ઓળખાતા, સૂર્ય સમાન તેજસ્વી એ બે મહાબાહુ દાનવોને પુરુષશ્રેષ્ઠ કૃષ્ણે યુદ્ધમાં શાર્ઙ્ગ ધનુષ્યથી મારી નાંખ્યા છે.[8–9] તેમ જ આંખના એક જ પલકારામાં (જરાસંધના પ્રધાન) ડિંભ અને હંસ એ નામના બન્ને દાનવોને પણ તેમના સર્વેય અનુચરો સાથે કૃષ્ણે અક્ષપ્રપાતન સ્થળે હણ્યા છે.[10] વળી મહાત્મા કેશવે વારાણસી નગરીને પ્રજાળી તેના રાજા કાશીરાજને‡ બાંધવો અને અનુચરો સાથે હણ્યો છે અને તેના રાજ્યને રંજાડ્યું છે.[11] વળી મયદાનવ§ ને યથાસ્થિત રીતે વાંકાં વાળેલાં બાણોથી રણસંગ્રામમાં જિતી, અદ્ભુત કર્મ કરનાર કૃષ્ણ ઇન્દ્રસેનના પુત્રને તેના બંધનમાંથી છોડાવી લાવ્યા છે.[12] વળી કૃષ્ણે ભર મહાસાગરમાં આવેલા લોહિતકૂટ પર્વત ઉપર પહોંચી મહાબળવાન્ વરુણને તેના સર્વે જલચર પ્રાણીઓરૂપી યોદ્ધાઓ સાથે રણસંગ્રામમાં હરાવ્યો છે.[13] વળી મહેન્દ્રના ભુવનમાં જઇ પહોંચી ઇન્દ્રના પરાક્રમનો પણ વિચાર કર્યા વિના, મહાત્મા દેવોથી રક્ષાયલું હોવા છતાંયે પારિજાત વૃક્ષને કૃષ્ણે અહીં હરી આણેલું છે.[14] વળી તે જ પ્રમાણે જનાર્દને પોતાને હરાવવાને એકત્ર થયલા પાંડ્ય, પૌંડ્ર, કલિંગ અને મત્સ્ય દેશના તથા વંગ પ્રદેશના રાજાઓને તેમનાં સૈન્યો સાથે હરાવ્યા છે.[15] વળી આ પ્રમાણે આવા જ મહાત્મા સો રાજાઓને રણમાં હણી, વીર કૃષ્ણે સુંદર આકૃતિવાળી પટ્ટરાણી ગાંધારીને હરી આણેલી છે.[16] તે જ પ્રમાણે સમર્થ વિભુ મધુસૂદને કુંતિની સમક્ષ ક્રીડા કરનારા (અર્થાત્ બાલક જેવા) ભરતશ્રેષ્ઠ ગાંડીવ ધનુષ્યધારી અર્જુનને અનેક રણોમાં વિજયવંત કર્યો છે.[17] વળી પુરુષોત્તમે જ દ્રોણ, દ્રોણપુત્ર અશ્વત્થામા, કૃપાચાર્ય, કૃતવર્મા, કર્ણ, ભીષ્મ, સુયોધન(દુર્યોધન) તથા તેના સૈન્યચક્રના આશ્રયે|| યુદ્ધ કરતા અન્ય શૂરવીરોને યુદ્ધમાં હરાવ્યા છે (તેઓના પરાજયમાં અર્જુન તો નિમિત્ત માત્ર હતો).[18] બભ્રુનું¶ પ્રિય કરવાની ઇચ્છાથી, શંખ, ચક્ર, ગદા અને ખડ્ગને ધારણ કરનારા સમર્થ કૃષ્ણે સૌવીર રાજાની કન્યાનું બળાત્કારે હરણ કર્યું છે.[19] વળી વેણુદારિની ખાતર પુરુષોત્તમે અશ્વ, રથ અને હાથીઓ(અર્થાત્ ચતુરંગી સેના)થી વ્યાપેલી સમગ્ર પૃથ્વી યત્નપૂર્વક જિતી લીધી છે.[20]

વળી પૂર્વ દેહમાં (વામન અવતારમાં) આ માધવ હરિએ તપના પ્રભાવથી વીર્ય અને ઓજસ્ પ્રાપ્ત કર્યાં

---

* કશેરુમાન્ પાઠ પણ છે. † આ અધ્યાયમાં કૃષ્ણના પરાક્રમોમાં કોઈ ક્રમસંગતિ જળવાઈ નથી તેમ પુનરુક્તિ પણ થયલી છે. વળી કૃષ્ણનાં કહેવાતાં જે પરાક્રમો હરિવંશમાં ક્યાંએ વર્ણવાયાં નથી પણ શ્રીમદ્‌ભાગવત, પદ્મપુરાણાદિમાં હરિવંશ પછી રચાયલા ગ્રંથોમાં પ્રકારાંતરે વર્ણવેલાં છે તેને પણ અહીં સ્થાન મળેલું છે. વળી કૃષ્ણનાં પરાક્રમોને બદલે તેમનાં પૂર્વના અવતારોનાં પરાક્રમોનું સૂચન પણ સાથે કરેલું જણાય છે. ‡ આ કાશીરાજ દક્ષિણના પૌંડ્રક રાજા વાસુદેવ જે કૃષ્ણનો દ્વેષી હતો તેનો મિત્ર હતો, તેથી કૃષ્ણે તેનો સંહાર કર્યો. (જુઓ ભાગવત દશમસ્કંધ અધ્યાય ૬૬.)

§ બંગાળી તથા મન્મથનાથની પ્રતમાં 'મયદાનવ' એ પાઠ છે. મુંબઇની અને મરાઠી પ્રત માં 'યમ' એ પાઠ છે.

|| કાશીની પ્રતમાં ચક્રાનુયાને એ પાઠ છે; મહાભારતના યુદ્ધમાં કાઇ પણ શસ્ત્ર હાથમાં નહીં લેવાની કૃષ્ણે પ્રતિજ્ઞા કરી હતી. આ પ્રતિજ્ઞા ભીષ્મે તોડાવી અને કૃષ્ણે ચક્ર ઉપાડ્યું, તે પ્રસંગને ચક્રાનુયાન કહે છે. ¶ અહીં 'અર્જુનનું' એવો એક પાઠ છે.

અને બલિની પાસેથી ત્રિભુવન ખુંચવી લીધું હતું.[૨૧] તેણે પ્રાગ્જ્યોતિષપુર ઉપર હુમલો કર્યો તે વેળા વજ્ર, અશનિ, ગદા અને ખડ્ગોથી ત્રાસ આપનારા દાનવોની સાથે લઢતાં છતાંયે એનું મૃત્યુ થયું નથી, એવા એ અમર છે.[૨૨] વળી કૃષ્ણે બલિના મહા વીર્યશાલી, અતિશય બલવાન્ અને અતિશય ધનાઢ્ય પુત્ર બાણાસુરને તેના અનુયાયી વીર દાનવો સાથે હરાવ્યો છે.[૨૩] વળી મહાબાહુ, મહાબલવાન્ જનાર્દને કંસના પીઠ નામના અમાત્યને તથા પૈઠિક(પીઠના પુત્ર)ને અને અસિલોમાને યમદ્વારે પહોંચાડી દીધા છે.[૨૪] વળી મહાયશસ્વી, પુરુષશ્રેષ્ઠ કૃષ્ણે જાંભ, ઐરાવણ અને મનુષ્યરૂપધારી વિરૂપ એ નામના દૈત્યોને હણ્યા છે.[૨૫] વળી પુંડરીકાક્ષ હરિએ યમુનાના જલમાં રહેતા મહાન્ ઓજસ્વી, નાગોના પતિ કાલિયનું દમન કરી, તેને સાગરમાં મોકલાવી દીધો છે.[૨૬] વળી પુરુષશ્રેષ્ઠ હરિએ વૈવસ્વત યમરાજને હરાવી, પોતાના ગુરુ સાંદીપનીના મૃત્યુ પામેલા પુત્રને સજીવન કરી પાછો પૃથ્વી ઉપર આણ્યો છે.[૨૭] હે નૃપ! આ મહાબાહુ કૃષ્ણ જે દુરાત્માઓ દેવો અને બ્રાહ્મણોનો સદા વિદ્વેષ કરે છે તેમને (મૃત્યુરૂપી) દંડથી શાસન કરે છે.[૨૮] વળી વજ્રપાણિ ઇન્દ્રને પ્રસન્ન કરવાને અર્થે ભૂમિપુત્ર નરકાસુરને હણી, તેની પાસેથી એ મણિકુંડલો લઈ આવી, દેવોની માતા અદિતિને એ કુંડલો તેણે આપેલાં છે.[૨૯]

આ પ્રમાણે સર્વ લોકના સરજનાર, મહાયશસ્વી, વિભુ કૃષ્ણ સદૈવ દૈત્યોને ભય પમાડતા રહ્યા છે અને દેવોને અભયદાન દેતા આવ્યા છે.[૩૦] આ મહા યશસ્વી કૃષ્ણ મર્ત્ય લોકમાં પુનઃ વર્ણાશ્રમ ધર્મોની સ્થાપના કરી, પુષ્કળ દક્ષિણાઓવાળા યજ્ઞો દ્વારા પરબ્રહ્મનું યજન પુનઃ ચાલુ કરાવી અને આ ઉપરાંત દેવોનાં આવાં અસંખ્ય હિતકર પ્રયોજનો સાધીને, તે પછી પોતાના ધામ વૈકુંઠ પ્રતિ સીધાવશે.[૩૧] કૃષ્ણ પોતાના પ્રયાણ વેળા ઋષિઓને પ્રિય, રમ્ય અને ભોગવિલાસોથી ભરપૂર એવી આ દ્વારકાપુરીને જલમાં ડુબાડશે, અને તે પછી જ પોતે ક્ષીર સમુદ્રમાં વિચરશે. તે વેળા બહુબહુ રત્નોથી છવાયલી, સેંકડો યજ્ઞસ્તંભોથી અંકાયલી, આ દ્વારકાપુરી તેનાં સર્વ વનો અને કાનનોની સાથે વરુણના નિવાસ(સમુદ્ર)માં પ્રવેશ કરશે.[૩૨-૩૩] શાર્ઙ્ગ ધનુષ્યધારી વાસુદેવના હૃદયના વિચારને જાણનારો મહાસાગર, તેણે ત્યાગ કરેલી, સૂર્યના નિવાસ સરખી ઓજસ્વી આ દ્વારાવતી નગરીને પોતાના જલમાં સમાધિ કરાવશે.[૩૪] સુર, અસુર અને મનુષ્યોમાં મધુસૂદનના જેવો અન્ય એવો કોઈ પણ પુરુષ કદી થયો નથી અને થશે પણ નહીં, કે જે (તેમના સ્વધામ પ્રયાણ પછી) આ પુરીમાં રહી શકે.[૩૫]

આ પ્રમાણે દાશાર્હોનાં ઉત્તમ કાર્યો સાધી આ કૃષ્ણ જે પોતે જ વિષ્ણુ છે તે નારાયણ સોમ અને સૂર્યરૂપ થઈ જનારા છે (અર્થાત્ પરમ તત્ત્વમાં ભળી જશે.)[૩૬] બાલક જેમ રમકડાં સાથે સ્વચ્છંદે આનંદ મહાણે છે, તેમ આ અપ્રમેય, અચિંત્ય, ઇચ્છા પ્રમાણે કાર્ય સાધનારા જિતેન્દ્રિય નારાયણ ભૂતોની સાથે સદા આ પૃથ્વી ઉપર લીલા ખેલી રહ્યા છે.[૩૭] આ મહાબાહુ મધુસૂદનની શક્તિ અને ગુણોનું માપ(પ્રમાણ) કાઢી શકાય એમ છે જ નહીં. આ વિશ્વરૂપ નારાયણ(કૃષ્ણ)થી વિશ્વમાં કાંઈ પણ પર(શ્રેષ્ઠ) કિંવા અપર (ભિન્ન) પણ નથી.[૩૮] આજ પર્યંત આ પ્રમાણે પૂર્વે એમના ગુણો અને સામર્થ્યનું વર્ણન સેંકડો અને હજારો વાર સાંભળેલાં છે, છતાં એમનાં એવાં કર્મોની ગણત્રી પૂરી થયલી પૂર્વે કોઈએ પણ જોયલી નથી.[૩૯] આ અપૂર્વ અવતારી કમલલોચન કૃષ્ણે બાલ્યાવસ્થામાં સંકર્ષણની સહાયતાથી આવાં આવાં અનેક અદ્ભુત કર્મો કર્યાં છે.[૪૦] આ જ પ્રમાણે મહાયોગી, મહા બુદ્ધિમાન્ અને તપોબળથી યુક્ત નેત્રોવડે સર્વ(ભૂત, વર્તમાન અને ભવિષ્ય)ને પ્રત્યક્ષ અવલોકનારા વ્યાસે એમની કીર્તિનું સંકીર્તન પૂર્વે કરેલું છે.[૪૧]

વૈશંપાયન કહે છેઃ-મહેન્દ્રના સંદેશા અનુસાર આ પ્રમાણે ગોવિંદની સ્તુતિ કરી, સર્વ યાદવોની પૂજાનો સત્કાર કરી નારદ સ્વર્ગે સીધાવ્યા.[૪૨] તે પછી ગોવિંદ મધુસૂદને નરકાસુરની પાસેથી આણેલું સઘળું ધન સર્વ વૃષ્ણિઓ અને અંધકોને તેમની યોગ્યતા પ્રમાણે વહેંચી આપ્યું.[૪૩] આ પ્રમાણે ધન મેળવી, વિધિ પુરઃસર પુષ્કળ દક્ષિણાઓવાળા યજ્ઞોથી દેવોનું યજન કરી, મહાત્મા યાદવો દ્વારાવતીમાં સુખેથી રહેવા લાગ્યા.[૪૪]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे
"नारदकृत कृष्णना गुणोनुं संकीर्तन"
ए नामनो अध्याय १०२ मो संपूर्ण

## અધ્યાય ૧૦૩ મો
## કૃષ્ણાદિની સંતતિનું સંકીર્તન

जनमेजय उवाच—

बहूनां स्त्रीसहस्राणामष्टौ भार्याः प्रकीर्तिताः ।
तासामपत्यान्यष्टानां भगवान्प्रब्रवीतु मे ॥ १ ॥

જનમેજય કહે છેઃ-કૃષ્ણને બહુ બહુ હજારો સ્ત્રીઓ હતી તેમાં જે આઠ મુખ્ય ભાર્યાઓ હતી તેમના સંબંધી વર્ણન તમે કરેલું છે. હવે એ આઠ પટ્ટરાણીઓનાં છોકરાંઓનાં નામ આદિ આપ ભગવાન્ મને કહો.[૧]

વૈશંપાયન કહે છેઃ-કૃષ્ણની આઠે પટ્ટરાણીઓ મુખ્યત્વે કરીને (સંખ્યાબંધ) પુત્રોને પ્રસવનારી હતી, (તેમને પુત્રીઓ તો થઈ હતી પણ ઘણી જ ઓછી હતી) એમ કહેવાય છે. તે સર્વે રાણીઓ વીર પુત્રોની માતાઓ હતી. હવે તેમની સંતતિ વિષે સાંભળો.[2] રુકિમણી, સત્યભામા, દેવી નાગ્નજિતી, શૈબ્યા સુદત્તા, સુંદર હાસ્યવાળી લક્ષ્મણા, કાલિંદી મિત્રવિંદા, પૌરવી જાંબવતી અને માદ્રી સુભીમા, એ તેમની મુખ્ય આઠ* પત્નીઓ હતી. તેમાંથી તું પ્રથમ રુકિમણીની સંતતિ સંબંધી સાંભળ.[3-4]

રુકિમણીએ પ્રથમ શંબરાસુરનો નાશ કરનારા સદ્‌ભાગ્યશીલ પુત્ર પ્રદ્યુમ્નને જન્મ આપ્યો. તેનો બીજો પુત્ર વૃષ્ણિઓમાં સિંહ જેવો પરાક્રમી મહારથી ચારુદેષ્ણ હતો.[5] તે પછી તેણે અનુક્રમે ચારુભદ્ર, ચારુગર્ભ, સુદેષ્ણ, તેમ જ દ્રુમ, સુષેણ, ચારુગુપ્ત, અને વીર્યવાન ચારુવિંદ(એ સાત)ને ઉત્પન્ન કીધા.[7] તે પછી તેણે સૌથી નાના પુત્ર ચારુબાહુને તથા પુત્રી ચારુમતીને જન્મ આપ્યો.

ગરુડધ્વજ કૃષ્ણે સત્યભામામાથી ભાનુ, ભીમરથ, રોહિત, દીપ્તમાન, તામ્રજાક્ષ, અને નીલાંતક એ છ રાજપુત્રોને જન્મ આપ્યો તથા ભાનુ, ભીમનિકા, તામ્રપર્ણી અને જલંધમા, એ ચાર પુત્રીઓને ઉત્પન્ન કરી.

જાંબવતીએ રણસંગ્રામમાં શોભતા સાંબને પ્રથમ જન્મ આપ્યો.[7-9] વળી એ જ અંગના(જાંબવતી)એ મિત્રવિત્, મિત્રવિન્દ અને મિત્રબાહુ એ ત્રણ પુત્રો પ્રસવ્યા અને મિત્રવતી નામની એક કન્યા ઉત્પન્ન કરી.

હવે નાગ્નજિતીની સંતતિ સંબંધી વિગત તું સાંભળ.[10] નાગ્નજિતીને બે પુત્રો ભદ્રકાર અને ભદ્રવિંદ હતા અને એક પુત્રી ભદ્રવતી હતી.

શૈબ્યા સુદત્તાથી સંગ્રામજિત્ નામનો રાજપુત્ર ઉત્પન્ન થયો.[11] વળી તે ઉપરાંત તેણે ઉત્પન્ન કરેલા બીજા પુત્રોનાં નામ સત્યજિત્, સેનાજિત્, શૂર અને સપત્નજિત્ હતાં.

સુભીમા માદ્રીને વૃકાશ્વ, વૃકનિર્વૃતિ અને કુમાર વૃકદીપ્તિ, એ ત્રણ પુત્રો હતા.

હવે લક્ષ્મણાની પ્રજા વિષે તું સાંભળ. કૃષ્ણે લક્ષ્મણાથી ગાત્રવાન્, ગાત્રગુપ્ત અને વીર્યવાન્ ગાત્રવિંદ એમને ઉત્પન્ન કર્યા. ગાત્રવતી એ આ રાજપુત્રોની સૌથી નાની બેહેન હતી.

કાલિંદીએ વેદસંમત(પવિત્ર) અશ્રુત નામના પુત્રને જન્મ આપ્યો.[12-14] પરંતુ શ્રુતસેનાને કોઈ સંતતિ ન હોવાથી મધુસૂદને તેને અશ્રુત સોંપી દીધો. અશ્રુત શ્રુતસેનાને સોંપતાં હર્ષ પામતા હૃષિકેશે પોતાની ભાર્યા કાલિંદીને આ વચન કહ્યું:-[15] "તમો બન્નેનો આ દાયાદ પુત્ર ઘણા લાંબા સમય સૂધી જીવવાનો છે."

(કૃષ્ણની એક બીજી ભાર્યા) શૈબ્ય બૃહતીને અંગદ નામનો એક પુત્ર થયો. કૃષ્ણે તે પુત્ર ગદને આપી દીધેલો હતો, તેથી તેને લોકો ગદનો પુત્ર કહેતા.[16]† અંગદ ઉપરાંત બૃહતીને કુમુદ અને શ્વેત નામના પણ બે પુત્રો તથા શ્વેતા નામની એક કન્યા હતી.

અગાવહ, સુમિત્ર, શુચિ, ચિત્રરથ અને ચિત્રસેન એ પાંચ પુત્રો તથા ચિત્રવતી પુત્રી સુદેવાથી ઉત્પન્ન થયાં હતાં. આ ઉપરાંત વનસ્તંબ, સ્તંબવન અને સ્તંબ એ ત્રણ પુત્રોને તેણે જન્મ આપ્યો હતો.[17-18]

નિવાસન, સ્તંબવતી કન્યા,‡ વનસ્તંબ, ઉપસન્ન, શંકુ અને ક્ષિપ્ર એ વજ્રાંશુ, શ્રુતસોમા કૌશિકીથી જન્મ્યાં હતાં.

યુધિષ્ઠિરીથી યુધિષ્ઠિર અને વિચિત્ર રીતે યુદ્ધ કરનાર કાપાલી અને ગરુડ, એ ત્રણ પુત્રો ઉત્પન્ન થયા હતા.[19-20]

આ પ્રમાણે વાસુદેવને આ તેમ જ અન્ય હજારો પત્નીઓથી અનેક હજારો પુત્રો થયા હતા, એમ જે હું કહું છું તે સાંભળ. વાસુદેવને કુલ દશ દશહજાર (એક લાખ) પુત્રો થયા હતા, એમ કહેવાય છે. તેમાંના એંશી હજાર રાજપુત્રો તો ખરેખરા શૂરવીર અને રણકળામાં નિપુણ હતા.

આ પ્રમાણે મેં તને વાસુદેવની સંતતિ સંબંધી વિગત કહી.[21-22]§ (હવે તું બીજા મુખ્ય મુખ્ય યાદવોની સંતતિનું વર્ણન સાવધાનતાથી સાંભળ.) હે

---

* અહીં કૃષ્ણની મુખ્ય આઠ પટ્ટરાણીઓનાં જે નામ આપેલા છે, તેની કેટલીકનાં અઠ્ઠાણુમા અધ્યાયમાં આપેલાં નામ સાથે મળતાં નથી. આવો નામફેર માત્ર અહીં જ છે એમ નથી, પરંતુ હરિવંશમાં અન્ય સ્થળોએ તેમનાં ગણાવેલાં નામમાં પણ ફેર પડે છે. તો પછી તે શ્રીમદ્‌ભાગવતાદિમાં આપેલાં એમનાં નામ સાથે મળતાં ન આવે એમાં કાંઈ નવાઈ લાગતી નથી. મન્મથનાથદત્ત કૃષ્ણની આઠ પટ્ટરાણીઓ હોવાનું જણાવે છે, છતાં તેણે આપેલી નામસંખ્યા બાર છે, અહીં જે કેટલાંક વિશેષણો અમુક અમુક પટ્ટરાણીને લગાડેલાં છે તેમને વિશિષ્ટ નામ તેણે લેખ્યાં છે. † અહીં शैब्यायाम् गदस्याहुः सुतम् એ પાઠ છે. આનો અર્થ મરાઠી ભાષાંતરકાર, ગદે શૈબ્યાથી પુત્ર ઉત્પન્ન કરેલો એમ લોકો કહે છે, એવો અર્થ કરે છે; પરંતુ આ શ્લોક ૨૧ માથી જણાય છે કે ઉપર કૃષ્ણથી જ થયલી સંતતિનો નિર્દેશ છે તેમ કૃષ્ણની પત્નીથી ગદ એક પુત્ર ઉત્પન્ન કરે એ અયોગ્ય છે. આથી આવો અર્થ અઘટિત છે, અને તેથી મૂળની સત્યતા માટે શંકા રહે છે. ‡ પાઠ જોતાં ૧૮ મા શ્લોકનો વનસ્તંબ અને આ વનસ્તંબ નિરાળા છે.

§ આ પછીના આ અધ્યાયના બાકી ભાગને એક પ્રતિએ પ્રક્ષિપ્ત ગણ્યો છે; કારણ જનમેજયે એ કૃષ્ણની જ સંતતિની પૃચ્છા કરી છે જ્યારે અહીં તો અન્ય યાદવોની સંતતિ પણ ગણાવેલી છે.

રાજશ્રેષ્ઠ! વૈદર્ભી રાણીથી ( કૃષ્ણપુત્ર ) પ્રદ્યુમ્ને અનિરુદ્ધને ઉત્પન્ન કર્યો. તેની ધજા હરણના ચિહ્નથી અંકિત થયલી હતી, (અર્થાત્ તેનો રથ હરણની પેઠે ઉછળતો દોડતો હતો,) તેથી રણસંગ્રામમાં તેને કોઈ 'નિરુદ્ધ' કરી (અટકાવી) શકતું ન હતું. આમ તેનું નામ અનિરુદ્ધ સાર્થ હતું.[૨૩] રેવતીથી બલદેવે નિશઠ અને ઉલ્મુક એ બે પુત્રો ઉત્પન્ન કર્યા. તે બે ભાઈઓ દેવતુલ્ય વર્ચસ્વી અને પુરુષશ્રેષ્ઠ હતા.[૨૪] શૌરી(વાસુદેવ)એ ( દેવકી આદિ સાત મુખ્ય ભાર્યાઓ ઉપરાંત) સુતનુ અને સુતારા નામની બીજી બે સ્ત્રીઓ સાથે પાણિગ્રહણ કર્યું હતું. તે બેથી તેમને પૌંડ્ર અને કપિલ એ બે પુત્રો થયા હતા.[૨૫] તારાના પુત્રનું નામ કપિલ અને સુતનુના પુત્રનું નામ પૌંડ્ર હતું. એ બેમાંથી એક પૌંડ્ર રાજા થયો અને બીજો કપિલ વનમાં ગયો.[૨૬] વળી તુરી નામની એક શૂદ્ર સ્ત્રીથી વસુદેવને જરા નામનો મહા બળવાન, શૂરવીર પુત્ર હતો. તે સર્વ નિષાદોનો રાજા હતો અને સર્વ ધનુષ્યધારીઓમાં શ્રેષ્ઠ હતો.[૨૭] સાંબે કાશી નામની સ્ત્રીથી ત્વરિત ગતિવાળો સુપાર્શ્વ નામનો પુત્ર ઉત્પન્ન કીધો હતો. અનિરુદ્ધે સાનુને ઉત્પન્ન કીધો, અને સાનુથી વજ્ર નામના પુત્ર જન્મ્યો છે. વજ્રથી પ્રતિરથ જન્મ્યો, અને સુચારુ પ્રતિરથનો પુત્ર હતો. વૃષ્ણિના કનિષ્ઠ પુત્ર અનમિત્રથી શિનિ જન્મ્યો, શિનિથી સત્યવાક્ અને મહારથી સત્યક ઉત્પન્ન થયા. સત્યકથી શૂરવીર યુયુધાન જન્મ્યો હતો.[૨૮–૩૦] યુયુધાનને અસંગ નામનો પુત્ર હતો, અને મણિ તેનો પુત્ર હતો. મણિનો યુગંધર થયો. આમ ( કૃષ્ણ આદિની ) વંશ સંતતિનું સંકીર્તન સમાપ્ત થાય છે.[૩૧]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे
"कृष्ण आदिनी संततिनुं संकीर्तन" ए नामनो
अध्याय १०३मो संपूर्ण

## અધ્યાય ૧૦૪ મો

### પ્રદ્યુમ્નનું હરણ અને શંબરના પુત્રો સાથે યુદ્ધ

जनमेजय उवाच—

य एष भवता पूर्वं शंबरघ्नेत्युदाहृतः ।
प्रद्युम्नः स कथं जघ्ने शंबरं तद्ब्रवीहि मे ॥ १ ॥

જનમેજય કહે છે:–હે વૈશંપાયન! તમે પૂર્વે (ગયા અધ્યાયમાં) કહ્યું હતું, કે આ જ પ્રદ્યુમ્ન કે જેણે શંબરાસુરને હણ્યો હતો, તો તેણે કેવી રીતે એ શંબરાસુરનો વધ કર્યો, એ સંબંધી કથા મને કહો.[૧]

વૈશંપાયન કહે છે:–દૃઢતાથી વ્રત ધરનારા કામદેવે વાસુદેવની લક્ષ્મીસ્વરૂપ પટ્ટરાણી રુક્મિણીથી સુંદર રૂપવાળા અને શંબરાસુરનો અંત આણનારા પ્રદ્યુમ્નરૂપે અવતાર લીધો. તે 'સનત્કુમાર'નો પણ અવતાર હતો, એવું તેનું સંકીર્તન પુરાણોમાં ગવાયલું છે.[૨]* પ્રદ્યુમ્નને જન્મ્યાને સાત દિવસ થયા, તે જ દિને મધ્યરાત્રિએ સૂતિકા ગૃહમાંથી કાલશંબર કૃષ્ણના આ નાના બાલકને ઓચિંતો જ ઉઠાવી લઈ ગયો.[૩] દેવોની માયા અનુસાર વર્તનારા કૃષ્ણના જાણવામાં તો આ વાત અગાઉથી જ આવી હતી, છતાં અદૃષ્ટ હેતુ(ભવિષ્યમાં બનનારા પ્રસંગના સંકેત)ને માન આપીને તેમણે યુદ્ધમાં અતિ ઉત્કટ દાનવ શંબરાસુરને પ્રદ્યુમ્નને લઈ જતાં અટકાવ્યો નહીં.[૪] મૃત્યુએ શંબરનું આયુષ્ય આંકી જ મૂક્યું હતું, (અને પ્રદ્યુમ્નને હાથે તેનો અંત થવાનું નિર્માણ હતું) તેથી માયાના બલથી પ્રેરાઈ એ મહાન્ અસુર શંબરે પ્રદ્યુમ્નને બે હાથથી રુક્મિણીના સૂતિકાગૃહમાંથી ઉપાડી લીધો અને પોતાને નગર સીધાર્યો.[૫] માયાના જેવાં જ શુભ રૂપ અને ગુણો ધરાવતી માયાવતી નામની તેની સ્ત્રી સર્વ રૂપ અને ગુણથી સંપન્ન હતી, છતાં તેને પેટે કાંઈ પણ સંતાન ન હતું.[૬]† તેથી કાલથી પ્રેરાયલા દાનવ શંબરે પોતાની પટ્ટરાણી માયાવતીને જાણે પોતાના જ પુત્ર હોય તેમ વાસુદેવનો પુત્ર પ્રદ્યુમ્ન સોંપ્યો.[૭] તેને જોતાં વેંત જ માયાવતીના શરીરનાં રોમાંચ હર્ષથી ખડાં થઈ ગયાં અને અતિશય ભારે હર્ષથી તે પુનઃ પુનઃ તેનું મુખ નિહાળવા લાગી.[૮] તે આમ પ્રદ્યુમ્નને એકી ટશે જોઈ રહી હતી તેટલામાં જ તેને પોતાના પૂર્વ જન્મની સ્મૃતિ થઈ આવી, અને 'આ મારો પૂર્વ કાન્ત હતો,' એવું સ્મરણ એકાએક થવાથી તે મનમાં આમ વિચારવા લાગી.[૯]

"આ જ મારો ખરો નાથ છે; આ જ મારો વલ્લભ કામદેવ છે; જેની ખાતર હું રાત્રિદિવસ ચિંતા અને શોકના સાગરમાં ડુબી રહેલી છું, અને જેના વિના કોઈ પણ સ્થળે મને ખરું રતિસુખ મળવાનું જ નથી; જેના વિના હું રતિ કહેવાતી છતાં 'અરતિ'જ રહી છું; તે ખરેખર આ જ મારો ભર્તા કામદેવ છે.[૧૦] મારા આ જ ભર્તાને તેની કામ(વાસનાની)પ્રેરણાથી ખિન્ન થયલા દેવાધિદેવ ભગવાન્ ત્રિશૂલધારી શંકરે

* આ કથન કાશીની, બંગાળાની તેમ જ મન્મથનાથ દત્તની એ ત્રણે પ્રતિઓમાં નથી. † જો કે માયાવતીને કોઈ સંતાન ન હોવાનું કારણ અહીં જણાવેલું નથી. તથાપિ અધ્યાય ૧૦૬ ના શ્લોક ૫૨ માં નારદ પ્રદ્યુમ્નને તે તેની સદ્વર્તનશીલ ભાર્યા હોવાનું જણાવતાં કહે છે કે માયાવતી વાસ્તવિક રીતે તારી જ પૂર્વ જન્મની સ્ત્રી રતિ હોવાથી પતિવ્રતનો ભંગ ન થાય તે માટે શંબર સાથે સમાગમ જ કરતી ન હતી અને તેની કામવાસના સંતોષવાને પોતાના શરીરમાંથી એક માયા ઉત્પન્ન કરી શંબર સાથે તેને સુવાડતી હતી.

પૂર્વે બાળી અનંગ (અંગરહિત) કર્યો હતો. આ જ મારા ભર્તાને હું આજે આ બીજા અવતારમાં (મારી સમીપ બાલકરૂપે આવેલા) જોઉં છું.[૧૧] હું તેને મારા પૂર્વ જન્મના ભર્તા તરીકે ઓળખી શકી છું, (તેમ તેને જ અદ્યાપિ પર્યંત મારો પતિ માનું છું,) તો પછી હું હવે શી રીતે તેને માતૃભાવથી સ્તનપાન કરાવી શકું? આ ભર્તાની જ ખરી ભાર્યા હોવાથી હું તેને "પુત્ર" એ શબ્દથી કેવી રીતે બોલાવી શકું?"[૧૨]

આ પ્રમાણે મનમાં ઉંડો વિચાર કરીને માયાવતીએ પ્રદ્યુમ્નને એક ધાત્રીને ધાવણ અર્થે સોંપી દીધો. માયાવતીની પાસે રહેતાં તે રસાયનોના પ્રયોગોથી શીઘ્ર વૃદ્ધિ પામ્યો.[૧૩] રુક્મિણીનો નંદન(પુત્ર) પ્રદ્યુમ્ન ધાત્રીના મુખથી નીકળતાં વચન અવરનવર સાંભળતો તેથી તે ખરા જ્ઞાનના અભાવે માયાવતીને પોતાની જ માતા સમજવા લાગ્યો.[૧૪] પરંતુ એ માયાવતીએ તો (ગુપ્તપણે તેના પ્રત્યે પતિભાવને સેવતાં પૂર્ણ આદરથી) કૃષ્ણના કમલલોચન પુત્ર પ્રદ્યુમ્નને ઉછેરી નાનાથી મોટો કર્યો, તેમ જ કામવાસનાથી તેના ઉપર મોહિત થઇને તેણે તેને પોતાની સર્વે દાનવી માયાઓ પણ અર્પણ કરી દીધી.[૧૫] એમ કરતાં કરતાં મદનવૃત્તિને ઉત્તેજે એવો મદનમૂર્તિ, સુંદર રૂપવાળો પ્રદ્યુમ્ન ભર યુવાવસ્થાએ પહોંચ્યો, અને નારીઓની સર્વે કામાદિની ચિકિત્સાઓનો જ્ઞાતા થયો તેમ જ સર્વ અસ્ત્રશસ્ત્રના પ્રયોગોમાં પારંગત બન્યો ત્યારે તેના પ્રત્યે કામવાસનાથી લોભાયલી કામિની માયાવતી પોતાના આ કાન્તને મળવાની કામના કરવા લાગી અને વખતોવખત શરીરનાં અંગોની વિવિધ ચેષ્ટાઓથી પણ સ્મિતપૂર્વક તેની સામે નિહાળી તેને પોતાની તરફ કામવૃત્તિથી વિશેષ લોભાવવા મંડી. માતા ગણાતી માયાવતીનો પોતાની પ્રત્યે આવો અનુચિત કામપ્રકાર થતો જોઇને સુંદર હાસ્યવાળી અને પોતાનામાં વિશેષ આસક્ત થયલી દેવી માયાવતીને પ્રદ્યુમ્ને એક સમયે નીચેનાં વચન કહ્યાં.[૧૬–૧૭]

પ્રદ્યુમ્ન કહે છેઃ–"હે માયાવતી! તું તારા મારી પ્રત્યેના માતૃભાવનું ઉલ્લંઘન કરીને, આમ વિપરીત રીતિએ પત્નીભાવથી કેમ મારી સાથે વર્તતી જણાય છે? અહોહો! તું ખરેખર દુષ્ટ સ્વભાવવાળી સ્ત્રી છે! તેથી જ કેવળ સ્ત્રીપણા(કામવૃત્તિ)માં તારું મન ચપળ બનેલું છે;[૧૮] અને તેથી જ તું મારી ઉપરના પુત્રભાવનો ત્યાગ કરી, મારી ઉપર કામવાસનાના લોભથી આકર્ષાય છે. હે સૌમ્યે! શું ખરેખર હું તારો પુત્ર નથી? (અને ખરેખર જો હું તારો પુત્ર હોઉં તો પછી) શા કારણે તારું વર્તન આમ શીલથી ઉલટું થાય છે?[૧૯] માટે હે દેવી! તેનું સત્ય કારણ જાણવાની મા ઇચ્છા છે. તારાં વર્તનનો આવો વિલક્ષણ પ્રકાર કે થયો છે? ખરેખર યુવતીઓનો સ્વભાવ વિજળી ચમકારા જેવો ચપલ છે.[૨૦] મેઘો જેમ પર્વતો શિખરોને ગાઢ સંસર્ગથી ચોંટી રહે છે, તે જ પ્રમ સ્ત્રીઓ પુરુષોને આસક્તિથી વળગી રહે છે.[૨૧] સૌમ્યે! હે સુંદર સ્ત્રી! હું તારો આત્મજ(પુત્ર) છું નથી, એ સત્ય વાત તારે મને કહેવી જ જોઇએ, એ મારી ઇચ્છા છે. તારી આવી ચેષ્ટાઓ શા હેતુ થાય છે, તે મને તું સત્વર કહે."

આ પ્રમાણે કેશવના પુત્ર પ્રદ્યુમ્ને તેને વચન કહ ત્યારે કામદેવે જેની ઇન્દ્રિયોને સંતાપેલી હતી એ ભીરુ સ્ત્રી માયાવતીએ પોતાના પ્રિયને એકાંત આવું પ્રિય વચન કહ્યુંઃ-

માયાવતી કહે છેઃ–"હે કાન્ત! તું મારો સુત ન તેમ આ શંબરાસુર પણ તારો પિતા નથી.[૨૨–] તું રૂપવાન્ છે તેમ જ પરાક્રમી પણ છે. જાતિએ વૃષ્ણિ વંશમાં ઉત્પન્ન થયલો છે. ખરી રીતે તો વાસુદેવનો પુત્ર છે. તું રુક્મિણીનો તેના આનંદ વૃદ્ધિ કરનારો સુત છે.[૨૪] તારા જન્મ્યા પછી સા દિવસે જ તું નાનો બાળક એકલો છતો સુતો હ તે સમયે પાકશાસન ઇન્દ્રના જેવા વર્ચસ્વી ત પિતા વાસુદેવના મહાન્ મંદિરને ભેદીને તારી માત સૂતિકાગૃહમાંથી તને બલ અને વીર્યથી આ ક કરવાને પ્રવૃત્ત થયલો મારો પતિ શંબર અહીં ઉપ લાવ્યો છે. તારી માતા રુક્મિણી તારા જેવા બાલ આમ એકાએક હરણ થયું તે માટે કરુણસ્વરે ર દિન શોક કર્યાં કરે છે.[૨૫–૨૭] અને એક સુર જેમ પોતાના વાછરડાના વિયોગથી પરિતાપ પા તેમ તે તારે માટે અતિશય સંતાપ કરી રહી બાલક અવસ્થામાં જ તને અહીં ઉપાડી આણ્ હોવાથી, શક્રથી પણ મહાન્ તારો પિતા, ગરુડધ્ વાસુદેવ તને ઓળખતો પણ નથી. હે કાન્ત! વૃષ્ણિવંશનો રાજકુમાર છે, અને મારા પતિ ગણ આ શંબરાસુરનો પુત્ર નથી.[૨૮–૨૯] હે વીર! દાન આવા પ્રકારના સુંદર અને ગુણસંપન્ન પુત્રોને જ આપી શકતા જ નથી. મેં તને જન્મ આપ્યો જ ન તેથી જ તારી ઉપર હું કામવાસનાથી આસક્ત થ છું. (આથી તારી તરફની મારી આ ચેષ્ટાઓ વિપ નથી, પરંતુ પૂર્વ જન્મની તારી પત્ની હોઇને મ ચેષ્ટાઓ ઉચિત છે.)[૩૦]

"હે સૌમ્ય! તારું આવું મનહર રૂપ જોઇને દુર્બલ મનની હૃદયમાં જ સીઝાઇ જાઉં છું. હે કાન

આ જે ઉદ્દેશ સિદ્ધિને અર્થે મેં ઉઠાવેલો છે તેમ જ મારા હૃદયમાં આ જે ઇચ્છા ઘૂમાયાં કરે છે, તેને હે વૃષ્ણિવંશજ! મારા હૃદયમાં વસીને તારે શમાવવી જોઇએ છે. તારા વિષે કાન્ત તરીકેનો આ જે અનુભાવ મારા હૃદયમાં રમી રહ્યો છે, તે સઘળો મેં તને આમ સ્પષ્ટ જણાવી દીધો છે.[૩૧–૩૨] તું મારો પુત્ર નથી તેમ શંબરનો પણ પુત્ર નથી."

માયાવતીએ કહેલી આ સર્વ વાત સાંભળતાં વેંત જ ચક્રાયુધધારી કૃષ્ણનો, (માયાવતીની પાસેથી પ્રાપ્ત કીધાથી) સર્વે દાનવી માયાઓમાં પારંગત થયલો પુત્ર પ્રદ્યુમ્ન અતિ ક્રોધે ભરાયો અને પોતાના નામના ઉદ્ઘોષથી શંબરાસુરને યુદ્ધ કરવાનું આહ્વાન કરતાં મન સાથે બોલ્યોઃ–

"અહોહો ! શું દાનવોમાં દુષ્ટાત્મા આ શંબર કેશવના બાલપુત્રનું હરણ કરીને આમ સર્વથા નિર્ભય રહી શકશે? આજે જ હું તેને ભય પમાડું છું.[૩૩–૩૫] પરંતુ શું કરવાથી આ દાનવ શંબર મારી ઉપર ક્રોધે ભરાય? હું તેનો વધ શી રીતે કરી શકું? એ મંદ બુદ્ધિવાળો જેથી મારી ઉપર ક્રોધે ભરાય, એવું મારે પ્રથમ શું કરવું?[૩૬] તેની ધ્વજા સિંહકેતુથી વિભૂષિત થયલી છે તેમ જ ચિત્રવિચિત્ર છે; અને તેને તેણે ઉંચા મેરુના શિખરની પેઠે પોતાના મંદિરના બહારના દરવાજા ઉપર ચઢાવેલી છે.[૩૭] એ જ ધ્વજાને તીક્ષ્ણ ભલ્લ (બાણ) વડે હું હેઠી ઉથલાવી પાડીશ. જ્યારે પોતાની ધ્વજા આમ ભાંગ્યાની ખબર તેના જાણવામાં આવશે ત્યારે શંબરાસુર અવશ્ય બહાર નીકળી આવશે.[૩૮] તે પછી યુદ્ધથી રણસંગ્રામમાં તેને હણીને હું દ્વારકા પ્રતિ સીધાવીશ."

આ પ્રમાણે મન સાથે બોલી, મહાબાહુ પ્રદ્યુમ્ને તેજસ્વિતાથી ધનુષ્યને સજ્જ કર્યું અને તે ઉપર બાણ ચઢાવ્યું,[૩૯] અને શંબરાસુરની ઉત્તમ ધ્વજા છેદી નાંખી. મહાત્મા પ્રદ્યુમ્ને પોતાની ધ્વજા છેદી છે, એવી ખબર મળતાં જ કાલ જેવો ભયંકર શંબર ક્રોધે ભરાયો અને તેણે પોતાના પુત્રોને આવી આજ્ઞા કરીઃ "હે મહાવીરો! ત્વરા કરો અને રુકિમણીના આ પુત્રને હણો.[૪૦–૪૧] જેણે મારું અપ્રિય કર્યું છે તેનું મોંઢું પણ જોવા હું ઇચ્છતો નથી."

શંબરનું આવું આજ્ઞાવચન સાંભળી, તેના પુત્રો સત્વર સજ્જ થઈ ગયા અને પ્રદ્યુમ્નનો વધ કરવાની આકાંક્ષાથી હર્ષ પામતા બહાર નીકળ્યા. ચિત્રસેન, અતિસેન, વિશ્વક્સેન તેમ જ ગદ,[૪૨] શ્રુતસેન, સુષેણ અને સોમસેન, તથા મન, સેનાની, સૈન્યહંતા અને સેનાહા, સૈનિક, સેનસ્કંધ, અમર, અતિસેન, સેનક, જનક, સકાલ, વિકલ, શાંત, શાંતાંતકર, વિભુ, કુંભકેતુ, સુદંષ્ટ્ર, કેશિ આદિ શંબરના પુત્રો ચક્ર, તોમર, ત્રિશૂલ, પટ્ટિશ, પરશુ આદિ વિવિધ આયુધો ધારણ કરી, ક્રોધાવેશથી રાતાતાતા થઈ, હર્ષ પામતા યુદ્ધ કરવાને બહાર નીકળ્યા, અને પોતાના શત્રુ પ્રદ્યુમ્નને યુદ્ધનું આહ્વાન કરતા રણસંગ્રામને મોખરે આવી ખડા રહ્યા.[૪૩–૪૭] મહાબાહુ પ્રદ્યુમ્ન પણ હાથમાં ધનુષ્ય લઈ, રથ ઉપર ચઢી, સત્વર બહાર આવ્યો અને રણને મોખરે તેમની સામે આવી ઉભો રહ્યો.[૪૮] તે પછી એક પાસ કેશવનો પુત્ર પ્રદ્યુમ્ન અને બીજી પાસ દાનવ શંબરના પુત્રો, એમની વચ્ચે રુંવાડાં ખડાં કરે એવું તુમુલ યુદ્ધ મચી રહ્યું.[૪૯]

આ યુદ્ધ જોવાને મહાન્ ઉરગો અને ચારણો સહિત દેવો તેમ જ ગંધર્વો, દેવરાજ ઇન્દ્રને મોખરે કરી, પોતપોતાનાં વિમાનોમાં બેસી, તે સ્થળે અંતરિક્ષમાં આવી ઉભા.[૫૦] નારદ, તુંબરુ, હાહા, હૂહૂ આદિ સર્વ ગાયકો, અપ્સરાઓથી વિંટળાઈ ત્યાં યુદ્ધ નિરખવા આવી ઉભાં રહ્યાં.[૫૧] તે પછી વજ્રધારી દેવરાજ ઇન્દ્રના એક પ્રતિહાર ગંધર્વે, આ અદ્ભુત, વિચિત્ર અને અસમાન* યુદ્ધ ચાલતું જોઈ, તેને કહ્યું કેઃ–"હે શક્ર! શંબરના સો પુત્રો એક પક્ષે છે અને બીજે પક્ષે કૃષ્ણનો પુત્ર પ્રદ્યુમ્ન એકલો જ છે. આમ અનેક સાથે એકલો પ્રદ્યુમ્ન યુદ્ધ કરે છે, તેમાં તેને વિજય કેવી રીતે મળવાનો?"[૫૨–૫૩]

તેનું આવું કહેવું સાંભળી બલદાનવનો નાશ કરનારો ઇન્દ્ર હસ્યો અને તેને ઉત્તર આપ્યોઃ–

ઇન્દ્ર કહે છેઃ–"આ વીર પરાક્રમી પ્રદ્યુમ્નની કથા હું કહું છું તે સાંભળ.[૫૪] પૂર્વ જન્મમાં તે કામદેવ હતો, પરંતુ તે મહાદેવના ક્રોધથી બળી ગયો હતો. પછી કામદેવની પત્ની રતિએ તપવડે મહાદેવ ત્રિલોચનને પ્રસન્ન કર્યા, ત્યારે દેવ શંકરે પરમ સંતુષ્ટ થઈને તેને આવું વરદાન આપ્યુંઃ–'દ્વારકામા મનુષ્યદેહે (કૃષ્ણરૂપે) વિષ્ણુ ભગવાન્ અવતરશે, તેના પુત્ર(પ્રદ્યુમ્ન) રૂપે તારો પતિ કામદેવ અવતરશે, એમાં કાંઈ પણ સંશય તારે રાખવો નહીં.[૫૫–૫૬] ત્રણે લોકમાં અનંગના નામથી વિખ્યાત થયલો તારો મહાયશસ્વી પતિ કામદેવ ત્યાં દ્વારકામાં ઉત્પન્ન થશે અને એ મહાતેજસ્વી, શંબરાસુરને હણશે.[૫૭] જન્મ્યા પછીથી

* એક પાસ સો દાનવો અને બીજી પાસ પ્રદ્યુમ્ન હોવાથી એક પક્ષ વિશેષ બળવત્તર હતો. આમ બે પક્ષોનું બળ સરખું નહી પણ અસરખું હતું.

તરત જ સાતમે દિવસે એ રુક્મિણીના ખોળામાં* હશે, તે સમયે તે સ્થળે શંબરાસુર ઓચિંતો આવશે અને પોતાની માયાના પ્રભાવથી પ્રદ્યુમ્નને પોતાને નગર ઉપાડી જશે.૫૮ તેથી તું શંબરને ઘેર જા, અને તેની પત્ની માયાવતી તરીકે ત્યાં રહેજે. તું માયાના સ્વરૂપમાં ઢંકાયલી હોવાથી એ શંબરને મોહ પમાડી શકીશ.૫૯ ત્યાં તું બાલકરૂપે આવનારા તારા પૂર્વ જન્મના પતિ કામદેવ અવતારી પ્રદ્યુમ્નને ઉછેરી મોટો કરજે. તે જ્યારે ભર યુવાવસ્થાએ પહોંચશે ત્યારે શંબરનો સંહાર કરશે.૬૦ તે પછી એ અનંગ અવતાર પ્રદ્યુમ્ન તને પોતાની સાથે દ્વારકા લઈ જશે, અને જેમ પર્વત કન્યા( પાર્વતી )ની સાથે હું વિહાર કરું છું, તે જ પ્રમાણે તે તારી સાથે વિહાર કરશે.'૬૧ આ પ્રમાણે કામદેવની પત્ની રતિને વરદાન આપી, પુરુષોત્તમ, દેવેશ, શંકર સિદ્ધ અને ચારણોથી સેવાયલા મેરુ પર્વત સમાન શોભતા કૈલાસ પર્વત ઉપર પુનઃ સીધાર્યા.૬૨ પછી દેવોના દેવ ઉમાપતિ શંકરને પ્રણામ કરી, રતિ શંબરાસુરને ત્યાં માયાવતીના નામથી રહી છે, અને શંબરાસુરના અંતના યોગ્ય કાલની આતુરતાથી રાહ જોતી બેઠી છે.૬૩ વસ્તુસ્થિતિ આમ છે, માટે આ મહાબાહુ પ્રદ્યુમ્ન શંબરને અવશ્ય હણશે જ; તેના સર્વ પુત્રો સાથે એ દુરાત્મા દાનવનો વધ આ પ્રદ્યુમ્નને હાથે જ થનાર છે.'૬૪

ઇતિ શ્રીમહાભારતમાં ખિલહરિવંશમા વિષ્ણુપર્વવિષે પ્રદ્યુમ્નકૃત શંબરવધનો "પ્રદ્યુમ્નનું હરણ અને શંબરના પુત્રો સાથે યુદ્ધ" એ નામનો અધ્યાય ૧૦૪ મો સંપૂર્ણ

## અધ્યાય ૧૦૫ મો

### શંબરાસુરના પુત્રો અને સૈન્યનો સંહાર

वैशंपायन उवाच—

ततः प्रवृद्धं युद्धं तु तुमुलं लोमहर्षणम् ।
शंबरस्य तु पुत्राणां रुक्मिण्या नंदनस्य च ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-તે પછી શંબરના પુત્રો અને રુક્મિણિનો પુત્ર પ્રદ્યુમ્ન એમની વચ્ચે રુવાડાં ખડાં કરનારું તુમુલ યુદ્ધ મચી રહ્યું.૧ ક્રોધે ભરાયલા અને પૂરેપૂરા વેગમાં આવેલા, મહાન્ દૈત્યોએ બાણો, શક્તિઓ, પરશુઓ, ચક્રો, તોમરો અને ભાલાઓ, ભુશુંડીઓ, તેમ જ મુસળો, ઉપરાચાપરી સાથે લાગાં જ કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન ઉપર ફેંકવા માંડ્યાં; અને સામેથી પ્રદ્યુમ્ને પણ ક્રોધે ભરાઈ, સર્વ પ્રકારનાં અસ્રો ફેં શકે એવા ધનુષ્યથી દરેકના ઉપર પાંચ પાંચ બા છોડી, રણને મોખરે ઉભેલા દાનવોને છેદી નાંખ્ય એટલે પુનઃ પ્રદ્યુમ્નનો વધ કરવાની આકાંક્ષાથ પ્રેરાયલા સર્વે દાનવોએ ક્રોધથી તપી જઈ, દૃઢ નિશ્ચ કરી, તેના ઉપર બાણોની વૃષ્ટિ ઉપર વૃષ્ટિ વરસાવ મૂકી. આથી વિશેષ ક્રોધી બનેલા અનંગ સ્વરૂ પ્રદ્યુમ્ને ધનુષ્યનો ટંકાર કરી શંબરના મહાન્ ઓજસ્ દશ પુત્રોને સત્વર હણ્યા. તે પછી વીર્યવાન્ પ્રદ્યુમ્ ભલ્લ બાણવડે તેના એક પુત્ર ચિત્રસેનનું માથું ઉડા દીધું. ત્યારે હણાતાં બાકી રહેલા અન્ય દાનવો એકત્રિત થઈ અને એક સામટા તેની સાથે યુ મચાવ્યું.૨–૭ પ્રદ્યુમ્નને હણવાને ઉત્સુક થઈ, રણ દાનવો બાણોનાં સંધાન લક્ષ્યપૂર્વક સાંધતા અને શ સમૂહોની ગાઢ વૃષ્ટિ વરસાવતા તેની ઉપર એકાએક ધર આવ્યા.૮ આવી સ્થિતિ જોતાં જ ધનુષ્યધારીઓ ઉત્તમ, મહાતેજસ્વી પ્રદ્યુમ્ને શરવૃષ્ટિથી જાણે ક્રીડા કર હોય તેમ સહજમાં રણસંગ્રામમાં એ સર્વે દાનવો માથાં છેદી નાંખ્યાં અને ખુદ શંબરાસુરની સાથે યુ કરવાને આતુર થઈ, રણને મોખરે ખડો રહ્યો.

આમ પોતાના સો પુત્રો સત્વર હણાયાની વા સાંભળી શંબરાસુર ક્રોધથી તપી ગયો;૯–૧૦ અને તે પોતાના સારથીને 'સત્વર રથ સજ્જ કર,' એ આજ્ઞા કરી. રાજાનું આ વચન સાંભળી, સારથીએ ભોંય ઉપર માથું નમાવી તેની આજ્ઞાનો સ્વીકા કર્યો.૧૧ અને સર્વ સૈન્યને તૈયાર કરાવી, સારી રી સાવધાનપણે સજ્જ કરેલો રથ ત્યાં આણી દીધે એ રથને હજાર રીંછ જોડેલાં હતાં; સર્પરાજ વાસુ તેની ધ્વજા ઉપર હતો; શાર્દૂલોનાં ચામડાંથી એ આખે રથ મઢેલો હતો; ઘંટડીઓના ગુચ્છા તેને અહી તહી બાંધેલા હતા; કૃત્રિમ હરિણોનાં ચિત્રો તે આચ્છાદન ઉપર આલેખેલાં હતાં; તે ચિત્રો આલેખે એક ઉપર એક એમ દશ હારોવડે વિરાજતો હતે તેનાં સર્વ અંગો (ભાગ) તારાઓનાં ચિત્રોથી ચિત્રે હતાં અને તેનો કૂબર સુવર્ણના પત્રાથી મઢેલો હતે તેની પતાકા અતિશય મોટી અને ઉંચી હતી. મૃ રાજ સિંહના ચિહ્નવાળું તેનું ઉગ્ર કેતન(ધ્વજા) હ તેની રથગુપ્તિ ( રથના રક્ષણ માટે મઢેલું આવરણ વિશેષ વિભાગોવાળી પણ સંયુક્ત હતી; તેની ઇષ ( ઝુંસરી ) લોખંડની હતી તથા તેનો કૂબર

* ૨૫ મા શ્લોકમા પ્રદ્યુમ્ન, સલાકાગૃહમાં એકલો છતો સૂનો હતો તે વેળા તેનું હરણ થયાનું કહેલું છે. તેમ ૧૦૬ ઠા અધ્યાયમાં પણ એવી જ સ્થિતિમાં તેનું હરણ થયલું નારદ કહે છે ત્યારે અહીં રુક્મિણીના ખોળામાંથી હરણ થયાનું કહે છે, અસંગત જણાય છે.

† ( ઝુંસરી ગોઠવવાનો લાંબો દાંડો. )

વજ્ર સરખો દૃઢ હતો; મંદર પર્વતના જેવું ઉંચું તેનું શિખર (ગભારો) હતું; તે સુંદર ચામરોથી વિશેષ શોભતો હતો; સર્વત્ર નક્ષત્રમાલાથી છવાયલો તેનો સુવર્ણનો ધ્વજાદંડ રમ્ય દીસતો હતો; આવી ઉત્તમ શ્રી-(શોભા)ઓથી વિરાજતા રથમાં શંબરાસુર બેઠો.[૧૨–૧૬] મૃત્યુએ (કાલે) જ પ્રેરેલા દાનવ શંબરે અંગે સોનાનું ચિત્રવિચિત્ર બખતર ચઢાવી, હાથમાં ધનુષ્ય તેમ જ બાણો ઉપાડી, યુદ્ધ કરવાની આકાંક્ષાથી રણમાં પ્રયાણ કર્યું.[૧૭] મોટામસ સૈન્યથી તે વિંટળાયલો હતો, અને દુર્ધર, કેતુમાલી, શત્રુહંતા અને પ્રતર્દન એ ચાર રણમંત્રીઓ તેની સાથે જ રહ્યા હતા.[૧૮] આમ યુદ્ધ કરવાની ઈચ્છાથી પ્રેરાયલો તેમ જ અમાત્યોથી વિંટળાયલો શંબરાસુર રણમાં મોખરે આવ્યો. તેની બરોબર દશ હજાર મદમત્ત હાથીઓ, તેમ જ બસેં રથ ચાલતા હતા.[૧૯] આઠ હજાર ઘોડેસ્વારો તથા દશ લાખ પગપાળા યોધાઓ તેની કુમકે રહ્યા હતા. આવા સર્વ પ્રકારના સેનાનીઓ અને સૈન્યથી વિંટળાયલો શંબરાસુર રણમાં આવી ઉભો રહ્યો.[૨૦]

તે આમ રણમાં પ્રયાણ કરતો હતો તે વેળા મહાન ઉત્પાત થયો. હે નૃપ! તે સમયે ગીધોથી અને ઉલ્કાઓથી છવાયલા આકાશમાં સંધ્યાકાલના કૂટ અંધકાર જેવા મેઘે ભયંકર ગડગડાટ કરી મૂકયો.[૨૧] હે નૃપ! તે સમયે મેઘ કઠોર રીતે ગાજી ઉઠ્યા, વિજળી પડી અને જાણે તેની મોટી સેનાના ક્ષયનું અમંગલ સૂચવતાં હોય તેમ શિયાળવાં પણ રોવા લાગ્યાં.[૨૨] દાનવોનાં લોહી પીવાને આતુર થયલો એક ગીધ શંબરાસુરના રથની ધ્વજા ઉપર પડ્યો, અને જાણે માથા વિનાનું (શંબરનું) ધડ તેની આગળ ઘૂમતું હોય એવો આભાસ સર્વેને થયો.[૨૩] માંસાહારી પક્ષીઓ તેના રથ ઉપર ચીંચીંચીંચીં કરી રહ્યાં. સ્વર્ભાનુ (રાહુ)થી ગ્રસાયલા સૂર્યની પેઠે જાણે પરિઘોથી શંબર પોતે છવાયો હોય, એવો ભાસ થવા લાગ્યો.[૨૪] ભયનું નિવેદન કરાવતી શંબરાસુરની ડાબી આંખ ફરકવા લાગી, ડાબો હાથ ફ્રુજ્યો અને રથ સાથે ઘોડાઓએ ઠોકર ખાધી.[૨૫] તે જ ક્ષણે સુરોના શત્રુ શંબરના રથની ટોચ ઉપર એક કાગડો પડયો, અને ઈન્દ્રે શર્કરાના જેવા તેજસ્વી અંગારાઓથી મિશ્ર લોહીનો વર્ષાદ વરસાવ્યો.[૨૬] તેમ જ રણસંગ્રામને મોખરે હજારો ઉલ્કાપાત પડ્યા, અને શંબરના રથના ઘોડા હાંકનાર સારથીના હાથમાંથી ઘોડાની લગામ સરી પડી.[૨૭]

આ પ્રમાણે અનેક અશુભકારી ઉત્પાતો થયા છતાં તેને લેશ માત્ર પણ નહીં લેખવતાં, કૃષ્ણપુત્ર(પ્રદ્યુમ્ન)-ને મૃત્યુને શરણે મોકલવાની આકાંક્ષાવાળો, અને અતિશય ક્રોધે ભરાયલો શંબર રણસંગ્રામને મોખરે આવી ઉભો.[૨૮] તેના સૈન્યમાં ભેરી, મૃદંગ, શંખ, પણવ, આનકદુંદુભિ ઇત્યાદિ સઘળાં રણવાદ્યો એકી વખતે વગાડવામાં આવતાં પૃથિવી એકદમ ધ્રૂજી ઉઠી.[૨૯] એના મહાન્ નાદથી પશુ અને પક્ષીઓ ત્રાસ પામ્યાં, અને તેથી છૂટતા ત્રાસથી વિહ્વલ ચિત્તવાળાં બની જઈ, ચારે કોર દોડાદોડી અને ઉડાઉડ કરી રહ્યાં.[૩૦]

સામી પાસ કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન પણ પોતાના શત્રુના મરણનું ચિંતન કરતો રણને મોખરે જ આવી ઉભો હતો. તેને જોતાં વેંત જ યુદ્ધના નિશ્ચયવાળો, અસંખ્ય સૈનિકોથી વિંટળાયલો, ક્રોધી શંબર જેમ જેમ પ્રદ્યુમ્નની ઉપર હજારો બાણ ઉપરાછાપરી છોડ્યો જ ગયો તેમ તેમ હસ્તકુશલ પ્રદ્યુમ્ને પણ એ બાણોને આવતાં વેંત જ ટપોટપ છેદવા માંડ્યાં.[૩૧–૩૨] ઉપરાંત પ્રદ્યુમ્ને ધનુષ્યનો ટંકારવ કરી, લઘુલાઘવીથી તેના સઘળા સૈન્ય ઉપર બાણોની એવી તો ગાઢ વૃષ્ટિ વરસાવી કે જેથી પ્રદ્યુમ્નનું બાણ લાગ્યું ન હોય એવો કોઈ પણ સૈનિક તેના સૈન્યમાં અવધ્ય રહેવા પામ્યો નહીં.[૩૩] પ્રદ્યુમ્નનાં બાણોની આવી ગાઢ વૃષ્ટિથી શંબરનું સઘળું સૈન્ય રણથી વિમુખ થવા માંડ્યું, અને ભયભીત થયલું તથા ભાન ભૂલેલું તે સઘળુંયે રક્ષણ અર્થે યુદ્ધકાર્ય છોડી, તેના રથની આસપાસ ઝામવા લાગ્યું.[૩૪]

આમ પોતાના સૈન્યને યુદ્ધકાર્યથી વિમુખ થઈ, નાસતું જોઈ, ક્રોધથી લાલચોળ થયલી આંખવાળા, દાનવેશ્વર શંબરે પોતાના અમાત્યોને આવી આજ્ઞા કરીઃ–[૩૫] "હે અસુરો! મારી આજ્ઞા માનો અને તે અનુસાર તમે મારા શત્રુના પુત્રની ઉપર એકદમ ધસો અને તેની ઉપર એકસામટા અસહ્ય પ્રહાર કરો. શત્રુથી લેશ પણ ગાફેલ રહેતા નહીં; પરંતુ આનો સત્વર વધ કરો.[૩૬] જો તેનાથી ગાફેલ રહેશો, કે તેની ઉપેક્ષા કરશો તો તો, જેમ વ્યાધિ શરીરનો નાશ કરે છે તેમ, તે અવશ્ય આપણો નાશ કરશે. તેટલા માટે જો તમે તમારું પોતાનું પ્રિય કરવા ઇચ્છતા હો તો તો તમે સત્વર આ દુર્બુદ્ધિને હણો."[૩૭]

શંબરની આ આજ્ઞા માથે ચઢાવી, ક્રોધથી રાતાતાતા થયલા તેના (ચારે) અમાત્યોએ સૈન્યો સાથે વેગથી રથોને પ્રદ્યુમ્નની સામા જ હંકાવ્યા અને તેની ઉપર એકદમ બાણોની વૃષ્ટિ વરસાવવા માંડી.[૩૮] રણસંગ્રામમાં તેમને પોતાની સામા ધસી આવતા જોઈ, મકરધ્વજ, બલવાન્ પ્રદ્યુમ્ન ક્રોધે ભરાયો અને આકુળવ્યાકુળ થઈ, ધનુષ્ય ઉગામી તેમની સન્મુખ આવી ઉભો.[૩૯] પછી રુક્મિણીના આનંદને વધારનારા, અતિશય મહા તેજસ્વી, પરમ

ક્રોધરૂપ બનેલા પ્રદ્યુમ્ને વાળેલી યથાસ્થિત પેરાઈઓ-વાળાં પચીશ બાણોથી દુર્ધરને, ત્રેસઠ બાણોથી કેતુમાલીને, સીત્તેર બાણોથી શત્રુહંતાને અને એંશી બાણોથી પ્રતર્દનને એમ શંબરના ચારે અમાત્યોને ભેદ્યા.૪૦-૪૧ એટલે ક્રોધથી તાતા થયલા આ અમાત્યોએ પ્રદ્યુમ્નની ઉપર બાણોની વૃષ્ટિ ઉપર વૃષ્ટિ વરસાવી, અને પ્રત્યેકે સાઠ સાઠ બાણોથી રણમાં તેને ભેદ્યો.૪૨ મકરધ્વજ પ્રદ્યુમ્ન તેમનાં બાણોને સમીપ આવતાં વેંત જ કાપ્યે જતો હતો. તે પછી તેણે અર્ધચંદ્ર બાણ ચઢાવી તેવટ સર્વ સૈનિકો અને સામંત રાજાઓની આંખ આગળ જ દુર્ધરના સારથીને હણ્યો, અને લાગલા જ કંકપક્ષીઓનાં પીછાંઓથી તેજસ્વી, અને ઉંડી અને વાંકી પેરાઈઓ-વાળાં, નારાચ નામનાં ચાર બાણથી તેના રથના ચારે ઘોડાઓને માર્યા. પછી એક નારાચ બાણથી તેના રથનું છત્ર, બીજાથી, ત્રીજાથી, અને ચોથાથી અનુક્રમે તેના રથની ધુંસરી, તેની ધ્વજા, તેના રથનો બંધૂર, અને સાઠ બાણોથી તેના રથનાં ચાક, આરા, અને ધરી એ સર્વને ટપાટપ કાપી નાંખ્યાં. તે પછી એક બીજું કંકપત્રથી તેજસ્વી બાણ ચઢાવ્યું અને અન્ય(શંબર)ને જ માટે જીવતા દુર્ધરના હૃદય ઉપર છોડ્યું. એટલે પ્રાણ જવાથી, હણાયલી શોભાવાળો, સત્વહીન, તેજહીન, દુર્ધર, ક્ષીણ થયલા પુણ્યવાળો તારો જેમ આકાશમાંથી હેઠે ખરી પડે તેમ રથમાંથી હેઠળ ઢળી પડ્યો.

શૂરવીર દાનવ દુર્ધર આમ હણાયો, એટલે દાનવોનો પતિ કેતુમાલી બાણોની વૃષ્ટિ વરસાવતો કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન ઉપર ધસી આવ્યો. ક્રોધથી તેની ભ્રૂકુટી અને મુખ ભયંકર થયાં હતાં. તેણે સહસા પ્રદ્યુમ્ન ઉપર ધસી જઈ, "ઉભો રહે, ઉભો રહે," એમ તેને કહ્યું. તેના ઉત્તરમાં કૃષ્ણના પુત્રે પણ ક્રોધથી તાતા થઈ, ચાતુર્માસનો વર્ષાદ જેમ જલધારાથી પર્વતને છાઈ નાંખે તેમ, બાણોની વૃષ્ટિથી કેતુમાલીને ઢાંકી દીધો. ધનુષ્યધારી પ્રદ્યુમ્નનાં બાણોથી આમ વિંધાયાથી પીડા પામતા, દાનવપતિના અમાત્ય કેતુમાલીએ પ્રદ્યુમ્નનો વધ કરવાની આકાંક્ષાથી ચક્ર ઉગામ્યું અને તેની ઉપર એકદમ ફેંક્યું. કૃષ્ણના ચક્ર સમાન તેજસ્વી, હજાર આરાવાળું એ ચક્ર પોતાની ઉપર આવ્યું એટલે તરત જ એકદમ પ્રદ્યુમ્ન ઉછળ્યો ને સર્વના દેખતાં જ તેને હાથમાં પકડી લીધું અને તે જ પાછું સામું છોડી કેતુમાલીનું માથું ઉરાડી દીધું.૪૩-૫૩ રુકિમણીના પુત્રનું આવું વિપુલ, અદ્ભુત કર્મ જોઈ સર્વે દેવગણો સાથે દેવરાજ ઇન્દ્ર પરમ વિસ્મય પામ્યો.૫૪ અને ગંધર્વો તથા અપ્સરાઓએ તેની ઉપર વિજયસૂચક પુષ્પની વૃષ્ટિઓ વરસાવી.

કેતુમાલીને આમ હણાયલો જોઈ, શત્રુહંતા અને પ્રતર્દન મોટાં સૈન્યો સાથે પ્રદ્યુમ્નની ઉપર ધસી ગયા.૫૫ તે સર્વે દાનવોએ કૃષ્ણના પુત્રના વધને અર્થે તેની ઉપર ગદા, મુશલ, ચક્ર, પ્રાસ, તોમર, બાણો, ગોફણો, ચકચકતી કુહાડીઓ, કૂટ હથોડીઓ ઇત્યાદિ પ્રહારનાં આયુધો સાથેલાગાં ફેંક્યાં. અને વીર પ્રદ્યુમ્ને પણ પોતાના હાથની ચપળતા બતાવતાં અનેક પ્રકારનાં બાણોની જાળોથી એ સર્વે અસ્ત્રોના પડતાં વેંત જ અનેક રીતે ચૂરેચૂરા કરી નાંખ્યા. એટલેથી જ ન અટકતાં પ્રદ્યુમ્ને ક્રોધે ભરાઈ લઘુલાઘવીથી શરવૃષ્ટિ વરસાવી, અને હજારો હાથીઓ, મહાવતો, રથો અને સારથીઓ સાથે ઘોડાઓને ધૂળ ભેગા રગદોળ્યા, અને તેના બાણથી ન વિંધાયો હોય એવો કોઈ પણ યોધો ત્યાં દીસતો ન હતો.૫૬-૫૯

આ પ્રમાણે મકરધ્વજ પ્રદ્યુમ્ને સઘળાંયે સૈન્યોનો દાટ વાળ્યો અને લોહીના ઓઘથી ઉછળી રહેલી ઘોર નદી રણમાં વહેવડાવી.૬૦ તેમાં સૈનિકોના મોતીના હાર અનેક ઉર્મિઓ (મોજાં) જેવા જણાતા હતા; માંસ, મેદ અને હાડકાં તેના કીચ્ચડને સ્થાને હતાં; મોટાં મોટાં છત્રો જાણે તેના ટાપુઓ હોય તેવા દીસતા હતા; બાણોએ તેનાં વમળનું રૂપ લીધું હતું, અને રથરૂપી કીનારાઓથી તે શોભતી હતી; સૈનિકોનાં કડાં અને કુંડલો તેમાં કાચબા પેરે તરતાં હતાં; ધ્વજાઓરૂપી માછલાં તેમાં ફરતાં હતાં; મુએલા હાથીઓ જાણે મગર હોય તેમ તેમાં જણાતા હતા; તરવારોરૂપી જલચરોથી તે અલંકૃત થઈ હતી; વાળરૂપી શેવાળથી તે છવાયલી હતી; સૈનિકાદિની કેડના કંદોરાઓએ તેનાં કમલોના દાંડાનું રૂપ ધર્યું હતું; મનુષ્યોનાં સુંદર મુખ એ તેનાં કમલ હતાં; ચામરો તેના હંસોને સ્થાને હતાં; માથાં એ તેનાં તિમિ જાતનાં માછલાં હતાં; આવા રૂપવાળી નદીમાં રુધિરના ઓઘ વહી રહ્યા. અનંગ(કામદેવ)ના અવતાર પ્રદ્યુમ્ને વહેવડાવેલી આ ભયંકર નદી મહાકષ્ટે ઓળંગી શકાય એવી હતી. તે મહાકષ્ટે જોવાય એવી, દુર્ગમ, ભયંકર અને તેજહીન પુરુષને માટે તો કેવળ દુસ્તર જ હતી. તે શસ્ત્રોરૂપી મગરથી ભરપૂર હતી અને યમરાજના રાજ્યની વૃદ્ધિ કરનારી હતી.૬૧-૬૫

આવી નદીમાં ઘૂમતો, રુકિમણીનો પુત્ર પ્રદ્યુમ્ન અનેક ધનુર્ધારી દાનવોને રગદોળવા મંડ્યો. દરમ્યાન તેણે શત્રુહંતાને લક્ષીને પુષ્કળ બાણો છોડ્યાં.૬૬ ત્યારે શત્રુહંતાએ પુનઃ ક્રોધે ભરાઈ એક ઉત્તમ બાણ તેની ઉપર ફેંક્યું, અને તે બાણ પ્રદ્યુમ્નની છાતીમાં ભોંકાયું.૬૭ તેના બાણથી આમ વિંધાયા છતાં પ્રદ્યુમ્ન લેશ માત્ર પણ કંપ્યો નહીં અને મરણને કાંઠે આવેલા શત્રુહંતાને

હણવાને માટે એક શક્તિ હાથમાં લીધી અને છોડી.[૬૮] રણમાં રુકિમણીના પુત્રે છોડેલી જ્વાલાઓથી આકુલ થયલી શક્તિએ ઇન્દ્રના વજ્ર સમાન ગર્જના કરતાં કરતાં તેના હૃદયને ભેદ્યું અને આરપાર નીકળી જઈ હેઠી પડી.[૬૯] આમ હૃદય ભેદાયાથી મહાબલવાન્, શત્રુહંતાનાં અંગેઅંગો છૂટાં પડી ગયાં, મર્મસ્થાનો અને સાંધાઓ તૂટ્યા, અને તે લોહીની ઉલટી કરતો ભોંય ઉપર પડ્યો.[૭૦]

શત્રુહંતાને આમ હેઠો પડતો જોઈ, પ્રતર્દન તેની સામે આવી ખડો થયો, અને મુશલ ઉપાડી, તેણે પ્રદ્યુમ્નને આ વચન કહ્યું:[૭૧] "હે રણપ્રિય પ્રદ્યુમ્ન! આવા પ્રાકૃત યોધાઓ સાથે લઢવામાં તે તારી શી મહત્તા છે? હે દુર્બુદ્ધિ! મારી સામે આવી યુદ્ધ કર, અને તું નહીંવત્ થશે (અર્થાત્ મરણ પામશે).[૭૨] વૃષ્ણિવંશના કુલમાં અમારો શત્રુ અને તારો પિતા કૃષ્ણ જન્મેલો છે. તેના પુત્ર તને હું હણીશ, એટલે તે પણ હણાયો જ જાણવો.[૭૩] અને એમ હે દુર્બુદ્ધિ! તારો પિતા હણાશે એટલે દેવોનો ક્ષય પણ થવાનો, અને એ રીતે પોતાના શત્રુઓ મરાવાથી દૈત્યો અને દાનવોને આનંદ મહાણવાનો.[૭૪] મારા અસ્ત્રથી તારો વધ થશે, ત્યારે તારા શરીરમાંથી નીકળતા લોહીની અંજલિઓથી હું શંબરના મૃત પુત્રોની ઉદકક્રિયા કરીશ.[૭૫] આજે તને ભર યુવાવસ્થાએ પહોંચેલા પુત્રને આયુષ્યથી નિવૃત્ત થયલો સાંભળી, તારી માતા રુકિમણી કરુણ સ્વરે વિલાપ કરશે,[૭૬] તારા ચક્રધારી પિતાની સર્વ આશાઓ પણ નિષ્ફળ જશે, અને તને મરણ પામેલો સાંભળી, એ મંદ બુદ્ધિવાળો કૃષ્ણ પોતાના પ્રાણના ત્યાગ કરશે."[૭૭]

આ પ્રમાણે કહી પ્રતર્દને ત્વરાથી રુકિમણીના પુત્ર પ્રદ્યુમ્નની ઉપર પરિઘથી પ્રહાર કર્યાં. આમ અસહ્ય તાડન થવા છતાંયે પ્રભાવશાલી પ્રદ્યુમ્ને એ હાથવતી તેનો રથ જ ઉંચક્યો અને ધબ્બ લઇને ભૂમિ ઉપર પછાડ્યો; પરંતુ તેટલામાં તો દૈત્ય પ્રતર્દન એ રથમાંથી જ કૂદી બહાર પડ્યો અને પગપાળો થઈ લઢવાને સામો આવ્યો.[૭૮-૭૯] પછી તે રૌકિમણેય(પ્રદ્યુમ્ન)ની ઉપર ગદા લઈને ધસ્યો, પરંતુ કામદેવે( પ્રદ્યુમ્ને ) પ્રતર્દનને તેની જ ગદાવડે રગદોળી નાંખ્યો.[૮૦]

આમ પ્રતર્દન દૈત્યને હણાયલો જોઈ, સર્વે દૈત્યો ત્યાંથી પલાયન કરી ગયા. સિંહના ત્રાસથી હાથીઓ જેમ તેની સન્મુખ રહી જ શકતા નથી તેમ તેઓ તેની સામે ખડા રહી શકયા નહીં.[૮૧] જેમ એક સારમેય-(કુતરા)ને જોઇને બકરીઓનું ટોળું પલાયન કરી જાય છે, તેમ પ્રદ્યુમ્નના ભયથી પીડાતી દૈત્યસેના ધૈર્ય ખોઈ ત્યાંથી નાસી છૂટી.[૮૨] ઘાથી ઘવાયલી, છિન્નભિન્ન અને લોહીથી ખરડાયલા વસ્ત્રવાળી તેમ જ છૂટા કેશવાળી તથા શોભાહીન થયલી એ સેના જાણે એક રજસ્વલા યુવતી ભયથી હાંફળીફાંફળી સંકોચ પામતી દોડતી હોય તેવી દીસતી હતી.[૮૩] જેમ મદનનાં બાણોથી ભેદાયલી કોઈ યુવતી કામાતુર પ્રિયતમની નિર્દયપણે કરાતી કામચેષ્ટાઓથી અતિ પીડા પામતાં તેની સાથે રતિસંગ્રામ અનુભવવાને અશક્ત થયાથી શ્વાસોચ્છ્વાસ લેતી, પોતાને ગૃહે જવાની કામનાથી તેની આગળ ઉભી જ રહી શકતી નથી, તેમ કામસ્વરૂપ પ્રદ્યુમ્નના બાણોથી ભેદાયલી અને તેની રણચેષ્ટાઓથી નિર્દયપણે પીડાવાથી ભય પામતી દાનવસેના શ્વાસભેર રણસંગ્રામથી વિમુખ થઈ, પલાયન કરી ગઈ.[૮૪]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे प्रद्युम्नकृत शंबरवधनो " शंबरना अमात्यो अने सैन्यनो संहार " ए नामनो अध्याय १०५ मो संपूर्ण

## અધ્યાય ૧૦૬ મો

### શંબરાસુર સાથે યુદ્ધ અને તેના વધ સંબંધી નારદનું વચન

वैशंपायन उवाच—

शंबरस्तु ततः क्रुद्धः सूतमाह विशांपते ।
शत्रुप्रमुखतो वीर रथं मे वाहय द्रुतम ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–તે પછી (પોતાના સૈન્યની રણવિમુખ સ્થિતિ થતી જોતાં વેત જ) હે પૃથ્વીપતિ! શંબરાસુર ક્રોધે ભરાયો અને પોતાના સારથીને આજ્ઞા કરીઃ– "હે વીર! શત્રુની સન્મુખ મારો રથ હાંકી સત્વર જા; જેથી હું મારુ વિપ્રિય(ભુંડું) કરનાર શત્રુને બાણોથી હણી શકું." પોતાના પ્રભુનું આવું આજ્ઞાવચન સાંભળતાં જ, તેનું પ્રિય કરનારા તેના સારથીએ તેનો સોનાથી વિભૂષિત થયલો રથ તરત જ રણસંગ્રામને મોખરે હાંકયો. તેના રથને પોતાની નિકટ આવતા જોતાં જ પ્રદ્યુમ્નનાં લોચન પ્રફુલ્લ થયાં, અને કનકથી અલંકૃત એક બાણ ધનુષ્ય ઉપર ચઢાવ્યું. પછી તેણે અતિશય ક્રોધે ભરાઈ, રણમાં શંબરાસુરને તેનાવડે વિંધ્યો અને તેનો કોપ ઉશ્કેર્યો.[૧-૪] આમ હૃદયે વિંધાવાથી, દેવશત્રુ શંબર અતિશય આકુળવ્યાકુળ થઈ ગયો, અને ચેતનરહિત થઈ ગયો.[૫] પરંતુ રથમાં ઓતપ્રોત રહેલી ઉત્સાહશક્તિનો આશ્રય લઈ, તરત જ પુનઃ ચેતન પ્રાપ્ત કરી, શંબરે હાથમાં ધનુષ્ય ઉપાડ્યું અને કોપથી પ્રેરાઈ, કૃષ્ણના પુત્રને વિંધવા સાત અતિ

તીક્ષ્ણ બાણો તેની સામાં છોડ્યાં.[૬] પરંતુ પ્રદ્યુમ્ને તો એ બાણો પોતાની ઉપર આવી પડે તે અગાઉ જ અધવચ સાત સાત બાણથી તે દરેકના સાત સાત ટુકડા કરી નાંખ્યા. તે ઉપરાંત તેણે બીજાં સીતેર તીક્ષ્ણ બાણોવડે શંબરાસુર ઉપર નિર્દય પ્રહાર કર્યો.[૭] વળી એટલેથી જ ન અટકતાં મેઘ જેમ જલધારાઓથી પર્વતને પીડા પમાડે છે તેમ ક્રોધે ભરાયલા પ્રદ્યુમ્ને કંક અને મોરનાં પીછાંવાળાં, સુરુરુ છૂટતાં અને જાણે દિશાઓ તેમ જ ઉપદિશાઓમાંથી જ શરધારા નિઃસરી રહી હોય તેમ એકદમ પડતાં બાણોવડે શંબરને ભેદી નાંખ્યો. પ્રદ્યુમ્ને આમ બાણોથી દિશાઓ અને ઉપદિશાઓ ઢાંકી દીધી તેના પરિણામે આકાશ અંધકારથી તદ્દન છવાઈ ગયું અને દિનકર દેખાતો બંધ થયો.

આવી અંધકારમય સ્થિતિ રણમાં સર્વત્ર થયલી જોતાં વેંત જ શંબરે વૈદ્યુત ( વિજળીને પ્રેરનારાં ) અસ્ત્ર છોડી તેવડે બધેથી અંધકારને ઉરાડી નાંખ્યો.[૮-૧૦] તે ઉપરાંત તેણે પ્રદ્યુમ્નના રથ ઉપર બાણોની વૃષ્ટિ વરસાવી. ત્યારે પ્રદ્યુમ્ને પણ વાળેલી પેરાઇવાળાં બાણોથી તેની શરજાલને અનેક પ્રકારે તોડી નાંખી, અને એમ હે રાજન્! પોતાની હસ્તકુશળતા દાખવી. કૃષ્ણપુત્રે પોતાનાં બાણોની મહાવૃષ્ટિને આમ સહસા નિવારી નાંખેલી જોતાં જ કાલશંબરે માયાના પ્રભાવથી વૃક્ષોની વૃષ્ટિ તેના ઉપર વરસાવી. પોતાની ઉપર વૃક્ષોની આવી અતિશય ભારે વૃષ્ટિ એકાએક થતી જોઇને ક્રોધને વશ થયલા પ્રદ્યુમ્ને તે ઉપર આગ્નેય (અગ્નિને પ્રસારનારાં) અસ્ત્રો છોડ્યાં અને તેનાથી સઘળાંયે વૃક્ષોને બાળી ખાખ કરી નાંખ્યાં. આ રીતે વૃક્ષો જ્યારે બળીને ખાખ થતાં શંબરે જોયાં ત્યારે તેણે પ્રદ્યુમ્નની ઉપર પાર્વત અસ્ત્રો છોડી શિલાઓનો વર્ષાદ વરસાવ્યો.[૧૧-૧૪] ત્યારે સામું પ્રદ્યુમ્ને પણ વાયવ્ય ( વાયુ પ્રેરનારાં ) અસ્ત્રોવડે રણમાં વરસતા શિલાઓના વરસાદને વિખેરી નાંખ્યો. આમ ઉપરાછાપરી છોડેલી પોતાની માયાઓનો તત્કાલ જ પ્રતિકાર થતો જોઇને, હે રાજન્! પ્રતાપી દેવશત્રુ શંબરે અન્ય ઉત્કૃષ્ટ પાશવ (પશુઓને પ્રેરનારી ) માયા કરી દેખાડી.[૧૫] હે પૃથ્વીપતિ! તેણે ધનુષ્ય વાંકું વાળી પ્રદ્યુમ્નની ઉપર એક બાણ છોડ્યું અને સિંહો, વાઘો, ડુક્કરો, તરસો, રીંછો, વાનરો, મેઘ સરખા કાળા હાથીઓ, ઘોડાઓ અને ઉંટોનો વરસાદ વરસાવ્યો.[૧૬] પ્રદ્યુમ્ને એ સર્વ પ્રાણીઓને પોતાની ઉપર ધસી આવતાં જોઇને ગંધર્વ અસ્ત્ર છોડી તેવડે તે સર્વે પ્રાણીઓના ટુકડેટુકડા કરી નાંખ્યા અને તેની પાશવ માયાનો તત્કાલ જ સંહાર કર્યો. આમ પોતાની પાશવ માયા હણાયલી જોતાં જ, શંબર એકાએક ક્રોધના આવેશમાં આવી ગયો, અને તેણે બીજી જ(નાગવતી) માયા છોડી; આ માયાના બલથી શંબરે સાઠ સાઠ વર્ષના યુવાન, મદ ઝરતા, ગજેન્દ્રોનાં ટોળાંને ટોળાં પ્રદ્યુમ્નની ઉપર છોડી મૂક્યાં. એ હાથીઓ ઉપર શસ્ત્રથી સજ્જ થયલા, રણકલામાં પારંગત અને ઉત્તમ મહાવતો આરૂઢ થયા હતા.[૧૭-૧૯] આ માયાથી પોતાની ઉપર હાથીઓને ધસી આવતા જોતાં વેંત જ મોટા મનવાળા, કમલલોચન કૃષ્ણપુત્રે સેંહી માયા છોડવાનો સંકલ્પ કીધો.[૨૦] જેમ સૂર્યના પ્રકાશથી રાત્રિનો નાશ થાય છે તેમ બુદ્ધિમાન્ રૌક્મિણેયે(પ્રદ્યુમ્ને) છોડેલી સેંહી માયાથી શંબરની નાગવતી માયાનો વિનાશ થઈ ગયો. દાનવોમાં ઉત્તમ મહાસુરે પોતાની નાગવતી માયાને આમ તત્કાલ જ હણાયલી જોઈ, અન્ય વિશેષ મોહ પમાડનારી સંમોહની માયા પ્રદ્યુમ્નની સામે છોડી.[૨૧-૨૨] મય દાનવે નિર્મેલી આ મોહિની માયાને પોતાની સન્મુખ આવતી જોતાં જ, વીર્યશાલી પ્રદ્યુમ્ને સંજ્ઞા(ચેતન)પ્રેરક અસ્ત્રથી તેનો નાશ કર્યો.[૨૩] પોતાની સંમોહિની માયા આમ હણાયાથી મહાતેજસ્વી, દાનવેશ્વર શંબરે ક્રોધે ભરાઈ સેંહી માયા તેની ઉપર છોડી.[૨૪] એટલે પ્રતાપી, રુક્મિણીપુત્રે સિંહોને પોતાની ઉપર કૂદી આવતા જોઇને ગંધર્વ અસ્ત્રથી શરભનાં ટોળાં છોડનારી માયા છોડી. તેથી વાયુ જેમ મેઘને વિખેરી નાંખે એમ આ આઠ પગવાળાં, બલથી મદોન્મત્ત, નખ અને દાઢરૂપી તીવ્ર આયુધવાળાં પ્રાણીઓએ રણસંગ્રામમાંથી સિંહોને એકદમ નસાડી મૂકયા. આમ આઠ પગવાળાં શરભ પ્રાણીઓ આગળ પોતાના માયાવી સિંહોને દોડતા જોતાં, પોતાની સેંહી માયા નષ્ટ થયાનું ભાન શંબરને થયું.[૨૫-૨૬]

આમ એક પછી એક એમ ઉપરાચાપરી પોતે છોડેલી માયાનો તત્કાલ જ પ્રતિકાર થતો, તેમ જ પ્રદ્યુમ્નને હણવાને કરેલો હરેક પ્રયત્ન નિષ્ફળ જતો જોઇને પોતાની શક્તિ મર્યાદિત હોવાનું ભાન શંબરને થયું, તથા તે પણ પોતાના જેવો જ માયાપ્રેરક હોવાની ખાત્રી થઈ અને તે મન સાથે વિચાર કરવા લાગ્યોઃ—

શંબર વિચાર કરે છેઃ—"હવે મારે આને કેવી રીતે હણવો? અરેરે! હું તે કેવો મૂર્ખ સ્વભાવવાળો છું, કે બાલ્યાવસ્થામાં જ મેં આ બાળકને હણ્યો નહીં![૨૭] (પણ ઉલટો તેને પાળ્યો અને યુદ્ધનિપુણ કીધો.) હવે તો આ દુર્બુદ્ધિ યુવાવસ્થાએ પહોંચ્યો છે, પાકટ દેહવાળો બન્યો છે, અને અસ્ત્રવિદ્યામાં કુશળ થયો છે. આવા રણનિપુણ, સંગ્રામને મોખરે ઉભેલા શત્રુને હવે હું કેવી રીતે હણી શકીશ?[૨૮] અસુરોનો ઘાત

કરનારા દેવોના દેવ હરે મને પન્નગી નામની જે ભીષણ માયા શીખવાડેલી છે, તે જ હવે મારી પાસે વગર યોજાયલી રહી છે.[૨૯] ઝેરી સર્પોને ઉભરાવનારી એ માયા હું હવે આના ઉપર છોડું છું, અને તેનાથી આ માયામય દુષ્ટાત્મા બળ્યો બળ્યો થઈ જશે."[૩૦]

આ પ્રમાણે મન સાથે વિચાર કરી, શંબરે વિષની જ્વાળાઓથી ઉભરાતી પન્નગી માયા પ્રદ્યુમ્નની ઉપર છોડી. આ પન્નગી માયાએ રથ, ઘોડા અને સારથી સાથે પ્રદ્યુમ્નને બાણોના બંધથી બાંધવા માંડ્યો. વૃષ્ણિવંશજ પ્રદ્યુમ્ને પોતાને આમ આવાં બંધનોથી બંધાતો જોઈ, સર્પનો વિનાશ કરનારી, સૌપર્ણી (ગરુડમયી) માયાનું ચિંતન કર્યું. મહાત્મા પ્રદ્યુમ્ને ચિંતન કરતાં વેંત જ એ સૌપર્ણી મહામાયા વિસ્તરી, અને તેનાથી પ્રેરાયલાં ગરુડ પક્ષીઓ રણમાં વિચરતાં મહાવિષવાળા સર્પો તત્કાલ જ નાશ પામ્યા. શંબરની સર્પમયી માયાનો આમ નાશ થયલો જોઈ, દેવો અને અસુરો પ્રદ્યુમ્નની પ્રશંસા કરતા કહેવા લાગ્યા કે, "હે સાધુ! હે વીર મહાબાહુ! હે રુકિમણીના આનંદને વધારનારા! હે પ્રદ્યુમ્ન! ખરેખર તને ધન્ય છે! તેં સૌપર્ણી માયા છોડી છે, તેથી અમે પરમ સંતુષ્ટ થયા છીએ."[૩૧-૩૫]

હે જનમેજય! પોતાની સર્પમયી માયા આમ હણાયાથી શંબર પુનઃ મન સાથે આમ વિચાર કરવા લાગ્યોઃ-"મારી પાસે કાલદંડ તુલ્ય તેજસ્વી, સુવર્ણથી વિભૂષિત એક મુદ્‌ગર( હથોડી બાકી રહી ) છે.[૩૬] યુદ્ધમાં દેવો, દાનવો અને માનવો પણ તેનો પ્રહાર થતાં તેની સામે ટકી શકે એમ નથી; અને મને એ મુદ્‌ગર પૂર્વે પાર્વતીએ પરમ સંતુષ્ટ થઈને આપ્યો છે. તે આપતી વેળા દેવી પાર્વતીએ મને કહ્યું હતું કે, 'હે શંબર! તું આ સુવર્ણથી વિભૂષિત મુદ્‌ગર ગ્રહણ કર. મેં પરમ દુશ્ચર તપ આચરીને મારા પોતાના દેહનાં તત્ત્વોમાંથી આ મુદ્‌ગર ઉત્પન્ન કર્યો છે. તેનું નામ માયાંતકરણ છે, અને તે સર્વ અસુરોનો વિનાશ કરનારો છે. આ મુદ્‌ગરથી મેં ઇચ્છા અનુસાર રૂપ ધરનારા, શુંભ અને નિશુંભ નામના બલવાન્ અને ભયંકર દાનવોને તેમના અનુચરો સાથે પૂર્વે હણ્યા હતા. જ્યારે તારો પ્રાણ ટકવાનો સંદેહ ઉત્પન્ન થાય ત્યારે જ તારે તારા શત્રુ ઉપર આ મુદ્‌ગર છોડવો.' આમ કહી પાર્વતી દેવી ત્યાંથી અંતર્ધાન થયાં હતાં. તેથી એ અદ્‌ભુત શ્રેષ્ઠ મુદ્‌ગર મારા આવા શત્રુ ઉપર હવે મારે છોડવો રહ્યો છે."[૩૭-૪૧]

તેના હૃદયમાં ઉત્પન્ન થયલો આવો વિચાર (દૈવી શક્તિથી) જાણી લઈ, દેવરાજ ઇન્દ્રે નારદને આ પ્રેરણા કરીઃ-"હે નારદ! તું સત્વર પ્રદ્યુમ્નના રથની સન્મુખ જા,[૪૨] અને એ મહાબાહુને જાગ્રત કર, અને તેને તેના પૂર્વજન્મનું સ્મરણ કરાવ, અને આ શંબરના વધને માટે આ વૈષ્ણવાસ્ત્ર તેને આપી આવ.[૪૩] વળી એ અસુરોના સંહારક પ્રદ્યુમ્નને આ અભેદ્ય કવચ પણ આપજે."

આ પ્રમાણે મઘવાએ( ઇન્દ્રે ) કહ્યું એટલે ત્વરાથી નારદ પ્રદ્યુમ્નની સમીપ ગયા.[૪૪] અને તેને માથે અંતરિક્ષમાં ઉભા રહી, તેમણે મકરધ્વજ પ્રદ્યુમ્નને આ વચન કહ્યુંઃ-

"હે કુમાર! મારી સામું જો. હું ગંધર્વ નારદ તારી પાસે આવ્યો છું, તને સાવધ કરવાને દેવરાજે મને તારી સન્મુખ મોકલ્યો છે.[૪૫] હે માનદ! તારા પૂર્વના જન્મનું સ્મરણ કર. તું પોતે કામદેવ છે. તું પૂર્વે મહાદેવના કોપથી બળી ગયો હતો તેથી તું આ લોકમાં અનંગ કહેવાય છે.[૪૬] તું વૃષ્ણિવંશમાં ઉત્પન્ન થયલો છે. રુકિમણીના ગર્ભથી તારી ઉત્પત્તિ થયલી છે, અને કેશવે તને જન્મ આપ્યો છે. તું પ્રદ્યુમ્નને નામે ઓળખાય છે.[૪૭] હે માનદ! શંબરાસુરે સૂતિકાગૃહમાંથી તારા જન્મને સાતમો દિવસ પૂરો થયો ન હતો ત્યાં તો તારું હરણ કરી તને અહીં આણેલો છે.[૪૮] હે મહાબાહુ! તારે હાથે શંબરનો વધ નિર્માણ થયલો હોવાથી તારું હરણ તેણે કર્યું છતાં કેશવે તેની ઉપેક્ષા કરી છે. દેવના કાર્યની સિદ્ધિને અર્થે જ તેણે આમ કરેલું છે.[૪૯] શંબરની ભાર્યા માયાવતી રતિ તારી પૂર્વજન્મની કલ્યાણી પત્નિ છે, એમ તું જાણજે.[૫૦] તારું રક્ષણ કરવાને અર્થે જ તે શંબરના ગૃહમાં વસે છે. તે એ દુરાત્માને મોહ પમાડવાને અને તેની કામવાસના સંતોષવાને અર્થે દર રાત્રિએ પોતાના શરીરમાંથી એક માયામયીને ઉત્પન્ન કરી તેની પાસે મોકલે છે; (અને તે પોતે તો પતિ તરીકે તારું ચિંતન કરતી પવિત્ર રહેલી છે). હે પ્રદ્યુમ્ન! તેથી તારે મારાં વચનથી જાણવું કે એ તારી ભાર્યા સદ્વર્તનશીલ રહી છે.[૫૧-૫૨] હે વીર! રણક્ષેત્રમાં વૈષ્ણવ અસ્ત્રથી તારે શંબરને હણવો, અને તે પછી તારી પત્ની માયાવતી સાથે તારે દ્વારકા પ્રતિ પ્રયાણ કરવું.[૫૩] તેટલા માટે તું આ વૈષ્ણવ અસ્ત્ર લે અને મહા તેજસ્વી કવચ પણ ધારણ કર. હે શત્રુના સંહારક! તારે માટે ઇન્દ્રે આ બધી વસ્તુઓ મારી સાથે મોકલી છે.[૫૪]

"વળી હે કુમાર! મારું એક બીજું ઉત્તમ કલ્યાણકારી વચન તું સાંભળ; અને શંકારહિત થઈ તે પ્રમાણે વર્ત. હે તાત! આ દેવશત્રુને પાર્વતીએ સં-

પૂર્ણપણે પ્રસન્ન થઈને શત્રુને હણનારો, નિત્ય તેજસ્વી, અમોઘ મુદ્ગર આપેલો છે રણક્ષેત્રમા તે દેવદાનવ અને માનવોથી પાછો નહીં હઠાવી શકાય એવો છે[૫૫-૫૬] તેથી એ અસ્ત્ર મુદ્ગરને પાછુ વાળવાનુ સામર્થ્ય તને પ્રાપ્ત થાય તે માટે તારે પાર્વતી દેવીની સ્તુતિ કરવી ઘટે છે રણમા ઉત્સુક વીરોએ આ મહાદેવી પાર્વતીને નમન કરવું અને તેની સ્તુતિ અવશ્ય કરવી ઘટે છે.[૫૭] માટે તું રણક્ષેત્રમા શત્રુને હઠાવવા માટે તેની સ્તુતિ કર."

આ પ્રમાણે વચન કહીને નારદ ત્યાથી વાસવની પાસે ચાલ્યા ગયા [૫૮]

इति श्रीमहाभारतमा खिलहरिवशमा विष्णुपर्वविषे
प्रद्युम्नकृत शबरवधनो "शबरासुर साथे युद्ध
अने तेना वध विषे नारदनुं वचन"
ए नामनो अध्याय १०६ ठ्ठो सपूर्ण

---

## અધ્યાય ૧૦૭ મો

### શબરાસુરનો વધ

वैशंपायन उवाच—

शबरस्तु तत क्रुद्धो मुद्गर त समाददे ।
मुद्गरे गृह्यमाणे तु द्वादशार्का समुत्थिता. ॥ १ ॥

વૈશપાયન કહે છે–તે પછી ક્રોધે ભરાયલો શબર ( પાર્વતીએ આપેલો ) પેલો મુદ્ગર હાથમા લેવા તત્પર થયો હે ભારત ! તે એ મુદ્ગરને હાથમા ઉપાડતો હતો તેટલામા તો બારે આદિત્યો એકદમ ભભુકી ઉઠ્યા,[૧] સર્વે પર્વતો ચલાયમાન થયા, અને વસુધાતલ પણ કંપી ઉઠ્યુ, સાગરોના પ્રવાહો પણ ઉલટ માર્ગે વહેવા મંડ્યા, અને (સર્વ ભૂતોના અધિષ્ઠાતા) દેવતાઓ પણ પૂરા ખળભળી ઉઠ્યા, અર્થાત્ સર્વે પચમહાભૂતો પણ ખળભળ્યા [૨] આકાશ ગીધ આદિ માસાહારી પક્ષીઓના સમૂહોથી છવાયુ, અને ઉલ્કાપાત થવા લાગ્યો. ઇન્દ્રે રુધિરનો વરસાદ વરસાવ્યો, અને પવન પણ કઠોર રીતે વાવા લાગ્યો [૩]

આ પ્રમાણે મહાન્ ઉત્પાતો થતા જોઈને, વીર પ્રદ્યુમ્ન ત્વરાથી રથ ઉપરથી હેઠો ઉતર્યો, અને બે હાથની અજલિ ધરી ઉભો રહ્યો [૪] પછી તેણે મનથી શકરની પ્રિયા પાર્વતીનુ સ્મરણ કર્યું, મસ્તક નમાવ્યુ અને દેવીની સ્તુતિ ( આ પ્રમાણે ) કરી.–[૫]

प्रद्युम्न उवाच—

ॐ नम' कार्तिकेयायै गिरीशायै नमोनम' ।
नमस्त्रैलोक्यमायायै कात्यायन्यै नमोनम ॥ ६ ॥
नम' शत्रुविनाशिन्यै नमो गौर्यै शिवप्रिये ।
नमस्ये शुभमथनीं निशुभमथनीमपि ॥ ७ ॥

પ્રદ્યુમ્ન સ્તુતિ કરે છે –ૐ કાર્તિકેયા*(કાર્તિક સ્વામીની માતા પાર્વતી)ને મારા નમસ્કાર છે, ગિરીશા-(પર્વતની ઈશ્વરી)ને મારા નમસ્કાર છે, ત્રૈલોક્યની માયાને મારા નમસ્કાર છે; અને કાત્યાયનીને પુન. પુન મારા નમસ્કાર છે;[૬] શત્રુનો વિનાશ કરનારી દેવીને મારા નમસ્કાર છે, શિવની પ્રિયાને મારા નમસ્કાર છે, ગૌરીને મારા નમસ્કાર છે, શુંભને હણનારી દેવીને હું નમસ્કાર કરુ છુ, તેમ જ નિશુંભને રગદોળનારી દેવીને પણ હું નમુ છુ [૭]

कालरात्रि नमस्तुभ्य कौमार्यै च नमोनम । '
कातारवासिनीं देवीं नमस्यामि कृताजलि ॥ ८ ॥
विंध्यवासिनीं दुर्गघ्ना रणदुर्गा रणप्रियाम् ।
नमस्यामि महादेवीं जया च विजया तथा ॥ ९ ॥
अपराजिता नमस्येऽहमजिता शत्रुनाशिनीम् ।
घटाहस्ता नमस्यामि घंटामालाकुला तथा ॥ १० ॥
त्रिशूलिनीं नमस्यामि महिषासुरघातिनीम् ।
सिंहवाहा नमस्यामि सिंहप्रवरकेतनाम् ॥ ११ ॥

હે કાલરાત્રિ! તને મારા નમસ્કાર છે, કૌમારીને મારા વારવાર નમસ્કાર છે હું બે હાથની અજલિ જોડી કાન્તારવાસિની દેવીને નમુ છુ હું વિંધ્યવાસિની ( વનમા વસનારી ) દેવીને પ્રણામ કરુ છુ [૮] 'હું દુર્ગઘ્ના(દુર્ગને તોડનારી)ને રણદુર્ગાને, તેમ જ મહાદેવી જયા અને વિજયાને નમન કરુ છુ [૯] હું અન્યથી નહીં જિતાય એવી અપરાજિતાને નમુ છુ, હું અજિતાને, શત્રુનાશિની(શત્રુનો નાશ કરનારી)ને, ઘટાહસ્તાને, તથા ઘંટામાળાકુલા (ઘંટાના હાર પહેરનારી ) દેવીને નમસ્કાર કરુ છુ [૧૦] હું ત્રિશૂલધારીને નમું છુ, મહિષાસુરઘાતિનીને નમું છુ, સિંહવાહનાને નમન કરુ છુ, તેમ જ સિંહરૂપી શ્રેષ્ઠ ધ્વજાવાળી દેવીને નમસ્કાર કરુ છુ [૧૧]

एकानंशा नमस्यामि गायत्रीं यज्ञसत्कृताम् ।
सावित्रीं चापि विप्राणा नमस्येह कृताजलि ॥ १२ ॥
रक्ष मा देवि सतत सग्रामे विजयं कुरु । इति

હું એકાનંશા (એક અને અવિભક્ત અવયવવાળી) દેવીને નમુ છુ; હું યજ્ઞમા સત્કારાતી દેવીને તેમ જ

---

* મન્મથનાથ દત્ત સિવાયની બધી પ્રતિમા 'કાત્યાયની' પાઠ છે, પરંતુ આ જ શ્લોકમા એ પદ ફરીથી આવતું હોવાથી તેમ જ પાર્વતીની સ્તુતિમા તેનું નામ પ્રથમ આવે એ ઉચિત હોવાથી ઉપરનો પાઠ આપ્યો છે

વિપ્રોની સાવિત્રી ગાયત્રીને પણ બે હાથની અંજલિ જોડી પ્રણામ કરું છું.[૧૨] હે દેવિ! મારું સતત રક્ષણ કર, અને રણસંગ્રામમાં મારો વિજય પ્રવર્તાવ."

આ પ્રમાણે કામદેવનાં વચનથી દુર્ગા દેવીનું મન વિશેષ પ્રસન્ન થયું અને તે સંતુષ્ટ થઈ.[૧૩] પછી હર્ષ પામતા અંતરાત્માથી દુર્ગાદેવીએ પ્રદ્યુમ્નને કહ્યું કે, "હે મહાબાહુ! હે રુકિમણીના આનંદમાં વૃદ્ધિ કરનાર! તું મારી સામું જો, જો.[૧૪] હે વત્સ! તું મારુ અમોઘ દર્શન કર અને ફલ આપનારું તને ઇષ્ટ હોય તે વરદાન માગ."

દુર્ગાદેવીનું આવું વચન સાંભળી પ્રદ્યુમ્નનાં રોમાંચ હર્ષથી ખડાં થયાં, અને તેનું મન પ્રફુલ્લ થયું.[૧૫] તેણે દેવીને પછી માથું નમાવી (આવી) વિનતિ કરીઃ-"હે દેવિ! જો તું મારી ઉપર સંતુષ્ટ થયલી જ હો તો તો મને જે ઇષ્ટ છે, એવું વરદાન આપ![૧૬] હે વરદાયી! 'મારો સર્વે શત્રુઓમાં વિજય થાઓ,' એવા વરદાનની હું યાચના કરું છું. તેં તારા શરીરમાંથી ઉત્પન્ન થયલો આ જે મુદ્દગર શંબરાસુરને આપ્યો છે, તે મારાં ગાત્રને અડકતાં વેંત જ કમલની માળા બની જાય, એમ કર."

"તથાસ્તુ" એમ કહી, દેવી પાર્વતી ત્યાંથી અંતર્ધાન થઈ ગયાં.[૧૭-૧૮]

તે પછી, મહાતેજસ્વી પ્રદ્યુમ્ન પ્રસન્ન મનથી રથ ઉપર પાછો આરૂઢ થયો. એટલામાં તો ક્રોધથી ભાન ભૂલેલા વીર્યશાલી શંબરે એ મુદ્દગર હાથથી ઉગામ્યો અને તેને ચકર ચકર ફેરવી, પ્રદ્યુમ્નની છાતી ઉપર ફેંક્યો, પરંતુ મદનના અવતાર પ્રદ્યુમ્નના સમીપ જતાં વેંત જ તે મુદ્દગર પુષ્કરોની માળા જ બની ગયો, અને તેના ગળામાં આરોપાઈ વિરાજ્યો. નક્ષત્રોની હારોથી વિંટળાયલો ચંદ્ર જેમ શોભે તેમ પ્રદ્યુમ્ન આ કમલમાલાથી શોભવા લાગ્યો.[૧૯-૨૧] તે પછી દેવો, ગંધર્વો, સિદ્ધો, પરમ ઋષિઓ, "ધન્ય છે, ધન્ય છે," એમ બોલતા કેશવના પુત્રની પૂજા કરવા મંડ્યા.[૨૨]

પોતાની સમીપ આવતાં વેંત જ એ મુદ્દગર પુષ્પની માળા બની ગયો તે જોઈને નારદે સૂચના કર્યા પ્રમાણે પ્રદ્યુમ્ને પરમ વૈષ્ણવ અસ્ત્ર હાથમાં લીધું, અને ધનુષ્ય નમાવી તે ઉપર ચઢાવી આ વચન બોલ્યોઃ-"જો હું ખરેખર રુકિમણીનો અને કેશવનો પુત્ર હોઉં, તો હે વૈષ્ણવ અસ્ત્ર! તું એ સત્યના બલથી આ શંબરને રણમાં હણજે." આમ કહીને મોટા મનવાળા પ્રદ્યુમ્ને લક્ષ્ય સાંધ્યું, ધનુષ્ય ખેંચ્યું અને જાણે ત્રણે લોકને બાળી નાંખતો હોય તેમ તે વૈષ્ણવ અસ્ત્ર શંબરની ઉપર છોડયું. વૃષ્ણિઓમાં શ્રેષ્ઠ પ્રદ્યુમ્ને છોડેલા, માંસાહારી પ્રાણીઓને મોહ પમાડનારા બાણે શંબરનું હૃદય ભેદ્યું અને આરપાર નીકળી પૃથ્વી ઉપર જઈ પડ્યું. એ બાણ સાથે તેનું માંસ, સ્નાયુ, અસ્થિ, ચામડી, કે લોહી કંઈ પણ વળગેલું દેખાયું જ નહીં,[૨૩-૨૭] પરંતુ વૈષ્ણવ અસ્ત્રના તેજથી તે સર્વ બળીને ખાખ થઈ ગયું.

આમ મોટી કાયાવાળો, અધમ દાનવ શંબર હણાયો, એટલે દેવો અને ગંધર્વો હર્ષ પામ્યા, અને ઉર્વશી, મેનકા, રંભા, વિપ્રચિત્તિ, તિલોત્તમા આદિ મુખ્ય મુખ્ય અપ્સરાઓએ નૃત્ય આરંભ્યું. સમસ્ત સ્થાવર જંગમ સૃષ્ટિ પણ પ્રસન્ન મનથી નાચવા લાગી, અને પરમ પ્રસન્ન થઈ, સર્વે દેવગણોએ તેમ જ દેવરાજ ઇન્દ્રે પ્રદ્યુમ્નનું અર્ચન કર્યું અને પુષ્પવૃષ્ટિ વરસાવી.[૨૮-૩૦] મધુસૂદનના પુત્ર મદનના અવતાર પ્રદ્યુમ્ને વૈષ્ણવ અસ્ત્રોથી દૈત્યોના રાજા શંબરને રણમાં હણ્યો, તેથી શત્રુના ભયથી રહિત થયલા દેવતાઓએ મકરના ચિહ્નથી વિભૂષિત થયલી ધ્વજાવાળા પ્રદ્યુમ્નની સ્તુતિ કરી અને પછી પોતપોતાને સ્થાને વિદાય થયા.[૩૧]

બીજી પાસ રુકિમણીનો પુત્ર પ્રદ્યુમ્ન પણ રણસંગ્રામના પરિશ્રમને વેઠતો, શંબરના નગરના દ્વારમાં પેઠો, અને એક પ્રિયતમ જેમ કાન્તાના દર્શનથી વિશેષ હર્ષિત બને તેમ ત્વરાથી ત્યાં જઈ તેણે રતિના અવતાર માયાવતીનું દર્શન પણ હર્ષથી કર્યું.[૩૨]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे
प्रद्युम्नकृत शंबरवधनो " शंबरासुरनो वध"
ए नामनो अध्याय १०७ मो संपूर्ण

## અધ્યાય ૧૦૮ મો

### પ્રદ્યુમ્નનું દ્વારકામાં આગમન

वैशंपायन उवाच—

समाप्तमायो मायज्ञो विक्रांतः समरेऽव्ययः ।
अष्टम्यां निहतो युद्धे मायावी कालशंबरः ॥१॥

વૈશંપાયન કહે છેઃ-જેની માયા સમાપ્ત થઈ હતી એવો, માયાનો જ્ઞાતા, પરાક્રમી, સમરાંગણમાં અવિનાશી (ગણાતો), માયાવી કાલશંબર આઠમે* હણાયો.[૧] અસુરોમાં ઉત્તમ શંબરને ઋક્ષવંત નગરમાં હણી, દેવી માયાવતીને સાથે લઈ, પ્રદ્યુમ્ને પોતાના પિતાની પુરી દ્વારકા પ્રતિ પ્રયાણ કર્યું.[૨] અંતરિક્ષમાં ચઢીને તે માર્ગે શીઘ્રપરાક્રમી, માયાવી પ્રદ્યુમ્ન પોતાના પિતાના તેજથી રક્ષાયલી રમણીય પુરી દ્વારકા સમીપ આવી પહોંચ્યો.[૩] રૂપમાં જાણે બીજો મન્મથ જ હોય તેમ શોભતો શિશુ પ્રદ્યુમ્ન માયાવતીની સાથે અંતરિક્ષમાંથી

* કીયા મહિનાની અને સુદ કે વદની તે જણાવેલું નથી.

જ કેશવના અંત:પુરમા ઉતરી પડ્યો [૪] તેને ત્યા ઉતરી આવેલો જોઈ, કેશવની જે પટ્ટરાણીઓ ત્યા હતી તે સર્વે વિસ્મય પામી હર્ષ પામી, તેમ જ ભયભીત પણ થઈ [૫] તે પછી કામદેવ સમાન યુવાન પ્રદ્યુમ્નને પોતાની કાન્તા માયાવતી સાથે પોતાના અંત.-પુરમાં આવેલો જોઈ, એ યુવતીઓ પ્રસન્ન વદનથી આનંદ આપનારા પ્રદ્યુમ્નના દર્શનરૂપી અમૃતનુ પાન નેત્રથી કરવા લાગી.[૬] (વડીલો આગળ કાન્તા સાથે ફરતાં) પ્રદ્યુમ્નને પદે પદે શરમાતો અને લજ્જાથી નીચુ મુખ કરી ઉભો રહેતો જોઈ, કૃષ્ણની સર્વ યુવતી પત્નીઓ તેના સબંધમા વિવિધ સ્નેહમય સકલ્પો કરવા લાગી [૭] પુત્રના શોકથી પીડાતી અને તેને જોવાની આતુર ઇચ્છા ધરતી, સો સપત્નીઓથી વિંટળાયલી રુકિમણી-ની આખો તેને જોતા વેંત જ હર્ષના આસુથી ઉભરાઈ, અને તે ગદ્‌ ગદ્‌ કંઠે આ વચન બોલી.–[૮]

"ગઇ કાલે રાત્રિ ભરયૌવને પહોંચી, ત્યારે મેં સ્વપ્નામા એમ જોયુ, કે કંસના શત્રુએ(કૃષ્ણે) હાર સાથે આબાના પલ્લવ આણી મને આપ્યા.[૯] કેશવે મને પોતાના ખોળામા બેસાડી, અને ચદ્રના કિરણતુલ્ય શોભતો, મોતીની સેરોથી વિભૂષિત એ હાર મારા ગળામા નાખ્યો.[૧૦] તે સમય એક સુંદર કેશવાળી, શુક્લ અંબરથી શોભતી શ્યામા હાથમા કમલ લઈ, મારી તરફ જોતી જોતી મારા મદિરમા પેઠી [૧૧] એ સ્ત્રીએ મને હાથનો ટેકો આપી ઉઠાડી અને રુચિકર જલ-વડે સ્નાન કરાવ્યુ, અને મારુ માથું સુઘી તથા હાથ ફેરવી, કમલના ફુલોની સ્વચ્છ માળા મારા કંઠમા પુન. આરોપી "

આ પ્રમાણે પોતાના સ્વપ્નનું વર્ણન હર્ષઘેલા મનથી કરતા કરતા સખીમડળથી આવૃત થયલી અને વારં-વાર રાજકુમાર ઉપર દૃષ્ટિ ઠારતી મન સાથે પુનઃ આમ વિચાર કરવા લાગી.–

"આવો મનહર રૂપવાળો, આવો દીર્ઘાયુષી, આવો કામદેવ સમાન, આવો ભરયૌવનાવસ્થાએ પહોંચેલો પુત્ર જે સ્ત્રીને હશે તે ખરેખર ધન્ય છે. હે પુત્ર! તું ચિરંજીવ થા, તને કઈ ભાગ્યશાળી સ્ત્રીએ જન્મ આપેલો છે? તારાથી કયી સ્ત્રી સૌભાગ્યવતી થયલી છે?[૧૨–૧૫] આ મેઘ સમાન શ્યામ યુવાન શા માટે પોતાની સ્ત્રી સાથે અહીં મારા અંત.પુરમાં આવ્યો હશે? આની વય જોતાં તો મને મારા (ખોવાયલા) પુત્ર પ્રદ્યુમ્નનું પૂરેપૂરુ ભાન થાય છે.[૧૬] જો બલવાન્ કૃતાંત કાલ એને મારે ત્યાંથી ઉપાડી ગયો ન હોત તો તે અત્યારે આટલી જ વયનો થયો હોત. ખચિત જ આ કૃષ્ણનો જ કુમાર છે, એમ સ્પષ્ટ જણાય છે. હું કઈ આ તર્ક ખોટો કરતી નથી [૧૭] તેના શરીર ઉપરના ચિહ્નોથી મેં તેને બરો-બર ઓળખી કાઢ્યો છે માત્ર એક ચક્ર વિના તે અન્ય સર્વ રીતે જનાર્દનને જ મળતો આવે છે. તેનું મુખ નારાયણના જેવુ જ છે, તેમ તેના કેશો અને કેશના છેડાના ગુચ્છાઓ પણ કેશવના કેશ જેવા જ છે.[૧૮] તેની સાથળોનો ભરાવો, તેની છાતીનો સીનો અને તેના બે ભુજ, મારા સસરા વસુદેવ અને હલ-ધર(બલરામ)ના જેવા જ છે હે યુવાન! તેં તારા શરીરથી સર્વ રીતે વૃષ્ણિકુલ સાથે સમાનતા કેમ ધારણ કરી છે?[૧૯] અહોહો! તું બીજો જ નારાયણ છે! તારુ શરીર પરમ દિવ્ય છે!"

રુકિમણી આ પ્રમાણે મન સાથે વિચાર કરતી હતી એટલામા, પ્રદ્યુમ્ને કરેલા શબરાસુરના વધ સંબંધી નારદનો સદેશો સાભળી, કૃષ્ણ ત્યા સહસા આવી પહોંચ્યા [૨૦] ત્યા આવતા વેંત જ જનાર્દને સાક્ષાત્‌ મન્મથ દેવના સર્વ લક્ષણોથી સિદ્ધ પોતાના જ્યેષ્ઠ પુત્ર પ્રદ્યુમ્નને જોયો, અને તેનુ ચિત્ત પ્રસન્ન થયુ [૨૧] પછી દેવતા સમાન શોભતી, દેવી રુકિમણીને જનાર્દને સહસા આ વચન કહ્યુ કે.–

કૃષ્ણ કહે છે –"હે દેવિ! આ તારો, કામદેવનુ ચાપ ધારણ કરનારો પુત્ર પ્રદ્યુમ્ન આવ્યો છે [૨૨] તારા આ પુત્રે માયાના બલથી ચાલનારા યુદ્ધમા નિપુણ શંબરા-સુરને હણ્યો છે; તેમ જ જે સર્વે માયાવી દાનવો દેવોને નડતા હતા તે સર્વનો પણ એણે સંહાર કર્યો છે [૨૩] તેની સાથે આ જે શુભ સાધ્વી સતી આવેલી છે તે તારા તનુજની પત્ની છે તે માયાવતીના નામથી લોકમા વિખ્યાત છે, જો કે તે શબરના ગૃહમા રહેલી છે [૨૪] પરતુ તે શબરની પત્ની છે એમ સમજી તું રખે હૈડે દુ ખ ધરતી, કારણ કે વાસ્તવિક રીતે તો તે કામદેવની પ્રિયા રતિ છે, પણ શંબરની કાન્તા નથી, તેમ આણે શબર સાથે ભોગવિલાસ ભોગવ્યા પણ નથી પૂર્વે મહાદેવના ક્રોધથી બળી જઈ, મન્મથ અનગ (અંગરહિત) થયો, ત્યારથી તે અદ્યાપિ પર્યંત આ શુભ સાધ્વીએ પોતાના અન્ય માયામય સ્વરૂપથી એ દૈત્ય શબરને અનેક વાર, મોહ પમાડેલો છે આ અતિ સુંદર સ્ત્રી તેની યુવાવસ્થામા પણ શબરની કામવાસનાને વશ થયલી નથી પરતુ તેના સંતોષને અર્થે પોતાના દેહમાથી સરજેલી અન્ય માયામયી સ્ત્રીને શંબરના અંતઃપુરમા પ્રવેશ કરાવતી હતી [૨૫–૨૭] આ ઉત્તમ રૂપવાળી અંગના મારા અને તારા પુત્રની પત્ની છે. તે મનોમય દેહથી લોકના કાન્ત અને કામ-દેવના અવતાર પ્રદ્યુમ્નને સહાય્ય કરશે.[૨૮] તેથી આ આપણી જ્યેષ્ઠ અને સત્કારને યોગ્ય પુત્રવધૂને આપણા

ગૃહમાં પ્રવેશ કરાવ; અને લાંબા સમયથી અદૃષ્ટ થયેલા તારા આ પુત્રને પણ આવકાર આપ."[૨૯]

વૈશંપાયન કહે છેઃ-કૃષ્ણે કહેલું આવું વચન સાંભળી, દેવી રુક્મિણી અતુલ હર્ષથી ઘેલી થઈ ગઈ અને બોલીઃ-

"અહોહો! વીર પુત્રના સમાગમથી ખરેખર હું વિશેષ ધન્ય છું. આજે મારી સર્વે કામનાઓ સફળ થઈ છે. આજે મારા સર્વે મનોરથ સંપૂર્ણ થયા છે.[૩૦-૩૧] અહોહો! લાંબા સમયથી દૃષ્ટિથી દૂર થયલા પુત્રનું તેની પ્રિયા સાથે મને આજે દર્શન થયું છે. હે પુત્ર! તારી આ ભાર્યા સાથે તું આ ભુવનમાં સુખેથી પ્રવેશ કર."[૩૨]

તે પછી પોતાના પિતા ગોવિંદ અને માતા રુક્મિણીનાં ચરણોને અભિવંદન કરી, પ્રદ્યુમ્ને મહા બલવાન્ હલધર બલરામનું પૂજન કર્યું.[૩૩] શત્રુઓના વીરોને હણનાર વીર્યશાલી કૃષ્ણે ભોંય ઉપર નમેલા પોતાના પુત્રને હાથથી ઉભો કર્યો, આલિંગન દીધું અને તેનું માથું સુંઘ્યું.[૩૪] રુક્મ(સોના)નાં આભૂષણોવાળી દેવી રુક્મિણીએ પણ પોતાની પુત્રવધૂને નમન કરતી ઉઠાડી, તેને આલિંગન આપ્યું અને સ્નેહથી ગદ્‌ગદ્ વાણીથી તેને સત્કારના યોગ્ય શબ્દો કહ્યા.[૩૫] પોતાની પત્ની સાથે આવેલા ઇન્દ્રનો જેમ અદિતિ સત્કાર કરે તેમ રુક્મિણીએ પત્ની સાથે આવેલા પોતાના પુત્ર પ્રદ્યુમ્નનો સત્કાર કર્યો અને તેને મંદિરમાં પ્રવેશ કરાવ્યો.[૩૬]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे प्रद्युम्नकृत शंबरवधनो " प्रद्युम्ननुं द्वारकामां आगमन" ए नामनो अध्याय १०८ मो संपूर्ण

## અધ્યાય ૧૦૯ મો

## પ્રદ્યુમ્નના રક્ષણ અર્થે બલદેવકૃત આહ્નિક સ્તોત્ર

वैशंपायन उवाच-

अत्राश्चर्यात्मकं स्तोत्रमाह्निकं यजतांवर ।
प्रद्युम्ने द्वारकां प्राप्ते हत्वा तं कालशंबरम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે યજ્ઞકર્તાઓમાં શ્રેષ્ઠ* જનમેજય! આ પ્રમાણે કાલશંબરને હણીને પ્રદ્યુમ્ન દ્વારકા આવ્યો, તે વેળાએ બલદેવે દેવોને ઉદ્દેશીને તેના રક્ષણના હેતુથી પ્રતિદિવસ ગાવા યોગ્ય, આશ્ચર્યાત્મક એક સ્તોત્ર† ગાયું. તે આહ્નિક નિત્ય કર્મને યોગ્ય સ્તોત્ર કહેવાય છે. હે નૃપશ્રેષ્ઠ! એ સ્તોત્રનો જપ નિત્ય સાયંકાલે કરવાથી મનુષ્યનો આત્મા વિશુદ્ધ અને પવિત્ર થાય છે.‡[૧-૨] બલદેવે એ સ્તોત્ર ગાયું તેમ જ વિષ્ણુએ પણ તેનું સંકીર્તન કીધું; તથા ધર્મની કામનાવાળા મુનિઓ, અને ઋષિઓએ પણ એ સ્તોત્રનું કીર્તન કર્યું હતું.[૩] એક દિવસ રુક્મિણીનો પુત્ર પ્રદ્યુમ્ન પોતે હલધર(બલરામ)ની પાસે તેમના ગૃહમાં નિરાંતે બેઠો હતો, તે વખતે તેણે બે હાથની અંજલિ જોડી પ્રણામ કરી તેમને આ વચન કહ્યુંઃ-[૪]

પ્રદ્યુમ્ન કહે છેઃ-"હે કૃષ્ણના મોટા ભાઈ! હે પ્રભુ! હે મહાભાગ્યશાળી! હે રોહિણીના પુત્ર! મને એક સ્તોત્ર કહો, કે જેનો જાપ જપવાથી હું નિર્ભય થાઉં."[૫]§

श्रीबलदेव उवाच—

सुरासुरगुरुर्ब्रह्मा पातु मां जगतः पतिः ।
अथोंकारवषट्कारौ सावित्री विधयस्त्रयः ॥ ६ ॥

બલરામ સ્તોત્રનું કીર્તન કરે છેઃ-સુરો અને અસુરોના ગુરુ, અને જગતના પતિ બ્રહ્મા મારું રક્ષણ કરો. તે જ પ્રમાણે ૐકાર તથા વષટ્કાર (આહુતિનો ઉદ્‌ગાર) સાવિત્રી (ગાયત્રી) અને ત્રણ (અપૂર્વ, નિયમ અને પરિસંખ્યા) વિધિઓ|| મારું રક્ષણ કરો.[૬]

ऋचो यजूंषि सामानि छंदांस्याथर्वणानि च ।
चत्वारस्त्वखिला वेदाः सरहस्याः सविस्तराः ॥ ७ ॥
पुराणमितिहासश्च खिलान्युपखिलानि च ।
अंगान्युपांगानि तथा व्याख्यातानि च पांतु माम् ॥ ८ ॥

ઋગ્વેદની ઋચાઓ, યજુર્વેદના યજુસો (મંત્રો), સામવેદના સામ, અને અથર્વવેદના છંદો, એમ ચારે અખિલ વેદો, તેમનાં રહસ્યો પ્રકટ કરનારાં ઉપનિષદો તથા વિસ્તરો (બ્રાહ્મણ ભાગ), અર્થાત્ આ સર્વના અધિષ્ઠાતા દેવો મારું રક્ષણ કરો.[૭] પુરાણો, ઇતિહાસ

* બંગાળા તથા મન્મથનાથની પ્રતમાં जयतां वरः વિજયીઓમાં શ્રેષ્ઠ એવો પાઠ છે. † બંગાળાની, કાશીની અને મન્મથનાથની પ્રતિમાં "સ્તોત્ર"ને બદલે "મંત્ર" પાઠ છે. ‡ આ પહેલા શ્લોકનાં પાછલાં બે ચરણને બીજા શ્લોકનાં પહેલાં બે ચરણ બંગાળી તથા કાશીની પ્રતમાં નથી. § ચોથો અને પાંચમો એ બે શ્લોક કાશીની, બંગાળાની અને મન્મથનાથની પ્રતિમાં નથી.

|| વિધિ એટલે આવશ્યક કર્મમાં પ્રવૃત્તિ કરવાની ધર્માજ્ઞા. प्रवृत्तिपरं वाक्यं विधिः; જેમ કે, ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत સ્વર્ગની કામનાવાળાએ જ્યોતિષ્ટોમ યજ્ઞથી પરમાત્માનું યજન કરવું. આ વિધિ ત્રણ પ્રકારના સામાન્ય રીતે ગણાય છેઃ (૧) અપૂર્વ-ઘણે લાંબે કાળે કે જન્માંતરે ફલ આપે એવો અથવા જે કર્મના ફલને ભૂતકાલના સાથે સંબંધ ન હોય પણ ભવિષ્યકાલ સાથે સંબંધ હોય તે કર્મની આજ્ઞા કરનારો વિધિ; આના ચાર પ્રકાર છેઃ કર્મવિધિ, ગુણવિધિ, વિનિયોગવિધિ, અને પ્રયોગવિધિ; (૨) નિયમઃ કર્તાની ઇચ્છામાં આવે તો કરવા યોગ્ય કર્મોની આજ્ઞા; જેમ કે, સૂક્ષ્મ યજ્ઞ તથા દાન, અધ્યયન, વ્રત, મૌન, ઉપવાસ, સ્નાન, ઇન્દ્રિયનિગ્રહ મનુષ્યે કરવાં, એ વચન નિયમ કહેવાય છે; અને (૩) પરિસંખ્યાઃ આદરવા યોગ્ય કર્મોની ગણનામાં નહીં સમાયલાં કર્મ ન કરવાનું આજ્ઞાવચન.

( રામાયણાદિ), તેમના ખિલ* તેમ જ ઉપખિલ ભાગો, વેદના અંગો ( શિક્ષા, વ્યાકરણાદિ છ ) અને ઉપાંગો ( ધનુર્વેદ, આયુર્વેદાદિ) તેમ જ તેમના વ્યાખ્યાનો મારુ રક્ષણ કરો.૮

पृथिवी वायुराकाशमापोज्योतिश्च पंचमम् ।
इंद्रियाणि मनो बुद्धिस्तथा सत्त्व रजस्तम. ॥ ९ ॥

તે જ પ્રમાણે પૃથ્વી, વાયુ, આકાશ, પાણી અને પાચમુ તેજ, એ પંચમહાભૂતો, તેમ જ ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ (અર્થાત્ તેમના અધિષ્ઠાતા દેવતાઓ), સત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણો અમારુ રક્ષણ કરો.૯

व्यानोदान समानश्च प्राणोपानश्च पंचम' ।
वायव सप्त चैवान्ये येर्व्याप्तमिद जगत् ॥ १० ॥

વ્યાન, ઉદાન, સમાન, પાન અને અપાન એ પાચ પ્રાણવાયુઓ, તથા બીજા સાત (આવહ, પ્રવહ, ઉદ્-વહ, સવહ, વિવહ, પ્રવહ અને પરિવહ) પ્રકારના વાયુઓ જેમનાથી આ જગત વ્યાપેલુ છે તે મારુ રક્ષણ કરો.૧૦

मरीचिरगिरात्रिश्च पुलस्त्य' पुलह क्रतु ।
भृगुर्वसिष्ठो भगवान्पातु ते मा महर्षय ॥ ११ ॥
कश्यपाद्याश्च मुनयश्चतुर्दश दिशो दश ।
नरनारायणौ देवौ सगणौ पातु मा सदा ॥ १२ ॥
रुद्राश्चैकादश प्रोक्ता आदित्या द्वादशैव तु ।
अष्टौ च वसवो देवा अश्विनौ द्वौ प्रकीर्तितौ ॥ १३ ॥

મરીચિ, અગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, અને ભગવાન્ વસિષ્ઠ, એ પરમ મહર્ષિઓ મારુ રક્ષણ કરો.૧૧ કશ્યપ આદિ ચૌદ શ્રેષ્ઠ મુનિઓ, દશે દિશાઓ (અર્થાત્ તેના અધિષ્ઠાતા દેવતાઓ) અને પોતાના અનુચરો સાથે નર અને નારાયણ એ બે દેવો મારુ સદા રક્ષણ કરો.૧૨ જે અગીઆર રુદ્રો કહેવાયલા છે તે, બાર આદિત્યો અને આઠ વસુઓ કહેવાય છે તે, વૈદ્યો તેમ જ જે બે અશ્વિનીકુમારને નામે ઓળખાય છે તે એ સર્વે દેવો મારુ રક્ષણ કરો.૧૩

ह्री श्रीर्लक्ष्मी. स्वधा मेधा तुष्टि. पुष्टि स्मृतिर्धृति ।
अदितिर्दितिर्दनुश्चैव सिंहिका दैत्यमातर' ॥ १४ ॥

હ્રી (વિનયની દેવી), શ્રી (શોભાની દેવી), લક્ષ્મી (સપત્તિની દેવી), સ્વધા (પિતૃઓની અંજલિની દેવી), મેધા (બુદ્ધિની દેવી), તુષ્ટિ (સતોષની દેવી), પુષ્ટિ (જગતને પોષણ આપનારી દેવી), સ્મૃતિ, ધૃતિ, (ધૈર્યની દેવી), સ્વર્ગે અદિતિ (દેવમાતા), દિતિ,† દનુ અને સિંહિકા (દૈત્યોની માતાઓ) એઓ મારુ રક્ષણ કરો.૧૪

હિમવાન્, હેમકૂટ, નિષધ, શ્વેત પર્વત, ઋષભ, પારિયાત્ર, વિંધ્યાચલ, વૈડૂર્ય પર્વત, સહ્યાદ્રિ, ઉદયાચલ, મલયાદ્રિ, મેરુ, મદર, દર્દુર, ક્રૌંચ, કૈલાસ અને મૈનાક એ સર્વે ધરણીધરો મારુ રક્ષણ કરો.‡૧૫-૧૬

શેષ (નાગપતિ), વાસુકિ (સર્પપતિ), વિશાલાક્ષ, તક્ષક, એલાપત્ર, શુક્લવર્ણ, કબલ, અશ્વતર, હસ્તિ-ભદ્ર, પિટરક, કર્કોટક, ધનંજય, પૂરણક, નાગ કરવીરક, સુમનાસ્ય, ઉદધિમુખ, શૃગારપિંડક, ત્રૈલોકયમા વિખ્યાત ભગવાન્ મણિનાગ, નાગરાજ અધિકર્ણ તથા હારિદ્રક, આ તથા તે ઉપરાત બીજા જે બહુ બહુ નાગોનાં નામ અત્રે કહેલાં નથી તે સર્વે ભૂધર (પૃથ્વીને ટકાવનારા), સત્યધર્મી, ભુજગોના અધિપતિઓ, પણ મારુ રક્ષણ કરો

ચારે સાગરો, સરિતાઓમા શ્રેષ્ઠ ગગા, સરસ્વતી, ચદ્રભાગા, શતદ્રુ, દેવિકા, શિવા, ઇરાવતી, વિપાશા, શરયૂ, યમુના, કલ્માષી, રથોષ્મા ( અથવા રથોદ્રા ), બાહુદા, હિરણ્યદા, પ્લક્ષા, ઇક્ષુમતી, સવન્તી, બૃહદ્રથા, સુવિખ્યાત ચર્મણ્વતી, પુણ્યશાલી વધૂસરા, આ સર્વે તથા અન્ય અહીં સકીર્તન નહીં થયલી, ઉત્તરાપથમા વહેતી નદીઓ૧૭-૨૪ પોતાના જલથી મને સ્નાન કરાવો અર્થાત્ પવિત્રતાથી મારુ રક્ષણ કરો

વેણી, ગોદાવરી, સીતા, કાવેરી, કૌંકણાવતી, કૃષ્ણા, વેણા, શુક્તિમતી, તમસા, પુષ્પવાહિની, તામ્રપર્ણી, જ્યોતિરથા, ઉત્કલા, ઉદુબરાવતી નદી, વૈતરણી, પુણ્યવતી વિદર્ભા, સુભાગ્યવતી નર્મદા, વિતસ્તા, ભીમરથ્યા, ઐલા, મહાનદી, કાલિંદી, પુણ્યકારી ગોમતી અને સુવિખ્યાત શોણનદ, આ સર્વે તેમ જ અન્ય જેમનો અહીં નામનિર્દેશ કરેલો નથી,૨૫-૨૯ તે સર્વે દક્ષિણ-પથમા વહેનારી નદીઓ પોતાના જલથી મને સ્નાન કરાવો

ક્ષિપ્રા, ચર્મણ્વતી, પુણ્યદાયી મહી, શુભ્રવતી, સિંધુ, વેત્રવતી, ભોજાતા, વનમાલિકા, પૂર્વભદ્રા, ઊર્મિલા, વરદ્રુમા, વિખ્યાત અને ચાપદાસીના નામથી પ્રસિદ્ધ વેગવતી, પ્રસ્થાવતી, કુંડ નદી, પુણ્યકારી નદી સરસ્વતી, ચિત્રઘ્ની, ઇંદુમાલા, નદી મધુમતી, ઉમાગુરુ નદી, નિર્મલ જલવાળી તાપી નદી, વિમલા, વિમલોદા, મત્ત-ગગા, પયસ્વિની, આ તથા અહીં જેનો નામનિર્દેશ નથી

* એક મહાગ્રન્થમા કહેવાઈ ગયલા વિષયથી કઈ વિશેષ પાછળથી કહેવાયુ હોય તે ખિલ કહેવાય છે જેમ કે, મહાભારતનો વધારાનો ભાગ હરિવશ ખિલ કહેવાય છે

† દેવોના પિતા પ્રજાપતિ કશ્યપની આ સ્ત્રીઓ હોવાથી તેઓ પણ દેવમાતા ખરી રીતે હોવાથી તેમને અહીં નમન કરેલું છે.

‡ આ સ્તોત્રના આ પછીના ભાગના મૂળ શ્લોકો આપ્યા નથી, કારણ કે તેમા નામનિર્દેશ સિવાય અન્ય કોઈ રહસ્ય સૂચક તત્ત્વ સમાયલું નથી.

કર્યો એવી અન્ય,[૨૯–૩૩] પશ્ચિમ દિશામાં વહેનારી સર્વ નદીઓ પોતાના જલથી મને અભિષેક કરો.

પૂર્વ દિશાનો આશ્રય કરી રહેનારી પુણ્ય જલવાળી, મહાદેવે શિરે ધારણ કરેલી, સુવિખ્યાત ભાગીરથી નદી મારાં સર્વ પાપ પ્રજાળો.

પ્રભાસ, પ્રયાગ, નૈમિષ, પુષ્કર રાજનાં તીર્થો,[૩૪–૩૫] ગંગાતીર્થ, કુરુક્ષેત્ર, શ્રીકંઠ, ગૌતમાશ્રય, રામહ્રદ, વિનશન, રામતીર્થ, જ્યાંથી સોમનો ઉદય થયો હતો એવું ગંગાદ્વાર, કનખલ, કપાલમોચનતીર્થ, વિખ્યાત જંબુ, વિખ્યાત સુવર્ણબિંદુ, કનકપિંગલ, પુણ્યાશ્રમથી અધિકમાર્ગતીર્થ, વિભૂષિત દશાશ્વમેધિક, પ્રસિદ્ધ બદરીકાશ્રમ, સુપ્રસિદ્ધ નરનારાયણાશ્રમ, વિખ્યાત ફલ્ગુતીર્થ, ચંદ્રવટતીર્થ, કોકામુખ, પુણ્યતમ ગંગાસાગર, મગધદેશનું તપોદતીર્થ અને સુપ્રસિદ્ધ ગંગોદ્ભેદ, એ સર્વે મહર્ષિઓથી સેવાતાં તીર્થો પોતાના જલથી મને અભિષેક કરો. તે જ પ્રમાણે સૂકર, યોગમાર્ગ, શ્વેતદ્વીપ, બ્રહ્મતીર્થ, સો અશ્વમેધના જેટલું પુણ્યશાલી રામતીર્થ, કિલ્બિષનો નાશ કરનારી, સડસડાટ ધારાથી વહેતી શાખા નદીઓવાળી ગંગાનાં તીર્થો, ગંગાનું વૈકુંઠતુલ્ય કેદાર, ઉત્તમ કરોભેદન અને શાપમોચન, આ સર્વે તીર્થો મને કિલ્બિષમાંથી મુક્ત કરી પવિત્ર કરો.*[૩૬–૪૩]

ધર્મ, અર્થ, કામ એ ત્રણ વિષયો, યશ, પ્રાપ્તિ, શમ, દમ એ સંપત્તિઓ મારું રક્ષણ કરો. વરુણેશ, ધનદ કુબેર, યમ, તેમ જ નિયમ, કાલ, નય, સંનતિ, ક્રોધ, મોહ, ક્ષમા, ધૃતિ, વિદ્યુત્, અભ્રો (મેઘ), ઔષધિઓ, પ્રમાદ, ઉન્માદ, અને વિગ્રહોના અધિષ્ઠાતા દેવતા, યક્ષો, પિશાચો, ગંધર્વો, કિન્નરો, સિદ્ધો અને ચારણો, રાત્રિચરો, ખેચરો, દાઢવાળાં ભૂતો, યુદ્ધ જેમને પ્રિય છે એવાં ભૂતો, લાંબાં લાંબાં ઉદરવાળાં ભૂતો, બલાઢ્ય ભૂતો અને પીળી આંખવાળાં ભૂતો, વિશ્વ ( સર્વ પ્રકારનાં ) રૂપ ધારણ કરનારાં ભૂતો અને પર્જન્યો સહિત મરુતો, એ સર્વ મારું રક્ષણ કરો.

તે જ પ્રમાણે કલા, ત્રુટિ, લવ, ક્ષણ આદિ કાલવિભાગો, નક્ષત્રો અને ગ્રહો, શિશિર, હેમંત, વસંત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ્ એ છ ઋતુઓ, (બાર) માસ, અહોરાત્ર, સૂર્ય અને ચંદ્ર એ સર્વ મારું રક્ષણ કરો.[૪૪–૪૮]

આમોદ, પ્રમોદ, પ્રહર્ષ, શોક, રજસ્, તમસ્, તપ, સત્ય, શુદ્ધિ, બુદ્ધિ, ધૃતિ અને શ્રુતિ, એ મારું રક્ષણ કરો.[૪૯]

રુદ્રાણી, ભદ્રકાલી, ભદ્રા, જ્યેષ્ઠા વારુણી, ભાસી, કાલિકા, સુપ્રસિદ્ધ શાંડિલી, આર્યા, કુહૂ, સિનીવાલી, ભીમા, ચિત્રરથી, રતિ, એકાનંશા, કૂષ્માંડી, દેવી કાત્યાયની, જનમાતા લોહિતા, એ સર્વે જેઓ પુરાણમાં દેવકન્યા કહેવાય છે તેઓ તેમ જ દેવપત્ની, ગોનંદા પોતાપોતાના બાંધવવર્ગ સાથે મારું રક્ષણ કરો.†[૫૦–૫૨]

નાનાવિધ આભરણોથી અને વેષોથી યુક્ત નાના પ્રકારનાં રૂપોથી અંકિત આનનોવાળી; વિવિધ દેશોમાં વિચરનારી, અનેક વિધ શસ્ત્રઅસ્ત્રોથી શોભતી; મદ્ય, મેદ, મજ્જા, માંસ અને વસા તંતુઓ, જેમને પ્રિય છે એવી; માર્જાર અને વાઘવરૂઓના જેવાં મોઢાંવાળી; હાથી અને સિંહ સમાન તેજસ્વી મુખાકૃતિવાળી; કંક, કાગડા અને ગીધોના જેવાં મુખવાળી તેમ જ ક્રૌંચના જેવાં મોંઢાંવાળી; વ્યાલ(સર્પ)નું યજ્ઞોપવીત પહેરનારી; ચામડાનાં ઉપરણાં ધારણ કરનારી; મોઢા ઉપર ઘામાં ઝરતાં લોહીનો લેપ લગાડનારી; ગધેડાના અને નોબતના જેવા સૂર કાઢનારી; મત્સરયુક્ત; ક્રોધથી ભરપૂર; પ્રાસાદ આદિ મનહર મંદિરોમાં રહેનારી; મત્ત, ઉન્મત્ત અને પ્રમત્ત જેમના સ્વભાવ છે એવી; સ્વસ્થ ચિત્તથી પ્રહાર કરનારી; પિળાશ મારતી આંખવાળી; પીળા વાળવાળી; કાપેલા વાળવાળી, ઉંચા વાળ બાંધનારી; કાળા વાળવાળી; ધોળા વાળવાળી; તેમ જ અન્ય વર્ણ અને જાતિના વાળવાળી; દશ દશ હજાર હાથીના બળવાળી; વાયુના જેટલા વેગવાળી; તેમ જ એવા અન્ય વેગવાળા ભૂતોના જેવા વેગવાળી; એક હાથવાળી; એક પગવાળી; એક આંખવાળી; પિળાશ મારતા ડોળાવાળી; બહુ પુત્રવાળી; થોડા પુત્રવાળી; બે પુત્રોવાળી; પુત્રથી રીઝનારી; મુખ ઉપર મુંડન કરાવનારી; બિડાલી; પૂતના; ગંધપૂતના શીતવાતોષ્ણી; વેતાલી; રેવતી; ગ્રહ સંજ્ઞાવાળી; જેમને હાસ્ય પ્રિય છે એવી; જેમને ક્રોધ પ્રિય છે એવી; જેમને વસ્ત્રો પ્રિય છે એવી; જેઓ પ્રિય બોલનારી છે એવી; સુખપ્રદ; અસુખદ; બ્રાહ્મણો ઉપર પ્રીતિ ધરાવનારી; રાત્રિએ વિચરનારી; સુખને વટાવી જનારી; પર્વના સમયે સદા દારુણ રૂપ ધરનારી; આદિ સર્વે માતૃકા દેવતાઓ પુત્રની પેઠે મારું નિત્ય રક્ષણ કરો.[૫૩–૬૨]

પિતામહ બ્રહ્માના મુખથી ઉત્પન્ન થનારા બ્રાહ્મ, રુદ્રના અંગથી ઉત્પન્ન થયલા રૌદ્રો, કાર્તિકેય, સનક આદિ બ્રહ્મચારીઓના પરસેવાથી જન્મેલા તેમ જ વિષ્ણુથી ઉદ્ભવેલા વૈષ્ણવો, એ સર્વે જ્વરો મારું રક્ષણ કરો.[૬૩]

---

* સૂકરથી તે શાપમોચન સુધીનાં તીર્થોના નિર્દેશવાળા ત્રણ શ્લોક બંગાળાની પ્રતમાં નથી.

† અહીંથી આ અધ્યાયના અન્ત સુધીનો ભાગ મન્મથનાથ દત્તની પ્રતિમાં નથી.

મહાભીમ; મહાવીર્યવાળા; ગર્વથી ઉદ્ધત; મહાબળવાળા; ક્રોધવાળા; ક્રોધથી રહિત; ક્રૂરતાવાળા; દેવો સાથે વિગ્રહ કરનારા; રાત્રિએ વિચરનારા; કેસરી સિંહના જેવી ચાળવાળા; તેમજ તેના જ જેવી દાઢવાળા; જેમને વિગ્રહ પ્રિય છે એવા; લાંબાં લાંબાં ઉદરવાળા; પહોળી પહોળી જાંઘવાળા; પીળી આંખવાળા; વિશ્વરૂપવાળા; શક્તિ, ઋષ્ટિ, ત્રિશૂલ, પરિઘ, પ્રાસ, ચર્મ અને ખડ્ગ આદિ આયુધો હાથમાં ધારણ કરનારા; પિનાક, વજ્ર, મુશલ, બ્રહ્મદંડ આદિ પ્રિય આયુધવાળા; દંડધારી; કુંડધારી; શૂરવીર; જટા અને મુકુટધારી; વેદ વેદાંગમાં પારંગત; નિત્ય યજ્ઞોપવીત ધારણ કરનારા; સર્પોના મુકુટવાળા; કુંડલ પહેરનારા; વીર અને બાજુબંધ ધારણ કરનારા; નાના પ્રકારનાં વસ્ત્રો વીંટાળનારા; ચિત્ર વિચિત્ર માલાઓ અને વિવિધ લેપ લગાડનારા; હાથી, ઘોડા, ઉંટ, ઋક્ષ, બીલાડાં, સિંહ અને વ્યાઘ્રના જેવાં મુખવાળા; વરાહ, ઘુવડ, શિયાળવાં, હરિણ, કોલ, અને પાડાના જેવી મુખાકૃતિવાળા; વામણાં, કૂબડાં અને ભયાનક રૂપવાળા; કાપેલા વાળવાળા; હજારો, સેંકડો કે એક હજાર જટાઓ ધારણ કરનારા; શ્વેત વર્ણવાળા, કૈલાસ પર્વતના સરખા પ્રચંડ આકારવાળા; કેટલાક સૂર્યસમાન કાન્તિવાળા; કેટલાક મેઘના જેવા શ્યામ વર્ણવાળા; કેટલાક નીલ પર્વતની ઉપમા તુલ્ય નીલવર્ણવાળા; એક પગવાળા તેમજ બે પગવાળા; બે માથાંવાળા; શરીરમાં માંસ વિનાના; સ્થૂલ જંઘાઓવાળા; નિત્ય મોં ફાડેલા જ રાખીને ફરનારા; ભારે ભયંકર રૂપોવાળા; વાવો, કુવાઓ, તળાવો, સમુદ્રો, નદીઓ, સ્મશાનો, પર્વતો, વૃક્ષો અને શૂન્ય સ્થાનોમાં રહેનારા;[૬૪-૭૭] આ સર્વે ગ્રહ દેવતાઓ મારું સતત અને સર્વ રીતિએ રક્ષણ કરો.

મહાગણપતિ, નંદી, મહાબળવાન્ મહાકાલ, લોકને ભય ઉત્પન્ન કરનારા માહેશ્વર અને વૈષ્ણવ એ બે જ્વરો, ગ્રામણી, ગોપાલ, ગણેશ્વર, ભૃંગરીટિ, દેવ, વામદેવ, ઘંટાકર્ણ, કરંધમ, શ્વેતમોદ, કપાલી, જંભક, શત્રુને તપાવનાર મજ્જન અને ઉન્મજ્જન, સંતાપન, વિલાપન, નિજધારા, ઘસ, સ્થૂલાકર્ણ, પ્રશોષણ, ઉલ્કામાલી, ધમધમ, જ્વાલામાલી, પ્રમર્દન, સંઘટ્ટન, સંકુટન, કાષ્ઠભૂત, શિવંકર, કૂષ્માંડ, કુંભમૂર્ધા અને રોચન વૈકૃતગ્રહ, અનિકેત, સુરારિઘ્ન (દેવોના શત્રુને મારનાર), શિવ, અશિવ, ક્ષેમક, પિશિતાશી, સુરારિ, હરિલોચન, ભીમક, ગ્રાહક, આગ્રમય, ગ્રહ, ઉપગ્રહ, અર્યક, સ્કંદગ્રહ, ચપલ, સમવેતાલ, તામસ, સુમહાકવિ, હૃદયોદ્વર્તન, ઐડ, કુંડાશી, કંકણપ્રિય, હરિશ્મશ્રુ; એ સર્વે ગણધરો મારું રક્ષણ કરો. તેજ પ્રમાણે ગરુડ, મન અને પવનના સરખી ત્વરાયુક્ત ગતિવાળા, પાર્વતીના ક્રોધથી ઉત્પન્ન થયલા સેંકડો હજારો અમાપ શક્તિવાળા અને વિવિધ કાંતિવાળા; બ્રાહ્મણો ઉપર ભક્તિથી પ્રસન્ન થનારા; સત્યના વિજય સારુ યુદ્ધ કરનારા; યુદ્ધમાં શત્રુઓની સર્વ કામનાઓનો નાશ કરનારા; રાત્રિદિન વિપત્તિઓ વેઠવાથી જેમના ગુણોનું કીર્તન થતું હોય એવા; આ સર્વ ગણોના પતિ પોતપોતાના અનુચરો સાથે મારું સદા રક્ષણ કરો.[૭૮-૮૪]

નારદ, પર્વત, ગંધર્વ, અપ્સરાઓના ગણ, પિતરો, તેમ જ કારણ અને કાર્યના અધિષ્ઠાતા દેવો, આધિઓ, વ્યાધિઓ અને ઉપાધિઓ એ ત્રણે જાતની બાધાઓના અધિષ્ઠાતા દેવતાઓ મારું રક્ષણ કરો.[૮૫]

અગસ્ત્ય, ગાલવ, ગાર્ગ્ય, શક્તિ, ધૌમ્ય, પરાશર, કૃષ્ણાત્રેય, અસિત, દેવલ, બલ, બૃહસ્પતિ, ઉતથ્ય, માર્કંડેય, શ્રુતઃશ્રવા, દ્વૈપાયન, વિદર્ભ, જૈમિની, માઠર, કઠ, વિશ્વામિત્ર, વસિષ્ઠ, લોમશ, ઉત્તંક, રૈભ્ય, પૌલોમ, દ્વિત, ત્રિત, કાલવૃક્ષિય, મેધાતિથિ, સારસ્વત, યવક્રીતિ, કુશિક, ગૌતમ, સંવર્ત, ઋષ્યશૃંગ, સ્વસ્ત્યાત્રેય, વિભાંડક, ઋચિક, જમદગ્નિ, તપોનિધિ ઔર્વ, ભરદ્વાજ, સ્થૂલશિરા, કશ્યપ, પુલહ, ક્રતુ, બૃહદગ્નિ, હરિશ્મશ્રુ, વિજય, કણ્વ, વૈતંડી, દીર્ઘતાપા, વેદગાથા, અંશુમાન્, શિવ, અષ્ટાવક્ર, દધીચિ, શ્વેતકેતુ, ઉદ્દાલક, ક્ષારપાણિ, શૃંગી, ગૌરમુખ, અગ્નિવેશ્ય, શમીક, પ્રમુચુ, મુમુચુ આ સર્વ તથા અન્ય જેમનાં નામનિર્દેશ અહીં કરેલાં નથી એવા, બહુ બહુ પ્રશંસાપાત્ર, વ્રત આચરનારા, ઋષિઓ અને પ્રશસ્ત ચિત્તવાળા મુનિઓ,[૮૬-૯૪] તેમ જ સર્વ જાતિના, શાંત અને સ્તુતિપાત્ર ક્રતુઓ મને સદા શાંતિ આપો. ત્રણ અગ્નિઓ, ત્રણ વેદો, અને ત્રણ વિદ્યાઓ, મારું રક્ષણ કરો. કૌસ્તુભ મણિ, અશ્વ ઉચ્ચૈશ્રવસ્, શ્રીમાન્ વૈદ્ય ધન્વંતરિ, હરિ, અમૃત, કામદુઘા ગાય, એ સર્વ રત્નો મારું રક્ષણ કરો. ગરુડ, અને દહીંના સરખા ગૌરવર્ણવાળા સર્પો મારું રક્ષણ કરો.[૯૫-૯૬]

શુભ્ર પુષ્પો, કન્યાઓ, શ્વેતછત્ર, યવ, અક્ષત, દૂર્વા, હિરણ્ય, વિવિધ ગંધો તેમ જ કેશની ચમરીઓ મારું રક્ષણ કરો.[૯૭]

અપ્રતિહત ચક્ર, મહોક્ષ, ચંદન, વિષ, શ્વેત વૃષભ, મદમત્ત હાથી, સિંહ, વ્યાઘ્ર, અશ્વ, ગિરિ, પૃથ્વી, અગ્નિમાં હોમવા ઉછાળેલી લાજા (ડાંગરના કણ), બ્રાહ્મણો, મધુયુક્ત ખીર, સ્વસ્તિક, વર્ધમાન, નંદ્યાવર્ત, પ્રિયંગવ, શ્રીફલ, ગોમય, મત્સ્ય, દુંદુભિ, પટહનો સૂર, એ સર્વ મારું રક્ષણ કરો.[૯૮-૯૯]

ઋષિપત્નીઓ અને ઋષિકન્યાઓ મારું રક્ષણ

કરો. શ્રીમદ્ ભદ્રાસન, ધનુ, રોચન, અને રુચક, એ આસનો, તેમ જ નદ અને નદીઓના સંગમોનું જળ મારું રક્ષણ કરો.[૧૦૦] શુભ પાંખવાળાં સાતપત્રો, ચકોરો અને જીવંજીવકો, નંદીમુખો, મયૂરો તેમ જ જેમને મોતી અને મણિરત્નોની ધ્વજા બાંધી હોય, એવાં પક્ષીઓ મારું રક્ષણ કરો.[૧૦૧] તેવી જ રીતે કાર્યસિદ્ધિ કરનારાં, સર્વે પ્રશસ્ત આયુધો મારું સદા સર્વદા રક્ષણ કરો."

આયુષ્ય, શ્રી અને વિજયની આકાંક્ષાવાળા બલરામે, આ પુણ્યદાયી, ક્લેશને દૂર કરનારા, શ્રીથી સંપન્ન કરનારા મંગલમય સ્તોત્રનું પૂર્વે સંકીર્તન કર્યું હતું. જે વિદ્વાન્ જન આ સ્તોત્ર અન્ય શ્રોતાઓને સંભળાવશે તેમ જ જે મનુષ્ય પોતે આ સ્તોત્રનો એક સો ને આઠ વાર પાઠ કરશે તે પાવન થશે.[૧૦૨–૧૦૩] જે મનુષ્ય પ્રત્યેક પર્વે સ્નાન કર્યા પછી, આ મંગલકર સ્તોત્રનો એકસો ને આઠ વાર જપ કરશે તેને વધ, બંધ અને પરિક્લેશ સહેવાં પડશે નહીં, તેમ જ વ્યાધિ, શોક, પરાજય અને વિકલ્પ–મનની ચકળવકળ સ્થિતિ કદાપિ પ્રાપ્ત થશે નહીં. આ સ્તોત્ર, મુમુક્ષુ પાઠકનું આલોકમાં તેમ જ પરલોકમાં કલ્યાણ સાધે એવું છે. ધન્યવાદને પાત્ર, યશસ્વી અને વેદસંમત, પવિત્ર, આયુષ્ય આપનારા, સ્વર્ગસમાન સુખદાયી, પુણ્યશીલ, સંતતિ આપનારા, કલ્યાણકારી, શુભ ને ક્ષેમ કરનારા, ઉત્તમ બુદ્ધિ ઉત્પન્ન કરનારા સર્વ રોગને શમાવનારા, પોતાના કુલની કીર્તિને વધારનારા આ સ્તોત્રનો પાઠ જે શ્રદ્ધાળુ, દયાળુ, સર્વ પાપથી વિશુદ્ધ અને આત્મનિષ્ઠ પુરુષ નિત્ય કરશે તેની શુભ ગતિ થશે.[૧૦૪–૧૦૭]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे
"प्रद्युम्नना रक्षणार्थे बलदेवकृत आह्निक स्तोत्र"
ए नामनो अध्याय १०९ मो संपूर्ण

## અધ્યાય ૧૧૦ મો

### ધન્યોપાખ્યાન—કૃષ્ણની શ્રેષ્ઠતાનું સંકીર્તન

**वैशंपायन उवाच—**

**हृतो यदैव प्रद्युम्नः शंबरेणात्मघातिना ।**
**मासेऽस्मिन्नेव सांबस्तु जांबवत्यामजायत ॥ १ ॥**

વૈશંપાયન કહે છેઃ–પોતાને હાથે પોતાનો નાશ કરાવનારો શંબર અસુર પ્રદ્યુમ્નને ઉપાડી ગયો હતો તે જ માસમાં જાંબવતીએ સાંબને જન્મ આપ્યો હતો.[૧] બાલ્યાવસ્થાથી જ બલરામે સાંબને સર્વ શસ્ત્ર–અસ્ત્રો યોજવામાં કુશલ કર્યો હતો, અને અસ્ત્રપ્રયોગની કુશલતામાં સર્વે વૃષ્ણિઓ બલરામથી ઉતરતે ક્રમે સાંબને માન આપતા હતા.[૨] શત્રુઓના સામંત આદિ હણાયાથી શત્રુરહિત થયલા કૃષ્ણે, સાંબ જન્મ્યો તે સમયથી જ, ઇન્દ્ર જેમ નંદનવનમાં વસે તેમ દ્વારાવતીમાં નિવાસ કરવા માંડ્યો હતો.[૩] તેમની યાદવી શોભા જોઈને ઇન્દ્ર પણ પોતાની સ્વર્ગીય શોભાનો તિરસ્કાર કરતો હતો. તેમ જ અન્ય નૃપતિઓને પણ જનાર્દનના ભયથી લેશમાત્ર પણ શાન્તિ વળતી ન હતી.[૪]

દ્વારાવતીમાં રહ્યાને આમ કેટલોક કાળ વીત્યો તે પછી એક સમયે હસ્તિનાપુરમાં દુર્યોધનના યજ્ઞના પ્રસંગે સર્વ પૃથ્વીપતિઓ એકત્ર મળ્યા હતા.[૫] ત્યાં જૂદા જૂદા દૂતોના મુખથી માધવની અપૂર્વ લક્ષ્મી વિષે, જનાર્દન તથા તેમના પુત્રોની વિપુલ સંતતિ વિષે, તેમ જ સાગરના જલપટને ખસેડીને વસાવેલી દ્વારાવતી પુરીની અનુપમ શોભા વિષે પ્રશસ્ત વર્ણનો સાંભળી, કૃષ્ણની પૃથ્વી ઉપરની એવી અપૂર્વ શોભા નિહાળવા જવાનો સંકેત એ સર્વે પૃથ્વીપતિઓએ કર્યો, અને તેઓ ત્યાંથી પરભાર્યા દ્વારાવતીમાં હૃષીકેશ (કૃષ્ણ)ને મંદિરે જઈ પહોંચ્યા.[૬–૭] ધૃતરાષ્ટ્રને વશ વર્તનારા, દુર્યોધન આદિ સર્વે અનુયાયી રાજાઓ, પાંડુ રાજાના પુત્રો, ધૃષ્ટદ્યુમ્ન આદિ નૃપતિઓ, પાંડ્ય, ચોલ, કલિંગ, બાહ્લિક, દ્રવિડ, ખશ, આદિ દેશના રાજાઓ અને તે સર્વની સાથે આવેલી અઢાર અક્ષૌહિણી સેના, ગોવિંદથી સંપૂર્ણ રીતે રક્ષણ થતી યાદવપુરી દ્વારાવતીમાં આવી પહોંચ્યા. એ સર્વ અવનીપતિઓએ રૈવતક પર્વતની આસપાસ પોતપોતાને માટે નિર્મેલાં યોજનસંજ્ઞક સ્થાનોમાં પડાવ નાંખ્યો. તે પછી યાદવ રાજકુમારો સાથે શ્રીમાન્ કમલલોચન હૃષીકેશ કૃષ્ણ એ સર્વે માનવેન્દ્રોની સમીપ સત્કાર અર્થે સીધાર્યા. શરદ્ ઋતુમાં મેઘોની વચ્ચે જેમ સૂર્ય શોભે છે તેમ એ સર્વ નરપતિઓની મધ્યે ઉભેલા યાદવશ્રેષ્ઠ મધુસૂદન વિશેષ વિરાજતા હતા. ત્યાં એ સર્વ રાજાઓનો, તેમની દરેકની પાત્રતા, પદવી અને વય પ્રમાણે, યથાયોગ્ય સત્કાર અને પૂજન કૃષ્ણે કીધાં. તે પછી તેમની સભામાં સુવર્ણના સિંહાસન ઉપર શ્રીકૃષ્ણ બેઠા, અને રાજાઓ પણ પોતપોતાની યોગ્યતા અનુસાર પોતાને માટે નિર્મેલાં વિવિધ સિંહાસનો અને પીઠો ઉપર બેસી ગયા.[૮–૧૪] ત્યાં ચિત્રવિચિત્ર સિંહાસનો અને પીઠો ઉપર રાજાઓ આરૂઢ થયા હતા, તેથી યાદવો અને નરપતિઓનો આ સમાજ વિશેષ શોભી રહ્યો.[૧૫] જેમ બ્રહ્મદેવની સભામાં અસુરો અને સુરોના મળેલા સમાજમાં વિવિધ કથાવાર્તા ચાલી રહે, તેમ આ સમાજમાં પણ કૃષ્ણ સાંભળી શકે એમ સર્વ રાજાઓ અને યાદવો પરસ્પર નાના પ્રકારની કથાવાર્તા કરવામાં પ્રવૃત્ત થઈ ગયા.[૧૬]

તેઓ સર્વ આ પ્રમાણે પરસ્પર વાર્તાલાપ કરતા હતા, તે સમયના અંતરાલમાં મેઘની ગર્જના સરખો નાદ કરતો વાયુ વાયો અને વિજળીના ચમકારા અને મેઘોના ગડગડાટ સાથે તુમુલ દુર્દિન (હેલી વરસતી હોય એવો અંધકારમય દિવસ) થઈ રહ્યો.૧૭ એટલામાં તો તે ઘન-ઘોરને ભેદી નારદ મુનિએ એ સભામાં દેખા દીધી. તેમણે જટાનો અંબોડો સારી રીતે વિંટાળેલો હતો, અને તેમના એક હાથમાં વીણા હતી.૧૮ તરત જ સાગર-સમાન શોભતા, અગ્નિની શિખા જેવા તેજસ્વી, ઇન્દ્રના સરખા, શ્રીમાન્ મુનિ નારદ નરપતિઓના આ સમાજની મધ્યે ઉતર્યા.૧૯ મુનિશ્રેષ્ઠ નારદ સભામાં હેઠા ઉતરી આવ્યા, એટલે પેલો અદ્ભુત અને મહા-મેઘયુક્ત દુર્દિન આપોઆપ વેરાઈ ગયો.૨૦ સમુદ્ર સમાન ગંભીર, મુનિશ્રેષ્ઠ નારદે રાજસભામાં પ્રવેશ કરી, આસન ઉપર બેઠેલા યદુશ્રેષ્ઠ અવિનાશી કૃષ્ણને આ વચન કહ્યું:–૨૧ "હે મહાબાહુ! તમે એકલા જ દેવોના આશ્ચર્યનું કારણ થઈ પડેલા છો. તમે એકલા જ સર્વ પુરુષોમાં ઉત્તમ છો, તમે જ ધન્ય છો. આ મૃત્યુ લોકમાં તમારા જેવો અન્ય કોઈ નથી."૨૨

આ પ્રમાણે મુનિ નારદે કહ્યું એટલે કિંચિત્ સ્મિત કરી, સમર્થ કૃષ્ણે તેમને સામો આવો પ્રત્યુત્તર વાળ્યો:– "દક્ષિણાઓને લીધે હું આશ્ચર્યમય અને ધન્ય છું.*"૨૩

કૃષ્ણે આવો ઉત્તર આપ્યો, એટલે મહીધરોની મધ્યે નારદે તેમને ફરીથી કહ્યું:–"હે કૃષ્ણ! હવે મને મારા પ્રશ્નનો જોઇતો ઉત્તર તમારા વચનથી મળ્યો છે. હવે હું મારા ઇષ્ટ પ્રદેશમાં જઈશ."૨૪

આમ કહી નારદને ત્યાંથી પ્રયાણ કરતા જોઈ, તેમણે કહેલા આ ગુહ્ય સંકેતના રહસ્યને નહીં સમજનારા રાજાઓએ સમર્થ કૃષ્ણને આવો પ્રશ્ન કર્યો:–૨૫"હે માધવ! નારદે તમને 'આશ્ચર્યમય અને ધન્ય' કહ્યા, અને તમે 'દક્ષિણાઓને લીધે' એવો ટુંકો ઉત્તર તેમને આપ્યો.૨૬ હે કૃષ્ણ! અમે એ દિવ્ય મંત્રના પદોનો શો આશય છે તે સમજ્યા નથી. જો તે અમને સંભળા-વવા યોગ્ય હોય તો તે સાંભળવાને અમે ઇચ્છીએ છીએ."૨૭

એ સર્વશ્રેષ્ઠ પૃથિવીપતિઓએ આવી વિનતિ કીધી, ત્યારે કૃષ્ણે તેમને કહ્યું:–"હે નૃપવરો! તે તમે સાંભળી શકો એવું રહસ્ય છે; અને તમને દ્વિજ નારદ પોતે જ એ રહસ્ય કહેશે માટે તેના મુખથી એ સાંભળો."૨૮

પછી કૃષ્ણે નારદને કહ્યું:–"હે નારદ! આ સર્વ પૃથિવીપતિઓને, મને જે વચન તેં કહ્યું અને 'મેં તેનો જે ઉત્તર આપ્યો' તેનું રહસ્ય જાણવાની ઇચ્છા છે, માટે તું તેમને તે કહે."૨૯

એટલે પીઠવાળા, સારી રીતે શણગારેલા, કાંચનના તેજસ્વી આસન ઉપર નારદમુનિ બેઠા અને જગદ્વંદ્ય શ્રી કૃષ્ણના પ્રભાવનું વર્ણન નીચે પ્રમાણે કરવા લાગ્યા:–૩૦

નારદ કૃષ્ણમહિમા વર્ણવે છે:–હે રાજાઓમાં શ્રેષ્ઠ ભૂપતિઓ! તમે જેટલા નૃપવરો અહીં પધારેલા છો તેઓ, કૃષ્ણનો પાર જેટલો હું પામી શકયો છું તેટલા પાર સંબંધી વર્ણન તમને કહું છું તે સાંભળો.૩૧ હું ત્રિકાલ સ્નાન કરનારો અતિથિ હોવાથી, એક સમયે રાત્રિ સમાપ્ત થતાં પ્રભાતમાં દિવાકરનો ઝાંખો પ્રકાશ દેખાવા લાગ્યો તે વેળા એકલો ગંગાના તીર ઉપર વિચર-તો હતો. એટલામાં ગિરિના શિખર સરખો એક પ્રચંડ કાચબો ગંગામાં તરતો મેં જોયો. તેનો દેહ બે કપાલ (માથાનાં કાચલાં) ઉપરાઉપરી ગોઠવ્યાં હોય તેવો ઉચ્ચ ગોળાકાર દેખાતો હતો; તેના ગોળમટોળ શરીરનો વિસ્તાર એક કોસ જેટલો હતો અને તેના દેહની લંબાઈ બે કોસ જેટલી હતી; તેને ચાર પગ હતા; તેના અંગ ઉપર કાદવ લપેટાયલો હતો; તેની આકૃતિ મારી વીણા જેવી હતી; અને જાણે હાથીના ચામડાનો ઢગ જ હોય તેવો એ દીસતો હતો.૩૨–૩૪ જલમાં વિચરનારા એ પ્રાણીને મેં હાથ અડકાડ્યો, અને આ પ્રશ્ન પૂછ્યો:–

"હે કાચબા! તારું શરીર આશ્ચર્યમય છે; તું જ ખરેખર ધન્ય છે, એમ મને લાગે છે.૩૫ કારણ કે તું આવાં આ બે અભેદ્ય કવચથી સારી રીતે આવૃત છે; કંઈ પણ અન્ય વસ્તુની પરવા કર્યા વિના તું જલમાં નિઃશંક વિચરી શકે છે."૩૬

મારા પ્રશ્નના ઉત્તરમાં એ જલચર કાચબાએ પોતે મનુષ્યના જેવી વાણીથી મને આમ કહ્યું:–"હે નારદ મુનિ! મારામાં એવું તે શું આશ્ચર્ય છે? હે વિભુ! હું જ કેમ ધન્ય કહેવાઉં છું?૩૭ ખરી રીતે તો આ ગંગા નદી ધન્ય છે. તેનાથી બીજું કીયું વિશેષ આશ્ચર્યમય છે? કારણ કે હું તેમાં જ વસું છું, તેમ હે દ્વિજ! તેમાં મારી પેઠે અન્ય સહસ્રાવધિ પ્રાણીઓ વસે છે."૩૮

કાચબાનું આવું વચન સાંભળી, કુતૂહલથી પ્રેરાઈ, હું ગંગાસમીપ ગયો, અને તેને આ વચન કહ્યું:–"હે નદીઓમાં શ્રેષ્ઠ ગંગા! તું નિત્ય આશ્ચર્યથી વિભૂષિત છે; કારણ કે તું મોટામોટા ધરાઓથી ભરપૂર છે, મોટા-મોટા દેહોવાળાં પ્રાણીઓથી સુશોભિત છે, અને તું

---

* આનો ભાવાર્થ આ પ્રમાણે છે:–નારદે કૃષ્ણને પૂછ્યું, કે તમે આશ્ચર્યતા અને ધન્યતાની પરાકાષ્ઠાએ (શ્રેષ્ઠપદે) પહોંચેલા છો. કૃષ્ણે તેનો ઉત્તર આપ્યો કે 'દક્ષિણાઓને લીધે જ હું આશ્ચર્ય-મય અને ધન્ય છું;' અર્થાત્ જેઓ વિપુલ દક્ષિણાઓવડે હું જે યજ્ઞેશ્વર છું, તેને પૂજે છે, તેઓ જ મારા એ અદ્ભુત સ્વરૂપ-ને ઓળખે છે.

તપસ્વીઓના આશ્રમોનું રક્ષણ કરતી કરતી સાગરમાં ભળી જાય છે."[૩૯-૪૦]

મેં આવું વચન ગંગાને કહ્યું, એટલે ગંગાએ સ્ત્રીરૂપ ધારણ કરી, મને દેવગંધર્વ, ઇન્દ્રના પ્રિય મિત્ર, અને દ્વિજ નારદને આવો ઉત્તર આપ્યો:-[૪૧] "હે દેવગંધર્વ! હે રણસંગ્રામમાં અને કલહમાં પ્રેમ ધરાવનાર! હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ નારદ! હું જ કાંઈ ખરી ધન્ય નથી તેમ આશ્ચર્યકર પદાર્થોથી શોભા પામેલી નથી.[૪૨] તું સત્યમાં અતિ સ્થિર છે, છતાં આવું વચન કહે છે તેથી તારા આવા અતિપ્રશંસાના વચનથી મને ઘણી પીડા થાય છે. હે બ્રાહ્મણ! ખરી રીતે તો આલોકમાં સર્વથી વિશેષ આશ્ચર્યકારક અને ધન્ય એક સમુદ્ર જ છે.[૪૩] કારણ એ સમુદ્રમાં હું તો શું, પણ મારા જેવી સેંકડો વિસ્તૃત નદીઓ સમાઈ જાય છે."

સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એમ ત્રણ પથમાં વહેતી ગંગાનું આવું નમ્ર વચન સાંભળી, હું સાગરની પાસે ગયો.[૪૪] તેને મેં આ વચન કહ્યું:-"હે મહાન્ અર્ણવ! તું ખરેખર લોકોમાં આશ્ચર્યકર છે. તું ધન્ય છે; કારણ તું સલિલેશ્વર છે, અને સર્વ જલની યોનિરૂપ પણ છે.[૪૫] સર્વ લોકના નમસ્કારને પાત્ર, લોકને પાવન કરનારી અને જલનું વહન કરનારી આ તારી પત્ની નદીઓ તને આવી મળે છે, એ સર્વથા યોગ્ય જ છે."[૪૬]

આવું વચન કહ્યું, એટલે વાયુથી પ્રેરાયલો સમુદ્ર પોતાના જલના ઓઘને ભેદી ઉંચો આવ્યો અને મને આવો ઉત્તર આપ્યો:-[૪૭] "હે દેવગંધર્વ! તમારે આવી રીતે બોલવું ઉચિત નથી. હે દ્વિજશ્રેષ્ઠ! હું જ કાંઈ ખરેખર આશ્ચર્યકર નથી. હે મુનિ! ખરી રીતે તો આ વસુંધરા ધન્ય છે, કારણ એને આધારે હું રહ્યો છું.[૪૮] આલોકમાં પૃથિવી વિના બીજું કીયું વિશેષ આશ્ચર્યકર છે."

સાગરે આવો ઉત્તર આપ્યો એટલે કૌતૂહલથી પ્રેરાઈ, હું પૃથિવીતલ ઉપર ગયો અને જગતના આશ્રય એવી પૃથિવીને આ વચન કહ્યું:-"હે ધરિત્રિ! હે કલ્યાણિનિ! હે દેહધારીઓની યોનિ! ખરેખર તું ધન્ય છે.[૪૯-૫૦] હે મહાન્ ક્ષમાથી યુક્ત પૃથિવી! તું સર્વ ભૂતોમાં પણ આશ્ચર્યકારક છે; અને તેથી જ ખરેખર તું સર્વ ભૂતોને ધારણ કરનારી, અને મનુષ્યોને ઉત્પન્ન કરનારી અરણિ (અગ્નિને ઉત્પન્ન કરનારા કાષ્ઠનો કડકો) છે.[૫૧] તારાથી ક્ષમા ઉત્પન્ન થયલી છે, આકાશમાં વિચરનારા દેવોનું કર્મ તારાવડે જ પ્રવર્તે છે."

મેં કહેલા આવાં સ્તુતિવચનથી ક્ષુબ્ધ થઈ, પોતાનું સહજ ધૈર્ય ત્યજી, પૃથ્વીએ પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કર્યું, અને મને આવો ઉત્તર આપ્યો:-"હે દેવગંધર્વ! હે સંગ્રામમાં અને કલહમાં પ્રીતિ ધરાવનારા! આવું વચન તારે બોલવું ઉચિત નથી.[૫૨-૫૩] ખરી રીતે હું ધન્ય નથી તેમ આશ્ચર્યકર પણ નથી; કારણ મારું ધૈર્ય પરકીય એટલે પારકાની પાસેથી પ્રાપ્ત થયલું છે. હે દ્વિજશ્રેષ્ઠ! ખરી રીતે તો આ શ્રેષ્ઠ પર્વતોને ધન્ય છે, કારણ તેઓ મારા જેવીને ધારણ કરે છે.[૫૪] તેઓ જ લોકના ટકાવના હેતુ(કારણ) હોવાથી ખરેખર આશ્ચર્યકર છે."

પૃથિવીનું આવું વચન સાંભળી, હું પર્વતોની પાસે ગયો,[૫૫] અને તેમને મેં આમ કહ્યું:-"હે ભૂધરો! (પૃથ્વીને ટકાવનારા) તમે ખરેખર ધન્ય છો. તમે બહુ જ આશ્ચર્યકર દીસો છો. કાંચન, સર્વોત્તમ રત્ન અને વિશેષે કરીને વિવિધ ધાતુઓને તમે ધારણ કરો છો;[૫૬] તેથી તમે સર્વે સમસ્ત ભૂલોકમાં ખરેખરા શાશ્વત આકર (ખાણ) કહેવાઓ છો."

એટલે મારું આવું વચન સાંભળી, વનોથી શોભતા અને સ્થાવર પદાર્થોમાં શ્રેષ્ઠ પર્વતોએ મને આવી સાંત્વન કરનારી વાણીથી કહ્યું:-"હે બ્રહ્મર્ષિ! અમે જ કાંઈ ધન્ય ખરેખર નથી, તેમ અમારામાં કંઈ પણ એવું આશ્ચર્યકર તત્ત્વ નથી. ખરા તો પ્રજાપતિ બ્રહ્મા ધન્ય છે અને સર્વે સુરોમાં પણ તેઓ સર્વથી વિશેષ આશ્ચર્યકર છે."[૫૭-૫૮]

પર્વતોનો આવો ઉત્તર સાંભળી, 'આવી વચનપરંપરાની સમાપ્તિ હવે તો આવશે,' એમ વિચારતો હું, સર્વ લોકના ઉત્પત્તિના કારણભૂત, અવિનાશી, ચતુર્મુખ દેવ, પિતામહ બ્રહ્માની સમીપ ગયો.[૫૯] અને મને મળેલા ઉત્તરોની પરંપરાની સમાપ્તિની આકાંક્ષા સાથે કમલયોનિ બ્રહ્મદેવને મસ્તક નીચું નમાવી, પ્રણામ કરી, મેં આમ સ્તુતિ કરી:-"હે જગતના ગુરુ ભગવન્! સમગ્ર વિશ્વમાં તમે એકલા જ ખરેખર ધન્ય છો તેમ જ આશ્ચર્યકર પણ છો.[૬૦-૬૧] આપના સમાન અન્ય કોઈ ભૂત(પ્રાણી) ધન્ય હોય, એમ હું જોતો નથી. તમારાથી જ આ સર્વ સ્થાવર અને જંગમ સૃષ્ટિ ઉત્પન્ન થયલી છે.[૬૨] હે દેવદેવેશ! દેવ, દાનવ, મર્ત્ય આદિ સર્વે લોક, ઇન્દ્રિયધારી સર્વ ભૂત માત્ર અને આ દૃશ્ય તેમ જ અદૃશ્ય સમસ્ત જગત્ તમારાથી જ ઉત્પન્ન થયલાં છે, એમ હું જોઉં છું.[૬૩] એથી જ ખરેખર તમે દેવોના સનાતન દેવદેવ છો, કારણ કે તેઓમાં લોકોનું ઉત્પત્તિકારણ(સ્રષ્ટા) આપ જ છો, અને તેથી આશ્ચર્યકર છો."[૬૪]

એટલે લોકપિતામહ, ભગવાન્ બ્રહ્માએ મને આ વચન કહ્યું:-"હે નારદ! તું મારી, 'ધન્ય અને આશ્ચર્યકર' એવાં વચનથી યુક્ત સ્તુતિ કેમ કરે છે?[૬૫]

ખરા પરમ આશ્ચર્યકર તો વેદો છે. હે નારદ! ખરેખર વેદો ધન્ય છે; કારણ તેઓ આ સર્વ લોકને સત્યના નિર્દેશથી ધારણ કરે છે; સર્વ તત્ત્વોનું રહસ્ય વેદ દર્શાવે છે.[૬૬] ઋક, સામ અને યજુર્વેદનાં સત્યો અને અથર્વ વેદમાં જે મત દર્શાવેલો તે મતમય જ હું છું, એ તારે જાણવું. એ વેદો મને ધારણ કરે છે, તેમ હું પણ તેઓને ધારણ કરું છું."[૬૭]

સ્વયંભૂ પરમેષ્ઠી બ્રહ્માનાં આવાં વચનથી પ્રેરાઈ, મેં મારી મતિના વિસ્તાર પ્રમાણે મંત્રો વડે વેદોનાં ઉપસ્થાન કરવા માંડ્યાં.[૬૮] સ્વયંભૂ બ્રહ્માના વચનથી પ્રેરાઈને મેં વેદનું ઉપસ્થાન કર્યું, અને મંત્રો અને પ્રવચન(બ્રાહ્મણ)થી યુક્ત સ્તુતિ કરી, ચારે વેદોને મેં આ વચન કહ્યું:-[૬૯] "હે વેદો! તમે ધન્ય છો. તમે પુણ્યશીલ, નિત્ય અને આશ્ચર્યથી વિભૂષિત છો. પ્રજાપતિ બ્રહ્મા કહે છે, કે વિપ્રોના તમે જ આધારભૂત છો.[૭૦] સ્વયંભૂ બ્રહ્માથી પણ તમે પર(શ્રેષ્ઠ) છો. (તેમની પાસેથી આ પ્રશ્નના સમાધાન અર્થે હું તમારી સમીપ આવેલો છું.) મારી પ્રશ્નોત્તર પરંપરાને અંતે તમારી ધન્યતા અને આશ્ચર્યમત્તામાં મારી નિષ્ઠા કરી છે. શ્રુતિઓના અથવા તો તપના યોગથી પ્રાપ્ત થનારુ અન્ય કંઈ પણ ફલ તમારાથી વિશેષ શ્રેષ્ઠ નથી. આથી જ અહીં તમને મે આ પ્રશ્ન કર્યો છે."[૭૧]

મેં આમ કહ્યું, એટલે મારી સમીપ ઉભા રહી વેદોએ મને આવું સામું વચન કહ્યું.-"પરમાત્મપરાયણ યજ્ઞો ખરેખર આશ્ચર્યકર અને ધન્ય છે. પ્રજાપતિ બ્રહ્માએ યજ્ઞોને અર્થે જ અમને સરજ્યા છે, અને તેથી જ હે નારદ! યજ્ઞ અમારાથી શ્રેષ્ઠ છે, અને અમે સ્વવશવર્તી અવસ્થિતિવાળા નથી."[૭૨-૭૩]

'સ્વયંભૂ બ્રહ્માથી શ્રેષ્ઠ વેદો છે અને વેદોથી શ્રેષ્ઠ યજ્ઞો છે,' એવું વચન વેદોના મુખથી જ સાંભળી; મેં ગંભીર વચનોથી* યજ્ઞોની સ્તુતિ કરી અને તેમને આ વચન કહ્યું:-[૭૪] "હે યજ્ઞો! તમારામાં વિશ્વનું પરમ તેજ સંનિષ્ઠ છે, એમ જણાય છે. બ્રહ્માએ આવું વચન કહેલું છે તેમ જ વેદોએ પણ એમ જ જણાવેલું છે.[૭૫] તમારા કરતાં આલોકમાં અન્ય કોઈ વિશેષ આશ્ચર્યકર પ્રાપ્ત થતું નથી, એમ જણાય છે, માટે ખરેખર તમે ધન્ય છો; કારણ તમે બ્રાહ્મણોના સ્વવંશજ છો.[૭૬] તમારા દ્વારા જ ખરેખર અગ્નિઓને તૃપ્તિ પમાડાય છે; તમને અર્પેલા યજ્ઞભાગો વડે જ સર્વ ત્રિદશો, દેવો, અને એ ક્રિયા વેળા ઉચ્ચારાયલા મંત્રોવડે સર્વે મહર્ષિઓ તૃપ્ત થાય છે."[૭૭]

મેં આવું વચન કહ્યું, એટલે અગ્નિષ્ટોમ આદિ મૂળ અને ધ્વજા સાથે પ્રકટ થયલા સર્વે યજ્ઞોએ મને આવો સામો ઉત્તર વાળ્યોઃ-[૭૮] "હે મુનિ! અમારા સંબંધમાં 'આશ્ચર્યકર' શબ્દ તેમ જ 'ધન્ય' શબ્દ પણ યોગ્ય નથી; કારણ અમારાથી પરમ આશ્ચર્યકર તો વિષ્ણુ છે. કારણ એ જ વિષ્ણુ અમારા શ્રેષ્ઠ આશ્રયરૂપ છે.[૭૯] અમારા અગ્નિઓમાં હોમાયલું, જે પવિત્રકર ઘી(હુતદ્રવ્ય) અમે આરોગીએ છીએ તે સર્વે લોકના મૂર્તસ્વરૂપ, પુંડરીકાક્ષ વિષ્ણુ અમને આપે છે.[૮૦] (લાલકમલના જેવી સુંદર આંખોવાળા, મહાબાહુ વિષ્ણુ જેમ પોતાની પ્રિયા લક્ષ્મીની સાથે સંયુક્ત હોતાં શ્રેષ્ઠ છે, તેમ અમે યજ્ઞો દક્ષિણાઓથી સંયુક્ત હોઇને મહાન્ છીએ† )"

તે પછી (આવું યજ્ઞોનું વિષ્ણુની પરમ મહત્તા સૂચવનારું વચન સાંભળી, તેમની પાસેથી પરભાર્યો જ) હું વિષ્ણુની ગતિ જાણવાની ઇચ્છાથી અહીં ભૂમિ ઉપર ઉતરી આવ્યો; અને હે નૃપવરો! તમારાથી વિંટળાયલા (વિષ્ણુ સ્વરૂપ) કૃષ્ણને મેં જોયા.[૮૧] અને મેં તેમને ઉદ્દેશીને મારો પ્રશ્ન કર્યો:-"હે જનાર્દન! (સર્વમાં) તમે જ આશ્ચર્યકર છો. અહીંઆં રાજાઓની મધ્યે વિરાજતા તમે ખરેખર ધન્ય છો."[૮૨] ત્યારે તેમણે મને મારા પ્રશ્નનો આજે આ વાકયથી ઉત્તર આપ્યો:-"હું ધન્ય છું ખરો, પણ તે દક્ષિણાઓને લીધે જ." તેમના આ ઉત્તરરૂપ વચનની સાથે જ મારો પ્રશ્ન સમાપ્ત થયો (અર્થાત્ મારી પૃચ્છાનું ખરું સમાધાન મને મળી ગયું).[૮૩] કારણ સર્વે યજ્ઞોના આશ્રય વિષ્ણુ છે, અને વિષ્ણુ દક્ષિણાઓ વડે સર્વેમાં આશ્ચર્યકર છે. આથી 'દક્ષિણાઓ વડે' એવા તેમના સંક્ષિપ્ત ઉત્તરવાકયની સાથે મારા પ્રશ્નની સમાપ્તિ થઈ.[૮૪] આ પ્રશ્નને અર્થે કાચબાથી આરંભીને તેમના ઉત્તરોરૂપી અનેક પરંપરાઓ વટાવીને ઉત્સુકતાથી હું અહીં આવ્યો, અને 'દક્ષિણાઓથી યુક્ત' આ પુરુષમાં જ મારા પ્રશ્નનો નિર્ણય મને પ્રતિપાદન થયલો લાગ્યો.[૮૫] તેમના એ શબ્દોથી મારા પ્રશ્નવચનનું સમાધાન થયું, અને 'યજ્ઞોનો આશ્રય વિષ્ણુ છે અને દક્ષિણાથી યુક્ત વિષ્ણુ સર્વમાં આશ્ચર્યકર છે' એ નિર્ણય તમે મને જે પ્રશ્ન પૂછો છો તેના ઉત્તરમાં આ પ્રમાણે વિસ્તારપૂર્વક મેં જણાવ્યો છે. તમને કહેવા યોગ્ય જે હતું તે સર્વ મેં કહેલું હોવાથી હવે હું મારા ઇષ્ટ પ્રદેશમાં જઇશ.[૮૬-૮૭]

આમ કહીને નારદ મુનિ ત્યાંથી સ્વર્ગમાં ગયા. તે પછી એ સર્વે પૃથિવીપતિઓ વિસ્મય પામતા પોતપોતાનાં સૈન્યો અને વાહનો સાથે પોતપોતાના રાજ્ય-

* કાશીની, બંગાળાની તથા મન્મથનાથ દત્તની પ્રતમાં ગૃહસ્થાગ્નિપુરસ્કૃતાન્ ગાર્હસ્થ્ય અગ્નિ જેમાં મુખ્ય પ્રમુખ છે, એવા યજ્ઞનો એ પાઠ છે. † આ શ્લોક એકલી મન્મથનાથ દત્તની પ્રતમાં જ છે. અન્ય પ્રતિઓમાં નથી.

પ્રદેશોમાં ચાલ્યા ગયા.૯૮ અને પાવકની ઉપમાને યોગ્ય યાદવો સાથે જનાર્દન વીર યદુનંદને પણ પોતાના ભવનમાં પ્રવેશ કર્યો.૯૯

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे "धन्योपाख्यान–कृष्णनी श्रेष्ठतानुं संकीर्तन" ए नामनो अध्याय ११० मो संपूर्ण

## અધ્યાય ૧૧૧ મો

### કૃષ્ણના વિશેષ માહાત્મ્યનું વર્ણન

जनमेजय उवाच—

भूय एव महाबाहोः कृष्णस्य जगतां पतेः ।
माहात्म्यं श्रोतुमिच्छामि परमं द्विजसत्तम ॥ १ ॥

જનમેજય પૂછે છેઃ-હે દ્વિજમાં શ્રેષ્ઠ વૈશંપાયન! જગતના પતિ, મહાબાહુ કૃષ્ણનું પરમ માહાત્મ્ય આથી પણ વિશેષ અંશમાં સાંભળવાની મને પુનઃ ઇચ્છા થઈ છે.૧ બુદ્ધિમાન્, પુરાણા, મહાત્મા કૃષ્ણનાં કર્મોનું અનુસંધાન (પરંપરાગત ઇતિહાસ) અનેક વાર સાંભળતાં છતાં મને પૂરતી તૃપ્તિ થતી જ નથી.૨

વૈશંપાયન કહે છેઃ-હે રાજન્! ગોવિંદના પ્રભાવનું વર્ણન કરતાં સો વર્ષ વીતી જાય તેમ છતાં પણ તે સંપૂર્ણપણે કહેવું એ શકય નથી. પરંતુ હે મહારાજ! તે સાંભળવાની તારી ઇચ્છા જ છે, તો તેમાંનું આ એક અદ્ભુત ચરિત્ર તું સાંભળ.૩ હે મહારાજ કુરુવંશજ! શરશય્યા ઉપર પોઢેલા ભીષ્મપિતામહની પ્રેરણાથી ગાંડીવ ધનુષ્યને ધારણ કરનારા અર્જુને રાજાઓની મધ્યે બેઠેલા, પોતાના જ્યેષ્ઠ ભાઈ, જિતશત્રુ યુધિષ્ઠિરને કૃષ્ણનું આ જે માહાત્મ્ય કહ્યું હતું, તે તું સાંભળ.૪–૫

અર્જુન કહે છેઃ-હે જ્યેષ્ઠ ભ્રાતા યુધિષ્ઠિર! પૂર્વે સંબંધી જનોને ભેટવાને માટે હું દ્વારકા ગયો હતો, ત્યારે વૃષ્ણિ અને અંધકોના ઉત્તમ વંશોના સત્કારને લીધે હું ત્યાં થોડો સમય વિશેષ રહ્યો હતો.૬ તેના અંતરાલમાં એક સમયે ધર્માત્મા, મહાબાહુ મધુસૂદને શાસ્ત્રોપદિષ્ટ કર્મ અનુસાર એક આખા દિવસ પર્યંત ચાલનારા સોમયાગની દીક્ષા લીધી હતી.૭ આવી દીક્ષા લઈને કૃષ્ણ બેઠા હતા એટલામાં એક દ્વિજશ્રેષ્ઠ તેમની સમીપ આવ્યો, અને "મારું રક્ષણ કરો, રક્ષણ કરો," એમ કહેતાં આવી વિનતિ કરીઃ-૮

બ્રાહ્મણે કહ્યુંઃ-"હે વિભુ! મને રક્ષણ આપવાનો અધિકાર તમારો છે, માટે હે પ્રભુ! મારું રક્ષણ કરો. ધર્મનું રક્ષણ કરનારને, તેના ફલનો ચોથો ભાગ મળે છે."૯

એટલે વાસુદેવ બોલે છેઃ-"હે દ્વિજશ્રેષ્ઠ! તારે લેશ પણ ભય ધરવો નહીં. તને ક્યાંથી ભય પ્રાપ્ત થયો છે? હું તારું રક્ષણ કરવા તત્પર છું. માટે જો તે મહાકષ્ટે પણ સધાય એવું હોય તોપણ મને તે તત્ત્વ સાથે કહે. તારું કલ્યાણ થશે."૧૦

ત્યારે બ્રાહ્મણે ઉત્તર આપ્યોઃ-"હે મહાબાહુ! હે નિષ્પાપ! મારો દરેક પુત્ર જન્મ્યો ન જન્મ્યો કે તરત જ તેનું હરણ થાય છે. આ પ્રમાણે મારા ત્રણેય પુત્રોનું હરણ થયું છે. હવે ચોથો પુત્ર અવતરવાનો સમય નિકટ આવ્યો છે; માટે હે કૃષ્ણ! તમારે તેનું રક્ષણ કરવું જોઈએ.૧૧ આજે મારી બ્રાહ્મણીને પ્રસૂતિનો સમય છે, એટલે તેના પ્રસૂતિગૃહ આગળ રક્ષાનાં સાધન તમારે મૂકી દેવાં જોઇએ. અને હે જનાર્દન! પાછી મારી આ સંતતિ પણ હરાઈ ન જાય, એવી તમારે યોજના કરવી જોઇએ."૧૨

અર્જુન કહે છેઃ-તેની આ વિનતિ સાંભળી ગોવિંદે મને કહ્યું, કે મેં તો સોમયાગની દીક્ષા લીધેલી છે. પરંતુ આપણે ગમે તે અવસ્થામાં હોઇએ છતાં સર્વે અવસ્થામાં બ્રાહ્મણની રક્ષા તો અવશ્ય કરવી જ જોઇએ.૧૩

હે નરાધિપતિ યુધિષ્ઠિર! કૃષ્ણનું આવું વચન સાંભળી, મેં તેમને કહ્યું, 'કે ત્યારે હે ગોવિંદ! તેના રક્ષણના કાર્યમાં મારી યોજના કરો. હું તે ભયમાંથી આ દ્વિજનું રક્ષણ કરીશ.'૧૪ મેં આમ કહ્યું, એટલે જનાર્દને કિંચિત્ હાસ્ય કરી, મને સામું પૂછ્યું કે, "શું તું એનું રક્ષણ કરી શકીશ?" હે નરાધિપતિ! તેમનાં આવાં કથનથી હું તો શરમાઈ જ ગયો.૧૫ મને આમ શરમાતો જોઈ, જનાર્દને પુનઃ કહ્યું કે, "જો તારાથી તેનું રક્ષણ કરી શકાય એમ હોય, તો હે કૌરવશ્રેષ્ઠ! તું ભલે તેની સાથે જા. મહાબાહુ બલરામ અને મહા બલવાન્ પ્રદ્યુમ્ન સિવાય સર્વે મહારથી વૃષ્ણિઓ અને અંધકો તારા મુખીપણા હેઠળ તેનું રક્ષણ કરવાને તારી સાથે આવશે."૧૬–૧૭

તે પછી મહાન્ વૃષ્ણિના સૈન્યથી વિંટળાઈ, એ બ્રાહ્મણને આગળ કરી, મેં તેના ગૃહ તરફ પ્રયાણ કર્યું.૧૮

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे "कृष्णना विशेष माहात्म्यनुं वर्णन" ए नामनो अध्याय १११ मो संपूर्ण

## અધ્યાય ૧૧૨ મો

### બ્રાહ્મણના પુત્રનું હરણ અને અર્જુનને આશ્વાસન

अर्जुन उवाच—

मुहूर्तेन वयं ग्रामं तं प्राप्य भरतर्षभ ।
विश्रांतवाहनाः सर्वे निवासायोपसंस्थिताः ॥१॥

અર્જુન કહે છે:—હે ભરતશ્રેષ્ઠ ! એક મુહૂર્તમાં અમે એ બ્રાહ્મણને ગામ પહોંચ્યા. ત્યાં આગળ સર્વ વાહનોને શ્રમથી રત કીધાં અને અમે અમારા નિવાસ(છાવણી)ની પેરવી કરવા તત્પર થયા.[૧] પછી હે કુરુનંદન ! ચારે કોર મોટા વૃષ્ણિસૈન્યથી વિંટળાઈ, મેં એ ગામના મધ્ય ભાગમાં પ્રવેશ કર્યો.[૨] પરંતુ તે વળાએ જ જાણે ચારે કોરથી દિશાઓ પ્રદીપ્ત થયલી હોય તેમ તેમાં ઉશ્કેરાયલાં પક્ષીઓ અને પશુઓ ક્રૂર ધ્વનિ કાઢી, પોતપોતાના નાદથી મને ભવિષ્યના ભયનું સૂચન કરાવવા મંડ્યાં.[૩] સર્વત્ર સંધ્યાકાળના સરખો જયાકુસુમનો ધૂસર વર્ણ પ્રસરી રહ્યો, અને ભાનુ કાન્તિથી હીન થયલો જણાયો. વળી તે જ વેળા મહા ઉલ્કાઓના પાત ટપોટપ થવા લાગ્યા અને પૃથિવી પણ ઘણી કંપી ઉઠી.[૪] રોમાંચ ખડાં કરનારા, એ સર્વ મોટા દારુણ ઉત્પાતોનું ઊંડું નિરીક્ષણ મેં કર્યું, અને પછી ઉત્સુક ચિત્તવાળા મે મારા સેનાનીઓને સજ્જ થઈ રહેવાની આજ્ઞા કરી.[૫] એટલે યુયુધાન આદિ સર્વે મહારથી વૃષ્ણિઓ અને અંધકો પોતપોતાના રથ જોડી સજ્જ થયા, અને હું પોતે પણ તે જ પ્રમાણે સજ્જ થઈ ગયો.[૬]

આમ અમે સજ્જ સ્થિતિમાં અડધી રાત્રિ વીતાડી એટલે ભયથી વિકળ થયલો એક બ્રાહ્મણ અમારી પાસે આવ્યો અને તેણે મને આવું વચન કહ્યું:—[૭] "મારી બ્રાહ્મણીને પ્રસવ થવાનો આ સમય હવે થયો છે, તેથી મારી એ સંતતિનું હરણ ન થાય, એમ તમારે સાવધાનતાથી વર્તવું ઘટે છે."[૮] પરંતુ એક મુહૂર્તમાં તો મં એ વિપ્રના ભવનમાંથી "આને કોક હરી જાય છે, આને કોક હરી જાય છે; રક્ષણ કરો, એને પકડો," એવા કરુણ સ્વરે નીકળતા રુદનના ઉદ્‌ગારો સાંભળ્યા.[૯] તે પછી તરત જ મેં પુનઃ આકાશમાંથી તે બાળકનું વચન સાંભળ્યું:—"આ મને કોઈ ઉપાડી જાય છે." તત્ક્ષણ મે આકાશમાં દૃષ્ટિ ફેરવી, પરંતુ તે બાળકને આમ અચાનક ઉપાડી જનાર રાક્ષસોને હું જોઈ શક્યો નહીં.[૧૦] તે પછી સત્વર હે તાત ! અમે ચારે કોર બાણોની વૃષ્ટિઓ વરસાવી અને દિશાઓને રૂંધી લીધી; તેમ છતાં બાળકનું તો હરણ થયું જ.[૧૧] આમ ઘટતી સાવધતા અગાઉથી રાખવા છતાંએ પોતાના કુમારનું હરણ થયું, તેથી બ્રાહ્મણે કરુણ સ્વરે મને અતિશય કઠણ અને તીવ્ર વચનો સંભળાવ્યાં.[૧૨] તેનાં એવાં વચનોથી વૃષ્ણિઓ મનોરથશૂન્ય થયા, અને હું પણ વિવેકશૂન્ય થયો. એ બ્રાહ્મણે વિશેષે કરીને મને આ વચન કહ્યું:—

"કૃષ્ણે કિંચિત્ હાસ્યથી તું મારા પુત્રનું રક્ષણ કરી શકવાનો નથી, એવી શંકા સૂચવી હતી, છતાં તેં કહ્યું (તારા બળના મિથ્યા ગર્વથી ફુલાઇને તેને લેખામાં ન લીધી અને) કે હું એનું રક્ષણ કરી શકીશ; પરંતુ જો, તું મારા પુત્રનું રક્ષણ કરી શક્યો નથી જ, માટે હે દુર્મતિ! તને યોગ્ય છે એવાં જે વચનો હું કહું છું તે તું સાંભળ:[૧૩–૧૪] હે વૃથા અભિમાની અર્જુન! તું અમિત બુદ્ધિવાળા કૃષ્ણની સાથે પરાક્રમમાં મિથ્યા સ્પર્ધા કરે છે. (ક્યાં કૃષ્ણ? અને તું ક્યાં? ક્યાં તેનું અગાધ સામર્થ્ય? અને ક્યાં તારું અલ્પ બળ?) જો અહીં ગોવિંદ પોતે પ્રત્યક્ષ હોત, તો કદીયે આવું અકલ્યાણકારી કાર્ય થાત જ નહીં.[૧૫] હે મૂઢ! ધર્મનું રક્ષણ કરનારને જેમ તેનાં ફલનો ચોથો ભાગ અવશ્ય મળે છે, તેમ તેનું રક્ષણ નહીં કરી શકનારાને તેના પાપનું પણ તેટલું જ માઠું ફલ ભોગવવું પડે છે.[૧૬] 'હું એનું રક્ષણ કરીશ,' એવું વચન કહ્યા છતાં તું તેનું રક્ષણ કરવાને સમર્થ થયો નથી, તેથી તારું આ ગાંડીવ ધનુષ્ય નિષ્ફળ છે, તેમ જ તારુ પરાક્રમ તથા યશ પણ અફલ છે."[૧૭]

બ્રાહ્મણે આવાં કડવાં અનેક વચન કહ્યાં છતાં, તેની સાથે કંઈ પણ બોલ્યા વિના વૃષ્ણિ અને અંધક રાજકુમારોની સાથે હું જ્યાં મહાતેજસ્વી કૃષ્ણ હતા ત્યાં આવવા નીકળ્યો.[૧૮] તે પછી હું દ્વારાવતીમાં મધુ દાનવના સંહારક કૃષ્ણને આવી મળ્યો. ગોવિન્દે મને લજ્જા પામતો તેમ જ શોકથી વિશેષ સંતાપ પામતો જોયો.[૧૯] પેલો બ્રાહ્મણ પણ મને લજ્જા પામતો જોઈ, ઉશ્કેરાઇને કૃષ્ણની સમક્ષ મારી વિશેષ નિંદા કરતાં બોલ્યો કે, "મારી કેટલી બધી મૂઢતા છે તે તો જુઓ કે, (અરેરે! મેં કૃષ્ણની જ સહાયતાનો આગ્રહ ન કીધો અને) મેં મૂર્ખે આ નપુંસકના વચનમાં શ્રદ્ધા રાખી.[૨૦] જ્યાં પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, બલરામ અને કેશવ મારું સંરક્ષણ કરવાને સમર્થ નથી, ત્યાં બીજો કીયો પુરુષ મને રક્ષવાને સમર્થ થાય એમ છે?[૨૧] વૃથા ગર્જના અને ખાલી નાદ કરનારને ધિક્કાર છે. જે મનુષ્ય પોતાના ધનુષ્યની શક્તિની મિથ્યા પ્રશંસા કરે છે તેને પણ ધિક્કાર છે. જે પુરુષને દૈવે તજી દીધેલો છે તે જ મૂર્ખતાભર્યાં નહીં કરવાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે."[૨૨]

* આ વિશમા શ્લોકના બીજા ચરણથી આરંભી શ્લોક ૨૭ માના ત્રીજા ચરણપર્યંત અર્થાત્ આઠ શ્લોકો કાશીની, બંગાળાની તથા મન્મથનાથ દત્તની પ્રતિમાં નથી.

આ પ્રમાણે એ બ્રાહ્મણ મને શાપ આપતો હતો તે સમયે વૈષ્ણવી વિદ્યાનો આશ્રય લઈ, જ્યાં દક્ષિણ દિશામાં વીર ભગવાન્ યમ રહે છે ત્યાં સંયમની પુરીમાં હું ગયો.[૨૩] ત્યાં વિપ્રનો બાલક મને નહીં દેખાયો, એટલે હું ઇન્દ્રની અમરાવતી પુરીમાં ગયો. તે પછી આયુધથી સજ્જ થયલો હું ક્રમે અગ્નિના પ્રદેશમાં અગ્નિકોણમાં, સંહારકશક્તિના પ્રદેશ નૈર્ઋત્ય કોણમાં, પિતૃઓના પ્રદેશમાં, ઇન્દ્રના લોકમાં, કુબેરના પ્રદેશ ઉત્તર દિશામાં અને વરુણના પ્રદેશ પશ્ચિમ દિશામાં, તેમ જ રસાતલ આદિ સાતે પાતાલોમાં અને સ્વર્ગલોક આદિ સર્વે સ્થાનોમાં ફરી વળ્યો. પરંતુ ત્યાં ક્યાંયે પણ એ બ્રાહ્મણનો બાલક મને નહીં જડ્યો; ત્યારે મારી પ્રતિજ્ઞા સત્ય થઈ નહીં અને હવે થવાનીયે નથી, એમ સમજીને અગ્નિમાં પ્રવેશ કરવાનો મેં નિશ્ચય કર્યો. પરંતુ કૃષ્ણ અને પ્રદ્યુમ્ને મને તેમ કરતાં અટકાવ્યો, અને મને કહ્યું કેઃ-"હે વીર! તારે તારા આત્માની આટલી બધી અવજ્ઞા કરવી નહીં જોઇએ. તને અમે બ્રાહ્મણનો પુત્ર બતાવીશું,[૨૪-૨૬] અને માનવો પૃથ્વી ઉપર તારી વિપુલ કીર્તિને પ્રવર્તાવશે."

આ પ્રમાણે મને સ્નેહથી સારાં વચન કહી તથા આશ્વાસન આપી, અને બ્રાહ્મણના મનનું સાંત્વન કરી, માધવે પોતાના સારથી દારુકને આજ્ઞા કરીઃ-"સુગ્રીવ, શૈબ્ય, મેઘપુષ્પ અને બલાહક એ ચાર ઘોડાને મારા રથ સાથે જોડ." પછી બ્રાહ્મણને રથ ઉપર બેસાડી તથા દારુક સારથીને હેઠો ઉતારી શૌરિએ(કૃષ્ણે) મને કહ્યું કે, "હે અર્જુન! તું મારો સારથી થા." તે પછી બ્રાહ્મણ, કૃષ્ણ અને હું એમ ત્રણ જણ રથ ઉપર બેઠા, અને હે કુરુશ્રેષ્ઠ! અમે સૌમ્ય ઉત્તર દિશામાં પરવર્યા.[૨૭-૩૦]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे श्री वासुदेवमाहात्म्यवर्णननो "ब्राह्मणना पुत्रनुं हरण अने अर्जुनने आश्वासन" ए नामनो अध्याय ११२ मो संपूर्ण

## અધ્યાય ૧૧૩ મો

## બ્રાહ્મણના પુત્રની પુનઃ પ્રાપ્તિ

अर्जुन उवाच—

ततः पर्वतजालानि सरितश्च वनानि च ।
अपश्यं समतिक्रम्य सागरं वरुणालयम् ॥ १ ॥

અર્જુન કહે છેઃ-તે પછી અનેક પર્વતોની હારો, અનેક નદીઓ અને અનેક વનો વટાવતા અમે ગયા અને આખરે વરુણના નિવાસસ્થાન સાગર સમીપ રથ હાંકતા અમે આવી પહોંચ્યા.[૧] અમને જોયા એટલે સાક્ષાત્ સમુદ્ર અર્ઘ(પૂજન અર્ચનની સામગ્રી) સાથે જનાર્દનની પાસે આવ્યો અને બે હાથની અંજલિથી પ્રણામ કરી તેમને આમ પૂછ્યુંઃ-[૨] "હે જનાર્દન! કહો, મારે તમારું શું કાર્ય કરવાનું છે?" તેની પૂજાનો સત્કાર કરી જનાર્દને તેને કહ્યું કે, "હે નદીઓના પતિ! તારા પટ ઉપરથી મારા રથને માર્ગ તારે આપવો, એવી મારી ઇચ્છા છે."[૩] ત્યારે સમુદ્રે અંજલિ જોડી ગરુડધ્વજ કૃષ્ણને ઉત્તર આપ્યોઃ-

સમુદ્ર કહે છેઃ-"હે ભગવન્! એટલી કૃપા કરો તો સારું. તમારા જેવાએ એવી ઇચ્છા કરવી નહીં જોઇએ; કારણ કે (આજ તો તમે સર્વ લોકના કલ્યાણકર્તા સર્વસમર્થ છો એટલે એ પ્રમાણે મારી પાસે માર્ગ મૂકાવશો. પરંતુ ભવિષ્યમાં સ્વાર્થથી પ્રેરાયલો અને બલથી અંધ થયલો) અન્ય કોઈ પણ તમારો આવો દાખલો જોઇને મારાપરથી એવી રીતે જવાની ઇચ્છા કરશે.[૪] હે જનાર્દન! પૂર્વે તમે જ પોતે મને આવો અગાધ અને અપાર બનાવેલો છે, અને તે તમે જો મારા ઉપરથી માર્ગ પ્રવર્તાવશો (મને એમ ઉલ્લંઘનને યોગ્ય કરી મારા અપારપણાને નષ્ટ કરશો) તો તે જ માર્ગ ગમનીયતાને(જવાને) યોગ્ય થશે, અને તમારું અનુકરણ કરીને, ગર્વથી મૂઢ થયલા અન્ય રાજાઓ પણ એ જ માર્ગે મારા ઉપરથી જશે. હે ગોવિંદ! આ વાતનો પૂરેપૂરો વિચાર કરીને તમને જેમ યોગ્ય લાગે તેમ આપ વર્તો."[૫-૬]

ત્યારે વાસુદેવ સાગરને કહે છેઃ-"હે સાગર! મારી તેમ જ બ્રાહ્મણની ખાતર તું મારું આ વચન આ વેળા પાળ. મારા સિવાય અન્ય કોઈ પણ મનુષ્ય તારા ઉપરથી આમ સહસા ઉલ્લંઘન કરી શકશે જ નહીં."[૭] એટલે સમુદ્ર તેના પ્રતિઉત્તરમાં બોલ્યો કે, "હે કૃષ્ણ! મને તમારા શાપનો ઘણો જ ભય લાગે છે, માટે તમે કહો છો તેમ હું કરીશ. હું મારા આ માર્ગ ઉપરના જલનું શોષણ કરી લઉં છું, અને હે કેશવ! ધ્વજા તથા સારથી સાથે રથ સહિત તે ઉપરથી તમે સુખેથી વિચરો."[૮-૯]

ત્યારે વાસુદેવ બોલે છેઃ-"હે સાગર! પૂર્વે મેં તને એવું વરદાન આપેલું છે, કે તારા જલનું કદી પણ શોષણ થશે નહીં, તારામાં રહેલાં રત્નોના વિવિધ સંચયો માનવો જાણી શકશે નહીં; માટે હે સાધુ સમુદ્ર! (તારે તારું જલ શોષી લઇને માર્ગ કરવાનો નથી પરંતુ) માત્ર તારા જલને થંભાવ, એટલે હું રથ સાથે તે ઉપર થઇને ચાલ્યો જાઉં, અને કોઈ પણ

મનુષ્ય તારામાં રહેલાં રત્નોનું પ્રમાણુ જાણુવાને સમર્થ થઈ શકશે નહીં."૧૦-૧૧

આ વચન સાંભળી સમુદ્રે "તથાસ્તુ" કહ્યું, અને જળ થંભાવ્યું. પછી તેણે થંભાવેલા, અને મણિરત્નોથી ઝળહળતા જળમાર્ગે ઉપરથી જાણે પૃથ્વી જ હોય તેમ અમે તેની પાર રથ હાંકી ગયા.૧૨ તે પછી સુખેથી અર્ણવની પાર ઉતરી અમે ઉત્તર કુરુ પ્રદેશમાં જઈ પહોંચ્યા, અને તેય વટાવી અમે એક ક્ષણુમાં ખુદ ગંધમાદન પર્વત પણ ઓળંગ્યો.૧૩ એટલે જયંત, વૈજયંત, નીલ, રજત, મહામેરુ, કૈલાસ અને ઈન્દ્રકૂટ એ નામના સાત પર્વતો નાના પ્રકારના વર્ણ અને અદ્ભુત રૂપ ધારણ કરી, કેશવની પાસે યથાવિધિ આવી ઉભા.૧૪-૧૫ તેમણે સમીપ આવી ગોવિંદને પૂછ્યું, કે "અમારે તમારુ શું કાર્ય કરવાનું છે?" ત્યારે નીચા નમી નમસ્કાર કરતા એ પર્વતોનો વિધિપૂર્વક સામો સત્કાર કરી, મધુસૂદને તેમને કહ્યું કે, "મારે આજે તમારી ખીણોમાં થઈને સોંસરા પાર જવું છે, માટે મારા રથને એવો માર્ગ કરી આપો."૧૬-૧૭ કૃષ્ણનું આવું વચન સાંભળી, એ પર્વતોએ તેનો સ્વીકાર કર્યો, અને હે ભરતશ્રેષ્ઠ! તેમણે અમને જવાનો અમારી ઈચ્છા અનુસાર જોઈતો માર્ગ કરી આપ્યો.૧૮ અને તરત જ ત્યાંથી એ સર્વે પર્વતોનાં સ્વરૂપો સત્વર અંતર્હિત થયાં. ખરેખર મને એ વિશેષ આશ્ચર્યકર જણાયું. જેમ મેઘોના સમૂહમાંથી કોઈ પણ નડતર વિના અંશુમાન્(સૂર્ય) પસાર થાય, તે પ્રમાણે અમારો રથ પણ એ પર્વતોના સંગમોમાંથી કાંઈ પણ અડચણુ સડચણુ વિના પૂરપાટ ચાલ્યો ગયો.૧૯

આ પ્રમાણે અમે સાત દ્વીપ, સાત સમુદ્ર, અને સાત પર્વતો ઉપર ફરી વળ્યા, તેમ સાત લોકાલોક પણ જોયા; અને તે સર્વેનેય વટાવીને અમે અતિશય ગાઢ અંધકારમાં પ્રવેશ કર્યો.૨૦ તે પછી અંધકારમાં જતાં જતાં એક સ્થળે ઘોડા મહાકષ્ટથી રથને ખેંચતા હતા, એમ અમને જણાયું. હે નૃપ! તે સ્થળે સ્પર્શ કરતાં અમને એમ જણાયું, કે ત્યાં અંધકારનો ગાઢ ચીખલ બાઝી ગયો હતો.૨૧ છતાં ક્રમે ક્રમે ચાલતાં જ્યારે અંધકારનો કઠણુ પર્વત જ સામો આવ્યો, ત્યારે હે મહારાજ! ઘોડાઓ ગતિરહિત થયા અને નિશ્ચલ ઉભા રહ્યા.૨૨ એટલે ચક્રથી ગોવિંદે એ અંધકારમય પર્વતને ભેદ્યો અને રથને જવાને માટે આકાશ જણાય એવો ઉઘાડો ઉત્તમ માર્ગ કરી દીધો.૨૩ એ અંધકારમય પર્વતમાંથી અમે બહાર નીકળ્યા અને આકાશનું દર્શન અમને થયું, ત્યારે "હું જીવતો રહીશ," એવું ચેતન મને આવ્યું અને મારો સઘળો ભય પણ જતો રહ્યો. ૨૪

ત્યાંથી અમે આગળ ચાલ્યા એટલામાં આકાશમાં પ્રજ્વલતા તેજનો અંબાર સામો દેખાયો. તે અંબાર સર્વે લોકમાં પ્રવેશ કરતા પુરુષનો દેહ ધારણ કરી રહ્યો હતો.૨૫ તે જ ક્ષણે હૃષીકેશ એ પ્રદીપ્ત તેજઃપુંજમાં એકાએક પેઠા, અને હું અને એ ઉત્તમ બ્રાહ્મણ તો રથ ઉપર જ બેસી રહ્યા.૨૬ તે પછી એક મુહૂર્ત માત્રમાં પ્રભુ જનાર્દન બ્રાહ્મણુના ચાર પુત્રોને સાથે લઈ એ તેજના અંબારમાંથી બહાર નીકળ્યા,૨૭ અને તેમણે એ સર્વે પુત્રો પેલા બ્રાહ્મણુને સ્વાધીન કર્યા; તેમાંના ત્રણુ પહેલાં હરાઈ ગયા હતા તે હતા, અને ચોથો પ્રસ્તુત પ્રસંગે જ જન્મ્યો હતો તે હતો.૨૮ હે પ્રભુ! પોતાના પુત્રોનું પુનઃ દર્શન થવાથી બ્રાહ્મણ વિશેષ હર્ષ પામ્યો, અને હું પણ (તેના રક્ષણુના અસામર્થ્યના આળમાંથી મુક્ત થવાથી) પરમ પ્રસન્ન થયો તેમ જ તેની પ્રાપ્તિની અદ્ભુત ઘટનાથી વિસ્મિત પામ્યો.૨૯

હે ભરતશ્રેષ્ઠ! તે પછી અમે તથા બ્રાહ્મણોના સર્વે પુત્રો જે માર્ગે તે સ્થળે આવ્યા હતા તે જ માર્ગ ક્રમે ક્રમે વટાવતા પાછા વળ્યા.૩૦ હે નૃપશ્રેષ્ઠ! ત્યાંથી એક ક્ષણુમાં અમે દ્વારકા આવી પહોંચ્યા. આ કામ સાધતાં અમને પૂરો એક અર્ધો દિવસ પણુ થયો ન હતો, તેથી હું તો પુનઃ પુનઃ વિસ્મય જ પામવા લાગ્યો.૩૧ તે પછી મહાયશસ્વી કૃષ્ણે બ્રાહ્મણને પુત્રો સાથે ભોજન કરાવ્યું તથા તેની ઉપર અખૂટ ધનની વૃષ્ટિ વરસાવી અને તેને ઘેર મોકલી દીધો.૩૨

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे वासुदेवमाहात्म्यवर्णनमां "ब्राह्मणना पुत्रनी पुनः प्राप्ति" ए नामनो अध्याय ११३ मो संपूर्ण

## અધ્યાય ૧૧૪ મો

### વિશ્વતત્ત્વના રહસ્યનો ભેદ અને કૃષ્ણ-અર્જુન-સંવાદ

अर्जुन उवाच—

ततः कृष्णो भोजयित्वा शतानि सुबहूनि च ।
विप्राणां ऋषिकल्पानां कृतकृत्योऽभवत्तदा ॥ १ ॥

અર્જુન કહે છેઃ-તે પછી અનેક સેંકડો ઋષિતુલ્ય વિપ્રોને ભોજન કરાવી, કૃષ્ણ કૃતકૃત્ય થયા.૧ હે ભારત! સર્વ પ્રકારે ભોજનપાન કરાવ્યા પછી તેમણે વૃષ્ણિઓ, ભોજવંશીઓ અને મારી સાથે અનેક વિચિત્ર અને દિવ્ય વાર્તાલાપો કર્યા.૨ તેમના એ વાર્તાલાપો પૂરા થતાં હું જનાર્દનની સમીપ ગયો, અને પૂર્વેના (આગલા પ્રકરણના) પ્રવાસમાં જે કંઈ અદ્ભુત ઘટના બની હતી તથા જે કાંઈ મેં જોયું હતું તે સંબંધી કૃષ્ણને

મેં આ પ્રશ્ન કર્યો:–[3] "હે કમલલોચન કૃષ્ણ! સમુદ્રે કેમ પોતાના જલને થંભાવ્યું? હે અચ્યુત! શા માટે પર્વતોએ પોતાની ખીણોમાંથી જવાનો સરળ માર્ગ કરી આપ્યો?[4] તમારા ચક્રથી એ ઘોર અંધકારનો પર્વત કેવી રીતે ભેદાઈ ગયો? તેમ તમે કેવી રીતે એ પરમ તેજના અંબારમાં પ્રવેશ કરી શક્યા?[5] અને હે પ્રભુ! કીયા મોટા યક્ષે શા હેતુથી બ્રાહ્મણના એ બાલકોનું હરણ કર્યું હતું? એ લાંબાલાટ માર્ગને તમે કેવી રીતે ટૂંકાવી નાંખ્યો?[6] અને આપણે એટલા થોડા સમયમાં કેવી રીતે ત્યાં ગયા તેમ પાછા આવી શક્યા? હે કેશવ! આ સર્વ વૃત્તાંત જેવી રીતે બન્યું હોય તે રીતે મને કહો."[7]

એટલે વાસુદેવ કહે છે:–એ બ્રાહ્મણના પુત્રોને પાછા લઈ જવાને અર્થે કૃષ્ણ અહીં મારી પાસે આવશે, પણ અન્યથા તે આવે એમ નથી જ, એવા વિચારથી મારા દર્શનને અર્થે જ એ મહાત્મા યક્ષોએ બાલકોનું હરણ કર્યું હતું.[8] તેં ત્યાં જે દિવ્ય બ્રહ્મતેજોમય મહાન્ અંબાર જોયો તે હે ભરતશ્રેષ્ઠ! હું પોતે જ હતો; એ મારું સનાતન તેજ છે.[9] એ મારી સર્વથી શ્રેષ્ઠ અપરા વ્યક્ત તેમ જ અવ્યક્ત, સનાતની પ્રકૃતિ છે. તે પ્રકૃતિમાં પ્રવેશ કરતાં જ યોગતત્ત્વના જ્ઞાતાઓમાં ઉત્તમ એવા યોગીઓ આ સંસારના બંધનથી મુક્ત થાય છે.*[10] હે પાર્થ! એ જ પ્રકૃતિ સાંખ્યમતાનુયાયી તપસ્વીઓ (અર્થાત્ જ્ઞાનીઓ) તેમ જ યોગમતાનુયાયીઓ-(યોગીઓ)ની પરમ ગતિ(લક્ષ્યસ્થાન) છે. એ જ પરમ પદ બ્રહ્મ છે, અને એ જ જગતના સર્વ ચિદ્ અને જડ અંશોનો વિવેક(પૃથક્કરણ) કરે છે.[11] હે ભારત! તેં ત્યાં જે ઘન તેજ:પુંજ જોયો તે હું જ હતો, એ રહસ્ય તારે જાણવું ઘટે છે. જલને થંભાવનાર સમુદ્ર પણ હું જ હતો અને મેં જ એ જલને થંભાવ્યું હતું.[12] જે વિવિધ સાત પર્વતો તેં જોયા તે પણ હું જ હતો; જે અંધકારનો ચીખલ તેં જોયો તે પણ હું જ હતો.[13] એ ગાઢ અંધકારનું સ્વરૂપ મેં જ લીધું હતું, અને તેને વિદારનારો પણ હું જ હતો. હું જ સર્વ ભૂતોનો કાલ તેમ જ સનાતન ધર્મ છું.[14] ચન્દ્ર અને આદિત્ય, મહાન્ પર્વતો, નદીઓ, અને સરોવરો એ મારું જ સ્વરૂપ છે. ચારે દિશાઓ એ મારાં ચાર પ્રકારનાં સ્વરૂપ છે.†[15] મારાથી જ ચાતુર્વર્ણ્યનો‡ જન્મ થયો છે, અને ચાર આશ્રમો§ પણ મારાથી જ નિસર્યા છે. આમ સૃષ્ટિના ચાર પ્રકારના સર્વ વિભાગોનો કર્તા હું છું. હે ભારત! આ રહસ્ય તું જાણ."[16]

એટલે અર્જુન વિનતિ કરે છે:–"હે ભગવન્! હે સર્વ ભૂતોના ઈશ! હે પ્રભુ! હું તારા વાસ્તવ સ્વરૂપને યથાર્થ રીતે જાણવા ઇચ્છું છું. હું તને તે વિષે પ્રશ્ન પૂછું છું. હે પુરુષોત્તમ! હું તારે શરણે આવ્યો છું. તને હું નમસ્કાર કરું છું."[17]

ત્યારે વાસુદેવ કહે છે:–"હે ભારત! બ્રહ્મ, બ્રાહ્મણો, તપ અને સત્ય, તેમ જ પ્રત્યેક જે કાંઈ અતિશય ઉગ્ર‖ તથા સર્વથી બૃહત્¶ છે તે સર્વે હે પાંડવ! મારાથી જ ઉદ્‌ભવેલાં છે, એ તું જાણજે. હે મહાબાહુ! હું તને પ્રિય છું તેમ હે ધનંજય! તું પણ મને પ્રિય છે.[18] આથી જ હું તને આ સર્વ રહસ્ય કહું છું, નહીં તો આ વિષે તને કંઈ પણ કહેવાની ઇચ્છા મને થાત જ નહીં. યજુર્વેદના મંત્રો, સામવેદના સામો, ઋગ્વેદની ઋચાઓ અને અથર્વવેદના અથર્વણો, એ હું જ છું.[19] હે ભરતશ્રેષ્ઠ! ઋષિઓ, દેવો, યજ્ઞો એ સર્વે મારું તેજ જ છે. પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ એ પાંચ મહાભૂતો મારી જ પ્રકૃતિ છે.[20] ચંદ્ર અને સૂર્ય, દિવસ અને રાત્રિ, પક્ષ અને માસ, ઋતુઓ અને મુહૂર્તો, કલાઓ, ક્ષણો અને સંવત્સરો, એ સર્વે કાળવિભાગો મારાથી નિસરેલા છે.[21] હે પાર્થ! યજ્ઞાદિ કર્મના વિવિધ મંત્રો તેમ જ જે કોઈ શાસ્ત્રો તથા વિદ્યાઓ છે તે સર્વનો તથા જીવોએ જાણવા યોગ્ય જે કાંઈ તત્ત્વ છે તે સર્વનો મારાથી જ ઉદ્‌ભવ થાય છે.[22] હે કુંતીપુત્ર! વિશ્વની ઉત્પત્તિ તેમ જ પ્રલય એ મારું જ સ્વરૂપ છે, એમ તું જાણ. હે ભારત! સત્(કાર્ય) અને અસત્ (કારણ) એ મારો જ આત્મા

---

* આ તેમ જ પછીના શ્લોકનું તાત્પર્ય આ પ્રમાણે છે:–શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે, સર્વ લોકમાં વ્યાપેલો જે તેજ:પુંજ તેં ત્યાં જોયો હતો તે મારી પ્રકૃતિ છે અને તે જ મહત્તત્ત્વ છે. તે અહંકાર આદિ તન્માત્રાથી પર, શ્રેષ્ઠ ને જ્યેષ્ઠ છે. જગદ્રૂપી દૃશ્ય અંશાવડે એ પ્રકૃતિ વ્યક્ત છે, ત્યારે પરમાત્મા રૂપે અવ્યક્ત છે. તેના અવ્યક્ત સ્વરૂપમાં જગતના ચિત્ અને જડ અંશોનો વિવેક કરનાર સત્પુરુષ અંતરાત્મદૃષ્ટિથી પ્રવેશ કરે છે અર્થાત્ તેનો અનુભવ કરી શકે છે, અને ત્યારે તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. આવો આત્મસાક્ષાત્કાર એ જ મુક્તિનું સાધન છે, અર્થાત્ જગતના ચિદ્ અને જડ અંશોનો વિવેક કરનાર, અને એ રીતે પરમ તત્ત્વનો સાક્ષાત્કાર કરનાર આ તેજોમય પરમ ગતિ (મુક્તિ) પ્રાપ્ત કરી શકે છે.

† આનો આશય આ છે:-ચન્દ્ર અને આદિત્ય એ તેજતત્ત્વ, મહા પર્વતો એ પૃથ્વીતત્ત્વ, નદીઓ અને સરોવરો એ જલતત્ત્વ અને દિશાઓ એ આકાશતત્ત્વ, એમ એ ચારે તત્ત્વો દ્વારા પરમાત્માનો અંશ વહેંચાયલો છે. ‡ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર, એ ચાતુર્વર્ણ્ય કહેવાય છે. § બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત–એ ચાર આશ્રમો. ‖ કર્મબંધવાળા જીવોને નાના પ્રકારના કલેશો કરાવનારાં રુદ્રાદિ સ્વરૂપો.

¶ સં. બૃહ્-ધાતુ ઉપરથી, કલારહિત, અખંડ આનન્દમય, બ્રહ્મતત્ત્વ.

છે. સદસત્ (કાર્યકારણથી જે પર શ્રેષ્ઠ) બ્રહ્મ* છે તે પણ મારું જ સ્વરૂપ છે.[૨૩]

(કથાસંદર્ભ આગળ ચલાવતાં) અર્જુન કહે છેઃ–હે ધર્મરાજ! કૃષ્ણે પ્રસન્ન થઇને તે સમયે મને આ રહસ્ય કહ્યું હતું, અને ત્યારથી તે અનુસાર જ મારું મન નિત્ય જનાર્દનમાં જ રમમાણ કરી રહેલું છે.[૨૪] હે રાજેન્દ્ર! તમે કેશવના માહાત્મ્ય સંબંધી જે પૂછો છો તે માહાત્મ્ય તો મેં જાતે જોયલું છે તેમ જ સાંભળેલું પણ છે. તમે કળી શકો છો તેના કરતાં પણ જનાર્દન અતિ વિશેષ મહાન્ છે, ટુંકમાં તે સર્વથી શ્રેષ્ઠ છે.[૨૫]

વૈશંપાયન કહે છેઃ–આ પ્રમાણે કેશવનું માહાત્મ્ય અર્જુનના મુખથી સાંભળી કૌરવોમાં શ્રેષ્ઠ, ધર્મરાજા, ધર્માત્મા યુધિષ્ઠિરે મનથી પુરુષોમાં ઉત્તમ ગોવિંદની પૂજા કરી.[૨૬] રાજા યુધિષ્ઠિર અને તેમના સર્વે સહોદર ભાઇઓ ભીમ, નકુલ, સહદેવ તથા જે રાજાઓ ત્યાં એકઠા થયા હતા તે સર્વેય કૃષ્ણનું આ માહાત્મ્ય સાંભળી વિસ્મય પામ્યા.[૨૭]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे वासुदेवमाहात्म्य वर्णनमां "विश्वतत्त्वना रहस्यनो भेद अने कृष्ण–अर्जुन–संवाद" ए नामनो अध्याय ११४ मो संपूर्ण

## અધ્યાય ૧૧૫ મો

### શ્રીકૃષ્ણનાં પરાક્રમોની ગણના

जनमेजय उवाच—

भूय एव द्विजश्रेष्ठ यदुसिंहस्य धीमतः ।
कर्माण्यपरिमेयानि श्रोतुमिच्छामि तत्त्वतः ॥ १ ॥

જનમેજય કહે છેઃ–હે દ્વિજોમાં શ્રેષ્ઠ વૈશંપાયન! હું યાદવોમાં શ્રેષ્ઠ, બુદ્ધિમાન્, અમાપ શક્તિવાળા કૃષ્ણનાં અન્ય અદ્ભુત પરાક્રમો સવિસ્તર તત્ત્વપૂર્વક સાંભળવા ઇચ્છું છું.[૧] મહાન્ તેજસ્વી કૃષ્ણનાં નાના પ્રકારનાં અદ્ભુત, અસંખ્ય, દિવ્ય અને સર્વ રીતનાં પ્રાકૃત કર્મો લોકોના સાંભળવામાં આવેલાં છે.[૨] હે પ્રિય મહામુનિ! એ વિવિધ કર્મોનાં વૃત્તાંત સાંભળીને મને પરમ સંતોષ થાય છે છતાં તેટલાથી તૃપ્તિ ન ન થતાં વધુ સાંભળવાની ઉત્કટ ઇચ્છા થાય છે; તેથી હે નિષ્પાપ! હે ભગવન્! મારા જેવા ધ્યાન દઇને એવા વૃત્તાંત સાંભળનાર મુમુક્ષુને એ સર્વે તમે યથાસ્થિત કહો.[૩]

વૈશંપાયન કહે છેઃ–હે રાજન્! મહાત્મા કેશવનાં આશ્ચર્યકારક અનેક પરાક્રમો કહેવાઈ ગયલાં છે, અને હે નૃપ! તેં તે વારંવાર સાંભળેલાં પણ છે. હે મહાબાહુ! હે ભરતશ્રેષ્ઠ! એ મહાત્માનાં સઘળાંયે પરાક્રમો વિસ્તારપૂર્વક સંપૂર્ણ અંશે કહેવાં, એ અશક્ય છે, કારણ એનો અંત આવવો શક્ય નથી. પરંતુ હે ભારત! જો તે સાંભળવાની તારી ઇચ્છા જ છે તો હું તને અવશ્ય માત્ર સંક્ષેપમાં જ એ સર્વ કહી જઇશ.[૪–૫] હે નૃપ! પ્રસિદ્ધ, ઉદાર કર્મ કરનારા, અમાપ પરાક્રમી વિષ્ણુનાં કર્મો પૂર્વાપર ક્રમ અનુસાર હું કહું છું તે તું એક ચિત્તથી સાંભળ.[૬]

બુદ્ધિમાન્ યાદવશ્રેષ્ઠ કૃષ્ણ દ્વારકામાં વસતા હતા તે દરમ્યાન તેણે મુખ્ય મુખ્ય મહાત્મા રાજાઓનાં રાજ્યો ખળભળાવ્યાં.[૭] વળી યાદવોમાં પરસ્પર કલહ કરાવવાનાં છિદ્રો શોધનારા વિચક્ર દાનવને તેણે હણ્યો.† પછી મહાત્મા વિષ્ણુએ પ્રાગજ્યોતિષ્પુર જઈ સમુદ્રની મધ્યે રહેતા દાનવ નરકાસુરને હણ્યો. પછી રણમાં વાસવને જિતી બલાત્કારથી સ્વર્ગમાંથી તેના પારિજાત વૃક્ષને હરણ કરી દ્વારકા આણ્યું.[૮–૯] પછી તેણે લોહિત સરોવરમાં ભગવાન્ વરુણનો સંપૂર્ણપણે પરાજય કર્યો. તેમણે દક્ષિણ પ્રદેશમાં રહેતા કારુષ વંશના દંતવક્ત્ર રાજાને માર્યો.[૧૦] પછી તેણે સો અપરાધોની સંખ્યા સંપૂર્ણ થતાં શિશુપાલને હણ્યો. પછી તે શોણિતપુર ગયા અને બલિના પુત્ર, હજાર હાથવાળા મહાવીર્યશાલી બાણાસુરનું શંકરે રક્ષણ કર્યું હતું, તથાપિ હે મહારાજ! મહાન્ રણસંગ્રામમાં તેને જિત્યો અને કૃપા કરી જીવતો છોડી દીધો.‡[૧૧–૧૨] પછી પ્રજળતા અગ્નિજિતિને મહાત્મા કૃષ્ણે મેરુ પર્વતની મધ્યેથી વિદાય કર્યો. વળી કૃષ્ણે રણસંગ્રામમાં શાલ્વ રાજાને જિત્યો અને સૌભને પણ હણ્યો.[૧૩] વળી સાગરને અતિશય ખળભળાવી પંચજન દાનવને વશ કીધો અને તેનો પાંચજન્ય શંખ પ્રાપ્ત કર્યો. રાજા હયગ્રીવને હણ્યો અને જરાસંધનો વધ (ભીમસેન પાસે) કરાવી તેણે કેદ કરેલા અન્ય સર્વે મહાબલવાન્ રાજાઓને તેના બંધનમાંથી મુક્ત કર્યા. વળી રથના યુદ્ધમાં સ્વયંવરમાં આવેલા અન્ય રાજાઓને જિતી ગાંધાર રાજાની કન્યા ગાંધારીનું હરણ કર્યું.[૧૪–૧૫] તેણે રાજ્યપાટ છીનવી લેવાયાથી, શોકથી પીડાતા પાંચે પાંડવોનું સારી રીતે રક્ષણ કર્યું.

* સત્ અને અસત્ એ દ્વંદ્વથીયે બ્રહ્મ શ્રેષ્ઠ કહેવાય છે. સત્ એ ચિત્નો અંશ છે અને અસત્ એ દૃશ્યનો અંશ છે. અર્થાત્ બ્રહ્મ એ ચિદંશ તેમ જ દૃશ્યાંશથી શ્રેષ્ઠ છે, એટલે નિરંતર શુદ્ધ છે, એમ કહેવાનો અત્રે ભાવાર્થ છે.

† હરિવંશમાં ક્યાંયે આ દાનવના વધનો વૃત્તાંત આપેલો નથી તેમ અન્યત્ર તેનો ઉલ્લેખ પણ કરેલો જણાતો નથી.

‡ આ કથા ઉષાહરણની છે અને તે આ જ ભાગના ૧૧૭–૧૯ મા અધ્યાયમાં વર્ણવેલી છે.

સર્વની સ્તુતિથી સત્કાર પામતા ઇન્દ્રનું ખાંડવ વન પોતાની સમક્ષ પ્રજ્વલાવ્યું.[૧૬] (એથી પ્રસન્ન થયેલા) અગ્નિએ ઉપહાર રૂપે આણેલું ગાંડીવ ધનુષ્ય કૃષ્ણે અર્જુનને અર્પણ કરી દીધું. હે જનમેજય! મહાભારતના ઘોર યુદ્ધના પ્રસંગોમાં તેણે વિષ્ટિ કરીને દૂતનું કામ કર્યું.[૧૭] યાદવોમાં મુખ્ય આ જ યદુનંદન કૃષ્ણે યદુવંશની વિશેષ વૃદ્ધિ કરી. પાંડવોના રક્ષણ સંબંધી તેણે કુંતી સમક્ષ એવી પ્રતિજ્ઞા કરી હતી, કે મહાભારતનું યુદ્ધ પૂરું થતાં હું તને તારા પાંચે પુત્રો પાછા જીવતા સોંપીશ. અને એ પ્રતિજ્ઞા જેણે પાળી પણ હતી તેણે અતિશય ભયંકર શાપમાંથી મહાતેજસ્વી નૃગ રાજાને મુક્ત કર્યો.*[૧૮-૧૯] કાલયવનને નામે જગતમાં અતિ પ્રસિદ્ધ થયેલા યવનરાજને તેણે રણમાં હણ્યો. વળી યુદ્ધમાં મહાકષ્ટે પાછા હઠાવી ન શકાય એવા મૈંદ† અને દ્વિવિદ એ નામના મહાવીર્યશાલી બે વાનરોને જિત્યા અને જાંબુવાન રીંછ રાજાનો પરાજય કર્યો. તેણે સાંદિપની ઋષિના પુત્રને સજીવન કરી આણી આપ્યો તથા તારા પિતા પરીક્ષિત રાજા યમને વશ થયેલા હતા છતાં પોતાના તેજના પ્રભાવથી (ઉત્તરાના ગર્ભસ્થાનનું અશ્વત્થામાના નિંદ્ય અસ્ત્રપ્રહારની સામા સુદર્શન ચક્ર વડે રક્ષણ કરી) તેને જીવતા રાખ્યા. ઉત્તમ નરવરોનું નિકંદન કાઢનારા અનેક ઘોર રણસંગ્રામો ઉપસ્થિત થયા, તેમાં હે જનમેજય! અદ્ભુત વિજયો મેળવી કૃષ્ણે સર્વ રાજાઓને કેવી રીતે હણ્યા, તેનો સર્વ વૃત્તાંત મેં તને પૂર્વે કહેલો જ છે.[૨૦-૨૩]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे वासुदेवमाहात्म्य वर्णनमां "श्री कृष्णनां पराक्रमोनी गणना" ए नामनो अध्याय ११५ मो संपूर्ण

## અધ્યાય ૧૧૬ મો

### ઉષાહરણ—બાણાસુરની યુદ્ધની યાચના

**जनमेजय उवाच—**

भूय एव महाबाहो यदुसिंहस्य धीमतः ।
कर्माण्यपरिमेयानि श्रुतानि द्विजसत्तम ॥ १ ॥

જનમેજય પૂછે છેઃ-"હે દ્વિજોમાં શ્રેષ્ઠ વૈશંપાયન! મેં યાદવોમાં શ્રેષ્ઠ, બુદ્ધિમાન્, મહાબાહુ વાસુદેવ શ્રીકૃષ્ણનાં અમાપ શક્તિવાળાં પરાક્રમો તમારા મુખથી સાંભળ્યાં છે. પરંતુ મહાન્ અસુર બાણાસુરની સાથે કૃષ્ણે મહાન્ યુદ્ધ કર્યું હતું, એમ જે તમે મને પૂર્વે કહ્યું છે તેનો વૃત્તાંત હે તપોધન! વિસ્તારપૂર્વક સાંભળવાની મારી ઇચ્છા છે. એ અસુરે કેવી રીતે દેવોના દેવ મહાદેવનું પુત્રપણું પ્રાપ્ત કર્યું?[૧-૩] હે બ્રહ્મન્! મહાત્મા શંકરે પોતે ગણો અને દેવ સેનાધિપતિ કાર્તિકેયને સાથે લઈ તેનું કેવી રીતે રક્ષણ કર્યું હતું?[૪] બાણ એ બલવાન્ બલિરાયનો પુત્ર હતો, તેના સો પુત્રોમાં તે જ્યેષ્ઠ હતો. સેંકડો દિવ્ય અસ્ત્રો ધારણ

---

* આ કથા મહારામાયણના ઉત્તરકાંડના સર્ગ ૫૩-૫૪માં આપેલી છે. તેમ મહાભારતના અનુશાસન પર્વના અધ્યાય ૭૦ મામાં આ પ્રમાણે વર્ણવેલી છેઃ-વૈવસ્વત મનુના બીજા પુત્ર નૃગના વંશમાં ઓઘરથ રાજાનો પુત્ર નૃગ હતો. તેણે પુષ્કર તીર્થમાં એક કરોડ ગાયનું દાન દીધું. તેમાં એક કાળી ગાય હતી. આ ગાય જે બ્રાહ્મણને તેણે આપી હતી તેને ઘેરથી નાસી નૃગને ત્યાં પાછી આવી. રાજાના જાણ્યામાં તે ન આવ્યું, અને બીજી વખત ગૌદાન કરતાં તેણે એ જ કાળી ગાય બીજા બ્રાહ્મણને દાનમાં દીધી. પહેલા બ્રાહ્મણે પોતાની કાળી ગાય બીજાને ત્યાં ગયલી જોઈ, એટલે પોતાનો હક્ક તે ઉપર કર્યો અને બન્ને વચ્ચે કલહ થયો. નૃગ રાજાએ આ કલહ સમાવવામાં પ્રયત્ન કર્યો પણ બન્ને બ્રાહ્મણો સમજ્યા નહિ. રાજા બીજા પાસેથી ગાય પાછી લઇ પહેલાને આપી શકયો નહિ ત્યારે પહેલા બ્રાહ્મણે તેને શાપ આપ્યો કે તું કાચંડો થઇને અરણ્યમાં અવતરીશ. ત્યારે નૃગે એ શાપની મુક્તિનો માર્ગ પૂછતાં કૃષ્ણના સ્પર્શથી તેમ થવાનું કહ્યું. પછી નૃગે પોતાના પુત્ર વસુને રાજ્યાભિષેક કર્યો અને તે દ્વારાવતીના વનમાં જતાં કાચંડો બન્યો. વનના એક મોટા રાજમાર્ગ ઉપરના કુવામાં તે રહ્યો. એનું કદ એટલું મોટું હતું કે બધું પાણી તેના દેહથી છવાયું અને કોઈ તૃષાતુર મનુષ્યને એ કુવાનું પાણી મળતું બંધ થયું. લોકોએ કાચંડાને બહાર કાઢવા ઘણુંઘણુંએ મથન કીધું. ચર્મવટો તેમ જ અન્ય પકડોથી પણ તે પર્વતાકાર કાચંડો બહાર કાઢી શકયો નહીં. આખરે પ્રવાસીઓએ કૃષ્ણને વિનતિ કીધી અને કૃષ્ણે તેને કાઢયો એટલે તે પાછો નૃગ રાજા થયો અને પોતાનો વૃત્તાંત તેણે કૃષ્ણને કહ્યો.

† આ બે વાનરોની હારનો વૃત્તાંત હરિવંશમા આપેલો નથી પરંતુ શ્રીમદ્ભાગવતના સ્કંધ ૧૦ના અધ્યાય ૬૭ મામાં આમ જણાવેલું છેઃ દ્વિવિદ તથા મૈંદ વાનર હતા, અને તે સુવિખ્યાત સુષેણના પુત્રો હતા. તે વાલીની સ્ત્રી તારાના ભાઈ હતા. તેઓ દીર્ઘ આયુષ્યવાળા હતા. તેઓને નરકાસુર સાથે મિત્રતા હતી કૃષ્ણે તેમના મિત્ર નરકાસુરને હણ્યાનો વૃત્તાંત સાંભળી તેઓ કૃષ્ણ અને બલરામનો અતિશય દ્વેષ કરવા લાગ્યા. તેઓ વારંવાર આનર્ત દેશમાં આવી પુરીઓ, નેસડાઓ અને ઘરોને આગ લગાડવા લાગ્યા તેમ જ મોટા મોટા પથરા નાંખી લોકને કનડવા મંડ્યા. વળી કુલીન સ્ત્રીઓને ભ્રષ્ટ કરવા માંડી તથા ઋષિઓને ત્રાસ દેવા માંડ્યો. આખરે પાપનો ઘડો ભરાતાં એક વખત બલરામ રૈવતક પર્વત ઉપર સ્ત્રીઓ સાથે ગયા હતા ત્યાંથી ન અટકતાં તેઓ ત્યાં જઈ પહોંચ્યા અને તેમણે ભારે ઉપદ્રવ કીધો હતો એટલે તેમાં બલરામે યુદ્ધ કરીને બન્નેને હણ્યા. બલરામ અને કૃષ્ણ એકાંશી હોવાથી તેમના પરાક્રમની કૃષ્ણના પરાક્રમમાં ગણના કરેલી દીસે છે. આ દ્વિવિદ અને મૈંદ રામાવતારના વાંદરા હતા. રામાયણ યુદ્ધકાંડ ૭૬ મા સર્ગમાં તેનાં પરાક્રમો વર્ણવેલાં છે. લોલિંબરાજ વૈદ્યજીવનમાં દ્વિવિદ વાનર વિષે લખે છે કે, તેનું નામ દેવાથી હિમજ્વર જતો રહે છે.

કરી શકે એવા હજાર હાથ તેને હતા.[૫] વળી તે અસંખ્ય, મહા કાયાવાળા, સેંકડો માયાઓને સહી શકનારાં સૈન્યોથી વિંટળાયલો હતો; છતાંયે રણસંગ્રામમાં વાસુદેવે તેને કેવી રીતે હણ્યો?[૬] યુદ્ધને અર્થે તત્પર થયલા ક્રોધી બાણાસુરને તેણે કેમ જીવતો છોડ્યો? એ સર્વ વૃત્તાંત મને હે વૈશંપાયન! સવિસ્તર કહો."[૭]

વૈશંપાયન કહે છેઃ-હે રાજન્! અતિ તેજસ્વી કૃષ્ણને મનુષ્યલોકમાં બાણાસુર સાથે કેવી રીતે મહાન્ રણસંગ્રામ ચાલ્યો હતો? જેના રુદ્ર અને કાર્તિકેય સહાયક હતા, એવા રણસંગ્રામમાં પ્રશંસા પામેલા બલિપુત્ર બાણાસુરને જિતીને કૃષ્ણે કેમ જીવતો છોડી દીધો હતો? મહાત્મા શંકરે કેમ તેને વરદાન આપી, નિત્ય પોતાની સંનિધિમાં રાખી, પોતાનો ગણ બનાવી, અક્ષય કર્યો હતો? કેવી રીતે એ બાણાસુર સાથે કૃષ્ણને યુદ્ધ ચાલ્યું હતું, અને તેને કેમ જીવતો છોડી દેવામાં આવ્યો હતો? દેવોના દેવ મહાદેવનું પુત્રપણું એ અસુરે કેવી રીતે પ્રાપ્ત કર્યું હતું અને કીયા કારણને લઇને તેની અને કૃષ્ણની વચ્ચે એ મહાન્ યુદ્ધ થયું હતું? તે સર્વ વૃત્તાંત તું યથાસ્થિત સાવધાન ચિત્તથી સાંભળ.[૮-૧૧]

એક સમયે શંકરપુત્ર કુમાર, મહાત્મા કાર્તિકેય સ્વામી ક્રીડા કરતા તેનું શરીર જોઈ, મહાવીર્યશાલી, બલિપુત્ર બાણાસુર પરમ વિસ્મય પામ્યો.[૧૨] અને હું પણ મહાદેવના આવો પુત્ર થાઉં, એવી ઇચ્છા તેને થઈ આવી. આથી રુદ્રના આરાધનને અર્થે અતિશય દુષ્કર તપ આદરવાની બુદ્ધિ તેને ઉપજી.[૧૩] તદનન્તર અસુરોમાં ઉત્તમ બાણાસુરે દુષ્કર તપથી પોતાનું શરીર સુકવી નાંખ્યું. (તપ આચરવામાં હું જ પ્રશંસા પાત્ર તપસ્વી છું, એવું અભિમાન તેના ચિત્તમાં જાગ્યું. કેવળ ઐહિક કામનાથી તેણે આ તપ ઉઠાવેલું હોવાથી તેનું અભિમાન ગળી ગયું ન હતું પણ ઉલટું વધ્યું હતું, એટલે તપના યોગ્યથી તેની ઐહિક કામના જ સાધવાની વૃત્તિ વિશેષ સતેજ થઈ હતી.) તેના આ પરમ તપથી ઉમયા સહિત મહાદેવ પરમ સંતુષ્ટ થયા.[૧૪] પછી પરમ પ્રસન્નતાથી નીલકંઠ બાણાસુરની સમીપ ગયા અને તેને આ વચન કહ્યુંઃ-"હે બાણ! તારા મનમાં જે કંઈ ઇચ્છા રમી રહી હોય તેને યોગ્ય તું વરદાન માગ. તારું કલ્યાણ થશે."[૧૫] એટલે બાણાસુરે દેવના દેવ મહેશ્વર પાસે આવા વરદાનની માગણી કરીઃ-"હે મહેશ્વર! દેવી પાર્વતીનો પુત્ર થવાની મારી ઇચ્છા છે. તેથી હે ત્રિલોચન! મને એવું વરદાન આપો."[૧૬] એટલે તેને "તથાસ્તુ" એવું વચન શંકરે કહ્યું અને પછી રુદ્રાણી( પાર્વતી )ને સંબોધીને તે આ વચન બોલ્યાઃ-"હે પાર્વતી! તું આ બાણાસુરનો સ્વીકાર તારા પુત્ર અને કાર્તિકેયના નાના ભાઈ તરીકે કર.[૧૭] રુધિરપુર( વા શોણિતપુર )માં જ્યાં અગ્નિથી ઉત્પન્ન થયલો આપણો પુત્ર મહાસેન ( કાર્તિકેય ) ઉદ્ભવ્યો હતો તે પ્રદેશમાં તેની રાજ્યનગરી સ્થપાશે, એ નિઃસંશય છે.[૧૮] તે નગરી અન્ય નગરીઓમાં ઉત્તમ એવા શોણિતપુરના નામથી જગતમાં વિખ્યાત થશે. મેં રક્ષણ કરેલા આ શ્રીમાન્ બાણાસુરને કોઈ પણ રણમાં હઠાવી શકશે નહીં."[૧૯]

આ પ્રકારનું વરદાન શંકર પાસેથી મેળવી, બાણાસુર શોણિતપુરમાં વસતો હતો. ત્યાં વરદાનના ગર્વથી તે સર્વ દેવતાઓને નિત્ય ખળભળાવવા મંડ્યો અને પૂર્ણ જોશથી રાજ્ય ચલાવવા લાગ્યો.[૨૦] તેમ કરતાં હજાર હાથવાળો બાણાસુર વીર્ય અને મદથી એટલો બધો તો ઉન્મત્ત થઈ ગયો હતો કે, તેણે દેવોની પણ ગણના કરી નહીં અને નિત્ય તેમની સાથે યુદ્ધની આકાંક્ષા કરવા મંડ્યો.[૨૧] કુમાર કાર્તિકેયે પ્રસન્ન થઈને બાણાસુરને અગ્નિતુલ્ય તેજસ્વી ધ્વજા તથા પોતાનું પ્રદીપ્ત તેજસ્વી વાહન મયૂર આપ્યું હતું.[૨૨] દેવના દેવ શંકરના તેજના પ્રભાવથી, નહીં દેવો કે નહીં ગંધર્વો, કે નહીં યક્ષો, કે નહીં પન્નગો પણ યુદ્ધમાં તેની સામે ટક્કર ઝીલવા સમર્થ થઈ શકતા હતા.[૨૩] ધીરે ધીરે મહાદેવના ત્ર્યંબક ધનુષ્યથી સુરક્ષિત થયલો મહાન્ અસુર બાણાસુર ગર્વથી એટલો બધો ઉદ્ધત થઈ ગયો કે, તે યુદ્ધની પુનઃપુનઃ ઇચ્છા કરતો ત્રિશૂલધારી શંકરની સન્મુખ પાછો જઈ પહોંચ્યો.[૨૪] વૃષભધ્વજની પાસે જઈ તેમને પ્રણામ તથા અભિવંદન કરી બલિપુત્ર બાણાસુરે આ વચન પૂછ્યુંઃ-[૨૫]

બાણાસુર પૂછે છેઃ-"હે દેવાતિદેવ! તમારા આશ્રયથી તેમ જ મદ અને બલથી ઉદ્ધત થઈ, મારા સૈન્યની મદદવડે મે દેવો, સાધ્યો અને મરુત્ગણોને અનેક વાર પુરેપુરા જિત્યા.[૨૬] પરંતુ તેના પરિણામે તો તેઓ પરાજયથી ત્રાસ પામવાથી તેમ જ મારો પરાજય કરવામાં નિરાશ થવાથી, તમારા આ દેશમાં આવીને સુખથી વસ્યા છે.[૨૭] સ્વર્ગના પૃષ્ઠ ભાગમાં આવેલા તમારા આ દેશમાં આવી તેઓ સુખથી વસ્યા, એટલે તેમની સાથે યુદ્ધનો પ્રસંગ મેળવવામાં હું ઘણો જ નિરાશ થયો છું. આથી (મારી સાથે યુદ્ધ કરનાર કોઈ ન રહેવાથી) હવે હું આ જીવનની ઇચ્છા રાખતો નથી.[૨૮] જો કોઈ પ્રતિસ્પર્દ્ધિ સાથે યુદ્ધ કરવાનું જ ન હોય તો પછી આ હજાર બાહુ તેમ જ આ બળ પણ ધારણ કરવું, એ વૃથા છે. તેટલા માટે કયી રીતે મને એવો દેવાદિ સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ મળે તે તમે કહો.[૨૯] યુદ્ધ

વિના હે દેવ! મને બીલકુલ ચેન પડતું નથી, તેથી હે દેવ! એટલી મારા ઉપર કૃપા કરો."

તેનું આવું વચન સાંભળી ભગવાન્ વૃષભધ્વજ ઘણું હસ્યા અને પછી તેને આમ કહ્યું:–[30] "હે દાનવ! હવે તારે ક્યારે યુદ્ધ કરવાનો પ્રસંગ આવશે તે તું યથાસ્થિત સાંભળ. હે તાત! જ્યારે તારા રાજ્યનગરમાં યોગ્ય સ્થાને સ્થાપેલી આ તારી ધ્વજા ભાંગી પડશે ત્યારે તારે યુદ્ધનો પ્રસંગ ઉપસ્થિત થશે."[31]

આ પ્રમાણે મહાદેવે તેને કહ્યું એટલે તે આનંદથી બહુ હસ્યો, તેનું મુખ પ્રસન્ન થયું અને તે શંકરને પગે પડ્યો અને બોલ્યો:–"સદ્ભાગ્યે મેં આ હજાર હાથ વૃથા ધારણ કર્યા નથી.[32] આનંદની વાત છે, કે યુદ્ધમાં હું પુનઃ ઇન્દ્ર ઉપર વિજય મેળવીશ." આ પ્રમાણે વારંવાર બોલતો, આનંદનાં આંસુથી પૂર્ણ નેત્રો સહિત, પાંચસો અંજલિથી પ્રણામ કરતો તેને ચરણે પડ્યો.[33]

એટલે ઈશ્વરે તેને આ વચન કહ્યું:–"હે વીર! ઉઠ, ઉઠ. તારા બાહુઓને અને તારા કુલને યોગ્ય અનુપમ મહાન્ યુદ્ધનો પ્રસંગ તને અવશ્ય મળશે જ."[34]

વૈશંપાયન કહે છે:–આ પ્રમાણે મહાત્મા મહાદેવે તેને કહ્યું, એટલે બાણાસુર હર્ષથી સત્વર ઉભો થયો અને વૃષભધ્વજને નમસ્કાર કર્યા.[35] પછી નીલકંઠે તેને વિદાય આપી, એટલે ઇન્દ્રને જિતનારો બાણાસુર જ્યાં પોતાનું મોટું ધ્વજાગૃહ હતું એવા પોતાના નગર શોણિતપુરમાં પાછો આવ્યો.[36] ત્યાં તે રાજગૃહમાં નિરાંતે બેઠો અને પોતાના પ્રધાન કુભાંડને બોલાવ્યો. પછી કિંચિત્ હસી તેને તેણે આમ કહ્યું: "હે કુભાંડ! તારા મનમાં જે વાત વિશેષે રમી રહી છે એના પ્રિય સમાચાર હું તને જણાવીશ."[37] તે સાંભળી કુભાંડ હસ્યો, અને રણમાં અદ્વિતીય બાણાસુરને તેણે આ વચન પૂછ્યું:–

કુભાંડ પૂછે છે:–"હે રાજન્! મને પ્રિય હોય અને મારા મનમાં વિશેષે રમી રહ્યું હોય એવું તે શું કહેવા આપ ઇચ્છો છો?[38] હે દાનવેન્દ્ર! એવા તે હર્ષના શા સમાચાર છે? હે દૈત્યોમાં શ્રેષ્ઠ રાજન્! આપની આંખો અતિશય હર્ષથી વિસ્મયને લીધે પ્રફુલ્લ થઈ છે, અને અતિ આનંદથી આપ બોલો છો. માટે કહો તો ખરા, કે આપને કીયું એવું વરદાન મળ્યું છે? તેનો વૃત્તાંત હું તમારા મુખથી સાંભળવા ઇચ્છું છું.[39] શું નીલકંઠના પ્રસાદથી અને કાર્તિકેયના સંરક્ષણના પ્રભાવથી તમને કોઈ ભારે વરદાન મળ્યું છે? શું ત્રિશૂલધારી શંકરે પ્રસન્ન થઈને આપને ત્રૈલોક્યનું રાજ્ય આપી દીધું છે? શું ઉત્કૃષ્ટ મહાન્ દેવાસુર યુદ્ધમાં ઉભેલા, શાર્ઙ્ગધનુષ્ય અને કૌમોદકી ગદા ધારણ કરનારા વિષ્ણુના ચક્રના ભયથી ત્રાસ પામતા જે દૈત્યો જલમાં નિવાસ કરી રહેલા છે, તેમનું કાંઈ કલ્યાણ થાય એમ છે?[40–41] શું ઇન્દ્ર તમારા ભયથી સ્વર્ગ છોડી પાતાલમાં વસવા તત્પર થયો છે? શું દિતિના પુત્રો વિષ્ણુના ત્રાસથી સંપૂર્ણપણે મુક્ત થયા છે?[42] શું આપના બલના આશ્રયથી પાતાલનો નિવાસ છોડી, મહા અસુરો વિબુધોના વાસ સ્વર્ગમાં રહેવાની પ્રીતિ ધરાવતા થશે?[43] હે નૃપ! શું વિષ્ણુએ પરાજય પમાડેલો તમારો પિતા બલિ, જલના ઓઘવાળા સમુદ્રમાંથી બહાર નીકળી ત્રૈલોક્યનું પોતાનું રાજ્ય પાછું મેળવશે?[44] હે તાત! શું અમે તમારા પિતા વિરોચનને દિવ્ય પુષ્પમાળા અને દિવ્ય અંબર ધારણ કરતા તેમ જ દિવ્ય હાર અને દિવ્ય ચંદનોના લેપથી શોભતા પાછા જોઈ શકીશું?[45] હે પ્રભુ! પૂર્વે માત્ર ત્રણ જ ડગલાં ભરીને હરી લેવામાં આવેલા આપણા ત્રણે લોકને, દેવોને પુનઃ જિતીને, શું આપણે પાછા સ્વાધીન કરી શકીશું?[46] શું સ્નિગ્ધ અને ગંભીર નિર્ઘોષવાળા (પાંચજન્ય) શંખનો ધ્વનિ પ્રથમ કરી, પછી વેગથી રણસંગ્રામમાં વિજય મેળવનારા નારાયણ દેવને આપણે પુનઃ જિતી શકીશું?[47] હે તાત! શું વૃષભધ્વજ શંકર તમારી ઉપર આવો કોઈ અનુગ્રહ કરવાને તત્પર થયા છે? આવા ઉપરાચાપરી પ્રશ્ન તમને પૂછું છું તેનું કારણ તમારું હૃદય ધબકારા મારી રહેલું અને તમારી આંખોમાં આનંદનાં આંસુ ઉભરાયેલાં જણાય છે.[48] શું ઈશ્વર(શંકર)ની પ્રસન્નતાથી તથા કાર્તિકેયની અનુમતિથી આપને આપણી દિતિપુત્રોની સર્વ રાજ્યસંપત્તિ પાછી મળી શકી છે?"[49]

પોતાના પ્રધાન કુભાંડનાં આવાં પ્રશ્નપરંપરાભર્યાં વચનોથી ઉત્તેજિત થયેલો, અસુરોમાં ઉત્તમ અને વક્તાઓમાં શ્રેષ્ઠ, બાણાસુર નીચે પ્રમાણે અસ્ખલિત વચન બોલ્યો:–[50]

બાણાસુર કહે છે:–"હે કુભાંડ! ઘણા લાંબા કાલથી મને યુદ્ધનો પ્રસંગ મળતો નથી, એટલે મેં પૂર આનંદથી પ્રતાપવાન્ નીલકંઠને આવો પ્રશ્ન કર્યો:–[51] 'હે દેવ! મને યુદ્ધનો અતિશય મોટો અભિલાષ છે. શું મને મારા મનના સંતોષમાં વૃદ્ધિ કરનારા યુદ્ધનો કોઈ પ્રસંગ મળશે ખરો?'[52] આ પ્રશ્નના ઉત્તરમાં મારા અમિત્રો(શત્રુઓ)નો સંહાર કરનારા, દેવોના દેવ શંકર પુષ્કળ સમય સુધી હસ્યા અને પછી મને આવું પ્રિય વચન કહ્યું:–'હે બાણાસુર! તને અદ્વિતીય, અતિશય મોટા યુદ્ધનો એક પ્રસંગ અવશ્ય પ્રાપ્ત થશે.[53] હે અસુર! જ્યારે તારી મયૂરના ચિહ્નથી અંકિત ધ્વજાનો ભંગ થશે ત્યારે હે દિતિનન્દન! તને અતિશય મોટા યુદ્ધનો પ્રસંગ પ્રાપ્ત થશે.'[54]

તેના આ ઉત્તરથી મેં પરમ પ્રસન્ન થઈ, ભગવાન્ વૃષભધ્વજ, દેવ શંકરને પ્રણામ કર્યા, શિર નમાવ્યું, અને વિદાય લઈ અહીં તારી સન્મુખ આવ્યો છું."[૫૫]

રાજા બાણાસુરે આવું વચન કહ્યું ત્યારે કુભાંડ તેના ઉત્તરમાં બોલ્યો કે, "અહો! હે રાજન્! આપ જે ધ્વજભંગ થતાં યુદ્ધ થવાનું કહો છો તે વચન મને તો ખરેખર કલ્યાણકારી લાગતું નથી."[૫૬]

તે બન્ને આમ અન્યોન્યની સાથે વાર્તાલાપ કરતા હતા, એટલામાં ઇન્દ્રના વજ્રના પ્રહારથી તેની અતિશય ઉંચી મયૂરાંકિત ધ્વજા વેગથી એકાએક હેઠે પડી.[૫૭] આ પ્રમાણે પોતાની ઉત્તમ ધ્વજાને આમ હેઠે પડતી જોઈ, મહાન્ બાણાસુરને અતિશય હર્ષ થયો અને યુદ્ધનો ઇષ્ટ પ્રસંગ હવે તો સમીપ આવ્યો, એમ માનવા લાગ્યો.[૫૮] વળી તે જ સમયે શક્રની અશનિનો જાણે નિપાત થયો હોય તેમ વસુંધરા પણ કંપી ઉઠી, અને ભૂમિનાં વિવરોમાં ગુપ્ત રહેલા વૃષદંશો(બીલાડાએ) અમંગલ ધ્વનિ કરવા માંડ્યો;[૫૯] શોણિતપુરમાં સર્વત્ર દેવોનો પણ જે દેવ છે એવા વાસવે શોણિતનો પરમ પુષ્કળ વર્ષાદ વરસાવ્યો;[૬૦] વળી સૂર્યમંડળને ભેદીને ઉલ્કાઓ પૃથ્વીતલ ઉપર ટપોટપ પડી; દેવપક્ષના કૃત્તિકા નક્ષત્રમાં સૂર્યે પ્રવેશ કરી, ભરણી નક્ષત્રના વેધ કર્યો;[૬૧]* ચૈત્યો† વૃક્ષો ઉપર એકાએક શોણિતની સેંકડો હજારો ધારા વરસી, અને તારાઓની ભારે ઘોર વૃષ્ટિ પણ આકાશમાંથી પડી.[૬૨] હે પૃથ્વીપતિ! પર્વનો‡ સમય નહીં હોવા છતાંયે રાહુએ અકાલે આદિત્યને ઘેર્યો,§ અને પ્રલય કાલમાં લોકોના સંહાર વળવાને સમયે થાય છે એવો ભારે ગડગડાટ પણ થવા લાગ્યો.[૬૩] વળી ધૂમકેતુ દક્ષિણ દિશાનો આશ્રય લઈ આકાશમાં સ્થિતિ કરી રહ્યો,|| અને અવિચ્છિન્ન અતિશય ભયંકર વાવાઝોડાં થવા માંડ્યાં.[૬૪] શ્વેત અને રાતા તેજસ્વી ¶પરિઘવાળા તથા કાળી ગ્રીવા(કંઠભાગ)વાળા& અને વિદ્યુતની પેઠે ચળકતી કાન્તિવાળા ભાનુએ સંધ્યાકાળના વર્ણને ઢાંકી દીધો. (અર્થાત્ દિવસ હોવા છતાં સંધ્યાકાળ પડી, અને અંધારું થયું.)[૬૫] ભયંકર અંગારક મંગળ ગ્રહે, જાણે તે સર્વ રીતે બાણના જન્મનક્ષત્ર રોહિણીનો તિરસ્કાર કરતો હોય તેમ, કૃત્તિકામાં પ્રવેશ કરી, 'વક્ર' નામનો અનિષ્ટ અને પ્રતિકૂલ યોગ ઉત્પન્ન કર્યો.[૬૬] મહાત્મા દાનવોની સર્વે કન્યાઓએ પૂજેલું, અનેક શાખાવાળું ચૈત્ય વૃક્ષ પૃથ્વીતલ ઉપર એકાએક પડી ગયું.[૬૭]

આ પ્રમાણે તેના ભવિષ્યના અનિષ્ટના સૂચન કરનારાં વિવિધ પ્રકારનાં નિમિત્તો એક પછી એક થતાં સાંભળ્યાં તેમ જ જાતે જોયાં છતાં, બલ અને મદથી ઉન્મત્ત થયલો બાણાસુર મારો પરાજય હવે થવાનો એવા નિશ્ચયપર આવ્યો જ નહીં.[૬૮] પરંતુ બાણાસુરનો, તત્ત્વને જાણનારો, શાણો અને પ્રાજ્ઞ મંત્રી કુભાંડ તેથી ખિન્ન થયો અને આ નિમિત્તોથી બહુ બહુ અનિષ્ટ થશે, એમ બોલતો બાણાસુરને કહેવા લાગ્યો:–

"હે અસુરેન્દ્ર! આનું સારું પરિણામ આવવાનું નથી, એમ કહેતા હોય તેમ આ ઉત્પાતો અહીં થતા દેખાય છે! હે રાજન્! આ સર્વે નિમિત્તો તમારાં રાજ્યના વિનાશનાં સૂચક છે. એ નિઃસંશય છે.[૬૯–૭૦] અમે તમારા અમાત્યો, નોકરો તથા અન્ય જે અનુચરો છીએ તે સર્વેનો ક્ષય હે પૃથિવીપતિ! તમારી દુર્નીતિથી થોડા સમયમાં થશે.[૭૧] અરેરે! ઇન્દ્રની ધ્વજા ધારણ કરનારું આ અભિમાની ચૈત્ય વૃક્ષ જેમ હેઠું પડ્યું છે, તેમ મોહથી ગર્જના કરનારા, અને બલના અભિમાનથી બલવાન્ પ્રતિપક્ષીને હરાવવાની

---

* મૂળમાં સ્વપક્ષે ચોદિતઃ સૂર્યો ભરણી સમર્પાટયત્ એ વચન છે. અહીં સૂર્ય દેવ હોવાથી 'સ્વપક્ષ' એટલે 'દેવપક્ષ' એ અર્થ છે. નક્ષત્રોના બે ભેદ છે તૈત્તિરીય બ્રાહ્મણ(૧-૫; ૨-૭)માં આ વચન છેઃ-દેવગ્રહા નક્ષત્રાણિ કૃત્તિકાઃ પ્રથમ । વિશાખે ઉત્તમ । તાનિ દેવનક્ષત્રાણિ । યાનિ દેવનક્ષત્રાણિ તાનિ દક્ષિણેન પરિયન્તિ ॥ અર્થાત્ કૃત્તિકા નક્ષત્રથી વિશાખા પર્યંતનાં ૧૪ નક્ષત્ર 'દેવનક્ષત્ર' છે, અને બાકીનાં ૧૩ 'યમનક્ષત્ર' છે. દેવનક્ષત્રો વિષુવવૃત્તની દક્ષિણ તરફથી ચક્રાવો લે છે.

અહીં કહેવાનો એ આશય છે કે, સૂર્યે કૃત્તિકા નક્ષત્રમાં પ્રવેશ કર્યો એટલે કૃત્તિકાથી પહેલું નક્ષત્ર જે ભરણી અને કૃત્તિકા પછીનું નક્ષત્ર જે રોહિણી, એ બે નક્ષત્રોનો વેધ થયો. કારણ પૂર્વની ૧૩ કક્ષામાં અને પછીની ૨૦ કક્ષામાં આવતા અંતર પર્યંત વેધ થાય છે, એવો ખગોળશાસ્ત્રનો નિયમ છે. આથી બાણાસુરનું રાજ્યાભિષેક સમયનું નક્ષત્ર ભરણી હતું તે ભરણીમાંથી નીકળી સૂર્યે કૃત્તિકામાં પ્રવેશ કર્યો, અર્થાત્ ભરણીના વેધ કર્યો; તેમ તેનું જન્મનક્ષત્ર રોહિણી હતું તેનો વેધ થયો. એથી જ્યોતિષશાસ્ત્રના ફલિત અનુસાર તેના રાજ્યને પીડા થાય, એટલે કે રાજ્યપદથી તે ભ્રષ્ટ થાય તેમ જ દેહને પીડા થાય અર્થાત્ શસ્ત્રઘાતાદિ થાય એવો પીડાયોગ તેને શિરે આવે. આખરે થાય છે પણ એમ જ. યુદ્ધમાં કૃષ્ણ તેના હજાર હાથ કાપી નાખે છે, અને શંકરની કૃપાથી તેનું રાજ્ય તેને પાછું સોંપે છે.

† નગર બહાર દિશા સૂચવનારું વૃક્ષ. આ વૃક્ષ પવિત્ર અને પૂજ્ય મનાય છે. તે ઉપર જો લોહીની વૃષ્ટિ થાય તો એ અમંગળ મનાય છે.

‡ અમાવાસ્યા અને પુનેમ, એ પર્વ કહેવાય છે. અહીં સૂર્યગ્રહણ સૂચિત હોવાથી અમાવાસ્યાનું પર્વ લેવાનું છે.

§ સૂર્યગ્રહણ થયું. અકાલે ગ્રહણ થાય એ અનિષ્ટ ગણાય છે.

|| મૂળે ધૂમકેતુનું દર્શન સૃષ્ટિમાં ભયંકર બનાવો બનવાનું સૂચવે છે, તેમાં દક્ષિણ દિશા તરફનું પ્રયાણ વિશેષે અનિષ્ટ મનાય છે.

¶ સૂર્યની આસપાસનાં કુંડાળાં.

& ધાબાને લીધે સૂર્યનો કંઠ ભાગ કાળો દેખાય છે, તેને અહીં ગ્રીવા(ડોક) કહેલી છે.

આકાંક્ષા રાખનારા બાણાસુર તમે પણ તમારા ગર્વને લીધે અવશ્ય હેઠા પડશો.[૭૨] જેમ દેવોના દેવ શંકરના અનુગ્રહથી આપે ત્રૈલોક્ય ઉપર વિજય મેળવ્યો છે, તેમ મદોન્મત્તપણાથી તમારો નાશ થશે, એમ જણાય છે. છતાં તે યુદ્ધની આતુરતાથી આમ નાચી રહ્યા છો."[૭૩]

કુભાંડ આમ બોલતો હતો છતાં તેની દરકાર કીધા વિના, ઉત્તમ પરાક્રમી બાણાસુરે પ્રસન્ન મનથી દેવોની અને દૈત્યોની નારીઓ સાથે અનુપમ આસવનું પાન કર્યું,[૭૪] અને ચિંતાતુર થયલો પ્રધાન કુભાંડ રાજગૃહમાંથી ચાલી ગયો અને ઉત્પાતોના થયલા અનિષ્ટ દર્શનનો અને તેના રહસ્યનો વિચાર કરવા લાગ્યો.[૭૫]

કુભાંડ ચિંતા કરે છેઃ–"ખરેખર રાજા બાણાસુર પ્રમાદી છે, તેમ જ દુર્બુદ્ધિ( ઓછી બુદ્ધિવાળો ) છે તેને જય મેળવવાનો અતિ મત્સર ચઢયો છે. એ મહાન અસુર કેવળ યુદ્ધની જ અભિલાષા રાખે છે, પરંતુ તેમાં જે અનિષ્ટો રહેલાં છે તેનો વિચાર મદાંધતાને લીધે લેશ પણ કરતો નથી.[૭૬] હાલમાં આ જે મહાન્ ઉત્પાતોનું દર્શન થાય છે તે કદાચિત્ લાઘવમાં મિથ્યા જણાય છે, છતાં તે દ્વારા સૂચવાતો ભય પરિણામે તો મિથ્યા થવાનો નથી જ.[૭૭] અલબત્ત એ ખરું છે કે અમારા પક્ષમાં ત્રિલોચન શંકર અને વીર્યવાન્ કાર્તિકેય છે; તેથી કરીને કદાચિત્ અમારી ઉપર આવી પડેલો આ દોષ(ભય) પરાભવને પામે. (અર્થાત્ જોઇએ તેટલો ભારે વિનાશકારી ન નિવડે.)[૭૮] પરંતુ મને તો બુદ્ધિથી એમ અવશ્ય જણાય છે કે કેવળ મદથી ઉત્પન્ન થયલા દોષના પરિણામમાં અમારા પક્ષનો મહાન્ સંહાર વળવો જોઇએ, અને અમારો આ ભય પરાભવ પામનારો નથી (અર્થાત્ તેનું નિવારણ કોઈ રીતે થનારું નથી).[૭૯] આ નરપતિની દુરાત્મ વૃત્તિથી ખચિત જ આ દોષ આચંદે આવી પડવાનો છે, એમાં કાંઈ પણ સંશય નથી; કારણ દાનવો એ દુષ્ટ વર્તનનાં મૂળ છે.[૮૦] દેવો અને દાનવોને જે સૃજનાર છે અને ત્રણે લોકના જે પ્રભુ છે, એવા ભગવાન્ હરે કાર્તિકેયને રક્ષણ અર્થે આ લોહિતપુરમાં પાલક તરીકે રાખેલા છે.*[૮૧] શંકરને કાર્તિકેય નિત્ય પોતાના પ્રાણથી પણ વિશેષ પ્રિય છે અને તેમનાથી પણ બાણાસુર તેમને સતત અધિક પ્રિય થયલો છે.[૮૨] પરંતુ ગર્વના અતિ ઉન્મત્તપણામાં, બાણાસુરે યુદ્ધ મેળવવાના હેતુથી શંકર પાસે પોતાના વિનાશને અર્થે જ આવું વરદાન માગ્યું છે, અને તે એને મળ્યું. એટલે યુદ્ધના લોભી બાણાસુરનો સર્વથા વિનાશ થવાનો.[૮૩] તેમાંયે જો જેમના પ્રમુખ વિષ્ણુ છે, એવા ઇન્દ્ર આદિ સ્વર્ગવાસી દેવો સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ બાણાસુરને પ્રાપ્ત થવાનો હશે તો તો મહાદેવ પાસેથી મેળવેલા વરદાનનો અંત મહાદેવને જ હાથે આવવાનો.[૮૪] આ સર્વે ખરું, પરંતુ બાણાસુરને સહાય કરવાની આકાંક્ષાવાળા શંકર અને કાર્તિકેય એ બેની સામે બાથ ભીડી રણસંગ્રામ મચાવવાને એવો તે કોણ સમર્થ થાય એમ છે?[૮૫] છતાં દેવાધિદેવ શંકરનું વચન પણ કદાપિ મિથ્યા થવાનું નથી. એટલે સર્વે દૈત્યોનો વિનાશ વાળનારું મહાન્ યુદ્ધ તો અવશ્ય થશે જ."[૮૬]

આ પ્રમાણે, તત્ત્વદર્શી મહાસુર કુભાંડ ચિંતાતુર થઈ મન સાથે વિચાર કરતો હતો, એટલામાં તેને બાણાસુરનું કલ્યાણ થાય એવો એક વિચાર સુજી આવ્યો.[૮૭] પુણ્ય કર્મ કરનારા દેવો સાથેના યુદ્ધમાં જેઓ વિરોધ કરે છે, તેમનો બલિરાજાની પેઠે વિનાશ નક્કી નિર્માણ થયલો જ છે.[૮૮]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे उषाहरणमां "शंकर पासे बाणासुरनी युद्धनी याचना" ए नामनो अध्याय ११६ मो संपूर्ण

## અધ્યાય ૧૧૭ મો.

## શિવનો જલક્રીડાવિહાર અને ઉષાનો વિરહ

वैशंपायन उवाच—

क्रीडाविहारोपगतः कदाचिद्भवद्भवः ।
देव्या सह नदीतीरे रम्ये श्रीमति स प्रभुः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે રાજન્! એક સમયે એક નદીના રમણીય અને શ્રી(શોભા)વાળા તીર ઉપર, જલમાં ક્રીડા તેમજ વિહાર કરવાને અર્થે શંકર પ્રભુ દેવી પાર્વતીની સાથે પધાર્યા.[૧] સર્વ ઋતુઓ જ્યાં વાસ કરીને એકત્ર રહેલી છે, એવા એ રમણીય વનમાં સેંકડો અપ્સરાઓ ચારે કોર ક્રીડા કરી રહી હતી; તેમ જ ગંધર્વોના પતિઓ પણ વિહાર કરતા હતા.[૨] એ નદીનું તીર જાણે બીજું સ્વર્ગ જ હોય તેમ પારિજાતનાં કુસુમોથી અને સંતાનકનાં પુષ્પોથી સર્વ રીતે ઉત્કટ સુગંધથી મઘમઘી રહ્યું હતું.[૩] વળી તે સમયે વજાડાતા હજારો વેણુ, વીણા, મૃદંગો, ઢોલક આદિ વાદ્યોના સૂરની મિલાવટ સાથે અપ્સરાઓનાં ગીત મહાદેવે સાંભળ્યાં.[૪] સૂતો અને માગધોની પેઠે એ અપ્સરાઓએ, શુભ્ર શરીરવાળા, રાતું વસ્ત્ર ધારણ કરનારા, માલાશ્રી શોભતા, મનોહર, દેવોના દેવ શ્રી મહેશની સ્તુતિ કીધી અને પૂજન અર્ચન પણ કર્યું. તે પછી ચિત્રલેખા નામની એક શ્રેષ્ઠ અપ્સરાએ

* બંગાળાની પ્રતિમાં 'મહાદેવ અને કાર્તિકેય બન્ને શોણિતપુરમાં રહેલા છે' એવો પાઠ છે.

દેવી પાર્વતીનું રૂપ ધારણ કર્યું અને નૃત્યથી મહાદેવને પ્રસન્ન કરવા મથી.* આવો દેખાવ જોઈ પાર્વતી હસ્યાં અને મહાદેવને પ્રસન્ન કરવાને મથતી અપ્સરાઓ પણ ખડખડ હસી પડી.૫-૭ ત્યાં તત્કાલ દેવી પાર્વતીની અનુજ્ઞાથી મહાદેવનાં નાના પ્રકારનાં રૂપ ધરનારા, મહાન્ ઓજસ્વી સઘળા પાર્ષદો યોગ્ય યોગ્ય સ્થળોએ વિવિધ ક્રીડા કરવા મંડ્યા.૮ પછી અન્યનું સ્વરૂપ ધારણ કરવાના રહસ્યમાં કુશળ પાર્ષદોએ વૃષભધ્વજ આદિ યોગ્ય ચિહ્નથી યુક્ત મહાદેવનું સ્વરૂપ લીધું અને અપ્સરાઓએ પણ યોગ્ય ચિહ્નોથી યુક્ત પાર્વતીનું સુંદર સ્વરૂપ ધારણ કર્યું, અને તે સર્વે વિવિધ ક્રીડા કરવા મંડ્યાં. એટલે તેમની આવી લીલાથી અને હાવભાવ આદિ વદનની ચેષ્ટાથી પાર્વતીના મુખમાંથી એક અટ્ટાટ્ટહાસ્ય નીકળ્યું, અને એ અપ્સરાઓ પણ ખડખડ હસી પડી. તેનાં પરિણામે આમ ચારે કોર ખડખડ થતા હાસ્યના અતુલ કીલકીલાટ ઉભો થયો, અને પ્રસન્ન મનથી મહાદેવે પણ અટ્ટાટ્ટહાસ્ય કર્યું.

ત્યાં બાણાસુરની સુંદર દુહિતા નામે ઉષા આવેલી હતી. તેણે દ્વાદશ આદિત્યો સમાન દેદીપ્યમાન તેજવાળા મહાદેવને, પોતાની પ્રિયા દેવી પાર્વતીને પ્રસન્ન કરવાની ઇચ્છાથી શરીરે નાના પ્રકારનાં રૂપ ધારણ કરી તેમની સાથે નદીને તીરે ક્રીડા કરતા અચાનક જોયા. તે જોઈ ઉષા જે પાર્વતીની પાસે જ ઉભી હતી તેના મનમાં આવો મનોરથ ઉત્પન્ન થયોઃ "જે સ્ત્રી આ પ્રમાણે પોતાના ભર્તારના ગાઢ સમાગમમાં આવે છે અને સાથે ક્રીડા કરવામાં મગ્ન થાય છે તે સ્ત્રી ખચિત જ ધન્ય છે." ઉષાના મનમાં આવો સંકલ્પ ઉઠ્યો, અને તેણે પોતાના મનમાં સમાવી ન રાખતાં પોતાની સખીઓને તે જણાવ્યો.૯ ૧૪ એટલે હિમ પર્વતની પુત્રી દેવી પાર્વતી ઉષાનો એ મનોરથ કળી ગયાં, અને તેણે હર્ષ પામતાં ધીરે રહીને ઉષાને આ વચન કહ્યું:-૧૫ "હે ઉષા! જેમ હું શત્રુના સંહારક શંકરની સાથે ક્રીડા કરું છું તેમ તું પણ સત્વરજ તારા પતિ સાથે ક્રીડા કરતી થઇશ."૧૬ આ પ્રમાણે દેવી પાર્વતીએ કહ્યું, એટલે ઉષાની આંખો ચિંતાથી ઢળવા લાગી અને તેના મનમાં આવો ભાવ ઉત્પન્ન થયો:- "હું ક્યારે મારા પતિ સાથે રમીશ?"૧૭ તેનો આ ભાવ કળતાં સત્વર હૈમવતી પાર્વતી ખડખડ હસ્યાં અને તેને આવું વચન કહ્યું:-"હે ઉષા! તને તારા પતિનો સંયોગ ક્યારે થશે તે હું કહું છું, માટે તું તે સાંભળ.૧૮ વૈશાખ માસની બારશે, દિવસ વીત્યા પછી રાત્રે તું તારા પ્રાસાદમાં સૂતી હઇશ, તે વેળા સ્વપ્નામાં જે પુરુષની સાથે ક્રીડા કરીશ તેજ પુરુષ પછીથી તારો પતિ થશે."૧૯

આ પ્રમાણે દૈત્યની પુત્રી ઉષાને પાર્વતીએ કહ્યું. તે પછી તે ત્યાંથી પોતાની સખીઓ સાથે હર્ષ પામતી સુખચેનથી રમતી રમતી પોતાને ઘેર ચાલી ગઈ.૨૦ તે પછી હર્ષથી જેની આંખો પ્રફુલ્લ થયલી છે એવી ઉષાએ મંદ મંદ હાસ્યથી પોતાની સખીઓ આગળ પતિ પ્રાપ્ત થવાની આશાથી ઉદ્ભવેલો પોતાનો હર્ષ પ્રકટ કર્યો, અને એ સખીઓ પણ તાળીઓ પાડતાં પરસ્પર ઉષા સંબંધી ઠઠ્ઠા મશ્કરી કરતાં પોતાનો હર્ષ પ્રકટ કરવા લાગી.૨૧ કિન્નરોની કન્યાઓ, યક્ષની કન્યાઓ, વિવિધ જાતના દૈત્યોની કન્યાઓ અને અપ્સરાઓ જેઓ ઉષાની સખીઓ હતી, તેમણે તેને આ વચન કહ્યું:-"હે સુંદર મુખવાળી! તને થોડા સમયમાં પતિ પ્રાપ્ત થશે, એવું દેવીનું વચન છે.૨૨-૨૩ કાંઈ દેવીનું વચન કદાપિ મિથ્યા થયું જ નથી. તારે માટે તેમણે રૂપ અને સત્કુલથી સંપન્ન પતિ નિર્માણ કર્યો છે."૨૪ ત્યારે ઉષાએ પણ સખીઓનાં આવાં પ્રિય વચનોનો યથાયોગ્ય આદરભેર સત્કાર કર્યો અને દેવીએ સમર્પેલા મનોરથની ભાવના મનમાં કરવા મંડી.૨૫

બીજી પાસ ઉમયા સાથે વિવિધ ક્રીડાવિહારનો અનુભવ લઇને દિવસ સમાપ્ત થતાં સર્વે પરમ અદ્ભુત અપ્સરાઓ અને સ્ત્રીઓ પોતપોતાને સ્થાને પરવરી; અને દેવી પાર્વતી પણ ત્યાં જ અંતર્ધાન થઈ ગયાં. ત્યાંથી કેટલીક સ્ત્રીઓ ઘોડા ઉપર તો કેટલીક પાલખીઓમાં, કેટલીક હાથીઓ ઉપર તો કેટલીક રથોમાં તેમજ અન્ય વાહનોદ્વારા ચાલી ગઈ, તો કેટલીક આકાશમાં વિચરતી હર્ષ પામતી પોતાને નગર ચાલી ગઈ.†૨૬-૨૭

હે વિભુ જનમેજય! મહાદેવ અને ઉમાની ક્રીડા જોઈ આવી તે દિવસથી ઉષા દેવી કામની પીડાથી મોહ પામવા લાગી;૨૮ અને દેવી પાર્વતીના વચનનું સ્મરણ કરતી, ભવિષ્યના પતિની વારંવાર ભાવના કરવા લાગી. તેને રાત્રે નિદ્રા આવતી નહીં, તેમ દિવસે પણ ભોજન ભાવતું નહીં.૨૯ બાણાસુર રાજાની પુત્રી ઉષા આમ પતિની ભાવના કરતી નિત્ય વિલાપ કરતી ને આકાશમાં રહેલા ચન્દ્રની નિંદા કરતી તેમજ ચંદન

* અન્યત્ર એવો ઉલ્લેખ છે કે, આ ચિત્રલેખા અપ્સરાના આવા કાર્યથી મહાદેવ તેની ઉપર કોપે ભરાયા, અને સંચિત હતું તેમ પોતે બાણાસુરને આપેલી પોતાની પુત્રી ઉષાની સખી થવા નિર્માયલી ચિત્રલેખા તરીકે તે બાણના મંત્રી કુભાંડની પુત્રીરૂપે અવતરી.

† અહીંથી આ અધ્યાયના બાકીના ૩૭ શ્લોક કાશીની, મન્મથનાથ દત્તની મ જ બંગાળાની પ્રતિમાં નથી.

આદિ શીત ઉપચારો સેવતી નહીં.૩૦ હે રાજન્! આમ મોહ પામેલી રાજકુંવરી ઉષા કામથી અતિશય પીડાતી હતી. તે જો કે સામાન્ય જ્વરથી રહિત હતી છતાં કામજ્વરથી અતિશય પીડાતી હતી, તેથી સખીઓ તેની સેવામાં ખડી ને ખડી રહેતી.૩૧ ચંદન ચોપડેલું હોવા છતાં તેનું હૃદય તપી આવતું; તેના કપોલો ધોળા ફીક્કા પડી ગયા; અને આંખો અશ્રુએ ભરેલી રહેવા લાગી.૩૨ તેને વારંવાર જોભા આવી જતા અને તેના દેહમાં મોહનિદ્રા વિશેષે વ્યાપતી. મન્મથના અગ્નિથી પીડાતા તેના હૃદય ઉપર સખીઓ વારંવાર કમલના દાંડાના શીતલ રસ છાંટતી, તેને શીતલ વીંજણાઓથી પવન ઉરાડતી અને વારંવાર આવા પ્રશ્નો પૂછતીઃ-

હે ભામિની! તને શી વ્યથા થાય છે? તારે શરીરે આ શું થયું છે? હે ઉત્તમ મુખવાળી દેવિ! તને શું રુચે છે? તે અમને કહે તો ખરી.૩૩-૩૫ હે મનોરમા! દુઃખ આપનારી આ વ્યથા તને શાથી થઈ છે? જો તો ખરી, આ મેનાઓ તારા હૃદયના મનોરથને પ્રકટ કરતી બોલે છે. હે સુંદર ભ્રુકુટીવાળી! આ અતિશય નીલ વર્ણના પોપટો પુરુષોની પેઠે આનંદ ઉત્પન્ન કરાવે એવાં વચનો બોલી રહ્યા છે. તું આજે કેમ કંઈ આહ્લાદ આપે એવાં વચન બોલતી નથી?૩૬-૩૭ તારો પિતા બાણાસુર મહાવીર છે અને દેવોથી પણ અજિત છે. હે ઉત્તમ વર્ણવાળી! તેની સામે ભૂમિ ઉપર કોઈ પણ ઉભું રહી શકે એમ નથી.૩૮ બલિ રાજાનો પુત્ર અને તારો પિતા બાણાસુર મહાવીર છે, અને તેને મહાકષ્ટે પણ કોઈ હઠાવી શકે એમ નથી. દેવોની અમરાવતી નગરી જિતીને તેણે આ શોણિતપુર વસાવેલું છે. આ પુરીમાં જ મહેશ્વર દેવ હાથમાં ત્રિશૂલ લઈ ખડા રહ્યા છે અને એનું રક્ષણ કરે છે.૩૯ હે ઉષા! 'આ મારો પુત્ર છે એમ તું જાણ' એવું વચન મહાદેવે બાણાસુરને ઉદ્દેશીને ગિરિજા ઉમયાને કહેલું છે, અને તારા પિતા બાણાસુરને મુખે પણ એવું કહેલું છે.૪૦ (આવા સમર્થ પિતાની પુત્રીના મનોરથ સિદ્ધ થવામાં શી ન્યૂનતા છે? માટે તારો જે કોઈ મનોરથ હોય તે શીઘ્ર કહે.) હે બાળા! તને કંઈ વ્યથા થાય છે? જેમ શરદ્ ઋતુ આવતાં કમલદલ ઉપર ધુમસના બિંદુઓ વિરાજે છે, તેમ પરસેવાનાં બિંદુથી તારું મુખ અને નાકનો અગ્ર ભાગ ચળક ચળક થાય છે.૪૧ શરદ્ ઋતુ આવતાં જેમ વાદળાંમાં છવાયલો ચન્દ્ર શોભતો નથી તેમ સંપૂર્ણ ચન્દ્ર સમાન તારું મુખ કેમ આજે શોભતું નથી? અને તે કેમ કાન્તિથી શૂન્ય થયું દીસે છે? તેનું કારણ અમને કહે તો ખરી.૪૨ હે બાળા! તું વારંવાર નિસાસા મૂક્યાં કરે છે, અને તારા મનને કિંચિત્ પણ ચેન પડતું નથી. હે દેવિ! જે કોઈ દિવ્ય ભોજનની ઇચ્છા તને થતી હોય તે ભોજન તું માગ અને ખા.૪૩ તને પહેલાં તાંબૂલ ઘણુંયે ભાવતું હતું, પણ હવે તું તે કેમ ખાતી નથી? અન્ય જનોને જે મિષ્ટ પદાર્થો દુર્લભ હોય તે પદાર્થો તું હે દેવિ! લે. જરા ઉઠ તો ખરી, અને તારા શરીરની જે પીડા હોય તે જણાવ."

આ પ્રમાણે ઉષાના મંદિરમાં થતા કોલાહલો સાંભળી ઉષાની માતાએ તેનું કારણ દાસીઓને પૂછ્યું. એટલે પ્રત્યેક દાસીએ પૃથક્ પૃથક્ તેની માતાને નીચે પ્રમાણે વાત કહીઃ-"હે દેવિ! સતી રાજપુત્રી ઉષા મહાદેવના જલક્રીડા અને વિહારના ઉત્સવમાંથી પાછી ફરી તે પછી કોણ જાણે કેમ મુંગીમંતર જ બની ગઈ હોય એમ દીસે છે. તેથી જ હે સુભાગ્યવતી દેવિ! અમે દાસીજન આપને આ વાત સ્પષ્ટ પૂછીએ છીએઃ-તેનો આ તે કેવા પ્રકારનો મોહ છે? તેણે આવું મૌન કેમ ધર્યું છે? આટલી બધી મોહનિદ્રા તેને કેમ આવે છે? તે આટલી બધી કેમ કરમાઈ ગઈ છે? હે દેવિ! એ સર્વનો વિચાર વૈદ્યો સાથે કરો અને તેનું આવું કષ્ટ શાંત થાય એવા કોઈ ઉપાયો યોજાવો.૪૪-૪૮ શિરીષ પુષ્પોના સમાન તેનું શરીર અતિશય કોમલ છે, તેથી હે ઉત્તમ મુખવાળી દેવિ! તે આટલો બધો વ્યાધિનો ભાર લાંબો સમય કેમ સહી શકશે?"૪૯

આ પ્રમાણે ઉષાની વ્યાધિના સમાચાર દાસીઓના મુખથી સાંભળી, હંસના જેવી ગતિવાળી, બાણાસુરની સુંદર દેવી (રાણી), ઉષા રહેતી હતી એ મંદિરમાં ત્વરાથી ગઈ અને પલ્લવ જેવા કોમલ હાથથી તેનો હાથ પકડી, 'તને આવું કષ્ટ ક્યાંથી થયું?' એમ પૂછતાં અનાયાસે તેની આંગળીઓ ઉપર આંગળી ફેરવતી અને ટચાકા ફોડતી બોલીઃ-"હે કલ્યાણી! તને આ શું થયું છે? તને શી વ્યથા થાય છે? આ વૈદ્યો તારી પાસે આવ્યા છે, અને તને આ જે પ્રશ્નો પૂછે છે તેનો સ્પષ્ટ ઉત્તર તું આપ."૫૦-૫૨

પછી વૈદ્યોએ ઉષાની ચિકિત્સા કરી, તેને વિવિધ પૃચ્છાઓ કરી, પરંતુ તેનો તેમને પાંસરો ઉત્તર ન મળ્યો, તેમ ચોક્કસ રોગ પણ તેઓ કળી ન શક્યા. ઉષા કામદેવના મારથી પીડાય છે, એવો સંદેહ તેમને થયો તો ખરો, પરંતુ તેઓ બાણાસુરની રાણીને તેમ હિમ્મતથી કહી ન શક્યા. આખરે ચિકિત્સા પૂરી થતાં તેઓએ બાણાસુરની દેવીને આવું વચન કહ્યુંઃ-"હે મહાદેવિ! મહાદેવના ક્રીડાસ્થાનમાં સખીઓની સાથે ઉષા જલક્રીડા સારુ ગઈ હતી, ત્યાં પાર્વતીની સાથે ક્રીડા કરતાં તેને ઘણો શ્રમ લાગ્યો છે અને તેને

અંગે આ વ્યાધિ તેને થયો છે, એમ અમે સમજીએ છીએ.[૫૩] એ શ્રમથી જ તેને આવી ગ્લાનિ થયલી છે અને તેથી તે વારંવાર ઝબકી ઉઠે છે, અને આ નિદ્રાનું ધારણ પણ તેથી જ છે, માટે તેના સંબંધમાં તમારે કોઈ ભય ધરવા ઉચિત નથી. યોગ્ય સમયમાં ઉચિત ઉપાયોથી તેને આરામ થઈ જશે."[૫૪]

એટલે દેવીએ તેમની આ ચિકિત્સા અને સમાધાનથી સંતોષ ન વળવાથી આવા સામા પ્રશ્નો એક પછી એક વૈદ્યોને પૂછયા:-"હે વૈદ્યો! હિમ સાથે મેળવેલું ચંદન તેની છાતીએ ચોપડ્યાં કરીએ છીએ, છતાં હે અમાત્યો!* ચોપડતાં વેંત તરત જ કેમ તેની આવી પોપડી વળી ઉડતી હશે? (અર્થાત્ એકદમ કેમ સૂકાઈ જઈ ઉખડી જતું હશે?)[૫૫] તેને અંગે અતિશય દાહ ઉઠેલો જણાય છે, તેને મહાન્ પરિશ્રમ થતો દેખાય છે; તેને તૃષા લાગે છે, પરંતુ ભૂખ તો બીલકુલ લાગતી જ નથી. તે પુષ્કળ લવારી કરે છે; માટે તમે શાસ્ત્ર અનુસાર પુનઃ તેના રોગની ચિકિત્સા કરો, અને પછી નિશ્ચયપૂર્વક કહો, જે આને થયું છે શું?"[૫૬]

એટલે વૈદ્યો ખુલાસો કરતાં બોલ્યા:-"હે દેવિ! મહાદેવની સન્નિધિમાં ક્રીડાવિહારને અર્થે જે અનેક અપ્સરાઓ અને સ્ત્રીઓ મળી હતી, તેમાં કલ્યાણી રાજપુત્રી દેવી ઉષા રૂપમાં એક્કો હતી;[૫૭] તેથી એ સ્ત્રીઓની નજર તેને પડી છે, અને તેથી આ પીડા થયલી દીસે છે. માટે રક્ષાના મંત્રોથી મંત્રેલા, પીળા સરસવના દાણા આ કુમારિકાને માથે ઉતારો તથા વિવિધ સ્થળોનાં જલોના અભિષેક કરો, એટલે એ નજરની શાંતિ સારી રીતે થઈ જશે."

આ પ્રમાણે રાણીને કહીને સર્વે વૈદ્યો રાજાના મંદિરમાંથી વિદાય થયા.[૫૮-૫૯] જતાં જતાં તેઓએ આવી સૂચના કરી કે, 'કદાચ કામવાસનાથી તેને આ પીડા થયલી હશે.' આ સૂચનાનું રહસ્ય કળી જતાં રાણી માતાએ તે વિષે ઉષાને અનેક ગર્ભિત પ્રશ્નો પૂછ્યા ત્યારે ઘણોક સમય વીત્યા બાદ મહા ભાગ્યશાલી, સુંદર કટીવાળી ઉષાએ લજ્જા પામતાં અતિશય રુદન કરતાં તેને આ વચન કહ્યું:-"હે માતા! તું ઘણું ઘણું પૂછે છે તો સાંભળ; મને કોણ જાણે કેમ નિત્યે બહુ બોલવું ગમતું જ નથી, તેમ કોઈ ભોજન પણ ભાવતું નથી. તે જ પ્રમાણે મારા મનમાં કાંઈ પણ ઉત્સાહ થતો નથી, મારું હૃદય દાહથી પીડાય છે."

આટલું જ બોલીને, ઉત્તમ મુખવાળી ઉષા મૌન રહી.[૬૦-૬૨] એટલે સર્વે સ્ત્રીઓએ એકમેકનું મુખ જોવા માંડ્યું; કારણ કે સ્ત્રીઓનું યૌવન સર્વથા લજ્જાનું અનુસરણ કરનારું જ હોય છે. તેઓ જાણતી હતી જ કે આ રાજકન્યા હવે પતિને યોગ્ય થયલી છે, અને પતિપ્રાપ્તિની ઝંખના તેને લાગેલી છે, તેથી જ આમ પતિવિરહે પીડાય છે. પરંતુ તેની માતાને આ વાત કેમ કહી શકાય? તેણે પોતાના પિતા અને માતાની કૃપાથી પોતાને યોગ્ય વર હવે મેળવવો જોઇએ, એવો વિચાર તેમને આવ્યો, પરંતુ તેઓ રાણીમાતાને તેમ કહી શકી નહીં.[૬૩-૬૮]

* અહીં વૈદ્યોને અમાત્ય (પ્રધાન) પદથી સંબોધેલા છે તેનું કારણ કદાચિત્ વૈદ્યો સલાહકાર હોવાથી હશે.

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे "महादेवनो जलक्रीडानो विहार अने उषानो विरह" ए नामनो अध्याय ११७ मो संपूर्ण

## અધ્યાય ૧૧૮ મો

### ઉષાનું સ્વપ્ન અને ચિત્રલેખાનું દ્વારકા ગમન

वैशंपायन उवाच—

तत्रस्था परमा नार्यश्चित्रेण परमाद्भुताः ।
ततो हर्म्यशयानां तु वैशाखे मासि भाविनीम् ॥१॥

વૈશંપાયન કહે છેઃ-આ પ્રમાણે ઉષાની સેવામાં ત્યાં રહેલી સર્વે શ્રેષ્ઠ સ્ત્રીઓ તેના વ્યાધિની વિચિત્ર સ્થિતિથી પરમ આશ્ચર્યચકિત થઈ સમય વીતાડતી હતી. તે દરમ્યાન વૈશાખ માસ આવ્યો અને તેના શુકલ પક્ષની બારસે સખીઓથી વિંટલાયલી, સદ્ભાગ્યશીલ ઉષા પોતાના મંદિરમાં સૂતી હતી તે વેળાએ પાર્વતીએ વરદાનમાં કહ્યા પ્રમાણે, એક પુરુષ સ્વપ્નમાં તેની સાથે પૂર્ણ ઉત્સાહભેર કામક્રીડા ખેલતો હતો એમ તેને લાગ્યું. આ કામક્રીડા વેળા દેવી પાર્વતીએ આપેલા આવા વચનથી પ્રેરાયલી ઉષાએ રોતાં રોતાં એ પુરુષના રતિસંગ્રામના દાવ ચૂકવવા ઘણાંએ ફાંફાં માર્યાં, છતાં તે સ્વપ્નાવસ્થામાં હતી તે વેળા પેલા રતિનિપુણ પુરુષે મત્તપણે તેની સાથે ક્રીડા પૂરેપૂરી ખેલી અને તેને સ્ત્રીપણું પ્રાપ્ત કરાવ્યું. આથી તે રક્તથી એટલી બધી ભીંજાઈ ગઈ, કે તે સફાળી રોતી રોતી એકદમ રાત્રે જાગી ઉઠી.[૧-૭] તેને આમ ગાઢપણે રોતી જોઈ, તેની સખી ચિત્રલેખા ભયભીત થઈ અને તેને પરમ આશ્ચર્યકર અને સ્નેહભર્યું આવું વચન કહ્યું:-

"હે સુંદર ઉરુવાળી ઉષા! તારે લેશ પણ ભય ધરવો નહીં. તું આમ કેમ રુવે છે? અને કેમ આટલો બધો સંતાપ કરે છે? તું બલિ રાજાના પુત્રની સુવિખ્યાત પુત્રી છે. તારે તે વળી આમ કેમ એકાએક ભયભીત થવું જોઈએ[૮-૯] હે સુંદર ભ્રુકુટીવાળી! વિશેષે કરીને આ લોકમાં તો તારા જેવીને કાંઈ પણ ભયનું કારણ જ છે

નહીં. હે સુંદર ઉરુવાળી! તારો પિતા રણમાં દેવોનો સંહારક છે, તેથી તારે તો સર્વત્ર અભય જ છે.[૬] માટે હે સુંદર મુખવાળી ઉષા! તું ઉઠ, ઉઠ, તારું કલ્યાણ થશે. હે સદ્‌ભાગ્યવતી! આમ વૃથા સંતાપ કર નહીં. આવા પ્રકારના સુરક્ષિત નિવાસોમાં કોઈ ભય હોઈ જ શકે નહીં.[૭] સુરેશ્વર, શચીનો પતિ ઇન્દ્ર અનેક વખત દેવો સાથે પૂર્વે આ નગરની સમીપ આવ્યો પણ ન હતો, એટલામાં તો તારા પિતાએ તેને હરાવી પાછો કાઢયો હતો.[૮] આ તારો પિતા દેવોના સમૂહને ભય પમાડનારો છે, તે મહાન્ અસુરોમાં શ્રેષ્ઠ છે અને બલિરાજાનો મહા બળવાન્ અને શ્રીમાન્ પુત્ર છે."[૯]

આ પ્રમાણે ચિત્રલેખાએ તેને સાંત્વન આપતાં કહ્યું, એટલે બાણાસુરની યશસ્વી પુત્રી, અનિંદ્ય ઉષાએ પોતાને સ્વપ્નમાં ભોગવનારા પુરુષનું જેવું રૂપ પોતે જોયું હતું, તેવા સ્વરૂપનું વર્ણન તેને કરી સંભળાવ્યું અને પછી આવું વચન બોલી:-[૧૦]

ઉષા કહે છે:-"આ પ્રમાણે હરાવી બલાત્કારે કામક્રીડાથી દૂષિત કરાયલી, મારા જેવી સાધ્વી રાજપુત્રી હવે સંસારમાં વધુ જીવવાની ઇચ્છા કેમ કરી શકે?[૧૧] શત્રુને દમનાર અને દેવોના વૈરી મારા પિતાને હવે હું શું કહી શકીશ? કારણ એમના મહાન્ ઓજસ્વી વંશને આમ દૂષણ લગાડનારી હું થઈ.[૧૨] આથી મારું મરણ થાય એ જ વિશેષ કલ્યાણકારી છે. હવે આજે મને મારુ જીવન કલ્યાણકારી લાગતું નથી. શ્રીપાર્વતીના વરદાન અનુસાર મેં મનમાં જેવા પુરુષના યથેચ્છ સમાગમની ઇચ્છા કરી હતી તેવો જ કોઈ ઇષ્ટ અગર અન્ય કોઈ પુરુષ મારી પાસે રાત્રે આવી દશામાં આવ્યો હતો.[૧૩] જાણે હું જાગતી જ હોઉં તેમ તે મારી સાથે છૂટથી વર્ત્યો, અને એણે જ મારી આવી અવસ્થા કરી છે. અરેરે! જાણે હું જાગતી જ સૂતી હોઉં તેમ રાત્રિએ અચાનક કોણે મને આવી દશાએ પહોંચાડી હશે? હું હાલ કન્યાની અવસ્થામાં છું, જેથી આવી સ્ત્રીદશા પ્રાપ્ત થવાને લીધે હવે હું જીવવાની ઇચ્છા કેમ કરી શકું?[૧૪] સાધ્વી સ્ત્રીઓમાં અગ્રસ્થાન ભોગવનારી હું હવે કુલની નિંદા કરાવનારી, કુલમાં અંગારા જેવી, અને આવા અપકૃત્યથી આધાર વિનાની બનવાથી વધુ જીવવાનો ઉત્સાહ કેમ ધરી શકું?"[૧૫]

આ પ્રમાણે આંસુથી ઉભરાતી આંખે, સખીઓથી વિંટળાયલી, કમલ સમાન સુંદર આંખવાળી ઉષાએ ચિરકાલ સૂધી વિલાપ કર્યા જ કર્યો.[૧૬] કેવળ અનાથની પેઠે તેને આમ રોતી જોઈ, ત્યાં એકઠી થયલી તેની સર્વે સખીઓ બાવરી બની ગઈ અને સામી આંખમાંથી આંસુ સારતી તેને (મનના સમાધાન અર્થે આ વચનો) કહેવા લાગી:-[૧૭]

"હે દેવિ! જે શુભ કિંવા અશુભ કાર્ય બુદ્ધિપૂર્વક કરવામાં આવે છે તેનું પુણ્ય કે પાપ તેના કર્તાને લાગે છે; આવો શાસ્ત્રે ઉપદેશેલો નિયમ છે. પરંતુ હે સુંદર ભ્રુકુટીવાળી! હે સદ્‌ભાગ્યવતી! તારું મન કાંઈ એવી અશુભ કામનાથી પ્રેરાયલું નથી, તેથી આનું પાપ તને સ્પર્શશે નહીં.[૧૮] હે ભામિની! જો કેવળ દૈવના જ સંયોગથી બલાત્કારે સ્વપ્નમાં તારો આમ ઉપભોગ થયલો જ છે તો તેથી કાંઈ હે કલ્યાણી! તારા પતિવ્રતાપણાનો લોપ થતો નથી જ.[૧૯] હે દેવિ! તારા આવી રીતે અબુદ્ધિપૂર્વક થયલા વ્યભિચારથી પતિવ્રતનું ઉલ્લંઘન કોઈ રીતે થયલું નથી; કારણ કે હે સુંદરી! મૃત્યુલોકમાં સ્વપ્નમાં કરેલા કર્મનો દોષ તેના કર્તાને લાગતો નથી.[૨૦] આવો નિયમ હે દેવિ! ધર્મને જાણનારા વિપ્રર્ષિઓએ સ્થાપેલો છે. મન, વાણી અને વિશેષે કરીને શરીર, એ ત્રણેના સંયોગથી જે સ્ત્રી દુષ્ટ થયલી છે, તે સ્ત્રીને જ સુજ્ઞ લોકો પાપી વ્યભિચારિણી કહે છે.[૨૧] હે ભીરુ! તારું મન કદી પણ એવું ચંચલ થયેલું દેખાયું નથી. તો પછી તું નિશ્ચયપૂર્વક બ્રહ્મચર્યવ્રત પાળનારી, કેવી રીતે સ્વપ્નના દોષે કરી દુષ્ટા વ્યભિચારિણી ગણાશે?[૨૨] જો તારા જેવી શુદ્ધ હૃદયવાળી, મનસ્વિની, સાધ્વી કુંવરી સૂતા પછી સ્વપ્નમાં આવી અવસ્થાએ પહોંચી તો તેમાં ધર્મનો વિલોપ(ભંગ) થતો નથી.[૨૩] એ તો જેનું મન પૂર્વના સંકલ્પથી દુષ્ટ થયું હોય અને તે પછી તે કર્મથી દુષ્ટ થાય તો તેને લોક અસતી કિંવા વ્યભિચારિણી કહે છે. તારા સબંધમાં તેમ થયલું નથી; માટે હે કલ્યાણિની! તું સતી જ છે.[૨૪] તું સત્કુલમાં ઉત્પન્ન થયલી છે, રૂપથી સંપન્ન છે, તું નિશ્ચયપૂર્વક નિયત બ્રહ્મચર્ય આચરે છે; (એટલે આવાં અનિંદ્ય કાર્યની ઇચ્છા તારામાં સંભવતી નથી) છતાંયે જ્યારે સ્વપ્નમાં આવી અવસ્થાએ પહોંચી ત્યારે ખરેખર કાલે નિર્માણ કરેલા સંકેતનું ઉલ્લંઘન કોઈથી થઈ શકે એમ નથી, એવો નિયમ સત્ય જણાય છે."[૨૫]

આ પ્રમાણે સખીઓએ તેના મનનું સમાધાન કરનારાં અનેક પ્રકારનાં વચનો કહ્યાં છતાંયે ઉષા આંખોમાંથી આંસુ સારતી રોતી રહી જ નહિ, ત્યારે તેને કુભાંડની પુત્રી ચિત્રલેખાએ આવું ઉત્તમ વચન કહ્યું:-[૨૬] "હે વિશાલ આંખવાળી ઉષા! તું હવે શોક ત્યજ. હે ઉત્તમ મુખવાળી! તું નિષ્પાપ છે. મેં તારા આ પ્રસંગ સંબંધી જે વાક્ય યથાર્થ રીતે દેવી પાર્વતીના મુખથી સાંભળ્યું છે તે તું સાંભળ.[૨૭] હે ઉષા!

હે ભામિની! તું દેવોના દેવ મહાદેવની સમીપ (છેલ્લા જલક્રીડાવિહારના પ્રસંગે) હતી તે વેળા યોગ્ય પતિ મેળવવાની તેં ભાવના કરી હતી, અને તે વખતે તારી એવી ભાવના કળી જઇને દેવી પાર્વતીએ તને આ જે વચન કહ્યું હતું તેનું તું સ્મરણ કરઃ–[૨૮] 'વૈશાખ માસમાં શુક્લ પક્ષની દ્વાદશીની રાત્રીએ તું મંદિરમાં (યોગ્ય પુરુષના યથેચ્છ સમાગમનો સંકલ્પ કરતી) સૂઈ જઇશ ત્યારે (સ્વપ્નાવસ્થામાં) જે પુરુષ રોવડાવીને તને બલાત્કારે સ્ત્રીપણું પ્રાપ્ત કરાવશે તે જ શૂરવીર અને શત્રુને દમનાર પુરુષ પછીથી તારો પતિ થશે.' તારો મનોરથ જાણી જઇને જ, હર્ષ પામતાં પાર્વતીએ તને આવું વચન કહ્યું હતું.[૨૯–૩૦] દેવી પાર્વતીએ આ જે વચન કહ્યું હતું તે મિથ્યા કદી થાય એમ હતું જ નહિ. અને હે ચન્દ્રતુલ્ય મુખની કાન્તિવાળી! તે પ્રમાણે આમ બનેલું છે, તેથી તું શા માટે આમ આટલી બધી રુવે છે?"[૩૧]

આવું વચન ચિત્રલેખાએ કહ્યું, એટલે દેવીનાં વચનનું સ્મરણ કરતાં, સુંદર આંખવાળી, બાણની પુત્રી, બાલા ઉષાનો શોક સઘળોયે નષ્ટ થયો.[૩૨] પછી તે બોલીઃ– "હે ભામિની ચિત્રલેખા! મહાદેવ પાર્વતી સાથે ક્રીડા કરતા હતા તે સમયે પાર્વતીએ આવું જે વચન મને કહ્યું હતું, તે મને હવે સાંભરે છે. તેણે કહ્યા પ્રમાણે સઘળું મે આ મંદિરમાં આજે અનુભવ્યું છે.[૩૩] જો લોકનાથ શંકરની પત્ની ઉમાએ મારે માટે આવી રીતે આ જ પતિ નિશ્ચિત કર્યો હોય તો તેને મારાથી કેવી રીતે જાણી શકાશે; માટે તેને શોધી કઢાય એવું કાંઇક કાર્ય તું કર."[૩૪]

આમ ઉષા બોલી રહી, એટલે અર્થતત્ત્વના નિર્ણયમાં વિશારદ, કુભાંડની પુત્રી ચિત્રલેખાએ તેને પુનઃ આવું ન્યાયને અનુસરનારું બીજું વચન કહ્યુંઃ–[૩૫] "હે દેવિ! તારા એ ઇષ્ટ પુરુષનું કુળ તેમ જ તેની કીર્તિ તથા તેનાં પુરુષાર્થપણાનાં કૃત્યો તત્ત્વપૂર્વક કોઇના પણ જાણવામાં નથી; તો પછી તું કેમ તેની ઉપર આટલો બધો મોહ પામે છે?[૩૬] હે ભીરુ! હે સુભાગ્યવતી! જે પુરુષને તેં સ્વપ્નમાં જોયો છે તેને તો મેં જોયલો જ નથી તેમ તેના સંબંધી કાંઈ પણ સાંભળ્યુંયે નથી; તો પછી તસ્કરોના કૃત્યને વટાવી જનારા એ નિપુણ રતિચોર પુરુષને હું કેવી રીતે જાણી શકું? હે નીલ વર્ણના નેત્રભાગવાળી અને યૌવનમદથી પ્રકાશતી સખી! જેણે પોતાના સામર્થ્ય અને પરાક્રમથી તારા આ અંતઃપુરમાં એકાએક પ્રવેશ કર્યો, તું સૂતી હતી ત્યારે રડાવીને બલાત્કારથી તને જે આમ ભોગવી ગયો, તે પુરુષ કાંઈ સામાન્ય તો નહીં જ હોય. કારણ કે શત્રુને દમનાર એ પુરુષ એકલો જ તારા આ લોકપ્રસિદ્ધ (અને અત્યંત સુરક્ષિત) નગર શોણિતપુરમાં બલાત્કારથી જ પેઠેલો હશે એમ સમજાય છે.[૩૭–૩૯] આદિત્યો, વસુઓ, રુદ્રો, અને મહાન્ ઓજસ્વી અશ્વિનીકુમારો, એ સર્વે દેવો જો કે ભયંકર પરાક્રમ કરનારા છે, છતાં તેઓ આ શોણિતપુરમાં તો પેસવાને સમર્થ નથી જ.[૪૦] તેથી અહીં આવેલો તારો એ શત્રુસંહારક વીર પુરુષ આ દેવો કરતાં પણ સો ગણો વિશેષ સમર્થ અને નિપુણ હોવો જોઇએ; અને એથી જ બાણના માથા ઉપર પગ મૂકીને અર્થાત્ તેના સંરક્ષકોનો અનાદર કરીને પણ તેણે શોણિતપુરમાં પ્રવેશ કર્યો છે.[૪૧] (અને તેની રૂપસંપન્ન સાધ્વી કુંવરીને બલાત્કારે ભોગવી ગયો છે.) હે કમલ સમાન સુંદર લોચનવાળી! જેનો પતિ આવા પ્રકારની યુદ્ધકલામાં વિશારદ નથી તે સ્ત્રીનું જીવન કિંવા ઉપભોગો પણ શા ઉપયોગનાં છે? (અર્થાત્ પતિ મળે તો આવો જ રણશૌર્યનિપુણ પતિ મળજો.)[૪૨] હે ભાગ્યશાલી! આવો શૂરવીર અને પાત્ર પતિ તને મળનારો હોવાથી તું ખરેખર ધન્ય જ છે અને ભાગ્યશાલી પણ છે. દેવી પાર્વતીના પ્રસાદથી જ તને કામદેવ જેવો પરાક્રમી પતિ મળ્યો છે.[૪૩] હવે આવી સ્થિતિમાં આપણે જે અતિશય આવશ્યક કર્મ કરવાનું છે તે વિષે હું તને કહું છું તે તું સાંભળ. પ્રથમ તો આપણે તે પુરુષ કોનો પુત્ર છે? તેનું નામ શું છે? અને તેનું કુલ કેવું છે? એ જાણવું જોઇએ.[૪૪] (માટે મને તે સંબંધી કંઇક રહસ્ય તું સૂચવ.)"

આવું વચન ઉષાને તેની સખી, કુભાંડની પુત્રીએ કહ્યું, એટલે કામની પીડાથી મોહ પામેલી, ઉષાએ તેને આવો ઉત્તર આપ્યોઃ–"હે સખી! એ હું શી રીતે જાણી શકીશ?[૪૫] તું જ ચતુર હોવાથી પોતે આ પ્રશ્નનો વિચાર કર. મને તો એનો કાંઈ પણ ઉત્તર સૂઝતો નથી. માનવને જ્યારે પોતાને શિરે દુઃખદ પ્રસંગ આવી પડે છે ત્યારે સદા તેની બુદ્ધિ મોહ પામે છે; (અને કોઈ ઉપાય તેને સૂઝતો નથી, એ શું તારા જેવી ચપલ કાર્યદક્ષથી અજાણ્યું છે?) માટે હું જેવી રીતે મારું જીવન પુનઃ પ્રાપ્ત કરી શકું, એવી કોઈ રીતિનો તું જ વિચાર કર.[૪૬] (અને એ પુરુષની શોધ સારુ જોઇતું રહસ્ય તું જ મેળવી લે.)"

આમ ઉષા રડતી અને ગદ્ગદ્ કંઠે બોલતી હતી ત્યારે તેની સખી, કુભાંડની પુત્રી ચિત્રલેખા ફરીથી બોલીઃ– "હે વિશાલ આંખોવાળી ઉષા! સંધિ અને વિગ્રહના કાર્યમાં તારી સખી અપ્સરા ચિત્રલેખા* સર્વથા કુશલ

* આ વચનો બોલનારી ચિત્રલેખા અને અપ્સરા ચિત્રલેખા બન્ને ભિન્ન વ્યક્તિઓ છે.

છે; તેથી હે સખી! તું તેને સત્વર આ કાર્ય સાધવાની વિનતિ કર.[૪૭-૪૮] ત્રૈલોક્યના સર્વેય ભાગની ખબર સર્વદા તેના જાણવામાં જ હોય છે. (એટલે તે આ રતિચોરને શોધવાનો ઉપાય તને સૂચવશે એટલું જ નહીં પણ તને એ પુરુષ મેળવી પણ આપશે.)"

કુભાંડપુત્રીએ આવું વચન કહ્યું એટલે ઉષા હર્ષયુક્ત થઈ અને વિસ્મય પામી. પછી દીન ઉષાએ ચિત્રલેખા (અપ્સરા) નામની પોતાની પ્રિય સખીને બોલાવી મંગાવી, અને બે હાથની અંજલિ જોડી, પોતાના પ્રિય પુરુષને લઈ આવવાનું વચન તેને કહ્યું.[૪૯-૫૦] ત્યારે સખી ચિત્રલેખા (અપ્સરા)એ બાણાસુરની યશસ્વિની પુત્રી ઉષાનાં એવાં વિનતિનાં વચન સાંભળી તેને આશ્વાસન આપવા માંડ્યું.[૫૧] એટલે વિસ્મય પામેલી અને અધીરી બનેલી ઉષાએ પ્રેમપીડાથી પ્રેરાઈ, પોતાની સખી અપ્સરા ચિત્રલેખાને આવું, એકદમ બોલી ન શકાય એવું વચન કહ્યું:-"હે ભામિની! હું જે તને આ મારું છેવટનું વચન કહું છું તે તું સાંભળ. જો તું મારા પ્રિય કાન્ત, કમલપત્ર સમાન વિશાલ લોચનવાળા અને મદમત્ત હાથીની ગતિથી ચાલનારા ભર્તાને આજે મારી સમીપ લઈ આવશે નહીં તો હે પાતળી કટિવાળી સખી! હું ઘણા અલ્પ સમયમાં જ મારા પ્રાણનો ત્યાગ કરીશ, એ તારે નિશ્ચિત સમજવું."[૫૨-૫૪]

આ વચન સાંભળી ચિત્રલેખાએ ઉષાને આનંદ ઉપજાવતાં ધીમેશથી આમ કહ્યું:-"સુવ્રત આચરનારી ભામિની! તું આ જે કામ કરવાનું મને કહે છે તેનો અર્થ મારાથી સમજી શકાતો નથી.[૫૫] (તે વિષે જો તું કંઈક વિશેષ સ્ફોટ કરે અથવા તો કંઈક કાર્યદર્શી વિશેષ માહિતી આપે તો તો અમને કંઈ સુઝ પડે ખરી) કારણ, હે સખી! તારો એ રતિચોર મેં દીઠો નથી; તેમ તેના કુલ ઉપરથી, વર્ણ ઉપરથી, શીલ ઉપરથી, રૂપ ઉપરથી કે તેના દેશ ઉપરથી પણ તેના વિષે જાણવાનું કોઈ સાધન મને નથી. (તે વિષે તું કંઈ પણ સૂચન કરતી નથી.)[૫૬] છતાં તે સંબંધમાં, હે સખી! બુદ્ધિની પ્રેરણાથી મારાથી શું કરી શકાય એમ છે તે વિષે સમયને યોગ્ય આ જે વચન હું કહું છું તે તું સાંભળ, અને એ ઉપાયથી તારો મનોરથ પૂર્ણ થશે, એમ મને લાગે છે.[૫૭] દેવો, દાનવો, યક્ષો, ગંધર્વો, ઉરગો અને રાક્ષસોમાં પોતાના પ્રભાવથી કે રૂપથી કે કુલીનતાથી પણ જેઓ શ્રેષ્ઠ ગણાયલા છે એ સર્વે પુરુષોનાં, હે સખી! તેમના પ્રભાવ અનુસાર ક્રમે ક્રમે, ચિત્રો તને હું કાઢી બતાવીશ. વળી મનુષ્યલોકમાં પણ જેઓ વિખ્યાત અને શ્રેષ્ઠ ગણાય છે તેમનાં પણ ચિત્રો તારી સમક્ષ હું દોરીશ.[૫૮-૫૯] હે ભીરુ! સાત રાત્રિમાં તે સર્વેયનાં ચિત્રો આલેખી હું તને બતાવી શકીશ. તે પછી તું એ ચિત્રફલકો જોઈને તેમાંથી તારા ઇષ્ટ પતિને બરોબર ઓળખી કાઢજે, અને તે પછી હું તને તે મેળવી આપીશ."[૬૦]

પોતાનું હિત કરવાની ઇચ્છાથી પ્રિય સખી ચિત્રલેખાએ કહેલું આ વચન સાંભળી, ઉષાએ તેને કહ્યું કે, "હે સખી! ત્યારે તું તે પ્રમાણે ચિત્રો દોર અને મને બતાવ."[૬૧]

તે પછીથી સુંદર શોભતી ચિત્રલેખાએ કુશલ હાથથી સાત રાત્રિમાં ચિતરવા યોગ્ય સર્વેય શ્રેષ્ઠ પુરુષોનાં ચિત્રો મોટા મોટા ચિત્રફલકો ઉપર આલેખ્યાં અને પછી એ સર્વ મુખ્ય ચિત્રોવાળા પટ ઉષા પાસે આણ્યા. તે પછી પોતે તૈયાર કરેલો દરેકે દરેક ચિત્રપટ ઉષાની આગળ વિસ્તારી ચિત્રલેખાએ પોતાની સખીઓને અને વિશેષે કરીને ઉષાને તે એક પછી એક બતાવવા માંડ્યા અને બોલી કે, "દેવોમાં જેઓ મુખ્ય છે તેઓનાં, જેઓ મુખ્ય મુખ્ય દાનવવંશમાં જન્મેલા છે તેઓનાં, કિન્નરો, ઉરગો, યક્ષો, રાક્ષસો, ગંધર્વો, અસુરો, દૈત્યો, સર્પો અને અન્ય સર્વ જાતિમાં જેઓ શ્રેષ્ઠ છે તેઓનાં તેમ જ મનુષ્યોમાં પણ જે પુરુષો સર્વથી શ્રેષ્ઠ છે તે સર્વેનાં ચિત્રો મેં આ ચિત્રપટો ઉપર દોરેલાં છે, માટે તું તે નિહાળ.[૬૨-૬૬] યથાર્થ રીતે આલેખેલાં આ ચિત્રોમાં તારો જે ભર્તા હોય અને જેને તેં સ્વપ્નમાં જોયો હોય તેનું ચિત્ર તું ઓળખી કાઢ."[૬૭]

તે પછી યૌવનમદથી પ્રકાશતી ઉષાએ ક્રમવાર એ સર્વે ચિત્રો એક પછી એક ટીકી ટીકીને જોવા માંડ્યાં. દેવો, દાનવો, ગંધર્વો, વિદ્યાધરો અને સર્વ યાદવોનાં ચિત્રોનેય વટાવીને ઉષાની દૃષ્ટિ એકાએક યદુનંદન કૃષ્ણ ઉપર જઈ ઠરી.[૬૮] (અને પોતાના ઇષ્ટ પતિનાં લક્ષણોનું કંઇક સામ્ય તેમાં જણાયું. પરંતુ) ત્યાં તો તેની બાજુમાં ચિત્રેલો અનિરુદ્ધ તેની દૃષ્ટિએ ચઢ્યો અને વિસ્મયથી તેની આંખો પ્રફુલ્લ થઈ ગઈ, અને તેણે એકદમ ચિત્રલેખાને આમ કહ્યું:-"હે સખી! મારો રતિચોર આ રહ્યો; જેણે હું મંદિરમાં સૂતી હતી, તે વેળા સ્વપ્નમાં પૂર્વે મને સાધ્વી કન્યાને બળાત્કારે ભોગવીને દૂષિત કરી છે તે ચોર આ રહ્યો. ખચિત જ એ મારો ઇષ્ટ પુરુષ છે. મેં એને રૂપ ઉપરથી ઓળખી કાઢ્યો છે. હે સખી! તું હવે મને ઝટ કહી દે કે, મારો એ રતિચોર ક્યાં વસે છે? હે સુંદર ચિત્રલેખા! તેનું કુલ, તેનું શીલ, તેના વંશની

કીર્તિ અને તેનું નામ એ સર્વે કેવાં છે તે મને સાચે-સાચું ઝટપટ કહી દે. હે સખી! તે પછી આ સંબંધમાં આપણે જે કરવા યોગ્ય હશે તેનો નિશ્ચય હું તને જણાવીશ."૬૯-૭૧

એટલે (અપ્સરા) ચિત્રલેખા કહે છેઃ-"હે વિશાલ આંખવાળી ઉષા! આ તારો પતિ તો ત્રૈલોકયના નાથ બુદ્ધિમાન્ કૃષ્ણનો પૌત્ર છે. (કામદેવના અવતાર) પ્રદ્યુમ્નનો (અને સાક્ષાત્ રતિનો) પુત્ર છે; અને એ ભયંકર પરાક્રમ કરનારો પુરુષ છે.૭૨ તેનું પ્રિય નામ અનિરુદ્ધ છે. પરાક્રમમાં આના જેવો ત્રણે લોકમાં કોઈ પણ પડ્યો નથી. તે પર્વતોને આખા ને આખા ઉખેડીને તેવડે જ શત્રુના ચૂરેચૂરા કરી નાંખવાને શક્તિમાન્ છે.૭૩ હે સખી! તું ખરે જ ધન્ય છે અને ભાગ્યશાલી પણ છે, કે આવો સજ્જન અને શૌર્યસંપન્ન પતિ ત્ર્યંબકેશ્વરનાં પત્ની પાર્વતીએ તારે માટે નિર્માણ કર્યો."૭૪

ત્યારે ઉષા તેને વિનવે છેઃ-"હે વિશાળ આંખ-વાળી! હે સુંદર મુખવાળી! (હે દૂતી કર્મમાં કુશળ!) તું એકલી જ અમારો સમાગમ કરાવવાને યોગ્ય છે. અન્યની તેમાં ગતિ પહોંચવી અશકય છે. આમાં હું ગતિહીન હોવાથી તારે જ મારો આશ્રય થવાનું છે.૭૫ તું અંતરિક્ષમાં વિચરી શકે છે, તું યોગસિદ્ધિવાળી છે. અને ઇચ્છાનુસાર સમય પરત્વે ઉચિત રૂપ ધરી શકે છે. આનો ઉપાય શોધવામાં તું કુશળ છે, માટે મારા પ્રિયને તું સત્વર અહીં આણ.૭૬ હે ભીરુ! તે મારા પ્રિય અહીં કેવી રીતે સુખરૂપ આવશે તે સંબંધી વિચાર કર, અને તેનો તું ઉપાય શોધી કાઢ. હે સુંદરી! જે યુક્તિના બલથી તું મારો અર્થ સિદ્ધ કરીને અહીં પાછી આવી શકે, એવી કોઈ યુક્તિ તું યોજ.૭૭ આપત્તિઓમાં જે વ્યક્તિ મિત્રનું કર્તવ્ય કરે છે, તે જ ખરો મિત્ર છે,* એમ જ્ઞાનીઓ કહે છે. હે સુંદર નિતંબવાળી! હું કામથી પીડાઉં છું, તેથી તું મારા પ્રાણ ટકાવનાર સાધન થા.૭૮ હે વિ-શાલ આંખવાળી! જો તું અમરની ઉપમાને યોગ્ય મારા પતિને અહીં આજે આણીશ નહીં, તો હે સુભા-ગ્યવતી! હું સત્વર જ મારા પ્રાણને તજીશ."૭૯

ઉષાનું આવું વચન સાંભળી ચિત્રલેખાએ તેને આવું વચન કહ્યું:-"હે પવિત્ર સ્મિતવાળી! હે કલ્યાણી! હું તને એક હિતકર વચન કહું છું તે તું સાંભળ.૮૦ હે દેવિ! જેમ બાણાસુરની આ નગરી સર્વ પાસથી પૂરેપૂરી રક્ષાયલી છે તેમ હે ભીરુ! દ્વારકા પણ સવિશેષ રક્ષાયલી છે અને તેમાં છૂપી રીતે કોઈ દેવોથી પણ પ્રવેશ થઈ શકે એમ નથી.૮૧ તે લોઢાની ભીંતોથી વિંટાયલી છે, અને તેના દરવાજાઓનું રક્ષણ સારી રીતે થાય છે. વળી વૃષ્ણિકુલના કુમારો તેમ જ દ્વારકાના વતનીઓ તેનું રક્ષણ નિરંતર સાવ-ધાનતાથી કરે છે.૮૨ વિશ્વકર્માએ તેના સીમાડાને આંતરનારી જલવાળી ખાઇઓ રચેલી છે, અને પદ્મનાભ કૃષ્ણની આજ્ઞાથી ઘોર પુરુષો તેની ચોકી અહોનિશ કરે છે.૮૩ પર્વતોનો ફરતો કોટ તેની આસપાસ છે, અને નગરમાં પેસવાનો માર્ગ તો અતિ કઠિન છે. નગરને ધાતુઓથી શોભતા પર્વતોના સાત તો કોટ છે.૮૪ દ્વારકાપુરીની એ રચના નહીં જાણનારા લોકો તેમાં પ્રવેશ કરી શકે એમ નથી. તેથી હે ઉષા! તું મને, તારી જાતને અને વિશેષે કરીને તારા પિતાને આ કષ્ટમાંથી ઉગારે તો ઘણું જ સારું."૮૫

એટલે ઉષા તેને પુનઃ વિનતિ કરતાં કહે છેઃ-"હે સખી! તારા યોગના પ્રભાવથી ત્યાં તારો પ્રવેશ વિનાભયે થઈ શકશે. હવે મારે તને પુષ્કળ કહેવાનું પ્રયોજન જ શું છે? તું મારી આ છેવટની પ્રતિજ્ઞા સાંભળ!૮૬ જો હું આજે મારા પ્રિય અનિરુદ્ધનું પૂર્ણ-ચન્દ્રતુલ્ય તેજસ્વી મુખ નહીં જોઉં તો હું ખરેખર યમના ધામે જ પહોંચી જઇશ.૮૭ હે ભામિની! યોગ્ય દૂત મળતાં કાર્યની સિદ્ધિ અવશ્ય થાય છે. તેથી જો તું મને જીવતી જોવા ઇચ્છતી હો, તો તું મારી દૂતી બની ત્યાં જા.૮૮ જો તું મારા સખીભાવનું અને પ્રેમથી કહેલાં વચનોનું યથાર્થ સ્વરૂપ સમજી શકતી હો તો તો મારા કાન્તને તું સત્વર અહીં આણ. હું તારે શરણે આવેલી છું.૮૯ યૌવનમદથી આકુલ-વ્યાકુલ થયલી અને કામની વેદનાથી પીડાતી કામિનીઓ જીવનના સંદેહનો જ વિચાર કરતી નથી તો કુલના ક્ષયનો વિચાર તો કયાંથી કરી શકે? (અરે! મારી પણ તેવી જ સ્થિતિ છે, તે શું તારા જેવી ચતુર સ્ત્રીથી અજાણ્યું છે?)૯૦ કોઈ પણ કાર્ય સાધવાને અવશ્ય પ્રયત્ન યોજવો જોઇએ, એવો શાસ્ત્રનો આદેશ છે, તો તું એવો પ્રયત્ન મારી ખાતર આદર.૯૧ હે વિશાલ આંખવાળી ચિત્રલેખા! દ્વારકામાં પ્રવેશ કરવાને તું સર્વથા સમર્થ છે. હું તને વારંવાર વિનતિ કરું છું, કે હે ભીરુ! મને તું મારા પ્રિયનાં દર્શન કરાવ."૯૨

ત્યારે ચિત્રલેખા તેને ઉત્તર આપે છેઃ-"હે સખી! તેં સર્વથા અમૃતતુલ્ય મધુરાં વચનોથી મારી સ્તુતિ કરેલી છે. પ્રિય અને મનોહર વચનોથી તેં મને ઉત્તમ ઉદ્યોગ કરવાને ઠીક પ્રેરી છે.૯૩ હે ભીરુ! લે, ત્યારે હું સત્વર દ્વારકાપુરી જાઉં છું. અને દ્વારકાપુરીમાં

* મિત્રની વ્યુત્પત્તિ કેટલાક આવી કરે છેઃ-માત્ ત્રાયતેઃ ત્રાયતે ઇતિ મિત્રં। અહીં તેનું જ સૂચન છે.

પ્રવેશ કરીને વૃષ્ણિવંશમાં ઉત્પન્ન થયલા, મહાબાહુ, તારા પતિ અનિરુદ્ધને આજે ને આજે હું અહીં લઈ આવું છું."૯૪

આ પ્રમાણે સત્ય, દાનવોનું અમંગલ કરનારું તેમ જ તેમને ભય આપનારું વચન બોલી, મનની પેઠે શીઘ્ર ગતિ કરનારી ચિત્રલેખા સત્વર ત્યાંથી અંતર્હિત થઈ ગઈ.૯૫ દરમ્યાન અહીં શોણિતપુરમાં સખીઓ સાથે ઉષા ચિંતાતુર થતી બેસી રહી. સખીનું પ્રિય કરવાને ઇચ્છતી ચિત્રલેખાએ ત્યાંથી જવા અગાઉ તપોધન ઋષિઓનું પૂજન કર્યું અને ત્રીજા મુહૂર્તમાં બાણાસુરના નગરમાંથી બહાર નીકળી, અને કૃષ્ણથી રક્ષાયલી દ્વારાવતી નગરી સમીપ એક ક્ષણમાં આવી પહોંચી.૯૬-૯૭ તેણે અંતરિક્ષના તારાઓની પેઠે ઝગમગતી રમ્ય અને કૈલાસનાં શિખરો જેવા પ્રાસાદોથી શોભતી દ્વારાવતી નગરી જોઈ.૯૮

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे उषाहरणनो "उषानुं स्वप्न अने अनिरुद्ध अर्थे चित्रलेखानुं द्वारकागमन" ए नामनो अध्याय ११८ मो संपूर्ण

## અધ્યાય ૧૧૯ મો

### અનિરુદ્ધ અને ઉષાનું મિલન તથા બાણ સાથે સંગ્રામ

वैशंपायन उवाच—

अथ द्वारावतीं प्राप्य स्थिता सा भवनान्तिके ।
प्रवृत्तिहरणार्थाय चित्रलेखा व्यचिंतयत् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-તે પછી ચિત્રલેખા દ્વારાવતી પહોંચી, અને અનિરુદ્ધના ભવનની પાસે ઉભી રહી. પરંતુ તેનું હરણ કરવા અગાઉ તે સંબંધી સંદેશો કૃષ્ણને કેવી રીતે પહોંચાડવો, તેનો વિચાર તે મન સાથે કરવા લાગી.૧ તે આમ સ્વબુદ્ધિથી કર્તવ્ય પાર પાડવાનો વિચાર કરતી ઉભી હતી, તેવામાં પાસે જ જલાશયમાં ધ્યાન ધરતા નારદ મુનિ તેની દૃષ્ટિએ પડ્યા.૨ તેમને જોતાં વેંત જ હર્ષથી ચિત્રલેખાનાં લોચનો પ્રફુલ્લ થયાં અને તે તેમની સમીપ ગઈ, અને તેમને અભિવંદન કરી નીચું મુખ કરી ઉભી રહી.૩ નારદે પણ ચિત્રલેખાને આશીર્વાદ આપી પૂછ્યું:—"હે અપ્સરા! તું કેમ અહીં આવી છે? એ હું રહસ્યપૂર્વક જાણવા ઇચ્છું છું."૪ એટલે ચિત્રલેખાએ બે હાથની અંજલિ જોડી, લોકથી પૂજાતા, દેવર્ષિ, દિવ્ય મુનિ નારદને આ વાર્તા કહીઃ-૫

ચિત્રલેખા કહે છેઃ-"હે ભગવન્! મારું આ વચન સાંભળો. હું અહીં દૂતીનું કર્મ કરવા આવી છું. હે મુનિ! જે કાર્યને અર્થે અનિરુદ્ધને લેવા હું અહીં આવેલી છું, તે તમે સાંભળો.૬ શોણિતપુર નામનું એક નગર છે; તેમાં બાણાસુર નામનો મહાન્ અસુર રાજ્ય કરે છે. તેની ઉત્તમ કટિવાળી એક કન્યા ઉષા નામે સુવિખ્યાત છે.૭ હે ભગવન્! તે પુરુષોમાં ઉત્તમ, પ્રદ્યુમ્નના પુત્ર અનિરુદ્ધમાં અત્યંત આસક્ત થયલી છે. દેવી પાર્વતીના વરદાનથી તે એના પતિ તરીકે પ્રકૃતિથી નિર્માણ થયલો છે.૮ તેથી એને શોણિતપુર ઉપાડી જવાને હું અહીં આવેલી છું. માટે મારા એ અંગીકૃત કાર્યની સિદ્ધિ થાય, એવી કોઈ યોજના કરો. હું અનિરુદ્ધને બાણાસુરની રાજધાની શોણિતપુર લઈ જાઉં, તે પછી હે મહામુનિ! તમારે કમલલોચન કૃષ્ણને તેના હરણના સમાચાર જણાવવા. આને પરિણામે કૃષ્ણ અને બાણાસુર વચ્ચે રણભૂમિમાં અવશ્ય અતિશય મોટો વિગ્રહ થવાનો જ, કારણ કે બાણાસુર એ દિવ્ય તેમ જ મહાન્ અસુર છે.૯-૧૦ એથી કાંઈ એકલો અનિરુદ્ધ એ મહાન્ અસુરને જિતવાને સમર્થ થવાનો નથી. મોટી ભુજાવાળા કૃષ્ણ જ યુદ્ધમાટે તત્પર થયલા, હજાર બાહુવાળા બાણાસુરને જિતી શકશે.૧૧ તેથી હે ભગવન્! કમલલોચન કૃષ્ણને અનિરુદ્ધના હરણની વાત કેવી રીતે જણાવવી તેની કોઈ યુક્તિ તમે સૂચવો, એ હેતુથી હું તમારી પાસે અહીં આવેલી છું.૧૨ હે ભગવન્! આ કાર્યમાં તમારી કૃપા હશે તો તેથી મને કૃષ્ણ તરફથી કોઈ પણ ભય રહેવાનો નથી. તેઓ તેના હરણની સત્ય વાત શી રીતે જાણે? અને હું અનિરુદ્ધને કેવી રીતે ઉપાડી જાઉં? તે મને કહો.૧૩ એ મહાબાહુ કૃષ્ણ જો ક્રોધે ભરાયા તો તે ત્રણે લોકને પણ બાળી નાંખે એમ છે, અને પૌત્રના શોકથી વિશેષ તપી જઈ, મને શાપથી બાળી નાંખે એવો ભય રહે છે.૧૪ તેથી હે ભગવન્! ઉષાને તેનો કાન્ત પ્રાપ્ત થાય અને મને અભયદાન મળે, એવો કોઈ ઉપાય તમારે યોજવો જોઇએ છે."૧૫

આ પ્રમાણે ચિત્રલેખાએ વિનતિ કરી, એટલે ભગવાન્ નારદે તેને આવું શુભ વચન કહ્યું:-"હે અપ્સરા! તારે આ કાર્યસિદ્ધિમાટે કોઈ પણ પ્રકારનો ભય ધરવો નહીં. તું ભયથી રહિત બેલાશક થા, અને હું કહું છું તે સાંભળ.૧૬ હે પવિત્ર સ્મિતવાળી! તું અનિરુદ્ધને ઉપાડી જા અને તેને ઉષાના મંદિરમાં પ્રવેશ કરાવ, અને તે પછી જો ત્યાં અનિરુદ્ધ અને બાણાસુર વચ્ચે યુદ્ધ જાગે, તો તારે મારું સ્મરણ કરવું.૧૭ (હું ત્યાં હાજર થઇશ અને યોગ્ય માર્ગ યોજી અનિરુદ્ધને મુક્ત કરીશ.) હે મનોરમા! યુદ્ધ જોવાની મને પરમ કામના છે, તે જોઇને હું પરમ પ્રસન્ન થાઉં છું. હું કોઈ બે પક્ષો વચ્ચે યુદ્ધ જગાવવાની દૃઢ પ્રવૃત્તિ પણ કરું છું.૧૮ (અને જ્યારે આવો મહાન્ યુદ્ધનો પ્રસંગ આવ્યો છે

ત્યારે તે મારે એળે જવા દેવો નહિ.) તેથી સર્વ લોકને વિશેષ મોહ પમાડનારી આ તામસી વિદ્યા હું તને આપું છું, તે તું ગ્રહણ કર. તપશ્ચરણથી મેં આ વિદ્યા મેળવેલી છે, અને હે દેવિ! તે હું તને આપું છું."[૧૯]

મહર્ષિ નારદે આવું વચન કહ્યું, એટલે મનના જેવા વેગવાળી ચિત્રલેખાએ "તથાસ્તુ" એમ કહ્યું.[૨૦] પછી તેણે ઋષિઓમાં શ્રેષ્ઠ મહાત્મા નારદને અભિવંદન કર્યું અને અંતરિક્ષ માર્ગે અનિરુદ્ધના ભવન આગળ પહોંચી ગઈ.[૨૧] તે પછી દ્વારકાના મધ્ય ભાગમાં કામદેવના અવતારી પ્રદ્યુમ્નના શુભ મંદિરની પડોશમાં આવેલા અનિરુદ્ધના મંદિરમાં તે પેઠી.[૨૨] તેનું મંદિર સુવર્ણની વેદીઓ અને થાંભલાઓથી શોભતું હતું. તેના દ્વાર ઉપર સુવર્ણ અને વૈડૂર્ય મણિનાં તોરણ બાંધેલાં હતાં. એ મંદિરમાં ઠામઠામ પુષ્પની માલાઓ લટકાવેલી હતી. તે પીવાના પદાર્થોથી ભરેલા કુંભોથી શોભતું હતું. અનેક એકત્ર પ્રાસાદોની હારોથી તેનો આગલો ભાગ મોરની ગ્રીવાની પેઠે ઉંચો તેમ જ લાંબો હોઇને પ્રકાશતો હતો. તે મંદિરમાં રત્નો અને પરવાળાં જડેલાં હતાં; દેવ અને ગંધર્વોનાં ગાનથી તે ગાજી રહ્યું હતું. આવી અનુપમ શોભાવાળા મંદિરમાં પ્રદ્યુમ્નનો પુત્ર અનિરુદ્ધ સુખ-ચેનથી બેઠો હતો. આ મોટું ભવન જોતાં જ ચિત્ર-લેખાએ એકદમ તેમાં પ્રવેશ કર્યો; અને અનિરુદ્ધના શયનાગારમાં દાખલ થઈ.[૨૩–૨૫] ત્યાં અપ્સરામાં શ્રેષ્ઠ ચિત્રલેખાએ અનિરુદ્ધને આનંદ મહાણતો જોયો. શ્રેષ્ઠ નારીઓની મધ્યે તે ઉદય પામેલા તારાપતિ ચન્દ્રની પેઠે શોભતો હતો. ક્રીડાવિહારમાં અનેક નારીઓ અહીંતહીં તેની વિવિધ સેવાઓ ઉઠાવી રહી હતી. તે માધ્વીક મધુ પીતો હતો, પરમ શોભાથી સંપન્ન હતો. ઐડવિડ (કુબેર)ની પેઠે તે શ્રેષ્ઠ આસન ઉપર બેઠેલો વિરાજતો હતો. ત્યાં તાલબંધ વાદ્યો વાજતાં હતાં અને મધુર ગીતો ગવાતાં હતાં.[૨૬–૨૮] પરંતુ અનિ-રુદ્ધનું મન ત્યાં ચાલતી ગોઠડીમાં ગોઠતું જણાતું નહતું. સર્વગુણસંપન્ન સ્ત્રીઓ તેની પાસે અહીંતહીં વિવિધ રીતે નાચી રહી હતી, છતાંયે તેથી તેના મનને સંતોષ થતો હોય એમ જણાતું નહતું. ચિત્રલેખા તેની આવી ચિંતાતુર સ્થિતિનું કારણ કળી ગઈ. ભોગ-વિલાસોમાં તેનું મન મગ્ન થતું જ નહતું, અને તેને મધુના સેવનમાં પણ અપ્રીતિ થઈ હતી, એ રહસ્ય પણ ચિત્રલેખા સમજી ગઈ.[૨૯–૩૦] આથી, "ખરેખર તેના હૃદયમાં પેલું સ્વપ્ન રમી રહ્યું છે, એમ સ્પષ્ટ જણાય છે" એવો નિશ્ચય બુદ્ધિબલથી થતાં ચિત્ર-લેખાએ તેના હરણ સંબંધમાં સર્વે ચિંતા અને ભયનો ત્યાગ કર્યો.[૩૧]

પછી મનસ્વીની ચિત્રલેખા, અનિરુદ્ધને ઇન્દ્રના મેઘ-ધનુષ્યની પેઠે શ્રેષ્ઠ સ્ત્રીઓની મધ્યે વિરાજતો જોઇ, "આ કાર્ય મારે કેવી રીતે કરવું; આ કાર્ય નિર્વિઘ્ન કેવી રીતે પાર પડશે?" તેનો વિચાર મનમાં કરવા લાગી. પછી એના હરણના ઉપાયનો વિચાર કરી સુંદર લોચનવાળી યશસ્વીની ચિત્રલેખા ત્યાંથી અંતર્ધાન થઈ ગઈ અને તામસી વિદ્યાથી પોતાનો દેહ ઢાંકી, સત્વર અંતરિક્ષમાંથી અનિરુદ્ધના પ્રાસાદ ઉપર ઉતરી પડી.[૩૨–૩૪] તેના મનમાં વિચાર સ્ફૂર્યો કે 'મારી તામસી વિદ્યાથી હું અનિરુદ્ધ સિવાય અન્ય સર્વને વશ કરી શકીશ; પરંતુ અનિરુદ્ધને કેમ વશ કરવો? તે માટે મારે શું કરવું?' આવો વિચાર કરી તેણે પછી પ્રદ્યુમ્નના પુત્ર અનિરુદ્ધને દિવ્ય ચક્ષુ આપ્યાં અને પોતાનું દર્શન કરાવ્યું અને એકાંતમાં મધુર વાણીથી આવું વચન તેને કહ્યું:-

"હે યદુનન્દન વીર! કેમ તું સર્વ પ્રકારે કુશલ તો છે ને?[૩૫–૩૬] તારો આજનો દિવસ અને રાત્રિ સુખથી પસાર તો થયાં છે ને? હે રતિસુત! (આ રંગભોગમાં તારુ મન તટસ્થ જણાતું હોવાથી મને લાગે છે કે તે અન્ય કોઈ સ્થળે અવશ્ય ભટકે છે. તારા મનની આવી સ્થિતિ જોઇને જ હું તને એક વિનતિ કરું છું. માટે) હે મહાબાહુ! તું મારી આટલી વિનતિ સાંભળ.[૩૭] હું તને મારી સખી ઉષાનું આ વચન સત્યપૂર્વક કહું છું. તેં સ્વપ્નમાં જે સ્ત્રીને જોઈ છે અને જેને પરાણે સ્ત્રીત્વ પ્રાપ્ત કરાવ્યું છે, તથા જે તને પોતાના હૃદયમાં ધારણ કરી રહી છે, એ મારી સખી ઉષા છે, અને તેણે મને અહીં તારી પાસે મોકલી છે. તે તારી મૂર્તિનું ચિંતવન કરતી વિરહવેદનાથી રુવે છે, વારંવાર ઝબકી ઉઠે છે, અને ઉંડા નિસાસા મૂકે છે.[૩૮–૩૯] હે સૌમ્ય! તારા દર્શન માટે જ તત્પર થયલી, એ કામિની અતિશય સીદાય છે. હે વીર! જો તું ત્યાં આવશે, તો જ તે પોતાના જીવનને ટકાવી રાખશે.[૪૦] જો અલ્પ સમયમાં તેને તારું દર્શન નહીં થાય તો તે મરણ પામશે, એમાં કાંઈ પણ સંશય નથી. હે યદુનંદન! જો કદાચ તારા હૃદયમાં હજારો રમણીઓ રમી રહી હોય, તોયે જે સ્ત્રી તારે માટે આટલી કામના કરી રહી છે, તેનો હાથ તારે અવશ્ય પકડવો જ જોઇએ. વળી દેવી પાર્વતીએ તેને વરદાનમાં પતિ તરીકે તને આપી તેનો મનોરથ જાગ્રત કીધો છે.[૪૧–૪૨] મેં તારા આલેખેલા ચિત્રવાળું જે ચિત્રપટ્ટ તેને આપેલું છે, તે ઉપર જ નજર ઠેરવીને તે પોતાનું જીવન ટકાવી રહેલી છે. (તારા દર્શનની આશાથી જ એ ચિત્રપટ્ટને તેણે પોતાની છાતી ઉપર રાખેલું,

છે.) માટે હે યાદવોમાં શ્રેષ્ઠ અનિરુદ્ધ! તારે તેનો મનોરથ પૂર્ણ કરવાની દયા કરવી ઘટે છે.[૪૩] હે યદુનંદન! ઉષા તથા હું તારે પગે માથું નમાવીએ છીએ. હે વીર! તું સાંભળ, તેની ઉત્પત્તિ, તેનું કુલ અને તેનું શીલ, કેવાં છે; તેના શરીરની રચના, તેનો સ્વભાવ અને પિતા સંબંધી વર્ણન હું તારી સમક્ષ કરું છું. વિરોચનનો બાણાસુર નામનો પુત્ર શૂરવીર મહાન્ અસુર છે.[૪૪-૪૫] તે શોણિતપુરનો રાજા છે. તેની પુત્રી ઉષા તારા સમાગમની આશા કરી રહી છે. તેનું ચિત્ત તારા સ્વરૂપમાં આસક્ત થયલું છે. તેનું જીવન પણ તારામાં સમાયલું છે.[૪૬] તેના મનોરથ પ્રમાણે દેવી પાર્વતીએ તેને તને ભર્તા તરીકે આપેલો છે; એ નિઃસંશય છે. એ સુંદર નિતંબવાળી, સુભાગ્યશાલી સુંદરી ઉષા કેવળ તારા સમાગમની આશાથી જ પોતાના પ્રાણ ટકાવી રહી છે."[૪૭]

ચિત્રલેખાનું આવું વચન સાંભળી અનિરુદ્ધે તેને આવો ઉત્તર આપ્યો:–"હે સુંદરી! હે કલ્યાણિની! મેં પણ સ્વપ્નમાં તેનું દર્શન કરેલું છે. તેથી તે સંબંધી વૃત્તાંત મારી પાસેથી તું સાંભળ.[૪૮] તેનું રૂપ, તેની કાન્તિ, તેની મતિ, તેનો સંયોગ, તેનું રુદન, એ સર્વનો વિચાર કરતાં હું અહોરાત્ર મુગ્ધ જ બની ગયો છું.[૪૯] જો હું તેના અંગીકારરૂપી અનુગ્રહને યોગ્ય હોઉં અને જો તું મારી સાથે સખીભાવ રાખવા ઇચ્છતી હોય, તો હે ચિત્રલેખા! મને ત્યાં સત્વર લઈ જા. હું મારી પ્રિયાને જોવા ઇચ્છું છું.[૫૦] કામના સંતાપથી હું અતિશય બળ્યોબળ્યો થઈ ગયો છું, તેથી પ્રિયાના સંગમની ઇચ્છાથી હું તને બે હાથની અંજલિ જોડી કહું છું, કે મારા સ્વપ્નને તું સત્ય કર."*[૫૧]

આવું અનિરુદ્ધનું વચન સાંભળી, શ્રેષ્ઠ અપ્સરા ચિત્રલેખા બોલી, કે "મારી સખીએ જ એવી યાચના કરી છે તેથી મારો સર્વ શ્રમ આજે સફળ થયો છે."[૫૨]

વૈશંપાયન કહે છે:–આતુર અનિરુદ્ધની આવી મનોવાંછના જાણ્યાથી ભામિની ચિત્રલેખા સંતુષ્ટ થઈ અને "તથાસ્તુ" એમ બોલી.[૫૩] તે પછી ચિત્રલેખાએ મંદિરમાં સ્ત્રીઓના સમૂહની મધ્યે બેઠેલા, પ્રદ્યુમ્નના પુત્ર, યુદ્ધમાં દુર્મદ અનિરુદ્ધને ત્યાંથી અંતર્ધાન કર્યો. અને તેને પોતાની સાથે ઉપાડી આકાશમાર્ગે ચાલતી થઈ.[૫૪] સિદ્ધ અને ચારણ લોકથી સેવાયલા અંતરિક્ષના માર્ગને વટાવી, મનના જેવી શીઘ્ર ગતિ કરનારી ચિત્રલેખાએ એકદમ શોણિતપુરમાં પ્રવેશ કર્યો.[૫૫] પછી ઇચ્છા અનુસાર રૂપ ધરી શકનારી, મહાભાગ્યશાલિની ચિત્રલેખા જે સ્થળે ઉષા હતી ત્યાં માયાબળથી કોઈ દેખે નહીં એમ અનિરુદ્ધને લઈ ગઈ.[૫૬] અને તેણે મૂર્તિમંત કામદેવના રૂપવાળા, ચિત્ર–વિચિત્ર વર્ણનું અંબર ધારણ કરી આવેલા અને નાના પ્રકારનાં આભરણોથી અલંકૃત વીર અનિરુદ્ધનું દર્શન ઉષાને એકાંતમાં કરાવ્યું.[૫૭] પરંતુ ત્યાં મંદિરમાં સખીની સન્નિધિમાં પોતાના પ્રિયને જોતાં ઉષા વિસ્મય પામે છે, એમ લાગતાં જ ચિત્રલેખાએ તત્કાલ અનિરુદ્ધને તેના અંતઃપુરમાં પ્રવેશ કરાવ્યો.[૫૮] પછી અંતઃપુરમાં જતાં, વિનયમાં નિપુણ સુંદરી ઉષાનાં નયન પોતાના પ્રિયજનને નિહાળતાં અતિશય હર્ષથી પ્રફુલ્લ થયાં, અને અંતઃપુરમાં જ સાધ્ય સામગ્રીથી અર્ઘવડે તેણે યાદવ અનિરુદ્ધનું યથાસ્થિત પૂજન કર્યું.[૫૯] પછી ઉષાએ મનોરથ સિદ્ધ કરવા માટે ચિત્રલેખાને આલિંગન દીધું, અને પ્રિય વાર્તાવિનોદ કરવાની પ્રાર્થના કરી, પરંતુ એટલામાં તો મનોવાંછના સાધવાને ત્વરાવાળી બનેલી કામિની ઉષા ભયથી એકાએક ચિંતાતુર બની અને તેણે ચિત્રલેખાને આવું વચન પૂછ્યું:[૬૦] "હે કાર્ય સાધવામાં વિશારદ સખી! આ ગુહ્ય કાર્ય મારે કેવી રીતે સાધવું? કારણ આ કાર્ય ગુહ્યપણે સાધવામાં આવશે તો જ તે કલ્યાણકર નીવડશે; પરંતુ પ્રકાશમાં આવશે, તો તેથી અમારા જીવની હાણ થશે."[૬૧] આવું વચન બોલી ઉષા ત્વરાથી અંતઃપુરના ગુપ્ત ભાગમાં ગઈ, અને અલંકાર ધારણ કરી, ભયભીત થતી પોતાના કાન્ત અનિરુદ્ધની પાસે સહસા આવી બેઠી.[૬૨]† ત્યારે ચિત્રલેખાએ તેને આ વચન કહ્યું:–"હે સખી! તું મારો નિશ્ચય સાંભળ. હે સખી! દૈવ પુરુષાર્થથી કરેલા ઉદ્યમનો પણ નાશ કરે છે.[૬૩] માટે જો દેવી પાર્વતીની કૃપા તારી ઉપર છે, તો પછી આપણો આ પુરુષાર્થ અનુકૂળ થશે જ, અને આજે જે કાર્ય માયાથી ગુહ્યપણે આપણે કરેલું છે તે કોઈ પણ મનુષ્ય કળી શકશે નહીં."[૬૪]

આ પ્રમાણે સખીએ યુક્ત વચન કહ્યું, એટલે ઉષાનું ચિત્ત કંપરહિત થયું, અને પછી તે બોલી કે "હે સખી! તું જે કહે છે તે ખરું છે." પછી તેણે અનિરુદ્ધને ઉદ્દેશીને આવું વચન કહ્યું:–"મારું ધન્યભાગ્ય છે અને આ મોટા આનંદનું કારણ છે, કે સ્વપ્નમાં આવેલો ચોર મારો સુભાગ્યશાલી પતિ મને મળ્યો છે, કે જે પ્રિય મળવો દુર્લભ હોઇને તેને મેળવવાની

---

* ૫૧ મો શ્લોક બંગાળની તથા મન્મથનાથ દત્તની પ્રતિમાં નથી.

† કાશીની, બંગાળાની તથા મન્મથનાથની પ્રતિમાં આ શ્લોક નથી. તેમ ચિત્રલેખાને આ ગુપ્ત કાર્ય સાધવાનો ઉપાય પૂછી તેનો ઉત્તર મળ્યા અગાઉ ઉષા વેષ બદલવા જાય, એ પણ અયુક્ત લાગે છે, તેથી આ શ્લોક ક્ષેપક હશે, એમ સમજાય છે, તેનું ખરું સ્થાન તો ૭૪ મા શ્લોક પછી છે, અને ત્યાં આ જ શ્લોક પાછો આપેલો છે.

આકાંક્ષાથી અમે આટલો બધો શ્રમ ઉઠાવ્યો છે.૬૫-૬૬ હે મહાબાહુ ! તમે સર્વ પ્રકારે કુશળ તો છોને? સ્ત્રીઓનું હૃદય સદા મૃદુ હોવાથી હું તમને આમ આશંકાથી પૂછું છું."૬૭

ઉષાનાં આવાં અર્થપૂર્ણ મધુર વચન સાંભળી યાદવોમાં શ્રેષ્ઠ અનિરુદ્ધે વિશેષ શુભ અક્ષરોથી પૂર્ણ વાણીથી તેનો ઉત્તર આપતાં, પ્રથમ તો હર્ષાશ્રુથી ભીંજાયલાં તેનાં નેત્રોનાં આંસુ હાથથી લુંછી, લગાર મોટેથી હસ્યો અને પછી તેના હૃદયને આકર્ષનારું આવું વચન કહ્યું કે:-"હે સુંદર કટિ અને પુષ્ટ નિતંબવાળી! હે મિત ભાષણ કરનારી! હું કુશલ છું. હે દેવિ! તારી કૃપા છે તો મને સર્વત્ર પ્રિય જ લાગે છે.૬૮-૭૦ હે સુંદર દર્શનવાળી! આ દેશ મેં પૂર્વે કદી જોયલો નહતો; માત્ર સ્વપ્નમાં એક જ વખત હું તારા અંત:પુરમાં આવ્યો ત્યારે તે કંઈક જોઈ શક્યો હતો.૭૧ તે પછીથી એવી ને એવી જ રીતિએ હે ભીરુ! હું આજે અહીં તારી કૃપાથી આવ્યો છું. રુદ્રની પત્ની પાર્વતીનું વચન કદી અસત્ય થવાનું નથી.૭૨ એ દેવીની તારી ઉપર પ્રીતિ છે, એમ જાણીને હે ભામિની! તારું પ્રિય કરવાને માટે જ હું અહીં આજે આવેલો છું. તો તું હવે પ્રસન્ન થા; હું તારે શરણે આવેલો છું."૭૩

અનિરુદ્ધે આમ કહ્યું એટલે પ્રિયને મળવાને ત્વરાવાળી બનેલી ઉષા મંદિરના ગુપ્ત ભાગમાં ગઈ, અને અલંકાર સજી, ભયભીત થતી પોતાના કાન્ત પાસે આવી બેઠી.૭૪* તે પછી તે બન્ને ગાંધર્વ વિવાહ વિધિથી સંલગ્ન ચકવાચકવીનું† જોડું ક્રીડામાં નિમગ્ન થાય છે, તે પ્રમાણે થયાં અને તે બન્ને પરસ્પર રતિક્રીડા ખેલતાં આનંદનિમગ્ન થયાં.૭૫ તે પછીથી આ પ્રમાણે નિત્ય નિત્ય દિવ્ય વસ્ત્ર અને ચંદન આદિ લેપ ધારણ કરનારી ઉત્તમ વર્ણવાળી ઉષા પોતાના કાન્ત પતિ અનિરુદ્ધની સાથે એકતાર બની ક્રીડા કરતી આનંદ મહાણવા લાગી.૭૬ આમ ઘણા દિવસ સૂધી કોઈ પણ કળી શકે નહીં, એમ ગુપ્ત રીતે ખુબીથી ઉષાએ રતિકલાનિપુણ અનિરુદ્ધની સાથે નવનવા ઉપભોગ મહાણ્યા. પરંતુ બનવા કાળ તે અચાનક એક દિવસે બાણના રક્ષક દૂતોએ દિવ્ય માળા અને દિવ્ય અંબર ધારણ કરનારા તેમ જ દિવ્ય હાર અને દિવ્ય ચંદનના લેપથી શોભતા યાદવોમાં શ્રેષ્ઠ અનિરુદ્ધને ઉષા સાથે ખેલતો જોયો.૭૭-૭૮ તત્કાલ જ ઉષાએ કન્યાપણાના કરેલા ઉલ્લંઘન સંબંધી દેખાવ, એ દૂતોએ જે રીતિએ થતો જોયો હતો તે જ પ્રમાણે તે પૂરેપૂરો, બાણાસુરને જણાવી દીધો.૭૯

આ સમાચાર સાંભળતાં વેંત જ બલિના વીર પુત્ર, શત્રુનો સંહાર કરનારા તેમ જ ભયંકર કર્મ કરનારા બાણાસુરે સર્વે કિંકરોના સૈન્યને આવી આજ્ઞા કરી:૮૦ "હે કિંકરો! તમે સર્વે સત્વર એકઠા થાઓ અને ઉષાના મંદિરમાં જાઓ, અને જે દુષ્ટાત્મા દુર્બુદ્ધિએ આપણા કુલના ચારિત્રને કલંકિત કર્યું છે તેને હણો.૮૧ હાય! હાય! ઉષાનું કન્યાપણું લૂંટી લેવાયાથી આપણું મોટું કુલ કલંકિત થયું છે! કારણ વિવાહવિધિથી અમે તેને યોગ્ય રીતે તેનું પાણિગ્રહણ કરાવ્યું નથી, છતાં એ કન્યાને તેણે પોતે આપણી કોઇની દરકાર કીધા વિના દૂષિત કરી છે!૮૨ અહોહો! એ દુર્બુદ્ધિનું વીર્ય અનુપમ હોવું જોઇએ! અહોહો! તેનું ધૈર્ય અને તેની સાહસિક બુદ્ધિ પણ ખરેખર અડગ જ હશે! કે જેના જોરે તેણે બાલિશપણા(છોકરવાદી)થી આ નગરમાં તેમ જ ઉષાના મંદિરમાં પણ આમ પ્રવેશ કર્યો!"૮૩ આવાં વચનો વારંવાર ઉચ્ચારી બાણાસુરે કિંકરોને ફરી ફરીને અતિશય ઉશ્કેર્યા.

તેની આવી આજ્ઞા માથે ઉઠાવી તેઓ સંપૂર્ણ રીતે આયુધ આદિથી સુસજ્જ થયા અને જે મંદિરમાં અનિરુદ્ધ હતો, ત્યાં જવા એ મહાબલવાન્ કિંકરો બહાર પડ્યા.૮૪ તેમણે હાથમાં નાના પ્રકારનાં શસ્ત્રઅસ્ત્ર ઉપાડ્યાં હતાં; તેઓ વિવિધ રૂપોવાળા હતા તેમ જ ભયંકર દિસતા હતા. પ્રદ્યુમ્નના પુત્ર અનિરુદ્ધનો વધ કરવાની આતુરતાથી એ સર્વે દાનવો અતિશય ક્રોધે ભરાયા હતા.૮૫

(બીજી પાસ) આમ સજ્જ થયલા સૈન્યને પોતાના મંદિરે આવતું નિહાળી, હવે નિશ્ચય અનિરુદ્ધનો વધ થશે એવા ભયથી બાણની યશસ્વિની પુત્રી ઉષા બીની, ને તેની આંખો આંસુથી ઉભરાઇ, અને તે રોવા લાગી.૮૬ હરિણના જેવી ચંચલ આંખવાળી ઉષાને આમ રોતી તથા "હા હા કાન્ત! હવે તમારું શું થશે?" એમ બોલતાં કાંપતી જોઈ, અનિરુદ્ધે તેને આશ્વાસન આપતાં આ વચન કહ્યું:૮૭ "હે સુંદર નિતંબવાળી! તું ભયરહિત થા. જ્યાં સૂધી હું અહીં ઉભેલો છું, ત્યાં સૂધી તારે લેશમાત્ર પણ ભય ધરવો નહીં. આ તો તારે મોટા હર્ષનો પ્રસંગ આવ્યો છે. તેથી તારે ભય ધરવાનું કોઈ પણ કારણ નથી.૮૮ હે યશસ્વિની! કદાચિત બાણાસુરનો સમગ્ર સૈન્યવર્ગ મારી સાથે

* ૬૨ મો અને આ શ્લોક એક જ છે. આથી જણાય છે, કે ૬૨ મો શ્લોક યોગ્ય સ્થાને નથી અને તેથી જ બંગાળી પ્રતમાં આપેલો નહીં હોય.

† હમેશાં પ્રેમાળ સ્ત્રીપુરુષના મિલનને પૂર્વકાલથી ચક્રવાક ચક્રવાકીના સંયોગ સાથે સરખાવવામાં આવે છે. ગર્ભાધાન પ્રયોગમાં પણ કહેલું છે;—चक्रवाकसंवगमने । वनदीर्घ्यः तदद्भुतम् ॥

આવી એકવાર ઉભો રહેશે, તેમ છતાં પણ મને તેની ચિંતા નથી. હે ભીરુ! હવે જ તું આજે મારું પરાક્રમ જોઇશ."[૮૯]

તે પછી બાણાસુરના સૈન્યનો ભારે ઘોંઘાટ સાંભળી, પ્રદ્યુમ્નનો પુત્ર શ્રીમાન્ અનિરુદ્ધ "આ શું છે?" એમ બોલતો સહસા કૂદી બારીએ આવ્યો.[૯૦] અને જોયું તો નાના પ્રકારનાં આયુધોથી તત્પર થયલું સૈન્ય આ મોટા મંદિરની આસપાસ ફરી વળેલું તેને જણાયું.[૯૧]* એટલે ક્રોધે ભરાઈ, પોતાના બલનો આશ્રય કરી, અનિરુદ્ધ જ્યાં સૈન્ય વિંટલાઈ વળેલું હતું ત્યાં દાંત કરડતો ત્વરાથી આવી પહોંચ્યો.[૯૨] ત્યાં તો અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઈ અનિરુદ્ધ સાથે યુદ્ધ કરવાને તત્પર થયલા, બાણાસુરના સેનાનીઓને જોઈ, ચિત્રલેખા(અપ્સરા)એ દેવોની પેઠે સ્મરણથી દર્શન દેનારા નારદનું સ્મરણ કર્યું.[૯૩] આમ ચિત્રલેખાએ સ્મરણ કર્યું કે તરત જ માત્ર આંખના એક પલકારામાં મુનિઓમાં શ્રેષ્ઠ નારદ શોણિતપુર આવી પહોંચ્યા.[૯૪] અને ત્યાં અંતરિક્ષમાં જ ઉભા રહી મુનિ નારદ અનિરુદ્ધને ઉદ્દેશી આ વચન બોલ્યાઃ-"હે વીર! તારે ભય ધરવો નહીં. જો હું આજે તને સહાય અપાવવા આ પુરમાં આવ્યો છું. નિદાને તારું કલ્યાણ જ થશે."[૯૫] એટલે ઉંચું જોતાં નારદ મુનિ તેની દૃષ્ટિએ પડ્યા, અને તરત જ મહા બલવાન અનિરુદ્ધે તેમને અભિવંદન કર્યું અને વિશેષ હર્ષ પામેલા મનથી યુદ્ધમાટે સજ્જ થયો.[૯૬]

તે પછી ગર્જના કરનારા, સર્વ સેનાનીઓનો ઘોંઘાટ સાંભળી, અંકુશની પ્રેરણાથી ઉશ્કેરાયલા મદોન્મત્ત હાથીની પેઠે શૂરવીર અનિરુદ્ધ એકાએક શત્રુ ઉપર ઉછળ્યો.[૯૭] આમ દાંત કચકચાવતા, મોટી ભુજાવાળા, વીર અનિરુદ્ધને એકાએક પ્રાસાદમાંથી નીચે ઉતરી આવતો અને પોતાની ઉપર કૂદી આવતો જોતાં જ એ સર્વ સેનાનીઓએ ભયથી અહીંતહીં નાસભાગ કરી મૂકી.[૯૮] પરંતુ એટલામાં તો નાના પ્રકારનાં યુદ્ધમાં નિપુણ અનિરુદ્ધે તેમના વધને અર્થે અતુલ દૃઢતાવાળો અંતઃપુરના દ્વારનો આગળો પકડ્યો અને પરિઘની પેઠે ફેરવ્યો.[૯૯] તરતજ તે સર્વે રણકુશળ દાનવો પણ એકત્ર થઈ ગયા અને બાણો, ગદાઓ, મુસલો, તરવારો, શક્તિઓ અને ત્રિશૂલોની વૃષ્ટિથી તેની ઉપર અનેક વિધ પ્રહારો કરવા મંડ્યા.[૧૦૦] અતિશય ક્રોધે ભરાયલા, શસ્ત્રવિદ્યામાં પારંગત, દાનવોએ રણસંગ્રામમાં ફેંકેલાં નારાચ બાણો, પરિઘો આદિ અસ્ત્રોથી ચારે કોર તેની ઉપર પ્રહાર કરવા માંડ્યા છતાં, સર્વ ભૂતોના આત્માની પેઠે પ્રદ્યુમ્નપુત્ર અનિરુદ્ધ લેશ પણ ડગમગ્યો નહીં અને ગ્રીષ્મઋતુના મેઘની પેઠે ગર્જના કરતો ઘોર પરિઘ ફેરવતો તેમની મધ્યે આવી ઉભો. આ વેળા જાણે આકાશમાં મેઘોની વચ્ચે સૂર્ય ફરતો હોય તેવો તે સર્વ રીતે દેખાતો હતો.[૧૦૧-૨] આવી સ્થિતિ જોતાંને દંડ અને કાળા મૃગનું ચર્મ ધારણ કરી ઉભેલા નારદ મુનિનું મન વિશેષ પ્રસન્ન થયું અને તેમણે અનિરુદ્ધને "ધન્ય છે ધન્ય છે" એવા વચનથી પ્રોત્સાહન આપ્યું.[૧૦૩] એટલામાં તો વાયુના ઝપાટાથી જેમ મેઘો પલાયન કરી જાય છે, તે પ્રમાણે અનિરુદ્ધે ફેરવેલા રૌદ્ર અને અમિત ઓજસ્વી પરિઘના પ્રહાર પડતાં જ તે સર્વ દાનવોએ ભયના માર્યા આમતેમ દોડાદોડી કરી મૂકી.[૧૦૪] આમ અતિશય પરાક્રમી વીર અનિરુદ્ધે પરિઘથી દાનવોને નસાડ્યા અને અતિ હર્ષ પામતાં પ્રચંડ સિંહનાદ કર્યો. તે સમયે તે ગ્રીષ્મ ઋતુને અન્તે આકાશમાં જ મહાઘોર ગર્જના કરતો મેઘ હોય તેવો દેખાવા લાગ્યો.[૧૦૫] શત્રુઓનો ઉચ્છેદ કરનારા, રતિપુત્ર અનિરુદ્ધે 'ઉભા રહો ઉભા રહો' એવું આહ્વાન યુદ્ધમાં ઉન્મત્ત થયલા દાનવોને કર્યું, અને તે સર્વેની ઉપર પ્રહારો કરવા માંડ્યા.

આ પ્રમાણે રણસંગ્રામમાં મહાત્મા અનિરુદ્ધના પ્રહારો પડવાથી, તે સર્વે યુદ્ધમાંથી પીઠ ફેરવી જે સ્થળે બાણાસુર હતો, ત્યાં પલાયન કરી ગયા. તે પછી લોહીથી ખરડાયલા, શ્વાસોચ્છ્વાસ લેતા, અને ભયથી આકુળવ્યાકુળ બનેલા, દૈત્યો બાણાસુરની સમીપ જઈ ઉભા રહ્યા.[૧૦૬-૧૦૮] પરંતુ ત્યાં તેમના મનને કાંઈ શાન્તિ મળી નહીં. ઉલટું રાજા બાણાસુરે તો "ભય ધરતા નહીં, ભય ધરતા નહીં" એમ બોલીને યુદ્ધને માટે તેમને પુનઃ ઉશ્કેર્યા અને કહ્યું, કે "હે ઉત્તમ દાનવો! ત્રાસ તજી દ્યો. એકત્ર થાઓ અને ફરી પાછું યુદ્ધ મચાવો." વળી ફરીથી બાણાસુરે તેમને ઉશ્કેરતાં આવું વચન કહ્યું;-[૧૦૯-૧૧૦] "હે દાનવો! તમે વિજયી હોવાનો યશ પ્રાપ્ત કરેલો છે છતાં લોકમાં તમારા એવા પ્રસિદ્ધ થયલા યશને આમ છોડી દઈ, તમે કેમ નપુંસકો બની ગયા છો અને ભાનભૂલા થઈ શા માટે આમ આકુળવ્યાકુળ થાઓ છો?[૧૧૧] એ યોધો એવો તે કેવો છે કે જેના ભયથી ત્રાસ પામી તમે અનેક દાનવોએ આમ અનેક દિશાએ નાસભાગ કરી મૂકી છે? તમે સર્વે પ્રખ્યાત કુલમાં ઉત્પન્ન થયલી કીર્તિને કલંક લગાડનારા છો તેમ જ નાના પ્રકારનાં યુદ્ધોમાં વૃથા નિપુણ કહેવાઓ છો. ભલે તમે આજે મને યુદ્ધમાં સહાય ન આપતા. તમારી સહાયતા વિના મારું પડ્યું રહે

* શ્લોક ૯૦ અને ૯૧ બંગાળાની પ્રતમાં નથી.

તેમ નથી. જાઓ મરો, મારી પાસેથી તમારું કાળું મોઢું લઈ ચાલ્યા જાઓ."૧૧૨–૧૩

આ પ્રમાણે ઉગ્ર વચનોથી અનેક રીતે બલવાન્ બાણાસુરે તેમની નિન્દા કરી, તથા તેમને ત્રાસ પણ આપ્યો, અને પુનઃ અન્ય હજારો રણશૂર દાનવોને સજ્જ થવાની આજ્ઞા કરી.૧૧૪ પછી તેણે પુષ્કળ પ્રમથ નામના ગણોવાળા, અતિશય ભયંકર સૈન્યને નાના પ્રકારનાં આયુધોથી સજ્જ થઈ, અનિરુદ્ધનો નિગ્રહ કરવાને મોકલ્યું.૧૧૫ તરત જ બાણાસુરના, અંતરિક્ષમાંના વિજળીથી યુક્ત મેઘો જેવાં ચકચકતાં અને ક્રોધથી લાલચોળ થયલાં નેત્રવાળા, સેનાનીઓથી રણભૂમિ બહુધા છવાઈ રહી.૧૧૬ કેટલાક શૂરો ચારે કોર ભૂમિ ઉપર ઉભા રહી હાથીઓની પેઠે ઝાડ પાડવા મંડ્યા, ત્યારે કેટલાક તો ગ્રીષ્મ ઋતુના અંત સમયના મેઘોની પેઠે આકાશમાં વિરાજતા ગર્જવા લાગ્યા.૧૧૭ આમ ત્યાં ફરી અતિશય મોટા સૈન્યનો જમાવ થયો, અને ચારે કોરથી "ઉભો રહે, ઉભો રહે" એવાં (અનિરુદ્ધને ઉદ્દેશીને બોલાતાં) વચનો સંભળાવા લાગ્યાં.૧૧૮ તરત જ રણમાં એકલો પણ સાચો વીર અનિરુદ્ધ તેમની સામે એકાએક ધસ્યો. ખરેખર, એ આશ્ચર્યકર જ હતું, કે અસંખ્ય મહાવીર્યશાલી દાનવોની સામે એકલા અનિરુદ્ધે આમ રણમાં બાથ ભીડી. તેમની સાથે યુદ્ધ કરતાં તેણે તેમનાં જ પરિઘો અને તોમરો પણ ઝુંટવી લીધાં.૧૧૯–૧૨૦ અને તેનાં તે જ આયુધોવડે એ મહાબલીએ તેમને સામા હણ્યા. શત્રુનો ઉચ્છેદ કરનારા અનિરુદ્ધે વળી પાછા રણને મોખરે આવી, પોતાનું ઉત્તમ પરિઘ ઉગામ્યું અને તેવડે ભ્રાન્ત, ઉદ્ભ્રાન્ત, આવિદ્ધ, આપ્લુત, વિપ્લુત, પ્લુત ઇત્યાદિ બત્રીસ પ્રકારના ચક્રાવા લીધા અને એવી તો ચપળતાથી પટાબાજી ખેલતો રણમાં ઘૂમી રહ્યો કે કોઈ તેના ચક્રાવાને સહસા કળી શક્યું પણ નહીં. જાણે યમરાજ પોતે મોં ફાડીને રણમાં ઉભો હોય તેમ બહુ પ્રકારે ચપળતાથી યુદ્ધક્રીડા કરતો અનિરુદ્ધ એકલો હોવા છતાં જાણે હજારોની સંખ્યામાં હોય તેવો દેખાતો હતો.

આમ રણમાં ઘૂમી રહેલા અનિરુદ્ધના પ્રહારથી દાનવો અતિશય સંતાપ પામ્યા અને રુધિરના પ્રવાહથી તરબોળ થયા.૧૨૧–૨૪ આવી ત્રાસદાયક સ્થિતિ થતાં તેઓ પાછા રણમાંથી ભાગ્યા અને જ્યાં બાણાસુર હતો ત્યાં આવી પહોંચ્યા. હાથી, ઘોડા, અને રથ ઉપર ચઢી તે સર્વે હાર પામેલા અને હણાયલા તેજવાળા યોધાઓ કરુણ અને ભયંકર સ્વરે દિશાઓને ગજાવતા ચારે કોર દોડાદોડી કરી રહ્યા. આમ તેના ભયથી ત્રાસેલા દાનવો અન્યોન્યનાં અંગ ઉપર પડતા, વિષાદ પામતા અને શોણિતની ઉલટીઓ કરતા રણાંગણમાંથી પીઠ ફેરવી નાઠા. આ રણસંગ્રામમાં અનિરુદ્ધ સાથે યુદ્ધ કરતાં દાનવોને જેટલો ત્રાસ છૂટ્યો હતો, તેટલો ત્રાસ પૂર્વે દેવાસુર યુદ્ધમાં પણ તેમણે કદી અનુભવ્યો ન હતો. કેટલાક દાનવો તો લોહીની ઉલટી કરતા પૃથ્વીતલ ઉપર ત્યાંના ત્યાં જ ઢળી પડ્યા.૧૨૫–૨૮ અને બાકીના પર્વતનાં શિખર સમાન પ્રચંડ દેખાતા, ગદા, ત્રિશૂલ અને તરવાર હાથમાં ધારણ કરનારા દાનવો ધનુષ્ય આદિ પોતાનાં આયુધો છોડી દઈ, ભયથી આકુળવ્યાકુળ થતા, રણમાંથી ચાલ્યા ગયા. આમ પરાજય પામેલા દાનવો રણસંગ્રામ છોડી વિશાળ આકાશમાં પલાયન કરી ગયા. પોતાની મોટી સેનાને આમ સંપૂર્ણ રીતે નાસ ભાગ કરી મૂકતી નિહાળતાં,૧૨૯–૩૦ યજ્ઞના પ્રદીપ્ત અગ્નિની પેઠે ક્રોધથી બાણાસુર અતિશય પ્રજળી ઉઠ્યો. બીજી પાસ અનિરુદ્ધે યુદ્ધમાં દાખવેલું પરાક્રમ જોઈ, અંતરિક્ષમાં ચારે કોર વિચરતાં નારદ મુનિ પરમ પ્રસન્ન થયા અને "ધન્ય છે, ધન્ય છે," એમ બોલતા નાચવા લાગ્યા.

આ સમય દરમ્યાન પરમ કોપને વશ થયલો, વીર્યશાલી બાણાસુર, કુભાંડ પ્રધાને ઉત્તમ પ્રકારે સજ્જ કરી આણેલા રથમાં બેઠો. અને તરવાર ઉગામતો જે સ્થળે અનિરુદ્ધ હતો, ત્યાં આવી પહોંચ્યો.૧૩૧–૩૩ હજાર હાથમાં પટ્ટિશ, ખડ્ગ, ગદા, ત્રિશૂલ, પરશ્વધ, આદિ અનેક આયુધો ઉપાડેલાં હોવાથી, બાણાસુર, જાણે સેંકડો ધ્વજાઓથી શોભતો ઇન્દ્ર હોય તેવો દેખાતો હતો.૧૩૪ અંગુલિના રક્ષણ અર્થે ચંદનઘોનાં મોજાં બાંધેલા અને નાના પ્રકારનાં અસ્ત્રો ધારણ કરી રહેલા બાહુઓથી મોટી મોટી ભુજાઓવાળો, દાનવોમાં શ્રેષ્ઠ બાણાસુર વિશેષ દીપતો હતો.૧૩૫ મોટાં ધનુષ્યને વારંવાર કર્ણ પર્યંત ખેંચતા, ક્રોધે ભરાયલા, બાણાસુરની આંખ લાલચોળ થઈ ગઈ અને સિંહનાદ કરી "ઉભો રહે, ઉભો રહે" એમ બોલતો અનિરુદ્ધને યુદ્ધનું આહ્વાન કરવા મંડ્યો.૧૩૬ તરત જ શત્રુથી અજિત, પ્રદ્યુમ્નપુત્ર અનિરુદ્ધ તેનું એ વચન સાંભળતાં, રણમાં તેનું મુખ નીરખ્યું અને ખડખડ હસી પડ્યો.૧૩૭ પૂર્વે દેવાસુર યુદ્ધમાં જેમ હિરણ્યકશિપુના રથને હજાર ઘોડા જોડ્યા હતા, તે જ પ્રમાણે મહાત્મા બાણાસુરનો રથ હજાર ઘોડાથી સજ્જ કરેલો હતો. તેને બાંધેલી સેંકડો ઘંટડીઓનો ધ્વનિ નિકળી રહ્યો હતો; તેની ઉપર રાતી ધ્વજાઓ અને પતાકાઓ ચઢાવેલી હતી; તેનાં અંગો રીંછનાં ચામડાંથી મઢેલાં હતાં;

અને તેનો વિસ્તાર દશ નલ્વ(ચાર હજાર ઘન હાથ)નો હતો.૧૩૮-૩૯

આમ સજ્જ થઈ, યુદ્ધમાં ઝીંપલાવતા બાણાસુરને જોતાં જ યાદવોમાં શ્રેષ્ઠ અનિરુદ્ધ વિશેષ હર્ષ પામ્યો, અને તે રણમાં તેજથી સંપૂર્ણ દીપી ઉઠ્યો.૧૪૦ ખડ્ગ અને ચામડાંની ઢાલ ધારણ કરી, સ્વસ્થ થઈ, સંગ્રામની આતુરતાથી રાહ જોતો ઉભેલો વીર અનિરુદ્ધ પૂર્વે આદિ દૈત્યોના વધ માટે તત્પર થયલા નરસિંહ જેવો દેખાતો હતો.૧૪૧ બાણાસુરની દૃષ્ટિએ માત્ર ખડ્ગ અને ચામડાંની ઢાલ જ ધારણ કરી યુદ્ધમાટે તત્પર થયલો અનિરુદ્ધ પડતાં અને તેને પગપાળો જોતાં, તેના વધની આતુરતાથી તે (બાણાસુર) અતુલ હર્ષમાં આવી ગયો; કારણ કે યાદવ અનિરુદ્ધ શરીરનું રક્ષણ કરનારા બખ્તર વિનાનો હતો અને હથીઆરમાં તેની પાસે માત્ર એક ખડ્ગ જ હતું.૧૪૨-૪૩ તેમ છતાં 'એ અજિત છે' એમ માનતો, વિજય મેળવવાને મદાંધ થયલો મહાબળવાન્ બાણાસુર યુદ્ધમાટે રણને મોખરે આવી ઉભો.૧૪૪ અને તે અતિશય ક્રોધે ભરાઈ બોલવા મંડ્યો કે, "એને પકડો અને હણો." પરંતુ બાણાસુરને ક્રોધથી તપી આમ બડબડતો જોઈ તથા તેના એવા શબ્દો સાંભળી પ્રદ્યુમ્નપુત્ર અનિરુદ્ધ રણાંગણમાં ખડખડ હસ્યો અને તેની સામે ટીકી રહ્યો. ત્યાં (બાણાસુર સામે મારો પતિ હવે ટકવાનો નથી એવા) ભયથી સંપૂર્ણ અંશે ત્રાસ પામેલી અને રુદન કરતી ભામિની ઉષા સામે અનિરુદ્ધની દૃષ્ટિ ગઈ, એટલે તેણે તેની સામું જોયું, કિંચિત્ હસ્યો અને તેને આશ્વાસન આપ્યું. પછી તે યુદ્ધ માટે સજ્જ થઈ ઉભો રહ્યો.

એટલામાં તો અનિરુદ્ધને હણવાની ઇચ્છાથી બાણાસુરે તેના માથા ઉપર ક્ષુદ્રક (હલકી જાતનાં) બાણોની વૃષ્ટિ ચારે કોર વર્ષાવી. અનિરુદ્ધે પણ તેનો પરાજય કરવાની આકાંક્ષાથી એ બાણોને સામાં આવતાં જ કાપી નાંખ્યાં.૧૪૫-૪૯ બાણાસુરની સન્મુખ, તેણે છોડેલાં હજારો બાણોને માત્ર ચામડાંની ઢાલથી ખાળતો વીર અનિરુદ્ધ ઉદયકાલના સૂર્યની પેઠે શોભતો હતો.૧૫૦ પોતાની સન્મુખ એક હાથીને ઉભેલો જોતાં જ સિંહ જેમ તેને હંફાવે છે, તે પ્રમાણે યદુનંદન અનિરુદ્ધ બાણાસુરનો આમ પરાભવ કરી રહ્યો.૧૫૧ એટલે મર્મને ભેદનારાં તીવ્ર અતિવાળાં, તીક્ષ્ણ અને ઝેરી બાણોની વૃષ્ટિ બાણાસુરે વરસાવી અને અપરાજિત, પ્રદ્યુમ્નપુત્ર અનિરુદ્ધને વિંધ્યો.૧૫૨ આમ બાણોથી અતિશય વિંધાવા છતાં અનિરુદ્ધ ખડ્ગ અને ઢાલ હાથમાં ઉપાડી, બાણાસુરના શરીર ઉપર ધસી ગયો. તેને પોતાની ઉપર આમ ધસી આવતો જોઈ, બાણાસુરે તીક્ષ્ણ બાણોવડે તેને સામો ભેદ્યો.૧૫૩ વિશેષ વાંકી પેરાઈઓવાળાં બાણોથી અતિશય વિંધાતાં મહાબાહુ અનિરુદ્ધ ક્રોધે ભરાયો અને અતિશય દુષ્કર કર્મ કરવાની ઇચ્છાથી ઉશ્કેરાયો.૧૫૪ રુધિરના પ્રવાહથી તેનાં ગાત્રો ખરડાયલાં હતાં, અને બાણોની વૃષ્ટિથી તે ઘેરાયલો હતો; છતાં અતિશય ક્રોધથી પ્રેરાયલો અનિરુદ્ધ તેનીએ દરકાર ન કરતાં બાણાસુરના રથ ઉપર ધસ્યો.૧૫૫ દાનવોનાં ખડ્ગ, મુશળો, ત્રિશૂલો, પટ્ટિશો, તોમરો અને બાણોની વૃષ્ટિઓથી તે અતિશય વિંધાવા લાગ્યો છતાં લેશ પણ કંપ્યો નહીં.૧૫૬ અને તેના રથ સમીપ જઈ, ક્રોધથી પ્રેરાઈ રણમાં સહસા ઉછળ્યો અને ખડ્ગથી તેના રથની લગામ કાપી નાંખી તથા તેના ઘોડાઓને પણ હણ્યા.૧૫૭ એટલે યુદ્ધની કળાઓમાં નિપુણ બાણાસુરે પટ્ટિશો, તોમરો અને બાણોની વૃષ્ટિથી અનિરુદ્ધને ઢાંકી દીધો.૧૫૮ આથી 'એ મરી ગયો છે' એમ દાનવો સમજ્યા, અને તેમણે હર્ષની ગર્જના કરી; પરંતુ તેટલામાં તો અનિરુદ્ધ સહસા ઉછાળો મારી, તેના રથની પાસે જઈ ઉભો.૧૫૯ એટલે ક્રોધે ભરાઈ બાણાસુરે ભયાનક, ઘોર સ્વરૂપવાળી શક્તિ હાથમાં લીધી. એ ઘોર શક્તિ પ્રદીપ્ત હતી; તેને ઘંટાઓની માલા જડેલી હતી; તે અગ્નિ અને સૂર્યની પેઠે પ્રકાશતી હતી; યમદંડની પેઠે તેનો દેખાવ ઉગ્ર હતો, અને જાણે મોટી ઉલ્કા હોય તેમ તે ઉજ્જ્વલ દીસતી હતી. પોતાની પુત્રી ઉષા વિધવા થશે, તેનીએ ચિંતા કર્યા વિના તેણે આવી ઉગ્ર શક્તિ અનિરુદ્ધ ઉપર એકદમ છોડી.૧૬૦-૧૬૧ પરંતુ જીવનનો અંત આણે એવી એ શક્તિને પોતાની ઉપર આવતી ધ્યાનપૂર્વક નિહાળતાં પુરુષોમાં ઉત્તમ અનિરુદ્ધ એકદમ ઉછળ્યો અને તેને ઝટ હાથમાં પકડી લીધી,૧૬૨ અને એ જ શક્તિથી એ મહા બળવાન્ યોદ્ધાએ બાણાસુરને જ સામો વિંધ્યો; અને તે શક્તિ બાણાસુરના દેહને વિંધી પૃથ્વીતલમાં પેસી ગઈ.૧૬૩ તે વેળા તેના અસહ્ય પ્રહારથી પીડા પામતા દાનવ બાણાસુરે ધ્વજાના સ્થંભનો આશ્રય લીધો અને મૂર્છા પામ્યો.

તે પછી બાણાસુર મૂર્છાથી જાગ્રત થયો એટલે તેના પ્રધાન કુભાંડે તેને આવું વચન કહ્યું:–"હે દાનવોના ઇન્દ્ર! તમે કેમ આમ ઉન્મત્ત શત્રુની ઉપેક્ષા કરો છો? આ વીરે લક્ષ્ય પ્રાપ્ત કરેલું જણાય છે. તે તમારી લગોલગ જ આવ્યો છે; તેમ આટલો બધો વિંધાયો છે છતાં જાણે કોઈ વિકાર પામ્યો ન હોય તેવો દીસે છે;૧૬૪-૧૬૫ માટે તમે સરલ યુદ્ધકલા છોડી દો અને માયાનો આશ્રય કરી તેની સાથે યુદ્ધ કરો, નહિંતર

તેનો સંહાર થવાનો નથી. સાવધ થઈ મારું અને તમારું રક્ષણ કરો. પ્રમાદથી તમે તેની કેમ ઉપેક્ષા કરો છો?[૧૬૬] આજે ને આજે જ એનો વધ કરો, નહીં તો આપણ સર્વેનો વિનાશ થશે, અને આવા સેંકડો દાનવોને હણીને એ ઉષાને ઉપાડી પોતાને વતન ચાલ્યો જશે."[૧૬૭]

કુભાંડનાં આવાં વચનોથી ઉત્તેજિત થઈ, વક્તાઓમાં શ્રેષ્ઠ, દાનવેંદ્ર બાણાસુર ક્રોધે ભરાયો અને આવાં કઠોર વચનો બોલ્યો:-[૧૬૮] "આ હું અહીં ખડો થયો છું, તે એને ઝટ રણમાં એના પ્રાણને હરનારા મૃત્યુની દશાએ પહોંચાડું છું, તે તું જો. ગરુડ જેમ સર્પને આબાદ પકડે છે, તેમ હું એને પકડી લઉં છું."[૧૬૯]

આવાં વચન બોલી, રથ, ધ્વજા, અશ્વો અને સારથી એ સર્વને સાથે લઈ જાણે તે એક ગંધર્વ નગર જ હોય તેમ બાણાસુર ત્યાં આગળથી જ એકાએક અંતર્ધાન થઈ ગયો,[૧૭૦] અને માયા ધારણ કરી, અંતરિક્ષમાં ગુપ્ત રહ્યો. પછી બળવાન્ બાણાસુરે તીક્ષ્ણ બાણો અનિરુદ્ધ ઉપર છોડવા માંડ્યાં. અપરાજિત પ્રદ્યુમ્નપુત્ર અનિરુદ્ધ પણ બાણાસુર અંતર્હિત થયો છે, એ રહસ્ય એકદમ કળી ગયો,[૧૭૧] અને તેણે પુરુષાર્થથી સંપૂર્ણપણે પ્રેરાઈ દશે દિશાઓમાં દૃષ્ટિ દોડાવી. એટલામાં તો તેની નજર ચૂકવવા ક્રોધે ભરાયલા મહાબળવાન્ અને માયાને ધારણ કરનારા બાણાસુરે તામસી વિદ્યાનો આશ્રય લીધો, અને ગુપ્ત રહી તીક્ષ્ણ બાણો છોડવા માંડ્યાં; અને તેનાં છૂટતાં વેંતજ સર્પનું રૂપ ધારણ કરનારાં અસંખ્ય બાણોથી પ્રદ્યુમ્નનો પુત્ર અનિરુદ્ધ ચારે કોરથી બંધાવા લાગ્યો,[૧૭૨-૧૭૩] અને અનેક પન્નગોના ઢગોથી તેનો દેહ ઘણોખરો બંધાઈ ગયો. આમ સર્વ અંગો સર્પોથી જકડાઈ જવાથી અનિરુદ્ધ રણાંગણમાં પ્રયત્નથી રહિત થયો, અને જાણે મૈનાક પર્વત હોય તેમ સ્થિર થઈ ઉભો રહ્યો. તે મુખમાંથી વિષની જ્વાળાઓ કાઢતા સર્પોની ફેણોથી ઢંકાતાં ચેષ્ટા વિનાનો થઈ ગયો.[૧૭૪-૧૭૫] આમ સર્વ પાસથી સર્પનાં મુખ જેવાં બાણોથી વિંટળાયલો પ્રદ્યુમ્નનો પુત્ર અનિરુદ્ધ રણમાં ક્રિયા તેમ જ ગતિથી રહિત થયો અને જાણે એક પર્વત જ હોય તેવો જણાયો.[૧૭૬] તે સર્વ પાસથી સર્પોથી વિંટળાયલો હતો છતાં, સર્વ ભૂતોના અંતરાત્મારૂપ હોવાથી તેને કાંઈ પણ વ્યથા થઈ નહીં.

આ પ્રમાણે નાગપાશથી તેને બાંધી, ક્રોધી બાણાસુરે ઉગ્ર વચનોથી તેનો સ્વચ્છંદપણે તિરસ્કાર કરવા માંડ્યો.[૧૭૭] પછી ધ્વજાના સ્થંભનો આશ્રય લઈ, ભારે રોષથી ઉશ્કેરાઈ, તે આવું તીક્ષ્ણ વચન બોલ્યો:-"હે કુભાંડ! પોતાના કુળને કલંક લગાડનારા આ પાપીનો તું સત્વર વધ કર, કે જે દુષ્ટાત્માથી આ લોકમાં મારું ચારિત્ર્ય કલંકિત થયલું છે."

બાણાસુર આવું વચન બોલ્યો એટલે કુભાંડે તેને આમ સામું કહ્યું.[૧૭૮-૧૭૯] કુંભાંડ કહે છે:-"હે રાજન્! હું કંઈક તમને કહું છું, તે જો તમારી ઇચ્છા હોય તો સાંભળો પ્રથમ તો આ કોનો પુત્ર છે? આ અહીં ક્યાંથી અને શી રીતે આવ્યો છે?[૧૮૦] આને અહીં કોણે આણેલો છે? એ સર્વના સમાચાર તમારે મેળવવા ઘટે છે. આ યોધો ઇન્દ્રના જેવો પરાક્રમી છે. હે રાજન્! મોટા મોટા રણસંગ્રામમાં આને બહુ બહુ રીતે યુદ્ધ કરતો મેં જોયો છે.[૧૮૧] દેવનો પુત્ર હોય તેમ યુદ્ધમાં જાણે કેવળ ક્રીડા કરતો હોય, એમ જણાય છે. આ વીર બળવાન્, સત્વથી સંપન્ન અને સર્વ શાસ્ત્રોમાં નિપુણ છે.[૧૮૨] હે દૈત્યોમાં શ્રેષ્ઠ બાણાસુર! આનો સહસા વધ કરી તમારે હત્યાદોષ વહોરવો જોઇતો નથી. વળી ગાંધર્વ વિવાહની વિધિથી તમારી કન્યા ઉષા આની સાથે પરણેલી છે, એટલે હવે તે અન્યને આપી શકાય એવી રહી નથી તેમ જ તેનો પ્રતિગ્રહ(સત્કાર) અન્ય કોઈ પણ કરી શકે એમ નથી. તો પછી આનો વધ કરાવવા અગાઉ તમારે આ સર્વનો વિચાર કરવો જોઇએ. આ કોણ છે, તે તમારે પ્રથમ જાણવું ઘટે છે અને પછી યોગ્ય લાગે તો ભલે તમે આનો વધ કરો અથવા તો પૂજા કરો.[૧૮૩-૮૪] આમ સહસા વગર વિચારે આનો વધ કરવામાં મોટો દોષ મને જણાય છે, અને આનું હાલ રક્ષણ કરશો તો તેથી વિશેષ લાભ થવા સંભવ છે. આ પુરુષ સર્વ પુરુષોમાં ઉત્કૃષ્ટ દીસે છે, એટલે તે સર્વથા માનને પાત્ર છે.[૧૮૫] તમે જુઓ તો ખરા કે, ફેણવાળા સર્પોવડે સર્વ પાસથી આનું શરીર વિંટળાયલું છે, છતાં એને વ્યથા થતી જ જણાતી નથી. ખરે આ શૂરવીર શ્રેષ્ઠ કુલ, શ્રેષ્ઠ વીર્ય અને શ્રેષ્ઠ ધૈર્યથી યુક્ત છે.[૧૮૬] હે રાજન્! પુરુષોમાં ઉત્તમ એવો આ વીર મહાન્ પરાક્રમોથી યુક્ત છે. જુઓ, જો કે આમ આ બલવાન્ પુરુષ વધની દશાને પ્રાપ્ત થયો છે, છતાં તે આપણ સર્વની ગણના કરતો જ નથી.[૧૮૭] જુઓ તમારી માયાના પ્રભાવથી આ નાગપાશવડે બંધાયો ન હોત તો તે એકલો જ તમારા સર્વ અસુરોના સંઘો સાથે રણમાં યુદ્ધ કરી રહ્યો હત, એમાં કાંઈ સંશય નથી.[૧૮૮] રણસંગ્રામની સર્વે કલાઓને જાણનારો હોવાથી એ વીર્યમાં તમારાથી પણ અધિક નીવડત. તમે એ જુઓ તો ખરા કે, લોહીના પ્રવાહોથી તેનાં ગાત્રો તરબોળ થયાં છે તેમ જ સર્પોની ફેણાઓથી એ વિંટળાયલો છે, તથાપિ તેની સમક્ષ ઉભેલા આપણ સર્વ તરફ વાંકી ભ્રુકુટી કરી જોતો નથી તેમ આપણી ગણના પણ કરતો નથી.

આવી વિષમ અવસ્થામાં એ આવી પડ્યો છે, છતાં પોતાના બાહુબલનો આશ્રય કરી સ્થિર ઉભો છે,[૧૮૯-૯૦] અને હે રાજન્! તે તમારી પણ ગણના કરતો જણાતો નથી. આવો વીર્યશાલી યુવાન કોણ છે? વીર્ય અને મદથી યુક્ત થયલો એ બે હાથવાળો છતાં રણમાં તમારા જેવા હજાર હાથવાળા યોદ્ધાની સામે ખડો થયો છે અને તમારા વીર્યને પણ લેખવતો નથી.[૧૯૧] હે રાજન્! જો તમને યોગ્ય લાગે તો વીર્ય અને બલથી યુક્ત આ પુરુષ વિષે તમે ઘટતી ચોકશી કરાવો. આની સાથે પરણેલી તમારી કન્યા બીજા કોઈને આપી શકાશે નહીં.[૧૯૨] હે અસુરોમાં ઉત્તમ બાણાસુર! તમને ઇષ્ટ એવા કોઈ મહાત્માઓના વંશમાં આ વીર યુવાન જન્મેલો હશે, તો તે અવશ્ય તમારી પૂજાને પાત્ર થશે; માટે તમે આ વીરનું રક્ષણ કરો."

અમાત્ય કુભાંડે આ પ્રમાણે વચનો કહ્યાં, એટલે "ભલે ત્યારે એમ કરો," એવું વચન બાણાસુરે તેને કહ્યું.[૧૯૩-૯૪] પછી શત્રુનો ઉચ્છેદ કરનારા બાણાસુરે કુભાંડને તેવી વ્યવસ્થાની સૂચના કરી અને બુદ્ધિમાન અનિરુદ્ધને રક્ષકોને હવાલે સોંપ્યો.[૧૯૫] પછી બલિનો મહા યશસ્વી પુત્ર બાણાસુર પોતાને મંદિર સીધાર્યો.

બીજી પાસ માયાના પાશથી મહા બળવાન્ અનિરુદ્ધને બંધાયલો જોઈ, ઋષિઓમાં શ્રેષ્ઠ નારદ ત્યાંથી દ્વારાવતી જવા તત્પર થયા. તે પછી તેઓ અંતરિક્ષ માર્ગે દ્વારાવતી જઈ પહોંચ્યા.[૧૯૬-૧૯૭]

ઋષિઓમાં ઉત્તમ નારદ ત્યાંથી સીધાવ્યા, એટલે અનિરુદ્ધ મનમાં આમ વિચાર કરવા લાગ્યો:–"ખરેખર આ ક્રૂર દાનવ હવે તો નાશ પામવાનો જ. હવે અવશ્ય યુદ્ધ જાગશે, એમાં કાંઈ સંશય નથી.[૧૯૮] આ નારદ મુનિ દ્વારાવતી જઈ, શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનારા કૃષ્ણને આ સમગ્ર વૃત્તાંત તત્ત્વ સહિત જણાવશે, એમાં કાંઈ સંશય નથી."[૧૯૯]

બીજી પાસ સર્પોના પાશથી પ્રદ્યુમ્નપુત્ર અનિરુદ્ધને ચેષ્ટાથી રહિત થયલો જોઈ, આતુર ઉષાએ રુદન કરવા માડ્યું અને આંસુથી તેની આંખો ઉભરાઈ ગઈ, એટલે અનિરુદ્ધે તેને પુનઃ સાંત્વન આપતાં આવાં વચનો કહ્યાં:–"હે ભીરુ! તું આમ શામાટે રુએ છે? હે હરિણના જેવાં ચપળ નેત્રવાળી! તારે ભય ધરવો નહીં. હે સુંદર નિતંબવાળી! તું જોજે કે મારી ખાતર મધુસૂદન સત્વર અહીં આવવાના જ; કે જેમના શંખનો ધ્વનિ તેમજ જેમના ભાઈ બળરામના બાહુનો આસ્ફોટ સાંભળતાં વેંતજ દાનવો નાશ પામવાના જ અને અસુરોની યુવતી પત્નીઓના ગર્ભ છૂટી જવાનાજ."[૨૦૦-૨૦૨]

વૈશંપાયન કહે છેઃ–આ પ્રમાણે અનિરુદ્ધે સાંત્વનનાં વચનો કહ્યાં, એટલે સુંદર કટીવાળી ઉષાનું ચિત્ત કંઈક સ્વસ્થ થયું અને પોતાના ઘાતકી પિતાનું હવે શું થશે તેની ચિંતા કરવા લાગી.[૨૦૩]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे उषाहरणनो "अनिरुद्ध अने उषानुं मिलन तथा बाण साथे संग्राम" ए नामनो अध्याय ११९ मो संपूर्ण

## અધ્યાય ૧૨૦ મો

### અનિરુદ્ધનું આર્યાસ્તવ અને પાશથી મુક્તિ

वैशंपायन उवाच—

यदा बाणपुरे वीरः सोऽनिरुद्धः सहोषया ।
संनिरुद्धो नरेन्द्रेण बाणेन बलिसूनुना ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–જ્યારે બલિના પુત્ર નરપતિ બાણાસુરે પોતાના શોણિતપુરમાં ઉષા સહિત વીર અનિરુદ્ધને દૃઢ રીતે નિરુદ્ધ કર્યો (બાંધ્યો), ત્યારે તેણે પોતાના રક્ષણને અર્થે દેવી કોટવતીનું શરણ સાધ્યું. હે રાજન્! તે સમયે અનિરુદ્ધે દેવીનું આ જે સ્તોત્ર ગાયું હતું તે તું સાંભળ.[૧-૨] હે જનમેજય! પ્રથમ જગતના સર્વોત્કૃષ્ટ પ્રભુ, અનંત, અક્ષય, દિવ્ય, આદિદેવ, સનાતન નારાયણને નમસ્કાર કરીને પછી હું સર્વે લોકથી નમસ્કાર કરાતી, અને વરદાન આપનારી આર્યા દેવી ચંડિકા કાત્યાયનીનું અનિરુદ્ધે ઉત્તમ પ્રકારે કરેલું સંકીર્તન સંભળાવું છું.[૩-૪] ઋષિઓ અને દેવતાઓએ જેમની પૂજા વાણીરૂપી પુષ્પોથી કરી છે, એવી કલ્યાણકારિણી, સર્વના દેહમાં અંતર્યામી રૂપે વસેલી અને સર્વ દેવથી નમસ્કાર કરાયલી દેવીની સ્તુતિ હું કરું છું:–[૫]

अनिरुद्ध उवाच

महेंद्रविष्णुभगिनि नमस्यामि हिताय वै ।
मनसा भावशुद्धेन शुचिः स्तोष्ये कृतांजलिः ॥ ६ ॥

અનિરુદ્ધ સ્તુતિ કરે છે:–"હે મહેન્દ્ર અને વિષ્ણુની ભગિની! હું મારા હિતને અર્થે તને નમસ્કાર કરું છું. શુદ્ધ ભાવ (સંકલ્પ) થી યુક્ત મનવડે, પવિત્ર થઈને, બે હાથની અંજલિ જોડી હું આ તારી સ્તુતિ કરું છું.[૬]

गौतमीं कंसभयदां यशोदानंदवर्धिनीम् ।
मेध्यां गोकुलसंभूतां नंदगोपस्य नंदिनीम् ॥ ७ ॥

હું ગૌતમીને, કંસને ભય આપનારીને, યશોદાના આનન્દની વૃદ્ધિ કરનારીને, પવિત્ર દેવીને, ગોકુલમાં ઉત્પન્ન થયલીને અને નંદ ગોપને આનન્દ દેનારી પુત્રીને નમસ્કાર કરું છું.[૭]*

* મન્મથનાથદત્તની પ્રતમાં આ આર્યાસ્તવનો માત્ર છઠ્ઠો જ શ્લોક આપ્યો છે, અને ૭ થી ૩૪ એ શ્લોકો આપેલા નથી. વળી આ સ્તવનના છેલ્લા શ્લોક પાંત્રીશમાનો માત્ર પહેલો અર્ધ ભાગ આપેલો છે. આથી તેણે આ ભાગ જાણીજોઈને પડતો મૂક્યો હશે, એમ લાગે છે; કારણ સઘળી પ્રતોમાં આ શ્લોકો આપેલા છે.

प्रज्ञां दक्षां शिवां सौम्यां दनुपुत्रविमर्दिनीम् ।
तां देवीं सर्वदेहस्थां सर्वभूतनमस्कृताम् ॥ ८ ॥

હું પ્રજ્ઞા(બુદ્ધિની અધિષ્ઠાતા દેવી)ને, દક્ષાને, શિવા-(કલ્યાણકારિણી)ને, સૌમ્યા દેવીને નમસ્કાર કરું છું. હું દનુના પુત્ર દાનવોને રગદોળનારી, સર્વ ભૂતોના દેહમાં સ્થિતિ કરી રહેનારી અને સર્વ ભૂતોના નમસ્કારને પામનારી દેવીને નમસ્કાર કરુ છું.[૮]

दर्शनीं पूरणीं मायां वह्निसूर्यशशिप्रभाम् ।
शांतिं ध्रुवां च जननीं मोहिनीं शोषणीं तथा ॥ ९ ॥
सेव्यां देवैः सर्षिगणैः सर्वदेवनमस्कृताम् ।

હું દર્શન કરવા યોગ્ય દેવીને, સર્વની આશાને પૂરી કરનારી દેવીને, માયારૂપ દેવીને, વહ્નિ, સૂર્ય અને ચન્દ્રના જેવી પ્રભાવાળી દેવીને, શાંતિને, ધ્રુવાને, સર્વ લોકની જનનીને, સર્વ લોકને મોહ પમાડનારીને, સર્વ લોકને શોષનારી (અર્થાત્ સંહાર કરનારી દેવી)ને,[૯] ઋષિગણોવડે તેમ જ દેવોવડે સેવાતી દેવીને અને સર્વ દેવોથી નમસ્કાર કરાતી દેવીને નમસ્કાર કરું છું.

कालीं कात्यायनीं देवीं भयदां भयनाशिनीम् ॥१०॥
कालरात्रिं कामगमां त्रिनेत्रां ब्रह्मचारिणीम् ।
सौदामिनीं मेघरवां वेतालीं विपुलाननाम् ॥ ११ ॥

હું કાલીને, કાત્યાયનીને, (પાપીને) ભય આપનારીને, અને (સજ્જનના ભય)નો નાશ કરનારી દેવીને,[૧૦] કાલરાત્રિને, યથેચ્છ ગમન કરનારીને, ત્રણ નેત્રવાળીને, બ્રહ્મચારિણીને, સૌદામિનીને, મેઘ સમાન ગર્જના કરનારીને, વેતાલોની અધિષ્ઠાત્રીને અને વિપુલ મુખવાળીને નમસ્કાર કરું છું.[૧૧]

यूथस्याद्यां महाभागां शकुनीं रेवतीं तथा ।
तिथीनां पंचमीं षष्ठीं पूर्णमासीं चतुर्दशीम् ॥ १२ ॥
सप्तविंशति ऋक्षाणि नद्यः सर्वा दिशोदश ।
नगरोपवनोद्यानद्वाराट्टालकवासिनीम् ॥ १३ ॥

હું સર્વ ભૂતસમૂહોની આદ્યદેવીને, મહાભાગ્યશાલિનીને, શકુન નામના દાનવને હણનારી શકુનીને, રેવતીને, પંચમી, ષષ્ઠી, પૂર્ણમાસી અને ચતુર્દશી એ તિથિઓની અધિષ્ઠાત્રી દેવીને,[૧૨] સત્તાવીશ નક્ષત્રોની અધિષ્ઠાત્રીને, સર્વ નદીઓ અને સર્વ દિશાઓની અધિષ્ઠાત્રીને, નગરો, ઉપવનો, ઉદ્યાનો, દ્વારો અને અટ્ટાલોમાં વસનારી દેવીને નમસ્કાર કરું છું.[૧૩]

ह्रीं श्रीं गंगां च गंधर्वीं योगिनीं योगदां सताम् ।
कीर्तिमाशां दिशं स्पर्शां नमस्यामि सरस्वतीम् ॥१४॥

હું હ્રીને, શ્રીને, ગંગાને, ગંધર્વીને, યોગિનીને, સંતોને યોગનું રહસ્ય સમજાવનારી દેવીને, કીર્તિને, આશાને, ઉપદિશાને, સ્પર્શાને અને સરસ્વતી દેવીને નમસ્કાર કરું છું.[૧૪]

वेदानां मातरं चैव सावित्रीं भक्तवत्सलाम् ।
तपस्विनीं शांतिकरीमेकानंशां सनातनीम् ॥ १५ ॥

હું વેદોની માતાને તેમ જ સાવિત્રીને, ભક્તવત્સલ દેવીને, તપસ્વિનીને, શાન્તિ કરનારી દેવીને, એકાનંશા-(શરીરનાં અખંડ અવયવવાળી)ને, સનાતનીને નમસ્કાર કરું છું.[૧૫]

कौटीर्यां मदिरां चंडामिलां मलयवासिनीम् ।
भूतधात्रीं भयकरीं कूष्मांडीं कुसुमप्रियाम् ॥ १६ ॥
दारुणीं मदिरावासां विंध्यकैलासवासिनीम् ।
वरांगनां सिंहरथीं बहुरूपां वृषभध्वजाम् ॥ १७ ॥

હું કૌટિર્યા (કુટિરઝુંપડામાં રહેનારી દેવી)ને, મદિરાની અધિષ્ઠાત્રીને, ચંડા(ક્રોધની મૂર્તિ)ને, ઇલાને, મલયાચલ ઉપર વસનારી દેવીને, ભૂતોની ધાત્રીને, ભયકરી દેવીને, કૂષ્માંડીને, કુસુમપ્રિયાને,[૧૬] દારુણીને, મદિરામાં વાસ કરનારીને, વિંધ્ય અને કૈલાસ ઉપર વસનારીને, ઉત્તમ અંગવાળીને, સિંહ જોડેલા રથવાળી દેવીને, બહુરૂપી દેવીને, વૃષભથી અંકિત ધ્વજાવાળી દેવીને નમુ છું.[૧૭]

दुर्लभां दुर्जयां दुर्गां निशुंभभयदर्शिनीम् ।
सुरप्रियां सुरां देवीं वज्रपाण्यनुजां शिवाम् ॥ १८ ॥

દુર્લભાને, દુર્જયાને, દુર્ગાને, નિશુંભ દાનવને ભય દર્શાવનારીને, દેવોને પ્રિય દેવીને, સુરા(મદિરા)દેવીને, વજ્રધારીને, ઇન્દ્રની નાની બેનને અને સર્વનું કલ્યાણ કરનારી શીવાદેવીને હું નમસ્કાર કરું છું.[૧૮]

किरातीं चीरवसनां चौरसेनानमस्कृताम् ।
आज्यपां सोमपां सौम्यां सर्वपर्वतवासिनीम् ॥ १९ ॥

કિરાતી(ભિલ્લોની પ્રિય દેવી)ને, ચીથરાંનાં વસ્ત્ર ધારણ કરનારીને, ચોરોની સેના જેને નમસ્કાર કરે છે એવી દેવીને નમસ્કાર કરુ છું. આજ્ય(હોમના ઘી)નું રક્ષણ કરનારી દેવીને, સોમરસને સાચવનારી દેવીને, સૌમ્યાને, સર્વ પર્વતોમાં વસનારીને,[૧૯]

निशुंभशुंभमथनीं गजकुंभोपमस्तनीम् ।
जननीं सिद्धसेनस्य सिद्धचारणसेविताम् ॥ २० ॥
चरां कुमारप्रभवां पार्वतीं पर्वतात्मजाम् ।

નિશુંભ અને શુંભને હણનારીને, હાથીના કુંભસ્થળ જેવાં સ્તનવાળી દેવીને, સિદ્ધસેનની જનનીને, સિદ્ધ અને ચારણોથી સેવાતી દેવીને,[૨૦] ચરાને, કુમાર-(કાર્તિકસ્વામી)ની માતાને અને પર્વતની પુત્રી પાર્વતીને હું નમસ્કાર કરું છું.

पंचाशद्देवकन्यानां पत्न्यो देवगणस्य च ॥ २१ ॥
कद्रूपुत्रसहस्रस्य पुत्रपौत्रवरस्त्रियः ।

मातापिता जगन्मान्या दिवि देवाप्सरोगणैः ॥ २२ ॥
ऋषिपत्नीगणानां च यक्षगंधर्वयोषिताम् ।
विद्याधराणां नारीषु साध्वीषु मनुजासु च ॥ २३ ॥
एवमेतासु नारीषु सर्वभूताश्रया ह्यसि ।
नमस्कृतासि त्रैलोक्ये किन्नरोद्गीतसेविते ॥ २४ ॥
अचिंत्या ह्यप्रमेयासि यासि सासि नमोस्तुते ।

પચાશ દેવકન્યાઓ, દેવગણોની પત્નીઓ,[૨૧] કદ્રુના હજાર પુત્ર અને પૌત્રોની ઉત્તમ સ્ત્રીઓ, દેવલોકના દેવો અને અપ્સરાઓના ગણોનાં જગન્માન્ય માતા-પિતા,[૨૨] ઋષિપત્નીઓના સમૂહો, યક્ષો અને ગંધર્વોની સ્ત્રીઓ, વિદ્યાધરોની નારીઓ, મનુષ્યોની સાધ્વી સ્ત્રીઓ[૨૩] ઇત્યાદિ આ સર્વ સ્ત્રીઓની અને સર્વ ભૂતમાત્ર-ની આશ્રયભૂત તું જ છો. ત્રણે લોકમાં સર્વના નમસ્કારો તું પામે છે, અને કિન્નરોનાં ઉચ્ચ ગાયનોથી તારી સેવા થાય છે.[૨૪] તું અચિંત્યા છે, કારણ કે તું અપ્રમેયા છે. હે દેવિ! તું જે તે ગમે તે હો પણ તને હું નમસ્કાર કરું છું.

एभिर्नामभिरन्यैश्च कीर्तिता ह्यसि गौतमि ॥ २५ ॥
त्वत्प्रसादादविघ्नेन क्षिप्रं मुच्येयं बंधनात् ।
अवेक्षस्व विशालाक्षि पादौ ते शरणं व्रजे ॥ २६ ॥
सर्वेषामेव बंधानां मोक्षणं कर्तुमर्हसि ।

હે ગૌતમિ! આ તેમજ અન્ય અનેક નામોથી તારું જ સંકીર્તન કરવામાં આવે છે.[૨૫] હે દેવિ! તારા પ્રસાદથી કોઈ પણ અન્ય વિઘ્ન વિના આ બંધનમાંથી મારી સત્વર મુક્તિ થાઓ. હે વિશાલ આંખવાળી! તું મારી ઉપર નજર કર, હું તારે શરણ આવ્યો છું.[૨૬] હે દેવિ! તારે આવાં સર્વે પ્રકારનાં બંધનોમાંથી મારી મુક્તિ કરવી ઘટે છે.

ब्रह्माविष्णुश्च रुद्रश्च चंद्रसूर्याग्निमारुताः ॥ २७ ॥
अश्विनौ वसवश्चैव विश्वे साध्यास्तथैव च ।
मरुता सह पर्जन्यो धाता भूमिर्दिशोदिश ॥ २८ ॥
गावो नक्षत्रवंशाश्च महानद्यो ह्रदास्तथा ।
सरितः सागराश्चैव नाना विद्याधरोरगाः ॥ २९ ॥
तथा नागाः सुपर्णाणो गंधर्वाप्सरसांगणाः ।
कृत्स्नं जगदिदं प्रोक्तं देव्या नामानुकीर्तनात् ॥ ३० ॥

બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ચન્દ્ર, સૂર્ય, અગ્નિ, મારુતો,[૨૭] બે અશ્વિની કુમારો, આઠ વસુઓ, વિશ્વેદેવો તેમ જ સાધ્યો, વાયુ સહિત પર્જન્ય, ધાતા, ભૂમિ, દશે દિશાઓ,[૨૮] ગાયો, નક્ષત્રના વંશો, ધ્રહો, સામાન્ય નદીઓ, સરોવરો, મહા નદીઓ, તથા સાગરો, નાના પ્રકારના વિદ્યાધરો, સર્પો,[૨૯] નાગો, દેવો, ગંધર્વો અને અપ્સરાઓ એ સર્વના સમગ્ર સંઘો ઇત્યાદિ આ સમસ્ત જગત્ દેવીના નામનુંજ કીર્તન કરી રહ્યાં છે, એમ કહેવાય છે.[૩૦]

देव्यास्तवमिदं पुण्यं यः पठेत्सुसमाहितः ।
सा तस्मै सप्तमे मासि वरमग्र्यं प्रयच्छति ॥ ३१ ॥

દેવીના આ પુણ્યદાયી સ્તોત્રનો જે કોઈ પાઠક સ્વસ્થ ચિત્તથી પાઠ કરે છે તેને હે દેવિ! તું સાતમે મહીને ઉત્તમ વરદાન આપે છે.[૩૧]

अष्टादशभुजा देवी दिव्याभरणभूषिता ।
हारशोभिसर्वांगी मुकुटोज्ज्वलभूषणा ॥ ३२ ॥

દેવીને અઢાર ભુજાઓ છે અને તે દિવ્ય અલંકારોથી શણગારાયલી છે. હારથી તેનાં સર્વ અંગો શોભી ઉઠે છે, મુકુટ એ તેનો ઉજ્જ્વલ શણગાર છે.[૩૨]

कात्यायनि स्तूयसे त्वं वरमग्र्यं प्रयच्छसि ।
अतस्तवीमि तां देवीं वरदे वामलोचने ॥ ३३ ॥
नमोस्तु ते महादेवि सुप्रीता मे सदा भव ।
प्रयच्छ त्वं वरं ह्यायुः पुष्टिं चैव क्षमां धृतिम् ॥३४॥
बंधनस्थो विमुच्येयं सत्यमेवं तत्रवेदिति ।

હે કાત્યાયની દેવિ! મેં તારી સ્તુતિ કરી છે, મને તું શ્રેષ્ઠ વરદાન આપ. અને એથી જ હે સુંદર લોચનવાળી દેવિ! હે વરદાયિની! હું તારી સ્તુતિ કરું છું.[૩૩] હે મહાદેવિ! તને મારા નમસ્કાર છે. મારા ઉપર તું સદા પ્રસન્ન રહે. મને વરદાનમાં આયુષ્યની વૃદ્ધિ, પુષ્ટિ, ક્ષમા અને ધૈર્ય આપ.[૩૪] બંધનોમાં પડેલો હું મુક્ત થઈશ ત્યારે આ સર્વ સત્ય થશે."

વૈશંપાયન કહે છેઃ–આ પ્રમાણે સ્તુતિ કરવામાં આવતાં દુર્ગા, ભયંકર પરાક્રમ કરનારી શરણાંગત વત્સલ મહાદેવી જે સ્થળે અનિરુદ્ધ બંધનથી બાંધેલો પડ્યો હતો ત્યાં તેના હિતને અર્થે સીધાર્યાં.[૩૫–૩૬] શોણિતપુરમાં બંધનમાં પડેલા વીર અનિરુદ્ધની સન્નિધિમાં જઈ, દેવીએ તેને બંધનમાંથી મુક્ત કર્યો, અને તેના ક્રોધને શમાવી આશ્વાસન આપ્યું. એટલે પ્રતાપી વીર અનિરુદ્ધે દેવીની પૂજા કરી, અને દેવીએ તેને પોતાની પૂર્ણ કૃપા દર્શાવી.[૩૭–૩૮] ઉષાએ જેનું ચિત્ત હરી લીધું હતું અને જે શોણિત-પુરમાં નાગપાશથી બંધાયલો હતો એવા વીર અનિ-રુદ્ધનું વજ્ર જેવું કઠિન પંજર(બંધન) દેવીએ પોતાની આંગળીઓથી તોડી નાંખ્યું, અને તેને પ્રસાદ દર્શા-વતી દેવીએ સાંત્વન કરનારું આવું વચન કહ્યું.

શ્રી દેવી બોલે છેઃ–"હે અનિરુદ્ધ! ચક્રરૂપી આયુધને ધરનારા કૃષ્ણ તને સત્વર આ બંધીખાનામાંથી મુક્ત કરે ત્યાં સૂધી તારે આ કષ્ટ સહન કરી લેવું. દૈત્યોનો ઉચ્છેદ કરનાર કૃષ્ણ બાણાસુરના હજાર હાથ

છેદશે, અને પછી તને પોતાની પુરી દ્વારાવતી લઈ જશે."૩૯-૪૧*

તે પછી ચન્દ્રના જેવા મનહર મુખવાળા અને સંતુષ્ટ થયાથી પૂર્ણ હર્ષ પામેલા અનિરુદ્ધે દેવીની પુનઃ સ્તુતિ કરી.

**अनिरुद्ध उवाच—**

> नमोऽस्तु ते देवि वरप्रदे शिवे
> नमोऽस्तु ते देवि सुरारिनाशिनि ॥ ४२ ॥
> नमोऽस्तु ते कामचरे सदाशिवे
> नमोऽस्तु ते सर्वहितैषिणि प्रिये ।
> नमोऽस्तु ते भयकरि विद्विषां सदा
> नमोऽस्तु ते बंधनमोक्षकारिणि ॥ ४३ ॥

અનિરુદ્ધ પુનઃ સ્તુતિ કરે છેઃ–હે વરદાયિની! હે દેવિ! તને નમસ્કાર છે; હે શિવે (સર્વનું કલ્યાણ કરનારી)! તને મારા નમસ્કાર છે. હે દેવિ! શત્રુઓના નાશ કરનારી; તને મારા નમસ્કાર હો.૪૨ હે કામચરે! (યથેચ્છ સંહાર કરનારી)! હે સદાશિવે (સદા સર્વનું કલ્યાણ સાધનારી)! દેવિ! તને મારા પ્રણામ હો. હે સર્વના હિતની ઇચ્છા કરનારી દેવિ! હે સર્વને પ્રિય દેવિ! તને મારા નમસ્કાર હો. હે શત્રુઓને ભય ઉત્પન્ન કરનારી દેવિ! તને મારા નમસ્કાર છે. હે ભક્તોને બંધનોથી મુક્ત કરનારી દેવિ! તને મારા પ્રણામ છે.૪૩

> ब्रह्माणींद्राणि रुद्राणि भूतभव्यभवे शिवे ।
> त्राहि मां सर्वभीतिभ्यो नारायणि नमोस्तु ते ॥४४॥
> नमोस्तु ते जगन्नाथे प्रिये दान्ते महाव्रते ।
> भक्तिप्रिये जगन्मातः शैलपुत्रि वसुंधरे ॥ ४५ ॥

હે બ્રહ્માણિ! હે રુદ્રાણિ! હે ઇન્દ્રાણિ! હે ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની અધિષ્ઠાત્રી દેવિ! હે કલ્યાણદાયિની દેવિ! સર્વ પ્રકારની ભીતિઓમાંથી મારું રક્ષણ કરો. હે નારાયણિ! તને મારા નમસ્કાર છે.૪૪ હે જગતને ચલાવનારી! તને મારા નમસ્કાર છે. હે સર્વને પ્રિય દેવિ! હે શત્રુનું દમન કરનારી દેવિ! હે મહાવ્રત આચરનારી! હે ભક્તિથી પ્રસન્ન થનારી! હે જગન્માતા! હે શૈલપુત્રિ! હે વસુંધરા! તને મારા નમસ્કાર છે.૪૫

> त्राहि मां त्वं विशालाक्षि नारायणि नमोस्तु ते ।
> त्रायस्व सर्वदुःखेभ्यो दानवानां भयंकरि ॥ ४६ ॥
> रुद्रप्रिये महाभागे भक्तानामार्तिनाशिनि ।
> नमामि शिरसा देवि बंधनस्थो विमोक्षितः ॥ ४७ ॥

* ૪૨-૪૮ એ સાત શ્લોકો મન્મથનાથ દત્તની પ્રતિમાં નથી.

હે વિશાલ આંખવાળી દેવિ! તું મારું રક્ષણ કર. હે નારાયણિ! તને મારા પ્રણામ છે. હે દાનવોને ભય પમાડનારી દેવિ! સર્વ દુઃખોમાંથી મને ઉગાર.૪૬ હે રુદ્રની પ્રિયા! હે મહાભાગ્યશાલી! હે ભક્તોનાં સંકટોનો નાશ કરનારી દેવિ! હું જો કે બંધનમાં પડેલો છું છતાં નાગપાશમાંથી મુક્ત થયલો એવો હું તને મસ્તક નમાવી પ્રણામ કરું છું."૪૭

વૈશંપાયન કહે છેઃ-જે મનુષ્ય સંપૂર્ણ રીતે સ્વસ્થ થઈ, આ આર્યાસ્તવનો પાઠ કરશે તે સર્વ પાપોથી સંપૂર્ણપણે મુક્ત થશે અને વિષ્ણુલોકમાં સીધાવશે. એવો પાઠક બંધનમાં હશે તો તે તેથી મુક્ત થશે; વ્યાસનું આ સત્ય વચન છે.૪૮

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे उषाहरणमां "अनिरुद्धनुं आर्यास्तव अने पाशथी मुक्ति" ए नामनो अध्याय १२० मो संपूर्ण

---

## અધ્યાય ૧૨૧ મો

### અનિરુદ્ધના હરણનો વિચાર અને બાણાસુર સાથે યુદ્ધ સારુ કૃષ્ણનું પ્રયાણ

**वैशंपायन उवाच—**

> ततोऽनिरुद्धस्य गृहे रुरुदुः सर्वयोषितः ।
> प्रियं नाथमपश्यंत्यः कुर्य्य इव संघशः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-(અનિરુદ્ધને ચિત્રલેખા આમ અછક્ક શોણિતપુર ઉપાડી ગઈ, એટલે) તેના મંદિરમાં તેની સર્વે યુવતીઓ પોતાના પ્રિય નાથને નહીં દેખવાથી ટીટોડીઓની પેઠે ટોળેટોળાં વળી વિલાપ કરતી આમ બોલવા લાગી:–૧

"અરેરે! અમને ધિક્કાર છે. હે નાથ! આમ તે કેમ બને? અરેરે! કૃષ્ણ જેવા સમર્થ નિયંતા અમારે શિરે ગાજતા હોવા છતાંયે અમારે આમ ભયથી પીડા પામતી અનાથ સ્ત્રીઓની પેઠે કેમ રુદન કરવું પડે છે?૨ આદિત્ય અને મરુદ્‌ગણ સહિત ઇન્દ્ર આદિ દેવો જેમના બાહુબલની છાયાનો આશ્રય કરી સ્વર્ગમાં વસેલા છે એવા, શત્રુને ભય આપનારા અને ભક્તોને અભય દેનારા દેવ કૃષ્ણને જ શિરે મનુષ્યલોકમાં આવો મહાન્ ભય કેમ આવી પડ્યો હશે? અરેરે! એવા સમર્થ દેવના વીર પૌત્ર અનિરુદ્ધને કોઈ ઉપાડી ગયું જણાય છે.૩-૪ અહો હો! વાસુદેવના અસહ્ય ક્રોધને જે મહા મૂર્ખ આમ જાગ્રત કરે છે તેને શું ખરેખર આલોકમાં કાંઈ પણ ભયની ચિંતા છે નહીં?૫ જે શત્રુ મોહને વશ થઈ યદુપુંગવ વાસુદેવની સામે રણસંગ્રામમાં યુદ્ધ માટે તત્પર થયલો છે, તે મોં ફાડી ઉભેલા મૃત્યુની દાઢમાં સપડાયલો જ છે, એ નિશ્ચિત છે.૬ આ પ્રકારે

યદુશ્રેષ્ઠ કૃષ્ણનું અહિત કરનારો પુરુષ સાક્ષાત્ શચિપતિ ઇન્દ્ર હશે, તોપણ તે તેમના પાશમાંથી કેવી રીતે જીવતો છૂટી શકવાનો છે?[૭] અરેરે! અમારા નાથનું કોઇએ હરણ કરેલું છે, તેથી નાથના વિરહથી અમે દુઃખ પામીએ છીએ અને શોચને પાત્ર થયાં છીએ. અરેરે! નાથના વિયોગથી અમે કાલના મુખમાં સપડાયાં હોઇએ, એવી અમારી સ્થિતિ થયલી છે."[૮]

આ પ્રમાણે અનેક પ્રકારના વિલાપના આલાપો લેતી એ પરમ સુંદરીઓ વારંવાર રુદન કરતી, આંખમાંથી આંસુની અમંગળ વૃષ્ટિ કરવા લાગી.[૯] વર્ષાઋતુમાં જલના પુરમાં ડુબેલાં કમલો વિરાજે તેમ તેમનાં અશ્રુથી પૂર્ણ નયનો વિશેષ ચળકવા લાગ્યાં.[૧૦] અતિશય આંસુથી આંખમાંથી લોહી તસી આવવાને લીધે તેમની આંખો હંસોની લાલ પાંખો હોય તેમ ચળકવા માંડી.[૧૧] મંદિરમાં બેસી આમ વિલાપ કરતી અનિરુદ્ધની હજારો સ્ત્રીઓના રુદનનો મોટો સૂર આકાશમાં 'કુરુરુ કુરુરુ' કરતી ટીટોડીઓના ધ્વનિ પેઠે ચારે કોર ગાજી રહ્યો.[૧૨]

તેમના આવો કરુણ આલાપ સાંભળી કોઇને શિરે કાંઇક અપૂર્વ ભય આવી પડ્યો છે, એમ માની તેની તપાસ કરવા ઉત્તમ પુરુષો એકાએક પોતપોતાનાં ઘરોમાંથી ઉછળી બહાર આવ્યા.[૧૩] અને "અનિરુદ્ધના મંદિરમાં આવો મોટો સૂર કેમ નીકળી રહ્યો છે? આપણુ સર્વનું કૃષ્ણ સંરક્ષણ કરે છે, તો પછી આપણે શિરે આ ભય ક્યાંથી આવી પડ્યો?" એમ, સ્નેહથી વિકલ થયલા તે સર્વે ગદ્ગદ્ કંઠે બોલવા લાગ્યા. જાણે ઉશ્કેરાયલા સિંહો હોયની તેમ તે સર્વે પોતાનાં ગૃહોમાંથી બહાર નીકળી એકત્ર થયા.[૧૪-૧૫]

તે પછી સર્વને સજ્જ થવાનું સૂચન કરનારી, કૃષ્ણની મોટી ભેરી વગાડવામાં આવી. તેનો ભયંકર ધ્વનિ સાંભળતાં સર્વ વીરોનો તે સ્થળે એકત્ર જમાવ થયો.[૧૬] "આ શું છે? આ શું છે?" એમ અન્યોન્યને યાદવો પૂછવા લાગ્યા, અને તે વિષે પોતે જે કંઈ જાણતા હતા તેનો સર્વ વૃત્તાંત અન્યોન્યને વિદિત કરવા મંડ્યા.[૧૭] એટલામાં તો આવા શોકકર પ્રસંગનો વૃત્તાંત સાંભળતાં એ સર્વ યાદવોનાં નેત્ર આંસુથી ઉભરાયાં અને તેનું વેર લેવાને ક્રોધથી લાલચોળ થઈ ગયા. યુદ્ધમાં અતિશય ઉન્મત્ત એવા એ સર્વ યાદવો દીર્ઘ નિસાસા મૂકતા 'શી રીતે આનું વેર લેવું' તેનો વિચાર કરતા ઉભા રહ્યા.[૧૮]

આ પ્રમાણે એ સર્વે મુંગામંતર થઈ બેઠા, એટલે પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ શ્રી કૃષ્ણ જેઓ વારંવાર નિસાસા મૂકતા હતા તેમને વિપ્રથુ યાદવે આવું વચન કહ્યું:[૧૯]

"હે પુરુષોમાં શ્રેષ્ઠ કૃષ્ણ! તમે પોતે પણ અહીં કેમ આટલા બધા ચિંતાતુર થઈ મુંગા બેઠા છો? અમે સર્વે યાદવો તો તમારા બાહુબલના આધારે જ અમારા પ્રાણને ટકાવી સ્વસ્થ રહેલા છીએ.[૨૦] હે કૃષ્ણ! અમે સર્વેએ તમારો આશ્રય લીધેલો છે. તમારા પ્રભાવથી જ અમે યોગ્ય યોગ્ય વિભાગમાં વહેંચાઈ સર્વ પ્રકારે સુખ મહાણીએ છીએ. બલવાન્ ઇન્દ્ર પણ અમારી પેઠે જય તથા પરાજયનો ભાર તમારી જ ઉપર મૂકી સુખથી નિઃશંક બની અમરાપુરીમાં સુવે છે. તો પછી તમે પોતે આમ કેમ ચિંતાતુર થયલા છો? અમે સર્વે તમારા જ્ઞાતિબંધુઓ ખળભળાટ વિનાના અગાધ શોકસાગરમાં ડુબ્યા છીએ.[૨૧-૨૨] હે મોટી ભુજાવાળા કૃષ્ણ! એ શોકસાગરમાં અમે સર્વે ડુબીએ છીએ માટે તેમાંથી તમે અમને બહાર કાઢો. તમે કેમ આટલા બધા ચિંતાતુર થયા છો? તમે કેમ કાંઈ પણ બોલતા નથી?[૨૩] હે માધવ! વ્યર્થ ચિંતા કરવી, એ તમારે માટે યોગ્ય નથી."

આ પ્રમાણે વિપ્રથુ યાદવે બહુ બહુ કહ્યું, તોએ કૃષ્ણ વારંવાર લાંબા સમય સુધી દીર્ઘ નિશ્વાસ નાંખ્યા જ ગયા.[૨૪] તે પછી, વચનનું બલ જાણનારા કૃષ્ણ જાણે પોતે જ દેવોના ગુરુ બૃહસ્પતિ હોય તેમ શાણા થઈ નીચે પ્રમાણે બોલ્યાઃ

કૃષ્ણ કહે છેઃ-"હે વિપ્રથુ! આ કાર્ય હવે મારે કેમ સાધવું તેની જ ચિંતામાં હું પડેલો છું.[૨૫] આ કાર્ય સાધવાના ઉપાય સંબંધમાં મેં પુષ્કળ વિચાર કર્યો, તે છતાંએ તેના યોગ્ય માર્ગ મને સુઝતો નથી. તેથી જ તેં મને આવા અનેક પ્રશ્નો ઉપરાચાપરી પૂછ્યા છતાં તેનો હું તને કાંઈ પણ ઉત્તર આપી શક્યો નહીં.[૨૬] હું હવે તમો દાશાર્હોના ગણની મધ્યે અર્થવાળી વાણી બોલું છું. હું કેમ ચિંતાતુર થયો છું, તે હે યાદવો! તમે સર્વે સાંભળો.[૨૭] વીર અનિરુદ્ધનું હરણ આમ અછક થવાથી પૃથ્વી ઉપરના સર્વે પૃથ્વીપતિઓ એમ માનશે કે આપણે સર્વે બાંધવો અશક્ત થઈ ગયા છીએ.[૨૮] પૂર્વે આપણા રાજા આહુક(ઉગ્રસેન)ને શાલ્વ રાજા ઉપાડી ગયો હતો; તેની સાથે અતિશય ભયંકર યુદ્ધ કરીને આપણે તેમને પાછા આણ્યા હતા.[૨૯] અમારા બાલક પુત્ર પ્રદ્યુમ્નને શંબરાસુર ઉપાડી ગયો હતો, પરંતુ રુક્મિણીના આનંદમાં વૃદ્ધિ કરનારો પ્રદ્યુમ્ન જ પોતે તેને સમરાંગણમાં હણીને અહીં પાછો આવ્યો હતો.[૩૦] વળી પાછું આવું મોટું કષ્ટ આપણે શિરે ક્યાંથી આવી પડ્યું છે? પ્રદ્યુમ્નના પુત્ર અનિરુદ્ધને ક્યાં ઉપાડી લઈ જવામાં આવેલો છે, તે તમે કોઈ જાણો છો? હે મનુષ્યોમાં શ્રેષ્ઠ યાદવો! આ પ્રકારનો ભારે

શોક મને અગાઉ કદી પણ થયો હોય એમ મારા સ્મરણમાં નથી.[૩૧] ખરેખર જેણે રાખથી ભરેલો પગ મારા માથા ઉપર મૂકવાનો પ્રયત્ન આમ આદર્યો છે, તેને હું તેના પરિવાર સહિત રણસંગ્રામમાં હણીશ."[૩૨]

કૃષ્ણ આવાં વચન બોલી રહ્યા, એટલે સાત્યકીએ તેમને આવું વચન કહ્યું:-"હે કૃષ્ણ! પ્રથમ તો અનિરુદ્ધને શોધવાને માટે દૂતો ચારે કોર મોકલો. પર્વતો, વનો આદિ પૃથ્વીના સઘળા ભાગોમાં તેની શોધખોળ કરાવો."[૩૩] એટલે કૃષ્ણ કિંચિત્ હસ્યા,* અને ઉગ્રસેનને કહ્યું:-"હે નૃપ! અંતરંગ તેમ જ બાહ્ય રંગના દૂતોને અનિરુદ્ધની ખોળ કરવા જવાની આજ્ઞા કરો."[૩૪]

વૈશંપાયન કહે છે:-કેશવનું આવું વચન સાંભળતાં આહુકે(ઉગ્રસેને) ત્વરાથી અનિરુદ્ધની ભાળ કાઢવાને દૂતો ઠામઠામ પાઠવવાની યોજના કરી.[૩૫] તે પછી યશસ્વી રાજા ઉગ્રસેનની આજ્ઞાથી પ્રેરાયલા દૂતો ત્વરાથી જવા તત્પર થયા, અને મહાત્મા ઉગ્રસેન રાજાએ ઘોડા, હાથી આદિ વાહનોને તેમની સાથે મોકલ્યાં, અને તેણે તેમને આવી આજ્ઞા દીધી:-"આપણા દેશમાંનાં તેમ જ પરરાજ્યોમાંનાં પણ નગરો, ગામડાં આદિ અંતરના પ્રદેશો તથા અરણ્ય આદિ બહારના પ્રદેશોમાં પણ ચારે પાસ સાવધાનતાથી તેની ભાળ કાઢજો. વળી ઘોડેસ્વાર થઈ વાંસ અને લતાઓથી ઉભરાતાં અરણ્યો, રૈવતક ગિરિ અને ઋક્ષવાન્ પર્વત ઉપર સત્વર તેની ખોળ કરો. ત્યાંનાં એકકે એક ઉદ્યાન અને જંગલમાં તેને શોધી વળો. તમે નિઃશંક એ સર્વે ઉદ્યાનોમાં ફરી વળજો. આ હજારો રથો અને ઘોડાઓ ઉપર તમે સર્વ સ્વાર થાઓ અને યદુનંદન અનિરુદ્ધની સત્વર શોધ કરો."[૩૬-૩૯]

તે પછી સેનાપતિ અનાધૃષ્ટિએ નિર્દોષ કર્મ કરનારા અચ્યુત કૃષ્ણને ભયથી બ્હીતે બ્હીતે નીચેનાં વચન કહ્યાં:-[૪૦]"હે પ્રભુ કૃષ્ણ! જો તમને રુચતું હોય તો મારું આ વચન સાંભળો. ઘણા દિવસથી તમને મારે કંઇક કહેવું, એમ મને થતું હતું જ.[૪૧] અસિલોમા, પુલોમા, નિસુંદ, નરક એ સર્વ દાનવ રાજાઓને તમે માર્યા છે. સૌભ, શાલ્વ, મૈંદ, દ્વિવિદ, અતિશય મહાન્ હયગ્રીવ ઇત્યાદિ શૂરવીરોનો સંહાર તમે તેમના અનુયાયીઓ સાથે જ કર્યો છે. હે ગોવિંદ! દેવોની ખાતર આવા જ અતિ ભયંકર વિગ્રહો થતાં, પ્રત્યેક રણસંગ્રામમાં તમે એવાં જ સઘળાં અદ્ભુત કર્મો સંપૂર્ણ રીતે દાખવ્યાં છે. હે કૃષ્ણ! એવા કોઈ પણ રણસંગ્રામમાં તમને બહારના કોઈની પણ સહાયતા ન હતી.[૪૨-૪૪] હે કૃષ્ણ! પારિજાત વૃક્ષના હરણમાં જે મોટું કર્મ તમે કર્યું હતું, તે પરિણામથી જણાય છે, કે અતિશય દુષ્કર હતું.[૪૫] હે કૃષ્ણ! યુદ્ધકલામાં વિશારદ એવા તમે કેવળ બાહુના જ પરાક્રમથી, ઐરાવત ઉપર સ્વાર થયલા ઇન્દ્રનો સંપૂર્ણ પરાજય કર્યો હતો.[૪૬] તેથી એ ઇન્દ્રે તમારી સાથે એ વૈરનો બદલો લેવા મથન કર્યું હોવું જોઇએ, એમાં કાંઈ સંશય નથી. તેણે પોતાના વૈરનો બદલો પણ આવો મોટો લેવો જોઇએ, એ પણ સમજાય તેવું છે.[૪૭] તેથી તેણે પોતે જ અનિરુદ્ધનું હરણ આમ કર્યું હશે. કારણ તમારી સાથે વૈરનો બદલો લેવાની શક્તિ તેના સિવાય બીજા કોઇનામાં હોય એમ લાગતું નથી."[૪૮]

મહા બળવાન્ સેનાપતિ અનાધૃષ્ટિએ આવું વચન કહ્યું, એટલે નાગની પેઠે નિસાસા છોડતાં બુદ્ધિમાન્ કૃષ્ણે તેને સામું આમ કહ્યું:-"હે સેનાપતિ! હે તાત! દેવો કદી પણ આવું ક્ષુદ્ર કર્મ કરનારા હોતા નથી. તેઓ એવા અકૃતજ્ઞી, નિર્બલ, ગર્વાંધ અને છોકરવાદ હોતા નથી.[૪૯-૫૦] વળી દેવોના હિતને અર્થે દાનવોનો સંહાર વાળવાના મેં મહાન્ યત્નો કરેલા છે; તેમનું પ્રિય કરવાને અર્થે હું નિરંતર મદોન્મત્ત મહાબળવાન્ દાનવોને રણસંગ્રામમાં હણું છું.[૫૧] હું દેવપરાયણ છું; દેવોના હિતમાં મારું મન નિરંતર ઠરેલું છે. હું દેવોનો ભક્ત છું અને તેમનું પ્રિય કરવામાં નિરંતર નિમગ્ન થયલો છું. મારી આ પ્રકારની પ્રીતિ જાણતાં છતાં, તેઓ આવું પાપ કેવી રીતે કરી શકે?[૫૨] દેવો ક્ષુદ્ર મનવાળા નથી, પણ સદા મોટા મનવાળા છે, સત્યવાદી છે, અને નિત્ય ભક્તો પ્રતિ દયા દર્શાવનારા છે. તેમનાથી આવું પાપ કદી થઈ શકે નહીં. તું માત્ર છોકરવાદીથી જ આવો મિથ્યા પ્રલાપ કરે છે.[૫૩] કદાચિત્ કોઈ પુંશ્ચલી સ્ત્રીએ અનિરુદ્ધનું હરણ કર્યું હશે. મહેન્દ્રની સાથે મળીને દેવો આવું કર્મ કરે એ સંભવતું નથી."[૫૪]

વૈશંપાયન કહે છે:-અદ્ભુત કર્મ કરનારા કૃષ્ણ આ શી રીતે બન્યું તેનો વિચાર ચલાવતા હતા, એટલામાં તેનું વચન સાંભળી, વચન અને તેના અર્થનું તાત્પર્ય સમજવામાં નિપુણ અક્રૂરે મધુર અને કોમલ વાણીથી કૃષ્ણને નીચેનું વચન કહ્યું:-"હે પ્રભુ! ઇન્દ્ર(ના હિત)નું જે કાર્ય હોય તે જ આપણું (હિતકર) કાર્ય છે, એ નિશ્ચિત છે.[૫૫] તેમ જે કાર્યમાં આપણું હિત હોય તે કાર્ય શચિપતિ ઇન્દ્રનું પણ હિતકર કાર્ય હોવું ઘટે છે. આપણા વડે દેવો રક્ષણ પામે છે, અને આપણે

* કૃષ્ણ આમ હસ્યા તેનું કારણ એ હોવું ઘટે છે કે, તેઓ અનિરુદ્ધ ક્યાં છે તે જાણતા હતા, પરંતુ તેને કેવી રીતે પાછો લાવવો તેનો જ વિચાર કરતા હતા, છતાં યાદવો તેની શોધખોળના આવા સામાન્ય ઉપાય લેવા પ્રેરાયા.

પણ દેવોથી રક્ષાયલા છીએ, દેવતાના હિતને અર્થે જ આપણે માનવ અવતાર ધારણ કરેલો છે."૫૬-૫૭

અક્રૂરનું આવું વચન સાંભળતાં જ (કોઈ પણ મંત્રીથી ખરો તર્ક કરવાની શક્તિ ન જણાતાં) મધુસૂદન કૃષ્ણ ઘણા ઉશ્કેરાઈ ગયા, છતાં સંયમ ધરી સ્નેહાળ ગંભીર વાણીથી તે આમ પુનઃ બોલ્યાઃ– "પ્રદ્યુમ્નના પુત્ર અનિરુદ્ધને દેવો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો ઇત્યાદિકમાંથી કોઈ હરી ગયું હોય એમ મને તો લાગતું નથી. પરંતુ એ મહાયશસ્વી વીરને કોઈ પુંશ્ચલી ઉપાડી ગઈ હશે.૫૮-૫૯ દૈત્ય અને દાનવોની કામી સ્ત્રીઓ માયાનાં આવાં કાર્ય કરવામાં કુશળ હોય છે. તેઓ પુંશ્ચલીઓ હોય છે; તેથી તેમણે જ પ્રદ્યુમ્નના સુંદર પુત્ર અનિરુદ્ધનું આમ હરણ કરેલું છે. અને અન્ય કોઇથી આ ભય ઉભો થયો નથી, એમાં કાંઈ સંદેહ નથી.૬૦

વૈશંપાયન કહે છેઃ–યાદવોના મંડળમાં જે પ્રકારે આ પ્રસંગની ઘટના સંબંધી વિચાર ચાલી રહ્યા હતા, તે જાણી લઈ, મહાત્મા કૃષ્ણે ઉપર પ્રમાણે વચનો કહ્યાં. એટલામાં માધવના મંદિરમાંથી સૂત, માગધો, અને બંદિજનોના મધુર સૂરો સંભળાવા લાગ્યા.૬૧-૬૨ અને તરત જ સર્વ દિશાઓમાં પાઠવેલા સઘળા દૂતો સભાદ્વારમાં આવી પહોંચ્યા અને ગદ્‌ગદ્ વાણીથી ધીમે ધીમે આવું વચન બોલ્યાઃ–૬૩

"હે રાજન્! અમે અસંખ્ય ઉદ્યાનો, ગુહાઓ, પર્વતો, શૂન્ય શાળાઓ, નદીઓ, સરોવરો ઇત્યાદિ એકેએક સ્થળ એક વાર તો શું પણ સો સો વાર જોઈ વળ્યા. પરંતુ તેમાંના એકે સ્થળે અમને અનિરુદ્ધનો પત્તો જ લાગ્યો નહીં."૬૪

હે રાજન્ જનમેજય! વળી એટલામાં કૃષ્ણે મોકલેલા બીજા દૂતો આવ્યા, અને તેમણે પણ આમ કહ્યુંઃ– "હે પ્રભુ! અમે સર્વે દેશો જોઈ વળ્યા, પરંતુ પ્રદ્યુમ્નનો પુત્ર અમને ક્યાંયે જડ્યો નહીં.૬૫ તેથી હે યદુનંદન! અનિરુદ્ધને શોધી કાઢવાને જો કાંઈ બીજું કરવા જેવું હોય તો તેની અમને સત્વર આજ્ઞા કરો."૬૬

આટલું કહેતાં તે સર્વેનાં મન દીન થયાં અને તેમની આંખમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં, અને 'હવે આપણે શું કરવું,' તેનો વિચાર અન્યોન્યની સાથે કરવા લાગ્યા.૬૭ કેટલાક દાંતથી પોતાના બે હોઠ કરડવા મંડ્યા, કેટલાકની આંખો આંસુથી આકુળવ્યાકુળ થઈ ગઈ, કેટલાક ભ્રુકુટી ચઢાવી એ અર્થની સિદ્ધિના માર્ગનો વિચાર કરવામાં નિમગ્ન થયા.૬૮

આ પ્રમાણે તેઓ પરસ્પર વિચાર ચલાવતા હતા તે દરમ્યાન તેમની વચ્ચે અર્થવાળી પુષ્કળ ગોઠડીઓ ચાલી રહી; પરંતુ 'અનિરુદ્ધ ક્યાં હશે?' તેની કોઇનેય સુઝ ન પડતાં તેઓ ભારે સંભ્રમમાં પડ્યા.૬૯ અને કોઈ માર્ગ ન જડતાં ક્રોધે ભરાયલા યાદવો અન્યોન્યની સામે એકી ટશે જોઈ રહ્યા. ખિન્ન મનથી તેમણે રાજસભામાં જ એ રાત્રિ મહા કષ્ટે પસાર કરી. હે શત્રુને દમનાર જનમેજય! 'અનિરુદ્ધનું કેમ હરણ થયું?' 'અનિરુદ્ધનું હરણ શી રીતે થયું?' એમ વારંવાર બોલતાં તેમણે આખી રાત્રિ વીતાડી અને પ્રભાત થયું. એટલે મંગલ વાદ્યો અને શંખોના મહાધ્વનિ સાંભળતાં, મહાબાહુ કૃષ્ણના મંદિરમાં સર્વ લોક જાગી ઉઠ્યાં.૭૦-૭૧

તે પછી પ્રભાત નિર્મળ થયો અને સૂર્ય ઉદય પામ્યો, અને તે સમયે રાજસભામાં એકલા નારદ મુનિએ હસતાં હસતાં પ્રવેશ કર્યો.૭૨ ત્યાં કૃષ્ણની સાથે સર્વ યાદવોને વિચાર કરવા એકત્ર થયલા જોઈ, દેવર્ષિ નારદે 'જય' શબ્દથી માધવનું પૂજન કર્યું.૭૩ (અને ઉગ્રસેન આદિ મુખ્ય યાદવોએ નારદ ઋષિનું સામું પૂજન અર્ચન કર્યું.*) પછી ખિન્ન ચિત્તવાળા, રણમાં અજિત, સમર્થ કૃષ્ણે આસન ઉપરથી ઉભા થઈ નારદ મુનિને મધુપર્ક તથા ગાયનું દાન આપ્યું.૭૪ તે પછી સર્વોત્કૃષ્ટ પાથરણાવાળા શુભ આસન ઉપર નારદ મુનિ સ્વેચ્છા અનુસાર બેઠા અને યથાયોગ્ય, તાત્પર્યથી પૂર્ણ આ વચન તેમણે પૂછ્યુંઃ–૭૫

નારદ બોલે છેઃ–"તમે સર્વે યાદવો આમ કેમ ચિંતાતુર થયા છો? નિઃસંગ, વિચારરહિત, ઉત્સાહહીન અને નિર્બલ થઈ તમે સર્વ આમ કેમ બેઠા છો?"૭૬

મહાત્મા નારદે આવું વચન કહ્યું, એટલે વાસુદેવ બોલ્યાઃ–"હે ભગવન્! મારું આ વચન સાંભળો.૭૭ હે બ્રહ્મન્! રાત્રે અનિરુદ્ધનું હરણ કોઈ એક જણ કરી ગયેલું છે; અને હે સુદૃઢ વ્રતવાળા! તેનો વિચાર કરવા માટે ચિંતાતુર મનથી અમે આમ નિરાશ બેઠેલા છીએ.૭૮ હે મુનિ! જો તમે તેના હરણનો વૃત્તાંત ક્યાંકથી સાંભળ્યો કે જોયો હોય તો હે ભગવન્! મને તે પૂરી રીતે જણાવો. હે નિર્દોષ મુનિ! મને એ વૃત્તાંત પ્રિય છે."૭૯

મહાત્મા કેશવે આમ કહ્યું, એટલે નારદ મુનિ મોટેથી હસ્યા અને બોલ્યાઃ–"ત્યારે હે મધુસૂદન! આ વૃત્તાંત સાંભળો.૮૦ એક પાસ એકલો અનિરુદ્ધ અને બીજી પાસ બાણાસુર અને તેનું વિશાળ સૈન્ય એ બે વચ્ચે મચેલો, દેવાસુર યુદ્ધના જેવો, એક મહાન્ રણસંગ્રામ હમણાં જ પૂરો થયો છે.૮૧ અપ્રતિમ ઓજસ્‌વાળા બાણાસુરને ઉષા નામની એક પુત્રી છે. તેને

* એક બંગાળી પ્રતમાં આ પાઠ છે.

માટે અપ્સરા ચિત્રલેખા અનિરુદ્ધને શોણિતપુર સત્વર ઉપાડી ગઈ છે.[૯૨] અને ત્યાં જ બલિ અને વાસવ(ઇન્દ્ર)ની વચ્ચે ચાલે તેવું અતિ ભયંકર યુદ્ધ બાણાસુર અને પ્રદ્યુમ્નના પુત્ર અનિરુદ્ધની વચ્ચે ચાલ્યું.[૯૩] અમે પોતે પણ એ અતિ મોટું અને અદ્ભુત યુદ્ધ નીરખ્યું છે. છેવટે રણમાંથી પીઠ નહીં ફેરવનારા બાણાસુરે પરાજયના ભયથી માયાનો આશ્રય લીધો અને મહાબળવાન્ અનિરુદ્ધને નાગપાશોથી બાંધ્યો. હે ગરુડધ્વજ! પછી બાણાસુરે તેનો વધ કરવાની આજ્ઞા મંત્રીને કરી;[૯૪-૯૫] પરંતુ કુભાંડ નામના મંત્રીએ તેને તેમ કરતાં વાર્યો. રણસંગ્રામમાં આસક્તિ ધરાવનારા બાણાસુરે માયાનો આશ્રય કરી, સર્પોના બંધોથી કુમાર અનિરુદ્ધને બાંધી, કારાગૃહમાં પૂર્યો છે. માટે તમે સત્વર ઉઠો, અને ત્યાં વિજય તેમ જ યશને અર્થે સત્વર યુદ્ધ કરવા જાઓ.[૯૬-૯૭] હે તાત! વિજયની ઇચ્છા કરનારાઓએ પોતાના પ્રાણનું સંરક્ષણ કરવાનો આ સમય નથી. કુમાર વીર અનિરુદ્ધ (અપમાનને અંગે) ઘણુંખરું તો પોતાના પ્રાણ ગયલા-જ માને છે, પરંતુ તમે સંગ્રામ અર્થે આવશો એવી આશાથી ધૈર્યનું આલંબન કરીને જીવતો રહ્યો છે."[૯૮]

વૈશંપાયન કહે છેઃ–નારદે આવું વચન કહ્યું, એટલે પ્રતાપવાન્, વીર્યશાલી વાસુદેવે તત્કાલ જ યુદ્ધના પ્રયાણની સર્વ સામગ્રીઓ તૈયાર કરવાની આજ્ઞા કરી દીધી.[૯૯] તદનંતર ચંદનથી ચર્ચેલા લાજાઓ(ડાંગરના વધાવાના કણ)ની વૃષ્ટિ સર્વ પાસ વરસી રહી અને મહાબાહુ જનાર્દન સર્વ સૈન્ય સાથે પ્રયાણમાટે દ્વારાવતીમાંથી બહાર નીકળ્યા.[૯૦]

(તે વેળા) નારદ કહે છેઃ–"હે માધવ! આ પ્રસંગે તમારે વિનતાના પુત્ર ગરુડનું સ્મરણ કરવું, એ યોગ્ય છે. હે મોટી ભુજાવાળા કૃષ્ણ! તેના સિવાય અન્ય વાહનથી તમે શોણિતપુરને માર્ગે સુખેથી જઈ શકશો નહીં. હે જનાર્દન! ત્યાં જવાનો માર્ગ કેટલો બધો કઠિન છે તે સાંભળો. પ્રદ્યુમ્નનો પુત્ર અનિરુદ્ધ હાલમાં જ્યાં છે, એ શોણિતપુર અહીંથી અગીઆર હજાર યોજન* દૂર છે. માટે મનના જેટલી ત્વરિત ગતિવાળા, પ્રતાપી, મહાવીર્યશાલી વિનતાપુત્ર ગરુડને હે ગોવિંદ! બોલાવો, અને તે તમને ત્યાં લઈ જશે. તે એક જ મુહૂર્તમાં તમને બાણાસુરનાં દર્શન કરાવશે."[૯૧-૯૪]

વૈશંપાયન કહે છેઃ–નારદનું આવું વચન સાંભળતાં વેંત જ કૃષ્ણે ગરુડનું સ્મરણ કર્યું અને તત્ક્ષણ તે કૃષ્ણની સમીપ આવ્યો અને બે હાથની અંજલિ જોડી સામો ઉભો રહ્યો.[૯૫] પછી મહાબલવાન્ વિનતાપુત્રે (ગરુડે) મહાત્મા વાસુદેવને પ્રણામ કર્યા અને મધુર અને કોમલ વાણીથી પોતાને આમ બોલાવવાનું કારણ પૂછ્યુંઃ–[૯૬]

ગરુડ પૂછે છેઃ–"હે મહાબાહુ! હે પદ્મનાભ! શા માટે તમે મારું સ્મરણ કર્યું છે? જો તમારે આ પ્રસંગે મારું કંઈ કામ હોય તો તે હું તમારા મુખથી તત્ત્વ સહિત સાંભળવા ઇચ્છું છું.[૯૭] કહો, કહો, હે પ્રભુ! કહો, પાંખોના ઝપાટાસપાટાથી મારે કોની પુરીનો નાશ કરવાનો છે? હે ગોવિંદ! તમારા પ્રભાવથી મારામાં એવું બલ રહેલું છે, એ કોના જાણવામાં નથી?[૯૮] હે વીર! તમારી ગદાનો વેગ અને હે મોટી ભુજાવાળા! તમારાં સુદર્શન ચક્રમાંથી નીકળતા અગ્નિનું વર્ચસ્વ નહીં જાણનારો એવો તે કીયો મૂઢાત્મા છે કે જે ગર્વથી અંધ બની તમારી સામે ઉભો રહેશે અને ઉલટો પોતાના નાશને વહોરી લેશે?[૯૯] કોના અંગ ઉપર સિંહના મુખના આકારવાળો હળ, વનમાળા ધારણ કરનારા બલદેવ નાંખનાર છે? હે પ્રભુ! કહો, કહો, એમના હળના પ્રહારથી કોનો દેહ છિન્નભિન્ન થઈ આ મેદિની ઉપર પડનાર છે?[૧૦૦] હે માધવ! માત્ર તમારા પાંચજન્ય શંખના ધ્વનિઓથી જ કોના પ્રાણ મોહ પામનારા છે? એવો તે કોણ છે, કે જે પોતાના પરિવાર સાથે યમને ધામ પહોંચનારો છે?"[૧૦૧]

વૈશંપાયન કહે છેઃ–બુદ્ધિમાન્ ગરુડે કૃષ્ણને આ પ્રમાણે વચનો કહ્યાં. એટલે વાસુદેવે તેને આવો ઉત્તર આપ્યોઃ–

વાસુદેવ કહે છેઃ–"હે વક્તાઓમાં શ્રેષ્ઠ ગરુડ! હું કહું છું તે સાંભળ.[૧૦૨] બલિના પુત્ર બાણાસુરે પ્રદ્યુમ્નના પુત્ર, અપરાજિત અનિરુદ્ધને ઉષાના કારણે શોણિતપુરમાં બાંધી લીધો છે. ત્યાં કામવેદનાથી પીડાતો અનિરુદ્ધ વિષની જ્વાળાઓ કાઢતા નાગોની પાશોથી બંધાયલો પડ્યો છે. (એટલે કે એવડી પીડા પામે છે.)[૧૦૩] હે પક્ષીઓમાં શ્રેષ્ઠ ગરુડ! તેને એવા બંધનમાંથી છોડાવવાને અર્થે જ તને મેં અહીં બોલાવેલો છે. તારા જેવો વેગવાળો અન્ય કોઈ સમોવડીઓ આ વિશ્વમાં નથી. તું પક્ષીઓમાં શ્રેષ્ઠ છે. હે કશ્યપપુત્ર! એ નગરીના માર્ગે તારા સિવાય અન્ય કોઈ વાહનથી જઈ શકાય એમ નથી.[૧૦૪] તેટલા માટે જ્યાં પ્રદ્યુમ્નનો પુત્ર અનિરુદ્ધ વસે છે ત્યાં મને તું સત્વર લઈ જા. હે વીર! પુત્રની મુક્તિને અર્થે તલપી રહેલી તારી પુત્રવધૂ (પ્રદ્યુમ્નની સ્ત્રી) વૈદર્ભી રુકમવતી કલ્પાંત કરે છે.[૧૦૫] તારા પ્રસાદથી એ ભામિનીને એનો પુત્ર પાછો મળો. હે પન્નગોનો નાશ

* દ્વારકા અને શોણિતપુર વચ્ચેનું છેટું કંઇક અતિશયોક્તિપૂર્ણ લાગે છે.

કરનાર ગરુડ! તેં પૂર્વે અમૃતનું હરણ કર્યું હતું.[૧૦૬] હે મોટી ભુજાવાળા! તે વેળાએ તું મારી સાથે આવ્યો હતો, અને તું જ મારી ધ્વજા બન્યો હતો. સર્વ વૃષ્ણિ-વંશજો તારા ભક્ત છે. તેથી હે પક્ષીઓના દેવ! એ મિત્રતા અને એ ભક્તિને તું આજે માન આપ.[૧૦૭] વેગમાં તારો કોઈ સમોવડીઓ નથી, અને પક્ષીઓમાં તારો કોઈ બરોબરીઓ નથી. હે સર્પોના સંહારક ગરુડ! આ હું મારા સુકૃતના શપથ લઈ તને કહું છું.[૧૦૮] દાસીની અવસ્થાએ પહોંચેલી તારી માતા વિનતાને તેં એકલાએ જ છોડવી હતી અને કેવળ પાંખોના ફડફડાટના બલથી જ તેં પૂર્વે રણમાં તારા શત્રુઓને હણ્યા છે.[૧૦૯] તું જેમ તારા પરાક્રમના પ્રભાવથી સર્વ સુરોના ગણોને તારી પીઠ ઉપર બેસાડી રણસંગ્રામમાં લઈ જાય છે, તેમ મને એ અગમ્ય પ્રદેશમાં આજે લઈ જા. તારા આશ્રયથી જ મને વિજય મળવાનો છે.[૧૧૦] ભારેપણામાં તું મેરુ સમાન છે; અને લઘુપણા (ચપળપણા)માં તું પવનની ઉપમાને યોગ્ય છે. ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં પરાક્રમમાં તારા જેવો અન્ય કોઈ સમોવડીઓ થયો નથી, છે નહીં, અને થશે પણ નહીં.[૧૧૧] હે મહાભાગ્યશાળી! હે સત્યના સાથી! હે મહા તેજવાળા વિનતાપુત્ર ગરુડ! આજે ને આજે જ અનિરુદ્ધને જોવાના કાર્યમાં મને સહાય કર."[૧૧૨]

એટલે ગરુડ કૃષ્ણની સ્તુતિ કરતો બોલે છેઃ-"હે મોટી ભુજાવાળા કૃષ્ણ! તમારું આ વચન અતિ અદ્ભુત અને કંઇક ઉલટું પણ છે. હે મોટી ભુજાવાળા! તમારા પ્રસાદથી જ સર્વત્ર મારો વિજય થાય છે.[૧૧૩] છતાં હે મધુસૂદન! તમે મારી આવી સ્તુતિ કરી છે, તેથી હું મને ધન્ય લેખું છું, અને હું તમારાથી મને અનુગ્રહ પામેલો માનું છું. હે કૃષ્ણ! ખરી રીતે તો મારે તમારી સ્તુતિ કરવી, એ યોગ્ય છે, છતાં હે મોટી ભુજાવાળા! તમે તો ઉલટી મારી સ્તુતિ કરો છો.[૧૧૪] તમે વેદોના અધિષ્ઠાતા છો, દેવોના અધ્યક્ષ છો, તેમ જ સર્વની સર્વ કામનાઓને પરિપૂર્ણ કરનારા છો. હે દેવ! તમારું દર્શન કદી પણ નિષ્ફલ થતું જ નથી; અને વર-દાનની યાચના પૂરનારાઓને પણ તમે વરદાન દેનારા છો.[૧૧૫] તમે ચતુર્ભુજ (ચાર ભુજાવાળા) છો; તમે ચતુર્મૂર્તિ છો.* તમે ચાતુર્હોત્રના† પ્રવર્તક વિષ્ણુરૂપ છો; તમે ચાર પ્રકારના‡ આશ્રમવાસીઓના હોમકર્તા છો; ચાર પુરુષાર્થના§ પ્રાપક છો; અને મહાકવિ|| છો.[૧૧૬] તમે ધનુર્ધર છો, તમે ચક્રધર છો અને તમે મહાન્ શંખધર પણ છો. હે પ્રભુ! તમે પૂર્વે દેહો(અવતારો)-માં ભૂમિધરના નામથી વિખ્યાત થયલા છો.[૧૧૭] તમે દેવકીના પુત્ર છો; તમે હલધર છો, તમે મુસલધર છો અને તમે ચક્રધર છો. તમે ચાણૂર દૈત્યને રગ-દોળનારા છો, તમે ગાય ઉપર પ્રેમ કરનારા કિંવા ગાયને પ્રિય છો અને કંસના સંહારક છો.[૧૧૮] તમે ગોવર્ધનધારી છો, તમે મલ્લોના શત્રુ છો, અરે ખુદ મલ્લોને ઉત્પન્ન કરનારા છો; તમે મલ્લોને પ્રિય છો તેમ મહામલ્લ પણ છો અને તે ઉપરાંત મહાપુરુષ પણ છો.[૧૧૯] તમે વિપ્રને પ્રિય છો, વિપ્રનું હિત કર-નારા છો, વિપ્રના જ્ઞાતા છો, વિપ્રને ઉત્પન્ન કરનારા છો, બ્રાહ્મણોના શરણ છો, અને સર્વોત્તમ છો. તમે દામોદર કહેવાઓ છો. તમે પ્રલંબને દમ્યો છે, તમે કેશીના સંહારક છો અને તમે દાનવોના અંતક છો.[૧૨૦] તમે અસિલોમાના સંહારક છો અને રાવણના નાશક છો. વાળિનો નાશ કરનાર પણ તમે છો અને વિભી-ષણને રાજપાટના દેનારા તમે જ ભગવાન્ છો.[૧૨૧] સુગ્રીવને તેનું રાજ્ય સોંપાવનારા તમે છો અને બલિના રાજ્યને ખુંચવી લેનારા પણ તમે જ છો. તમે રત્નોનું હરણ કરેલું છે. તમે પોતે જ મહારત્નરૂપ છો. ધન્વંતરી (વૈદ્યરત્ન)રૂપે તમે સમુદ્રના ઉદરમાંથી ઉત્પન્ન થયલા છો.[૧૨૨] વરુણના નામથી તમે વિખ્યાત છો. નદીઓનાં મૂળ પણ તમે જ છો. તમે ખડ્ગધારી પણ છો, શાર્ઙ્ગ ધનુષ્યધારી છો અને શ્રેષ્ઠ ધનુર્ધારી છો.[૧૨૩] તમે દાશાર્હ તરીકે વિખ્યાત છો; તમે મહા-ધન્વી છો; તમને શાર્ઙ્ગ ધનુષ્ય પ્રિય છે, ગોવિંદના નામથી તમે પ્રખ્યાત છો; હે દૃઢ વ્રતવાળા! તમે પોતે જ સમુદ્ર છો.[૧૨૪] તમે આકાશરૂપ છો, તમે તપઃસ્વરૂપ છો અને સમુદ્રનું મંથન કરનારા તમે છો. બહુ ફલ દેનારા સ્વર્ગરૂપ તમે છો. તમે સ્વર્ગમાં વિચરનારાઓમાં મહાન્ છો.[૧૨૫] તમે મહામેઘ સ્વરૂપ છો. ત્રણે લોકના બીજની નિષ્પત્તિરૂપ છો; તમે ત્રણે લોકમાં વિચરનારા છો. તમે જ ક્રોધ, લોભ અને મનો-રથરૂપ છો;[૧૨૬] તમે કામનાઓ પૂરનારા છો. તમે કામદેવ છો. તમે સર્વ ધનુર્ધારીમાં શ્રેષ્ઠ છો. તમે

* વૈષ્ણવો પુરુષોત્તમ કૃષ્ણને ચતુર્મૂર્તિ કહે છે; અને ૧ વાસુદેવ, ૨ સંકર્ષણ, ૩ પ્રદ્યુમ્ન અને ૪ અનિરુદ્ધ એ ચારને તેમની મૂર્તિઓ ગણે છે.

† ઋત્વિજ, અધ્વર્યુ, ઉદ્ગાતા અને અથર્વણ એ ચાર વેદના વિપ્રોની સન્નિધિમાં થતાં યજ્ઞકર્મ. ‡ બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ અને વાનપ્રસ્થ આશ્રમમાં સાક્ષાત્ અગ્નિમાં હોમનો વિધિ કહેલો છે, પરંતુ સંન્યસ્તાશ્રમમા જીવાત્માનો પરમાત્મામાં લય કરવો એને હોમ લેખેલો છે. પહેલા ત્રણ ફલેચ્છા પૂર્વક કરાય છે, પણ ચોથો કેવળ ઈશ્વરાર્પણ જ કરાય છે.

§ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.

|| અહીં 'કવિ'નો અર્થ ઇશોપનિષતમાં કહ્યા પ્રમાણે 'મનીષી'—સુજ્ઞ, વિજ્ઞાનવિદ્ એ છે.

પ્રલય સમયના સંવર્તક નામના મેઘ છો; તમે પ્રલય-સ્વરૂપ છો. તમે પરિવર્તન કરનારા કાલ છો; તેમ જ તમે સવને ટકાવી રાખનાર મહાન્ કાલ પણ છો.[૧૨૭] તમે હિરણ્યગર્ભ છો; તમે રૂપને જાણનારા છો તેમ રૂપવાન્ પણ છો; તમે મધુસૂદન છો, ઈશ છો, મહા-દેવ છો અને અસંખ્ય ગુણોથી યુક્ત છો.[૧૨૮]

પરંતુ હે દેવ! હે યાદવોત્તમ કેશવ! આવી આવી સ્તુતિને યોગ્ય જ તમે છો છતાં મારી આમ સ્તુતિ કરવા ઇચ્છો છો, એ શું? તમે આંખના ચમકારાથી જે ઘોર પ્રાણીઓને નીરખો છો, તેઓ યમદંડથી હણાઈ ચૂકેલા હોય છે અને તેઓ અધમ પ્રાણીની યોનિમાં તેમ જ નરકમાં જાય છે. પરંતુ હે માધવ! જે પ્રાણીઓની ઉપર તમે પરમ પ્રસન્નતાથી દૃષ્ટિ ફેરવો છો, તેઓ આલોકમાં સર્વથા સુખ ભોગવે છે અને તે પછી મરણ પામતાં સ્વર્ગમાં જાય છે. હે મહાબાહુ! તમારે વશવર્તી થયલો એવો હું તમારી આજ્ઞા અર્થે સન્મુખ ઉભો છું."[૧૨૯–૧૩૧]

તે પછી 'જય' શબ્દનો ઉચ્ચાર કરી પ્રસ્થાનમુદ્રા દર્શાવી, ગરુડે કેશવને કહ્યું કે, "હે મહા બળવાન વીર! આ હું સજ્જ થયો છું. મારી ઉપર આરોહણ કરો."[૧૩૨]

વૈશંપાયન કહે છેઃ–તેનુ આવું વચન સાંભળી, માધવે ગરુડને કંઠે આલિંગન દીધું અને બોલ્યા કેઃ–"હે સખા! શત્રુના વિનાશને અર્થે તું મારા આ અર્ઘ્યનો સત્કાર કર."[૧૩૩] તેમણે એમ કહ્યું એટલે હર્ષથી તે કૃષ્ણની પાસે આવી ઉભો. તદનંતર, શંખ, ચક્ર, ગદા અને ખડ્ગ ધારણ કરનારા જનાર્દને પુષ્કળ પ્રેમથી ગરુડને અર્ઘ્ય આપ્યો અને પછી મહાબાહુ પુરુષોત્તમે તેની ઉપર આરોહણ કર્યું.[૧૩૪] વિજયની ઇચ્છાવાળા બળવાન્ કૃષ્ણના કેશ કાળા હતા અને તેમનો વર્ણ પણ કાળો હતો.[૧૩૫] તેમને ચાર દાઢ હતી; ચાર હાથ હતા, અને તેઓ ચાર વેદ તથા છ અંગોમાં પ્રવીણ હતા. તેમની છાતી શ્રીવત્સ મણિથી અંકિત થઈ હતી; કમલપત્ર સમાન તેમની આંખો વિશાળ અને સુંદર હતી; તેમનાં રોમાંચ ખડાં થયાં હતાં; અને તેમની ત્વચા કોમળ હતી;[૧૩૬] તેમની આંગળીઓ અને નખ સરળ હતાં; અને તેના અગ્ર ભાગ લાલચોળ હતા. તેમનો સૂર મધુર અને ગંભીર હતો; તેમના બાહુ ગોળ, વિશાળ અને ઘુંટણ સૂધી પહોંચે એટલા લાંબા હતા; તેમની ભુજા મોટી હતી; તેમનું મુખ ત્રાંબા સરખું લાલ હતું; તેઓ સિંહ સરખા સ્પષ્ટ પરાક્રમી હતા. જાણે હજારો સૂર્ય એકત્ર થયા હોય તેમ તેઓ જળહળ તેજથી પ્રકાશતા હતા.[૧૩૭–૧૩૮] ભૂતોને ઉત્પન્ન કરનારા એ સર્વવ્યાપી પ્રભુ વિશ્વરૂપ ભાસતા હતા. પ્રજાપતિએ પ્રસન્ન થઈ તેમને આઠ ગુણોથી યુક્ત ઐશ્વર્ય આપ્યું હતું, તેથી તેઓ વાસ્તવિક રીતે જ ભગવાન હતા. તેઓ શાશ્વત હોવાથી પ્રજાપતિઓ, સાધ્યો અને દેવો તેમની સ્તુતિ કરતા હતા.[૧૩૯] સૂતો, માગધો અને બંદિજનો દિવ્ય સ્તવનોથી તેમની સ્તુતિ કરતા હતા. મહાભાગ્યશાલી વેદવેદાંગમાં પારંગત ઋષિમુનિઓ પણ તેમની સ્તુતિમાં નિમગ્ન હતા.[૧૪૦]

દ્વારકાના રક્ષણની યોજના વિધિસર કર્યા પછી, પ્રતાપી મહા બલવાન્ કૃષ્ણે આમ શોણિતપુર જવાનો વિચાર કર્યો.[૧૪૧] કૃષ્ણ દેવ ગરુડ ઉપર આરૂઢ થયા, એટલે તેમની પછવાડે જ હલધર (બલદેવ) બેઠા અને તેમની પુંઠે શત્રુનો સંહારક પ્રદ્યુમ્ન પણ બેઠો.[૧૪૨] તે સમયે સિદ્ધ અને ચારણોના સંઘો અને મહર્ષિઓ સર્વ રીતે તેમની આમ સ્તુતિ કરવા મંડ્યાઃ–

"હે મહાબાહુ! રણસંગ્રામમાં બાણાસુર અને તેના જે અનુચરો હોય તેમની ઉપર તમે વિજય મેળવો. મહારણસંગ્રામમાં તમારી સન્મુખ ઉભો રહેવાને કોઈ પણ સમર્થ નથી.[૧૪૩] તમારા પ્રાસાદમાં નિશ્ચિત સમૃદ્ધિની દેવી લક્ષ્મી વસેલી છે અને પરાક્રમમાં તમારો વિજય નિશ્ચિતપણે રહેલો છે. તમે રણમાં તમારા શત્રુ દૈત્યોના રાજા બાણાસુરને તેના સૈનિકો સાથે અવશ્ય જિતશો."

આ પ્રમાણે સ્તુતિવચનો સાંભળતાં કેશવે રણ માટે અંતરિક્ષ માર્ગે પ્રયાણ કર્યું.[૧૪૪–૧૪૫]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे उषा-हरणनो "अनिरुद्धना हरणनो विचार अने बाणा-सुर साथे युद्ध माटे कृष्णनुं प्रयाण" ए नामनो अध्याय १२१ मो संपूर्ण

---

## અધ્યાય ૧૨૨ મો

### કૃષ્ણનું શોણિતપુર પ્રતિ પ્રયાણ અને રુદ્રના ગણો સાથે યુદ્ધ

वैशंपायन उवाच—

ततस्तूर्यनिनादैश्च शंखानां च महास्वनैः ।
बंदीमागधसूतानां स्तवैश्चापि सहस्रशः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–તદનંતર તુરીઓ (મંગલવાદ્યો)ના નાદોથી શંખોના મહાધ્વનિઓથી, બંદીજનો, માગધો અને સૂતોનાં સહસ્ર પ્રકારનાં સ્તવનોથી તથા માનવોએ ઉત્કંઠાથી ઉચ્ચારેલા વિજયના આશીર્વાદોથી સંપન્ન થયલા જનાર્દને સોમ, શુક્ર અને સૂર્ય એ ત્રણેના સરખું અપ્રતિમ તેજસ્વી રૂપ ધારણ કર્યું.[૧–૨] હે રાજન્! [illegible]

બદ્ધ થાઓ. આકાશમાં વિનતાનો પુત્ર ગરુડ ઉડતો હતો તે વેળા તેનું તેજ હરિના તેજ સાથે ભળી જવાથી અતિશય શોભતું હતું.[૩] બાણાસુરનો વિનાશ કરવાની આકાંક્ષા રાખતા, કમલના જેવાં સુંદર લોચનવાળા કૃષ્ણ, આઠ બાહુવાળો અને પર્વતના આકાર સરખો વિશાળ દેહ ધારણ કરેલો હોવાથી વિશેષ પ્રકાશતા હતા.[૪] તેમના જમણા પડખાના હાથમાં અનુક્રમે ખડ્ગ, ચક્ર, ગદા અને બાણનો ભાથો આવી રહ્યાં હતાં, અને ડાબા પડખાના હાથમાં ઢાલ, શાર્ઙ્ગ ધનુષ્ય, વજ્ર અને શંખ શોભતાં હતાં.[૫] તદનંતર શાર્ઙ્ગ ધનુષ્યને ધારણ કરનારા જનાર્દને હજાર મસ્તક ધારણ કર્યાં, અને સંકર્ષણે( બલરામે ) હજાર(અનંત) કાયાઓ( દેહો ) ધારણ કરી.[૬] ચળકતાં શસ્ત્ર ધારણ કરનારા, કોઈ હઠાવી ન શકે એવા, શિખરવાળા કૈલાસ પર્વત જેવા દેખાતા, ગરુડ ઉપર બેઠેલા બલરામ ઉદય પામતા સૂર્યની પેઠે પ્રકાશતા હતા.[૭] રણસંગ્રામમાં પરાક્રમ દાખવવાની ઇચ્છાવાળો મહાબાહુ, મહાત્મા પ્રદ્યુમ્ન સનત્કુમારની પેઠે વિરાજતો હતો.[૮] પાંખોના અસહ્ય વેગવાળા ફડફડાટથી અનેક પર્વતોને હચમચાવી નાંખતો, વાયુના માર્ગને પણ રુંધતો ગરુડ આકાશમાં આગળ વધ્યો જ ગયો. એમ કરતાં તે વાયુને પણ ગતિમાં પાછા પાડનારા વેગથી સિદ્ધો અને ચારણોના પવિત્ર માર્ગમાં ઉતરી પડ્યો.[૯-૧૦] એવામાં રણમાં અપ્રતિમ કૃષ્ણને બલરામે આ પ્રશ્ન પૂછ્યો:-

"હે કૃષ્ણ! આમ અકસ્માત્ અપૂર્વ રીતે આપણા અંગની કાન્તિ કેમ આપણા તેજથી વિહીન થઈ હશે? આપણે સઘળા કનકના જેવા વર્ણવાળા થઈ ગયા છીએ, એમાં તો કાંઈ પણ સંશય નથી. પરંતુ આમ શાથી થયું છે, તેનું રહસ્ય મને કહો. શું આપણે મેરુ પર્વતની બાજુએ આવી પહોંચ્યા છીએ?"

એટલે ભગવાન્ ઉત્તર આપે છે:-"હે શત્રુઓનો નાશ કરનારા બલરામ! મને જણાય છે, કે બાણાસુરનું શોણિતપુર સમીપ આવ્યું છે; અને તેના રક્ષણને અર્થે મૂકેલો આ અગ્નિ જ્વાળા કાઢતો ચોમેર ફેલાયો છે.[૧૧-૧૩] હે હલધર! આ આવહનીય અગ્નિની જ્વાળા આપણને લાગી છે, અને તેને લીધે આપણો વર્ણ રૂપ વિનાનો થઈ ગયો છે."[૧૪]

ત્યારે બલરામ કહે છે:-"હે કૃષ્ણ! જો આપણે એ અગ્નિની સમીપ આટલા થોડાક જ આવી પહોંચ્યા એટલામાં આમ નિસ્તેજ થઈ ગયા, તો પછી આ સંબંધે અન્ય જે કાંઈ આપણું કલ્યાણ કરનારું કાર્ય કરવા જેવું હોય તેની તું આત્મબુદ્ધિથી યોજના કર."[૧૫]

એટલે ભગવાન્ બોલે છે:-"હે ગરુડ! આ સંબંધમાં અન્ય જે કંઈ કરવા યોગ્ય હોય તે તું કર. તું એ કાર્યનું વિધાન શોધી કાઢીશ એટલે તે અનુસાર એ ઉત્તમ કામ હું કરીશ."[૧૬]

વૈશંપાયન કહે છે:-વાસુદેવનું આવું ભાષણ સાંભળી, વાંછના પ્રમાણે રૂપ ધારણ કરનારા, મહાબલવાન્ ગરુડે પોતાનો દેહ હજાર મુખવાળો કર્યો.[૧૭] પછી વિનતાનો મહાબલવાન્ પુત્ર ગરુડ, ત્વરાથી આકાશગંગાની સમીપ ગયો, અને એ ગંગામાં ડુબકી મારી પુષ્કળ પાણી પોતાના મુખોમાં ગ્રહણ કીધું.[૧૮] પછી અંતરિક્ષમાં બાણાસુરના શોણિતપુર ઉપર ઉભો રહી બુદ્ધિમાન્ ગરુડ એ ગંગાજળની એકસરખી વૃષ્ટિ પેલા અગ્નિ ઉપર કરવા મંડ્યો, અને તેના આ ઉપાયથી તે અગ્નિ એકદમ શમી ગયો.[૧૯] તદનંતર આકાશગંગાના જલથી આવહનીય અગ્નિને શમી ગયેલો જોઈ, પરમ વિસ્મય પામતો ગરુડ આવું વચન બોલ્યો:[૨૦]"અહાહા! યુગના અંતના પ્રલય સમયે સર્વને બાળી નાંખનારા આ અગ્નિનું પરાક્રમ કેટલું બધું છે! કે એણે બુદ્ધિમાન્ કૃષ્ણના તેજને પણ વિરૂપ કરી નાંખ્યું છે![૨૧] બાકી તો કૃષ્ણ, બલરામ અને મહાબલવાન્ પ્રદ્યુમ્ન એ ત્રણે જણ ત્રણે લોકને પહોંચી વળવાને સમર્થ છે, એમ મને જણાય છે."[૨૨]

આ પ્રમાણે આવહનીય અગ્નિને શમાવ્યા પછી મહાન્ ભયંકર દારુણ ઘોષ કરતી, પોતાની પાંખો ફડફડાવતો, પક્ષિરાજ ગરુડ શોણિતપુર પ્રતિ આગળ વધ્યો.[૨૩] તેને આમ આવહનીય અગ્નિને વટાવી આગળ વધતો જોઈ, રુદ્રના અનુચર અન્ય અગ્નિઓ વિસ્મય પામ્યા, અને વિચાર કરવા લાગ્યા કે; "ગરુડ ઉપર બેઠેલા, નાના પ્રકારનાં રૂપ ધારણ કરનારા, આ ત્રણ ભયંકર પુરુષો કોણ હશે? તેઓ અહીં શા માટે આવ્યા હશે?" પરંતુ ત્યાંના પર્વતો ઉપર રહેલા આ અગ્નિઓ આમ વિચાર કરતાં છતાં તેનો નિશ્ચય કરી શકયા નહીં.[૨૪-૨૫] એટલે તેમણે એ ત્રણ યાદવો સાથે રણસંગ્રામ મચાવ્યો. આમ યુદ્ધમાં નિમગ્ન થયલા વીરોના યુદ્ધનો ઘણો જ ભારે ઘોષ નીકળી રહ્યો.[૨૬] જાણે સિંહો ગર્જી રહ્યા હોય એમ તેમનો એવો મોટો ઘોષ સાંભળી, અસુરોના મુખી બુદ્ધિમાન્ બાણાસુરે તે સ્થળે જવા માટે પોતાના અનુચરને આવી પ્રેરણા કરી: "જ્યાં આવું યુદ્ધ મચી રહ્યું છે ત્યાં તું સત્વર જા, અને ત્યાં સર્વ પ્રકાર જોઈ, અહીં સત્વર પાછો ફરજે."[૨૭-૨૮]

"તથાસ્તુ" એમ કહીને બાણાસુરની પાસેથી ગયલા અનુચરે મહા રણસંગ્રામમાં અગ્નિઓને વાસુદેવની સાથે યુદ્ધમાં મચી પડેલા જોયા.[૨૯] કલ્માષ, કુસુમ, દહન,

ઘોષણ, અને મહાબલવાન્ તપન, એ પાંચ સ્વાહાકારમાં પ્રખ્યાત જાતવેદસો(અગ્નિઓ) તથા અન્ય મહાભાગ્યશાલી અગ્નિઓને પોતપોતાનાં સૈન્યોથી યુક્ત થઈને કૃષ્ણ સાથે યુદ્ધ કરતા તેણે જોયા.[30-31] પિઠર, પતગ, સ્વર્ણ, અગાધ તેમ જ ભ્રાજ, એ પાંચ, સ્વધાકારનો આશ્રય કરી રહેલા, અગ્નિઓને પણ કૃષ્ણ સામે યુદ્ધમાં મચી પડેલા તેણે જોયા.[32] વળી વષટ્કારનો આશ્રય કરનારા, જ્યોતિષ્ટોમ અગ્નિના બે વિભાગના બે મહાત્મા અને મહાતેજસ્વી અગ્નિઓ કૃષ્ણ સાથે યુદ્ધ આદરી રહેલા જણાયા.[33] તે બન્નેની વચ્ચે અગ્નિમય રથમાં તેજસ્વી બાણ ઉગામી, ઉભા રહેલા મહર્ષિ અંગિરા રણમાં વિરાજતા હતા.[34] તીક્ષ્ણ બાણો છોડતા અંગિરાને તેમની વચ્ચે ઉભેલા જોઈ, અતિશય ક્રોધે ભરાયલા કૃષ્ણ વારંવાર આશ્ચર્યચકિત થતાં બોલતા હતા કે, "હે સર્વે અગ્નિઓ! ક્ષણભર તો ખડા રહો. આ હું તમારે માટે એક ભય ઉત્પન્ન કરું છું. મારા તેજથી બળ્યા બળ્યા થતા તમે દશે દિશાઓમાં પલાયન કરી જશો."[35-36]

એટલે મહા રણસંગ્રામમાં ક્રોધથી જાણે કૃષ્ણના પ્રાણ જ હરી લેવાના હોય, એમ તત્પર થઈ અંગિરા તેજથી બળતું ત્રિશૂલ લઈ તેમની ઉપર ધસી ગયા. પરંતુ યમ, સૂર્ય અને અગ્નિ સમાન તેજસ્વી અર્ધ ચંદ્રાકૃતિવાળાં અતિ ઉત્તમ બાણોથી કૃષ્ણે તેના આ પ્રજ્વલતા ત્રિશૂલને કાપી નાંખ્યું.[37] પછી મોટા મનવાળા કૃષ્ણે એક તેજસ્વી, કાલરૂપ સ્થૂણાકર્ણ બાણવડે અંગિરાની છાતી વિંધી નાંખી.[38] રુધિરના ખળખળ પ્રવાહથી ઉભરાતાં ગાત્રોની અસહ્ય વેદનાથી જાણે વિહ્વલ થયો હોય તેમ ગાત્રો સ્તબ્ધ થવાથી અંગિરા એકાએક પૃથ્વીતલ ઉપર પડ્યો.[39] એટલે સત્વર બાકી રહેલા સર્વે ચારે બ્રહ્મપુત્ર અગ્નિઓ દોડતા દોડતા બાણાસુરના શોણિતપુરમાં જઈ પહોંચ્યા.[40]*

તદનંતર જે સ્થળે બાણાસુરનું શોણિતપુર હતું ત્યાં કૃષ્ણ આવ્યા. તેઓ તેનાથી થોડેક દૂર હતા, એ જોઈને નારદે તેમને આ વચન કહ્યું:-[41] "હે મોટી ભુજાવાળા કૃષ્ણ! આ આપણું જવાનું સ્થળ શોણિતપુર આવ્યું તે જુઓ. અહીં રુદ્રાણી( પાર્વતી) સાથે મહા તેજસ્વી રુદ્ર( શંકર) વસે છે.[42] બાણાસુરના કલ્યાણ, અને રક્ષણને અર્થે કાર્તિકસ્વામી પણ તેની નિરંતર ચોકી કરે છે."

નારદનું આવું વચન સાંભળી કૃષ્ણે તેને આ પ્રમાણે કહ્યું:-[43] "હે મહામુનિ! હું કહું છું તે સાંભળો અને ક્ષણભર તેનો વિચાર કરો. જો રુદ્ર પોતે બાણાસુરનું રક્ષણ કરવાને ઓચિંતા રણમાં મારી સાથે લડવા ઉતરી પડશે, તોપણ અમે અમારા સામર્થ્ય પ્રમાણે અહીં તેમની સાથે અવશ્ય યુદ્ધ કરીશું."

આ પ્રમાણે કૃષ્ણ અને નારદ પરસ્પર વાદવિવાદ કરતા હતા, એટલામાં ગરુડ ઉપર બેઠેલા, શીઘ્ર ગતિવાળા તે સર્વે યોધાઓ આંખના એક પલકારામાં શોણિતપુર પહોંચી ગયા. ત્યાં પહોંચતાં વેંત જ કમલલોચન વીર્યશાલી કૃષ્ણે મુખ આગળ પાંચજન્ય શંખ ધર્યો અને ફૂંક્યો.[44-46] વાયુના વેગથી પ્રેરાયલો મેઘ જેમ પોતાનું આચ્છાદન ખસેડી નાંખી ચન્દ્રને વ્યક્ત કરે છે, તેમ કૃષ્ણે ચળકતા શંખમાં પુષ્કળ વાયુ ભર્યો અને વેગથી ફૂંક્યો;[47] અને આ રીતે શત્રુઓને ભય પમાડતાં તેમણે અદ્ભુત કર્મ કરનારા બાણાસુરના શોણિતપુરમાં પ્રવેશ કર્યો. તેમને આમ એકાએક પુરમાં પેસતા જોઈ, શંખોના ભારે નાદથી અને ભેરીઓના પ્રચંડ ગડગડાટથી બાણાસુરનાં અનેક સૈન્યો સજ્જ થયાં અને યુદ્ધ કરવા એકદમ ચારે કોર ઉછળી ઉઠ્યાં. તરત જ બાણાસુરે ભયથી પ્રેરાઈ, રણસંગ્રામમાં કિંકરોના સૈન્યને સૌથી આગળ જઈ ખડા રહેવાની આજ્ઞા ફરમાવી.[48-49] તત્કાળ એ સૈનિકોના હાથમાં કોટ્યાવધિ અસંખ્ય ચળકતાં શસ્ત્રઅસ્ત્રો દીપી રહ્યાં. એ અસંખ્ય લશ્કરીઓનું એક સ્થળે એકઠું થયલું સૈન્ય મેઘોના સમૂહ સરખું દીસવા લાગ્યું.[50] જાણે કાળી મેંશનો એક ઢગલો જ હોય તેવા દીસતા એ સૈન્યનું માપ કાઢી શકાય એવું ન હતું તેમ તે સહસા નાશ પામે એવું પણ ન હતું. ચળક ચળક થતાં પ્રહાર કરવાનાં આયુધો સહિત સર્વે દૈત્યો, દાનવો અને રાક્ષસો તથા રુદ્રના મુખ્ય મુખ્ય પ્રમથ ગણો અવિનાશી કૃષ્ણની સાથે યુદ્ધ કરવા મચી પડ્યા. જાણે જ્વાળાઓ કાઢતા અગ્નિઓ હોય તેમ જેમનાં મુખ સર્વ પાસથી પ્રદીપ્ત થયલાં દીસતાં હતાં એવા અતિશય ઉગ્ર યક્ષો, રાક્ષસો અને કિન્નરો રણસંગ્રામમાં કૃષ્ણ, બલરામ, પ્રદ્યુમ્ન અને ગરુડ એ ચારે જણના લોહીનું પ્રાશન કરવા તત્પર થઈ ગયા.[51-53]

આવાં મોટાં સૈન્યને યુદ્ધ કરવા સમીપ આવેલું જોતાં વેંત જ મહાબળવાન્ બલભદ્રે કૃષ્ણને આમ કહ્યું:-"હે કૃષ્ણ! હે મહાબાહુ કૃષ્ણ! આપણા બળનો નાશ કરનારું આ સૈન્ય તું જો તો ખરો. ખરે જ એ સર્વના મનમાં ભય ઉત્પન્ન થાય એવું કાંઈ કર."

આ પ્રમાણે બુદ્ધિમાન્ બલરામે ઉશ્કેરણી કરી.[54-55] એટલે અસ્ત્રવિદ્યામાં નિપુણોમાં શ્રેષ્ઠ, કાલસ્વરૂપ યમ સમાન ભયંકર, તેજસ્વી પુરુષોત્તમ કૃષ્ણે તેમના બાણને

* અહીંથી બંગાળાની તેમ જ કાશીની પ્રતિઓમાં નવો અધ્યાય શરૂ થાય છે. શ્લોકના વસ્તુમાં કાંઈ ફેર નથી.

અર્થે અગ્ન્યસ્ત્ર હાથમાં લીધું. અને તેમણે કાચું માંસ ખાનારા અસુરોના સમૂહોને માત્ર એ અસ્ત્રના તેજથી જ દૂર નસાડી મૂક્યા.[56] પછી જ્યાં મુખ્ય સૈન્ય દીસતું હતું ત્યાં ત્વરાથી કૃષ્ણ જઈ પહોંચ્યા. ત્યાં ત્રિશૂલ, પટ્ટિશ, શક્તિ, ઋષ્ટિક, પિનાક, પરિઘ ઇત્યાદિ અનેક આયુધો હાથમાં ધારણ કરી, પુષ્કળ પ્રમથગણોથી ઉભરાતું એ સૈન્ય ભૂમિ ઉપર વિરાજતું પડયું રહ્યું હતું. ત્યાં પર્વતો જેવાં પ્રચંડ અને મેઘ સમાન પ્રકાશતાં, નાના પ્રકારનાં ભયંકર વાહનો ઉપર સજ્જ થયલા એ સર્વે યોધાઓ ટોળેટોળાં બાંધી, યુદ્ધમાટે તત્પર થયલા દીસતા હતા.[57-58] જાણે તે સમૂહો વાયુથી પ્રેરાયલા મેઘો હોય અને જાણે પર્વતોની ઉછળી ઉડતી શિલાઓ હોય તેમ મુશળો, તરવારો, ખડ્ગો, ત્રિશૂલો, ગદાઓ અને પરિઘો ઉપાડનારા અનેક યોધાઓથી અને દૃઢપણે ધનુષ્ય વાપરનારા ધનુર્ધારીઓથી એ અસંખ્ય સૈન્ય સઘળીયે પાસથી ઘણું શોભતું હતું. આવા સૈન્ય પાસે આવી પહોંચતાં, બલરામે દેવ મધુસૂદનને આમ કહ્યું:-[59-60] "હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મહાબાહુ કૃષ્ણ! આ જે સૈન્ય આપણી સામે દેખાય છે તેની સાથે હે પુરુષોત્તમ! યુદ્ધ કરવાની મારી ઇચ્છા છે."[61]

આ વચન સાંભળી કૃષ્ણે ઉત્તર આપ્યો:-"હે બલભદ્ર! મને પણ એવી જ ઇચ્છા થઈ છે. હું પણ યોધાઓમાં શ્રેષ્ઠ આ દાનવો સાથે રણસંગ્રામમાં યુદ્ધ કરવા ઇચ્છું છું.[62] ગરુડને અગ્ર ભાગમાં રાખી, એ યોધાઓની સાથે હું યુદ્ધ કરુ, તે સમયે મારે ડાબે પડખે પ્રદ્યુમ્ને ઉભા રહેવું અને જમણે પડખે તમારે રહેવું. આપણે આ મહા ઘોર રણસંગ્રામમાં લડતાં લડતાં અન્યોન્યનું રક્ષણ કરવું જોઈએ."[63]

વૈશંપાયન કહે છે:-આ પ્રમાણે એ ચારેય યોધાઓ અન્યોન્યની સાથે વાતો કરતા, ખેચરોમાં ઉત્તમ ગરુડ ઉપર સજ્જ થઈ ગયા. તે વેળા પર્વતના શિખર જેવાં વિશાળ અને ઘોર ગદા, મુસલ અને હલ ઉપાડી યુદ્ધમાં મચી પડેલા બલરામનું રૂપ યુગને અંતે પ્રલયકાળમાં સર્વ ભૂતોને બાળી નાંખવા ઇચ્છતા કાળ સરખું ભયંકર દીસવા લાગ્યું.[64-65] એક પાસ યુદ્ધની કલા અને રીતિઓમાં નિપુણ અતિ બલવાન્ બલરામે રણમાં ઘૂમતાં ઘૂમતાં હલના અગ્રભાગથી મોટા મોટા વીરોને ખેંચી મુસલવડે તેમને કચરવા માંડ્યા.[66] તેમ તેમ બીજી પાસ પુરુષોમાં શ્રેષ્ઠ, મહાબલવાન્ પ્રદ્યુમ્ન યુદ્ધ આદરતા દાનવોને સર્વ પાસથી બાણોની જાળોવડે ઘેરતો ગયો.[67] તે વેળા આંજવાની મેંશના ઢળકતા ઢગ સમાન કાળા, શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનારા જનાર્દન પણ અનેક રીતે શંખ ફૂંકતા અને યુદ્ધ કરતા રણમાં ઘૂમી રહ્યા.[68] તે સમયે બુદ્ધિમાન્ વિનતાપુત્ર ગરુડે પણ પોતાની પાંખના પ્રહારથી અનેક દાનવોને હણવા માંડ્યા, તથા પોતાના પંજાના તીક્ષ્ણ નખથી ચીરી ચીરીને તેમને તે યમને ધામ પહોંચાડી દેવા લાગ્યો.[69] આમ ચારે કોરથી આ ચારે યોધાઓથી હણાતાં તેમ જ બાણ આદિ આયુધોની વૃષ્ટિથી આકુલવ્યાકુલ થતાં, ભયંકર પરાક્રમ દાખવતું, દૈત્યોનું અમાપ સૈન્ય રણસંગ્રામમાંથી પાછું ભાગવા લાગ્યું.[70]

આ પ્રકારે બાણાસુરનાં સૈન્યોએ ભાગવા માંડ્યું, એટલે તેમનું રક્ષણ કરવાની કામનાથી, રુદ્ર(શંકર)નો જ્વર નામનો અનુચર યોધો તેમની વહારે ધાયો. એ જ્વરને ત્રણ પગ, ત્રણ માથાં, છ હાથ અને નવ આંખો હતી.[71] ભસ્મરૂપી આયુધ તેની પાસે હતું, તે ભયંકર અને કાલ, અંત તથા યમના સરખો ઉગ્ર હતો. તે ગર્જના કરતો હતો ત્યારે જાણે હજારો મેઘ સાથે લાગા ગડગડતા હોય એવો ઘોષ નીકળતો હતો.[72] તે દીર્ઘ નિશ્વાસ છોડતો હતો. તેનું શરીર નિદ્રાથી અતિશય ઘેરાયલું હોવાથી તે અતિશય બગાસાં ખાતો હતો, અને તેનાં નેત્રો વારંવાર ફરકતાં હોવાથી તેનું મોઢું આકુળવ્યાકુળ થયલું તેમ જ ઘૂર્ણાયલું દીસતું હતું.[73] તેનાં રોમાંચ ખડાં થયાં હતાં. તેની આંખો ગ્લાનિયુક્ત થઈ હતી. જાણે તેનું ચિત્ત ભાગી ગયું હોય તેમ તે નિસાસા ઉપર નિસાસા નાંખતો હતો. તેણે રણમાં સામા આવી, અતિશય ક્રોધે ભરાઈ, કટાક્ષ સાથે બલરામને આવું વચન કહ્યું:-[74] "હે બલરામ! તું કેમ આટલો બધો મદોન્મત્ત થયો છે? શું હું રણમાં તારી સામે ઉભો છું તે તું જોતોયે નથી? ઉભો રહે, ઉભો રહે. હવે હું તને રણમાંથી જીવતો જવા દેનાર જ નથી."[75] આ પ્રમાણે બોલી, ખડખડ હસતો યુગના અંતના પ્રલયાગ્નિ સરખી ભયંકર મુઠ્ઠીઓ ઉગામતાં ભયને જગાડતો તે જ્વર હલધર(બલરામ)ની ઉપર ધસી ગયો.[76] પરંતુ સંગ્રામમાં હજારો પ્રકારે ચપળતાથી રૌહિણેય(બલરામ) ચક્કરભમર ફરતા હતા, તેથી તે તેમને એક જ ચોક્કસ સ્થાને ઠરેલા જોઈ શકયો નહીં.[77] પરંતુ તેટલામાં તો એ અનુપમ ઓજસ્વી જ્વરે ત્વરાથી બલરામના પર્વત જેવા વિશાળ શરીર ઉપર તાકીને પોતાનું ભસ્મરૂપી આયુધ ફેંકયું.[78] પરંતુ તે આયુધ તેમની છાતી ઉપરથી સામું ઉછળી, મેરુ પર્વતના શિખરે જઈ પહોંચ્યું અને ત્યાં પહોંચી એ શિખરને ચીરી નાંખ્યું.[79] પરંતુ તેની થોડીક ભસ્મ તેમની છાતી ઉપર ચોંટી રહેલી હોવાથી, કૃષ્ણના મોટા ભાઈ બલરામ બળ્યા બળ્યા

થઈ ગયા. તેમનું શરીર અતિશય નિદ્રાળુ થયું, તેમને બગાસાં ઉપર બગાસાં આવવા માંડ્યાં અને દીર્ઘ નિશ્વાસ નીકળી રહ્યા.[૮૦] તેમનાં નેત્રો આકુળવ્યાકુળ થયાં, અને તેમણે આમતેમ ભમવા માંડ્યું. તેમનાં રોમાંચ ખડાં થયાં અને આંખો ગ્લાનિથી ચીમળાઈ ગઈ, તથા ચિત્તભ્રમ થવાથી તેમણે નિસાસા ઉપર નિસાસા મૂકવા માંડ્યા.[૮૧] તે પછી દેહનું ભાન જતું રહેતું જણાતાં, નિરાશ થયલા બલરામે કૃષ્ણને આ વચન કહ્યું:-"હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મહાબાહુ કૃષ્ણ! હું બળ્યો બળ્યો થઈ ગયો છું તે જો તો ખરો. મને પ્રથમ ભયરહિત કર.[૮૨] હે તાત! સર્વત્ર હું બળું છું. મને કેવી રીતે શાંતિ થશે."

આ પ્રમાણે અતિ તેજસ્વી બલરામ બોલ્યા એટલે આયુધો ફેંકનારાઓમાં શ્રેષ્ઠ કૃષ્ણે તેમને કહ્યું કે, "હે બલરામ! તમારે ભય ધરવો નહીં." આમ બોલી કૃષ્ણે પરમ સ્નેહથી બલરામને આલિંગન દીધું,[૮૩-૮૪] અને એ રીતે તરત જ દાહથી તેમને મુક્ત કર્યા. બલરામને આમ દાહથી મુક્ત કરી, અતિશય ક્રોધે ભરાયલા મધુસૂદને જ્વરને નીચેનું વચન કહ્યું:-[૮૫]

ભગવાન્ કહે છે:-કે "હે જ્વર! તું આમ મારી તરફ આવ. જો તારામાં શક્તિ હોય તો મહારણસંગ્રામમાં મારી સામે બાથ ભીડ. તારામાં જે કોઈ પુરુષાર્થ હોય તે સઘળું મને તું દેખાડ."

કૃષ્ણે આ પ્રમાણે કહ્યું એટલે મહાબલવાન્ જ્વરે ડાબા તથા જમણા હાથથી તેમની ઉપર જ્વાળાઓથી ભરેલો ભસ્મનો મોટો ઢગ ફેંક્યો; જેથી પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ, સમર્થ કૃષ્ણનાં ગાત્રો પણ ઘડીભર બળ્યાં બળ્યાં થઈ ગયાં; પરંતુ સત્વર જ એ અગ્નિ શાંત પડી ગયો. તદનંતર જ્વરે પોતાના ભુજગના આકારના ત્રણ બાહુથી કૃષ્ણની ડોક તેમ જ છાતી ઉપર અક્કેકી મુઠ્ઠીનો પ્રહાર કર્યો. અને આમ જ્વર અને મહા બલવાન્ કૃષ્ણ એ બન્ને પુરુષસિંહો વચ્ચે જે મહાસંગ્રામમાં અન્યોન્ય ઉપર અતિશય તુમુલ પ્રહારો થતા હતા તેવું યુદ્ધ મચી રહ્યું. તેમના પ્રહારોનો અવાજ પર્વત ઉપર વજ્રના આઘાત જેવો પ્રચંડ નીકળી રહ્યો.[૮૬-૯૧] આમ કૃષ્ણ અને જ્વર વચ્ચે મુઠ્ઠીઓની મારામારીથી અતિશય ભયંકર યુદ્ધ કેટલાક સમય સુધી ચાલી રહ્યું. "આમ નહીં પણ જો આમ મરાય" એમ બોલતાં બોલતાં એકમેકની ઉપર થતા પ્રહારોનો પ્રચંડ ધ્વનિ ત્યાં રણમાં નીકળી રહ્યો. આ પ્રમાણે અઢી ઘડી સુધી આ બન્ને મહાત્માઓનું પરસ્પર પ્રહાર કરવાનું યુદ્ધ ચાલ્યું.[૯૨] તે પછી છેવટે જગતનો ક્ષય કરનાર, શરીરધારી જગત્પતિએ કડાં આદિ સુવર્ણનાં વિચિત્ર આભૂષણો ધારણ કરનારા અને આકાશમાં વિચરનારા જ્વરને બાથમાં ઘાલી મરણતોલ રગદોળી નાંખ્યો.[૯૩]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे उषाहरणनो "कृष्णनुं शोणितपुर तरफ प्रयाण अने रुद्रना गणो साथे युद्ध" ए नामनो अध्याय १२२ मो संपूर्ण

## અધ્યાય ૧૨૩ મો

### કૃષ્ણ અને જ્વરનો સંવાદ અને વરદાન

वैशंपायन उवाच—

मृतमित्यभिविज्ञाय ज्वरं शत्रुनिषूदनः ।
कृष्णो भुजबलाभ्यां तु चिक्षेपाथ महीतले ॥ १ ॥

વૈશંપાયન કહે છે:-(સખ્ત બાથ ભીડવાથી) જ્વર મરણ પામ્યો છે, એમ પૂરતી રીતે સમજાતાં શત્રુના સંહારક કૃષ્ણે તેને (બાથમાંથી છૂટો કીધો અને) એ ભુજાઓના બળથી ભૂમિ ઉપર દૂર ઉસેટી દીધો.[૧] પરંતુ પોતાનાં ગાત્રો આમ છૂટાં થતાં વેંત જ બહુ દૂર ન સરતાં અપ્રતિમ ઓજસ્વાળા કૃષ્ણના દેહથી છૂટ્યો કે તરત જ તેણે ઉલટો તેમાં જ પ્રવેશ કર્યો.[૨] અપ્રતિમ બલવાળા જ્વરે આમ તેમના દેહમાં બલથી પ્રવેશ કર્યો, એટલે કૃષ્ણ જાણે ઠોકરો ખાતા હોય તેમ વારંવાર ભૂમિ ઉપર અત્યંત ચક્કરભમરડી ખાવા લાગ્યા;[૩] તેમને ઉપરા ઉપરી બગાસાં આવવા માંડ્યાં, દીર્ઘ નિશ્વાસ પણ અવરનવર નીકળી રહ્યા અને પુનઃ પુનઃ અછાડપછાડ ખાવા માંડી. તેમના ગાત્ર ઉપર રોમાંચ ખડાં થયાં અને નિદ્રાએ તેમને પોતાની પાશમાં જબ્બર સપડાવ્યા.[૪] પરંતુ તેટલામાં તો શત્રુના નગરને જિતનારા કૃષ્ણે પુનઃ સ્થિરતાનો પૂરેપૂરો આશ્રય લીધો; છતાંયે વારંવાર બગાસાં ખાતાં મહાયોગી તેના વિકારને તદ્દન દૂર કરી ન શક્યા.[૫]

આમ પોતાનો આત્મા જ્વરથી પરાજય પામેલો છે, એમ પુરુષોત્તમને સમજાતાં શરીરમાં પેઠેલા પહેલા જ્વરના વિનાશને અર્થે તેમણે એક બીજો જ જ્વર ઉત્પન્ન કર્યો.[૬] તે માટે તેજસ્વી જનાર્દને ઘોર, અતિશય ઉગ્ર અને સર્વ પ્રાણીઓને ભય ઉપજાવનારો બીજો જ વૈષ્ણવ જ્વર ઉત્પન્ન કર્યો. આ (વૈષ્ણવ) જ્વર ભયાનક પરાક્રમ કરવાવાળો હતો.[૭] કૃષ્ણે તેને ઉત્પન્ન કરી છૂટો મૂકતાં આ વૈષ્ણવ જ્વરે એકદમ બલાત્કારથી પૂર્વના (શૈવ) જ્વરને પકડ્યો. પછી વિશેષ હર્ષ પામતાં તેણે એ જ્વરને કૃષ્ણને સ્વાધીન કર્યો, અને તેમણે તેને પોતાના હાથથી ઝાલ્યો.[૮] તે પછી અતિશય ક્રોધે ભરાયલા, મહા બલવાન, વીર્યશાલી કૃષ્ણે પોતાના વૈષ્ણવ જ્વર દ્વારા જ પૂર્વના શૈવી જ્વરને પોતાનાં

ગાત્રોમાંથી બહાર કઢાવ્યો અને તેને ભૂમિ ઉપર પટક્યો. પછી તેઓ તેના સેંકડો કટકા કરવાને તત્પર થયા, પરંતુ એટલામાં શૈવી જ્વરે આમ મોટા સૂરથી પ્રાર્થના કરવા માંડી:–"હે દેવ! તમારે મારું રક્ષણ કરવું જોઇએ."૯–૧૦ છતાં જેવો એ શૈવ જ્વરને ભૂમિ ઉપર પાછો પટકવાને અમાપ બલવાળા કૃષ્ણે ઉંચો ઉછાળવા માંડ્યો કે તે ક્ષણે જ અંતરિક્ષમાંથી આવી અશરીરી વાણી થઈ:૧૧ "હે કૃષ્ણ! હે મહાબાહુ કૃષ્ણ! હે યાદવોના આનંદમાં વૃદ્ધિ કરનારા સંતાન! આ જ્વરનો વધ તારે કરવો નહીં. હે નિર્દોષ! એ તારે હાથે રક્ષણ પામવાને યોગ્ય છે."૧૨ આવી આકાશવાણી થઈ એટલે ભૂત, વર્તમાન અને ભવિષ્ય જગતના પરમ ગુરુ હરિએ પોતે જ તેને છૂટો કર્યો.૧૩

આમ છૂટા થયલા પૂર્વના શૈવ જ્વરે તે જ ક્ષણે કૃષ્ણના ચરણમાં માથું મૂક્યું અને શરણ માગ્યું, તથા હૃષીકેશને આવું વચન કહ્યું:–૧૪ "હે ગોવિંદ! હે યદુનંદન! મારે આટલી વિનતિ કરવાની છે તે સાંભળો. હે મોટી ભુજાવાળા દેવ! મારો જે મનોરથ છે તે તમે પૂરો કરો. હે તાત! તમારો અનુગ્રહ થયો છે, તો હવે પછી જગતમાં હું એકલો જ જ્વર રહું અને મારો હરીફ કોઈ બીજો જ્વર રહે જ નહીં, આવું વરદાન હું તમારી પાસે માગું છું."૧૫–૧૬ એટલે દેવ કૃષ્ણ તેને વરદાન આપતાં કહે છે:–"હે જ્વર! જેવી તારી આકાંક્ષા છે તે પ્રમાણે થશે, તારું કલ્યાણ થાઓ; કારણ કે તારા જેવા શરણે આવેલા અને વરદાનની યાચના કરનારાને મારે અવશ્ય માગ્યું વરદાન દેવું જોઇએ. પૂર્વની પેઠે જ તું એક જ જ્વર જગતમાં રહીશ, અને આ જે (વૈષ્ણવ) જ્વર મેં ઉત્પન્ન કર્યો છે, તેનો વિલય થાઓ."૧૭–૧૮

વૈશંપાયન કહે છે:–આ પ્રમાણે જ્વરને વચન કહી, પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ, મહાયશસ્વી કૃષ્ણે તેને ફરીથી નીચેનાં વચન કહ્યાં.૧૯

વાસુદેવ કહે છે:–"હે જ્વર! મૃત્યુલોકમાં સ્થાવર તથા જંગમ સર્વ જાતિની સૃષ્ટિમાં તારે કેમ વર્તવું, તેનો સંદેશ હું કહું છું તે તું વિશ્વાસપૂર્વક સાંભળ.૨૦ જો મારું પ્રિય કરવાની તારી આકાંક્ષા જ હોય તો તારે તારી જાતના ત્રણ વિભાગ કરવા, અને એક વિભાગથી ચોપગાં જનાવરોમાં અને બીજાથી સ્થાવર સૃષ્ટિ પદાર્થોમાં પ્રવર્તવું,૨૧ અને તારે ત્રીજા વિભાગથી મનુષ્યોનું સેવન કરવું. હે જ્વર! એ ત્રણે વિભાગમાં વહેંચાયલા શરીરના ચોથા ભાગથી તારે પક્ષીઓમાં પ્રવૃત્ત થવું. આમ તારા ત્રણે એકાકાર થયલા ભાગનો ચોથો ભાગ સદા પક્ષીઓમાં દૃઢપણે રહેશે. વળી તારે તારા એકાંતરીયો, તૃતીયો અને ચોથીઓ એવા પણ વિભાગ કરવા.૨૨–૨૩ આવા વિભાગે યોગ્ય રીતે કરીને તારે મનુષ્યોમાં વસવું. હવે બાકીની અન્ય સર્વ જાતિની સૃષ્ટિનું તારે કેવી રીતે સેવન કરવું તે તું સાંભળ.૨૪ તારે વૃક્ષોમાં કીટનું રૂપ લેવું, પાંદડાંનો સંકોચ કરનારા રોગનું રૂપ લેવું, અને તે રીતે પાંદડાંને પીળાં ચટ્ટ કરી નાંખનારા પાંડુરોગ તરીકે તું પ્રખ્યાત રહેશે. ફળોમાં તેના એક ભાગમાં ગાંઠા ગાંઠા બઝાડનારો અથવા તો તેમને સૂકવી નાંખનારો રોગ થઈ તારે રહેવું.૨૫ જલવાળા પ્રદેશોમાં સેવાળરૂપ તારે થવું. મોરમાં તેમની કલગીને વિખેરનારો રોગ થઈ રહેવું. કમલો ઇત્યાદિમાં હિમરૂપે અને પૃથ્વીમાં ઉજ્જડપણાના રોગરૂપે બની તારે રહેવું.૨૬ મારા પ્રસાદથી તું પર્વતોમાં ધાતુના પ્રવાહરૂપ બનીશ, ગાયોમાં અપસ્મારક નામના વ્યાધિરૂપે રહીશ અને તેમની ખરીઓને ખાઈ જનારો થઇશ.૨૭ આ પ્રમાણે તું બહુરૂપ ધારણ કરીને પૃથ્વીતલ ઉપર દર્શનમાત્રથી કે સ્પર્શમાત્રથી પણ પ્રાણીઓનો વધ કરતો રહીશ.૨૮ દેવો અને મનુષ્યો સિવાય અન્ય કોઈ તારો મારો સહન કરી શકશે નહીં."

વૈશંપાયન કહે છે:–કૃષ્ણનું આવું વચન સાંભળી, જ્વરનો આત્મા ઘણો જ હર્ષ પામ્યો.૨૯ પછી તે બે હાથની અંજલિ જોડી, પ્રણામ કરી થોડુંક આ પ્રમાણે બોલ્યો.

જ્વર કહે છે:–"હે માધવ! સર્વ જાતિની સૃષ્ટિમાં મને પ્રભુત્વ (સત્તા) આપીને તમે મને ભાગ્યશાલી કર્યો છે.૩૦ હે પુરુષોમાં શ્રેષ્ઠ કૃષ્ણ! તમારી આજ્ઞા પ્રમાણે વર્તવાની મને આથી પણ વિશેષ ઇચ્છા થાય છે; માટે હે મોટી ભુજાવાળા ગોવિંદ! મારે વિશેષ શું કરવાનું છે તેની આજ્ઞા મને કરો.૩૧ જો કે મને અસુરોનાં કુલોને દળનારા, ત્રિપુરાસુરને સંહારનારા મહાદેવ હરે ઉત્પન્ન કર્યો છે, પરંતુ આજે રણને મોખરે તમે મને સંપૂર્ણ અંશે જિતી લીધો છે, તેથી હે દેવ! તમે મારા પ્રભુ છો, અને હું તમારો કિંકર છું.૩૨ તમે મારું પ્રિય કર્યું છે, તેથી હું ભાગ્યશાલી થયો છું. અને તમારો અનુગ્રહ પામ્યો છું, માટે હે ચક્રધારી! મને આજ્ઞા કરી કહો કે તમને શું પ્રિય છે? હું તે કરીશ."૩૩

વૈશંપાયન કહે છે:–જ્વરનું આવું વચન સાંભળી વાસુદેવે તેને આ વચન કહ્યું:–"હે જ્વર! હું તને નિશ્ચયપૂર્વક મારો જે અભિપ્રાય કહું છું તે સાંભળ."૩૪

ભગવાન્ કહે છે:–"હે જ્વર! જે મનુષ્ય કેવળ ભુજબલને જ પોતાનું શસ્ત્ર–અસ્ત્ર ગણીને, આ મહા રણસંગ્રામમાં આ જે પરાક્રમ તેં તેમ જ મેં કર્યું છે,

તેની કથાનો પ્રણામપૂર્વક એકચિત્તથી પાઠ કરશે, તે પાઠક જ્વરના સંતાપથી મુક્ત થશે."[૩૫]

त्रिपाद्भस्मप्रहरणस्त्रिशिरा नवलोचनः ।
स मे प्रीतः सुखं दद्यात्सर्वामयपतिर्ज्वरः ॥ ३६ ॥
आद्यंतवन्तःकवयःपुराणाः सूक्ष्मा बृहन्तोऽप्यनुशासितारः।
सर्वान् ज्वरान्घ्नन्तु ममानिरुद्धप्रद्युम्नसंकर्षणवासुदेवाः॥३७॥

ત્રણ પગવાળો, ભસ્મરૂપી શસ્ત્ર ધારણ કરનારો, ત્રણ માથાંવાળો અને નવ નેત્રોવાળો, તથા સર્વ આમયો(રોગો)ના સ્વામી જ્વર મને સુખ આપો.[૩૬] જેઓ આદિ અને અંતવાળા પુરાણા કવિઓ(વિજ્ઞાન વેત્તા) છે, સૂક્ષ્મ તેમ જ મહત્ તત્ત્વરૂપ, અને જગતના શાસન–પ્રવર્તક છે, એવા અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ (બલરામ) અને વાસુદેવ મારા સર્વેય જાતિના જ્વરોનો નાશ કરો એવી પ્રાર્થના એ પાઠકે કરવી.*[૩૭]

વૈશંપાયન કહે છેઃ-સાક્ષાત્ મહાત્મા કૃષ્ણે આવું વચન કહ્યું, એટલે જ્વરે પણ યાદવોમાં શ્રેષ્ઠ એ માધવને "ભલે તેમ થશે," એવો પ્રતિ ઉત્તર આપ્યો.[૩૮] આમ કૃષ્ણની પાસેથી વરદાન મેળવી તથા વર્તન સંબંધમાં સંકેત નક્કી કરી, તેમને પ્રણામ કરતો અને હર્ષ પામતો જ્વર રણસંગ્રામમાંથી ચાલ્યો ગયો.[૩૯]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे
"ज्वर अने कृष्णनो संवाद अने ज्वरने वरदान"
ए नामनो अध्याय १२३ मो संपूर्ण

---

## અધ્યાય ૧૨૪ મો

### રુદ્ર અને કૃષ્ણનું યુદ્ધ અને બાણાસુરની તૈયારી

वैशंपायन उवाच—

ततस्ते त्वरिताः सर्वे त्रयस्त्रय इवाग्नयः ।
वैनतेयमथारुह्य युध्यमाना रणेस्थिताः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-(જ્વર આમ રણમાંથી વિદાય થયો) તે પછી જાણે ત્રણ અગ્નિ હોય તેવા (શોભતા પ્રદ્યુમ્ન, બલરામ અને વાસુદેવ) એ ત્રણે જણા ઘણી જ ત્વરાથી ગરુડ ઉપર આરૂઢ થયા અને રણસંગ્રામમાં પુનઃ યુદ્ધ કરવા તત્પર થયા.[૧] તે પછી ગરુડ ઉપર બેઠેલા એ ત્રણે જણે અતિશય બલના પ્રતાપે મોટી ત્રાડ પાડી અને બાણોની વૃષ્ટિ વરસાવી, અને તે વડે બાણાસુરનાં સર્વે સૈન્યોને અતિશય પીડા પમાડી.[૨] તેમના ચક્ર અને લાંગલ(હલ)ના પ્રહારોથી તથા બાણોની વૃષ્ટિઓથી દાનવોનું, મહાકષ્ટે પણ પાછું ન હઠે એવું મોટુંમસ સૈન્ય ક્રોધથી અતિશય ખળભળી ઉઠ્યું.[૩] જેમ એક ઓરડામાં સુકાં લાકડાંથી ઉત્તેજિત થયલો અગ્નિ વિશેષ વૃદ્ધિ પામતો જાય છે, તે પ્રમાણે કૃષ્ણના બાણથી ઉત્પન્ન થયલો અગ્નિ રણાંગણમાં અતિશય વૃદ્ધિ પામવા લાગ્યો.[૪] તે વેળા, જાણે યુગના અંતકાલનો પ્રલયાગ્નિ હોય તેમ એ જ્વાળાયુક્ત અગ્નિ રણને મોખરે ઉભેલા હજારો દાનવોને દાહ પમાડતો વિશેષ વિરાજતો હતો.[૫] આ પ્રમાણે નાના પ્રકારનાં આયુધોથી પીડાતી, અને અગ્નિથી બળુંબળું થતી મોટી સેનાની સન્મુખ બાણાસુર આવ્યો અને તેને રણમાંથી પલાયન કરી જતી અટકાવવાને આવાં વચનો બોલ્યો.[૬]

બાણાસુર બોલે છેઃ–"હે શૂરવીરો ! તમે દૈત્યના વંશમાં ઉત્પન્ન થયલા છો, છતાં ભયથી આકુળવ્યાકુળ થઈ, તમો આમ કેમ લઘુતા(નિર્બળતા)ને સેવો છો અને મહા રણસંગ્રામમાંથી આમ નાશભાગ કરી મૂકો છો?[૭] કવચ, તરવાર, ગદા, પ્રાસ, ખડ્ગ, ઢાલ, અને પરશ્વધ ઇત્યાદિ આયુધો રણમાં જ છોડી છોડીને તમે આમ કેમ અંતરિક્ષમાં ચાલ્યા જાઓ છો ?[૮] તમારે તમારી જાતિને, તેમ તમારી ભાવના(યુદ્ધના હેતુ)ને અને મહાદેવના સંસર્ગને પણ માન આપવું જોઇએ છે અને રણમાંથી આમ દોડી જવું જોઇતું નથી. જુઓ આ હું તમારી સન્મુખ તમને સહાય કરવાને ઉભો છું."[૯]

આ પ્રમાણે બાણાસુરે પ્રોત્સાહનનાં કહેલાં વચન સાંભળતાં અને તેનો વિચાર કરતાં છતાં, ભયથી મોહ પામેલા એ સર્વે દાનવો નાશભાગ જ કરી રહ્યા.[૧૦] અને રણમાંથી નાસતાં બાકી રહેલું, પ્રમથ ગણોનું સૈન્ય જ સામું ઉભું રહ્યું. તે જો કે હાર પામ્યું હતું, છતાં તેણે ફરી યુદ્ધનો વિચાર કર્યો.[૧૧] તદનંતર કુભાંડ નામનો બાણાસુરનો એક વીર્યશાલી સખા અને અમાત્ય હતો, તેણે પોતાના સૈન્યને પલાયન કરતું જોઈ, તેને ઉત્સાહવાળું કરવા આવું વચન કહ્યુંઃ–[૧૨] "હે વીરો ! જુઓ તો ખરા, રણસંગ્રામમાં આ બાણાસુર ખડો રહ્યો છે, મહાદેવ તથા કાર્તિકસ્વામી પણ ઉભા છે. તો પછી શા માટે ભયથી મોહ પામી, તમે સૈન્યને છોડી આમ નાશી જાઓ છો ? હે સર્વે દાનવોમાં શ્રેષ્ઠ વીરો ! શા માટે પ્રાણનો ત્યાગ કરી તમે આમ અહીંથી પળો છો?"[૧૩]

કુભાંડનું આવું વચન સાંભળતાં છતાં પણ સુદર્શન ચક્રના અગ્નિથી અતિશય ત્રાસ પામેલા એ સર્વે દાનવો દશે દિશાઓમાં નાસવા જ લાગ્યા.[૧૪] અમાપ બલવાન કૃષ્ણના પ્રહારથી આમ બાણાસુરના સૈન્યને નાસી જતું જોઈ, ક્રોધથી લાલચોળ આંખ કરી, બાણાસુરનું રક્ષણ કરવાને અર્થે સ્થાણુ (શંકર) અતિ તેજસ્વી રથ ઉપર બેસી, રણમાં યુદ્ધ કરવાને

* ૩૭ મો શ્લોક બંગાળાની, મન્મથનાથ દત્તની તેમ જ મરાઠી મતમાં નથી, પરંતુ કાશીની અને મુંબઇનીમાં છે.

આવ્યા. વળી દેવ કાર્તિકસ્વામી પણ અગ્નિ સરખા તેજસ્વી રથમાં બેસી રણસંગ્રામમાં આવી પહોંચ્યા.[૧૫-૧૬] વૃષભોના પતિ નંદીની સાથે રથમાં બેસી, બન્ને હોઠ કરડતાં, મહાદેવ જે સ્થળે હરિ(કૃષ્ણ) હતા, ત્યાં દોડતા આવ્યા.[૧૭] જાણે આકાશને પી જતો હોય, તેમ ગડગડાટ કરતો, સિંહો જોડેલો એ રથ પૂર્ણિમાને દિવસે વાદળાંથી મુક્ત થયેલો ચન્દ્ર હોય તેમ પ્રકાશતો હતો.[૧૮] તે પછી નાના પ્રકારનાં રૂપોવાળા, ભયંકર અને ગર્જના કરતા હજારો ગણોના વિવિધ નાદોથી મહાદેવનો રથ શોભી રહ્યો.[૧૯] તેમાં કેટલાક ગણો સિંહોના મુખવાળા તો કેટલાક વાઘના મુખવાળા હતા. કેટલાક ગણોનાં મોઢાં હાથીનાં મોઢાં જેવાં તો કેટલાકનાં ઘોડાનાં જેવાં અને કેટલાકનાં ઊંટનાં જેવાં હતાં અને તેઓ ભયથી પીડાતા અતિશય ધ્રુજતા હતા.[૨૦] કેટલાક મહા બલવાન્ ગણોએ સાપનાં જનોઈ પહેર્યાં હતાં. બીજા કેટલાક ગણોનાં મોઢાં ગધેડાનાં જેવાં તો કેટલાકનાં ઊંટનાં જેવાં અને કેટલાકનાં હાથીનાં જેવાં હતાં. કેટલાકની ડોક ઘોડાના જેવી હતી. આવા આવા દાનવો રણમાં ખડા રહ્યા હતા.[૨૧] કેટલાકનાં મોઢાં બકરાંના જેવાં, બીલાડાંનાં જેવાં, શીયાળવાંનાં જેવાં અને ઘેટાંનાં જેવાં હતાં; કેટલાક દાનવોએ વસ્ત્રને બદલે ઝાડની છાલ પહેરી હતી, કેટલાકે ચીથરાં ઓઢ્યાં હતાં; કેટલાકે માથે છૂટા ચોટલા રાખ્યા હતા; તો કેટલાકે ઉંચી ઉભી શિખાઓ બાંધી હતી.[૨૨] કેટલાક દાનવો શંખ અને દુંદુભિઓના જેવા નાદ કાઢતા, નાગા નાગા ઉછળી રહ્યા હતા. તેમ કેટલાક સુંદર શાન્ત મુખવાળા યોધાઓ પણ દિવ્ય શસ્ત્રોથી ત્યાં શોભતા હતા.[૨૩] કેટલાક દાનવોએ નાના પ્રકારનાં પુષ્પોની માળાના મુકૂટો માથે મૂક્યા હતા અને નાના પ્રકારનાં આયુધો હાથમાં ઉપાડ્યાં હતાં. કેટલાક ઠીંગુજી જેવા તો કેટલાક વિકાળ હતા અને કેટલાક સિંહ તથા વાઘનાં ચામડાં ઓઢનારા યોધાઓ પણ ત્યાં હતા.[૨૪] આ સર્વે તેમ જ બલિ જેમને પ્રિય છે એવા મોટી દાઢોવાળા અને રુધિરથી ભીંજાયલાં મોટાં મોટાં મોઢાંવાળા દાનવ યોધાઓ મહા શત્રુને રગદોળનારા મહાદેવને ચારે કોરથી વિંટળાઈ રણમાં ખડા રહ્યા, અને નાના પ્રકારની લીલા કરતા સંગ્રામની ઉત્કટ ઇચ્છાથી હલમલી ઉઠયા.

એટલામાં આવા યોધાઓથી વિંટળાયલા, નિર્દોષ કર્મ કરનારા રુદ્રના દિવ્ય રથને રણમાં આવેલો જોતાં જ કૃષ્ણ ગરુડ ઉપર સાવધાન થયા અને રુદ્રની સામે યુદ્ધ અર્થે આવ્યા. એટલે કોપાયમાન રુદ્રે અગ્રણી હરિને બાણ ફેંકતાં ફેંકતાં પોતાની તરફ આવતા જોતાં વેંત જ સો નારાચ બાણોથી સામા વિંધ્યા; અને નિર્દોષ કર્મચારી મહાદેવના બાણથી પીડાયલા હરિએ કોપે ભરાઈ, સામું ઉત્તમ પર્જન્યાસ્ત્ર હાથમાં ઉપાડ્યું. એટલે વિષ્ણુ અને રુદ્રના આવા સામસામા યુદ્ધથી અતિશય પીડા પામતી પૃથ્વી ઘણી જ કંપવા લાગી[૨૫-૨૯] સર્વ પાસથી દુઃખ પામતા હાથીઓ ઉંચાં મુખ કરી આડા અવળા ઘૂમવા લાગ્યા. વર્ષાદની ધારાઓથી ભીંજાયલા પર્વતો તે વેળાએ ધડાધડ હેઠા પડવા મંડ્યા, અને કેટલાંએક પર્વતોનાં શિખરો ચારે કોરથી હેઠે ગબડવા માંડ્યાં. સ્થાણુ (મહાદેવ) અને કૃષ્ણ વચ્ચે આમ યુદ્ધપ્રસંગ ચાલી રહેતાં દિશાઓ, ઉપદિશાઓ, ભૂમિ અને આકાશ પણ જાણે પ્રજળતાં હોય તેમ દીસી રહ્યાં. ચારેકોર પૃથ્વીતલ ઉપર ઉલ્કાઓ પડવા માંડી.[૩૦-૩૨] વળી ભયંકર દેખાવવાળાં શિયાળવાં અમંગલ સૂરથી રડવા લાગ્યાં. વાસવે(ઇન્દ્રે) પણ ઘોર મેઘગર્જના કરી અને રુધિરની વૃષ્ટિ વરસાવી.[૩૩] ઉલ્કા(ધૂમકેતુ) બાણાસુરના સૈન્યને પુંછડીથી ઢાંકતી આકાશમાં ખડી રહી. મારુતો(વાયુ) પુષ્કળ જોરથી વાવા મંડ્યા. અને ગ્રહ, નક્ષત્ર આદિ સર્વે આકાશી તેજસ્વી વ્યક્તિઓ આકુળવ્યાકુળ થઈ ફરવા લાગી.[૩૪] સર્વે ઔષધિઓ તેજહીન થઈ, અને ખેચરોની અંતરિક્ષમાં જવાની ગતિ બંધ થઈ.

આ સમયના અંતરમાં સર્વ દેવોના ગણોથી વિંટાયલા બ્રહ્મદેવ ત્રિપુરાસુરના સંહારક રુદ્ર (કૃષ્ણ સામે) યુદ્ધ માટે તત્પર થયલા છે, એમ જાણી તે સ્થળે યુદ્ધ જોવા આવ્યા. તેમ જ ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો, વિદ્યાધરો પણ ત્યાં આવી ઉભાં.[૩૫-૩૬] વળી સિદ્ધો, ચારણો એ સર્વના સંઘો પણ આકાશમાં યુદ્ધ નિરખવા અંતરિક્ષમાં ઉભા રહ્યા.

આવી ક્ષણે વિષ્ણુએ પર્જન્યાસ્ત્ર રુદ્ર ઉપર સત્વર છોડ્યું.[૩૭] અને એ પ્રજળતું પર્જન્યાસ્ત્ર તરત જ જ્યાં રુદ્ર રથમાં બેસી યુદ્ધ કરતા હતા, તે સ્થળે આવી પહોંચ્યું. વળી તે ક્ષણે વાંકી પેરાઇઓવાળાં હજારો બાણો મહાદેવના રથની આસપાસ ઉછળતાં આવી પડ્યાં. પરંતુ એટલામાં તો અસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ મહાદેવે ક્રોધે ભરાઈ, મહા ભયંકર અગ્ન્યસ્ત્ર કૃષ્ણ સામે છોડ્યું. અને ખરેખર ત્યાં એક અદ્ભુત પ્રકાર (ચમત્કાર) જ થઈ રહ્યો. તે ક્ષણે જ પ્રદ્યુમ્ન, બળરામ, વાસુદેવ અને ગરુડ એ ચારે જણાઓ ચારે બાજુએ બળ્યા બળ્યા થવાથી છિન્નભિન્ન થવા મંડ્યા[૩૮-૪૦] અને અગ્નિથી બળુંબળું થયલા અને બાણોથી ઢંકાયલા એ ચારે જણાઓ દેખાતા બંધ થયા. એટલે અગ્ન્યાસ્ત્રથી કૃષ્ણને

હણાયલા માની, સર્વે આગેવાન અસુરો હર્ષથી સિંહનાદ કરવા મંડી પડ્યા.

પરંતુ તત્કાલ જ રણસંગ્રામમાં એ અસહ્ય અગ્ન્યાસ્ત્રને સહન કરતા અસ્ત્રવેત્તાઓમાં ઉત્તમ, પ્રતાપી વાસુદેવે સામું વારુણ અસ્ત્ર હાથમાં લીધું. પછી એ અતિશય તેજસ્વી વારુણ અસ્ત્ર વાસુદેવે શંકર ઉપર છોડ્યું, અને તે જ ક્ષણે વારુણ અસ્ત્રના તેજથી (રુદ્રનું) અગ્ન્યસ્ત્ર શમી ગયું. આમ રણસંગ્રામમાં વાસુદેવે અગ્ન્યસ્ત્રને પાછું હઠાવ્યું, એટલે મહાદેવે પૈશાચ, રાક્ષસ, રૌદ્ર અને અંગિરસ એ ચાર, પ્રલયાગ્નિના સરખાં તેજસ્વી અસ્રો કૃષ્ણ ઉપર છોડ્યાં.[૪૧-૪૫] તત્કાલ એ ચારે બાણોના નિવારણને અર્થે વાસુદેવે વાયવ્ય, સાવિત્ર, વાસવ અને મોહન એ ચાર બાણો સામાં છોડ્યાં.[૪૬] આમ ત્વરાથી માધવે એ ચાર બાણોનું પોતાનાં ચાર બાણોથી નિવારણ કર્યું અને તે ઉપરાંત લાગલું જ મોં ફાડી ઉભેલા અંતક (યમ) સરખું વૈષ્ણવ અસ્ત્ર રુદ્ર ઉપર છોડ્યું.[૪૭] આમ વૈષ્ણવ અસ્ત્ર કૃષ્ણે છોડયું એટલે અસુરોના આગેવાનો, યક્ષો, રાક્ષસો, ભૂતો અને બાણાસુરનાં સૈન્યો એ સર્વ ભય અને મોહથી આકુળવ્યાકુળ થઈને ચારે કોરથી સઘળી દિશાઓમાં નાસભાગ કરવા મંડ્યાં. તે પછી પુષ્કળ પ્રમથગણોથી ઉભરાતાં, પોતાનાં સૈન્યે છિન્નભિન્ન થતાં પલાયન કરવા માંડ્યું છે, એમ જોતાં જ ભયંકર અસ્ત્રશસ્ત્રોથી સજ્જ થયલા, અતિશય મહાબલવાન, ભયાનક દૈત્યોથી, શ્રેષ્ઠ દાનવવીરોથી અને મહારથોથી વિંટળાયલા, ઇન્દ્રની પેઠે શોભતા મહાસુર બાણાસુરે યુદ્ધમાટે આતુર થઈ, પોતાના સ્થાનમાંથી રણમાં પ્રયાણ કર્યું.[૪૮-૫૦]

વૈશંપાયન કહે છેઃ-તે વેળા બાણાસુરના કલ્યાણને અર્થે મહાત્મા બ્રાહ્મણોએ જપોથી, હોમોથી અને ઔષધિઓથી સ્વસ્તીવાચન કર્યું, અને તેણે પણ તેમને વસ્રો, સારી સારી ગાયો, ફલો, પુષ્પો તેમ જ સુવર્ણના શિક્કાઓ દાનમાં આપ્યા.[૫૧] આમ બલિનો પુત્ર બાણાસુર બ્રાહ્મણોને વિવિધ દાન આપતો હતો તે વેળા તે જાણે ધનપતિ કુબેર હોય એમ વિરાજતો હતો. આ વેળા અસંખ્ય ક્ષુદ્ર ઘંટાઓથી સજ્જ કરેલો, અગણિત સુવર્ણ અને રત્નથી ખચિત ચિત્રો જડેલો, તથા હજારો ચન્દ્રકો અને તારકોથી મઢેલો, બાણાસુરનો મોટો રથ જાણે અગ્નિ કે એકત્રિત હજાર સૂર્ય હોય તેમ પ્રકાશતો હતો. યાદવોમાં શ્રેષ્ઠ શૂરવીરોને ઉથલાવી પાડવાની ઇચ્છાથી બાણાસુર અતિશય ભયંકર રૂપ ધારણ કરી તથા કાર્મુક(ધનુષ્ય) ઉપાડી, દાનવોએ સારી રીતે સજ્જ કરેલા, મોટી ધ્વજાવાળા રથમાં બેઠો. સર્વ લોકના વિનાશમાટે પ્રલય સમયે જેમ વાયુથી વિશેષ પ્રેરાયલો સમુદ્ર તરંગોથી ઉંચો ઉંચો ઉછળી રહે છે, તેમ વીરો અને રથોરૂપી ખળભળતી તરંગમાલાઓવાળો દૈત્યોના સાગરરૂપ બાણાસુર ક્રોધથી ઉછળી ઉઠયો અને યાદવો સાથે યુદ્ધ કરવાને નીકળ્યો. તે વેળા મહાન્ રથોમાં બેઠેલા અને બાણોથી સજ્જ થયલા, ત્રાસદાયક શરીરોવાળા દાનવોનાં સઘળ સૈન્યો ઘણાં ભયંકર દીસતાં હતાં અને જાણે વનવાળાં પર્વતો હોય એમ વિરાજતાં હતાં. આમ પોતાની સેનારૂપી સમુદ્રના જલવાસમાંથી, યુદ્ધની દુષ્ટ કામનાથી, બહાર નીકળેલો બાણાસુર અતિશય અદ્ભુત દેખાતો હતો.[૫૨-૫૬]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे "रुद्र अने कृष्ण वच्चे युद्ध अने बाणासुरनी तैयारी" ए नामनो अध्याय १२४ मो संपूर्ण

## અધ્યાય ૧૨૫ મો

### પૃથ્વીની બ્રહ્માને વિનતિ અને માર્કંડેયનું હરિહરાત્મક સ્તોત્ર

वैशंपायन उवाच—

अंधकारिकृते लोके प्रदीप्ते त्र्यंबके तथा।
न नंदी नापि च रथो न रुद्रः प्रत्यदृश्यत ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-આમ કૃષ્ણ અને રુદ્ર વચ્ચે યુદ્ધ મચી રહેતાં, ત્રણે લોક અંધકારથી છવાઈ રહ્યા અને ત્ર્યંબક(મહાદેવ) ક્રોધથી પ્રજળી ઉઠયા. છતાં અંધકારને લીધે નહીં તેમનો નંદી, કે રથ તેમ જ નહીં મહાદેવ પોતે પણ દેખાવા લાગ્યા.[૧] આવી સ્થિતિ જોતાં ક્રોધ તેમ જ બલથી મહાદેવનો દેહ બમણો પ્રદીપ્ત થયો અને ત્રિપુરાસુરનો અંત આણનારા શંકરે ચાર ફળાવાળું બાણ હાથમાં લીધું.[૨] જેવું તેને છોડવાની ઇચ્છાથી ત્રિલોચન શંકરે ધનુષ્ય ઉપર ચઢાવ્યું, કે તત્ક્ષણ સર્વના મનના સંકલ્પને જાણનારા મહાત્મા વાસુદેવ તે કાર્ય કળી ગયા, અને વિના વિલંબે શીઘ્ર ગતિવાળા, મહાબળવાન્ પુરુષોત્તમે જૃંભણાસ્ત્ર છોડ્યું અને મહાદેવને બગાસાં ખાતા કર્યા.[૩-૪] આથી તે જ ક્ષણે સત્વર એ બાણ અને એ ધનુષ્યની જ સાથે મહાદેવ નિદ્રાળુ થયા. અને રાક્ષસોનો વિજય કરનારા ભગવાન્ શંકર પોતાનાં દેહનું ભાન પુનઃ પ્રાપ્ત કરી શક્યા નહીં.[૫] પરંતુ તેમની આ સ્થિતિથી અજાણ બાણાસુર, બલથી ઉન્મત્ત થયલો હતો તેથી, તેમનું અભિમાન વિશેષ વૃદ્ધિને પામ્યે તે હેતુથી "અન્ય સૃષ્ટિ રચો," "અન્ય સૃષ્ટિ રચો," એવાં વચન બોલી શંકરને વારંવાર ઉશ્કેરવા મંડ્યો. તેટલા-

માં તો સર્વ ભૂતોના આત્મારૂપ મહાબળવાન્ કૃષ્ણે સ્નિગ્ધ અને ગંભીર વાણીથી સિંહનાદ કર્યો;[૬] અને પછી તેમણે પાંચજન્ય શંખને ભારે જોરથી ફૂંક્યો. તેમના પાંચજન્ય શંખના ધ્વનિથી અને શાર્ઙ્ગ ધનુષ્યના ટંકારવથી, તેમ જ મહાદેવને બગાસાં ખાતા જોવાથી સર્વ ભૂતો ત્રાસવા લાગ્યા. એ દરમ્યાન રણમાં રુદ્રના પાર્ષદોએ માયાવી યુદ્ધનો આશ્રય લીધો અને પ્રદ્યુમ્નને ચારે કોરથી ઘેર્યો. પરંતુ મકરના ચિહ્નથી અંકિત ધ્વજાવાળા વીર્યવાન્ પ્રદ્યુમ્ને પુષ્કળ પ્રમથ ગણોને અને મહાબલવાન્ દાનવોને પણ જૂંભણાસ્ત્રથી નિદ્રાવશ કર્યા, અને બાણોની જાળોથી તેમનો નાશ કરવા માંડ્યો.[૭-૧૦]

તે દરમ્યાન નિર્દોષ કર્મ કરનારા મહાદેવના બગાસાં ખાતા મુખમાંથી દશે દિશાઓને બાળી નાંખતી જ્વાળાઓ નિકળવા લાગી.[૧૧] આમ બન્ને મહાત્મા વીરો( શિવ અને કૃષ્ણ )થી અતિ પીડા પામતી દેવી ધરણી વિશ્વને ધારણ કરનારા બ્રહ્માની પાસે કંપતી કંપતી જઈ પહોંચી.[૧૨]

પૃથ્વી (બ્રહ્માને) કહે છેઃ–"હે મહાબાહુ ! હે દેવોના દેવ ! હું આ બે મહાત્મા વીરોના પરમ ઓજસથી પીડા પામું છું. કૃષ્ણ અને રુદ્રના અસહ્ય યુદ્ધભારથી દબાવાને લીધે મારે પુનઃ જલમાં નિમગ્ન થઈ અર્ણવમય થવું પડશે.[૧૩] હે પિતામહ ! આ ભાર અતિશય અસહ્ય થઈ પડ્યો છે, માટે હે દેવ ! હું હલકી થાઉં અને ચર તેમ જ અચર સૃષ્ટિને ધારણ કરવા સમર્થ થાઉં એવો ઉપાય આપ વિચારો."[૧૪]

એટલે કશ્યપની પુત્રી પૃથ્વીદેવીને પિતામહે આવો સામો ઉત્તર આપ્યો કેઃ–"તું હવે માત્ર એક મુહૂર્ત જ એ સઘળો ભાર સહન કરી લે. તું પાછી સત્વર હલકી થઈ જઈશ."[૧૫]

વૈશંપાયન કહે છેઃ–તે પછી રુદ્રની સમીપ ભગવાન્ બ્રહ્મા ગયા અને તેમને આ વચન કહ્યુંઃ–"હે રુદ્ર ! આ મહાન્ અસુર બાણનો વધ થવાનો પ્રસંગ તમે જ ઉભો કર્યો તો પછી તમે શા માટે હવે તેનું પાછા આમ રક્ષણ કરો છો ?[૧૬] હે મહાબાહુ ! તમારી અને કૃષ્ણની વચ્ચે ચાલતું યુદ્ધ તમો બન્નેમાંથી કોઇને પણ શોભાભર્યું નથી. કારણ કૃષ્ણ એ તમારો દ્વિધા થયલો આત્મા હોવાથી તમે તમારા આત્માની જ સાથે યુદ્ધ કરો છો, એ શું તમારી જાણમાં નથી ?"[૧૭]

બ્રહ્માએ આવું વચન કહ્યું, એટલે ભગવાન્, અવિકારી, પ્રભુ શંકરે યોગના સામર્થ્યથી સ્વશરીરમાં પ્રવેશ કર્યો, અને ત્રણે લોકની ચર અચર સમગ્ર સૃષ્ટિ નિરખી.[૧૮] (અને તેમણે ધનુષ્ય તથા બાણ ધરી રણમાં બગાસાં ખાતા પોતાના રુદ્રરૂપનો તાત્વિક દૃષ્ટિથી વિચાર કર્યો.) પછી યોગાત્મા શંકરે યોગસિદ્ધ સમાધિમાં પ્રવેશ કર્યો અને પૂર્વે દ્વારાવતીમાં જે વરદાનો તેમણે (કૃષ્ણને) આપ્યાં હતાં તેનું સ્મરણ સર્વ રીતે કર્યું. (અને તેના રહસ્યનો વિચાર કર્યો.) આમ તત્કાળ યુદ્ધકાર્યથી રુદ્ર નિવૃત્ત થયા અને તેમણે કાંઈ પણ ઉત્તર બ્રહ્માને આપ્યો નહીં.[૧૯] આ અંતરાલમાં ચિંતનના યોગે શંકરે કૃષ્ણના દેહમાં પોતાના આત્માને જ રહેલો જોયો, તથા તેમની અને પોતાની એક જ ઉત્પત્તિ અવલોકી. (પછી રુદ્ર યુદ્ધયોગથી રણમાં નિવૃત્ત થયા અને બાણાસુરના રક્ષણ અર્થે) રણમાં યુદ્ધ મચાવવાની પોતાની પ્રતિજ્ઞા તજી દીધી.[૨૦] પછી રુદ્રે બ્રહ્માને કહ્યું કે, "હે ભગવન્ ! હું હવે કૃષ્ણની સાથે રણમાં યુદ્ધ કરીશ નહીં. ભલે અમારો યુદ્ધભાર ઉતરવાથી મેદિની હલકી થાય."[૨૧]

તે પછી કૃષ્ણે અને રુદ્રે પરસ્પર આલિંગન દીધું અને પરમ પ્રસન્ન થઈ, રણસંગ્રામ છોડી ચાલ્યા ગયા.[૨૨] આમ યોગમાં નિરત થયલા અને રણમાંથી નિવૃત્ત થયલા એ બે યોગીઓને અન્ય કોઈ પણ જોઈ શક્યું નહીં. માત્ર એકલા પિતામહ બ્રહ્મા જ પોતે તે બન્ને વચ્ચે આવી એકતા કરાવી, તે એકતાને નીરખવા લાગ્યા.[૨૩] પછી પોતે નારદ સાથે પોતાની પાસે બેઠેલા માર્કંડેય મુનિને દીર્ઘદર્શી જાણીને તે સંબંધી તેમને આવો પ્રશ્ન કર્યોઃ–[૨૪]*

પિતામહ પૂછે છેઃ–"હે બ્રહ્મન્ ! મહાદેવ અને અચ્યુત કેશવને મંદરગિરિની તળેટીના કમલ સરોવરમાં અને રાત્રે સ્વપ્નમાં હું મળ્યો. મેં શંખ, ચક્ર, ગદા હાથમાં ધારણ કરી રહેલા, પીતાંબર પહેરેલા તેમ જ

* બ્રહ્મા સૃષ્ટિના સર્વ રહસ્યના જાણનારા હતા, તો પછી તેમને આમ માર્કંડેયને પ્રશ્ન પૂછવાનું કારણ શું એવી શંકા સહજ થશે. તેનો ઉત્તર એ છે કે, તેઓ કૃષ્ણ અને રુદ્ર વાસ્તવિક રીતે એક જ છે, એ તત્ત્વ જાણતા હતા, છતાં વિવિધ શંકાઓ કરનારા, તેમજ શિવવિષ્ણુની એકતાનું રહસ્ય નહીં સમજનારા પામર મુમુક્ષુઓના કલ્યાણને અર્થે અન્યોન્યની એકતા સ્પષ્ટ કરવા સારુ તેમણે નીચેનો પ્રશ્ન માર્કંડેયને પૂછ્યો. માર્કંડેયે તેનો ઉત્તર આપતાં નીચેની સ્વાભાવિક માન્યતાઓનું નિરાકરણ કર્યું છેઃ–(૧) હરિએ હરને જિત્યા; (૨) મહાદેવ પાસેથી વરદાન મેળવ્યાથી જ હરિ તેમને જિતી શક્યા, કાંઈ ઐશ્વર્યથી જિતી શક્યા નથી; (૩) મનુષ્ય દેહના નાટકનું અનુકરણ કરીને જ મહાદેવનું કૃષ્ણે આરાધન કર્યું હતું, પરંતુ ઐશ્વર્યના બલથી તેઓ તેમને જિતવાને સમર્થ જ હતા. આવી આવી માન્યતાઓ છેદવાને અર્થે બ્રહ્માએ માર્કંડેયને પ્રશ્ન કર્યો છે, અને માર્કંડેયે હરિહરાત્મક સ્તોત્રવડે તેનો સ્પષ્ટ ખુલાસો આપ્યો છે, એ નીચેના શ્લોકોથી સારી રીતે સમજાશે.

ગરુડ ઉપર બેઠેલા મહાદેવને હરિના રૂપમાં અને ત્રિશૂલ, અને પટ્ટીશ ધારણ કરી રહેલા, વ્યાઘ્રચર્મ પહેરેલા અને વૃષભ નંદી ઉપર બેઠેલા હરિને મહાદેવના રૂપમાં જોયા.[૨૫-૨૭] હે બ્રહ્મન્! આવું પરમ અદ્ભુત દૃશ્ય નીરખી મને મહાન્ વિસ્મય થયો. હે સુવ્રત! હે ભગવન્! મને એ દૃશ્ય યથાર્થ સ્પષ્ટીકરણ સાથે સમજાવો.[૨૮]

मार्कंडेय उवाच—

शिवाय विष्णुरूपाय विष्णवे शिवरूपिणे ।
यथांतरं न पश्यामि तेन तौ दिशतः शिवम् ॥ २९ ॥
अनादिमध्यनिधनमेतदक्षरमव्ययम् ।
तदेव ते प्रवक्ष्यामि रूपं हरिहरात्मकम् ॥ ३० ॥

(આના ઉત્તરમાં હરિહરાત્મક સ્તોત્ર) માર્કંડેય બોલે છેઃ–હું વિષ્ણુરૂપ શિવને અને શિવરૂપ વિષ્ણુને નમસ્કાર કરું છું. તે બન્નેમાં હું જેમ કોઈ પણ ભેદ જોતો નથી, તેમ તે બન્ને પણ એક જ રૂપે મારું કલ્યાણ સાધો.[૨૯] હરિહરાત્મક રૂપ આદિ, મધ્ય અને અંતથી રહિત છે, તે અક્ષર તેમ જ અવિકારી છે. તેના એવા જ રૂપ વિષે હું વિશેષ વર્ણન તમને કહીશ.[૩૦]

यो विष्णुः स तु वै रुद्रो यो रुद्रः स पितामहः ।
एका मूर्तिस्त्रयो देवा रुद्रविष्णुपितामहाः ॥ ३१ ॥
वरदा लोककर्तारो लोकनाथाः स्वयंभुवः ।
अर्धनारीश्वरास्ते तु व्रतं तीव्रं समास्थिताः ॥ ३२ ॥

જે વિષ્ણુ છે તે જ રુદ્ર છે, અને જે રુદ્ર છે તે જ પિતામહ બ્રહ્મદેવ છે. રુદ્ર, વિષ્ણુ અને પિતામહ (બ્રહ્મા) એ ત્રણે દેવો વાસ્તવિક રીતે તો (બ્રહ્મની) એક જ મૂર્તિ છે.[૩૧] એ ત્રણે દેવો વરદાયી છે; લોકને સરજનારા છે; લોકના નાથ છે; સ્વયંભુવ(પોતાની મેળેજ જન્મેલા) તેઓ અર્ધનારીશ્વર (શક્તિરૂપ સ્ત્રીત્વથી તેમનો અર્ધો દેહ બનેલો) છે. તેઓ વ્રત સેવે છે તેમ (સદા લોક કલ્યાણના) વ્રતની દીક્ષા લઈને જ રહેલા છે.[૩૨]

यथा जले जलं क्षिप्तं जलमेव तु तद्भवेत् ।
रुद्रं विष्णुः प्रविष्टस्तु तथा रुद्रमयो भवेत् ॥ ३३ ॥
अग्निमग्निः प्रविष्टस्तु अग्निरेव यथा भवेत् ।
तथा विष्णुं प्रविष्टस्तु रुद्रो विष्णुमयो भवेत् ॥ ३४ ॥

જેમ જલમાં રેડેલું જળ એક જ જલરૂપ થઈ જાય છે, તેમ રુદ્રસ્વરૂપમાં પ્રવેશ પામતાં વિષ્ણુ રુદ્રમય થઈ જાય છે.[૩૩] અગ્નિ સાથે અગ્નિ ભળવાથી જેમ એક જ અગ્નિસ્વરૂપ થાય છે, તેમ વિષ્ણુસ્વરૂપમાં પ્રવેશ કરતાં રુદ્ર વિષ્ણુમય થઈ જાય છે.[૩૪]

रुद्रमग्निमयं विद्याद्विष्णुः सोमात्मकः स्मृतः ।
अग्नीषोमात्मकं चैव जगत्स्थावरजंगमम् ॥ ३५ ॥
कर्तारौ चापहर्तारौ स्थावरस्य चरस्य तु ।
जगतः शुभकर्तारौ प्रभविष्णू महेश्वरौ ॥ ३६ ॥
कर्तृकारणकर्तारौ कर्तृकारणकारकौ ।
भूतभव्यभवौ देवौ नारायणमहेश्वरौ ॥ ३७ ॥

રુદ્રને અગ્નિમય જાણવા અને વિષ્ણુને સોમસ્વરૂપ સમજવા. સમસ્ત સ્થાવર જંગમ સૃષ્ટિ અગ્નિષોમાત્મક છે.*[૩૫] રુદ્ર અને વિષ્ણુ સ્થાવર અને જંગમ જગતના કર્તા તેમ જ તેનો સંહાર કરનારા પણ છે. તેઓ બન્ને પ્રભાવશાળી છે તેમ જ મહેશ્વર છે, જગતનું કલ્યાણ કરનારા છે.[૩૬] તેઓ બન્ને જગતના કર્તા (હિરણ્યગર્ભ) અને કારણ(પંચમહાભૂત)ના પણ કર્તા છે; તેમ જ કર્તા(હિરણ્યગર્ભ અને કારણ મહાભૂતો)નું ઉપાદાન કારણ પણ તેઓ પોતે જ છે. નારાયણ અને મહેશ્વર ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે કાળને ઉત્પન્ન કરનારા દેવ છે.[૩૭]

( एषौ तौ च प्रवक्तारौ एतौ तौ च प्रभामयौ ।
जगतः पालकावेतौ एतौ सृष्टिकरौ स्मृतौ ) ॥

(આ બન્નેય વેદોના પ્રવકતા છે, આ બન્ને પ્રભા-(તેજ)મય છે, આ બન્ને જગતના પાલક છે તથા આ બન્ને સૃષ્ટિના ઉત્પાદક કહેવાય છે.)†

एते चैव प्रवर्षंति भांति वांति सृजंति च ।
एतत्परतरं गुह्यं कथितं ते पितामह ॥ ३८ ॥
यश्चैनं पठते नित्यं यश्चैनं शृणुयान्नरः ।
प्राप्नोति परमं स्थानं विष्णुरुद्रप्रसादजम् ॥ ३९ ॥

(બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર) આ ત્રણે (પર્જન્યરૂપે) વૃષ્ટિ કરે છે, (સૂર્યરૂપે) પ્રકાશે છે, અને (વાયુરૂપે) વાય છે, અને સ્રષ્ટારૂપે સૃષ્ટિને ઉત્પન્ન કરે છે. હે પિતામહ! મેં આ તમને પરમ ગુહ્ય કહ્યું છે.[૩૮] જે મનુષ્ય આ રહસ્યનો નિત્ય પાઠ કરશે અને તેનું નિત્ય શ્રવણ કરશે, તેને વિષ્ણુ તથા રુદ્રના પ્રસાદથી પ્રાપ્ત થનારું પરમ સ્થાન પ્રાપ્ત થશે.[૩૯]

देवौ हरिहरौ स्तोष्ये ब्रह्मणा सह संगतौ ।
एतौ च परमौ देवौ जगतः प्रभवाप्ययौ ॥ ४० ॥

---

* અર્થાત્ અગ્નિ અને સોમના અંશોની મિલાવટથી જગત્ ઉત્પન્ન થયલું છે. અગ્નિ(રુદ્ર) એ ભોક્તા છે અને સોમ(વિષ્ણુ) એ ભોજ્ય (ભોગવવા યોગ્ય) છે. વસ્તુતઃ એ બન્ને ભોક્તા અને ભોજ્ય, રુદ્ર અને વિષ્ણુ એક જ છે. ભોક્તા અને ભોજ્યના સંસર્ગથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે, એ અબાધિત નિયમને અનુસરીને અગ્નિ અને સોમના સંસર્ગથી સ્થાવરજંગમ સૃષ્ટિ ઉત્પન્ન થયલી છે; એમ કહેવાનો ઉપર આશય છે. † આ શ્લોક બંગાળી તથા મન્મથનાથ દત્તની પ્રતમાં છે. મુંબઈ તથા મરાઠી પ્રતમાં નથી.

બ્રહ્માની સાથે સંગત થયલા, આ બે જગતના ઉત્પાદક, અવિકારી, પરમ(શ્રેષ્ઠ) અને દેવ હરિ તથા હરનું સ્તવન હું કરું છું.[૪૦]

रुद्रस्य परमो विष्णुर्विष्णोश्च परमः शिवः ।
एक एव द्विधाभूतो लोके चरति नित्यशः ॥ ४१ ॥
न विना शंकरं विष्णुर्न विना केशवं शिवः ।
तस्मादेकत्वमायातौ रुद्रोपेंद्रौ तु तौ पुरा ।

વિષ્ણુ એ રુદ્રનું પરમ સ્વરૂપ છે અને શિવ એ વિષ્ણુનું પરમ સ્વરૂપ છે. (વાસ્તવિક રીતે) એક જ દેવ (બ્રહ્મ) દ્વિધા (બે) સ્વરૂપમાં વહેંચાઈ લોકમાં નિત્ય વિચરે છે.[૪૧] શંકર વિના વિષ્ણુ નથી અને વિષ્ણુ વિના શંકર નથી, તેટલા માટે પૂર્વે રુદ્ર અને ઉપેન્દ્ર એકત્વ(એક જ સ્વરૂપ)માં ઘટના થયલી છે.

नमो रुद्राय कृष्णाय नमः संहतचारिणे ॥ ४२ ॥
नमः षडर्धनेत्राय सद्विनेत्राय वै नमः ।
नमः पिंगलनेत्राय पद्मनेत्राय वै नमः ॥ ४३ ॥

રુદ્રને મારા નમસ્કાર છે, કૃષ્ણને નમસ્કાર હો, તેમ જ એકત્વને પ્રાપ્ત થયલા રુદ્ર અને કેશવને મારા નમસ્કાર છે.[૪૨] ત્રણ નેત્રવાળા હરને મારા નમસ્કાર છે, તેમ બે નેત્રવાળા હરિને પણ મારા નમસ્કાર છે. પિળચટ્ટી આંખોવાળા શંકરને મારા નમસ્કાર છે; તેમ કમલ સમાન આંખોવાળા હરિને મારા નમસ્કાર છે.[૪૩]

नमः कुमारगुरवे प्रद्युम्नगुरवे नमः ।
नमो धरणीधराय गंगाधराय वै नमः ॥ ४४ ॥
नमो मयूरपिच्छाय नमः केयूरधारिणे ।
नमः कपालमालाय वनमालाय वै नमः ॥ ४५ ॥

કાર્તિકસ્વામીના ગુરુ( પિતા )ને નમસ્કાર છે; તેમ પ્રદ્યુમ્નના પિતા કેશવને નમસ્કાર છે. ધરણીને ધારણ કરનારા વિષ્ણુને મારા નમસ્કાર છે; તેમ ગંગાને ધારણ કરનારા રુદ્રને નમસ્કાર છે.[૪૪] મોરનાં પિછાં(ના મુકુટ)ને ધારણ કરનારા વિષ્ણુને નમસ્કાર છે; કડાં ધારણ કરનારા હરને નમસ્કાર છે. કપાલોની રુંઢમાલા ધારણ કરનારા મહાદેવને નમસ્કાર છે; વનમાલા ધારણ કરનારા હરિને નમસ્કાર છે.[૪૫]

नमस्त्रिशूलहस्ताय चक्रहस्ताय वै नमः ।
नमः कनकदंडाय नमस्ते ब्रह्मदंडिने ॥ ४६ ॥
नमश्चर्मनिवासाय नमस्ते पीतवाससे ।
नमोऽस्तु लक्ष्मीपतये उमायाः पतये नमः ॥ ४७ ॥
नमः खट्वांगधाराय नमो मुशलधारिणे ।
नमो भस्मांगरागाय नमः कृष्णांगधारिणे ॥ ४८ ॥
नमः श्मशानवासाय नमः सागरवासिने ।
नमो वृषभवाहाय नमो गरुडवाहिने ॥ ४९ ॥

હાથમાં ત્રિશૂલ ધારણ કરનારા હરને નમસ્કાર છે, અને ચક્રને ધારણ કરનારા હરિને મારા નમસ્કાર છે. કનકના દંડવાળા હરિને નમસ્કાર છે; તેમ બ્રહ્મદંડવાળા હરને નમસ્કાર છે.[૪૬] વ્યાઘ્રચર્મધારી હરને નમસ્કાર છે, તેમ પીતાંબરધારી હરિને નમસ્કાર છે. લક્ષ્મીપતિ હરિને નમસ્કાર છે; તેમ ઉમાપતિ હરને નમસ્કાર છે.[૪૭] ખટ્વાંગ(રાંપી)ધારી શંકરને નમસ્કાર છે, મુસલને ધારણ કરનારા હરિને નમસ્કાર છે. અંગે ભસ્મનો અંગરાગ ચોળનારા હરને નમસ્કાર છે, અને કાળા અગરુનો લેપ લગાડનારા હરિને નમસ્કાર છે.[૪૮] સ્મશાનમાં નિવાસ કરતા હરને નમસ્કાર છે અને સાગરમાં પોઢનારા હરિને નમસ્કાર છે. વૃષભ(નંદી) ઉપર વાહન કરનારા હરને નમસ્કાર છે અને ગરુડના વાહનવાળા હરિને નમસ્કાર છે.[૪૯]

नमस्त्वनेकरूपाय भवरूपाय वै नमः ।
नमः प्रलयकर्त्रे च नमस्त्रैलोक्यधारिणे ॥ ५० ॥
नमोऽस्तु सौम्यरूपाय नमो भैरवरूपिणे ।
विरूपाक्षाय देवाय नमः सौम्येक्षणाय च ॥ ५१ ॥

અનેક રૂપધારી વિષ્ણુને નમસ્કાર છે અને ભવ-(સૃષ્ટિમય) રૂપધારી શંકરને નમસ્કાર છે. પ્રલય(સંહાર)-કર્તા હરને નમસ્કાર છે, અને ત્રૈલોકને ધારણ કરનારા હરિને નમસ્કાર છે.*[૫૦] સૌમ્ય રૂપ ધરનારા હરિને નમસ્કાર છે અને ભૈરવકાળ સ્વરૂપ ધરનારા હરને નમસ્કાર છે. વિરૂપ (બેડોળ) આંખવાળા શંકરને નમસ્કાર છે અને સૌમ્ય આંખવાળા વિષ્ણુને નમસ્કાર છે.[૫૧]

दक्षयज्ञविनाशाय बलेर्नियमनाय च ।
नमः पर्वतवासाय नमः सागरवासिने ॥ ५२ ॥
नमः सुररिपुघ्नाय त्रिपुरघ्नाय वै नमः ।
नमोऽस्तु नरकघ्नाय नमः कामांगनाशिने ॥ ५३ ॥
नमस्त्वंधकनाशाय नमः कैटभनाशिने ।

દક્ષ પ્રજાપતિના યજ્ઞનો વિનાશ કરનારા હરને નમસ્કાર છે અને બલિનું નિયમન કરનારા હરિને નમસ્કાર છે. ( કૈલાસ ) પર્વત ઉપર નિવાસ કરનારા શંકરને નમસ્કાર છે અને ( ક્ષીર )સાગરમાં વસનારા વિષ્ણુને નમસ્કાર છે.[૫૨] દેવોના શત્રુઓને હણનારા હરિને નમસ્કાર છે અને ત્રિપુરાસુરને સંહારનારા હરને નમસ્કાર છે. નરકાસુરને હણનારા હરિને નમસ્કાર છે, તેમ કામદેવને બાળનારા હરને નમસ્કાર છે.[૫૩] અંધકાસુરના નાશક હરિને નમસ્કાર છે અને કૈટભાસુરના સંહારક હરને નમસ્કાર છે.

नमः सहस्रहस्ताय नमो संख्येय बाहवे ॥ ५४ ॥
नमः सहस्रशीर्षाय बहुशीर्षाय वै नमः ।

* અહીંથી બાકીના ૧૩ શ્લોકો મન્મથનાથ દત્તની પ્રતમાં નથી.

दामोदराय देवाय मुंजमेखलिने नमः ॥ ५५ ॥
नमस्ते भगवन्विष्णो नमस्ते भगवञ्छिव ।
नमस्ते भगवते देव नमस्ते देवपूजित ॥ ५६ ॥

હજાર હાથવાળા હરિને નમસ્કાર છે, તેમ અસંખ્ય બાહુવાળા હરને નમસ્કાર છે.[૫૪] હજાર માથાંવાળા હરિને નમસ્કાર છે, તેમ બહુ માથાંવાળા હરને નમસ્કાર છે. દામોદર (ઉદરે–પેટે દામણી બાંધેલા) દેવ કૃષ્ણને નમસ્કાર છે તેમ કેડે મુંજની મેખલા ઘાલનારા હરને નમસ્કાર છે.[૫૫] હે ભગવન્ વિષ્ણુ! તમને નમસ્કાર છે, અને હે ભગવન્ શિવ! તમને નમસ્કાર છે. હે ષડૈશ્વર્યસંપન્ન દેવ હરિ! તમને નમસ્કાર છે, હે દેવોથી પૂજાતા દેવ શંકર! તમને નમસ્કાર છે.[૫૬]

( नमस्ते सामत्रिगीत नमस्ते यजुभिः सह ।
नमस्ते सुरशत्रुघ्न नमस्ते सुरपूजित ॥ )
नमस्ते कर्मणां कर्म नमोऽमित पराक्रम ।
हृषीकेश नमस्तेस्तु स्वर्णकेश नमोस्तु ते ॥ ५७ ॥

(હે સામગાનથી ગવાતા દેવ વિષ્ણુ! તમને નમસ્કાર છે, અને યજુર્વેદના મંત્રોથી ગવાતા હર! તમને નમસ્કાર છે. હે દેવોના શત્રુઓના સંહારક હરિ! તમને નમસ્કાર છે, અને હે દેવોથી પૂજાતા શંકર! તમને નમસ્કાર છે)* હે કર્મોના કર્મરૂપ હરિ! તમને નમસ્કાર છે અને હે અમિત પરાક્રમી શંકર! તમને નમસ્કાર છે. હે હૃષીકેશ હરિ! તમને નમસ્કાર છે અને હે સુંદર કેશવાળા હર! તમને નમસ્કાર છે.[૫૭]

इमं स्तवं रुद्रस्य विष्णोश्चैव महात्मनः ।
समेत्य ऋषिभिः सर्वैः स्तुतौ स्तौति महात्मभिः ॥५८॥
व्यासेन वेदविदुषा नारदेन च धीमता ।
भारद्वाजेन गर्गेण वसिष्ठेन महात्मना ॥ ५९ ॥
( विश्वामित्रेण वात्स्येन तथा चैव सुमन्तुना ॥ )
अगस्त्येन पुलस्त्येन धौम्येन च महात्मना ।
यश्चेदं पठते नित्यं स्तोत्रं हरिहरात्मकम् ॥ ६० ॥
अरोगो बलवांश्चैव जायते नात्र संशयः ।
श्रियं च लभते नित्यं न च स्वर्गान्निवर्तते ॥ ६१ ॥
अपुत्रो लभते पुत्रं कन्या विन्दति सत्पतिम् ।
गुर्विणी शृणुते या तु वरं पुत्रं प्रसूयते ॥ ६२ ॥
राक्षसाश्च पिशाचाश्च विघ्नानि च विनायकाः ।
भयं तत्र न कुर्वन्ति यत्रायं पठ्यते स्तवः ॥ ६३ ॥

સર્વે મહાત્મા ઋષિઓએ એકત્ર થઈને જેમની સ્તુતિ કરી છે, એવા રુદ્ર અને વિષ્ણુ એ બન્નેનાં આ સ્તોત્રનું સ્તવન જે કોઈ પાઠક કરશે, તેમ જ વેદવેત્તા વ્યાસે, બુદ્ધિમાન્ નારદે, ભારદ્વાજે, ગર્ગે, મહાત્મા વસિષ્ઠે, (મહાત્મા વિશ્વામિત્રે વાત્સ્યે, તેમ જ સુમન્તુએ)† અગસ્ત્યે, પુલસ્ત્યે, મહાત્મા ધૌમ્યે, આ જે હરિહરાત્મક સ્તોત્રનો પાઠ કર્યો છે તેનો પાઠ જે કોઈ પાઠક કરશે, તે અરોગી થશે અને બળવાન્ થશે, એમાં કાંઈ પણ સંશય નથી. તેને નિત્ય લક્ષ્મી મળશે અને તેને સત્કર્મ પૂરાં થતાં સ્વર્ગમાંથી કદી પાછું ફરવું પડશે નહીં.[૫૮–૬૧] પુત્ર વિનાના પાઠક પુરુષને પુત્ર મળશે, પાઠકી કન્યાને સારો પતિ પ્રાપ્ત થશે. ગર્ભવતી સ્ત્રી જો આ સ્તોત્રનું શ્રવણ કરશે તો તે ઉત્તમ પુત્રને જન્મ આપશે.[૬૨] જ્યાં આ સ્તોત્રનો પાઠ થતો હશે ત્યાં રાક્ષસો, પિશાચો, વિનાયકો અને ભૂતો કાંઈ પણ વિઘ્નો કરી શકવાનાં નથી કે ભય પમાડી શકવાનાં નથી.[૬૩]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे "रुद्र अने कृष्णनुं युद्ध तथा हरिहरात्मक स्तोत्र" ए नामनो अध्याय १२५ मो संपूर्ण

---

## અધ્યાય ૧૨૬ મો

### કાર્તિકેયનું બલરામ તથા પ્રદ્યુમ્ન સાથે યુદ્ધ, બાણાસુરને વરદાન

जनमेजय उवाच—

अपयाते ततो देवे कृष्णे चैव महात्मनि ।
पुनश्चासीत्कथं युद्धं परेषां लोमहर्षणम् ॥ १ ॥

જનમેજય પૂછે છે:–તે પછી મહાદેવ શંકર રણસંગ્રામમાંથી ચાલ્યા ગયા તેમ જ મહાત્મા કૃષ્ણ પણ સીધાર્યા, ત્યાર પછી શત્રુઓનાં શરીરનાં રોમાંચને ખડાં કરાવનારું યુદ્ધ કેવી રીતે મચી રહ્યું હતું?[૧]

વૈશંપાયન કહે છે:–કુભાંડે યથાસ્થિત રીતે સજ્જ કરેલા રથમાં ગુહ (કાર્તિક સ્વામી) બેઠા અને તેઓ કૃષ્ણ, બલરામ તથા પ્રદ્યુમ્નની ઉપર ધાયા.[૨] તદનંતર મત્સર અને ક્રોધથી ભરેલા, યોધાઓમાં શ્રેષ્ઠ કાર્તિકસ્વામીએ સામા જ સિંહનાદ કર્યો અને ઉપરાચાપરી સેંકડો ઉગ્ર બાણો છોડી તે વડે તેમને ભેદ્યા.[૩] જાણે ત્રણ પ્રકારના અગ્નિ હોય તેમ શોભતા એ ત્રણે જણાનાં

* માત્ર બંગાળી પ્રતમાં આ શ્લોક છે.

† માત્ર બં. પ્રતમાં છે.

‡ પહેલા જ શ્લોકમાં કૃષ્ણ તો શંકર સાથે રણમાંથી ચાલ્યા જ ગયાનું કહ્યું છે. છતાં બીજા જ શ્લોકમાં યોધાઓમાં તેમનું નામ કેમ પાછું ગણાવ્યું છે, એવી સહજ શંકા થાય છે. પણ તેનું કોઈ સમાધાન જણાતું નથી, સઘળીયે પ્રતોમાં એમનું નામ ગણાવેલું છે, એટલું જ નહીં પણ શ્લોક ચોથામાં એ ત્રણે જણ રણમાં હોવાનું જણાવી કૃષ્ણનો તેમાં સ્પષ્ટ સમાવેશ કીધો છે. વસ્તુ એમ લાગે છે કે કૃષ્ણે તથા રુદ્રે રણમાં હાજર રહેવા છતાં કોઈ ભાગ પછી લીધો નથી.

ગાત્રો બાણોથી છવાયાં અને રુધિરના પ્રવાહથી વિકલ થયાં અને તેમણે પણ કાર્તિકસ્વામી સાથે એવું જ યુદ્ધ મચાવ્યું.[૪] તે પછી યુદ્ધની રીતિઓમાં નિપુણ અને તેજથી વિશેષ દીપતા, એ ત્રણ વીરોએ વાયવ્ય, આગ્નેય અને પાર્જન્ય, એ ત્રણ જાતનાં અનુપમ અસ્ત્રો છોડી તે વડે સર્વને સામા ભયભીત કર્યાં.[૫] એટલે સામેથી કોપેલા કાર્તિકસ્વામીએ શૈવ, વારુણ અને સાવિત્ર એમ ત્રણ બાણ છોડ્યાં; ત્યારે પ્રદીપ્ત બાણોનાં ભાથાં અને પ્રદીપ્ત ધનુષ્ય ધારણ કરનાર (કૃષ્ણ, બલરામ અને પ્રદ્યુમ્ન) એ ત્રણ મહાત્મા વીરોએ અસ્ત્રમાયાથી એકબીજાનાં બાણોને આવતાંવેંત જ પકડી લીધાં. આથી જાણે તેજથી પ્રજળતા હોય તેમ કાર્તિકસ્વામી અતિશય ક્રોધે ભરાયા અને સમર્થ અગ્નિપુત્રે એ હોઠ કરડતાં કરડતાં કોઈથી હઠાવી ન શકાય એવું કાલરૂપ બ્રહ્મશિર નામનું અસ્ત્ર હાથમાં લીધું.[૬-૮] હજાર કિરણધારી (સૂર્ય)ની પેઠે પ્રજળતું, ઉગ્ર, પરમ પ્રબળ અને લોકનો ક્ષય કરનારું બ્રહ્મશિર બાણ કાર્તિકસ્વામીએ જેવું યોજ્યું કે તરત જ ચારે કોર દોડાદોડી કરી મૂકતાં સઘળાં ભૂતપ્રાણીઓમાં હાહાકાર વર્તાઈ ગયો. તે જોઈ કેશિ દાનવને મસળનારા, વીર્યવાન્ કેશવે સુદર્શન ચક્ર હાથમાં ઉપાડ્યું.[૯-૧૦] જેમની સામે ચક્ર ઉઠાવવાને અન્ય કોઈ પણ વીર સમર્થ નથી, એવા મહાત્મા કૃષ્ણનું સુદર્શન ચક્ર, સઘળાં અસ્ત્રોના પરાક્રમને હઠાવનારા અને તેનો સામો સંહાર કરનારા ચક્ર તરીકે ત્રણે લોકમાં વિખ્યાત છે.[૧૧] જેમ ગ્રીષ્મ ઋતુ જતાં રહેતાં સવિતા(સૂર્ય)નું મંડળ મેઘોના આવરણથી તેજહીન થાય છે તેમ એ સુદર્શન ચક્રે પોતાના ઓજસથી બ્રહ્મશિર અસ્ત્રને તેજહીન કરી નાંખ્યું.[૧૨]

આમ પોતાના મહાન્ ઓજસ્વી બ્રહ્મશિર અસ્ત્રનું વીર્ય હણાયલું તેમ જ તેનું તેજ જતું રહેલું જોઈ, કાર્તિકસ્વામીની આંખો ક્રોધથી અતિશય લાલચોળ થઈ ગઈ, અને ઘી વગેરે હોમવાના પદાર્થોથી જેમ અગ્નિ વિશેષ પ્રદીપ્ત થાય છે તેમ રણસંગ્રામમાં તેઓ આથી અતિશય પ્રજળી ઉઠ્યા, અને સુવર્ણમયી, શત્રુને હણનારી, પ્રજળતી દિવ્ય શક્તિ હાથમાં લીધી.[૧૩-૧૪] પછી ક્રોધને વશ થયલા કાર્તિકસ્વામીએ પ્રલયકાલના અગ્નિ સરખી તેજસ્વી, મોટી ઉલ્કાઓ સરખી દીપતી, વિશેષ પ્રજળતી અને ઘંટાઓની માળાઓ જડેલી દિવ્ય શક્તિ તેમના (કૃષ્ણ, બળરામ અને પ્રદ્યુમ્નના) ઉપર ફેંકી.[૧૫] પછી તેમણે શત્રુઓને ભયથી થરકાવનારો પ્રચંડ સિંહનાદ પણ કર્યો. મહાત્મા, બ્રહ્મણ્ય કાર્તિકસ્વામીએ ફેંકેલી એ મહાશક્તિ જાણે અતિશય પ્રજળતા મુખથી આકાશમાં ચક્કર મારતી હોય તેમ ફરી, અને કૃષ્ણનો વધ કરવાની આકાંક્ષાથી તેમની તરફ ધસી.[૧૬-૧૭] એ વિશેષ પ્રજળતી શક્તિને જોઈ, સઘળા અમરોથી વિંટાયલા ઇન્દ્રને પણ ક્ષણભર ભય-થરકાટ છૂટ્યો અને બોલ્યો કે, "હવે કૃષ્ણ આથી બળી જવાનો."[૧૮] પરંતુ મહા રણસંગ્રામમાં કૃષ્ણે પોતાની સમીપ આવેલી એ મહાશક્તિને માત્ર હુંકારથી જ પાછી હઠાવી અને પૃથ્વીતલ ઉપર પાડી નાંખી.[૧૯] એ મહાશક્તિને આમ પૃથ્વી ઉપર કૃષ્ણે પાડી, એટલે સર્વ પાસથી ઇન્દ્ર સાથે સર્વ દેવોએ "ધન્ય છે, ધન્ય છે," એવા ઉદ્ગારો સાથે સિંહનાદ કર્યા.[૨૦] તદનંતર દેવો આમ સિંહનાદ કરી રહ્યા હતા તે જ ક્ષણે સત્વર પ્રતાપી વાસુદેવે રણમાં દૈત્યોનો અંત આણનારું સુદર્શન ચક્ર ફરી પાછું હાથમાં લીધું.[૨૧]

અનુપમ બલવાળા કૃષ્ણ પોતાનું સુદર્શન ચક્ર ફેંકવાને તત્પર થયા એટલે મહાદેવની આજ્ઞાથી દિશામાં વસનારી કોટવી દેવીએ કાર્તિકસ્વામીના રક્ષણને અર્થે સુંદર શરીર ધારણ કર્યું, અને નગ્ન દેહે આવી તે બન્ને વીરોની વચ્ચે આડ કરી ઉભી રહી. આ મહાભાગ્યશાળી દેવીનું બીજું નામ લંબા હતું; અને તે પાર્વતી દેવીના આઠમા અંશથી ઉત્પન્ન થયલી હતી.[૨૨-૨૩] આવી ચિત્રવિચિત્ર કનકમય શક્તિને નાગી નાગી કાર્તિકસ્વામીની આડે ઉભી રહેલી જોઈ, મોટી ભુજાવાળા મધુસૂદને લજ્જાથી મુખ ફેરવ્યું અને તેને નીચેનું વચન કહ્યું:-[૨૪]

ભગવાન્ કહે છે કે:-"હે દેવિ! તને ધિક્કાર છે. અહીંથી ચાલી જા, ચાલી જા. જેના વધનો નિશ્ચય મેં કરેલો છે, તેના વધમાં તું શા માટે વિઘ્નરૂપ થઈ આમ આડખીલી નાંખે છે?"[૨૫]

વૈશંપાયન કહે છે:-કૃષ્ણનું આવું વચન સાંભળ્યું, છતાં તેનો ઉદ્દેશ કુમાર કાર્તિકસ્વામીનું રક્ષણ કરવાનો હતો તેથી કોટવીએ વસ્ત્ર ધારણ કર્યું નહીં.[૨૬]

(ત્યારે) ભગવાને ફરીથી કહે છે:-"હે કોટવી! તારે જો કાર્તિકસ્વામીનું રક્ષણ કરવું હોય તો તું એને ઉપાડીને સત્વર રણસંગ્રામમાંથી ચાલી જા. રણમાં તે મારી સામે હશે તે પર્યંત હું તેની સાથે યુદ્ધ કરવાનો જ. તેથી જો કાર્તિકેયને તું અહીંથી ઉપાડી જઇશ, તો તેમાં એનું કલ્યાણ છે."[૨૭]

તદનંતર દેવ, હરિ, ઇન્દ્રના નાના ભાઈ, ભગવાન્ કૃષ્ણે રણને મોખરે દેવી કોટવીને નાગી ઉભેલી જોઈ, પોતાનું સુદર્શન ચક્ર પાછું ખેંચી લીધું.[૨૮] બુદ્ધિમાન્ દેવના દેવ કૃષ્ણે આમ સુદર્શન ચક્ર ખેંચી લીધું એટલે કાર્તિકસ્વામીને ઉપાડીને કોટવી દેવી મહાદેવ સમીપ ચાલી ગઈ.[૨૯] આમ રણમાં મહા ભય પ્રવર્તી રહ્યો

અને દેવીએ કાર્તિકસ્વામીનું રક્ષણ કર્યું, તે સમયે જ બાણાસુર રણસંગ્રામમાં આવી પહોંચ્યો.૩૦ કૃષ્ણ સાથે યુદ્ધ કરતા કાર્તિકસ્વામીને રણમાંથી ખસેડવામાં આવેલો જોઈ, "હું પોતે જ માધવ સાથે લઢીશ" એવો વિચાર ત્યાં બાણાસુર કરવા લાગ્યો.૩૧*

વૈશંપાયન કહે છેઃ–તે સમયે ભયથી આકુળવ્યાકુળ થયલાં નેત્રોવાળાં સર્વ ભૂતો અને યક્ષોના ગણો અને બાણાસુરનું સઘળું સૈન્ય દશે દિશાઓમાં પલાયન કરતું હતું.૩૨ માત્ર પુષ્કળ પ્રમથ ગણોના જ સૈન્યને આમ છિન્નભિન્ન થયા છતાં ઉભેલું જોઈ, મહા અસુર બાણાસુર ત્વરાથી યુદ્ધ માટે કૃષ્ણની સન્મુખ આવી ઉભો રહ્યો.૩૩ ભયંકર આયુધોવાળા, વિશાળ રથમાં બેઠેલા, મહા બળવાન્, મહા પરાક્રમી, ભયાનક, એવા શ્રેષ્ઠ દૈત્યોથી વિંટળાયલો બાણાસુર શ્રેષ્ઠ દેવો સાથે પ્રયાણ કરતા વજ્રધારી ઇન્દ્ર સમાન દીસતો હતો.૩૪ 'શત્રુના વધ થશે,' એવા જયવાદ ઉચ્ચારતા પુરોહિતો અને અન્ય વિદ્યાઓ તેમજ ચારિત્ર્યમાં વૃદ્ધ થયલા મહાત્મા બ્રાહ્મણો જપ, મંત્રો અને ઔષધિઓથી સ્વસ્તિવાચન કરી રહ્યા હતા.૩૫ તદનંતર મંગળવાદ્યોના નાદ, દુંદુભિઓના ધ્વનિ અને દૈત્યોના સિંહનાદો રણમાં ચાલી રહ્યા, અને તે જ ક્ષણે બાણાસુર કૃષ્ણની ઉપર ધસ્યો.૩૬ પોતાના નગરમાંથી બહાર નીકળી, યુદ્ધ માટે સજ્જ થઈ, પોતાના સન્મુખ આવી ઉભેલા બાણાસુરને જોઈને ગરુડ ઉપર સ્વાર થયલા કૃષ્ણ તેની સન્મુખ આવી પહોંચ્યા.૩૭ રણમાં અપ્રતિમ ઓજસ્વી કૃષ્ણને વિનતાપુત્ર ગરુડ ઉપર ચઢી સામે આવતા જોઈ, બાણાસુર પણ મોખરે તેમની સામે આવ્યો અને શીઘ્રગતિવાળા વાસુદેવને નીચેનું વચન કહ્યું.૩૮–૩૯

બાણાસુર કહે છેઃ–"હે કૃષ્ણ! તું ઉભો રહે, ઉભો રહે. હવે તું પાછો દ્વારકા જીવતો જઈ શકવાનો નથી, તેમ દ્વારકામાં રહેલા તારા સ્નેહીઓ અને ભાંડુઓનું રક્ષણ પણ કરી શકવાનો નથી.૪૦ હે માધવ! કાળે મૃત્યુ માટે પ્રેરેલો અને મરણ પામવા ઇચ્છતો એવો તું રણસંગ્રામમાં મારાથી હાર ખાઇશ, અને વિવિધ સુંદર વર્ણનાં વૃક્ષો આજે જ અહીં જોઇશ.†૪૧ હે ગરુડધ્વજ! આજે તું આઠ હાથવાળો હજાર હાથવાળા મારી સામે, બાથ ભીડતાં રણમાં કેવી રીતે યુદ્ધ કરી શકવાનો હતો?૪૨ આજે જ હું તારા બાંધવ સાથે યુદ્ધમાં તને સંપૂર્ણ અંશે જિતીશ, અને હણાતી વેળાએ આ શોણિતપુરમાં જ તને તારી દ્વારકાનું સ્મરણ થશે.૪૩ આજે નાના પ્રકારનાં આયુધોથી સજ્જ થયલા અને નાના પ્રકારનાં કડાંથી શણગારાયલા મારા હજાર હાથ કરોડ હાથ બની ગયા છે, એમ તને લાગશે."૪૪

ગર્જના કરતા બાણાસુરના મુખમાંથી આવાં વચનોના પ્રવાહો પવનથી ઉછળતી મહા ઘોર ઉર્મિઓવાળા સમુદ્રમાંથી જલના પ્રવાહો નીકળી રહે તેમ નીકળવા લાગ્યા.૪૫ રોષથી અતિશય આકુળ થયલાં બાણાસુરનાં નેત્ર ચકળવકળ થયાં, અને જાણે જગતને બાળવા ઇચ્છતા સૂર્યનો ઉદય આકાશમાં થયો હોય તેવો તે દીસવા લાગ્યો.૪૬ તેનાં આવાં મિથ્યા ગર્વનાં વચન સાંભળી, જાણે આકાશતલને ભેદી નાંખતા હોય તેમ નારદે અટ્ટાટ્ટહાસ્ય કર્યું.૪૭ પછી યોગપટ્ટ-(અન્યથી અદશ્ય રહેવા પહેરેલી કફની)નો આશ્રય છોડી, યુદ્ધ નિરખવાના કુતૂહલથી નયન પ્રફુલ્લ કરી આકાશમાં નારદે આંટા મારવા માંડ્યા.૪૮

બાણાસુરનાં ગર્વભર્યાં વચનો સાંભળી કૃષ્ણ બોલ્યા કે, "હે બાણાસુર! તું મોહને વશ થયલો શા માટે આમ મિથ્યા ગર્જના કરી રહ્યો છે? કારણ શૂરવીરો તો કદી પણ આવી મિથ્યા ગર્જના કરતા નથી. માટે યુદ્ધ કરવું જ હોય તો મારી સામો આવ અને રણમાં યુદ્ધ કર. મિથ્યા ગર્જના કરવાનું શું પ્રયોજન છે?૪૯ હે દિતિનંદન! જો કદી વચનોથી યુદ્ધો સફળ થતાં હોત તો તારો નિત્ય વિજય થયો હોત જ; કારણ કે તું હમેશાં ઘણાં ઘણાં સંબંધ વિનાનાં વચનોનો ખાલી પટપટારો કરે છે.૫૦ હે બાણાસુર! સામો આવ અને મને જિત, અથવા અસુરોની સાથે જિતાઈ, પૃથ્વી ઉપર પડી, નીચું મુખ કરી દીર્ઘ કાલ સુધી સુતો જ રહેજે."૫૧

આ પ્રમાણે બાણાસુરને કહી, મર્મને ભેદનારાં, શીઘ્ર ગતિવાળાં, નિષ્ફળ ન જાય એવાં મહાશરોથી કૃષ્ણે તેને વિંધી નાંખ્યો.૫૨ આમ કૃષ્ણના મર્મચ્છેદી બાણોથી વિંધાયલા બાણાસુરે અતિ ભયંકર યુદ્ધ મચાવતાં કિંચિત્ હસીને સાવધાનતાથી કૃષ્ણની ઉપર પ્રજળતાં બાણોની વૃષ્ટિ વરસાવી.૫૩ તે પછી તેણે પરિઘો, પ્રાણ લેનારાં ખડ્ગો, ગદાઓ, તોમરો ને શક્તિઓ, મુસલો અને પટ્ટિશોથી કેશવને છાઈ નાંખ્યા. આમ હજાર બાહુઓથી ગર્વે ભરેલો દૈત્યેન્દ્ર, બલિનો પુત્ર બાણાસુર કૃષ્ણની ચંચલતાથી ક્રોધાન્વિત થઈ, અનેક પ્રકારની લીલાઓથી બે હાથવાળા કૃષ્ણ સાથે યુદ્ધ કરવા માંડ્યો.૫૪–૫૬ તેમ હજાર હાથવાળા બાણાસુરની સાથે શંખ, ચક્ર અને ગદા ધરનારા આઠ બાહુવાળા કૃષ્ણે સંગ્રામમાં યુદ્ધ મચાવ્યું. તેમની આ ચંચળતા

* અહીંથી બંગાળાની પ્રતમાં નવો અધ્યાય શરૂ કરેલો છે.

† જેનું મરણ સમીપ આવ્યું હોય તેને વૃક્ષો વિવિધ વર્ણનાં દેખાય એવી લોકમાન્યતા છે.

નીરખી, દૈત્યરાજ ક્રોધે ભરાયો. પછી તેણે (પૂર્વે હિરણ્યકશિપુના પાસે જે હતું એવું)* મહાન્ તપથી નિર્માણ થયલું, સર્વ શત્રુનો વિનાશ કરનારું, યુદ્ધમાં કોઇથી પણ પાછું હઠે નહીં એવું, તથા બ્રહ્માએ પૂર્વે નિર્મેલું, પરમ દિવ્ય અસ્ત્ર, દિતિપુત્ર બાણાસુરે તેમની ઉપર છોડ્યું. તેણે એ બાણ મૂક્યું એટલે સર્વ દિશાઓનાં મંડલો અંધકારથી છવાઈ ગયાં, અને સર્વ પાસથી એવાં જ હજારો, અતિશય ઘોર અસ્ત્રો પ્રકટ થયાં અને સર્વ જગત્ અંધકારથી છવાયાથી કાંઈ પણ વસ્તુ ઓળખાવા લાગી નહીં.[૫૭–૫૯] દાનવો "ધન્ય છે, ધન્ય છે," એમ બોલતા બાણાસુરને અભિનંદન આપવા લાગ્યા, અને "હા! હા! દેવોને ધિક્કાર છે," એવા તેમના ઉદ્ગારો ચારે કોરથી સંભળાવા માંડ્યા.[૬૦] તદનંતર એ અસ્ત્રના બલના વેગથી જ્વાળાઓ કાઢતી, અતિશય દારુણ અને મહાભયંકર બાણોની વૃષ્ટિઓ ઘોર રૂપ ધારણ કરી ચારે કોર વરસવા લાગી. વાયુઓ પણ વાતા બંધ થયા, અને મેઘો પણ અહીંતહીં સંચાર કરતા અટકી પડ્યા; તેમ જ બાણાસુરે છોડેલા અસ્ત્રથી કેશવ પણ બળું બળું થઈ ગયા.[૬૧–૬૨] પરંતુ તરત જ મધુસૂદન ભગવાને રણમાં શત્રુનો અંત આણનારું, કાલ સરખું દીપતું, ઘણા જ મોટા વેગવાળું પાર્જન્ય(વૃષ્ટિ વરસાવનારું) નામનું અસ્ત્ર છોડ્યું, એટલે અંધારાથી છવાયલા સઘળા લોકમાં જામેલો, બાણાસુરના બાણનો અગ્નિ સત્વર શમી ગયો. તે સાથે દાનવોના સઘળાયે સંકલ્પો કેવળ નિષ્ફળ ગયા.[૬૩–૬૪] આમ કેશવે પર્જન્યાસ્ત્રને મંત્રથી મંત્રીને છોડ્યું એટલે દિવ્ય દાનવાસ્ત્ર શમી ગયું, અને સર્વે દેવગણો હસવા લાગ્યા તથા આનંદ કરવા મંડી પડ્યા.[૬૫]

હે મહારાજ! પોતાનું શસ્ત્ર આમ હણાયલું જણાતાં ક્રોધાવેશથી સંમૂઢ થયલા, દિતિપુત્ર બાણાસુરે ગરુડ ઉપર આરૂઢ થયલા કેશવને પુનઃ કઠણ વચનો કહ્યાં અને તેને મુશલો અને પટ્ટિશોથી સંપૂર્ણ છાઈ દીધા. પરંતુ તરતજ, શત્રુનું નિકંદન કાઢનારા કેશવે ત્વરાથી તેની આવી પડતી બાણોની વૃષ્ટિનું નિવારણ હસતે હસતે કર્યું, અને ત્યાં આમ કેશવનાં બાણોથી મોટો રણસંગ્રામ મચી રહ્યો.[૬૬–૬૮] પછી શાર્ઙ્ગ ધનુષ્યમાંથી નીકળતાં, વજ્ર સરખાં તેજસ્વી બાણોથી કેશવે અશ્વ, ધ્વજા અને પતાકા સાથે બાણાસુરના રથના તલતલ જેવડા ટુકડા કરી નાંખ્યા.[૬૯] તે પછી તેની કાયા ઉપરનું કવચ, મહા તેજસ્વી મુકુટ, ધનુષ્ય અને હાથનાં મોજાં મહા તેજસ્વી કેશવે કાપી નાંખ્યાં.[૭૦] પછી જાણે હસતા હોય તેમ તેણે રમતમાં નારાચ બાણવતી તેની છાતી વિંધી. આથી મર્મસ્થલો અતિશય ભેદાતાં તેનું ચેતન ઘણું જ કમી થયું, અને તે રણસંગ્રામમાં મોહ પામ્યો.[૭૧]

કૃષ્ણના પ્રહારથી આમ બાણાસુરને અતિશય પીડા વેઠતો તેમ જ મોહ પામેલો જોઈ, ઉત્તમ પ્રાસાદના શિખર ઉપર બેઠેલા, મુનિઓમાં શ્રેષ્ઠ નારદ એકાએક ઉછળ્યા અને કાખ કૂટતા તથા ચપટી વગાડતા બોલવા મંડ્યા કે, "અહાહા! એ મારું ખરેખર મહાભાગ્ય છે કે, દામોદરનું આવું અદ્ભુત પરાક્રમ જોવાનો પ્રસંગ મને અત્યારે મળ્યો. અહોહો! મારું જીવન સફળ તેમ જ ભાગ્યશાલી પણ થયું છે.[૭૨–૭૪] હે મહાબાહુ! દેવોના પાપની મૂર્ત્તિ જેવા, દિતિપુત્ર બાણાસુરને હવે જિતો. જે કાર્યને અર્થે તમે પૃથ્વી ઉપર અવતાર લીધો છે તે કાર્ય હવે સફલ કરો."[૭૫] આ પ્રમાણે દેવ કૃષ્ણની સ્તુતિ કરી, અહીં તહીં ઉછળી રહેતાં અને આકાશને પ્રકાશમાન કરતાં બાણોવડે વ્યાપેલા રણસંગ્રામમાં નારદમુનિ યથેચ્છ વિચરવા લાગ્યા.[૭૬]

એટલામાં અન્યોન્યના ઉપર ધસી જતા બન્ને વીરોના રણધ્વજ પણ યુદ્ધ કરવા લાગ્યા, અને દેવ તથા દૈત્યોનાં વાહનો પણ એકમેક સાથે આથડી પડ્યાં.[૭૭] વળી કૃષ્ણના વાહન ગરુડ અને બાણાસુરના વાહન બુદ્ધિમાન્ મયૂર વચ્ચે પણ ભારે સંગ્રામ મચી રહ્યો, અને બન્ને ક્રોધે ભરાઈ, પાંખ અને ચાંચના તેમ જ પગના પંઝાના નખના પ્રહાર એકમેકને કરવા લાગ્યા.[૭૮] ગરુડ અને મયૂર બન્ને આમ એકએકને હણતા હતા, તેટલામાં ક્રોધે ભરાયલા વિનતાપુત્રે (ગરુડે) પ્રદીપ્ત તેજસ્વી મયૂરને મસ્તકમાંથી પોતાની ચાંચવડે પકડ્યો અને ઉડ્યો. પછી ઉડતાં ઉડતાં મહા બલવાન્ ગરુડે તેને બે પાંખોના ઝપાટા સપાટાથી હલમલાવ્યો તેમ જ પોતાના બે પગથી તેની કુખોમાં અનેક રીતે પ્રહારો કર્યા. પછી ત્વરાથી તેનાં અંગોને પણ આડાંઅવળાં રગદોળીને તેને ચેતનરહિત કરી, આકાશમાંથી જાણે ભાસ્કર ખરતો હોય તેમ હેઠે ફેંકી દીધો.

આમ ભૂમિ ઉપર મયૂર પડતો હતો, તે સમયે રણમાં અતિ ચિંતાતુર થયલો બાણાસુર પોતે હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો:–"મેં અતિશય બલથી મદોન્મત્ત થઈ, યુદ્ધની માગણી શંકર પાસે ન કરવાનું મારા મિત્રોનું વચન ગણકાર્યું નહીં.[૭૯–૮૩] આથી દેવો અને દૈત્યોની સમક્ષ જ હું આવી અસહ્ય આપત્તિને પ્રાપ્ત થયો છું."

* આ શ્લોક માત્ર બંગાળાની તથા મન્મથનાથ દત્તની પ્રતિમાં છે.

બાણાસુરને આમ દીન મનવાળો અને અતિશય વિકલ બનેલો જોતાં, તેનું રક્ષણ કરવાને આતુર થયલા ભગવાન્ શંકર વિચારમાં પડ્યા. તે પછી ગંભીર વાણીથી મહાદેવે નંદીશ્વરને આવું વચન કહ્યું:-"હે નન્દિકેશ્વર! જે સ્થળે બાણાસુર છે, ત્યાં તું આ સિંહ જોડેલા, તેજસ્વી રથ સાથે જા.૮૪-૮૬ હે નિર્દોષ! બાણાસુર પાછો યુદ્ધ ચલાવવાને સમર્થ થાય તે સારુ તારે એને આ રથમાં સત્વર બેસાડવો. જો કે હું પોતે રણમાં પ્રમથ ગણોની મધ્યે ઉભો રહીશ ખરો, પરંતુ મારું મન હવે યુદ્ધ કરવાની વૃત્તિ ધરાવતું નથી.૮૭ માટે તું ત્યાં જા, યુદ્ધમાં ઉતર અને બાણાસુરનું સારી રીતે રક્ષણ કર."

"તથાસ્તુ" એમ કહી, રથીઓમાં ઉત્તમ નંદી રથમાં બેઠો અને જ્યાં બાણાસુર હતો ત્યાં ગયો અને ધીરેથી તેને આવું વચન કહ્યું:-"હે મહાબળવાન્ દૈત્ય! અહીં આવ અને આ રથમાં સત્વર બેસી જા.૮૮-૮૯ તે પછી દાનવોનો અંત આણનારા કૃષ્ણની સાથે રણમાં યુદ્ધ કર. તેટલા માટે હે બાણાસુર! બુદ્ધિમાન મહાદેવના આ રથમાં તું ચઢી બેસ."૯૦

તે પછી બ્રહ્માએ નિર્મેલા, અમિત તેજસ્વી, શંકરના રથમાં બાણાસુર આરૂઢ થયો. પછી એ અતિશય ક્રોધે ભરાયલા, વીર્યશાલી વીરે સર્વ અસ્ત્રોનો ચૂરો કરનારું, મહા ભયંકર અને પ્રદીપ્ત બ્રહ્મશિર નામનું અસ્ત્ર લીધું.૯૧-૯૨ બ્રહ્મશિર અસ્ત્ર વિશેષ પ્રદીપ્ત થઈ ચળકી રહ્યું, એટલે સર્વ લોક ખળભળી ઉઠ્યા. બ્રહ્મદેવે એ બાણ લોકના સંરક્ષણને અર્થે નિર્માણ કર્યું હતું.૯૩ શીઘ્રગતિવાળા એ અસ્ત્રનું ચક્રથી નિવારણ કરી, લોકમાં વિખ્યાત યશવાળા, અને રણમાં અદ્વિતીય બાણાસુરને કૃષ્ણે કહ્યું કે, "હે બાણાસુર! તારાં બધાં ગર્વભરેલાં વચનો ક્યાં ગયાં? તું હવે કેમ ફુલાતો નથી? આ હું તારી સન્મુખ યુદ્ધમાં ઉભો છું; માટે યુદ્ધ કરી તારું પુરુષાર્થ દાખવ. પૂર્વે કાર્ત્તવીર્ય નામનો હજાર હાથવાળો ક્ષત્રિય રાજા હતો, તેને મહાબળવાન્ પરશુરામે રણમાં બે હાથવાળો કરી નાંખ્યો હતો. તે પ્રમાણે તારો આ ગર્વ બાહુના બલે કરીને ઉત્પન્ન થવા પામ્યો છે, તેથી તું જો, હું હવે રણસંગ્રામમાં તારા એ ગર્વને શાંત કરીશ. હું મારા બાહુબલથી તારા એ ગર્વને આજે શમાવું ત્યાં સૂધી તું રણમાં ખડો રહેજે. આજે હું તને રણમાંથી ગર્વભેર મારે હાથે છૂટી જવા દેનાર નથી."

દરમ્યાન દેવાસુરના સરખું પરમ દારુણ, દુર્લભ અને અદ્ભુત યુદ્ધ નીરખી નારદમુનિ નાચવા મંડ્યા. મહાત્મા પ્રદ્યુમ્નથી કેવળ હાર પામેલા સર્વે ગણો યુદ્ધની પોતાની પ્રતિજ્ઞા તજીને દેવોના દેવ મહાદેવની સમીપ પુનઃ ચાલ્યા ગયા. તે પછી ગ્રીષ્મ ઋતુના અંત સમયના મેઘની પેઠે ગર્જના કરતું, હજાર આરાવાળું અને બાણનો રણમાં અંત આણે એવું, સુદર્શન ચક્ર ત્વરાથી કૃષ્ણે હાથમાં લીધું. જે તેજ સર્વ આકાશી તેજસ્વી વ્યક્તિઓમાં છે, જે તેજ વજ્રમાં છે, તે સર્વ તેજ એ ચક્રમાં સર્વ રીતે આવી રહેલું હતું. ત્રેતાગ્નિમાં જે તેજ છે, બ્રહ્મચારીઓમાં જે પ્રખ્યાત બ્રહ્મવર્ચસ્ છે, અને ઋષિઓમાં જે જ્ઞાનમય જ્યોતિ છે, તેવું સર્વ તેજ એ ચક્રમાં આવી રહ્યું હતું. પતિવ્રતાઓમાં જે સતીત્વનું તેજ છે, અને પશુઓ તથા પક્ષીઓમાં જે પ્રાણરૂપ તેજ છે, તેમ જ ચક્રધારીઓમાં જે તેજ છે, તેવું સઘળું તેજ એ ચક્રમાં વસ્યું હતું. નાગ, રાક્ષસ, યક્ષ, ગંધર્વ, અપ્સરા અને સર્વ ત્રૈલોક્યમાં જે બલરૂપ તેજ છે તે સઘળા તેજે એ ચક્રમાં નિવાસ કર્યો હતો. આવા તેજથી સારી રીતે સજ્જ થયલું એ ચક્ર સૂર્યની પેઠે પ્રજ્વલતું હતું.૯૪-૧૦૫ આવા તેજસ્વી ચક્રે બાણાસુરની સન્મુખ ઉંચું થતાં વેંત જ તેના શરીરના તેજને એકદમ આકર્ષી લીધું.

પરંતુ તેટલામાં રણમાં અતિ તેજસ્વી કૃષ્ણે અમાપ શક્તિવાળા અને પાછા ન હઠે એવા ચક્રને ઉચક્યાની વાત જાણવામાં આવતાં જ રુદ્રાણીએ મહાદેવને આ વચન કહ્યું:-"આ ત્રૈલોક્યમાં અજિત ચક્ર કૃષ્ણે ધારણ કરેલું છે. માટે હે દેવ! તે એ ચક્રને છોડે નહીં તે પહેલાં બાણાસુરને તમે તેથી ઉગારી લ્યો." પાર્વતીનું આવું વચન સાંભળી ત્રિલોચન શંકરે લંબા દેવીને કહ્યું:- "હે લંબા! આમ આવ! સત્વર રણમાં જા અને બાણાસુરનું રક્ષણ કર."

તે પછી યોગ સાધનારી હિમવાનની પુત્રી પાર્વતી ત્યાંથી અદૃશ્ય થયાં અને રણમાં હાથમાં ચક્ર ઉપાડી ઉભા રહેલા ભગવાન્ કૃષ્ણને નિરખી તેની પાસે જઈ, તેને એકલાને પોતાનું રૂપ દાખવ્યું.૧૦૬-૧૦ બીજી પાસ કોટવી લંબા દેવી મહાદેવની પાસેથી અંતર્ધાન થઈ, વસ્ત્રો તજી, નગ્ન બની, બાણના રક્ષણને અર્થે વિજયની આડે આવી, વાસુદેવની સન્મુખ ઉભી રહી. રુદ્રની સંમતિથી બીજી ઉમાદેવી જેવી જ કોટવી દેવીને પુનઃ રણમાં આવી ઉભેલી જોતાં, કૃષ્ણે તેને આવું વચન કહ્યું:-"હે દેવિ! તું પાછી મત્સરથી ત્રાંબા સરખી લાલચોળ આંખ કરી, દિગંબર સ્વરૂપ ધરી, બાણના રક્ષણ માટે તત્પર થઈ, રણમાં આડે ઉભી રહી છે. પણ નિઃસંશય હું આજે બાણાસુરને હણીશ જ."

કૃષ્ણે જ્યારે ફરીથી તેને આવું વચન કહ્યું, ત્યારે કોટવી દેવી આ વચન બોલી:-"હું તમને સર્વ ભૂતોના સર-

જનાર, પુરુષોત્તમ, મહાભાગ્યશાળી, મહાદેવ, અનંત, નીલ, અવિનાશી, પદ્મનાભ અને લોકોના આદિકારણ દેવ તરીકે ઓળખું છું. અપ્રતિમ બાણાસુરને રણમાં હણવો, એ તમને ઘટતું નથી.૧૧૧-૧૧૬ માટે આ બાણાસુરને અભયદાન આપો, અને મને મારા આ પુત્રને જીવતો જોવા દો. મેં એને એવું વરદાન આપેલું છે, એથી જ મારે એનું ફરી ફરી રક્ષણ કરવું પડે છે.૧૧૭ હે માધવ! મારા વચનને મિથ્યા કરવું એ તમને ઘટતું નથી."

દેવી કોટવી આવું નમ્રતાભર્યું વચન બોલી, એટલે શત્રુના નગરને જિતનારા કૃષ્ણે તેને નીચેનું વચન કહ્યું કે:-"હે ભામિની! હું જે સત્ય વચન બોલું છું તે સાંભળ. બાણાસુર હજાર હાથના બલે કરીને ગર્વથી ફુલાઈ ગયો છે; માટે એના એ હજાર હાથને તો મારે અવશ્ય આજે કાપી નાંખવા જ જોઇએ, એમાં કાંઈ પણ સંશય નથી. તેથી તું બે બાહુવાળા બાણાસુરથી જીવતા પુત્રવાળી થઈશ.૧૧૮-૧૨૦ એમ થશે, એટલે એ અસુરોના સ્વાભાવિક ગર્વનો આશ્રય કરી મારી સન્મુખ ફરી આવી શકશે નહીં."

નિર્દોષ કર્મ કરનારા કૃષ્ણે આમ કહ્યું, એટલે કોટવી દેવી બોલી કે, "હે દેવોના દેવ! ભલે ત્યારે બાણાસુરને બે બાહુવાળો કરો. પરંતુ જીવતો રહેવા દો જ."

પછી કાર્તિકસ્વામીની માતા ઉમયાને કૃષ્ણે આવકાર આપ્યો. તદનંતર પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ, સમર્થ અને વકતાઓમાં ઉત્તમ કૃષ્ણે ક્રોધે ભરાઈ બાણાસુરને આ વચન કહ્યું:-"હે બાણાસુર! યુદ્ધ કર, યુદ્ધ કર, સમરાંગણમાં અવકાશની પેઠે તારું રક્ષણ કરવાને આ કોટવી દેવી આડે ઉભી રહી છે. તારા પુરુષાર્થને ધિક્કાર છે." આવું વચન તેને કહી, પરમાત્મા, મહા બલવાન કૃષ્ણે આંખો મીંચી જેના ફેંકવાથી સ્થાવર-જંગમ સૃષ્ટિ સાથે સર્વે લોક મોહ પામે છે, એવું પોતાનું સુદર્શન ચક્ર બાણાસુરના ઉપર છોડવા ઉગામ્યું.૧૨૧-૧૨૫ એથી કાચું માંસ ખાનારાં ક્રવ્યાદ ભૂતો મહા રણસંગ્રામમાં તૃપ્તિ પામ્યાં. મહા કોપથી પ્રદીપ્ત થયલા, ગદાધારી કૃષ્ણે સૂર્યના તેજ સરખું ચકચકિત ચક્ર ઉચકી, અપ્રતિમ કર્મ કરનારા દાનવ બાણાસુરપર છોડ્યું અને પોતાના તેજથી રણમાં દાનવનું તેજ હરણ કર્યું.૧૨૬-૭ પછી પરમ ઓજસથી શ્રીધરે ચક્રવડે તેના બાહુ છેદ્યા. રણાંગણમાં વાસુદેવે બાણાસુર ઉપર છોડેલા એ વૈષ્ણવ ચક્રે અલાત ચક્ર* પ્રમાણે, શીઘ્ર વેગથી ચક્કરચક્કર ભમવા માંડ્યું, તેથી તેનું સ્વરૂપ પણ બરોબર દેખાતું ન હતું.૧૨૮-૨૯ એ ચક્રે આમ ચક્કરચક્કર ભમીને ટપોટપ ડાબાજમણી ક્રમવાર તેના હજાર હાથ કાપવા માંડ્યા. આ પ્રમાણે રણને મોખરે તેના હાથ છેદી, છેદાયલી શાખાવાળા વૃક્ષના જેવો બે હાથવાળો બાણાસુરને કરી, એ સુદર્શન ચક્ર પાછું કૃષ્ણના હાથમાં આવી રહ્યું.૧૩૦-૩૧

વૈશંપાયન કહે છે:-દૈત્યોનો સંહાર કરનારું સુદર્શન ચક્ર કૃતકૃત્ય થઈ પાછું ફર્યું, એટલે છેદાયલા બાહુવાળો મહાસુર બાણાસુર કાયામાંથી સ્રવતા રુધિરના પ્રવાહોથી તરબોળ થઈ ગયો અને ઝરણાં ઝરતા પર્વતની પેઠે પડ્યો રહ્યો. લોહીના પ્રવાહથી મત્ત થયેલો એ દાનવ મેઘની પેઠે વિવિધ ગર્જના કરવા માંડ્યો.૧૩૨-૩૩ તેના ભારે સિંહનાદથી શત્રુના વિનાશક કેશવે પાછું ચક્ર ફેંકવાની ઇચ્છા કરી અને બાણાસુરનો નાશ કરવાને તત્પર થયા. તેટલામાં કાર્તિકસ્વામી સાથે મહાદેવ ત્યાં આવી પહોંચ્યા.૧૩૪

પછી ઈશ્વર બોલ્યા કે:-"હે કૃષ્ણ! હે મહાબાહુ કૃષ્ણ! હું તમને મધુકૈટભના સંહારક, દેવોના દેવ અને સનાતન પુરુષોત્તમને ઓળખું છું,૧૩૫ તમે સર્વ લોકોના આશ્રય છો, અને જગત તમારાથી જ ઉત્પન્ન થયલું છે. ત્રણે લોકમાં સુર અને પન્નગોથી તમે અજિત છો.૧૩૬ તેટલા માટે આ ઉંચકેલા ચક્રને પાછું ખેંચી લ્યો. એ ચક્ર શત્રુને ભય આપનારું અને કોઇથી નિવારણ ન થઈ શકે એવું અને કોઇથી પાછું ન હઠાવાય એવું છે.૧૩૭ હે કેશીનું નિકંદન કાઢનારા! આ બાણાસુરને મેં અભયદાન આપેલું છે, તેથી મારું એ વચન વૃથા ન થાય, એ પ્રમાણે તમે એને ક્ષમા કરો."૧૩૮

એટલે કૃષ્ણ બોલ્યા કે, "ભલે, આ બાણાસુર જીવતો રહે. હું મારું ચક્ર પાછું લઈ લઉં છું. દેવોના દેવોથી અને અસુરોથી સર્વ રીતે તમે માન્ય છો.૧૩૯ હે મહેશ્વર! તમને નમસ્કાર છે. બાણાસુર વધ કરવા યોગ્ય છે, તથાપિ તે હું કરીશ નહીં. હવે મને જવાની આજ્ઞા આપો."૧૪૦

મહાદેવને આમ કહી, મોટા મનવાળા કૃષ્ણ ત્વરાથી જ્યાં બાણોવડે પ્રદ્યુમ્ન ઢંકાયલો હતો, ત્યાં આવી પહોંચ્યા.૧૪૧

કૃષ્ણ ત્યાંથી ગયા, એટલે નંદીએ બાણાસુરને આવું શુભ વચન કહ્યું, "હે બાણાસુર! તું પ્રસન્ન થયલા દેવોના દેવ મહાદેવની આગળ જા."૧૪૨

નંદીનું આવું વચન સાંભળી, શીઘ્રગતિવાળો બાણાસુર મહાદેવ પાસે જવા લાગ્યો. પ્રતાપી નંદીએ છેદાયલા હાથવાળા બાણાસુરને (ચાલીને) આમ જતો જોઈ, રથમાં ઉપાડી જ્યાં મહાદેવ હતા, ત્યાં તે એને લઈ ગયો.

* બનેટી.

વળી નંદીએ બાણાસુરને ફરીથી આ વચન કહ્યું:-"હે બાણ! હે બાણ! જો તું તારું કલ્યાણ થાય એમ ઇચ્છતો હો, તો મહાદેવ સમક્ષ જતાં તું નાચજે, આ દેવ મહાદેવ તારી ઉપર કૃપા વરસાવવાને તત્પર થયેલા છે."૧૪૩-૧૪૫

નંદીનાં આવા વચનથી પ્રેરાયલો, લોહીના પ્રવાહોથી વિકલ ગાત્રોવાળો, જીવવાની આશા રાખતો દાનવ બાણાસુર ભયથી ચિંતાતુર તથા બ્હાવરો બની જઈ શંકર પાસે પહોંચતાં વેંત જ નૃત્ય કરવા મંડી પડ્યો. નંદીનાં વચનથી પ્રેરાયલા બાણને ભયભીત થઈ વારંવાર નૃત્ય કરતો જોઈ, ભક્તો ઉપર અનુગ્રહ કરનારા શંકર કરુણાને વશ થયા અને બોલ્યા.૧૪૬-૪૮

ઈશ્વર કહે છે:-"હે બાણ! તારા મનમાં જે ઇષ્ટ હોય તે વરદાન માગ. હે દાનવ! તું મારો પ્રિય છે. તારા ઉપર કૃપા કરવાને હું તત્પર થયો છું."૧૪૯

એટલે બાણાસુર માગે છે:-"હે વિભુ! હું સતત અજર તેમ જ અમર થાઉં. જો તમને યોગ્ય લાગે તો, હે દેવ! આ મારો પ્રથમ વર છે."૧૫૦

(ફરી) મહાદેવ બોલે છે:-"હે બાણ! તું દેવતાઓ સરખો છો તારુ મૃત્યુ છે જ નહીં તું સદા મારા અનુગ્રહને પાત્ર છો, તેથી પાછો બીજો વર માગ."૧૫૧

(એટલે) બાણાસુર માગે છે:-"જેમ હું લોહીથી ખરડાયલો અને અતિશય દુઃખી તથા ઘાથી પીડિત છું, છતાં નાચું છું, તેમ હે મહાદેવ! આવી રીતે નૃત્ય કરનારા ભક્તને પુત્રજન્મના વર મળો."૧૫૨

પછી પાછા મહાદેવ બોલે છે:-"નિરાહાર, ક્ષમાવાન્, સત્ય અને આર્જવથી દૃઢ ચિત્તવાળા, મારા જે ભક્તો આમ તારી પેઠે નૃત્ય કરશે તો, તું કહે છે તેમ, તેઓ પુત્રોવાળા થશે. હવે હે બાણ! તારા મનમાં રમી રહેલો હોય એવો ત્રીજો વર તું માગ. હે પુત્ર! હું તે આપીશ. અહીં તારા સર્વ મનોરથો સફળ થાઓ."૧૫૩-૪

એટલે બાણાસુર માગે છે:-"હે નિષ્પાપ! ચક્રના તાડનથી જે ઘોર અને તીવ્ર વેદના મને થાય છે, તે આ ત્રીજા વરદાનથી શાંતિ પામો."૧૫૫

પછી રુદ્ર કહે છે:-"ભલે, એમ થશે. તારું કલ્યાણ થાઓ. એ પીડા તને સંતાપશે નહીં. તારાં ગાત્રો અક્ષત થશે અને સ્વસ્થ સ્થિતિમાં આવી જશે. જો તારી આકાંક્ષા હોય તો ચોથો વર માગ હું તે તને આપીશ. હે તાત! હું તારાથી કદી વિમુખ નથી પણ કૃપા દર્શાવવાને ઉન્મુખ છું."૧૫૬-૭

એટલે બાણાસુર માગે છે:-"હે વિભુ! પ્રમથગણોના વંશજોમાં હું મુખ્ય થાઉં અને મહાકાલના નામથી મારી શાશ્વત્ કાલ સુધી ખ્યાતિ પ્રસરે."૧૫૮

વૈશંપાયન કહે છે:-"ભલે, એમ થશે" એમ બાણાસુરને કહેતાં મહેશ્વર બોલ્યા કે:-"મારા આશ્રયથી તારું દિવ્ય રૂપ થશે, તારાં ગાત્રો અક્ષત થશે અને તું પીડાથી રહિત થઇશ. મારા સંસર્ગમાં જ રહેવાથી હે બાણાસુર! તને ક્યાંઇથી પણ ભય નડશે નહીં. તું બલ તેમ જ પુરુષાર્થથી પ્રખ્યાત થજે, એવું પાંચમું વરદાન હું તને આપું છું. વળી તારા મનમાં જેનો મનોરથ હોય તે વર ફરી માગ. તારું કલ્યાણ થશે."૧૫૯-૧૦

એટલે બાણાસુર પુનઃ માગે છે:-"હે દેવ! મારું અંગ કદી પણ વિરૂપ ન થાઓ. મારો બે હાથવાળો દેહ વિરૂપ ન થાય."૧૬૧

ત્યારે મહાદેવ કહે છે:-"હે મહાસુર! તું જેવી ઇચ્છા કરીશ તે પ્રમાણે થશે. ભક્તોને શું આપવા યોગ્ય નથી, એ મને જણાતું નથી."૧૬૨

વૈશંપાયન કહે છે:-તદનંતર પાસે ઉભેલા બાણાસુરને મહાદેવે કહ્યું કે, "તું જે જે કહીશ, તે તે સર્વ થશે."૧૬૩ આ પ્રમાણે બોલી, ત્રિલોચન ભગવાન્ શંકર, ગણોથી વિંટળાઈ સર્વ ભૂતોના દેખતાં તે સ્થળેથી અંતર્ધાન થઈ ગયા.૧૬૪

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे उषाहरणमां "कार्तिकेयनुं बलराम तथा प्रद्युम्न साथे युद्ध, अने बाणासुरने शंकरनुं अभयदान" ए नामनो अध्याय १२६ मो संपूर्ण

## અધ્યાય ૧૨૭ મો
### અનિરુદ્ધના વિવાહનું વર્ણન

वैशंपायन उवाच—

एवं वरान्बहून्प्राप्य बाणः प्रीतमनाभवन् ।
जगाम सहरुद्रेण महाकालत्वमागतः ॥ १ ॥

વૈશંપાયન કહે છે:-આ પ્રમાણે બહુ બહુ વર મેળવી, બાણાસુર મનમાં પ્રસન્ન થયો; પછી તે મહાકાળનું પદ પ્રાપ્ત કરી,મહાદેવની સાથે રણસંગ્રામમાંથી ચાલ્યો ગયો.૧ તે પછી વાસુદેવે નારદ મુનિને ઘણી ઘણી રીતે પ્રશ્નો પૂછયા કે, "હે ભગવન્! નાગોના બંધનથી બાંધી પુરેલો અનિરુદ્ધ ક્યાં છે? એ યથાર્થ રીતે સાંભળવાની મને ઇચ્છા છે; કારણ મારું મન સ્નેહથી આર્દ્ર થયું છે. અનિરુદ્ધનું હરણ થવાથી દ્વારકાનગરી ખળભળી ઉઠી છે; તેટલા માટે અમે અહીં આવ્યા છીએ અને તેથી અમો તેને ત્વરાથી છૂટો કરવા ઇચ્છીએ છીએ. તેનો શત્રુ નાશ પામ્યો છે, તેથી તેને આજે

ને આજે જ જોવાની અમારી ઇચ્છા છે.[૨-૪] માટે હે સદ્વ્રતશીલ ભગવન્! એ સ્થળ તમારી જાણમાં છે?"

કૃષ્ણે આમ કહ્યું, એટલે નારદે પ્રત્યુત્તર આપ્યો કે, "હે માધવ! બાણાસુરે પોતાની કન્યાના અંતઃપુરમાં નાગોથી બાંધી કુમાર અનિરુદ્ધને પુરેલો છે."

તેટલામાં તો ત્વરાથી ચિત્રલેખા ત્યાં આવી ઉભી રહી.[૫-૬] પછી તે બોલી કે, "ઉત્તમ સત્વવાન્, મહાત્મા, દૈત્યેન્દ્ર બાણાસુરનું આ અંતઃપુર રહ્યું. હે દેવ! તેમાં તમે નિઃશંકપણે સુખેથી પ્રવેશ કરો."[૭]

તદનંતર અનિરુદ્ધની મુક્તિને અર્થે બલરામ, ગરુડ, પ્રદ્યુમ્ન, કૃષ્ણ અને નારદ એ સર્વે તેના અંતઃપુરમાં પેઠા.[૮] ત્યાં તો ગરુડને જોતાં વેંત જ શરરૂપી જે મહાસર્પો અનિરુદ્ધના શરીરને વિંટળાઈ રહ્યા હતા, તે સર્વે એકાએક તેના શરીરથી છૂટા પડી ગયા અને પોતાનું સ્વાભાવિક શરરૂપ ધારણ કરી પૃથ્વી ઉપર પડ્યા.[૯-૧૦] તે પછી કૃષ્ણે મહાયશસ્વી અનિરુદ્ધને જોયો અને ભેટ્યા. એટલે અનિરુદ્ધ પ્રસન્ન મનથી પાસે આવી બે હાથની અંજલિ જોડી બોલ્યો કેઃ-"હે દેવના દેવ! હે કેશવ! તમે સદા યુદ્ધમાં વિજયી થાઓ છો. સો યજ્ઞ કરનારો સાક્ષાત્ ઇન્દ્ર પણ તમારી સન્મુખ યુદ્ધમાં ખડો રહેવાને સમર્થ નથી."[૧૧-૧૨]

તે પછી હર્ષ પામેલા, મોટા મનવાળા અનિરુદ્ધે મહાબળવાન્, યશસ્વી દેવ બલભદ્રને નમસ્કાર કર્યા.[૧૩] પછી તેણે બે હાથની અંજલિ જોડી, મહાત્મા માધવ અને ખેચરોમાં ઉત્તમ, મહાવીર્યસંપન્ન ગરુડને અભિવંદન કર્યું.[૧૪] તે પછી ચિત્રવિચિત્ર બાણો ધારનારા, મત્સ્યથી અંકિત ધ્વજાવાળા, સમર્થ, પોતાના પિતા પ્રદ્યુમ્નના સમીપ જઈ, અનિરુદ્ધે તેને અભિવંદન કર્યું.[૧૫] તે વેળા સખીજનોથી વિંટળાઈ, ઉષા જે પોતાના ઘરમાં બેઠી હતી તેણે પણ અનિરુદ્ધની પાછળ આવી, લાજતાં લાજતાં અતિશય બલાઢ્ય બલરામ, અતિ અજિત વાસુદેવ અને અતિશય વેગથી ગતિ કરનારા ગરુડ તથા પુષ્પોનાં બાણ ધારણ કરનારા કામસ્વરૂપ પ્રદ્યુમ્નને અભિવંદન કર્યાં.[૧૬-૧૭]

તે પછી પરમ તેજસ્વી નારદ ઇન્દ્રના વચનથી હસતા હસતા વાસુદેવની સમીપ પુનઃ આવ્યા,[૧૮] અને પછી શત્રુનું નિકંદન કાઢનારા, દેવ ગોવિંદની સ્તુતિ કરવા લાગ્યા કેઃ-"હે ગોવિંદ! અનિરુદ્ધના સમાગમને લીધે તમને ધન્યવાદ છે."[૧૯]

તે પછી અનિરુદ્ધ સહિત સર્વે જણાઓ નારદને પ્રણામ કરી ઉભા રહ્યા એટલે આશીર્વાદોથી વધાવી લેતાં દેવર્ષિ નારદે કૃષ્ણને કહ્યું કે,[૨૦] "હે વિભુ! અનિરુદ્ધના વીર્યથી વિખ્યાત વિવાહની વિધિ કરો. જંબુલોની* પરંપરા જોવાની મને દૃઢ ઇચ્છા થઈ છે."[૨૧]

નારદનું આવું વચન સાંભળી સર્વે ખડખડ હસી પડ્યા. પછી કૃષ્ણ બોલ્યા કે "હે ભગવન્! એ વિધિ સત્વર કરો. વિલંબ કરશો નહીં."[૨૨]

વૈશંપાયન કહે છેઃ-તેટલામાં હે તાત! બાણાસુરનો પ્રધાન કુભાંડ વિવાહવિધિ સંબંધી સર્વ સામગ્રીઓ લઈ, ત્યાં આવી પહોંચ્યો. પછી કૃષ્ણને નમસ્કાર કરી કુભાંડ બોલ્યો કેઃ-"હે કૃષ્ણ! હે મહાબાહુ કૃષ્ણ! તમે અમારા અભયદાનના દાતા થાઓ. હે દેવેશ! હું તમારે શરણે આવેલો છું. માટે પ્રસન્ન થાઓ. આ હું બે હાથની અંજલિ જોડી તમને નમસ્કાર કરું છું."[૨૩-૨૪]

પ્રથમથી જ કૃષ્ણે નારદ પાસેથી કુભાંડે અનિરુદ્ધને ઉગારવાને પ્રેરેલી સદ્બુદ્ધિ સંબંધી સર્વ વાત સાંભળી હતી, તેથી તેમણે મહાત્મા કુભાંડને અભયદાન દીધું.[૨૫] પછી બોલ્યા કે, "હે કુભાંડ! હે મંત્રીઓમાં શ્રેષ્ઠ! હે સદ્વ્રત આચરનારા! તારી ઉપર હું પ્રસન્ન થયો છું. તારાં સત્કૃત્ય હું સારી રીતે જાણું છું. તું હવે અહીં આ રાજ્યનો રાજા છે. તારા સારા જ્ઞાતિબંધુઓ સાથે સુખી અને શાંત થા.[૨૬] આ રાજ્ય મે તને આપ્યું છે. મારા આશ્રયથી તું ચિરંજીવી થા."

આ પ્રમાણે મહાત્મા કુભાંડને આ રાજ્ય આપી, જનાર્દને અનિરુદ્ધનો વિવાહ કર્યો. તે સમયે ભગવાન્ અગ્નિ પોતે જ સાક્ષાત્ પધાર્યા.[૨૭-૨૮] અનિરુદ્ધનો આ વિવાહ શુભ નક્ષત્રમાં થયો. એ પ્રસંગે અપ્સરાઓના ગણ આશ્ચર્યકારક નવીનતા દર્શાવવા તત્પર થયા.[૨૯] પોતાની ભાર્યા ઉષા સાથે અનિરુદ્ધે સ્નાન કર્યું તથા શુભ અલંકારો સજ્યા. તે પછી શુભ અને સ્નેહભર્યાં વચનોથી ગંધર્વોએ ગાન કર્યું અને અપ્સરાઓએ નૃત્ય કરીને એ વિવાહને સારી રીતે શોભાવ્યો. તે પછી મહાજ્ઞાની, શત્રુના સંહારક કૃષ્ણે અનિરુદ્ધના વિવાહનો વિધિ સંપૂર્ણ કરાવ્યો અને સર્વ દેવોના ગણ સાથે દેવોથી નમસ્કાર કરાતા વરદાયી રુદ્ર દેવનું પૂજન કર્યું. તે પછી શત્રુનાં નગરને જિતનારા કૃષ્ણે દ્વારકા જવાનો વિચાર કર્યો.

શત્રુના સંહારક કૃષ્ણને દ્વારકાં જવાને તત્પર થયલા જોઈ, બે હાથ જોડી કુભાંડે મધુસૂદનને એવી વિનતિ કરી કે, "બાણાસુરની ગાયો વરુણને અધીન રહેલી છે. હે માધવ! એ ગાયો અમૃત સરખું દૂધ આપે છે. તે દૂધ પીધાથી મનુષ્ય અતિશય બળવાન્ અને દુર્જય થાય છે."[૩૦-૩૫]

* વરપક્ષની સ્ત્રીઓ અને કન્યાપક્ષની સ્ત્રીઓ વિવાહના મંગલ પ્રસંગે પરસ્પર જે ઉપહાસનાં વચનો કહે, તેને જંબુલ કહે છે.

કુભાંડે આવું વચન કહ્યું, એટલે કૃષ્ણનું મન પ્રસન્ન થયું; પછી ત્યાં જવાનો વિચાર કર્યો અને ત્યાં જવું જ જોઇએ એવો નિશ્ચય કર્યો.[36] તદનંતર ભગવાન્ બ્રહ્મા કેશવને શુભ આશીર્વાદ દઈ, પોતાના ભુવનમાં રહેતા મહાત્માઓથી સંવૃત્ત થઈ બ્રહ્મલોકમાં સીધાર્યા.[37] મરુત ગણો સાથે ઇન્દ્ર દ્વારકા પ્રતિ ચાલ્યો. જયની આકાંક્ષા રાખનારાઓ જ્યાં કૃષ્ણ હોય છે ત્યાં જાય છે.[38] પ્રયાણ સારુ સર્વ સામગ્રીથી તેની માતાએ ઉષાને સજ્જ કરી એટલે તે મયૂર વાહન ઉપર ચઢી દ્વારકા તરફ સીધારી.

તે પછી બલરામ, કૃષ્ણ, મહાબલવાન્ પ્રદ્યુમ્ન તથા વીર્યશાલી અનિરુદ્ધ ગરુડ ઉપર ચઢ્યા, અને ઉડનારાઓમાં શ્રેષ્ઠ, તેજસ્વી ગરુડે પ્રયાણ કર્યું[39-40] માર્ગે પડતાં તેણે પોતાના વેગથી તથા પાંખોના ફડફડાટથી ઝાડોનાં ઝુંડને મૂળથી ઉખેડી નાંખ્યાં, પૃથ્વીને પણ કંપાવી, સર્વ દિશાઓને ખળભળાવી અને આકાશને રેણુથી છાઈ નાંખ્યું.[41] ગરુડે આમ પ્રયાણ કર્યું ત્યારે સૂર્ય પણ મંદ કિરણોવાળો થઈ ગયો. આમ મહાન્ ઓજસ્વી બાણાસુરને હણી, ગરુડ ઉપર ચઢી, પુરુષોમાં ઉત્તમ એ સર્વે વીરો લાંબે પંથે પડ્યા. તે ત્યાંથી તેઓ વરુણની પશ્ચિમ દિશામાં આકાશમાર્ગે સીધાર્યા.[42-43] ત્યાં એ મહાત્માઓએ નાના પ્રકારના વર્ણની, દિવ્ય દૂધ આપનારી, બાણાસુરની હજારો ગાયોને સમુદ્રના તટ ઉપરનાં વનમાં વિચરતી દીઠી.[44] પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ અને તત્ત્વપૂર્વક અર્થ સમજવામાં નિપુણ કૃષ્ણે કુભાંડે કરેલા વર્ણનને આધારે રૂપ ઉપરથી બાણાસુરની એ ગાયો ઓળખી અને તેમને સંઘરવાનું મન થયું. એટલે લોકના આદિકારણ, અવિનાશી કૃષ્ણે બેઠે બેઠે ગરુડને નીચેનું વચન કહ્યું.[45-46]

કૃષ્ણ કહે છેઃ—"હે વિનતાપુત્ર! જ્યાં બાણાસુરનું ગોધન ચરે છે ત્યાં તું જા. એ ગાયોનું દૂધ પીવાથી અમરપણું પ્રાપ્ત થાય છે.[47] મને સત્યભામાએ પણ કહ્યું છે, 'કે જે ગાયોનું દૂધ પીવાથી મહાસુરો જીર્ણ થતા નથી અને વૃદ્ધાવસ્થાનો ત્યાગ કરી જંતુઓ કદી પણ વૃદ્ધ થતાં નથી એવી ગાયો જો ધર્મનો લોપ થતો ન હોય, તો તમે અહીં લઈ આવો; તમારું કલ્યાણ થશે.[48-49] અથવા તેમાં કાર્યનો લોપ થાય એમ જણાતું હોય તો તે વિષે મન જ કરશો નહીં.' સત્યભામાએ મને આ ગાયો વિષે આમ કહ્યું હતું, અને હું પણ તે જાણતો હતો."[50]

એટલે ગરુડ ઉત્તર આપે છે કેઃ—"એ ગાયો હમણાં અહીં જણાય છે, પરંતુ હું જરા તેમની પાસે જઇશ, એટલે તે સર્વે ટપોટપ વરુણના ધામ સમુદ્રમાં પેસી જશે, તેથી તેનું કેમ કરવું તેનો કોઈ ઉપાય ચોજો."[51]

આવું વચન કહી, પાંખોના ફડફડાટથી એકાએક સમુદ્રને ખળભળાવી, ગરુડ તેમાં પેઠો.[52] વેગથી ગરુડને વરુણના ધામમાં પેઠેલો જોઈ, વરુણના સર્વે ગણો ગાભરા બની થરકવા લાગ્યા.[53] તેટલામાં નાના પ્રકારનાં આયુધોથી સજ્જ થઈ, અતિશય કષ્ટે પણ ન જિતાય એવું વરુણનું સૈન્ય વાસુદેવની સન્મુખ આવી ખડું થયું, અને પન્નગોના શત્રુ ગરુડ સાથે વરુણના યોદ્ધાઓએ ઘોર યુદ્ધ મચાવ્યું.[54] એટલે રણસંગ્રામમાં ચારે કોરથી ધાઈ આવતા વરુણના હજારો યોદ્ધાઓનાં અજિત સૈન્યને મહાત્મા કેશવે નસાડ્યું. આમ અસહ્ય પ્રહાર પડવાથી તે સર્વે સમુદ્રમાં પેસી ગયા. આ પ્રમાણે રણમાં પ્રદીપ્ત આયુધોથી સજ્જ થયલા છાસઠ હજાર રથ સાથે વરુણના યોદ્ધાઓનાં સૈન્યને વિવિધ પ્રકારનાં તીક્ષ્ણ બાણોની વૃષ્ટિથી ચારે કોરથી સર્વ રીતે વિંધી બલવાન્ તથા શૂરવીર બલરામ, કૃષ્ણ, અનિરુદ્ધ અને ગરુડે સમુદ્રમાં નસાડી મૂક્યું.[55-58] તદનંતર નિર્દોષ કર્મ કરનારા કેશવે, પોતાનાં સૈન્યને આમ પાછું હઠાવેલું જોઈ, અતિશય ક્રોધે ભરાયલો વરુણ જ્યાં કૃષ્ણ હતા, ત્યાં આવી પહોંચ્યો.[59] ઋષિઓ, દેવો, ગંધર્વો અને અપ્સરાઓના ગણોથી બહુ પ્રકારે સ્તુતિ કરાતા વરુણે આમ દર્શન દીધું.[60] તેના માથા ઉપર તેજસ્વી, ભૂખરા ધોળા રંગનું અને જળનો સ્રાવ કરતું છત્ર ધરેલું હતું, અને તેણે ઉત્તમ ધનુષ્ય હાથમાં ઉપાડ્યું હતું.[61] જલનો પતિ સમુદ્ર અતિ ક્રોધે ભરાઈ, પુત્રો, પૌત્રો અને સૈન્ય સાથે સજ્જ થઈ, પણછ ચઢાવેલા મોટા ધનુષ્ય સાથે યુદ્ધનું આહ્વાન કરતો રણમાં ખડો થયો.[62] હરિના ઉપર મહાદેવ જેમ ધસી જાય, તેમ ક્રોધે ભરાયલો વરુણ, શંખ ફૂંકતો કૃષ્ણ સામો ધસ્યો અને બાણોની જાળોથી તેમને ઢાંકી દીધા.[63] તે પછી મહા બલવાન્ જનાર્દને સમુદ્રમાંથી મેળવેલો પાંચજન્ય શંખ ફૂંક્યો અને સર્વ દિશાઓને બાણોની જાળોથી છાઈ નાંખી.[64] એટલે ચકચકિત બાણોથી રણમાં પીડા પામતો વરુણ જાણે હસતો હોય તેમ કૃષ્ણની સાથે યુદ્ધ કરવા મંડી પડ્યો.[65] તદનંતર રણસંગ્રામમાં ઘોર વૈષ્ણવ અસ્ત્રને મંત્રી, બુદ્ધિમાન્ વરુણ સામે તેને ચઢાવી, વાસુદેવ આવું વચન બોલ્યા કે, 'હે વરુણ! શત્રુનું નિકંદન કાઢનારું આ મહાઘોર વૈષ્ણવ અસ્ત્ર મેં તારા વધને અર્થે ચઢાવ્યું છે; માટે હવે ઉભો રહે, અને દૃઢ થા."[66-67] વૈષ્ણવ અસ્ત્રને પોતાની સામે ચઢાવેલું નિહાળી, મહાબલી વરુણદેવે પણ વારુણ અસ્ત્ર

ચઢાવી મોટી ગર્જના કરી.[૬૮] હે યુદ્ધમાં વિજય મેળવનારા જનમેજય! વૈષ્ણવ અસ્ત્રને શમાવવા માટે વરુણે છોડેલા વારુણ અસ્ત્રના પ્રસારથી જલના પ્રહારો નીકળવા લાગ્યા.[૬૯] એ અસ્ત્રે વારંવાર જલના પ્રવાહો તેની ઉપર ફેંક્યા, પરંતુ તે પ્રવાહો ફેંકાતાં વેંત જ પ્રજળી ઉઠયા અને બળી ગયા. આમ તે સર્વે પ્રવાહો બળી ગયા અને મહાવીર્યવાળું વૈષ્ણવ અસ્ત્ર પાછું પ્રકાશવા માંડ્યું, એટલે વરુણના યોધાઓએ ભયભીત થઈ સઘળી દિશાઓમાં દોડાદોડી કરી મૂકી. વરુણે પણ એ અસ્ત્રને પ્રજળતું જોઈ, કૃષ્ણને નીચે પ્રમાણે વિનતિ કરીઃ–

વરુણ વિનવે છેઃ–"હે કૃષ્ણ! અવ્યક્ત તેમ જ લક્ષણોથી વ્યક્ત એવી તમારી પૂર્વની પ્રકૃતિનું સ્મરણ કરો. હે મહાભાગ્યશાલી! તમારે તમારા આ તમોગુણનો* નાશ કરવો ઘટે છે. તમે કેમ આમ તમોગુણ ધારણ કરો છો?[૭૦–૭૨] હે યોગીશ્વર! હે મહામતિમાન્! તમારી તો નિત્ય સત્વગુણમાં સ્થિતિ છે. માટે તમારે પંચભૂતોના આશ્રય( માનવદેહ )થી ઉત્પન્ન થતા દોષો અને અહંકારનો ત્યાગ કરવો જોઈએ.[૭૩] આ જે તમારી વૈષ્ણવી મૂર્તિ મારી સન્મુખ ઉભી છે, તેનાથી હું વયે મોટો છું. તેથી મોટા ભાઈ તરીકે તમારે મને માન આપવું ઘટે છે. તો પછી તમે કેમ મને બાળવા ઇચ્છો છો?[૭૪] અગ્નિ, અગ્નિની સામે પરાક્રમ દાખવતો નથી. માટે હે યોધાઓમાં શ્રેષ્ઠ કૃષ્ણ! કોપનો ત્યાગ કરો. તમે જગતના ઉત્પન્ન કરનાર હોવાથી તમારો પરાજય કરવાને હું સમર્થ નથી.[૭૫] પૂર્વે તમે જે વિકૃતાત્મક મહત્ આદિ કાર્યરૂપ આત્માવાળી પ્રકૃતિ ઉત્પન્ન કરી હતી, તે પરિણામ પામવાના સ્વભાવવાળી છે. તે આમ પરિણામ( વિકાર ) પામવાના ધર્મથી યુક્ત હોઇને જગતના કારણત્વ રૂપ બીજદ્વારા આવા તમોગુણથી પરિણામનો આશ્રય કરી રહેલી છે.[૭૬] પ્રકૃતિના આરંભથી જ તમે આગ્નેય, વૈષ્ણવ અને સૌમ્ય એ અસ્ત્ર ઉત્પન્ન કર્યાં છે. આ જગત જ તમે સરજેલું છે, તો પછી તમે મારામાં કેમ મોહ પામો છો?[૭૭] હે મહાતેજસ્વી! તમે અજિત, શાશ્વત, સ્વયંભૂ, ભૂતોના ઉત્પાદક, અક્ષર અને ક્ષર, તથા ભાવ અને અભાવરૂપ છો.[૭૮] તમો મારી રક્ષા કરો; હું તમારાથી રક્ષણને પાત્ર છું. હે નિર્દોષ! હું તમને નમસ્કાર કરું છું. તમે લોકોના આદિ સ્રષ્ટા છો. તમે આ કાર્ય અનેક રૂપે કરેલું છે.[૭૯] જેવી રીતે બાલક રમકડાં સાથે ખેલે છે, તે પ્રમાણે હે મહાદેવ! જગતના પદાર્થો સાથે તમે ખેલો છો. હું કાંઈ પ્રકૃતિનો દ્રેષી નથી તેમ મેં પ્રકૃતિને દૂષિત પણ કરેલી નથી.[૮૦] હે પુરુષોત્તમ! અહંકાર આદિ વિકારોમાં પૂર્વે વાસના, લોભ, દ્વેષ આદિ ગુણરૂપે જે પ્રકૃતિ રહેલી છે તે હિંસા આદિ રૂપે પરિણામ પામે છે ત્યારે તેને શમાવવાને અર્થે, હે મહાતેજસ્વી! તમે સજ્જ થાઓ છો.[૮૧] હે નિર્દોષ! તમારામાં ક્રોધ આદિ જે જે વિકારો જણાય છે તે સર્વ વિકારો દુષ્ટોના નાશને અર્થે જ પ્રકટ થાય છે; પરંતુ તે તમારા સ્વભાવમાં તો કોઈ વિકાર કરી શકતા નથી. તમે અધર્મને ધર્મરૂપ જાણનારા મંદબુદ્ધિ દુષ્ટોને સદા એવા વિકારવાળા કરો છો.[૮૨] જ્યારે આ જગત્ પ્રકૃતિથી ઉત્પન્ન થયલા દોષોએ કરીને તમોગુણથી વ્યાપ્ત થાય છે તેમ જ રજોગુણનો પણ તેને પાસ લાગે છે, ત્યારે મોહ પ્રવર્તે છે.[૮૩] તમે પર અને અપર વિદ્યાના જ્ઞાતા અને સર્વજ્ઞ છો તથા ઐશ્વર્ય વિધિના આશ્રયે રહેલા છો. તમે પોતે જ પ્રજાપતિ છો છતાં કેમ અમને આમ મોહ પમાડો છો?"[૮૪]

વરુણે આવાં વિનતિનાં વચન કહ્યાં, એટલે સર્વના સ્રષ્ટા, લોકપરાયણ, સર્વના ભાવના જ્ઞાતા, ધૈર્યવાન્ કૃષ્ણનું મન પ્રસન્ન થયું.[૮૫] પછી આમ પોતાને ઉદ્દેશીને કહેનાર વરુણને કૃષ્ણે હસીને આવું વચન કહ્યુંઃ–"હે વીર! હે ભયંકર પરાક્રમવાળા! ગાયો મારે સ્વાધીન કર."[૮૬]

કૃષ્ણનું આ વચન સાંભળી, વચન બોલવામાં વિશારદ વરુણ ફરીથી બોલ્યો કે, "હે મધુસૂદન! હું કહું છું તે સાંભળો."[૮૭]

વરુણ કહે છેઃ–"હે દેવ! પૂર્વે બાણાસુરે મારી સાથે આ ગાયો કોઇને નહીં આપવાની શરત કીધી છે. એવી શરતથી બંધાયા પછી હવે હું તેનો કેમ લોપ કરી શકું?[૮૮] શરત તોડનારનું ચારિત્ર્ય દૂષિત થાય છે અને સત્પુરુષો તેની પ્રશંસા કરતા નથી, એ સઘળું હે દેવ! તમે સારી રીતે સમજો છો.[૮૯] હે મધુસૂદન! ધર્મને ભજનારા મનુષ્યો એવા માણસનો ત્યાગ કરે છે અને એમ નિયમ તોડનાર પાપીને શુભ લોકની પ્રાપ્તિ થતી નથી.[૯૦] હે મધુસૂદન! માટે પ્રસન્ન થાઓ અને મારી શરત (ધર્મ)નો લોપ ન થાય, એમ કરો. હે માધવ! શરતભંગના દોષથી મને યુક્ત કરવો, એ તમને યોગ્ય નથી.[૯૧] હે વૃષભના સરખી આંખવાળા! હું જીવતો રહીશ ત્યાં સુધી તો ગાયો તમને આપીશ નહીં. ભલે મને હણીને એ ગાયોને તમે લઈ જાઓ. મારી આવી પૂર્વની શરત છે.[૯૨] હે મધુસૂદન! મેં તમને મારી આ શરત સંપૂર્ણ રીતે કહી છે. હે મહાબાહુ! એ સત્ય છે. હે સુરેશ્વર! એ મિથ્યા થનાર નથી.[૯૩] જો હું તમારા અનુગ્રહને પાત્ર હોઉં, તો મારું રક્ષણ કરો. અથવા હું ગાયો લઈ જઇશ, એવો જ તમારો

* યુદ્ધનો ગુણ.

આગ્રહ હોય, તો હે મોટી ભુજાવાળા ! મને હણીને એ ગાયોને તમે ઉપાડી જાઓ."[૯૪]

વૈશંપાયન કહે છેઃ-વરુણે આ પ્રમાણે કહ્યું, એટલે યાદવોના વંશની વૃદ્ધિ કરનાર કૃષ્ણે, તેની શરત તોડાવવી એ યોગ્ય નહીં લાગવાથી, તે સંબંધી પોતાની પ્રતિજ્ઞા છોડી દીધી.[૯૫] તે પછી અર્થમાં પારંગત કૃષ્ણે હસી, વરુણને આવું વચન કહ્યું કે, "જો તેં બાણાસુર સાથે એવી શરત કરેલી જ છે, તો હું તને મુક્ત કરું છું.[૯૬] જો તું મધુર અને મનહર વચનોથી મારી સાથે આવું સંભાષણ કરે છે, તો હે પ્રભુ વરુણ ! હું તારે હાથે કેમ એવું પાપાચરણ કરાવું ? માટે હે વરુણ ! તું જા, હવે તું છૂટો થયો છે, તું સત્યનો જ સાથી થા.[૯૭] તારું પ્રિય કરવાને અર્થે હું બાણાસુરની ગાયોને જતી કરું છું, એમાં કાંઈ સંશય ન રાખતો."

તે પછી તુરીઓના નાદ તથા ભેરીઓના મહા ધ્વનિઓ સાથે વરુણે અર્ઘ આણી કેશવની પૂજા કરી. યદુનંદન કેશવે અર્ઘનો સત્કાર કર્યા પછી, વરુણ દેવે બલરામનું પૂજન કર્યું, અને તે કુશલ તથા શાન્ત ચિત્તવાળો થયો. પછી પ્રતાપી વાસુદેવે વરુણને અભયદાન દીધું અને શચીપતિ ઇન્દ્ર સહવર્તમાન દ્વારકા પ્રતિ પ્રયાણ કર્યું. એટલે દેવો, મરુતો, સાધ્યો, સિદ્ધો, ચારણો, ગંધર્વો, અપ્સરાઓ, કિન્નરો અને અંતરિક્ષમાં વિચરનારી અન્ય વ્યક્તિઓ, ભૂતોના ઈશ, સર્વ ભૂતોના આદિકારણ, અવિનાશી, દેવ કૃષ્ણની પછવાડે ચાલ્યાં.[૯૮-૧૦૨] આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનીકુમાર ભાઇઓ, યક્ષો, રાક્ષસો, વિદ્યાધરના ગણો, તથા અન્ય સિદ્ધો અને ચારણો તેમના યશ અને વિજયનું ગાન કરતા પ્રયાણ કરતા કૃષ્ણની પાછળ ચાલ્યા.[૧૦૩] બાણાસુર તથા વરુણ ઉપર મેળવેલા વિજયથી સંતુષ્ટ થઈ કલહપ્રિય, મહાભાગ્યશાલી નારદ દ્વારકા પ્રતિ ચાલ્યા.[૧૦૪]

આ પ્રમાણે પ્રયાણ કરતાં, કેટલુંક અંતર વટાવ્યા પછી, કૈલાસનાં શિખરો સરખા પ્રાસાદોથી તથા શુભ ગુફાઓથી શોભતી, દ્વારરૂપી માલાવાળી દ્વારકાપુરીને ચક્ર અને ગદાને ધરનારા મધુસૂદને દૂરથી નિહાળી, અને પાંચજન્ય શંખમાંથી ધ્વનિ કાઢયો; અને દ્વારકાપુરીના નિવાસીઓને પોતાના આગમનથી જાણીતા કર્યા.[૧૦૫-૧૦૬] દેવોના આગમનને જણાવનારો, પાંચજન્ય શંખનો ધ્વનિ સાંભળતાં જ દ્વારાવતીના સઘળા લોકો અતુલ હર્ષ પામ્યા[૧૦૭] અને તેમણે જલના પૂર્ણ કુંભોવડે, લાજાઓવડે, અને વિશાળ વિસ્તારને શણગારનારાં પુષ્પોની માળાવડે દ્વારોથી શોભતી સમગ્ર દ્વારાવતીપુરીને શણગારી દીધી. તેના યથાર્થ રીતે રચાયલા માર્ગો સુંદર શોભાથી સજાયલા અને અનેક રત્નોથી સુશોભિત થયલા હતા. યદુકુલના પુરોહિતો તથા અન્ય વિપ્રોએ અર્ઘ આણીને તે વતી વિવિધ જયવાદો સાથે ગરુડ ઉપર આરૂઢ થયલા અને નીલ અંજનના ઢગની ઉપમાને યોગ્ય એવા માધવની પૂજા કરી.[૧૦૮-૧૧૦] તે પછી બાકીના ત્રણ વર્ણો-ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર-ના લોકોએ અનુક્રમે મહાબલવાન્ અને પરમ શોભાવાન્ કૃષ્ણનું વંદન અને પૂજન કર્યું.[૧૧૧] પછી કેશીના સંહારક, અનંત કૃષ્ણની પૂજા નિરનિરાળા ધંધા કરનારા લોકોએ પોતપોતાના મુખી શેઠને આગળ કરી યથાવિધિ કરી. ચારે કોરથી ઋષિઓ, ગંધર્વો અને ચારણો દ્વારકાના ઉપવનમાં બેઠેલા કૃષ્ણની સ્તુતિ કરી રહ્યા, અને દાશાર્હોના ગણના શ્રેષ્ઠ પુરુષો આ સર્વ આશ્ચર્ય નિહાળી રહ્યા.[૧૧૨-૧૧૩]

આમ બાણાસુરને જિતી દ્વારકા આવેલા મહાદેવ, પુરુષોત્તમ, મહાબાહુ કૃષ્ણને નિરખતાં સર્વે દ્વારકાવાસીઓ અતુલ હર્ષ પામ્યા, અને તેમના વિજયવિષે વિવિધ ઉદ્‌ગારો કાઢવા લાગ્યા. યાદવોના મહારથી, કૃષ્ણ પાછા દ્વારકા આવ્યા એટલે લોકો બોલવા મંડ્યા કે, "અહો હો ! ઘણે દૂર માર્ગે જવા છતાં ગરુડ સત્વર પાછો આવ્યો છે. મહાબાહુ, મોટી ભુજાવાળા, જગતના પિતા કૃષ્ણ જેમના રક્ષણ કરનારા અને યોગક્ષેમ સાધનારા છે, એવા આપણે ધન્ય તથા અનુગ્રહને પાત્ર છીએ. જાણે આપણાં હૃદયને આહ્લાદથી ભરતા હોય તેમ કમલલોચન કૃષ્ણ ગરુડ ઉપર આરૂઢ થઈ, અતિ અજિત બાણાસુરને જિતી દ્વારકા પાછા આવ્યા છે."

આ પ્રમાણે દ્વારકાના નિવાસીઓ ઉદ્‌ગાર કાઢી રહ્યા હતા, એટલામાં દેવો (વિમાનોમાંથી ઉતરી) મહારથી વાસુદેવના ગૃહદ્વારમાં પેઠા અને વાસુદેવ, બલરામ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ પણ ગરુડ ઉપરથી હેઠા ઉતરી પોતપોતાના ઘરમાં પેઠા. તેટલામાં દેવોનાં વિમાનો ત્યાં આકાશમાં સંચરવા લાગ્યાં.[૧૧૪-૨૦] ઉત્તમ હંસો, મૃગો, નાગો, અશ્વો, સારસો અને મયૂરોનાં વાહનોવાળાં નાના પ્રકારનાં પ્રકાશતાં હજારો વિમાનો સર્વ રીતે શોભતાં તે સ્થાને અંતરિક્ષમાં ગોઠવાયલાં દેખાયાં.[૧૨૧] એટલે પોતાના પ્રદ્યુમ્ન આદિ હજારો કુમારોને કૃષ્ણે મધુર અને પ્રિય વાણીથી આવું વચન કહ્યું:[૧૨૨] "આ સર્વે રુદ્રો, આદિત્યો, વસુઓ, અશ્વિનીકુમારો, સાધ્યો તથા જે અન્ય દેવો વિરાજેલા છે તેમને યોગ્ય ક્રમ અનુસાર વંદન કરો.[૧૨૩] તેમના ગણો તથા નાગોનાં વાહનો સાથે દાનવોને ભય કરાવનારા, મહા ઉદાર, સહસ્રાક્ષ ઇન્દ્રને તમે વંદન કરો.[૧૨૪] અંગિરસ અને ભૃગુને આશ્રયે રહેલા મહાભાગ્યશાલી સપ્તર્ષિઓ અને

મહાત્મા ઋષિઓને આનંદપૂર્વક તમે વંદન કરો.[૧૨૫] આ જે સર્વ ચક્રધારીઓ છે તેમને સર્વ રીતે તમે વંદન કરો. મારું પ્રિય કરવાને અર્થે આ જે સાગરો, સરોવરો, દિશાઓ અને ઉપદિશાઓ અહીં આવેલા છે તેમને યોગ્ય ક્રમે તમે વંદન કરો. વાસુકિ આદિ જે અતિ મહા બળવાન્ નાગો, તથા ગાયો, મારા પ્રિયને અર્થે અહીં આવેલાં છે તેમને તમે યોગ્ય ક્રમે વંદન કરો. નક્ષત્રો, યક્ષો, રાક્ષસો અને કિન્નરો સાથે મારા પ્રિયને અર્થે જે આકાશી તેજસ્વી વ્યક્તિઓ અહીં આવેલી છે તેમને તમે યોગ્ય ક્રમે વંદન કરો."

વાસુદેવનું આવું વચન સાંભળી સર્વ કુમારોએ તે સર્વ મહાત્મા દેવોનું યોગ્ય ક્રમ અનુસાર વંદન કર્યું અને તેમની સન્મુખ ઉભા રહ્યા. સર્વ સ્વર્ગના નિવાસીઓને આમ દ્વારકામાં એકત્ર થયલા જોઈ નગરવાસીઓ પરમ વિસ્મય પામ્યા,[૧૨૬–૩૦] અને તેમની પૂજાને અર્થે સર્વ સામગ્રીઓ લઈ, સત્વર તે સ્થળે આવી પહોંચ્યા, અને તેમના મુખમાંથી આવા સ્વાભાવિક ઉદ્ગાર નીકળ્યા કે, "અહોહો! આ કેવું મહદ્ આશ્ચર્ય છે! વાસુદેવનો પૂર્ણ આશ્રય કરવાથી આપણને આવો અલૌકિક લાભ મળ્યો છે!" તે પછી સર્વ રીતે ચંદનના લેપો, ગંધો અને પુષ્પો ઉંચે ફેંકી નિયમશીલ દ્વારકાવાસીઓએ, એ સર્વ દેવોની પૂજા કરી અને લાજા, પ્રણામ, ધૂપ, પ્રાર્થનાનાં વચનો, અને સુંદર વાદ્યોના ધ્વનિથી તે સર્વનો સારો સત્કાર કર્યો. આમ સર્વ દ્વારકાવાસીઓ દેવોનું પૂજન અર્ચન કરી રહ્યા હતા તે દરમ્યાન મહાભાગ્યશાલી વીર્યવાન્ ઇન્દ્ર યાદવોના મંડલ સમક્ષ પધાર્યો. આહુક, વાસુદેવ, યદુનંદન સાંબ, સાત્યકિ, ઉલ્મુક, મહા બલવાન્ વિપૃથુ, મહાભાગ્યશાલી અક્રૂર, નિશઠ અને અંધક એ સર્વને આલિંગન દીધું, તેમનાં મસ્તક સુંઘ્યાં અને કેશીના સંહારક કૃષ્ણની સ્તુતિ કરતાં અલૌકિક વાણીથી બોલ્યોઃ–

"હે સાત્ત્વતવંશીઓ! સર્વ સાત્ત્વતોમાં શ્રેષ્ઠ એવા આ યદુનંદન યશ અને પુરુષાર્થથી મહાત્મા કાર્તિકસ્વામી અને મહાદેવની સમક્ષ યુદ્ધ કરી એક ક્ષણમાં રણસંગ્રામમાં બાણાસુરને જિતી દ્વારકા પુનઃ આવેલા છે. તેઓ હજાર હાથવાળા બાણાસુરને બે હાથવાળો કરી અનુપમ અદ્ભુત કાર્ય સાધી, તેનું દ્વિબાહુ રૂપ સ્થાપન કરી પોતાને પુર આવેલા છે. જે હેતુને અર્થે મનુષ્યોમાં મહાત્મા કૃષ્ણે અવતાર લીધો છે તે હેતુ સધાયો છે; તેથી અમારો શોક નષ્ટ થયો છે. તમે સર્વે પ્રીતિપૂર્વક માધ્વીક મધુ (આસવ) પીઓ અને ક્રીડા કરો. વિષયો મધ્યે તમે જેમ આસક્ત થશો તેમ વર્ષે તમારા દિવસો ન કળી શકાય એવી રીતે સતત આનંદથી ગાળી શકશો. આ મહાત્માના બાહુના શુભ આશ્રયથી અમો સર્વનો શોક નાશ પામ્યો છે, અને યથાયોગ્ય આનંદમાં રમમાણ થયા છીએ."

આ પ્રમાણે દાનવોનો અંત આણનાર કેશવની સ્તુતિ કરી, સહસ્રાક્ષ મહા ભાગ્યશાલી ઇન્દ્ર તેમની વિદાયગીરી લઈ, સર્વ લોકથી નમસ્કાર થતા કૃષ્ણને પુનઃ ભેટી, સર્વ દેવોના ગણોથી વિંટળાઈ, દેવો અને મરુદ્ગણો સાથે સ્વર્ગે સીધાર્યો.[૧૩૧–૧૪૪] ઋષિઓ અને મહાત્માઓ મહાન્ ઓજસ્વી કૃષ્ણને વિજયવાદ તથા આશીર્વાદોથી વધાવી, જેમ આવ્યા હતા તેમ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. તે જ રીતે યક્ષો, રાક્ષસો અને કિન્નરો પણ પોતપોતાને સ્થાને સીધાર્યા.[૧૪૫]

પુરંદર સ્વર્ગે સીધાવ્યા પછી, પદ્મનાભ, મહા બળવાન્, મહાભાગ્યશાળી કૃષ્ણે સર્વ યાદવોનું અવિનાશી કુશળ પૂછ્યું.[૧૪૬] તદનંતર લોકો કૃષ્ણના મુખચંદ્રની ચંદ્રિકાસમાન શોભા નિરખવા લાગ્યા અને હજાર પ્રકારે કિલકિલ શબ્દોના કોલાહલ કરવા મંડ્યા. તે સર્વથી નિર્દોષ કૃષ્ણ પ્રસન્ન થઈ રહ્યા.[૧૪૭] આમ દ્વારકા પહોંચ્યા પછી યાદવગણો સાથે પરમ શોભાથી યુક્ત થઈ કૃષ્ણ સર્વ વિવિધ વાંછિત કામનાઓને ભોગવતા આનંદમગ્ન થઈ રહ્યા.[૧૪૮]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्वविषे उषाहरणमां "अनिरुद्धना विवाहनुं वर्णन, अने द्वारकामां पुनरागमन" ए नामनो अध्याय १२७ मो संपूर्ण

## અધ્યાય ૧૨૮ મો
## ઉષાહરણની સમાપ્તિ

वैशंपायन उवाच––

अथाहुको महाबाहुः कृष्णं प्राह महाद्युतिः ।
हर्षादुत्फुल्लनयनः श्रूयतां यदुनन्दन ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–આ પ્રમાણે મળવા ભેટવાનું કાર્ય પુરું થયા પછી મહાતેજસ્વી, મહાબાહુ, રાજા આહુકે (ઉગ્રસેને) હર્ષથી પ્રફુલ્લ નયને કૃષ્ણને કહ્યુંઃ– "હે યદુનંદન! સાંભળ. સર્વ પ્રસંગ આ પ્રમાણે હવે સમાપ્ત થયો છે, અને અનિરુદ્ધ સુખરૂપ પાછો આવ્યો છે, તેથી તારે એક મહાન્ ઉત્સવ કરવો જોઇએ. અનિરુદ્ધને ક્ષેમકુશળ આવેલો જોઈ, અપ્સરાઓ સાથે અન્ય સર્વે તેની સેવા ઉઠાવી રહ્યાં છે.[૧–૨] મહાભાગ્યશાલી ઉષા પણ સખીમંડળથી વિંટળાઈ પરમ પ્રીતિથી અનિરુદ્ધની સાથે આનંદથી રહે છે.[૩] કુષ્માંડ-

ની પુત્રી રામાને ઉષાના સખીમંડલમાં પ્રવેશ કરાવવો, એવી મહાભાગ્યશાળી વૈદર્ભીની* ઇચ્છા છે.[૪] કુભાંડની એ શુભ કન્યા રામાને સાંબ સાથે પરણાવો, અને શોણિતપુરથી જે અન્ય દાનવકન્યાઓ આણેલી છે, તેમને ક્રમવાર સર્વ કુમારોને આપી દ્યો.[૫] આ ઉત્સવ અનિરુદ્ધના મંદિરમાં તથા તમો શ્રીપતિના ગૃહમાં કરાવો.”

તે પછી ત્યાં શુભ ઉત્સવ ચાલી રહ્યો. ત્યાં મદને વશ થયલી નારીઓ વાદ્ય વજાડવા લાગી તથા અપ્સરાઓ અને અન્ય વારાંગનાઓ નૃત્ય કરી રહી.[૬-૭] ત્યાં ક્રીડા કરતાં કરતાં નાના પ્રકારનાં અંબર ધારણ કરનારી કેટલીક સ્ત્રીઓ આનંદમગ્ન થઈ ગઈ, તો કેટલીક અહીંતહીં ફરતાં અન્યોન્ય સાથે ટોળ કરવા મંડી.[૮] કેટલીક મદને વશ થવાથી પોતે જ અન્યોન્ય સાથે ખેલવા લાગી; ત્યારે કેટલીક હર્ષથી ઉત્ફુલ્લ નયને ચોપટ રમવામાં મગ્ન થઈ.[૯]

આમ ક્રીડા ચાલતી હતી તે દરમ્યાન આકાશવાણીએ પ્રદ્યુમ્નની પત્નીને કહ્યું. “કે મયૂર જોડેલા રથમાં બેસી, સખીઓથી વિંટળાઈ, દેવી રુદ્રાણીની સંમતિથી અહીં આવેલી, તારી પુત્રવધુ ઉષાનો સત્કાર કર. આ સુંદરી નામે ઉષા ઉષા (પ્રભાત)ના જેવી જ ઉત્તમ છે, એ પ્રશંસાપાત્ર કુલમાં જન્મેલી છે તે બાણાસુરની પુત્રી અને તારા પુત્રની વધૂ છે, માટે હે ભામિની! તેનો તું યોગ્ય સત્કાર કર.[૧૦-૧૧] તે પછી પ્રદ્યુમ્નની પત્નીએ અનિરુદ્ધની સુંદર પત્ની ઉષાને મંગલવિધિ કર્યો અને પછી તેનો સત્કાર કર્યો અને અનિરુદ્ધના મંદિરમાં તેને પ્રવેશ કરાવ્યો.[૧૨] દેવકી, રોહિણી, વિદર્ભરાજની પુત્રી રુક્મિણી અનિરુદ્ધને નિહાળતાં સ્નેહ અને હર્ષથી ઉભરાયાં અને તેમને આનંદનાં આંસુ આવ્યાં.[૧૩] પછી રેવતી અને રુક્મિણીએ ઉષાને મુખ્ય ગૃહમાં પ્રવેશ કરાવ્યો અને કુશલ સમાચાર પૂછતાં કહ્યું, કે “હે પુત્રવધૂ! તું આનંદમાં છે! તું ખરેખર અનિરુદ્ધના દર્શનથી ભાગ્યશાળી થઈ છે.”[૧૪] તે પછી મંગલ વાદ્યોના નાદથી સુંદર મુખવાળી સ્ત્રીઓએ યોગ્ય ક્રિયાઓ કરવાનો આરંભ કર્યો અને ઉષા અનિરુદ્ધના મંદિરમાં પ્રતિષ્ઠિત થઈ.[૧૫]

તદનંતર વૃષ્ણિકુમાર અનિરુદ્ધ સાથે મંદિરના ઉપરના ભાગમાં વસતાં, ઉત્તમ મુખવાળી ઉષા સ્વર્ગ સમાન રૂપ અને ભોગવિલાસોથી ક્રીડામાં મગ્ન થઈ રહી.[૧૬] ચિત્રલેખા નામની સુંદર નિતંબવાળી તેની સખી સાક્ષાત્ અપ્સરા વિદાયગીરી લઈ સ્વર્ગે સીધારી.[૧૭] તે પછી તેની સઘળી સખીઓ આ પ્રમાણે વિદાયગીરી લઈ, પોતપોતાને સ્થાને પરવરી. તે પછી સુંદર કટિવાળી માયાવતી† નામની પ્રદ્યુમ્નની રાણીએ પ્રથમ અસુરની સુંદર કુંવરી ઉષાને પોતાને મંદિરે નિમંત્રણથી બોલાવી. તેણે પુત્રવધૂને નિહાળી અને વસ્ત્રો તથા અન્ન અને પાનથી તેનો સારો સત્કાર કર્યો.[૧૮-૧૯] તદનંતર ક્રમ અનુસાર, મુખ્ય મુખ્ય યાદવોની સર્વ સ્ત્રીઓએ યોગ્ય આચારનો વિચાર કર્યો અને પુત્રવધૂ ઉષાને પોતપોતાને મંદિર નોતરી અને પોતપોતાના ધર્મ પ્રમાણે તેનો સત્કાર કર્યો.[૨૦]

વૈશંપાયન કહે છેઃ-હે કુરુકુલનો ઉદ્ધાર કરનારા! બાણાસુરને કેવી રીતે કૃષ્ણે રણસંગ્રામમાં જિત્યો અને તેને કેવી રીતે જીવતો છોડ્યો, તે સંબંધી સર્વ વર્ણન મે તને આ પ્રમાણે કહ્યું છે.[૨૧] તે પછી યાદવોના ગણો સાથે કૃષ્ણ દ્વારકામાં ક્રીડા કરવા લાગ્યા અને પરમ આનંદથી સમગ્ર પૃથ્વી ઉપર શાસન પ્રવર્તાવવા લાગ્યા.[૨૨] હે પૃથ્વીપતિ! આ પ્રમાણે વિષ્ણુ પૃથ્વી ઉપર અવતર્યા હતા. તેઓ ભૂમિ ઉપર યાદવના કુલમાં શ્રેષ્ઠ વાસુદેવ, વિષ્ણુ તરીકે વિખ્યાત છે.[૨૩] આ કારણથી વૃષ્ણિઓમાં વસુદેવના કુલમાં દેવકીને વિષે શ્રીમાન્ કૃષ્ણે અવતાર લીધો હતો. તેં મને પૂર્વે તેમના જન્મનાં જે કારણો પૂછ્યાં હતાં તે આ સર્વ છે.[૨૪] નારદનો પ્રશ્ન સમાપ્ત થયા પછી જે સઘળું મેં સંક્ષેપમાં કહ્યું છે તે સર્વે હે જનમેજય! તેં પૂર્વે વિસ્તારપૂર્વક સાંભળેલું છે.[૨૫] મથુરામાં કૃષ્ણના થયલા જન્મ સંબંધી અને તેમના વર્તન સંબંધી જે મોટો સંશય તને થયો હતો, તે મેં આથી નિવૃત્ત કરેલો છે. વાસુદેવ એ જ સર્વોત્કૃષ્ટ ગતિ ( પ્રાપ્ત વ્યવસ્થાન ) છે, એમ મેં તને સારી રીતે કહેલું છે.[૨૬] આ જગતમાં કૃષ્ણ શિવાય અન્ય કોઈ આશ્ચર્ય જ નથી. સાક્ષાત્ કૃષ્ણ જ સર્વે આશ્ચર્યોનું નિવાસસ્થાન છે. જગતમાં સર્વ આશ્ચર્યોમાં કોઈ પણ આશ્ચર્ય વિષ્ણુ સાથે સંબંધ ધરાવતું નહીં હોય એવું નથી.[૨૭] કૃષ્ણ એ જ સર્વ ધન્યોમાં ધન્ય છે, ધન્ય કરનારા તેમ જ ધન્યના ઉત્પાદક છે. દેવોમાં તેમ જ અસુરોમાં અચ્યુતથી અન્ય કોઈ જ વિશેષ ધન્ય નથી.[૨૮] આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનીકુમારો, મરુતો, ગગન, પૃથ્વી, દિશાઓ, જલ અને જ્યોતિ પણ એ જ છે.[૨૯] એ જ સનાતન ધાતા, વિધાતા અને સંહર્તા છે. એ જ સત્ય, ધર્મ, તપ, પિતામહ બ્રહ્મા, નાગોના પતિ અનંત અને રુદ્રોના પતિ શંકર કહેવાય છે. સ્થાવરજંગમ સૃષ્ટિ નારાયણથી ઉદ્ભવેલી છે.[૩૦-૩૧] આ જનાર્દનથી જ આ સર્વ જગત્ ઉત્પન્ન થયલું છે. તેથી હે ભારત! તેને નમસ્કાર કર.[૩૨] એ સનાતન દેવ સતત સર્વે દેવર્ષિઓથી પૂજ્ય છે.

* અનિરુદ્ધની પહેલાંની પટ્ટરાણી.

† શંબરાસુરને બાંધી પ્રદ્યુમ્ને આણેલી પૂર્વ જન્મની રતિ.

હે જનમેજય! આ પ્રમાણે મેં તને બાણાસુર સાથે થયલું યુદ્ધ અને કેશવનું માહાત્મ્ય કહેલું છે. તેના શ્રવણમાત્રથી જ તારા વંશની અતુલ પ્રતિષ્ઠા તને પ્રાપ્ત થશે. જે મનુષ્યો બાણાસુરના અનુત્તમ યુદ્ધના આ વર્ણનને તથા કેશવના માહાત્મ્યને હૃદયમાં ધારણ કરશે તેમનું સેવન કદી પણ અધર્મ કરશે નહીં. હે તાત જનમેજય! તારો યજ્ઞ નિવૃત્ત થયા પછી તેં મને તેમની જે વૈષ્ણવી ચર્ચા સંબંધી પૂછ્યું હતું તેનું કીર્તન મેં તારી સમક્ષ આમ સમગ્ર રીતે કર્યું છે. હે નૃપ! જે પાઠક આ સમગ્ર આશ્ચર્ય પર્વને હૃદયમાં ધારણ કરશે, તે સર્વ પાપથી કેવળ મુક્ત થઈ, વિષ્ણુલોકમાં સંચરશે. પ્રાતઃકાળમાં ઉઠીને જે મનુષ્ય સારી રીતે એકાગ્ર ચિત્તથી આ કથાનું નિત્ય કીર્તન કરશે તેને આલોકમાં તેમ જ પરલોકમાં કંઈ પણ દુર્લભ જણાશે નહીં. જો બ્રાહ્મણ તેનું આ પ્રમાણે કીર્તન કરશે તો તે સર્વ વેદોમાં પારંગત થશે. જો એ પાઠ કરનાર ક્ષત્રિય હશે તો તે વિજયી થશે. જો તે વૈશ્ય હશે તો તે ધનથી સમૃદ્ધ થશે, તથા જો તે શૂદ્ર હશે તો તેની સર્વ કામનાઓ પૂર્ણ થશે. આ કથાનું કીર્તન કરનારનું કદિ કંઈ પણ અશુભ થશે નહીં અને તેને દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થશે.૩૩-૩૮

સૌતિ કહે છેઃ—હે દ્વિજોમાં શ્રેષ્ઠ વિપ્રો! આ પ્રમાણે વૈશંપાયને કહેલી હરિવંશની કથા પરીક્ષિત રાજાના પુત્ર જનમેજય રાજાએ એકાગ્ર ચિત્તથી નિયમથી ચળ્યા શિવાય સાંભળી. હે શૌનક! સર્વ વંશો સંબંધી કથા સંક્ષેપમાં તેમ જ વિસ્તારથી મેં તમને કહી સંભળાવી. હવે અન્ય વિશેષ શું સાંભળવાની તમારી ઇચ્છા છે?૩૯-૪૧

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां विष्णुपर्व विषे उषाहरणनो "उषाहरणनी समाप्ति" ए नामनो अध्याय १२८ मो संपूर्ण

